# પ્રેરણાપ્રદાયિની

શ્રી શ્રી મા આનંદમયીના વરદ
કર કમળોમાં સસ્નેહ
અર્પણ




લેખક

દંડીસ્વામી

શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ

[શિષ્યસ્વામી - શ્રીમદ્ જગદ્ગુરુ શંકરાચાર્ય

પુના. તારીખ ૨૩/૧૨/૭૭.

For the Ashram-Library

# તિબેટની
# કૈલાસ-માનસરોવર પ્રદક્ષિણા

卐

લેખક :—
દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજ

卐

—: પૂર્વભૂમિકા :—
તિબેટના ધર્મમહાગુરુ- શ્રી. શ્રી. દલાઈલામા (૧૪)

卐

—: મુખપૃષ્ઠ ચિત્રકાર :—
તિબેટના પ્રસિદ્ધ ચિત્રકાર- લામા નવકુશોક

卐

—: પ્રકાશન :—
સિદ્ધ-સાહિત્ય સંશોધન પ્રકાશન મંડળ
સુરત.

પ્રકાશક :— શ્રી. મધુભાઈ સી. રેશમવાળા.
'કૈલાસ-માનસરોવર' બંગલો, અઠવા લાઈન્સ,
સુરત. (ગુજરાત)



પ્રથમ આવૃત્તિ, ૧૧૦૦ નકલ

વિક્રમ સંવત-૨૦૩૨ ] શક-૧૯૯૮ [ ઈ. સ. ૧૯૭૬







કિંમત રૂપિયા ૩૫)

કુલ પાના સંખ્યા-૭૭૭ ] ચિત્ર સંખ્યા-૧૧૫ [ નકશા-૨



મુદ્રક :— શ્રી જશવંતસિંહ ગુલાબસિંહ ઠાકોર.
સુરત સિટિ પ્રિન્ટિંગ પ્રેસ, મોટા મંદિર સામે,
સુરત (ગુજરાત)



આ પુસ્તકના પ્રાપ્તિ સ્થાનો :—

(૧) શ્રી. એન. ડી. પટેલ.
ટેલીફોન નંબર ૫૩૫૨૬૮
૨૧ મધુવન સોસાયટી, નેહરૂ રોડ,
શાંતાક્રૂઝ-પૂર્વ, મુંબઈ-૫૫

(૨) શ્રી. ચીમનભાઈ ગાંધી.
ટેલીફોન નંબર ૨૫૯૮૧
સી. સી. ગાંધી એન્ડ કંપની,
ભાગાતળાવ, સુરત. (ગુજરાત)

(૩) શ્રી. રમણીકભાઈ શાહ
'માતૃછાયા' બંગલો, કાનજી દિવાનનો ખાંચો,
રાજા મહેતાની પોળ, કાળુપુર, અમદાવાદ.

સૂચના :—(સપ્તરંગના ચમત્કારિક શ્રી મહાલક્ષ્મી યંત્ર, શ્રી ગણેશ યંત્ર, શ્રી ગાયત્રી યંત્ર, શ્રી દત્તાત્રેયના રંગીન ચિત્રો વગેરે ઉપરના ત્રણેય સરનામે મળી શકશે).





# " શ્રદ્ધાંજલિ "

" વિશ્વના મહાન ઉપદેશકો, યાત્રીઓ અને પર્વતારોહકો "—
જગદ્‌ગુરુ ભગવાન આદિ શંકરાચાર્ય, ભગવાન બુદ્ધ,
ભગવાન ઋષભદેવ તેમજ હિન્દુ, બૌદ્ધ અને જૈન ધર્મના
અસંખ્ય આચાર્યો—

મહાનયાત્રી— હ્યુએનત્સાંગ, ફાહિયાન, માર્કોપોલો,
ઈબ્નબતૂતા, બર્નિયર, મૈગેલેન, કોલમ્બસ, એમન્ડસન,
સર ફ્રાંસિક ડ્રેક, વાસ્કો ડિ ગામા, હઠયોગી પૂર્ણપુરિ,
ડૉ. સ્વૈન હૈડિન, તેનસિંહ–હિલરી અને જાપાની
મહિલા શ્રીમતી જુન્કો તાબેઈ, સ્વામીશ્રી
પ્રણવાનંદ, સ્વામીશ્રી વિદ્યાનંદ, કીચખંપા
વગેરેને
સસ્નેહ સમર્પણ.



"सैर कर गाफिल जहाँकी, जिन्दगानी फिर कहाँ।
जिन्दगी गर कुछ रही, तो नौजवानी फिर कहाँ॥"

'સુકૃત કરલે, પ્રભુ સુમરલે, કો'જાને કલકી !
ખબર નહીં યહ જુગમેં પલકી.'



# આ ગ્રંથના લેખકનો ટૂંકો પરિચય

**દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજ** શિક્ષિત અને સંસ્કારી ઉચ્ચ બ્રાહ્મણ પરિવારમાં જન્મ્યા અને ઉચ્ચ વિદ્યાધ્યયન કરી એન્જિનિયર બન્યા હતા. તે સમયે બ્રહ્મચર્ય અવસ્થામાં જ ભગવાનના દર્શન કરવાની તાલાવેલી લાગતાં એક શુભ દિવસે પ્રારબ્ધવશાત્ તેમણે એકાએક ગૃહત્યાગ કર્યો અને હિમાલયને પંથે પ્રયાણ કર્યું. તેમણે હિમાલયના તીર્થક્ષેત્રોની પગપાળા યાત્રા કરી. કાશ્મીરના '**ભગવાન અમરનાથ**'ની હિમગુફામાં કેટલાક દિવસ નિવાસ કરી મંત્રાનુષ્ઠાન અને તપસ્યા કરી. ત્યાં તેમને જ્યોતિના દર્શન થયા. નેપાળની પણ પગે ચાલીને લાંબી યાત્રા કરી. '**મુક્તિનાથ**'ની કઠિન યાત્રા પણ કરી અને ત્યાંથી દૂરની (નેપાળ-તિબેટની સીમા પર આવેલા હિમાચ્છાદિત પર્વત પરની) ઘણી જ કઠિન મનાતી એવી '**દામોદરકુંડ**'ની યાત્રા કરી. ત્યાં તેમને અદ્‌ભુત અનુભવ થયા અને ચમત્કારિક શાલીગ્રામ મળ્યા.

તિબેટમાં આવેલી અત્યંત દુર્ગમ ગણાતી '**કૈલાસ-માનસરોવર**'ની તેમણે પગપાળા જ યાત્રા કરી. કૈલાસની ૩૨ માઈલની અને માનસરોવરની ૫૫ માઈલની ઘણી ઘણી કઠિન પ્રદક્ષિણાઓ પણ પૂરી કરી. માનસરોવરમાંથી તેમને ચમત્કારિક શિવલિંગ મળ્યું.

પૂ. સ્વામીજીએ આ બધી યાત્રાઓ કેવળ ફળાહાર કરીને અને પગપાળા જ કરી હતી. તે દરમિયાન તેમને યોગીઓ, સિદ્ધો, તાંત્રિક લામાઓ વગેરેના દર્શન થયા હતા. ઘણાં વર્ષોથી પૂ. સ્વામીજી ગાયનું દૂધ અને ફળાહાર કરે છે.

વારાણસી (કાશી) માં ગંગાકિનારે તેમને પૂર્વામ્નાયના શ્રીમદ્ જગદ્‌ગુરુ શંકરાચાર્ય પાસેથી દંડીસંન્યાસની દીક્ષા પ્રાપ્ત થઈ અને પ્રથમ શિષ્યસ્વામી બન્યા.

પૂ. સ્વામીજીએ યોગવિદ્યાના તેમ જ સનાતન-ધર્મના કેટલાંક પુસ્તકો વિવિધ ભાષાઓમાં લખીને પ્રકાશિત કર્યાં છે. યોગવિદ્યામાં રસ ધરાવનાર સાધકોને તેઓશ્રી યોગ્ય માર્ગદર્શન પણ આપે છે. ભારતના વિભિન્ન પ્રદેશોમાં ધર્મપ્રવચનો દ્વારા લોકકલ્યાણ માટે તેઓશ્રી વિચરણ કરતા રહે છે.

—પ્રકાશક



શ્રીમદ્ જગદ્ગુરુ શંકરાચાર્ય શ્રી અભિનવ સચ્ચિદાનંદ તીર્થ સ્વામીજી મહારાજ ( દ્વારકા-શારદાપીઠાધીશ ) અને ( જમણી બાજુ પર ) લેખક-દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજ.

## 'શુભાશીર્વાદ'

દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ દ્વારા 'કૈલાસ-માનસરોવર પ્રદક્ષિણા' નામનો આ સચિત્ર ગ્રંથ પ્રકાશિત થયો છે તે જાણી ઘણી જ પ્રસન્નતા થાય છે.

કવિવર્ય 'કાલિદાસ'ના કહેવા પ્રમાણે 'હિમાલય' વસ્તુતઃ દેવતાત્મા છે. "अस्त्युत्तरस्यां दिशि देवतात्मा, हिमालयो नाम नगाधिराजः।" તેમાંય હિમાલયની ત્રણેય શ્રેણિઓને પાર કરી ત્રિવિષ્ટપ (તિબેટ) દેશમાં વિરાજમાન પુણ્યગિરિ કૈલાસ અને પુનિત માનસરોવરનું માહાત્મ્ય કોણ વર્ણન કરી શકે? સંત તુલસીદાસે સાચું જ કહ્યું છે કે 'परम रम्य गिरिवर कैलासू, सदा जहाँ शिव-उमा निवासू।' કૈલાસ અને માનસરોવરની મહિમા તેમજ તે બેઉનું અદ્ભુત સૌંદર્ય તો યાત્રી જ્યારે તેની સાન્નિધ્ય સેવે છે ત્યારે જ અનુભવે છે. પવિત્ર માનસરોવરના એક ભાગથી કૈલાસ જ્યારે સોળ માઈલ દૂર રહે છે ત્યારે કૈલાસનું હિમમય શિખર સાક્ષાત્ શિવલિંગરૂપ

દેખાય છે. તેના પર હજારો વર્ષથી ઘનીભૂત થયેલો હિમ એવો ભાસે છે જાણે શિવલિંગ પર પંચામૃત વડે અભિષેક કર્યો હોય. ભસ્મત્રિપુંડ્ર પણ સ્પષ્ટ દેખાય છે. તે પવિત્ર ભૂમિમાં ગંધર્વ, કિન્નર, સિદ્ધ વગેરે નિવાસ કરે છે. ભાગ્યવાન યાત્રીઓને રમણીય માનસરોવરમાં મનમોહક રાજહંસોના દર્શન થાય છે. પુણ્યભૂમિ કૈલાસ અને માનસરોવરની યાત્રા કરી જીવન સાર્થક કરવા પ્રત્યેક હિંદુ ઉત્સુક હોય છે. તક પ્રાપ્ત થતાં તે કાર્ય સાધે છે અને પુણ્યશાળી બને છે.

ઇ. સ. ૧૯૫૮માં મેં કરેલી કૈલાસ-માનસરોવરની યાત્રાનું મને સ્મરણ થતાં દેહ પુલકિત થઈ જાય છે અને હૃદય આનંદથી છલકાય છે. શ્રી દંડીસ્વામીજીએ લખેલા આ બૃહદ્ ગ્રંથમાં એ દુર્ગમ યાત્રાનું સવિસ્તૃત વર્ણન અપાયેલું હોવાથી હું અહીં તે વિષે વધારે લખતો નથી. આ યાત્રાગ્રંથ લોકો અવશ્ય વાંચે અને બીજાને વંચાવવા કહે.

કૈલાસપતિ શ્રી ચંદ્રમૌલીશ્વર સર્વે વાચકોને મંગળ પ્રદાન કરે એવા શુભાશીર્વાદ.

ઇતિ શિવમ્.




તા. ૫-૧-૧૯૭૬ શ્રીમદ્ જગદ્‌ગુરુ શંકરાચાર્ય (દ્વારકા-શારદાપીઠાધીશ)
શ્રી અભિનવસચ્ચિદાનંદ તીર્થ સ્વામીજી મહારાજ
મુકામ-પ્રભાસપાટણ ( ગુજરાત )

---

"मैंने दंडीस्वामी श्री दत्तयोगेश्वरदेव तीर्थ महाराज लिखित तिब्बतकी यात्राका वृहद् ग्रंथ – 'कैलास-मानसरोवर प्रदक्षिणा' पढा और उसमें रखे गये कई सुंदर चित्र देखे। यह ग्रंथ 'गगर में सागर' जैसा अद्‌भुत हुआ है। वाचक लोग भी ऐसा अनुभव कर सकेंगे। मैं चाहता हुँ कि ऐसे उत्कृष्ट ग्रंथका भारतकी विविध भाषाओंमें अनुवाद हो ताकि असंख्य भारतीय इससे लाभान्वित हो।"

ता. २०-१२-७५
आळंद (कर्णाटक)

डॉ. भीमाशंकर देशपांडे
M. A; LL B; Ph. D.



## "The Great Explorer of Four Rivers of Tibet"



Swami Pranavananda

I am extremely delighted to go through this voluminous book on the Pilgrimage and Circumumbulation of Holy KAILAS-MANASAROVAR, in Gujarati language, written by Dandi-Swami Sri Dattayogeshwardev Tirth Maharaj.

I first went to Holy Kails and Manasarovar in 1928 A. D., on foot, via Kashmir and Ladakh. In my life I did 30 such arduous pilgrimages of these pilgrim-places situated in Western Tibet.

200 miles from Almora (U P.) and 800 miles from Lhasa (capital of Tibet) stand Mount Kailas and Lake Manasarovar constituting one of the grandest of the Himalayan beauty-spots. The perpetual snow-clad peak of the Holy Kailas of hoary antiquity and celebrity, the spotless design of Nature's art, of most bewitching and overpowering beauty, has a vibration of the supreme order from the spiritual point of view. It seems to stand as an immediate revelation of the Almighty in concrete form, which makes man bend his knees and lower his head in reverence.

The Holy Manasarovar is the holiest, the most fascinating, the most inspiring, the most famous of all the lakes in the world, and the most ancient that civilization knows. Manasarovar was the first lake known to geography. She is majestically calm and dignified like a huge bluishgreen emerald or a pure turquoise set between the two mighty and equally majestic silvery mountains, the 'Kailas' on the north and 'Gurla-Mandhata' on the south and between the sister-lake 'Rakshas-Tal' on the west and some hills on the east. From the spiritual point of view Manasarovar has a most enrapturing vibration of the supreme order that can soothe and lull even the most wandering mind into sublime serenity and can transport into involuntary ecstasies.

In order to realise and appreciate the grandeur of the Holy Lake in its completenss, one has actually to spend a twelve-month on her shores.

I sincerly recommend the Gujarati knowing people to read this book for the elevation of the mind and the soul

Swami Pranavananda

— **Swami Pranavananda** F. R. G. S. (London)

Dt. 14-11-75. Almora (U. P.)

---

"I read the book 'Tibetni Kailas-Manasarovar Pradakshina', written by Swami Sri Dattayogeshwardev Tirth, with the great interest. I liked the book very much The geologist fails to recognise the divinity of Kailas-Manasarovar, even as the surgeon fails to detect the soul in the body'

—**Dr. Nagendranath Upadyaya** M A; Ph D; D.Litt. (Beneras)



# શ્રી. શ્રી. દલાઈલામાનો પરિચય

તિબેટના મહાગુરુ શ્રી. શ્રી. દલાઈલામાને બૌદ્ધલોકો ભગવાન બુદ્ધનો અવતાર માને છે. પ્રથમ દલાઈલામા 'ગે'-દુન-દુબ' (ઇ. સ. ૧૪૭૩), દ્વિતીય દલાઈલામા 'ગે'-દુન-ગ્યં'-છો' (ઇ. સ. ૧૪૭૪-ઇ. સ. ૧૫૪૧), તૃતીય દલાઈલામા 'સો-નમ્-ગ્યં'-છો' (ઇ. સ. ૧૫૪૨-ઇ. સ. ૧૫૮૭), ચતુર્થ દલાઈલામા 'યોન્-તન્-ગ્યં'-છો' (ઇ. સ. ૧૫૮૮-ઇ. સ. ૧૬૧૫), પંચમ દલાઈલામા 'છવ્-યવ્-ગ્યં'-છો' (ઇ. સ. ૧૬૧૬-ઇ. સ. ૧૬૮૧) હતા. ઇ. સ. ૧૬૪૧ માં આ પંચમ દલાઈલામાને મંગોલરાજા ગુશીખાને તિબેટનું રાજ્ય સોંપ્યું હતું. બસ ત્યારથી દલાઈલામા તિબેટના ધર્મગુરુ તેમજ શાસક બન્યા. આ પાંચમા દલાઈલામાએ 'પંચેનલામા'ની શરુઆત કરી હતી. ત્યારથી આ પંચેનલામાને 'ભગવાન અમિતાભ'નો અવતાર માનવામાં આવ્યા અને તેમની ગાદી તિબેટના 'શિગત્સે' શહેરમાં સ્થાપવામાં આવી.

તિબેટના વર્તમાન મહાગુરુ ચૌદમા શ્રી. શ્રી. દલાઈલામા ૬ જુલાઈ, ઇ. સ. ૧૯૩૫માં તિબેટના 'આમદો' પ્રાંતના 'તગ્ત્સર' ગામમાં 'ચોકચ્યોંગ-ત્સેરીંગ' નામના એક ખેડૂતને ત્યાં જન્મ્યા હતા. તેમનું નામ 'લ્હામો-થોંડુપ' પડ્યું. તિબેટના અંતર્જ્ઞાની લામાઓએ તેમને ઇ. સ. ૧૯૩૯ માં તેરમા શ્રી. શ્રી. દલાઈલામાનો અવતાર

ઓળખી કાઢ્યા અને તેમને તિબેટની રાજધાની 'લ્હાસા' શહેરમાં લઈ ગયા. પાંચ વર્ષની વયે, ઇ. સ. ૧૯૪૦માં, તેમનું નવું નામ 'તેનઝીન-ગ્યાત્સો' પડ્યું અને પછી તેમને રાજગાદી પર બેસારવામાં આવ્યા. ત્યારથી તે તિબેટના 'ધર્મમહાગુરુ' તેમ જ 'શાસક' બન્યા.

ઇ. સ. ૧૯૫૦માં લાલ-ચીને તિબેટ પર ઓચિંતું આક્રમણ કર્યું અને દેશનો પૂર્વ ભાગ કબજે કર્યો. ઇ. સ. ૧૯૫૧માં જ્યારે તિબેટનું એક પ્રતિનિધિમંડળ ( Delegation ) તિબેટની જનતાનો અવાજ વ્યક્ત કરવા ચીનના 'પિકીંગ' શહેરમાં ગયું ત્યારે લાલ-ચીનના શાસકોએ ધાકધમકીથી તેમની પાસેથી '૧૭ બાબતમાં સંધિ' ( Seventeen point agreement ) પત્ર પર સહીઓ કરાવી લીધી; જો કે આ વિષેની શ્રી. શ્રી. દલાઈલામાને જાણ પણ કરવામાં આવી નહોતી. આ સહીપત્ર પર તિબેટ સરકારની બનાવટી લાલ મહોર મારવામાં આવી હતી. ઇ. સ. ૧૯૫૧ની પાનખર ઋતુમાં લાલ-ચીનના સૈન્યે તિબેટની રાજધાની 'લ્હાસા'માં પ્રવેશ કર્યો અને મધ્ય તિબેટનાં કેટલાંક શહેરો કબજે કર્યાં. લાલ-ચીન સાથે શાંતિપૂર્ણ સમાધાન કરવાના હેતુથી શ્રી. શ્રી. દલાઈલામા ઇ. સ. ૧૯૫૪માં ચીન ગયા. ત્યાં તેમને લગભગ એક વર્ષ રોકાવું પડ્યું. ચીનનો શાસકવર્ગ તેમને જોઈએ તેવી દાદ આપતો નહોતો. ખોટાં પ્રલોભનો જ મળતાં રહેતાં હતાં. તે દરમિયાન તિબેટમાં ઘૂસેલા લાલ-ચીનના સૈન્ય સામે 'ખામ પ્રદેશ'ના લડાયક તિબેટી લોકોએ બળવો કર્યો. દિવસે દિવસે તિબેટની રાજકીય સ્થિતિ બગડવા માંડી. ઇ. સ. ૧૯૫૯માં તો લોકોનો આક્રોશ ચરમ સીમાએ પહોંચ્યો. માર્ચ મહિનામાં તિબેટી લોકો દેશની સ્વતંત્રતા માટે બળવો કરવા કટિબદ્ધ થઈ ગયા હતા. ચીની અફસરો શ્રી. શ્રી. દલાઈલામાને સૈનિક શિબિરમાં નાટક જોવાનું નિમંત્રણ આપી, જમણને બહાને શિબિરમાં બોલાવી તેમને બંદીવાન બનાવવાની કે પછી મારી નાખવાની પેરવી કરી રહ્યા હતા. આ વાતની શ્રી. શ્રી. દલાઈલામાને ગંધ આવી ગઈ. જ્યારે ચીનના સૈનિકોએ દલાઈલામાના રાજમહેલ 'નોર્બૂલિંકા' પર બોંબગોળા ફેંક્યા ત્યારે દલાઈલામાએ પોતાને 'લ્હાસા' માં રહેવું સહીસલામત લાગ્યું નહીં. છેવટે અંતર્જ્ઞાની લામાઓ અને રાજ્યના મંત્રીઓની સાથે ગુપ્ત મંત્રણા કરી શ્રી. શ્રી. દલાઈલામાએ તા. ૧૭ માર્ચ ૧૯૫૯ની રાતે ૧૦ વાગે પોતાના કેટલાક વિશ્વાસુ અંગરક્ષકો, પોતાની વૃદ્ધ માતા 'ગ્યાચૂમ-ચેમો' તથા ભાઈઓ-બહેનો, મંત્રીઓ વગેરેને સાથે લઈ

છૂપી રીતે 'લ્હાસા' શહેર છોડયું. રાત્રીના ઘોર અંધકારમાં ચાલતા ચાલતા બ્રહ્મપુત્રા નદીને કાંઠે પહોંચી ચામડાની હોડી (કુવા) વડે નદી પાર કરી અને પહેલેથી તૈયાર રાખવામાં આવેલા તિબેટી પાણીદાર ઘોડાઓ પર સ્વાર થઈ પર્વતોના કઠિન રસ્તે આગળ વધ્યા. 'કોંગીલા ડોઝોંગ'ને રસ્તે આગળ વધતાં 'નીડોંગ-ડોઝોંગ,' લ્હુન્ત્સે-ડોઝોંગ, ચોચુલ, ત્સે-ડોઝોંગ, ચૈતંગમૂ-લા થઇને એક ગુપ્ત રસ્તે શ્રી. શ્રી. દલાઈલામા પોતાના ૮૦ માણસોના કાફલા સાથે તા. ૩૧ માર્ચ ૧૯૫૯ની સાંજે ભારતની 'તવાંગ' સીમામાં પ્રવેશ્યા. છેવટ સુધી ચીનના સૈનિકો તેમનું પગેરું શોધી શકયા નહીં. તેમની આ લાંબી યાત્રા ઘણી જ રોમાંચક હતી. તેમણે ભારતમાં શરણુ માગ્યું હોવાથી ભારત સરકારે તેનો સ્વીકાર કર્યો. ત્યાર પછી તે તવાંગ, બોમડિલા થઈ હેમખેમ તેજપુર આવ્યા. ત્યાંથી મોટર અને રેલ્વે દ્વારા દહેરાદૂન થઈને પર્વતનગરી 'મસૂરી' પહોંચ્યા. ભારત સરકારે તેમના નિવાસની ત્યાં વ્યવસ્થા કરી હતી.

અત્યારે શ્રી. શ્રી. દલાઈલામા 'તેનઝીન-ગ્યાત્સો' હિમાચલ-પ્રદેશની 'ધર્મશાળા' નામે પર્વતનગરીમાં રહે છે. ત્યાં તેમનો મહેલ, મંદિર, બૌદ્ધમઠ, અનુસંધાન-કેન્દ્ર, વગેરે છે.



તિબેટના 'લ્હાસા' શહેરમાં આવેલો શ્રી. શ્રી. દલાઈલામાનો ભવ્ય રાજમહેલ 'પોટાલા'

## —: પૂર્વભૂમિકા :—

ઇ. સ. ૧૯૬૧માં જ્યારે હું ‘ મસૂરી ’માં નિવાસ કરતો હતો ત્યારે એક દિવસ મને દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજનો પત્ર મળ્યો હતો, જેમાં તેમણે જણાવ્યું હતું કે તે ભારતના કેટલાક યાત્રીઓનો સંઘ લઈ પશ્ચિમ તિબેટના ‘ ખંગ્-રિમ્પોછે ’ (કૈલાસ) અને ‘ ત્સો-મફ્રમ ’ (માનસરોવર)ની યાત્રા કરી હેમખેમ ભારતમાં પાછા આવ્યા છે. શ્રી સ્વામીજીએ એકલાએ જ એ બન્ને તીર્થોની પગપાળા જ યાત્રા તેમ જ અત્યંત વિકટ પ્રદક્ષિણાઓ કરી હતી, જેથી મેં તેમને પ્રસન્નતા વ્યક્ત કરતો પ્રત્યુત્તર પાઠવ્યો હતો. ત્યાર બાદ લાંબા સમયે, એટલે કે ૭ ઑક્ટોબર ૧૯૭૫ને શુભ દિવસે શ્રી સ્વામીજી ‘ ધર્મશાળા ’ના મારા નિવાસસ્થાને આવી મને મળ્યા અને ધર્માલાપ કર્યો, ત્રણ દિવસ સુધી અતિથિ રહ્યા.

શ્રી સ્વામીજીએ ગુજરાતી ભાષામાં તૈયાર કરેલું **“ તિબેટની કૈલાસ-માનસરોવર પ્રદક્ષિણા ”** નામનું બૃહદ્ પુસ્તક મેં જોયું. તેમાં આપેલા ઘણાં ચિત્રો, નકશાઓ વગેરે જોયા. પુસ્તકમાંથી મેં કાઢી આપેલાં કેટલાંક પાનાંઓનું ભાષાંતર શ્રી સ્વામીજીએ મને કહી સંભળાવ્યું જેથી મને ઘણો આનંદ થયો. આ ઘણી માહિતીભર્યા પુસ્તકની ભૂમિકા માટે શ્રી સ્વામીજીએ મને જે કાંઈ પ્રશ્નો પૂછ્યા તે બધાના મેં તિબેટના ધર્મગ્રંથો અનુસાર પ્રત્યુત્તર આપ્યા છે, જેના વાંચનથી લોકોને અવશ્ય લાભ થશે.

ભારતની ઉત્તરે, હિમાલયને પેલે પાર, વિશાળ ‘ તિબેટ દેશ ’ આવેલો છે. તે ચારે બાજુએથી ઉન્નત પહાડ-પર્વતોથી ઘેરાએલો હોવાથી તેમજ સમુદ્રની સપાટીથી સરેરાશ ૧૨,૦૦૦ ફૂટથી અધિક ઊંચાઈ પર આવેલો હોવાથી ત્યાં અધિક શરદી અને પાતળા વાયુને લીધે ઓછી વનસ્પતિ ઊગે છે. માર્ગમાં હિમાલયરૂપી ઊંચી દિવાલ અવરોધક હોવાથી ભારતીય સમુદ્રથી ચાલેલી મેઘમાળા ત્યાં પહોંચી શકતી નથી. તેથી ત્યાં વરસાદ ઘણો ઓછો પડે છે, બરફ વધારે પડે છે. ઋતુની કઠોરતાને લીધે તિબેટના લોકો અધિક પરિશ્રમી અને સાહસિક છે, કપડાં ઊનનાં અને પશુનાં ચામડાંનાં

THE DALAI LAMA





THEKCHEN CHOLING
DHARMSALA CANTT.
KANGRA DISTRICT
HIMACHAL PRADESH



## MESSAGE

I am happy that Swami Sri Dattayogeshwardev Tirth has written this book, in Gujarati, on the subject of the importance of pilgrimage and the experiences he has had while undertaking many pilgrimages himself, particularly of his pilgrimages to Khang Rinpoche (Mt. Kailash) in Tibet. I am hopeful that many of the readers will find the book both interesting and beneficial.

October 22, 1975



સ્વાગત :- દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજનું સ્વાગત કરી રહેલા શ્રી શ્રી દલાઈ લામા



ધર્માલાપ :- દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજ શ્રી. શ્રી. દલાઈલામા સાથે ધર્માલાપ કરી રહ્યા છે



વિદાય :- દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજને વિદાય આપી રહેલા શ્રી. શ્રી. દલાઈ લામા

પહેરે છે અને માંસાહારી છે. તિબેટી લોકોમાં અતિથિ-સત્કારની અદ્વિતીય ભાવના છે, બૌદ્ધધર્મ પ્રત્યે અપાર શ્રદ્ધા છે.

સાતમી શતાબ્દિમાં તિબેટનો ભારત સાથે ગુરુ-શિષ્યનો સંબંધ શરૂ થયો, જે 'નાલંદા વિશ્વવિદ્યાલય'ના આચાર્ય શ્રી શાંતરક્ષિતને આભારી છે. અગિયારમી શતાબ્દીના 'વિક્રમશિલા વિશ્વવિદ્યાલય'ના આચાર્ય 'શ્રી દીપંકર શ્રીજ્ઞાન' (અતિશા)ના તિબેટમાં ધર્મપ્રવર્તન દરમિયાન આ સંબંધ ઘનિષ્ટ થયો. એ વાત તદ્દન સાચી છે કે તિબેટને અક્ષરજ્ઞાન, સાહિત્યિક ભાષા, ધર્મ વગેરે દેનાર ભારતીય મહાપુરુષો છે. તિબેટના મહાગ્રંથ 'કંગ્યુર' અને 'તંગ્યુર' આના સાક્ષીરૂપે હયાત છે.

તિબેટના ધર્મગ્રંથોમાં 'તી-સે' (કૈલાસ) અને 'ત્સો-મવંગ' (માનસરોવર)ની યાત્રા તેમ જ પ્રદક્ષિણાનું ઘણું મહત્ત્વ કહ્યું છે. ચક્રસંવારના ૨૪ તીર્થોમાં આ બન્ને તીર્થોનો સમાવેશ છે. 'તી-સે'ને જંબૂદ્વિપની નાભિ કહેવામાં આવ્યો છે. ધર્મગ્રંથોમાં એવું પણ કહ્યું છે કે ભગવાન બુદ્ધદેવ પોતાની સાથે ૫૦૦ અર્હતોને લઈ 'તી-સે' ની યાત્રાએ ગયા હતા. ત્યાં તેમણે પોતાની અલૌકિક શક્તિથી તે પવિત્ર પર્વતની ચારે દિશામાં પોતાનાં ચાર પગલાં એ માટે પાડ્યાં જેથી કાળા દૈત્યો તે પર્વતને ઉઠાવી ન જાય. એ પગલાં હજી ય અસ્તિત્વમાં છે. યાત્રીઓ તેનાં દર્શન કરે છે.

'આચાર્ય' બુદ્ધગુહ્ય' પણ 'તી-સે' (કૈલાસ)ની યાત્રાએ ગયા હતા. ત્યાં તેમણે કઠિન તપસ્યા કરી સિદ્ધિઓ મેળવી હતી.

'જે-ચુન્-મિલા-રેપા' નામના તિબેટના પ્રસિદ્ધ યોગીએ પોતાના ગુરુ 'મારપા'ની આજ્ઞાથી 'તી-સે' (કૈલાસ) પર્વતની એક ગુફામાં ઘણાં વર્ષ રહી સાધના કરી હતી. તેમણે બોનધર્મી 'ના-રો-બોન-ચુંગ' નામના તાંત્રિકને યોગશક્તિના પ્રદર્શનમાં સખત હાર આપી હતી અને કૈલાસ પ્રદેશમાંથી હાંકી કાઢ્યો હતો.

તિબેટના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે 'ડેકુંગ-ગોમ્પા'ના લામા 'જીગદેન ગોંબો' પોતાની સાથે ૧૩૦૦ લામાઓને લઈ 'તી-સે'ની યાત્રાએ ગયા હતા. 'ગોવા ગોજંગબા', ટાશી-લુંપો (ઇ. સ. ૧૭૦૦માં), 'અંકોર ગોમ્પા'ના 'સેંબો-સોનમ-ગેલજીન' વગેરે પણ 'તી-સે'ની યાત્રાએ ગયા હતા.

ભગવાન બુદ્ધના તેમ જ સિદ્ધ 'લૂઈપા'ના જન્મ સાથે 'ત્સો-મવંગ' (માનસરોવર) નો સંબંધ છે એવું બૌદ્ધધર્મગ્રંથોમાં કહ્યું છે. 'તી-સે' અને 'ત્સો-મવંગ'ની યાત્રા અને પ્રદક્ષિણાનું ઘણું મહત્ત્વ કહ્યું છે. પ્રદક્ષિણા કરતાં કરતાં 'મણિમંત્ર'ના જપનું પણ વિશેષ મહત્ત્વ ગણ્યું છે.

આ ગ્રંથના લેખક દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજ 'તી-સે' (કૈલાસ) અને 'ત્સો-મવંગ' (માનસરોવર) ની પ્રદક્ષિણા કરનાર છેલ્લા ભારતીય યાત્રી છે. ઇ. સ. ૧૯૬૨ થી ચીની શાસકોએ ભારતીયો માટે તિબેટમાં પ્રવેશ નિષિદ્ધ કર્યો છે એ એક ઘણી દુઃખદ ઘટના છે.

શ્રી સ્વામીજીએ પોતાના આ બૃહદ્ ગ્રંથમાં તિબેટનો બૌદ્ધધર્મ, તિબેટી લિપિ, લોકોના સામાજિક તેમજ ધાર્મિક રીતરિવાજો, મહોત્સવો, લામાયોગીઓ અને તેઓની સાધનાઓ વગેરે વિષે ઘણો પ્રકાશ ફેંક્યો છે, જેથી મારા તિબેટ અને તેના લોકો પ્રત્યે વાંચકવર્ગને આકર્ષણ અને ભાઈચારો ઉત્પન્ન થશે. લાલ-ચીનના પંજા તળે દબાએલા નિર્દોષ તિબેટની મુક્તિ માટે વાચકવર્ગ સહાયક થાય તેવી અપેક્ષા.

'તી-સે' (કૈલાસ) અને 'ત્સો-મવંગ' (માનસરોવર) વિષે ભારતની તેમ જ વિદેશની વિવિધ ભાષાઓમાં પ્રકાશિત યાત્રાગ્રંથો કરતાં પણ શ્રી સ્વામીજીનો આ ગ્રંથ વધારે સારો બન્યો છે, કારણ કે યાત્રીઓ તેમ જ ધર્મપ્રેમીઓ માટે આમાં પ્રચુર માહિતી ભરેલી છે. ગુજરાતી ભાષાનાં વિદ્યાલયો અને મહાવિદ્યાલયોના વાંચનાલયોમાં તેમ જ સરકારી અને જાહેર વાંચનાલયોમાં આ પુસ્તકને સ્થાન મળે એમ હું ઇચ્છું છું. વિદ્યાર્થીઓને આ પુસ્તક ઘણું જ લાભપ્રદ થઈ પડશે. "સારાં પુસ્તકો સારું જીવન ઘડે છે." આવું સરસ પુસ્તક તૈયાર કરવા બદલ લેખક શ્રી સ્વામીજી ધન્યવાદને પાત્ર છે.

તા. ૭-૧૦-૭૫.
થેકચેન ચોલિંગ, ધર્મશાળા-કેન્ટ,
( હિમાચલ પ્રદેશ ).

Dalai Lama

શ્રી. શ્રી. દલાઈલામા (૧૪)
('તેનઝીન-ગ્યાત્સો').

# —: નિવેદન :—

'તિબેટની કૈલાસ–માનવસરોવર પ્રદક્ષિણા' નામનું આ પુસ્તક તૈયાર થયું તે બે ચમત્કારિક ઘટનાઓનું પરિણામ છે એવું મારું માનવું છે. 'Faith Creats Miracles' એટલે કે "વિશ્વાસ ચમત્કારોને સર્જે છે." વિશ્વાસ યોગ્ય સ્થાને કે મહાન વ્યક્તિમાં હોવો આવશ્યક છે. તે બે ચમત્કારિક ઘટનાઓ નીચે મુજબ છે :

જ્યારે હું ભારતના ઊંચા ઊંચા પહાડો ને પર્વતો પાર કરી, હિમાચ્છાદિત 'લીપુ–લા' (૧૬,૭૫૦ ફૂટ) ઓળંગી પશ્ચિમ તિબેટમાં પ્રવેશ્યો અને દુર્ગમ માર્ગે ચાલતાં ચાલતાં કેટલાક દિવસે પવિત્ર માનસરોવરને તીરે પહોંચ્યો ત્યારે મારા આનંદની સીમા રહી નહીં. નીલ જળવાળું વિશાળ સુંદર સરોવર અને તેમાં તરતાં અસંખ્ય હંસો, ચોમેર પ્રસરેલી નિરવ શાંતિ અને શક્તિશાળી આધ્યાત્મિક આંદોલનોથી વિકંપિત વાયુમંડળ—આ બધું ખરેખર અદ્ભુત હતું. હું માનસરોવરના પવિત્ર જળમાં સ્નાન કરવા ઊતર્યો તે વખતે મને એકાએક વિચાર સ્ફૂર્યો કે કૈલાસ અને માનસરોવરની કઠિન યાત્રા વિષે એક એવું વિસ્તૃત પુસ્તક લખવામાં આવે જેથી આ યાત્રા કરવાને અસમર્થ નર–નારી તે વાંચતાં એવો અનુભવ કરે કે જાણે તેઓ યાત્રા કરી રહ્યા છે. વાચક પણ યાત્રાનું પુણ્ય કંઈક અંશે મેળવી શકે. મારો આ વિચાર પૂરો થતાં જ માનસરોવરના ઊંડા જળમાંથી એક મોટો અને સુંદર મત્સ્ય જળની સપાટી પર આવ્યો અને મારા સામે ટગર ટગર જોવા લાગ્યો. તેની સોનેરી આંખો અને દેહ પરની સોનેરી ઝાલર ખૂબ ચળકી રહી હતી. તે જાણે ભગવાનનું મત્સ્ય સ્વરૂપ! મેં તેને બે હાથ જોડી વંદન કર્યાં અને મને સ્ફૂરેલા વિચારને સફળ બનાવવા પ્રાર્થના કરી. જાણે તેણે મારી પ્રાર્થના સ્વીકારી હોય તેવો ભાવ વ્યક્ત કરતાં તેણે પોતાની સોનેરી પૂંછડી હલાવી અને પછી એક વર્તુળ ફરી તે ઝટ ઊંડા જળમાં અદશ્ય થઈ ગયો. મેં તેના ફરી દર્શન કરવા જળમાં સ્થિર ઊભા રહી અડધો–પોણો કલાક તેની રાહ જોઈ, પણ તે મહાકાય અને સુંદર મત્સ્યરાજ પાછો દેખાયો જ નહીં. કેવું આશ્ચર્ય!

બીજી ચમત્કારિક ઘટના આ પ્રમાણે છેઃ જ્યારે અમારો યાત્રાસંઘ પવિત્ર કૈલાસની કઠિન પ્રદક્ષિણા કરતો ત્રીજે દિવસે 'દોલ્મા–લા' (ઊંચાઈ ૧૮,૬૦૦ ફૂટ)નો અતિ દુર્ગમ માર્ગ પૂરો કરી, 'ગૌરીકુંડ' (૧૮,૪૦૦ ફૂટ)ના બરફના જળમાં સ્નાન કરી ત્યાંથી પર્વતોના ધારવાળા પથ્થરોને વિકટ રસ્તે નીચે ઊતરી

'શપજે-ડાક-થોક' નામના સ્થાને પહોંચ્યો ત્યારે બધા યાત્રીએ થાકીને લોથપોથ થઈ ગયા હતા. ખંપા નોકર લોકોએ તંબૂએ અને રાવટીએ ઊભી કરી તેમાં બિછાનાં બિછાવતાં જ બધા યાત્રી પોતપોતાના બિછાનામાં આડા પડી ગયા. થોડીવારે હું મારા બિછાનામાંથી ઊભો થયો અને તંબૂની બહાર નીકળી સમીપની 'લ્હામ-ઠુકીર-છૂ' નામની નદીને તીરે આવ્યો. તેના નિર્મળ જળનો ખળખળાટ કર્ણપ્રિય લાગતાં અને ચોમેરનું પ્રાકૃતિક દૃશ્ય મનમોહક જણાતાં હું તે નદીને તીરે એક સ્વચ્છ શિલા પર બેસી ગયો. તે વખતે મને ફરી પેલો વિચાર સ્ફૂર્યો કે તિબેટમાં ચીની સૈન્યની ગતિવિધિ જોતાં રખે એક-બે વર્ષમાં ચીન સરકાર ભારતીય યાત્રીઓનો તિબેટમાં પ્રવેશ બંધ જાહેર કરે, તો ભારતનાં નર-નારી કૈલાસ અને માનસરોવરની યાત્રા કરી શકે નહીં. આથી જો આ યાત્રા વિષે ઘણાં ચિત્રોવાળું સવિસ્તૃત પુસ્તક લખવામાં આવે તો લોકો ઘેર બેઠા તે વાંચી યાત્રાનો આનંદ માણી શકે અને પુણ્ય મેળવી શકે. મારો આ વિચાર પૂરો થતાં જ કોણ જાણે ક્યાંથી હવાનું સુગંધી લહેરખું આવ્યું અને ચોમેર અપૂર્વ સુગંધ પ્રસરાવતું ચાલ્યું ગયું. આવી અદ્ભુત સુગંધ મેં મારા જીવનમાં ક્યારે ય અનુભવી નહોતી. મારા આખા શરીરે રોમાંચ થયા અને આંખોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. આ અવનવા અનુભવે જાણે મને ખાતરી આપી કે કૈલાસ-માનસરોવરની યાત્રા વિષેનું પુસ્તક તૈયાર કરવામાં હું જરૂર સફળ થઈશ. મેં કૈલાસપતિનો પાડ માન્યો.

આ પુસ્તક કૈલાસયાત્રાએથી હેમખેમ 'કાશી' પાછા ફર્યા બાદ આશરે બે મહિનામાં લખાઈ ગયું હતું, પણ આર્થિક તેમ જ બીજી કેટલીક અડચણોને લીધે તેનું પ્રકાશન થઈ શક્યું નહીં; જો કે ઉત્તર પ્રદેશના હિંદી ભાષાના એક ત્રિમાસિકમાં તેનો કેટલોક ભાગ છપાયો હતો. ગુજરાતમાં તેમ જ અન્ય પ્રાંતોમાં વસતા અસંખ્ય ગુજરાતીભાષી ભક્તોની વારંવાર વિનંતી અને યથાશક્તિ સહાયથી આખરે આ મોટું પુસ્તક પ્રકાશિત થઇ શક્યું છે. આમાં પણ કૈલાસપતિની કૃપા જ મુખ્ય છે એવું મારું દૃઢ માનવું છે. પ્રભુપ્રેરણાથી જે જે ભક્તોએ આ ગ્રંથના પ્રકાશન કાર્યમાં જે કાંઈ સહાય કરી છે તે બધામાં સુરતના પી. જી. રેશમવાળા પરિવારના 'શ્રી મધુભાઈ રેશમવાળા'ને હું મોખરે ગણું છું. તેમણે પોતાના બંગલામાં મારા નિવાસની સારી સગવડ કરી આપી, મારા ફળાહારની વ્યવસ્થા કરી, તેના માળી 'લિંગરાજ'

(લિંગા)ને મારી સેવામાં તેમજ પ્રેસમાં આવ-જા કરવા રાખ્યો અને બીજી પણ સહાય કરી. તે માટે તેમનો જેટલો આભાર વ્યક્ત કરાય તેટલો ઓછો છે. સુરતના શ્રી ચીમનભાઈ ગાંધી (આર્કીટેક-એંજિનિયર), શ્રી કનુભાઈ શાહ (કોંટ્રેક્ટર), શ્રી વસંતભાઈ ફુવાળા, શ્રી બાલુભાઈ પજાવાળા, શ્રી અમૃતલાલ કાગદી, શ્રી કૃષ્ણ ઝેરખાઉ, શ્રી સૂર્યકાંત છટિયાવાળા, શ્રી પ્રવીણ ચોકસી, વગેરે તથા મુંબઈના ભક્તો શ્રી નાનુભાઈ પટેલ (ડાયરેક્ટર-'પરાન' લિમિટેડ), શ્રી પ્રસન્નકુમાર દલાલ, શ્રી મોહન કામત (બોમ્બે પ્રોસેસ સ્ટૂડિયો), બિલીમોરાવાળા શ્રી વલ્લભભાઈ મિસ્ત્રી વગેરે ભક્તજનોએ આ ગ્રંથના પ્રકાશન માટે જે કાંઈ સહાય કરી છે તે બધાનો હું આભાર માનું છું. આ પુસ્તકનું સેવાભાવે પ્રૂફ તપાસનાર શ્રી પ્રફૂલ્લભાઈ ત્રિવેદી M. A. તથા લેખક અને કવિ શ્રી રતિલાલ 'અનિલ'નો પણ હું આભાર માનું છું.

આ પુસ્તકમાં વિદ્વત્તાપૂર્ણ પૂર્વભૂમિકા તેમ જ ચિત્રો અને Message આપનાર બૌદ્ધધર્મના મહાગુરુ શ્રી. શ્રી. દલાઈલામા (૧૪) 'તેનઝીન-ગ્યાત્સો'નો પણ હું હાર્દિક આભાર માનું છું. તેમની 'પ્રસ્તાવના'થી આ પુસ્તકને 'ચાર ચાંદ' લાગ્યા છે એ સત્ય વાત છે.

'સુરત સિટિ પ્રિન્ટિંગ પ્રેસ'ના માલિક શ્રી જશવંતસિંહ ગુલાબસિંહ ઠાકોર તેમ જ તેમના સુપુત્રોએ આ પુસ્તકને યથાશક્તિ સારું છાપવા પ્રયત્ન કર્યો છે તે બદલ તે બધાનો આભાર.

આ પુસ્તક વાંચતાં વાંચતાં વાચકને અવશ્ય એવો અનુભવ થશે કે તે પણ યાત્રાસંઘની સાથોસાથ કૈલાસ-માનસરોવરની યાત્રા કરી રહ્યો છે. આ પુસ્તક વાંચવાથી તેમ જ અન્યને વંચાવવાથી ઉભયનું કલ્યાણ થશે તેવો મને વિશ્વાસ છે. મેં તો શ્રદ્ધા-ભક્તિપૂર્વક પગપાળા તિબેટના આ મહાતીર્થોની યાત્રા અને પ્રદક્ષિણા કરી ઘણું ઘણું પ્રાપ્ત કર્યું છે. હું ઇચ્છું છું કે ધાર્મિક નરનારી આ ગ્રંથ વાંચી પ્રેરણા પ્રાપ્ત કરે અને ભવિષ્યમાં જ્યારે ચીન સરકાર દ્વારા તિબેટમાં પ્રવેશ ખુલ્લો થાય ત્યારે ત્યાં યાત્રાર્થે જઈ ઘણું ઘણું પુણ્ય મેળવે અને જીવન ધન્ય કરે. 'જેની જેવી ભાવના, તેને તેવી સિદ્ધિ'

"સૈર કર ગાફિલ જહાંકી, જિંદગાની ફિર કહાં;
જિંદગી ગર કુછ રહી તો, નૌજવાની ફિર કહાં!"

તારીખ ૧-૧-૧૯૭૬ ઇતિ શુભમ્

ગુરુવાર દંડીસ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ મહારાજ

સુરત. (ગુજરાત)

| | કૈલાસ–માનસરોવર યાત્રાનો તેમ જ પ્રદક્ષિણાનો માર્ગ :— | અંતર માઇલ | સ્થાનની ઊંચાઈ, ફૂટ |
|---|---|---|---|
| ૧ | મોટરરસ્તે 'કાઠગોદામ' થી ( ભવાલી, ખૈરના, રાણીખેત થઇને ) અલમોડા. | ૮૩ | ૫૪૧૪ |
| ૨ | મોટરરસ્તે 'અલમોડા' થી ( ચિતાઈ, આડેછીના, ધૌલાદેવી, પનાર, ઘાટ, અંચૌલી થઈને ) પિથૌરાગઢ. | ૭૫ | ૫૫૦૦ |
| ૩ | મોટરરસ્તે 'પિથૌરાગઢ' થી (ટોટાનૌલા, કનારીછીના, ઓગલા થઇને) અસકોટ. | ૩૩ | ૫૦૦૦ |
| ૪. | મોટરરસ્તે 'અસકોટ' થી ( જૌલજીબી, બલવાકોટ, કાલિકા થઇને ) ધારચૂલા. | ૨૬ | ૩૦૦૦ |
| ૫ | પગપાળા 'ધારચૂલા' થી ( તવાઘાટ, સોસા, સિરખા, જીપ્તી, માલપા, બુધિ થઇને ) ગરબ્યાંગ. | ૫૪¾ | ૧૦૩૨૦ |
| ૬ | 'ગરબ્યાંગ' થી (કાલાપાણી, શંગચમ, લીપુ–લા, ( ૧૬,૭૫૦ ફૂટ ), પાલા, મગરૂંમ, થઈ ને ) તકલાકોટ. | ૩૧¼ | ૧૩૧૦૦ |
| ૭ | 'તકલાકોટ' થી ( ટોયો, રિંગુંગ, બલઢક, ગુર્લા–કૂક, ગુર્લા–લા થઇને) માનસરોવર. | ૩૪¾ | ૧૪૯૫૦ |
| ૮ | 'માનસરોવર' થી ( ગોસુલ–ગોમ્પા, ત્સેતી–ત્સો, સિરકા–ખીરો, ગંગા–છૂ, બરખા થઈને ) દરચેન. | ૨૮¾ | ૧૫૧૦૦ |
| ૯ | કૈલાસ–પ્રદક્ષિણાઃ–'દરચેન' થી (ન્યનરી–ગોમ્પા, તમડિંગ–ડોંખંગ થઇને) દીરાફૂક–ગોમ્પા. | ૧૨¼ | ૧૬૪૦૦ |
| ૧૦ | 'દીરાફૂક–ગોમ્પા' થી (દોલ્મા–લા ૧૮૬૦૦ ફૂટ, ગૌરીકુંડ ૧૮૪૦૦ ફૂટ, શપજે–ડાક–થોક, ઝૂથુલ–ફૂક–ગોમ્પા થઈ ને ) દરચેન. | ૧૯¾ | ૧૫૧૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૧ | **માનસરોવર-પ્રદક્ષિણાઃ**– 'દરચેન' થી ઝહોંગ-છૂ ( ૩ ), અવાંગ-છૂ ( ૩ ), ફિલંગ-કોંગમાં-છૂ (૨), ફિલંગ-ફરમા-છૂ (૩/૪), ફિલંગ-ચોંગમા-છૂ (૨ ૩/૪), ગ્યૂમા-છૂ ( ૩ ), કચો ( ૧/૨ ) થઈને ખુંગલુંગ-છૂ ( ૨ ૧/૨ ). ( પહેલો પડાવ ) | ૧૭ ૧/૨ | ૧૫૦૦૦ |
| ૧૨ | લુંગનક-છૂ (૩ ૩/૪), કુરકચલ-છૂંગો (૨ ૧/૨), પલચેન-છૂ (૨ ૧/૨), પલચુંગ-છૂ (૧ ૧/૪), થઈને શેરાલુંગ-ગોમ્પા ( ૬ ૧/૪ ). ( બીજો પડાવ ) | ૧૬ | ૧૫૦૦૦ |
| ૧૩ | ગોમો-શંગ-છૂ (૩ ૩/૪), ટગ-છંગપો (૫), નિમાપેંડી છૂ (૨), રિલઝૂંગ-છૂ (૨ ૧/૨); ચેન્ગો-ગોમ્પા (૧) થઈને ઠુગોલ્હો-ગોમ્પા (૨ ૧/૪). ( ત્રીજો પડાવ ). | ૧૬ ૧/૨ | ૧૫૧૦૦ |
| ૧૪ | 'ઠુગોલ્હો-ગોમ્પા' થી નમ્રેલ્ડી-છૂ (૨), શેલુંગ-હુદુંગ-છૂ (૧ ૧/૪), ગોગટા (૨ ૧/૨), લી (૩ ૧/૨) થઈને ગુર્લા-લા (૧ ૧/૨). | ૧૦ ૩/૪ | ૧૬૨૦૦ |
| ૧૫ | 'ગુર્લા-લા' થી **તકલાકોટ.** | ૨૩ ૩/૪ | ૧૩૧૦૦ |
| ૧૬ | 'તકલાકોટ' થી **ગરબ્યાંગ.** | ૩૧ ૧/૪ | ૧૦૩૨૦ |
| ૧૭ | 'ગરબ્યાંગ' થી ( ધારચૂલા, અસકોટ, પિથૌરાગઢ થઈને ) **અલમોડા.** | ૧૮૮ ૩/૪ | ૫૪૧૪ |
| ૧૮ | 'અલમોડા' થી ( રાણીખેત, ખૈરના, ભવાલી થઈને ) **કાઠગોદામ** રેલ્વેસ્ટેશને. | ૮૩ | |
| | (કાઠગોદામ સ્ટેશને ઊતરી બસ દ્વારા અને પગપાળા કૈલાસ અને માનસરોવરની યાત્રા અને પ્રદક્ષિણા કરી પાછા કાઠગોદામ પહોંચતાં કુલ અંતર ( કૈલાસ પ્રદક્ષિણા ૩૨ માઈલની છે અને માનસરોવર પ્રદક્ષિણા ૫૫ થી ૫૬ માઈલની છે. ) | ૭૮૪ | |

—(*)—

## —: ચલ મન કૈલાસ માનસ–તીર :—

ચલ મન કૈલાસ માનસ – તીર....(૧)

કૈલાસ માનસ સ્થાવર તીરથ
હરત જનમકી પીર
ચલ મન કૈલાસ માનસ – તીર....(૨)

રાજહંસરૂપ દેવ બિરાજત
કરત અલગ નીર–ક્ષીર
ચલ મન કૈલાસ માનસ – તીર....(૩)

ધવલ હિમ શિવ અંગ પૈ સોહે
અલખ આસનમેં થીર
ચલ મન કૈલાસ માનસ – તીર....(૪)

ઋષિ–મુનિવૃંદ, સિદ્ધ, સાધકગણ
ધરત ધ્યાન મહાવીર
ચલ મન કૈલાસ માનસ – તીર....(૫)

શ્રદ્ધા–ભક્તિકી ગઠરી લે, રખ
શિવ ચરનન પૈ સીર
ચલ મન કૈલાસ માનસ – તીર....(૬)



## જય કૈલાસપતિ !!

જય મહેશ જટાજૂટ, કંઠે સોહે કાલકૂટ
જન્મ-મરણુ જાય છૂટ, નામ લેત જાકે...(૧)
તીન નયન ચંદ્ર ભાલ, ગલમેં મુંડનકી માલ,
શોભત તન મિરગછાલ, કટિમેં નાગ બાંકે. (૨)
ગૌરી બસત સદા સંગ, ભસ્મ લસત અંગઅંગ,
શીશ ગંગકે તરંગ, વાહન વૃષભાકે...(૩)
કર ત્રિશૂલ અરુ કુઠાર, 'બ્રહ્માનંદ' નિર્વિકાર,
જાકી મહિમા અપાર, કહત વેદ થાકે...(૪)



## જય મહાદેવ !!

જય જય જય ત્રિપુરારિ; જય જય જય ત્રિપુરારિ.
જય ત્રિલોચન, જય દુઃખમોચન, જય કૈલાસવિહારી.
જય જય જય ત્રિપુરારિ.

મુક્તિપ્રદાયક તરલ-તરંગે, શીશ જટામેં શોભિત ગંગે
અંગ ભભૂત રમાયે ભોલે, જય હે ત્રિશૂળકરધારી
જય જય જય ત્રિપુરારિ.

ગલે રૂંઢકી માલ, કટિન મૃગછાલ, સોહે ચંદ્ર તોહે ભાલ
કષ્ટનિકંદન હે ! જય જગવંદન હે ! જય શિવ ભવઅઘહારી
જય જય જય ત્રિપુરારિ.



# —. અનુક્રમણિકા :—

પૃષ્ઠ સંખ્યા


| | | |
|---|---|---|
| ૧. | જરા ધ્યાન દઈને સાંભળો .... .... .... | ૧ થી ૨ |
| ૨. | માનસ-ખંડના પ્રસિદ્ધ યાત્રી .... .... .... | ૩ – ૧૮ |
| ૩. | કૈલાસ-માનસરોવર યાત્રાના વિભિન્ન માર્ગો .... | ૧૯ – ૨૦ |
| ૪. | કૈલાસયાત્રામાં જાણુવા યોગ્ય કેટલાક તિબેટી શબ્દો... | ૨૧ – ૨૫ |
| ૫. | બાળપણનાં સંસ્મરણો .... .... .... | ૨૬ – ૩૭ |
| ૬. | ભૂમિકા .... .... .... .... .... | ૩૮ – ૬૦ |
| ૭. | હિમાલયના પાંચ ખંડો .... .... .... | ૬૧ – ૬૬ |
| ૮. | કૈલાસયાત્રામાં જરૂરી વસ્તુઓની યાદી .... | ૬૭ – ૬૯ |
| ૯. | નૈમિષારણ્ય તીર્થક્ષેત્ર .... .... .... | ૭૦ – ૭૨ |
| ૧૦. | ત્રિવેણી-સંગમ, પ્રયાગમાં .... .... .... | ૭૩ – ૭૬ |
| ૧૧. | કૈલાસના માર્ગે નૈનીતાલ તરફ.... .... .... | ૭૭ – ૮૭ |
| ૧૨. | પર્વતનગર નૈનીતાલમાં ..... .... .... | ૮૮ – ૯૯ |
| ૧૩. | નૈનીતાલથી અલમોડા .... .... .... | ૧૦૦ – ૧૧૨ |
| ૧૪. | અલમોડા અને તેની આસપાસના ધાર્મિક સ્થળો.... | ૧૧૩ – ૧૨૨ |
| ૧૫. | કૈલાસયાત્રા માટેની તૈયારીઓ અને પ્રસ્થાન .... | ૧૨૩ – ૧૬૯ |
| ૧૬. | અસકોટમાં રોકાણ .... .... .... .... | ૧૭૦ – ૧૮૫ |
| ૧૭. | બલવાકોટ તરફ પ્રયાણ .... .... .... | ૧૮૬ – ૨૦૧ |
| ૧૮. | પગપાળા ધારચૂલા તરફ પ્રસ્થાન .... .... | ૨૦૨ – ૨૧૨ |
| ૧૯. | ધારચૂલામાં બે રાત .... .... .... .... | ૨૧૩ – ૨૨૧ |
| ૨૦. | તવાઘાટના માર્ગે .... .... .... .... | ૨૨૨ – ૨૪૧ |
| ૨૧. | પંગું લંઘયતે ગિરિમ્ .... .... ... | ૨૪૨ – ૨૬૧ |
| ૨૨. | શ્રી નારાયણ-આશ્રમ ... .... .... | ૨૬૨ – ૨૮૦ |
| ૨૩. | સુમરિયાની ધાર .... .... .... | ૨૮૧ – ૨૯૬ |
| ૨૪. | એક જ દિવસમાં જીપ્તીથી ગરબ્યાંગની મજલ .... | ૨૯૭ – ૩૧૪ |

૨૫. ગરખ્યાંગમાં થોડા દિવસ વિશ્રામ .... .... ૩૧૫ – ૩૪૯
૨૬. કાલીગંગાના ઉદ્દગમસ્થાન પાસે .... .... ૩૫૦ – ૩૬૮
૨૭. શંગચમની કાતિલ ઠંડી રાત .... .... ૩૬૯ – ૩૮૨
૨૮. હિમાચ્છાદિતં ' લીપુ-લા ' પર આરોહણ .... ૩૮૩ – ૩૯૫
૨૯. સ્વર્ગીય ભૂમિ–તિબેટમાં .... .... ૩૯૬ – ૪૨૦
૩૦. બુરકુ તરફ કૂચ .... .... ૪૨૧ – ૪૩૮
૩૧. ' ગુર્લા–છૂ 'ને કાંઠે .... .... ૪૩૯ – ૪૫૦
૩૨. માનસરોવરમાં પૂર્ણિમા–સ્નાન .... .... ૪૫૧ – ૪૭૭
૩૩. ' ચ્યુ–ગોમ્પા 'ના ચરણપ્રાંતમાં. .... .... ૪૭૮ – ૫૦૬
૩૪. આજની રાત ' પોંગદુ 'માં. .... .... ૫૦૭ – ૫૧૮
૩૫. કૈલાસ–પ્રદક્ષિણાનો શુભારંભ. .... .... ૫૧૯ – ૫૪૧
૩૬. ' દીરાફુક–ગોમ્પા ' સામે. .... .... ૫૪૨ – ૫૬૧
૩૭. શપજે–ડાક થોક. .... .... ૫૬૨ – ૫૮૨
૩૮. કૈલાસ–પ્રદક્ષિણાની સમાપ્તિ .... .... ૫૮૩ – ૬૧૦
૩૯. માનસરોવર–પ્રદક્ષિણા માટે પ્રયાણ .... .... ૬૧૧ – ૬૨૬
૪૦. માનસરોવરના દક્ષિણ તટે–'ઠુગોલ્હો ગોમ્પા 'માં. ૬૨૭ – ૬૫૧
૪૧. ' ગુર્લા – છૂ' તરફ પરાવર્તન. .... .... ૬૫૨ – ૬૬૮
૪૨. ' પુરંગઘાટી 'માં હેમખેમ પ્રત્યાગમન .... .... ૬૬૯ – ૬૭૬
૪૩. ' લીપુ-લા ' પાર કરી 'કાલાપાણી 'માં .... ૬૭૭ – ૬૮૬
૪૪. ' ગરખ્યાંગ 'માં કીચખંપાને ઘેર. .... .... ૬૮૭ – ૬૯૬
૪૫. ' માલપા ' થઈ નારાયણ–આશ્રમમાં .... .... ૬૯૭ – ૭૧૧
૪૬. ' ધારચૂલા 'માં પાછા આવ્યા. .... .... ૭૧૨ – ૭૨૩
૪૭. ' અલવાકોટ ' થઈ ' અસકોટ 'માં આગમન .... ૭૨૪ – ૭૩૨
૪૮. પિથૌરાગઢ થઈને અલમોડામાં હેમખેમ પાછા. .... ૭૩૩ – ૭૩૭
૪૯. હેમખેમ પોતપોતાને ઘેર. .... .... ૭૩૮ – ૭૪૯




## — પ્રાર્થના —

"मृडानो रुद्रोत नो मयस्कृधि क्षयद्वीराय नमसा विधेम ते।"
(ऋगवेद १-११४-२)

(હે રુદ્ર! આપ અમને સુખી કરો અમે આપને નમસ્કાર કરીએ છીએ.)

"नमोऽस्तु रुद्रेभ्यो ये दिवि येषां वर्षमिषवः तेभ्यो
दश प्राचीर्दश दक्षिणा दश प्रतीची दशोदीचोर्दशोर्ध्वाः
तेभ्यो नमोऽस्तु ते नोऽवन्तु ते नो मृडयन्तु ते यं
द्विषमो यश्च नो द्वेष्टि तमेषां जम्मे दध्मः।"
(यजुर्वेद १६-६४)

(જે રુદ્રો આકાશમાં, અંતરિક્ષમાં અને પૃથ્વીમાં રહ્યા છે અને જેના વર્ષાદ, વાયુ અને અન્ન બાણરૂપ છે, તેને સર્વ દિશામાં નમસ્કાર છે. તે અમારી રક્ષા કરે, તે અમને સુખી કરે, અને જેનો અમે દ્વેષ કરીએ છીએ તથા જે અમારો દ્વેષ કરે છે, તેને એના ભક્ષણ માટે રાખીએ છીએ.)

"ॐ नमः शम्भवाय च मयोभवाय च।
नमः शंकराय च मयस्कराय च।
नमः शिवाय च शिव तराय च॥"
(यजुर्वेद १६-४१)

(હે સાંસારિક તથા વૈભવોના દાતા! આપને નમસ્કાર. હે કલ્યાણ કારી અને ગૌરવની વૃદ્ધિ કરનાર પ્રભુ! આપને નમસ્કાર. હે આનંદ અને પરમાનંદ પ્રદાયક તથા મોક્ષદાયક! આપને નમસ્કાર)





**ભગવાન શ્રી ગુરુ દત્તાત્રેય** [ચિ. ન. ૨]

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુઃ ગુરુર્દેવો મહેશ્વરઃ।
ગુરુઃ સાક્ષાત્પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ॥

બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિમ્।
દ્વંદ્વાતીતં ગગનસદૃશં તત્વમસ્યાદિલક્ષ્યમ્॥
એકં નિત્યં વિમલમચલં સર્વધી સાક્ષીભૂતમ્।
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરું તં નમામિ॥

## : જરા ધ્યાન દઈને સાંભળો :

કૈલાસ–માનસરોવરની યાત્રામાં જતી તથા આવતી વખતે માર્ગમાં આવશ્યક્તાનુસાર સુયોગ્ય સ્થાનમાં વિશ્રામ કરવો જોઈએ. માર્ગની દુર્ગમતાને લીધે જીવનમાં બહુધા આ યાત્રામાં જવાનો પ્રસંગ એકથી વધુ વાર આવતો નથી. આથી યાત્રીએ અવકાશ મેળવીને થોડા દિવસો કૈલાસ શિખરના ચરણપ્રાંતમાં અથવા પુનિત માનસરોવરના ગંભીર તથા પ્રશાંત તટ પર બેસીને કેટલોક સમય અવિચ્છિન્ન ધ્યાનમાં વ્યતીત કરવો, જ્યાંથી શ્રી કૈલાસ શિખરનાં દિવ્ય દર્શન અને પુનિત માનસરોવરનો સ્પર્શ તથા તેના નિર્મળ જળમાં સ્નાન કરવાનું સૌભાગ્ય સાંપડે. ધાર્મિક અથવા પર્યટક કોઈ પણ વ્યક્તિએ આ મહાન તીર્થમાં થોડા દિવસ નિવાસ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરવું જોઈએ. બની શકે તો આ યાત્રા માનસિક ચંચળતા તથા દોડાદોડીથી ન થાય તો વધારે સારું. થોડા દિવસો સુધી દેશ અને કાળના ભાવનું વિસ્મરણ કરીને થોડો વખત આ વાત પર પણ વિચાર કરો કે પોતાની જીવનયાત્રાની નાવડી ક્યાંથી વહેતી મૂકી છે? અત્યારે તે ક્યાં સુધી આવી છે? આગળ ક્યાં તથા કેવી રીતે જવાની છે અને તેનો ઉદ્દેશ્ય શું છે? જો મન માને તો એકાદ ડગલું આગળ જઈને એ વાત પર પણ થોડો વિચાર કરો કે આ મહાન યાત્રાના સૂત્રધાર પ્રતિ આપણો શો સંબંધ તથા શું કર્તવ્ય છે?

પરમ પવિત્ર શ્રી કૈલાસ શિખરની મંત્રવત્ મુગ્ધ કરનારી મહત્તા, શોભા અને તેના વૈભવનું અવિરામ દૃષ્ટિએ નિરીક્ષણ કરતાં અને નીલમણિ જેવા વક્ષસ્થળવાળા માનસરોવરના પુનિત તટ પર, તેના દ્વારા શ્રદ્ધા જાગ્રત કરનારી પ્રશાંતતાનો અનુભવ કરતાં, કોઈ પણ વ્યક્તિ દિનરાત અખંડ ધ્યાન અને તત્ત્વવિચારમાં નિમગ્ન થઈને સમયને ક્ષણવત્ વ્યતીત કરી શકે છે. અહીંના નિર્ભેળ વાતાવરણમાં પ્રાણી સ્વાભાવિક રૂપે આનંદનો શ્વાસ લેવા લાગે છે. તેને જીવનના

વાસ્તવિક આનંદની અનુભૂતિ થવા લાગે છે. મન સ્વેચ્છાએ, દેશકાળથી અતીત થઈને તે વિમુગ્ધકારી તથા સ્વચ્છ નીલોદકથી તરંગાયિત સરોવરમાં વિહાર કરવા માટે ઉતાવળું થઈ જાય છે. ભૂગોળ કે ભૂગર્ભશાસ્ત્રના વિશાળ સામ્રાજ્યમાં શ્રી કૈલાસ શિખરના અન્વેષણ અથવા તેના જળતત્ત્વના ન્યૂનાતિરેકથી, પૃથ્વીના અન્ય ભાગોમાં આવેલાં સરોવરો સાથે આ અતુલ સરોવરની તુલના કરવાની વાત નિઃસંદેહ મનને ખુશ કરવાની અત્યંત સુંદર સામગ્રી બની શકે છે અને બુદ્ધિમાનો માટે તે પ્રયત્ન કરવાનો વિષય બની શકે છે. કિન્તુ અલૌકિક સૌંદર્ય અને નૈસર્ગિક ગુણોથી યુક્ત સર્વદા શુભ્ર હિમાચ્છન્ન છત્રો દ્વારા સુશોભિત શ્રી કૈલાસ શિખરની સંમુખ થતા અંતરના આનંદનું સજીવ વર્ણન તો કોઈ પ્રતિભાશાળી કવિ જ સારી રીતે કરી શકે છે. જો આની વિવશ કરનારી સુંદરતા અને રૂપરાશીએ માનવમનને આકર્ષિત ન કર્યું હોત તો હિંદુ અને બૌદ્ધ જેવા બે વિભિન્ન ધર્મોને માટે સમાન પ્રતિષ્ઠાને યોગ્ય તે બીજા કયા કારણથી થઈ શકે? તે દિવ્ય શિખરે પોતાના ગૌરવની અમીટ છાપ એવી રીતે પાડી છે કે તે તેને ભૂતલની નહિ કિન્તુ સ્વર્ગની સૃષ્ટિ માની બેઠા છે. ગુરલામાંધાતા ઘાટ અથવા સરોવરને તટ સ્થિત પહાડોના કોઈ પણ સ્થાનેથી શિખરનું પ્રથમ દર્શન કરવાથી તે સ્વર્ગીય દૃશ્ય શરીરને રોમાંચિત કરી નયનોને આનંદાશ્રુથી છલકાવી દે છે.

**સ્વામી શ્રી પ્રણવાનંદજી (એફ. આર. જી. એસ.)**
લંડન

"I was still living in my dream of the turquoise blue coloured lake Manasarowar and the beautiful Kailas! It appeared to me as if I had come down, but my mind and heart hadn't arrived yet!

Kailas is an axis or spinal column of the universe."

**[ Lama Govinda Anagarik ]**



## : માનસખંડના પ્રસિદ્ધ યાત્રી :

પુરાણોમાં કહેવામાં આવ્યું છે કે પ્રાચીન કાળમાં પરમશિવ અને બ્રહ્માજીએ માનસખંડમાં તપશ્ચર્યા કરી હતી. ભગવાન દત્તાત્રેયે માનસરોવરમાં સ્નાન કર્યું હતું અને કૈલાસ પર શિવ તથા પાર્વતીનાં દર્શન કર્યાં હતાં. કૃતયુગમાં રાજા માંધાતા વગેરેએ તેમ જ ત્રેતાયુગમાં રાવણ, ભસ્માસુર વગેરે અસુર રાજાઓએ એ સ્થાનમાં સદાશિવની તપસ્યા કરી હતી.

મહાભારત ( સભાપર્વ, અધ્યાય ૧૮, ૧૯ ) માં અર્જુનના દિગ્વિજયનું વર્ણન છે. તેમાં કહેવામાં આવ્યું છે કે અર્જુન માનસરોવર સમીપ પહોંચીને ગંધર્વોનો દેશ જીતીને ત્યાંના રાજા પાસેથી કેટલીય જાતના ઉચ્ચ કોટિના ઘોડા, દિવ્ય વસ્ત્ર, ચર્મ, સ્વર્ણ, રત્ન વગેરે લઈ આવ્યા. અધ્યાય ૨૫ માં યજ્ઞના વર્ણનમાં લખવામાં આવ્યું છે કે મેરુ અને મંદાર પર્વતોની મધ્યનાં ક્ષેત્રોમાં રાજ્ય કરતા રાજાઓ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભેટ ધરવા માટે નીચેની વસ્તુઓ લઈ આવ્યા–ચંદ્રમાની કાંતિ જેવાં પ્રભાવશાળી રત્નો, કાળા અને લાલ રંગનાં ચમ્મર, ખૂબ જ બળવર્ધક ઔષધિઓ વગેરે. એ વર્ણનથી એમ માલૂમ પડે છે કે આ બધી ય વસ્તુઓ માનસખંડમાંથી જ આવેલી છે અને અર્જુન માનસખંડમાં જરૂર ગયા હશે. એવી કથા પણ છે કે દ્વાપરયુગ અને કળીયુગની સંધિના સમયમાં ભગવાન વ્યાસ અને ભીમસેન, એક વાર શ્રીકૃષ્ણ ભગવાન અને અર્જુન દર્શન કરવા માટે કૈલાસ ગયા હતા. અતિ પ્રાચીન કાળથી અનેક ઋષિમુનિઓ અને મહર્ષિગણ કૈલાસના તથા માનસરોવરના દર્શનાર્થે તથા ત્યાં રહીને તપસ્યા કરવા માટે જતા–આવ્યા છે.

કોઈ કોઈ ઇતિહાસકારોનો એવો મત છે કે સમ્રાટ અશોક દ્વારા નીમવામાં આવેલ કુમાયું પ્રદેશના કત્યૂરી રાજા નંદિદેવે ઉંટાધૂરાના માર્ગે થઇને માનસખંડ પર ચડાઈ કરી હતી અને ત્યાં હૂણિયા ( તિબેટી લોકો ) ઓને હરાવીને પોતાનું આધિપત્ય સ્થાપિત કર્યું હતું. કૈલાસનાં દર્શન અને માનસરોવરમાં સ્નાન કરીને તે ભારતમાં પાછા

આવ્યા હતા. ફરી વાર બીજા વર્ષે પણ તે માનસખંડમાં ગયા હતા. બદ્રીનાથની યાત્રામાં આવતા પાંડુકેશ્વર નામના સ્થાનમાં આવેલ મંદિરમાં જે તામ્રપત્રો છે તેના પરથી માલૂમ પડે છે કે કત્યૂરી રાજા લલિતસૂરદેવ અને દેશરદેવે ઈસ્વીસનની પૂર્વે હૂણદેશ ( માનસખંડ ) પર ચડાઈ કરીને વિજય પ્રાપ્ત કર્યો હતો. પ્રસિદ્ધ ચીની યાત્રી યુઆન–સ્વાંગ ( હયૂએનસંગ ) ઈ. સ. ૬૩૫ માં પોતાની ભારતયાત્રા વિષે વર્ણન કરતાં લખે છે કે કુમાયૂંનો કત્યૂરી રાજવંશ છઠ્ઠી શતાબ્દીમાં માનસખંડ પર શાસન કરતો હતો. સાતમી શતાબ્દીમાં ઇછિંગ તથા બીજા ચીની યાત્રીઓ (ઈ. સ. ૬૭૫–૬૮૫) માનસખંડ થઈને ભારતના નાલંદા વિશ્વવિદ્યાલયમાં બૌદ્ધ ધર્મનો અભ્યાસ અને બૌદ્ધ તીર્થોનાં દર્શન કરવા માટે ગયા હતા.

તિબેટના ધર્મગ્રંથ "કંગરી–કચ્છક"માં લખ્યું છે કે "ગેવા ગોજંગબા" નામની વ્યક્તિએ સૌથી પહેલાં કૈલાસ અને માનસરોવરની પ્રદક્ષિણાના માર્ગની શોધ કરી હતી. કિન્તુ તે વ્યક્તિ કેટલાં વર્ષ પૂર્વે થઈ ગઈ તે વિષે સંપૂર્ણ માહિતી હજી સુધી મળી શકી નથી. એક વખત ભારતથી સાત કન્યા માનસરોવર ગઈ અને તેમણે માનસરોવરના નૈઋત્ય ખૂણામાં આવેલા "મોમોહુકુ" નામના સ્થાન પર પથ્થરોની સાત ઢગલી કરી દીધી. કહે છે કે તે પથ્થરો પણ તે ભારતમાંથી જ લઈ ગઈ હતી. તે પથ્થરો આછા પીરોજી રંગના છે. તેની આકૃતિ તિબેટની ચા જેવી, ઈંટ જેવી ગોળાકાર અથવા તિબેટી ખાણા "થૂ" જેવી છે.

એવું પણ કહેવામાં આવે છે કે જગદ્ગુરુ શ્રીમદ્ આદિશંકરાચાર્ય કૈલાસયાત્રાએ ગયા હતા અને તે પવિત્ર સ્થાનમાં તેઓશ્રીએ દેહ–ત્યાગ કર્યો હતો. ભારતીય પંડિતોના મત અનુસાર તેઓશ્રીનો સમય જીસસ ક્રાઈસ્ટની પૂર્વેનો છે, જ્યારે પાશ્ચાત્ય પંડિતોના મત અનુસાર તેઓશ્રીનો સમય આઠમી શતાબ્દીનો માનવામાં આવે છે.

તિબેટી લોકોની એવી માન્યતા છે કે નવમી શતાબ્દીના આરંભમાં નાલંદા વિશ્વવિદ્યાલયના આચાર્ય શ્રી શાંતરક્ષિત ( ઈ. સ. ૭૪૦ થી ૮૪૦ ) માનસખંડની યાત્રાએ ગયા હતા. અને તેઓશ્રીએ જ

તિબેટમાં સૌથી પહેલો મઠ બંધાવ્યો હતો. ત્યારબાદ જ ત્યાં મઠ બાંધવાની પ્રથા શરુ થઈ.

• નવમી શતાબ્દીમાં કેટલાક ચીની ભૂગોળશાસ્ત્રીઓ અને અફસર લોકો માનસખંડમાં આવીને ભૂગોળ સાથે સંબંધ રાખનારી સામગ્રીઓ એકઠી કરીને ચીન લઈ ગયા અને ત્યાં જઈને માનસખંડના નકશા બનાવ્યા હતા. સન ૧૦૨૭માં કાશ્મીરના પંડિત સોમનાથે માનસખંડ જઈને "કાલચક્ર જ્યોતિષ"નો તિબેટી ભાષામાં અનુવાદ કરીને પ્રભવાદિ સંવત્સરના બૃહસ્પતિ ચક્રનો પ્રચાર કર્યો. તેની સાથે તિબેટમાં જનાર લક્ષ્મીકર તથા દાનશ્રીચંદ્ર રાહુલ નામની બીજી બે વ્યક્તિઓ પણ હતી.

અગિયારમી શતાબ્દીમાં તિબેટના પ્રખ્યાત તાંત્રિક સિદ્ધયોગી અને કવિ "જીચુન મિલારેપા" (ઈ. સ. ૧૦૩૮–૧૧૧૨) તથા તેમના ગુરુ મારપાએ કૈલાસની સમીપ નિવાસ કરીને તપસ્યા કરી હતી.

વિક્રમશીલા વિશ્વવિદ્યાલયના મુખ્ય આચાર્ય શ્રી દીપંકર શ્રીજ્ઞાન (જન્મ ઈ. સ. ૯૮૦) પશ્ચિમ તિબેટના ગુગાના સમ્રાટ ચંગછુપઓના નિમંત્રણથી ૬૧ વર્ષની વયે બૌદ્ધ ધર્મના પ્રચાર માટે તિબેટ ગયા હતા. ઈ. સ. ૧૦૪૪માં થુલિંગ મઠને રસ્તે તેઓ કૈલાસમાનસરોવર ગયા હતા અને કૈલાસની પરિક્રમા કરી હતી. માનસરોવરની પશ્ચિમ તરફના ગોછૂલ ગોમ્પામાં (એ મઠની નીચે માનસરોવરના કિનારે આવેલી ગુફામાં) સાત દિવસ રહીને તાકલાકોટ થઈને ખોચરનાથનાં દર્શન કરવા પણ તે ગયા હતા. તિબેટમાં તેઓશ્રી "પલદેન અતીશા" અને "મરમેજે" નામોથી પ્રસિદ્ધ છે.

તિબેટના ધર્મગ્રંથ "કંગરી કચ્છક"માં લખ્યું છે કે ડેકુંગ ગોમ્પાના નિર્માતા અને પહેલા લામા 'જીગદેન ગોંબો' પોતાના ૧૩૦૦ શિષ્યોને લઈને બુદ્ધ સંવત્ ૨૦૫૭ માં કૈલાસયાત્રાએ ગયા હતા.

ઈ. સ. ૧૫૫૩ માં યારકંદના ખાને પોતાના લશ્કરી અફસર જનરલ મીરઝા હૈદરને લ્હાસાનાં મંદિરો અને મૂર્તિઓ ભાંગીને નાશ કરી નાંખવા માટે તિબેટ મોકલ્યો હતો. ત્યાંથી પાછા ફરતી વખતે

જનરલ મીરઝા માનસરોવરની ઉત્તર તરફના કિનારાના રસ્તેથી ગયો હતો. જતી વખતે તે માનસરોવરને કિનારે એક દિવસ રહ્યો હતો.

એવું કહેવાય છે કે ૧૬ મી શતાબ્દીમાં અકબર બાદશાહે ગંગા નદીના મૂળની શોધ કરવા માટે કેટલીક વ્યક્તિઓને મોકલી હતી. તે લોકોએ માનસરોવરની પરિક્રમા કરીને એક નકશો તૈયાર કર્યો હતો જેમાં બતાવવામાં આવ્યું હતું કે માનસરોવરમાંથી સતલજ, બ્રહ્મપુત્રા, તથા કરનાલી નદીઓ નીકળે છે.

ઈ. સ. ૧૬૨૫-૨૬ માં પોર્ટુગલના પાદરી અંડ્રેડ થુલિંગમઠની સમીપ છબરંગ નામના સ્થાનમાં ઈસાઈ ધર્મના પ્રચાર માટે ગયો હતો. તેમણે ઈ. સ. ૧૬૨૬ ના એપ્રિલ મહિનામાં તિબેટમાં સર્વપ્રથમ ઈસાઈ મંદિર બાંધ્યું હતું. ઈ. સ. ૧૬૨૭ માં બીજા ચાર પાદરીઓ તિબેટ ગયા હતા.

ચંદ્ર વંશના રાજા બાજબહાદુરચંદ્રે (ઈ. સ. ૧૬૩૮-૧૬૭૮) કુમાયૂં પ્રદેશ પર રાજ્ય કર્યું હતું. તેની રાજધાની અલ્મોડા હતી. કૈલાસ-માનસરોવરની યાત્રા કરનાર યાત્રીઓ પર તિબેટી લોકો જે અત્યાચાર કરતા હતા તે સાંભળીને બાજબહાદુરચંદ્ર રાજાએ માનસખંડ પર ચડાઈ કરવાનો વિચાર કરીને મિલમના રસ્તે તિબેટમાં પ્રવેશ કર્યો અને કૈલાસ-માનસરોવરનાં દર્શન કર્યાં. ત્યાંથી પાછા ફરીને તાકલાકોટ પર આક્રમણ કરીને કિલ્લા પર છાપો માર્યો. ત્યારબાદ માનસખંડ અને ભારત વચ્ચેના સર્વ ઘાટો પોતાના અધિકારમાં લઈ લીધા અને ભારતના વેપારીઓ (ભોટીઆ લોકો) જે કર તિબેટના લોકોને આપતા હતા તે બંધ કરાવ્યો. આખરે તિબેટીઓએ કબૂલ કર્યું કે તે દિવસથી યાત્રીઓને તથા વેપારીઓને કોઈ પણ પ્રકારનું કષ્ટ આપવામાં નહીં આવે. આથી રાજા બાજબહાદુરચંદ્રે તિબેટીઓને પૂર્વવત્ સુવિધાઓ આપી. ઈ. સ. ૧૬૭૩ માં રાજાએ યાત્રાએથી પાછા ફરતી વખતે કૈલાસમાનસરોવરના યાત્રીઓને કપડાં અને ભોજન વગેરે વહેંચવા માટે એક સદાવ્રત ખોલ્યું હતું.

એવું કહેવાય છે કે ૧૭મી શતાબ્દીમાં એક ટાશીલામા કૈલાસની યાત્રાએ ગયા હતા અને તેમણે કૈલાસ તથા માનસરોવરની પ્રદક્ષિણા કરી હતી. પાછા ફરતી વખતે તેમણે માનસરોવરના એક કિનારા પર થતી "ચેમાનેંગા" નામની સુંદર રેતી લઈ લીધી હતી અને ટાશીલ્હુમ્પો ગોમ્પાના કળશને સ્વર્ણ રંજિત કર્યો હતો. પરંતુ કેટલાક બીજા લોકોનું આ બાબતમાં એવું માનવું છે કે કૈલાસદર્શન કરનારા ૧૯ મી શતાબ્દીના ટાશીલામા પાંચમા હતા.

રોમન કેથોલિક પાદરી ડેસીડરી ઈ. સ. ૧૭૧૫ના ઓગસ્ટ મહિનામાં એક તાર્તર રાજકુમારીની મંડળીની સાથે લેહ (લદાખ) થી લ્હાસા જવા માટે નીકળ્યો હતો. સૌથી પહેલી પાશ્ચાત્ય વ્યક્તિ આ છે, જેણે માનસરોવરનું પ્રથમ દર્શન કર્યું હતું. તે પોતાના એક પુસ્તકમાં લખે છે કે ગંગા નદી કૈલાસ અને માનસરોવરમાંથી નીકળે છે. ગંગા અને સતલજને એક સમજીને તેણે આ પ્રમાણે લખી અન્ય લોકોને પણ ભ્રમમાં નાંખી દીધા.

ચીનના સમ્રાટ કંગહીના સર્વેક્ષણ વિભાગમાં લામા લોકો ઈ. સ. ૧૭૧૧ થી ૧૭૧૭ ની વચ્ચેના સમયમાં માનસખંડમાં આવીને સર્વેક્ષણ કરી ગયા હતા. લગભગ ઈ. સ. ૧૭૫૮માં પૂર્વ–તિબેટના "અંકોર" ગોમ્પાના 'સેંમ્બોસોનમ ગેલજીન' નામના લામા કૈલાસયાત્રાએ ગયા હતા અને ત્યાંથી ખોચર જઈને તેમણે ખોચરનાથના સ્થળપુરાણની રચના કરી હતી.

પૂર્ણગિરિ નામના એક બ્રાહ્મણને લૉર્ડ વોરન હેસ્ટિંગ્સના આદેશથી તિબેટમાં દુભાષિયા તથા ગુપ્તચર તરીકે નીમવામાં આવ્યો હતો. તે ઈ. સ. ૧૭૭૦ માં તિબેટમાં પ્રવેશ કરનાર સર્વપ્રથમ અંગ્રેજ વ્યક્તિ મિ. બોગલ અને મિ. ટર્નરની સાથે તિબેટમાં પ્રવેશીને માનસરોવર ગયો હતો અને સરોવરને દક્ષિણ કિનારે આવેલા ઠુગોલ્હો ગોમ્પામાં રહ્યો હતો. તેનું એવું માનવું છે કે ગંગા નદી કૈલાસમાંથી નીકળીને માનસરોવરને મળીને બહાર નીકળે છે.

ઈ. સ. ૧૭૬૦ – ૮૦ વચ્ચેના સમયમાં પૂર્ણપુરી નામના કાશીના એક ઊર્ધ્વબાહુ હઠયોગી સંન્યાસી ચીન અને બુખારાનું ભ્રમણ કરીને માનસરોવરને કિનારે ઈ. સ. ૧૭૯૨માં ગયા હતા. તેમણે છ દિવસમાં માનસરોવરની પ્રદક્ષિણા કરી હતી. તેમનું એવું કહેવું છે કે ગંગા નદી કૈલાસમાંથી, સતલજ નદી રાક્ષસતાલમાંથી અને બ્રહ્મપુત્રા નદી માનસરોવરમાંથી નીકળી પૂર્વ દિશામાં જાય છે.

ઈ. સ. ૧૮૧૨માં પશુચિકિત્સક ડૉ. વિલિયમ ઑગસ્ટ, મૂર ક્રાફ્ટ અને કૅપ્ટન હિયરસે નામની વ્યક્તિઓ નીતીઘાટી થઈને માનસરોવર અને ગરતોક ગયા હતા. એ લોકોએ માનસરોવરના કિનારા પરના ચ્યૂ-ગોમ્પા પાસે મુકામ કર્યો હતો. તે વખતે ગંગા-છૂ નદીમાં પાણી હતું નહીં. તે ઘટના તેઓએ સ્વયં જોઈ હતી પણ તેમની સાથેના પંડિત હરિવલ્લભ નામની એક વ્યક્તિ કે જેણે ઈ. સ. ૧૭૯૬ માં માનસરોવરની યાત્રા કરી હતી તેણે જોઈ હતી તે એ છે કે તે વખતે ગંગા-છૂ નદીમાં એટલું તો પાણી જોયું કે તે નદી પાર કરી શકયો નહીં. છેવટે તેણે ચ્યૂગોમ્પાની પાસેના પુલ પર થઈને નદી પાર કરી હતી. એવું કહેવાય છે કે મૂર ક્રાફ્ટને ઈ. સ. ૧૮૩૮ માં માનસરોવરની સમીપમાં ડાકુઓએ મારી નાંખ્યો હતો. જોહારમાં ૨૪ વર્ષ સુધી પટવારીનું કામ કરેલ ઠાકુર દેબૂબૂઢા નામની વ્યક્તિએ મૂર ક્રાફ્ટની સાથે રહીને પશ્ચિમ તિબેટની યાત્રામાં તેને ઘણા પ્રકારની સહાયતા કરી હતી.

ઈ. સ. ૧૮૪૧ માં જમ્મુ-કાશ્મીરના રાજા ગુલાબસિંહના જનરલ જોરાવરસિંહે ગરતોક અને તીર્થાપુરી થઈને બરખાના મેદાનમાં જઈને તિબેટી લોકોની સેનાને હરાવી હતી. ત્યારબાદ માનસરોવર થઈને તકલાકોટ જીતીને કોટના કિલ્લા પર પોતાની વિજયપતાકા ફરકાવી હતી. કહેવાય છે કે જો તેનો કાર્યક્રમ પહેલેથી નક્કી કર્યા મુજબ થયો હોત તો તે આખાય તિબેટને જીતી લેત અને તિબેટ આજ ભારતના કબજામાં હોત. પરંતુ દુઃખની વાત એ કે ડિસેમ્બર મહિનામાં યુદ્ધ થતાં તિબેટની સેનાએ તેમને મારી નાંખ્યા. તેમની સમાધી તકલાકોટ પાસેના ટોયો નામના ગામમાં બનેલી છે, જેને હજી પણ યાત્રી લોકો શ્રદ્ધાંજલિ અર્પે છે.

ઈ. સ. ૧૮૪૬ના સપ્ટેમ્બર–ઑક્ટોબર મહિનામાં કપ્તાન હેનરી સ્ટ્રાચી નામની વ્યક્તિ દરમાઘાટાથી દરમાયાંગ્તી નદીને કિનારે થઈને રાક્ષસતાલ અને ચ્યૂ–ગોમ્પા સમીપ પહોંચી હતી અને લીપુલેખ થઈને પાછી ફરી હતી. તેણે ગંગા–છૂ નદીમાં ત્રણ ફૂટ પાણી વહેતું જોયું હતું અને જળના પ્રમાણથી તેને એવો વિચાર આવેલો કે સતલજનો ઉદ્ગમ દારમાયાંગ્તીના શિર પર આવેલો છે એમ શા માટે ન માનવામાં આવે? ઈ. સ. ૧૯૪૮માં તેના ભાઈ સર રિચાર્ડ સ્ટ્રાચી અને જે. ઈ. વિન્ટરબૉટમ મિલમ અને જ્ઞાનીમામંડી થઈને રાક્ષસતાલની દક્ષિણે થઈ ચ્યૂ–ગોમ્પા ગયા હતા તથા શિવચિલિમ્ અને મિલમ થઈને પાછા ફર્યા હતા. એ બન્ને ભાઈઓએ માનસખંડની ભૂગોળ પર ઘણો પ્રકાશ પાડ્યો હતો.

મોટે ભાગે જે મૌન અને દિગંબર રહેતા હતા તેવા કાશીના પ્રખ્યાત સિદ્ધમહાત્મા શ્રી તૈલંગ સ્વામીજીએ ૧૯ મી શતાબ્દીના મધ્યકાળમાં કૈલાસની તથા માનસરોવરની ઘણીય યાત્રા કરી હતી અને ત્યાં કઠોર તપસ્યા પણ કરી હતી. કોઈ કોઈ તેમની આયું ૨૮૦ વર્ષની કહે છે. (શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના તાંત્રિક ગુરુ ભૈરવીમા હતા અને ભૈરવીમાના ગુરુ શ્રી તૈલંગસ્વામી હતા).

ઈ. સ. ૧૮૫૪માં નેપાળીઓએ પુરંગ ઘાટી પર હુમલો કરીને સિદ્દીખર વગેરે કિલ્લા તોડી નાંખ્યા હતા. ઈ. સ. ૧૮૫૫ના જુલાઈ મહિનામાં મિ. એડોલ્ફ અને મિ. રોબર્ટ શલાગી નંટ્ વૈટ નામના યુરોપિયન યાત્રીઓ મિલમના માર્ગે થઈને દાપા સુધી ગયા હતા, કિન્તુ માનસરોવર જવા માટે તિબેટ સરકારની આજ્ઞા ન મળવાથી ભારત પાછા ફર્યા હતા અને સપ્ટેમ્બર મહિનામાં માનાઘાટી થઈને થુલિંગ અને છબરંગ ગયા હતા. આમ છતાંય તે લોકો કોઈ ભૌગોલિક શોધ કરી શકયા નહોતા. મિ. શેરીંગે Western Tibet નામના પોતાના પુસ્તકમાં લખ્યું છે કે ઈ. સ. ૧૮૫૫ કે ૬૦માં બરેલીના કમિશ્નર ડ્રમન્ડે માનસરોવરમાં નૌકાવિહાર કર્યો હતો, પરંતુ એ વિષેનો કોઈ પ્રામાણિક પુરાવો મળ્યો નથી. ઈ. સ. ૧૮૬૪માં ઑનરેબલ રોબર્ટ ડ્રમન્ડ, હેનરી હાંગસન, લેફ્ટેનન્ટ–કર્નલ સ્મિથ, મિ. વેબર વગેરે

ગુરલામાંધાતાના દક્ષિણ ભાગમાં તથા બ્રહ્મપુત્રાના ઉદ્‌ગમસ્થાન તરફ શિકાર કરવા માટે ગયા હતા. મિ. વેબરે ગંગા નદીનું ઉદ્‌ગમસ્થાન માંધાતા પર્વતની દક્ષિણે બતાવ્યું છે.

ઈ. સ. ૧૮૬૫ના જૂન મહિનામાં કેપ્ટન એચ. યુ. સ્મિથ અને મિ. એ. એસ. હેરિસન લીપુલેખ થઈને તરછેન ગયા હતા. ત્યાંથી માનસરોવર અને રાક્ષસતાલની ઉત્તર તરફના કિનારા પર ફરતા ફરતા ચેરકિપ-ગોમ્પામાં એક દિવસ રહીને ત્યાંથી ગરતોક ગયા હતા. એ જ વર્ષમાં કેપ્ટન એડ્રિયન બેનેટ ચોરહોતીઘાટા થઈને દાપા ગયા અને ત્યાં એક મહિનો રહ્યા, પણ તિબેટમાં પ્રવેશની અને માનસરોવર જવાની આજ્ઞા ન મળવાથી નીતીઘાટી થઈને પાછા ફર્યા હતા.

ઈ. સ. ૧૮૬૫માં ભારતના સર્વેક્ષણ વિભાગના કપ્તાન મિ. ટી. જી. મોન્ટગોમરીના આદેશથી જોહારના ભોટીઆ શ્રી ઠાકુર નૈનસિંહ C. I. E. તિબેટમાં ગયા હતા અને ઈ. સ. ૧૮૬૬ના જૂન મહિનામાં લ્હાસાથી પાછા ફરતી વખતે માનસરોવરનું નિરીક્ષણ કરવા માટે પણ ગયા હતા. તેમના લેખો સાથે માનસરોવર તથા રાક્ષસતાલના નકશાઓ આપવામાં આવ્યા છે. જો કે તે બ્રહ્મપુત્રા નદીના ઉદ્‌ગમસ્થાન પર ગયા ન હતા તો પણ તેના વિષે તિબેટી લોકો પાસેથી જે કાંઈ વાતો તેમણે સાંભળેલી તે સાચી હતી. તે લખે છે, "બ્રહ્મપુત્રા નદીનું મૂળ ચેમાયુંગદુંગ નદીના મસ્તક પર, તમચોક-ખંબાબ હિમનદીઓમાં છે." Survey of Indiaની ફાઈલોમાં તેઓ "પંડિત A"ના નામથી પ્રસિદ્ધ છે.

ઈ. સ. ૧૮૬૭ અને ૬૮માં મોન્ટગોમેરીએ માનસખંડની જાણકારી માટે અન્ય વિદ્વાનોને મોકલ્યા હતા, જેમાંના કોઈકોઈને સિંધુ નદીના ઉદ્‌ગમ સુધી પહોંચતાં પહેલાં જ ડાકુઓએ મારી નાંખ્યા હતા. લગભગ નૈનસિંહના સમયમાં જ Survey Office વાળા લોકોએ દેવુબૂઢાના પુત્ર માનસિંહ જોહરીને કૈલાસની ઉત્તર દિશા તરફની ભૌગોલિક શોધ માટે મોકલ્યા હતા, પણ તે માનસખંડની અતિ પરિચિત વ્યક્તિ હોવાથી તિબેટ સરકારે તેમને કૈલાસથી આગળ જવા દીધા નહીં.

ઈ. સ. ૧૮૭૯–૧૮૮૨ની વચ્ચેના સમયમાં Survey of India ઓફિસે જોહારનિવાસી કૃષ્ણસિંહ રાવતને ભૌગોલિક શોધ કરવા માટે નિયુક્ત કરીને માનસખંડ મોકલ્યા હતા. તેમની શોધ મોટે ભાગે પૂર્વ તિબેટ અને મોંગોલિયા વિષે હતી. ઘેર પાછા ફરતી વખતે તે માનસખંડમાં પણ આવ્યા અને ત્યાંની થોડીઘણી શોધ કરી. તેમની શોધ અને નકશા Survey office મારફત છપાયા છે. તિબેટની શોધમાં તે "એ. કે. પંડિત"ના નામથી પ્રસિદ્ધ છે.

ઈ. સ. ૧૯૦૦–૧૯૦૩ માં જાપાનના બૌદ્ધ ભિક્ષુ મિ. એકાઈ કાવાગુચી તિબેટમાં યાત્રાના ઉદ્દેશથી ગયા હતા. તેમણે સને ૧૯૦૦ માં બ્રહ્મપુત્રા (ચેમાયુંગડુંગ) પાર કરીને માનસરોવરની પૂર્વમાં ૨૦ માઈલ દૂર આવેલા છૂમિકથુંગટોલ નામના વહેણને ગંગા નદીના મૂળનું જળ માનીને પેટ ભરીને તેનું જળ પીધું હતું. ત્યાંથી માનસરોવરના દક્ષિણ કિનારે થઈને ઠુગોલ્હો મઠમાં એક દિવસ રહીને તે જ્ઞાનિમાથી કૈલાસપરિક્રમા કરીને લ્હાસા પહોંચ્યા હતા. તે ગંગા–છૂ નદી પર ગયા કે નહીં તેની ખબર નથી, પરંતુ તે એવું લખે છે કે "દર પંદર વર્ષે રાક્ષસતાલમાંથી માનસરોવરમાં પાણી વહે છે. માનસરોવરનો ઘેરાવો ૨૦૦ માઈલનો છે."

ઈ. સ. ૧૯૦૪ ના નવેમ્બરની આખરે મેજર રાઈડર અને કપ્તાન રોલિંગ રાક્ષસતાલને કિનારે ગયા હતા, પરંતુ તેમણે ગંગા–છૂ નદીમાં જળ જોયું નહીં. માનસખંડની ભૂગોળ વિષે તેમણે ઘણીય જાણકારી આપી છે. સને ૧૯૦૫ માં અલ્મોડાના ડેપ્યુટી કમિશનર ચાર્લ્સ. એ. શેરિંગ અને ડૉક્ટર ટી. જી. લાંગસ્ટાફ કૈલાસ અને માનસરોવર થઈને ગોરતોક ગયા હતા. લાંગસ્ટાફે ગુરલામાંધાતા પર્વતના શિખર પર પહોંચવાનો આરંભ કર્યો હતો. જો કે તે શિખર પર પહોંચી શક્યા નહિ, છતાં ય તેમનો પ્રયત્ન મોટે ભાગે સફળ રહ્યો. તેમણે Western Tibet નામનું પુસ્તક લખ્યું છે.

ઈ. સ. ૧૯૦૭–૧૯૦૮માં સ્વીડન દેશના એક પ્રખ્યાત ભૂગોળવેત્તા અને સંશોધક ડૉક્ટર સ્વેન હેડિન, જેમણે લદાખથી લઈ ને શિગર્ચી સુધીની યાત્રા પૂરાં બે વર્ષમાં કરી હતી અને ત્યારસુધીના અજ્ઞાત

પ્રદેશોની સંસારને સંપૂર્ણ જાણકારી આપી હતી, તેમણે પોતાની યાત્રા અને સાહસિક કાર્યોનું વર્ણન Trans Himalaya નામના ગ્રંથોમાં (સને ૧૯૦૯ થી ૧૯૧૩) આપ્યું છે. આ પુસ્તકના ત્રણ ભાગો છે. તેમની વિશેષ શોધનું વર્ણન Southern Tibet નામના ગ્રંથમાં મળે છે, જે સને ૧૯૧૭–૧૯૨૨ માં પ્રકાશિત થયો હતો, ને તે ૧૨ ભાગોમાં વહેંચાયેલો છે. તે પૈકી બે ભાગો તો નકશાઓથી જ ભર્યા છે. આ સિવાય તેમણે ભૌગોલિક શોધો પર ૯–૧૦ પુસ્તકો લખેલાં છે. સને ૧૯૦૭ માં તે માનસરોવરના કિનારે બે મહિના સુધી રહ્યા હતા. ત્યાં રહીને તેમણે આઠેય મઠો જોયા અને સરોવરમાં કેનવાસની નૌકા પર બેસીને ઘણીય જગાએ ફરીને ઘણુંય સ્થાનોની ઊંડાઈ માપી હતી તથા નકશા બનાવ્યા હતા, કિન્તુ આંધી અને તોફાનને લીધે તેમને સંપૂર્ણ માહિતી મળી શકી ન હતી. આ સર્વપ્રથમ પાશ્ચાત્ય વ્યક્તિ છે જેણે સૌથી પહેલાં સીસા વડે માનસરોવરની ઊંડાઈ માપી હતી. ભૂગોળશાસ્ત્રના શોધક તો તે હતા જ પણ તદુપરાંત તે સૌંદર્યપ્રિય પણ હતા. તેમણે માનસરોવરની સુંદરતાનો પૂરેપૂરો આનંદ માણ્યો હતો. માનસરોવરમાં તેમણે કરેલ નૌકાવિહારનું વર્ણન ઘણું જ રોચક, ચિત્તાકર્ષક અને રોમાંચક છે. તેમણે કૈલાસ–માનસરોવર અને રાક્ષસતાલની પૂરી પરિક્રમા કરી હતી અને માનસખંડની લગભગ બધી ય નદીઓનાં જળના પરિમાણની શોધ કરી હતી. છેવટે બ્રહ્મપુત્રા, સિંધુ અને સતલજ નદીનાં ઉદ્ગમસ્થાનોનો નિર્ણય કર્યો અને એ વાતને સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો કે તે પોતે જ સૌથી પહેલી પાશ્ચાત્ય અને શ્વેત વ્યક્તિ છે જેણે આ બધી નદીઓનાં ઉદ્ગમસ્થાનોની શોધ કરી છે.

સ્વામી શ્રી પ્રણવાનંદજી (F. R. G. S.) એ માનસખંડની નદીઓનાં ઉદ્ગમસ્થાનોમાં સ્વયં જઈને તેની શોધ કરી. વળી તેના વિષે વિસ્તૃત માહિતી લેખો અને પુસ્તકોરૂપે પ્રકાશિત કરી અને ડો. સ્વેન હેડિનની ઘણી ભૂલો તેમણે બતાવી. આથી આ નદીઓનાં ઉદ્ગમસ્થાનોની પ્રથમ યથાર્થ શોધ કરનાર કોઈ પાશ્ચાત્ય શ્વેત વ્યક્તિ નહિં; કિન્તુ એક ભારતીય શિક્ષિત સન્યાસી છે, જે માટે ભારત ગૌરવશાળી છે. વિશેષ માહિતી માટે શ્રી સ્વામીજી રચિત Kailas Manasarovar, My exploration in Tibet વગેરે પુસ્તકો જુઓ.

ઈ.સ. ૧૯૦૮ માં મહારાષ્ટ્રના શ્રી હંસસ્વામી કૈલાસયાત્રાએ ગયા હતા. તે માનસરોવરને કિનારે ૧૨ દિવસ રહીને કૈલાસ પરિક્રમા કરીને તીર્થપુરી પણ ગયા હતા. તેમણે મરાઠી ભાષામાં આ વિષે એક પુસ્તક પણ લખેલું છે, જેનો અનુવાદ ગુજરાતી ભાષામાં તથા અંગ્રેજી ભાષામાં–The Holy Mountains–પ્રકાશિત થયો છે. તે પુસ્તકમાં શ્રી હંસસ્વામીને માનસરોવરને કિનારે અદૃષ્ટ વાણી સંભળાવી, કૈલાસ પર એક સિદ્ધ મહાત્માનાં દર્શન થવાં તથા ગૌરીકુંડ પર ભગવાન દત્તાત્રેયના પંચભૌતિક સ્થૂળ દેહનાં દર્શન થવાં તેમ જ તેમની પાસેથી યોગની દીક્ષા લેવી વગેરે ઘટના વર્ણવી છે.

'મયૂરપંખી બાબા' નામના એક મહાત્માએ કૈલાસ અને માનસરોવરની છ–સાત વાર યાત્રા કરી હતી. તેઓ શિર પર મોરપંખનો મુકુટ, કમરમાં સાંકળ અને લાલ રંગની લંગોટી પહેરતા તેમ જ હાથમાં વાંસળી રાખતા હતા. સને ૧૯૧૨–૧૩ માં ખેચરનાથમાં તેમણે એક વર્ષ નિવાસ કર્યો હતો. સને ૧૯૧૩ માં કૈલાસના ચોથા મઠ ગેંગટા–ગોમ્પાની સમીપ રહેવાની ઇચ્છાથી તેમણે એક નાની એવી ઓરડી બંધાવીને ભોજન આદિનો બધો ય પ્રબંધ કરાવ્યો હતો, પણ શીતકાળની અસહ્ય ઠંડીને લીધે સને ૧૯૧૪ના ફેબ્રુઆરી–માર્ચ મહિનામાં તેમનું દેહાવસાન થયું.

ઈ.સ. ૧૯૧૫માં સ્વામી શ્રી સત્યદેવજી પરિવ્રાજકે મિલમને માર્ગેથી કૈલાસની યાત્રા કરી હતી અને લીપુલેખના રસ્તે પાછા ફર્યા હતા. તેમણે પોતાની યાત્રાનું વર્ણન કરતું "મેરી કૈલાસ યાત્રા" નામનું એક પુસ્તક હિન્દી ભાષામાં લખ્યું છે. મોટે ભાગે હિન્દી ભાષામાં કૈલાસ વિષે સૌ પ્રથમ પુસ્તક આ જ છે.

ઈ.સ. ૧૯૨૨માં લાહોરના ડૉકટર કશ્યપ લીપુલેખઘાટા થઈને કૈલાસ ગયા હતા અને થુલિંગ તથા માનાઘાટા થઈને પાછા ફર્યા હતા. તે પાછા સને ૧૯૨૬માં લીપુલેખ થઈને ફરી કૈલાસ ગયા અને ઉંટાધુરા અને મિલમ થઈને પાછા ફર્યા હતા. તેમણે કૈલાસ પરિક્રમા કરી હતી પણ માનસરોવરની પરિક્રમા નહોતી કરી.

આ યાત્રા પર તેમણે બેંગોલ રૉયલ એશિયાટિક સોસાયટીના

સને ૧૯૨૯ના જર્નલમાં ભૂગોળ સંબંધી એક લેખ લખ્યો હતો, પણ તેમાં કોઈ નવી શોધખોળ વિષેની વાત નથી.

ઈ.સ. ૧૯૨૪માં સ્વામી શ્રી જ્ઞાનાનંદ ગિરિ મહારાજ ( ડૉ. જ્ઞાનાનંદજી જે આંધ્ર વિશ્વવિદ્યાલયમાં Atomic વિભાગમાં મુખ્ય વ્યક્તિ છે ) બદ્રીનાથ થઈ માનાઘાટા થઈને કૈલાસ–માનસરોવર ગયા હતા અને નીતી–હોતીઘાટા થઈને પાછા ફર્યા હતા. શ્રી સ્વામીજીએ વસ્ત્રમાં શરીરે ફક્ત એક લંગોટી પહેરીને આ કઠિન યાત્રા પૂરી કરી હતી.

ઈ. સ. ૧૯૨૬ માં અલ્મોડાના ડેપ્યુટી કમિશ્નર મિ. રટલેજ લીપુલેખ થઈને કૈલાસ–માનસરોવર ગયા હતા.

ઈ.સ. ૧૯૨૭માં મંડલેશ્વર શ્રી જયેન્દ્ર પુરીજી ૨૦–૨૫ મહાત્માઓની મંડળીની સાથે બદ્રીનાથ થઈને માનાઘાટા થઈ કૈલાસ માનસરોવરની યાત્રાએ ગયા હતા અને લીપુઘાટા થઈને પાછા ફર્યા હતા. માનસખંડની યાત્રાએ જનાર આ સૌથી પહેલા મંડલેશ્વર હતા. તે મંડળીમાંની એક વ્યક્તિ (શ્રી ધર્મદત્ત શર્મા)એ " શ્રી કૈલાસ માર્ગ પ્રદીપિકા " નામે એક પુસ્તક લખ્યું છે. માનસરોવરનું વર્ણન કરતાં તે લખે છે– " કોઈ કોઈ સ્થાન પર નીલકમલનું દૃશ્ય પણ જોવામાં આવે છે ..બીજી અદ્ભુત વાત એ છે કે કોઈ કોઈ દિન બાદ કરતાં અહીં વગર વાદળાંએ હિમવર્ષા થાય છે. " આ બન્નેય વાતો સત્યથી તદ્દન વેગળી છે. સને ૧૯૨૯ની આસપાસના સમયમાં ઉત્તર કાશીના પ્રસિદ્ધ મહાત્મા સ્વામી શ્રી તપોવન મહારાજ અને ગંગોત્રીના શ્રી કૃષ્ણાશ્રમ મહારાજ કૈલાસ યાત્રાએ ગયા હતા. વળી સને ૧૯૨૯માં કેપ્ટન વિલ્સન અને અલ્મોડાના ડેપ્યુટી કમિશ્નર રટલેજ લીપુઘાટી થઈને કૈલાસ ગયા હતા અને પરિક્રમા કરીને નીતીઘાટી થઈને પાછા ફર્યા હતા. સને ૧૯૩૧માં ગંગટોકના આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ મિ. વેકફીલ્ડ રાજનીતિ વિષયક કામનેં માટે માનસખંડ ગયા હતા.

ઈ.સ. ૧૯૩૧માં લીપુઘાટાને માર્ગેથી મૈસૂર સ્ટેટના મહારાજા શ્રી કૃષ્ણરાજ વાડિયાર બહાદૂરે મોટી ધામધૂમથી કૈલાસની યાત્રા કરી હતી. તે જ વર્ષે ઋષિકેશના સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ ગુજરાતના

સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થ મહારાજ અને સિંધાઈના રાણી–સાહિબા શ્રીમતી સૂરતકુમારીદેવી કૈલાસયાત્રાએ ગયા હતાં. સ્વામી શ્રી શિવાનંદજીએ " એ ટ્રીપ ટુ સેક્રેડ કૈલાસ માનસરોવર " નામે એક પુસ્તક પણ લખ્યું છે.

ઈ.સ. ૧૯૩૦માં અલ્મોડાના આનસિંહબાબા નામે એક સાધુ બે–ત્રણ વાર કૈલાસ યાત્રાએ ગયા હતા. તેમણે સને ૧૯૩૦–૩૧માં ખોચરનાથમાં નિવાસ કર્યો હતો. સને ૧૯૩૧માં તે કૈલાસ સમીપના ગેંગટાગોમ્પામાં એક વર્ષ રહેવાની ઇચ્છાથી ગયા પણ અધિક ઠંડીને લીધે તબિયત બગડવાથી તકલાકોટમાં આવીને રહ્યા અને થોડા સમય બાદ તેમનું દેહાવસાન થયું.

ઈ.સ. ૧૯૩૨માં પોલિટિકલ એજન્ટ મિ. એફ. વિલિયમસન અને મિ. એફ. લડલો લીપૂલેખ થઈને કૈલાસ ગયા હતા અને ત્યાંથી ગરતોક થઈને સિમલા પાછા ફર્યા હતા. આ લોકો રાજનૈતિક કામ માટે ગયા હતા.

ઈસ. ૧૯૩૩ કે ૩૪ માં સ્વામી શ્રી કૃષ્ણમાચાર્ય નામના દક્ષિણના એક મહાત્માં કૈલાસ યાત્રાએ ગયા હતા પરંતુ કૈલાસ પહોંચવાના બે દિવસ પહેલાં જ ડાકૂઓએ તેમને મારી નાખ્યા.

ઈ.સ. ૧૯૩૪ માં કલકત્તાના ડૉ. શ્યામાપ્રસાદ મુખરજીના ભાઈ શ્રી ઉમાપ્રસાદ મુખરજી કૈલાસની પરિક્રમાએ ગયા હતા. તેમણે આ યાત્રાની નાની એવી ફિલ્મ તૈયાર કરી હતી જેની એક નકલ કલકત્તા વિશ્વવિદ્યાલયમાં રાખેલી છે.

ઈ.સ. ૧૯૩૫ માં ઇટાલિના સંસ્કૃત ભાષાના એક વિદ્વાન અને બૌદ્ધ મતાનુયાયી ડૉ. જુસેપે તૂચીએ લ્હાસાથી ત્યાંની સરકાર દ્વારા પ્રવેશ-આજ્ઞાપત્ર મેળવીને માનસરોવર અને કૈલાસની પરિક્રમા કરી હતી. તે લીપુલેખ થઈને ગયા હતા અને થુલિંગમઠ થઈને પાછા ફર્યા હતા. તેમણે પોતાની યાત્રાનું વર્ણન ઇટાલિયન ભાષામાં લખ્યું છે. તેમણે એક અમુદ્રિત સંસ્કૃત ગ્રંથનું સંપાદન કરીને પ્રકાશિત કરાવ્યું હતું. આ સિવાય તેમણે કેટલાય ઉપયોગી તિબેટી ગ્રંથોનો સંગ્રહ કર્યો હતો.

ઈ. સ. ૧૯૩૬ માં સ્વીટ્ઝર્લૅન્ડના બે ભૂગર્ભશાસ્ત્રજ્ઞો, મિ. આરનોલ્ડ હૈમ તથા ઑગસ્ટ ગેન્સર, હિમાલયમાં અન્વેષણ કરતા કરતા વિના પ્રવેશ–આજ્ઞાપત્ર છાનામાના નેપાળમાં દાખલ થયા અને ટિંકર અને લીપુઘાટા પાર કરીને પુરંગઘાટીમાં સિદ્દિખર મઠમાં પહોંચ્યા. પછી પાછા ફરીને બ્યાંસના અંતિમ ગામ કુટીમાં મુકામ કર્યો, ત્યાંથી ગેનસર આજ્ઞાપત્ર મેળવ્યા વિના છાનોમાનો રાક્ષસતાલના પશ્ચિમ કિનારે થઈને કૈલાસની પરિક્રમા કરી અને પાછો ચાલ્યો આવ્યો. આ બન્ને વ્યક્તિઓનો તિબેટમાં પ્રવેશ કરવાનો ઉદ્દેશ્ય પવિત્ર કૈલાસનાં દર્શન કરવાં તથા માનસખંડના ભૂગર્ભશાસ્ત્રનું અન્વેષણ (શોધખોળ) કરવાનો હતો. તે જ વર્ષે ગેન્સરે ઉંટાધુરા અને સિવચિલિમ્ થઈ સતલજ નદી સુધીના ભૂભાગોનું પર્યવેક્ષણ કર્યું. આ બન્ને વ્યક્તિઓએ પોતાની શોધખોળનું વિવરણ જર્મન ભાષામાં "થ્રોન ઓફ ધી ગૉડ્ઝ" નામના પુસ્તકમાં લખ્યું છે જેનો અંગ્રેજી ભાષામાં પણ અનુવાદ થયો છે. આ પુસ્તકમાં સુંદર ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

ઈ. સ. ૧૯૩૬ ના મે માસમાં ઓસ્ટ્રિયાના મિ. હેરબર્ટ તિછી નામે એક ભૂગર્ભશાસ્ત્રવેત્તા ગુપ્તરૂપે સાધુના વેશે કૈલાસ પરિક્રમા કરીને પાછા ફર્યા હતા. તેમણે ગુરલામાંધાતા પર્વત પર અમુક ઊંચાઈ સુધી આરોહણ કર્યું હતું. પોતાની યાત્રા વિષે તેમણે "ટુ ધી હોલીએસ્ટ માઉન્ટન" નામે એક પુસ્તક લખ્યું છે.

ઈ. સ. ૧૯૩૬–૩૭ માં શ્રી ઓમ્ સત્યમ્ નામે ૨૫ વર્ષના યુવાન બ્રહ્મચારીએ તીર્થપુરીમાં આખું વર્ષ નિવાસ કર્યો હતો. સને ૧૯૩૭ના ડિસેમ્બર અથવા ૧૯૩૮ ના જાન્યુઆરી મહિનામાં તે માનસરોવરની પ્રદક્ષિણા કરવા નીકળ્યા. સરોવરના તટ પર થઈને પ્રદક્ષિણા કરવાની તેમની ઇચ્છા હતી, કિન્તુ "ગુગટા" (માનસરોવરથી ઈશાન ખૂણામાં આવેલ એક જળપ્રવાહ જેના દ્વારા ડિંગછોનું જળ સરોવરમાં આવે છે તે)નું જળ સારી રીતે જામેલું ન હતું. તે બ્રહ્મચારી બરફની ઉપર થોડે દૂર સુધી તો ગયા પણ આગળ જતાં બરફ ફાટી જવાથી તેના જળમાં ડૂબી ગયા.

ઈ. સ. ૧૯૩૭ માં શ્રી નારાયણ સ્વામીજી (નારાયણ આશ્રમ, સોસા, કૈલાસવાળા) ની કેટલીક ગુજરાતી ભક્ત મહિલાઓએ કૈલાસની તથા માનસરોવરની પરિક્રમા કરી હતી. ભોટિયા લોકોને બાદ કરતાં માનસરોવરની પરિક્રમા કરનારી ભારતીય મહિલાઓની આ સૌથી પહેલી જ મંડળી હતી.

ઈ. સ. ૧૯૩૮માં શ્રી મા આનંદમયીએ પોતાના પતિ તથા ભક્ત-મંડળી સાથે કૈલાસની યાત્રા કરી હતી. આ જ વર્ષે યાત્રા કરનાર દિનાજપુર સ્ટેટના કુમાર તથા તેમની સાથે એક સન્યાસી હતા.

ઈ. સ. ૧૯૩૯માં ગિરનારી બ્રહ્મચારી રામાનંદ જટાશંકરવાળાએ કૈલાસની યાત્રા કરી હતી. આ યાત્રાનું વર્ણન તેમણે ગુજરાતી ભાષામાં લખેલું છે. તે પુસ્તકમાં છપાએલ કૈલાસ પ્રવાસના નકશા તો મૂળ સ્વામી શ્રી પ્રણવાનંદજી દ્વારા તૈયાર કરાવેલા છે જેને લેખકે પોતાનાં નામે છાપેલા છે.

નેપાળી બાબા રામનાથ સાધુએ ત્રણ વાર માનસરોવરની યાત્રા કરી હતી. સને ૧૯૩૮માં તે માનસરોવરથી પાછા ફરી રહ્યા હતા ત્યારે ઑકટોબર મહિનામાં તકલાકોટમાં અતિ ઠંડી પડવાથી તેમનું દેહાવસાન થયું.

ઈ. સ. ૧૯૪૦ માં શ્રીમતી ઉમા દર તથા શ્રીમતી રૂકિમણીજીએ પોતાના પતિની સાથે કૈલાસ અને માનસરોવરની પ્રદક્ષિણા નવ દિવસમાં પૂરી કરી હતી. કૈલાસ–માનસરોવરની પ્રદક્ષિણા કરનારી ભારતીય મહિલાઓની આ બીજી મંડળી હતી.

આ સિવાય ઘણાય ગૃહસ્થ, સાધુ–સન્યાસીઓ પ્રતિવર્ષ પુનિત કૈલાસ માનસરોવરની યાત્રાએ જતા આવ્યા છે.

ઈ. સ. ૧૯૪૨ માં લદાખના ભિક્ષુ 'લદાખી છવા'એ કૈલાસની દક્ષિણ તળેટીના પાંચમા બૌદ્ધ મઠ સિલુંગ-ગોમ્પાની પાસે રહીને બાર વર્ષ સુધી પૂજાપાઠ પૂરા કર્યા હતા. સને ૧૯૪૨ માં તેમનો દેહાંત થયો.

ઈ. સ. ૧૯૪૨ માં ગ્યાંચીના બ્રિટિશ ટ્રેડ એજન્ટ મિ. આર. કે. એમ. સકેર સ્પેશ્યલ ડયુટી પર વ્યાપારી મંડીઓની દેખરેખ રાખવા

માટે લદાખ તથા ગરતોક થઈને કૈલાસ ગયા હતા અને કૈલાસ પરિક્રમા કરીને લીપુલેખ થઈને પાછા ફર્યા હતા. તેમના આવવાથી પશ્ચિમ તિબેટની ટ્રેડ એજન્સીની ઓફિસ સિમલાથી ગંગટોક ફેરવવામાં આવી.

સને ૧૯૩૯ તથા ૧૯૪૨ માં ધારચૂલાના ઈસાઈ પાદરી મિ. સ્ટેનર ઈસાઈ ધર્મનો પ્રચાર કરવા માટે માનસખંડમાં ગયા હતા અને ત્યાં થોડાં પુસ્તકો વહેંચીને પાછા ફર્યા હતા. તેમણે કૈલાસ અને માનસરોવર બન્નેની પ્રદક્ષિણા કરી હતી.

સને ૧૯૩૬ થી ૧૯૫૨ સુધી શ્રી નારાયણ સ્વામીજી (કૈલાસવાળા) કૈલાસ યાત્રાએ ગયા હતા. તેઓશ્રી પોતાની શિષ્યમંડળી (ગૃહસ્થ તથા સાધુ) ની સાથે જતા હતા અને રસ્તામાં ભગવત્ નામસંકીર્તન કરતા કરતા જતા હતા.

સ્વામી શ્રી પ્રણવાનંદજી (કૈલાસ માનસરોવરવાળા) ઈ. સ. ૧૯૨૮ માં સૌથી પ્રથમ કાશ્મીર અને લદાખ થઈને પુનિત કૈલાસ–માનસરોવરની યાત્રાએ ગયા હતા. ત્યારબાદ તેઓશ્રી દર વર્ષે જુદા જુદા માર્ગેથી એ પુનિત યાત્રાએ ગયા છે. લગભગ ૨૫–૩૦ વાર કૈલાસ અને માનસરોવરની પ્રદક્ષિણા તેઓશ્રીએ કરી છે. સને ૧૯૩૬–૩૭ માં લગભગ દોઢ વર્ષ સુધી તેઓ માનસરોવરના દક્ષિણ કિનારાના મઠમાં રહ્યા હતા. માનસખંડમાં તેઓશ્રીએ ખૂબ જ પરિભ્રમણ કર્યું છે. બ્રહ્મપુત્રા, સિંધુ, સતલજ, કરનાળી નદીઓનાં ઉદ્‌ગમ-સ્થાનોની શોધ કરીને સંસાર સમક્ષ સત્ય રજૂ કર્યું છે. હાલમાં તેઓશ્રી આલ્મોડામાં તથા પિથોરાગઢમાં રહે છે અને દર વર્ષે "રૂપકુંડ" પર અન્વેષણ કરવા માટે જાય છે. નૈનીતાલના સ્વામીશ્રી વિદ્યાનંદ સરસ્વતીજી દર વર્ષે યાત્રીઓને લઈને મિલમ થઈને કૈલાસ યાત્રાએ જતા હતા. તેઓશ્રીએ આ યાત્રા લગભગ ૩૦ વાર કરી હતી.

સને ૧૯૬૧ સુધી પ્રતિ વર્ષ કેટલાક ભાવિક યાત્રીઓએ કૈલાસ માનસરોવર યાત્રા કરી છે. ઈ. સ. ૧૯૬૧ની છેલ્લી યાત્રા આ ગ્રંથના લેખકે કરી હતી. ત્યારબાદ ઈ. સ. ૧૯૬૨ માં ચીને ભારત પર આક્રમણ કરવાથી આ યાત્રા બંધ થઈ ગઈ છે.



## —: કૈલાસ-માનસરોવર યાત્રાના વિભિન્ન માર્ગો :—

(૧) અલમોડાથી અસકોટ, ધારચૂલા, ગરબ્યાંગ, લીપુલેખ (૧૬,૫૧૦ ફૂટ), તકલાકોટ, માનસરોવર થઇ ને કૈલાસ. કુલ ૨૩૯ માઈલ.

(૨) અલમોડાથી અસકોટ, ખેલા, દરમાઘાટા (૧૮,૫૧૦ ફૂટ), જ્ઞાનિમા મંડી થઈને કૈલાસ — કુલ ૨૩૦ માઈલ.

(૩) અલમોડા (અથવા નૈનીતાલ) થઈને બાગેશ્વર, ઉંટાધુરા-ઘાટા (૧૭,૫૯૦ ફૂટ), જયંતીઘાટા (૧૮,૫૦૦ ફૂટ), કુંગરી-બિંગરી ઘાટા (૧૮,૩૦૦ ફૂટ) અને જ્ઞાનિમામંડી થઈને કૈલાસ — કુલ ૨૧૦ માઈલ.

(૪) જોશીમઠ (બદ્રીનારાયણ યાત્રાના રસ્તે) થી ગુનલા-નીતીઘાટા (૧૩,૬૦૦ ફૂટ), નાબ્રામંડી, સિબચિલિમમંડી અને જ્ઞાનિમા મંડી થઈને કૈલાસ. — કુલ ૨૦૦ માઈલ.

(૫) જોશીમઠથી ડમજન - નીતીઘાટા (૧૬,૨૦૦ ફૂટ), તોનજન-લા (૧૬,૩૫૦), સિબચિલિમ મંડી, જ્ઞાનિમામંડી થઈને કૈલાસ — કુલ ૧૬૦ માઈલ.

(૬) જોશીમઠથી હોતી-નીતીઘાટા (૧૬,૩૯૦ ફૂટ), સિબચિ-લિમ મંડી અને જ્ઞાનિમામંડી થઈને કૈલાસ — કુલ ૧૫૮ માઈલ.

(૭) બદ્રીનારાયણથી માનાઘાટા (૧૮,૪૦૦ ફૂટ), થુલિંગમઠ, દાપા, નાબ્રામંડી, સિબચિલિમ, જ્ઞાનિમામંડી થઈને કૈલાસ — કુલ ૨૩૮ માઈલ.

(૮) (ગંગોત્રીથી) મુખુવાથી નીલંગ, જેલૂખાગા ઘાટા (૧૭,૪૯૦ ફૂટ), પુલિંગમંડી, થુલિંગમઠ, દાપા, સિબચિલિમમંડી, જ્ઞાનિમામંડી થઈને કૈલાસ — કુલ ૨૪૩ માઈલ.

(૯) સિમલાથી રામપુર, શિપકીઘાટા (૧૫,૪૦૦ ફૂટ), ફૂશિરિંગ-લા (૧૬,૪૦૦ ટ), લોઆચે-લા (૧૯,૫૧૦ ફૂટ), ગરતોક

(૧૫,૧૦૦ ફૂટ), ચરગોત-લા (૧૬,૨૦૦ ફૂટ) અને તીર્થાપુરી થઈને કૈલાસ — કુલ ૪૪૫ માઈલ.

(૧૦) સિમલાથી રામપુર, શિપકીઘાટા, શિરિંગ-લા, થુલિંગ-મઠ, દાપા, જ્ઞાનિમામંડી થઈને કૈલાસ — કુલ ૪૭૩ માઈલ.

(૧૧) શ્રીનગર (કાશ્મીર) થી જોજીલા (૧૧,૫૭૮ ફૂટ), નમ્મિક (૧૩,૦૦૦ ફૂટ), ફોતૂ-લા (૧૩,૪૪૬ ફૂટ), લેહ (લદાખ), ટગલંગ-લા (૧૭,૫૦૦ ફૂટ), દેમછોક, ગરગુનસા, ગરતોક, ચરગોત-લા, તીર્થાપુરી થઈને કૈલાસ — કુલ ૬૦૫ માઈલ.

(૧૨) કાઠમંડુ (નેપાળ-પશુપતિનાથ) થી મુક્તિનાથ, ખોચરનાથ અને તકલાકોટ થઈ કૈલાસ — કુલ ૫૨૫ માઈલ.

(૧૩) લ્હાસા (તિબેટની રાજધાની) થી ટાશી લ્હુમ્પો થઈને કૈલાસ — કુલ ૮૦૦ માઈલ.

(૧૪) કાંગડા જીલ્લામાં કુલ્લૂથી રામપુર, બશહર સ્ટેટ અને થુલિંગ મઠ થઈને કૈલાસ — કુલ ૫૨૫ માઈલ.

આ બધા માર્ગોમાં સરળ અને સુવિધાજનક માર્ગ અલમોડાથી ધારચૂલા થઈને ગરબ્યાંગ થઈ માનસરોવર જતો માર્ગ છે.

# કૈલાસ–માનસરોવર યાત્રામાં જાણવા યોગ્ય કેટલાક તિબેટી શબ્દો

ઉર્કો–કોંગ = મોટો વાઈસરોય　　ઉર્કો–ચોક = નાનો વાઈસરોય
ઓમા (હોમા) = દૂધ
કંજૂર = ભગવાન બુદ્ધનો શ્રી મુખવચન ગ્રંથ જેના ૧૦૮ ભાગ છે.
કંગરિમ્પોછે = પવિત્ર કૈલાસ　　કંગરી = હિમનદી, કૈલાસ
કરા = સાકર　　કિયંગ = જંગલી ઘોડો
કુન–શોફ્–સુમ્ = સોગંદ, પ્રતિજ્ઞા　　કુર = તંબૂ
કુશોક = સાહેબ, શ્રીમાન
કોરલો = હાથમાં લઈ ફેરવવાનો (જપ કરવાનો) મણિમંત્ર ઘૂઘરો
કોરા = પરિક્રમા　　ખમજમલો = નમસ્કાર
ખંપા = "ખમ" નામના સ્થાનમાંથી આવેલા ને ભારતમાં વસેલા તિબેટી
ખંગબા = ઘર
ખતક = દેવતા, લામા અને અફસરોને માળાની જગાએ આપવામાં આવતા પાતળા કપડાના લાંબા ટુકડા
ખિર = લાવવું
ખી = કૂતરું　　ગંગરી = હિમનદી, કૈલાસ
ગરપન = વાઈસરોય　　ગોકપા = તિબેટી લસણ
ગુટંગ = નેપાળી મહોર (નાણું)　　ગોપા = ગામના મુખી
ગોમ્પા = બૌદ્ધ મઠ　　ગોરમો = રૂપિયા
ગ્ય–ગર = ભારત (સફેદ મેદાન)　　ગ્ય–નક = ચીન (કાળું મેદાન)
ગંગબા = હંસ　　ઙરી = પશ્ચિમ તિબેટ
ઙાટો = ગઈ કાલે　　ઙીમા = દિન
ઙુલ = ચાંદી　　ચંપા = સત્તુ
ચંબા = મૈત્રેય　　ચફતફ = સાંકળ
ચકટા = દીવાસળી　　ચકંગ = નિત્યપૂજાનું દેવમંદિર
ચમ = કેટલું, શ્રીમતી　　ચમ–કુશોક = શ્રીમતીજી
ચિમા–કરા = મોરસ　　ચેનરેસી = અવલોકિતેશ્વર
ચેમા = રેતી　　ચેમા નેંગા = પાંચ રંગની રેતી
ચોંગા = પૂર્ણિમા　　ચોમો = ભિક્ષુણી

છક્–છલ–ગંગ = જ્યાંથી સાષ્ટાંગ્–દંડવત્–પ્રણામ શરૂ કરીને પ્રદક્ષિણા કરવામાં આવે છે તે સ્થાન

છંગ = જવનો દારૂ

છંગપો, છમ્પો = મોટી નદી

છંગરિંગ = ભેટ

છન = રાત્રી

છબો = ગરમ

છરબા = વર્ષા

છા = મીઠું

છાનાદોર્જે = વજ્રપાણી

છાસૂ = કરવેરો લેનાર અમલદાર

છૂરા = દૂધ કે દહીંને સુકાવીને બનાવેલ ટુકડાઓ

છૂ = પાણી, નાળું, નદી

છૂમર = ઘી

છેમે = ઘીના દીવા

છોંગરા = મંડી, બજાર

છો = તળાવ

છોરતેન = સ્તૂપ, સમાધિ

જમ્બયંગ = મંજુશ્રી

જબ = અર્ધો ટંકા ( નાણું )

જા = ચા

જીંબૂ = તિબેટની જંગલી ડુંગળી

જીલબ = ભેટ

જોંગ, જોંગપન = ગવર્નર

ઝબ્બૂ = તિબેટી યાક અને ભારતીય ગાયથી ઉત્પન્ન એક જાતનો સંકર બળદ

ટંકા, ટંગા = ભારતીય બે આના બરાબર તિબેટનો ચાંદીનો સિક્કો

ટમો = ઠંડી

ટિમા = મલાઈ

ટુલકુ લામા = અવતારી લામા

ટે = ખચ્ચર

ઠુઆં, ઠુમા = એક પ્રકારની વીર્યવર્ધક ઔષધી

ઠ્રમા = વટાણા

ડજંગ = ગોમ્પાના ( બુદ્ધ–મઠના ) પ્રધાન વ્યવસ્થાપક

ડમા = લીલું હોવા છતાંય સળગે તેવું એક જાતનું કાંટાળું જાળુ

ડાબા = સાધારણ ભિક્ષુ

ડુક = ભૂતાન રાજ્ય

ડૂ = જવ

ડે = ચોખા

ડેમો = ચમરી ગાય

ડો = જાવ

ડોકપા = તિબેટી ભરવાડ

ડોંખંગ = ધર્મશાળા
ઢક = છ ટંકા જેટલા થાય તેટલા નેપાળી રૂપિયા
તંજૂર = શાસ્ત્રોના અનુવાદના ગ્રંથ, જેના ૨૩૫ ખંડો છે.
તજમ, તરજમ, તસમ = પોસ્ટ માસ્તર અથવા પોસ્ટ ઑફિસ
તમચોક ખંબબ્ = ઘોડાના મુખમાંથી નીકળતી નદી અથવા બ્રહ્મપુત્રા નદી
તરચોક = રંગબેરંગી ઝંડા અને તોરણ
તરા = મઠ્ઠો ( જાડી છાશ )
તા = ઘોડા
તાલો = આ વર્ષ
તિસી = કૈલાસ
તો, દો = પત્થર
થંકા = ચિત્રપટ, કપડા પર બનાવેલાં રંગીન ચિત્રો
થંગા = અધિત્યકા
થુકપા = સત્તુ, છૂરા અને માંસ વડે બનાવવામાં આવતું તિબેટી ખાણું
દંગ = આવતી કાલે
દલાઇ લામા = ગુરુસમુદ્ર, તિબેટના રાજા
દાવા = માસ
દિરિંગ = આજ
દુક્ = છે
દુવંગ = દેવમંદિર
નમકંગ = અમાસ
નનિંગ = ગયા વર્ષે
નેર્પા = મંત્રી
ન્યીમા = દિન, સૂર્ય
પર = ફોટો
પુરમ = ગોળ
પોંબો = અફસર
પો = ધૂપ
પો, પોયુલ = તિબેટ
પોમો = સ્ત્રી
ફગબે = લોટ
ફીંગ = સેવ
ફુક્ = ગુફા
ફુલદો = અગ્નિમાં પકવેલ સોડાખાર
બોત, બોદ–યુલ = તિબેટ
મંડલ = એકના ઉપર એક એવી રીતે રાખેલો દસ–પંદર પત્થરોનો ઢગલો
મણિ = ‘ ઓમ્ મણિપદ્મે હું ’ મંત્ર
મપ્ચા ખંબબ્ = મોરના મુખમાંથી નીકળતી નદી–કરનાળી નદી
મગપોન = પટવારી
મફમ્ = માનસરોવર
મચુર = બરફથી થીજી ગયેલા માનસરોવર પર પડેલી ફાટ
મર = માખણ
મરકૂ = તેલ

મવંગ્ = માનસરોવર

મી = પુરુષ

મેન = ઔષધિ

યાક = તિબેટનો બળદ (ચંવર બૈલ)

યુંગ છોંગ = તિબેટનો સરકારી વેપારી

રિ-પોછે
રિમ્પોછે } = રત્ન, મણિ, પવિત્ર

રી = પહાડ

લંગક્ છો = રાક્ષસતાલ

લંગચેન ખંબબ્ = હાથીના મુખમાંથી નીકળતી નદી, સતલજ નદી

લમ = માર્ગ

લબૂ = મૂળા

લામા = વિદ્વાન ભિક્ષુ

લુંગ
લુંગબા
લુંગવા
લુંગમા } = ઘાટી, ખીણ

લ્હખંગ = દેવમંદિર

લ્હરચી = કસ્તૂરી

લ્હો = વર્ષ

શાક્ય થુબ્બા = બુદ્ધ ભગવાન

શોક = આવો

શ્યા = માંસ

સંપો
સમ્પો } = મોટી નદી, બ્રહ્મપુત્ર

સપટા = નકશો

સિંગી ખંબબ્ = સિંહનાં મુખમાંથી નીકળતી નદી-સિંધુ નદી

મિ-દૂક્ = ના

મે = અગ્નિ, નહીં

યંબૂ = નેપાળ

રા = બકરી

યુલ = ગામ

રે = સુતરાઉ કાપડ

લપ્ચે = પથ્થરોના ઢગલા

લા = ઘાટા. જી=મીણબત્તી

લુક = ઘેટું

લ્હમ = તિબેટના ઊનમાંથી બનાવેલા જોડા

લ્હા = દેવતા

શપજે = પાદચિહ્ન

શીંગ=વૃક્ષ અથવા લાકડી

શ્યો = દહીં

સા = વાર

સેર = સ્વર્ણ

સુગ = દર્દ

સેરૂછા = એક પ્રકારનો સોડા

**સંખ્યા**

| | |
|---|---|
| ૧ | ચિક |
| ૨ | ઞી |
| ૩ | સુમ |
| ૪ | શી |
| ૫ | ઙા |
| ૬ | ટુગ |
| ૭ | દુન |
| ૮ | ગે |
| ૯ | ગુ |
| ૧૦ | ચૂ |
| ૨૦ | ઞીશુ |
| ૩૦ | સુમચૂ |
| ૪૦ | શિમચૂ |
| ૫૦ | ઙપચૂ |
| ૬૦ | ટુગચૂ |
| ૭૦ | દુનચૂ |
| ૮૦ | ગેચૂ |
| ૯૦ | ગુપચૂ |
| ૧૦૦ | ગ્યાથંબા |
| ૨૦૦ | ઞીગ્યા |
| ૧૦૦૦ | તોંગ |
| ૧૦૦૦૦ | ઠી |
| ૧૦૦૦૦૦ | બુમ્ |
| ૧૦૦૦૦૦૦ | તંગ્યુર |
| ૧૦૦૦૦૦૦૦ | છીવા |

| | |
|---|---|
| ૧/૨ | ફેકા અથવા છેકા |
| ૨ ૧/૨ | છેદંગ–સુમ |
| ૩ ૧/૨ | છેદંગ–શી |
| ૪ ૧/૨ | છેદંગ–ઙા |

**મહિના**

| | |
|---|---|
| કાર્તિક | ચ્યૂવા |
| માર્ગશીર્ષ | ચ્યૂચિકવા |
| પોષ | ચ્યૂઞીવા |
| મહા | થંગવો |
| ફાગણ | ઞીવા |
| ચૈત્ર | સુમવા |
| વૈશાખ | શીવા |
| જેઠ | ઙાવા |
| અષાઢ | ટુગવા |
| શ્રાવણ | દુનબા |
| ભાદરવો | ગ્યેવા |
| આસો | ગૂવા |

**દિવસો**

| | |
|---|---|
| રવિવાર | ન્યીમા |
| સોમવાર | દાવા ( ડાવા ) |
| મંગળવાર | મિંગમર |
| બુધવાર | લ્હકપા |
| ગુરુવાર | ફુરબુ |
| શુક્રવાર | પસંગ |
| શનિવાર | પેન્પા |

**ગ્રહણ**

| | |
|---|---|
| સૂર્યગ્રહણ | નિઉજન |
| ચંદ્રગ્રહણ | દમ્‌જન |



## —: બાળપણનાં સંસ્મરણો :—

### "સાંભરે...રે... બાળપણનાં સંભારણાં"

બાળપણમાં જ્યારે જ્યારે મારા કાને "હિમાલય" શબ્દ અથડાતો ત્યારે ત્યારે મારામાં જાણે વીજળી દોડવા લાગતી હોય તેવો અનુભવ થતો અને અલ્પ સમયને માટે હું એક અવર્ણનીય આનંદમાં ડૂબી જતો. આવું શા માટે થતું હતું તે હું કહી શકતો નથી. વળી મને ઘણી ય વાર સ્વપ્નો પણ એવાં વિચિત્ર આવતાં જેમાં હું ઊંચા ઊંચા પર્વતો ઉપર થઈને ઊડી રહ્યો હોઉં, હિમાચ્છાદિત પર્વતોની એકાંત ગુફામાં ધ્યાન ધરી રહ્યો હોઉં, પર્વતોની વચમાં આવેલા સુંદર સરોવરમાં સ્નાન કરી રહ્યો હોઉં, તેમાં તરતા શ્વેત રાજહંસોની સાથે ગેલ કરી આનંદ માણી રહ્યો હોઉં, કયારેક તો એવાં ઊંચાં હિમગિરિ-શૃંગોથી પણ ઊંચે આકાશમાં વિચરણ કરી રહ્યો હોઉં વગેરે. આવાં વિચિત્ર સ્વપ્નો મને નાનપણમાં કેમ આવતાં હતાં તેનું કારણ મને તે સમયે સમજાતું નહોતું. વળી જ્યારે જ્યારે હું કોઈપણ જગાએ સાધુ-મહાત્માને જોતો એટલે તરત જ તેમની પાસે પહોંચી જતો અને તેમને ઘણા પ્રશ્નો પૂછી નાંખતો. "તમે શું હિમાલય ગયા છો? ત્યાંનાં તીર્થસ્થળો, ત્યાંની નિર્જન ગુફાઓ જોયાં છે? શું તમે યોગી લોકોને મળ્યા છો? ત્યાં હિમાલયમાં તમને ભગવાનનાં દર્શન થયાં છે? વગેરે," મારા આવા પ્રશ્નોથી ઘણી વાર તો ત્યાં બેઠેલા ભક્ત લોકો ચિડાઈ જતા

અને મને ધમકાવીને કહી દેતા, "નાના મોઢે તે વળી મોટી વાતો શું ? બેસ છાનોમાનો." આમ છતાં ય હું મારી જીજ્ઞાસા વૃત્તિને તૃપ્ત કરવા માટે સદૈવ પ્રયત્નશીલ રહેતો. મારો આવો સ્વભાવ જોઈને પરિવારના કોઈ કોઈ લોકો કહેતા, "આ છોકરો તો યોગભ્રષ્ટ આત્મા છે. જ્યોતિષ જોનારા પણ એવું કહેતા, આને તો સંસારની વાતોમાં રસ જ નથી અને હજી નાનકડો છે ત્યાં તો હિમાલય વિષે જાણવા દોડે છે."

ઘણી ય વાર સારા સારા સાધુ–મહાત્માઓને મળવાના પ્રસંગો મારા જીવનમાં આવ્યા છે; અને તેઓના સત્સંગથી મને ઘણું ય જાણવાનું પણ મળ્યું છે. જ્યારે હું તેઓના મુખેથી તેઓએ કરેલી કઠિન સાધનાના અનુભવો સાંભળતો ત્યારે મને તેઓના પ્રતિ ઘણી ભાવભક્તિ ઉત્પન્ન થતી. મને પણ તે લોકોના જેવું જીવન જીવવાની ઘણી તાલાવેલી થતી અને એવા જીવન માટે હું પ્રભુને ઘણી ય વાર અશ્રુપૂર્ણ નેત્રે પ્રાર્થના પણ કરતો. એવા એક સાધુસમાગમનો પ્રસંગ મને હજી ય સારી રીતે યાદ છે, જેણે મારા જીવનને ઉન્નત બનાવવામાં ખૂબ જ પ્રેરણા આપી છે. તે પ્રસંગ નીચે પ્રમાણે છે—

એક શુભ દિવસે મારે એક મહાત્માજીના દર્શને જવાનું થયું. તે વખતે તે મહાત્માજી ત્યાં એકત્રિત થયેલા યુવાનોને યોગવિદ્યાનો ઉપદેશ આપી રહ્યા હતા અને યોગાસનો, પ્રાણાયામ, મુદ્રા, બંધ ઇત્યાદિ યોગક્રિયાઓ સમજાવી રહ્યા હતા. તે મહાત્માજી યુવાન, ખૂબ ગોરા રંગના અને સુદૃઢ દેહવાળા હતા. તેમના માથા પર ભૂરા રંગના, લાંબા, સુંદર વાળ હતા અને ચહેરો ચમકતો તથા આકર્ષક હતો. તેમના દેહ પર આછા ભગવા રંગની અલફી હતી તથા ભગવા રંગના એક લાંબા દુપટ્ટાથી કમર કસીને બાંધેલી હતી. પ્રથમ દૃષ્ટિએ જ પ્રેમ થઈ જાય એવી તેમની પ્રતિભા હતી. તેમને જોતાં જ મને તેમના પ્રતિ માન ઉત્પન્ન થયું. હું તેમની સાથે વાતો કરવા તો માગતો હતો કિન્તુ તેમની સાથે પરિચય વિના એકદમ સીધી વાત પણ કેમ થાય !

આવા વિચારોના વમળમાં હું ગૂંચવાઈ રહ્યો હતો તેવામાં જાણે તે મહાત્માજીએ મારી મનઃસ્થિતિ જાણી લીધી હોય તેમ તેણે મારી

પાસે આવીને મારા ખભા પર હાથ મૂકીને મને હલાવ્યો અને કહ્યું, "તારે યોગવિદ્યા શીખવી છે? હિમાલય અને કૈલાસ આવવું છે?" હું જાણે ઘણાં ય વર્ષોની નિદ્રામાંથી જાગી રહ્યો હોઉં તેવો મને અનુભવ થવા લાગ્યો. જાણે આખાય શરીરમાં હલકી એવી વીજળી દોડવા લાગી. મેં જેમતેમ કરી મારી જાતને કાબૂમાં રાખતાં ધીમા છતાંય સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું– "હા, હા. મારે હિમાલય જોવો છે, યોગવિદ્યા શીખવી છે." મારા આવા શબ્દોથી તે મહાત્માજી ઘણાં પ્રસન્ન થઈ ગયા અને હસતે મુખે કહેવા લાગ્યા– "તો પછી આજે રાત્રે હું જ્યાં ઊતર્યો છું તે સ્થાને બધા લોકોને લઈને આવ. હું તમને બધાંને મારી હિમાલય અને કૈલાસ–માનસરોવરની યાત્રા વિષે અને તે પવિત્ર પ્રદેશમાં મેં કરેલી કઠિન યોગસાધનાના અનુભવ વિષે રસપ્રદ વાતો સંભળાવીશ." આ સાંભળી મેં તથા ત્યાં ઊભેલા ઘણાં ય યુવાનોએ તે મહાત્માજીના નિમંત્રણનો સાભાર સ્વીકાર કર્યો અને તેમને પ્રણામ કરીને અમે ત્યાંથી છૂટા પડ્યા. ઘેર આવીને મેં ઘરના લોકોને, પાડોશમાં રહેતા લોકોને તથા સગાંસંબંધીઓને મહાત્માજીના રાત્રે થનારા પ્રવચનમાં આવવા માટે નિમંત્રણો આપી દીધાં. જોતજોતામાં તો સાંજ પડી ગઈ. અંધારું થતા પહેલાં તો રાતનું ભોજન પણ કરી લીધું અને મિત્રો અને સગાંસંબંધીઓને લઈને મહાત્માજી જ્યાં ઊતર્યા હતા અને રાત્રે પ્રવચન કરવાના હતા તે સ્થાને હું જઈ પહોંચ્યો. પ્રવચન ખંડમાં ઘણાં ભાઈબહેનો આવી ગયાં હતાં અને બીજાં ધીમેધીમે આવી રહ્યાં હતાં. આ જોઈ મને ખાત્રી થઈ ગઈ કે હિમાલય અને કૈલાસ–માનસરોવર વિષે રસ ધરાવનાર મારા કરતાંયે વધારે લોકો છે ખરા. એટલામાં તો મહાત્માજી બેચાર પ્રતિષ્ઠિત લોકોની સાથે સભાખંડમાં પ્રવેશ્યા. ત્યાં ઉપસ્થિત શ્રોતાજનોએ ઊભા થઈને તેમને સન્માન આપ્યું. મહાત્માજીએ બન્ને હાથ ઊંચા કરતાં સસ્મિત વદને સર્વેને આશીર્વાદ આપ્યા અને બેસી જવા કહ્યું. થોડી વારમાં તો આખો ખંડ શ્રોતાજનોથી ચિકાર ભરાઈ ગયો. આ જોઈને મહાત્માજીએ પ્રવચન શરૂ કરી દીધું. પ્રારંભમાં જ તેમણે કવિ કાલિદાસ રચિત "કુમારસંભવ"માંનો હિમાલયના ગૌરવને ચિત્રિત કરતો પ્રસિદ્ધ શ્લોક ગાયો—

"અસ્ત્યુત્તરસ્યાં દિશિ દેવતાત્મા, હિમાલયો નામ નગાધિરાજઃ ।
પૂર્વાપરૌ તોયનિધિવગાહ્ય, સ્થિતઃ પૃથિવ્યા ઇવ માનદણ્ડઃ ॥"

વાતાવરણ એકદમ શાંત બની ગયું. સૌ શ્રોતાજનોની દૃષ્ટિ મહાત્માજી તરફ સ્થિર થઈ સૌ હિમાલય અને કૈલાસ વિષે સાંભળવા માટે આતુર બન્યા એટલે મહાત્માજીએ હિમાલય વિષે બોલતાં આગળ કહેવા' માંડયું,— "મારે અચાનક જ હિમાલય જવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. જાણે કોઈએ મને હિમાલય તરફ ખેંચી લીધો! સૌથી પહેલાં હું હરદ્વાર અને ઋષિકેશ થઈને બદ્રીનાથ પહોંચ્યો. એ યાત્રામાં મારી પાસે ફક્ત મેં પહેરેલી આ ગરમ કપડાની અલફી, આ અણીવાળી લાકડી, એક કેમેરા અને તેના માટેની થોડી ફિલ્મો હતી. આ યાત્રાએ નીકળતી વખતે હરદ્વારમાં એક પરિચિત સજ્જન મળી ગયા જેમણે મને થોડાં નાણાં પણ આપ્યાં. બદ્રીનારાયણ થોડા દિવસ રહ્યા બાદ એક દિવસ જ્યારે હું પવિત્ર ગંગા નદીના કિનારે બેઠો હતો ત્યારે મારા મનમાં ઓચિંતો એક વિચાર આવ્યો કે મારે અહીંથી 'કૈલાસ-માનસરોવર'ની યાત્રાએ નીકળી જવું. મારો વિચાર જ્યારે મેં લોકોને જણાવ્યો ત્યારે તે બધાએ મને રસ્તાની ભયંકર મુશ્કેલીઓ, જેવી કે ડાકુ લોકો, અતિ કઠિન ચડાણ-ઊતરાણ, બરફના રસ્તા વગેરે, જણાવીને રોકવા પ્રયાસ કર્યો; કિન્તુ મારો સ્વભાવ તો પ્રથમથી જ સાહસિક અને લોકો જે ન કરવા કહે તે કરી બતાવી તેમાંથી આનંદ મેળવવો એવી માન્યતાવાળો હોવાથી તે બધાંયનું મેં સાંભળ્યું તો ખરું કિન્તુ પ્રથમ જે નિશ્ચય કર્યો હતો તેને જ મેં પકડી રાખ્યો. 'મનકી હારે હાર હૈ, ઔર મનકી જીતે જીત' એ સાધુ મહાત્માનું વાક્ય મને સારી રીતે યાદ હતું. છેવટે બીજે દિવસે સવારના પહોરમાં જ હું ત્યાંથી પુનિત મહાતીર્થ શ્રી "કૈલાસ-માનસરોવર"ની યાત્રા માટે નીકળી પડ્યો. માર્ગની અનુપમ શોભાનું રસપાન કરતો કરતો આગળ ને આગળ ચાલતો જતો હતો. કયારેક રસ્તામાં યાત્રીઓની સાથે રહેવાનો પ્રસંગ આવ્યો તો કયારેક સ્વતંત્ર પક્ષીની માફક એકલો જ રહ્યો. માર્ગની કઠિનાઈઓને હસતે મુખે સહન કરતાં ભૂખ-તરસ કે ટાઢતડકાથી ન ગભરાતો, રોજના લગભગ વીસ-પચીસ માઈલ ચાલતો. રસ્તામાં કોઈ ને કોઈ જગાએ દયાળુ લોકો તરફથી ભોજન મળી જ જતું. આવી રીતે ચાલતાં ચાલતાં એક વાર હું માર્ગ ભૂલી ગયો. પછી તો અટકળે જ આગળ ચાલવા લાગ્યો. એક પહાડ પરથી બીજા પર અને ત્યાંથી ત્રીજા પર, એવી રીતે ખાડાટેકરા, પથ્થર વગેરે વડે થતાં દુઃખને

સહન કરતો જતો, રાત્રી જે જગાએ થઈ જાય ત્યાં પથ્થરો પર સૂઈ જતો અને ભૂખ લાગે ત્યારે રસ્તાના પહાડના ઝરણોના જળથી ચલાવી લેતો. આ પ્રમાણે છસાત દિવસ સુધી તો જેમતેમ કરી થોડું ચાલતો જ રહ્યો. ત્યારબાદ ઘણી જ અશક્તિથી શરીર કાંપવા લાગ્યું. તાંવ પણ ચઢી આવ્યો. ચારે તરફ પહાડની હારો જ દેખાતી અને મૂળ રસ્તો હજી સુધી નહિ મળતાં હું ઘણો જ નિરાશ થઈ ગયો. એક પહાડ પરથી ઊતરતાં જ અશક્તિને લીધે ગબડી ગયો. જ્યારે આંખ ઉઘડી ત્યારે જણાયું કે હું પહાડની તળેટીમાં પડ્યો છું. સમય પણ ઘણો જ વ્યતીત થઈ ગયો હતો. પાસે એક ભરવાડ બેઠો બેઠો એક હાથે મારું માથું દબાવી રહ્યો હતો અને બીજા હાથેથી મારા મુખમાં દૂધ અને સત્તુનું પ્રવાહી મિશ્રણ રેડી રહ્યો હતો. ઘણા ય દિવસે પેટમાં થોડું અનાજ પહોંચતાં મને શાંતિ થઈ. થોડી વારે હું બેઠો થયો. ભરવાડે મને કંઈક પૂછવા ચેષ્ટા કરી, કિન્તુ અમે બન્ને એક બીજાની ભાષા સમજતા ન હતા. આથી છેવટે "મૂક ભાષા" (ઇશારા)માં જ વાતો શરૂ કરી. તેણે મને ઇશારાથી સમજાવતાં પૂછ્યું કે હું કોણ છું? એટલે મેં પણ તેને ઈશારાથી સમજાવ્યું કે હું સાધુ છું. મારી વાત તે બરાબર સમજ્યો નથી એમ જણાતાં મેં તિબેટી ભાષાનો એક શબ્દ વાપર્યો જે યાત્રાના પ્રારંભ સમયે મને એક અનુભવી વ્યક્તિએ શીખવાડ્યો હતો. મેં કહ્યું કે– "કાશીલામા" (કાશીના સાધુ-મહાત્મા). આથી તેણે મને માન આપતાં તેની રીત પ્રમાણે નમસ્કાર કર્યા. જ્યારે તેણે જાણ્યું કે હું કૈલાસ–માનસરોવર જઈ રહ્યો છું અને ભૂખ, અશક્તિ વગેરેથી કષ્ટ પામી રહ્યો છું; ત્યારે તેણે મારા પર દયા લાવતાં એક દિશામાં આંગળી ચીંધી સમજાવ્યું કે તે તરફ જવાથી કૈલાસ–માનસરોવરનો રસ્તો મળી જશે. મેં તેનો ઘણો આભાર માન્યો. મને તે વખતે થયું કે જો ભગવાન જેવું કોઈ તત્ત્વ હોય તો તે આ જ છે, જેણે મને પોતાના હાથે ભોજન કરાવી, બુઝાઈ જતા દીપકમાં તેલ રેડી તેને પુનઃ પ્રજ્જ્વલિત કર્યો છે. તેના કહેવા પ્રમાણેની દિશામાં હું આગળ વધવા લાગ્યો. હવે મારામાં સ્ફૂર્તિ પણ આવી હતી. ત્યાંથી દસેક માઈલ આગળ જતાં દૂર બેત્રણ કાળા તંબૂઓ દેખાયા આશાનો દીપક જાણે ઝળહળી ઊઠ્યો. ત્યાં પહોંચતાં જ રીંછ જેવડા કૂતરાઓ મારી ઉપર તૂટી પડ્યા. આ અણધારી આફતથી હું પહેલાં તો થોડો

ડરી ગયો પણ પરિસ્થિતિ સમજતાં જ ચપટી વગાડીને સીસોટી વગાડવા લાગ્યો. એક હાથે લાકડીને પણ તૈયાર રાખી, જેથી તિબેટના શિકારી કૂતરાઓનો હું શિકાર ન બની જાઉં. કૂતરાઓના ભસવાનો અવાજ સાંભળી તંબૂઓમાંથી સ્ત્રી, પુરુષ, બાળકો બધાં બહાર આવ્યાં. મને જોતાં જાણે તે બધાંને ઘણું આશ્ચર્ય થયું હોય તેમ તે લોકો અંદરોઅંદર કંઈક વાતો કરવા લાગ્યાં. જોતજોતામા તે બધાં ચે મને ચારે બાજુએથી ઘેરી લીધો. પહેલાં તો બધાં મારી દાઢીમૂછને હાથ અડાડીને જોવા લાગ્યા કે તે બધું નકલી તો નથીને? મેં જોયું કે તે બધાં પુરુષોને દાઢીમૂછ નહોતાં. કહે છે કે તિબેટમાં સ્ત્રીપુરુષોને દાઢીમૂછ ઊગતાં જ નથી. થોડી વારે બે સશક્ત યુવાન છોકરીઓ મારી પાસે આવી અને મને વારાફરતી બે હાથે ઊચકીને હવામાં ગોળ ગોળ ફેરવવા લાગી. તે છોકરીઓની તાકાત જોઈ મને ઘણું જ આશ્ચર્ય થયું, કારણ કે તે વખતે મારું વજન ૧૪૦ રતલ તો હતું જ. મને લાગ્યું કે તે લોકો તિબેટના ભયંકર લુંટારાઓ હોવા જોઈએ કારણ કે તેઓની પાસે બંદૂક, તલવાર, છરા, વગેરે શસ્ત્રો હતાં.

વળી તે લોકો બકરાનું કાચું માંસ એક હાથથી કરડી રહ્યા હતા. કોઈ કોઈ તો હાડકાં ચૂસી રહ્યા હતા. આ લોકોને ખુશ કરવાની કળા મારી પાસે હતી. મેં થેલામાંથી મંજીરા કાઢીને વગાડવા શરૂ કરી દીધાં એટલે બધાં રાજી રાજી થઈ ગયાં. થેલામાંથી એક કટોરો કાઢી તે તેમના મુખ્ય માણસને ભેટ આપતાં તે એટલો બધો ખુશ થઈ ગયો કે મને હાથ પકડીને પોતાના તંબૂમાં લઈ ગયો અને એક શિંગડામાં ચમરી ગાયનું કઢી જેવું દૂધ અને એક ખોપરીમાં સત્તુ અને માંસ જમવા માટે આપ્યું. મેં તેને ઇશારાથી સમજાવ્યું કે હું કાશીલામા છું; માંસ, મદિરા વગેરે લેતો નથી. ફક્ત દૂધ જ પીશ. આથી તે આશ્ચર્ય પામતો મારી સામે જોવા લાગ્યો. મેં સાંભળ્યું હતું કે તિબેટમાં તો લામા લોકો (સાધુઓ) પણ માંસ અને દારૂ ભક્ષી છે. દૂધ પી રહ્યા બાદ તેણે મને ઇશારાથી સમજાવ્યું કે તે રાત્રે હું તે લોકોની સાથે જ એ તંબૂમાં રહું અને બીજા દિવસે સવારે કૈલાસ તરફ ચાલ્યો જાઉં. સવારે થોડે સુધી રસ્તો બતાવવા માટે એક માણસને તે મારી સાથે મોકલશે. તેના આવા નિમંત્રણથી મારે તે રાત્રી ત્યાં જ ગાળવી પડી. તંબુમાં ચારે બાજુ અસ્ત્ર-શસ્ત્ર લટકતાં હતાં અને ખૂણામાં

જુદાં જુદાં પશુઓનાં માથાં, પગ વગેરે કાપીને રાખ્યાં હતાં. જીવનમાં આવી જાતનું દૃશ્ય મેં પહેલી જ વાર જોયું હતું. અહીં ઘણી જ સાવધાનીથી રહેવું મેં ઉચિત સમજ્યું. છેવટે રાત્રી થતાં મારા માટે એક જગાએ બકરીનું ચામડું અને ધાબળો બિછાવી દેવામાં આવ્યાં. પછી બીજા લોકો મારી બન્ને બાજુએ હારમાં સૂઈ ગયા. હું તો ઘણો જ થાકી ગયો હતો અને આરામ કરવા બનતી કોશિશ પણ કરી, કિન્તુ તેવા ભયાવહ વાતાવરણમાં ઊંઘ કોને આવે? છેવટે જેમ તેમ કરી રાત્રિ વિતાવી દીધી. સવાર પડતાં જ બધાંની વિદાય લઈ આગળ જવા માટે ત્યાંથી ઊપડ્યો. તે લોકોએ માર્ગદર્શક તરીકે એક ઘોડેસ્વારને મારી સાથે મોકલ્યો. તે લગભગ દસેક માઈલ ચાલ્યા બાદ એક પગદંડી બતાવીને પાછો ચાલ્યો ગયો. મને થયું કે તે લોકોને પણ પકડાઈ જવાનો ડર હશે જેથી વળાવીઓ મારી સાથે આગળ ન ચાલતાં ત્યાંથી જ પાછો ચાલ્યો ગયો. ભગવાનની જેવી મરજી એમ સમજી હું પહેલાંની માફક એકલો જ આગળ ધપવા લાગ્યો. રસ્તામાં ચારે બાજુએ મોટા મોટા પહાડો હતા. ઘણાં પર્વતોનાં શિખરો બરફથી ઢંકાએલાં હતાં. તેમાંથી નાનીમોટી નદીઓ વહી રહી હતી. લગભગ દસેક માઈલ એ પગદંડી પર ચાલતાં, રસ્તાના ચઢાણ–ઊતરાણની મઝા માણતાં માણતાં જ્યારે હું એક ઊંચા પહાડની ટોચ પર જઈ પહોંચ્યો ત્યારે મને ઘણો જ આનંદ થયો. ત્યાંથી એક વિશાળ સરોવરનાં દર્શન થયાં. મને થયું કે તે જ માનસરોવર હશે. મેં ત્યાં બેસીને પ્રાર્થના–ધ્યાન વગેરે કર્યાં. પહાડનું ઊતરાણ પૂરું કર્યા બાદ એક તિબેટી ભરવાડ પાસેથી જાણ્યું કે આ સરોવરને "રાવણ સરોવર (રાક્ષસતાલ) કહે છે, અહીંથી માનસરોવર હજી થોડું દૂર છે." આથી થોડો નિરાશ તો થયો પરંતુ સાથોસાથ આનંદ પણ થયો, કારણ કે ત્યાંથી સામે જ ભગવાન કૈલાસપતિનાં દર્શન થઈ રહ્યાં હતાં. છેવટે આગળ ચાલતાં બે કલાકે હું માનસરોવરને કિનારે પહોંચી ગયો અને તટ પરના એક ગોમ્પા (મઠ) માં ઊતર્યો. થોડા વિશ્રામ બાદ મેં માનસરોવરના અતિ ઠંડા જળમાં સ્નાન કર્યું. સાત ડૂબકી મારવાનું મેં નક્કી કર્યું હતું કિન્તુ ત્રણ ડૂબકીએ જ શરીર ઠરી ગયું. આથી હું કિનારા પર લગભગ અર્ધો કલાક પડી રહ્યો. ત્યાર બાદ ઊઠીને ફરી વાર ત્રણ ડૂબકીઓ મારી અને બહાર આવી કિનારા પર પડી ગયો. છેવટે

ઊઠીને છેલ્લી એક ડૂબકી મારી ગદ્‌ગદ્ કંઠે ભગવાન શંકરની પ્રાર્થના કરતો કરતો બહાર આવ્યો અને કિનારે ધ્યાનમાં બેસી ગયો. મને તે વખતે એટલો તો આનંદ આવ્યો કે જાણે ઊઠવાનું મન જ ન થાય. ઘણી વારે ત્યાંથી ઊઠીને ગોમ્પામાં આવ્યો અને ત્યાંથી મળેલ સત્તુને પાણીમાં મેળવી ભોજન કર્યું.

આવી રીતે પુનિત માનસરોવર અને કૈલાસમાં થોડા દિવસ રહ્યો પણ ખૂબ જ આનંદમાં દિવસો વ્યતીત કરી બીજા સારા રસ્તા દ્વારા ભારતમાં સુખ–શાંતિથી પાછો આવી ગયો. એ દિવ્ય ભૂમિનું વાતાવરણ, તેની સુંદરતા વગેરેનું જેટલું વર્ણન કરું તેટલું ઓછું જ છે. એ તો ત્યાં જઈને પોતાની આંખે જ્યારે જોવામાં આવે ત્યારે જ ખાત્રી થાય.

આ પ્રવચન બાદ તે મહાત્માજીએ કૈલાસમાં પોતે રચેલું એક ભજન ગાઈ સંભળાવ્યું અને સર્વેને આશીર્વાદ આપતાં કાર્યક્રમ સમાપ્ત કર્યો. ત્યારબાદ ત્યાંથી લોકો એક પછી એક ઊઠીને ચાલતા થયા, પણ હું તો ત્યાં જ બેસી રહ્યો; કારણ કે એ પ્રવચનની મારા મન પર ઘણી જ અસર થઈ હતી. જાણે હજી ય હું કૈલાસ અને માનસરોવરમાં હોઉં તેમ અનુભવતો હતો. થોડી વારે જ્યારે તે સ્થાનમાં બહુ જ થોડા લોકો બાકી રહ્યા ત્યારે મેં નમ્ર ભાવે તે મહાત્માજીને એક પછી એક પ્રશ્નો પૂછવા શરૂ કર્યા.

પ્રશ્ન—“ મહાત્માજી ! કૈલાસની યાત્રામાં શું આપ બરફના રસ્તાઓ પર ચાલ્યા હતા ?

મહાત્માજી—“હા, ઘણી ય વાર. જ્યારે મેં સૌથી પહેલાં બરફ જોયો ત્યારે હું ઘણો જ આનંદમાં આવી ગયેલો અને લાકડીથી ભાંગી ભાંગીને થોડો બરફ ખાધેલો, કિન્તુ હું એ વાત જાણતો ન હતો કે પછી મારે બરફમાં જ ચાલવું પડશે અને એવા રસ્તામાં છસાત દિવસ ભૂખ્યા રહેવું પડશે.”

પ્રશ્ન—શું તમને રસ્તામાં કોઈ ડાકુ લોકોએ હેરાન કર્યા હતા ?

મહાત્માજી—હા, એક વાર આવો પ્રસંગ આવ્યો હતો. જે વખતે અમે ત્રણ સાધુઓ એક મોટું ચડાણ ચડી રહ્યા હતા તે વખતે ઓચિંતા અમારી પાસે ચારપાંચ ઘોડેસ્વારો આવી પહોંચ્યા. તેમના ચહેરા ઘણા જ ભયંકર હતા, આંખોમાંથી જાણે લોહી ટપકી રહ્યું હતું. બધાયના ખભે મોટી મોટી બંદૂક અને કારતૂસોની માળા લટકતી હતી. તેમના સરદારે અમને ભાંગ્યા-તૂટ્યા શબ્દોમાં પૂછ્યું, "તમારી પાસે ચા, સિગારેટ, મિઠાઈ વગેરે કાંઈ છે?" મેં તો સાફ ના પાડી, કારણ કે મારી પાસે તો એવું કાંઈ હતું જ નહીં. પરંતુ સાથેના બે સાધુઓએ તો થોથરાતા ધીમા સ્વરે ના પાડી. તેમના આવી રીતના જવાબથી ડાકુઓને સંદેહ ઉત્પન્ન થયો. બધા આપસમાં કંઈક વાત કરી એકદમ ઘોડા પરથી નીચે ઊતરી પડ્યા અને અમારી પોટલીઓ તપાસવા લાગ્યા. મારી પાસેથી તો કાંઈ જ નીકળ્યું નહિ પણ સાથેના સાધુઓ પાસેથી ચા અને સીગારેટની ડબ્બીઓ નીકળતાં તે લોકો તેમના પર ઘણા જ ગુસ્સે થઈ ગયા. ત્યાર પછી તે બન્નેની ગરદન પકડી તેમને જમીન પર પટકી દઈને તેમના મોઢામાં પેશાબ કર્યો. જતી વખતે મારા તરફ જોઈને ડાકુઓએ ઇશારાથી કહ્યું, "તું જ સાચો કાશીલામા છે. આ બન્ને તો ઠગ છે." ત્યાર બાદ મારતે ઘોડે તે લોકો ક્ષણવારમાં અદૃશ્ય થઈ ગયા. આ પ્રસંગ બાદ પેલા બિચારા બન્ને સાધુઓ એટલા બધા તો ડરી ગયા કે આગળ ન જતાં ત્યાંથી જ પાછા ફરી ગયા.

પ્રશ્ન—શું તમારે રસ્તામાં બરફના ઠંડા જળથી ભરેલી નદીઓ ઓળંગવી પડી હતી?

મહાત્માજી—કૈલાસની યાત્રાએ જતાં રસ્તામાં તો ઘણી નાની–મોટી નદીઓ ઓળંગવી પડે છે, કિન્તુ હું તો રસ્તો ભૂલી ગયો હતો જેથી મારે તો અનેક નદીઓ ઓળંગવી પડી હતી. એ નદીઓ લાગે તો નાની પણ તેમનો પ્રવાહ ઘણો જ જોરદાર હોય છે. કાચાપોચા તો તણાઈ જ જાય. એક વાર મારે પણ થોડે સુધી તણાવું પડ્યું હતું. મને એમ કે આ નાની નદીને તો હું ઘડીક વારમાં જ પાર કરી જઈશ, જેથી મેં મારી પોટલીને

નદીના સામા તીરે ફેંકી અને હું કછોટો વાળીને તેમાં ચાલવા લાગ્યો. એક જગાએ પ્રવાહ ઘણો જ વેગવાળો હતો. ત્યાં હું ખેંચાવા માંડ્યો ને જોતજોતામાં તો તણાવા લાગ્યો. તેવી રીતે લગભગ અર્ધોએક માઈલ તણાતાં તણાતાં હું એક મોટા પથ્થર પાસે જઈ પહોંચ્યો. જો કે મારા હાથનાં આંગળાં ઘણાં ઠરી ગયા હતા અને શરીર જાણે લીલું થઈ ગયું હતું, તેમ છતાં ય મારામાં જેટલી શક્તિ હતી તે બધીને મેં એકઠી કરીને તે પથ્થરને મજબૂત રીતે પકડી રાખ્યો. છેવટે ઘણી મુશ્કેલીઓ વેઠતો કિનારે પહોંચ્યો. ત્યારબાદ ત્યાં બેસી થોડો વિશ્રામ કરી લઈ કિનારે કિનારે પાછો ફર્યો અને જ્યાં મેં મારી પોટલી ફેંકી હતી તે પોટલી પાસે પહોંચી ગયો.

એ બધી સાહસથી ભરપૂર વાતો સાંભળી મને ઘણો જ આનંદ થયો. છેવટે મેં મહાત્માજીને પૂછ્યું, "આપ તો કહો છો કે હું સાથે કેમેરા લઈ ગયો હતો, તો શું કૈલાસ-માનસરોવરના ફોટાઓ લઈ આવ્યા છો કે?" મારો પ્રશ્ન સાંભળતાં જ તેઓશ્રી હસવા લાગ્યા અને પુસ્તકમાંથી એક કવર કાઢીને મને ફોટાઓ બતાવવા લાગ્યા. જેમ જેમ એક પછી એક ફોટો હું જોતો ગયો તેમ તેમ મારા આનંદ, ઉત્સાહ, ભાવ-ભક્તિ વગેરેમાં વૃદ્ધિ થતી ગઈ. કૈલાસ-માનસરોવરની પુનિત ભૂમિનું ફોટા રૂપે પ્રથમ જ દર્શન કરવાનું આજે મને સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. આવી રીતે વાતોમાં ને વાતોમાં ઘણું જ મોડું થઈ ગયું હોવાથી મહાત્માજીને વધારે ક્લાંત ન કરતાં મેં તેમને વંદન કરીને ત્યાંથી વિદાય લીધી.

હવે તો કૈલાસ-માનસરોવર અને હિમાલયની બીજી બધી તીર્થયાત્રા વિષે વધારે ને વધારે જાણવાની મારી આતુરતા વધવા લાગી. એક દિવસ એક પુસ્તક અચાનક મારા હાથમાં આવી પડ્યું. એ પુસ્તકનું નામ "કૈલાસ-માનસરોવર દર્શન" હતું, જેના લેખક સ્વામી શ્રી હંસ નામે કોઈ મહાત્મા હતા. એ પુસ્તક મળતાં જ હું આનંદમાં ને આનંદમાં તેને વાંચવા લાગ્યો. જ્યાં સુધી તે પૂરું ન થયું ત્યાં સુધી મેં તેને હાથમાંથી છોડ્યું જ નહિ. એ પુસ્તકે મારા જીવનમાં જાણે એક વિચિત્ર પ્રકાશ ફેંક્યો. તેનાથી હું એટલો તો

પ્રભાવિત થઈ ગયો કે મેં તે ફરીવાર પહેલેથી વાંચવું શરૂ કર્યું. રસ્તાની માહિતી વિષે એક નોંધ પણ કરતો ગયો. તે પુસ્તકમાંના એક–બે પ્રસંગો મને ઘણા જ ગમ્યા. સાચું કહું તો તે પ્રસંગોએ જ મને અંદરથી રંગી દીધો. તેમાં લખ્યું હતું કે સ્વામી શ્રી હંસે માનસરોવરને તીરે કોઈ સિદ્ધ મહાત્માને ઉપનિષદના મંત્રો ગાતા સાંભળ્યા હતા. જ્યારે સ્વામીજી તે મહાત્માનાં દર્શન કરવા માટે પોતાના નિવાસસ્થાનમાંથી બહાર આવ્યા અને ઘણે દૂર સુધી તપાસ કરી આવ્યા પણ કોઈ જણાયું નહિ ત્યારે તેમને ઘણું આશ્ચર્ય થયું હતું. એક આવા જ બીજા અદ્ભુત પ્રસંગમાં સ્વામીજીને કૈલાસની પૂર્વ દિશામાં આવેલા ગૌરીકુંડ નામે સ્થાનમાં ભગવાન શ્રી દત્તાત્રેયજીનાં દર્શન તથા તેમનો અનુગ્રહ પ્રાપ્ત થયાનું વર્ણન છે. તે બન્ને પ્રસંગોએ મને એટલો તો આકર્ષ્યો કે હું પણ ભગવાન દત્તાત્રેયનો ઉપાસક થઈ ગયો. આવી રીતે મારા જીવનમાં યોગ-સાધના, કૈલાસ–માનસરોવરની તીર્થયાત્રા અને તે પવિત્ર ભૂમિમાં નિવાસ તથા ભગવાન દત્તાત્રેયની કૃપા પ્રાપ્ત કરવાના નૂતન તથા અતિ શુભ વિચારોનો આવિર્ભાવ થયો.

સમયને જતાં કાંઈ વાર લાગતી નથી. નદીના વહેણને બદલાતાં કોઈ રોકી શકતું નથી. જે થવાનું હોય છે તે તો થયા જ કરે છે. મારા જીવનનું વહેણ પણ આવી જ રીતે બદલાયું. જાણે બીજમાંથી કળી થઈ અને તેમાંથી સૌરભપૂર્ણ પુષ્પ બનતાં જ કોઈએ આવી તેને ચૂંટી લીધું અને ભગવાનના શ્રીચરણોમાં સમર્પિત કરી દીધું. મને જોઈ કોઈ કહેતું કે આણે તો સંસારનો ત્યાગ કરી દીધો છે; તો કોઈ કહેતું કે આ તો તપસ્વી છે, સાધુ છે. મને તો એક જ ધૂન લાગી હતી કે યોગસાધના કરવી, હિમાલય અને તેની પેલે પારનાં કૈલાસ–માનસરોવરની તીર્થયાત્રા કરવી અને મહાયોગી આદિગુરુ ભગવાન દત્તાત્રેયનાં દર્શન અને અનુગ્રહ પ્રાપ્ત કરવાં. સમય જતાં બાળપણનાં મારાં એક પછી એક સ્વપ્નો સિદ્ધ થવા લાગ્યાં. ઉત્તરાખંડમાં યાત્રા કરી. શ્રી કેદારનાથ–બદ્રીનાથમાં ઘણા દિવસ સાધના કરી. કાશ્મીરમાં આવેલી અમરનાથની ગુફામાં લગભગ પંદર દિવસ એકાંતવાસ પણ કર્યો અને છેવટે કૈલાસ–માનસરોવરના દર્શનાર્થે જવા માટે નિશ્ચય કર્યો. આ પ્રત્યેક યાત્રામાં જતા પહેલાં હું એક એવી મહાન અને પૂજનીય વ્યક્તિના આશીર્વાદ લેતો જેમની ઈશ્વરમાં નિષ્ઠા, ભક્તિ,

પવિત્રતા, સરળ અને દયાળુ સ્વભાવ વગેરે દિવ્ય ગુણોથી હું તેમના પ્રતિ અજબ રીતે આકર્ષાયો હતો; જેથી ક્ષણિક સુખ આપનારાં સાંસારિક પદાર્થો મને નીરસ અને નકામા જણાતાં હું ત્યાંથી નીકળીને એક એવા પ્રકાશમય માર્ગ તરફ વળ્યો હતો જેને શાસ્ત્રોએ " અમૃતપથ " કહ્યો છે.

" नान्यः पन्था विद्यतेऽयनाय " (यजुर्वेद ३१/१८)



## — निवेदन —

पृथक् हो सरिता
यदि स्रोतसे
तो वह सूख जायगी।
यही दशा मेरे जीवनकी होगी,
यदि मैं अनन्त निर्झरसे
निरन्तर जल ग्रहण न करूँ॥

विभो ! इस मन्दिरमें
अहंकारका आसन न हो,
पापका कानन न हो,
एक ही चाह है कि तुम, तुम ही,
निरन्तर विराजमान रहो॥

मेरे जीवनमें तेरे ही गीत हो,
संगीत हो,
हृदयतंत्रीसे एक ही स्वर झंकृत हो,
तुम अपना सौंदर्य दो,
तुम अपना सौंदर्य दो॥

रचयिता :— श्री ओमूप्रकाशजी.



# —: ભૂમિકા :—

" गिरयस्ते पर्वता हिमवन्तोऽरण्यं पृथिवी स्योनमस्तु ॥ "

[ अथर्ववेद ]

( હે પૃથિવી ! તારા પર્વત હિમાલય અને અરણ્ય અમારા માટે આનંદપ્રદ થાવ. )

નગાધિરાજ " હિમાલય "નું નામ એવું તો સુમધુર છે કે તેના શ્રવણમાત્રથી જ કોઈ પણ ભાવભક્તિસંપન્ન વ્યક્તિનું હૃદય આનંદથી ઉભરાઈ જાય છે, કર્ણ તેના મહિમાનું શ્રવણ કરવા સતેજ થાય છે અને નયન તે દિવ્યભૂમિનાં દર્શન કરવા આતુર બને છે. આ પુનિત ભૂમિનું નામ સાંભળતાં જ આવા પ્રકારનું પરિવર્તન થવું સ્વાભાવિક છે, કારણ કે પવિત્ર સ્થાનના નામનો આ એક અદ્ભુત મહિમા છે. આવા નામના ઉચ્ચારણથી ઉત્પન્ન થતાં આંદોલનો દ્વારા વાયુમંડળ વિશુદ્ધ બને છે અને તે સ્થાનમાં ઉપસ્થિત વ્યક્તિમાં એક અજબ પ્રકારનું પરિવર્તન લાવે છે. વળી હિમાલય એ તો આપણું " અસલ વતન " છે, આપણું ઉદ્ગમસ્થાન પણ તે છે અને ગંતવ્ય પણ તે જ છે. આપણા અતિ પ્રાચીન સર્વમાન્ય ધર્મગ્રંથ ઋગવેદમાં કહ્યું છે કે— પરમસ્રષ્ટા પરમેશ્વરની " एकोऽहं बहुस्यां प्रजायेय " અર્થાત્ " હું એક છું, હું અનેક થઈ જાઉં " આવી સૃષ્ટિ ભાવના થતાં જ સમસ્ત વિશ્વમાં પ્રસરેલી જળરાશિની વચ્ચેથી ધીમે ધીમે હિમાલયનું શિખર ઉપર દેખાવા લાગ્યું. અથર્વવેદના પૃથિવી-સુક્તમાં પણ આ વાતનું સમર્થન કરતાં કહ્યું છે કે— यार्णवेऽधि सलिलमग्र आसीद् (अथर्ववेद. पृ. सू. १२-१-८). સારાંશ કે પહેલાં હિમાલયની પૃથ્વી સમુદ્રના જળ નીચે હતી. સર્વપ્રથમ જળરાશિ પર તે જ દેખાવા

લાગી હતી.[1] જળરાશિએ આ ભૂમિને સ્થળ પ્રદાન કર્યું હતું, આથી તે ભૂમિનું નામ "સિંધુસ્થાન" પડયું. આ "સિંધુસ્થાન" શબ્દ અપભ્રંશ થતાં થતાં છેવટે "હિન્દુસ્તાન" બની ગયો.[2]

આ એ જ પાવન ભૂમિ છે જેનાં એકાંત સ્થાનોમાં ઋષિમુનિઓ નિવાસ કરતા હતા. उपह्वरे गिरीणां सङ्गमे च नदीनाम् । धिया विप्रो अजायत ॥ (यजुर्वेद २६/१५). વિવિધ રંગો અને સુવાસોથી સભર પુષ્પો, સુમધુર પકવ ફળોથી લચી પડતાં અરણ્યનાં વૃક્ષ-લતાઓ, મનમોહક લીલાછમ સુગંધિત પર્વતો અને તેમાંથી નાચતાં ગાતાં અને આનંદથી વહેતાં સ્વચ્છ મીઠાં ઝરણાંઓ, મધુર અને સ્નિગ્ધ જળવાળાં સુંદર સરોવરો, મોટા મોટા શિલાખંડો પર પછડાતી અને ઘૂઘવાટા કરી ચોમેર સફેદ ફીણો ઉછાળતી ને સતત ત્વરિત ગતિથી સુંદર ખીણોમાંથી વહેતી સર્પાકાર નદીઓ, સ્વતંત્રપણે અહીંતહીં વિચરતાં અને પ્રેમથી ગાતાં, ખેલતાં અને આનંદ કરતાં ચિત્રવિચિત્ર સુંદર ભોળાં વિહંગો અને મસ્ત પશુઓ જ્યાં આવેલાં છે તે જ આનંદદાયક પુનિત ભૂમિ "**હિમાલય**" છે.

વર્ષો સુધી આ દિવ્ય ભૂમિમાં એકાંત સાધના કરીને મહાન આત્માઓએ પોતાનાં તપપૂત હૃદયમાં સત્યનો મહાપ્રકાશ ઝીલ્યો અને જેમનાં વિશુદ્ધ અંતઃકરણમાંથી જે સ્વતઃસ્ફુરિત મહાવાણી બહાર પ્રકટ થઈ તે જ અંતિમ સત્ય કહેવાયું. સર્વ ધર્મનું મૂળબીજ આ જ છે. આ સત્યને જ સમય સમય પર વિભિન્ન દેશના આચાર્યોએ લોકો સમક્ષ જુદી જુદી રીતે વર્ણવ્યું. ( एकं सत् विप्रा बहुधा वदन्ति ॥ ऋगवेद १–१६४–२२.) આ એક જ મૂળબીજમાંથી વૃક્ષોરૂપે અસંખ્ય ધર્મો વિકસ્યા. આમ

૧. અમેરિકાના પ્રસિદ્ધ વિદ્વાન ડેવિસે આ વાતનું પોતાના પુસ્તક "હારમોનિયા" માં સપ્રમાણ સમર્થન કરેલું છે વળી જેણે કૈલાસ પર્વતનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં છે તે વ્યક્તિ નિઃસંદેહ આ વાતનો સ્વીકાર કરે છે. કૈલાસ પર્વતનો ઉત્તર દિશાનો ભાગ Conglomerate પથ્થરોનો છે અને શિખરનો પશ્ચિમ અને દક્ષિણ ભાગ Granite નો છે જે પૃથ્વીના ઉષાકાળ "ઇયોસિન"થી પણ ઘણો પ્રાચીન માનવામાં આવે છે.

૨. History of the world નામે પુસ્તકમાં સર વૉલ્ટર રેલેએ આ વાતનો સ્વીકાર કર્યો છે કે સૃષ્ટિનો પ્રારંભ હિંદુસ્તાન (ભારત વર્ષ)થી જ થયો છે.

સર્વ ધર્મોના મૂળબીજનું ઉત્પત્તિ સ્થાન પવિત્રભૂમિ "હિમાલય" હોવાથી કોઈ પણ ધર્મની કોઈ પણ વ્યક્તિનું "હિમાલય" પ્રતિ આકર્ષણ થવું સ્વાભાવિક છે.

"હિમાલય" એ વિશ્વની સર્વોત્કૃષ્ટ સૌંદર્ય ભૂમિ છે, જેના કેવળ દર્શનથી જ કોઈ પણ વ્યક્તિ મુગ્ધ થઈ જાય છે. તે ભૂમિના અદ્‌ભુત સૌંદર્યને ચિત્રિત કરવા ચિત્રકારો લલચાય છે, છબી ખેંચનારાઓ ત્યાં જવા અધીરા બને છે, લેખકો તે અનુપમ સૌંદર્યનું પાન કરી લેખો રૂપે તેને પ્રકટ કરવા કે કવિઓ કાવ્યરૂપે કંડારવા તેના પ્રતિ અદ્‌ભુત રીતે આકર્ષાય છે. વળી તેનાં ઉન્નત હિમાચ્છાદિત ગિરિશૃંગો પર વિજયધ્વજ ફરકાવી ગૌરવાન્વિત થવા માટે દેશવિદેશના લોકો તેના પ્રતિ ઘણા લલચાય છે. ભલે પછી તે ખનીજની શોધખોળ કરનાર હોય કે વિભિન્ન પશુપક્ષીઓના અભ્યાસી કે પ્રાચીન વસ્તુઓના અન્વેષક હોય, વેપારી હોય કે તીર્થયાત્રી હોય, ધર્મપ્રચારક હોય કે રાજ્યવિસ્તારવાદી હોય, દેશની હોય કે વિદેશની કે કોઈપણ ધર્મની વ્યક્તિ કેમ ન હોય, કિન્તુ તેને આ દિવ્યભૂમિ "હિમાલય" પ્રતિ આકર્ષણ થયા વિના રહેતું જ નથી. કારણ? કારણ એ જ કે વિશ્વની સર્વશ્રેષ્ઠ સર્વરીતે પરિપૂર્ણ સ્વર્ગીય ભૂમિ આ જ છે.

હિંદુધર્મગ્રંથોમાં "હિમાલય"ની અત્યંત પ્રશંસા કરવામાં આવી છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવાને આ અતીવ પુનિત ભૂમિ વિષે કહ્યું છે કે— "**स्थावराणां हिमालयः॥**" (૧૦/૨૯). અર્થાત્ "સ્થાવર (અચલ) પદાર્થોમાં હું હિમાલય છું— હિમાલય મારી વિભૂતિ છે." જે ભૂમિ વિષે ભગવાન સ્વયં જ્યારે આવી રીતે પોતાનું મંતવ્ય અભિવ્યક્ત કરે છે તો પછી તેની મહત્તા, તેનું સૌંદર્ય વગેરે વિષે કહેવાનું જ શું હોઈ શકે! શા માટે "હિમાલય"ને ભગવાનની વિભૂતિ કહેવામાં આવી છે તે વિષે આપણે અહીં પ્રથમ જોઈએ.

શાસ્ત્રમાં "ભૂતિ" અને "વિભૂતિ" એવા બે શબ્દો છે. "ભૂતિ" એટલે સત્તા, પ્રકાશ, પ્રભાવ, સુખ, ઐશ્વર્ય વગેરે. "વિભૂતિ" એટલે વિશેષ સત્તા, વિશેષ પ્રકાશ, વિશેષ પ્રભાવ વગેરે. ભગવાન સર્વત્ર ને સર્વવ્યાપ્ત છે. પ્રત્યેક અણુપરમાણુમાં તેની સત્તા વિદ્યમાન છે;

આમ વિશ્વના સમસ્ત પદાર્થોમાં તેની "ભૂતિ" તો છે જ, કિન્તુ સાધારણ જનતા ભગવાનની આ મહાન સર્વવ્યાપકતાને સહેજમાં સમજી કે અનુભવી શકવા સમર્થ હોતી નથી, આથી જે જે પદાર્થોમાં ભગવાનની અધિક સત્તા, અધિક પ્રકાશ, અધિક ઐશ્વર્ય વગેરેની અભિવ્યક્તિ થાય છે તેવી ભગવાનની "વિભૂતિ" દ્વારા લોકો તે દિવ્ય મહાશક્તિને થોડે ઘણે અંશે અનુભવી શકે છે. જેવી રીતે જલતત્ત્વ સર્વ પદાર્થોમાં વ્યાપ્ત છે કિન્તુ નદી કે સાગરરૂપે તેનો અધિક આવિર્ભાવ છે. આમ નદી (ગંગા નદી), સાગર વગેરે ભગવાનની "વિભૂતિ" છે. ગીતાજીમાં કહ્યું છે કે— "**स्रोतसामस्मि जाह्नवी (१०/३१)**" અર્થાત્ નદીઓમાં હું જાહ્નવી (ગંગા) છું. "**सरसामस्मि सागरः (१०/२४)**" અર્થાત્ સરોવરોમાં હું સાગર છું.

ઉપર્યુક્ત કથનાનુસાર હિમાલયમાં વિશેષ વૈભવ, વિશેષ શોભા અને વિશેષ પ્રભાવ હોવાથી તે નિઃસંશય ભગવાનની વિભૂતિ છે. આ દિવ્યભૂમિનાં ગુણગાન ગાતાં કવિકુલગુરુ કાલિદાસ "કુમારસંભવ"માં લખે છે કે—

**अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः ।**
**पूर्वाऽपरौ तोयनिधीवगाह्य स्थितः पृथिव्या इव मानदंडः ॥**

એટલે કે— "ઉત્તર દિશામાં દેવતાસ્વરૂપ પર્વતોનો રાજા હિમાલય વિદ્યમાન છે જે પૂર્વ અને પશ્ચિમના સમુદ્રોમાં સ્નાન કરતો તેની વચ્ચેની ભૂમિ પર વિસ્તૃત થઈ જાણે પૃથ્વીના માનદંડ (માપવાની મોટી પટ્ટી)ની જેમ સ્થિત છે." આગળ વર્ણન કરતાં કાલિદાસ લખે છે કે—

"અનંત રત્નોના ઉત્પત્તિસ્થાન હિમાલય પર સુંદરતા અને શોભાની વિવિધ સામગ્રી છે. કોઈ જગાએ શિખરો પર રંગબેરંગી ધાતુઓનો પ્રવાહ છે, કોઈ જગાએ બરફના પુરાણા ઢગલાઓ, કોઈ કોઈ જગાએ શિખરો પર તડકો અને નીચે વાદળાઓની છાયા છે.... કોઈ જગાએ ચમરી ગાયો પોતાનાં પૂંછડારૂપી ચમર દ્વારા હવા નાંખતી ગિરિરાજના ઐશ્વર્યમાં વૃદ્ધિ કરે છે....કોઈ કોઈ જગાએ પર્વતોનાં શિખરોની સમીપ ખીલેલાં કમળોવાળાં સરોવરો છે....વગેરે."

૬

કાલિદાસે કરેલા હિમાલયના વર્ણનને વાંચતાં જ કહે છે કે એક પાશ્ચાત્ય વિદ્વાન અત્યંત પ્રભાવિત થઈ ગયો અને તેણે તેનો આંગ્લ ભાષામાં પદ્યમાં જ આ પ્રમાણે અનુવાદ કરી નાખ્યો. :—

"Far in the north, Himalaya lifting high,
his towery summits till they cleave the sky,
spans the wide land from east to western sea,
Lord of the hills instinct with deity."

"હિમાલય" સમસ્ત વિશ્વમાં સૌથી ઊંચો પર્વત છે જે પશ્ચિમમાં કંદહાર અને કાશ્મીરથી લઈને પૂર્વમાં બ્રહ્મદેશ સુધી વિસ્તૃત છે. તેની લંબાઈ લગભગ ૧૬૦૦ માઈલ અને પહોળાઈ લગભગ ૨૦૦ થી ૩૦૦ માઈલ છે. જાણે ભારતની ઉત્તર સીમા પર મહાન પ્રાકૃતિક દિવાલ ઊભી કરવામાં આવી હોય તેમ જણાય છે. આથી જ તો કવિ કાલીદાસે તેને "માનદંડ" ની ઉપમા આપેલી છે. હિમાલયનાં ઘણાંય નામો જુદા જુદા ગ્રંથોમાં વર્ણિત છે, જેવાં કે–હિમાદ્રિ હેમાદ્રિ, હેમવંત, હિમાચલ, હિમગિરિ, ગિરિરાજ, નગાધિરાજ વગેરે. હિમાલયનાં અધિકાંશ પ્રખ્યાત ગિરિશ્રૃંગો ૨૦,૦૦૦ ફૂટથી અધિક ઊંચાં છે, જેવાં કે–એવરેસ્ટ (૨૯,૨૦૨ ફૂટ) જેને ગૌરીશંકર પણ કહેવામાં આવે છે તે વિશ્વનો સર્વથી ઊંચો પર્વત છે. (આ પર્વત પર ઘણાંય વર્ષોના પ્રયાસ બાદ ઈ. સ. ૧૯૫૩ના મે મહિનાની ૨૯ મી તારીખે ભારતીય પર્વતારોહક શેરપા તેનસિંગ નોર્કે અને ન્યુઝીલેંડના મી. હીલરીએ વિજય પ્રાપ્ત કર્યો હતો. આ પર્વતનું તિબેટી નામ "ખંગ ચોમો–લુંગમા" છે). વિશ્વનું બીજા નંબરનું ઊંચું શિખર "ગૉડવીન ઑસ્ટીન" છે જેને લોકો "K" પણ કહે છે. તેની ઊંચાઈ ૨૮,૨૫૦ ફૂટ છે. ત્યારબાદ "કંચનજંગા" છે જે ૨૮,૧૪૬ ફૂટ ઊંચુ છે. (તિબેટી લોકો આને ખંગ–ચેન–ચેંગા" એટલે કે પાંચ મોટા હિમશ્રૃંગ કહે છે. તેનું બીજું તિબેટી નામ "ખંગ–ચેન–ઝોંગા" એટલે પાંચ મોટા હિમખજાના છે). ત્યારબાદ મકલૂ (૨૭,૭૯૦ ફૂટ), ધવલગિરિ (૨૬,૭૯૫ ફૂટ), નંગાપર્વત (૨૬,૬૬૦ ફૂટ), નંદાદેવી (૨૫,૬૪૫ ફૂટ), માંધાતા (૨૫,૩૫૫ ફૂટ) અને કૈલાસ (૨૨,૦૨૮ ફૂટ). (આ બન્ને પર્વતો માનસરોવરની દક્ષિણ

અને ઉત્તર દિશાએ આવેલા છે. માનસરોવરને કિનારેથી બન્નેનું દૃશ્ય ઘણું જ સુંદર પ્રતીત થાય છે). આ સિવાય ઘણાંય નાનામોટા પર્વતો, જેવા કે ગોસાઇથાન, કામેટ કે ગણેશ, જોંગસોંગ, ચોમોલ્હારી, દ્રોણગિરિ, ત્રિશૂલ, પંચચૂલ્હી, નંદાકોટ વગેરે ૨૦,૦૦૦ ફૂટથી અધિક ઊંચાઈના છે.

હિંદુશાસ્ત્રોએ હિમાલયને પાંચ ખંડોમાં વિભક્ત કર્યો છે :

(૧) કાશ્મીર. (૨) જાલંધર. (૩) ઉત્તરાખંડ. (૪) કુમાઉં. (૫) નેપાળ.

આ પ્રત્યેક ખંડમાં વિભિન્ન તીર્થસ્થાનો આવેલાં છે, જેમકે-

(૧) કાશ્મીરમાં અમરેશ્વર (અમરનાથ), ક્ષીરભવાની, માર્તંડ વગેરે.

(૨) જાલંધરમાં જ્વાલામુખી દેવી, કાંગડાદેવી, ચિંતપૂર્ણિદેવી વગેરે.

(૩) ઉત્તરાખંડમાં યમુનોત્રી-ગંગોત્રી, ગોમુખ, કેદાર-બદ્રીનાથ વગેરે.

(૪) કુમાઉં પ્રદેશમાં જાગેશ્વર, બાગેશ્વર વગેરે તથા કુમાઉં પ્રદેશની હદ પૂરી થતાં પશ્ચિમ-તિબેટમાં શ્રી કૈલાસ, માનસરોવર, ગૌરીકુંડ, તિર્થાપુરી વગેરે.

(૫) નેપાળમાં પશુપતિનાથ, ભાતપુર, મુક્તિનાથ, દામોદર કુંડ વગેરે.

આ ઉપરાંત અસંખ્ય નાના મોટાં તીર્થો ભારતમાં આવેલાં છે. વાસ્તવિક રીતે તો સંપૂર્ણ ભારત એક મહાન તીર્થ છે. ("ભા" એટલે દિવ્ય પ્રકાશ અને 'રત' એટલે 'ડૂબેલો'. એટલે કે જે 'દિવ્ય પ્રકાશ'માં નિત્ય નિમજ્જ છે તે દેશ જ ભારત છે).

તીર્થસેવનની પ્રથા પ્રાય : સર્વ દેશોમાં જોવામાં આવે છે કિન્તુ આપણા ભારતમાં તેનું વિશેષ મહત્ત્વ છે.

હિંદુ ધર્મગ્રંથો તીર્થો વિષે શું કહે છે તે હવે આપણે જોઈએ.

"તીર્થ" શબ્દ "તૃ" ધાતુની સાથે "થ" પ્રત્યય જોડવાથી બને છે. તેનો સીધો અર્થ એ છે કે— "જેની દ્વારા તરવામાં આવે તે." અર્થાત્ જેનાદ્વારા મનુષ્ય આ અપાર સંસાર-સાગરને તરી જાય છે તે. (**तरति अनेन इति तीर्थम्**). ભલે પછી તે કોઈ પવિત્ર

સ્થાન હોય કે મહાન આત્મા હોય કે પછી કોઈ શુભ ક્રિયારૂપે હોય. કોઈ કોઈ લોકો તીર્થ શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે–"તી" એટલે ત્રણ અને "ર્થ" એટલે પ્રયોજન. એટલે કે જેમાં ચોથા પ્રયોજન (ધન)નો સદુપયોગ કરવાથી ધર્મ, કામ અને મોક્ષ એમ ત્રણ પદાર્થ પ્રાપ્ત થાય છે તેને તીર્થ કહે છે.

તીર્થોને ખાસ કરીને ત્રણ ભાગમાં વહેંચી શકાય છે. (૧) સ્થાવર તીર્થ. (૨) જંગમ તીર્થ અને (૩) માનસતીર્થ. વળી સ્થાવર તીર્થોનાં પેટા વિભાગો પાડી શકાય છે. જેવાં કે— (अ) ભગવદીય તીર્થ. (ब) સુગમ તીર્થ. (क) દુર્ગમ તીર્થ.

સ્થાવર તીર્થ એટલે અચલ તીર્થ. જેવાં કે–કાશી, દ્વારકા, અયોધ્યા, વૃંદાવન, સોમનાથ, રામેશ્વર, બદ્રી–કેદારનાથ, યમુનોત્રી–ગંગોત્રી, અમરનાથ, કૈલાસ–માનસરોવર વગેરે....આ સર્વમાં દ્વારકા, અયોધ્યા, વૃંદાવન, કૈલાસ–માનસરોવરને ભગવદીય તીર્થો પણ કહી શકાય. ભગવદીય તીર્થ એટલે કે જે પુણ્યભૂમિમાં ભગવાનનો અવતાર રૂપે અવિર્ભાવ થયો હોય, જ્યાં તેમણે ચિન્મય લીલા કરી હોય, જેને ભગવાનનું ધામ કહેવામાં આવે છે તે સર્વ. જ્યાં ગાડી, બળદગાડી કે અન્ય વાહનો દ્વારા જઈ શકાય છે તેને સુગમતીર્થ કહેવામાં આવે છે. જ્યાં પહાડો પર અધિક અંતર વાહન દ્વારા પૂરું કરી શકાય છે તેવાં તીર્થોને અર્ધ–સુગમતીર્થ કહી શકાય.

દુર્ગમ તીર્થ એટલે કે જ્યાં પગપાળા પહોંચતાં યાત્રીને રસ્તાનાં ઘણાં જ મહાવિકટ ચડાણઉતરાણ પાર કરવાં પડે છે તેવાં તીર્થો. આવાં તીર્થોમાં યમુનોત્રી–ગંગોત્રી–ગોમુખ, અમરનાથ, તુંગનાથ, દામોદરકુંડ–મુક્તિનાથ, તીર્થાપુરી, કૈલાસ–માનસરોવર વગેરેની ગણના થાય છે.

જંગમ તીર્થ એટલે સચલ તીર્થ. શાસ્ત્રોમાં સંતમહાત્માઓને જંગમ તીર્થ કહેવામાં આવ્યા છે, કારણ કે તે દેશવિદેશોમાં જઈ લોકોને યોગ–ભક્તિ–જ્ઞાનાદિનો ઉપદેશ આપી તેમનામાં આનંદ, ઉત્સાહ, વિશુદ્ધ પ્રેમ અને શાંતિનો સંચાર કરે છે. આવા જંગમતીર્થનાં પણ બે પ્રકાર પાડી શકાય. (૧) સંત–મહાત્મા સ્વયં આપણી પાસે આવી તેમનાં દર્શન, મધુર ભાષણ–ઉપદેશાદિથી આપણાં દુઃખ, નિરાશા, ક્લાંતિ

વગેરેને દૂર કરી આપણને વિશુદ્ધ કરે છે તે. (૨) જ્યારે આવા પવિત્ર આત્માઓ આપણાં ગામ કે નગર સમીપ થઈ પસાર થવાની ખબર મળતાં આપણે સ્વયં તે સ્થાન પર જઈ તેમનાં દર્શન, ઉપદેશાદિનો અમૂલ્ય લાભ લઈ શુદ્ધ થઈએ છીએ તે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે— "तीर्थी कुर्वन्ति तीर्थानी" અર્થાત્ આ સંત મહાત્મારૂપી તીર્થો તો સ્થાવર તીર્થોને પણ પવિત્ર કરે છે.

"साधूनां दर्शनं पूण्यं तीर्थभूता हि साधवः।
तीर्थं फलति कालेन सद्यः साधुसमागमः॥"

અર્થાત્ સાધુઓનાં દર્શન પવિત્ર હોય છે, કારણ કે સાધુ તીર્થરૂપ જ છે. તીર્થ તો સમય પર ફળ આપે છે, કિન્તુ સાધુસમાગમનું ફળ તો તરત જ પ્રાપ્ત થાય છે. ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ આ જંગમ-તીર્થની ઘણી જ પ્રશંસા કરતાં લખ્યું છે કે—

"मुद मंगलमय संत समाजू। जो जग जंगम तीरथ राजू।"

* * *

"सबहि सुलभ सब दिन सब देसा। सेवत सादर समन कलेसा।"

એટલે કે આ સંત-સમાજ એક જંગમ-તીર્થ છે અને એમનું આદરપૂર્વક સેવન કરવાથી બધાં ય દુઃખો શાંત થઈ જાય છે. આ તીર્થો સર્વત્ર સર્વને સમાનરૂપે સુલભ છે.

"સ્કંદપુરાણ" માં તો શ્રેષ્ઠ પુરુષોના સત્સંગને હજારો કિરણોથી પ્રકાશિત સૂર્યના જેવો અદ્ભુત પ્રભાવશાળી બતાવ્યો છે; કારણ કે તે અંતઃકરણમાં ફેલાએલા અજ્ઞાનરૂપી અંધકારને સર્વથા નાશ કરી દેનારો હોય છે. "तीर्थादप्यधिकः स्थाने सतां साधु-समागमः॥" (સ્કંદપુરાણ. માહે. કુમા. ૧૨/૬-૭).

હવે અમે "માનસ-તીર્થ" વિષે શાસ્ત્રોનાં પાનાં તરફ પાઠકનું ધ્યાન આકર્ષિત કરીએ છીએ. "મહાભારત" માં કહ્યું છે કે તત્ત્વજ્ઞાની લોકો પ્રસન્ન મનથી બ્રહ્મજ્ઞાનરૂપી જળ વડે જે તીર્થોમાં સ્નાન કરે છે તે "માનસ-તીર્થ" કહેવાય છે. સ્કંદપુરાણના કાશીખંડમાં લખ્યું છે કે જેના સેવનથી માનવીનું અંતઃકરણ અત્યંત વિશુદ્ધ થઈ જાય છે તેને માનસ-તીર્થ કહે છે.

" ज्ञानं तीर्थं धृतिस्तीर्थं तपस्तीर्थमुदाहृतम् ।
तीर्थानामपि तत्तीर्थं विशुद्धिर्मनसः परा ॥ (સ્કંદ. કા. ૬)

ભગવત્પાદ શ્રીમદ્ આદિ શંકરાચાર્ય મહારાજ કહે છે કે પોતાના અંતઃકરણની શુદ્ધિથી ચડિયાતું બીજું તીર્થ હોઈ જ કેમ શકે ? એટલે કે પોતાના અંતઃકરણની શુદ્ધિ જ સૌથી મોટું તીર્થ છે. " तीर्थं परं किं स्वमनो विशुद्धेः ॥ "

સ્થાવર, ભગવદીય અને માનસ એ ત્રણે ય તીર્થોમાં સ્નાન કરવાના ઇચ્છુક યાત્રીમાં શ્રદ્ધા અને વિશ્વાસ હોવા ખૂબ જ આવશ્યક છે. જો તેનામાં અખંડ શ્રદ્ધા, અતૂટ વિશ્વાસ, અદમ્ય ઉત્સાહ, સરળ અને ભક્તિભાવ ભર્યું હૃદય, આનંદી સ્વભાવ ઇત્યાદિ સદ્ગુણ હોય તો પછી તેની યાત્રા નિર્વિઘ્ને પૂરી થઈ જાય છે. આવા ભાગ્યવાન યાત્રીને ભગવાન પોતે જ સર્વ પ્રકારની મદદ કરતા રહે છે. શ્રદ્ધા તથા વિશ્વાસને શક્તિ અને શક્તિમાન રૂપે ગણાવતાં ગોસ્વામી તુલસીદાસજી કહે છે કે :—

" भवानी शंकरौ वन्दे श्रद्धा विश्वास रूपिणौ ।
याभ्यां विना न पश्यन्ति सन्तः स्वान्तस्थमीश्वरम् ॥ "

ધર્મશાસ્ત્રોમાં જણાવ્યું છે કે, જો આપણે તીર્થક્ષેત્રોમાં સારી ભાવના સેવીને જઈએ તો તે તીર્થ આપણને શુભ ફળ આપે છે. વાયુ–પુરાણના કૃત્યકલ્પતીર્થ ખંડમાં કહ્યું છે કે અશ્રદ્ધાળુ, નાસ્તિક, પાપી, સંશયી અને કુતર્કી એવા પાંચ પ્રકારના યાત્રીઓને તીર્થનું ફળ મળતું નથી.

" अश्रद्धवानः पापात्मा नास्तिकोऽच्छिन्नसंशयः ।
हेतुनिष्ठश्च पंचैते न तीर्थफलभागिनः ॥ "

મહાભારતમાં પણ તીર્થયાત્રીને નિરાશ અને શંકાશીલ ન થવાનો બોધ આપવામાં આવ્યો છે. શ્રદ્ધાભક્તિવાળા બનીને તીર્થયાત્રા કરનારાને શું શું ફળ મળે છે તે વિષે વેદ, પુરાણ, મહાભારત ઇત્યાદિ ધર્મગ્રન્થોમાં અનેક સ્થળે ઘણું કહેવામાં આવ્યું છે.

"तीर्थैस्तरन्ति प्रयतो महिरिति यज्ञकृतः सुकृतो येन यान्ति ॥"
(अथर्ववेद १८/४/७)

એટલે કે તીર્થોની સહાયતાથી મનુષ્ય મોટી વિપત્તિઓ પાર કરી જાય છે, તીર્થોમાં પુણ્યકાર્ય કરવાથી મોટાંમોટાં પાપ નષ્ટ થઈ જાય છે. મોટામોટા યજ્ઞ કરનારા પુણ્યાત્મા લોકો જે માર્ગે જાય છે તે જ માર્ગે તીર્થયાત્રા કરનારાઓ પણ આગળ વધે છે.

અહો! તીર્થયાત્રાનો મહિમા કેવો મોટો છે!

મહાભારતકર્તા ભગવાન શ્રી વેદવ્યાસ તો ઋષિમુનિઓને પરમ ગોપનીય રહસ્ય બતાવતાં કહે છે કે, તીર્થોનો મહિમા તો યજ્ઞ-હવનાદિ કરતાં ય અધિક છે. તેઓશ્રીએ "વનપર્વ"માં કહ્યું છે—

"ऋषिनां परमं गुह्यमिदं भरतसत्तम ।
तीर्थाभिगमनं पुण्यं यज्ञादपि विशिष्यते ॥"

તીર્થયાત્રા કરનારા લોકો તિર્યક્ (પશુપક્ષીની હલકી) યોનિમાં જન્મ નથી લેતા, ખરાબ દેશમાં પણ જન્મ નથી લેતા કે, કોઈ જાતનું દુઃખ પણ ભોગવતા નથી વગેરે વિષે "અત્રિ-સંહિતા" નામના ગ્રન્થમાં વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યું છે. "મત્સ્ય-પુરાણ" પણ સુંદર વિધાન કહે છે :—"तीर्थानुसरणं शुभम् ॥"

તીર્થની દરેક વસ્તુમાં ભગવાનની વિશેષ શક્તિ સુષુપ્ત છે. તેના પવિત્રતમ વાયુમંડળમાં એવું તો અપૂર્વ આકર્ષણ છે કે યાત્રીને અંતર્મુખ કરીને ભગવાનની સાથે એકત્વ સાધવામાં તે ઘણી જ સહાયતા કરે છે. તીર્થોની પવિત્રતા ને મહાનતા, તેમાં રહેલી અલૌકિક શક્તિ વગેરે વિષે "યજુર્વેદ"નો પ્રાર્થનામંત્ર આ પ્રમાણે છે :—

"नमस्तीर्थ्याय च कूल्याय च, नमः शष्प्याय च फेन्याय च ।"
(१६/४२)

આ મંત્રમાં ભગવાન તીર્થોમાં, નદીના જળમાં, નદીતટની પાસેના ઘાસનાં નાનાંનાનાં તણખલાંઓમાં, કુશનાં અંકુરોમાં તથા જળનાં ફીણમાં નિવાસ કરનારા છે એ પ્રમાણે કહીને નમસ્કાર કર્યા છે. અહો! તીર્થો વિષે વેદોની કેટલી ઉત્તમ અને વ્યાપક દૃષ્ટિ છે!

હવે આપણે કૈલાસ–માનસરોવર વિષે ધર્મગ્રન્થો પર આધારિત વિચારો જોઈએ.

—: કૈલાસ :—

જેવી રીતે કૈલાસ–માનસરોવરની સાથે હિન્દુઓનો ઘનિષ્ટ સંબંધ છે તેવી જ રીતે બૌદ્ધ અને જૈન ધર્મવાળાઓનો પણ નિકટનો સંબંધ છે. તેઓના ધર્મગ્રન્થોમાં આ મહાન તીર્થનો ઘણા જ ભક્તિભાવથી ઉલ્લેખ છે. તેઓના ધર્માચાર્યોએ ઘણાં ય વર્ષો સુધી આ મહાતીર્થમાં નિવાસ કર્યો છે. પહેલાં આપણે હિન્દુ ધર્મની દૃષ્ટિએ આ મહાતીર્થની મહત્તાને જોઈએ, ત્યારબાદ અન્ય ધર્મોની દૃષ્ટિએ આ પવિત્રતમ તીર્થને નિરખીશું.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવાને પોતાની વિભૂતિઓનાં વર્ણન કરતાં કહ્યું છે– "**स्थावराणां हिमालयः।।**" એટલે કે હિમાલય એ મારી વિભૂતિ છે. આવી જ રીતે તે હિમાલયની દિવ્યભૂમિમાં સ્થિત કૈલાસને પણ ભગવાને પોતાની વિભૂતિ કહી છે– "**मेरुः शिखरिणाम् अहम्।।**" હિમાલય તો પવિત્ર ભૂમિ છે જ પણ તેમાં આવેલાં અનેક નાનામોટાં તીર્થોમાં "મેરુ" નું એક વિશેષ સ્થાન છે. એ દિવ્ય ભૂમિનાં અધિષ્ઠાતા સ્વયં ભગવાન સદાશિવ રુદ્ર પોતે જ છે, જે ભગવાનની જ એક વિભૂતિ છે– "**रुद्राणां शंकरश्चास्मि।।**" આ પવિત્ર કૈલાસની દિવ્યતાના આ કરતાં વધારે પ્રમાણ તો શું હોઈ શકે? પ્રત્યક્ષ દર્શનથી અને તેના સાન્નિધ્યમાં રહેવાથી જ શ્રદ્ધાવાન અને ભક્તિ-સંપન્ન વ્યક્તિ તેનો અપરોક્ષ સાક્ષાત્કાર કરી શકે છે.

અથર્વવેદના ઋષિ પૃથ્વી માતાની પ્રાર્થના કરતાં કહે છે કે મા પૃથ્વી! તારો હિમાલય પર્વત અને અરણ્ય અમને આનંદદાયક હો. શ્રીમદ્ ભાગવતના ચોથા સ્કંધમાં કૈલાસને "પર્વત શ્રેષ્ઠ" અને "ભગવાન શંકરનું પ્રિય–ધામ" કહેવામાં આવ્યું છે. તેમાં આગળ કહેવામાં આવ્યું છે કે આ પર્વત શ્રેષ્ઠ કૈલાસની ઉપર ઔષધિ, તપ, મંત્ર, યોગ, વગેરે ઉપાયો વડે સિદ્ધિ મેળવનાર સિદ્ધપુરુષો અને દેવતા વગેરેનો નિત્ય નિવાસ છે. દેવીભાગવતમાં વર્ણન આવે છે કે, કૈલાસની આ અત્યંત રમણીય ભૂમિમાં દેવતા અને સિદ્ધો રહે છે. આ પવિત્ર ભૂમિમાં ભગવાન શિવ અને ઉમા નિત્ય વસે છે એવો મત સંત શ્રી તુલસીદાસજીનો પણ છે.

"परम रम्य गिरिवर कैलासू
सदा जहां शिव उमा निवासू ॥"

આવી રીતે જ્યાં હિન્દુ લોકો આ પર્વતરાજ કૈલાસને ભગવાન શિવનું પરમ રમણીય ધામ ને તેની સાક્ષાત્ મૂર્તિ માને છે ત્યાં બૌદ્ધ લોકો પણ તેને ભગવાન બુદ્ધ અને પાંચસો બોધિસત્ત્વોની નિવાસ-ભૂમિ માને છે. તિબેટ દેશના બૌદ્ધ લોકો આ કૈલાસને સાક્ષાત્ ભગવાન માની તેની સ્તુતિ–પ્રાર્થનાથી પોતાને ધન્ય માને છે. તે લોકો કૈલાસ ને "ખંગ–રિમ્પોછે" (ખંગ–રિમ્પોચે) કહે છે. તિબેટી ભાષામાં ખંગ = બરફ, રિમ્પોચે = મૂલ્યવાન અથવા ઘણું જ કિંમતી હિમરત્ન (JEWEL OF SNOW). જેવી રીતે હિન્દુ ધર્મગ્રન્થોમાં કૈલાસનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કે તે "ભગવાન વિષ્ણુના નાભિકમળ-માંથી ઉત્પન્ન" અને "જુદી જુદી ધાતુઓવાળું તેમજ રંગબેરંગી મણિ-મય શિખરવાળું છે. ( नाना मणिमयैः शृंगैः नाना धातु विचित्रिते।" भागवत, ૪/૬/૧૦ ) તેવી જ રીતે તિબેટના ધર્મગ્રન્થ "કાંગરી-કરછક" માં આ કૈલાસનું "માનવવિશ્વની નાભિ", "હીરા, મોતી, સ્ફટિક, સુવર્ણ ઇત્યાદિની ભૂમિ, વિશ્વનું છાપરું, દેશોનું મધ્યબિંદુ, ચાર મહાનદિઓનું ઉદ્‌ગમસ્થાન ઇત્યાદિ રૂપે વર્ણન છે. જેવી રીતે હિન્દુ લોકો કૈલાસને "સિદ્ધોનું નિવાસસ્થાન" અને "શિવપાર્વતીનો દિવ્ય નિવાસ" માને છે તેવી જ રીતે તિબેટનાં બૌદ્ધો તેને "ધ્યાની બુદ્ધનું મહામંડળ," "હજારો બુદ્ધોની ભૂમિ", ભગવાન દેમચોગ અને ભગવતી દોર્જે–ફાન્ગ્મોનું નિત્ય ઘર માને છે. તિબેટી ભાષામાં દેમચોગ શબ્દનો અર્થ "મહાસુખ" ( દે = સુખ, મચોગ = મહા ) અને દોર્જે–ફાન્ગ્મો શબ્દનો અર્થ "વજ્ર વારાહી" એવો થાય છે. તિબેટી ધર્મગ્રન્થ "કાંગરી–કરછક"માં લખ્યું છે કે "ખંગ–રિમ્પોચે" (કૈલાસ) સંપૂર્ણ વિશ્વનું મધ્યબિંદુ છે અને ઘંટીના ખીલડાની જેમ તે પર્વતનું શિખર ઊંચું અને આકાશને અડકતું છે. તેની વચ્ચે એક જગાએ કલ્પવૃક્ષ છે. તેનો પૂર્વ દિશાનો ભાગ સ્ફટિકનો, દક્ષિણ દિશાનો ભાગ નીલમણિવાળો, પશ્ચિમ દિશાનો ભાગ માણેકથી બનેલો અને ઉત્તર દિશાનો ભાગ સોનાનો છે. સુગંધી પુષ્પો અને ઔષધિઓની ચાદરથી તે પર્વતનું શિખર ઢંકાએલું

૭

છે. તેની ચારે બાજુએ ભગવાન બુદ્ધનાં ચાર ચરણચિહ્ન છે, જેથી દેવતાલોકો તેને આકાશમાં ઉઠાવી લઈ જઈ ન શકે. તિબેટી ભાષામાં ચરણોને "શપજે" કહે છે. તેને ચાર સાંકળો (તિબેટી ભાષામાં તેને "ચકતક" કહે છે) વડે બાંધેલો છે, જેથી નાગ જાતિના લોકો તેનું પાતાળ લોકમાં હરણ કરી જઈ ન શકે. કૈલાસની ચારેય બાજુએ અસંખ્ય દેવતા લોકોનો નિવાસ છે. આ દેવતા લોકો પોતાનાં અંગો પર વાઘનાં ચામડાં પહેરીને રહે છે. કૈલાસપતિ "દેમચોગ" (શિવજી) અને તેમનાં ધર્મ પત્ની "દોર્જે–ફાન્ગમો" (પાર્વતી) બન્ને ય કૈલાસ પર્વતનાં શિખર પર સદૈવ નિવાસ કરે છે.

તિબેટના ધર્મગ્રન્થ "કાંગરી–કરછક"માં લખેલી કૈલાસ વિષેની માહિતી મોટે ભાગે આપણા ધર્મગ્રન્થ શ્રીમદ્ ભાગવતમાં આપેલી વિગતોને મળતી છે, જેમકે— "**कर्णिकाभूतः कुवलय कमलस्य**" (૫/૧૬/૭) એટલે કે ભૂમંડળરૂપ કમળની કર્ણિકા જેવો (કમળની વચ્ચેના ભાગ જેવો) જણાય છે. "**सर्वतः सौवर्णः ॥**" એટલે કે કૈલાસ ઉપરથી નીચે સુધી સ્વર્ણમય છે. શ્રીમદ્ ભાગવતમાં "કલ્પવૃક્ષ" વિષે પણ સુન્દર વર્ણન પ્રાપ્ત થાય છે (સ્કંધ ૪, અધ્યાય ૬, શ્લોક ૧૯). વળી આ જ ગ્રન્થમાં આગળ કહ્યું છે કે– "**पाटला-शोकबकुलैः कुन्दैः कुरबकैरपि ॥**" એટલે કે, કૈલાસ પર્વત ગુલાબ, અશોક, મૌલસરી, કુન્દ, કુરબક અને અન્ય પુષ્પો અને ઔષધિઓ વડે છવાએલો છે. તિબેટના ધર્મગ્રન્થમાં આ જ બાબત "પુષ્પોની ચાદર" કહેવામાં આવી છે. કૈલાસનાં ઈશ્વર "દેમચોગ" અને શક્તિ "દોર્જે–ફાન્ગમો" તથા હિન્દુઓના ઈશ્વર ભગવાન કૈલાસપતિ શિવ અને ઉમા (પાર્વતી)માં ઘણું જ સામ્ય છે; કારણ કે દેમચોગની મૂર્તિનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કે "તેનો આકાશ જેવો નીલરંગ છે, તેને ત્રણ આંખો છે, તેણે હાથીનું ચામડું પહેરેલું છે, હાથોમાં ડમરુ, પરશુ, ત્રિશૂળ, ખટ્વાંગ, કપાલ (ખપ્પર) ઇત્યાદી ધારણ કર્યાં છે અને કમર પર વાઘનું ચામડું સુશોભિત છે." હિન્દુ ધર્મના "શિવમહિમ્નસ્તોત્ર"માં પણ આવું જ વર્ણન છે—

"**महोक्षः खट्वांगं परशुजीनं भस्म फणिनः । कपालं चेतीयत्तव वरद तंत्रोपकरणम् ॥** (શ્લોક ૮).

એક વિદ્વાન લામા (બૌદ્ધ સાધુ) પાસેથી મને જાણવા મળ્યું હતું કે ભગવાન બુદ્ધના સમયમાં પણ બૌદ્ધ લોકો કૈલાસ-માનસરોવરની યાત્રા તથા તે બન્નેની પૂજા-અર્ચના કરતા હતા. બોધિસત્ત્વના અંતિમ જન્મ જેમાં તેમને બુદ્ધત્વ પ્રાપ્ત થયું હતું, તેના વિષે એક સુંદર અને આશ્ચર્યજનક પ્રસંગ છે, જેનો કૈલાસ-માનસરોવર સાથે સંબંધ છે. એવી લોકકથા છે કે ભારતની ઉત્તર દિશામાં આવેલી તળેટીમાં કપિલવસ્તુ નામનું નગર હતું જેમાં શુદ્ધોદન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની પત્નીનું નામ માયા હતું. એક શુભ રાત્રે રાણી માયાને સ્વપ્ન આવ્યું. તેમાં તેણે જોયું કે તેની સમક્ષ દેવતા લોકો આવ્યા અને તેનો પલંગ ઉઠાવી આકાશમાર્ગે થઈને "અનોત્તાતાસર"ને કિનારે લઈ આવ્યા. (પાલી ભાષામાં માનસરોવરનું આ નામ છે, જેનો અર્થ "પવિત્રતાનું સરોવર" એવો થાય છે). દેવતાઓએ રાણી માયાને આ પવિત્ર સરોવરના પુનિત, સ્વચ્છ અને શીતળ જળમાં સ્નાન કરાવ્યું જેનાથી રાણીમાં રહેલી બધી ય અશુદ્ધિઓ એકદમ લુપ્ત થઈ ગઈ અને તેનો દેહ દેવતા લોકો જેવો પવિત્ર બની ગયો, જેથી તેના દેહમાં ભવિષ્યમાં ભગવાન બુદ્ધ પ્રવેશ કરી શકે. થોડી વાર પછી રાણીએ સ્વપ્નમાં આગળ એમ પણ જોયું કે પવિત્ર કૈલાસ પર્વતની દિશામાંથી સફેદ વાદળા જેવો એક ઐરાવત હાથી તેના તરફ દોડતો દોડતો આવ્યો અને તેના પેટમાં પેસી ગયો. સ્વપ્ન પૂરું થતાં રાણી જાગી ગઈ. તેવા વિચિત્ર સ્વપ્નથી તેને આનંદ અને આશ્ચર્ય થયું. સવારે તેણે રાજજ્યોતિષીને બોલાવ્યા અને સ્વપ્નની ઘટના કહી સંભળાવી. જ્યોતિષના જાણકારોએ આ સ્વપ્નને "સત્ય સ્વપ્ન" કહ્યું અને તેનું ફળ શુભ અને ઘણું ઉત્તમ બતાવ્યું. આ રીતે ભગવાન બુદ્ધના જન્મની અદ્ભુત ઘટનાનો પુનિત ભૂમિ કૈલાસ-માનસરોવરની સાથે ઘનિષ્ટ સંબંધ છે.

જૈનધર્મી લોકો પણ કૈલાસ-માનસરોવર પ્રતિ ઘણી જ શ્રદ્ધા-ભક્તિ રાખે છે. જૈનધર્મના ઘણા પ્રાચીન ગ્રન્થ "એકાદશ અંગાદિ આગમ ગ્રન્થ"માંના એકમાં બીજાં તીર્થોની સાથે "અષ્ટાપદ"નું પણ નામ આવે છે. તેને "મહાતીર્થ" માનીને વંદન કરવામાં આવ્યું છે. "નિશીથ ચૂર્ણી"માં ઉત્તરાપથનું ધર્મચક્ર, મથુરાનો દેવ-નિર્મિત સ્તૂપ, કોષલની જીવન્ન સ્વામીની પ્રતિમા વગેરેનો તથા

તીર્થંકરોની જન્મભૂમિનો તીર્થોના રૂપે ઉલ્લેખ છે. આમાં "અષ્ટાપદ" (કૈલાસ) છે, જ્યાં પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવને નિર્વાણ પ્રાપ્ત થયું હતું. હિન્દુ ધર્મગ્રન્થોમાં ઋષભદેવને ભગવાન વિષ્ણુનો અવતાર માનવામાં આવ્યા છે.

કેટલાક વિદેશી પ્રવાસીઓએ અને તીર્થયાત્રીઓએ પવિત્ર કૈલાસના અનુપમ સૌંદર્યથી મુગ્ધ બનીને આ પ્રમાણે કહ્યું છે:—

(૧) સ્વીડન દેશના પ્રવાસી, ભૂગોળશાસ્ત્રી તથા સંશોધક ડૉકટર સ્વેન હેડીન પોતે લખેલા ગ્રન્થ "ટ્રાન્સ હિમાલય"માં કૈલાસ વિષે લખે છે કે—"એક અપરિચિત માણસ પણ જ્યારે "ખંગ–રિમ્પોચે" (કૈલાસ)ની સમીપ પહોંચે છે ત્યારે તેની પવિત્રતા અને સૌંદર્યથી અત્યંત આકર્ષિત થઈ જાય છે. વિશ્વનો આ અતુલનીય અને સર્વશ્રેષ્ઠ પર્વતરાજ છે, જેના સૌંદર્યની સામે માઉન્ટ એવરેસ્ટ અને માઉન્ટ બ્લાંક પણ ફિક્કા પડી જાય છે. ડૉકટર સ્વેન હેડીન ઈ. સ. ૧૯૦૭–૮ માં કૈલાસ–માનસરોવર ગયા હતા.

(૨) સ્વીટ્ઝર્લૅંડના ભૂગર્ભશાસ્ત્રી શ્રી આર્નોલ્ડ હૈમ ઈ. સ. ૧૯૩૬માં કૈલાસ–માનસરોવરના પ્રવાસે ગયા હતા. તેમના સહયાત્રી શ્રી ઓગસ્ટ ગેન્સર સ્વરચિત ગ્રન્થ "ધી થ્રોન ઓફ ગોડ્ઝ" માં લખે છે કે—કૈલાસનું પ્રત્યક્ષ દર્શન શાસ્ત્રોના વર્ણન જેવું જ છે. તે અદ્ભુત દશ્ય માનવીને આનંદનાં આંસુઓથી નવરાવી નાંખે છે.

(૩) જાપાનના બૌદ્ધસાધુ "એકાઇ કાવાગુચી"એ ઈ. સ. ૧૮૯૯ માં કૈલાસ–માનસરોવરનાં દર્શન કર્યાં હતા. તે પોતાના ગ્રન્થ "થ્રી ઇયર્સ ઇન તિબેટ"માં લખે છે કે "....અહીંથી ઉત્તર–પશ્ચિમ દિશામાં "તીસે" (કૈલાસ) પર્વતનું શિખર દેખાય છે. શ્વેત બરફથી ઢંકાએલાં હિમાલયનાં અસંખ્ય શિખર મેં જોયાં છે પણ કૈલાસના દર્શનથી જ મારા હૃદયમાં ભક્તિનો ફુવારો ફૂટી પડ્યો જેથી મેં તે પવિત્ર પર્વતને ૧૦૮ વાર સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

(૪) બૌદ્ધલામા શ્રી અનાગરિક ગોવિન્દ કૈલાસના દર્શન વિષે પોતાનો અનુભવ આ પ્રમાણે લખે છે: "પવિત્ર કૈલાસનું મહાશક્તિશાળી મૌન અને તેની નીરવતા તેના દર્શન કરનારને સારી

રીતે અનુભવ કરાવી દે છે કે વિશ્વની આ પવિત્ર ભૂમિમાં આજે અત્યારે પણ દૈવી શક્તિનું અસ્તિત્વ છે."

અસંખ્ય તીર્થયાત્રી અને પ્રવાસીઓ વડે ગૌરવ પામેલ પુનિત પર્વતરાજ કૈલાસ વિષે અનેક વિદ્વાન યાત્રીઓએ ઘણું ય લખ્યું છે, પણ જ્યારે મનુષ્ય આ કઠિન યાત્રા કરીને પોતાની આંખો વડે તે કૈલાસશ્રેષ્ઠનાં પ્રત્યક્ષ દર્શન કરે છે, તેના સાન્નિધ્યમાં થોડો સમય નિવાસ કરે છે ને તેની પ્રદક્ષિણા કરે છે ત્યારે જ પુણ્યના ઢગલા જેવા રજત ગિરિરાજ કૈલાસના વાસ્તવિક સ્વરૂપનો તે અનુભવ કરી શકે છે અને પોતાનું જીવન ધન્ય બનાવી શકે છે.

## —: માનસરોવર :—

જેવી રીતે હિન્દુ, બૌદ્ધ અને જૈન ધર્મીઓના ધર્મગ્રન્થોમાં કૈલાસનું મહાન ગૌરવમય વર્ણન જોવા મળે છે તેવી જ રીતે માનસરોવર વિષે પણ ઘણું ય વર્ણન મળી આવે છે. હિન્દુ લોકો આ પવિત્ર સરોવરને માનસ–સર, બિન્દુસર, માનસ–સરોવર, માનસરોવર વગેરે નામોથી ઓળખે છે અને તેમના પ્રતિ અતૂટ શ્રદ્ધા–ભક્તિ રાખે છે. હિન્દુ ધર્મગ્રન્થ કહે છે કે, આ સરોવર સૃષ્ટિકર્તા શ્રી બ્રહ્માના મન વડે ઉત્પન્ન થયું છે, આથી એને "માનસ-સર" કે "માનસરોવર" કહેવામાં આવે છે. આ વાતને ટેકો આપતાં વાલ્મીકિ રામાયણમાં ઋષિ વિશ્વામિત્ર ભગવાન શ્રી રામચન્દ્રને કહે છે કે—

"कैलास पर्वते राम मनसा निर्मितं परम् ।
ब्रह्मणा नरशार्दूल तेनेदं मानसं सरम् ॥"

(बाल कां. २४/८)

બીજે એક સ્થળે એમ પણ કહેવામાં આવ્યું છે કે, રાજા માંધાતાએ આ સરોવરને કિનારે ઘણા લાંબા સમય સુધી કઠિન તપસ્યા કરી હતી; આથી તેનું નામ "માન-સરોવર" પડયું અને પાસેના પર્વતનું નામ "માન્ધાતા" પડયું. તંત્રચૂડામણિ, દેવી ભાગવત, શિવચરિત્ર, દાક્ષાયણીતંત્ર, યોગિનીહૃદયતંત્ર, મત્સ્યપુરાણ ઇત્યાદિમાં

આ પવિત્ર સરોવરની "મહાશક્તિ પીઠ" રૂપે ગણના કરવામાં આવી છે. તેમાં લખવામાં આવ્યું છે કે માનસરોવરમાં "કુમુદા" નામથી શક્તિરૂપે ભગવતી વિરાજમાન છે, જેમકે :– "मानसे कुमुदा नाम विश्वकाया तथाम्बरे॥" તંત્રચૂડામણિમાં લખ્યું છે કે—

"मानसे दक्ष हस्तो मे देवी दाक्षायणी हरः ।
अमरो भैरवस्तत्र सर्वसिद्धि विधायकः ॥"

એટલે કે–માનસરોવરની પવિત્ર ભૂમિ પર સતીના જમણા હાથની હથેળી પડી હતી, જેથી અહીં સર્વસિદ્ધિપ્રદા ભગવતી "દાક્ષાયણી દેવી" અને "અમર ભૈરવ" વિરાજમાન છે.

એવી પણ એક કથા લોકોમાં પ્રચલિત છે કે પાંડવોની પહેલાં કોઈ એક ચક્રવર્તી રાજાએ એક મહાયજ્ઞ કર્યો હતો, જેમાં પવિત્ર માનસરોવરને યજ્ઞશાળાનો હવિકુંડ બનાવ્યો હતો. તેમાં પૂર્ણ આહુતિ આપ્યા બાદ તેમાંથી જળ ફૂટી નીકળ્યું. તે જ હાલનું માનસરોવર છે.

હિન્દુ ધર્મગ્રન્થોમાં આ પુનિત સ્થાન વિષે ઘણું વર્ણન છે. એ વાત તદ્દન સાચી છે કે, માનસરોવરની ભૂમિ અતીવ પવિત્ર તેમજ સૌંદર્ય, શાન્તિ અને આનન્દથી પરિપૂર્ણ છે. જ્યારે કોઈ ભાગ્યશાળી યાત્રી તેના સુન્દર તટ પર જઈ પહોંચે છે ત્યારે જ તેને આ વાતની પ્રતીતિ થાય છે. તે સરોવરને કિનારે નિવાસ, તેના સ્વચ્છ, સ્નિગ્ધ, સુમધુર જળનું પાન અને તેમાં સ્નાનાદિનું ઘણું જ મોટું ફળ બતાવ્યું છે. મહાભારતના વનપર્વમાં કહેવામાં આવ્યું છે કે, આ ઉત્તમ તીર્થ છે અને એમાં સ્નાન કરનારા લોકો ભગવાન શ્રી શંકરના રુદ્રલોકમાં જાય છે :—

"ततो गच्छेत् राजेन्द्र मानसं तीर्थमुत्तमम् ।
तत्र स्नात्वा नरो राजन् रुद्रलोके महीयते ॥"

રામાયણમાં પણ કહેવામાં આવ્યું છે કે, માનસરોવરમાં ભગવાન શિવ હંસરૂપે રહે છે. આ સરોવર ભગવાન બ્રહ્માના મન દ્વારા રચવામાં આવ્યું છે. કૈલાસની જેમ અહીં પણ મહાદેવ તથા બીજા દેવ અને

દેવીઓ નિવાસ કરે છે. જ્યારે કોઈનો દેહ આ સરોવરની પવિત્ર ભૂમિનો સ્પર્શ કરે છે અથવા જ્યારે કોઈ એમાં સ્નાન કરે છે ત્યારે તેને બ્રહ્મલોક મળે છે. એના જળનું પાન કરવાથી શિવલોક મળે છે, જેથી તેનાં સો-સો જન્મોનાં પાપ ભસ્મ થઈ જાય છે. જો કોઈ આ માનસરોવરના પવિત્ર નામનું ઉચ્ચારણ કરે છે તો પણ તે બ્રહ્મલોક મેળવે છે. આનું જળ સાચા મોતી જેવું છે. વિશ્વમાં હિમાલય જેવો કોઈ પણ પર્વત નથી કે જેમાં કૈલાસ અને માનસરોવર જેવાં દિવ્ય તીર્થક્ષેત્રો આવેલાં હોય. જેવી રીતે સૂર્ય ઊગતાં ઝાકળનાં બિંદુઓ ઊડી જાય છે તેવી જ રીતે હિમાલયનું કેવળ દર્શન કરવાથી જ માનવીનાં પાપોનો નાશ થઈ જાય છે. આવી રીતે માનસરોવરના દર્શનથી, ત્યાં નિવાસ કરવાથી, તેનું સ્મરણ કરવાથી, તેમાં ડૂબકી મારીને સ્નાન કરવાથી અને તેની વારેવારે યાત્રા કરવાથી માનવીનું ઘણું જ કલ્યાણ થાય છે.

બૌદ્ધ ધર્મગ્રન્થોમાં પણ આ મહાન તીર્થનું ઘણું જ મહત્ત્વ દર્શાવવામાં આવ્યું છે. ભગવાન બુદ્ધના જન્મની સાથે આ પવિત્ર સરોવરનો ગાઢ સંબંધ છે, એ વાત આપણે જોઈ ગયા છીએ. તિબેટના લોકો આ સરોવરને "ત્સો-મપમ" કહે છે, જેનો અર્થ "અજયસર" (ત્સો=સરોવર, મપમ=અજય) એવો થાય છે. એનાં બીજાં ઘણાં નામો છે, જેવાં કે- "ત્સો-મવમ," "ત્સો-મવંગ," "ત્સો-મફ્મ" વગેરે.

તિબેટ દેશના ધર્મગ્રન્થ "કંગરી કરછક"માં એક કથા "મફ્મ" નામ સંબંધી છે. તેમાં લખ્યું છે કે જેવી રીતે કોઈ નાનકડો બાળક દોડતો દોડતો આવીને પોતાની માતાના ખોળામાં ધબ દઈને બેસી જાય છે તેવી જ રીતે એક મોટી માછલી ભારતમાંથી આવીને માનસરોવરમાં પ્રવેશી હતી. આ ઘટનાથી માનસરોવરનું નામ "ત્સો-મફ્મ" (ત્સો=સરોવર, મફ્મ=માતાનો ખોળો) પડ્યું.* પાલી ભાષામાં માનસરોવરને "અનોત્તાતા" (પવિત્ર સરોવર) કે

* તિબેટદેશના ધર્મગ્રન્થ "કંગરી કરછક"ની આ કથા હિન્દુ ધર્મના ગ્રન્થોમાં વર્ણવેલી ભગવાનના મત્સ્યાવતારની કથાને મળતી છે. આ વિષે અધિક સંશોધન આવશ્યક છે.

"અનવતપ્ત" (બહુ ઉષ્ણ નહીં તેવું) કહે છે. આને પૃથ્વી ઉપરનું એકમાત્ર સાચું સ્વર્ગ કહેવામાં આવ્યું છે. તિબેટના ધર્મગ્રન્થ "કંગરી કરછક"માં આ અદ્ભુત સરોવરના વિષે ઘણી જ રુચિકર વાતો આપવામાં આવી છે, જેમકે— "આ માનસરોવરની ચારે બાજુએ ઘેરાવામાં વૃક્ષોની સાત કતારો છે.....તેમાં એક મોટું મકાન છે જેમાં નાગલોકનો રાજા રહે છે. આ સરોવર ધનુષ્ય જેવા આકારનું છે અને તેની વચ્ચે એક મોટું વૃક્ષ છે. આ વૃક્ષનાં ફળો જ્યારે નીચે પડે છે ત્યારે "જમ....જમ...." અવાજ કરતાં પડે છે જેથી પૃથ્વીની ચારે બાજુના પ્રદેશનું નામ "જંબુલિંગ" (જંબુદ્વિપ) પડયું છે. વૃક્ષનાં જે ફળો નીચે સરોવરમાં પડે છે તેમાંનાં કેટલાંક તો ત્યાંના નાગલોકો ખાઈ જાય છે અને બાકીનાં સોનાંનાં બનીને સરોવરને તળિયે બેસી જાય છે...."

તિબેટના ધર્મગ્રન્થ "કંગરી કરછક"માં આગળ લખ્યું છે કે– "આ જંબૂની વચ્ચે વિવિધ રંગોવાળો, વૈભવશાળી મેરુ નામનો પર્વત છે જે પૂર્વ દિશામાં બ્રાહ્મણ જેવો સફેદ છે, દક્ષિણ દિશામાં વૈશ્ય જેવો પીળો છે, ઉત્તર દિશામાં ક્ષત્રિય જેવો લાલ છે અને પશ્ચિમ દિશામાં શૂદ્ર જેવો કાળો છે.... આ મેરુ પર્વતની રક્ષા માટે તેની ચારેય બાજુએ ચાર પર્વતો છે. મેરુની ઉપર કદમ્બ, જાંબૂ, પીપળ, ઔદુમ્બર (ઉંબરો), વટ (વડલો) વગેરે વૃક્ષો આવેલાં છે...."

પાલી ભાષાના કેટલાક ગ્રન્થમાં લખ્યું છે કે–"આ માનસરોવરની વચ્ચે એક વૃક્ષ છે જેની ઉપરનાં ફળો એટલાં તો શક્તિશાળી છે કે તે માનવીની અંદરના સર્વ પ્રકારના શારીરિક અને માનસિક રોગોને મટાડી દે છે. આથી માનવ અને દેવગણ આ ફળોને શોધતા ફરે છે. એમ પણ કહેવામાં આવ્યું છે કે અમિતાભ બુદ્ધ જેવાં મહાશક્તિશાળી કમળનાં પુષ્પો આ પવિત્ર સરોવરમાં ખીલે છે અને બુદ્ધ તથા બોધિસત્ત્વો અનેક વાર આ પુષ્પોની ઉપર બિરાજે છે."

હિન્દુ ધર્મગ્રન્થ "શ્રીમદ્ ભાગવત (પૃ. ૧૬–૧૧)માં આવા જ પ્રકારનું વર્ણન મળે છે; જેમકે– "મંદાર, મેરુ, સુપાર્ઈ અને કુમુદ–એ ચાર પર્વત મેરુ પર્વતની મજબૂત જડમાંથી બનેલા છે, જેની ઉપર ધજાની માફક આંબા, જાંબૂ, કદંબ, વડ વગેરેનાં ઝાડ છે." શ્રીમદ્

ભાગવતમાં આગળના શ્લોક ૧૬–૧૭ માં ઝાડ પરથી ફળો પડવાની વાત પણ લખેલી છે.

જૈન ધર્મગ્રન્થોમાં માનસરોવરને "પદ્મહ્રદ" કહેવામાં આવ્યું છે અને તેના વિષે ઘણી શ્રદ્ધાભક્તિપૂર્વક વર્ણન કરાયું છે.

આ પવિત્ર ભૂમિ વિષે એવી કથા પ્રચલિત છે કે એક વાર જ્યારે દેવતાઓએ લંકાના રાજા રાવણને પવિત્ર માનસરોવરમાં સ્નાન ન કરવા દીધું ત્યારે તેણે માનસરોવરની પાસે "રાક્ષસતાલ" (રાવણ–હ્રદ) નામનું સરોવર પોતાના સ્નાનને માટે બનાવ્યું. તિબેટમાં એક એવી કથા પણ પ્રસિદ્ધ છે કે એક વાર માનસરોવરમાં રહેનારી સોનાની બે માછલીઓને એકબીજીની સાથે ઝગડો થઈ ગયો. આથી એક માછલી બીજીને પકડવા માટે દોડી અને બીજી માછલી પોતાનો પ્રાણ બચાવવા માટે દોડવા લાગી, ને સીધી રાક્ષસતાલ સરોવરમાં પહોંચી ગઈ. પહેલી માછલી પણ તેની પાછળ ત્યાં ગઈ. છેવટે બન્નેય માછલીઓમાં સંપ થઈ ગયો જેથી બન્ને માનસરોવરમાં પાછી આવી. જે માર્ગેથી આ બન્નેય માછલીઓ માનસરોવરથી રાક્ષસતાલમાં ગઈ હતી તે માર્ગ "ગંગા–છૂ" નામની નદી બની ગયો. માનસરોવરનું પવિત્ર જળ આ માર્ગે થઈને રાક્ષસતાલમાં જતું હોવાથી રાક્ષસતાલ પણ પવિત્ર બની ગયું અને ત્યારથી લોકો રાક્ષસતાલનું જળ પીવા લાગ્યા* હજી પણ કેટલાક વહેમી તિબેટી લોકો આ સરોવરનું જળ પીતા નથી કારણ કે તે લોકો માને છે કે તેમાં રાક્ષસ લોકો રહે છે.

માનસરોવર સમુદ્રની સપાટીથી ૧૪,૯૫૦ ફૂટની ઊંચાઈ પર આવેલું છે અને તેનો ઘેરાવો ૫૪ માઈલનો છે. તેની ઊંડાઈ લગભગ ૩૦૦ ફૂટની છે અને તેનું ક્ષેત્રફળ લગભગ ૨૦૦ વર્ગ માઈલનું છે. તેનો આકાર "નરકંકાલ" (માણસની ખોપરી) જેવો છે. તે સરોવર

* આ સરોવરમાં દિવસમાં મોટે ભાગે ભયંકર પવનથી જળની મોટીમોટી લહેરો ઊઠે છે, જેનાથી ભયંકર અવાજ (રવ)–ગર્જના થતી રહે છે. કોઈ કોઈ વિદ્વાન લોકોનું એવું માનવું છે કે "રવ" શબ્દથી આ સરોવરનું નામ રાવણ–સરોવર કે રાવણહ્રદ પડ્યું છે.

દક્ષિણ દિશા કરતાં ઉત્તર દિશા તરફ વધારે પડતું ફેલાએલું છે. તેના કિનારાની ચારે બાજુએ આવેલાં ૮ ગોમ્પાઓ (બૌદ્ધ મંદિરો)ને લઈને તેનો ઘેરાવો લગભગ ૬૪ માઈલનો થઈ જાય છે.

માનસરોવરથી રાક્ષસતાલ લગભગ ૫૦ ફૂટ નીચાણમાં આવેલું છે. તિબેટી લોકો રાક્ષસતાલને "લંગક–ત્સો" અથવા "લંગંગ-ત્સો" કહે છે, તિબેટી ભાષામાં લ્હ=દેવ, નગ=કાળા, ત્સો=સરોવર એટલે કે કાળા લોકો ( રાક્ષસો )નું સરોવર ( Lake of the Dark Deities ). આ સરોવરના નામનો બીજો અર્થ તિબેટી ભાષામાં નીચે પ્રમાણે છે– લા=પર્વત, નેંગા=પાંચ, ત્સો=સરોવર એટલે કે જેમાં પાંચ પર્વતો છે તેવું સરોવર. કૈલાસ અને તેની ચારે બાજુના ત્રણચાર પર્વતોનાં પ્રતિબિંબ સ્પષ્ટરૂપે આ સરોવરમાં પડતાં હોય છે એથી કદાચ આ સરોવરનું નામ "લંગક–ત્સો" રાખવામાં આવ્યું હોય !

આ પરમ રમ્ય ને પુનિત મહાક્ષેત્ર માનસરોવરના વિષે કેટલાક વિદ્વાન યાત્રીઓનો અનુભવ નીચે પ્રમાણે છે :—

( ૧ ) વિદ્વાન લામા અનાગરિક ગોવિન્દ અને તેમનાં ચિત્રકાર ધર્મપત્ની લી–ગોતમી લખે છે કે, "....પણ માનસરોવરની સપાટી ઉપર દેખાતા અદ્‌ભુત રંગોનું વર્ણન કરવું તે અશક્ય જ છે. એ રંગો એવા છે, જે રંગની પેટીઓમાં અથવા રંગીન લાકડીઓરૂપે ક્યાંય જોવા નથી મળતા. ચિત્તને આકર્ષક એવી ઉષા અને મોહક સંધ્યાના સમયે અમે ઉત્સુકતાથી ઊભાં રહીને માનસરોવર પરના રંગોને જોતાં ત્યારે ક્ષણેક્ષણે બદલાતું જતું તે અદ્‌ભુત દૃશ્ય અમને અનંત સત્તામાં વિલીન કરી નાંખતું. તે વખતે અમે એમ જ અનુભવતાં કે સાચે જ અમે દેવભૂમિમાં આવી પહોંચ્યાં છીએ."

( ૨ ) વિદ્વાન પરિવ્રાજક સ્વામી શ્રી પ્રણવાનંદજી F.R.G.S. ( London ) પોતાના જીવનમાં લગભગ ૩૫ વાર કૈલાસ–માનસરોવરની યાત્રા કરી આવ્યા છે. તેમણે કેટલાક વર્ષો માનસરોવરના દક્ષિણ તટ પર આવેલા "ઠુગોલ્હો–ગોમ્પા"માં રહીને તપસ્યા કરી છે અને માનસરોવર પ્રાંતના ખૂણેખૂણે ફરી આવ્યા છે. પવિત્ર માનસરોવર વિષે તે પોતાના ગ્રન્થ "કૈલાસ માનસરોવર"માં નીચે પ્રમાણે લખે છે—

"માનસરોવર સર્વોત્કૃષ્ટ આધ્યાત્મિક સ્પંદનોવાળું, પરમપવિત્ર, ઘણું જ પ્રસિદ્ધ અને પ્રાચીન, ગૌરવવાળું અને મનમોહક એવું સરોવરરાજ છે. જળના તરંગોથી ભરપૂર તેનું વક્ષસ્થળ, અસ્ત થતી વેળાના સૂર્યનાં આછાં છતાં સોનેરી રંગનાં કિરણો અને સંધ્યા વેળાના આકાશમાં ઊભરાતા આનંદદાયક અનેકવિધ રંગોને પ્રતિબિંબિત કરતી તથા તરંગરહિત પ્રશાંત, નિર્મળ નીલોદકની સપાટી ઊગતા સૂર્યનાં કિરણોને અને પૂર્ણિમાના થાળી જેવા ચંદ્રનાં રજત કિરણોને પ્રતિબિંબિત કરતી પોતાની અલૌકિક પ્રતિભા, શોભા તથા સમ્મોહક સૌંદર્યને વધારે સમ્મોહિત અને સુશોભિત કરે છે. માનસરોવરનું મહા ઉન્નત, સર્વથી ઉત્કૃષ્ટ, અદ્‌ભુત, અનુપમ અને અવર્ણનીય આધ્યાત્મિક વાતાવરણ પરબ્રહ્મના જેવું અખંડ એકરસરૂપ અને તેના પ્રદેશમાં રહેનારા માનવીઓના મનને વિક્ષેપ વિનાના બનાવીને બ્રહ્માનંદમાં સ્થિર અને તન્મય બનાવી દે છે. તટ પરના કોઈપણ ગોમ્પા (બૌદ્ધ-વિહાર) માંથી શ્રી કૈલાસરાજના દિવ્ય સૌંદર્યનું નિરીક્ષણ કરતી વખતે અથવા પુનિત આધ્યાત્મિક આંદોલનોવાળા માનસરોવરના કિનારા પર ધ્યાન લગાવીને બેસી રહેતાં આપણને ભાન પણ ન રહે એવી રીતે આનંદથી આખો ય દિવસ પળની માફક વીતી જાય છે...પોતાની દિવ્ય આકર્ષણ શક્તિને લીધે કૈલાસ અને સરોવર બન્ને તીર્થક્ષેત્રો ૭૦ કરોડ હિન્દુ અને બૌદ્ધ લોકોને માટે પરમ પાવન અને પૂજનીય બનીને આખા વિશ્વને આકર્ષણસૂત્રમાં શક્તિ વડે આકર્ષી રહ્યાં છે. પર્વતોની પાસે જઈને આ દિવ્ય કૈલાસ અને બ્રહ્માના મનથી ઉત્પન્ન એવા મહિમાવાળા માનસરોવરનું પ્રથમ દર્શન કરવાથી જ મનુષ્ય આનંદસાગરમાં નહાવા લાગે છે; અર્થાત તે આનંદવિભોર થઈ જાય છે."

સ્વીડન દેશના ભૂગોળશાસ્ત્રી, સંશોધક ને પ્રવાસી શ્રી સ્વેન હેડિન પોતાનો અનુભવ પોતાના ગ્રન્થ "ટ્રાન્સ હિમાલય" માં આ પ્રમાણે લખે છે— "માનસરોવર પવિત્રતા અને શાન્તિનું ધામ છે.....વિશ્વની કોઈ પણ ભાષામાં આ સરોવરનાં સૌંદર્યપૂર્ણ દશ્યોનું વર્ણન કરી શકવાને ઉચિત શબ્દો નથી.... હંસોનાં ટોળાનાં ટોળાં તેમાં આનંદથી તરી રહ્યાં છે અને ચારે બાજુએ એક એવી અવર્ણનીય નીરવતા ફેલાયેલી છે, જે વિચિત્રતા અલૌકિકતા, પ્રશાંતતા, ગંભીરતા

અને સૂક્ષ્મતાના વાતાવરણથી પરિપૂર્ણ છે, જેનાથી મને શ્વાસ–પ્રશ્વાસ લેવામાં પણ કઠિનતા જણાવા લાગી–એટલે કે હું તે અદ્ભુત વાતાવરણની સાથે એકરૂપ થવા લાગ્યો, તેમાં મારા શ્વાસ–પ્રશ્વાસ પણ સ્થિર થવા લાગ્યા. પવિત્ર માનસરોવરની પશ્ચિમ દિશાને કિનારે આવેલા "ગોછૂલ ગોમ્પા (ગોછૂલ નામનો બૌદ્ધ મઠ) ની અગાસી ઉપરથી જોતાં માનસરોવરના અદ્ભુત દશ્યે મારા જીવનને ઘણું જ પ્રભાવિત કરી દીધું અને એવો ભાસ થવા લાગ્યો કે જાણે હું આકાશમાં તરી રહ્યો છું. આવા અનુભવના ભ્રમથી મેં અગાસીની દિવાલને જોરથી પકડી રાખી....અહો! માનસરોવર કેવું આશ્ચર્યજનક સરોવર છે!.... હું જીવનભર આને ભૂલી શકીશ નહીં. સરોવરની વિદાય લેતાં મને અસહ્ય દુઃખ થયું.... વિશ્વનાં બધાંય સરોવરોમાં આ માનસરોવર મહામૂલ્યવાન સુન્દર મોતી જેવું છે. .... અહા! કેવું અદ્ભુત આ સરોવર! તેનું વર્ણન કરવા માટે મારી પાસે પૂરતા શબ્દો નથી. .... હું તેને મારા જીવનની અંતિમ પળોમાં પણ ભૂલીશ નહીં. આજે પણ એ પવિત્ર સરોવર મારા મનમાં એક પૌરાણિક કથા, મધુર ગાન અને અદ્ભુત કાવ્ય જેવું વસી રહ્યું છે."

સાચે જ આ માનસરાજ અદ્ભુત, અનુપમ અને અવર્ણનીય છે. સંત તુલસીદાસે કહ્યું છે કે— 'गिरा अनयन, नयन बिनु बानी।' પ્રત્યક્ષ દર્શન કરવાથી જ યાત્રીને આ સરોવરની સત્યતાનો અનુભવ થાય છે અને જીવન ધન્ય ધન્ય થઈ જાય છે.



"This mountain (Kailas) is as sacred to me as it is to you, for I too am a pilgrim, just as those two Lamas who passed a moment ago are pilgrims. Like you, like them, I am in search of the Beautiful (सुन्दरम्), the Sacred (शिवम्) in this wonderful mountain (Kailas)."

('Throne of Gods', PP. 97-101)

* * * * * * *

"To the right of our route the turquoise-blue surface of the holy lake is displayed; how beautiful, how fascinating is the scene!... for Manasarovar is the holiest and the most famous of the lakes in the world... Wonderful, attractive, enchanting lake!

('Trans-Himalaya' P. . II)

## : હિમાલયના પાંચ ખંડો :

હિન્દુ શાસ્ત્ર અનુસાર હિમાલય પાંચ ખંડોમાં વહેંચાયેલો છે. દરેક ખંડનાં અલગ અલગ તીર્થક્ષેત્રો છે. આ પાંચ ખંડ અને તેમાંનાં તીર્થક્ષેત્રો નીચે પ્રમાણે છે :—

### (૧) ઉત્તરાખંડ

આ ખંડ "ગઢવાલ"ના નામે ઓળખાય છે અને તેમાં ચાર મુખ્ય ક્ષેત્ર (૧) યમુનોત્રી (યમુના નદીનું મૂળ). (૨) ગંગોત્રી અને ગોમુખ (ગંગા નદીનું મૂળ). (૩) કેદારનાથ (શિવક્ષેત્ર) અને (૪) બદરીનાથ (નરનારાયણક્ષેત્ર) આવેલાં છે.

ઉત્તરાખંડ કે ગઢવાલ પ્રદેશનાં આ ચારેય તીર્થક્ષેત્રોની યાત્રાની શરૂઆત લગભગ એપ્રિલ–મે મહિનાથી થાય છે અને ઑક્ટોબર–નવેમ્બરમાં આ યાત્રામાર્ગ બંધ થઈ જાય છે. આ યાત્રાઓ માટે હરદ્વાર–ઋષિકેશથી મોટરબસ મળે છે. ઘણે દૂર દૂર સુધી મોટરબસ જતી હોવાથી યાત્રી લોકોને બહુ ઓછું કે નહીં જેવું ચાલવું પડે છે.

(अ) યમુનોત્રી— આ તીર્થસ્થળની ઊંચાઈ સમુદ્રની સપાટીથી ૧૦,૦૦૦ ફૂટ છે. એની યાત્રા માટે હરદ્વાર–ઋષિકેશથી મોટરબસ મળે છે. અહીં ગરમ પાણીના કુંડ, શ્રી યમુના માતાનું મંદિર, ધર્મશાળા વગેરે છે. સ્થાન આનંદદાયક છે.

(ब) ગંગોત્રી— આ તીર્થ સમુદ્રની સપાટીથી લગભગ ૧૦,૨૦૦ ફૂટની ઊંચાઈ પર છે. ઋષિકેશથી મોટરબસ દ્વારા પણ ત્યાં જઈ શકાય છે. અહીં શ્રી ગંગામાતાનું મંદિર, ગરમ પાણીના કુંડ, ધર્મશાળા, પોસ્ટ ઑફિસ, સ્કૂલ વગેરે છે. અહીંથી અનુભવી ભોમિયાને લઈને 'ગોમુખ' જઈ શકાય છે. માર્ગ ઘણો કઠિન છે અને ઑગસ્ટ–સપ્ટેમ્બર મહિનામાં સુગમતાભર્યો રહે છે. ગોમુખથી પર્વતીય માર્ગે ત્રણ દિવસમાં બદરીનાથ પહોંચી શકાય છે, પણ માર્ગ બર્ફીલો અને

અત્યંત વિકટ છે. આ માર્ગે જવા માટે સારા એવા માર્ગદર્શક તથા સાહસિક સહયાત્રી સાથે હોવા ઘણું જરૂરનું છે. અહીંથી બદરીનારાયણ જતાં માર્ગમાં શિવલિંગ પર્વત, સતોપથ (સત્યપથ, જ્યાં પાંચ પાંડવોએ પોતાના દેહ ગાળી નાંખ્યા હતા), ચક્રતીર્થ, વસુધારા વગેરે આવે છે, જે દર્શનીય છે.

(क) કેદારનાથ— આ યાત્રામાં ઘણે દૂર સુધી મોટરબસ જાય છે. તે પછી બહુ થોડું (લગભગ ૮–૧૦ માઈલ) ચાલવું પડે છે, પણ અશક્ત યાત્રી ઘોડા, કંડી વગેરે પ્રાણી ઉપર બેસીને યાત્રા કરી શકે છે. બાર જ્યોતિર્લિંગમાંનું એક જ્યોતિર્લિંગ કેદારનાથને માનવામાં આવ્યું છે (હિમાલયે તુ કેદાર....). કેદારનાથના મંદિરની પાછળનો હિમાચ્છાદિત પર્વત આ સ્થાનની દિવ્યતા તથા પવિત્રતા ઘણી વધારી દે છે. અહીં ધર્મશાળા, દુકાનો, પોસ્ટ–તાર ઑફિસ વગેરેની સગવડ છે.

(ड) બદરીનાથ— આ યાત્રામાં જરા પણ ચાલવું પડતું નથી કારણ કે હવે તો મોટરબસ છેક મંદિર સુધી જાય છે. અહીં પોસ્ટ અને તાર ટેલિફોન તથા હૉસ્પિટલ, દુકાનો, હોટલો, ધર્મશાળાઓ વગેરે છે. મંદિરની પાસે થઈને પવિત્ર અલકનંદા નદી વહે છે અને તેના કિનારે ગરમ પાણીનાં કુંડો છે.

હવે તો આ ચારેય ધામની યાત્રા મોટરબસ દ્વારા જલદી અને સુગમતાથી કરી શકાય છે, પણ ઘણાં વર્ષો પહેલાં અમે આ યાત્રા પગે ચાલીને કરતા હતા તે વખતે ચારેય ધામની યાત્રા માટે કુલ ૬૦૮ માઈલ ચાલવું પડતું હતું. જેમ કે—

| | | |
|---|---|---|
| ઋષિકેશ થી યમુનોત્રી | = | ૧૧૮ માઈલ |
| યમુનોત્રી થી ગંગોત્રી | = | ૯૮½ માઈલ |
| ગંગોત્રી થી કેદારનાથ | = | ૧૨૩ માઈલ |
| કેદારનાથ થી બદરીનાથ | = | ૧૦૧ માઈલ |
| અને બદરીનાથ થી ઋષિકેશ પાછા | = | ૧૬૭½ માઈલ |
| | કુલ.... | ૬૦૮ માઈલ |

આ યાત્રા પગે ચાલીને કરતાં લગભગ બે મહિના લાગે છે. ઘણા ઝડપી ગતિવાળા સાધુલોકો એક મહિનામાં પણ આ યાત્રા કરતા.

## ( ૨ ) જાલંધરખંડ

આ ખંડનાં મુખ્ય તીર્થો છે : ( ૧ ) જ્વાલામુખી દેવી ( ૨ ) કાંગડા દેવી ( ૩ ) બૈજનાથ મહાદેવ ( ૪ ) ચિત્તપૂર્ણી-દેવી વગેરે.

આ યાત્રા માટે પઠાણકોટથી મોટરબસ અને રેલ્વે ગાડી મળે છે. મંડી-જોગીંદ્રનગરથી આગળ જતાં કુલ્લુની ઘાટીમાં આવેલ મણિમહેશ અને વિજલિયા મહાદેવની તેમજ ચંબાના મહાદેવની યાત્રા પણ ઘણા લોકો કરે છે. આ યાત્રા વર્ષમાં ગમે ત્યારે થઈ શકે છે.

## ( ૩ ) કુમાઉઁખંડ

આ ખંડને કૂર્માચલ પ્રદેશ પણ કહેવામાં આવે છે અને એનાં તીર્થક્ષેત્રોમાં મુખ્ય છે : ( ૧ ) જાગેશ્વર, ( ૨ ) બાગેશ્વર ( ૩ ) બૈજનાથ કે વૈદ્યનાથ ( ૪ ) નંદાદેવી ( ૫ ) રૂપકુંડ.

જાગેશ્વર, બાગેશ્વર, બૈજનાથની યાત્રા માટે તો અલ્મોડાથી અથવા રાણીખેતથી મોટરબસ મળે છે અને વર્ષમાં ગમે તે સમયે આ યાત્રા થઈ શકે છે. નંદાદેવી અને રૂપકુંડની યાત્રાઓ ઘણી જ કઠિન છે. રૂપકુંડ સમુદ્ર-સપાટીથી ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈ પર છે. યાત્રા માટેનો યોગ્ય સમય ઑગસ્ટ-સપ્ટેમ્બરનો છે. ઘણી વાર અધિક બરફ પડવાથી યાત્રાનો માર્ગ બંધ થઈ જાય છે. આ યાત્રા માટે બાગેશ્વર, ગરૂડ, ગ્વાલદમ થઈને વાણગામ પહોંચીને ત્યાંથી આગળ જવું પડે છે. માર્ગદર્શક વગર જવું અસંભવ છે. આજથી ત્રણસો વર્ષ પહેલાં દર વર્ષે નવરાત્રિના દિવસોમાં રૂપકુંડ દેવીની યાત્રાનું ઘણું જ મહત્વ હતું. કહે છે કે એક વાર બરફની ભયંકર વર્ષા થવાથી અને હિમશીલાખંડ નીચે ઘસી આવવાથી લગભગ ૩૦૦-૪૦૦ જેટલા યાત્રીઓ બરફ નીચે દટાઈ ગયા હતા. ત્યારબાદ આ યાત્રા લગભગ બંધ પડી ગઈ છે.

કુમાઉઁ પ્રદેશને પાર કરી (નંદાદેવી થઈને) હિમાચ્છાદિત પર્વતમાળાઓ ઓળંગીને પશ્ચિમ તિબેટમાં આવેલ કૈલાસ-માનસરોવર ની યાત્રાએ જુદા જુદા માર્ગેથી જવા માટે જુદી જુદી ઋતુઓ નક્કી કરવામાં આવી છે. જેમકે— અલ્મોડાથી અસ્કોટ, ધારચૂલા અને ગરબ્યાંગ થઈને લીપુ-લા ઘાટાને પાર કરવાનો સારો સમય જૂન મહિનાની શરૂઆતનો છે અને આ માર્ગે ૧૫ મી ઑગસ્ટ સુધી સારી રીતે આવ જા થઈ શકે છે.

બીજો માર્ગ જે નૈનિતાલ થઈને બાગેશ્વર, ઉંટાધૂરા, જયંતી, કુંગરી-બિંગરી પાર કરીને તિબેટમાં જાય છે તેને ખૂલવાનો યોગ્ય સમય લગભગ જુલાઈ મહિનાની શરૂઆતનો છે, કારણ કે એ માર્ગમાં આવતા હિમાચ્છાદિત પર્વતોની ઉપર બરફ ઘણો મોડો પીગળે છે.

## (૪) કાશ્મીરખંડ

આ ખંડનાં પ્રમુખ તીર્થો છે : (૧) વૈષ્ણવીદેવી. (૨) ક્ષીરભવાની. (૩) માર્તંડ. (૪) અમરનાથ.

વૈષ્ણવીદેવીની યાત્રા માટે પઠાણકોટથી જમ્મુ થઈને કટરા (જમ્મુથી ૩૦ માઈલ) મોટરબસ દ્વારા જવું પડે છે. ત્યાંથી લગભગ ૧૨ માઈલ પહાડની ઉપર ચડવું પડે છે. રસ્તો કઠિન છે. પહાડ પર હજી સુધી મોટરબસ તો જતી નથી પણ ઘોડા, ખચ્ચર, કંડી, ડંડી વગેરે મળી શકે છે. દેવીના મંદિર પાસે ઘણી દુકાનો છે અને એકબે ધર્મશાળા પણ છે.

ક્ષીરભવાની અને માર્તંડ (મટન) જવા માટે શ્રીનગરથી મોટર-બસ મળે છે. ક્ષીરભવાનીમાં મંદિરની પાસેના કુંડની અંદરનો સફેદ માટીવાળો ભાગ હોવાથી કુંડનું પાણી દૂધ (ક્ષીર) જેવું સફેદ જણાય છે. આથી આ સ્થાનની અધિષ્ઠાત્રી દેવી ભવાનીનું નામ ક્ષીરભવાની પડયું છે.

માર્તંડ ને લોકો 'મટન' કહે છે. ત્યાં સૂર્યભગવાનનું પ્રાચીન મંદિર તૂટેલી હાલતમાં છે. મંદિરની પાસે જ એક કુંડ છે જેનું જળ



વારાણસી (કાશી) દશાશ્વમેઘઘાટ.



'ગંગા યમુના સંગમ', પ્રયાગ.



'ચક્રતીર્થ', નૈમિષારણ્ય.





'પશુપતિનાથ મંદિર', નેપાળ.



'ગોમુખ' પાસેનો હિમપર્વત



'યમુનોત્રી', (જુઓ પાનું ૬૧)



'ગંગોત્રી', (જુઓ પાનું ૬૧)



'અમરનાથની ગુફા' (જુએ પાનુ ૬૫)



'અમરનાથનું હિમલિંગ' (જુઓ પાનું ૬૫)





'બદરીનાથ' (જુઓ પાનું ૬૨)

'કેદારનાથ' (જુઓ પાનું ૬૨)

સ્ફટિક જેવું નિર્મળ છે. અંદર રંગબેરંગી માછલીઓ તરતી નજરે પડે છે.

અમરનાથની યાત્રાનો માર્ગ લગભગ જુલાઈથી ખૂલે છે અને ઑગસ્ટના કેટલાક દિવસો સુધી એટલે કે શ્રાવણ મહિનાની પૂર્ણિમા બાદ થોડા દિવસો ખુલ્લો રહે છે. યાત્રી લોકો શ્રાવણી પૂર્ણિમાના પાંચ દિવસ પહેલાં શ્રીનગરથી મોટરબસ દ્વારા યાત્રાએ નીકળે છે. એકબે દિવસ પહેલગાંવમાં રહીને ત્યાંથી ચંદનવાડીથી ઘોડા કે ડંડી દ્વારા અથવા પગે ચાલીને આગળ વધે છે અને પૂર્ણિમાના દિવસે અમરનાથની ગુફામાં પહોંચીને ભગવાન શ્રી અમરનાથનાં દર્શન કરે છે. દર વર્ષે લગભગ પંદરથી વીસ હજાર યાત્રીઓ એકીસાથે આ યાત્રામાં નીકળે છે. કાશ્મીર સરકાર પણ યાત્રીઓને પોલીસ, દવા, ભોજન, પોસ્ટ-તાર વગેરેની સારી સહાય આપે છે. યાત્રી લોકો ભગવાન અમરનાથનાં દર્શન, પૂજન, આરતી વગેરે કરીને તે જ દિવસે ગુફામાંથી નીચે ઊતરી જાય છે અને ચારપાંચ માઈલ નીચે પંચતરણી નદીના કિનારે આવી ત્યાં કાશ્મીર સરકારે બનાવેલી ધર્મશાળામાં રહે છે. અમરનાથની ગુફામાં ઘણી ઠંડી રહે છે અને રહેવાની મુશ્કેલી હોય છે. વળી ઘણી વાર વરસાદ અને બરફ પડવાથી ગુફાનું વાતાવરણ ઘણું જ ઠંડું બની જાય છે. આ ગુફાની ઊંચાઈ સમુદ્રની સપાટીથી ૧૨,૭૨૯ ફૂટ છે અને તે ૭૫ ફૂટ ઊંચી તથા ૮૦ ફૂટ ઊંડી છે. ગુફાના મુખનો ભાગ ૪૦ ગજના ઘેરાવાવાળો છે.

## ( ૫ ) નેપાળખંડ

આ ખંડનાં પ્રમુખ તીર્થસ્થાન છે : ( ૧ ) પશુપતિનાથ ( ૨ ) મુક્તિનાથ ( ૩ ) દામોદરકુંડ.

નેપાળની રાજધાની કાઠમંડુ (કાષ્ટમંડપમ્)માં પશુપતિનાથ (ભગવાન શંકર)નું સુંદર અને ભવ્ય મંદિર છે. ત્યાં વર્ષમાં કોઈ પણ ઋતુમાં જઈ શકાય છે, પણ મહાશિવરાત્રીના મેળામાં યાત્રા કરવી તે મોટું ફળ આપનારી યાત્રા ગણાય છે. ટ્રેન દ્વારા લખનૌથી રકસૌલ થઈને કાઠમંડુ જઈ શકાય છે. ગોરખપુરથી નૌતનવાં ( ટ્રેન દ્વારા અથવા મોટરબસ દ્વારા ) થઈને નેપાળના ભૈરવહા એરોડ્રોમથી વિમાન માર્ગે પણ કાઠમંડુ જઈ શકાય છે અને મોટરબસ વડે પણ

જઈ શકાય છે. વળી દિલ્હી, વારાણસી, પટણાથી વિમાન માર્ગે પણ જઈ શકાય છે.

મુક્તિનાથ અને દામોદરકુંડની યાત્રા માટેનો સમય મે–જૂનનો છે તથા ઑગસ્ટ–સપ્ટેમ્બરનો પણ છે. આ યાત્રા માટે ઘણા માર્ગો છે, જેમકે– કાઠમંડુથી વિમાન માર્ગે "પોખરા" ગામના વિમાની મથકે ઊતરી ને ત્યાંથી ઘોડા, ખચ્ચર, કંડી, ડંડી દ્વારા અથવા શક્તિ–ઉત્સાહ હોય તો પગે ચાલીને પણ મુક્તિનાથની યાત્રા થાય છે. ભારતમાંના ગોરખપુર રેલ્વે સ્ટેશનથી નાની રેલ્વે લાઈનના નૌતનવા સ્ટેશને ઊતરી જવું. ત્યાંથી મોટરબસ મારફત ત્રણેક માઈલ દૂર પરના ભૈરવહા વિમાની મથકે પહોંચી જઈ ત્યાંથી વિમાન માર્ગે "પોખરા" જવાય છે. પોખરા નેપાળ રાજ્યનું નાનું એવું શહેર છે. ત્યાંથી મુક્તિનાથની યાત્રા માટે ભોમિયા, ઘોડા, ખચ્ચર તથા યાત્રાની સામગ્રીઓ વગેરે થોડાં અધિક નાણાં ખર્ચવાથી જલદી મળે છે. પોખરાથી મુક્તિનાથ લગભગ ૫૦ થી ૫૫ માઈલ છે. માર્ગ પહાડી અને ઘણો કઠિન છે. ગોરખપુરથી મોટરબસ રસ્તે બુટવલ થઈને પણ પગડંડીનો એક માર્ગ (૬૪ માઈલનો) મુક્તિનાથનો છે પણ તે માર્ગ લાંબો અને ઓછી સગવડતાવાળો છે.

મુક્તિનાથ સમુદ્રની સપાટીથી લગભગ ૧૪,૦૦૦ ફૂટની ઊંચાઈ પર આવેલું છે. આ વિષ્ણુક્ષેત્ર હોવાથી ત્યાં ચારે બાજુએ પીપળાનાં ઝાડ જોવા મળે છે અને પહાડો પર ચરતી કાળા રંગની અસંખ્ય નેપાળી ગાયો નજરે પડે છે. ત્યાં સહસ્રધારામાં સ્નાન તથા મુક્તિનાથ ભગવાનનાં દર્શન, પૂજનાદિનું ઘણું માહાત્મ્ય મનાય છે.

મુક્તિનાથથી પર્વતના માર્ગે લગભગ ૪૦ માઈલ દૂર એક ઊંચા હિમપર્વતની તળેટીમાં દામોદરકુંડ આવેલો છે જેમાંથી ગંડકી નદી નીકળે છે. આ માર્ગ ઘણો જ કઠિન છે જેથી જવલ્લે જ કોઈ સાહસિક યાત્રી આ યાત્રા કરવા માટે કમર કસે છે. દામોદર–કુંડમાંથી ચક્રોવાળા શાલીગ્રામ મળે છે.

મેં આ યાત્રા ઈ. સ. ૧૯૬૫ના જુન–જુલાઈમાં કરી હતી. હું ત્યાંથી હિમપર્વતમાળા ઓળંગીને નેપાળ–તિબેટ સીમા પરના 'મસ્તાંગ' નામના ગામમાં પહોંચ્યો હતો.

"નેપાળ પ્રદેશના મુક્તિનાથ–દામોદર કુંડની મારી યાત્રા" નામક ગ્રંથ હું ગુજરાતી ભાષામાં બનતી ત્વરાએ પ્રકાશિત કરવા ધારું છું.



## —: કૈલાસયાત્રામાં જરૂરી વસ્તુઓની યાદી :—

કૈલાસ-માનસરોવરની ઘણી કઠિન યાત્રા બે પ્રકારના લોકો કરી શકે છે—(૧) યોગી (વિરક્ત મહાત્મા) અને (૨) ભોગી (ધનવાન ગૃહસ્થ). મધ્યમ વર્ગના માણસને આ યાત્રા માટે ઘણો વિચાર કરવો પડે છે. યાત્રામાં સાથે લેવાની વસ્તુઓ માટે વૈરાગી સાધુમહાત્માને તો કાંઈ કરવાનું હોતું નથી કારણ કે તે તો માર્ગમાં કાંઈક મળ્યું તો ય ઠીક અને ન મળ્યું તો ય હરિઈચ્છા સમજીને આગળ ચાલતા રહે છે. જો કે, આવી રીતે યાત્રા કરવામાં તેઓને ઘણું જ કષ્ટ સહન કરવું પડે છે. મધ્યમ વર્ગનાં યાત્રીને આ યાત્રામાં ઓછામાં ઓછા પાંચસો રૂપિયા જેટલી રકમ તો પોતાની સાથે રાખવી જ પડે છે. પગે ચાલીને અને પોતાનો સામાન પોતાના ખભે ઊંચકીને આ યાત્રા કરનાર યાત્રીને તે કરતાં થોડો ઓછો ખર્ચ થાય છે. કૈલાસની આ યાત્રામાં નીચે મુજબની વસ્તુઓ પોતાની સાથે લેવી અનિવાર્ય છે.

બે સારા ધાબળા (એક નીચે જમીન પર પાથરવા માટે અને બીજો ઓઢવા માટે), જમીન પર પાથરવા માટે "રેઈન કલોથ" (લગભગ આઠ ફૂટ લાંબું અને ચાર ફૂટ પહોળું), ગરમ ચાદર, ગરમ પાટલૂન, ગરમ કોટ, બે ગરમ સ્વેટર, ગરમ મફલર, ગરમ કાનટોપી, હાથ અને પગના ગરમ મોજા, સારી છત્રી, પગની પીંડી ઉપર બાંધવા માટે ગરમ પટ્ટા નંગ બે (BANDAGES), હલકા વજનનો રેઈનકોટ, હલકા અને મજબૂત રબરના જોડા-બે જોડ, હલકી અને નીચેના ભાગમાં લોઢાની અણી જડેલી બરફમાં ચાલવા માટેની લાકડી, બિસ્તરો બાંધવા માટે ૪૦ ફૂટ લાંબી નાઈલોનની મજબૂત દોરી, કાળા રંગના ચશ્મા (બરફની ઉપર જ્યારે સૂર્યનાં તેજીલાં કિરણો પડે ત્યારે તેનાથી આંખની રક્ષા માટે કાળા ચશ્માની જરૂર પડે છે), સુતરાઉ વસ્ત્રો-જેવાં કે ધોતીજોટો, ખમીસ, ટુવાલ નંગ ૨, પાટલૂન અને સ્વેટર, રૂમાલ વગેરે. આવાં સુતરાઉ વસ્ત્રો સાથે રાખવાં ઘણાં જરૂરી છે કારણ કે સમુદ્રની સપાટીથી ૧૦,૦૦૦ ફૂટ સુધી

જૂન-જુલાઈના મહિનાઓમાં દિવસે ગરમી પડે છે અને આગળ તિબેટના પ્રદેશમાં પણ દિવસ દરમિયાન સૂર્યની ગરમી પડતી હોય છે. વળી આ યાત્રામાં પગે ચાલીને આગળ વધતી વખતે શરીરમાં ગરમી આવતી હોય છે જેથી સુતરાઉ વસ્ત્ર ઘણાં જ ઉપયોગી થઈ પડે છે. ગરમ વસ્ત્રોનો ઉપયોગ મોટે ભાગે રાત્રે સૂતી વખતે થાય છે.

ખાદ્ય અને બીજા પદાર્થોમાં લોટ, દાળ, ચોખા, સાકર, ગોળ, ઘી, તેલ, કેરોસીન, દીવાસળી ( મેચબોકસ ) વગેરે વસ્તુઓ તો યાત્રામાર્ગમાં આવતાં નાનાં-મોટાં ગામોમાંથી મળી શકે છે. એટલું જ કે આ વસ્તુઓની કિંમત થોડી વધારે ચૂકવવી પડે છે. પણ જો આપણે આ બધીય વસ્તુઓ આપણી સાથે અલમોડાથી કે હલદ્વાનીથી લઈને નીકળીએ તો આપણે વસ્તુઓ ઊંચકીને લઈ જવા માટેની મજૂરી પણ ઘણી આપવી પડે છે. આથી સારી વાત તો એ છે કે માર્ગનાં ગામોમાંથી જ જોઈતી વસ્તુઓ ખરીદવી. ભારતની સીમાના અંતિમ ગામ ગરૂબ્યાંગ્માંથી જ આ બધી વસ્તુઓ આગળની યાત્રામાં સાથે લેવી પડે છે કારણ કે આગળ પશ્ચિમ-તિબેટમાં આ બધી જરૂરી વસ્તુઓ અધિક નાણાં આપવા છતાં ય મળી શકતી નથી. આ વસ્તુઓમાં ઘણી જ જરૂરી છે-ખાટીમીઠી પીપરમીટ ( પહાડના કઠિન ચઢાણ-ઊતરાણ વખતે મુખમાં રાખવા માટે ) અથવા એક્સ્ટ્રા-સ્ટ્રોંગ પીપરમીટ, ચોકલેટ, બિસ્કીટ, પેંડા તથા તેવી બીજી ઘણા દિવસ સુધી બગડતી નથી તેવી દૂધની મિઠાઈઓ, એલચી, ચા, ચાનો ગરમ મસાલો, કોફી કે કોકો, લીંબુ કે લીંબુનો પાવડર, આંબા અને લીંબુનું અથાણું, ( કૈલાસની વિકટ યાત્રામાં જેમજેમ યાત્રી લોકો ૧૦,૦૦૦ ફૂટથી વધારે ઊંચાઈ પર પહોંચે છે તેમ તેમ શ્વાસની ગતિ મંદ થતી જાય છે, વાયુ પાતળો થતો જાય છે અને તેમાં ઓક્સીજનનું પ્રમાણ ઓછું થવા લાગે છે. આથી પિત્તપ્રકૃતિ વધી જાય છે અને ક્રોધ, ઈર્ષા, ચિડિયાપણું વગેરે આવવાથી યાત્રી લોકો એકબીજાની સાથે વિના કારણ જ લડાઈ-ઝગડો કરી બેસે છે. આવે વખતે મુરબ્બો, લીંબુનું અથાણું, ખાટી પીપરમીંટ વગેરે ખાવાં જોઈએ ).

યાત્રી લોકોએ પોતાની સાથે સૂકો મેવો, દૂધનો પાવડર, બે ફોલ્ડિંગ પ્રાઈમસ અને તેની પિનનું પેકેટ, પ્રેશરકૂકર, થર્મોસ,

મીણબત્તી, બેટરી ( ટોર્ચ લાઈટ ) અને તેના બે જોડી સેલ, સોયદોરો, કાતર, રેઝરબ્લેડ, ચાકુ, મજબૂત તાળું, સામાન તોલવા માટેનું સારું સ્પ્રિંગબેલેન્સ ઇત્યાદિ વસ્તુઓ રાખવી જોઈએ. ઔષધિઓ પણ સાથે રાખવી જોઈએ, જેથી પોતાના તથા બીજાના કામમાં પણ આવે. આવી રીતે ઔષધનું દાન કરવું એ પણ પુણ્યનું કાર્ય છે. પોતાની સાથે લેવા માટે આટલાં ઔષધો જરૂરી છેઃ આયોડિન, એનેસિન, સિબાઝોલ, પેનિસિલિન મલમ, રૂ, પટ્ટી માટે સફેદ કાપડ, હૉટ વૉટરબૅગ, અમૃતાંજન બામ, અમૃતધારા અથવા પેઈનકિલર, લવણ-ભાસ્કર ચૂર્ણ, ક્વિનાઈન, વેસેલિન, ફ્રૂટસોલ્ટ, મરડાની દવા, દૂખતા શરીર પર માલીસ કરવા માટે મહાનારાયણ તેલ અથવા એવી જાતનું બીજું તેલ, વિક્સ, શરદીની દવા, રાઈનું તેલ વગેરે. આ ઉપરાંત જે યાત્રીને પોતપોતાની આર્થિક શક્તિ અને તંદુરસ્તી અનુસાર જે કાંઈ બીજી વધારે દવાઓ, ગરમ વસ્ત્રો, ખાદ્ય પદાર્થો, નાણું વગેરે સાથે લેવાની જરૂર જણાય તે તેણે અવશ્ય લઈ લેવાં. પહાડોમાંના યાત્રામાર્ગનાં ગામોમાં વધારેમાં વધારે ધન આપવાથી ય એ વસ્તુઓ મળશે નહીં.

યાત્રામાર્ગનાં ગામોમાં જે દુકાનેથી વસ્તુઓ ખરીદવામાં આવે છે તેની પાસેથી રસોઈ બનાવવા માટે વાસણો પણ મળી શકે છે. આ માટે જુદું ભાડું આપવું પડતું નથી. આથી યાત્રી લોકો જો પોતાની સાથે વધારે વાસણો ન લે તો પણ ચાલશે. ( ગર્બ્યાંગ નામના ગામથી આગળની યાત્રામાં જરૂર પડનાર વાસણો, ગરમ વસ્ત્રો, ખાદ્ય સામગ્રી વગેરે તે ગામમાંથી જ ખરીદીને સાથે લઈ લેવી પડે છે. આ ગામમાંથી તંબૂઓ, ઘોડા, ખચ્ચર, પહાડી સેવક લોકો અને રસોઈ કરનારાઓ પણ ભાડે મળે છે). જો કોઈ યાત્રી પોતાનાં જ વાસણોમાં રસોઈ બનાવીને જમવા ઇચ્છે તો તેણે એલ્યુમિનિયમ કે હિંદાલિયમ જેવી હલકી ધાતુનાં સારાં વાસણો પોતાની સાથે લઈ લેવાં જોઈએ. આ સર્વ વાસણોને સુરક્ષિત રાખવા માટે લોઢાની હલકી અને મજબૂત ટ્રંક સાથે લેવી જરૂરી છે.

યાદ રાખો કે પોતાની સાથે દૂરબીન, બંદૂક, નકશાઓ, કૅમેરા વગેરે ન લઈ જવા, કારણ કે ચીની સિપાઈ લોકો આ વસ્તુઓ લાવનારા યાત્રીને તિબેટમાં પેસવા દેતા નથી.



## —: નૈમિષારણ્ય તીર્થક્ષેત્ર :—

માનવજીવનની સાર્થકતા જીવનનાં શુભ કર્મો પર આધાર રાખે છે અને શુભ કર્મોમાં પ્રવૃત્તિ તથા તેમાં સફળતા શુભ સંકલ્પ પર આધાર રાખે છે. આથી શુભસંકલ્પ જ શુભ કાર્યોની સફળતાનો આધાર અને માનવજીવનની સાર્થકતાની ચાવી છે. વિશ્વના અતિ પ્રાચીન અને પવિત્ર ધર્મગ્રંથ 'યજુર્વેદ'માં તો આ માટે કહ્યું છે, "तन्मे मनः शिवसंकल्पमस्तु ॥" એટલે કે મારું મન શુભસંકલ્પવાળું હો !

જો આવો શુભ સંકલ્પ કોઈ તીર્થક્ષેત્રમાં થાય કે જો કોઈ મહાપુરુષના સાન્નિધ્યમાં થાય તો તેનું પરિણામ સફળતામાં જ પરિણમે છે.

જ્યારે જ્યારે મારા મનમાં હિમાલયની યાત્રા કરવાના શુભ સંકલ્પ થયા છે ત્યારે ત્યારે તે મોટે ભાગે તીર્થક્ષેત્રોમાં જ થયા છે, આથી તેનું પરિણામ સફળતામાં જ પરિણમ્યું છે. તીર્થરાજ કૈલાસ–માનસરોવરની યાત્રાના શુભ સંકલ્પ વિષે પણ આવી જ એક ચમત્કારિક ઘટના નીચે પ્રમાણે બની હતી.

કેટલાંક વર્ષો પહેલાં હું પુણ્યસલીલા ગોમતીતટ પરના નૈમિષારણ્ય નામના તીર્થક્ષેત્રમાં તપસ્યા કરવા માટે થોડા મહિના રહ્યો હતો. તે સ્થળ ઉત્તર ભારતમાં આવેલું છે અને નાની રેલ્વે લાઈન પરનું રેલ્વે સ્ટેશન છે. ત્યાં લખનૌ તથા સીતાપુર થઈને પણ જવાય છે અને બાલામઊ–જંકશન થઈને પણ જવાય છે. રેલ્વે અને બસ, કોઈ પણ માર્ગે ત્યાં પહોંચી શકાય છે.

નૈમિષારણ્યમાં દર મહિનાની પૂનમને દિવસે મોટો ધાર્મિક મેળો ભરાય છે, જેમાં અસંખ્ય નરનારી તીર્થસ્નાન અને દેવદર્શન માટે ઊમટે છે. ત્યાંના ચક્રતીર્થમાં સ્નાન અને ચક્રધર ભગવાનનાં તેમ જ શ્રી લલીતા પરામ્બાના દર્શનનું ઘણું માહાત્મ્ય છે. વળી ત્યાં શ્રી શુકદેવજીનું સ્થાન અને વ્યાસપીઠ પણ છે; જ્યાંથી શ્રી શૌનક ઋષિએ

એકત્રિત થયેલા ઋષિ–મુનિગણને શ્રીમદ્ ભાગવતરૂપી પરમામૃતનું પાન કરાવ્યું હતું.

ધર્મગ્રંથોમાં વર્ણવેલાં નવ ધર્મારણ્યોમાં નૈમિષારણ્યનું પ્રથમ સ્થાન છે. સતયુગમાં આ તીર્થ ઘણું પ્રસિદ્ધ હતું. અહીંની પવિત્ર ભૂમિમાં દીર્ઘ કાલ સુધી નિવાસ કરીને અસંખ્ય ઋષિમુનિઓએ કઠિન તપસ્યા કરી હતી. ઘણા રાજમહારાજાઓએ આ સ્થાનમાં નાનામોટા યજ્ઞો કરાવ્યા હતા. પુરાણગ્રંથોમાં આ તીર્થ વિષે નીચે પ્રમાણે લખ્યું છે—

સતયુગના પ્રારંભમાં આ સ્થાનમાં ગીચ જંગલ હતું. તે યુગના ઋષિમુનિઓએ બ્રહ્માજીને પ્રાર્થના કરી, ભગવાન! તપસ્યા અને યજ્ઞ કરવા માટે પૃથ્વી પર જે ઉત્તમ સ્થાન હોય તે અમને બતાવો. આ સાંભળીને બ્રહ્માજીએ પોતાના શુદ્ધ સંકલ્પથી એક ચક્ર ( પૈડું ) ઉત્પન્ન કર્યું અને ત્યાં એકઠા થયેલા બધા ઋષિમુનિઓને જણાવ્યું, "આ ચક્રની નેમિ ( ધૂરી ) જે સ્થાનમાં જઈ આપોઆપ તૂટીને નીચે પડી જાય તે સ્થાન તપસ્યા અને યજ્ઞને માટે ઉત્તમ છે એમ જાણવું."

ત્યારપછી બધા ઋષિમુનિઓ તે ચક્રની પાછળ પાછળ ચાલતા ચાલતા તે ( નૈમિષારણ્ય ) સ્થાનમાં આવ્યા. ત્યાં એક જગાએ આવી પહોંચતા જ ચક્રની ધૂરી તૂટીને નીચે પડી ગઈ. તે રહસ્યમય ઘટના બન્યા પછી ઋષિમુનિઓએ તે સ્થાનનું નામ 'નૈમિષારણ્ય' ( નૈમિષ+અરણ્ય ) પાડયું અને ત્યાં રહી તપસ્યા કરવા લાગ્યા. પુરાણ ગ્રંથોના કથન અનુસાર નૈમિષારણ્ય ક્ષેત્રમાં અઠયાસી હજાર ઋષિ–મુનિએ તપસ્યા કરી હતી.

હું એ વાત કહી ગયો છું કે તપસાધના માટે હું નૈમિષારણ્યમાં થોડા મહિના રહ્યો હતો. તે દિવસોમાં બંગાળનાં મહિલાસંત શ્રી. મા આનંદમયી ( જુઓ ચિત્ર સંખ્યા ૧૧ ) નૈમિષારણ્યમાં હતાં. હું પ્રતિદિન તેમના ઉપદેશ અને ભજનકીર્તનનો લાભ લેવાનું ચૂકતો નહીં. એક દિવસ સત્સંગ દરમિયાન તિબેટ દેશમાં આવેલા પવિત્ર કૈલાસ–માનસરોવરની યાત્રા વિષે વાત નીકળી. આ સાંભળીને મને અનહદ આનંદ થયો. મેં તે જ વખતે સંકલ્પ કર્યો કે તે વર્ષે જ મારે

અતિ કઠિન એવી કૈલાસની યાત્રાએ નીકળવું. ત્યાર પછી મનમાં પરમેશ્વરનું થોડું ચિંતન પણ કરી લીધું, જેથી સંકલ્પ સફળ થવામાં વિલંબ ન થાય. તે શુભ સંકલ્પ પવિત્ર ગોમતી તટ પરના પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર નૈમિષારણ્યમાં થયો હોવાથી મને તેની સફળતા બાબતમાં સંદેહ ન હતો. જ્યારે મેં મારો આવો શુભ સંકલ્પ શ્રી માતાજીને કહી સંભળાવ્યો ત્યારે તેમણે પ્રસન્ન ચિત્તે ને હસતા મુખે મને મારી ભાવિ કૈલાસયાત્રાની સફળતા માટે આશીર્વાદ આપી દીધા. ત્યાં તે સમયે ઉપસ્થિત બીજા બેચાર સંત મહાત્માઓએ પણ મને આશીર્વાદ આપ્યા. મારા માટે તે એક શુભ ઘડી હતી. એક સંત કવિએ સાચું જ કહ્યું છે કે—

"થાય કૃપા જો સંતની તો, મૂંગો મહાપંડિત બને,
ને પાંગળો પણ દોટ દઈ ને, ઊંચો ગિરિવર ઓળંગે."



## —: આશીર્વાદ :—

તિબેટની સીમા પાસેના ગરબ્યાંગ ગામમાં દિનાજપુર સ્ટેટના રાજકુમાર શ્રી માતાજીને મળવા આવ્યા. તે કૈલાસ યાત્રાએ જઈ રહ્યા હતા અને માતાજી પણ તે યાત્રાએ જઈ રહ્યા હતા રાજકુમારે કહ્યું, 'માતાજી ! દુર્ગમ પથની યાત્રાએ જઈ રહ્યો છું, આથી આપના આશીર્વાદ માટે આવ્યો છું. આશીર્વાદ આપો, સકુશળ યાત્રા સમાપ્ત કરીને પાછો આવી શકું.'

માતાજીએ હસતા-હસતા કહ્યું, 'ફક્ત એક ભગવાનનો જ ભરોસો છે. તે જ બધું કરી-કરાવી રહ્યો છે. જે થવાનું હશે તે થશે. તમે કેવળ તમારા ઈષ્ટદેવના મંત્રનો જપ અને તેનું સ્મરણ કરતા કરતા રસ્તે ચાલતા જાવ.'

('શ્રી મા. આનંદમયી', ભાગ ૫ માંથી)





## —: ત્રિવેણી સંગમ–પ્રયાગમાં :—

સમયને જતાં વાર લાગતી નથી. જોતજોતામાં તો વૈશાખ મહિનો આવી પહોંચ્યો. ભારતનાં વિભિન્ન સ્થાનોમાં ફરતો ફરતો હું તીર્થરાજ પ્રયાગ ( અલ્હાબાદ ) પહોંચ્યો. તે દિવસોમાં માતા આનંદમયી પણ પ્રયાગમાં નિવાસ કરતા તેમના એક બંગાળી ભક્તને ત્યાં ઊતર્યાં હતાં. ભક્તજનો એકઠા થઈને માતાજીનો જન્મોત્સવ ઊજવી રહ્યા હતા. મેં પણ તેમાં ભાગ લીધો અને થોડા દિવસ સુધી સત્સંગ પ્રાપ્ત કર્યો. એક દિવસ થોડા સમયને માટે ભારતના તે વખતનાં પ્રધાનમંત્રી શ્રી જવાહરલાલ નેહરુ, તેમનાં પુત્રી સૌ. ઇંદીરા ગાંધી તથા કેટલાક પ્રતિષ્ઠિત નરનારી સત્સંગનો લાભ લેવા આવ્યાં હતાં. આ પહેલાં મેં ક્યારે ય પંડિતજીને આવા ધર્મ–મહોત્સવમાં ધર્મ–પ્રવચનો અને ભજન કીર્તન સાંભળતા જોયા ન હતા, જેથી મને તેમની ઉપસ્થિતિથી ઘણું આશ્ચર્ય થયું. બીજે દિવસે મને વિશ્વસ્ત સૂત્રો દ્વારા જાણવા મળ્યું કે પંડિતજી ધાર્મિક સ્વભાવની વ્યક્તિ છે અને યોગાભ્યાસમાં વિશેષ અભિરુચિ રાખે છે, પણ તે બાહ્ય દેખાવમાં માનતા નથી. આથી જ આવા ખુલ્લા ધર્મમહોત્સવોમાં ક્વચિત્ જ ભાગ લે છે. જે હોય તે, પણ મેં એ નજરોનજર જોયું કે ભજન વખતે જ્યારે તે આંખો બંધ કરીને બેઠા હતા ત્યારે તે એકદમ સ્થિર હતા, જાણે ઊંડા ધ્યાનમાં ડૂબી ગયા ન હોય!

જન્મોત્સવને છેલ્લે દિવસે હું બેચાર ભક્તજનોની સાથે ત્રિવેણી સંગમમાં સ્નાન કરવા માટે ગયો. કિનારા પર ઊભા રહીને મેં એક દિશામાંથી દોડી આવતી શ્વેત રંગની ગંગાનું તથા બીજી દિશામાંથી નાચતી–કૂદતી આવતી શ્યામ રંગની યમુનાનું અદ્દભુત દૃશ્ય જોયું. જાણે તે બન્ને બહેનો એકબીજીને હર્ષથી ભેટી પડવા માટે આતુર બનીને ધસી રહી હોય તેવું લાગતું હતું. બન્ને પવિત્ર નદીઓ એકબીજીને જ્યાં મળે છે તે સ્થાનને "સંગમ" કહે છે. ત્યાં સ્નાન કરવાનું ઘણું માહાત્મ્ય ધર્મગ્રંથોમાં વર્ણવ્યું છે. ગંગા અને યમુના તો આંખો વડે જોઈ શકાય છે પણ સરસ્વતી અદૃશ્ય છે. જ્યાં ગંગા અને યમુનાનું સુભગ મિલન થાય છે ત્યાં અદૃશ્ય સરસ્વતી પણ મળે છે એવું ધર્મગ્રંથોમાં કહ્યું છે. યોગીજનો અને સિદ્ધમહાપુરુષોનો પણ આવો જ અનુભવ છે. આથી એ સંગમને "ત્રિવેણી સંગમ" કહેવામાં આવે છે.

ભારતનાં તીર્થક્ષેત્રોમાં પ્રયાગ અને ત્રિવેણી સંગમના માહાત્મ્યથી ધર્મગ્રંથોના અસંખ્ય પાનાં ભર્યાં પડ્યાં છે. આ પ્રાચીન તીર્થક્ષેત્રનો ત્રિવેણી સંગમ તટ અસંખ્ય ઋષિમુનિઓની લાંબા સમયની કઠિન તપસ્યાથી ઉત્પન્ન થયેલાં પવિત્ર અને શક્તિશાળી આંદોલનોથી સદૈવ સ્પંદિત થતો હતો; તેની પુનિત ભૂમિનું વાયુમંડળ સૃષ્ટિકર્તા બ્રહ્મા અને અનેક ચક્રવર્તી રાજાઓ દ્વારા યોજવામાં આવેલા ઘણા મહાયજ્ઞોના પવિત્ર અને સુગંધિત ધુમાડાથી સદૈવ આચ્છાદિત રહેતું હતું. અત્યારે પણ અસંખ્ય સંતપ્ત લોકો આ પવિત્ર ત્રિવેણીસંગમમાં સ્નાન કરીને શાંતિ મેળવે છે અને પોતાની જાતને અત્યંત ભાગ્યશાળી સમજે છે.

અમે બધા જ્યારે ત્રિતાપહારી ત્રિવેણીના પવિત્ર જળમાં સ્નાન કરવાના હેતુથી ઊતર્યા ત્યારે અમને પણ તે સ્થાનમાં વિદ્યમાન ચેતનવંતા વાયુમંડળની અનુભૂતિ થઈ અને મુખમાંથી શબ્દો સરી પડ્યા–'જય ગંગે, જય યમુને, જય સરસ્વતી.' ભક્તિભાવ ભર્યાં આંસુથી આંખો પણ છલકાઈ ગઈ. ત્યારપછી તે પવિત્ર જળમાં વારંવાર ડૂબકીઓ મારતાં અને જળનું પાન કરતાં અમે ભીતર અને બહારથી જાણે શુદ્ધ થઈ રહ્યાં છીએ એવો અનુભવ થવા લાગ્યો. તે વખતના આનંદનું શબ્દોમાં જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે.

સ્નાન કરતી વખતે મને વિચાર સ્ફૂર્યો કે જો હું કૈલાસયાત્રામાં સાથે થોડું ત્રિવેણીનું જળ લઈ જાઉં તો કૈલાસ પહોંચીને તેના વડે ભગવાનનાં પવિત્ર ચરણો પર અભિષેક કરી શકું. આ વિચારને મેં તરત જ અમલમાં મૂકતાં પવિત્ર જળથી કમંડલુ ભરી લીધું અને અશ્રુપૂર્ણ નયને કૈલાસપતિ ભગવાનને પ્રાર્થના કરીઃ હે પ્રભો ! મારી યાત્રા નિર્વિઘ્નપણે પાર પડે અને તારી અદ્ભુત અનુભૂતિઓ પ્રાપ્ત કરી હું શીઘ્ર આ ત્રિવેણી સંગમે પુનરાગમન કરું.'

ત્યારપછી સંગમમાંથી અમે બધા બહાર નીકળ્યા અને વસ્ત્રો બદલીને તટ પર થોડો સમય જપ-ધ્યાન કર્યું. તે વખતનું વાતાવરણ દિવ્ય હતું. ત્યાંથી ઊઠીને અમે તીર્થક્ષેત્રને વારંવાર પ્રણામ કર્યા, આજુબાજુની દિવ્યતા નિહાળી અને પછી ભક્તિભાવભર્યા હૃદયે ત્યાંથી પ્રસ્થાન કર્યું.

પ્રયાગથી એક દિવસ માટે હું તીર્થક્ષેત્ર કાશી જઈને ભગવાન શ્રી કાશીવિશ્વનાથ અને માતા અન્નપૂર્ણા તેમ જ સંત શ્રી તુલસીદાસની પ્રેરણામૂર્તિ શ્રી સંકટમોચન હનુમાનજીનાં દર્શન કરી આવ્યો. મારી કૈલાસયાત્રાની સફળતામાં આ કાશીયાત્રાએ અને દેવદર્શને કેવો ચમત્કાર કર્યો હતો તે વિષે આપણે આ ગ્રંથમાં અન્યત્ર જોઈશું.

એક શુભ દિવસે, તારીખ પાંચમી મે. શુક્રવારે સાંજે, હું કૈલાસયાત્રાએ જવા માટે અલ્હાબાદના રેલ્વેસ્ટેશને આવી પહોંચ્યો. તે વખતે મારામાં અદમ્ય ઉત્સાહ અને અનેરો આનંદ ઊભરાઈ રહ્યો હતો.

રેલ્વે સ્ટેશનના દ્વાર પર મેં એક ચીનીને ઉભેલો જોયો. તે કોઈને વળાવવા આવ્યો હોય તેમ તેના હાઉભાઉથી લાગતું હતું. તે ગોરા અને ઠીંગણા માણસને મેં કયાંક જોયો હોય તેવું મને લાગ્યું, જેથી હું મારા ભૂતકાળના પાનાં ઉથલાવીને તેના વિષે તેમાં શોધવા લાગ્યો. મને થયું કે મેં તેને કદાચ કાશીમાં તો નહીં જોયો હોય ! એટલામાં તેણે મારા તરફ નજર પડતાં જ પોતાનો હાથ ઉંચો કરીને હવામાં હલાવ્યો અને થોડીવારમાં તો તે મારી પાસે આવીને ઊભો રહ્યો. તરત જ મેં તેને ઓળખી કાઢયો. અમે બન્ને હસી પડ્યા અને એક બીજાને 'નમસ્તે' કહીને આદરભાવ વ્યક્ત કર્યો. તે ચીનદેશીય સજ્જન અલ્હાબાદ યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાન તેમજ ચીની ભાષાનો પ્રોફેસર હતો. તેનું નામ હતું ડૉકટર. ચાઉ સ્યાંગ કુંગ. કાશીમાં રહીને

તેણે Ph. D. ની ડીગ્રી મેળવી હતી. તેણે જ્યારે મારી પાસેથી જાણ્યું કે હું અત્યારે પશ્ચિમ તિબેટના કૈલાસ–માનસરોવરની યાત્રાએ જઈ રહ્યો છું ત્યારે તેણે બુદ્ધધર્મના અનુયાયી તરીકે પોતાનું મસ્તક મારા તરફ નમાવીને વંદન કર્યા અને મને જણાવ્યું કે તિબેટમાં જઈને પવિત્ર કૈલાસને તેના આ પ્રમાણે વંદન નિવેદન કરજો. મેં તેને આ માટે વચન આપ્યું. ત્યાર પછી થોડી વાતચીત બાદ અમે બન્ને છૂટા પડચા.




—: દૃઢ સંકલ્પ :—

એક દિવસ મેં મારા મિત્ર બૌદ્ધ લામાને કહ્યું, "મેં ચીનના ધર્મગ્રંથોમાં વાંચ્યું છે કે માનસરોવરની પાસે કૈલાસ નામે પવિત્ર તીર્થ–પર્વત છે. મારી ઇચ્છા છે કે હું તે તીર્થક્ષેત્રના દર્શન કરું. આપ કૃપા કરીને ઉચિત વ્યવસ્થા કરી આપો."

મારી વાત સાંભળીને તે કહેવા લાગ્યા, "મારી પણ ત્યાં જવાની ઘણી વાર ઇચ્છા થઈ કિન્તુ માર્ગ એટલો તો વિકટ છે કે ફક્ત એકાદ–બે નોકરોને સાથે લઈને ત્યાં જવું તે એક મોટું સાહસ વહોરવા જેવું છે. તમે પણ તે સંકલ્પ છોડી દો."

મેં ઉત્તર આપ્યો— બુદ્ધદેવે પણ કહ્યું છે, "જે ઉત્પન્ન થાય છે તે અવશ્ય જ મરે છે." આથી મને મૃત્યુનો જરાપણ ભય નથી. શું મારું મૃત્યુ અહીં આ સ્થાને નથી થઈ શકતું? આથી તો આવાં તીર્થસ્થાનમાં મૃત્યુ થાય તે સારું કહી શકાય.

("માય થ્રી ઇયર્સ ઇન તિબેટ" પુસ્તકમાંથી.
લેખક–લામા એકાઈ કાવાગુચી. )





## —: કૈલાસના માર્ગે નૈનીતાલ તરફ :—

જેવી રીતે હિમાલયનાં ચારધામ : યમુનોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદરીનાથની યાત્રાના ઇચ્છુક લોકોને ઉત્તર-પ્રદેશના હરદ્વાર સ્ટેશને ઊતરવું પડે છે, અમરનાથની યાત્રાના ઇચ્છુક લોકોને ઉત્તર-ભારતના આખરી રેલ્વે સ્ટેશન પઠાણકોટ ઊતરવું પડે છે તેવી જ રીતે અલમોડાના સરળ, ટૂંકા અને સગવડતા ભર્યા માર્ગે થઈ ને કૈલાસ-માનસરોવરની યાત્રાના ઇચ્છુક લોકોને ઉત્તર-ભારતના આખરી રેલ્વે સ્ટેશન કાઠગોદામ ઊતરવું પડે છે. મદ્રાસ, મુંબઈ, સૌરાષ્ટ્ર અને દિલ્હી તરફના કૈલાસયાત્રીએ આગ્રાફોર્ટ રેલ્વે સ્ટેશને પહોંચીને ત્યાંથી-ઉત્તર રેલ્વેની કુમાઉં-એક્સ્પ્રેસ દ્વારા કાઠગોદામ પહોંચવું પડે છે; અથવા મદ્રાસ, મુંબઈ તરફના યાત્રીએ સીધા દિલ્હી પહોંચીને ત્યાંથી રેલ્વે દ્વારા બરેલી, અથવા મુરાદાબાદ જવું પડે છે. ત્યાંથી મોટરબસ દ્વારા કાઠગોદામ થઈ ને તે અલમોડા પહોંચે છે. કલકત્તા, વારાણસી કે પ્રયાગ તરફના યાત્રીઓ દેહરાદૂન-એક્સ્પ્રેસ અથવા પંજાબ મેલમાં બરેલી કે મુરાદાબાદ સ્ટેશને ઊતરી ત્યાંથી મોટરબસમાં કાઠગોદામ થઈને અલમોડા પહોંચે છે. યાત્રામાં વસ્ત્ર, ઔષધ, વાસણો, એવી કાંઈ જરૂરી વસ્તુઓ. ઘેરથી પોતાની સાથે લઈ આવનાર યાત્રી જો અલમોડા થઈ ને આગળ જવા ન ઇચ્છે તો તે બરેલી રેલ્વે સ્ટેશનેથી રેલ્વે દ્વારા ટનકપુર પહોંચીને ત્યાંથી સીધો

પિથૌરાગઢ પહોંચી શકે છે. કલકત્તા, વારાણસી અને પ્રયાગ તરફના યાત્રી માટે લખનૌથી નૈનીતાલ-એક્સપ્રેસ દ્વારા કાઠગોદામ પહોંચવું ઘણું સગવડતાભર્યું છે

કૈલાસયાત્રાએ જવા માટે જ્યારે હું અલ્હાબાદ રેલ્વે સ્ટેશને પહોંચ્યા બાદ કાઠગોદામની ટિકિટ ખરીદવા માટે ટિકિટબારી તરફ જઈ રહ્યો હતો તેવામાં રસ્તામાં મને મારા એક પરિચિત સજ્જન મળી ગયા. તે ભાઈ રાજસ્થાનના કુચામન સ્ટેટના રાજાસાહેબ શ્રી પ્રતાપ-સિંહજી હતા. તે કોઈ સંબંધીને વિદાય કરવા સ્ટેશન પર આવ્યા હતા. મને જોઈને તે ઘણા જ પ્રસન્ન થઈ ગયા અને મારા કાર્યક્રમ વિષે પૂછપરછ કરી. જ્યારે તેમણે મારી પાસેથી જાણ્યું કે હું કૈલાસયાત્રા માટે કાઠગોદામ થઈને અલમોડા જવા માગું છું ત્યારે તેમણે મને સસ્નેહ આગ્રહ કર્યો કે તેમની સાથે મોટરમાં હું લખનૌ થઈને કાઠગોદામ-નૈનીતાલ ચાલું અને નૈનીતાલમાં આવેલા તેમના બંગલામાં તેઓની સાથે થોડા દિવસ રહીને સત્સંગનો લાભ આપું.. ત્યારબાદ અલમોડા જાઉં. મને પણ તેમની દરખાસ્ત ગમી અને તરત જ મેં તેમના નિમંત્રણનો સ્વીકાર કર્યો. આથી તેમને ઘણો આનંદ થયો. કૈલાસયાત્રાની શરૂઆતમાં જ મને આવી સહાયતા અચાનક મળી તેને મેં કૈલાસપતિની કૃપા અને આ કઠિન યાત્રાની સફળતાના શુભ શુકન માન્યા. થોડી વારે ટ્રેન ધસમસતી આવી. કેટલાક લોકો ઉતર્યા ને કેટલાક ચડયા. નિશ્ચિત્ સમયે ગાડી ત્યાંથી રવાના થઈ. ત્યાર પછી હું અને રાજાસાહેબ સ્ટેશનમાંથી બહાર નીકળ્યા. તેમનો ડ્રાઈવર મોટર લઈને બહાર ઊભો હતો. અમે બન્ને મોટરમાં બેઠા અને મોટર અલ્હાબાદથી લખનૌ તરફના માર્ગે ઝડપથી આગળ વધવા લાગી. કેટલાક કલાકોના પ્રવાસ બાદ અમે લખનૌ આવી પહોંચ્યા. મને રાજાસાહેબની સાથે આવેલો જોઈને આખું ય રાજકુટુંબ ઘણું જ પ્રસન્ન થઈ ગયું. લખનૌમાંના તેઓના રાજમહેલમાં હું વિશેષ અતિથિરૂપે એક દિવસ રહ્યો. બીજે જ દિવસે અમે લખનૌથી નૈનીતાલ જવા માટે નીકળ્યા. આ યાત્રામાં રાજકુટુંબ સાથે હતું. અમે સર્વે મોટર દ્વારા નહીં પણ રાત્રિની ટ્રેન દ્વારા યાત્રા કરવાના હતા. પહેલેથી જ પ્રથમવર્ગના બે ડબા રીઝર્વ્ડ ( સુરક્ષિત ) કરાવ્યા હતા. લખનૌ સ્ટેશન પર પહોંચીને જોયું તો નૈનીતાલ તરફની ગાડી

"બ્લૂમાઉન્ટન એક્સ્પ્રેસ" નાની હતી પણ તેમાં ચડનારા લોકોની ભીડ ઘણી હતી. આ ગાડીમાં અમારા બે ડબા સુરક્ષિત હતા તેથી અમને જગા મેળવવામાં કોઈ પણ જાતની મુશ્કેલી ન પડી. મારી કૈલાસયાત્રાના 'શ્રી ગણેશ' આવી રીતે આપોઆપ થઇ ગયા, એ મારી ભવિષ્યની સફળતાનો એક પ્રકારનો સંકેત જ હતો. સમય થતાં જ અમારી બ્લૂરંગના ડબાવાળી બ્લૂમાઉન્ટન ગાડી લખનૌને સલામ કરીને ત્યાંથી રવાના થઈ ગઈ. થોડી વાર સુધી તો ડબાની બારીઓમાંથી દેખાતા શહેરના વીજળીના દીવાઓ જાણે કે તોફાની છોકરાઓની જેમ અમારી ગાડીની સાથે દોડતા દોડતા આગળ જવા માટે હરીફાઈ કરી રહ્યા હોય એમ જણાતું હતું; પણ જેમ જેમ ગાડી અંધારી રાતને ભેદતી પોતાની ગતિ વધારવા લાગી તેમ તેમ ટમટમતા તે દીપક જાણે એક પછી એક અમારો પીછો છોડવા લાગ્યા. આખરે ઘોર અંધારી રાતે બિચારી ગાડી એકલી પડી ગઈ! પૂરઝડપે આગળ વધતી ગાડીના અવાજમાં ગાડીના ડબાઓની અંદરની ભીડનો અવાજ ધીમે ધીમે વિલીન થતો ગયો. જેવી રીતે કોઈ શાક વેચનારો ફેરીઓ પોતાની શાકની ટોપલી હલાવીને અંદરના શાકને બરાબર ગોઠવી દે છે તેવી રીતે આગળ વધતી અમારી ગાડીએ પણ પોતાના ડબાને આમ-તેમ સારી રીતે હલાવ્યા અને અંદર ઊભેલાં માણસો માટે બેસવાની જગ્યા કરી દીધી જેથી તે લોકો શાંત થઈ ગયા. એ વાત તદ્દન સાચી છે કે જ્યાં સુધી પોતાનો સ્વાર્થ સિદ્ધ નથી થતો ત્યાં સુધી બધાં મનુષ્ય રો-કકળ ને હાહો કર્યા કરે છે.

અમે બધાં બારીમાંથી બહાર દેખાતાં અસંખ્ય નક્ષત્રોથી શોભાયમાન આકાશનાં દર્શન કરતાં કરતાં ટ્રેનયાત્રાનો આનંદ માણી રહ્યાં હતાં અને સાથોસાથ વિશ્વનિયંતાની અમાપ દિવ્ય શક્તિ વિષે વાતચીત પણ કરી રહ્યાં હતાં. કિન્તુ જેમ જેમ અમારી કાંડા ઘડિયાળના કાંટા "બાર" ના આંકડાની પાસે આવતા ગયા તેમતેમ અમે નિદ્રાદેવીના ખોળામાં સમાતા આખરે પૂરેપૂરા તેને શરણે ગયા. ઊંઘમાં કોણ જાણે છે કે તે કોણ છે? ક્યાં છે? અને ક્યાં જઈ રહ્યો છે?

રાતની લાંબી મુસાફરી પૂરી કરીને સવારે હલદ્વાની સ્ટેશનના પ્લેટફોર્મની ઉપર આવીને અમારી ગાડી ઊભી રહી. મેં ડબાની

બારીમાંથી બહાર દૃષ્ટિ નાંખી તો સ્ટેશન ઘણું સુંદર અને સ્વચ્છ, જણાયું, જેથી હું ડબાનું દ્વાર ખોલીને પ્લેટફોર્મ પર ઊતરી પડ્યો. મેં એન્જીન તરફ જોયું તો ત્યાં બે એન્જીનો જોડેલાં હતાં. શાબાશ ગાડી બાઈ! આખરે તેં અમોને સમયસર પર્વતની ગોદમાં પહોંચાડી તો દીધાં જ.

આ સ્ટેશને ગાડીના મોટા ભાગના મુસાફરો ઊતરી પડ્યા. ગાડી જાણે કે ખાલી થઈ ગઈ. આ બાબતમાં એક જાણકાર પાસેથી માહિતી મળી કે આ હલદ્વાની સ્ટેશન આ તરફનું મોટું વેપારી કેન્દ્ર છે. નૈનીતાલ, અલમોડા વગેરે પર્વતીય નગરોમાં જનારા મોટર, મોટરબસ વગેરે વાહનો અહીંથી રવાના થાય છે. અહીંથી યાત્રીઓને બસમાં બેસવાની સારી જગા મળી જાય છે. ઘણી વાર કાઠગોદામ સ્ટેશનેથી બસમાં બેસનારા મુસાફરોને ભીડને લીધે જગા મળવી કઠિન થઈ પડે છે તેથી તેને બીજી બસોમાં જગા મેળવવા માટે કેટલોક સમય ગુમાવવો પડે છે.

હલદ્વાની [ ઉત્તર આક્ષાંશ ૧૯°૧૩′, પૂર્વ રેખાંશ ૭૯°૩૨′, ઊંચાઈ સમુદ્રની સપાટીથી ૧,૪૩૪ ફૂટ ] આ તરફનું મોટું વેપારી કેન્દ્ર છે. કહે છે કે ઘણાં વર્ષો પહેલાં આ જગાએ હળદર વૃક્ષ [ADINA CORDOFOLIA]નું મોટું જંગલ હતું. આથી આ જગાનું નામ "હલદ્વાની" પડયું. કુમાઊઁ પ્રદેશના પહેલા અંગ્રેજ કમિશ્નર મિસ્ટર ટ્રેલ સાહેબે ઈ. સ. ૧૮૩૪ માં આ બજાર વસાવ્યું હતું. અત્યારે અહીં સ્કૂલ, ઇંટર કોલેજ, મહાવિદ્યાલય, સંસ્કૃત પાઠશાળા, હોસ્પિટલ, ધર્મશાળા, પોસ્ટ-તાર-ટેલિફોન ઑફિસ વગેરે થઈ ગયાં છે. કૈલાસ-માનસરોવરની યાત્રાએ જનારા લોકો મોટા ભાગની પોતાની જરૂરિયાતની વસ્તુઓ અહીંથી ખરીદી લે છે, કારણ કે નૈનીતાલ અને અલમોડા કરતાં અહીં વસ્તુઓ ઘણી સસ્તી હોય છે.

હલદ્વાની રેલ્વે સ્ટેશને અમારી ગાડીએ હંમેશ કરતાં થોડો વધારે વિશ્રામ કર્યો. અહીંથી કાઠગોદામ લગભગ પાંચ માઈલ દૂર છે, આથી હવે કદાચ તેને ઉતાવળ કરવી પસંદ નહીં હોય ! છેવટે તે ચાલી......અને માર્ગનું ચઢાણ ચડતી ચડતી, ઘણાં ઠેકાણે

થોડો થોડો દમ લેતી લેતી વીસેક મિનિટ પછી તે આખરના રેલ્વે સ્ટેશન કાઠગોદામના પ્લેટફૉર્મમાં હર્ષધ્વનિ કરતી દાખલ થઈ.

લખનૌથી રવાના થતા પહેલાં જ અમારા આગમનની સૂચના તાર દ્વારા કાઠગોદામના સ્ટેશનમાસ્તર અને નૈનીતાલની સરકારી મોટર-એજન્સીને આપી દેવામાં આવી હતી, તેથી સ્ટેશનના યાર્ડમાં ઊભેલી સરકારી મોટરો અમારી રાહ જોઈ રહી હતી. ટ્રેન ઊભી રહેતાં જ હૃષ્ટપુષ્ટ અને આનંદી ચહેરાવાળા બેત્રણ પહાડી મજૂરો અમારા ડબામાં આવ્યા અને બધો સમાન નીચે ઉતારીને મોટરોમાં મૂકવા લાગ્યા. તે દરમિયાન મેં કાઠગોદામનું નાનું છતાંય સુંદર અને સ્વચ્છ સ્ટેશન સારી રીતે જોઈ લીધું. સાથેના રાજકુટુંબે પ્રથમ વર્ગના વિશ્રામગૃહમાં જઈને થોડો વિશ્રામ પણ કરી લીધો. એટલામાં તો " ચાલો....જી " સૂચવતું મોટરનું હૉર્ન વાગ્યું અને અમે બધાં મોટરો પાસે જઈ પહોંચ્યાં. મોટરોમાં પોતપોતાની જગાએ બધાં વ્યવસ્થિત ગોઠવાઈ જતાં બન્ને મોટરો નૈનીતાલ તરફ રવાના થઈ.

**કાઠગોદામ** [ અક્ષાંશ ૨૯° ૧૯′, રેખાંશ ૭૯° ૩૩′ ], ઉત્તર રેલ્વેની નાની લાઈનનું આ અંતિમ સ્ટેશન છે. કહે છે કે ઘણાં વર્ષ પહેલાં અહીં લાકડાનાં ગોદામ ( વખારો ) હતાં. પહાડોમાંથી સૂકાં લાકડાં કાપીકાપીને નીચેની આ જગાએ લાવી તે એકઠાં કરવામાં આવતાં હતાં, તેથી આ સ્થાનનું નામ " કાઠગોદામ " ( કાઠ=સૂકાં લાકડાં, ગોદામ=વખાર ) પડ્યું. ઈ. સ. ૧૮૮૨ માં 'બરેલી'થી અહીં સુધીની રેલ્વે શરૂ થઈ. અહીંથી મોટરબસ દ્વારા 'નૈનીતાલ' ૨૨ માઈલ દૂર છે, જ્યારે અહીંથી ભવાલી, ખૈરના અને રાણીખેત થઈને 'અલમોડા' લગભગ ૭૭ માઈલ દૂર છે. કાઠગોદામમાં પોસ્ટ-તાર અને ટેલિફોન ઑફિસ, સરકારી રેસ્ટહાઉસ, હૉટલ, મોટરબસ-સ્ટેશન વગેરે છે.

અમારી બન્ને મોટરો પહાડના ક્યારેક સીધા તો ક્યારેક સર્પાકાર, ક્યારેક ઊંચે ચડતા તો ક્યારેક છેક નીચે જતા પાકા માર્ગ પર પોતાની એકધારી ઝડપે દોડી રહી હતી. જાણે એમ લાગતું હતું કે ઠંડા થઈ જામી ગયેલા સમુદ્રના તરંગોરૂપી પર્વતમાળા પર બે નાની

હોડીઓ તરી રહી ન હોય! માર્ગમાં આવતા નાના મોટા, આંખોને આનંદ આપે તેવા લીલાછમ પહાડો અને મનમોહક વનશ્રી, નીચે તરફ વહેતી નાચતી કૂદતી અને ધીમું છતાં ય મધુર પર્વતીય સંગીત રેલાવતી નાની નદી, લીલોતરીવાળા પહાડોની સુગંધને ચારે બાજુએ ફેલાવતો મંદ મંદ વહેતો શીતળ વાયુ, નીલરંગી આકાશમાં સ્વચ્છંદપણે ઊડી રહેલાં નાનાં મોટાં આનંદી પર્વતીય પક્ષીઓ વગેરેએ અમને ઘણા આનંદમગ્ન કરી દીધા. સાચે જ પર્વતોની યાત્રા માનવીની સંકુચિત મનોવૃત્તિરૂપી દીવાલને ભેદીને તેનામાં સાહસ, ધૈર્ય, આત્મવિશ્વાસ અને વિશ્વની અદૃશ્ય મહાશક્તિમાં શ્રદ્ધાભક્તિ વગેરે સદ્‌ગુણોની દિનપ્રતિદિન વૃદ્ધિ કરતી રહે છે, જેનાથી તેની દૃષ્ટિ વ્યાપક બનતી જાય છે અને તેનામાં વિશ્વબંધુત્વની ભાવના સુદૃઢ થવા લાગે છે. આથી તો અનુભવી લોકો કહે છે ને કે, યાત્રા અને પ્રવાસ યુવાનીમાં જેટલો કરી શકાય તેટલો વધારે કરી લેવો જોઈએ. કાલની કોને ખબર છે? ઉર્દૂના એક શાયરે સાચું જ કહ્યું છે કે—

सैर कर गाफ़िल जहाँकी, जिन्दगानी फिर कहां!
जिन्दगी गर कुछ रही, तो नौजवानी फिर कहां!!

જેમ જેમ અમારી મોટર સુંદર અને સ્વચ્છ માર્ગ પૂરો કરીને પહાડ પર ચડવા લાગી તેમ તેમ યાત્રીઓને ચક્કર આવવા લાગ્યાં. તેનાથી બચવા માટે સહયાત્રીઓ બે પગમાં માથું નાંખીને સૂવાનો પ્રયત્ન કરવા લાગ્યા. હું મોટરની આગલી બેઠક પર ડ્રાઈવરની બાજુમાં બેઠો હતો, એટલે મને બીજા કરતાં ચક્કરની અસર ઓછી જણાતી હતી. ચક્કરથી બચવા માટે મેં મારી નજરને ચારે બાજુના પહાડોની શોભા તરફ ફેરવી. વચ્ચે વચ્ચે મારી દૃષ્ટિ ઉપરના નીલરંગી આકાશ તરફ પણ દોડી જતી. મને યાદ છે કે હિમાલયના બદરીનાથ અને કેદારનાથની યાત્રામાં જ્યારે મોટર આવી જાતના વાંકાચૂંકા રસ્તા ઉપર દોડતી પહાડો ચડતી ઊતરતી હતી, ત્યારે તેની અંદર બેઠેલા ઘણા ય યાત્રીઓ ચક્કર આવવાથી સૂવા લાગતા હતા. કેટલાક યાત્રીઓ તો ચક્કર આવવાથી મોટરબસની બારીમાંથી મુખ બહાર કાઢીને ઊલટી કરવા લાગતા હતા. મોટરબસ દ્વારા સિમલા,

ઊટી ( ઉટાકામંડ ) ઇત્યાદિ પર્વતનગરોમાં હરવાફરવા માટે જનાર મોટા ભાગના યાત્રીઓના આવા જ હાલ થાય છે. પાકા લીંબુના ટુકડા પર કાળા મરીનો ભૂકો અને મીઠું ભભરાવીને એ ટુકડા મુખમાં રાખવાથી ચક્કર આવતાં નથી, જો આવતાં હોય તો ઓછાં થવા લાગે છે. લીંબુના રસમાં ભીંજવેલા આદુના ટુકડાની સૂકવણી જો મુખમાં રાખી મૂકવામાં આવે તો પણ ઘણાં ઓછાં ચક્કર આવે છે, કે આવતાં નથી. કાશ્મીર પ્રદેશની 'અમરનાથની યાત્રા'માં મોટરબસ દ્વારા જમ્મૂથી શ્રીનગર જતી વખતે હું મારી સાથે ઘણાં લીંબુ લઈ ગયો હતો, તેથી મને અને બીજા સહયાત્રીઓને એનાથી ઘણો ફાયદો થયો હતો. મોટરબસમાં આવતાં ચક્કરથી બચવા માટે ઘણા યાત્રી પોતાની પાસે "એન્ટિ-વૉમિટિંગ ટેબ્લેટ્સ" નામની દવા રાખે છે. મોટરબસ દ્વારા પહાડોની યાત્રાના અનુભવથી હું એ વાત સારી રીતે સમજ્યો છું કે જે યાત્રી ડ્રાઈવરની પાસેની બેઠક પર બેસીને મુસાફરી કરે છે તેને મોટરબસમાં બેઠેલા બીજા યાત્રીઓ કરતાં ઘણાં ઓછાં ચક્કર આવે છે. આનું કારણ એ છે કે આ જગાએથી દેખાતું ચારે બાજુનું દૃશ્ય એવું તો સ્પષ્ટ અને સુંદર દેખાય છે કે યાત્રીનું મન બહાર ખેંચાઈ જાય છે, તેથી તેને ચક્કરની અસર પ્રમાણમાં ઘણી જ ઓછી થાય છે.

અમારી મોટર ઝડપથી આગળ વધી રહી હતી. તેની અંદરનું વાતાવરણ શાંત હતું. લગભગ બધા યાત્રીઓ સૂવા લાગ્યા હતા, તેમ છતાં ય શાંત વાતાવરણનો ભંગ કરતાં મેં ડ્રાઈવરને ધીમેથી પૂછ્યું, "ભાઈ, 'અલમોડા' કઈ દશામાં આવેલું છે?" આ સાંભળી તે થોડી વાર તો મૂંગો રહ્યો. એ જોઈ મને તરત જ એ વાત યાદ આવી ગઈ કે પહાડોના રસ્તે જ્યારે મોટર પૂરઝડપે દોડતી હોય ત્યારે તેના ડ્રાઈવરની સાથે વાતચીત કરવાથી તેના જવાબદારીભર્યા કાર્યમાં અડચણ પડે છે. આમ થવાથી ડ્રાઈવર પોતાનું લક્ષ્ય ગુમાવી દે છે ને મોટર પરનો પોતાનો કાબૂ ખોઈ બેસવાથી મોટો અકસ્માત કરી બેસે છે. આથી મેં તેને બીજી વાર પ્રશ્ન પૂછ્યો નહીં અને મૂંગો જ બેસી રહ્યો. ડ્રાઈવર જાણે મારો મનોભાવ સમજી ગયો હોય તેમ તે પોતાની નજર આગળના રસ્તા પર રાખીને તથા મુખ મારા તરફ ફેરવ્યા વિના જ નમ્રતાપૂર્વક જવાબ દેવા લાગ્યો—"મહારાજજી!

આપને એ તો યાદ હશે જ કે કાઠગોદામ રેલ્વે સ્ટેશનેથી નીકળી ૧૨ માઈલનો રસ્તો પૂરો કર્યા બાદ આપણી મોટર એક જગાએ થોડી ધીમી પડી હતી અને તે રસ્તે આગળ ન જતાં ડાબી બાજુના રસ્તે વળી હતી. જે સીધો રસ્તો ત્યાંથી આગળ જતો હતો તે ભવાલી થઈને અલમોડા જતો હતો. તે માર્ગે ૧ માઈલ આગળ ગયા બાદ એક જગાએથી પહાડ પર જવાની પગદંડી શરૂ થાય છે. તે વાટે જતાં નૈનીતાલ કેવળ ત્રણ માઈલ દૂર છે." ડ્રાઈવરની આ વાત સાંભળી મને યાદ આવી ગયું કે જ્યાંથી અમારી મોટરે અલમોડા તરફ જવાનો રસ્તો છોડીને ડાબા હાથ તરફ વળાંક લીધો હતો તે જગાએ લાકડાનું એક સાઈન-બૉર્ડ હતું જેના પર 'અલમોડા' અને 'નૈનીતાલ'ની બેઉ દિશાઓ તીર દ્વારા બતાવી હતી.

મોટરમાં પાછી પહેલાંની જેમ શાંતિ છવાઈ ગઈ. થોડી ક્ષણ પછી ડ્રાઈવરે જ વાતચીત શરૂ કરી : "સામેના પહાડ ઉપર જે બે સુંદર મકાન દેખાઈ રહ્યાં છે, તે નૈનીતાલ શહેરનાં છે." સાચે જ સામે દેખાતાં એ પહાડ પરનાં સફેદ રંગનાં નાનાં મોટાં ઘરો ચિત્તને હરી લે એવાં હતાં. જાણે એમ લાગતું હતું કે કપાસના છોડ પર રૂનાં દૂંડવાં બેઠેલાં છે! કેટલાંક મકાનો તો જાણે પહાડના શિખર પર બેઠેલાં હોય તેવાં દેખાતાં હતાં અને કેટલાંક તો પહાડની તળેટી સુધી પથરાયેલાં નજરે પડતાં હતાં. વળી કેટલાંક મકાનો લીલાંછમ વૃક્ષોની ઘટામાં સંતાયેલાં હોય તેવું અનુમાન થતું. પહાડોની લીલીછમ ભૂમિ, તેની ઉપર વાદળાં વિનાનું નીલરંગી આકાશ, પ્રેરણા આપતાં સૂર્યનાં સોનેરી કિરણો, ચારે બાજુનું નીતરતું પ્રાકૃતિક સૌંદર્ય, ધીમો વહેતો મધુર, માદક ને સુગંધી વાયુ—એ બધું શું બનાવટી સૌંદર્યથી સજાયેલાં શહેરોના ભાગ્યમાં ક્યારેય હોઈ શકે! આ સુન્દર પર્વત-નગરનું દૂરથી દેખાતું આનંદદાયક ચિત્ર જોતાં તો મને એમ જ લાગતું હતું કે વિશ્વના સર્જનહારની મહાન શક્તિનો થોડોક અંશ થોડી વાર માટે પણ જો મને મળે તો, જેવી રીતે ખેડૂત ખેતરમાં દાણા વેરી દે છે તેવી રીતે હું ખીચોખીચ ઘરોવાળા દુનિયાનાં બધાં ય શહેરોને મુઠ્ઠીઓમાં ભરીભરીને સૌંદર્યથી નીતરતા આવા પહાડોમાં વેરવિખેર કરી દઉં અને અસહ્ય શારીરિક તથા માનસિક રોગોથી પિડાતી માનવજાતિને ઉગારી લઉં.

આવી જાતના કલ્યાણકારી વિચારરૂપી પુષ્પોની માળાઓ ગૂંથતાં ગૂંથતાં કેટલો સમય ચાલ્યો ગયો તેનું મને ભાન રહ્યું નહીં. જ્યારે અમારી મોટર રસ્તાની એક બાજુએ ધીમી પડીને ઊભી રહી ત્યારે જ વિચારતંદ્રા ઓચિંતી તૂટી. ડ્રાઈવરે કહ્યું કે આ જકાતનાકું ( TOLL OFFICE ) છે. આ સાંભળતાં જ મોટરમાં સૂતેલા બધા યાત્રીઓ જાગી ગયા. આ સ્થળે 'નૈનીતાલ' નગરમાં જનાર દરેક પ્રવાસીને કર ( TAX ) આપવો પડે છે અને તે નાણાં નગરપાલિકાને મળે છે. મોટર મારફત આવનાર યાત્રીને માથાદીઠ બે રૂપિયા કર આપવો પડે છે, જ્યારે બસના પ્રત્યેક યાત્રીને એક રૂપિયો કર આપવો પડે છે. પગે ચાલીને આવનાર યાત્રીને પ્રવેશ-કર આપવો પડતો નથી. શહેરની અંદર મોટર લઈ જવા દેવામાં આવતી નથી. જો કોઈ વ્યક્તિ પોતાની મોટર શહેરમાં લઈ જવા ઇચ્છતી હોય, તો તે માટે તે ૧૦) રૂપિયાનો જુદો કર ભરી તેની રસીદ પોતાની પાસે રાખીને તે મોટર શહેરમાં લઈ જઈ શકે છે. અમે નિયમ અનુસાર અમારાં વાહનોનો તથા દરેક યાત્રીનો પ્રવેશ-કર ચૂકવી દીધો અને દબદબાથી શહેરમાં દાખલ થયા.

લીલીછમ રેશમી ચાદર ઓઢીને ધ્યાનમાં બેઠેલા દૂરના પહાડો હવે સામે સ્પષ્ટ દેખાવા લાગ્યા. પહાડો ઉપર ઊગેલાં ઊંચાં ઊંચાં લીલાં વૃક્ષો પોતાની ડાળીઓ રૂપી ધજાઓ ફરકાવતાં શહેરમાં આવનાર મહેમાનોને જાણે સંદેશો આપી રહ્યાં હતાં કે-' આ છે ભગવતી પરામ્બા નૈનાદેવીનો દરબાર.' અહા! કેવું નયનાભિરામ, ચિત્તાકર્ષક દૃશ્ય! સ્વચ્છ માર્ગ પર આગળ વધી રહેલી અમારી મોટરનો અવાજ સાંભળીને વૃક્ષઘટામાંથી બહાર ડોકિયું કાઢતા સોનેરી પાંખવાળા એક સુંદર મઝાના પક્ષીએ મધુર સ્વર આલાપ્યો. જાણે અતિથિના ભાવભર્યા સ્વાગત માટે પ્રકૃતિમાતાએ જ તેને આવી પ્રેરણા ન આપી હોય! મને વિચાર આવ્યો કે પ્રાકૃતિક સૌંદર્યથી નીતરતી આ પવિત્ર ભૂમિનો મનમોહક નાનકડો આ જીવ પણ આટલો સભ્ય અને અતિથિસત્કારની ઊંચી ભાવનાથી ભરેલો છે, તો પછી અહીંના નિવાસીઓના આતિથ્ય અને સભ્યતા વિષે શું કહેવાનું હોય! નૈનીતાલના નિવાસ દરમિયાન મને પાછળથી મારી આ ધારણા સાચી હોવાની પ્રતીતિ થઈ.

શહેરમાં પ્રવેશ કરતાં જ ડાબી બાજુએ ઘણી મોટરબસો ઊભેલી જોવામાં આવી. સહયાત્રીઓએ કહ્યું કે આ અહીંનું મોટરબસ સ્ટેન્ડ છે. અહીંથી રાણીખેત, અલમોડા વગેરે પર્વતીય શહેરો માટેની બસ મળે છે. શહેરમાં આવનાર પ્રવાસીઓની ગિરદી જોતાં મોટર–બસોની અછત સ્પષ્ટ દેખાઈ આવતી હતી. જેવી રીતે દિલ્હી શહેરથી સીધી મસૂરી સુધીની વાતાનુકૂલિત ( AIR-CONDITIONED ) બસોની વ્યવસ્થા છે, તેવી જ રીતની જો નૈનીતાલ સુધીની વ્યવસ્થા થઈ જાય તો પ્રવાસીઓને ઉનાળાના દિવસોમાં યાત્રામાં જે કાંઈ કષ્ટ પડે છે તે ઓછું થઈ જાય અને દેશના જુદાજુદા ભાગોમાંથી વધારે ને વધારે પર્યટકો ( પ્રવાસીઓ ) અહીં આવી આ સુંદર અને સ્વચ્છ નગરનો પૂરેપૂરો લાભ થઈ શકે. આમ કરવાથી થોડા જ દિવસોમાં આ પર્વતનગરનું આકર્ષણ ઘણું જ વધી જશે.

અમારી મોટર હવે તલ્લીતાલને કિનારે કિનારે મલ્લીતાલ તરફ આગળ વધવા લાગી. અહીંની પહાડી ભાષામાં સરોવરને 'તાલ' કહે છે. 'તાલ'ની ઉપરના ભાગને 'તલ્લી' તથા નીચેના ભાગને 'મલ્લી' કહે છે. ( જુઓ ચિત્ર નં.–૫ ). સરોવર પાસેનો માર્ગ ઘણો જ સ્વચ્છ અને સુંદર હતો. અરીસા જેવું સ્વચ્છ અને મનમોહક સરોવર, તેની વચ્ચેના ભાગમાં હંસોની જેમ વિહાર કરતી કેટલીક હોડીઓ, સરોવરને કિનારે ગૌરવથી ઊભેલાં ઊંચાં મસ્તકવાળાં લીલાંછમ વૃક્ષો–એ બધું યાત્રીઓના થાકને થોડી જ પળોમાં હરી લઈ તેનામાં નવો ઉત્સાહ રેડે છે. આ સ્થાનની પ્રેરણા આપનારી ગુલાબી ઠંડી હવાથી સહેજે અનુમાન કરી શકાય કે અહીંની ઊંચાઈ લગભગ છ હજાર ફૂટ તો હશે જ. અહીંથી સામેની બાજુમાં, સરોવરને કિનારે આવેલું નાનું એવું સુંદર મંદિર દેખાયું. મોટરમાં બેઠેલાં રાણીસાહેબાએ કહ્યું કે આ શહેરની રક્ષા કરનારી ભગવતી શ્રી નૈનાદેવીનું એ પીઠસ્થાન ( મંદિર ) છે. આ સાંભળીને મેં તે દિશામાં બે હાથ જોડીને ભક્તિભાવથી પ્રણામ કર્યા.

સુંદર અને સ્વચ્છ માર્ગે આગળ વધી રહેલી અમારી મોટર શહેરની એક શેરીમાં વળી. આ શેરીમાં થઈને અમારે અમારા નિવાસસ્થાને જવું હતું. થોડા આગળ વધ્યા તેવામાં ડ્રાઈવરે ઓચિંતી

જોરથી બ્રેક મારી અને મોટરને રોકી દીધી. આથી અંદર બેઠેલા યાત્રીઓને થોડો આંચકો તો લાગ્યો, પણ કોઈને કશી ય ઇજા ન થઈ. આવી રીતે ઓચિંતી બ્રેક મારવાનું કારણ એ હતું કે એક નાનકડો છોકરો જમણી બાજુની એક શેરીમાંથી દોડતો દોડતો બહાર આવી અમારી મોટરની તદ્દન નજીક પહોંચી ગયો હતો. છોકરાના દોડવાનો અવાજ કાને પડતાં જ અનુભવી ડ્રાઈવરે જલદી બ્રેક મારી હતી. જો ડ્રાઈવરે એ પ્રમાણે સમયસૂચકતા ન વાપરી હોત, તો છોકરાના તે ઘડીએ જ ફુરચેફુરચા ઊડી ગયા હોત ને અમારે "પહેલે જ કોળીએ માખી" જેવું થયું હોત. તેથી નૈનીતાલની અમારી યાત્રાનો રંગ જ એકદમ ફિક્કો પડી ગયો હોત. ભગવાને આ ભયંકર અકસ્માતમાંથી પેલા છોકરાની અને અમારા બધાની જે રક્ષા કરી તે માટે બધાએ મનોમન ભગવાનનો મોટો આભાર માન્યો અને જીવનમાં આવી રીતે નિર્વિઘ્ન રાખવા પ્રાર્થના કરી. અનુભવી સંતમહાત્મા કહે છે કે, કૈલાસનાં દર્શને જનાર વ્યક્તિની ભગવાન શંકર બધી ય રીતે રક્ષા કરે છે. આ વાતનું સ્પષ્ટ પ્રમાણ પહેલવહેલું અમને અહીં જોવા મળ્યું. એક સંતકવિએ સાચું જ લખ્યું છે કે :—

"जाको राखे साँईया, मार न सकहीं कोई ।
बांका बाल न कर सकें, जो जग वैरी होई ॥"




Kailas or 'kang-rinpoche' is the holiest mountain, like a great 'CHORTEN' (stupa)...

'Manasarovar' is the pearl of all the lakes in the world... (By Dr. Sven Hedin)



## —: પર્વતનગર નૈનીતાલમાં :—

એક શેરીમાંથી આગળ વધીને અમારી મોટર એક ઊંચાણવાળા રસ્તે થઈને પહાડ પરના એક સુંદર નિવાસસ્થાનમાં સહીસલામત પ્રવેશી. આ સ્થાનને થોડાં વર્ષ પહેલાં 'St Quaintine' કહેવામાં આવતું હતું, પણ અત્યારે "દીપકમહલ" કહેવામાં આવે છે. અહીં બેચાર દિવસ અગાઉ મોકલવામાં આવેલા નોકરચાકરે આખા ય મકાનને સાફસૂફ કરીને સારી રીતે સજાવી દીધું હતું. જે કાંઈ આવશ્યક વસ્તુઓ ખરીદવાની કહી હતી તે બધી ખરીદીને તૈયાર રાખી હતી. આ સમૃદ્ધ મકાનમાં દાખલ થતાં જ માળી અને નોકરચાકરોએ સામે આવીને પહાડી રીતરિવાજ મુજબ નીચે ઝૂકી ઝૂકીને બધાંનું ભાવભીનું સ્વાગત કર્યું. ઘરના બગીચામાં દાખલ થતાં જ ત્યાં ખીલેલાં સુંદર, સુગંધી, રંગબેરંગી ફૂલોએ અમારી થાકેલી આંખોને ઠંડક આપી અને ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરી દીધી. આનંદમાં ને આનંદમાં હું પાસેના ઘણા ઊંચા ચીડના ઝાડ નીચેના પથ્થરના ગોળ ચબૂતરા પર બેસી ગયો. અહીંથી ચારે બાજુના લીલાછમ પહાડો ઉપર દેખાતાં નાનાં મોટાં આકર્ષક ઘરો અને ત્યાં પહોંચવા માટેની સર્પાકાર વાંકીચૂંકી પગદંડીઓ, પહાડોની તળેટી સુધી નીચે અને દૂર દૂર સુધી ફેલાએલી ઘરોની હારો વગેરેના સુંદર દૃશ્યે અહીં સુધીના પ્રવાસથી ચડેલા થાકને ઘણો ઓછો કરી નાંખ્યો. ચીડના ઝાડ નીચે થોડો વિશ્રામ કર્યા પછી હું ભગવાનનું સ્મરણ કરતો કરતો ઓરડામાં દાખલ થયો.











કૈલાસ–માનસરોવર યાત્રાનો નકશો (શ્રી કૈલાસનું તથા શ્રી નારાયણસ્વામીનું ચિત્ર) (ચિત્ર નં. ૩)

Om ma ni pa dme hum hrim (ओं म णि प द्मे हुं ह्रीं)



તિબેટનો શક્તિશાળી મણિમંત્ર (ચિત્ર નં ૪)



પર્વતોનું રમણીય નગર — નૈનીતાલ (ચિત્ર નં. ૫)



ચીના પીક — નૈનીતાલ (ચિત્ર નં. ૬)





પહાડી પ્રદેશમાં ધ્યાનાભ્યાસ (ચિત્ર નં. ૭)

સુંદર પર્વતીય શહેર નૈનીતાલનો ઇતિહાસ ઘણો જ સરસ છે. શહેર ( અક્ષાંશ ૨૯°૨૪', રેખાંશ ૭૯°૨૮', ઊંચાઈ ૬,૩૫૦ ફૂટ ) નું નામ અહીંની અધિષ્ઠાત્રી ભગવતી નૈનાદેવીના પવિત્ર નામ પરથી પડયું છે. કોઈ કોઈ વિદ્વાનના મત અનુસાર આ ' નારાયણી દેવી ' છે, તો કોઈ પંડિત એને ' નૈનાદેવી ' કહે છે. કેટલાક વિદ્વાનો એવું માને છે કે ' નૈનાદેવી ' શબ્દ ' નયનાદેવી ' શબ્દનો અપભ્રંશ ( વિકૃત રૂપ ) છે, આ જગાએ સતીની આંખ પડી હતી તેથી ભારતમાં આવેલી ' શક્તિપીઠો ' માં આ સ્થાનનો સમાવેશ છે વગેરે; પણ શક્તિસાધના વિષેના ' તંત્રચૂડામણિ ' નામના તંત્રગ્રંથમાં લખ્યું છે કે— " करवीरे त्रिनेत्रे मे देवी महिषमर्दिनी... " એટલે કે મહારાષ્ટ્રના કોલ્હાપુર નગરમાં ભગવતી સતીનું ત્રીજું નેત્ર ( ત્રીજી આંખ ) પડયું હતું, આથી ત્યાં શક્તિપીઠ થઈ અને તેમાં ' મહિષમર્દિની ' નામે દેવી અને " ક્રોધેશ " નામે ભૈરવ રહે છે.

' નૈનીતાલ ' ના નામ વિષે શોધખોળ કરતાં જણાયું છે કે ' નૈનાદેવી ' તથા ' નયનાદેવી ' એ બન્ને ય શબ્દો ' નંદાદેવી ' શબ્દના જ અપભ્રંશ છે. 'દેવી ભાગવત' અને ' મત્સ્ય પુરાણમાં ' કહ્યું છે કે, ૧૦૮ શક્તિપીઠોમાંની એક પીઠ હિમાચલ પર્વતમાં છે જ્યાં ' નંદાદેવી ' નામે ભગવતી નિવાસ કરે છે– " नन्दा हिमवतः पृष्ठे...." આવી રીતે આ શહેરના સરોવરને કાંઠે પ્રતિષ્ઠિત નંદાદેવીના નામ પરથી શહેરનું નામ ' નૈનીતાલ ' પડયું છે.

નૈનીતાલથી મીલમ થઈને કૈલાસ–માનસરોવરની યાત્રાએ જતા યાત્રીને માર્ગમાં એક જગાએ નંદાદેવી પર્વત (ઊંચાઈ ૨૫,૬૪૫ ફૂટ)નાં અદ્ભૂત દર્શન થાય છે. આ પર્વતના ખોળામાં એક જગાએ નંદાદેવીનું મંદિર છે, જેની શક્તિપીઠમાં ગણના થાય છે. મહાકવિ શ્રી કાલીદાસે તેના 'કુમારસંભવ' નામના મહાકાવ્યમાં લખ્યું છે કે, નંદાદેવી પર્વત પર નિવાસ કરનારી ભગવતી નંદાપાર્વતીના ખોળામાં ( નંદાદેવી નામના સ્થાનમાં ) કુમાર (કાર્તિકેય)નો જન્મ થયો હતો. આ વિષે શોધખોળ કરવાથી એમ જણાય છે કે નૈનીતાલ પ્રદેશના ઘણાય શક્તિ–ઉપાસક પહાડી લોકોએ નંદાદેવીના નામથી નૈનીતાલમાં આ મંદિરની સ્થાપના એમ સમજીને કરી હશે કે, ઘણે દૂર આવેલી નંદાદેવી પર્વતની શક્તિપીઠની યાત્રા

કરવામાં જે લોકો અસમર્થ હોય તે લોકો અહીં આવીને ભગવતીનાં દર્શન, પૂજાપાઠ ઇત્યાદિનો લાભ લઈ શકે. નૈનીતાલમાં આવેલા ભગવતી નંદાદેવીના મંદિરમાં પ્રતિવર્ષ 'નંદા–અષ્ટમી' (ભાદરવા સુદ આઠમ)ને દિવસે મોટો મેળો ભરાય છે જેમાં પહાડી પ્રદેશના અસંખ્ય લોકો દેવીના દર્શન માટે એકઠા થાય છે.

કૂર્માંચલ (કુમાઉઁ) ક્ષેત્રની ગર્ગાંચલ નામની પર્વતમાળામાં નૈનીતાલ નામનું શહેર વસેલું છે. જૂના વખતમાં આ પહાડી પ્રદેશ કુમાઉઁના કત્યૂરી રાજવંશના તાબામાં હતો. તે વખતે પણ આ પ્રદેશની ચારે બાજુએ લોકોનો વસવાટ હતો. કહે છે કે ઈ. સ. ૧૮૩૯ના માર્ચ મહિનામાં પર્યટનપ્રેમી મિસ્ટર બૅટન નામનો એક અંગ્રેજ પોતાના સાળા મિસ્ટર બૅરન (આ માણસ શાહજહાંપુરનો વેપારી હતો) ને પોતાની સાથે લઈને પશુપક્ષીઓનો શિકાર કરતો કરતો ભીમતાલ થઈને ખેરનાના માર્ગે નૈનીતાલ પહોંચ્યો. આ સ્થાનના પ્રાકૃતિક સૌંદર્યે તેને મુગ્ધ કર્યો. તેણે કોઈક પહાડી માણસ પાસેથી સાંભળ્યું હતું કે, આ સ્થળે તળાવને કિનારે ભગવતી નૈનાદેવીનું મંદિર પણ છે; આથી તેણે તે મંદિર જોવાની પોતાની ઇચ્છા પહાડી લોકોને જણાવી. ચુસ્ત ધર્મભાવવાળા તે પહાડી લોકોને આવા શિકારી વિધર્મીઓને દેવીના પવિત્ર મંદિરમાં લઈ જવાની વાત પસંદ ન પડી. તેથી તે લોકોને મંદિર વિષે કોઈપણ જાતની માહિતી આપી નહીં. એમ કહેવાય છે કે તે બન્ને અંગ્રેજો થોડા દિવસ બાદ ફરીથી આ પ્રદેશમાં આવ્યા અને તેમણે એક પહાડી મનુષ્યની મદદથી દેવીના મંદિરને સારી રીતે જોયું.

ઈ. સ. ૧૮૪૧માં કલકત્તા શહેરમાંથી નીકળતા 'Englishman' નામે સમાચારપત્રે સૌથી પહેલાં નૈનીતાલના અદ્ભૂત પર્વતીય સ્થાન વિષે માહિતી છાપી. આ પછી 'Agra–News' નામના છાપામાં મિસ્ટર બૅરને 'Pilgrim' ના નામે નૈનીતાલ વિષે એક રસપ્રદ લેખમાળા શરૂ કરી, જે વાંચીને હજારો લોકોને આ પહાડી પ્રદેશમાં પ્રવાસ કરવાની તીવ્ર લાલસા થઈ આવી. જો કે સૌથી પહેલાં કુમાઉઁ પ્રદેશના પહેલા કમિશ્નર મિસ્ટર ટ્રેલ નામના અંગ્રેજ અમલદારે નૈનીતાલના સુન્દર પર્વતપ્રદેશ વિષે માહિતી છપાવી હતી, પણ કોણ

જાણે કેમ, લોકોએ તેના તરફ ધ્યાન આપ્યું નહોતું! મિસ્ટર ટ્રેલ પછી કુમાઉઁ પ્રદેશના કમિશ્નરનો હોદ્દો સંભાળનાર મિસ્ટર લુશિંગ્ટન નામના અંગ્રેજ અમલદારે પોતાના નિવાસ માટે નૈનીતાલમાં લાકડાનું એક ઘર બંધાવ્યું હતું. મિસ્ટર બૈરન નામના શાહજહાંપુરના અંગ્રેજ વેપારીએ પણ નૈનીતાલમાં પોતાનું ઘર બંધાવ્યું હતું, જેનું નામ તેણે 'Pilgrim-Lodge' રાખ્યું હતું. બસ, ત્યારબાદ ધીમે ધીમે નૈનીતાલનો વિકાસ થતો ગયો.

ભારતમાં ઉનાળાના દિવસોમાં હવાફેર માટેનાં ઘણાં ય સારાં એવાં પર્વતનગરો ( Hill-Stations ) છે જેમાં નૈનીતાલને "મુકુટમણિ" કહેવામાં આવે છે. આ સ્થળે રહેવા માટે સારામાં સારા મહિના છે :- એપ્રિલ, મે, જૂન અને સપ્ટેમ્બર તથા ઑક્ટોબર. મેં એ જોયું છે કે ગ્રીષ્મઋતુની શરૂઆતમાં જ ભારતનાં જુદાં જુદાં સ્થળોએથી ધનવાન, સરકારી અમલદાર, લેખક, કવિ, ચિત્રકાર, કલાકાર, પ્રવાસી વગેરે આવવા લાગે છે. આ ઋતુમાં આ શહેરની શોભા નિરાળી જ હોય છે. શહેર જુદી જુદી જાતના ને જુદી જુદી ભાતના પ્રવાસીઓથી ધમધમી ઊઠે છે અને જુદી જુદી ભાષાઓથી ગૂંજી ઊઠે છે. અહીંનું તાપમાન ૩૨° થી ૮૫° સુધી રહે છે. અહીંના જળ અને વાયુમાં એવો તો ચમત્કાર છે કે અહીં થોડા દિવસ પણ રહેવાથી સુકાએલા ચહેરા પણ સફરજન જેવા લાલ બની જાય છે.

નૈનીતાલ શહેરમાં નાનીમોટી ઘણી હોટલ, ધર્મશાળા, તાર-ટપાલ-ટેલિફોન ઑફિસ, પાવરહાઉસ, સ્કૂલ, કોલેજ, લાઇબ્રેરી, હૉસ્પિટલ, સિનેમાઘર વગેરે છે. પોલો, ફૂટબોલ, હોકી, વૉલીબૉલ, ગોલ્ફ, ક્રિકેટ ઇત્યાદિ રમતો રમવા માટે મેદાનો, જીમખાના, ક્રિકેટ-કલબ, બોટ કલબ વગેરે છે. હોડીમાં બેસીને સરોવરમાં "જીઝરી" નામની રમત રમવાની તથા ઘોડા પર બેસીને પાસેના પહાડોમાં સહેલ કરવાની સગવડ પણ છે.

થોડાં વર્ષ પહેલાં ગ્રીષ્મ ઋતુના ચાર મહિના માટે ઉત્તર-પ્રદેશની રાજધાની લખનૌથી અહીં નૈનીતાલમાં ખસેડવામાં આવતી હતી, પણ હવે આ પ્રથા બંધ થઈ ગઈ છે. એમ કહેવાય છે કે આ

સુંદર શહેરમાં આવતાં જ સરકારી અમલદારો એશઆરામી થઈ જાય છે અને પોતાના કાર્યાલયનું કામ જોઈએ તે કરતાં ઘણું ઓછું કરે છે, વળી ઉત્તરભારતની સરકારને પોતાનું વિશાળ કાર્યાલય લાવવા–લઈ જવાનો ખર્ચ પણ ઘણો થઈ જાય છે.

મોટે ભાગે સાંજના વખતે હું અને રાજાસાહેબ નિકટના લીલાછમ ચિત્તાકર્ષક પહાડોમાં સહેલ કરવા માટે નીકળી પડતા. રાજાસાહેબના દીપકમહેલની પાછળના ભાગમાં જ એક મોટો પહાડ ઊભો હતો જેના શિખર પર બેસીને અમે નીચેની તળેટીમાં દેખાતા આખાય નૈનીતાલને તેમજ દૂર દૂર જણાતું અપાર ને સ્વાભાવિક પ્રાકૃતિક સૌંદર્યને માણવામાં એવા તો તલ્લીન થઈ જતા કે અમને અમારા દેહનું ભાન રહેતું નહીં. આ બધાં પ્રાકૃતિક સૌંદર્યોને કેમેરાની આંખો વડે જોવા કરતાં પોતાનાં ગુણગ્રાહી ચક્ષુ વડે જોવાં તે વધારે આનંદદાયક બને છે. ક્યારેક અમે લોકો નૈનીતાલમાં પણ ફરવા જતા અને મલ્લી–તાલના રમ્ય કિનારે આવેલા ભગવતી પરામ્બા નૈનાદેવીનાં પણ દર્શન કરી આવતા. બેત્રણ વખત તો અમે નૌકાવિહારનો પણ આનંદ માણ્યો. તે વખતે સરોવરમાં પ્રતિબિંબરૂપે જણાતા ચારે બાજુ આવેલા લીલાછમ પહાડો અને ઊંચાં હર્યાંભર્યાં વૃક્ષો શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યજીએ રચેલા ‘ विश्वं दर्पण दृश्यमान नगरी, तुल्यं निजान्तर्गतम्.... ’ એ તત્ત્વજ્ઞાનથી ભરેલા શ્લોકની યાદ તાજી કરી દેતા. એક વાર જ્યારે અમે નૌકાવિહાર કરી રહ્યા હતા ત્યારે ઓચિંતો વરસાદ પડવો શરૂ થઈ ગયો અને વાવાઝોડાનાં લક્ષણ પણ દેખાવા લાગ્યાં. તે ઘડી સુધી હૃદયમાં જે આનંદ હતો તે ભયમાં ફેરવાઈ ગયો. હોડી જલદી સામે કિનારે પહોંચી જાય એ જ પ્રાર્થના અમે હૃદયપૂર્વક ભગવતી નૈનાદેવીને કરવા લાગ્યા. ધૈર્ય અને હિંમતથી ઘણો પરિશ્રમ કરીને હોડીવાળાએ હોડી જ્યારે કિનારે સુરક્ષિત પહોંચાડી ત્યારે જ અમને નિરાંત થઈ. આ થોડા સમયના અનુભવથી મનમાં વિચાર આવ્યો કે જીવનરૂપી હોડીની બાબતમાં પણ જો મનુષ્ય આવી જ રીતે ભયભીત થતાં પ્રભુને આર્ત સ્વરે પ્રાર્થના કરે તો તેનો બેડો જરૂર પાર થઈ જાય.

નૈનીતાલ શહેરના સરોવરનો ઇતિહાસ પણ રસપ્રદ છે:

આ સરોવરની લંબાઈ ૪,૭૦૧ ફૂટ અને પહોળાઈ ૧,૫૧૮ ફૂટ છે. એનો ઘેરાવો બે માઈલ કરતાં થોડો વધારે છે, જ્યારે તેની વધારેમાં વધારે ઊંડાઈ લગભગ ૯૩ ફૂટ છે. અહીંના અનુભવી લોકો કહે છે કે સરોવરમાં ગંધક ( સલ્ફર ) નાં બે ઝરણાં પણ છે. આ સરોવરને તોડીને તેનું જળ નીચેની ખીણમાં વહેવરાવી દઈ સરોવરની જમીનને સપાટ કરી તેની ઉપર મકાનો બાંધવાની એક યોજના કેટલાક અંગ્રેજ એન્જીનિયરોએ બનાવી હતી, પણ આ કામ કરતાં કદાચ પહાડી પ્રદેશના લોકોની ધાર્મિક ભાવનાને આઘાત પહોંચે અને તે લોકો ઉત્તેજીત થઈ જાય તો તેનું ભયંકર પરિણામ આવી શકે, એવા વિચારથી અથવા એવા જ બીજા કોઈ કારણથી તે અંગ્રેજ એન્જીનિયરો આ યોજનાને અમલમાં મૂકી શકયા નહીં. ઘણા વૃદ્ધ લોકો એવું પણ કહે છે કે, સરોવરના કિનારે આવેલું ભગવતી નૈનાદેવીનું મંદિર તલ્લીતાલની ( સરોવરની ઉપરના ભાગની ) પોસ્ટ ઑફિસની જગાએ હતું. ઘણાં વર્ષ બાદ તે મંદિરને ત્યાંથી ખસેડીને નૌકાભવનના નાના બગીચાની નજીક લાવવામાં આવ્યું. પણ જ્યારે નૈનીતાલમાં ભૂકંપની કંપાવનારી ઘટના ઈ. સ. ૧૮૮૦ના સપ્ટેંબરની ૧૯મી તારીખ ને શનિવારે બપોરે દોઢ વાગે બની અને તેમાં ૧૫૧ મનુષ્ય મરી ગયાં, જેમાં ૪૩ તો યુરોપીઅન જ હતા, ત્યારે તેમાં દેવીનું મંદિર પણ ભાંગી ગયું. આ ભયંકર કરુણ ઘટનાને દેવીનો કોપ માનીને પહાડી લોકોએ નાણાં ઉઘરાવી સરોવરને કિનારે હાલમાં ઊભેલું મંદિર બંધાવ્યું. મંદિરની પાસે બીજાં બે સુંદર મંદિરો પણ બંધાવ્યાં જેમાંના એકમાં ભગવાન શિવજીની અને બીજામાં ભગવાન હનુમાનજીની સ્થાપના કરાવી. આ મંદિરોનું વાતાવરણ અમને ઘણું પવિત્ર અને ભક્તિભાવથી ભરપૂર લાગ્યું. આ સ્થળે "નંદા-અષ્ટમી" ( ભાદરવા સુદ ૮ )ના શુભ દિવસે જ્યારે મોટો ધાર્મિક મેળો ભરાય છે ત્યારે ચારે બાજુના પહાડી પ્રદેશોમાંથી અસંખ્ય ભાવિક લોકો અહીં ભેગા થાય છે અને દેવીનાં મધુર ગીતો ગાઈગાઈને આખુંય વાતાવરણ ગૂંજતું કરી મૂકે છે. ધાર્મિક દૃષ્ટિએ આ શુભ દિવસનું મહત્વ ઘણું જ વધી જાય છે અને શહેરની શોભામાં પણ અભિવૃદ્ધિ થાય છે.

નૈનાદેવીનાં મંદિરની પાસે જ એક મોટું મેદાન છે, જ્યાં લોકો ભેગા થઈને વૉલીબૉલ, ક્રિકેટ, હુતૂતૂ, ખોખો વગેરે રમતો રમે છે. એક દિવસે અમે આ જગામાં થઈને શહેરના બજાર તરફ જઈ રહ્યા હતા ત્યારે મેદાન ઘણું શણગારેલું જોયું. મેદાનમાં એક જગાએ મંચ ઊભો કરવામાં આવ્યો હતો અને તેની ચારે બાજુએ લાઉડસ્પીકરનાં ભૂંગળાં ગોઠવવામાં આવ્યાં હતાં. ત્યાં ઊભેલા એક સરકારી માણસ પાસેથી જાણવા મળ્યું કે ઉત્તર પ્રદેશના એક મંત્રી અહીં ભાષણ આપવાના છે. અમે શહેરના બજારમાંથી જે કાંઈ ખરીદવાનું હતું તે બધું ખરીદીને જ્યારે એ જ રસ્તે થઈને ઘર તરફ પાછા ફરી રહ્યા હતા ત્યારે આ મેદાનમાં અસંખ્ય માણસો ભેગાં થયેલાં જોયાં. ત્યાં સામેના મંચ પર ઊભા રહેલા એક મંત્રીશ્રી જોરશોરથી ભાષણ કરી રહ્યા હતા. એ ભાષણમાં તે 'સાહેબ' વિશેષરૂપે તો પોતાને મત ( Vote ) આપવાની જ વાત લોકોને કહી રહ્યા હતા. આ વિશાળ મેદાનમાં થોડા દિવસ પહેલાં "કૂતરાંનું પ્રદર્શન" ભરાયું હતું. એ પ્રદર્શન જોવા હું પણ ગયો હતો. એ પ્રદર્શનમાં ભાગ લેવા માટે ભારતમાંથી અને વિદેશોમાંથી ઘણાં ય 'ફૅશનેબલ' નરનારી પોતપોતાનાં નાનાંમોટાં સુંદર કૂતરાંને લઈને આવ્યાં હતાં. મેં પક્ષીઓનાં, ગાય, ભેંસ, ઘોડા વગેરે પશુઓનાં, તેમજ ફળફૂલ-શાકભાજી વગેરેનાં પ્રદર્શનો તો ઘણી વાર જોયાં હતાં પણ કૂતરાંનું પ્રદર્શન જોવાનો તો જીવનમાં એ પહેલો જ અવસર હતો.

વિદેશોમાં ફરી આવેલા લોકો કહે છે કે ભારતના કરતાં શ્વાનપાલનનો શોખ વિદેશોમાં ઘણો વધારે છે, બલકે ઘેર ઘેર જોવા મળે છે. વળી વિદેશોમાં તો ભારતના મોર, આફ્રિકાના રંગ-બેરંગી અજગર, સિયામની બિલાડી વગેરે જીવોના પાલનનો શોખ વધતો જાય છે. એ વાત સાચી છે કે જ્યાં ધનભંડાર ચિક્કાર ભર્યો છે ત્યાં આવી રીતે પશુપક્ષીઓનું લાલનપાલન થતું રહે છે અને આવી જાતના શોખને સભ્યતાનું એક અંગ માનવામાં આવે છે. મને એમ લાગે છે કે આવી રીતે પશુપક્ષીઓની પાછળ કરવામાં આવતા મબલક ખોટા ખર્ચને રોકી, તેને બદલે તે વિપુલ ધનભંડારને જો અન્ન, વસ્ત્ર, આવાસ ને શિક્ષણ વગરનાં અનાથ બાળકોને દત્તક લઈને તેમને

સુશિક્ષિત બનાવવા પાછળ ખર્ચવામાં આવે તો વિશ્વની ગરીબાઈ દૂર કરવાની મોટી સમસ્યાનો જલદી ને સારી રીતે ઉકેલ આવી જાય.*

નૈનીતાલમાં નિવાસ કરતી વખતે મેં એ જોયું કે આ પર્વતીય શહેરમાં આવતા મોટા ભાગના લોકો તો ધનસંપન્ન જ હોય છે, જેમાં નિવૃત્ત લોકોની સંખ્યા કદાચ અધિક હશે, પણ નૈનીતાલના મૂળ પહાડી લોકો મોટેભાગે ગરીબ છે. આમ છતાં ય તે સરળ અને ધાર્મિક સ્વભાવના તથા આનંદી ચહેરાવાળા છે. લોકો મજૂરી કરીને, દુકાન ચલાવીને, બાગબગીચા અને ઘરની રક્ષા કરીને તથા એવાં બીજાં શ્રમનાં કામ કરીને જીવનનિર્વાહ કરે છે. આથી આ લોકોનાં શરીર કસાએલાં છે. હવે તો અહીંના પહાડી લોકો પણ ઊંચું શિક્ષણ મેળવવા લાગ્યા છે અને ભારત સરકારની મોટી મોટી કચેરીઓમાં ઊંચાં ઊંચાં પદ પર આવતા જાય છે.

નૈનીતાલના નિવાસ દરમિયાન મને અહીંના મુશળધાર વરસાદનો પણ સારો અનુભવ થયો. પહાડી લોકો કહેતાં કે વર્ષા ઋતુના બેસતા પહેલાં જ આવી જાતનો ધોધમાર વરસાદ તેમણે ક્યારે ય જોયો નથી. એવો તો ભારે વરસાદ પડયો કે નૈનીતાલનું આખું ય વાતાવરણ બદલાઈ ગયું. જાણે એમ લાગવા માંડયું કે હવે વરસાદની ઋતુ શરૂ થઈ ગઈ છે. અમે તો વરસાદના તે ચારપાંચ દિવસોમાં ઘરની બહાર પણ નીકળી ન શકયા. વળી ઠંડી પણ ઘણી પડવા લાગી જેથી કૈલાસ-યાત્રા માટે મેં જે સારાં સારાં ગરમ કપડાં સાચવીને રાખ્યાં હતાં તે મારે અહીંથી જ પહેરવાં શરૂ કરવાં પડ્યાં. મને એમ લાગ્યું કે, કૈલાસયાત્રામાર્ગની અનરાધાર વર્ષા અને અસહ્ય ઠંડીને સહન કરવામાં

* અમેરિકાના "વોલસ્ટ્રીટ જરનલ"માં વિવરણ છે કે ઈ. સ. ૧૯૬૩માં અમેરિકનોએ પોતાનાં કૂતરાંના ખોરાક પાછળ ૫૩ કરોડ ડૉલર ખર્ચ કર્યો. આ ધનરાશિ પોતાનાં બાળકોના ખોરાક પાછળ કરેલા ખર્ચ કરતાં પાંચ ગણી મોટી છે. આવી જ રીતે બિલાડીઓનો ખોરાકી ખર્ચ ૧૨ કરોડ ૫૦ લાખ ડૉલર થયો હતો. અમેરિકામાં પાળેલાં કૂતરાં ૨ કરોડ ૬૦ લાખ છે અને બિલાડીઓ ૨ કરોડ છે. આ સિવાય પાળેલા બીજાં પક્ષીઓ, માછલીઓ, વગેરેની સંખ્યા ક્રમશઃ ૨ કરોડ અને ૫૦ કરોડ છે. (અમેરિકાની કુલ જન સંખ્યાં ઈ. સ. ૧૯૬૩માં લગભગ ૧૮ કરોડ હતી).

શક્તિશાળી બનવા માટે કદાચ ભગવાન તરફથી મને આવો અભ્યાસ કરાવવામાં આવતો હશે! થોડા દિવસ બાદ વરસાદ બંધ પડયો ને આકાશ પણ સ્વચ્છ થઈ ગયું. વહેલી સવારે જ્યારે સૂર્ય ભગવાને પહાડની પાછળથી બહાર આવતાં જ નૈનીતાલ તરફ હસીને પહેલી નજર નાંખી ત્યારે તો એમ જ લાગ્યું કે લીલીછમ રેશમી ચાદર ઓઢીને બેઠેલો આખો ય પ્રદેશ ઝગમગી ઊઠયો–જાગી ગયો. અહોહો! શું અપૂર્વ શોભા છે આ પ્રદેશની! મકાનના સુંદર બગીચામાં ટહેલતો ટહેલતો હું જ્યારે આનંદવિભોર થઈને પ્રકૃતિની આ અદ્ભૂત લીલાનું દર્શન કરી રહ્યો હતો તે વખતે એક માણસ મારી પાસે આવીને ઉત્તર દિશામાં આવેલા એક ઊંચા પહાડના શિખર તરફ આંગળી ચીંધીને મને બતાવવા લાગ્યો, "જુઓ, જુઓ, આજે ત્યાં 'ચીનાપીક*'ની ઉપર સફેદ રંગનો ઝંડો ફરફરી રહ્યો છે. હિમાચ્છાદિત પર્વતમાળાનું દશ્ય આજે ઘણું જ સુંદર હોવું જોઈએ." મેં તે દિશામાં દૂરબીન વડે જોયું તો ત્યાં લગાવેલો સફેદ ઝંડો સ્પષ્ટ દેખાતો હતો. જ્યારે જ્યારે આવી રીતે સફેદ ઝંડો લહેરાવવામાં આવે છે ત્યારે ત્યારે નૈનીતાલના ઘણાં ય સૌંદર્યપ્રેમી લોકો આ અનુપમ દશ્ય જોવા માટે 'ચીનાપીક' પહોંચી જાય છે. (જુઓ ચિત્ર નં.–૬). આવી

* "ચીન" શબ્દનો પ્રયોગ વેદ, મહાભારત, પુરાણ, ચરકસંહિતા, બૃહત્સંહિતા (વરાહમિહિરકૃત), લલિત વિસ્તાર (બૌદ્ધગ્રંથ), જૈનગ્રંથ ઇત્યાદિમાં જુદા જુદા અર્થોમાં મળી આવે છે. નૈનીતાલના આ પહાડનું નામ ચીનદેશ નિવાસી કે ચીનદેશના આધારે પાડવામાં આવ્યું છે એમ કહેવું મૂર્ખતાભર્યું છે. શબ્દ સંગ્રહકોના મત અનુસાર "ચીન" શબ્દનો અર્થ ધજા, ઝંડો, નિશાન વગેરે થાય છે. આ પહાડના નામ વિષે આ અર્થો વધારે ઉચિત લાગે છે; કારણ કે હિમાચ્છાદિત પર્વતમાળાનાં સુંદર દર્શન થવાની સૂચનારૂપે આ પહાડ પર સફેદ રંગનો મોટો ઝંડો ફરકાવવામાં આવે છે. આશ્ચર્ય તો એ વાતનું થાય છે કે "ચીન" જેવા સંસ્કૃત શબ્દને "પીક" જેવા અંગ્રેજી શબ્દ સાથે કોણે અને શા માટે જોડ્યો હશે? અહીંના પહાડી પ્રદેશમાં "ચીનાખાલ" નામનું ગામ પણ છે. તિબેટીભાષામાં "ચેન" કે "છેન" શબ્દનો અર્થ "ઘણો ઊંચો" એવો પણ થાય છે. "ચીનાપીક" શબ્દમાં તિબેટી ભાષાનો અર્થ પણ બંધ બેસતો થાય છે કારણ કે નૈનીતાલની સમીપના બધા પહાડોમાં ચીના શિખર (ચીનાપીક) સૌથી ઊંચું છે.

વ્યવસ્થા માટે ભારત સરકાર દ્વારા ત્યાં સરકારી માણસોને રાખવામાં આવ્યાં છે. ચીના શિખર (૮,૫૬૮ ફૂટ)ની ઉપર એક મોટું દૂરબીન પણ ગોઠવવામાં આવ્યું છે જેથી લોકો સહેલાઈથી સ્પષ્ટ રીતે સફેદ બરફથી ઢંકાએલાં હિમાલયનાં કેટલાંક ઊંચાંઊંચાં શિખરોની હારમાળાનું અદ્ભુત દૃશ્ય જોઈને આનંદ માણી શકે. અહીંથી ઉત્તર દિશા તરફ જોતાં ત્યાં દેખાતાં શિખરોમાં નંદાદેવી (૨૫,૬૪૫ ફૂટ), કામેત (૨૫,૪૪૭ ફૂટ), ત્રિશૂળનો પશ્ચિમ ભાગ (૨૩,૪૦૬ ફૂટ), નમ્પા (૨૨,૧૬૨ ફૂટ), થરલાસાગર (૨૨,૬૨૮ ફૂટ), નિલકંઠ (૨૧,૬૫૦ ફૂટ), જૌંલી (૨૧,૭૮૪ ફૂટ), બંદરપૂંછ (૨૦,૭૩૧ ફૂટ) વગેરે દેખાય છે. 'ચીનાપીક' ઉપર પહોંચવા માટેનો માર્ગ તલ્લીતાલની પોસ્ટ ઑફિસ પાસે થઈને ઉપર તરફ જાય છે. આ માર્ગ લગભગ ૩।। માઈલ લાંબો અને સર્પાકાર છે, ચડાણ કઠિન છે.

નૈનીતાલની ઘોર અંધારી રાત્રિની શોભા પણ અદ્ભુત હોય છે. આવી શ્યામલ રાત્રિની શોભા જોઈને ચિત્ત પ્રસન્ન થઈ જતું. પહાડ ઉપરથી નીચે નૈનીતાલ તરફ દૃષ્ટિ નાખતાં ને ત્યાંના ટમટમતા વીજળીના દીવાઓને જોતાં એમ જ લાગતું કે જાણે ભગવતી નૈનાદેવીના આ દિવ્યધામમાં ચારે બાજુએ દીપક પ્રકટાવ્યા છે અને આરતીની તૈયારી થઈ રહી છે. આકાશ તરફ દૃષ્ટિ દોડાવતાં એમ લાગતું કે ભગવતીએ આકાશરૂપી સાડી પહેરતી વખતે સાડીને આમતેમ ઝાટકી હશે જેથી તેની અંદર જડેલા ચમકતા તારલિયાઓમાંથી કેટલાક ખરીખરીને આ પહાડી પ્રદેશમાં વેરાઈ ગયા હશે અને વીજળીના દીવા બની ગયા હશે ! ધન્ય છે ભગવતી નૈનાદેવી ! ધન્ય છે તારી આ લીલાભૂમિને !!

નૈનીતાલના નિવાસના મારા દિવસો જોતજોતામાં જ આનંદથી વીતી ગયા. બેચાર દિવસ પછી મારે અહીંથી અલમોડા જવાનું હતું. આ છેવટના દિવસોમાં બનેલી એક વિશેષ ઘટનાનો અહીંયાં ઉલ્લેખ કર્યા વિના હું રહી શકતો નથી. ઘટના નીચે પ્રમાણે છે. —

એક દિવસ અમે શહેર તરફ ફરવા નીકળ્યા. રસ્તામાં આવતા રાજા સાહેબના એક પરિચિત વિદેશી મિત્રના મકાન પાસે આવીને ઊભા રહ્યા. રાજાસાહેબને ખબર મળી હતી કે તેમના એ વિદેશી મિત્રનું

થોડા જ દિવસો પહેલાં આચિંતું અવસાન થયું છે, આથી એ મિત્રની વિધવા પત્નીને શિષ્ટાચાર મુજબ સાંત્વના દેવી જરૂરી હતી. મિત્રના મકાનના ઓટલા પર ઘરનો નોકર ઊભો હતો. તેની પાસેથી જાણવા મળ્યું કે મેમસાહેબ "શૉપિંગ" કરવા (બજારમાંથી વસ્તુઓ ખરીદવા માટે) ગયાં છે. આ સાંભળીને અમે બન્નેએ ત્યાંથી ચાલતી પકડી. ત્યાંથી બજાર તરફ આગળ વધતાં અમે દૂરથી મેમ સાહેબને આવતાં જોયાં. મેમસાહેબે માથા પર હેટ પહેરી હતી અને હાથમાં નાનકડો 'પોમેરીન' કૂતરો ઊંચકયો હતો. તેમની સાથે એક પહાડી મજૂર હતો જેના માથાપર બજારમાંથી ખરીદેલી વસ્તુઓથી ભરેલો ટોપલો હતો. જ્યારે અમે મેમસાહેબની પાસે પહોંચ્યા ત્યારે તેમણે તરત જ રાજાસાહેબને ઓળખી લેતાં તેના તરફ હાથ ઊંચો કર્યો. અમે રસ્તાની એક બાજુએ ઊભા રહ્યા અને મેમસાહેબના વહાલા પતિના આકસ્મિક મૃત્યુ બદલ ખરખરો કરતાં તેમને સાંત્વના દેવા લાગ્યા. આ દરમિયાન મેં જોયું કે મેમસાહેબ ઘેર જવાની ઉતાવળમાં છે. અમારી વાતને વચ્ચેથી જ કાપી નાંખતાં તે બોલી ઊઠ્યાં, "મને માફ કરજો હો.... મારો સામાન લઈને મજૂર ઘણો આગળ નીકળી ગયો છે, મારે જલદી ઘરે પહોંચવું જોઈએ. આપણે પછી મળીશું.... સોરી".... આમ કહેતાં કહેતાં તો તે ત્યાંથી ચાલતા થયા. આ જોઈને અમને હસવું આવ્યું. મારા મુખમાંથી શબ્દો સરી પડ્યાં— "કયાં ભારતની નારીનો 'પતિ જ પરમેશ્વર છે' એવો ઊંચો આદર્શ અને દુર્ભાગ્યવશ તેના મૃત્યુ બાદ આખુંય જીવન વિધવાધર્મ પાલન કરતાં શુદ્ધ ભાવે વિતાવી દેવાની એ મહાન ભાવના અને કયાં આ પાશ્ચાત્ય 'ટીપટોપ' નારીનો અલ્પકાલીન દેખાવટી પતિપ્રેમ." સ્વાર્થ ભાવનાથી કરેલો વિવાહ સંબંધ પરિણામે કલહ અને વિવાહવિચ્છેદ જ આપે છે.

આજે જ મારે નૈનીતાલથી અલમોડા થઈને કૈલાસ–માનસરોવરની યાત્રા માટે નીકળવાનું હતું. આથી હું પ્રાતઃકાળે ઊઠી સ્નાન–પૂજન ઈત્યાદિથી પરવારી ગયો હતો. દૂધ અને ફળાહાર કરી લીધો તે દરમિયાન રાજાસાહેબના નોકરે મારો સામાન બાંધીને તૈયાર પણ કરી દીધો. એક નોકર અલમોડાની બસમાં મારી જગા રીઝર્વ (સુરક્ષિત) કરાવવા માટે મોટરબસ સ્ટેન્ડ પર ચાલ્યો ગયો. સમય થતાં હું રાજાસાહેબના પરિવાર તરફથી અપાએલી મારી કૈલાસ–માનસરોવર

યાત્રા માટેની શુભ કામનાઓ લઈને મકાનની બહાર આવ્યો. સૌએ બહાર આવીને બગીચામાંથી રંગબેરંગી સુવાસિત ફૂલો ચૂંટીચૂંટીને મારા હાથમાં આપ્યાં. કઠિન યાત્રાની સફળતાનો આ એક શુભ સંકેત છે એમ સમજીને મેં તે બધા ફૂલો રૂમાલમાં બાંધીને થેલામાં મૂકી દીધાં.* ત્યારપછી બધાને આશીર્વાદ આપતો હું "દીપક મહેલ"માંથી રવાના થયો.

---

* રાજકુટુંબ તરફથી મને વિશુદ્ધ ભાવનાથી અપાયેલાં ફૂલોને મેં પુનિત માનસરોવરના જળમાં પ્રવાહિત કર્યાં હતાં.




"When we first caught sight of the sacred mountain Kailas, our Tibetains prostrated themselves and prayed. For Budhist and Hindus this mountain is the home of their Gods and the dearest wish of all the pious is to visit it as pilgrims once in their lives. The faithful often travel thousands of miles to reach it and spend years on the pilgrimage."

('Seven years in Tibet' —By Heinrich Harrer).





## —: નૈનીતાલથી અલમોડા :—

બસ સ્ટેન્ડે પહોંચતાં માલમ પડ્યું કે અલમોડા જનારી બસ યાત્રીઓની રાહ જોઈ રહી છે. બસમાં કેટલાક યાત્રીઓ બેઠા બેઠા કંઈક વાતચીત કરી રહ્યા હતા. થોડી થોડી વારે તે લોકોના હસવાનો અવાજ આવતો હતો. રાજા સાહેબનો નોકર મારો સામાન લઈને બસમાંની પહેલી સીટ પર બેઠો હતો. હું બસમાં ચડીને મારા માટે રોકેલી જગા પર બેઠો. મને જોઈને પાસેની સીટ પર બેસેલા એક માણસે મને પૂછ્યું–' "મહાત્માજી, તમે કૈલાસયાત્રાએ જાવ છો ?" તેનો આ પ્રશ્ન સાંભળીને મને નવાઈ લાગી. મનમાં થયું કે આ માણસને મારી કૈલાસયાત્રા વિષે કેવી રીતે ખબર પડી હશે ? મેં રાજાસાહેબના પહાડી નોકર સામે જોયું એટલે તેણે મને ઇશારાથી સમજાવ્યું કે તેણે જ આ પ્રશ્નકર્તા માણસને મારી કૈલાસયાત્રા વિષે કહ્યું હતું. આથી મેં તે માણસને જવાબ આપ્યો, "તમારી વાત સાચી છે. હું તિબેટમાં આવેલા કૈલાસ–માનસરોવરની યાત્રાએ જઈ રહ્યો છું." મારી વાત સાંભળીને પાસે બેઠેલો એક બીજો માણસ બોલી ઊઠયો, "તમે ધન્ય છો કે આવી અત્યંત કઠિન યાત્રાએ જઈ રહ્યા છો. કૈલાસપતિ શંભુની કૃપા હોય તો જ જીવ આવી લાંબી અને કષ્ટસાધ્ય યાત્રા કરવા માટે તૈયાર થાય છે. સંત શ્રી તુલસીદાસે સાચું જ કહ્યું છે.

"परम रम्य गिरिवर कैलासू, सदा जहँ शिवउमा निवासु ॥"

* * *

"हरिहर विमुख धरम गति नाहीं, ते नर तहँ सपनेहुँ नहि जाहीं ॥"

બસ ઊપડવાનો સમય થઈ ચૂકયો હતો તેમ છતાં ય હજી સુધી ત્યાં ન તો ડ્રાઈવર દેખાતો હતો કે ન બસ તેના યાત્રીઓથી પૂરેપૂરી ભરાઈ હતી. આ જોઈ મને એટલા માટે દુઃખ થયું કે દેશને સ્વતંત્ર થયે આટલાં વર્ષ વીતી ગયાં હોવા છતાં ય હજી લોકો સમય અનુસાર કાર્ય કરવામાં કેટલા બધા બેદરકાર છે! બસમાં બેઠેલા એક સેવાનિવૃત્ત સરકારી અમલદારને પૂછી જોતાં તેમણે કહ્યું, "આજે આ બસ અહીંથી અડધો કલાક મોડી રવાના થશે અને રાણીખેતના રસ્તે થઈને અલમોડા પહોંચશે." જો કે આ સજ્જનના આવા શબ્દોથી મને થોડી નિરાશા તો સાંપડી, પણ એ માર્ગે મને રાણીખેત નામનું પહાડી નગર જોવા મળશે એવી ખાતરી મળતાં સંતોષ થયો. બસમાં બેસીને કંટાળી જવાથી મેં પાસે બેઠેલા યાત્રી લોકો સાથે તે લોકોના જુદા જુદા નાનાંમોટાં ધાર્મિક ઉત્સવો, રીતરિવાજો વગેરે વિષે વાતચીત શરૂ કરી દીધી, જે એટલી બધી તો રસપ્રદ રહી કે અડધો કલાક જાણે અડધી મિનિટની જેમ વીતી ગયો. થોડી વારે બસનું હૉર્ન વાગ્યું એટલે બહાર ઊભેલા કેટલાક યાત્રીઓ બસમાં ચડી ગયા. બસ યાત્રીઓથી પૂરેપૂરી ભરાઈ ગઈ હોવાથી આદેશ મળતાં જ ડ્રાઈવરે તેને ગતિશીલ કરી દીધી. ભગવતી નૈનાદેવીને દૂરથી જ મસ્તક નમાવીને વંદન કરતા બસના અમે બધા મુસાફરો ત્યાંથી રવાના થયા.

બસ ઝડપથી આગળ વધી રહી હતી એટલે જોતજોતામાં નૈનીતાલ પાછળ રહી ગયું. હવે તો બસ પહાડોને રસ્તે કયારેક ઊંચે ચડતી તો કયારેક નીચે ઊતરતી દોડવા લાગી. નાનાં નાનાં વાદળાંઓ લીલાછમ પહાડોની ઉપર તરી રહ્યાં હતાં અને ઝરમર ઝરમર વર્ષા કરીને તેમાં અમીસિંચન કરી રહ્યાં હતાં. ગુલાબી ઠંડીથી આખુંય વાતાવરણ આનંદદાયક લાગતું હતું. લીલા એવા સુંદર પહાડોની ઉપર થઈને વહેતો સુગંધી વાયુ જાણે અમારી પ્રત્યેક નાડીમાં નવચેતનાનો સંચાર કરી રહ્યો હતો. બસમાંથી મેં પાછળ નજર નાંખી તો દૂર દૂર દેખાતો લીલો પહાડ, તેની ઉપર આવેલું પંખીના માળા જેવું રાજભવન (Governor House) અને તેની આસપાસનાં કેટલાંય નાનાં-મોટાં સુંદર મકાનો વધારે સુંદર દેખાતાં હતાં. કેટલાક પહાડો તો ધુમ્મસનાં વાદળાંથી ઢંકાયેલા હતા. પહાડની નીચેની તરફ જોતાં ત્યાં નાનકડાં ઘરો, દૂરના પહાડો પર વસેલા નાનાં નાનાં ગામો, નિસરણી

જેવા ખેતરો વગેરે ઘણાં જ રમ્ય લાગતાં હતાં. નીચેની ખીણમાં વહેતી રૂપાના રસ જેવી નાની સરિતા પણ આ પહાડના કુદરતી સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરી રહી હતી.

હવે અમારી બસ એ વળાંકની પાસે આવી પહોંચી જ્યાંથી કાઠગોદામ લગભગ ૧૨ માઈલ દૂર છે. અહીંથી ડાબા હાથ તરફ જતો માર્ગ અલમોડાનો છે. કાઠગોદામ અને અલમોડાની મોટરબસો આ માર્ગે આવ–જા કરે છે. એક નાનો માર્ગ પણ છે, જે નૈનીતાલથી સીધો ભવાલી જાય છે. ભવાલીથી ખૈરના થઈને એક નાનો માર્ગ સીધો અલમોડા જાય છે. એ રસ્તે જતાં વચ્ચે રાણીખેત આવતું નથી. અમારી બસ તો રાણીખેત થઈને અલમોડા પહોંચવાની હતી, આથી આ રસ્તે થઈ અમને અલમોડા પહોંચતાં વધારે સમય લાગવાનો હતો. અહીંથી અમે ભવાલી તરફ જઈ રહ્યા હતા. આ રસ્તો સ્વચ્છ અને સારો હતો. મોટરબસ રસ્તામાં આવતાં ચડાણ ઉતરાણ પર ચઢીઊતરી રહી હતી. કેટલાક માઈલ વિતાવ્યા બાદ રસ્તાને જમણે કિનારે બાંધેલા એક સુંદર મોટા મકાનની પાસે થઈને તે પસાર થઈ. આ વિષે માહિતી મળી કે આ ઉત્તર ભારતનું સૌથી મોટું 'ક્ષયરોગ ચિકિત્સાલય' છે. અહીંની ઠંડી અને આનંદદાયક હવાથી એવું અનુમાન થતું હતું કે, આ જગા સમુદ્રની સપાટીથી લગભગ ૬,૦૦૦ ફૂટ ઊંચી તો હશે જ. અહીંથી 'ભવાલી' લગભગ એક માઈલ દૂર છે. આગળ વધતી અમારી બસ થોડા સમય પછી ભવાલી બજારમાં આવી પહોંચી. * બસ ઊભી રહેતાં જ ફળ વેચનારા લોકોએ તેને ચારે બાજુથી ઘેરી લીધી. કોઈ લોકો 'ખૂબાની' વેચી રહ્યા હતા તો કોઈ લોકો 'આડૂ' વેચી રહ્યા હતા. વળી કોઈ 'સફરજન' વેચી રહ્યા હતા તો કોઈ 'આલૂબુખારા' અને 'નાસપતી' વેચી રહ્યા હતા. તે બધાં ફળોની કિંમત ઓછી હોવા છતાં ય ફળ પાકાં અને તાજાં હતાં. મેં ત્યાંથી થોડાં સારાં અને તાજાં ફળો ખરીદ્યાં.

---

* "ભવાલી" શબ્દ ભૂ–વલી શબ્દનો અપભ્રંશ છે. ( ભૂ = પૃથ્વી, વલિ = રેખા ). અહીંથી અલમોડા જતાં માર્ગમાં પહાડો પર રેખાઓ ખેંચી હોય તેવાં નિસરણી જેવાં ખેતરો ( Terrace cultivation ) જોવા મળે છે. ભવાલીથી ભીમતાલ પાંચ માઈલ દૂર છે.

ભવાલીમાં હોટલ, ધર્મશાળા, સરકારી વિશ્રામગૃહ (રેસ્ટહાઉસ) વગેરે છે.* બસમાંના મોટા ભાગના યાત્રીઓ પાસેની હોટલમાં ચા–નાસ્તો કરવા માટે ચાલ્યા ગયા. અહીં બસ લગભગ પંદર મિનિટ રોકાઈ હશે. સમય થતાં બસનું હોર્ન વાગ્યું એટલે યાત્રીલોકો ફટાફટ બસમાં ચડી ગયા અને બસ અલમોડા તરફ રવાના થઈ ગઈ. આગળનો માર્ગ સુંદર હતો. ચારે બાજુનું નૈસર્ગિક સૌંદર્ય એવું તો આકર્ષક હતું કે મારી આંખો જાણે તેમાં ખોવાઈ જ ગઈ. સામેના પહાડો પરનાં નિસરણી આકારનાં લીલાંછમ ખેતરો જાણે સ્વર્ગમાં જવાનાં પગથિયાં હોય તેવાં લાગતાં હતાં. મોટરબસ આ રસ્તે લગભગ ૧૨ માઈલ આગળ વધી 'ગરમપાની' નામના સ્થળે આવીને ઊભી રહી. અહીં નજી-કમાં એક જળધારા વહે છે જેનું ઠંડું જળ, કહે છે કે, ઘણું સ્વાદિષ્ટ અને પાચક છે. આ નીચાણવાળું સ્થાન નૈનીતાલ કરતાં ગરમ હોવાથી એમ લાગે છે કે આનું નામ "ગરમ–પાની" પડયું હશે! અહીં બસ લગભગ અડધો કલાક રોકાય છે. યાત્રી લોકો અહીંની હોટલોમાં જઈને ચાપાણી, નાસ્તો, ભોજન વગેરે કરી આવે છે. અહીંથી રાણીખેતનો રસ્તો ઘણો કઠણ ચડાણવાળો છે. આથી જ એમ લાગે છે કે બસ તથા યાત્રી લોકો આ સ્થળે આરામ માટે વધારે સમય રોકાય છે. અહીંથી માહિતી મળી કે ભૈરનાથી એક ટૂંકો મોટરરસ્તો સીધો અલમોડા જાય છે. આ રસ્તે જતાં વચ્ચે રાણીખેત આવતું નથી.

અહીંથી બસ તેના નિશ્ચિત કરેલા સમયે રાણીખેત તરફ રવાના થઈ. આ રસ્તાની બન્ને ય બાજુએ ચીડનાં ઘણાં ઝાડ જોવામાં આવ્યાં; જાણે એમ જણાતું હતું કે રસ્તાઓને મોટીમોટી ધજાપતાકાઓથી શણગારવામાં આવ્યા છે. (જુઓ ચિત્ર નં.–૮). જો કે નૈનીતાલથી અહીં સુધીના રસ્તા પર મેં ચીડનાં અસંખ્ય ઝાડ જોયાં હતાં પણ અહીંથી તો જાણે ચીડવૃક્ષોનું ગાઢ જંગલ જ શરૂ થઈ ગયું હતું. આ માર્ગે અમને ઓછી ગરમી જણાતી હતી. લગભગ પંદર માઈલની યાત્રા કરીને મોટરબસે અમને રાણીખેતના બજારમાં પહોંચાડી દીધા. બસમાં

*ભવાલીથી પાંચ માઈલ દૂર આવેલા રામગઢ નામના સ્થળે ફળોનો મોટો બગીચો છે. ભવાલીથી બે માઈલ દૂર આવેલા "ભોરાખાલ"માં પણ ફળોનો મોટો બગીચો છે જેનાં સફરજન ઘણાં પ્રખ્યાત છે.

બેઠેલા કેટલાક યાત્રીઓ અહીં ઊતરી પડ્યા. એક સજ્જન પાસેથી જાણવા મળ્યું કે અહીંથી એક રસ્તો કર્ણપ્રયાગ થઈને બદ્રીનારાયણ જાય છે. આ માર્ગ લગભગ ૧૨૭ માઈલ લાંબો છે. આ તરફના પહાડી લોકો મોટે ભાગે આ રસ્તે થઈને બદ્રીનારાયણની યાત્રા કરે છે. એક રસ્તો અહીંથી બાગેશ્વર તથા મુન્સ્યારી થઈને મિલમ તરફ જાય છે. આ રસ્તે થઈને કેટલાક સાહસી લોકો દર વર્ષે કૈલાસ–માનસરોવરની યાત્રાએ જાય છે. નૈનીતાલમાં આવેલા ગીતા આશ્રમના સંસ્થાપક સ્વામી શ્રી વિદ્યાનંદજી દર વર્ષે આ રસ્તે થઈને યાત્રાસંઘને કૈલાસ–માનસરોવરની યાત્રાએ લઈ જતા હતા.*

પહાડની પીઠ પર વસેલા રાણીખેતમાં હોટલ, સરકારી વિશ્રામ-ઘર, પર્યટકકેન્દ્ર, તાર–ટપાલ ઘર, સ્કૂલ, દવાખાનું, સૈનિકશિક્ષા શિબિર વગેરે છે. અહીંનાં હવાપાણી ઘણાં સારાં હોવાથી ભારતનાં જુદાં જુદાં સ્થળોએથી દર વર્ષે અસંખ્ય લોકો તબિયત સુધારવા માટે અહીં આવતા હોય છે. કુમાઉઁ પ્રદેશમાં આ ગિરિનગરનું ભૌગોલિક, ઐતિહાસિક વગેરે ઘણાં ય કારણોને લીધે ઘણું મહત્ત્વ છે. રાણીખેતના નામનું રહસ્ય નીચે મુજબ છે :–

રાણીખેત ( અક્ષાંશ ૨૯°, ૫૦", રેખાંશ ૭૯°, ૨૬", ઊંચાઈ ૫,૯૮૦ ફૂટ ) ગિરિનગરનું મૂળ નામ ‘રાણીક્ષેત્ર’ છે. ઇતિહાસકારોનું એવું કહેવું છે કે આ પર્વતીય પ્રદેશ કુમાઉઁ–પ્રાંતના કત્યૂરી–વંશીય રાજા સુધારદેવ ( ઈ. સ. ૧૩૧૮ ) ની રાણી પદ્મિનીનું વિલાસક્ષેત્ર હતું. આથી આનું નામ ‘રાણીક્ષેત્ર’ કે રાણીખેત પડયું. જેમ્સ કેનડી નામનો એક ઈસાઈ પાદરી ઈ. સ. ૧૮૬૯ માં ઈસાઈ ધર્મનો પ્રચાર કરવા માટે અહીં આવ્યો હતો. તે વખતે અહીંયાં એક પણ ઘર ન હતું. તેનું એવું કહેવું છે કે આ પ્રદેશમાં આવેલી દેવી ‘કાળી’ના નામ ઉપરથી આ ક્ષેત્રનું નામ ‘રાણીખેત’

*ઈ. સ. ૧૯૬૪ માં લખનૌના સરકારી દવાખાનામાં સ્વામીજીનો દેહાંત થયો. બીજે દિવસે તેમના દેહને કાનપુરમાં ગંગાજીમાં જલસમાધિ આપવામાં આવી. સ્વામીજીએ લગભગ ૩૦ વર્ષ સુધી કૈલાસયાત્રા કરી હતી. બદ્રીનારાયણ મંદિરની કાર્યકારિણી સમિતિના તેઓશ્રી સદસ્ય હતા.

પડ્યું છે.*[1] અહીંના એક પહાડની ટોચે ભગવતી કાળીનું નાનું એવું મંદિર છે. કોઈ કોઈ વિદ્વાનનો મત એવો છે કે રાણીખેત નામ 'રણક્ષેત્ર' શબ્દનો અપભ્રંશ છે, કારણ કે ઘણાં વર્ષો પહેલાં અહીંયાં યુદ્ધ થતાં હતાં. 'બ્રિટિશ ઇન્ડિયા કમ્પની'એ પણ ઈ. સ. ૧૯૭૨માં અહીંયાં સૈનિક થાણું ( Military Camp ) સ્થાપ્યું હતું અને અંગ્રેજોનું સૈન્ય રાખ્યું હતું.

રાણીખેતમાં ચીડ અને બંજ*[2] નાં ઘણાં ય ઝાડ જોવા મળ્યાં. અહીંના બજારમાં પાકાં, તાજાં મધુર ફળો વેચાતાં હતાં. જાણવા મળ્યું કે અહીંથી થોડે દૂર આવેલા ચૌબટિયા પહાડ ( ઊંચાઈ ૬,૧૦૦ ફૂટ ) પર 'ચૌબટિયા ઉદ્યાન' નામનો ફળોનો મોટો બગીચો છે જે ઈ. સ. ૧૯૩૯માં અંગ્રેજોએ બનાવ્યો હતો. આ બગીચામાં સફરજન, નાસપતી, આડૂ, ખુબાની, ગિલાસ, સ્ટ્રોબરી, તૂત, લેપચા વગેરે ફળો થાય છે.

હવે અમારે અહિંથી ૨૯ માઈલનું અંતર કાપીને અલમોડા પહોંચવું હતું. બસ પોતાના સમય પ્રમાણે અહીંથી રવાના થઈ. અમે પાછા પહેલાંની જેમ પહાડોના માર્ગે આગળ વધવા લાગ્યા. હવે બસ નીચે ઊતરી રહી હતી. બપોરનો સમય હોવાથી તડકો કંઈક વધારે લાગતો હતો. બસમાં બેઠેલા જે યાત્રી લોકો હમણાં સુધી તો આનંદથી વાતચીત કરી રહ્યા હતા તે હવે ઝોલાં ખાવા લાગ્યા. મોટરબસ જેમ જેમ પહાડોના ઊંચાનીચા રસ્તા પર વેગથી દોડવા લાગી તેમ તેમ બસમાં બેઠેલા યાત્રીઓને વધારે ને વધારે ચક્કર આવવા લાગ્યા ( ફેર ચડવા લાગ્યા ). આથી તે લોકો પોતાને વધારે ચક્કર ન આવે તે માટે હવે સૂવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

---

૧* "Life and work in Benares and Kumaon" — By James Kennedy. ( Page No. 139, 77. )

૨* ચીડ વૃક્ષનું મૂળ નામ 'ચીર' કે 'ક્ષીર' છે. અંગ્રેજી ભાષામાં આને Pinus Longifolia કહે છે. બંજવૃક્ષનું મૂળ નામ "વજ્રકાષ્ટ" છે. અંગ્રેજી ભાષામાં આને Quereusincane કહે છે.

૧૪

અહીં મેં જોયું કે રસ્તાની એક બાજુએ થોડે દૂર ઊભેલાં ચીડનાં ઝાડના થડ પર છેદ કરવામાં આવ્યા હતા અને તેની નીચેના ભાગ પર નાનાંનાનાં માટીનાં વાસણો બાંધવામાં આવ્યાં હતાં. આ પહેલાં નૈનીતાલમાં પણ મેં ચીડનાં વૃક્ષો જોયાં હતાં પણ તેનાં થડ પર છેદ કરીને આવી રીતે વાસણો બાંધેલાં ન હતાં. આથી અહીંનાં ચીડ વૃક્ષો જોઈ મને નવાઈ લાગી. બસમાં મારી પાસે બેસેલા એક શિક્ષિત સજ્જને આ વિષે મને સમજાવ્યું કે ચીડવૃક્ષના થડ પર છેદ કરીને આવી રીતે તેનો રસ એકઠો કરી તેમાંથી તાડપીન (Turpentine) બનાવવામાં આવે છે. તેમણે આગળ બોલતાં જણાવ્યું કે ચીડનું ઝાડ ૫,૦૦૦ ફૂટ કરતાં વધારે ઊંચાઈવાળી જગાએ જ થાય છે.*૧ આ ઝાડની વિશેષતા એ છે કે તે પોતાની નજીક કોઈ બીજા ઝાડને ઊગવા દેતું નથી. લીલા ઝાડના રસવાળા છેડાને મીણબત્તીની જેમ સળગાવી પણ શકાય છે. આ ઝાડના થડ પર કુહાડીથી વિશેષ પ્રકારના છેદ કરીને તેની નીચેના ભાગ પર માટીનું કે ટીનનું વાસણ બાંધવામાં કે રાખવામાં આવે છે જેથી ઝાડનો રસ તેમાં ભરાય છે. આ બધાં વાસણોમાંથી રસ ભેગો કરીને 'ભવાલી' કે અન્ય સ્થળોનાં સરકારી રાસાયણિક કારખાનાઓમાં મોકલવામાં આવે છે. અહીં તેમાંથી વિશેષ ક્રિયા દ્વારા, તાડપીન (ટરપેન્ટાઈન), વાર્નિશ વગેરે વસ્તુઓ બનાવવામાં આવે છે. એમ કહેવાય છે કે ચીડનું સારું એવું ઝાડ લગભગ છ વર્ષ સુધી ઘણો રસ આપે છે.*૨

અહીંથી એક માઈલનું અંતર કાપ્યા બાદ અમારી બસ પહેલાં કરતાં ધીમી ગતિએ પહાડી રસ્તો કાપવા લાગી. આવી રીતે થોડા માઈલ આગળ વધ્યા બાદ બસમાં બેઠેલા એક યાત્રીએ દૂર દેખાતા એક સ્થાન તરફ આંગળી ચીંધીને બતાવ્યું કે ત્યાં 'કટારમલ' નામનું ઘણું પ્રાચીન સૂર્યમંદિર છે જેનું દર્શન

*૧ 'ઓક'નું ઝાડ ૬,૦૦૦ ફૂટથી ૮,૦૦૦ ફૂટની ઊંચાઈ પર ઊગે છે. 'તિલોંજ' નું ઝાડ ૮,૦૦૦ ફૂટ કરતાં વધારે ઊંચાઈ પર ઉગે છે. 'ભૂજપત્ર' ૧૩,૦૦૦ ફૂટની ઊંચાઈ પર ઊગે છે.

*૨ રાણીખેતથી લગભગ ૨૨ માઈલ દૂર આવેલા એક સ્થળેથી એક બસ રસ્તો છે જે ગરૂર અને વૈજનાથ તરફ જાય છે.

ઘણું જ પુણ્યદાયી છે.*૧ અહીંથી દૂર આવેલા એક સુંદર પહાડ ઉપર અલમોડા દેખાઈ રહ્યું હતું. પહાડની પીઠ પર, તેની આજુબાજુમાં અને ઢોળાવ પર નાનાંમોટાં ઘર દેખાઈ રહ્યાં હતાં. એટલે દૂરથી પહાડ પરના અલમોડાનું દૃશ્ય ઘણું રમણીય લાગતું હતું. જાણે એમ લાગતું હતું કે હવે અમે તેની પાસે આવી ગયા છીએ. કુમાઉઁ પ્રદેશનો આ ભાગ નૈનીતાલ કરતાં નીચાણમાં હોવાથી અહીં ગરમીનું પ્રમાણ વધારે પડતું જણાતું હતું. વળી રસ્તામાં ચીડનાં ઝાડો પણ ગીચ ન હતાં.

માર્ગમાં એક જગાએ બસ ઊભી રહી. જાણવા મળ્યું કે અહીં જકાત નાકું ( Toll Office ) છે. બે જકાત અધિકારીઓએ બસમાં ચડીને યાત્રીઓનો સામાન તપાસ્યો. કોઈપણ સામાન વાંધાજનક ન જણાતાં તે લોકોએ દરેક યાત્રીની આઠ આના લેખે નગરપ્રવેશ ટિકિટ કાઢી આપી. બસને આગળ જવાની અનુમતિ મળતાં બસ ત્યાંથી રવાના થઈ. હવે બસ પહેલાં કરતાં વધારે ઝડપથી આગળ વધી રહી હતી. થોડી વારમાં તો અમે અલમોડાની તદ્દન પાસે આવી પહોંચ્યા. રસ્તાની નીચેની બાજુએ કેટલાંક મકાનો ઊભાં હતાં. આ વિષે માલૂમ પડયું કે તે અલમોડાનું 'જળઘર' ( Waterworks ) છે. કોસી નદીનું જળ પંપ વડે અલમોડા શહેરમાં પહોંચાડવામાં આવે છે. અહીંથી દૂર નજર નાંખતાં સર્પાકારે વહેતી કોસી નદી પણ દેખાય છે. આ નદી કૌસાનીના પહાડમાંથી નીકળતી હોવાથી તેનું નામ 'કોસી' ( કૌશિકી ) પડયું છે. પહાડોનાં લાકડાં, સ્લીપરો ( Sleepers ) વગેરે કોસી નદી મારફત નીચેના મેદાનવાળા પ્રદેશોમાં પહોંચતાં કરવામાં આવે છે. કહેવાય છે કે અલમોડામાં જળ પહોંચાડવા માટેનો પહેલો

---

*૧ જેવી રીતે ગ્વાલિયરનું ઈ. સ. ૫૦૨નું સૂર્યમંદિર શક વંશના રાજા તોરમાને બંધાવ્યું હતું, ગઢવાલનું 'નીરત' સૂર્યમંદિર ઈ. સ. ૯માં કત્યૂરી રાજા લલિતસૂરે બંધાવ્યું હતું, ઓરિસાનું 'કોણાર્ક'નું સૂર્યમંદિર ઈ. સ. ૧૨૭૯માં ગંગવંશના રાજા નરસિંહ વર્મા (પહેલાએ) બંધાવ્યું હતું અને કાશ્મીરનું 'માર્તંડ'નું સૂર્યમંદિર છે; તેવી જ રીતે કટારનું 'કટારમલ' સૂર્યમંદિર પ્રાચીન મનાય છે. 'કટાર' શબ્દ કત્યૂર શબ્દનો અપભ્રંશ છે. 'કત્યૂર' શબ્દ કાર્તિકેયપુર, કાર્તિકપુર વગેરેનો અપભ્રંશ છે. આથી માલૂમ પડે છે કે કત્યૂર વંશના રાજાઓ પણ શક રાજાઓની જેમ સૂર્યપૂજક હતા. ગુજરાતમાં 'મોઢેરા'માં પણ પ્રાચીન સૂર્યમંદિર છે.

પ્રયાસ ઈ. સ. ૧૮૪૮ થી ઈ. સ. ૧૮૫૬ દરમિયાન મિસ્ટર લમ્સડેન અને મિસ્ટર બૅટનના વખતમાં થયો હતો.

અલમોડા ગિરિનગરના નીચલા બજાર વચ્ચે થઈને ઘરઘરાટી કરતી અમારી મોટરબસ એક પેટ્રોલ પંપની પાસે આવીને અટકી. આજે અમારી આ ભારેખમ બસે અલમોડા પહોંચતા સુધીમાં જે કાંઈ ચડાણુ ઊતરાણુ કર્યાં હતાં તે બધા આ પ્રમાણે છે :–નૈનીતાલથી નીચે ઊતરીને કાઠગોદામ–અલમોડાના રસ્તા પર આવતાં ત્યાંથી 'ભવાલી' સુધીનું કઠિન ચડાણુ. ત્યાંથી 'ગરમપાણી' સુધીનું કઠિન ઊતરાણુ. ત્યાંથી વળી 'રાણીખેત' સુધીનું કઠિન ચડાણુ. ત્યાંથી વળી પાછું 'કોસી' સુધીનું સીધું ઊતરાણુ અને ત્યાંથી ફરી પાછું 'અલમોડા' સુધીનું કઠિન ચડાણુ. આવી રીતે ચડાણુ ઊતરાણુ, ચડાણુ ઊતરાણુને ચડાણુ કરીને અમારી બસ અને તેમાં બેસીને ખુબ હચમચી ગયેલાં અમે બધાં આજે એવા તો થાકી ગયા હતા કે વાત જ ન પૂછો. બસ ઊભી રહી (જુઓ ચિત્ર નં.–૯) એટલે તેમાં બેઠેલા બધા યાત્રીઓ ધીમેધીમે નીચે ઊતરવા લાગ્યા કારણ કે આ અહીંનું બસસ્ટેશન હતું.*૧ મારે અહીંથી 'પાતાળદેવી આશ્રમ'માં જવાનું હતું. તે લગભગ બે માઈલ દૂર હતો. એક પહાડી મજૂર મળી જવાથી તેની પીઠ પર બધો સામાન બંધાવી દીધો અને હું મજૂરની પાછળ પાછળ આશ્રમ તરફ ચાલવા લાગ્યો. (જુઓ ચિત્ર નં.–૧૦ અને ૧૧).

ઇતિહાસકારોનું એવું કહેવું છે કે અલમોડા ગિરિનગર (અક્ષાંશ ૨૯° ૩૬', રેખાંશ ૭૯°, ૪૦', ઊંચાઈ ૪,૫૯૩ ફૂટ) નું પ્રાચીન નામ 'ખગમારાકોટ' છે, જે કત્યૂરી વંશના રાજાઓના તાબામાં હતું. રાજા ઉદ્યાનચંદે (ઈ. સ. ૧૪૨૦ થી ૧૪૩૧) બાલેશ્વર મંદિરનું સમારકામ કરાવીને તેમાં મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા માટે ગુજરાતી બ્રાહ્મણ પંડિત શ્રીચંદ્ર ના પુત્ર પંડિત સુખદેવને ગુજરાતથી અહીં બોલાવ્યો હતો. બિસૌદના રાજાએ પંડિત શ્રીચંદ્રને પોતાની જન્મકુંડલી બતાવી હતી અને ફળાદેશ સાચું પડવાથી તેની ઉપર ખુશ થઈને તેને 'ખગમારા-કોટ' દક્ષિણામાં આપી દીધો હતો. થોડાં વર્ષ પછી કત્યૂરી વંશના

*૧ હલદ્વાનીથી પગપાળા નીકળતાં ભીમતાલ, રામગઢ થઈને અલમોડા ૪૧ માઈલ દૂર થાય છે.

રાજા કિરાતીચંદ્રે ખગમારાકોટના દાનની જમીનમાંથી થોડી જમીન પંડિત શ્રીચંદ્ર માટે છોડી દીધી અને બાકીની પોતાના કબજામાં લઈ લીધી. ઈ.સ. ૧૫૬૦ માં ખગમારાકોટ કત્યૂરી વંશની રાજધાની બની ગયું, પરંતુ પહેલાં આ ભૂમિ બ્રાહ્મણને દાનમાં અપાઈ હતી આથી રાજા તરફથી પંડિત શ્રીચંદ્રના કુટુંબને આ ઘટનાની યાદરૂપે દર વર્ષે થોડું વર્ષાસન અને એક અલમોડા ફળ કે બિજૌરાનું ફળ- ( Rumex Hestilus ) આપવામાં આવતું હતું. આ દક્ષિણાના ફળના નામ ઉપરથી આ નગરનું નામ "અલમોડા" પડી ગયું. 'ખગમારાકોટ'નું નામ અલમોડા કઈ રીતે પડયું તે બાબતમાં એક કિંવદંતી ( લોકકથા ) આ પ્રમાણે છેઃ-અલમોડાથી સાત માઈલ દૂર આવેલા કટારમલ સૂર્યમંદિરમાં પૂજાનાં વાસણો સાફ કરવા માટે ખગમારાકોટમાં રહેતા પહાડી લોકો આ કોટમાં ઊગતા 'ભીલમોડા' ( જેને 'અલમોડા' પણ કહે છે ) નામના એક જાતના ખાટા સ્વાદવાળાં ફળ લઈ આવતા હતા. આથી આવી જાતના ખાટા ફળવાળા સ્થાનનું ( ખગમારાનું ) નામ 'અલમોડા' પડી ગયું અને અહીંના પહાડી લોકો 'અલમોડિયા' ના નામથી ઓળખાવા લાગ્યા*૧

અલમોડામાં મારો કાર્યક્રમ એક અઠવાડિયા માટે નક્કી થયો હતો પણ મારે ધાર્યા કરતાં વધારે દિવસો અહીં રોકાવું પડયું, કારણ કે મારી સાથે કૈલાસયાત્રામાં સૌરાષ્ટ્ર-ગુજરાતના કેટલાક લોકો આવવાના હતા. અલમોડાનિવાસી એક સજ્જને મને નજરે જોયેલી વાત કહી કે— "સૌરાષ્ટ્રના તે લોકો કૈલાસની યાત્રાએ જવા માટે બેત્રણ વાર અલમોડા સુધી આવી આવીને યાત્રાની કઠિનાઈ, ચીની સૈનિકોનો ભય વગેરે કારણોથી ભયભીત થઈ પાછા ચાલ્યા ગયા હતા." આ વાત સાંભળી મેં તેને સાચી વાત કહી કે— "પણ આ વર્ષે તો તે લોકો કૈલાસની યાત્રાએ જરૂર નીકળવાના છે. આ માટે તેઓ એક વર્ષથી મારી સાથે પત્રવ્યવહાર પણ કરી રહ્યા છે. મેં અલમોડા પહોંચીને મારો કાર્યક્રમ તે લોકોને જણાવી દીધો છે અને તેઓને મેં વિશેષરૂપે લખ્યું છે કે હું મે મહિનાની આખરે અલમોડાથી નીકળીશ, કારણ કે જૂન

*૧ અંગ્રેજ સરકારે અલમોડાને કુમાઉઁ પ્રદેશની રાજધાની તા. ૨૭ એપ્રિલ ૧૮૧૫માં જાહેર કરી હતી.

મહિનાની શરૂઆતમાં જ કુમાઉઁ પ્રદેશમાં વરસાદ શરૂ થઈ જાય છે. મોડા નીકળવાથી કૈલાસયાત્રાના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડે છે. રસ્તાના પહાડો વરસાદને લીધે ધસી પડે છે અને રસ્તા બંધ કરી દે છે જેથી મોટરબસ આગળ જઈ શકતી નથી. સામાન ઊંચકનારાં ખચ્ચર, ઘોડા કે મજૂરો આ ઋતુમાં મળવા પણ મુશ્કેલ છે. વળી રસ્તામાં રાત્રિનિવાસ માટે જગા શોધવામાં પણ ઘણી તકલીફ પડે છે વગેરે વગેરે." મારી આ સત્ય વાત સાંભળી તે સજ્જન ઠંડાગાર થઈ ગયા. થોડી વારે તેણે ત્યાંથી ઉભા થઈને ચાલવા માંડયું.

થોડા દિવસ બાદ સૌરાષ્ટ્રના જે લોકો મારી સાથે કૈલાસયાત્રા માટે આવવાના હતા તેમના તરફથી મને પત્રો અને તાર મળ્યા જેમાં તે લોકોએ મને જણાવ્યું હતું કે તે બધા લોકો જૂન મહિનાની પાંચમી તારીખે અલમોડા પહોંચશે ને મારી સાથે જ યાત્રા કરશે, આથી હું તે લોકોની ત્યાં સુધી રાહ જોઉં. જો કે તે લોકોના મારી ઉપરના સ્નેહને લીધે મારે મારો કાર્યક્રમ બદલવો પડ્યો, પણ યાત્રા શરૂ કરવામાં ઘણું મોડું થવાથી અમારે રસ્તામાં વરસાદને લીધે કેવી કેવી મુશ્કેલીઓ ભોગવવી પડી તેનું વર્ણન આ ગ્રંથમાં આગળ ઉપર આપવામાં આવશે.

અલમોડાના નિવાસ દરમિયાન મેં તે ગિરિનગરના તથા તેની આસપાસના પ્રદેશોમાં આવેલાં ધાર્મિક તથા દર્શનીય સ્થળોની યાત્રા કરી લીધી. પ્રસંગવશ એ બધાનું અહીં સંક્ષેપમાં વર્ણન કરવું મને યોગ્ય જણાય છે.

જ્યાં મારો નિવાસ હતો તે માતાજીના 'પાતાળદેવી આશ્રમ'નું વાતાવરણ ધાર્મિક હતું. વળી આ સ્થાન શહેરથી દૂર હોવાથી નિર્જન હતું અને પાતાળદેવીના મંદિરની પાસે આવેલું હોવાથી પવિત્ર અને સાધનાને અનુકૂળ હતું. (જુઓ ચિત્ર નં. ૧૭). અહીં એક છાત્રાવાસ, મંદિર, પુસ્તકાલય તથા સાધકો માટે ચારપાંચ ઓરડાઓ છે.

એક દિવસ સવારે હું આશ્રમની ઉત્તર દિશામાં લગભગ ત્રણ માઈલ દૂર આવેલા એક પહાડ પર પહોંચ્યો. આ 'કાસારદેવી' સ્થાન ઘણું રમણીય જણાયું. અહીંથી સામે અલમોડા અને પાછળના ભાગમાં બીનસર (વીણેશ્વર)ની દિશામાં નજર દોડાવતાં ત્યાંનાં પ્રાકૃતિક દૃશ્યોના-

દર્શનથી મન ઘણું પ્રસન્ન થઈ ગયું. અહીંથી પાસે જ આવેલું કાસારેશ્વર મહાદેવનું મંદિર ઘણું દર્શનીય લાગ્યું. એક સજ્જન પાસેથી આ વિષે સાંભળવા મળ્યું કે 'કાસારદેવી' શબ્દ તિબેટદેશની કોઈ દેવીના નામનો અપભ્રંશ છે. મને તેમની આ વાતમાં વિશ્વાસ ન બેઠો. આ વિષે પૂછપરછ કરતાં એક શિક્ષિત વ્યક્તિએ મને કહ્યું કે આ દેવીનું મૂળ નામ 'કાષાય દેવી' છે જેને અલમોડાના પહાડોની અધિષ્ઠાત્રી માનવામાં આવે છે. અલમોડાના પહાડોને 'કાષાય પહાડ' કહેવામાં આવે છે. આ કાષાયદેવી (કાસારદેવી) ના મંદિરની પાછળના ભાગમાં નીચે ઢાળાવની દિશામાં લગભગ એક ફર્લાંગ ચાલવાથી સુંદર એકાંત સ્થળમાં લાલ રંગથી રંગેલો એક નાનો એવો આશ્રમ છે જેને અમેરિકાનિવાસી ડોક્ટર ઈવાન વેંઝ મહાશયે સાધના, ધ્યાનાભ્યાસ કરવા માટે બંધાવ્યો હતો. અહીં હાલમાં વિદ્વાન લામા ગોવિંદ અનાગારિક અને તેમની પત્ની શ્રીમતી લી–ગોતમી નિવાસ કરે છે. ( જુઓ ચિત્ર નં. ૧૩ ). જ્યારે હું તેમને ત્યાં પહોંચ્યો ત્યારે લામા શ્રી ગોવિંદ પુસ્તક લખવામાં ઘણા વ્યસ્ત હતા અને તેમની ધર્મપત્ની ચિત્રો દોરવામાં લીન હતાં. તેમ છતાં ય તે બન્નેએ મારી સાથે આનંદથી ઘણી વાતચીત કરી. પોતે લખેલો ગ્રંથ 'Fundaments of Mysticism in Tibet' પણ બતાવ્યો અને એ બાબતમાં થોડી ચર્ચા પણ કરી. હું કૈલાસ–માનસરોવરની યાત્રાએ જઈ રહ્યો છું એ વાત સાંભળીને તે બન્ને ય ઘણાં પ્રસન્ન થયાં. તે લોકો પણ ઈ. સ. ૧૯૪૮ માં કૈલાસ–માનસરોવરની યાત્રા કરી આવ્યા હતા. તે વખતની યાત્રાના તેમના અનુભવ સાંભળીને મને ઘણું જાણવાનું મળ્યું. વાતચીત દરમિયાન તેમણે કહ્યું કે તિબેટમાં તે લગભગ ચૌદ વર્ષ સુધી રહ્યાં છે.*૧

અહીં સમય અધિક થઈ ગયો હોવાથી હું ઊઠયો. શ્રી લામા ગોવિંદ અનાગારિક અને શ્રીમતી લી–ગોતમીએ મને તેમનો નાનકડો આશ્રમ અને સુંદર નાનો બગીચો બતાવ્યો. આશ્રમમાં વસ્તુઓ સુંદર સજાવેલી હતી. ગ્રંથાલય પણ સારું હતું. બગીચો પણ રંગબેરંગી સુવાસિત

*૧ શ્રી લામા ગોવિંદ જાતે જર્મન છે. કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોરના 'શાંતિનિકેતન' માં ઘણાં વર્ષો સુધી તેમણે જર્મન અને પાલી ભાષાના પ્રોફેસર તરીકે કામ કર્યું છે.

પુષ્પોથી ઘણો શોભતો હતો. તે બન્નેએ આશ્રમની ભૂમિ પરથી એક લાલ રંગનો પથ્થર અને બગીચામાંના એક ફૂલઝાડ પરથી સુંદર સુગંધી ફૂલ લઈને મને આપતાં કહ્યું, 'ભક્તિ–શ્રદ્ધાની નિશાનીરૂપે આ બન્ને વસ્તુઓને અમારા વતી પવિત્ર માનસરોવરના જળમાં પ્રવાહિત કરી દેજો.' મેં આથી તેમની આ બન્ને વસ્તુઓને લઈ લીધી. પ્રસંગ આવતા પહેલાં જ હું એ વાત અહીં કહી દઉં છું કે શ્રી લામાએ આપેલી આ બન્ને ય વસ્તુઓને મેં માનસરોવરના કિનારે પહોંચીને તેના પવિત્ર જળમાં પ્રવાહિત કરી દીધી હતી.




## —: માનસરોવર જઈએ :—

માનસરોવર જઈએ, ફૂડી રે કાયા... માનસરોવર જઈએ.
હંસલાની સાથે વીરા સંગતું કરીએ
ભેળા બેસીને મોતી ચરીએ. ફૂડી રે કાયા...
સાધુને સંગતે વીરા સાધુ કહેવાઈએ.
નિતનિત સરોવરમાં નાહીએ. ફૂડી રે કાયા...
માહેલા એ મનડા, કેમ તૂં ભૂલ્યો વીરા
દરસન શિવજીનાં કરીએ. ફૂડી રે કાયા...
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરનાગર
ભવસાગરથી તરીએ. ફૂડી રે કાયા માનસરોવર જઈએ...





રાણીખેતના માર્ગમાં ચીડના ઝાડનું જંગલ (ચિત્ર નં. ૮)



કાઠગોદામથી અલમોડામાં બસ દ્વારા આગમન (ચિત્ર નં ૯)



યાત્રીઓનો સામાન પીઠપર ઉંચકતા પહાડી મજૂરો (ચિત્ર નં. ૧૦)



શ્રી. મા. આનંદમયી (ચિત્ર નં. ૧૧)



→ કૈલાસ—માનસરોવર યાત્રાના યાત્રીઓ (ચિત્ર નં. ૧૨)
(ઉમેશ મિશ્રા, જગુભાઈ, ગોળવાળા, રાજદેવ, ખાખીબાવા, સ્વામીજી, જયંતીભાઈ, દામજીભાઈ)



અલમોડાના કાસારદેવી પાસેનું લામાનું ઘર
(સ્વામીજી, લામા ગોવિંદ અનાગરિક, સ્વામી પ્રણવાનંદજી, લી ગોતમી) (ચિત્ર નં. ૧૩)



## —: અલમોડા અને તેની આસપાસનાં ધાર્મિક સ્થળો :—

ગિરિનગર અલમોડાની એક દિશામાં થોડે દૂરના પહાડ પરનું કાષાયદેવી ( કાસાર દેવી ) નું સ્થાન છે અને બીજી સામેની દિશામાં પહાડ પર શ્યાહી દેવીનું સ્થાન છે. કહે છે કે 'શ્યાહી' શબ્દ 'શ્યામા' શબ્દનો અપભ્રંશ છે. અહીંના લોકો તેને 'કાત્યાયની દેવી' પણ કહે છે. શ્યાહી પહાડની નીચેની બાજુએ અલમોડા શહેરની પશ્ચિમ દિશામાં કૌસી ( કૌશિકી ) નદી વહે છે. જે કૌસાનીના પહાડમાંથી નીકળે છે. 'સ્કંદ પુરાણ'માં એવું વર્ણન છે કે, અલમોડાના પહાડ (કાષાય પહાડ) કૌસી અને સુઆલ ( શાલ્મલી ) નદીઓની વચ્ચે આવેલા છે. ( **कौशिकी शाल्मली मध्ये पुण्य काषाय पर्वत: ।** ) અલમોડાના ઘણા ધાર્મિક લોકો સપ્તાહમાં ઘણી વાર કાષાયદેવી ( કાસાર દેવી ) તથા શ્યામા દેવી ( શ્યાહી દેવી ) નાં દર્શન કરવા માટે જાય છે.

એક દિવસ સવારે ધ્યાનાદિથી નિવૃત્ત થઈને હું અલમોડા શહેરમાં આવેલાં દેવસ્થાનો તથા જોવાલાયક સ્થળો જોવા માટે ઘેરથી નીકળ્યો. સૌથી પહેલાં હું શહેરના બજારમાં આવેલા ભગવતી શ્રી નંદાદેવીના મંદિરમાં દાખલ થયો. મને આ સ્થાન પવિત્ર, સુંદર અને પ્રાચીન જણાયું. એવું કહેવાય છે કે કુમાઉઁ પ્રાંતના રાજા બાજબહાદુરચંદે (ઈ.સ. ૧૬૩૮–૧૬૭૮) ગઢવાલ પ્રાંતના જુનાગઢ નામના ઘણાં મજબૂત કિલ્લા પર ચઢાઈ કરી અને તે જીતી લીધો. આ મહાન વિજયની

યાદમાં તે રાજા ગઢવાલથી ભગવતી નંદાદેવીની મૂર્તિ પોતાની સાથે લઈ આવ્યો અને અલમોડાના પુરાણા મજબૂત કિલ્લામાં તેની સ્થાપના કરાવી દીધી. પણ અંગ્રેજોના રાજ્યકાળમાં કુમાઉઁ પ્રાંતના પહેલા કમિશ્નર મિસ્ટર ટ્રેલ સાહેબે આ મૂર્તિને કિલ્લામાંથી ખસેડીને હાલનાં નંદાદેવી મંદિરમાં તેની સ્થાપના કરાવી. આ મંદિરમાં આવેલી એક બીજી મૂર્તિ (ભગવતી દુર્ગાની મૂર્તિ) વિષે મિસ્ટર ઓકલે પોતાના પુસ્તક 'Holy Himalaya' માં લખે છે કે અલમોડાના કમિશ્નર મિસ્ટર ટ્રેલ સાહેબે ભગવતીની મૂર્તિને કિલ્લામાંથી ખસેડવાનો હુકમ કર્યો હતો. આ હુકમ આપીને સાહેબ ઉત્તર તરફના પહાડોમાં હરવાફરવા માટે ગયા હતા. દેવી શ્રી દુર્ગાના કોપથી ત્યાં તે હિમ–અંધ થઈ ગયા*૧ આખરે જ્યારે ટ્રેલ સાહેબે દેવીની માફી માગી અને દેવીને પાછી કિલ્લામાં પોતાને સ્થાને પધરાવી દીધી ત્યારે જ સાહેબની આંખો સારી થઈ. આ નંદાદેવીના મંદિરની પાસેના રસ્તાની ઉપરની બાજુએ ભગવતી શ્રી ત્રિપુરસુંદરીનું નાનું પણ પ્રાચીન મંદિર આવેલું છે. મૂર્તિઓના જાણકાર લોકો એમ કહે છે કે આ મંદિરમાં આવેલી ભગવાન શ્રી વિષ્ણુની ચતુર્ભુજ મૂર્તિ ઘણી પ્રાચીન છે. અહીંની મૂર્તિઓને જોવાથી એ સ્પષ્ટ જણાય આવે છે કે મુસલમાન આક્રમકોએ તેમાંની ઘણી મૂર્તિને તોડીફોડી નાંખીને નકામી કરી દીધી છે.

અહીંથી હું મુરલીમનોહર, બદ્રીનાથ, ભદ્રેશ્વર, રતનેશ્વર, મહાવીર, રઘુનાથ વગેરે દેવસ્થાનોનાં દર્શન કરતો કરતો 'રામકૃષ્ણ મિશન' જોવા માટે નીકળ્યો. આ સ્થાન અલમોડા શહેરથી થોડું દૂર છે, પણ બસના માર્ગમાં આવેલું છે. અહીંથી શ્યાહી દેવી તરફના પહાડો તથા નીચે તરફ વહેતી કૌસી નદીનું દૃશ્ય મને મનોહર લાગ્યું. આ આશ્રમમાં સુંદર બગીચો છે, મંદિર અને અતિથિભવન તથા પુસ્તકાલય પણ સારાં છે. આશ્રમની સાધના કુટિર પણ સારી જણાઈ. આ આશ્રમના સંચાલક સ્વામીજીએ મને આશ્રમની હંમેશની કાર્યપ્રણાલી સમજાવી અને બેત્રણ ફોટા

*૧ હિમાલયનાં બરફ પર જ્યારે સૂર્યનાં કિરણો પડે છે ત્યારે તે કિરણો પ્રત્યાવર્ત (Reflect) થાય છે. જો આંખો પર 'ગોગલ્સ' (કાળા ચશ્મા) ન પહેર્યા હોય તો આ કિરણોથી આંખો બગડી જાય છે. આને હિમઆંધળાપણું કહે છે.

તથા એક ગ્રંથ ભેટ આપ્યો. અમે બન્ને જ્યારે આશ્રમના બગીચામાં ફરવા નીકળ્યા ત્યારે આશ્રમથી થોડે દૂર આવેલા એક નાના મકાન તરફ આંગળી ચીંધીને બતાવતા તે મને કહેવા લાગ્યા, 'તે મકાનમાં સ્વામી વિવેકાનંદ રહેતા હતા. તેઓશ્રીના સ્મૃતિચિહ્ન રૂપે અમે તે ઘરને સાચવી રાખ્યું છે.' આ સાંભળીને મને મનમાં થયું કે અહીં જો એક સાધનાલય ને દેવ મંદિર બંધાવ્યાં હોય તો લોકોને (વિશેષ તો સાધકોને) ઘણો લાભ થાય. આ આશ્રમનું વાતાવરણ મને શાંત અને સુખદ લાગ્યું, જેથી કવિ કાલીદાસના શબ્દો મને યાદ આવી ગયા–"शान्तं इदं आश्रमपदम् ।" આશ્રમ જોવામાં મને ઘણો સમય થઈ ગયો હોવાથી હું સ્વામીજીને 'નમો નારાયણાય' કહી વંદન કરીને અહીંથી વિદાય થયો. આજે મારે 'સર્વોદય કુટીર'માં શ્રી શાંતિભાઈને મળવા માટે જવાનું હતું, જેથી હું તે દિશામાં વળ્યો. લગભગ દોઢ માઈલ ચાલ્યા બાદ રસ્તામાં આવતી પોસ્ટઓફિસ પાસે થઈને નીચે તરફ જતી એક પગદંડી ઊતરીને હું જ્યારે સર્વોદય કુટીરમાં પહોંચ્યો ત્યારે શ્રી શાંતિભાઈ ઘરમાં જ હતા. મને આવી રીતે અચાનક આવેલો જોઈને તે તથા તેમનાં શ્રીમતીજી ઘણાં ખુશી થઇ ગયા. થોડી વાર શાંતિથી બેઠા બાદ અમે બન્ને કૈલાસ યાત્રામાર્ગ, હિમાલયના અનુભવો વગેરે વિષે આનંદથી વાતચીત કરવા લાગ્યા. મેં જોયું કે જેવા શ્રી શાંતિભાઈ મળતાવડા તથા આનંદી સ્વભાવના છે તેવાં તેમનાં ધર્મપત્ની પણ છે. મેં ઘણા લોકોના મુખે એવું સાંભળ્યું હતું કે આ બન્નેય જણ રાષ્ટ્રપ્રેમી, ધાર્મિક સ્વભાવનાં અને પરજનહિતકારી છે. કુમાઉઁ પ્રદેશમાં આ બન્ને પ્રસિદ્ધ જનસેવક છે. તેમણે મહાત્મા ગાંધીની સાથે રહીને ઘણાં વર્ષો સુધી દેશસેવાકાર્ય કર્યું છે. ગાંધીજીના આદેશથી આ બન્ને જીવો કુમાઉઁ પ્રદેશમાં ખાદીનો પ્રચાર કરવા તથા પહાડી લોકોમાં રાષ્ટ્રભાવના જગાડવા માટે ઘણાં વર્ષ પહેલાં અહીં આવ્યા હતા. ત્યારથી લઈને આજ સુધી આ પ્રદેશમાં રહીને જનસેવા કરી રહ્યાં છે. (જુઓ ચિત્ર નં.–૨૦). શ્રી શાંતિભાઈના મુખેથી મેં સાંભળ્યું કે તેમણે સ્વતંત્રતા આંદોલનમાં ઘણીય વાર ભયંકર લાઠીમાર ખાધો હતો અને ઘણી વાર જેલયાત્રાનાં અસહ્ય કષ્ટો પણ સહ્યાં હતાં. તેમણે દેશમુક્તિ માટે કેવા કેવા લાઠી-મારો સહ્યા હતા તેનો ખ્યાલ આપવા તેમણે પોતાના હાથ, પગ, કમર, તૂટેલી પાંસળી વગેરે બતાવ્યું. આવું ભાંગેલું શરીર હોવા છતાંય તેમણે હિમાલયનાં તીર્થોની તથા કૈલાસ અને માનસરોવરની યાત્રા પણ કરી

છે એવું ગૌરવ સાથે કહ્યું. આ સાંભળીને મને તેમના તરફ સન્માન ઊપજ્યું. મનમાં થયું કે ભારત સરકાર જો સ્વાતંત્ર્યસંગ્રામના આવા સૈનિકોની રાષ્ટ્રસેવાને સમજીને તેઓને જીવે ત્યાં સુધી આર્થિક સહાયતા આપે તો કેવું સારું ! આગળ વાતચીત કરતાં શ્રી શાંતિભાઈએ મને કહ્યું કે સૌરાષ્ટ્રના રાજકોટથી કૈલાસયાત્રામાં આવનારા લોકોના પત્રો અને તાર તેમના ઉપર આવ્યા છે જેમાં લખે છે કે, બધા લોકો તારીખ પાંચમી જૂનના રોજ અલમોડા પહોંચી જશે. *[1]

જુદા જુદા વિષયો પર વાતચીત કર્યા બાદ હું ત્યાંથી 'રામકૃષ્ણ-ધામ' જોવા માટે નીકળ્યો. આ સંસ્થા અલમોડા શહેરમાં જ આવેલી છે. અહીં પહોંચીને આ સંસ્થાના સંચાલકને મળ્યો. તેમણે મને આ સંસ્થાનો ઇતિહાસ કહ્યો અને સંસ્થાનું 'મધુ અનુસંધાન કેન્દ્ર' બતાવ્યું. અહીં કેવી રીતે મધુમાખીઓને પાળવામાં આવે છે, કેવી રીતે માખીઓ વડે મધને એકઠું કરવામાં આવે છે, તેને વિશુદ્ધ કરીને કેવી રીતે બાટલીઓમાં પેક કરવામાં આવે છે એ બધું બતાવ્યું. આ સંસ્થાનાં કાર્યોથી હું ઘણો પ્રભાવિત થયો. મને થયું કે સંન્યાસી દ્વારા ચાલતું આવું 'મધુ અનુસંધાન કેન્દ્ર' ભારતમાં આ પહેલું જ હશે ! મને વિચાર આવ્યો કે વિવેક–વૈરાગ્ય વગરના અને અમુક પરિસ્થિતિને વશ થઈને 'બાબાજી' બની ગયેલા એવા ભારતના લાખો સાધુઓને જો આવાં કાર્યોમાં લગાડવામાં આવે તો તેમનું, સમાજનું અને દેશનું હિત સાધી શકાય. હું કૈલાસ–માનસરોવરની યાત્રાએ જઈ રહ્યો છું એવું મારી પાસેથી સાંભળતાં સંસ્થાના સંચાલક ઘણા ખુશ થયા. તેમણે ઘણાં વર્ષો પહેલાં કરેલી આ કઠિન યાત્રાના અનુભવો મને કહી સંભળાવ્યા. ત્યારબાદ થોડો વખત અમે ધાર્મિક વાતચીતમાં ગાળ્યો. અહીં સમય ઘણો થઈ ગયો હોવાથી મેં સંચાલકશ્રીની પાસે વિદાય માંગી. તે મને 'મધુ અનુસંધાન કેન્દ્ર'ના ભંડાર સુધી વળાવવા આવ્યા. ત્યાંથી મધની એક મોટી શીશી લઈને મને તે ભેટ આપતા મારી કૈલાસયાત્રાની શુભકામના કરવા લાગ્યા. આ માટે મેં તેમનો આભાર માન્યો અને હું અહીંથી વિદાય થયો.

*૧ આજે સવારે મારા નામે પણ તે લોકોના આવા જ તાર અને પત્રો આવ્યા હતા.

અહીંથી 'પાતાળદેવી આશ્રમ' તરફ પાછા ફરતી વખતે રસ્તામાં આવતી અલમોડાની જેલ જોવા માટે હું તે તરફ વળ્યો. અંદર જઈને જેટલું જોઈ શકાય તેટલું જોયું. આ જેલમાં એક ઓરડો છે જેમાં અંગ્રેજોના રાજ્યકાળમાં પંડિત જવાહરલાલ નેહરુ, ગોવિંદવલ્લભ પંત, વગેરે 'સ્વરાજ–મુક્તિ–આંદોલન'ના નેતાઓને કેટલોક સમય પૂરી રાખ્યા હતા. ભારત સરકારે હાલમાં આ ઓરડામાં દેશનેતાઓના ફોટાઓ મૂકાવીને તેને શણગાર્યો છે. આ જોઈને દેશમુક્તિ ચળવળની તથા તેના નેતાઓની સ્મૃતિ તાજી થાય છે.

અલમોડા શહેરમાં તાર–ટપાલ–ટેલિફોન ઓફિસ, પાવરહાઉસ, કોર્ટ, સ્કૂલ, કોલેજ, દવાખાનું, સિનેમાઘર, હોટલ, આરોગ્યભુવન, પુસ્તકાલય વગેરે છે.

એક શુભ દિવસે સવારે હું અલમોડાથી કેટલાક માઈલ દૂર આવેલાં તીર્થસ્થળો જોવા માટે રવાના થયો. સૌથી પહેલાં હું જાગેશ્વર મંદિરના દર્શન કરવા નીકળ્યો. આ સ્થળ અલમોડાથી લગભગ ૨૩ માઈલ દૂર છે. અલમોડાથી 'પનવા નૌલા' થઈ ને 'આરતોલા' સુધી મોટરબસમાં જવું પડે છે*¹ ત્યાંથી ૨॥ માઈલ દૂર 'જાગેશ્વર મંદિર' છે. (જુઓ ચિત્ર નં–૧૬). સ્થળ ઘણું પ્રાચીન, પવિત્ર અને સાધનાને અનુકૂળ જણાયું. એમ કહેવાય છે કે આ સ્થળ કત્યૂરી રાજાઓના સમયમાં પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર હતું. જાગેશ્વરની પાસે પ્રાચીન સમયમાં આંબાનું મોટું વન હતું. આ સ્થળની ચારે બાજુના પ્રદેશને 'દારબાદ' કે 'દારૂદેશ' કહે છે. કોઈ કોઈ વિદ્વાનનો એવો મત છે કે આ જ 'દારૂકાવન' છે અને 'જાગેશ્વર' જ નાગેશ્વર છે, જે બાર જ્યોતિર્લિંગમાંનું એક જ્યોતિર્લિંગ છે.

ઈ. સ. ૧૭૪૩–૪૪ માં જ્યારે રોહિલા લોકોએ કુમાઉઁ પ્રદેશ ઉપર ચડાઈ કરી હતી ત્યારે તેમણે આ પ્રદેશમાં આવેલાં અસંખ્ય મંદિરો તોડી નાંખ્યાં હતાં અને મૂર્તિઓને નષ્ટભ્રષ્ટ કરી નાંખી હતી. જ્યારે તે લોકો મંદિરોને તોડતા તોડતા જાગેશ્વરના મંદિરમાં

*૧ મોટર માર્ગ પરના 'આરતોલા' થી અડધા માઈલ પર 'ઉત્તર-વૃંદાવન' નામનો સુંદર આશ્રમ છે જેને 'સાધુ કૃષ્ણપ્રેમ' (Mr. Nixon) નામના એક અમેરીકન મહાત્માએ બંધાવ્યો છે.

આવી પહોંચ્યા ત્યારે મંદિરમાંથી અસંખ્ય મધમાખીઓ બહાર નીકળીને રોહિલા લોકોની ઉપર તૂટી પડી. મધમાખોના આવી રીતના ઓચિંતા હુમલાથી ઘણા ડરી જઈને તે લોકો આ સ્થાન છોડીને નાસી ગયા. આવી રીતે રોહિલાઓના હાથમાંથી આ મંદિર અજબ રીતે બચી ગયું. આ મંદિરમાંની મૂર્તિઓ ઘણી પ્રાચીન અને સુંદર છે. કળાની દૃષ્ટિએ પણ ઘણી જ ઉત્તમ છે. ભારત સરકાર જો આ મૂર્તિઓની સુરક્ષા માટે યોગ્ય પ્રબંધ કરે તો તે બધી બચી જશે, નહીંતર જેમ ભારતનાં ઘણાંય તીર્થસ્થળોમાંથી મૂર્તિચોરોનાં દળ છાની રીતે કે તેના રક્ષકોને લાંચ આપીને મૂર્તિઓ ઉઠાવી જાય છે અને તે પરદેશી લોકોને હાથે નજીવી કિંમતે વેચી મારે છે, તેમ જ આ કિંમતી મૂર્તિઓનું થવું સંભવ છે.

જાગેશ્વર મંદિરમાં દર્શન કરીને અને અહીંની પ્રાચીન કળાને ઘણી રસપૂર્વક નિહાળીને આનંદિત થતો થતો હું અહીંથી રવાના થયો. એક પહાડી પગદંડીને પકડીને લગભગ બે માઈલ ચાલી હું "ઉત્તરવૃંદાવન" નામે એક સુંદર આશ્રમમાં આવી પહોંચ્યો. અલમોડાથી મોટરબસમાં બેસીને મીરતોલા ઊતરી ત્યાંથી ટેકરી પર એક માઈલ પગે ચાલતાં આ ઉત્તરવૃંદાવન આશ્રમમાં પહોંચી શકાય છે. અહીં શ્રીકૃષ્ણપ્રેમ નામે એક વિદેશી સાધુ અને તેનો માધવઆશિષ નામે એક વિદેશી શિષ્ય રહે છે. આ બન્ને વ્યક્તિ અમેરિકન છે પણ તેમણે હિંદુધર્મ સ્વીકારીને શ્રીકૃષ્ણની ઉપાસના શરૂ કરી છે. શ્રીકૃષ્ણપ્રેમનું મૂળ નામ પ્રોફેસર નિકસન છે. તે લખનૌ યુનિવર્સિટીમાં અંગ્રેજી ભાષાના પ્રોફેસર હતા. ઉત્તરવૃંદાવનમાં એમના ગુરુ સ્વ. યશોદામાઈ નિવાસ કરતાં હતાં. તેમને આ સ્થળ ઘણું ગમતું હતું. જ્યારે હું ઉત્તરવૃંદાવન આશ્રમમાં પહોંચ્યો ત્યારે શ્રીકૃષ્ણપ્રેમ અને માધવઆશિષ બન્ને જણા આશ્રમના બગીચામાં ફૂલઝાડ રોપી રહ્યા હતા. મને જોઈને તે ઘણા પ્રસન્ન થયા. થોડી વાતચીત કર્યા બાદ તેમણે મને આશ્રમનું રાધાકૃષ્ણ મંદિર, મધુ સંચય ઘર, પુસ્તકાલય, બગીચો, સાધના કુટિર વગેરે બતાવ્યું. એમના પુસ્તકાલયમાં તત્ત્વજ્ઞાન અને યોગવિદ્યાનાં ઘણાં સારાં પુસ્તકો હતાં. તેમાં ગીતા અને ઉપનિષદ ઉપર અંગ્રેજી ભાષામાં કેટલાક ગ્રંથો હતા જે શ્રીકૃષ્ણપ્રેમે સ્વયં લખેલા હતા. એ જોઈને મને ઘણો આનંદ થયો. મેં જોયું કે શ્રીકૃષ્ણપ્રેમ વિદ્વાન હોવા છતાં સાચા વૈષ્ણવ છે.

તેમના ગોરા રંગના દેહ ઉપર પીળા રંગનાં વસ્ત્રો, ગળામાં તુલસીની માળા તથા કપાળમાં ચંદનનું તિલક ઘણાં શોભતાં હતાં. વળી તેમનો સ્વભાવ પણ ઘણો સરળ અને આનંદી જણાયો. એક લીલાછમ ઝાડની નીચે બનાવેલી બેઠક ઉપર અમે બેસીને ઘણાં લાંબા સમય સુધી ધાર્મિક વિષયો પર વાતચીત કરી. હું થોડાં જ દિવસોમાં કૈલાસની યાત્રાએ નીકળવાનો છું એ સમાચાર મારી પાસેથી સાંભળીને તે બન્ને ઘણા પ્રસન્ન થયા. તેમણે મને દુઃખી મને કહ્યું કે તેઓ બન્ને કેટલાંક વર્ષોથી કૈલાસયાત્રા કરવા ઈચ્છે છે પણ ભારત સરકાર તરફથી આ માટે તેમને સ્વીકૃતિ મળતી નથી કારણ કે તે બન્ને અમેરિકાના છે. આ સાંભળી મને પણ દુઃખ થયું, પણ શું થાય ! ભારત સરકારના સીમા સુરક્ષા નિયમો તે વખતે ઘણા કડક બની ગયા હતા. થોડીવાર પછી હું ત્યાંથી ઊભો થયો અને તે બન્નેની વિદાય માંગી કારણ કે મારે અહીંથી પહાડી રસ્તે ચાલતા-ચાલતા અલમોડા પાછું જવું હતું. તે બન્ને મહાત્માઓ મને થોડે દૂર સુધી વળાવવા આવ્યા.*૧ ત્યાર બાદ તેમની શુભકામનાઓ લેતો હું પહાડના રસ્તે આગળ વધ્યો. લગભગ પાંચ માઈલનું અંતર કાપીને હું ધવલચીના નામે એક પહાડી સ્થાનમાં પહોંચ્યો જ્યાં પહાડ ઉપર નાનકડો ( એક ઓરડાનો ) આનંદમયી-આશ્રમ છે. અહીં બે સાધકો રહી શકે તેમ છે, પણ અહીં પાણીની ઘણી જ અગવડ છે. પીવાના પાણી માટે અને વસ્ત્રો ધોવા માટે લગભગ અડધો માઈલ પહાડથી નીચે ઊતરીને એક નાના ઝરણા પાસે જવું પડે છે. જો પહાડ ઉપરના આશ્રમમાં પાણીની સગવડ થઈ શકે તો ઉનાળામાં અહીંયા રહીને સારી રીતે યોગસાધના થઈ શકે. અહીંથી દૂરદૂરનું હિમાચ્છાદિત પર્વત-પંક્તિઓનું મનમોહક દૃશ્ય જોઈ ને ઘણો જ આનંદ થયો. (જુઓ ચિત્ર નં. ૩૦). મનમાં થયું કે આજની રાત અહીં જ રહી જાઉં, પણ મને બહુ જ તરસ લાગી હતી આથી ઇચ્છા ન હોવા છતાં ય મારે ત્યાંથી નીચે ઊતરવું પડયું. લગભગ એક માઈલ પહાડની નીચે ઊતર્યા બાદ હું ધવલચીના નામે સરકારી વિશ્રામ-ગૃહ પાસે આવી પહોંચ્યો. અહીં એક ઠંડું, સ્વચ્છ, ઝરણું વહેતું જોવામાં આવ્યું જેથી તેના મધુર જળથી તરસ મટાડી. પાસેની એક દુકાન બહાર રાખેલા લાકડાના પાટલા ઉપર થોડીવાર વિશ્રામ કરી ત્યાંથી

*૧ થોડા વર્ષ પહેલાં 'શ્રીકૃષ્ણપ્રેમ' દેવલોક પામ્યા છે.

પગે ચાલીને બાડેછીના નામના ગામે આવ્યો. આજે હું પહાડોમાં ચાલીચાલીને ઘણો થાકી ગયો હતો જેથી બાડેછીના ગામેથી મોટરબસમાં બેસીને રાત્રે અલમોડા પાછો આવ્યો. આજે પૂર્ણિમાનો દિવસ હોવાથી ચારે બાજુનો પહાડી પ્રદેશ જાણે કે પૂનમના ચંદ્રમામાંથી વરસતી દૂધની ધારાઓથી નાહી રહ્યો હતો.

## —. અલમોડાની આજુબાજુનાં ધાર્મિક સ્થળો :—

**બાગેશ્વર :**— આ સ્થાન અલમોડાથી મોટરબસ રસ્તે ૫૭ માઈલ દૂર છે. પગે ચાલીને પહાડી માર્ગે જતાં ૨૭ માઈલ દૂર છે. સરયૂ અને ગોમતી નદીના સંગમ પર આ સ્થાન છે જેથી આને ઘણું જ પવિત્ર માનવામાં આવે છે. અહીં મકરસંક્રાન્તિના દિવસે (૧૪ જાન્યુઆરી દરમિયાન) મોટો મેળો ભરાય છે જેમાં અસંખ્ય પહાડી લોકો ભેગા થાય છે. તિબેટમાંથી ભોટિયા લોકો ઊન, ઊનનાં વસ્ત્રો, કસ્તૂરી, મૃગચર્મ, મધ, ફળ વગેરે લાવીને વેચે છે. આ સંગમ પર ભગવાન શંકરનું સુંદર મંદિર છે. (જુઓ ચિત્ર નં–૧૮).

**વૈજનાથ :**— આ સ્થાન ગોમતી નદીના તટ પર વસેલું છે. અહીંની ઊંચાઈ ૩૬૯૬ ફૂટ છે. કોસાનીથી આ સ્થાન ૧૨ માઈલ દૂર છે. અલમોડાથી કોસાની સુધી અને અલમોડાથી અહીં સુધી મોટર–બસ સેવા છે. અહીં રાખવામાં આવેલી પ્રાચીન મૂર્તિઓમાં મહિષમર્દિની, ચંડિકા, પાર્વતી, સૂર્ય, બ્રહ્મા, ગણેશ વગેરે છે. આ બધી મૂર્તિઓ કલાની દૃષ્ટિએ ઘણી ઉત્તમ છે. (જુઓ ચિત્ર નં–૧૯) અહીંથી બે માઈલ દૂર આવેલું "કોટેકીમાઈ"નું મંદિર પ્રાચીન છે.

**ગણનાથ :**—આ સ્થાન અલમોડાથી મોટરબસ રસ્તે ૨૩ માઈલ દૂર છે અને અહીંથી આગળ ૬ માઈલની પગદંડી છે. એની ઊંચાઈ ૬૯૪૭ ફૂટ છે. અહીં ભગવાન શિવનું મંદિર અને ગુફાઓ છે. દરવરસે કાર્તિક મહિનાની પૂર્ણિમાને દિવસે અહીં મેળો ભરાય છે.

**દેવીધુરા .**— આ સ્થાન અલમોડાથી ૩૦ માઈલ દૂર છે. અહીં વારાહીદેવીનું મંદિર છે. રક્ષાબંધન (શ્રાવણી પૂર્ણિમા) ને દિવસે અહીં મેળો ભરાય છે,



અલમોડાના એક
કસબાનું દૃશ્ય.
(ચિત્ર નં. ૧૪)



પિંડારી
હીમશીલાખંડ
(ગ્લેશીયર)
(ચિત્ર નં. ૧૫)



જાગેશ્વરના મંદિરે
(ચિત્ર નં. ૧૬)



શ્રી પાતાળદેવી મંદિર (અલમોડા) (ચિત્ર નં. ૧૭)



બાગેશ્વરનું મંદિર (ચિત્ર નં. ૧૮)



બૈજનાથ તરફ પ્રયાણ (ચિત્ર નં. ૧૯)

**ગંગોલીહાટ**:— આ સ્થાન અલમોડાથી ૩૬ માઈલ દૂર છે. અહીં શ્રી મહાકાલીનું મંદિર છે.

**રૂપકુંડ** :— અલમોડાથી મોટરબસ રસ્તે ગ્વાલદમ ૫૮ માઈલ દૂર છે. અહીંથી પગે ચાલીને વાણગ્રામ થઈને રૂપકુંડ (ઉંચાઈ ૨૦,૦૦૦ ફૂટ) જવાય છે. આ યાત્રા માટે અલમોડામાં આવેલા 'પર્યટક કેન્દ્ર'માંથી સંપૂર્ણ માહિતી મેળવી લેવી જોઈએ.

**બિનસર** :— (વિણેશ્વર) અલમોડાથી ઈશાન ખૂણામાં મોટરબસ માર્ગે ૧૮॥ માઈલ દૂર છે. અહીંની ઊંચાઈ ૭૯૧૩ ફૂટ છે. આ સ્થળે ભગવાન શિવનું મંદિર અને સ્વાસ્થ્ય કેન્દ્ર છે. અમદાવાદવાળા શેઠ શ્રી નવનીતભાઈ પરીખનો અહીં બંગલો છે. અહીંના 'ઝંડાપીક' પરથી દૂરદૂરની હિમગિરિપંક્તિનું મનમોહક દશ્ય જોવા મળે છે.

## —: દર્શનીય સ્થાનો :—

**કૌસાની** :—આ સ્થાન અલમોડાથી મોટરબસ માર્ગે ૩૨ માઈલ દૂર છે. અહીંથી દૂર દૂર આવેલા હિમાલયની હિમાચ્છાદિત પર્વતમાળાનું અદ્ભુત દશ્ય મનને ઘણું જ પ્રસન્ન કરી દે તેવું હોય છે. મહાત્મા ગાંધીજીએ જ્યારે અહીં કેટલાક દિવસો સુધી નિવાસ કર્યો હતો તે દરમિયાન તેમણે ગીતાજી પર પોતાના વિચારો લખ્યા હતાં. તેમણે આ સ્થાનને પૃથ્વી ઉપરનું સ્વર્ગ કહ્યું છે અને જે હવાફેર કરવા અને હરવાફરવા માટે પોતાનો દેશ છોડીને વિદેશોમાં નાણાં ખર્ચવા જાય છે તેવા પ્રાકૃતિક સૌન્દર્યપ્રેમી ભારતવાસીઓની નિંદા કરી છે. કૌસાનીમાં 'ગાંધી આશ્રમ' અને પોસ્ટઑફીસ છે.

**પિંડારી ગ્લેસિયર** :— આ સ્થાન અલમોડાથી મોટરબસ દ્વારા કપકોટ સુધી પહોંચીને ત્યાંથી ૩૩ માઈલ દૂર છે. કપકોટથી પગપાળા લોહારખેત, ધાકુરી, ખાતી, દ્વાલી, ફૂરકીયા થઈને ૩ માઈલ દૂર છે. (જુઓ ચિત્ર નં. ૧૫). ત્યાં જવા માટેનો સમય મે, જુન અને સપ્ટેંબરની ૧૫ મીથી ઓકટોબરની ૧૫ મી સુધીનો છે. આ

ગ્લેસિયર (હિમશિલાખંડ) નંદાદેવી અને નંદકોટ પર્વતની તળેટીમાં આવેલો છે અને બે માઈલ લાંબો તથા ૧૨૦૦ ફૂટ પહોળો છે. આની ઊંચાઈ ૧૨૦૦ ફૂટથી ૧૪૦૦૦ ફૂટ સુધીની છે. અહીં ડાક બંગલો અને પોસ્ટઓફિસની પણ સગવડતા છે.

**માયાવતી** :— અલમોડાથી અગ્નિ ખૂણામાં મોટરબસ વડે ૭૫ માઈલ દૂર આવેલા લોહાઘાટ નામના સ્થાનથી ૩ માઈલ પગપાળા ચાલીને માયાવતી આશ્રમે પહોંચી શકાય છે. આ સ્થાન સ્વામી વિવેકાનંદને ઘણું પસંદ હતું જેથી અહીં તેમણે 'અદ્વૈત–આશ્રમ' બંધાવ્યો છે.

**ચંપાવત** :—આ સ્થાન અલમોડાથી મોટરબસ રસ્તે ૮૪ માઈલ દૂર છે. અહીં કુમાઊઁ પ્રદેશના 'ચંદ' રાજાઓની રાજધાની હતી. અહીંનાં દેવસ્થાનોમાં મહેશ, વિષ્ણુ વગેરે દેવતાઓની સુંદર મૂર્તિઓ છે. અહીં કેટલીક ગુફાઓ પણ છે.

**મુક્તેશ્વર** :— ચંપાવતથી દક્ષિણ દિશામાં ૧૪ માઈલ દૂર આવેલી ૭૭૦૨ ફૂટ ઊંચી ટેકરી પરનું મુક્તેશ્વરનું 'પશુ ચિકિત્સા સંશોધન કેન્દ્ર' જોવાલાયક છે. એવું કહેવાય છે કે આ સંશોધન કેન્દ્ર વિશ્વમાં સૌથી મોટું છે. ઈ. સ. ૧૮૯૫માં આનું ઉદ્ઘાટન થયું હતું.








## —: કૈલાસયાત્રા માટેની તૈયારીઓ :—

જેમજેમ અમારી કૈલાસયાત્રાએ નીકળવા માટેનો શુભ દિવસ પાસે આવવા લાગ્યો તેમ તેમ હંમેશાં ભારતની જુદી જુદી ભાષાઓનાં વર્તમાન પત્રોમાં ભાવી યાત્રા વિષેના સમાચારો પણ પ્રકાશિત થવા લાગ્યા. દરમિયાન એક દિવસ એક સજ્જન મને મળવા આવ્યા. તે પોતાની સાથે અંગ્રેજી ભાષાનું એક વર્તમાન પત્ર લાવ્યા હતા. તેમણે ધીમું ધીમું હસતાં મને તે વર્તમાન પત્રમાં છપાએલ અમારી ભાવી યાત્રા વિષેના સમાચાર બતાવ્યા, જેનો અનુવાદ આ પ્રમાણે છે :—

"આ અઠવાડિયામાં અલમોડાથી દસેક યાત્રીઓને લઈને સ્વામી શ્રી દત્તાત્રેય મહારાજ ( સ્વામી શ્રી દત્તયોગેશ્વરદેવ તીર્થ ) પશ્ચિમ તિબેટમાં આવેલ કૈલાસ-માનસરોવરની યાત્રા માટે રવાના થશે. આ વર્ષનો આ સૌથી પહેલો કૈલાસયાત્રા સંઘ છે જે બન્ને તીર્થક્ષેત્રો-કૈલાસ અને માનસરોવરની યાત્રા કરશે."

ઉપર મુજબના સમાચાર છપાતાં ભારતનાં જુદા જુદા શહેરો અને ગામોમાંથી મારા નામે અસંખ્ય પત્રો આવવા લાગ્યા. આ યાત્રામાં રસ ધરાવનાર નરનારીઓ પત્રો લખીને એ વાત જાણવા માગતા હતા કે અમારા યાત્રા સંઘમાં કેટલાં યાત્રીઓ છે? અમે

અલમોડાથી ક્યારે રવાના થનાર છીએ ? કયા માર્ગે થઈને જવાના છીએ ? વગેરે. વળી કેટલાક લોકોએ પૂછ્યું હતું કે આ યાત્રા સંઘમાં જોડાવા ઇચ્છનાર દરેક યાત્રી દીઠ કેટલો ખર્ચ આવશે ? સાથે કઈ કઈ વસ્તુઓ લઈ જવી પડશે ? વગેરે. કેટલાક લોકો લખતા હતા કે તિબેટ દેશમાં જવા માટે ક્યાંથી અને કેવી રીતે પ્રવેશપત્ર ( Passport ) મેળવવો પડે છે ? તિબેટમાં હાલમાં ખૂંખાર ડાકુઓનો તથા ચીના સિપાઇઓનો કેવો કેવો ઉત્પાત છે ? વગેરે....વગેરે. એકાએક આવી જાતની પત્રવર્ષાથી હું ગભરાઈ ગયો, મૂંઝાઇ ગયો. મને જલદી એ સમજાયું નહીં કે આ બધા પત્રોનો ઉત્તર હું કેવી રીતે આપીશ. આખરે મેં આ બધાં પત્રોનું બંડલ અલમોડાના ભારત સરકાર પર્યટક–કેન્દ્રના અધિકારી શ્રી જોષી સાહેબને આપી દીધું અને તેમને સૂચવ્યું કે જેમ બને તેમ આ પત્રોનો યોગ્ય પ્રત્યુત્તર પત્ર લખનારને જલદી મળે તેવી વ્યવસ્થા કરી દેજો. મારે જે કાંઈ ટૂંકી જરૂરી સૂચનાઓ એ બધાંને આપવાની હતી તે મેં શ્રી જોષી સાહેબને લખીને આપી દીધી જેથી પ્રત્યુત્તર આપવામાં તેમને મોડું ન થાય. આવી બાબતમાં તે ઘણા કુશળ હતા જેથી મારે તેમને વધારે કાંઈ પણ સમજાવવાની જરૂર પડી નહીં. બીજે જ દિવસે તેમણે મને ખબર મોકલ્યા કે પત્રો લખનાર બધાંને પ્રત્યુત્તર લખીને મોકલી આપ્યા છે. આથી આ બાબતમાં હવે ચિંતા ન કરવી. શ્રી જોષી સાહેબના સહયોગથી મારા માથા પર આવી પડેલો આ ‘પત્રબોજ’ જલદી હલકો થઈ જતાં મેં છુટકારાનો દમ ભર્યો.

“ **दिनमपि रजनी सायं प्रातः** ”....આ કથન અનુસાર જોતજોતામાં તો જૂન મહિનાની પાંચ તારીખ આવી પહોંચી. આજે અમારા યાત્રા-સંઘના કેટલાક ગુજરાતી સદસ્ય અલમોડા પહોંચવાના હતા. તે લોકોનો આ વિષેનો તાર મને બે દિવસ અગાઉ જ મળી ગયો હતો, પણ તે લોકો કઈ ટ્રેન દ્વારા કાઠગોદામ ઉતરશે, કયારે અલમોડા પહોંચશે વગેરે વિષે કોઈપણ સૂચના મને મળી ન હતી. શ્રી શાંતિભાઈ ( સર્વોદય–કુટિરવાળા ) એ કહ્યું હતું કે તે બધા લોકો ૫ જુને બપોરે જ અલમોડામાં આવી પહોંચશે. મેં આજે જલદી પૂજા–પાઠ, જપ–ધ્યાન વગેરે નિત્યકર્મ પૂરું કરીને થોડો સમય પુસ્તકો વાચવામાં ગાળ્યો. ભોજનનો સમય થવાથી થોડો ફળાહાર કરી લીધો અને પાસેના બગીચામાં ફરવા માટે નીકળી પડ્યો. રસ્તામાં મને મારો એક

પરિચિત વિદેશી સાધુ મળ્યો. તેણે મને પૂછ્યું, 'જે મહેમાનો આવવાના હતા તે આવી ગયા કે નહીં ?' મેં એ પ્રશ્નનો ટૂંકો ને ટચ ઉત્તર આપ્યો, 'આજે જ આવવાના છે.' 'તો શું તમે બધાં આજે જ કૈલાસ–યાત્રા માટે નીકળવાના છો ?'–તેમણે ઝટ દઈને મને બીજો પ્રશ્ન પૂછી નાંખ્યો. તેના જવાબમાં મેં પહેલા કરતાં પણ ઓછા શબ્દો વાપર્યાં– 'હા, જલદી.' મને એમ હતું કે મારો આવો ટૂંકો ટચ જવાબ સાંભળીને તે સાધુ ચાલવા જ માંડશે, પણ તેણે તો ઊભા રહીને મારી સાથે વાતો કરવી જ શરૂ કરી દીધી– 'વરસાદ શરૂ થાય તે પહેલાં જ ધારચુલા સુધી તો પહોંચી જ જવું જોઈએ, કારણ કે મોટરબસ માર્ગ વરસાદને લઈને બંધ થઈ જવાથી યાત્રીઓને ઘણી જ મુશ્કેલી સહેવી પડે છે.' તેની આ વાત સાથે હું સહમત થયો. મનમાં થયું કે અહીંથી કાલે જ રવાના થવું. આવી રીતે યાત્રાના કાર્યક્રમ વિષે વિચાર કરતો બગીચામાં થોડો સમય ટહેલ્યા બાદ હું આશ્રમમાં પાછો ફર્યો. સાંજે લગભગ ચાર વાગે સ્નાન કર્યા બાદ સાયં પૂજા–પાઠ વગેરે નિત્યકર્મથી પરવારીને હું અને એક સાધુ મિત્ર અલમોડા શહેરમાં આવ્યા. મને એમ હતું કે અમારા યાત્રા સંઘના ગુજરાતથી આવનારા લોકો અલમોડામાં આવી ગયા હશે અને બસ સ્ટેશનની પાસેની હોટલમાં ઊતર્યાં હશે. કદાચ સ્નાન, ભોજન અને વિશ્રામ પણ કરી લીધા હશે અને આ સમયે તેઓ મારી રાહ જોતા હશે. જ્યારે હું ખાદી ભંડારની પાસે પહોંચ્યો ત્યારે મને રસ્તામાં એક સજ્જન મળ્યા જેણે ખબર આપ્યા કે હજી સુધી ગુજરાતી યાત્રીઓ આવ્યા નથી. તેમનું કહેવું સાંભળીને હું તો વિચારમાં જ પડી ગયો. મને થયું કે આ લોકો હજી સુધી કેમ નહીં આવ્યા હોય ! પાસે આવેલા બસના પુછપરછ કાર્યાલયમાં જઈને બાકીની મોટરબસોના આવવા વિષે પૂછપરછ કરી તો માલૂમ પડયું કે કાઠગોદામથી બધી ય બસો આવી ગઈ છે. ફક્ત રામનગરથી એક બસ આવવી બાકી છે. હવે અમે આ છેલ્લી બસના આવવાની રાહ જોતા ત્યાં જ ઊભા રહ્યા. તે વખતે એમ લાગતું હતું કે જાણે અમારા ડોળા આ છેલ્લી બસને જલદી ખેંચી લઈ આવવા માટે દૂર દૂર ચાલ્યા ગયા હોય ! છેવટે અર્ધા કલાક પછી દૂરથી બસ આવતી દેખાઈ. હૉર્ન વગાડતી અને તેલના ધુમાડાના ગોટેગોટા હવામાં ઉડાડતી જાણે કહી રહી હોય, 'ઘણી જ થાકી ગઈ છું, તેમ

છતાં ય આવી પહોંચી છું.' બસમાં બેઠેલા યાત્રીઓ તરફ નજર નાખતાં તેમાં ગોંડળની સફેદ પેચદાર પાઘડીધારી એક સજ્જન જોવામાં આવ્યા. તે જ રાજકોટવાળા શ્રી સૌભાગ્યચંદ રાજદેવ હતા. તેમની સાથે ચાર–પાંચ ગુજરાતી યાત્રીઓ પણ આવેલા હતા. આ જોઈને અમને આનંદ તો થયો પણ આ સાથે મનમાં પ્રશ્ન પણ ઊઠ્યો કે આ લોકો કાઠગોદામની કોઈ બસદ્વારા ન આવતા આ રામનગરની બસદ્વારા કેમ આવ્યા હશે ?

બસ આવીને 'બસ સ્ટેન્ડ' પર ઊભી રહી. અંદર બેઠેલાં યાત્રીઓ એક પછી એક ધીમે ધીમે નીચે ઊતરવા લાગ્યા. કોઈના હાથમાં છત્રી હતી તો કોઈના હાથમાં પહાડોમાં ચાલતી વખતે વપરાતી લોઢાની અણીવાળી લાકડી હતી. એક યાત્રીના ગળામાં તો ઢોલકી લટકી રહી હતી. આ જોઈને કોઈને કદાચ મનમાં એવું કૌતુક થયું હશે કે આ તે પર્વતારોહકો ( પર્વત પર ચડવાવાળા ) હશે કે કીર્તનકારો હશે !

બસમાંથી બધા યાત્રીઓ ટપોટપ નીચે ઊતર્યા એટલે અમે એક બીજા સાથે હાથ મેળવી રામ–રામ કહેતા આત્મીયતા પ્રગટ કરવા લાગ્યા. તે દરમિયાન મજૂરોએ બસના છાપરા પર બાંધેલો યાત્રીઓનો બધો સામાન નીચે ઉતારી દીધો. એક યાત્રીએ આ સામાન ગણી લેતાં તે બરાબર જણાયો. ત્યાર બાદ મજૂરોની પાસે બધો સામાન ઊંચકાવીને અમે પાસે આવેલી એક સારી હોટલ પર પહોંચ્યા. ત્યાં પૂછપરછ કરતાં જણાયું કે જગા ખાલી નથી. પહાડી પ્રદેશોનાં હવાખાવાનાં સ્થળોમાં મે, જૂન અને સપ્ટેંબર–ઓકટોબરના મહિનાઓમાં મુસાફરોની અવરજવર ઘણી રહેતી હોવાથી ત્યાંની બધી સારી સારી હોટલો ચિકાર ભરેલી રહે છે. આ ઉપરાંત આ મહિનામાં હોટલોનાં ભાડાં પણ 'આકાશને અડતાં' હોય છે. તેમાં જગા સુરક્ષિત રાખવા માટે પંદર દિવસ કે મહિના અગાઉથી હોટલ માલિકોને લખીને વ્યવસ્થા કરાવવી પડે છે.

જ્યારે અમને સારી હોટલમાં જગા ન મળી શકી ત્યારે અમે બજારમાં આવેલી એક નાની હોટલે પહોંચ્યા. તેના માલિકને મળીને કંઈક વધારે ભાડું આપવાનું કહી તેમાં સારી જગા મેળવી લીધી. બધો સામાન તેમાં રખાવ્યા પછી મજૂરોને મજૂરી આપીને વિદાય કરવામાં આવ્યા. ત્યાર પછી બધા યાત્રીઓએ પોતપોતાના બિસ્તરા છોડયા અને

પથારી કરીને તેમાં ધીરે રહીને 'લંબાવ્યું.' હવે મેં શ્રી રાજદેવને પૂછ્યું, 'તમે લોકો કાઠગોદામવાળી બસમાં ન આવતાં રામનગરવાળી બસથી કેમ આવ્યા?' મારો આ પ્રશ્ન સાંભળતાં જ બધા હસી પડ્યા. જાણે શરમથી કરમાઈ રહેલા ચહેરે તે કહેવા લાગ્યા, 'અરે, આ બધી રામકહાણી શું બતાવું! વાત એમ છે કે અમે લોકો ભૂલથી કોઈ બીજા જ રેલ્વે સ્ટેશને ઊતરી પડ્યા હતા. ત્યાંથી નાની રેલ્વે લાઈન દ્વારા રામનગર આવવું પડ્યું. રામનગરથી અલમોડાની બસ મળી જતાં જેમતેમ કરીને અમે બધા અહીં પહોંચી શક્યા છીએ.' તેમની આ વાત સાંભળીને મને મનમાં થયું કે રેલ્વેની યાત્રામાં જ જો 'નીકળ્યાતા ગંગાદર્શને, ને પહોંચ્યા જમનાજીએ' જેવું થતાં આટલી તકલીફ વેઠવી પડી તો પછી જો ક્યાંક કૈલાસયાત્રાના માર્ગમાં આવું થયું તો યાત્રા યાત્રાને ઠેકાણે રહી જશે.

મેં જોયું કે આ બધા યાત્રીઓ સૌરાષ્ટ્રથી તે અલમોડા સુધીની લગભગ ત્રણ દિવસની મુસાફરી કરીને આવી પહોંચ્યા હતા જેથી ઘણાં થાકી ગયેલા જણાતા હતા. તેમને એક દિવસના આરામની ઘણી જરૂર હતી. વળી કૈલાસયાત્રાના માર્ગમાં જે કાંઈ વધારે આવશ્યક વસ્તુઓ જણાય તે બધી અલમોડાથી જ તેઓને ખરીદવાની હતી. આ બધાં કારણોથી અમે આવતી કાલનો આખો દિવસ યાત્રીઓને વિશ્રામ કરવા માટેનો અને વસ્તુઓની ખરીદી માટેનો નક્કી કરી પરમ દિવસે (તારીખ ૭ મી. જુન ને બુધવારે) અહીંથી ઊપડવાનો કાર્યક્રમ ઘડી નાંખ્યો. થોડી વાર સુધી અહીંતહીંની વાતચીત કર્યા બાદ હું અહીંથી નીકળીને આશ્રમ તરફ રવાના થયો. એ જગા લગભગ ત્રણ માઈલ દૂર હોવાથી ત્યાં પહોંચતાં પહોંચતાં તો રાત પડી ગઈ. રસ્તો નિર્જન અને ખાડા ટેકરાવાળો હતો. રાત્રિ બિહામણી હતી.

હું ભોજનમાં કેવળ ફળાહાર લેતો હતો. આથી કૈલાસયાત્રા માટે મેં મારી સાથે શિંગોડાંનો લોટ, પેંડા, મિઠાઈ, સૂકો મેવો વગેરે લઈ લીધું. ફળાહારની બીજી વસ્તુઓ ગુજરાતી યાત્રીઓ પોતાની સાથે લઈ આવ્યા હતા. મારી પાસે જે કાંઈ ગરમવસ્ત્રો હતાં તે મારા માટે પૂરતાં હતાં. એક સરસ ધાબળો અને પહાડો ચડવામાં વપરાતા સ્વીટ્ઝર્લેંડના 'માઉન્ટન-શૂ' નામના ઊંચી જાતનાં જોડા મને રાજા-સાહેબ શ્રી પ્રતાપસિંહજી તરફથી ભેટ મળ્યા હતા. લોઢાની અણીવાળી લાકડી અને 'રેઈન્-ક્લોથ' (વરસાદથી બચવા માટે વપરાતું મીણીયું

કપડું ) મારી પાસે ઘણાં વર્ષોથી હતાં. જ્યારે જ્યારે હું હિમાલયનાં તીર્થોમાં યાત્રા માટે જતો હતો ત્યારે ત્યારે હું આ બે વસ્તુઓને અવશ્ય મારી સાથે રાખતો હતો. દવાઓ, ભોજન બનાવવાનાં વાસણો વગેરેનો બોજો લેવાની મારે જરૂર ન હતી, કારણ કે મારી સાથે આવનારા યાત્રીઓએ એ બધી વસ્તુઓ સારા પ્રમાણમાં લીધી હતી.

મેં કૈલાસયાત્રાએ નિકળવાનો શુભ દિવસ અને સમય બધા યાત્રીઓને જણાવી દીધો. બીજા કેટલાક યાત્રીઓ જે ઘણા દિવસથી અલમોડામાં આવીને મારી સાથે યાત્રાએ નિકળવાના દિવસની રાહ જોઈ રહ્યા હતા તેમને પણ મેં ખબર મોકલી આપ્યા. ડોકટર બિંદુ જોષીને ત્યાં ઊતરેલા મધ્યપ્રદેશના રામાનંદી સાધુ શ્રી ખાખીબાવાએ અલમોડામાંથી ગરમવસ્ત્ર ખરીદ કરીને તેમાંથી એક કોટ, પાયજામો, કાનટોપી વગેરે બનાવરાવ્યાં અને કૈલાસયાત્રામાં ઉપયોગી થઈ પડે તેવી કેટલીક મીઠાઇઓ, અથાણું, લાડુ વગેરે પણ ખરીદી લીધાં. તેમની પાસે 'પાકીટ ગરમ હતું.'

તારીખ ૯ જૂન અને મંગળવાર હતો. આજે હું વહેલી સવારે ઊઠી નિત્યકર્મથી નિવૃત્ત થઈને શ્રી શાંતિભાઈની સર્વોદય–કુટિરે પહોંચ્યો. ત્યાંથી અમે બન્ને જણ યાત્રાસંઘના યાત્રીઓ જે હોટલમાં ઊતર્યા હતા ત્યાં આવ્યા. ઓરડામાં દાખલ થતાં જ મધુર સુગંધથી નાક ભરાઈ ગયું. અંદર શ્રી રાજદેવ પૂજા–પાઠ કરી રહ્યા હતા. તેમની સામે રાખેલી પૂજાપેટીની પાસે દીવો અને અગરબત્તી સળગી રહ્યાં હતાં. ઓરડાનું વાતાવરણ મઘમઘી ઊઠયું હતું. આ જોઈને હું રાજદેવની અગરબત્તી વિષેની પસંદગીના વખાણ કર્યા વિના રહી શક્યો નહીં. આ સાંભળીને આછું હસતાં તે કહેવા લાગ્યા કે આ કરતાં ય 'બેસ્ટ' (ઉત્તમ) અગરબત્તી કૈલાસયાત્રામાં ઉપયોગ કરવા માટે લઈ આવ્યો છું. ત્યાર બાદ થોડી અહીંતહીંની વાતચીત દરમિયાન તેમણે પોતાની સાથે જે વસ્તુઓ લઈ આવ્યા હતા તે બધી ગણાવી અને હસતે મોઢે કહ્યું કે અનુભવી લોકોએ જે જે વસ્તુઓ લઈ જવા માટે કહ્યું અને કૈલાસયાત્રાના ગ્રંથોમાં જે વસ્તુઓ માટે લખેલું છે તે બધી ય વસ્તુઓ સારા પ્રમાણમાં અમે સાથે લઈ આવ્યા છીએ. મેં જોયું કે આ બધી વસ્તુઓ જો કે વધારે તો હતી જ પણ તે ઘણી જરૂરિયાતની હતી; કારણ કે આ કઠિનયાત્રામાં 'મોં માગ્યું' ધન આપવાથી ય આવી વસ્તુઓ

મળી શકતી નથી. એક યાત્રીભાઈને થોડી અગત્યની વસ્તુઓ ખરીદવી હતી. આથી અમે બધા બજારમાં જવા માટે નીકળ્યા. બેત્રણ યાત્રી એક વસ્ત્રાલયમાં જઈને ગરમ વસ્ત્રો ઊલટાં-સૂલટાં કરવા લાગ્યા. તે લોકોનું એવું કહેવું હતું કે બની શકે ત્યાં સુધી તેઓ ધોતી અને કોટ જ પહેરશે, પણ જ્યારે વધારે ઠંડીવાળો પ્રદેશ આવશે ત્યારે ઘોડા-ખચ્ચરની ઉપર બેસીને યાત્રામાર્ગે આગળ વધતી વખતે આ ગરમવસ્ત્રોનો જ ઉપયોગ કરશે. યાત્રી લોકો ગરમ કપડાં ખરીદવા લાગ્યા તેવામાં હું ત્યાંથી નીકળીને બાજુમાં આવેલા ભારત સરકારના 'પર્યટક કેન્દ્ર'માં પહોંચી ગયો.

મને ત્યાં આવેલો જોતાં શ્રી જોષી સાહેબ બોલી ઊઠયા, 'હું કયારનો આપની રાહ જોઈ રહ્યો હતો.' તેમની પાસે બેઠેલી એક વ્યક્તિનો ટૂંકો પરિચય આપતાં તે મને કહેવા લાગ્યા, 'આ સજ્જન કૈલાસયાત્રા વિષે આપની પાસેથી થોડી આવશ્યક જાણકારી મેળવવા ઇચ્છે છે.' એ સાંભળીને મેં તે ભાઈની સાથે વાતચીત શરૂ કરી. મને તે કહેવા લાગ્યા કે તે સૌરાષ્ટ્રના છે અને આર્યસમાજના સંસ્થાપક સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીની જન્મભૂમિ મોરબી રાજ્યના 'ટંકારા' ગામના રહેવાસી છે. વાતવાતમાં તેણે એ પણ બતાવી દીધું કે આ વર્ષે તો કેવળ કૈલાસયાત્રાનો માર્ગ, યાત્રા માટેનો યોગ્ય સમય, સાથે લેવાની વસ્તુઓ, પાસપોર્ટ, નાણાંનો ખર્ચ વગેરે વિષે માહિતી મેળવવા જ તે અહીં આવ્યો છે. આવતા વર્ષે જો બધી વાતે અનુકૂળતા હશે તો કૈલાસની યાત્રા માટે ફરીથી અલમોડા આવશે. તે ભાઈની આ વાત સાંભળીને હું થોડીવાર તો મૌન જ રહ્યો. તેણે જ્યારે મારા વિચાર જાણવા માટે મારી તરફ જોયું ત્યારે હું સાચા મિત્રની જેમ તેને સલાહ આપતો કહેવા લાગ્યો, 'તમે જો સાચે જ કૈલાસની યાત્રા કરવા ઇચ્છતા હો, તો પછી આ વર્ષે જ તૈયાર થઈ જાવ. અમારો યાત્રાસંઘ કાલે સવારે અહીંથી કૈલાસયાત્રા માટે નીકળવાનો છે. ફરી આવો મોકો અને સંગાથ મળવો મુશ્કેલ છે. જ્યાં એક શ્વાસનો પણ વિશ્વાસ નથી ત્યાં વળી આવતે વર્ષે આ યાત્રા થશે કે નહીં તેની કોને ખબર છે! સંત કબીરજીએ કહ્યું છે ને કે– '**कल करे सो आज कर; आज करे सो अब।**' આથી અમારા યાત્રાસંઘમાં જોડાઈ જાવ અને આ

યાત્રા માટે જે કાંઈ આવશ્યક વસ્તુઓ ખરીદવાની હોય તે બજારમાં જઈને ખરીદી આવો. આવી તક તો ભાગ્યશાળી હોય તેને જ મળે છે.' મારી આ સલાહ તે ભાઈને ગળે ઊતરી ગઈ જેથી અમારી સાથે આ વર્ષે જ યાત્રા કરવા માટે તે તૈયાર થઈ ગયા. યાત્રામાર્ગમાં જરૂરિયાતની વસ્તુઓનું એક લીસ્ટ ( યાદી ) મેં તેને બનાવી આપ્યું. તે મુજબ જરૂરી વસ્તુઓ ખરીદવા માટે તે બજારમાં જવા નીકળ્યા.

જ્યારે હું પર્યટક કેન્દ્રની બહાર નીકળીને સીડી ઊતરી રહ્યો હતો તેવામાં ત્યાં ભગવાવસ્ત્રધારી એક પાંતળો સાધુ આવી પહોંચ્યો અને ઓચિંતા મારા બન્ને હાથ પકડીને 'નમો નારાયણાય' કહેતો વિચિત્ર ઢંગથી મારા મુખ સામે થોડીવાર તાકયા બાદ બોલવા લાગ્યો, 'શું આપ મને ઓળખો છો કે ભૂલી ગયા ?'. આવી રીતના અચાનક પુછાએલા પ્રશ્નથી પહેલાં તો હું થોડો હેબતાઈ ગયો પણ પ્રશ્નકર્તાનો સ્વર મને પરિચિત જેવો જણાવાથી તેના વિષે હું યાદ તાજી કરવા લાગ્યો. એટલામાં મને મારી ગયે વર્ષે કરેલી કાશ્મીરની 'અમરનાથની યાત્રા' યાદ આવી ગઈ. તે હિમ મંડિત મુકુટવાળા ઊંચા ઊંચા પર્વતો, તે સફેદ દૂધ જેવી નદીઓ, પેલા વાંકાચૂંકા કઠિન પર્વત માર્ગો.... અસંખ્ય યાત્રીઓ ચડી રહ્યા હતા, અસંખ્ય ઊતરી રહ્યા હતા. તે યાત્રામાં આ સામે ઊભેલો સાધુ મારી સાથે હતો. એક દિવસ તે બિમાર પડી ગયો, ઘણો અશક્ત થઈ ગયો. આથી તેનો બધો સામાન મારે જ ઉપાડવો પડ્યો હતો. આ બધા થયેલા કડવા અનુભવો યાદ આવવાથી મને ભય લાગ્યો કે જો આ વર્ષે પણ આ સાધુ મારી સાથે કૈલાસયાત્રાએ આવવાની ઇચ્છા પ્રકટ કરશે તો પછી હું એને શું જવાબ આપીશ. હું આવી રીતે વિચારી રહ્યો હતો તેવામાં તે બોલી ઊઠયો, 'ગયા વર્ષે તો હું તમારી સાથે અમરનાથની યાત્રાએ આવ્યો હતો. આ વર્ષે કેટલાક વર્તમાન પત્રો દ્વારા જ્યારે મને ખબર પડી કે તમે યાત્રાસંઘ લઈને કૈલાસ–માનસરોવર જઈ રહ્યાં છો તો ઇચ્છા થઈ કે આ વર્ષે આવો અમૂલ્ય અવસર હાથમાંથી કયાં ખોવો ! વળી વર્તમાન પત્રોમાં એવું પણ લખ્યું હતું કે આ વર્ષે ઘણે દૂર સુધી મોટરબસ જાય છે. કેવળ ૩૦–૪૦ માઈલ જ પગે ચાલવું પડે છે વગેરે.' આ આગંતુક સાધુનું છેવટનું વાક્ય સાંભળીને હું હસવું રોકી શકયો નહીં. મેં તેને

કહ્યું, 'મને લાગે છે કે તમે વર્તમાન પત્રો બરાબર વાંચ્યાં નથી. તેમાં તો એમ લખ્યું હતું કે 'અસકોટથી આગળ લગભગ ૨૦ માઈલ સુધી બસ જાય છે અને ત્યાંથી આગળનો માર્ગ પગે ચાલીને પાર કરવાનો છે.' વળી મેં આ સાધુને એ પણ કહ્યું કે જો કૈલાસયાત્રામાં કેવળ ૨૦-૩૦ માઈલ જ ચાલવું પડતું હોત તો ભારતમાંથી અસંખ્ય યાત્રીઓ આ યાત્રા કરવા માટે કીડીઓની માફક ઉભરાઈ ગયા હોત.' મારી વાત સાંભળીને આ સાધુબાબાએ પોતાનો કાન પકડતાં ભૂલ કબૂલ કરી અને પોતાની ખાસ વાત કહેવા લાગ્યો, 'હું આ વર્ષે તમારી સાથે જ કૈલાસયાત્રા કરવાનો છું. પણ આ વર્ષે તમારે અમરનાથની યાત્રામાં વેઠી તેવી મુશ્કેલીઓ સહન નહીં કરવી પડે એનું હું તમને વચન આપું છું.' એનાં આવાં મધુર વચનોથી અંજાઈને મેં તેને અમારી સાથે કૈલાસયાત્રાએ આવવા અનુમતિ આપી.

અમે બન્ને આવી રીતે વાતચીત કરી રહ્યા હતા તેવામાં યાત્રાસંઘના બધા યાત્રીઓ જરૂરી વસ્તુઓ ખરીદ કરીને ત્યાં આવી પહોંચ્યા. સૌરાષ્ટ્રના નવા યાત્રીભાઈ પણ વસ્તુઓ ખરીદીને આવી પહોંચતા મેં બધાને તેનો પરિચય કરાવ્યો. વાતચીત દરમિયાન ખબર પડી કે યાત્રાસંઘના એક-બે ભાઈઓ તેને ઓળખતા હતા. આ જોઈને સૌને ઘણો આનંદ થયો. વળી જ્યારે બધા યાત્રીઓએ મારી પાસેથી સાંભળ્યું કે આ નવો 'જીવ' અમારી સાથે કૈલાસની યાત્રા કરવાનો છે ત્યારે તો બધાં આનંદથી ઊછળી પડ્યા. હિમાલય, નેપાળ અને તિબેટની યાત્રાના મારા લાંબા અનુભવોથી હું કહી શકું છું કે તીર્થયાત્રામાં સાથે આવનારો માણસ પરિચિત અને આનંદી તથા મળતાવડા સ્વભાવનો હોય તો જ યાત્રા સુખદાયક બને છે, નહીંતર એક જાતનો પ્રવાસ માત્ર બની જાય છે જેમાં કેવળ ખાવા-પીવાનું તથા સૂવાનું જ હોય છે. વિરોધી વિચારસરણીવાળા હજારો સહયાત્રીઓના કરતાં તો એકલા જ તીર્થયાત્રા કરવી અનેક ગણી સારી કહેવાય.

* * * *

ગુજરાતથી આવેલા યાત્રીઓ પોતાની સાથે જરૂર કરતાં વધારે નાણાં લઈ આવ્યા હતા. શ્રી શાંતિભાઈનાં કહેવાથી તેમણે વધારે પડતી રકમ એક સારે ઠેકાણે જમા કરાવી દીધી. ચીજ વસ્તુઓમાં

પણ જેટલી જરૂરી હતી તેટલી જ સાથે રાખી અને બાકીની એક ઓળખીતાને ત્યાં મૂકી દીધી. એક યાત્રી (શ્રી અંદરજીભાઈ ગોળવાળા) પોતાની સાથે લોઢાનો 'ફોલ્ડીંગ કોટ.' પણ લાવ્યા હતા. આની બાબતમાં શ્રી રાજદેવ ગોળવાળા સામે જોઈને મૂછમાં હસતાં કહેવા લાગ્યા, 'આ ગોળવાળાને તો ઘેરથી નીકળતા પહેલાં તેનાં શ્રીમતીજીએ ભાર દઈને કહ્યું છે કે યાત્રાનાં રસ્તે જયાં પડાવ કરો ત્યાં ભીની અને બરફવાળી જમીન પર સૂતા નહીં. ત્યાં આ ફોલ્ડીંગકોટ (જલદી છૂટા થઈ શકે તેવા લોઢાનાં હલકા સળીઆવાળો નાનો ખાટલો) વાપરજો. આ ખાટલા પર સૂતી વખતે પડખું બદલવામાં સાવધાની રાખજો હો; નહીંતર બરફ ઉપર પડશો. જ્યારે પવન ફૂંકાય અને વંટોળિયો આવે ત્યારે ઘણા સાવચેત રહેજો. ક્યાંક તમને લઈને ખાટલો ઊડી ન જાય.' આ સાંભળતાં જ બધા યાત્રી હસી પડ્યા. શ્રી ગોળવાળા (ભગતજી) પણ હસી પડ્યા.

આવી રીતે ટોળટપ્પા કરતા કરતા ઘણો સમય વીતી ગયો હોવા છતાં ય અમને તેનું ભાન રહ્યું નહીં. ઓચિંતાની મારી નજર એક યાત્રીના કાંડા પર બાંધેલી ચમકતા આંકડાવાળી ઘડિયાળ પર પડી તો જણાયું કે આઠ વાગી ગયા હતા. બારીમાંથી ડોકિયું કરતાં જણાયું કે આખું ય શહેર જાણે કાળોમેશ કામળો ઓઢીને સૂવાની તૈયારી કરી રહ્યું હતું. મારે અહીંથી ઘણે દૂર જવાનું હતું આથી હું મારા નિવાસસ્થાને જવા માટે ઊભો થયો. મેં ફરી એકવાર બધા યાત્રીઓને જણાવી દીધું કે બધાએ વહેલી સવારે ઊઠી જઈ, સ્નાન વગેરેથી જલદી જલદી પરવારીને આઠ વાગે તૈયાર થઈ પોતપોતાનો સામાન લઈને પીથોરાગઢના 'મોટરબસ સ્ટેન્ડ' પર આવી જવું. આવવામાં મોડું કરવું નહીં. 'ઠીક ત્યારે, હવે હું જાઉં છું' એમ કહેતો હું ત્યાંથી બહાર આવ્યો અને ત્રણ માઈલનો અંધકાર ઘેર્યો રસ્તો પાર કરીને નિવાસસ્થાને પહોંચ્યો. તે વખતે ત્યાંના લોકો સૂઈ ગયા હતા, આથી હું છાનોમાનો મારા ઓરડામાં દાખલ થયો. આજે હું થાકી ગયો હતો એટલે પથારીમાં પડતાં વેત જ ઊંઘ મારા પર સવાર થઈ ગઈ.

જૂન મહિનાની ૭ તારીખ અને બુધવાર હતો. આજે મળસ્કે ઊઠીને સ્નાન, પૂજાપાઠ ઇત્યાદિ નિત્યકર્મથી જલદી જલદી પરવારીને મેં મારો બધો સામાન બાંધીને તૈયાર કરી દીધો. તે વખતે

મને ભજનની પેલી કડી યાદ આવી ગઈ, 'मैंने बांध लिया है चलनेका सामान.' થોડી વારે મારા ઓરડામાં આશ્રમના સંચાલક દાખલ થયા અને મને વિનંતી કરી કે 'અહીંથી કૈલાસયાત્રાએ નીકળતાં પહેલાં ફળાહાર કરી લો.' તેમના સ્નેહભર્યા આ નિમંત્રણને હું ટાળી શક્યા નહીં. આથી મેં થોડો ફળાહાર કરી લીધો. અહીંથી રવાના થતા પહેલાં શિવમંદિરમાં જઈને ભગવાન શિવ અને ભગવતી પાર્વતી તથા શ્રી ગણેશજીનાં દર્શન કરી તેમના આશીર્વાદ માટે પ્રાર્થના કરી. ત્યાર બાદ બધાં આશ્રમવાસીઓની શુભકામના લેતો હું ત્યાંથી નીકળ્યો. મને મદદ કરવા માટે પંડિતજી મારી સાથે બસ સ્ટેન્ડ સુધી આવ્યા. અમે ત્યાં પહોંચ્યા પછી લગભગ દસ મિનિટ બાદ ત્રણ-ચાર પહાડી મજૂરો યાત્રા સંઘના માણસોનો સામાન લઈને ત્યાં આવી પહોંચ્યા. પિથોરાગઢની મોટરબસમાં બધાં યાત્રીઓની ટિકિટો ખરીદ કરીને જગા સુરક્ષિત કરાવી લીધી હતી. તેથી જગા શોધવાની અમને જરાય ચિંતા ન હતી. યાત્રીઓના સામાનનું વજન થઈ ગયું એટલે મજૂરોએ બધો સામાન બસના છાપરા પર ચડાવી સારી રીતે બાંધી દીધો. એટલામાં ખાખીબાવા, મદ્રાસી સાધુ, સૌરાષ્ટ્રના નવા યાત્રીભાઈ વગેરે ત્યાં આવી પહોંચ્યા અને ટિકિટ ખરીદ કરીને બસમાં બેઠા. ભાગ્યજોગે આ બધા યાત્રીઓને પણ બસમાં બેસવાની સારી જગા મળી ગઈ. પર્યટક કેન્દ્રના શ્રી જોષી, સર્વોદય કુટિરના શ્રી શાંતિભાઈ તથા બીજા પરિચિત લોકો યાત્રાસંઘને ભાવભીની વિદાય આપવા માટે બસ સ્ટેન્ડ પર હાજર થઈ ગયા. શ્રી જોષીએ આજનું તાજું અંગ્રેજી વર્તમાન પત્ર બતાવ્યું જેમાં અમારા યાત્રા સંઘના કૈલાસયાત્રાના પ્રસ્થાન વિષેના સમાચાર છપાએલા હતા. શ્રી શાંતિભાઈએ નાનો એવો રાષ્ટ્રધ્વજ અને સુગંધી અગરબત્તીનાં ત્રણ-ચાર પૅકેટ આપીને અમારી કૈલાસ-માનસરોવરની ઘણી કઠિન યાત્રાની સફળતા માટે શુભકામના પ્રદર્શિત કરી. ( જુઓ ચિત્ર નં.-૧૨ )

સમય થતાં જ કંડક્ટરે સીટી વગાડી એટલે ડ્રાઈવરે હૉર્ન વગાડતાં બસને ઉપાડી. આનંદથી ઉછળતા બધા યાત્રીઓએ ભગવાન શ્રી કૈલાસપતિ મહાદેવનો 'જયજયકાર' કર્યો જેના પડઘા દૂરદૂરના પહાડોએ પણ પાડ્યા. ચારેબાજુએ તે પવિત્ર અવાજ ફેલાયો. અમને શુભ વિદાય આપતા કેટલાય હાથો હવામાં વીંઝાવા લાગ્યા. એટલામાં

તો ગોળવાળાએ પોતાની ઝોળીમાંથી ઢોલકી અને મંજીરા કાઢયા અને બીજા યાત્રીએ કરતાલ કાઢયા. પછી તો કહેવાનું જ શું હોય ? વાજીંત્રોની સાથેસાથ શિવજીની ધૂનનો મધુર સ્વર ગૂંજી ઊઠયો-"હર હર શિવ શિવ ભોલા, જય મહાદેવા." જોતાજોતામાં તો બસમાંનું આખુંય વાતાવરણ બદલાઈ ગયું. બસમાં બેઠેલા બધા લોકો તાળીઓ પાડતા પાડતા ડોલવા લાગ્યા. વાયુમંડળ વિશુદ્ધ આંદોલનોથી સ્પંદિત થવા લાગ્યું. મોટરબસ અલમોડા શહેરની ગલીઓમાં થઈને ધીમે ધીમે આગળ વધી રહી હતી. તેમાં બેઠેલા બધા યાત્રીઓનાં મન જાણે કોઈ અદ્ભુત આકર્ષણથી દિવ્ય કૈલાસની તરફ આકર્ષિત થઈ રહ્યાં હતાં.

વાજીંત્રોની સાથે સાથે ભગવાનના નામસ્મરણનો મધુર અવાજ સાંભળતાં જ રસ્તા ઉપર જતા-આવતા લોકો ઊભા રહી જતા હતા અને આગળ વધતી બસમાં બેઠેલા કૈલાસયાત્રીઓની તરફ ભક્તિભાવ-ભરી નજરે જોતા રહેતા હતા. કોઈ કોઈ તો વાજીંત્રોના અવાજની સાથે સાથે તાળીઓ પાડતા અને નામસ્મરણ કરતા જોવામાં આવતા હતા. પહાડના લોકો કેટલા બધા ધર્મભાવવાળા હોય છે તેનું આ દશ્ય જીવતું જાગતું પ્રમાણ હતું. થોડા વખત પછી અમારી બસ "નારાયણ તિવારીકી દિવાર" નામે એક જગાએ પહોંચી એટલે ત્યાં બસના કંડકટરને બસ રોકવા માટે કહેવામાં આવ્યું. બસ ઊભી રહેતાં મને વિદાય આપવા માટે મારી સાથે આવેલા આશ્રમના પંડિતજી બસમાંથી ઊતરી પડયા. ત્યાંથી આશ્રમ નજીક હતો. અમારી કૈલાસયાત્રાની સફળતાની શુભકામના કરતા હોય તેમ હવામાં હાથ હલાવીને પંડિતજીએ અમને સ્નેહભરી વિદાય આપી. જ્યાં સુધી અમારી બસ તેમની આંખોથી અદશ્ય ન થઈ ત્યાં સુધી તે અમારી બસની દિશામાં હાથ હલાવતાં જ રહ્યા. તે વખતે તેમના મનમાં પણ એ વિચાર ઊઠતો હશે કે ભવિષ્યમાં એક દિવસ તે પણ આવી રીતે બસમાં બેસીને કૈલાસયાત્રા માટે નીકળશે. ધાર્મિક વૃત્તિવાળા પ્રત્યેક ભારતીયનાં મનમાં આ પ્રમાણેનો શુભ સંકલ્પ થવો સ્વાભાવિક છે. પોતાની મહાન સંસ્કૃતિનું મૂળ સ્થાન કૈલાસનાં દર્શન કરવા માટે એવો કોણ અભાગિયો જીવ હશે જે તલપાપડ નહીં થતો હોય !

મોટરબસ પોતાની એકસરખી ઝડપે પહાડની નીચેની તરફના માર્ગ પર દોડી રહી હતી. અલમોડા શહેર વૃક્ષોની ગીચ ઝાડીની

પાછળ ક્યારનું ય છૂપાઈ ગયું હતું. વૃક્ષ ઘટાઓમાંથી ચળાઈને વહેતો પહાડી પવન સુસવાટા કરતું સંગીત એવી રીતે રેલાવી રહ્યો હતો કે જાણે તે અમારી સૂતેલી ચેતનાને ઢંઢોળી રહ્યો હોય! ક્યારેક વનનાં પંખીડાંઓનો મધુર કલરવ પણ સંભળાતો હતો. દોડતી બસનો આગળનો રસ્તો કોઈ કોઈ જગાએ વાંકોચૂંકો, ધૂળથી ભરેલો, અને પથરાળ હતો. આથી મોટરબસની ગતિ વારેઘડીએ ધીમી પડી જતી હતી. આ રસ્તામાં ચીડનાં ઝાડ વધારે હતાં. જ્યાં નજર પડતી ત્યાં 'ચીડ જ ચીડ' જણાતાં હતાં. જાણે કે આ ઝાડે આ આખા ય પ્રદેશ પર તેને એકલાને જ ઊગવાનો અમરપટો લીધો હોય! નૈનીતાલથી અલમોડા આવતી વખતે અમે રસ્તામાં આવતાં ચીડનાં વૃક્ષોમાંથી રસ કાઢવાનો ઉદ્યોગ જોયો હતો. આ રસ્તામાં પણ અમે એવું જ જોયું. ચીડનાં અસંખ્ય વૃક્ષના થડની ઉપર એક જાતના છેદ કરવામાં આવેલા હતા અને ત્યાં થોડા નીચેનાં ભાગ ઉપર ટીનના નાનાં–નાનાં ડબ્બાઓ તથા માટીનાં કુલડાંઓ સારી રીતે ગોઠવ્યાં હતાં. આ વાસણોમાં જ ચીડનો રસ ( તાડપીન કે ટરપેન્ટાઈન ) ભેગો થતો હતો. સિલોનમાં જેવી રીતે ઝાડમાંથી રબ્બરનો રસ ભેગો કરવામાં આવે છે તેવી જ રીતે મને અહીંનાં ચીડમાંથી રસ ભેગા કરવા વિષેની પ્રક્રિયા જણાઈ.

અહીંથી આગળના રસ્તે જ્યાં જુઓ ત્યાં લીલી ધજાઓ જેવા ઊંચાં–ઊંચાં લીલાંછમ ચીડનાં ઝાડ, દરીયાના લીલારંગનાં મોજાં જેવી પહાડોની હારો, પંખીના માળા જેવાં છૂટાછવાયાં વેરાયેલાં મકાનોવાળાં ગામ અને તેનાં સીડી જેવાં ધાન્યના ખેતરો વગેરેનું દૃશ્ય યાત્રીઓનો યાત્રાને લીધે લાગેલો થાક ભુલાવી દે તેવું હતું. વિશ્વચિત્રના મહાન ચિત્રકાર ( ભગવાન ) ની આ અજબ અનુપમ સજીવ કળાનું દર્શન કરાવતી અમારી મોટરબસ "ચિતઈ" નામે એક સ્થળે આવીને ઊભી રહી.

'ચિતઈ' અલમોડાથી લગભગ પાંચ માઈલ દૂર આવેલું છે. અહીં જકાતનાકું છે. નિયમાનુસાર આ જગાએ આવતાં–જતાં વાહનોને થોભાવવા પડે છે અને જકાતકર ભરવો પડે છે. અહીંથી મોટરબસમાં બેસનારા લોકોને કર ભરવો પડતો નથી. આથી જે લોકો કર દેવા માંગતા ન હોય તે લોકો અલમોડાથી ચાલીને 'ચિતઈ' પહોંચી

જાય છે અને અહીંથી મોટરબસમાં બેસીને આગળની યાત્રા કરે છે. પાછા આવતી વખતે પણ આવા લોકો અહીં ચિતઈના સ્ટેન્ડ પર મોટરબસમાંથી ઊતરી જાય છે અને પગે ચાલીને અલમોડા પહોંચે છે. પગે ચાલીને આવ–જા કરવાવાળા લોકોને કોઈપણ જાતનો કર ભરવો પડતો નથી. મોટરબસમાં બેઠેલા બધા મુસાફરોની પાસેથી જકાતકર લઈ લીધા પછી કંડકટરે ફરીથી બધાની સંખ્યા ગણી લીધી. તે સંખ્યા બરાબર જણાઈ એટલે અહીંથી ચડનારા નવા મુસાફરોને ટિકિટ આપીને બસમાં બેસારવામાં આવ્યા. બધું બરાબર જણાયા બાદ ત્યાંથી બસ આગળ જવા માટે રવાના થઈ. આગળનો રસ્તો પહેલા કરતાં ય વધારે વાંકોચૂંકો અને ઊંચોનીચો જણાવા લાગ્યો. આથી જે યાત્રીઓ અત્યાર સુધી ઢોલક અને કરતાલની સાથે ધૂન ગાઈ રહ્યા હતા તે હવે ઢીલા પડવા લાગ્યા. ધૂનનો સ્વર અને ઢોલકનો અવાજ પણ બેતાલો થવા લાગ્યો. આ સાંભળતાં જ્યારે મેં ગરદન ફેરવીને પાછું વાળીને જોયું તો જણાયું કે ઘણા ય મુસાફરો વાંકાચૂંકા રસ્તે આગળ વધતી મોટરની વાંકીચૂકી ચાલથી ચડેલા ચક્કરને લીધે આંખો મીંચીને ઝોકાં ખાઈ રહ્યા હતા. ખાખીબાવા અને મદ્રાસી સાધુની આંખો તો જાણે વિદ્યુત બત્તીના આછા પ્રકાશવાળા લાલ ગોળા ( Bulb ) ની જેમ લાલ થઈને ઝાંખી પડી રહી હતી. આમ છતાં ય તે બન્ને ધીમે અને લડખડાતા અવાજે ધૂન ગાઈ રહ્યા હતા. આ જોઈને ઢોલક વગાડવાવાળા શ્રી ગોળવળ્કાએ ધૂનને બંધ કરી દીધી અને ઢોલકી તથા કરતાલને થેલીની અંદર મૂકી દીધાં. આ જોઈને બધાએ છુટકારાનો દમ ખેંચ્યો. થોડી જ વારમાં બસની અંદરનું વાતાવરણ એકદમ બદલાઈ ગયું. અત્યાર સુધી જે લોકો પોતાની જાતને જેમ તેમ કરીને સંભાળીને બેઠા હતા તે લોકો નિદ્રાદેવીના ખોળામાં સંતાવા લાગ્યા. કેવળ ડ્રાઈવર કંડકટર અને હું જ જાગી રહ્યા હતા. આગળ વધતી બસ એક સ્થળે થોડી ધીમી પડી અને જમણી દિશામાં વળી. આથી થોડો ઝટકો લાગવાથી સૂઈ રહેલા યાત્રીઓ જાગી ઊઠ્યા. કોઈ યાત્રી પોતાનું માથું બસની બારીની સાથે અફળાવાથી ડ્રાઈવરને જેમ તેમ સંભળાવવા લાગ્યા તો કોઈ આવો ઉબડખાબડ રસ્તો બનાવનારા ભારત સરકારના 'માર્ગ નિર્માણ વિભાગ'ના કર્મચારીઓને મા-બાપની સંભળાવવા લાગ્યા. બસનું વાતાવરણ ગરમ થઈ ગયું. આટલી ગાળો સાંભળવા છતાં ય ડ્રાઈવર શાંત જ રહ્યો. તેની ચપળ આંખો જાણે આગળના

રસ્તા પર જ ચોંટી ગઈ હતી. હાથ સ્ટીયરિંગને સાવધાનીથી ફેરવી રહ્યો હતો. એક પગ 'કલચ'ની ઉપર અને બીજો 'એક્સીલરેટર' ઉપર સ્થિતિ અનુસાર કુશળતાપૂર્વક કાર્ય કરી રહ્યાં હતાં. આવા પહાડી માર્ગો પર પણ તે અમને સાવધાનીપૂર્વક આગળ ને આગળ લઈ જઈ રહ્યો હતો. થોડા વખતમાં તો "બાડેછિના" નામનું ગામ આવી પહોંચ્યું. મોટરબસ ઊભી રહેતાં કેટલાક મુસાફરો આળસ મરડીને આંખો ઉઘાડતાં ઊભા થયા અને નીચે ઊતર્યા. પાસેની ચાની દુકાન તો જોતજોતામાં ગ્રાહકોથી ભરાઈ ગઈ. યાત્રી લોકો પોતાની સાથે ઘણા પ્રમાણમાં ભોજ્ય સામગ્રી લઈ આવ્યા હતા આથી તેમને અહીંની હોટલની મુલાકાત લેવાની જરૂર જણાઈ નહીં. સામે દેખાતી એક દુકાન તરફ આંગળી ચીંધતા શ્રી રાજદેવે શ્રી જગુભાઈ નામના બીજા યાત્રીને કહ્યું, 'જગુ! તને યાદ છે ને કે બે વર્ષ પહેલાં જ્યારે આપણે આ રસ્તે થઈને જાગેશ્વર અને મીરતોલા જોવા માટે જતા હતા ત્યારે તે દુકાનમાંથી આપણે મીઠાઈ ખરીદી હતી.' આ સાંભળીને જગુભાઈને તે વાત યાદ આવી ગઇ. મેં જોયું કે આ 'બાડેછિના' ગામ હતું તો નાનુંએવું, પણ સારું હતું. અહીંની સમશિતોષ્ણ આબોહવાથી એ સહેજે અનુમાન થતું હતું કે અહીંની ઊંચાઈ ૪,૦૦૦ ફૂટ તો હશે જ.

આ ગામમાં સ્કૂલ, પોસ્ટ ઑફિસ, ધર્મશાળા, પોલીસથાણું દુકાનો અને હોટલો છે. કેટલાંક વર્ષ પહેલાં જ્યારે આ મોટરબસનો રસ્તો બન્યો ન હતો તે વખતે કૈલાસ–માનસરોવરના યાત્રીઓ અહીંથી પગે ચાલીને પહાડી માર્ગે સીધા 'ધવલછીના,' 'કનારીછીના,' થતા 'અસ્કોટ' થઈને 'ધારચૂલા' પહોંચતા હતા. તે દિવસોમાં આ બાડેછીના ગામનું યાત્રાની દૃષ્ટિએ ઘણું મહત્ત્વ હતું. પગે ચાલીને કૈલાસની યાત્રા કરવા માટે અલમોડાથી નીકળેલા યાત્રીઓ આ ગામે પહોંચીને પહેલો પડાવ નાંખે છે. પણ હવે તો ધવલછીના સુધી જીપગાડી જઈ શકે તેવો રસ્તો બની ગયો છે. ધવલછીનામાં ભારત સરકારનું વિશ્રામઘર ઘણું સુંદર છે. આથી જો કોઈ માણસ ગરમીના દિવસો પહાડોમાં શાંતિથી ગાળવા ઇચ્છતો હોય તો આ ધવલછીના સ્થાન હવાફેરની દૃષ્ટિએ અનુકૂળ ગણાય. અહીંના રેસ્ટ–હાઉસથી લગભગ દોઢેક માઈલ પહાડની

ઉપરની ટોચે ઊભા રહીને દૂરદૂર નજર ફેંકતા હિમગિરિ શિખરોની પંક્તિનું અદ્ભુત દૃશ્ય જોવા મળે છે. આ હિમપર્વતોમાં નંદાદેવી પંચચૂલી, ત્રિશૂલ વગેરેનું સૌંદર્ય તો અવર્ણનીય જ કહી શકાય.

બાડેછીનામાં લગભગ દસ મિનિટ વિશ્રામ કરી તાજામાજા થઈને અમે આગળ વધ્યા. રસ્તામાં હજી ય કયારેક ચીડનાં ઝાડો નજરે ચડતાં હતાં. (ચિત્ર નં ૨૧). આ ઝાડોને કાપીને તેના નાના–નાના ટુકડાઓ કરીને રસ્તાની એક બાજુએ વ્યવસ્થિતરૂપે એકઠા કરવામાં આવ્યા હતા. કહે છે કે શહેરનાં માણસો આનો બળતણ તરીકે ઉપયોગ કરે છે. આ રસ્તે અમને બેએક નવી મોટરલારીઓ સામે મળી જેમાં આવાં ચીડનાં ઝાડનાં લાકડાનાં ટુકડાઓ ભર્યા હતા. રસ્તામાં કેટલીક જગાએ કેરોસીનનાં ઘણા ય ખાલી ડબાઓ ગોઠવીને રાખ્યા હતા. એક માણસ પાસેથી આ બાબતમાં જાણવા મળ્યું કે ચીડનાં ઝાડમાંથી જે રસ ઝરે છે તેને આ ડબાઓમાં ભેગો કરીને "ભવાલી" ગામમાં આવેલા કારખાનાંમાં પહોંચાડવામાં આવે છે. એ રસમાંથી ટરપેન્ટાઈન, વાર્નિશ વગેરે વસ્તુઓ બનાવવામાં આવે છે. આગળ જતી મોટરબસમાંથી મેં બહાર દૂરદૂર નજર ફેંકતા જોયું કે સામેનાં પહાડ પરનું નાનકડું ગામ ઘણું સુંદર લાગતું હતું. પહાડો પરનાં લીલાંછમ અનાજનાં ખેતરો એવાં તો સુંદર લાગતાં હતાં કે જાણે દેવ–દેવીઓને પૃથ્વી પરથી સ્વર્ગમાં જવા માટેની વિશ્વકર્માએ બનાવેલી લીલારંગના મખમલથી મઢેલી સુંદર નીસરણી જ હોય ! આવાં ખેતરોમાં અનાજનો 'શિયાળુ પાક' ઉપરનાં ભાગમાં શરૂ થઈને નીચે સુધી જતો હોય છે અને 'ઉનાળુ પાક' પહેલાં નીચેથી શરૂ થઈને ઉપર સુધી પહોંચે છે. જળ સીંચીને પવાતાં ખેતરોમાં વર્ષમાં બે વખત ચોખા અને ઘઉંનો પાક ઊતરે છે. કુમાઉઁ પ્રદેશમાં અનાજ એપ્રિલ મહિનામાં વાવવામાં આવે છે અને તેને સપ્ટેંબર મહિનામાં લણી લેવામાં આવે છે. પછી તે જ ખેતરમાં ઑકટોબરમાં ઘઉં વાવવામાં આવે છે અને તેને એપ્રિલ મહિનામાં લણવામાં આવે છે. પછી મુંડવાને મે મહિનામાં વાવીને તેને ઑકટોબર મહિનામાં લણવામાં આવે છે. આવી રીતે એપ્રિલ મહિના સુધી ખેતર કાંતો ખાલી પડયું રહે છે અથવા તેમાં જીંગોરા, ઘઉં વગેરે વાવી દેવામાં આવે છે. મુંડવાની સાથે અડદ, મગ વગેરે દાળ પણ વાવવાનો રિવાજ છે. ( જુઓ ચિત્ર નં.–૨૮ અને ચિત્ર નં.–૨૯).

અહીંથી આગળનો માર્ગ પહેલાં કરતાં કંઇક વધારે ઊંચોનીચો જણાવા લાગ્યો. મોટરબસ જાણે તોફાની સમુદ્રના તરંગો ઉપર ઊછળતી નાનકડી હોડીની જેમ આગળ વધી રહી હતી. યાત્રીઓનાં પેટ ભરેલાં હતાં, તેથી હવે તે એકબીજાની ઉપર પોતાનાં માથાં ઢાળતા સૂવાનો પ્રયત્ન કરવા લાગ્યા. બસનો ડ્રાઈવર ઘણી જ કુશળતાથી પોતાનું કર્તવ્ય બજાવી રહ્યો હતો. હવે તો મને પણ ઊંઘ આવવા લાગી, પણ હું ઊંઘને વશ ન થતાં બસની બારીમાંથી ડોકિયું કરીને દૂરદૂરના પહાડો જોવા લાગ્યો. આજે ગરમી કંઇક વધારે પડી રહી હતી. જ્યારે બસ ઊંચાઈ પર ઝડપથી દોડતી હતી ત્યારે બસમાં ઠંડી હવા વહેવાથી આનંદ આવતો હતો. એક નાનું એવું ચડાણ ચડીને ત્યાંની હોટલની પાસે જઈને બસ ઊભી રહી. આ જગાને લોકો 'પનવાનૌલા' કહે છે. બસ ઊભી રહેતાં જ અંદરના યાત્રીઓ જાગી ઊઠ્યા. બસ અહીં ઝાઝો વખત ઊભી નથી રહેતી એવું સાંભળીને ચાપાણી કરનારા યાત્રીઓ બસમાંથી જલદી જલદી નીચે ઊતરવા લાગ્યા. આ જોઈને બસનો કંડકટર બૂમ પાડી ઊઠ્યો, 'ઉતાવળ ન કરો. બસમાંથી ધીમેધીમે નીચે ઊતરો. જોતા નથી કે બસમાં શી સૂચના લખી છે.' એમ કહેતાં તેણે બસમાં ટાંગેલું સૂચના–પાટિયું બતાવ્યું જેમાં હિન્દી ભાષામાં મોટામોટા અક્ષરોમાં લખ્યું હતું કે—

"हर बशरको है हिदायत सब्र करना चाहिये।
जब खडी हो जाय मोटर तब उतरना चाहिये॥"

( બશર = મુસાફર, હિદાયત = શીખામણ, સબ્ર = ધીરજ )

કંડકટરની વાત સાંભળીને યાત્રીઓ પોતાની ભૂલ સ્વીકાર કરતા ધીમેધીમે બસમાંથી નીચે ઊતરવા લાગ્યા. સામે જ ચાની હોટલ હતી જેમાં પ્રવેશ્યા. આ જગાએ બસ લગભગ દસેક મિનિટ રોકાઈ. સમય થતાં જ યાત્રીઓને લઈને બસ અહીંથી આગળના રસ્તે રવાના થઈ. માર્ગમાં સુવાખાન, ધૌલાદેવી વગેરે પાર કરીને અમે દન્યા નામના સ્થાન પર આવી પહોંચ્યા. આ જગા સમુદ્રની સપાટીથી લગભગ ૬૫,૦૦ ફૂટની ઊંચાઈ પર હોવાથી ગરમીનું પ્રમાણ ઓછું જણાતું હતું. હવા આનંદદાયક હતી. અહીં સ્કૂલ, પોસ્ટઑફિસ, હોટલ, બેચાર દુકાનો વગેરે હતું. બસ અહીં લગભગ પંદર મિનિટ રોકાય છે જેથી યાત્રી લોકો તેટલા સમય દરમિયાન ચાપાણી, નાસ્તો વગેરે કરી શકે

છે. અમારા યાત્રાસંઘના યાત્રીઓએ અહીં પોતાની સાથે લાવેલા નાસ્તાના ડબા ઉઘાડ્યા અને પૂરી, ગાંઠીઆ, મિઠાઈ અને અથાણાં, ચટણી વગેરેથી સારી રીતે પોતપોતાનાં પેટની પૂજા કરી લીધી. ભોજન કર્યા બાદ ચારેબાજુના પહાડો પહેલાં કરતાં કંઈક વધારે સુંદર દેખાવા લાગે છે એ વાતનો યાત્રીઓએ અનુભવ પણ કર્યો. હિમાલયના પહાડી પ્રદેશોમાં તીર્થયાત્રા કરવાથી મારો એવો અનુભવ છે કે જ્યાં સુધી યાત્રીનું પેટ ખાલીખમ રહે છે ત્યાં સુધી તેને અનુપમ પહાડપર્વત, સુંદર નદીઝરણાં, મનમોહક વનઉપવન વગેરે સૌંદર્યહીન ને રસહીન જણાય છે; એટલે કે તે બધાના અવલોકનથી યાત્રીનું ચિત્ત પ્રસન્ન થતું નથી. આથી કદાચ મહાસૌંદર્યરાશિ કૈલાસ અને માનસરોવરનાં દર્શન કરનારા ઘણા શિક્ષિત યાત્રીઓ યાત્રા દરમિયાન પેટપૂરતું ભોજન ન મળવાથી પર્વતીય સૌંદર્યની ભવ્યતાનું પૂરેપૂરું વર્ણન કરવામાં અસમર્થ રહ્યા છે.

અમે જ્યારે આનંદથી ભોજન કરી રહ્યા હતા, ત્યારે બસની પાસે ગામના નાનાં બાળકો એકઠાં થઈ ગયાં અને અમારી તરફ નવાઈ પામતાં જોવાં લાગ્યાં. અમને આ બધાં બાળકોની આંખની ભાષા સમજતાં વાર ન લાગી, જેથી અમે તે બધાંને પાસે બોલાવ્યાં અને દરેકને મિઠાઈ વહેંચી. આથી તેઓના ચહેરા આનંદથી ખીલી ઊઠ્યા. થોડી વારમાં તો ત્યાં લોકોની ભીડ જમા થઈ ગઈ. દરેકને ગાંઠિઆ, સેવ, મિઠાઈ વગેરે વહેંચવામાં આવ્યા. ટોળામાં ઊભેલા એક ગરીબ છોકરાના શરીર પર તદ્દન ફાટેલું ખમીસ જોઈને એક યાત્રીને દયા આવી ને તેણે તે છોકરાને નવું પહેરણ ખરીદીને પહેરવા માટે નાણાં આપ્યા. આવા બીજાં છોકરાંઓને પણ થોડું થોડું નાણું વહેંચવામાં આવ્યું. અમારા આ સત્કાર્યથી બધા લોકો ઘણા ખુશી થઈ ગયા અને અમારી કૈલાસયાત્રા સુખમય બને, સફળ થાય અને અમે જલદી જલદી આ જ રસ્તે પાછા ફરીએ તેવા આશીર્વાદ તે લોકો આપવા લાગ્યા. આ ગરીબ લોકોને જોઈને એક યાત્રી બોલી ઊઠ્યો, 'જો આ તરફના પહાડી પ્રદેશોમાં પૂરતું અન્ન, વસ્ત્ર અને શિક્ષણ આપવામાં આવે તો આ બધાં કરમાઈ રહેલાં માનવ પુષ્પો હજી પણ સારી રીતે ખીલી શકે અને પોતાની મીઠી સૌરભ સુદૂર સુધી ફેલાવી શકે; મરી રહેલી માનવતા પ્રાણવાન થઈ જાય. આ જ

પહાડી પ્રદેશમાંથી રાજનીતિજ્ઞ શ્રી ગોવિન્દ વલ્લભ પંત, હિન્દી ભાષાના પ્રસિદ્ધ કવિ શ્રી સુમિત્રાનંદ પંત વગેરે મૂલ્યવાન રત્નો દેશને પ્રાપ્ત થયાં છે.' અત્યાર સુધી ચુપચુપ બેસીને આ બધી વાતો સાંભળી રહેલા અમારા યાત્રાસંઘના મદ્રાસીસ્વામી હવે બોલ્યા વિના રહી શકયા નહીં. તે અંગ્રેજીમાં છટાથી કહેવા લાગ્યા—"Greatness lies in the rags, not in the robes." એટલે કે 'મહાન ગુણો ધનવાનો કરતાં ગરીબોમાં વધારે જોવા મળે છે'. મદ્રાસીસ્વામીનું આ વાક્ય સમયાનુકૂળ હતું. અંગ્રેજી ભાષા જાણનારા લોકોને તેમણે વિચાર કરતા કરી દીધા.

'દન્યા'થી આગળ પ્રસ્થાન કરવા માટે ડ્રાઈવરે હોર્નનો અવાજ કર્યો. યાત્રીઓ પોતપોતાની બેઠક પર ગોઠવાઈ ગયા. થોડી વારે બસ ઊપડી. ચારે બાજુનું પ્રાકૃતિક સૌંદર્ય ચિત્તાકર્ષક હતું. મનમાં થયું કે આંખો દ્વારા તેને પી જઈને નસેનસમાં ભરી દઈએ. સમતલ ભૂમિ પર આગળ વધતી બસ હવે નીચાણવાળી ભૂમિ તરફ ઊતરવા લાગી. આ જોઈને મને ગીતાજીનો પેલો શ્લોક 'ક્ષીણે પુણ્યે...' યાદ આવી ગયો. વાત સાચી જ હતી, કારણ કે જેમ જેમ અમે નીચે જઈ રહ્યા હતા તેમ તેમ ગરમીનું પ્રમાણ વધતું જતું હતું. બપોરનો સમય હોવાથી સૂર્યદેવ પોતાનો પૂર્ણ પ્રભાવ ફેલાવી રહ્યા હતા. લોકો પરસેવાથી રેબઝેબ થઈ રહ્યા હતા. હું બસડ્રાઈવરની બેઠક પાસેની બેઠક પર બેઠો હતો જેથી બસના એંજીનમાંથી નીકળતો ગરમ વાયુ પણ મારા તરફ આવતો હતો. આથી બસમાં બેઠેલા બીજા યાત્રીઓ કરતાં મારે બસની અંદરની તેમજ બહારની ગરમીનો વધારે સામનો કરવો પડતો હતો. જો કે માર્ગની બન્ને બાજુના પહાડ ઘણી જગાએ તૂટેલા હતા અને માર્ગ પથ્થરિયો હતો; તેમ છતાંય અમારી બસ સાવધાની-પૂર્વક ધીરે ધીરે આગળ વધી રહી હતી. અમારામાં ધૈર્ય, ઉત્સાહ અને આનંદ હતા. આવી રીતે અમે ધ્યારી, બાંસોલી, મકરૂન, પનાર, રામેશ્વર વગેરે ગામોને પાછળ છોડતા આખરે લોહાઘાટમાં આવી પહોંચ્યા.

**લોહાઘાટ**— (ઉત્તર અક્ષાંશ ૨૯°, ૪૨', ૨'. પૂર્વ દેશાંતર ૮૦°, ૭', ૫૩'. ઊંચાઈ ૫,૫૧૦ ફૂટ). આ એક પુરાણું ગામડું છે અને અલમોડાના જૂના માર્ગે ૫૩ માઈલ દૂર આવેલું છે. અહીંથી

પૂર્વે નેપાળની સીમા ૧૫ માઈલ દૂર છે અને ચંપાવત ૬ માઈલ દક્ષિણ દિશામાં આવેલું છે. ચંપાવત વિષે એવું કહેવાય છે કે પ્રાચીન સમયમાં ત્યાં પહાડોને કાપીને તેની ઉપર ત્રણ ચાર મંદિરો બાંધવામાં આવ્યાં હતાં. ‘ સ્કંદપુરાણ ’ અનુસાર તે ઊંચી ભૂમિને ‘ કૂર્માચલ ’ કહેવામાં આવતું હતું. ભગવાને ત્યાં ‘કૂર્માવતાર’ ધારણ કર્યો હતો. ચંપાવતથી રામકૃષ્ણ મિશનના ‘ માયાવતી અદ્વૈતાશ્રમ ’ જવાનો માર્ગ છે. સ્વામી વિવેકાનંદ ત્યાં તપસ્યા માટે રહ્યા હતા.

કેટલાંક વર્ષો પહેલાં લોહાઘાટમાં એક સારી સૈનિક છાવણી હતી. નેપાળ રાજ્ય અને અંગ્રેજો વચ્ચે મિત્રતા બંધાયા બાદ તે છાવણી બંધ કરી દેવામાં આવી હતી. લોહાઘાટનું નામ પાસેની લોહાવતી નદીના નામ પરથી પડ્યું છે. તે નદી પર લોખંડનો મોટો પુલ બંધાએલો છે. અલમોડા, ટનકપુર થઈને પિથૌરાગઢ જનારાં વાહનો આ પુલ પાસે અટકે છે, કારણ કે અહીંયા ‘ ગેઈટ–સિસ્ટમ ’ છે. જ્યાંસુધી ‘ ગેઈટ ’ ( દરવાજો ) ઊઘડતો નથી ત્યાં સુધી વાહનોને ઊભાં રહેવું પડે છે; એટલે કે સામેની દિશામાંથી આવનારાં વાહનો નક્કી કરેલા સમયની અંદર આ લોખંડનો પુલ પસાર ન કરે ત્યાંસુધી બીજી દિશામાં જનારાં વાહનો આ પુલને પાર કરી શકતાં નથી. જો આ નિયમમાં કંઈક ગફલત થઈ જાય અને એક દિશાનું વાહન ભૂલથી બીજી દિશામાં આગળ નીકળી જાય તો પહાડના વળાંકવાળા સાંકડા માર્ગમાં બે વાહનોના અચાનક અથડાવાથી ભયંકર દુર્ઘટના થઈ જાય. આથી જ આ સ્થાનમાં ‘ ગેઈટ સિસ્ટમ ’નું કડક પાલન કરવામાં આવે છે ને દોષી વ્યક્તિનો સખત દંડ કરવામાં આવે છે. જો આ માર્ગમાં કોઈ વાહન ચાલતું અટકી પડે કે બગડી જાય તો તેને સુરક્ષિત સ્થાને પહોંચાડ્યા સિવાય ‘ ગેઈટ ’ ખૂલતો નથી. તેવે સમયે યાત્રીઓને ગેઈટ ખૂલતા સુધી વાટ જોવી પડે છે. અમારી બસ નક્કી કરેલા સમય કરતાં આજે મોડી લોહાઘાટ પહોંચી, જેથી અમારા જતાં પહેલાં જ ગેઈટ બંધ થઈ ગયો હતો. લોહાઘાટની સખત ગરમીમાં અમારે લગભગ ૪૫ મિનિટ સુધી એકધારા શેકાવું પડ્યું. થોડો વિલંબ પણ કેટલી મુશ્કેલીઓ સરજે છે તેનો અમને બધાને આજે સારો અનુભવ થયો. વર્તમાન પત્રોના પંખા બનાવી તેનાથી હવા ખાવાના પ્રયત્નો પણ જોઈએ તેટલા સફળ ન નીવડ્યા. બધા

યાત્રીઓ પરસેવાથી નીતરી રહ્યા હતા. શહેરોમાં રેફ્રીજરેટરોની અને એરકૂલરોની સહાયતાથી આનંદમાં ઉનાળો વિતાવનારા યાત્રીઓની આવા માર્ગે શું વલે થાય તે તો વાચક જ કલ્પી લે. અમારા યાત્રાસંઘના કેટલાક યાત્રીઓ બસમાં બેસીને ય ગરમી સહન ન કરી શકવાથી બસમાંથી નીચે ઉતર્યા અને લોહાઘાટથી ત્રણ ફર્લાંગ પર આવેલી ચાની નાની એવી દુકાને ચાપાણી પીવા માટે રવાના થયા. દરેકે પોતાના માથાં રૂમાલથી ઢાંકયાં હતાં. આ લોહાઘાટ અત્યારે દરેકને જાણે 'લોઢાના ચણા ચવરાવી રહ્યો હતો.' આવે સમયે અહીં એક બાલદી પાણીની પણ મોટી કિંમત ચૂકવવી પડે છે. અમારી બસમાં મોઢું ઢાંકીને બેઠેલા પેલા મદ્રાસી સ્વામીએ તો મજાકમાં કહી દીધું કે આ સ્થાન યાત્રીઓને લોઢાના ચણા ચવરાવે છે માટે જ તેનું નામ 'લોહાઘાટ' પડયું હશે.

આખરે ૪૫ મિનિટ સુધી 'બફાયા' બાદ સામેની દિશામાંથી બે બસો અને ત્રણ મોટરલારીઓ પુલ પાર કરીને અમારી બસ જ્યાં ઊભી હતી ત્યાં આવી પહોંચી. ચા પીવા માટે ગયેલા યાત્રીઓ પણ આવી પહોંચ્યા. થોડી વારે ગેઈટ રક્ષકે સીટી વગાડી અને અમારા તરફ લીલી ઝંડી ફરકાવી એટલે બસડ્રાઈવરે હોર્ન વગાડયું. બધા યાત્રીઓ પોતપોતાની બેઠક પર ગોઠવાઈ જ ગયા હતા એટલે બસ ઊપડી. આ જોઈ અમે છૂટકારાનો દમ ભર્યો અને લોહાઘાટને 'આવજો' કહી પુલ પરથી આગળ ધપ્યા. અમારી બસ આજે મોડી પડી હતી જેથી ડ્રાઈવરે તેની ગતિ વધારી દીધી. આગળનો માર્ગ ચડાણવાળો હતો. બન્ને બાજુના પહાડો થોડા લીલા જણાતા હતા. દેવદાર જેવા ઝાડનાં અહીંથી દર્શન થવા લાગ્યાં. દશ્ય આનંદદાયક હતું. ઝડપથી આગળ વધતાં અમે ગુરના, ગ્યારહદેવી, અંચૌલી વગેરે ગામો પાર કરી દીધાં. એટલામાં એક યાત્રીએ દૂરના લીલાછમ દેખાતા પહાડો તરફ આંગળી ચીંધીને ત્યાં આવેલું પર્વતીય રમ્ય નગર 'પિથૌરાગઢ' બતાવ્યું. (જુઓ ચિત્ર નં. ૨૬). થોડીવાર બાદ અમે આ પ્રદેશની 'સૌર' નામની પ્રસિદ્ધ લીલીછમ ખીણમાં આવી પહોંચ્યા. આ ખીણમાં જ પિથૌરાગઢ શહેર વસેલું છે. દૂરનું મનમોહક દશ્ય જોઈને બધા યાત્રીઓ આનંદથી ઊછળી પડ્યા. એક યાત્રી (ગોળવાળા) એ પોતાની થેલીમાંથી ઢોલકી કાઢી અને બીજા યાત્રી (જગુભાઈ)એ મંજીરા કાઢ્યા. ઢોલકી પર થાપ પડતાં જ તે ધણધણી ઊઠી. મંજીરાં ઝણઝણી ઊઠ્યાં.

ધૂનનાં સ્વર ગૂંજવા લાગ્યા. જોતજોતામાં તો વાતાવરણમાં અજબ ચેતના આવી ગઈ. બધા લોકો ઢોલક અને મંજીરાના તાલે ગવાતી ધૂન સાંભળીને ડોલવા લાગ્યા. બધાનાં હાથ તાળીઓ પાડવા લાગ્યા, કંઠ ધૂન ઝીલવા લાગ્યા. હવે તો ડ્રાઈવર પણ રંગમાં આવી જઈને ધીમેધીમે ડોલવા લાગ્યો. તેને જોઈને મને થયું કે જો તે વધારે ડોલવા લાગશે તો બસ પરનો કાબૂ ગુમાવી બેસશે. રખેને અમારી યાત્રા પિથૌરાગઢ પહોંચતા પહેલાં જ સમાપ્ત થઈ જાય! આ આશંકાથી મેં ડ્રાઈવરને હાક મારીને સાવધાન કરી દીધો. આથી તે મારા તરફ જોઈને હસી પડ્યો અને બસની ગતિ વધારી દીધી.

દૂરથી પિથૌરાગઢનું દૃશ્ય ઘણું આકર્ષક હતું. ચારેબાજુના નાનામોટા પહાડો જાણે લીલા રંગનું મખમલ ઓઢીને ગુપચુપ બેઠા હતા. માર્ગ પરના પુલ નીચેથી ખળખળ વહેતી નદીઓ આ પર્વતીય પ્રદેશની શોભા વધારી રહી હતી. ( જુઓ ચિત્ર સંખ્યા ૨૨ ). કોઈ કોઈ જગાએ તો પહાડોમાંથી વહેતાં ઝરણાં પણ દેખાઈ રહ્યાં હતાં. હવા શીતળ, સ્વચ્છ અને ફળદ્રુપ ભૂમિમાંથી નીકળતી એક વિશેષ પ્રકારની સુગંધથી ભરેલી હતી. કોઇ કોઈ પહાડોની ટોચે ઘાસચારો ચરી રહેલાં ઘેટાંબકરાં નજરે પડતાં હતાં. સૌરની ખીણનો આ પ્રદેશ વર્ષાઋતુમાં સૌંદર્યથી કેટલો ખીલી ઊઠતો હશે તે વિષય મારા માટે કલ્પનાતીત હતો.

આગળનો માર્ગ સ્વચ્છ હતો પણ ચડાણ વધારે હતું. તેથી બસ ધીમી ગતિએ આગળ વધતી છેવટે પિથૌરાગઢમાં પ્રવેશી અને જાણે રૂઆબથી બસસ્ટેન્ડ પર આવીને અટકી. તે વખતે ત્યાં કેટલીક ટ્રક, મોટર, જીપ વગેરે વાહનો ઊભાં હતાં. મોટા ભાગનાં વાહનો 'ભારતીય સીમા સુરક્ષા સેના'ની માલિકીનાં હતાં. અમારી બસ ત્યાં આવીને ઊભી રહેતાંની સાથે જ આજુબાજુમાંથી આવેલા પહાડી મજૂરો બસના દરવાજા પાસે એકઠા થઈ ગયા. બધા મજૂરોના હાથમાં સામાન બાંધવા માટે કાથીના મજબૂત દોરડાં હતાં. નેપાળી મજૂરોના માથા પર ગોળ ટોપીઓ હતી. બેત્રણ મજૂરોએ તો શરીર પર કેવળ લંગોટી જ પહેરેલી હતી. યાત્રીઓનો ઘણો સામાન જોતાં કોઈ મજૂરો વિનંતી કરવા લાગ્યા કે અમે જ તમારો બધો સામાન ઊચકીને નિવાસસ્થાને પહોંચાડીશું, કોઈ કરગરવા લાગ્યા કે અમને

રસ્તા પર જ ચોંટી ગઈ હતી. હાથ સ્ટીયરિંગને સાવધાનીથી ફેરવી રહ્યો હતો. એક પગ 'કલચ'ની ઉપર અને બીજો 'એકસીલરેટર' ઉપર સ્થિતિ અનુસાર કુશળતાપૂર્વક કાર્ય કરી રહ્યાં હતાં. આવા પહાડી માર્ગો પર પણ તે અમને સાવધાનીપૂર્વક આગળ ને આગળ લઈ જઈ રહ્યો હતો. થોડા વખતમાં તો "બાડેછિના" નામનું ગામ આવી પહોંચ્યું. મોટરબસ ઊભી રહેતાં કેટલાક મુસાફરો આળસ મરડીને આંખો ઉઘાડતાં ઊભા થયા અને નીચે ઊતર્યા. પાસેની ચાની દુકાન તો જોતજોતામાં ગ્રાહકોથી ભરાઈ ગઈ. યાત્રી લોકો પોતાની સાથે ઘણા પ્રમાણમાં ભોજ્ય સામગ્રી લઈ આવ્યા હતા આથી તેમને અહીંની હોટલની મુલાકાત લેવાની જરૂર જણાઈ નહીં. સામે દેખાતી એક દુકાન તરફ આંગળી ચીંધતા શ્રી રાજદેવે શ્રી જગુભાઈ નામના બીજા યાત્રીને કહ્યું, 'જગુ! તને યાદ છે ને કે બે વર્ષ પહેલાં જ્યારે આપણે આ રસ્તે થઈને જાગેશ્વર અને મીરતોલા જોવા માટે જતા હતા ત્યારે તે દુકાનમાંથી આપણે મીઠાઈ ખરીદી હતી.' આ સાંભળીને જગુભાઈને તે વાત યાદ આવી ગઈ. મેં જોયું કે આ 'બાડેછિના' ગામ હતું તો નાનુંએવું, પણ સારું હતું. અહીંની સમશિતોષ્ણ આબોહવાથી એ સહેજે અનુમાન થતું હતું કે અહીંની ઊંચાઈ ૪,૦૦૦ ફૂટ તો હશે જ.

આ ગામમાં સ્કૂલ, પોસ્ટ ઑફિસ, ધર્મશાળા, પોલીસથાણું દુકાનો અને હોટલો છે. કેટલાંક વર્ષ પહેલાં જ્યારે આ મોટરબસનો રસ્તો બન્યો ન હતો તે વખતે કૈલાસ–માનસરોવરના યાત્રીઓ અહીંથી પગે ચાલીને પહાડી માર્ગે સીધા 'ધવલછીના,' 'કનારીછીના,' થતા 'અસ્કોટ' થઈને 'ધારચૂલા' પહોંચતા હતા. તે દિવસોમાં આ બાડેછીના ગામનું યાત્રાની દૃષ્ટિએ ઘણું મહત્ત્વ હતું. પગે ચાલીને કૈલાસની યાત્રા કરવા માટે અલમોડાથી નીકળેલા યાત્રીઓ આ ગામે પહોંચીને પહેલો પડાવ નાંખે છે. પણ હવે તો ધવલછીના સુધી જીપગાડી જઈ શકે તેવો રસ્તો બની ગયો છે. ધવલછીનામાં ભારત સરકારનું વિશ્રામઘર ઘણું સુંદર છે. આથી જો કોઈ માણુસ ગરમીના દિવસો પહાડોમાં શાંતિથી ગાળવા ઇચ્છતો હોય તો આ ધવલછીના સ્થાન હવાફેરની દૃષ્ટિએ અનુકૂળ ગણાય. અહીંના રેસ્ટ–હાઉસથી લગભગ દોઢેક માઈલ પહાડની

ઉપરની ટોચે ઊભા રહીને દૂરદૂર નજર ફેંકતા હિમગિરિ શિખરોની પંક્તિનું અદ્ભુત દૃશ્ય જોવા મળે છે. આ હિમપર્વતોમાં નંદાદેવી પંચચૂલી, ત્રિશૂલ વગેરેનું સૌંદર્ય તો અવર્ણનીય જ કહી શકાય.

બાડેછીનામાં લગભગ દસ મિનિટ વિશ્રામ કરી તાજામાજા થઇને અમે આગળ વધ્યા. રસ્તામાં હજી ય ક્યારેક ચીડનાં ઝાડો નજરે ચડતાં હતાં. (ચિત્ર નં ૨૧). આ ઝાડોને કાપીને તેના નાના-નાના ટુકડાઓ કરીને રસ્તાની એક બાજુએ વ્યવસ્થિતરૂપે એકઠા કરવામાં આવ્યા હતા. કહે છે કે શહેરનાં માણસો આનો બળતણ તરીકે ઉપયોગ કરે છે. આ રસ્તે અમને બેએક નવી મોટરલારીઓ સામે મળી જેમાં આવાં ચીડનાં ઝાડનાં લાકડાનાં ટુકડાઓ ભર્યા હતા. રસ્તામાં કેટલીક જગાએ કેરોસીનનાં ઘણા ય ખાલી ડબાઓ ગોઠવીને રાખ્યા હતા. એક માણસ પાસેથી આ બાબતમાં જાણવા મળ્યું કે ચીડનાં ઝાડમાંથી જે રસ ઝરે છે તેને આ ડબાઓમાં ભેગો કરીને "ભવાલી" ગામમાં આવેલા કારખાનાંમાં પહોંચાડવામાં આવે છે. એ રસમાંથી ટરપેન્ટાઈન, વાર્નિશ વગેરે વસ્તુઓ બનાવવામાં આવે છે. આગળ જતી મોટરબસમાંથી મેં બહાર દૂરદૂર નજર ફેંકતા જોયું કે સામેનાં પહાડ પરનું નાનકડું ગામ ઘણું સુંદર લાગતું હતું. પહાડો પરનાં લીલાંછમ અનાજનાં ખેતરો એવાં તો સુંદર લાગતાં હતાં કે જાણે દેવ-દેવીઓને પૃથ્વી પરથી સ્વર્ગમાં જવા માટેની વિશ્વકર્માએ બનાવેલી લીલારંગના મખમલથી મઢેલી સુંદર નીસરણી જ હોય ! આવાં ખેતરોમાં અનાજનો 'શિયાળુ પાક' ઉપરનાં ભાગમાં શરૂ થઈને નીચે સુધી જતો હોય છે અને 'ઉનાળુ પાક' પહેલાં નીચેથી શરૂ થઈને ઉપર સુધી પહોંચે છે. જળ સીંચીને પવાતાં ખેતરોમાં વર્ષમાં બે વખત ચોખા અને ઘઉંનો પાક ઊતરે છે. કુમાઉઁ પ્રદેશમાં અનાજ એપ્રિલ મહિનામાં વાવવામાં આવે છે અને તેને સપ્ટેંબર મહિનામાં લણી લેવામાં આવે છે. પછી તે જ ખેતરમાં ઑકટોબરમાં ઘઉં વાવવામાં આવે છે અને તેને એપ્રિલ મહિનામાં લણવામાં આવે છે. પછી મુંડવાને મે મહિનામાં વાવીને તેને ઑકટોબર મહિનામાં લણવામાં આવે છે. આવી રીતે એપ્રિલ મહિના સુધી ખેતર કાંતો ખાલી પડ્યું રહે છે અથવા તેમાં જીંગોરા, ઘઉં વગેરે વાવી દેવામાં આવે છે. મુંડવાની સાથે અડદ, મગ વગેરે દાળ પણ વાવવાનો રિવાજ છે. ( જુઓ ચિત્ર નં.-૨૮ અને ચિત્ર નં.-૨૯).

અહીંથી આગળનો માર્ગ પહેલાં કરતાં કંઈક વધારે ઊંચોનીચો જણાવા લાગ્યો. મોટરબસ જાણે તોફાની સમુદ્રના તરંગો ઉપર ઊછળતી નાનકડી હોડીની જેમ આગળ વધી રહી હતી. યાત્રીઓનાં પેટ ભરેલાં હતાં, તેથી હવે તે એકબીજાની ઉપર પોતાનાં માથાં ઢાળતા સૂવાનો પ્રયત્ન કરવા લાગ્યા. બસનો ડ્રાઈવર ઘણી જ કુશળતાથી પોતાનું કર્તવ્ય બજાવી રહ્યો હતો. હવે તો મને પણ ઊંઘ આવવા લાગી, પણ હું ઊંઘને વશ ન થતાં બસની બારીમાંથી ડોકિયું કરીને દૂરદૂરના પહાડો જોવા લાગ્યો. આજે ગરમી કંઈક વધારે પડી રહી હતી. જ્યારે બસ ઊંચાઈ પર ઝડપથી દોડતી હતી ત્યારે બસમાં ઠંડી હવા વહેવાથી આનંદ આવતો હતો. એક નાનું એવું ચડાણ ચડીને ત્યાંની હોટલની પાસે જઈને બસ ઊભી રહી. આ જગાને લોકો 'પનવાનૌલા' કહે છે. બસ ઊભી રહેતાં જ અંદરના યાત્રીઓ જાગી ઊઠ્યા. બસ અહીં ઝાઝો વખત ઊભી નથી રહેતી એવું સાંભળીને ચાપાણી કરનારા યાત્રીઓ બસમાંથી જલદી જલદી નીચે ઊતરવા લાગ્યા. આ જોઈને બસનો કંડકટર બૂમ પાડી ઊઠ્યો, 'ઉતાવળ ન કરો. બસમાંથી ધીમેધીમે નીચે ઊતરો. જોતા નથી કે બસમાં શી સૂચના લખી છે.' એમ કહેતાં તેણે બસમાં ટાંગેલું સૂચના–પાટિયું બતાવ્યું જેમાં હિન્દી ભાષામાં મોટામોટા અક્ષરોમાં લખ્યું હતું કે—

"हर बशरको है हिदायत सब्र करना चाहिये।
जब खड़ी हो जाय मोटर तब उतरना चाहिये॥"

( બશર = મુસાફર, હિદાયત = શીખામણ, સબ્ર = ધીરજ )

કંડકટરની વાત સાંભળીને યાત્રીઓ પોતાની ભૂલ સ્વીકાર કરતા ધીમેધીમે બસમાંથી નીચે ઊતરવા લાગ્યા. સામે જ ચાની હોટલ હતી જેમાં પ્રવેશ્યા. આ જગાએ બસ લગભગ દસેક મિનિટ રોકાઈ. સમય થતાં જ યાત્રીઓને લઈને બસ અહીંથી આગળના રસ્તે રવાના થઈ. માર્ગમાં સુવાખાન, ધૌલાદેવી વગેરે પાર કરીને અમે દન્યા નામના સ્થાન પર આવી પહોંચ્યા. આ જગા સમુદ્રની સપાટીથી લગભગ ૬૫,૦૦ ફૂટની ઊંચાઈ પર હોવાથી ગરમીનું પ્રમાણ ઓછું જણાતું હતું. હવા આનંદદાયક હતી. અહીં સ્કૂલ, પોસ્ટઑફિસ, હોટલ, બેચાર દુકાનો વગેરે હતું. બસ અહીં લગભગ પંદર મિનિટ રોકાય છે જેથી યાત્રી લોકો તેટલા સમય દરમિયાન ચાપાણી, નાસ્તો વગેરે કરી શકે

છે. અમારા યાત્રાસંઘના યાત્રીઓએ અહીં પોતાની સાથે લાવેલા નાસ્તાના ડબા ઉઘાડ્યા અને પૂરી, ગાંઠીઆ, મિઠાઈ અને અથાણાં, ચટણી વગેરેથી સારી રીતે પોતપોતાનાં પેટની પૂજા કરી લીધી. ભોજન કર્યા બાદ ચારેબાજુના પહાડો પહેલાં કરતાં કંઈક વધારે સુંદર દેખાવા લાગે છે એ વાતનો યાત્રીઓએ અનુભવ પણ કર્યો. હિમાલયના પહાડી પ્રદેશોમાં તીર્થયાત્રા કરવાથી મારો એવો અનુભવ છે કે જ્યાં સુધી યાત્રીનું પેટ ખાલીખમ રહે છે ત્યાં સુધી તેને અનુપમ પહાડપર્વત, સુંદર નદીઝરણાં, મનમોહક વનઉપવન વગેરે સૌંદર્યહીન ને રસહીન જણાય છે; એટલે કે તે બધાના અવલોકનથી યાત્રીનું ચિત્ત પ્રસન્ન થતું નથી. આથી કદાચ મહાસૌંદર્યરાશિ કૈલાસ અને માનસરોવરનાં દર્શન કરનારા ઘણા શિક્ષિત યાત્રીઓ યાત્રા દરમિયાન પેટપૂરતું ભોજન ન મળવાથી પર્વતીય સૌંદર્યની ભવ્યતાનું પૂરેપૂરું વર્ણન કરવામાં અસમર્થ રહ્યા છે.

અમે જ્યારે આનંદથી ભોજન કરી રહ્યા હતા, ત્યારે બસની પાસે ગામના નાનાં બાળકો એકઠાં થઈ ગયાં અને અમારી તરફ નવાઈ પામતાં જોવાં લાગ્યાં. અમને આ બધાં બાળકોની આંખની ભાષા સમજતાં વાર ન લાગી, જેથી અમે તે બધાંને પાસે બોલાવ્યાં અને દરેકને મિઠાઈ વહેંચી. આથી તેઓના ચહેરા આનંદથી ખીલી ઊઠ્યા. થોડી વારમાં તો ત્યાં લોકોની ભીડ જમા થઈ ગઈ. દરેકને ગાંઠિઆ, સેવ, મિઠાઈ વગેરે વહેંચવામાં આવ્યા. ટોળામાં ઊભેલા એક ગરીબ છોકરાના શરીર પર તદ્દન ફાટેલું ખમીસ જોઈને એક યાત્રીને દયા આવી ને તેણે તે છોકરાને નવું પહેરણ ખરીદીને પહેરવા માટે નાણાં આપ્યા. આવા બીજાં છોકરાંઓને પણ થોડું થોડું નાણું વહેંચવામાં આવ્યું. અમારા આ સત્કાર્યથી બધા લોકો ઘણા ખુશી થઈ ગયા અને અમારી કૈલાસયાત્રા સુખમય બને, સફળ થાય અને અમે જલદી જલદી આ જ રસ્તે પાછા ફરીએ તેવા આશીર્વાદ તે લોકો આપવા લાગ્યા. આ ગરીબ લોકોને જોઇને એક યાત્રી બોલી ઊઠ્યો, 'જો આ તરફના પહાડી પ્રદેશોમાં પૂરતું અન્ન, વસ્ત્ર અને શિક્ષણ આપવામાં આવે તો આ બધાં કરમાઈ રહેલાં માનવ પુષ્પો હજી પણ સારી રીતે ખીલી શકે અને પોતાની મીઠી સૌરભ સુદૂર સુધી ફેલાવી શકે; મરી રહેલી માનવતા પ્રાણવાન થઈ જાય. આ જ

પહાડી પ્રદેશમાંથી રાજનીતિજ્ઞ શ્રી ગોવિન્દ વલ્લભ પંત, હિન્દી ભાષાના પ્રસિદ્ધ કવિ શ્રી સુમિત્રાનંદ પંત વગેરે મૂલ્યવાન રત્નો દેશને પ્રાપ્ત થયાં છે.' અત્યાર સુધી ચુપચુપ બેસીને આ બધી વાતો સાંભળી રહેલા અમારા યાત્રાસંઘના મદ્રાસીસ્વામી હવે બોલ્યા વિના રહી શકયા નહીં. તે અંગ્રેજીમાં છટાથી કહેવા લાગ્યા—"Greatness lies in the rags, not in the robes." એટલે કે 'મહાન ગુણો ધનવાનો કરતાં ગરીબોમાં વધારે જોવા મળે છે'. મદ્રાસીસ્વામીનું આ વાક્ય સમયાનુકૂળ હતું. અંગ્રેજી ભાષા જાણનારા લોકોને તેમણે વિચાર કરતા કરી દીધા.

'દન્યા'થી આગળ પ્રસ્થાન કરવા માટે ડ્રાઈવરે હોર્નનો અવાજ કર્યો. યાત્રીઓ પોતપોતાની બેઠક પર ગોઠવાઈ ગયા. થોડી વારે બસ ઊપડી. ચારે બાજુનું પ્રાકૃતિક સૌંદર્ય ચિત્તાકર્ષક હતું. મનમાં થયું કે આંખો દ્વારા તેને પી જઈને નસેનસમાં ભરી દઈએ. સમતલ ભૂમિ પર આગળ વધતી બસ હવે નીચાણવાળી ભૂમિ તરફ ઊતરવા લાગી. આ જોઈને મને ગીતાજીનો પેલો શ્લોક 'क्षीणे पुण्ये...' યાદ આવી ગયો. વાત સાચી જ હતી, કારણ કે જેમ જેમ અમે નીચે જઈ રહ્યા હતા તેમ તેમ ગરમીનું પ્રમાણ વધતું જતું હતું. બપોરનો સમય હોવાથી સૂર્યદેવ પોતાનો પૂર્ણ પ્રભાવ ફેલાવી રહ્યા હતા. લોકો પરસેવાથી રેબઝેબ થઈ રહ્યા હતા. હું બસડ્રાઈવરની બેઠક પાસેની બેઠક પર બેઠો હતો જેથી બસના એંજીનમાંથી નીકળતો ગરમ વાયુ પણ મારા તરફ આવતો હતો. આથી બસમાં બેઠેલા બીજા યાત્રીઓ કરતાં મારે બસની અંદરની તેમજ બહારની ગરમીનો વધારે સામનો કરવો પડતો હતો. જો કે માર્ગની બન્ને બાજુના પહાડ ઘણી જગાએ તૂટેલા હતા અને માર્ગ પથ્થરિયો હતો; તેમ છતાંય અમારી બસ સાવધાની-પૂર્વક ધીરે ધીરે આગળ વધી રહી હતી. અમારામાં ધૈર્ય, ઉત્સાહ અને આનંદ હતા. આવી રીતે અમે ધ્યારી, બાંસોલી, મકરૂન, પનાર, રામેશ્વર વગેરે ગામોને પાછળ છોડતા આખરે લોહાઘાટમાં આવી પહોંચ્યા.

**લોહાઘાટ—** (ઉત્તર અક્ષાંશ ૨૯°, ૪૨', ૨'. પૂર્વ દેશાંતર ૮૦°, ૭°, ૫૩'. ઊંચાઈ ૫,૫૧૦ ફૂટ). આ એક પુરાણું ગામડું છે અને અલમોડાના જૂના માર્ગે ૫૩ માઈલ દૂર આવેલું છે. અહીંથી

પૂર્વ નેપાળની સીમા ૧૫ માઈલ દૂર છે અને ચંપાવત ૯ માઈલ દક્ષિણ દિશામાં આવેલું છે. ચંપાવત વિષે એવું કહેવાય છે કે પ્રાચીન સમયમાં ત્યાં પહાડોને કાપીને તેની ઉપર ત્રણ ચાર મંદિરો બાંધવામાં આવ્યાં હતાં. 'સ્કંદપુરાણ' અનુસાર તે ઊંચી ભૂમિને 'કૂર્માચલ' કહેવામાં આવતું હતું. ભગવાને ત્યાં 'કૂર્માવતાર' ધારણ કર્યો હતો. ચંપાવતથી રામકૃષ્ણ મિશનના 'માયાવતી અદ્વૈતાશ્રમ' જવાનો માર્ગ છે. સ્વામી વિવેકાનંદ ત્યાં તપસ્યા માટે રહ્યા હતા.

કેટલાંક વર્ષો પહેલાં લોહાઘાટમાં એક સારી સૈનિક છાવણી હતી. નેપાળ રાજ્ય અને અંગ્રેજો વચ્ચે મિત્રતા બંધાયા બાદ તે છાવણી બંધ કરી દેવામાં આવી હતી. લોહાઘાટનું નામ પાસેની લોહાવતી નદીના નામ પરથી પડ્યું છે. તે નદી પર લોખંડનો મોટો પુલ બંધાએલો છે. અલમોડા, ટનકપુર થઈને પિથૌરાગઢ જનારાં વાહનો આ પુલ પાસે અટકે છે, કારણ કે અહીંયા 'ગેઈટ–સિસ્ટમ' છે. જ્યાંસુધી 'ગેઈટ' (દરવાજો) ઊઘડતો નથી ત્યાં સુધી વાહનોને ઊભાં રહેવું પડે છે; એટલે કે સામેની દિશામાંથી આવનારાં વાહનો નક્કી કરેલા સમયની અંદર આ લોખંડનો પુલ પસાર ન કરે ત્યાંસુધી બીજી દિશામાં જનારાં વાહનો આ પુલને પાર કરી શકતાં નથી. જો આ નિયમમાં કંઈક ગફલત થઈ જાય અને એક દિશાનું વાહન ભૂલથી બીજી દિશામાં આગળ નીકળી જાય તો પહાડના વળાંકવાળા સાંકડા માર્ગમાં બે વાહનોના અચાનક અથડાવાથી ભયંકર દુર્ઘટના થઈ જાય. આથી જ આ સ્થાનમાં 'ગેઈટ સિસ્ટમ'નું કડક પાલન કરવામાં આવે છે ને દોષી વ્યક્તિનો સખત દંડ કરવામાં આવે છે. જો આ માર્ગમાં કોઈ વાહન ચાલતું અટકી પડે કે બગડી જાય તો તેને સુરક્ષિત સ્થાને પહોંચાડ્યા સિવાય 'ગેઈટ' ખૂલતો નથી. તેવે સમયે યાત્રીઓને ગેઈટ ખૂલતા સુધી વાટ જોવી પડે છે. અમારી બસ નક્કી કરેલા સમય કરતાં આજે મોડી લોહાઘાટ પહોંચી, જેથી અમારા જતાં પહેલાં જ ગેઈટ બંધ થઈ ગયો હતો. લોહાઘાટની સખત ગરમીમાં અમારે લગભગ ૪૫ મિનિટ સુધી એકધારા શેકાવું પડ્યું. થોડો વિલંબ પણ કેટલી મુશ્કેલીઓ સરજે છે તેનો અમને બધાને આજે સારો અનુભવ થયો. વર્તમાન પત્રોના પંખા બનાવી તેનાથી હવા ખાવાના પ્રયત્નો પણ જોઈએ તેટલા સફળ ન નીવડ્યા. બધા

યાત્રીઓ પરસેવાથી નીતરી રહ્યા હતા. શહેરોમાં રેફ્રીજરેટરોની અને એરકૂલરોની સહાયતાથી આનંદમાં ઉનાળો વિતાવનારા યાત્રીઓની આવા માર્ગે શું વલે થાય તે તો વાચક જ કલ્પી લે. અમારા યાત્રાસંઘના કેટલાક યાત્રીઓ બસમાં બેસીને ય ગરમી સહન ન કરી શકવાથી બસમાંથી નીચે ઊતર્યા અને લોહાઘાટથી ત્રણ ફર્લાંગ પર આવેલી ચાની નાની એવી દુકાને ચાપાણી પીવા માટે રવાના થયા. દરેકે પોતાના માથાં રૂમાલથી ઢાંક્યાં હતાં. આ લોહાઘાટ અત્યારે દરેકને જાણે 'લોઢાના ચણા ચવરાવી રહ્યો હતો.' આવે સમયે અહીં એક બાલદી પાણીની પણ મોટી કિંમત ચૂકવવી પડે છે. અમારી બસમાં મોઢું ઢાંકીને બેઠેલા પેલા મદ્રાસી સ્વામીએ તો મજાકમાં કહી દીધું કે આ સ્થાન યાત્રીઓને લોઢાના ચણા ચવરાવે છે માટે જ તેનું નામ 'લોહાઘાટ' પડયું હશે.

આખરે ૪૫ મિનિટ સુધી 'બફાયા' બાદ સામેની દિશામાંથી બે બસો અને ત્રણ મોટરલારીઓ પુલ પાર કરીને અમારી બસ જ્યાં ઊભી હતી ત્યાં આવી પહોંચી. ચા પીવા માટે ગયેલા યાત્રીઓ પણ આવી પહોંચ્યા. થોડી વારે ગેઈટ રક્ષકે સીટી વગાડી અને અમારા તરફ લીલી ઝંડી ફરકાવી એટલે બસડ્રાઈવરે હૉર્ન વગાડયું. બધા યાત્રીઓ પોતપોતાની બેઠક પર ગોઠવાઈ જ ગયા હતા એટલે બસ ઊપડી. આ જોઈ અમે છૂટકારાનો દમ ભર્યો અને લોહાઘાટને 'આવજો' કહી પુલ પરથી આગળ ધપ્યા. અમારી બસ આજે મોડી પડી હતી જેથી ડ્રાઈવરે તેની ગતિ વધારી દીધી. આગળનો માર્ગ ચડાણવાળો હતો. બન્ને બાજુના પહાડો થોડા લીલા જણાતા હતા. દેવદાર જેવા ઝાડનાં અહીંથી દર્શન થવા લાગ્યાં. દશ્ય આનંદદાયક હતું. ઝડપથી આગળ વધતાં અમે ગુરના, ગ્યારહદેવી, અંચૌલી વગેરે ગામો પાર કરી દીધાં. એટલામાં એક યાત્રીએ દૂરના લીલાછમ દેખાતા પહાડો તરફ આંગળી ચીંધીને ત્યાં આવેલું પર્વતીય રમ્ય નગર 'પિથૌરાગઢ' બતાવ્યું. (જુઓ ચિત્ર નં. ૨૯). થોડીવાર બાદ અમે આ પ્રદેશની 'સૌર' નામની પ્રસિદ્ધ લીલીછમ ખીણમાં આવી પહોંચ્યા. આ ખીણમાં જ પિથૌરાગઢ શહેર વસેલું છે. દૂરનું મનમોહક દશ્ય જોઈને બધા યાત્રીઓ આનંદથી ઊછળી પડ્યા. એક યાત્રી (ગોળવાળા) એ પોતાની થેલીમાંથી ઢોલકી કાઢી અને બીજા યાત્રી (જગુભાઈ)એ મંજીરા કાઢ્યા. ઢોલકી પર થાપ પડતાં જ તે ધણધણી ઊઠી. મંજીરાં ઝણઝણી ઊઠ્યાં.

ધૂનનાં સ્વર ગૂંજવા લાગ્યા. જોતજોતામાં તો વાતાવરણમાં અજબ ચેતના આવી ગઈ. બધા લોકો ઢોલક અને મંજીરાના તાલે ગવાતી ધૂન સાંભળીને ડોલવા લાગ્યા. બધાનાં હાથ તાળીઓ પાડવા લાગ્યા, કંઠ ધૂન ઝીલવા લાગ્યા. હવે તો ડ્રાઈવર પણ રંગમાં આવી જઈને ધીમેધીમે ડોલવા લાગ્યો. તેને જોઈને મને થયું કે જો તે વધારે ડોલવા લાગશે તો બસ પરનો કાબૂ ગુમાવી બેસશે. રખેને અમારી યાત્રા પિથૌરાગઢ પહોંચતા પહેલાં જ સમાપ્ત થઈ જાય! આ આશંકાથી મેં ડ્રાઈવરને હાક મારીને સાવધાન કરી દીધો. આથી તે મારા તરફ જોઈને હસી પડ્યો અને બસની ગતિ વધારી દીધી.

દૂરથી પિથૌરાગઢનું દૃશ્ય ઘણું આકર્ષક હતું. ચારેબાજુના નાનામોટા પહાડો જાણે લીલા રંગનું મખમલ ઓઢીને ગુપચુપ બેઠા હતા. માર્ગ પરના પુલ નીચેથી ખળખળ વહેતી નદીઓ આ પર્વતીય પ્રદેશની શોભા વધારી રહી હતી. (જુઓ ચિત્ર સંખ્યા ૨૨). કોઈ કોઈ જગાએ તો પહાડોમાંથી વહેતાં ઝરણાં પણ દેખાઈ રહ્યાં હતાં. હવા શીતળ, સ્વચ્છ અને ફળદ્રુપ ભૂમિમાંથી નીકળતી એક વિશેષ પ્રકારની સુગંધથી ભરેલી હતી. કોઇ કોઈ પહાડોની ટોચે ઘાસચારો ચરી રહેલાં ઘેટાંબકરાં નજરે પડતાં હતાં. સૌરની ખીણનો આ પ્રદેશ વર્ષાઋતુમાં સૌંદર્યથી કેટલો ખીલી ઊઠતો હશે તે વિષય મારા માટે કલ્પનાતીત હતો.

આગળનો માર્ગ સ્વચ્છ હતો પણ ચડાણ વધારે હતું. તેથી બસ ધીમી ગતિએ આગળ વધતી છેવટે પિથૌરાગઢમાં પ્રવેશી અને જાણે રૂઆબથી બસસ્ટેન્ડ પર આવીને અટકી. તે વખતે ત્યાં કેટલીક ટ્રક, મોટર, જીપ વગેરે વાહનો ઊભાં હતાં. મોટા ભાગનાં વાહનો 'ભારતીય સીમા સુરક્ષા સેના'ની માલિકીનાં હતાં. અમારી બસ ત્યાં આવીને ઊભી રહેતાંની સાથે જ આજુબાજુમાંથી આવેલા પહાડી મજૂરો બસના દરવાજા પાસે એકઠા થઈ ગયા. બધા મજૂરોના હાથમાં સામાન બાંધવા માટે કાથીના મજબૂત દોરડાં હતાં. નેપાળી મજૂરોના માથા પર ગોળ ટોપીઓ હતી. બેત્રણ મજૂરોએ તો શરીર પર કેવળ લંગોટી જ પહેરેલી હતી. યાત્રીઓનો ઘણો સામાન જોતાં કોઈ મજૂરો વિનંતી કરવા લાગ્યા કે અમે જ તમારો બધો સામાન ઊચકીને નિવાસસ્થાને પહોંચાડીશું, કોઈ કરગરવા લાગ્યા કે અમને



અલમોડાના સર્વોદયી શ્રી શાંતિભાઈ ત્રિવેદી તથા શિક્ષિકાબેન કુ. ગંગોત્રી ગરબ્યાલ.
(ચિત્ર નં. ૨૦)



બાડેછીના પાસેના ચીડના ઝાડ
(ચિત્ર નં.૨૧)



માર્ગની નદીપરનો પુલ
(ચિત્ર નં. ૨૨)



શેરાઘાટ તરફ
(ચિત્ર નં. ૨૩)



ડીડીહાટના માર્ગનું ચીડનું વન
(ચિત્ર નં. ૨૪)



દૂરથી અસકોટનું દૃશ્ય
(ચિત્ર નં. ૨૫)

જ બધો સામાન ઊંચકવા દો; અમને જે કાંઇ મજૂરી આપવી હોય તે આપજો. જોતજોતામાં તો ત્યાં શાકમાર્કીટ જેવું દશ્ય ખડું થઈ ગયું. આથી અમે મૂંઝવણમાં પડી ગયા કે કોને અમારે અમારો સામાન ઊંચકવા દેવો અને કોને નહીં. જયંતિભાઈએ રાડ પાડીને બધા મજૂરોને હો-હલ્લા બંધ કરવા જણાવ્યું. તેમના રૂઆબની મજૂરો પર સારી અસર પડી. બધા શાંત થઈ ગયા એટલે બધાને એક લાઈનમાં ઊભા રાખવામાં આવ્યા. મજૂરોના સરદારને બસના છાપરા પર બાંધેલો યાત્રીઓનો બધો સામાન નીચે ઉતારવા માટે કહેવામાં આવ્યું. સરદારે પોતાના માણસોને કામે લગાડી દીધા એટલે ટપોટપ સામાન નીચે ઊતરવા લાગ્યો. યાત્રીઓએ પોતપોતાનો સામાન ગણી લીધો. બધું બરાબર હતું. હું અને રાજદેવ યાત્રીઓ માટે સારા નિવાસ સ્થાનની શોધમાં નીકળી પડયા. બેચાર જગા જોઈ, પણ પસંદ ન પડી. તેમાં સ્વચ્છતા અને સુવિધાનો અભાવ હતો. વળી વૈષ્ણવ શાકાહારીઓ માટે ત્યાં રહેવું ઉચિત ન હતું. બસસ્ટેન્ડથી પણ તે સ્થાનો ઘણાં દૂર હતા. ફક્ત એક રાત રહેવા માટે એટલે દૂર સુધી બધો સામાન ઊંચકી જવો અને સવારે બધો સામાન પાછો બસસ્ટેન્ડે લઈ આવવો તે ઘણું અવગડ ભર્યું હતું. આ બધી બાબતનો વિચાર કરીને અમે છેવટે સમીપની 'નાગાબાબાની ધર્મશાળા' પસંદ કરી. જો કે એકબે પૈસાદાર યાત્રીઓએ ધર્મશાળામાં પેસતાં જ નાક ચડાવીને સ્થાન વિષે અણગમો બતાવ્યો, તેમ છતાં ય સંજોગોને વશ થઈને તે બધાને તેમાં જ શરણ લેવું પડયું. અંદર આવીને તપાસ કરતાં જાણવા મળ્યું કે શ્રી નાગાબાબા હાલમાં પિથૌરાગઢમાં નથી. કંઈક વિશેષ કારણસર પાસેના એક ગામમાં ગયા છે. તેમના એક સેવકને ધર્મશાળાની વ્યવસ્થા સોંપી ગયા છે. અમે આ સાંભળીને પેલા વ્યવસ્થાપકને મળ્યા અને થોડી વધારે રકમ તેને આપવાનું જણાવવાથી તેણે રાજી થઇને યાત્રીઓ માટે બેત્રણ સારા ઓરડા ખોલી આપ્યા. મજૂરોએ બધો સામાન પીઠપર ઊંચકી લાવી ને એક મોટા ઓરડાના ખૂણામાં વ્યવસ્થિત રીતે ગોઠવી દીધો. ખાટલાઓ લાવીને તેના પર યાત્રીઓના બીસ્તરા પાથરી દીધા. આજની લાંબી બસયાત્રાથી બધા યાત્રીઓ ઘણાં થાકી ગયા હતા તેથી વિશ્રામ કરવા માટે જલદી જલદી પોતપોતાના બિછાનામાં ધબાધબ પડવા લાગ્યા.

૧૯

લગભગ એકાદ કલાક પછી ધર્મશાળાના રસોઈયા ગોપાળસિંહે આવીને મને પૂછયું, 'યાત્રીઓ માટે ભોજનમાં શું બનાવવાનું છે ? આ સાંભળીને બિછાનામાં પડયા પડયા જાગી રહેલા રાજદેવે અને જયંતિભાઈએ આ બાબતમાં આપસમાં વાતચીત કરીને જણાવ્યું કે આજનું રાતનું ભોજન હલકું, પચે તેવું શાકાહારી જ બનાવવું. આદેશ મેળવીને ગોપાળસિંહ ત્યાંથી સીધો રસોઈઘરમાં ગયો. નોકરોને ચૂલા સળગાવવા માટે કહ્યું અને પોતે લોટ બાંધવા લાગ્યો. મારે પિથૌરાગઢના કેટલાક વિશેષ પરિચિત લોકોને મળવું હતું તેથી હું અને રાજદેવ એ કામ પતાવવા માટે નીકળી પડયા. જતાં જતાં અમે જયંતિભાઈને બસસ્ટેન્ડે જઈને આવતી કાલ સવારની ધારચૂલા જતી બસમાં યાત્રીઓ માટે જગા સુરક્ષિત કરાવી લાવવાનું કામ સોંપતા ગયા.

પિથૌરાગઢ ( ઉત્તર અક્ષાંશ ૨૯°, ૩૫', પૂર્વદેશાંતર ૯૦°, ૧૫', ઉંચાઈ ૫,૫૦૦ ફૂટ ). આ રમણીય પર્વતનગરમાં તાર–ટપાલ કાર્યાલય, હાઈસ્કૂલ, દવાખાનું, કૉર્ટ, કલેકટર ઑફિસ, વિશ્રામાલય, રેસ્ટહાઉસ, પોલીસથાણું, ગ્રામોદ્યોગભવન, નાનીમોટી હોટલો તેમજ ઘણી દુકાનો છે. પોસ્ટઑફિસ બસસ્ટેન્ડથી ઘણી દૂર છે. આ શહેર તથા તેની આજુબાજુનાં ગામડામાં સ્કૂલ, દવાખાનાં કુષ્ટગૃહ વગેરે દ્વારા 'અમેરિકન–ઈસાઈ–મિશન' પોતાના ધર્મનો ઝેરી પ્રચાર કરતું રહે છે. દરવર્ષે ઘણાં ગામડીઆં નરનારીને વટલાવે પણ છે.

અલમોડાથી પિથૌરાગઢ પહોંચવા માટે પગરસ્તે ૫૨ માઈલ અને બસ રસ્તે ૭૫ માઈલની યાત્રા કરવી પડે છે. સૌરની ખીણમાં વસેલું કુમાઉઁ પ્રદેશનું આ સૌથી મોટું શહેર છે. સૌરની ખીણ પાંચ માઈલ લાંબી અને ત્રણ માઈલ પહોળી છે અને ચોખાના ઉત્પાદન માટે પ્રસિદ્ધ છે. પિથૌરાગઢથી પૂર્વદિશામાં પંદર માઈલ દૂર આવેલી કાલીગંગા નદી પર લોખંડનો પુલ છે જેના પર થઈને નેપાળ રાજ્યમાં જઈ શકાય છે. તિબેટ અને નેપાળ સામે કુમાઉઁ પ્રદેશની રક્ષા કરવા માટે પથ્થરના મજબૂત કિલ્લા જેવું આ પિથૌરાગઢ એક સમયે સૈનિક દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું થાણું હતું. આવા જ બીજાં સ્થાનો, જેવાં કે–બિલ્કીગઢ, ફૉર્ટલંદન, લોહાઘાટફૉર્ટ વગેરે અત્યારે પણ હયાત છે. પિથૌરાગઢની પૂર્વ દિશામાં લગભગ ૭,૦૦૦ ફૂટ ઊંચી 'દુર્ગા–પર્વતમાળા' આવેલી છે

અને દક્ષિણ-પૂર્વ દિશામાં 'થાકિલ-પર્વતમાળા' આવેલી છે. ત્યાંથી હિમાલયની પર્વતમાળાનું મનમોહક દૃશ્ય જોવા મળે છે. ઉનાળાની ગરમીથી રાહત મેળવવા માટે તથા તબિયત સુધારવા માટે ભારતના મેદાની ઈલાકાના ઘણાં ધનવાન લોકો સૌરની ફળદ્રુપ ખીણના આ પ્રદેશમાં આવીને કેટલાક દિવસો વિતાવે છે.

હું અને રાજદેવ પિથૌરાગઢનું બજાર જોતાજોતા 'ખાદી ભંડાર'માં પહોંચ્યા. ત્યાંના વ્યવસ્થાપકના નામનો એક પત્ર અમે અમારી સાથે અલમોડાથી લઈ આવ્યા હતા. અમને જાણવા મળ્યું કે તે ભાઈ બહાર ગામ ગયા છે, ચાર દિવસ પછી ત્યાંથી પાછા ફરશે. આથી મેં તે ભાઈનો પત્ર ખાદીભંડારના તે સમયના વ્યવસ્થાપકને આપી દીધો અને ખાસ સૂચવ્યું કે તે ભાઈ પાછા ફરે એટલે તરત જ આ પત્ર તેમને હાથોહાથ આપવો. ત્યાંથી રવાના થઈને અમે શહેરનું ઊંચુંનીચું બજાર પસાર કરીને ચોકમાં આવ્યા. અમારે કલેકટર સાહેબને મળવા માટે જવાનું હતું. તેમના નામનો પણ એક પરિચયપત્ર અમે અલમોડાથી સાથે લાવ્યા હતા. આથી અમે લોકોને પૂછતા પૂછતા કલેકટર હાઉસ તરફ આગળ વધ્યા. અમને એમ કે સાહેબનું રહેઠાણ શહેરની નજીક હશે, તેમને મળીને જલદી જલદી ધર્મશાળાએ પાછા આવી જઈશું, પણ અમારું આ અનુમાન ખોટું ઠર્યું. કલેકટરનો બંગલો ઘણે દૂર અને ઊંચા સ્થાન પર હતો તેથી ત્યાં પહોંચતાં પહોંચતાં તો અમારા પગના 'સ્ક્રૂ' ઢીલા પડી ગયા, અમે લોથપોથ થઈ ગયા. તેમાં ય વળી દરવાને અમને દરવાજા પર રોકી દીધા અને કહ્યું કે અંદરથી સાહેબનો હુકમ થયા વિના આગળ જવા દેવામાં નહીં આવે. આ સાંભળીને અમે તો દરવાનના પગ પાસે જ બેસી ગયા અને સાહેબના આદેશની પ્રતીક્ષા કરવા લાગ્યા. થોડી વારે એક સિપાઈ બહાર આવ્યો અને અમને સાહેબના ઓરડામાં લઈ ગયો. સાહેબે અમને આવકાર આપ્યો અને પાસેની ખુરશી પર બેસાર્યા. ત્યાર પછી અમે આપેલો પત્ર વાંચ્યો. અમે બધા યાત્રીઓ કૈલાસ-માનસરોવરની કઠિન યાત્રાએ જઈ રહ્યા છીએ એ જાણીને તે ઘણા પ્રસન્ન થયા. વાતચીત દરમિયાન તેમની પાસેથી જાણવા મળ્યું કે તે કુમાઉઁ પ્રદેશના અલમોડાના બ્રાહ્મણ પરિવારના છે અને ઘણા ધાર્મિકવૃત્તિવાળા છે. તેમના પરિવારના કેટલાક લોકોએ પણ ઘણાં વર્ષો પહેલાં કૈલાસયાત્રા

કરી હતી. સાહેબે અમને રાત્રીના ભોજન માટે આગ્રહ કર્યો પણ અમે તેનો વિનમ્રભાવે અસ્વીકાર કર્યો કારણ કે આજે બધા યાત્રીઓએ ધર્મશાળામાં એકસાથે બેસીને જ રાત્રિનું ભોજન લેવાનું નક્કી કર્યું હતું. હું તો ફલાહારી હતો જેથી મારે આ બાબતની કશી ચિંતા ન હતી. કુમાઉઁ, ચૌદાંશ અને બ્યાંસ પ્રદેશ વિષે જરૂરી માહિતી મેળવ્યા બાદ અમે સાહેબની વિદાય લઈને ત્યાંથી રવાના થયા. બંગલાની બહાર આવતાં જોયું કે રાત્રિનો અંધકાર ચોમેર ફેલાઈ ગયો હતો. તમતમીઆં અને બીજાં જીવડાં રાત્રિનાં ગાન ગાઈ રહ્યાં હતાં. ઠંડો પવન પણ વહી રહ્યો હતો. આવા અંધકારમાં રસ્તો શોધીને ધર્મશાળાએ પહોંચવું તે અમારા માટે એક કસોટી હતી. પ્રભુનું સ્મરણ કરી, હૈયે હિંમત રાખી અમે આગળ વધ્યા. ટમટમી રહેલા શહેરના વીજળીના દીવાને લક્ષ્ય બનાવીને અમે અંધકારભર્યા પથરીલા માર્ગ પર જેમતેમ પગલીઓ પાડી રહ્યા હતા. અમારે માટે આ એક મહત્ત્વનો બોધપાઠ હતો કે પહાડી પ્રદેશમાં સ્થાનની યોગ્ય જાણકારી મેળવ્યા વિના અને સાથે લાકડી, બેટરી વગેરે લીધા વિના રાત્રિના સમયે ચાલી નીકળવું તે મોટી મૂર્ખતા છે. માર્ગનાં કષ્ટ સહન કરતા કરતા જેમતેમ કરીને અમે છેવટે ધર્મશાળાએ પહોંચ્યા. ઘણું મોડું થઈ જવાથી યાત્રીઓ અમારી 'કાગને ડોળે' વાટ જોઈ રહ્યા હતા. હજી સુધી બધા ભૂખ્યા જ બેઠા હતા. અમને આવેલા જોઈને પહેલાં તો તે બધા ભૂખ્યા સહયાત્રીઓ અમારી ઉપર 'તૂટી પડયા' ને કહેવા લાગ્યા, 'આ તે કાંઈ રીત છે? આવા અજાણ્યા પ્રદેશમાં અમને મૂકીને મન ફાવે ત્યાં જવું અને આવવું એ શું ઠીક કહેવાય? તમારા બન્નેની વાટ જોઈ જોઈને હવે તો અમારા 'ડોળા ડોકે આવી ગયાં છે.' ચાલો, હવે જલદી હાથપગ ધોઈ લો, બધા જમવા બેસીએ.'

બધા યાત્રીઓ જમવા બેઠા. રસોઈયા ગોપાળસિંહે રસોઈ બનાવી હતી. રસોઈનાં વખાણ કરતા કરતા બધા જમી રહ્યા હતા તેટલામાં ત્યાં એક સજ્જને આવીને અમને ખબર આપ્યા કે 'અસકોટ અને ધારચૂલા તરફ આજે સવારે મૂશળધાર વરસાદ થયો છે જેથી પહાડો ધસી આવવાથી માર્ગ તૂટી ગયો છે. આવતી કાલે તે તરફ મોટરબસ નહીં જાય.' અમારા માટે આ સમાચાર 'ઘા પર

મરચાં' જેવા હતા. મને આ સાંભળીને કુમાઁઉ પ્રદેશ માટેની હવામાનની ભારત સરકારની આગાહી યાદ આવી ગઈ. રેડીયો દ્વારા સ્પષ્ટ શબ્દોમાં ઘોષણા કરાઈ હતી કે 'જૂનના પહેલા અઠવાડિયામાં કુમાઉઁ પ્રદેશમાં ધોધમાર વરસાદ થવાનો છે. આ વર્ષે વરસાદ વહેલો શરૂ થશે.'

હવે યાત્રીઓને જમવામાં રસ રહ્યો નહીં. બધાં એ.જ ચિંતામાં પડી ગયાં કે હવે કાલે આગળ જવા માટે શું વ્યવસ્થા કરીશું ? કૈલાસયાત્રા થશે કે નહીં! યાત્રીઓની આવી દયનીય મનોદશા જોઈને મેં કૈલાસપતિ ભગવાનને હૃદયપૂર્વક સાશ્રુ પ્રાર્થના કરી કે "હે પ્રભો ! અમે બધાં તારાં બાળકો તારાં જ દર્શનને માટે તારા દિવ્યધામ કૈલાસમાં આવી રહ્યાં છીએ, આથી અમારો માર્ગ નિર્વિઘ્ન કરી દો. હે સાચા સહાયક ! સહાય કરો."

આવતી કાલે બસ સેવા બંધ રહેશે એવા સમાચાર સાંભળીને અમે બધાંએ કાલનો દિવસ ધર્મશાળામાં જ વિતાવવાનો નિશ્ચય કર્યો. થોડીવારે ત્યાં કૈલાસના પ્રસિદ્ધ મહાત્મા સ્વામી શ્રી પ્રણવાનંદજી આવી પહોંચ્યા. તેમને આવેલા જોઈને અમને બધાંને ઘણો આનંદ થયો. અમે સાંભળ્યું હતું કે આવનાર સ્વામીજી અત્યાર સુધીના પોતાના જીવનકાળમાં લગભગ ૩૦ વાર કૈલાસ-માનસરોવરની યાત્રા કરી ચૂકયા છે. તેમની સાથેની વાતચીત દરમિયાન જાણવા મળ્યું કે તે આંધ્રદેશીય બ્રાહ્મણ જાતિના છે. લાહોરમાંથી બી. એ. ની પદવી મેળવ્યા બાદ કોંગ્રેસપક્ષમાં જોડાયા અને થોડાં વર્ષ દેશસેવા કરી. પછી વૈરાગ્ય આવવાથી સંસારનો ત્યાગ કરીને સત્યની શોધમાં હિમાલય તરફ પ્રયાણ કર્યું. ઈ. સ. ૧૯૨૮માં પગે ચાલીને કાશ્મીર, લેહ, લદાખ થઈને તેમણે પહેલી વહેલી કૈલાસયાત્રા કરી. આ પછી દરવર્ષે કૈલાસયાત્રાએ જવા લાગ્યા અને પોતાની સાથે સાહસી યાત્રીઓને લઈ જવા લાગ્યા. તે થોડાં વર્ષ માનસરોવરના દક્ષિણ તટ પર આવેલા 'ઠુગોલ્હો-ગોમ્પામાં તપસ્યા કરવા માટે રહ્યા. તિબેટની સિંધુ, બ્રહ્મપુત્રા, સતલજ અને કરનાલી એ ચાર મોટી નદીઓના ઉદ્ગમસ્થાનની શોધખોળ કરીને તે વિષે તેમણે અંગ્રેજી ભાષામાં બે વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ— (૧) My Exploration in Tibet. (૨) Kailas-Manasarovar પ્રકાશિત કર્યા. તેમની આ શોધથી

પ્રસન્ન થઈ લંડનના ભૂગોળ સંશોધન મંડળે ( Geogrophical Society–London ) તેમને મંડળનાં સન્માનનીય સભ્ય ( F. R. G. S. ) તરીકે જાહેર કર્યા. તેમની આ શોધથી સ્વીડનના મહાન પર્યટક ડૉ. સ્વેન હેડિને તિબેટની ચાર નદીઓના ઉદ્‌ગમસ્થાન વિષે જે કાંઈ વિચિત્ર માહિતી પુસ્તકોરૂપે પ્રકાશિત કરી હતી તે બધી અસત્ય અને ભ્રામક સાબિત થઈ. આ મહાન શોધ કરીને સ્વામીજીએ વિશ્વને એ બતાવી આપ્યું કે ભારતીય પર્યટક અન્ય દેશના પર્યટકોથી કાંઈ ઊણા ઊતરે તેવા ( ઓછી ક્ષમતાવાળા ) નથી. હાલમાં સ્વામીજી પિથૌરાગઢમાં સ્થાયી નિવાસ કરે છે. જો કે અત્યારે તેમનું વય ૭૦ વર્ષનું છે, છતાંય તે ટેહરી–ગઢવાલ પ્રાંતમાં ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈ પર આવેલા “ રૂપકુંડ ” નામના તીર્થસ્થળમાં સંશોધન માટે દર વર્ષે જાય છે. ‘ Illustrated Weekly ’ નામના અંગ્રેજી સાપ્તાહિકમાં પ્રકાશિત થયેલા તેમના આ વિષેના બેચાર લેખો મેં વાંચ્યા હતા.

અમે બધા યાત્રીઓએ સ્વામીજીની સાથે તિબેટ અને તેની યાત્રા વિષે તેમ જ હાલમાં પ્રવર્તતી ત્યાંની રાજનૈતિક પરિસ્થિતિ વગેરે વિષે ઘણી ઘણી વાતો કરી. ચીને હડપેલા તિબેટમાં પ્રવેશતી વખતે કેવી રીતની સાવધાની રાખવી જોઈએ તે વિષે સ્વામીજીએ બધાંને જરૂરી સૂચના આપી. ત્યાર પછી તેમણે વિદાય માગી કારણ કે તેમને કંઈક મહત્ત્વના કામ અંગે કોઈ અફસરને મળવા જવાનું હતું. તિબેટ વિષે યોગ્ય માર્ગદર્શન બદલ અમે બધાંએ સ્વામીજીનો આભાર માન્યો. આવતી કાલે ‘ પુનરાગમન ’ કરવા અને યાત્રીઓની સાથે ભોજન લેવા માટેનું અમે તેમને ભાવભીનું નિમંત્રણ આપ્યું, જેનો તેમણે સહર્ષ સ્વીકાર કર્યો. તેમના ગયા બાદ અમે બધા પોતપોતાના ઓરડામાં ગયાં અને ગોપાળસિંહે પાથરેલાં બિછનાઓમાં લાંબા થઈને અલ્પ સમયમાં જ ‘ નિદ્રાધીન ’ થઈ ગયાં. હે નિદ્રારૂપેણ સંસ્થિતા દેવી! તમને નમસ્કાર૩

આજે ૮ મી તારીખ હતી. યાત્રીઓનો આજનો કાર્યક્રમ નહીં જેવો જ હતો: બધાંના મગજમાં ફક્ત એક જ વિચાર ઘૂમી રહ્યો હતો કે ધારચૂલા જનારી મોટરબસ કાલે અહીંથી

રવાના થશે કે નહીં? આજે ગોપળસિંહે સરસ રસોઈ બનાવી હતી પણ 'બસ'ની ચિંતામાં ને ચિંતામાં કોઈને તેના સ્વાદની ખબર પડી નહીં. ગળે ઉતારીને પેટ ભર્યું, જમીને આડે પડખે થયા, પણ ઊંઘ શેની આવે! 'શું કરશું ને શું નહીં' એ જ વિચારો વમળની જેમ માથામાં ફેર ફુદરડી ફરી રહ્યા હતા. બપોરે કલેક્ટર સાહેબના માણસે આવીને ખબર આપ્યા, 'હજી સુધી અસકોટના માર્ગની મરામત પૂરી થઈ શકી નથી, જેથી કાલે પણ 'બસ'નું ધારચૂલા તરફ આવવું-જવું બંધ રહેશે. આથી યાત્રીઓએ કાલે પણ પિથૌરાગઢમાં રોકાવું પડશે.' આ વજ્રપાત જેવા અમંગળ સમાચારે જાણે અમારા 'ઘા પર મીઠું નાંખ્યું.' બધા ખિન્ન વદને એકબીજાની સામે જોવા લાગ્યા. મને હવે હવામાન વિષેની સરકારી ઘોષણાની સત્યતા સમજાઈ. મનમાં થયું કે જૂનની પહેલી કે મોડામાં મોડા બીજી તારીખે જો અલમોડાથી બસમાં રવાના થયા હોત તો અત્યારે તો કયારના ય ધારચૂલા પહોંચી ગયા હોત અને આગળની (ગરબ્યાંગ તરફની) યાત્રા પણ શરૂ કરી દીધી હોત. પણ હવે જે થઈ ગયું તેનું શું! વીતી વાતને વિસારી આગળની વાત સુધારી લેવામાં જ હવે તો બુદ્ધિમત્તા હતી. કોઈ કવિએ સાચું જ કહ્યું છે ને કે—

'का वर्षा जब कृषी सुखानी, समय चूकि पुनि का पछितानी'

જો કે મોટે ભાગે જૂન મહિનાના પ્રથમ સપ્તાહમાં વરસાદ શરૂ થઈ જાય છે પણ આ વર્ષે આટલું જલદી વર્ષાનું આગમન થયું તે જોતાં તો આને 'ઋતુ-પરિવર્તન' જ કહી શકાય. ગરબ્યાંગ થઈ લીપુ-લા દ્વારા પશ્ચિમ તિબેટમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા કૈલાસ-માનસરોવરના યાત્રીએ અલમોડાથી જૂન મહિનાની પહેલી અથવા મોડામાં મોડા બીજી તારીખે પ્રસ્થાન કરી દેવું હિતકારક છે; જેથી માર્ગમાં વરસાદનું વિઘ્ન નડશે નહીં. એમાં મુશ્કેલી ફક્ત એટલી રહે છે કે ગરબ્યાંગ સુધી ઓછાવત્તા પ્રમાણમાં સૂર્યનો તડકો સહન કરવો પડે છે. આને બદલે જો યાત્રી અલમોડાથી જુલાઈ મહિનામાં યાત્રાની શરૂઆત કરી દે તો તેને ગરબ્યાંગ સુધીના માર્ગમાં વરસાદનો ત્રાસ વેઠવો પડે છે. વળી જ્યાં-જ્યાં માર્ગ તૂટી જાય ત્યાં-ત્યાંથી આગળ વધવામાં પણ અગવડ ને મુશ્કેલી સહન કરવી પડે છે, કિન્તુ માર્ગમાં વરસાદને લીધે લીલાછમ બનેલા નયનાભિરામ પહાડો, ખળખળ

વહેતાં સુંદર ઝરણાં અને ઘૂઘવાટા કરતી નદીઓ વગેરેના અનુપમ સૌંદર્યને નીરખવાનો અમૂલ્ય અવસર પ્રાપ્ત થાય છે. માર્ગમાં ન તો સખત તડકો સહન કરવો પડે છે કે ન તો તિબેટમાં અધિક ઠંડી વેઠવી પડે છે. આવી રીતે આ બન્ને સમયની યાત્રાઓમાં પહેલાં અથવા પછી એક એક લાભ અને એક એક ગેરલાભ તો હોય છે જ. અનુભવી લોકોનું એવું કહેવું છે કે જો જૂન મહિનાની શરૂઆતમાં કૈલાસ યાત્રા માટે પ્રસ્થાન કરવામાં આવે તો તે લાભદાયક નીવડે છે, કારણ કે યાત્રીએ પોતાની સાથે જો ઓછાં ગરમ કપડાં લીધાં હશે તો તેનો ભાર ઉચકાવવા માટે તેને ઓછી મજૂરી આપવી પડશે. ધાબળા, ચૂટકા, થુલ્મા, શાલ વગેરે ગરમ વસ્ત્રો ગરબ્યાંગથી ભાડે મળી જાય છે જેથી તિબેટની કડકડતી ઠંડી કષ્ટદાયક લાગતી નથી. કૈલાસ–માનસરોવરની યાત્રા કરીને પાછા ફરતી વખતે ભારતમાં વરસાદનો સમય પૂરો થઈ જવાથી કે થોડો બાકી હોવાથી પહાડ, ઝરણાં, નદી, વનઉપવન, પશુપક્ષી, માણસો વગેરે જાણે સૌંદર્ય અને નવ ચેતનાથી છલકતાં દેખાય છે. આ બધાંના દર્શનથી યાત્રીનો ઘણોખરો થાક ઓછો થઈ જાય છે અને તે પોતાના શરીરમાં કંઈક નવી ચેતનાનાં સ્પંદનો અનુભવે છે. રસ્તામાં આવતાં ગામડાંમાં રસપ્રચુર મધુર ફળ પાકી જવાથી યાત્રીઓને તે ઘણા સસ્તા મૂલ્યે મળે છે. આવાં ફળો ખાતાં ખાતાં તંદુરસ્ત થઈને અલમોડા પાછા ફરનારા યાત્રીને જોઈને કોઈને એમ નથી લાગતું કે કૈલાસયાત્રા ઘણી જ કઠિન છે.

આમ ગરબ્યાંગ થઈ લીપુ–લાનો માર્ગ જૂન મહિનાથી લઈને લગભગ ૧૫ ઓગસ્ટ સુધી ખુલ્લો રહે છે, પણ મિલમ થઈને કૈલાસ જનાર યાત્રીને માટે જુલાઈ મહિનો જ સારો કહેવાય. જોશીમઠથી કે બદરીનારાયણથી નીતી–લાને માર્ગે કૈલાસ જનાર યાત્રીને માટે પણ જુલાઈ મહિનો સારો છે.

અપાએલા નિમંત્રણ અનુસાર બીજે દિવસે સ્વામી પ્રણવાનંદજી ધર્મશાળામાં આવી પહોંચ્યા. અપાએલા સમય કરતાં તે આજે મોડા પડ્યા હતા. તે અંગેનું સ્પષ્ટીકરણ કરતાં તેમણે જણાવ્યું કે 'તે હમણાં–હમણાં કેટલાંક જરૂરી કાર્યોમાં ઘણાં વ્યસ્ત રહે છે જેથી મોટે ભાગે

સરકારી કચેરીઓમાં જ સમય ગાળવો પડે છે. અમે સ્વામીજીની આ અંગત બાબતમાં રસ ધરાવતા ન હતા તેથી તે વિષે કાંઈ સાંભળવા માંગતા ન હતા. પહાડી પ્રદેશમાં ' પારકી પંચાત ' કરવાનું અમને પસંદ પણ ન હતું. બસ, અમારી આ કઠિન યાત્રા હેમખેમ પૂરી થઈ જાય એ જ અમે ઈચ્છતા હતા.

સ્વામીજીને અમે પાટલા પર બેસાર્યા અને તેમની સામે થાળીમાં વાનગીઓ પીરસી દીધી. રાજકોટના તીખા તમતમા ગાંઠીઆ અને ભગતના માવાના પેંડા, ચકરી, પુરી, મોહનથાળ, અથાણું વગેરેથી થાળી મઘમઘી ઊઠી. સ્વામીજીએ જમતાં જમતાં સૌરાષ્ટ્રની આ ભોજ્ય સામગ્રીની મુક્ત કંઠે પ્રશંસા કરવા માંડી. સાથોસાથ પહાડી પ્રદેશની મિઠાઇઓનાં પણ ગુણગાન ગાયાં. કહેવા લાગ્યા કે પિથૌરાગઢમાં ' ચોકલેટ ' નામની માવાની એક એવા પ્રકારની સ્વાદિષ્ટ મિઠાઈ મળે છે જે ત્રણ ચાર મહિના સુધી સંગ્રહ કરવા છતાં જરાય બગડતી નથી. પહાડી ભોલર મરચાં, ફાફડા વગેરેનાં પણ સ્વામીજીએ વખાણ કર્યાં. કૈલાસયાત્રાના પોતાના અનુભવ વિષે તેમને પ્રશ્ન પૂછતાં જવાબરૂપે જે કાંઈ તેમણે અમને સંભળાવ્યું તે બધું રસપ્રદ લાગ્યું. ' હિમમાનવ ' ( Snow Man ) ની ઘટના તો ઘણી રોમાંચક લાગી. Fossils અને કસ્તૂરી વિષે તેમ જ રૂપકુંડની શોધ વિષે તેમણે અમને જે કાંઈ સાચી હકીકત સંભળાવી તેનાથી અમે બધાં ઘણાં પ્રભાવિત થયાં. ભોજન બાદ મુખવાસ સ્વીકારી તે ત્યાંથી વિદાય થયા, અમે તેમના જવાની દિશામાં મીટ માંડીને જોતા જ રહી ગયા. તેમણે અમારા પર એક એવી છાપ પાડી હતી જેને અમે જીવનમાં ક્યારેય ભૂલી ન શકીએ.

સાંજના સમયે ધર્મશાળામાં એક યુવાન છોકરો આવ્યો. તેની પીઠપર મીલીટરીનો થેલો બાંધ્યો હતો. તેણે મારા ઓરડા પાસે આવીને મારા વિષે પૂછપરછ કરવા માંડી. મેં તેને અંદર બોલાવ્યો અને પાસેના ખાટલા પર બેસવા કહ્યું. તેણે પીઠ પર બાંધેલો થેલો છોડીને નીચે મૂકયો અને ' હાશ ' કરીને ખાટલા પર બેઠો. તેનો

ચહેરો થાક અને ઉજાગરાને લીધે નિસ્તેજ દેખાતો હતો પણ આંખો પાણીદાર હતી. મારા પૂછવા પહેલાં જ તે કહેવા લાગ્યો, 'કૈલાસ–માનસરોવરની યાત્રાએ નીકળ્યો છું. અલમોડાના પર્યટક કેન્દ્રના સંચાલક શ્રી. જોષી પાસેથી જાણવા મળ્યું કે આપ યાત્રાસંઘ લઈને કૈલાસ યાત્રાએ રવાના થઈ ગયા છો, આથી આપને મળવા માટે જલદી જલદી અહીં આવી પહોંચ્યો છું.' મેં તેને તેના પરિચય વિષે પૂછતાં જાણવા મળ્યું કે તે ઉત્તર ગુજરાતના પાલનપુરનો રહેવાસી છે અને બાબુભાઈ કશ્યપ નામ છે. તે આવી રીતે એકલો જ કૈલાસની કઠિન યાત્રાએ નીકળ્યો છે એ જાણીને મને ઘણી જ નવાઈ લાગી; સાથોસાથ તેની નિર્ભયતા માટે તેના તરફ માન પણ ઊપજયું. મેં તેને પૂછયું, 'તેં આ પહેલાં કયારેય હિમાલયની યાત્રા કરી છે? પહાડ–પર્વતોમાં પરિભ્રમણ કર્યું છે?' મારો આ પ્રશ્ન સાંભળીને તે શાંતભાવે નમ્રવાણીમાં જવાબ આપવા લાગ્યો, 'મેં સાઈકલ પર બેસીને સમસ્ત ભારતનું ભ્રમણ કર્યું છે. પહાડી રસ્તે કાશ્મીરના શ્રીનગર સુધી ગયો છું.' મેં જોયું કે તેના અવાજમાં આત્મવિશ્વાસ હતો, શબ્દોમાં સચ્ચાઈ હતી, હૃદયમાં ઉત્સાહ અને હિંમત હતાં. મેં તે સાહસી યુવકને આરામ કરવા કહ્યું અને સમજાવ્યો કે અમારા યાત્રાસંઘની સાથે કૈલાસની કઠિન યાત્રા કરવી તેને માટે ઘણી લાભજનક છે.

આજે સાંજે અમે ત્રણચાર યાત્રીઓ બજારમાં વસ્તુઓની ખરીદી કરવા માટે તથા જોવાલાયક સ્થળો જોવા માટે નીકળ્યા. ત્યાંથી ધર્મશાળામાં પાછા ફરતાં રાતના આઠ વાગી ગયા. મને આજે ફલાહાર કરવાની ઇચ્છા ન હતી જેથી વહેલો વહેલો 'પોઢી ગયો.'

વહેલી સવારે ઊઠીને ડાયરી જોઈ તો જણાયું કે આજ શુભ દિવસે 'કમળા એકાદશી' છે. જલદી સ્નાનાદિથી પરવારીને થોડો સમય પ્રભુનું ધ્યાન ધર્યું. હજી સુધી યાત્રીઓ ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા. સૂર્યભગવાન ક્ષિતિજમાંથી બહાર નીકળ્યા એટલે મેં બધાને જગાડ્યા. આજે 'કમળા એકાદશી' છે તેની પણ જાણ કરી જેથી કોઈ ભૂલથી પણ કાંઈ 'કાચું કોરું' મુખમાં ન મૂકે.

બધા યાત્રીઓએ અલમોડાથી નીકળતી વખતે જ નિશ્ચય કર્યો હતો કે કૈલાસયાત્રા દરમિયાન દરેક એકાદશીનું વ્રત પાળવું અને ફળાહાર જ કરવો. અન્ય પ્રાંતવાળા લોકો ગુજરાતની એકાદશીને "ઘેલી એકાદશી" કહે છે કારણ કે તે દિવસે ગુજરાતી મહિલા તરેહ તરેહની ફળાહારી ખાદ્ય વસ્તુઓ રાંધીને તૈયાર કરે છે. આવી ઘેલી કે અમીરી એકાદશી કરવાથી આખો દિવસ ભૂખ જ ક્યાંથી લાગે! મરાઠી ભાષામાં કહે છે ને, 'એકાદશી, દુપ્પડ ખાશી'. એટલે કે તે દિવસે વ્રતી લોકો બેપેટ ફળાહાર કરે છે. ધન્ય હો આવા વ્રતીઓને!

બધા યાત્રીઓ સ્નાન, પૂજાપાઠ વગેરેથી નિવૃત્ત થઇને ફલાહારી વસ્તુઓ તેમજ જે કાંઈ લેવું જરૂરી હતું તે તે વસ્તુઓ ખરીદવા માટે બજારમાં નીકળ્યા. રસ્તાની એક બાજુએ 'open air studio' જોયો. ફોટો પાડવાનો કેમેરા લાકડાના ઊંચા ટેબલ પર ગોઠવ્યો હતો અને તેના પર કાળું કપડું ઢાંકીને પુરાણી રીતથી ફોટોગ્રાફર સામેની ખુરશી પર બેઠેલા ગામડીઆનો ફોટો ખેંચવામાં મશગૂલ હતો. આ જોઈને બધાની ઇચ્છા અહીં એક સામુહિક ફોટો પડાવવાની થઈ. આવી વાતમાં કોણ ના પાડે! બધાએ બેચાર ફોટા પડાવ્યા અને બાના પેટે થોડી રકમ પણ જમા કરાવી દીધી. ગુજરાતી વેપારીઓની આવી ધંધાકીય બુદ્ધિથી પહાડી ફોટોગ્રાફર ખુશ થઈ ગયો. તેણે એ વાત કબૂલ કરી કે આ પહાડી પ્રદેશમાં 'વિશ્વાસે વહાણ ચાલે છે'. બીજા સાથે વિશ્વાસઘાત કરતા લોકો ઈશ્વરથી ડરે છે. શહેરોની સ્થિતિ શું છે તે તો શહેરીઓ જાણે!

ફોટા પડાવીને અમે બધા ત્યાંથી આગળ વધ્યા. રસ્તાની એક મોટી દુકાનેથી લીંબુના અથાણાની શીશી, બેટરીના સેલ, દૂધના પાવડરના ડબા વગેરે ખરીદ્યા. શ્રી અંદરજીભાઈ ભગત ક્યાંકથી "સ્ટેઈન્સની કોફી" વહોરી લાવ્યા. તે વખતે તેણે તેના મુખ પર એવો ભાવ ઉપજાવ્યો હતો કે જાણે તે શું ય ખરીદીયાવ્યા છે! પણ જ્યારે તે કોફીની ડબ્બીને દુકાનદારે તપાસી અને જણાવ્યું કે તે તો નકલી ડબ્બી છે ત્યારે ભગતજીનું મુખ 'જોવા જેવું થઈ ગયું'. સ્વબચાવ કરતાં તે કહેવા લાગ્યા, 'હશે; હું અંગરેજી ભણ્યો નથી તેથી આવો ગોટાળો થવા પામ્યો છે. નહીંતર કાંઈ હું છેતરાઉં એવો નથી, હો.'

અમે લોકો ફરતા ફરતા પર્યટક કેન્દ્ર (Tourist Bureau) પર પહોંચ્યા. ત્યાંના સંચાલક સાથે યાત્રા વિષયક કેટલીક મહત્ત્વપૂર્ણ વાતચીત થઈ. પાસે પડેલાં દેશવિદેશનાં છાપાં પર થોડીવાર દૃષ્ટિ દોડાવી. પછી ત્યાંથી નીકળીને પાસેના ખાદીભંડારમાં પેઠા અને થોડી વસ્તુઓ ખરીદી. એ એવી ગરમ અને સુતરાઉ વસ્તુઓ હતી જે આગળની યાત્રામાં મળવી મુશ્કેલ હતી.

ધર્મશાળામાં પાછા આવતાં લગભગ બાર વાગી ગયા હતા. ગોપાળસિંહ રસોઈઆને ફલાહારી વસ્તુઓ આપી અને શું શું કેમ કેમ બનાવવું તે વિષેની બધી સૂચના પણ આપી દીધી. જલદી ફલાહાર બનાવવાની તાકીદ કરીને થાકયા પાકયા બધા જીવ બિછાનાંમાં આડા પડયા. પેટ ખાલી હોવાથી કોઈને ઊંઘ આવી નહીં. થોડીવારે બસકંપનીનો એક કર્મચારી ધર્મશાળામાં આવ્યો અને શુભ સંદેશો લાવ્યો, 'કાલે સવારે બસ અસ્કોટ સુધી જવાની છે. રસ્તો પણ હવે ઘણો સારો બની ગયો છે.' તે નોકરની આવી મીઠી વાત સાંભળીને બધા યાત્રીઓ આનંદથી ઊછળી પડયા. સૌએ ભગવાનનો પાડ માન્યો. એટલામાં ગોપાળસિંહે બધાને ફલાહાર કરવા માટે બોલાવ્યા. ઝટપટ ઊઠીને બધા અંદર ગયા અને 'પોટોબાની પૂજા' કરીને જલદી પાછા આવી ગયા.

નિત્ય-નિયમાનુસાર સાંજ પડતાં રાજદેવે ભગવાનને નૈવેદ્ય ધરીને આરતી ઉતારી. કમલા એકાદશીનો શુભ દિવસ હોવાથી રાત્રે મોડે સુધી ભજનકીર્તનની 'રમઝટ' ચાલી. ત્યાર પછી દરેકને પ્રસાદ વહેંચવામાં આવ્યો. યાત્રાસંઘના યાત્રી, પેલા મદ્રાસી સ્વામી, તો સવારથી જ ધર્મશાળામાં દેખાયા ન હતા. હજી સુધી તે પાછા ફર્યા નહોતા. તેમના વિષે એક યાત્રીએ મને ખબર આપ્યા કે તેમની પાસે કૈલાસયાત્રાના ખર્ચરૂપે ઓછી રકમ હોવાથી ચંડીગઢમાં રહેતા તેમના કોઈ એક ભક્ત પાસેથી તાર દ્વારા નાણું મેળવવાના હેતુથી તે તાર ઑફીસે ગયા છે. અહીંથી જતી વખતે તે કહી રહ્યા હતા કે આજે રાતનું ભોજન શહેરની કોઈ પરિચિત વ્યક્તિને ઘેર તે આટોપી લેશે. જો રાતે ધર્મશાળ.માં પાછા ફરવામાં મોડું થશે તો તે ત્યાં જ સૂઈ જશે.

આજે યાત્રાસંઘના ખાસ યાત્રી ખાખીબાવા 'મૂડ'માં ન હતા; જેથી પાથરણું પાથરીને જલદી સૂઈ ગયા હતા. બધા યાત્રી જ્યારે બસ ઊપડવા વિષેની ચર્ચા કરી રહ્યા હતા તે વખતે ત્યાં ઓચિંતાના સ્વામી પ્રણુવાનંદજી આવી પહોંચ્યા અને ખબર આપ્યા કે 'આવતી કાલે સવારે અસકોટની બસ અહીંથી રવાના થશે, જેથી તે પહેલાં જ દરેકની ટીકીટ ખરીદીને તેનું રીઝર્વેશન કરાવી લેવું લાભદાયક થશે.' અમે સ્વામીજીને 'ટૂંકો ને ટચ' જવાબ આપ્યો કે તે પ્રમાણે જ કર્યું છે. આ સાંભળીને તે પ્રસન્ન થયા. મારા હાથમાં કેટલાક રૂપિયા સરકાવતા તે મને કહેવા લાગ્યા કે તિબેટના અમુક ગામમાં રહેતા અમુક વ્યક્તિને આમાંથી અમુક રકમ આપવી. બીજું કામ એ છે કે માનસરોવરને દક્ષિણ તટ પર આવેલા 'ઠુગોલ્હો-ગોમ્પા' ની હાલત કેવી છે? તેમાં સાચવી રાખવામાં આવેલી પોતાની 'પ્રણુવ નૌકા'ની તથા તટ પરના 'હવનકુંડ' ની શું સ્થિતિ છે? આ બધા વિષે પૂરેપૂરી જાણકારી તિબેટયાત્રાએથી પાછા ફરો ત્યારે અવશ્ય લઈ આવજો. ત્યાંના જે કોઈ મારા નામે જે કાંઈ આપે તે પણ લઈ આવજો.

સ્વામીજીની વાતને ટાળવી તે મને યોગ્ય ન જણાતાં મેં તેમની 'હા માં હા' પૂરી અને તેમણે આપેલું નાણું મારા ગજવામાં ભર્યું. મારે સ્વામીજીને તિબેટ વિષે કંઈક ખાનગીમાં પૂછવું હતું, તેથી અમે બન્ને ત્યાંથી ઊઠીને વકીલસાહેબને ઘેર આવ્યા જ્યાં સ્વામીજી કેટલાંક વર્ષોથી નિવાસ કરતા હતા. ત્યાં તેમને માટે એક અલગ ઓરડો સુરક્ષિત હતો. ત્યાં બેસીને અમે બન્નેએ તિબેટની વર્તમાન સ્થિતિ, લામાધર્મ, તાંત્રિક સાધના વગેરે વિષે તથા તિબેટમાં તપસ્યા સમયે સ્વામીજીને થયેલા અનુભવો વગેરે વિષે રસપ્રદ વાતચીત કરી. સ્વામીજીને મળીને મને ઘણું જાણવાનું મળ્યું. રાત્રિ અંધકારનો અંચળો ઓઢીને પસાર થઈ રહી હતી. મોડું થઈ ગયું હોવાથી હું ત્યાંથી વિદાય લઈને ધર્મશાળામાં આવ્યો. તે વખતે યાત્રીઓ સૂવાની તૈયારી કરી રહ્યા હતા. જગુભાઈએ કહ્યું કે મદ્રાસીસ્વામી અહીં આવીને પોતાનો સરસામાન લઈને શહેરમાં ક્યાંક ચાલ્યા ગયા છે. તે કહેતા હતા કે તેમણે ચંડીગઢ મોકલેલા તારનો હજી સુધી જવાબ આવ્યો નથી. જ્યાં સુધી તાર દ્વારા તેને નાણાં ન મળે ત્યાં સુધી તે

પિથૌરાગઢમાં જ રહેશે. આ સાંભળીને મને થયું કે મદ્રાસીસ્વામીની કૈલાસયાત્રા સમયે આ પ્રકારની નાણા વિષયક ચિંતા યોગ્ય જ છે. પહાડોની યાત્રા કરનાર વ્યક્તિને જ એ ખબર હોય છે કે નાણાં વિના એક ડગલું પણ આગળ ભરવું મહા મુશ્કેલ છે. આ વાતનો બીજાને અનુભવ હોતો નથી. કોઈ કવિએ સાચું જ કહ્યું છે—

"जाके पैर न फटी बेवाई, सो क्या जाने पीर पराई।"

કાલે સવારની બસ દ્વારા અમારે અહીંથી અસકોટ જવા માટે નીકળવાનું હતું જેથી સવારે વહેલા ઊઠવાની ચિંતામાં અમે બધાં જલદી પથારી ભેગા થઈ ગયા.

આખી રાત અનરાધાર વરસાદ પડવાથી ધર્મશાળાની ચોમેર ગંદકી એકઠી થઈ ગઈ હતી. એક તો એ કે આ સ્થાન જળધારાની પાસે આવેલું હોવાથી અહીં હંમેશાં થોડીઘણી ગંદકી તો રહે છે જ, ને તેમાંય વળી આખી રાતના સતત વરસાદે વધારો કર્યો. આવા વરસાદના દિવસોમાં પહાડના નાનાંમોટાં શહેરોમાં ઘણી ગંદકી ફેલાઈ જાય છે. પહાડી લોકો રસ્તાઓ પર જ્યાં ત્યાં એંઠવાડ, કચરો વગેરે ફેંકવાના આદતી હોય છે. નગરપાલિકા પણ આ બાબતમાં ધ્યાન આપતી નથી. આ બધા કારણોથી ઝાડા (Dysentry), કૉલેરા (Cholera) વગેરે રોગો ફેલાવા લાગે છે. આથી યાત્રીઓએ ભૂલથી પણ સડેલાં ફળ, શાકભાજી, દુકાનોમાં રાખેલી ઉઘાડી મિઠાઈ, સાકર, ગોળ, રેવડી વગેરે ખાવાં જોઇએ નહીં. પહાડી પ્રદેશની હોટલોમાં રસોઈ બનાવનારા તેમજ પીરસનારા લોકો મોટેભાગે અશિક્ષિત અને અસ્વચ્છ જોવામાં આવે છે. વરસાદના દિવસોમાં રોગ ફેલાવનારી માખીઓ અને મચ્છરોનાં 'ધાડાં' ઊતરી આવે છે. આ બધાથી યાત્રીએ ઘણું સાવચેત રહેવાની જરૂર છે. યોગશાસ્ત્રમાં સાચું જ કહ્યું છે, "शरीरमाद्यं खलु धर्मसाधनम्" એટલે કે તંદુરસ્તી હજાર નિયામત. ગુજરાતીમાં પણ કહ્યું છે ને કે પહેલું સુખ તે જાતે નર્યા.

અમે સવારે જ્યારે સ્નાન કરવા માટે જળધારા પર ગયા ત્યારે પણ ઝરમર ઝરમર વરસાદ ચાલુ જ હતો. હજી સુધી જળ ભરનારી

મહિલાઓનો ધસારો શરૂ થયો ન હતો, તેથી યાત્રીઓએ શાંતિથી સ્નાનાદિ કાર્ય પતાવ્યું અને ધર્મશાળામાં પહોંચી ગયા. આજના પૂજા-પાઠ ટૂંકામાં જ પતાવવા પડ્યા. મજૂરો આવે તે પહેલાં બધાએ 'પોટોબાની પૂજા' પણ પતાવી દીધી અને ઓડકાર ખાઇને તાજામાજા થઈ ગયા. પેટમાં પડ્યું, પછી 'જખ મારે'. એટલામાં મજૂરોનો સરદાર તેના સાથીઓને લઇને ધર્મશાળામાં આવી પહોંચ્યો. ટપોટપ બિછાનાં બંધાવા લાગ્યાં. રસોઈયા ગોપાળસિંહે આવીને રાજદેવના હાથમાં ત્રણ દિવસનું 'બિલ' ( Bill ) મૂક્યું અને સામે હાથ ફેલાવીને ઊભો રહ્યો. રાજદેવ ગોંડળની પાઘડી ધારણ કરેલા ગુજરાતી શેઠ જેવા દેખાતા હતા તેથી ગોપાળસિંહે તેના જ હાથમાં બીલ પકડાવી દીધું તે જોઈને અન્ય યાત્રીઓ હસી પડ્યા. ભગતજીએ કટાક્ષ કર્યો, 'ગોપાળસિંહે શેઠજીને બરાબર ઓળખી લીધા હોં'. રાજદેવે બીલના પૂરેપૂરાં નાણાં ચૂકવી દીધાં. ગોપાળસિંહને પણ સારી એવી 'ટીપ' આપી જેથી તે ખુશી ખુશી થઈ ગયો. ત્યાર પછી રાજદેવે બીજી ભાષાવાળાને ન સમજી શકાય તેવી 'અસલ કાઠીયાવાડી ભાષામાં' જયંતિભાઈ અને જગુભાઈને પૂછ્યું કે આ ગોપાળસિંહને જો આપણી સાથે યાત્રામાં લઈ લીધો હોય તો ઠીક રહે ને ? રસ્તામાં રસોઈ બનાવવી કે બિસ્તરા પાથરવા-વીંટવાની જરાય તકલીફ ન રહે. બીજા યાત્રીઓની સાથે પરામર્શ કર્યા પછી રાજદેવે આ બાબતમાં ગોપાળસિંહને પૂછ્યું. તેનો જવાબ મળે તે પહેલાં જ રાજદેવે તેને પહાડી મજૂરોને મળે છે તેના કરતાં કંઈક વધારે પગાર આપવાની લાલચ બતાવી અને સાથોસાથ એ પણ કહ્યું કે જો તે તૈયાર હોય તો તેને માસિક પગાર ઉપરાંત બે વાર ભોજન, ત્રણવાર ચાપાણી ને કપડાંલત્તાં પણ આપવામાં આવશે. વળી જો તેને હંમેશને માટે નોકરીમાં રહેવું હોય તો તેને યાત્રાએથી પાછા ફરીને પોતાની સાથે પોતાના દેશમાં ( સૌરાષ્ટ્રમાં ) પણ લઈ જશે. રાજદેવની આ બધી 'મધલાળ'ની ગોપાળસિંહ પર જરાય અસર થઈ નહીં. બહાના બતાવતો તે કહેવા લાગ્યો કે તેના મોટાભાઈની રજા સિવાય તે ધર્મશાળાની નોકરી છોડી શકે નહીં. આ સાંભળીને અમે તેને વધારે 'પંપાળ્યો' નહીં. કદાચ તેને એમ લાગતું હશે કે 'કૂકડા વિના વહાણું નહીં વાય,' પણ અમે તો વગર કૂકડે પણ વહાણું વાય તેવો પેંતરો કરનારા જીવો હતા. ઈશ્વર ભરોસે આવી કઠિન

યાત્રાએ નીકળ્યા હતા. આ થી " बलीयसी केवलमीश्वरेच्छा " મહાસૂત્રનું સ્મરણ કરતા અમે બધાં ધર્મશાળામાંથી નીકળ્યાં. બસ સ્ટેન્ડે પહોંચીને મજૂરોએ બધો સામાન ગણીને બસના છાપરા પર વ્યવસ્થિત રીતે બાંધી દીધો. યાત્રીઓની ' સીટ ' પહેલેથી જ ' રીઝર્વ ' કરાવી લીધી હતી તેથી બધા પોતપોતાની જગાએ બેસી ગયાં. આજે ત્રણ દિવસ બાદ પહેલીવાર જ ઊપડનારી આ બસમાં મુસાફરોની ખાસ્સી ભીડ હતી, અસકોટ તરફ જનારા મોટાભાગના પહાડી લોકો જ હતા. બસ ઊપડવાની પાંચ મિનિટ પહેલાં કંડકટરે સીટી વગાડી અને ડ્રાઈવરે બસ ઉપાડી. આવી અનિયમિતતા જોઈને મને નવાઈ લાગી. પણ થોડી આગળ વધીને બસ રસ્તા પરના પેટ્રોલપંપ પાસે પેટ્રોલ ભરવા માટે ઊભી રહી, ત્યારે જ અમને એ વાતનું રહસ્ય સમજાયું કે બસ શા માટે સ્ટેન્ડ પરથી વહેલી રવાના થઈ હતી. આ જોઈને ભગતજી બોલી ઊઠ્યા, ' જેમ આપણે નાસ્તો કર્યો તેમ બસ પણ અત્યારે તેનો નાસ્તો કરી રહી છે. આ પછી તે 'મૂડમાં' આવશે. ' અમારી આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેવામાં ત્યાં સ્વામી પ્રાણવાનંદજી આવી પહોંચ્યા. તેમને જોઈને બધા યાત્રીઓને ઘણો આનંદ થયો. તેમણે મને યાત્રામાં ઘણી ઉપયોગી થઈ પડે તેવી બે ત્રણ દવાઓ અને સુવાસિત અગરબત્તીનું પૅકેટ ભેટ આપતાં અમારી આ કઠિન યાત્રાની સફળતાની શુભકામના વ્યક્ત કરી. તેમણે કહ્યું કે યાત્રા માટે પ્રસ્થાન કરનારા યાત્રીને સુવાસિત પદાર્થ ભેટ આપવો તેને પહાડી પ્રદેશમાં ' શુકન ' માનવામાં આવે છે. બસ ઊપડતા પહેલાં તેમણે અમને ઉપદેશ આપ્યો કે " तेतो पाँव पसारियँ, जेती लंबी सौर " એટલે કે યાત્રા દરમિયાન પોતાની પાસે જેટલી નાણાંકીય શક્તિ હોય તદનુસાર જ ખર્ચ કરતા રહેવો, નહીંતર નાણું ખર્ચાઈ જવાથી પહાડી પ્રદેશમાં કોઈની પાસેથી ઉધાર મળવું મુશ્કેલ છે. તેમની આ અનુભવની વાણીનો આદર કરતાં અમે તેમનો આભાર માન્યો. તેવામાં બસનું હોર્ન વાગ્યું એટલે અમે બધા હાથ જોડીને સ્વામીજીને " નમો નારાયણાય " કહેતાં ત્યાંથી રવાનાં થયાં.

ત્રણ દિવસ બાદ અમે ફરી પાછા બસમાં બેસીને સર્પાકાર પર્વતીય માર્ગે આગળ વધી રહ્યા હતા. સવારની ખુશનુમા હવા શરીરમાં નવો પ્રાણ પૂરતી હતી. ચારેબાજુનું પ્રાકૃતિક દશ્ય ' કુલ્લુ '

અને 'કાંગડા'ની પર્વતમાળા જેવું હતું. સૌરની ખીણના નયનાભિરામ પ્રાકૃતિક સૌંદર્યને લીધે આ પ્રદેશ કુમાઉંનું કાશ્મીર કહેવાય છે. યાત્રીનું મન આવાં અનુપમ દશ્યોમાં ખોવાઈ જાય છે તેથી હૃદય આનંદ અને શાંતિથી તરબોળ થઈ જાય છે. આ આનંદનું દર્શન પહાડે પહાડ અને પથ્થરે પથ્થરમાં યાત્રી કરી રહ્યો હોય તેવો ઊંચો ભાવ તેની મુખાકૃતિ પર દૃષ્ટિગોચર થાય છે. આ ચિત્તાકર્ષક દશ્ય જોઈને કોઈ કોઈ યાત્રી ભગવત્સ્મરણ કરવા લાગ્યા તો કોઈ કોઈ ધીમી તાળીઓ પાડતાં ધૂન ગાવા લાગ્યા. અમને એવો અનુભવ થવા લાગ્યો કે જાણે પહાડોમાં વહેંચાયેલો આનંદ હવે અમારી બસમાં ઉભરાવા લાગ્યો છે.

ધીમેધીમે વાદળોની શ્યામઘટા પાર્વત્ય પ્રદેશના નભોમંડળમાં ફેલાવા લાગી. થોડીવારમાં તો તે ઝરમર ઝરમર વરસાદ રૂપે નીચે ઊતરી આવી અને વાટ જોઈ રહેલા વૃક્ષલતાદિમાં નૂતન પ્રાણનું અભિસિંચન કરવા લાગી. સાથોસાથ મંદ મંદ સુગંધિત શીતળ સમીર પણ વહેવા લાગ્યો. આખું ય વાતાવરણ આહ્લાદક બની ગયું. માર્ગમાં જ્યાં જ્યાં ધુમ્મસ આવતું ત્યાં ત્યાં બસની ગતિ મંદ પાડવી પડતી હતી અને ઘણી સાવચેતીથી આગળ વધવું પડતું હતું. આવા ધુમ્મસ છવાએલા પહાડોના વાંકાચૂંકા માર્ગે જો બસ ચલાવનાર ચતુર ન હોય તો બધા મુસાફરોનો જીવ જોખમમાં રહે. (જુઓ ચિત્ર નં-૧૪). પ્રભુકૃપાથી અમારી બસનો ડ્રાઈવર દક્ષ અને ધૈર્યવાન તો હતો જ પણ સાથે આ કાર્યમાં ઘણાં વર્ષનો અનુભવી હતો. આથી તેણે બસ સાવધાનીપૂર્વક દોડાવતાં જોજરદેવળ, નૈનીપાતાલ તથા ટૌટાનૌલા થઈને અમને કનારીછીના પહોંચાડી દીધા. અહીં પહોંચતા વર્ષા બંધ થઈ ગઈ. કાળાં વાદળાં ચીરીને સૂર્ય ભગવાને બહાર ડોકિયું કર્યું. તેનાં સોનેરી કોમળ કિરણોને ઝીલતાં જ લીલાછમ પહાડો આનંદથી થનગની ઊઠયા. લીલા તણખલાં પર બેઠેલાં જળબિંદુઓ મોતીની જેમ ચમકવા લાગ્યાં. વૃક્ષોએ પોતાના મલીન દેહ વર્ષાજળથી ધોઈને સ્વચ્છ કરી નાંખ્યા હતાં જેથી તેનાં ચીકણાં કોમળ પાન સૂર્યકિરણોથી વધારે ચમકવા લાગ્યાં. પહાડોમાંથી નીકળતા ચાંદીના રસ જેવા નાનાંમોટાં ઝરણાં નીચે આવીને નાચતાં કૂદતાં અને કોઈક અસ્પષ્ટ ગીતનું ગુંજન

કરતાં ઉછળતી કૂદતી દૂધ જેવી ફેનિલ નદીઓમાં વિલીન થઈ રહ્યાં હતાં. શિશુવિરહિણી માતા પુનઃ શિશુ પ્રાપ્ત કરીને જાણે આનંદવિભોર થઈ ગઈ!

પિથૌરાગઢથી અસકોટ આવ–જા કરનારાં વાહનો કનારીછીનામાં લગભગ દસ મિનિટ અટકે છે. આ સ્થળે બેત્રણ હોટલ, દુકાન, વિશ્રામગૃહ વગેરે છે. કૈલાસયાત્રા માટેનો જૂનો માર્ગ જે બાડેછીનાથી ધવલછીના થઈ આગળ વધે છે તે આ સ્થળે આવીને મળે છે. અહીંથી પગદંડીએ અલમોડા લગભગ ૧૯ માઈલ દૂર છે; કિન્તુ આ રસ્તે પિથૌરાગઢ આવતું નથી. કૈલાસયાત્રાનો જૂનો માર્ગ અહીંથી સેરાઘાટ, વેરીનાગ, થલ, ડીડીહાટ થઈને અસકોટ જાય છે, જે લગભગ ૫૦ માઈલનો છે. (જુઓ ચિત્ર નં.–૨૩). યાત્રાસંઘના યાત્રીઓએ કનારીછીનાની હોટલમાં 'પહાડી સ્પેશ્યલ ચા'નું રસાસ્વાદન માણ્યું અને સુસ્તી દૂર કરી. આ સ્થળે યાત્રીઓ મુખપ્રક્ષાલન કરીને આંખોમાં ઠંડું જળ છાંટી લે છે અને ગરમાગરમ ચા પીએ છે જેથી યાત્રા સમયની નિદ્રા અને આળસ તેમજ સર્પાકાર માર્ગની યાત્રાથી ઉત્પન્ન થતી ઊલટી કરવાની વૃત્તિ વગેરેની નિવૃત્તિ થઈ જાય છે.

બસ અહીંથી નિયમ કરતાં ૧૦ મિનિટ મોડી ઉપડી. જાણવા મળ્યું કે ભૂખ્યા થયેલા ડ્રાઈવર અને કંડકટર 'સાહેબો'એ અહીં સારી પેઠે પેટ ભરી લીધું જેથી ઊપડતાં મોડું થયું. એ કહેવત સાચી જ છે કે 'જેની લાઠી, તેની ભેંશ.' પહાડી લોકોને સમયની ખાસ કિંમત હોતી નથી, જેથી બસ મોડીવહેલી જાય તો તેમાં તેમને વાંધો નહોતો. અમારે પણ 'ઘોડાની રેસમાં જવાનું ન હતું.' પહાડી પ્રદેશમાં જેમ ધીમેધીમે આગળ વધાય તેમ આગળ વધતા જવું અને માર્ગના ઉત્કૃષ્ટ સૃષ્ટિસૌંદર્યને નિહાળતા જવું એ જ અમે ઇચ્છતા હતા.

અહીંથી આગળના પ્રદેશનું સૌંદર્ય મનને મુગ્ધ કરનારું હતું. યાત્રીઓ પોતપોતાની કલ્પના અનુસાર વિશ્વસર્જનની અવર્ણનીય કલાકૃતિનું શબ્દો દ્વારા વર્ણન કરી રહ્યા હતા. કોઈ કહી રહ્યું હતું કે 'આજે પૃથ્વીએ સોળે શણગાર સજ્યાં છે' તો કોઈ તાત્ત્વિક વાત કહી રહ્યું હતું કે વિશ્વસ્રષ્ટાની કેટલી મહાનશક્તિ છે જેના ફક્ત સંકલ્પથી જ આ આખુંય જગત્ રચાઈ ગયું છે.' એક યાત્રીએ તો

ત્યાં સુધી કહી નાખ્યું કે 'તે વિશ્વસ્રષ્ટાની બાબતમાં શબ્દો દ્વારા જે કાંઈ કહેવામાં આવે તે બધું અપૂર્ણ જ છે. આથી મૌન દ્વારા જ આ પ્રાકૃતિક સૌંદર્યનું પાન કરતા કરતા અંતઃકરણના માલિન્યને ધોઈ નાખવું જોઈએ. આમ કરવાથી સર્વપ્રાણીઓમાં વસેલા ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકે.' આ પ્રમાણે જ્ઞાનચર્ચા કરતા કરતા અમે બધા 'બાંદરલીમા' નામના સ્થળે આવી પહોંચ્યા. આ સ્થળ કનારીછીનાથી ૯ માઈલ દૂર છે. અહીં એક હોટલ પણ છે. એવું કહેવાય છે કે આ સ્થાનનાં કેળાં ઘણાં સ્વાદિષ્ટ અને સસ્તાં છે. અહીં પ્રસંગોપાત કેળાં વિષે કંઈક લખવું હું ઉચિત સમજુ છું. કેળાં પૌષ્ટિક, રુચિવર્ધક, શક્તિપ્રદ અને કાંતિવર્ધક હોય છે. વળી તે કફ-રક્તપિત્ત-અમ્લપિત્તનો નાશ કરનારાં અને ભૂખ વધારનારાં હોય છે. વૈજ્ઞાનિકોએ સંશોધન કરીને જાહેર કર્યું છે કે કેળામાં સ્વાસ્થ્યને ટકાવનારાં પદાર્થો, જેવાં કે કાર્બોહાઇડ્રેડ (સાકર), ચૂનો, ફોસ્ફરસ, લોહ, વિટામીન એ, બી, સી, વગેરે હોય છે. લોકો શેરડી, કંદ વગેરેમાંથી બનેલી જે સાકરનો ઉપયોગ કરે છે તે પચવામાં ભારે, જઠરાગ્નિને મંદ પાડી નાખનારી અને સ્વાસ્થ્યને માટે હાનિકારક હોય છે; કિન્તુ કેળાંમાંથી મળતી સાકર પચવામાં હલકી અને સ્વાસ્થ્યને માટે ઘણી ફાયદાકારક જણાઈ છે. આ બધા ગુણોને લઈને કેળાંને ગરીબઅમીર, સ્ત્રીપુરુષ, શિશુવૃદ્ધ બધાંને માટે રુચિકર, સસ્તું અને સહેલાઇથી મળી શકે તેવું 'અમૃતફળ' કહેવામાં આવ્યું છે.

બાંદરલીમાથી આગળ વધતી અમારી યાત્રાબસ ચારેય બાજુના પહાડોના સૌંદર્યનું દર્શન કરાવતી ૯ માઈલનું અંતર કાપીને 'આંગલા' નામના સ્થળે આવીને અટકી. અહીં પાંચ મિનિટનો વિશ્રામ કર્યો. આ સ્થળ પહાડના કિનારા પાસે હોવાથી અહીંની આજુબાજુનાં ઘણાં સોહામણાં દૃશ્ય જોવા મળે છે. સામેની દિશામાં આવેલા એક પહાડ પર વસેલું 'અસકોટ' ગામ અહીંથી છે તો ૫ માઈલ દૂર, પણ સુંદર દેખાય છે. (જુઓ ચિત્ર નં.-૨૫). 'આંગલા' નામના સ્થળે એક સારી હોટલ છે જ્યાં દાળ, ભાત, રોટલી, મિઠાઈ વગેરે ખાદ્ય પદાર્થ સ્વચ્છ અને સસ્તા ભાવે મળે છે. બસમાં બેઠેલા કેટલાક પહાડી મુસાફરોએ રોટી અને દાળ ખરીદ કરીને ઉભા ઉભા પોતાના હાથ પર જ તેને ખાઇને ભૂખ ભાંગી. આ લોકો જ્યારે

આવી રીતે ખાય છે ત્યારે આપણે તેમને અશિક્ષિત અને અસભ્ય કહીને તિરસ્કારીએ છીએ જ્યારે આવી રીતે કલબોમાં ખાનારા વિદેશીઓ અને તેનું આંધળું અનુકરણ કરનારા આપણાં ધનવાન ભારતીઓને આપણે સજ્જનો, સભ્યો અને સુશિક્ષિતો ગણીને માન આપીએ છીએ. આ તે કેવું આશ્ચર્ય! ને કેવો વિરોધાભાસ!!

આંગલાથી અમે વિદાય લીધી. બસ પહેલાંની માફક પહાડી રસ્તે આગળ ને આગળ દોડવા લાગી. હવે અમે અસકોટની સમીપ આવી પહોંચ્યા છીએ એ જોઇને શ્રી ગોળવાળા ભગતજી આનંદવિભોર થઈને ઊભા થઈ ગયા. થેલીમાંથી ઢોલકી અને ઝાંઝ–મંજીરા બહાર કાઢ્યા અને ભજન લલકારવા લાગ્યા—

"શંભુ શરણે પડી, માગું ઘડી રે ઘડી, કષ્ટ કા....પો,
દયા કરી દરસન અમને આપો."

બસમાં બેઠેલા યાત્રીઓ અને મુસાફરો ભગતજીના મધુર સૂરના વખાણ કરવા લાગ્યા. કોઈ કોઈ તો તાળીઓ પાડતા ને ડોલતા સૂરમાં સૂર પુરાવા લાગ્યા. જેમ જેમ બસની ગતિ વધવા લાગી તેમ તેમ ભગતજીના સૂરની તીવ્રતા પણ વધવા લાગી. હવે તો એક પછી એક બધા યાત્રીઓ ગાવા અને ઝૂમવા લાગ્યા. આ અનોખું દશ્ય જોઇને પેલો પાલણપુરી યુવક કશ્યપ નવાઈ પામ્યો. તેને થતું હશે કે આવા કુમાઉઁ પ્રદેશના પ્રાકૃતિક સૌંદર્યથી પ્રભાવિત થઇને આ બધા યાત્રીઓ આવી રીતે ભાવવિભોર થઈ ડોલી રહ્યાં છે, તો પછી જ્યારે આ બધા કૈલાસ અને માનસરોવરની દિવ્યતાનાં દર્શન કરશે ત્યારે એમની શું હાલત થશે!!!

પહાડોના ઊંચાનીચા માર્ગે આગળ વધતી અમારી બસ જોતજોતામાં 'અસકોટ' આવી પહોંચી. મજૂરોએ આવીને યાત્રીઓનો બધો સરસામાન બસ પરથી નીચે ઉતાર્યો. હું બસસ્ટેન્ડ પાસેની ટિકિટ ઑફિસમાં ગયો અને ધારચૂલા જનારી બસ વિષે પૂછપરછ કરી. વળી અસકોટમાં કેટલી ધર્મશાળા છે અને તે બધામાં કઈ સારી છે તે વિષે પણ પૂછપરછ કરી. ઑફીસના કારકુને કહ્યું કે ગઈકાલે જે સતત વર્ષા થઈ હતી તેના લીધે અસકોટથી આગળનો રસ્તો બગડી

ગયો છે ને ધારચૂલા તો શું પણ 'જૌલજીભી' સુધી ય આવતી કાલે બસ જવી અસંભવ છે. કારકૂનની આવી અશુભ વાણી સાંભળીને મારા મુખમાંથી અનાયાસ શબ્દ સરી પડયા, 'मेरे मन कुछ और है, कर्ता के मन और'। મને નિરાશ થયેલો જોઈને કલાર્ક મીઠા શબ્દોમાં કહેવા લાગ્યો, 'જો આજે રાત્રે વરસાદ નહીં વરસે અને આવતી કાલે આખો દિવસ સૂર્યનો તડકો રહેશે તો સંભવ છે કે કાલે સાંજે 'કાલકા' સુધી બસ જાય.' આ સૂચના મેં યાત્રીઓ પાસે જઈને કહી સંભળાવી. તે લોકોએ આ બાબતમાં એકબીજાની સાથે પરામર્શ કરીને એવું નક્કી કર્યું કે બેત્રણ દિવસ સુધી વર્ષાને લીધે અસકોટથી આગળ બસ કે જીપ, ટ્રક વગેરે ન જાય ત્યાં સુધી અસકોટમાં જ 'ધામા નાખવા' લાભદાયક રહેશે. હવે અમે મજૂરો પાસે બધો સામાન ઊંચકાવીને ધર્મશાળામાં પહોંચાડ્યો. ધર્મશાળા 'बहुत से जोगी, मठ उजाड' જેવી તો નહોતી, પણ સ્વચ્છતાનો તો અભાવ હતો. અહીંના રાજાએ તે બંધાવી હતી અને હાલમાં તેમના જ કબજામાં હતી.

અસકોટની ઊંચાઈ પિથૌરાગઢની ઊંચાઈ કરતાં ઓછી છે. વર્ષા પણ તેના કરતાં ઓછી પડે છે. અહીં ચીડનાં વૃક્ષોની સંખ્યા ઘણી છે. અસકોટ રાજ્યની સ્થાપના કત્યુરીવંશના રાજા ત્રિલોકપાલના પુત્ર અભયપાલે ઈ. સ. ૧૨૭૯ માં કરી હતી. અહીંના રાજાને 'રાજબાર' કહેવામાં આવે છે. તેમના શાસનમાં ૧૪૨ ગામો હતાં. અસકોટની ઉપરનો ભાગ, જેને કુમાઉઁ ભાષામાં "ભલ્લા" કહે છે, તે પહાડોનો ઈલાકો છે; જ્યારે તેનો નીચલો ભાગ ('તલ્લા') કાલીનદીની ખીણનો ઉપરનો ઈલાકો છે. અસકોટથી બ્યાસ પરગણાના 'ગરબ્યાંગ' થઈને, દરમા પરગણાના 'ખેલા' થઈને અને જોહર પરગણાના 'મિલમ' થઈને કૈલાસ – માનસરોવરની યાત્રા કરી શકાય છે. કેટલાક ઇતિહાસકારોનું એવું કહેવું છે કે જેમ 'પિથૌરાગઢ' નામ પ્રસ્તરગઢ કે પત્થરગઢ (પથ્થરગઢ) શબ્દનો અપભ્રંશ છે તેમ 'અસકોટ' નામ અષ્ટકોટ કે અસ્સીકોટ શબ્દનો અપભ્રંશ છે. એવું કહેવાય છે કે કુમાઉઁ પ્રદેશના આઠ કોટ (કિલ્લા)માં 'અસકોટ' મુખ્ય હતો. આ આઠ કોટમાં ચંપાચલા કે લખનપુરનો પણ સમાવેશ હતો. 'અસકોટ' નામ વિષે અમારું તો એવું માનવું છે કે તેની સ્થાપના ઈ. સ. ૧૨૭૯ (હિંદી ભાષામાં આ સંખ્યાને 'बारह सौ

ઉન્નસી' કહે છે)માં થયેલી હોવાથી 'ઉન્નસી કોટ' પરથી અપભ્રંશ થઈને અસ્સીકોટ કે 'અસકોટ' બની ગયું હશે.

પિથૌરાગઢ, અસકોટ વગેરેમાં શું કોઈ જમાનામાં કિલ્લાઓ હતા ? આ પ્રશ્નના જવાબમાં એક ઈતિહાસકારનું એવું કહેવું છે કે ઋગ્વેદ કાળમાં પાંચાળના રાજા દિવોવાસ અને તેના પુત્ર સુદાસને શંબર નામના એક રાક્ષસની સાથે ધમાસાણ યુદ્ધ થયું હતું. તે રાક્ષસના પહાડી કિલ્લા કુમાઉઁ અને ગઢવાલ પ્રદેશમાં હોવા જોઈએ, કારણ કે આ પ્રદેશ પાંચાલની ઉત્તર દિશામાં આવેલો છે. પિથૌરાગઢ, અસકોટ વગેરે શબ્દોમાં ગઢ, કોટનો અર્થ 'કિલ્લો' થાય છે. એવું કહેવાય છે કે 'ધૌમ્યઋષિ' કુમાઉઁ પ્રદેશમાં રહેતા હતા. પાંડવોએ પોતાના યજ્ઞકાર્ય માટે આ પ્રદેશમાંથી જ ધૌમ્યઋષિને નિમંત્રિત કર્યા હતા.

કુમાઉઁ પ્રદેશનું આ 'અસકોટ' નાનુંએવું, રમણીય અને શાંત પાર્વત્યનગર છે. અહીંના બજારમાં આઠદસ હોટલ, દસેક દુકાન, પાંચ મિઠાઈની દુકાન તથા દરજી, મોચી, સુથાર, લુહાર વગેરેની દુકાનો પણ છે. અહીં પહાડ પર દવાખાનું અને પોસ્ટઑફિસ છે. તાર અને ટેલિફોન ઑફિસ સરકારી બંગલો ( Rest house ) વગેરે પણ છે. અહીંના મલ્લિકાર્જુન મહાદેવનું મંદિર દર્શનીય છે. ઈ. સ. ૧૯૬૧ માં ભારતીય સીમાની છેલ્લી તાર-ટેલિફોન ઑફિસ અહીં જ હતી. અહીંથી આગળ આ સગવડતા નહોતી.

અસકોટની ધર્મશાળાનું મકાન સારું હતું. તેના ઓરડા દરવાને સાફ કરી નાખ્યા અને તેમાં ખાટલા ઢાળીને તે બધા પર બિછાનાં બિછાવી દીધાં. આ જોઈને થાકી ગયેલા યાત્રીઓ તેમાં લાંબા થયા. બધો સરસામાન સુરક્ષિત રહે તે માટે તેને એક મોટા ઓરડામાં ભરી દેવામાં આવ્યો. થાક્યા નહોતા તેવા બેત્રણ યાત્રીઓ રસોઈની તૈયારી કરવા લાગ્યા. અહીં કાંઈ પિથૌરાગઢવાળો પેલો ગોપાળસિંહ રસોઇઓ સાથે હતો નહીં કે થાળીઓ તૈયાર કરી દે. હવેથી તો 'अपना हाथ, जगन्नाथ' જ કરવાનું હતું. બધાની અનુમતિ લઈને મેં ફલાહર આટોપી લીધો કારણ કે હું અન્નગ્રહણ

કરતો ન હતો. પાલણપુરવાળા શ્રી કશ્યપને ધારચૂલા જનારો એક પહાડી માણસ મળી જવાથી તે તો તેના સાથે જવા માટે પોતાનો થેલો કમ્મરે બાંધીને તૈયાર થઈ ગયો. આ જોઈ મેં તેને સમજાવવા પ્રયત્ન કર્યો કે, તિબેટની કઠિન યાત્રામાં એકલા જવામાં માલ નથી. અહીં તો ભલભલાનાં 'પાણી ઊતરી જાય છે'; માટે યાત્રાસંઘની સાથે સાથે ચાલવું તેને માટે હિતકારક થશે. મેં જોયું કે તે ઊછળતા લોહીવાળા યુવકના મન પર મારી સાચી શીખામણની કાંઈ અસર થઈ નહીં. જોતજોતામાં તો તે ધર્મશાળાના પગથિયાં સડસડાટ ઊતરીને રવાના થઈ ગયો. કઠિન માર્ગમાં તેના કલ્યાણને માટે મેં મનોમન કૈલાસપતિને પ્રાર્થના કરી. બીજું શું કરું?

શ્રી કશ્યપ રવાના થઈ ગયા બાદ મેં બધા યાત્રીઓને કહ્યું, 'ભાઈઓ! મને લાગે છે કે વરસાદ બંધ થઈ જવાની વાટ જોતાં આમ 'માથા પર હાથ દઈને બેઠા રહેવું' કે આળસુ બનીને ખાટલામાં પડ્યા રહેવું તે યોગ્ય નથી. અહીંથી ધારચૂલા ગામ ફક્ત ૨૫ માઈલ દૂર છે. આપણે અહીંથી ગમે તેમ કરીને જલદી ધારચૂલા પહોંચી જવું જોઈએ. ત્યાંથી તો આગળની યાત્રા પગે ચાલીને જ કરવાની છે. તો પછી અહીંથી જ પગે ચાલીને યાત્રાના 'શ્રી ગણેશ' શા માટે ન કરવા? જો આ વરસાદ બંધ નહીં રહે તો આપણે બધા ફોગટના અહીં ફસાઈ પડશું. માટે હવે કંઈક નિર્ણય કરવો જોઈએ.' મેં જ્યારે જોયું કે મારા શબ્દોને યાત્રીઓએ 'એક કાનેથી સાંભળીને બીજા કાનેથી કાઢી નાખ્યા છે' ત્યારે હું ચૂપ થઈ ગયો. મારા આ મનોભાવને પારખતાં શ્રી રાજદેવને વાર ન લાગી. તેમણે બે-ચાર યાત્રીઓની સાથે કંઈક 'ગુસપુસ' વાત કરીને પછી મને જણાવ્યું કે સામાન ઊચકવા માટે આજુબાજુના ગામડાંમાંથી જો સારા સારા મજૂરો કે ઘોડાખચ્ચરો અથવા ગધેડાં પણ મળી શકે તેમ હોય તો આપણે આજે જ અહીંથી ધારચૂલા જવા માટે પગપાળા રવાના થઈ જઈએ. આ સાંભળીને હું રાજી થયો. મજૂરો કે ઘોડાખચ્ચર જે કાંઈ મળે તે લઈ આવવા માટે બજાર તરફ રવાના થયો. ઘણી જગાએ પૂછપરછ કરી તો બે મજૂરો અને એક ખચ્ચર મળી શકયાં, તે પણ વધારે મજૂરી મળવાની લાલચે. કિન્તુ યાત્રીઓનો સામાન લગભગ ૮ થી ૧૦ ઘોડા કે ખચ્ચરોનો હતો, જેથી હું બીજા ઘોડાખચ્ચરોની

શોધમાં નીકળી પડ્યો. રસ્તામાં મને એક પહાડી માણસ પાસેથી જાણવા મળ્યું કે અસકોટથી છ માઈલ દૂરના "જૌલજીભી" નામના ગામડામાં એક મુસલમાન મજૂરીનો ધંધો કરે છે. તેની પાસે સાત–આઠ ઘોડા અને ખચ્ચર છે. આજે તે કામવિનાનો છે, માટે તમે તેની પાસે જઈને વાત કરશો એટલે તે મજૂરી કરવા તૈયાર થઈ જશે.' આ સાંભળતાં જ હું ત્યાંથી રવાના થયો. કૈલાસ યાત્રાના પુરાણમાર્ગે આગળ વધ્યો. 'ગરજીયા'ની પોણાચાર માઈલનું કઠિન ઉતરાણ યાત્રીને થકવી દે તેવું છે. માર્ગની બન્ને બાજુએ ચીડ વૃક્ષોની એવી ઘટાદાર હારો હતી જેમાં થઈને સૂર્યના કિરણો જમીનને સ્પર્શ કરી શકતા ન હતા. ઘણી જગાએ કાળા મુખવાળાં વાંદરાં જોવામાં આવ્યાં. રંગબેરંગી નાનામોટા પક્ષીઓના મધુર કલરવ કર્ણપ્રિય લાગતાં હતાં. અહીં મેં જોયું કે ચીડવૃક્ષોના થડ પર કાપા પાડેલા ન હતા અને રસ એકઠો કરવા માટે માટીનાં વાસણો બાંધેલાં ન હતા. વળી જૂના અને વળી ગયેલાં ચીડ વૃક્ષોને નીચે પાડીને તેનો કોઈ ઉપયોગ કરવામાં આવ્યો ન હતો. મને થયું કે જો આવાં ચીડવૃક્ષોનો 'ક્રાફ્ટ પેપર' તથા 'રેપીંગ પેપર'ના 'પલ્પ' બનાવવામાં ઉપયોગ કરવામાં આવે તો ભારત સરકાર ઘણું નાણું કમાઈ શકે.

ગરજીયાનું ઉતરાણ ઉતરી ગૌરીગંગા પરના લોખંડના પુલ પર થઈને જમણા હાથ પરની પગદંડી પકડી 'દૂધી' ગામ પાસે થઈને અડધા કલાકે હું લોખંડના બીજા પુલ પાસે આવી પહોંચ્યો. અસકોટ ધારચૂલાનો મોટર માર્ગ અહીં મળે છે. અહીં કેટલાક મજૂરો વરસાદને લીધે બગડી ગયેલા રસ્તાનું સમારકામ કરી રહ્યા હતા.

ત્યાં કેટલાક ઘોડાખચ્ચર લઈને તેનો માલિક ઊભો હતો. તેને પૂછપરછ કરવાથી જાણવા મળ્યું કે તે 'મહાશય'જ જૌલજીભી ગામનો મુસલમાન છે. મેં તેને બધી વાત કહી સંભળાવી અને જણાવ્યું કે જો તે અત્યારે જ મારી સાથે અસકોટ આવવા તૈયાર થઈ જાય તો બધા યાત્રીઓ આજે સાંજે કે પછી કાલે સવારે ધારચૂલા જવા માટે નીકળી શકે. મેં તેને એ વાત પણ સ્પષ્ટ કરી દીધી કે દરેક પડાવ વધારેમાં વધારે ૧૧–૧૨ માઈલનો રહેશે અને દરેક પડાવના, દરેક ઘોડાની મજૂરી, રૂપિયા છ આપવામાં આવશે. આટલું કહેવા છતાં ય



માર્ગનું દૃશ્ય
(ચિત્ર નં. ૨૬)



ગરજીયાની ઉતરાઈ
(ચિત્ર નં. ૨૭)



જૌલજીબી પાસેની પહાડોના સમતલ ભૂમિમાં થતી ખેતી
(ચિત્ર નં. ૨૮)



બાપુ મહાવિદ્યાલય – અસકોટ
(ચિત્ર નં. ૩૧)



ધવલચીનાથી દેખાતું દૂર દૂરની હિમ—
પર્વતમાળાનું દૃશ્ય (ચિત્ર નં. ૩૦)



પહાડોના નીસરણી જેવા ખેતરો
(ચિત્ર નં. ૨૯)

જ્યારે તે તૈયાર થયો નહીં ત્યારે મેં તેને થોડું વધારે ભાડું આપવાનું વચન આપ્યું; પણ તેની સમક્ષ રાખેલા મારા બન્ને પ્રસ્તાવ 'ભેંસની આગળ ભાગવત' જ રહ્યા. જ્યારે તે ઘોડાવાળો મારી વિનતીની ય ઉપેક્ષા કરીને કહેવા લાગ્યો કે તે તો આ બધા પશુઓ ઉપર સામાન બાંધીને કાલે મિલમ જવા માટે રવાના થવાનો છે, ત્યારે હું નિરાશ થઈને ગરબ્જીયાના પુલની દિશામાં ધીમે પગલે વળ્યો. ગરબ્જીયાના ચડાણ વખતે રસ્તામાં અસ્કોટનો કુંભાર મળ્યો. તેની પાસેથી જાણવા મળ્યું કે જૌલજીબીનો તે મુસલમાન ઘોડાવાળો બે વરસ પહેલાં નૈનીતાલના એક યાત્રાસંઘની સાથે પોતાનાં પશુઓ પર યાત્રીઓનો સામાન બાંધીને ધારચૂલા સુધી ગયો હતો. તે વખતે તેને માર્ગમાં યાત્રીઓ દ્વારા ઘણો ત્રાસ વેઠવો પડ્યો હતો. ભાડું પણ ઘણું ઓછું મળ્યું હતું. આ બધા કડવા અનુભવથી તેણે યાત્રાસંઘનું કામ કરવું બંધ કર્યું છે. કુંભારની વાત મને સાચી લાગી. હિમાલયની યાત્રા વખતે મેં ઘણા યાત્રીઓને ભાડા બાબતમાં મજૂરોની સાથે ઝગડતા જોયા હતા. તે વખતે પેલી કહેવત યાદ આવી ગઈ હતી, 'ગરજ સરી એટલે વૈદ્ય વેરી.'




" The woods are lovely, dark, and deep  
But I have promises to keep  
And miles to go before I Sleep  
And miles to go before I sleep."

( by–Robert Frost )





## —: અસકોટમાં રોકાણ :—

પોણાત્રણ માઈલનું ગરજીયાનુ કઠિન ચડાણ ચડીને જ્યારે હું અસકોટની ધર્મશાળામાં ખિન્નમને પાછો ફર્યો ત્યારે ત્યાં થઈ રહેલો ભજનધૂનનો કાર્યક્રમ જોઈ હર્ષ પામ્યો. તેનાથી થાક દૂર થઈ ગયો. મેં જોયું કે ગામના પચાસ નાનાંમોટા છોકરાં તથા વયોવૃદ્ધ લોકો એકઠા થયા હતા. યાત્રાસંઘના 'ભગતજી' (ગોળવાળા) આનંદવિભોર થઈને નાચી રહ્યા હતા. તેણે પોતાના પગમાં ઘૂઘરા બાંધ્યા હતા અને ગળામાં ઢોલકી લટકાવી હતી. ઢોલકી પર થાપ મારતા અને પગના ઠેકા કરતા કરતા તે ધૂન ગાઈ રહ્યા હતા અને છોકરાં તાળીઓ પાડતા પાડતા ધૂનને ઝીલી રહ્યા હતા. એક દરજીનો છોકરો હારમોનિયમ વગાડી રહ્યો હતો. સૂર અને તાલ તેમજ વાદ્યવાદન કર્ણપ્રિય લાગતાં હતાં. વાતાવરણ આનંદદાયક હતું. આ કાર્યક્રમ સમાપ્ત થયા બાદ મેં અડધો કલાક વિશ્રામ કર્યા પછી સ્નાનાદિ માટે જળધારા તરફ પ્રયાણ કર્યું. અસકોટમાં આ જળધારાનો ઉપયોગ લોકો પાણી ભરવા, કપડાં ધોવા, સ્નાનાદિ કરવા માટે કરે છે. પહાડોમાં એકઠું

થયેલું જળ આવી જળધારા દ્વારા લોકકલ્યાણનો હેતુ બને છે. વહેલી સવાર, બપોર અને રાત્રીના સમયે આવી જળધારા પર લોકોની ભીડભાડ થતી નથી. આવે સમયે ત્યાં શાંતિથી સ્નાન અને ધ્યાન થઈ શકે છે. અસકોટની જળધારાની પાસે થઈને એક પગદંડી સામે દેખાતા પહાડોની દિશામાં જાય છે. ત્યાં શ્રી નારાયણસ્વામી નામના એક સંન્યાસી મહાત્માએ બંધાવેલી 'બાપુ મહાવિદ્યાલય' નામની શિક્ષણ સંસ્થા આવેલી છે. (જુઓ ચિત્ર નં.-૩૧). પહાડી પ્રદેશમાં શિક્ષણ ક્ષેત્રે આ સંસ્થા સારું કાર્ય કરે છે. તેના સંસ્થાપક શ્રી નારાયણ સ્વામી વિષે પ્રસંગોપાત અહીં થોડું લખવું યોગ્ય છે.

શ્રી નારાયણ સ્વામી 'કૈલાસના નારાયણસ્વામી' તરીકે પ્રસિદ્ધ હતા. સ્વામીજી પોતાના પૂર્વાશ્રમમાં મેંગલૌરના 'પૈ' ગૌડસારસ્વત બ્રાહ્મણ પરિવારના હતા. તેમનું નામ 'રાઘવેન્દ્ર' હતું. તેમનું થોડું શિક્ષણ મેંગલોરમાં તથા થોડું રંગુન (બર્મા)માં થયું હતું. ભગવાનનાં દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા થતાં તેમણે ગૃહસ્થાશ્રમમાં ન પ્રવેશતાં ગૃહત્યાગ કર્યો હતો અને કેટલાક આશ્રમો અને મઠોમાં કડવોમીઠો અનુભવ લેતાલેતા હિમાલયમાં પહોંચ્યા હતા. ટીહરીગઢવાલ પ્રાંતના ઉત્તરકાશી પાસેની ભિલંઘના નદીને કિનારે રહેતા એક મહા તપસ્વી સંન્યાસી પાસેથી તેમણે સંન્યાસદીક્ષા લીધી હતી. ત્યાર પછી તેમણે હિમાલયનાં વિભિન્ન સ્થાનોમાં યોગાભ્યાસ, તપસ્યા વગેરે કર્યાં. ગંગાનદીને કિનારે બેસીને છ મહિના સુધી સૂર્યમંત્રના જાપ જપ્યા, જેથી તેમની આંખો સારી થઈ ગઈ. ગંગોત્રીની ગુફામાં પણ કેટલાક વર્ષ રહીને જપસાધના કરીને સિદ્ધિ મેળવી હતી. તેમણે પોતાના શરીર પર કેવળ લંગોટી પહેરીને કૈલાસ-માનસરોવરની કઠિન યાત્રા પૂરી કરી હતી. જો કે તેમાં તેમને અસહ્ય કષ્ટ સહન કરવું પડ્યું હતું પણ તેનું પરિણામ શુભ જ આવ્યું. કૈલાસ માર્ગના 'સોસા' ગામ નજીક પહાડી ભક્તોની સહાયથી ઈ. સ. ૧૯૩૯માં તેમણે 'નારાયણ-આશ્રમ'ની સ્થાપના કરી અને ત્યાં પોતાનો સ્થાયી નિવાસ બનાવ્યો. ત્યાંથી તે પ્રતિવર્ષ પોતાના ભક્તોને લઈને કૈલાસ-માનસરોવરની યાત્રા કરતા. તેમનો પ્રચાર ઉતર પ્રદેશમાં તેમજ ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં ઘણો હતો. તેમનો ઉચ્ચ કોટિનો વૈરાગ્ય અને ઈશ્વર પ્રત્યેનો અનુરાગ લોકોને તેમના પ્રતિ આકર્ષિત કરતાં. તેમનો સ્વર મધુર

હોવાથી ભજન-ધૂન દ્વારા લોકોનું તે કલ્યાણ કરતા રહેતા. ભજન ગાતાં ગાતાં ઘણીવાર તેમને ભાવસમાધિ લાગી જતી હતી.

તેમણે પહાડી પ્રદેશના લોકોના શૈક્ષણિક અને આધ્યાત્મિક ઉત્થાન માટે વિદ્યાલયો અને મહાવિદ્યાલયો તેમ જ સાધના કેન્દ્રો, આશ્રમ વગેરેની સ્થાપના કરી, જે હાલ પણ અસ્તિત્વમાં છે. આવી રીતે લોક કલ્યાણ કરતા કરતા સ્વામીજી તા. ૯-૧૧-૧૯૫૬ના દિવસે પ્રભુના ચરણારવિંદમાં સદાને માટે વિલીન થઈ ગયા. તે તો ગયા પણ તેમનું ભક્તિભાવ ભર્યું સુમધુર સંગીત હજી ય ભક્તોના કાનોમાં ગુંજન કરી રહ્યું છે. ધન્ય હો, આવા સંતને! (જુઓ ચિત્ર નં-૩).

આજની રાત્રી ઘનઘોર વાદળાંથી બિહામણી લાગતી હતી. યાત્રીઓ ખાટલામાં પડ્યા પડ્યા અહીંથી આગળની યાત્રા વિષે વાતચીત કરી રહ્યા હતા તેટલામાં આકાશમાં વીજળી ઝબકી અને વાદળાંનો ભયંકર ગડગડાટ થયો. જોતજોતામાં તો વરસાદ વરસવો શરૂ થઈ ગયો. ઘડિયાળના કાંટા રાતના ૧૨ અને ૩૫ મિનિટનો સમય બતાવી રહ્યા હતા. પહાડી પ્રદેશનો આ વરસાદ જોઈને મને કુમાઉઁ પ્રદેશની તે કહેવત યાદ આવી ગઈ- 'હ્યું હિમાળ, ચૌમાસ માળ.' એટલે કે શિયાળાનો વરસાદ ઉત્તર દિશામાંથી (હિમાલય તરફથી) આવે છે જ્યારે ચોમાસાનો વરસાદ દક્ષિણ દિશામાંથી (નીચેના દક્ષિણીદેશ તરફથી) આવે છે. અસકોટમાં વર્ષે ૪૨ ઈંચ વરસાદ પડે છે.

અમારી ધર્મશાળાની પાસેની દુકાનોના પતરાનાં છાપરાં પર વરસાદના બિંદુઓ જોરથી પડવાથી જાણે વાજીંત્રો વાગતાં હોય તેવા તરેહ તરેહના મધુર અવાજ થઈ રહ્યાં હતાં. આ કર્ણપ્રિય સંગીતે મને અલ્પ સમયમાં જ નિદ્રાધીન કરી દીધો.

જૂન મહિનાની ૧૧ તારીખ ને રવિવાર હતો. અલમોડાથી નીકળ્યાને આજે પાંચમો દિવસ હતો. બસ દ્વારા યાત્રા કરવા છતાં ય અમે હજી અસકોટ સુધી જ પહોંચી શકયા હતા. પ્રતિકૂળ હવામાન, તૂટેલા માર્ગો વગેરેના સમાચાર મળવાથી મન અશાંત થવું સ્વાભાવિક હતું, કિન્તુ આ સિવાય બીજો કોઈ ઉપાય જ ન હતો. હવે તો 'बलियसी केवलं

ઈશ્વરેચ્છા'નું સૂત્ર વિચારવું છોડીને 'બલિયસી કેવલં મોટરેચ્છા'નું ચિંતન શરૂ થઈ ગયું જે ક્રમશઃ તીવ્રથી તીવ્રતર થવા લાગ્યું. આનું પરિણામ એ આવ્યું કે બસઑફિસના એક નોકરે ધર્મશાળામાં આવીને તાજા ખબર સંભળાવ્યા કે આજે પણ બસ અહીંથી આગળ નહીં જાય. યાત્રીઓને નોકરનું આ વાક્ય જાણે 'તીખા બાણ' જેવું લાગ્યું. બધાં નીચું મોઢું કરીને જમીન ખોતરવા લાગ્યા. કોઈએ સાચું જ કહ્યું છે, 'રામ બાણ વાગ્યાં હોય તે જાણે.' આ વિષમ બનતી જતી પરિસ્થિતિ જોઈને મેં એ નિર્ણય કર્યો કે હવે બસ શરૂ થવાની આશામાં જેટલા દિવસ અહીં બેઠા રહીશું, તે ફોકટ જ છે. આથી હવે બીજો કોઈ ઉપાય શોધી કાઢવો જોઈએ જેથી જલદી ધારચૂલા પહોંચી શકાય. આ અપરિચિત સ્થાન અને પ્રતિકૂળ ઋતુને નજર સામે રાખતાં કયો ઉપાય ગ્રહણ કરવો તે બાબત અમે બધા વિચારી રહ્યા હતા એટલામાં એક સજ્જને આવીને અમને જણાવ્યું કે P. W. D.ના એન્જીનીઅર સાહેબને જો મળવું હોય તો તે હમણાં જ બહારગામથી પાછા ફર્યા છે, જેથી મળી શકશો. યાત્રીઓ માટે આ એક આશાનું કિરણ હતું. હું તરત જ ઊઠયો અને સાહેબને મળવા માટે ઝરમર ઝરમર વરસતા વરસાદમાં ય નીકળી પડયો. (જુઓ ચિત્ર નં–૩૩). બંગલે પહોંચીને દરવાનને મળ્યો એટલે તે મને સાહેબના ઓરડામાં લઈ ગયો. ભાગ્યવશાત્ તે વખતે સાહેબ બેઠા બેઠા છાપું વાંચી રહ્યા હતા. મારા આગમનથી તેણે પ્રસન્નતા વ્યક્ત કરતાં બે હાથ જોડી મને ઉચિત સન્માન આપ્યું અને પાસેની ખુરસીમાં બેસવા કહ્યું. ત્યારપછી અમે વાતે વળગ્યા. વાતચીત દરમિયાન મને જાણવા મળ્યું કે સાહેબ બિહાર પ્રાંતના છે અને ધાર્મિક વૃત્તિવાળા છે. તેમને યોગવિદ્યા પ્રતિ વિશેષ અભિરુચિ છે. મારી પાસેથી ધર્મ વિષયક કેટલીક જાણકારી મેળવીને તેમને ઘણો આનંદ થયો. ત્યાંથી ઊઠતા પહેલાં તેમણે મને જણાવ્યું, "મારા લાયક જે કાંઈ સેવા હોય તે વિના સંકોચે જણાવો. આથી મને પ્રસન્નતા થશે." આ સાંભળીને મને થયું કે મારા માટે આ એક સુવર્ણ અવસર છે. આવી તક હાથમાંથી છટકવા ન દેવી જોઈએ. આથી મેં તરત જ સાહેબને કહ્યું કે, "તમે જો P.W.D. ની ટ્રક દ્વારા અમને બધા યાત્રીઓને આજે ધારચૂલા સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરી આપો તો તમારો આભાર."

મારી માગણી સાંભળીને તે જાણે ઠંડાગાર થઈ ગયા. કહેવા લાગ્યા, "હાલમાં સરકારી નિયમો સખત છે. અમારે પણ ઘણું સાવચેત રહેવું પડે છે. તેમ છતાં ય યાત્રાસંઘને આ પ્રકારની સહાય કરવા માટે હું મારા ચીફ એન્જીનીઅર સાહેબને ટેલિફોનથી વિનંતી કરી જોઈશ. જો કાલે વરસાદ નહીં પડે તો P. W. D. ની ટ્રકની મોટે ભાગે વ્યવસ્થા થશે; નહીંતર પછી બીજો કોઈ પ્રબંધ કરી આપીશ." મારા માટે આ શબ્દો કિંમતી હતા, જેથી મેં તેમનો આભાર માન્યો અને ત્યાંથી વિદાય લીધી. ધર્મશાળામાં પાછો ફર્યો ત્યારે જોયું કે કેટલાક યાત્રીઓ મારી વાટ જોઈ રહ્યા હતા. મેં તે બધાને મારી અને સાહેબની વચ્ચે થયેલી વાતચીત સંક્ષેપમાં કહી સંભળાવી અને હવે એકાદ દિવસ વધારે રાહ જોવા માટે કહ્યું. આથી તેં બધાના ઉતરી ગયેલા ચહેરા જાણે ખીલી ઊઠયા અને આનંદમાં આવી જઈને બધાએ કૈલાસપતિ બાપાનો જયજયકાર કર્યો.

આજે દસ વાગ્યા બાદ વરસાદ બંધ થયો. સૂર્ય ભગવાને પોતાનાં સોનેરી સહસ્ર રશ્મિ પૃથ્વી પર ઉતાર્યાં. પહાડ–પર્વતમાં ચેતના આવી ગઈ. ધર્મશાળાના પ્રાંગણ સુધી કિરણો પ્રવેશ્યા; જાણે એ જોવા આવ્યાં હોય કે ઓરડામાં અમે શું શું કરી રહ્યાં છીએ! બેચાર યાત્રીઓ ખાટલામાં પડ્યા પડ્યા પડખાં ફેરવી રહ્યા હતા તે હવે આળસ મરડીને ઊઠ્યા અને ચમકતા તડકામાં બહાર આવ્યા. એટલામાં બજારમાં ખાદ્ય વસ્તુ ખરીદવા ગયેલા બે યાત્રીઓ હાથમાં વજનદાર થેલા લઈને ધર્મશાળાના ઓરડામાં પ્રવેશ્યા. આજે બધાની રસોઈ ખાખીબાવાજી બનાવી આપવાના છે એ જાણીને મને નવાઈ લાગી. મનમાં થયું કે આ ઘરડો બાવો તે વળી શું બનાવીને આ બધાને જમાડશે! પાકશાસ્ત્રનો કેટલાં વર્ષનો અનુભવ છે તે વિષે મેં જ્યારે ખાખીબાવાને પૂછ્યું ત્યારે તે મૂછો પર હાથ ફેરવતા બોલી ઊઠ્યા, "હિંદુસ્તાનમેં એક ભી રસોઈ ઐસી નહીં હૈ જીસકો મૈં નહીં જાનતા".

ખાખીબાવાની કહેવાની મતલબ એ હતી કે ભારતના દરેક પ્રાંતની દરેક જાતની શાકાહારી વાનગી તે સારામાં સારી બનાવી જાણે છે. આ વાત સાંભળીને મને થયું કે 'આ રામજી' આજે કંઈક વધારે પડતા 'મૂડ'માં છે અને તેમની વાતો 'कोटि कंगुरन चढ गये',

कोटि कोटि लंगूर' જેવી 'ઠંડા પહોરની' છે. મેં તેમની વાતને વિશેષ મહત્ત્વ આપ્યું નથી એ જાણીને ખાખીબાવા બીજા યાત્રીઓ તરફ જોઈને કહેવા લાગ્યા, "અબ આજસે શુરૂ કરકે પ્રતિદિન મૈં હી સભી યાત્રિયોંકે લિયે રસોઈ પકાનેકા કામ કીયા કરૂંગા. તરહ તરહકી સુસ્વાદુ રસોઈ ખીલાકર સબકો તાજેમાંજે રખૂંગા." ખાખીબાવાની આ પ્રમાણેની ઘોષણા અમારા માટે પ્રભુના આશીર્વાદ જેવી હતી. બધાના માથા પરનું ચિંતાનું પોટલું નીચે ઊતરી ગયું. છૂટકારાનો દમ ખેંચતાં બધાયે કૈલાસપતિ ભગવાનનો જયજયકાર કર્યો. સાથોસાથ ખાખીબાવાજીનો પણ જયજયકાર કર્યો. આ સાંભળીને બાવાજી ફૂલ્યા સમાતા ન હતા.

આજે રસોઈ જલદી તૈયાર થઈ ગઈ. ભગવાનને નૈવેદ્ય નિવેદન કર્યા બાદ યાત્રીઓ ભોજન કરવા બેઠા. હું ફલાહાર કરવા બેઠો. બધા યાત્રીઓ આજે આ પહેલી વહેલી રસોઈનાં મુક્ત કંઠે વખાણ કરવા લાગ્યા, "વાહ! દાળ અને શાક તો જેનું નામ." આ સાંભળીને ખાખીબાવાથી રહેવાયું નહીં. કહેવા લાગ્યા, "ફિરભી અદરખ હરીમિર્ચ, હરીધનિયાં વગૈરહ કહાંથે અન્યથા આજ ઐસી તો સ્વાદિષ્ટ રસોઈ પકાતા કિ ખાતે ખાતે આપલોગ અપની ઊંગુલિયાં હી ચબા જાતે." દૂરના એક ખૂણામાં બેઠો બેઠો હું આ બધી વાતો સાંભળી રહ્યો હતો. મેં મારા મનને કહ્યું કે જો યાત્રાસંઘના યાત્રીઓ આ પ્રમાણે 'जैसी बहै बयार, पीठ तब तैसी दीजै'ની કહેવત અનુસાર આ ખાખીબાવા સાથે હંમેશાં વર્તશે, તેની 'હા માં હા' પૂરતા રહેશે તો બાવો બધાને ગરમાગરમ રસોઈ જમાડશે જેથી કૈલાસની અતિ કઠિન યાત્રા પણ સુગમ બની જશે. યાત્રીઓને હું આ પ્રમાણેનો ઉપદેશ આપું તે પહેલાં જ તેઓએ તે અમલમાં મૂકી દીધો, કારણ કે મોટાભાગના યાત્રીઓ વેપારધંધો કરનારા હતા જેથી આવી બાબતમાં કોઈને કાંઈ કહેવું પડે તેમ ન હતું.

ભોજન કર્યા બાદ જ્યારે યાત્રીઓ ધર્મશાળાના વરંડામાં બેસીને મુખવાસ લઈ રહ્યા હતા તે વખતે ચારપાંચ મજૂરો પીઠ પર સામાન ઊચકીને ધર્મશાળામાં દાખલ થયા. તેની પાછળ પાછળ પહાડી ત્રણ સ્ત્રીઓ અને એક વૃદ્ધ માણસ પણ ત્યાં આવી પહોંચ્યા.

પૂછપરછ કરતાં જાણવા મળ્યું કે તે લોકો હિમાલયના ચારધામ-ગંગોત્રી, યમુનોત્રી, બદરીનાથ અને કેદારનાથની પગપાળા યાત્રા કરીને પોતાને ગામ પાછા ફરી રહ્યાં છે. તેમનું ગામ 'સોસા' ધારચૂલાથી કૈલાસના રસ્તે જતાં ૨૦ માઈલ દૂર એક પહાડ પર આવેલું છે. સોસા ગામ પાસે 'નારાયણ આશ્રમ' આવેલો હોવાથી જણાયું કે આગંતુક લોકો શ્રી નારાયણ સ્વામીના ભક્તો છે. આ પહાડી સ્ત્રીપુરુષોએ હિમાલયના ચારે ય ધામની પગપાળા યાત્રા નિર્વિઘ્ન સમાપ્ત કરી છે તે જાણીને હું તેઓની ઉત્કટ શ્રદ્ધાભક્તિ તથા અદમ્ય ઉત્સાહ અને સહનશીલતાના અણમોલ ગુણરત્નોની પ્રશંસા કર્યા વિના રહી શક્યો નહીં.

મેં કેટલાંક વર્ષ પહેલાં મિસ્ટર શેરિંગનું 'Western Tibet' નામનું દળદાર અંગ્રેજી પુસ્તક વાંચ્યું હતું જેમાં લેખકે અસકોટના 'રાજી લોકો' વિષે ઘણી રસપ્રદ વાતો લખી હતી. આ રાજીલોકો વિષે અહીં પ્રસંગોપાત થોડું લખવું હું ઉચિત સમજું છું.

થોડાં વર્ષો પહેલાં હું જ્યારે દક્ષિણ ભારતના નીલગિરિ પર્વતમાળાના શહેર 'ઉટાકામંડ' (ઉ કમંડલમ્, ઊટી) માં હવાફેર કરવા ગયો હતો ત્યારે એક દિવસ ત્યાંના 'રાજકીય ઉદ્યાન' પાછળના પહાડ પર વસતા 'ટોડા' નામના પ્રાચીન જાતિના અવશેષોને જોવા ગયો હતો. તે લોકોનાં ગુફા જેવાં ઘરો, વિચિત્ર મુખાકૃતિ, ગુંથેલા વાળ, દેહ પરનાં અલ્પ વસ્ત્રો વગેરે જોઈને મને ઘણું આશ્ચર્ય થયું હતું. થોડાં નાણાં ભેટ ધરવાથી તે બધા લોકોએ એકઠા થઈને સરસ મઝાનું નૃત્યગાન કર્યું હતું. આ 'ટોડા' જાતિથી ય પ્રાચીન જાતિ, જે ખસ, આર્ય, ભોટ વગેરે જાતિઓ કરતાં પણ પહેલાં પહાડોમાં જઈને વસી હતી, અત્યારે પણ કુમાઉઁ પ્રદેશની કાલી નદી (કેલગંગા) ના પશ્ચિમતટ પરના અસકોટ ગામ પાસે હયાત છે. આ પ્રાચીન જાતિને 'રાજી' કે 'રાજ કિરાત' કહે છે. આ જાતિ વિષે ઈતિહાસકારોનું એવું કહેવું છે કે તે 'કિરાત' નામની પ્રાચીન જાતિનો અવશેષ છે. ઈતિહાસવેત્તાઓ આગળ કહે છે કે ઈસ્વીસન પૂર્વે બે હજાર વર્ષ પહેલાં 'ખસ' લોકો પૂર્વમધ્ય એશિયા (કાશગર, ખોતાન) માંથી ઊતરી આવેલા. ત્યાર પછી વૈદિક આર્યલોકો ઉત્તરીભાગના મેદાની

ઈલાકા ( કુરુ-પંચાલ ) માંથી હિમાલયમાં પહોંચ્યાં. આ બન્ને જાતિઓના હિમાલયમાં આગમનના ઘણાં વર્ષો પહેલાં ‘ કિન્નર ’ ( કિરાત ) નામની એક જાતિ હિમાલયમાં નિવાસ કરતી હતી. એવું કહેવાય છે કે આખાય હિમાલયની તળેટીમાં નિવાસ કરનારી ‘ થારૂ ’ નામની જાતિ, પૂર્વની ‘ મેચી ’ જાતિ, પશ્ચિમની ‘ ભોગતા ’ જાતિ, અસકોટની ‘ રાજી ’ જાતિ, ઉપરી સતલજની ‘ કન્નોર ’ જાતિ પણ તે વિરાટ જાતિ ‘ કિન્નર ’ ( કિરાત ) ના અંશ છે. કિરાત જાતિના અવશેષ આજે પણ મલાયા, બર્મા, ( કેરેન કે તલેંગ ), હિન્દીચીન સુધી હયાત છે. ગણત્રી પત્રક અનુસાર ઈ. સ. ૧૯૦૧ માં અસકોટના ‘ રાજી ’ ( રાજ કિરાત ) જાતિના લોકોની સંખ્યા કેવળ ૨૨ હતી. આ લોકોની ભાષા ઘણી વિચિત્ર છે. તેમાં તિબેટી ભાષાના શબ્દો પણ છે. આ રાજી ભાષાના થોડા શબ્દો પાઠકોની જાણકારી માટે અહીં આપવામાં આવે છે.

| દિવસોનાં નામ | સંખ્યા | વાક્ય |
|---|---|---|
| રવિ = દે | ૧ = ગ | બેસો = છૂજી |
| સોમ = કિલેક | ૨ = ની | આવું છું = બિયર |
| મંગળ = નીવ | ૩ = ખુંગ | ઓળખું છું = સ્યકારલમ્ |
| બુધ = કુંવ | ૪ = પારી | અહીં આવો = હિતલા |
| ગુરુ = પારીખ | ૫ = પાંચ | ક્યાંથી આવ્યા ? = ગ્વથા મઃ ચિપીયન ? |
| શુક્ર = પાંચ | ૬ = તુરકો | ક્યાં જાવ છો ? = ગ્વથા જીગાર ? |
| શનિ = ખાત્રવ | ૭ = ખાત્ત | આનંદમાં છો ? = નીકચિકુને ? |
| | ૮ = આટ્ઠ | ક્યારે આવશો ? = કિના મિ બિયર ? |
| | ૯ = નૌવ | શું કરી રહ્યા છો ? = હમ ઘેલા ચિગુનિર ? |
| | ૧૦ = દસ | |

‘ રાજી ’ જાતિના લોકો અસકોટના રાજા ( રાજબર ) ને પોતાની જાતિનો શ્રેષ્ઠ પુરુષ માને છે અને તે માટે ગર્વ અનુભવે છે. રાજી લોકોના તહેવાર, વિવાહ પદ્ધતિ, અંતિમ સંસ્કાર, ગાન, નૃત્ય વગેરે ઘણા વિચિત્ર હોય છે. આ બધા વિષે કેટલાક વિદ્વાનોએ અનુસંધાન પણ કર્યું છે અને કેટલાક આગળ અનુસંધાન કરી રહ્યા છે.

આજે સાંજે અમે બધાં અસકોટનાં દર્શનીય સ્થાનો જોવા નીકળ્યા. શ્રી રાજદેવે એક જમાનામાં રાજાનું દિવાનપદું કર્યું હોવાથી તે સંસ્કારો અનુસાર તેણે સલાહ આપી કે આપણે આજે અસકોટના રાજાસાહેબ (રાજબર)ને મળવા જઈએ. મને તેની વાત 'ગળે ઊતરી.' વળી કૈલાસયાત્રામાં જતી વખતે માર્ગમાં આવતા પહાડી ઈલાકાના રાજાઓને મળવું તે શુકન કહેવાય છે. જો કે મને આ બાબતમાં રુચિ કે ઘૃણા હતી નહીં કારણ કે મેં તો 'રાજાઓના પણ રાજા' (ભગવાન)ના પગ પકડ્યા હતા. વળી '**मान न मान, मैं तेरा मेहमान**'ની કહેવત અનુસાર વગર નિમંત્રણે રાજદરબારમાં ઘૂસી જવું તે બાબીબાવાને પણ પસંદ ન હતું. તેમ છતાં ય રાજદેવજીના આગ્રહને વશ થઈને અમારે તેની સાથે જવું પડ્યું. ઊંચાણવાળી ભૂમિને પાર કરીને જ્યાં અમે રાજમહેલના મોટા દરવાજે પહોંચ્યા એટલે જર્મન જાતિના બે ખૂંખાર બાંડિયા 'બુલડોગ' કૂતરાં હાઉ... હાઉ....ભેંકતા અમારો સત્કાર (!) કરવા લાગ્યા. અમારું 'કિસ્મત' આજે સારું હશે કે તે કૂતરાં લોખંડની જાડી અને મજબૂત સાંકળથી બાંધ્યાં હતાં, નહીંતર આજે અમારા બધાના 'છક્કા છોડાવી નાંખત.' કૂતરાંના ભસવાના ભયંકર અવાજો સાંભળીને રાજમહેલમાંથી એક ગૌરવર્ણનો સુંદર અને સશક્ત યુવક બહાર દોડી આવ્યો અને તેણે અંગ્રેજી ભાષામાં ધમકી આપતાં બન્ને કૂતરાં ચૂપ થઈ ગયા. અંગ્રેજી રોફદાર શબ્દોનો આ ચમત્કાર જોઈને મને થયું કે ભારતમાંથી અંગ્રેજો તો ગયા પણ 'અંગ્રેજીઅત' પાછળ મૂકતા ગયા છે. જ્યાં સુધી આ અંગ્રેજીઅત 'નેસ્તનાબૂદ' નહીં થાય ત્યાં સુધી આપણામાં સાચી ભારતીયતા આવવી મુશ્કેલ છે.

કૂતરાં ચૂપ થયાં એટલે પેલો યુવક અમારી પાસે આવ્યો અને આગમનનું કારણ પૂછ્યું. અમે કૈલાસયાત્રાએ જઈ રહ્યા છીએ અને અમારે રાજાસાહેબને મળવું છે એ જાણીને તેણે કહ્યું, "અત્યારે રાજા-સાહેબ કેટલાંક જરૂરી કાર્યોમાં ગુંથાએલા છે જેથી અડધા કલાક પછી જો આવો તો મુલાકાત થશે." અમે તેની વાત માની લીધી અને ત્યાંથી 'ઢીલા પગલે' પાછા ફર્યા. હવે અમારે ગમે તેમ કરીને અડધો કલાક પસાર કરવો હતો એટલે અહીંની તાર–ટપાલ ઑફિસ જોવા માટે રવાના થયા. આવીને જોયું તો આજે રવિવાર હોવાથી તાર–ટપાલ

ઑફિસનાં બારીબારણાં બંધ હતાં. પાસેની પગદંડી ટેકરી પર જતી હતી જ્યાં અસકોટનું સરકારી દવાખાનું હતું. એક કેડીને પકડીને બે ફર્લાંગનું ચડાણ ચડી જ્યારે અમે દવાખાનામાં પહોંચ્યા ત્યારે ત્યાંથી ચારે બાજુનું અનુપમ દૃશ્ય જોઈ ને ચિત્ત પ્રસન્ન થયું. ચડાણનો થાક જાણે અલ્પ સમયમાં જ ઊતરી ગયો. એક યાત્રી પાસેથી જાણ્યું કે જાડા શરીરવાળા શ્રી ગોળવાળા (ભગતજી) અને વૃદ્ધ ખાખીબાવા અમારી પાછળ પાછળ દવાખાના સુધી આવવા માંગતા હતા પણ ચડાણ કઠિન જણાવાથી તે બન્નેએ આગળ 'ડગ' ન ભરતાં માર્ગના કિનારે પડેલા એક મોટા પથ્થર પર જ 'ધામા નાખ્યા છે.' આ સાંભળીને મને થયું કે આવી 'મામૂલી' ચડાઈ જો ન ચડી શકાતી હોય, તો પછી આ 'સંઘ દ્વારકા કેમ પહોંચશે!' એટલે કે કઠિન કૈલાસયાત્રા કેવી રીતે પૂરી થઈ શકશે!

રવિવાર હોવા છતાં દવાખાનું ઉઘાડું હતું. દવાખાનામાં એક બંગાળી સજ્જન ડૉકટર તરીકે ફરજ બજાવી રહ્યા હતા. તેમની સાથે જ્યારે મેં બંગલા ભાષામાં વાતચીત શરૂ કરી ત્યારે તે ગળગળા થઈ ગયા અને કહેવા લાગ્યા કે આ પહાડી પ્રદેશમાં બંગલા ભાષામાં વાતચીત કરવાનો અવસર આજે ઘણા મહિને મળ્યો છે. અહીંના લોકો હિન્દીભાષી હોવાથી તેની સાથે ભાંગ્યુંતૂટ્યું હિન્દીમાં જ બોલવું પડે છે. આ બાબતમાં કંપાઉન્ડરની સારી સહાય મળતી હોવાથી દરદીઓને તપાસવામાં તેમજ સૂચના આપવામાં કોઈ ખાસ તકલીફ પડતી નથી. ડૉકટરની સાથેની થોડી વાતચીતથી હું સમજી શક્યો કે તે બંગાળીબાબૂ ધાર્મિક અને આનંદી સ્વભાવની વ્યક્તિ છે. તેમણે અમને ચાપાણી માટે આગ્રહ કર્યો પણ અમને ત્યાં વધારે રોકાવું પરવડે તેમ ન હતું. કારણ કે અમે રાજમહેલમાં 'ચોખા મૂકી આવ્યા હતા' જેથી અમારે ત્યાં સમયસર પહોંચવું હતું. અમે ત્યાંથી ઊઠ્યા. ડૉકટર સાહેબ અમને દવાખાનાના દરવાજા સુધી વળાવવા આવ્યા. અમે તેનાથી વિખૂટા પડીએ તે પહેલાં તેમણે અમને સવિનય પ્રાર્થના કરી કે કૈલાસયાત્રાએથી પાછા ફરતી વખતે જરૂર અસકોટમાં આવીને તેમનું આતિથ્ય સ્વીકારવું. 'જેવી હરિ ઇચ્છા' એમ કહીને અમે ત્યાંથી પ્રસ્થાન કર્યું. દવાખાનાનું ચડાણ ચડવું તો કઠિન લાગ્યું પણ ઊતરવું જાણે 'બચ્ચાના ખેલ' જેવું જણાયું. જોતજોતામાં રાજમહેલના

દરવાજે આવીને ઊભા રહ્યા. તે વખતે અમારી ઘડિયાળના કાંટા પાંચ વાગવામાં પાંચ મિનિટ ઓછી બતાવી રહ્યા હતા. દરવાજા પર પેલો ગોરો યુવક અમારી પ્રતીક્ષા કરી રહ્યો હતો. અમને આવેલા જોઈને કૂતરાં ધીમે ધીમે ઘૂરઘૂરાટ તો કરવા લાગ્યાં પણ યુવકની લાલ આંખ ફરવાથી તે મૂંગે મોંએ બેસી રહ્યાં. જ્યારે અમે લાકડાની સુંદર નકશીવાળો રાજમહેલનો દાદરો ચડીને રાજાસાહેબના ઓરડામાં પ્રવેશ્યા ત્યારે જાણે અમારું ભાવભર્યું સ્વાગત કરતી હોય તેમ દિવાલ પરની ઘડિયાળે પાંચ વાગવાના કર્ણપ્રિય ટકોરા કર્યા. અમે બધા નિશ્ચિત્ સમયે આવી ઉપસ્થિત થયા છીએ એ જાણીને રાજપરિવારના સર્વેને આશ્ચર્ય થયું. પેલા યુવકે અમને રાજાસાહેબનો પરિચય કરાવ્યા બાદ ખુરશીઓ પર સ્થાન ગ્રહણ કરવા વિનંતી કરી. ખુરશીઓ પર બેઠા બાદ શ્રી રાજદેવે બધા યાત્રીઓનો પોતાની લાક્ષણિક ઢબે રાજાસાહેબને પરિચય કરાવ્યો. મોટા ભાગના યાત્રીઓ ગુજરાતી છે તે જાણીને રાજાસાહેબ પ્રસન્ન થયા. તેમણે પોતાની યુવરાણી સાહેબાનો પરિચય આપતાં જણાવ્યું કે વાંસવાડા સ્ટેટનાં તે રાજકુમારી છે અને ગુજરાતી ભાષા જાણે છે. આ સાંભળીને અમને એ માટે હર્ષ થયો કે કૈલાસયાત્રાના આ પહાડી પ્રદેશમાં પણ ગુજરાતી ભાષી યુવરાણી પહોંચ્યા છે ખરાં. શ્રી રાજદેવ સૌરાષ્ટ્રના દેશી રજવાડામાં સલાહકાર તરીકે ઘણાં વર્ષ અનુભવ લઈ ચૂકયા હતા જેથી રાજપરિવાર સાથે કેમ વાતચીત કરવી, કેવી રીતે કામ લેવું વગેરે કળાઓમાં પાવરધા હતા. આ અનુભવના પરિણામે તેણે રાજાસાહેબ સાથે થોડી અહીંતહીંની વાતચીત શરુ કરી. તેટલામાં અમારા સ્વાગતાર્થે શરબત, ચા, બિસ્કીટ, વગેરે આવ્યાં. જેને જે કાંઈ ભાવતું હતું તે તેઓએ લીધું. હું તો શુદ્ધ ફલાહારી હતો જેથી કાંઈ ન લેતાં કેવળ હાથ જોડીને નમ્ર વાણીમાં 'નકાર'થીજ પતાવ્યું. યાત્રીઓ બીડીસિગારેટ જેવા ધૂમ્રપાનોના દુર્ગુણી ન હતા તેથી તે વસ્તુઓનો સાભાર અસ્વીકાર કર્યો. ત્યાર પછી વાતચીત દરમિયાન રાજાસાહેબની પાસેથી કૈલાસયાત્રા વિષયક તેમજ આ પહાડી પ્રદેશના લોકોના સામાજીક અને ધાર્મિક જીવન ઈત્યાદિ વિષયક ઘણી ય રસપ્રદ માહિતિ મેળવી. સમય અધિક થઈ ગયો હોવાથી અમે ત્યાંથી ઊઠ્યા. રાજાસાહેબ અને યુવરાણી સાહેબાએ અમારી કૈલાસયાત્રાની સફળતાની શુભ કામના કરી અને

પાછા ફરતી વખતે આવીને જરૂર મળવા માટે કહ્યું. અમે તેમના નિમંત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો અને ત્યાંથી વિદાય લીધી.

ધર્મશાળામાં પહોંચતાં પહોંચતાં રાત થઈ ગઈ. યાત્રીઓએ હાથપગ ધોઈને ભગવાનની સાયંઆરતી કરી. એકઠા થયેલાં બાળકોને પ્રસાદ વહેંચવામાં આવ્યો. એટલામાં ગોળવાળા ભગતજીએ ઢોલકી અને મંજીરા કાઢ્યા. ભજન સાંભળવા માટે નાનાંમોટા બધાં વ્યવસ્થિત રીતે બેસી ગયાં. "હર હર શિવ શિવ ભોલા, જય મહાદેવા" ની ધૂન શરૂ થઈ. જોતજોતામાં તો વાતાવરણ જામી ગયું. ભગતજી તો પગમાં ઘૂઘરા બાંધીને નાચવા લાગ્યા. આજે તેનું નૃત્ય અપૂર્વ હતું. થોડી વારે નૃત્ય અટકયું એટલે અસકોટના ભજન મંડળના છોકરાંએ નવી ધૂન ગાવી શરૂ કરી જેના બોલ હતા, 'જબ શંકર ગયે કૈલાસ, દુનિયા બઢને લગી.' આ સાંભળીને મને થયું કે આ પદ્યરચનામાં કે પછી ગાવામાં કંઈક ભૂલ થઈ હોવી જોઈએ. 'દુનિયા બઢને લગી' ની જગાએ 'દુનિયા ડૂબને લગી' હોવું જોઈએ. આ ધૂને જોઈએ તેવું વાતાવરણ જમાવ્યું નહીં. યાત્રીઓ પણ આજના થાકને લીધે ઝોલાં ખાઈ રહ્યા હતા. આથી ધૂન બંધ કરવામાં આવી. સૌ પોતપોતાને ઘેર ગયા. થોડા સમય પહેલાનું કોલાહલ ભર્યું વાતાવરણ પાછું નીરવતામાં પરિણમ્યું.

મધરાત થતાથતામાં તો વીજળીના ચમકારા અને વાદળોના ગડગડાટ શરૂ થઈ ગયા. તે વખતનું પહાડોનું દશ્ય ભયભીત કરી નાંખે તેવું હતું. વરસાદનાં ઝાપટાં રવેશને પલાળવા લાગ્યાં. છાપરાના તૂટેલાં નળિયાંમાંથી વરસાદનું પાણી 'ટપાટપ' ઓરડામાં ટપકવા લાગ્યું. રવેશમાં ઘસઘસાટ ઊંઘી રહેલા યાત્રીઓનું 'સ્વર્ગ લૂટાયું.' હાંફળા-ફાંફળા એક પછી એક ઊઠવા લાગ્યા. પોતપોતાના બિછાના સમેટીને ઓરડામાં પ્રવેશ્યા. જેને જ્યાં સારી જગા જણાઈ ત્યાં તેણે 'ડેરા નાંખ્યા.' વરસાદ રાતભર વરસતો જ રહ્યો.

આજે જૂન ૧૨ તારીખ અને સોમવાર હતો. આજના શુભદિવસે યાત્રીઓ અહીંથી ધારચૂલા તરફ પ્રસ્થાન કરવાના હતા, જેથી વહેલી સવારે જ બધા ઊઠી ગયા હતા. સવારે ચોમેર ધુમ્મસ છવાઈ ગયું

હતું. થોડા સમય બાદ ધર્મશાળાની નીચેથી કોઈ મહિલાનો શોર-બકોર કાને પડ્યો. તે દિશામાં કાન માંડ્યા તો માલૂમ પડયું કે તે કોઇને ગાળો ભાંડી રહી હતી. દામુભાઈએ મને ધીમા સ્વરે કહ્યું કે તે બાઈ તેને જ 'ચોપડી રહી છે', કારણ કે તે અસ્વસ્થ હોવાથી રાત્રે અંધારામાં ધર્મશાળાની પાસે જ શૌચ કરવા બેઠો હતો. તેને ખબર ન હતી કે તે બાઈના ઘરનું બારણું ત્યાં જ પડે છે. આ સાંભળીને મેં દામજીભાઈને ઈશારાથી સમજાવી દીધું કે હવે તો મૂંગા રહેવામાં જ માલ છે. જો કાંઈ પણ 'વાયડાઈ' કરી છે તો આવી જ બન્યું સમજજો. આ પારકા પરદેશમાં આપણાં કોઈ 'મામા-માસી' નથી બેઠા કે છોડાવશે. પેલી બાઈ થોડો વખત બડબડાટ કરીને શાંત થઈ ગઈ. આથી બધાને નિરાંત થઈ. મેં બધા યાત્રીઓને ફરીથી સૂચિત કર્યું કે યાત્રા દરમિયાન કોઇના ઘર, ખેતર, જળધારા, ધર્મશાળા, મંદિર વગેરેની નજીકમાં કોઈ કયારેય શૌચ માટે ન બેસે, નહીંતર ભયંકર ઝગડો થઈ જશે અને યાત્રાનો આનંદ માર્યો જશે.

મારે આજે જળધારાએ જઈને ઠંડા જળથી સ્નાનનો આનંદ માણવો હતો અને એકાંતમાં બેસીને ઈશ્વરનું ચિંતન કરવું હતું, તેથી હું ટોર્ચ લઇને ધૂમ્મસવાળા વાતાવરણમાં ચાલી નીકળ્યો. ઉબડખાબડ અને પથરીલી ભૂમિ પર ડગ ભરવામાં ઘણી સાવધાની રાખવી પડતી હતી. જેમ તેમ કરીને જળધારાએ પહોંચ્યો. ધુમ્મસ અને ઠંડી હોવાથી જળધારાએ હજી લોકોની અવરજવર શરૂ થઈ ન હતી. ચારેબાજુનું વાતાવરણ નીરવ હતું. કયારેક કયારેક ઠંડા પવનના સૂસવાટાથી પાસેનાં ચીડવૃક્ષો સૂ....સૂ....અવાજ કરતાં કંપી ઊઠતાં. જળધારા દિનરાત અવિરામ ગતિએ વહેતી જ જતી હતી. તેનો તે જ અસ્પષ્ટ, મધુર ખળખળાટ.... મેં એ જળધારા નીચે બેસીને આનંદથી સ્નાન કર્યું અને પાસેની એક સ્વચ્છ શિલા પર બેસી ધ્યાનમાં ડૂબી ગયો. જ્યારે સૂર્ય ભગવાને ક્ષિતિજમાંથી ડોકિયું કર્યું અને પોતાનાં સુવર્ણમય કોમળ કિરણો ચીડવૃક્ષોની ઘટામાંથી ચાળીને મારા દેહ પર ફેંકયાં તે વખતે હું ભાનમાં આવ્યો અને આનંદથી રોમાંચિત થઈ ઊઠ્યો. તે સમયનું પહાડોનું દશ્ય અનુપમ હતું. (જુઓ ચિત્ર ૮૯ની ડાબી બાજુનું).

જળધારાએથી જ્યારે હું પાછો ફરી રહ્યો હતો ત્યારે બજારના વળાંક પાસે ઊભેલા એક પહાડી માણસે મને વિચિત્ર સમાચાર આપ્યા

કે પાસેના ઘરમાં એક એવા ચમત્કારી મહાત્મા યોગસાધના કરી રહ્યા છે જે આહાર લેતા જ નથી. આ સાંભળીને મને ઘણી નવાઈ લાગી. હું તે ઘર તરફ વળ્યો. ચીડના લાકડામાંથી બનાવેલા દાદરાના પગથિયાં ચડીને હું ઉપરના માળે પહોંચ્યો. એટલામાં ઓરડાનાં બંધ દ્વાર ઊઘડી ગયાં અને સામે ઊભેલા એક પાતળા દેહવાળા અને પીળાં વસ્ત્રો પહેરેલા, પહાડી બ્રાહ્મણ જેવા લાગતા યુવકે બે હાથ જોડીને મારો સત્કાર કર્યો. તેના આગ્રહને વશ થઈને ઈચ્છા ન હોવા છતાં ય મારે તેના ઓરડામાં 'પગલાં માંડવાં પડ્યાં'. ઓરડાના એક ખૂણામાં ભગવતી દુર્ગાની નાની છબિ પાટલા પર બિરાજમાન હતી અને રંગબેરંગી ફૂલોથી તેને શણગારવામાં આવી હતી. એની સામેનો દીપક અંધારા ઓરડામાં આછો પ્રકાશ પાથરી રહ્યો હતો. પાસેની સુવાસિત અગરબત્તીથી ઓરડો મઘમઘી ઉઠ્યો હતો. ઓરડામાં ચપળ નયન ફેરવતાં વસ્તુસ્થિતિ શું છે તે સમજવામાં મને વાર લાગી નહીં. સાધકે જે પીળાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં તે કંઈક વધારે પડતાં પીળાં હતાં, પણ તેણે પોતાના કપાળમાં સિંદૂરનું ઊર્ધ્વ તિલક કર્યું હતું. વૈષ્ણવ અને શાક્તનાં વસ્ત્ર અને ચિહ્નનું એક જ દેહમાં આવું વિચિત્ર મિલન મેં આ પહેલવહેલું જ જોયું હતું, જેથી મને ઘણી નવાઈ લાગી. વળી પાસે પડેલી નવી 'સૂટકેસે' પણ મને વિચાર કરતો કરી મૂક્યો. મને થયું કે આ કોઈ 'નયા મુલ્લા' હોવો જોઈએ. કાં તો આ સંસારત્યાગી હશે, કાં સંસારે જ આને ત્યાગી દીધેલો હશે. પેલી ગુજરાતી ભાષાની કહેવત યાદ આવી ગઈ, કે 'નવો બાવો શરીરે ઝાઝી રાખ ચોળે'.

થોડો સમય મૌન પાળ્યા બાદ તે મને કહેવા લાગ્યો, "હું આપની શું સેવા કરું?" મારે તેની સેવાની જરૂર હતી નહીં તેથી મેં તેને કશો ય પ્રત્યુત્તર આપ્યો નહીં. મને આ પ્રમાણે શાંત બેઠેલો જોઈને તે પોતાનું માથું ખંજવાળવા લાગ્યો અને પછી પાસે ઊભેલા તેના ભક્તો પર રોષ ઠાલવતો બરાડા પાડવા લાગ્યો, "શું ગૂપચૂપ ઊભા છો? જલદી બજારમાં જઈને સ્વામીજી માટે શુદ્ધ ઘીની મિઠાઈ લઈ આવો." તેના આ શબ્દો તેના ભક્તોએ જાણે સાંભળ્યા ન સાંભળ્યા કરી નાખ્યા અને પથ્થરની મૂર્તિની જેમ હલ્યાચલ્યા વિના તે ત્યાં ઊભા રહ્યા. મને આ 'તમાશો' જોઈ નવાઈ લાગી. થોડીવાર સુધી મૌન

રહ્યા બાદ તે પોતાના કપાળ પર હાથ રાખીને છાતીફાટ રડવા લાગ્યો. જાણે તેના શરીરનો કોઈ પ્રેતાત્માએ કબજો લીધો ન હોય! ત્યાર પછી તે જોરજોરથી છાતી ફૂટતો ફૂટતો પોતાની જાતને મહાપાપી, દુષ્ટ, અભાગી વગેરે અપશબ્દોથી સંબોધવા મંડી પડ્યો. આ સાંભળીને ત્યાં ઊભેલા તેના ભક્તો ત્યાંથી 'રફુચક્કર' થવા લાગ્યા. જ્યારે તેણે જોયું કે આખાય ઓરડામાં મારા અને તેના સિવાય કોઈ છે જ નહીં ત્યારે તે મારી પાસે પોતાની 'હૈયાવરાળ ઠાલવવા લાગ્યો'. 'સૂટકેસ' ઉઘાડીને તેમાંથી એક ફોટો કાઢી મને તે દેખાડતો કહેવા લાગ્યો, "હું ડબલ એમ. એ. છું. સરકારી અમલદાર તરીકે રહી ચૂક્યો છું." મેં જોયું કે ફોટાવાળી આકૃતિ ઘણે અંશે તેને મળતી આવતી હતી. ફેર એટલો જ હતો કે ફોટાવાળી આકૃતિ યુવાન અને સુંદર હતી તથા તેની વેશભૂષા આધુનિક ને આકર્ષક હતી. આ ફોટો જોઈને મને એ સમજતાં વાર ન લાગી કે આ માણસ શિક્ષિત અને સારા ઘરનો છે. હું તેને કંઈક કહું તેટલામાં તો તે મારી સાથે અંગ્રેજીભાષામાં 'ફેંકાફેંકી' કરવા લાગ્યો. મેં પણ જ્યારે તેનો પ્રત્યુત્તર અંગ્રેજીમાં આપવો શરૂ કર્યો ત્યારે તો તે મારી સામે તાકતો જ રહી ગયો. તેની 'બોલતી બંધ થઈ ગઈ.' ફરીથી તે હાથ જોડી મને પૂછવા લાગ્યો "આપ મને આપની સાથે કૈલાસયાત્રાએ લઈ જશો કે? શું હું યાત્રા કરી શકીશ? ત્યાંથી જીવતો પાછો આવી શકીશ? આપ મને આપનો ચેલો બનાવશો?" વગેરે વગેરે. આ બધા આડાઅવળા પ્રશ્નોનો ટૂંકમાં ઉત્તર આપતાં મેં તેને કહ્યું કે જો તેને પરમેશ્વરમાં શ્રદ્ધાભક્તિ હોય અને પાસે ખર્ચનાં પૂરતાં નાણાં હોય તો યાત્રા જરૂર સફળ થશે. મારી આ વાત સાંભળતાં કોણજાણે તેને શું થયું કે તે પોતાનું માથું ફૂટતો ફૂટતો રડવા લાગ્યો. આ મામલો જોઈને હું તો પહેલેથી જ એ વાત સમજી ગયો હતો કે આ કોઈ મહાદુઃખી જીવ છે જે જીવનપથ પર ડગ ભરતાં ભરતાં ઘણી ઠોકરો ખાતો ખાતો ગાંડા જેવો થઈ ગયો છે. હવે મને તે વાતાવરણમાં વધારે રોકાવું યોગ્ય લાગ્યું નહીં, જેથી હું ત્યાંથી ઊઠીને ઓરડાની બહાર આવ્યો અને જલદી દાદરો ઊતરી ગયો. મને નીચે ઊતરેલો જોઈને તે બહુરૂપી મહાત્માનો એક ભક્ત દોડતો દોડતો મારી પાસે આવ્યો અને વિસ્મયભર્યો બનાવટી ચહેરો કરીને કહેવા લાગ્યો, "સ્વામીજી! જોયાને આપે તે મહાત્માજીના ચમત્કાર! ક્યારેક

તે રડે છે તો ક્યારેક હસે છે. છે ને અવધૂત! રૂપિયાની નોટોનાં બંડલ ને બંડલ ક્ષણવારમાં મૂઠીમાંથી કાઢી દે છે." ઠંડા કલેજાની આવી 'નાખી દેવાની વાતો' કરનાર તે માણસ તરફ મેં તીક્ષ્ણ નજર ફેંકતાં જ તે ગભરાઈ ગયો અને ત્યાંથી મૂઠીઓ વાળીને નાઠો. હું તરત જ સમજી ગયો કે તે માણસ પેલા 'બહુરૂપી'નો દલાલ હતો અને મને 'સીસામાં ઉતારવા' આવ્યો હતો. આવા ગુરુ–ચેલાઓ ઉપજાવી કાઢેલા ચમત્કારોને નામે ભોળા દિલના લોકોને ઠગતા હોય છે.

આવા પાખંડીઓ વિષે વિચાર કરતો કરતો જ્યારે હું ધર્મશાળા તરફ આગળ વધી રહ્યો હતો ત્યારે રસ્તાની એક હોટલ પાસે ઊભેલી P. W. D.ની ખાલી ટ્રકને જોતાં જ સમજી ગયો કે આજે અહીંથી આગળની યાત્રા તે ટ્રક દ્વારા થઈ શકશે. ધર્મશાળામાં પહોંચતાં જ બધા યાત્રીઓએ મને 'ઉધડો લીધો.' કહેવા લાગ્યા કે નાહવામાં વળી આટલી તે વાર થતી હશે? મેં તે બધાને શાંત પાડ્યા અને પછી પેલા બહુરૂપી મહાત્માની 'લીલા કથા' કહી સંભળાવી. શ્રી રાજદેવ જગુભાઈની સામે જોઈને મલક્યા અને પછી મને કહેવા લાગ્યા, "કાલે હું, જગુભાઈ, જયંતિભાઈ વગેરે યાત્રીઓ પણ તેની મુલાકાત લઈ આવ્યા હતા. ત્યાંનું વાતાવરણ અને તેના રંગઢંગ અજબ જેવા લાગવાથી અમે તરત જ ત્યાંથી પાછા ફર્યા હતા. અમને તો તે કોઈ વામાચારી તાંત્રિક સાધુ લાગ્યો." આ સાંભળીને મેં કહ્યું કે તે તાંત્રિક નથી, પણ કોઈ દુઃખી ગૃહસ્થ છે. એવું લાગે છે કે તેની નોકરી છૂટી જવાથી કે પછી આવું બીજું કોઈ આર્થિક સંકટ આવી પડવાથી તે માણસ પોતાનું માનસિક સંતૂલન ગુમાવી બેઠો છે અને પ્રતિકૂળ સંયોગવશાત્ 'બહુરૂપી' બની ગયો છે. મારી વાત સાંભળીને ખાખીબાવાએ કહ્યું, "જો હો સો હો. હમેં ઉસસે ક્યા લેના દેના હૈ. ભગવાન ઉસકા કલ્યાણ કરે." આ સાંભળીને અમે તેના વિષે 'અચ્યુતમ્' કર્યું.





## —: બલવાકોટ તરફ પ્રયાણ :—

ઘડિયાળમાં નવ વાગ્યા હતા. ટ્રક ક્યારે રવાના થશે તેની ખબર કાઢવા માટે હું અને જયંતિભાઈ P. W. D. ના એન્જીનીઅર સાહેબને બંગલે પહોંચ્યા. તે સમયે સાહેબ દાઢી બનાવી રહ્યા હતા. દાઢી-મૂછ પર સાબૂના ફીણુનો થથેડો હતો તેમ છતાં ય તેમણે અમને જણાવ્યું, "આજે જરૂર અહીંથી ટ્રક રવાના થશે. ડ્રાઈવરને હુકમ કરી દીધો છે કે લગભગ ૧૦ વાગે યાત્રીઓને ટ્રકમાં બેસારીને ધારચૂલા જવા માટે નીકળવાનું છે. જો કે ડ્રાઈવરે હઠ પકડી છે અને જવાબ આપ્યો છે કે રસ્તામાં હજી ઘણો કાદવ છે. ટ્રકનાં પૈડાં ખૂંચી જશે. વળી વરસાદને લીધે રસ્તો કેટલીક જગાએ તૂટી ગયો છે. સાહેબ જો સાથે આવે તો તે ટ્રક લઈ જવાની હિંમત કરે વગેરે; તેમ છતાં ય હું તેને સમજાવીશ. જો તે પોતાની હઠ છોડશે નહીં તો બીજા ડ્રાઈવરને મોકલવાની વ્યવસ્થા કરીશ. તમે બધા યાત્રીઓ તમારો સામાન મજૂરો પાસે ઉપડાવીને ટ્રકમાં મુકાવી દો." સાહેબના આવા સૌહાર્દભર્યા શબ્દો સાંભળીને અમે પ્રસન્ન થયા અને ત્યાંથી નીકળીને શીઘ્રગતિએ ધર્મશાળામાં આવ્યા. બધાને સાહેબનો આદેશ કહી સંભળાવતાં મ્લાન ચહેરા તરત જ ખીલી ઊઠ્યા. બે યાત્રીઓ બજારમાં જઈને મજૂરો લઈ આવ્યા. બધાએ તેને 'હાથ આપીને'

બધો સામાન બંધાવ્યો અને ટ્રકમાં મુકાવ્યો. આજે પ્રભુકૃપાથી વરસાદ બંધ રહ્યો હતો. સૂર્યનો તડકો ભીની ધરતીને સૂકવી રહ્યો હતો. દસ વાગી ગયા હોવાથી અમે ટ્રક ઊપડવાની રાહ જોઈ રહ્યા હતા, તેટલામાં ડ્રાઈવર આવ્યો ને સીધો હોટલમાં ઘૂસી ગયો. તે ભૂખ્યો ડાંસ થયો હતો તેથી તેણે ભોજન મંગાવ્યું. તે દરમિયાન હું હોટલમાં પ્રવેશ્યો અને ટ્રક ક્યારે ઊપડશે તે વિષે ડ્રાઈવરને પૂછ્યું. મારો પ્રશ્ન સાંભળતાં જ તે લાલચોળ થઈ ગયો અને ભારત સરકારથી માંડીને તેના ઓવરસિયરો અને એન્જીનીઅરોના બાપદાદા સુધીનાને 'ચોપડવા માંડ્યો.' કહેવા લાગ્યો કે હજીસુધી તેને ત્રણ મહિનાનો પગાર મળ્યો નથી. અરજીઓ કરી પણ કોઈ સાંભળવા તૈયાર નથી. આ ચોર લોકો રસ્તાના બાંધકામમાંથી, મકાનના બાંધકામમાંથી, નદીનાળા પરના પુલોના બાંધકામમાંથી નાણાં હજમ કરી જાય છે. કરે છે કંઈક અને બતાવે છે કંઈક, અને અમને ગરીબોને હુકમ કરે છે, ત્રાસ આપે છે. શું આ ડાકૂઓને કોઈ કહેનારું નથી? સ્વામીજી મહારાજ! આ હૃદયની જ્વાળાઓને ક્યાં જઈને બુઝાવીએ?" ડ્રાઈવરના શબ્દો મારા દિલને સ્પર્શી ગયા. હું બધી પરિસ્થિતિ સમજી તો ગયો પણ અત્યારે તે બધામાં 'ઊંડા ઉતરવા' માંગતો ન હતો. મારું ધ્યેય અત્યારે કેવળ કૈલાસયાત્રાનું જ હતું. આથી મેં ડ્રાઈવરને શાંત પાડ્યો અને વસ્તુસ્થિતિ સમજાવી. તે સમજદાર હતો પણ તેને પોતાના ઉપરી–અધિકારીઓ સાથે 'ખટાખટ' થઈ જવાથી તે તેનો શત્રુ બની ગયો હતો. અમારી વાતચીત ચાલતી હતી તેવામાં ત્યાં ઓવરસિયર આવી પહોંચ્યો. ટ્રક ઊપડી કે નહીં તેની તપાસ કરવા માટે જ તે ત્યાં આવ્યો હતો. મેં તેને સંકેતથી સમજાવી દીધું કે ચૂપ રહેવામાં જ માલ છે, નહીંતર 'પાટે ચડેલી ગાડી પાછી ખડી જશે.' મારો સંકેત તે સમજી ગયો. ડ્રાઈવર પાસે જઈને તેની પીઠ થાબડતાં પ્રશંસા કરવા લાગ્યો. આથી ટ્રક હંકારવા માટે હા–ના કરી રહેલો ડ્રાઈવર છેવટે ટ્રક લઈ જવા માટે રાજી તો થઈ ગયો પણ કહેવા લાગ્યો, "જ્યાં સુધી સારો રસ્તો હશે ત્યાં સુધી ટ્રક લઈ જઈશ, તે કરતાં એક ફૂટ પણ ટ્રક આગળ હંકારીશ નહીં." ઓવરસિયરે તેની આ વાત માન્ય રાખી એટલે ડ્રાઈવર જમીને હોટલમાંથી બહાર નીકળ્યો. અમે બધા યાત્રીઓ તેમજ ધારચૂલા જનાર કેટલાક યાત્રીઓ ટ્રકમાં

ચડી ગયા. ડ્રાઇવર પણ પોતાની ‘સીટ’ પર બેઠો. ત્યાં તો સામેની દિશામાંથી ઘરઘરાટ કરતો એક મોટો ‘પબ્લિક કેરીયર’ (ખટારો) આવી પહોંચ્યો. તેમાં પિથૌરાગઢના યાત્રીઓ બકરાંઘેટાંની જેમ ઠાંસી ઠાંસીને ભર્યા હતા. આવનાર યાત્રીઓએ જણાવ્યું કે વર્ષા પડવાથી ‘બસ’ સેવા ખોરવાઈ ગઈ તેથી આ ટ્રકને ભાડે કરીને અહીં આવી પહોંચ્યા છીએ. આવેલી ટ્રક ધારચૂલા જવાની નહોતી તેથી તેમાં આવી પહોંચેલા યાત્રીઓ અમારી ટ્રકના ડ્રાઇવરને મળ્યા અને તેને થોડી વધારે રકમ આપવાની લાલચ આપીને અમારી ટ્રકમાં ચડી ગયા. ટ્રકમાં મુસાફરોની સંખ્યા વધારે હતી તેથી આવનારાઓને ઊભા રહેવું પડયું. ડ્રાઇવરે હોર્ન વગાડયું. એટલામાં મારી પાસે એક યુવક આવ્યો અને મને કહેવા લાગ્યો, “હું હમણાં જ આવેલી ટ્રક દ્વારા પિથૌરાગઢથી અહીં આવ્યો છું. મારું નામ ઉમેશચંદ્ર મિશ્ર છે અને ભુવનેશ્વર (ઉડીસા)નો રહેવાસી છું. મારી ઇચ્છા કૈલાસયાત્રા કરવાની છે. અલમોડાના ‘સરકારી પર્યટક કેન્દ્ર’ના સંચાલક શ્રી જોષીએ મને આપનું નામ આપ્યું છે અને જણાવ્યું છે કે આપ યાત્રાસંઘ લઈને થોડા દિવસ પહેલાં જ અલમોડાથી રવાના થઈ ગયા છો. આથી હું આપની સાથે થવા માટે અલમોડાથી જલદી જલદી રવાના થયો હતો. પ્રભુકૃપાથી આજે અહીંયા ભેટ થઈ શકી. મારી ઇચ્છા આપના યાત્રાસંઘની સાથે રહીને કૈલાસયાત્રા કરવાની છે. કૃપયા સ્વીકૃતિ આપો.” આ સાંભળીને મેં તે યુવકના ઉત્સાહ અને ધર્મભાવમાં વૃદ્ધિ કરતાં કહ્યું, “અમારી સાથે તમે જરૂર આવી શકો છો. ધારચૂલામાં અમે બે દિવસ રોકાઈશું. તમે ત્યાં આવીને અમને મળો એટલે બધું નક્કી થશે.” મારા આવા ઉત્સાહવર્ધક જવાબથી તે પ્રસન્ન થયો અને મને નમસ્કાર કરવા લાગ્યો. તેને જોઈને દામજીભાઈ કહેવા લાગ્યા, “આવ ભાઈ હરખા, આપણે બેઉ સરખા.” તેની આ ઉક્તિ સાંભળીને બધા યાત્રીઓ હસી પડ્યા. એટલામાં ડ્રાઇવરે ટ્રકને હંકારી. બધાએ “કૈલાસપતિ ભગવાન કી જય,” અને “હર હર મહાદેવ હર”ના મંગળ જયઘોષોથી ગગન ગજાવી મૂકયું.

અસકોટથી જૌલજીબી સુધીનો મોટર માર્ગ સાડાછ માઈલના હળવા ઉતરાણનો હતો, પણ ગરજીયાના પુલ જેવું કઠિન ઉતરાણ નહોતું. વરસાદને લીધે માર્ગમાં ઘણી જગાએ કાદવ થઈ ગયો હતો.

તેમાંથી ટ્રક મહા મહેનતે બહાર નીકળતી હતી. કેટલીક જગાએ તો લાલ માટીવાળા પહાડોની ધાર વરસાદને લીધે ફસકાઈને રસ્તા પર છવાઈ જવાથી ઘણો ચીકણો કાદવ જમા થઈ ગયો હતો. તેમાંથી ટ્રકને બહાર કાઢવા માટે રસ્તા પર ઝાડનાં પાન, ડાળીઓ, ઘાસ, પથ્થર વગેરે બિછાવવાં પડતાં હતાં. આ કાર્યમાં મુસાફરોએ મદદ કરવી પડતી હતી. આટલી મહેનત કરવા ઉપરાંત ટ્રકને ધક્કા પણ મારવા પડતા હતા, ત્યારે ટ્રક ધીમે ધીમે બહાર નીકળતી હતી. આવી રીતે મંથર ગતિએ આગળ વધતાં ભાગ્યે જ ત્રણ માઈલનું અંતર કાપ્યું હશે, એટલામાં ડ્રાઇવરે ઓચિંતી બ્રેક મારીને ટ્રક રોકી દીધી. આગળના રસ્તાની વચ્ચોવચ કાચા પહાડ પરથી ધસી આવેલો એક વિશાળકાય પથ્થર પડ્યો હતો. જ્યાં સુધી તે પથ્થર ખસેડવામાં ન આવે કે પછી તેને તોડીને ભૂકેભૂકા કરી નાંખવામાં ન આવે ત્યાં સુધી ત્યાંથી ટ્રકને આંગળ લઈ જવી અસંભવ હતું. સમીપમાં રસ્તાને ઠીક કરી રહેલા મજૂરોને આ પથ્થર વિષે પૂછતાં તે લોકો કહેવા લાગ્યા, " ગઈ કાલે તો રસ્તો સારો હતો, પણ રાતના અનરાધાર વરસાદે જ બધું 'ચોપટ' કરી નાંખ્યું. હવે તો આ પથ્થરને તોડ્યા વિના છૂટકો જ નથી." મજૂરોની આ વાત સાંભળીને ડ્રાઇવર અને મુસાફરો ટ્રકમાંથી નીચે કૂદી પડ્યા. કેટલાક સશક્ત યાત્રીઓ અને મુસાફરો મજૂરોને મદદ કરવા તૈયાર થઈ ગયા જ્યારે માંદલા અને 'આરામતલબ' યાત્રીઓ આ બધી ઝંઝટમાં ન પડતાં જૌલજીભી તરફ ચાલી નીકળ્યા. મજૂરોની પાસે પથ્થર ફોડવા માટે 'ગન પાવડર' ઘણ, છીણી વગેરે હતાં જ, એટલે બધા કામે લાગી ગયા. લગભગ બે કલાકના ભારે પરિશ્રમે પથ્થર તૂટ્યો અને રસ્તો સાફ થયો. જયંતિભાઈએ ખુશ થઈને બધા મજૂરોને એકએક રૂપિયો બક્ષીસ આપી. ત્યાર પછી બધાની શુભકામના લેતાં અમે ટ્રક દ્વારા ત્યાંથી રવાના થયા. અહીંથી આગળનો રસ્તો પહેલાં કરતાં ઘણો સારો હતો. આથી ટ્રક જૌલજીભી તરફ પૂરપાટ દોડવા લાગી. પણ આ ગતિ લાંબા સમય સુધી ટકી શકી નહીં. જૌલજીભી ગામની સમીપ વહેતી ગૌરીગંગા નદી પર બંધાઈ રહેલા લોખંડના પુલ પાસે ટ્રક પહોંચતાં જ તેને ઓચિંતી રોકી દેવી પડી. (જુઓ ચિત્ર નં.-૩૨). અહીં વરસાદને લીધે રસ્તામાં એક ઊંડો ખાડો પડી ગયો હતો. આ જોઈને મારાથી બોલાઈ જવાયું, 'ઓહ ! તાડથી પડ્યા, તો ખજૂરમાં આવી અટક્યા.' હું ગ્રહચક્રોના

આ ખેલોને સમજવામાં અસમર્થતા અનુભવ કરી રહ્યો હતો. ‘करेंगे या मरेंगे’ ના સૂત્ર અનુસાર અમારા માર્ગમાં ભલે ગમે તેવા અવરોધ આવે પણ અમારે તો આગળ વધવાનું જ છે એ વિષે અમે પાકું કરી લીધું હતું. આથી ત્યાં કામ કરી રહેલા મજૂરોની સહાયથી તે ખાડાને પથ્થર અને માટીથી પૂરવામાં અમને લગભગ એક કલાક તો લાગી જ ગયો. એટલા સમયમાં તો કેટલાક આરામપ્રિય યાત્રીઓએ હોટલમાં ચાપાણી પતાવી આરામ પણ કરી લીધો. ખાડો પુરાઈ જતાં ત્યાં ડ્રાઈવર સાહેબ જોવામાં આવ્યા નહીં. તેના નામની મોટેથી બૂમો પણ પાડી પણ ક્યાંયથી ઉત્તર મળ્યો નહીં. છેવટે હું તેની શોધ કરતો કરતો જ્યારે પુલ બાંધનારા લોકોની પતરાના છાપરાવાળી ઓરડીમાં પહોંચ્યો ત્યારે મેં ત્યાં “ભાઈસાહેબ”ને પાથરેલા ખાટલા પર લાંબા ટાંટિયા કરીને સૂતેલા જોયા. મેં તેને હલાવીને ઉઠાડ્યો અને ટ્રકને લઈને ધારચૂલા ચાલવા માટે કહ્યું ત્યારે તે આંખો ચોળતો ચોળતો કહેવા લાગ્યો, “અહીંથી આગળનો રસ્તો ઘણો બગડી ગયો છે જેથી હું સાહસ નહીં કરું.” આ ‘એક તાણે ત્યાં તેર તૂટે’ જેવી વિપરીત પરિસ્થિતિ જોતાં મને થયું કે ‘અમારો આ સંઘ ક્યારે દ્વારકા પહોંચશે!’ આ વિષમ બનતી જતી પરિસ્થિતિમાંથી બહાર નીકળવાનો એક જ ઉપાય મને સૂઝ્યો. તે હતો ચાણક્યનીતિ અનુસારનો ‘સામ, દામ, દંડ અને ભેદ’નો. મેં જયંતિભાઈ પાસેથી પાંચ રૂપિયાની કડકડતી નોટ લઈને ડ્રાઈવરના ગજવામાં સરકાવી દીધી. તેને કહ્યું, “આ કાંઈ લાંચ–રુશ્વત નથી હો! આ તો તેં યાત્રાસંઘની જે કાંઈ સેવા કરી છે તેનો મામૂલી બદલો છે. અહીંથી ધારચૂલા પહોંચ્યા બાદ તને વધારે ભેટ ધરીશું. હવે અહીંથી ઊઠ, ચાલ જલદી કર. સમય જાય છે.” મારી આ તરકીબની તેમજ મીઠાં વેણની અસર તેના મન પર થયા વિના રહી નહીં. તે આળસ મરડીને ઊભો થતાં કહેવા લાગ્યો, “સ્વામીજી! કેવળ આપના સન્માન ખાતર હું યાત્રાસંઘને બલુઆકોટ સુધી પહોંચાડીશ, આ કરતાં એક ડગલું પણ આગળ જઈશ નહીં.” મેં તેને સમજાવ્યો, “ચાલ, તું એમ કર કે અમને બધાને બલુઆકોટના સરકારી વિશ્રામગૃહ (ડાકબંગલા) સુધી પહોંચાડી દે. ત્યાર પછી અમે અમારું ફોડી લઈશું.” ડ્રાઈવરે મારી વાત માની લીધી જેથી અમે બધા ટ્રકમાં ચડી ગયા. ટ્રક પહાડી રસ્તા પર ધીમેધીમે આગળ વધવા લાગી. બેત્રણ મિનિટ પછી અમે એક એવા તો સુંદર અને પવિત્ર

સ્થાનની પાસે આવી પહોંચ્યા જ્યાં આંબાના વૃક્ષની નીચે એક પ્રાચીન શિવમંદિર હતું.

આ સ્થાનમાં ગૌરીગંગા અને કાલીગંગા નામની બે નદીઓ આવી એકબીજાને મળતી હોવાથી ધાર્મિક દૃષ્ટિએ પણ આ સંગમસ્થાનનું ઘણું મહત્ત્વ છે. વળી નદીઓ પણ એવી રીતે મળે છે કે શ્વેત અને શ્યામ જળને મિશ્રિત કરતી જાણે જળની લાંબી જીહ્વા ( જીભ ) બનાવતી ન હોય! આથી જ તો આ સ્થાનનું નામ 'જૌલજીભી' ( જલજીહ્વા ) પડ્યું છે. આ બે નદીઓમાંની એક 'કાલીગંગા'નું 'લિપુ–લા' નામના બરફથી ભરેલા ઘાટા (Pass) પાસે ઉદ્ગમ સ્થાન છે (આ સ્થાન ભારતીય સીમામાં છે) જ્યારે 'ગૌરીગંગા'નું ઉદ્ગમ સ્થાન 'મિલમ' ગ્લેસિયર (હિમશિલાખંડ)માં છે. ગૌરીગંગાને કિનારે આવેલા શિવમંદિરના નીચેના ભાગમાં 'જૌલજીભી' નામનું એક ગામડું છે જેની મોટા ભાગની જનસંખ્યા મુસલમાનોની છે. આ ગામ સમુદ્રની સપાટીથી ૨૧૦૦ ફૂટની ઊંચાઈ પર છે. અને અહીં જોહાર, નેપાળ, અસકોટ અને દરમાના રસ્તાઓનું મિલન થાય છે.

અહીં દરવર્ષે માર્ગશીર્ષ પ્રતિપદાથી ( એટલે કે લગભગ ૧૫ નવેમ્બરથી) લઈને ત્રણચાર દિવસ સુધી મોટો મેળો ભરાય છે. જેમાં કુમાઉઁ ગઢવાલ, નેપાળ અને તિબેટના વેપારી લોકો ઘણી જાતની વસ્તુઓ લઈ આવીને વેચે છે. આ મેળામાં પંદર હજારથી પણ વધારે લોકો એકઠા થાય છે. વેપારની સાથે સાથે આ મેળામાં નૃત્ય, ગાન, નાટક વગેરેના મનોરંજન કાર્યક્રમ પણ યોજાય છે. તિબેટમાંથી જે વસ્તુઓ આવે છે તેમાં ઊન, ઊનના કપડાં, ખારો, કસ્તૂરી, ચમર, ચામડાં વગેરેનું પ્રમાણ વિશેષ હોય છે. નેપાળના વેપારીઓ ઘી, મધ, અનાજ, ફળ, ચામડાં, કસ્તૂરી વગેરે વેચવા માટે લાવે છે. ભારતના વેપારીઓ સુતરાઉ કપડાં, કાપડ, તાંબાપિત્તળનાં વાસણો, મીઠું, ગોળ, સાકર, ફળ તેમજ સ્નો પાવડર, તેલ, અત્તર વગેરે સૌંદર્ય પ્રસાધનની વસ્તુઓ લાવે છે. આ મેળામાં બે થી ત્રણ લાખ રૂપિયાનો માલ વેચાય છે.

'જૌલજીભી'ના મેળાની જેમ જ 'બાગેશ્વર' ( વાઘ્રેશ્વર ) માં મકરસંક્રાન્તિ ( ૧૪ જાન્યુઆરી ) દિવસે ચાર દિવસનો મેળો ભરાય

છે અને 'થલ'માં વૈશાખ પૂર્ણિમાના (લગભગ ૧૫ એપ્રિલ) દિવસે સાત દિવસનો મેળો ભરાય છે. કેટલાક ઈતિહાસકારોનું એવું કહેવું છે કે જૌલજીભીનો મેળો ઈ. સ. ૧૯૧૪ થી શરૂ થયો છે કિન્તુ ગામના વૃદ્ધ લોકો કહે છે કે તેના કરતાં પણ ઘણાં વર્ષો પહેલાંથી આ મેળો શરૂ છે.

જૌલજીભીથી હવે અમારે કાલીગંગાના તીરે તીરે આગળ વધવાનું હતું. ધારચૂલા સુધી મોટર રસ્તો બનેલો છે, પણ અમને સાંભળવા મળ્યું કે ગઈકાલના ધોધમાર વરસાદે તેને ઘણી જગાએ ધોઇને વહેવરાવી દીધો છે. આથી ત્યાં સુધી ટ્રક પહોંચવી અસંભવ હતું. અમે તો જ્યાં સુધી ટ્રક દ્વારા આગળ જવાય ત્યાં સુધી જવા માટે કૃતનિશ્ચયી હતા આથી જૌલજીભીથી રવાના થયા. રસ્તો ધોવાઈ ગયો હોવાથી આગળ વધવામાં ઘણું સતર્ક રહેવું પડતું હતું. છ માઈલ રસ્તો કાપ્યા બાદ ટ્રક બલુઆકોટ નામના સ્થળે આવીને અટકી. આ સ્થળ સમુદ્રની સપાટીથી ૩,૦૦૦ ફૂટ ઊંચું હતું. આગળનો રસ્તો તદ્દન ખરાબ હોવાથી ટ્રકને ત્યાંથી એક ઇંચ પણ આગળ હંકારવા માટે ડ્રાઇવર રાજી ન હતો. તેણે 'બલવાકોટ' પહોંચીને જાણે બળવો કરી દીધો. આથી હવે તેને વધારે છંછેડવામાં મઝા ન હતી. ટ્રકમાંનો બધો સામાન નીચે ઉતારી નાંખવામાં આવ્યો અને મજૂરોની સહાયતાથી ઊંચકીને પાસેના સરકારી ડાક બંગલામાં લઈ જવામાં આવ્યો. ભાગ્યજોગે તે દિવસે ડાક બંગલો તદ્દન ખાલી હતો એટલે અમને બધાને તેમાં રહેવાની રજા મળી ગઈ, નહીંતર તે સમી સાંજે અમે બધાં અમારા 'લબાચા કચાં ફેરવત' અને જમવા સૂવાનું શું કરત ? આ વિચાર જ શરીરમાં કંપારી ઉપજાવે તેવો હતો. આ માર્ગમાં આવેલા સરકારી ડાક બંગલાઓમાં ઊતરવા માટે જીલ્લા અધિકારી પાસેથી વિશેષ પ્રકારનો આજ્ઞાપત્ર લેવો જરૂરી હોય છે. અમારી પાસે તો આવું કાંઈ હતું નહીં, તેમ છતાં ય અમને ડાક–બંગલામાં જગા મળી તેનું કારણ એ હતું કે અમે બધા આજે P. W. D.ની સરકારી ટ્રકમાં બેસીને આવ્યા હતા. ડાક બંગલાની દેખરેખ રાખનાર શ્રી ચમ્મરસિંહે અમને સમજાવ્યું કે અમારે હંમેશના એક ઓરડા દીઠ બે રૂપિયા લેખે ભાડું ચૂકવવું પડશે. આ માટે અમે પહેલા નાણાં ચૂકવવા પણ તૈયાર હતા. અમારે તો ઉત્તમ સ્થાન અને સારી વ્યવસ્થાની જ જરૂર હતી.

ચમ્મરસિંહ સારા સ્વભાવનો માણુસ હોવાથી તેણે એમને મોટામોટા ત્રણ સ્વચ્છ ઓરડા ઉઘાડી આપ્યા. તેમાં ટેબલ, ખુરશી વગેરે ફરનીચર પણ મૂક્યું. યાત્રીઓએ પોતપોતાના બિછાનાં છોડયાં અને જેને જ્યાં ફાવ્યું ત્યાં બિછાવીને લાંબા થયા.

આજની ઓછા અંતરવાળી છતાં ય મહા મુશ્કેલીઓથી ભરેલી કષ્ટદાયક યાત્રાથી થાકેલા અને અશાંત થયેલા જીવો બિછાનાંમાં પડ્યા પડ્યા વાતો કરી રહ્યા હતા કે હજી તો આ ‘પાશેરામાં પહેલી પૂણી’ છે ત્યાં જ આટલી બધી હેરાનગતિ વેઠવી પડી, તો પછી આગળ હિમાલય ઓળંગીને તિબેટ પહોંચતાં પહોંચતાંમાં તો માથે શું ય વીતશે ! એટલામાં ખૂણામાં ધાબળો પાથરીને આડા પડેલા ખાખીબાવા બોલી ઊઠ્યા, “બલુઆ ( બલુઆકોટ ) પહોંચતે પહોંચતે તો હલુવા નીકલ ગયા. પતા નહીં આગે ક્યા નીકલને વાલા હૈ.” મેં આ સાંભળીને કહ્યું, “હરિ કરે તે ખરી” આ મંત્રનું સ્મરણ કરતાં કરતાં આગળ વધવું એજ કલ્યાણકારી છે. ‘ખાંડણિયામાં માથું નાંખ્યા પછી ધબકારાથી તે વળી શું ડરવું.’ મારા આ સૂચનથી બધા ચૂપ થઈ ગયા.

થોડો સમય વિશ્રામ કર્યા બાદ જ્યારે હું ઊઠીને ઓરડાની બહાર નીકળ્યો ત્યારે મેં ખાખીબાવાને સામેથી આવતા જોયા. તે વખતે તે કાલીગંગામાં સ્નાન કરીને આવી રહ્યા હતા. મારા પ્રશ્ન કરતા પહેલાં જ તેમણે કહ્યું કે આજે જરા વધારે પડતું તીખું-તમતમું ખવાઈ ગયું હતું તેથી કસમયે બહાર જવું પડ્યું. પાછા ફરતાં કાલીગંગામાં ખંખોળીયું કરતો આવ્યો. કિનારો સારો છે તેથી નહાવામાં મઝા પડી. તેમની આ વાત સાંભળીને મને પણ કાલીગંગામાં સ્નાન કરવાનું મન થયું તેથી હું ટુવાલ અને કમંડલૂ લઈને તે તરફ નીકળી પડ્યો. નદી ડાકબંગલાની ડાબી બાજુએ લગભગ અડધો ફર્લાંગ દૂર હતી પણ ત્યાં જવાની કેડી નાની અને પથરીલી હતી. જો કે ડાકબંગલામાં નળની વ્યવસ્થા છે ને યાત્રી સ્નાનઘરમાં બેસીને નાહી-ધોઈ શકે છે, તેમ છતાં ય કોઈની ઈચ્છા કાલીગંગામાં સ્નાન કરીને પુણ્ય કમાવાની હોય તો તેને આવી પથરીલી કેડીનો જ આશ્રય લેવો જ પડે છે.

કાલીગંગાને કિનારે જઈને જોયું તો ઘુઘવાટા કરતી અને ફીણ ઉછાળતી કાલીમૈયાનું દર્શન કાચાપોચાને કંપાવી નાંખે તેવું હતું. તેમાં ય આવી સાંજના સમયે તેમાં સ્નાન કરવા માટે ઊતરવું તે 'બચ્ચાના ખેલ' નહોતા. હિમાલય કે કૈલાસની યાત્રા દરમિયાન સ્નાન, જળપાન વગેરે વિષેની અત્યંત આવશ્યક સૂચના યાત્રીઓના ભલા માટે હું અહીં આપી રહ્યો છું; જે આ પ્રમાણે છે: ઠંડા પાણીવાળી નદીઓમાં સ્નાન કરવું તે મોટા ભાગના લોકોને પોતાની તબિયતને પ્રતિકૂળ લાગે છે. તેનું એક કારણ એ છે કે આ હિમસરિતાઓ હિમપર્વતમાંથી નીકળતી હોવાથી તેનું જળ ઘણું જ શીતળ હોય છે અને બીજું કારણ એ છે કે પહાડપર્વતોમાંથી પછડાતી અને ગર્જના કરતી કરતી નીચે આવતી હોવાથી તેના જળમાં ઝીણી ઝીણી રેતી ઊછળતી રહે છે જે અનુભવહીન સ્નાનાર્થીના કાન, નાક, આંખ વગેરેમાં ઘૂસી જાય છે. આથી સ્નાન કરવાના ઇચ્છુક નવા યાત્રીએ બાલદીમાં નદીનું જળ ભરી લઈ તેને થોડા સમય સુધી સ્થિર થવા દેવું જોઈએ કે જેથી અંદરની રેતીના કણો બાલદીના તળિયે બેસી જશે અને પાણી સ્વચ્છ થઈ જશે. ત્યાર પછી આ સ્વચ્છ પાણીને બીજા વાસણમાં સાવચેતીથી ગાળી લેવું જેથી રેતીના સૂક્ષ્મ કણો દૂર થઈ જશે. ત્યાર પછી જ્યાં ઠંડો પવન વાતો ન હોય તેવા સ્થાનમાં બેસીને આવા જળથી સ્નાન કરવું. જો કોઈ યાત્રીની તબિયત સારી હોય, તેનામાં ઠંડી સહન કરવાની શક્તિ હોય અને તે આવી નદીના ઠંડા જળમાં સ્નાન કરવા ઇચ્છતો હોય તો તેણે નદી તટના એવા સ્થાનમાં જઇને ધીરેધીરે પાણીમાં ઊતરવું જોઇએ જ્યાં કિનારા પર પકડવા માટે ખડક કે મોટા મોટા પથ્થરો હોય, જળપ્રવાહ શાંત અને સ્વચ્છ હોય અને નદીમાં ઊતરવાનો રસ્તો લપસણો ન હોય. તરતાં ન આવડતું હોય તેવા યાત્રીએ કમર સુધીના પાણી કરતાં વધારે ઊંડું ઊતરવું નહીં તેમ જ ખેંચાણવાળા પ્રવાહ તરફ ન જવું. સ્નાન કરતી વખતે દીર્ઘશ્વાસ લીધા પછી પોતાના હાથની આંગળીઓથી આંખ, નાક, કાન અને મુખ બંધ કરી શક્તિ અનુસાર જળમાં ડૂબકીઓ મારવી. ઘણાં બિન અનુભવી અને અધીર યાત્રીઓ નદીને જોઈને આનંદમાં આવી જઈ તેમાં કૂદી પડે છે. કમર કરતાં વધારે ઊંડા જળમાં જતાં વેગવાળા પ્રવાહમાં તણાવા લાગે છે. આવાં, વગર વિચાર્યાં કાર્યો દુર્ઘટનાને વહોરે છે. યાત્રીઓ આ વાત યાદ રાખે કે હિમાલય અને તિબેટની નદીઓ

દેખાવમાં તો પાતળી ( ઓછી પહોળી ) લાગે છે પણ તેનો પ્રવાહ ઘણો વેગવાળો હોય છે. અસાવધ સ્નાનાર્થીને તો તે જોતજોતામાં ઊંડાજળમાં ખેંચી જઈ અંદરના મોટાં મોટાં પથ્થરો સાથે અફળાવીને મારી નાંખે છે. પછી આવી નદીઓમાંથી મરનારનું મડદું મેળવવું ય અસંભવ બને છે. યાત્રા વખતે પહાડપર્વતોના જળ વિષે ધ્યાન દેવાની એક વિશેષ વાત એ છે કે માર્ગમાં આવતી નદી, ધોધ, કુંડ, નાળાં વગેરેમાંથી જળ પીતા પહેલાં એ જોઈ લેવું જરૂરી છે કે જળ અશુદ્ધ, મેલું, ગંધાતું, ઠંડું, કાંકરીઓવાળું તો નથીને. વળી જળને ગાળ્યા અને ઉકાળ્યા વિના પીવાથી પેટના અને ચામડીના ભયંકર રોગો થવાની શક્યતા રહે છે. મેં મારી ‘ મુક્તિનાથની યાત્રા ’ વખતે પશ્ચિમ નેપાળના બેચાર એવાં ગામ જોયાં હતાં જ્યાંના મોટાભાગના રહેવાસીઓનાં ગળાં ફૂલેલાં હતાં. આ રોગને ‘ કંઠમાળ ’ કહે છે અને તેનું કારણ ગંદું જળ છે. નેપાળના જળવિશેષજ્ઞોએ આ વિષે તપાસ કરીને જણાવ્યું હતું કે તે ગામોની જળધારાઓ, જળધોધ વગેરેમાં ‘ આયોડીન’ની અછત હોવાથી પાણી પીનારાઓને આવા રોગો થાય છે. તેઓનું એવું પણ કહેવું હતું કે કેટલીક જળધારાઓ પહાડપર્વતની ઝેરી જડીબુટ્ટીઓ અને વનસ્પતિઓમાં થઈને બહાર આવતી હોવાથી પાણી પીનારના શરીરમાં ભયંકર રોગો ઉત્પન્ન કરે છે. આ બધાં કારણોથી યાત્રીએ યાત્રા દરમિયાન જળ પીવામાં કે જળમાં નહાવામાં અત્યંત સાવધાન રહેવું જોઈએ. એક આયુર્વેદાચાર્યે જળ વિષે કહ્યું છે કે “ ઝેર અને જળમાં કેવળ એટલો જ ફેર છે કે ઝેર માણસને જલદી મારે છે જ્યારે અશુદ્ધ જળ માણસને રોગી બનાવી દઈ રીબાવી રીબાવીને મારે છે. ” સંક્ષેપમાં એ જ કહેવાનું કે યાત્રીએ શુદ્ધ જળને ઉકાળી, ગાળી, ઠંડુ પાડીને પછી જ પીવું જોઈએ. આવા જળથી ભરેલું થર્મોસ સાથે રાખવાથી યાત્રામાં કોઈ મુશ્કેલી આવતી નથી.

કાલીગંગા નદીના તટપર એક જગાએ આવેલા મોટા પથ્થર પાસે ખાડા જેવું બની ગયું હતું. ત્યાં પાણી ઠંડુ હોવા છતાં ય શાંત અને સ્વચ્છ હતું. થોડી થોડી વારે ઊછળતી નદીનું પાણી આ ખાડામાં ભરાતું હતું અને વધારાનું પાણી તેમાંથી છલકાઈ જતું હતું. મને આ સ્થાન સ્નાન કરવા માટે યોગ્ય જણાયું. જો કે હું તરતાં સારી રીતે

જાણતો હતો પણ પહાડોની આવી તોફાની નદીઓમાં ઊંડા ઊતરવું તે હાથે કરીને મૃત્યુને વહોરવા જેવું હતું. મેં નદીના તટ પર વસ્ત્રો ઉતાર્યાં અને સાવધાનીપૂર્વક ખાડામાં ઊતર્યો. ઓહ !....શું ઠંડુ જળ !....શું ઠંડુ જળ ! હજી તો ડૂબકી પણ મારી નથી ત્યાં તો હાડકાં કકડવા લાગ્યાં અને રુંવાટાં તો શાહૂડીનાં પીછાં જેમ ઊભાં થઈ ગયા. તેમ છતાં ય હૈયે હિંમત રાખીને 'જય મહાકાલી, જય બાબા વિશ્વનાથ જય કૈલાસપતિ, જય ગુરુ દત્તાત્રેય,' એમ મોટેથી બોલતાં બોલતાં મેં ચાર ડૂબકીઓ તો લગાવી જ દીધી. બહાર નીકળીને જલદી જલદી ભીનાં વસ્ત્ર બદલી નાખ્યાં અને પાસેની શિલા પર પલોંઠી મારીને બેસી ગયો. થોડા સમય સુધી શાંત થઈને બેસવાથી શરીરમાં 'ગરમાવો' આવ્યો. શરીર જાણે હલકુંફુલ જણાવા લાગ્યું. એવું લાગ્યું કે શરીરમાં જાણે નવી શક્તિ ઊતરી આવી. તે વખતનું ચારેબાજુનું દૃશ્ય મનમોહક અને અંતર્મુખી બનાવી દે તેવું અનુભવ્યું. નદીની પેલે પારના નેપાળ રાજ્યના પહાડોમાંથી આવતો સુગંધિત મંદમંદ સમીર પ્રેરણાપ્રદ, ચક્ષુઓની ગરમી દૂર કરનારો તથા હૃદયમાં શીતળતાનું સિંચન કરનારો હતો. પહાડોમાંથી નીચે પડતા પાણીના ધોધ જાણે ચાંદીના રસ જેવા દેખાતા હતા. આકાશમાંનાં શ્યામ વાદળાંની હાર જાણે પહાડોના કાનમાં કંઈક ગુપ્ત વાત કરી રહી હતી અને તે વાતને સાંભળવા માટે નીચે તરફની કાલીગંગા જાણે ઊછળતીકુદતી વાદળાંની પાછળ પાછળ દોડી રહી હતી. દૃશ્ય ખરેખર અદ્‌ભુત કહી શકાય.

રાત્રી ધીમે ધીમે પોતાનો શ્યામ અંચળો આખાય પ્રદેશ પર પાથરવા લાગી. હવે કાલીગંગાનું ભયંકર છતાં ય મધુર, અસ્પષ્ટ છતાં ય આનંદપ્રદ, પુરાણું છતાંય નવીન સંગીત ચારે બાજુના વાતાવરણને ઝંકૃત કરવા લાગ્યું. જે જાણે તે જ આનંદ માણી શકે. હું થોડો વખત તેના કિનારે બેસી, ઘનઘોર રાત્રીના તેના સંગીતની મઝા માણી ત્યાંથી ઊઠ્યો. રસ્તો ખરાબ હોવાથી અને રાત્રીનો સમય હોવાથી મને ડાકબંગલામાં પાછા ફરતાં વધારે મોડું થઈ ગયું. ઓરડામાં પ્રવેશતાં જ રસોઈની સુગંધથી નાસિકા ફૂલતી ઊંચીનીચી થવા લાગી. બધા યાત્રીઓ સાથે બેસીને ગરમ ગરમ રસોઈ લહેરથી જમી રહ્યા હતા. જોકે આજે ખાખીબાવાએ મારા માટે ફલાહારી પુરી અને બટાકાનું શાક બનાવીને

તૈયાર રાખ્યું હતું પણ આજે મને ભોજન કરવાની જરાય રુચિ ન હતી. એનો અર્થ એ નહીં કે હું અસ્વસ્થ થઈ ગયો હતો. સાચી વાત તો એ હતી કે આ સ્થાનનું વાયુમંડળ મને એવું તો અદ્ભુત લાગ્યું કે હું ભોજન કરતાં 'ભજન' તરફ વધારે આકર્ષાયો. આથી મહામંત્રનો જપ કરતો કરતો વરંડામાં ટહેલવા લાગ્યો. ભોજન પતાવ્યા બાદ શોખીન યાત્રીઓએ પાન સોપારીનો મુખવાસ કર્યો અને પછી પોતપોતાના બિસ્તરા કોઈએ ઓરડામાં તો કોઈએ ઓસરીમાં પાથર્યા. થોડા સમય પહેલાં જે કાળાં વાદળાંએ આકાશને ઘેરી લીધું હતું તે હવે ઝરમર ઝરમર વરસવા લાગ્યાં. જોતાજોતામાં તો આકાશમાં ભયંકર ગડગડાટ થવા લાગ્યા અને વીજળીએ જાણે તાંડવનૃત્ય આદર્યું. વાદળાંના કર્ણવેધક પ્રતિધ્વનિ પહાડોમાં કેટલીક મિનિટ સુધી ધણધણવા લાગ્યા. થોડીવારમાં તો વરસાદનાં ઝાપટાં શરૂ થઈ ગયાં. ઓસરી ભીંજાવા લાગી. આ જોઈને ખાખીબાવા અને દામજીભાઈ પોતાના બિસ્તરા સંકેલીને ઓરડાની અંદર ચાલ્યા ગયા. મેં પણ મારું મૃગચર્મ ઉઠાવ્યું અને અંદરના એક ખૂણામાં બિછાવ્યું. વરસાદ ધીમે ધીમે વધવા લાગ્યો. ચારેબાજુએ જાણે ડામર લીપ્યો હોય તેવું ઘોર અંધારુ હતું. ઓરડામાં ફક્ત એક નાનું ફાનસ પોતાનો સીમિત પ્રકાશ ફેંકી રહ્યું હતું. આ જોઈને હું 'સસીમ' અને 'અસીમ' એવી મહાશક્તિ વિષે વિચાર કરી રહ્યો હતો એટલામાં તો અસીમ મહાશક્તિ શ્યામાએ જાણે આકાશમંડળમાં અટ્ટહાસ્ય કર્યું. પહાડપર્વત જાણે કંપી ઊઠ્યા. વસુંધરાની સુંવાળી ગોદમાં સોડ તાણીને નિર્ભયપણે સૂતેલા નાનાંમોટા જીવો ફફડી ઊઠ્યા. શબ્દ તેજ માં પરિણમ્યું. તરત જ ભગવતી શ્યામા વિદ્યુતરૂપે ચમકી. પહાડના પથ્થરે પથ્થર અને તણખલે તણખલું દીપી ઉઠ્યાં. અવનિ પર જાણે આલોકરાજ્ય! ઘણાં વર્ષોથી કઠિન તપસ્યા કરી રહેલો કોઈ યોગી જ્યારે પોતાની સુષુમ્ણાનાડીમાં પ્રવેશે છે ત્યારે શું આવો જ મહાપ્રકાશ તે અનુભવતો હશે! થોડીક્ષણ સુધી તો આ આલોકરાજ્ય કે પ્રકાશક્ષેત્ર રહ્યું પણ પછી તરત જ ઘોર અંધકારપટ છવાઈ ગયો. જાણે આખાય પહાડી પ્રદેશે કાળો ધાબળો ઓઢી લીધો. આહા! પ્રકૃતિની કેવી અદ્ભુત લીલા! આકાશમાંથી નાદ અને નાદમાંથી પ્રકાશનો આવિર્ભાવ. કેટલું ગૂઢ રહસ્ય!

યાત્રીઓને આવા સાધનાનુકૂળ વાતાવરણમાં સૂતા રહેવું સારું લાગ્યું નહીં હોય તેથી ભજનધૂન દ્વારા પરમેશ્વરની કૃપા પ્રાપ્ત કરવા માટે બધા બેઠા થયા. ગોળવાળા (ભગતજી) એ થેલીમાંથી ઢોલકી અને કરતાલ કાઢ્યા અને ધુન ગાવી શરૂ કરી દીધી. થોડીવારમાં તો બધા યાત્રી રંગમાં આવી ગયા. પછી તો ભજનોની રમઝટ ચાલી. ખાખીબાવાએ પણ પોતાના ઘરડા કંઠનો આલાપ પુરાવ્યો. આખુંય વાતાવરણ બદલાઈ ગયું. આ રંગમાં રંગાયેલા અમને સમયનુંય ભાન રહ્યું નહીં. ઘણાં ભજનો ગાયા બાદ આખરે 'અચ્યુતમ્ કેશવમ્' કર્યું અને બધા પોતપોતાના પાથરણાંમાં પડ્યા. એટલામાં ત્યાં એક અપરિચિત પહાડી માણુસ આવ્યો અને કહેવા લાગ્યો, "હું ઘોડા–ખચ્ચરવાળો છું. કાલે સવારે હું મારા ખાલી ઘોડા અને ખચ્ચરોને લઈને ધારચૂલા જવાનો છું. સાંજે મેં સાંભળ્યું કે તમે બધા યાત્રીઓ ધારચૂલા જવા ઇચ્છો છો ને સામાન ઊચકવા માટે તમારે ઘોડાખચ્ચરની જરૂર છે. મને રાતે સૂતાં સૂતાં મનમાં થયું કે લાવને તમારી પાસે જઈને પૂછી આવું. જો તમે અહીંથી કાલે ધારચૂલા જવા માટે તૈયાર હો તો હું તમારા બધાનો સામાન મારા પશુઓ પર લાદીને સાથે ચાલું." ઘોડાવાળાની આ વાત સાંભળીને અને સામેથી આવેલી આવી સોનેરી તકને અમે તો કૈલાસપતિ ભગવાનની અમારા પર થયેલી કૃપા જ સમજ્યા જેથી તેને જલદી પકડી લેતાં ઘોડાવાળાને આદેશ આપ્યો કે તે તેના બધાં પશુઓને લઈને સવારે અહીં હાજર થઈ જાય. પશુઓની મજૂરી પણ નક્કી કરી દીધી. એ પણ ચોખવટ કરી દીધી કે જો તે રસ્તામાં યાત્રીઓની સારી સેવા કરશે અને હેમખેમ ધારચૂલા પહોંચાડશે તો તેના બદલામાં તેને થોડી વધારે રકમ આપવામાં આવશે. અમારી આ વાતમાં તે સંમત થયો અને પોતાના નસીબ પર હરખાતો હરખાતો ત્યાંથી વિદાય થયો. અમે પણ આને અમારા ભાગ્યની બલિહારી સમજતા સૂઈ ગયા.

આજે ૧૩મી જૂન હતી. નિત્ય ક્રમાનુસાર બધા યાત્રી આજે પ્રાતઃકાળ પહેલાં જ ઊઠી ગયા હતા. વરસાદ ક્યારનોય બંધ થઈ ગયો હતો. આકાશ વાદળા વિનાનું હતું. થોડું થોડું અજવાળું થતું જતું હતું. કેટલાક યાત્રી ચા બનાવવાની ફીકરમાં પડ્યા હતા, જ્યારે કેટલાક નિત્યકર્મ આટોપવા માટે નદી કિનારે જવાની તૈયારીમાં હતા.

લગભગ પોણા કલાક બાદ નિત્યકર્મથી પરવારેલા બધા યાત્રીઓએ એકસાથે બેસીને 'નાસ્તાપાણી' પતાવ્યાં અને તાજામાજા થઈને પોતપોતાનો સામાન બાંધીને તૈયાર કર્યો. તે વખતે ડાકબંગલાનો દરવાન ચમ્મરસિંહ ઓરડામાં આવ્યો અને મારા હાથમાં 'Visitors Book' મૂકીને કહેવા લાગ્યો, "આમાં બધા યાત્રીઓના નામ અને સરનામા તથા કોણ કેટલા દિવસ અહીં રહ્યું તે વિષેની બધી માહિતી લખી આપો". મેં તેના કહેવા મુજબ કર્યું. જયંતિભાઈએ જ્યારે બે ઓરડાનું બે દિવસનું ભાડું અને એક રૂપિયો ભેટનો એમ ગણીને કુલ પાંચ રૂપિયા ચમ્મરસિંહના હાથમાં મૂકયા ત્યારે તે ખુશી થઈને આભાર માનવા લાગ્યો. હવે અમારે આજથી જ અહીંથી પગે ચાલીને યાત્રાના 'શ્રી ગણેશ' કરવાના હતા આથી દરેક યાત્રીને જવાબદારીભર્યું કામ આ પ્રમાણે સોંપવામાં આવ્યું. :–ખાખીબાવાનું કામ દરેક યાત્રીની રસોઈ બનાવવાનું. જગુભાઈનું કામ રસોઈ માટે જરૂરી વસ્તુઓ ખરીદી લાવવાનું અને શાકભાજી સમારીને તૈયાર કરી આપવાની. ગોળવાળા (ભગતજી) અને દામજીભાઈનું કામ રસ્તામાં જ્યાં જ્યાં પડાવ નંખાય ત્યાં ત્યાં રસોઈ બનાવવા માટે વાસણો કોથળામાંથી ગણીને કાઢી આપવાનાં અને જમ્યા બાદ બધાં વાસણો નોકર પાસે સાફ કરાવી, ગણીને પાછાં કોથળામાં ભરી દેવાનું. જયંતિભાઈને ખજાનચીનું કામ સોંપવામાં આવ્યું અને રાજદેવને ખજાનચીને સહાયતા કરવાનું તેમજ યાત્રીઓમાં સંપ જળવાય અને બધા સુખ-શાંતિથી યાત્રા કરી શકે તે રીતે દરેક પર ધ્યાન રાખવાની જવાબદારી સોંપવામાં આવી. યાત્રાસંઘના નેતા તરીકે મારું કાર્ય આગળના પડાવ પર વહેલા વહેલા પહોંચી જઈને યાત્રીઓ માટે ઊતરવાની સારી સગવડ કરવાની, લાકડાં, જળ, નોકરચાકર વગેરેની વ્યવસ્થા કરવાની તેમજ બધા યાત્રીમાં ધર્મભાવ વધારવા માટે સત્સંગ આપવાનું નક્કી થયું. બધા યાત્રીઓએ પોતપોતાનું કાર્ય યથાશક્તિ સારી રીતે કરવાનો અને એકબીજાની સાથે સ્નેહ ને સદ્ભાવપૂર્વક હળીમળીને રહેવાનો સંકલ્પ કર્યો.

અરુણોદય થયો, સોનેરી કૃપાકિરણો ચારે દિશામાં ફેલાઈ ગયાં. પહાડપર્વત, વૃક્ષલતાદિ ઝગમગી ઊઠ્યાં. માનવ, પશુપક્ષી તેમજ કીટપતંગાદિ જાણે આળસ મરડીને ઊભાં થયાં. ધાન્યથી લહેરાતાં ખેતરો સાથે ક્રીડા કરતો મંદ સમીર ઉત્સાહમાં વૃદ્ધિ કરવા લાગ્યો.

આજે વસુંધરાનું રૂપ જ અજબ હતું. પહાડના ચરણપ્રાંતની દિશામાંથી ઘંટડીઓનો મધુર અવાજ સંભળાવા લાગ્યો. જાણે પ્રકૃતિદેવીનું યશોગાન થઈ રહ્યું ન હોય! અમે તે દિશામાં જરા લાંબે નજર નાંખી તો જણાયું કે ઘોડાવાળો પોતાના પશુઓ લઈને અમારી તરફ જલદી જલદી આવી રહ્યો હતો. અમારો બધો સામાન તો ક્યારનોય બાંધીને તૈયાર રાખ્યો હતો અને ઘોડાવાળાની અમે બધા 'કાગને ડોળે' વાટ જોઈ રહ્યા હતા. જો કે તેણે અમને વહેલી સવારે તૈયાર થઈ રહેવા જણાવ્યું હતું અને તે મુજબ અમે તૈયાર પણ થઈ ગયા હતા, પણ આજે તો તે જ મોડો પડ્યો હતો. તેના આવી પહોંચતાની સાથે જ તેને 'ઉધડો લેવાનું' મન તો થયું, પણ આજે યાત્રાના 'શ્રી ગણેશ' કરવાના હતા તેથી અમે ગમ ખાવામાં જ અમારું હિત સમજ્યા. એક મહાત્મા કહેતા કે જીવનમાં ઉન્નતિ કરવી હોય તો બે વસ્તુ ધ્યાનમાં રાખવી. તે બે વસ્તુ છેઃ—'કમ ખાવ અને ગમ ખાવ'. ઓછું ખાવાથી પેટ નહીં બગડે અને ગમ ખાવાથી મન અને બુદ્ધિ નહીં બગડે. આ બે મહા સદ્‌ગુણોથી જીવન અવશ્ય અતિ ઉન્નત બનશે, સુખશાંતિવાળું થશે.

થોડીવારમાં ઘોડાવાળો આવી પહોંચ્યો. તેના ઘોડા અને ખચ્ચર શરીરે નરવાં અને દેખાવે સુડોળ હતા. બધાના માથા પર રંગબેરંગી પીંછના મુકુટ હતા અને ગળામાં કોડીઓની માળાઓ તેમજ ઘંટ-ઘંટડીઓ લટકાવેલી હતી. પહાડી લોકો પોતાના પશુધનની આવી સંભાળ લે છે તે જોઈને આનંદ થયો, કિન્તુ જ્યારે હું શહેરોની ઘોડાગાડીના અધમુઆ 'ટારડાઓ' (ટટ્ટુઓ) અને દૂધ વેચનારાઓની દૂબળી માંદલી ગાયોની દુર્દશા વિષે વિચારવા લાગ્યો ત્યારે મન વ્યથિત થવા, ને હૃદય વલોવાવા લાગ્યું. પણ કોને કહેવું? ગાયઘોડાને કે પછી તેના નિર્દય માલિકને?

ઘોડાવાળો એક પછી એક સરસામાન ઘોડાખચ્ચર પર લાદવા લાગ્યો. જેમજેમ સામાન દરેક પશુપર લદાતો ગયો તેમતેમ મજબૂત દોરી-દોરડા વડે તે બાંધવામાં આવ્યો. આ કાર્ય પૂરું થતાથતામાં અર્ધો કલાક સહેજે નીકળી ગયો. આજે હું અને દામજીભાઈ બધા સામાનની દેખરેખ રાખવા માટે પશુઓની સાથોસાથ રહેવાના હતા



ભૈરવઘાટી પાસેની જાડગંગા ઉપરનો પુલ
બંધાઇ રહ્યો છે (ચિત્ર નં. ૩૨)



અસકોટ પાસેનું દૃશ્ય (ચિત્ર નં. ૩૩)



જીપ્તીના રસ્તા પરનું ચીડનું વન
(ચિત્ર નં. ૩૪)



ધારચુલામાં કાલી નદીને કિનારે (ભારતની હદમાં) (ચિત્ર નં. ૩૫)



અલવાકોટ પાસેના ખેતરમાં
(ચિત્ર નં. ૩૬)



ધારચુલાની સામેપારના ગામમાં (નેપાળની સીમામાં)
(ચિત્ર નં. ૩૭)

તેથી બીજા બધા યાત્રીઓને ધારચૂલાના રસ્તે ધીમેધીમે આગળ જવા માટે પરવાનગી આપી દીધી. બધાએ કૂચ કરી. આ પછી ઘોડાવાળાએ ગજવામાંથી બીડી અને માચીસ કાઢીને સારી રીતે દમ મારી લીધો. જ્યારે તેના મોઢા અને નાકમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળી રહ્યા હતા અને છાતી પકડીને તે ઉધરસ ખાઈ રહ્યો હતો, તે વખતનો 'સીન' અજબ જ હતો. મને થયું કે આવા લોકોને જલદી 'કૅન્સર'નો રોગ લાગુ પડે છે અને જીવતર 'ધૂળધાણી' થઈ જાય છે.




"All that is beautiful, is sacred. Though what to western eye is apt to seem little better than devil-worship has been much distorted and veiled in the course of centuries, the fundamental idea of Asiatic religions is embodied in one of the most magnificient temples I have ever seen, a sun-lit temple of rock and ice. It's remarkable structure and the peculiar harmony of its shape justify my speaking of KAILAS as the most sacred mountain in the world. Here is a meeting place of the greatest religions of the East, and the difficult journey round the temple of the Gods purifies the soul from the earthly sins......"

(By- Dr. A. Heim & A. Gansser).





## —: પગપાળા ધારચૂલા તરફ પ્રસ્થાન :—

થોડીવારે અમે બલવાકોટથી રવાના થયા. કર્ણપ્રિય ઘંટાનાદથી વાતાવરણને ગૂંજવતાં પશુઓ ડાકબંગલાના ફાટકમાંથી ઉતાવળે પગે બહાર નીકળ્યાં અને રસ્તા પર હારબંધ ચાલવા લાગ્યાં. મનમાં થયું કે જો આજે આ રસ્તો સારો હોત તો અમે બધા યાત્રીઓ મોટરબસ દ્વારા ક્યારના ધારચૂલા પહોંચી ગયા હોત ! પણ 'મનુષ્ય ધારે છે કંઈક, ઈશ્વર કરે છે કંઈક.' આમાં પણ પ્રભુનો કંઈક સંકેત જ હશે ને ? એમ વિચારીને મન મનાવ્યું.

બલવાકોટના ડાકબંગલાથી થોડે દૂર નાની પોસ્ટ ઑફિસ અને દવાખાનું છે. સમીપમાં બસસ્ટેન્ડ છે. ત્યાંથી થોડા ઊંચાણવાળા ભાગના મેદાનમાં બલવાકોટ નામનું નાનકડું ગામ વસેલું છે. તેને બલુઆકોટ કે બલ્વાકોટ પણ કહે છે. ત્યાં સ્કૂલ, હોટલ અને બેત્રણ દુકાનો છે.

ધારચૂલાના રસ્તે લગભગ એક ફર્લાંગ આગળ વધ્યા બાદ રસ્તાના કિનારા પર દૂધની નાની દૂકાન જોવામાં આવી. તે વખતે દૂધવાળો દૂધ ગરમ કરી રહ્યો હતો. દામજીભાઈએ મને આગ્રહ કર્યો કે સવારના પોરમાં થોડું ગરમ ગરમ દૂધ પી લેવાથી ધારચૂલા સુધીની મજલ કાપવામાં સ્ફૂર્તિદાયક રહેશે. હું તેમના આગ્રહને ટાળી શક્યો નહીં. હિમાલયની

યાત્રા દરમિયાન મેં અનુભવ કર્યો છે કે સવારે તો રસ્તા પરની હોટલોમાં થોડા વધારે નાણાં આપવાથી તાજું દૂધ મળી શકે છે પણ બપોરે કે સાંજે તાજું દૂધ મળવું અસંભવ છે, કારણ કે હોટલવાળાઓ તાજા દૂધનો કેવળ ચા બનાવવામાં જ ઉપયોગ કરે છે. દૂધ વેચવા કરતાં ચા બનાવીને વેચવાથી તે વધારે કમાય છે.

તાજું દૂધ પીને સ્ફૂર્તિલા થયા બાદ અમે પાછા રસ્તે પડ્યા. ઘોડાવાળો ઊંચે સાદે પહાડી ગીત ગાતો ગાતો ઘોડાખચ્ચરોની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. અમે બન્ને તે ગીત સાંભળતા સાંભળતા રસ્તાની એક બાજુએ ચાલી રહ્યા હતા. સૂર્યનો તાપ ધીમેધીમે વધવા લાગ્યો. ગરમીને લીધે અમે રેબઝેબ થવા લાગ્યા. જો કે અત્યારે અમે સમુદ્રની સપાટીથી ૩,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હતા, તેમ છતાંય ગરમીથી શરીર લાલ થવા લાગ્યું. શ્વાસની માત્રા પણ વધવા લાગી. પવન જાણે બંધ પડી ગયો ! અહીં ચોમેરનું પ્રાકૃતિક દૃશ્ય હતું તો ચિત્તાકર્ષક, પણ સૂર્યના પ્રખર થતા જતા તાપથી તપી રહેલા એવા અમારા ભાગ્યમાં તેનો આનંદ લૂંટવાનું ન હતું. (જુઓ ચિત્ર નં.–૩૬). તાપથી બચવા માટે હવે અમારા માથા પર 'ઘોઘની' નામનું નાનું કપડું બાંધવું પડ્યું. પહાડી લોકો પોતાના માથાં ટુવાલ જેવા સફેદ કે રંગીન આવા ટુકડાથી બાંધી રાખતા હોય છે. અમે માથા પર આવી 'ઘોઘની' બાંધી લીધી અને ધોતીનો કછોટો વાળી લીધો. પેટમાં 'પેટ્રોલ' ( દૂધ ) તો પૂરી જ લીધું હતું એટલે દેહરૂપી ગાડીને ગતિ આપી. થોડા આગળ વધ્યા એટલે રસ્તાની ડાબી બાજુ પરના પહાડ પરથી પાણીનો એક સુંદર ધોધ નીચે પડતો જોયો. થાકેલા પથિકની તરસ છિપાવવા માટે જ જાણે પ્રભુએ તેનું અહીં નિર્માણ કર્યું ન હોય ! જ્યારે પવનનો ઝપાટો તેને અસંખ્ય જળબિંદુઓરૂપે વેરવિખેર કરી નાંખે છે ત્યારે સૂર્યના તાપમાં તે બધાં જાણે મૂલ્યવાન મોતી જેવાં ચમકી ઊઠે છે. તેમના નીચે પડવાથી તો એમજ લાગે છે કે પૃથ્વીમાતા પર જાણે સાચાં મોતીની વર્ષા થઈ રહી છે. સાથોસાથ નાનકડા મેઘધનુષનું પણ નિર્માણ થાય છે. તે વખતનું દૃશ્ય ખરેખર અદ્દ્ભુત હોય છે. અમે બન્નેએ આ ધોધના સ્વચ્છ જળથી મુખ ધોયું અને પગ પખાળ્યા. આ જળનો લોકો પીવા માટે ઉપયોગ કરતા હોવાથી અમે અહીં અલ્પ સમય વિશ્રામ કરીને અમૃત જેવું ઠંડું જળ પીધું. થાક જાણે એકદમ ઓછો

થઈ ગયો. આ ધોધ પાસે એક નાનું મંદિર મારા જોવામાં આવ્યું. ત્યાં જઈને જોયું તો તે પ્રાચીન અને બંગાળી ઢબનું જણાયું. કદાચ કોઈ બંગાળી સંતે બંધાવ્યું હશે! અહીંથી જમણી બાજુએ, સામે જ, કાલીગંગા ઘુઘવાટા કરતી વહી રહી હતી. તેના ડાબા હાથ પર નેપાળનો પ્રદેશ છે જ્યારે જમણા હાથ પર ભારતનો પ્રદેશ છે. આ નદી જ ભારત અને નેપાળદેશની સીમારેખા છે. નેપાળની સીમા પરના લીલાછમ પહાડો પણ દર્શનીય છે. તેના પરથી નીચે પડતા ધોધ જાણે ચાંદીના રસ જેવા લાગે છે.

ધારચૂલા તરફ આગળ વધતા અમે માર્ગના 'કૂચીયા' નામના ગામમાં આવી પહોંચ્યા. અહીં હોટલ, દુકાન વગેરે છે. જમણા હાથ પર થોડે દૂર નદી પાસે લીલારંગનો ડાકબંગલો છે. આ ગામના અન્નથી ઊભરાતાં લીલાંછમ ખેતરો, ચારે બાજુના હરિયાળા મજાના પહાડ, રસ્તા પરનાં લીલાં ઝાડ વગેરે થાકેલા યાત્રીની આંખોને ઠંડક આપે છે. ડોકટરોનું એવું કહેવું છે કે આવા સૌંદર્ય નીતરતાં દૃશ્ય જોવાથી ખરાબ આંખો પણ સારી થઈ જાય છે અને તબિયત સુધરી જાય છે. આથી જ તો આવા પહાડી પ્રદેશના લોકોનું સ્વાસ્થ્ય ઘણું સારું હોય છે અને આયુષ્ય લાંબુ હોય છે.

અહીંથી આગળનું દૃશ્ય પહેલાં કરતાં ય વધારે મનમોહક હતું. આકાશમાં નાની એવી બે વાદળી સૂર્યની આડે આવી જવાથી ગરમીનું પ્રમાણ ઘટી ગયું. આ જોઈને મેં ઘોડાવાળાને કહ્યું, "અમે બન્ને જરા ઉતાવળે પગલે આગળ જઈએ છીએ, તું પણ જરા ઝડપથી અમારી પાછળ પાછળ ચાલ્યો આવ." મારી વાત તેણે માની લીધી એટલે અમે અમારી 'ગાડીનું ગીયર બદલ્યું.' રસ્તાના પહાડો પરનાં ઘર અને તેની પાસેનાં કેળનાં ઝાડનાં વન ઘણાં સુંદર દેખાતાં હતાં. નેપાળના પહાડો પરના સીડી જેવાં ખેતરો પણ ધ્યાન ખેંચતાં હતાં. આ બધાં દૃશ્યો જોતા જોતા અમે નંગાડી (નંગતડ), છરછૂમ, છત્તાભેલ વગેરે ગામો પાર કરીને કદલીવૃક્ષો (કેળનાં ઝાડ) થી સુશોભિત 'કાલિકા' નામના ગામમાં આવી પહોંચ્યા. આ ગામમાં બે હોટલ છે. તેની સામે જ ગ્રામોદ્યોગશાળા છે જે ઉત્તર પ્રદેશ સરકારની સહાયતાથી ચાલે છે. અહીં ઊનનાં કપડાં, ધાબળા, ચુટકા,

થુલ્મા, શાલ, આસન, ચટાઈ વગેરે તૈયાર થાય છે અને તે વેચવા માટે અલમોડા તરફ મોકલવામાં આવે છે. આ શાળાની પાસે લાકડાની બેત્રણ નવી દુકાનો બની રહી હતી. અહીંથી થોડા આગળ વધતાં રસ્તાની ડાબી બાજુએ નવી બંધાએલી લાકડાની ' જળચક્કી ' (જળ વડે ચાલતી અનાજ દળવાની ઘંટી) અને રસ્તાની જમણી બાજુએ કાલીગંગા સુધી ફેલાએલા ધાન્યનાં લીલાંછમ ખેતરો ખાસ ધ્યાન દોરતાં હતાં. લીલી ધજાઓ જેવાં પહાડો પરનાં કેળનાં વૃક્ષો જાણે યાત્રીઓનું દૂરથી ભાવભીનું સ્વાગત કરી રહ્યાં હતાં. એવું કહેવાય છે કે આ ગામમાં સારી જાતનાં સ્વાદિષ્ટ પહાડી કેળાં બારેય માસ સસ્તા ભાવે મળે છે. કાલિકા ગામથી બે ફર્લાંગ આગળ જતાં રસ્તાની જમણી બાજુએ આવેલા પીપળાના ઝાડ નીચે પાણીનો નાનો ઝરો છે જેને લોકો 'કાલીમાતાનો ઝરો' કહે છે અને આ સ્થાનને 'કાલીમાતાનું સ્થાન' કહે છે. અહીંથી નીકળનારા યાત્રીઓ પીપળાની ડાળીઓ પર રંગબેરંગી ચિંથરાં બાંધીને દેવી પ્રતિ પોતાની શ્રદ્ધાભક્તિ વ્યક્ત કરે છે. ત્યાર પછી અહીં થોડી વાર બેસી અહીંનું મધુર જળ દેવીનો પ્રસાદ સમજીને પીએ છે. આ ઝરાના નામ પરથી આ ગામનું નામ ' કાલિકા ' પડ્યું છે. અમે બન્નેએ અહીં થોડો વિશ્રામ કર્યો અને મધુર જળ પીને આગળ પ્રસ્થાન કર્યું. આજે અમે જેમ બને તેમ વહેલા ધારચૂલા પહોંચવા માંગતા હતાં. અમારા સંઘના બીજા બધા યાત્રીઓ અમારાથી ઘણા આગળ નીકળી ગયા હતા. અમે તેની સાથે થવા ઈચ્છતા હતા. આથી અમે પણ હવે ' મારી મૂક્યું.' પછી તો કહેવાનું જ શું હોય ? થોડી વારમાં તો 'ગોઠીબગડ' થઈને 'નિગલપાની' આવી પહોંચ્યા. મધ્યાહ્નનો સમય થઈ ગયો હતો. સૂર્યનો તડકો જાણે અમને ઓગાળવા માગતો હતો. આ જોઈને મનમાં થયું કે હવે એકલી ' ઘોઘની ' માથા પર બાંધ્યે ચાલશે નહીં, ટુવાલથી જ કામ લેવું પડશે. આમ વિચારીને અમે બન્નેએ માથા પર ભીનો ટુવાલ વીંટી લીધો અને ' ચાલતી પકડી '. થોડું અંતર કાપ્યા બાદ રસ્તામાં એક નાની દુકાન આવી, જે બંધ હતી. ત્યાં પહોંચતાં જ દામજીભાઈ થાકીને નીચે બેસી ગયા. તેમને તરસ લાગવાથી જીભ જાણે તાળવે ચોંટવા લાગી, પણ આજુબાજુમાં ક્યાંય જળ હોવાની નિશાની જણાતી ન હતી. જો કે દૂર કાલીગંગા પોતાની વિપુલ જળરાશિ ઉછાળતી ગર્જના કરી રહી હતી પણ તે એટલી તો નીચે હતી કે ત્યાં

જઈને તરસ છીપાવવી મુશ્કેલ તો શું પણ અસંભવ કાર્ય હતું. એટલામાં દામજીભાઈને ઝટ એક વિચાર સૂઝ્યો. તેમણે તેમના ગજવામાંથી ખાટીમીઠી પીપરમીંટ કાઢી અને મોંમાં મૂકી ચગળવા લાગ્યા. આનાથી તેમને થોડી રાહત મળી. તેમણે મને પણ એક–બે પીપરમીંટ આપી. અહીંથી અમે આગળ ચાલ્યા. હવે જલદી આગળ ધપવું એ અમારા માટે હિતકારક હતું કારણ કે સૂર્યનો તાપ પ્રખર થતો જતો હતો. બીજી વાત એ હતી કે, માર્ગમાં પાણી મળવાની શક્યતા ઓછી જણાતી હતી. આથી અમે જેમ તેમ કરીને રસ્તો કાપી રહ્યા હતા. જ્યારે અમે 'ગલાતી' અને 'હાટ' વટાવીને 'દેઓલ' નામના એક નાનાં એવા ગામમાં આવી પહોંચ્યા ત્યારે અમે એક જગાએ થોડો થાક ખાઈને મધુર પાણી પીધું, તેથી અમને શાંતિ વળી. ત્યાંથી રવાના થઈને ગામ બહાર આવ્યા ત્યારે રસ્તામાં પડેલી એક બિમાર ભેંસ જોવામાં આવી. તેનું પેટ ફૂલી ગયું હતું અને આંખો ઊલટી થઈ ગઈ હતી. મોઢામાંથી ફીણ જેવું કંઈક બહાર આવી રહ્યું હતું. ત્યાં ઊભેલા બે ચાર લોકોએ કહ્યું કે તેને 'કીડો' કરડી ગયો છે. આ તરફના પહાડી લોકો ઝેરી નાગને કીડો કહે છે. મારાથી તો તે ભેંસનું દુઃખ નજરે જોયું જતું ન હતું, પણ આ બાબતમાં હું કરું ય શું? હું ન તો પશુનો ડૉકટર હતો કે ન તો જડીબુટ્ટીઓનો જાણકાર હતો. મેં મારા હિમાલયવાસ દરમિયાન એક દિવસ એક સાધુ પાસેથી એવું સાંભળેલું કે જે જગા પર સર્પે દંશ દીધો હોય તે જગાની ફરતો મજબૂત દોરો બાંધી દેવાથી ઝેર લોહીમાં પહોંચશે નહીં. ત્યાર પછી તેની ઉપર જળની સતત ધારા ચાલુ રાખવાથી અને સાથોસાથ દરદીને જરૂરી દવા આપવાથી થોડા કલાકમાં જ ઝેર ઊતરી જાય છે. આ વિષે એક યોગીએ મને લખી આપેલો પીપળાના પાનનો એક અદ્ભુત નુસખો મને યાદ હતો. પણ આ સ્થળે પાણી અને પીપળાનો અભાવ જણાતો હતો. આથી હું આ બાબતમાં પ્રયોગ ન કરી શકવા બદલ લાચાર હતો. છેવટે મેં અને પછી દામજીભાઈએ પીડાતી ભેંસના કલ્યાણ માટે પ્રભુને પ્રાર્થના કરી અને ત્યાંથી ધીમે પગલે વિદાય લીધી. રસ્તામાં ગામનાં કેટલાંક છોકરાં ઊભાં હતાં. મને જોઈને તેઓએ હાથ જોડીને નમસ્કાર કર્યાં. હું એવો અસભ્ય ન હતો કે હાથ ઊંચો કરીને તે બધાને આશીર્વાદ ન આપું. દામજીભાઈએ ત્યાં ઊભા રહીને દરેકને એક એક પૈસો વહેંચ્યો. આથી બધા ખિલખિલાટ હસી

પડ્યા. આવું નિર્દોષ અને મુક્ત હાસ્ય શહેરોનાં છોકરાંના મુખ પર મને ક્યારેય જોવા મળ્યું નથી. એક તત્ત્વજ્ઞાનીએ કહ્યું છે કે 'નિર્વિકારી હાસ્ય માણસને ઈશ્વર પાસે પહોંચાડવામાં સહાયક છે.'

બાળકોના આશીર્વાદ લઇને અમે ત્યાંથી પંથે પડ્યા. થોડા આગળ ગયા એટલે સામેથી આવી રહેલી બે નાની છોકરીઓ રસ્તામાં મળી. તે બન્નેના માથા પર પાણીથી ભરેલા માટલાં હતાં. જો કે તેમનાં વસ્ત્ર મેલાં અને ફાટેલાંતૂટેલાં હતાં તેમ છતાંય તેની આંખોમાં ભોળપણ અને લજ્જા સ્પષ્ટ દેખાઈ આવતાં હતાં. તેમના આનંદી ચહેરા તેમાં રહેલું દેવી-તત્ત્વ પ્રગટ કરી રહ્યા હતા. આથી અમે તેમને પણ દક્ષિણા આપીને કુમારીપૂજાનું પૂણ્ય પ્રાપ્ત કર્યું. હાથ જોડીને પ્રાર્થના કરી—

'या देवी सर्वभूतेषु मातृरुपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥'

અમારી આ પ્રમાણેની પૂજા અને પ્રાર્થનાથી તે બન્ને બાળાઓ જોરથી હસી પડી અને ત્યાંથી ચાલવા માંડી. અમે પણ અમારા ગંતવ્યસ્થાન તરફ ચાલી નીકળ્યા. રસ્તામાં આવતા 'ગ્વાલ' અને 'તાડાકોટ' ગામને પસાર કરીને છેવટે ૧૧ માઈલની મજલ કાપીને અમે બન્ને ધારચૂલાના પાદરમાં આવી પહોંચ્યા. તે વખતે મને વિચાર આવ્યો કે જો અમે અલમોડાથી અઠવાડિયું વહેલા રવાના થયા હોત તો અમારે રસ્તાની આ બધી કઠિનાઈઓ વેઠવી ન પડત અને અત્યારે તો ગરબ્યાંગ પહોંચી ગયા હોત; પણ હવે એ વિષે 'રોદણાં રોવાં' નકામું હતું. કોઈ સંત કવિએ સાચું જ કહ્યું છે કે 'नरका चेता होत नहिं, प्रभु चेंता तत्काल।'

દૂરથી ધારચૂલાનું દશ્ય ઘણું સુંદર લાગે છે. આ નાનકડું પહાડી ગામ ત્રણ બાજુએ આવેલા પહાડોની વચ્ચે 'ચૂલા' જેવું લાગતું હોવાથી તેનું નામ 'ધારચૂલા' પડયું છે. કાલીગંગાને ડાબે કિનારે નેપાળની સીમામાં પણ ધારચૂલા નામનું બીજું ગામ છે. આ બન્ને ગામને ધારચૂલા તો કહેવાય છે પણ નેપાળી સીમાના ગામને 'નેપાળી ધારચૂલા' નામથી ઓળખવામાં આવે છે. નદીની બન્ને બાજુના

પહાડો પર કેળના બગીચા છે અને પગથિયાં જેવાં ખેતરોમાં ખેતી થાય છે. ભારતનું ધારચૂલા સમુદ્રની સપાટીથી ૩,૦૦૦ ફૂટની ઊંચાઈ પર વસેલું છે. શિયાળા ને ઉનાળામાં જ્યારે સડક સારી હોય છે ત્યારે અસકોટથી અહીં સુધી મોટરબસ આવી શકે છે. અત્યારે ધારચૂલાથી તવાઘાટ સુધીનો મોટર રસ્તો બની રહ્યો છે.

યાત્રીઓની શોધ કરતા કરતા હું અને દામજીભાઈ બજારના મધ્ય-ભાગમાં આવ્યા. અહીંની બજાર પિથૌરાગઢના જેવી મોટી છે. ચાદૂધની હોટલો અને કપડાકટલરીની દુકાનો વધારે પ્રમાણમાં છે. કોઇએ અમને કહ્યું કે 'નાગાબાવાની ધર્મશાળા'માં તપાસ કરો. અમે ત્યાં ગયા પણ કોઈ દેખાયું નહીં. મનમાં થયું કે આ થાકેલાં પંખીડાં ક્યાં 'છૂ' થઈ ગયાં હશે! ત્યાંથી જ્યારે અમે એક હોટલ પાસેથી પસાર થતા હતા ત્યારે ત્યાં અમારા યાત્રાસંઘના 'ખાખીબાવા'ને બેઠેલા જોયા. તે વખતે તે હથેળીમાં તમાકુનો 'માવો' ચોળી રહ્યા હતા. મેં એ ઘણી વાર જોયું છે કે આ માવો હોઠમાં ચડાવ્યા પછી જ આ બાવો 'મૂડ' માં આવે છે. ખાખીબાવા પાસેથી જાણવા મળ્યું કે યાત્રીઓ ડાકબંગલે ગયા છે. આથી અમે ત્રણે યાત્રીઓ ત્યાંથી સીધા ડાકબંગલે પહોંચ્યા. તે વખતે ડાકબંગલો બંધ હતો. તેના કંપાઉન્ડમાં આવેલા પીપળાના મોટા ઝાડ નીચેના ચબૂતરા પર થાકીને લોથપોથ થયેલા યાત્રીઓ 'લાંબાલચ' થઈને પડ્યા હતા. થાક અને ભૂખે આજે તે બધાની "ખબર લઈ લીધી હતી.' તમે બધા આવી રીતે બહાર કેમ સૂતા છો તેમ જ્યારે મેં તેઓને પૂછ્યું ત્યારે સૂતાસૂતા જ જયંતિભાઈએ ધીમા અવાજે જવાબ આપ્યો કે આ ડાકબંગલાવાળો 'દાદો' બંગલો ઉઘાડવાની ના પાડે છે. કહે છે કે મિલિટરીના કોઈ અમલદાર અહીં આવવાના છે તેથી તેમને માટે ઓરડા પહેલેથી જ રીઝર્વ કરાયા છે. જયંતિભાઈની આવી વાત સાંભળીને મને નવાઈ લાગી અને થયું કે જો અહીંના એન્જીનિયર સાહેબને મળીએ તો કંઈક ઉકેલ આવી શકે. આથી મેં સૂતેલા યાત્રીઓને સંબોધીને કહ્યું કે જો કોઈ મારી સાથે ચાલવા તૈયાર થાય તો એન્જીનિયર સાહેબને મળીને એકાદ ઓરડા માટેની પરવાનગી લઈ આવીએ. મારા આ શબ્દો જાણે કોઈએ સાંભળ્યા જ નહીં. દામજીભાઈએ ઈશારો કરતા મને ધીમેથી કહ્યું કે અત્યારે આ બધા 'લાધી' ગયા છે, કોઈ સળવળે

એવું લાગતું નથી. તમે એકલા જ જઈને સાહેબની પરવાનગી લઈ આવો તો સારું. હવે હું પણ 'આવી રહ્યો છું' એમ કહેતાં દામજીભાઈ પણ ચબૂતરા પર 'આડા પડ્યા.' આ જોઈને જયંતિભાઈ ઊઠ્યા અને મારી સાથે ચાલવા તૈયાર થયા. અમે બન્ને ત્યાંથી સીધા એન્જીનિયર શ્રી શર્માની ઑફિસે આવ્યા. તેમણે અમારો સત્કાર કરતાં ત્યાં આવવાનું કારણ પૂછ્યું. અમે તેમને 'અથ થી ઇતિ' સુધીનો પૂરો વૃતાંત કહી સંભળાવ્યો. આ સાંભળીને તેમણે કહ્યું, "પરમ દિવસે એક મોટા અમલદાર અહીં આવી પહોંચશે. તેમના માટે આખો ડાકબંગલો સુરક્ષિત રાખવાનો તાર આવી ગયો છે." મેં આ સમસ્યામાંથી માર્ગ કાઢવા માટે શ્રી શર્માને સૂચવ્યું, "આપ અમારા યાત્રાસંઘને ફક્ત બે દિવસ માટે ડાકબંગલામાં ઊતરવાની મંજૂરી આપો. બનતા સુધી તો અમે બધા અહીંથી કાલે સવારે ગરબ્યાંગ તરફ રવાના થવા પ્રયત્ન કરીશું; નહીંતર પરમદિવસે વહેલી સવારે તો ચોક્કસ રવાના થઈ જઈશું." શ્રી શર્મા મારી વાત સાથે સંમત થયા અને તરત જ બે સારા ઓરડા માટેનો પરવાનગીપત્ર લખી આપ્યો. આથી અમે તેમનો આભાર માન્યો અને સાંજના સમયે ડાકબંગલે આવીને યાત્રીઓ સાથે 'ચાપાણી' લેવાનું તેમને નિમંત્રણ આપ્યું. તેમણે સસ્મિત વદને નિમંત્રણનો સ્વીકાર કર્યો એટલે અમે બન્ને ત્યાંથી નીચે ઊતર્યા. ત્યાંથી મેં જયંતિભાઈને એવી સૂચના આપીને ઘોડાવાળાના મુકામે મોકલ્યા કે 'ઘોડાખચ્ચરો પરનો સામાન ગામની કોઈ હોટલ કે ધર્મશાળામાં ન ઊતારવા દેતાં પશુઓને સીધા ડાકબંગલે લઈ આવો. હું ડાકબંગલે જઈને દરવાનને પરવાનગીપત્ર બતાવી ઓરડા ઉઘડાવું છું.'

હું જ્યારે બજારમાં થઈને જઈ રહ્યો હતો ત્યારે ત્યાંના જાણીતા વેપારી શ્રી મોહનસિંહ ગરબ્યાલે મારી પાસે આવીને પ્રણામ કર્યા અને કહ્યું, "અલમોડાનાં શિક્ષિકા કુ. ગંગોત્રીબેન ગરબ્યાલે મને પત્ર દ્વારા જણાવ્યું હતું કે આપ યાત્રાસંઘને લઈને કૈલાસયાત્રાએ નીકળવાના છો, આથી હું આપના આગમનની કેટલાય દિવસથી રાહ જોઈ રહ્યો હતો." મેં જ્યારે તેમને કહ્યું કે થોડીવાર પહેલાં જ અમે બધા અહીં આવી પહોંચ્યા છીએ અને ડાકબંગલામાં ઊતરવાની વ્યવસ્થા થઈ છે,

ત્યારે તે ખુશી થયા. તેમણે સામેની પોતાની દુકાન મને બતાવી. મેં તેમાં ભરેલી રંગબેરંગી કિંમતી કાપડની મોટી મોટી થપ્પીઓ જોઈને અનુમાન કર્યું કે તે આ પ્રદેશનો ધનવાન માણસ હોવો જોઈએ. પાછળથી મને ખબર પડી કે મારું એ અનુમાન સાચું હતું. અમે વાતો કરી રહ્યા હતા તેવામાં ત્યાં કોઈ વૈષ્ણવ સાધુ આવી પહોંચ્યા. તેમનો પરિચય આપતાં શ્રી મોહનસિંહ મને કહેવા લાગ્યા કે તેઓશ્રી આ વર્ષે કૈલાસયાત્રાએ જવા ઇચ્છે છે. આ સાંભળીને મેં ટૂંકો ને ટચ જવાબ આપ્યો, "કૈલાસપતિમાં શ્રદ્ધા અને પોતાનામાં વિશ્વાસ હોય તેવી દરેક વ્યક્તિ કૈલાસયાત્રા કરી શકે છે." તે સાધુજી આ બાબતમાં મારી સાથે વાત કરવા માંગતા હતા પણ હું અત્યારે ઉતાવળમાં હતો, તેથી હું તેમને સાંજે ડાકબંગલામાં આવવાનું કહીને ત્યાંથી વિદાય થયો. ડાકબંગલામાં આવીને મેં શર્માસાહેબનો પત્ર દરવાનને બતાવતાં તેણે એક મોટો અને એક નાનો, એમ બે ઓરડા ઉઘાડી આપ્યા. ઓરડા વાળીઝૂડીને સાફ કરેલા જ હતા તેથી તેની મહેનત બચી ગઈ. હજી સુધી અમારો સામાન લઈને ઘોડાવાળો ડાકબંગલે આવ્યો ન હતો. જયંતિભાઈને તે માટે મોકલ્યા તો હતા પણ તેણે 'હીરો ઘોઘે જઈ આવ્યો' જેવું કર્યું હતું. આથી હું ઘોડાવાળાની તપાસ કરવા માટે પાછો બજાર તરફ નીકળ્યો. ખાનસાહેબની દુકાને પૂછપરછ કરતા જાણવા મળ્યું કે ઘોડાવાળો તેને ત્યાં જ બધો સામાન ઉતારીને ક્યાંક ચાલ્યો ગયો છે. યાત્રીઓ ધારચૂલામાં કઈ જગાએ ઊતર્યા છે—તેની તેને કંઈ ખબર ન હોવાથી તેણે આ પ્રમાણે કર્યું છે. ખાનની આવી વાત સાંભળીને હું વધારે કાંઈ બોલ્યો નહીં. બજારમાં જઈને મજૂરો લઈ આવ્યો અને અમારો બધો સામાન ડાકબંગલે પહોંચાડ્યો. સામાન આવી જવાથી બધાંના મનને શાંતિ થઈ. ભૂખ્યા થયેલા યાત્રીઓ 'ધડાધડ' ભાતાના ડબ્બા ખોલવા લાગ્યા અને ઉદર-તૃપ્તિ કરવા મંડી પડ્યા. થોડીવારે ઘોડાવાળો આવી પહોંચતા હિસાબ કરીને તેને ભાડું ચૂકવવામાં આવ્યું ને ઉપરથી થોડી બક્ષીશ આપતાં તે ખુશી થતો થતો ત્યાંથી વિદાય થયો. ત્યાર પછી હું ફલાહાર કરીને અમારી આગળની યાત્રા માટે મજૂરોની વ્યવસ્થા કરવા માટે બજાર તરફ ઊપડ્યો. ગામની 'મજદૂર એજન્સી'માં આવીને આ વિષે પૂછપરછ કરી તો જાણવા મળ્યું, "અહીં મજૂરો તો ઘણા બધા છે પણ છેલ્લા બેત્રણ દિવસથી તેની અછત છે; કારણ કે લગભગ ૧૦૫ મજૂરો

તો મિલિટરીના સિપાઈઓનો સરસામાન પહાડોમાં પહોંચાડવા માટે 'અસ્કોટ' ગયા છે. આથી આજે તો શું પણ કાલે ય મજૂરો મળવા મુશ્કેલ છે." આ પ્રમાણે અમારી વાતચીત ચાલતી હતી તેટલામાં ત્યાં ૬ નેપાળી મજૂરો આવી પહોંચ્યા. તે લોકોને મેં સામાન ઊંચકીને ગરબ્યાંગ સુધી સાથે આવવા માટે પૂછ્યું એટલે તે બધાએ તરત જ હકારાત્મક જવાબ આપ્યો. અમારે તો ૧૨ થી ૧૪ મજૂરોની જરૂર હતી. આવેલા ૬ મજૂરોના સરદાર શ્રી ગરતસિંહે કહ્યું કે જો તેને થોડી વધારે બક્ષિસ આપવામાં આવે તો તે ગમે ત્યાંથી બીજા ૮ મજૂરો લાવી આપશે. આ સાંભળી મેં તેને કુલ ૧૪ મજૂરો લઈ આવવાનો 'ઠેકો' ( contract ) આપી દીધો. બજારમાં મજૂરોની હમાલી પાકો એક મણ ઊંચકીને એક પડાવ ( ૧૦ થી ૧૨ માઈલ અંતર ) સુધી જવાના રૂપિયા સાડા ચાર ચાલતી હતી, પણ મજૂરોની અછતને લીધે અમારે એક પડાવના પાંચ રૂપિયા લેખે હમાલી નક્કી કરવી પડી. ત્યાર પછી ગરતસિંહે કહ્યું, "હું અહીંથી સીધો પહાડમાં આવેલા મારે ગામ જઈશ અને મજૂરોનું નક્કી કરીશ, પણ આ કાર્ય કાલે ને કાલે જ થવું જરા મુશ્કેલ છે. પરમદિવસે સવારે તો અહીંથી નીકળી જવાનું હું ચોક્કસ વચન આપું છું." તેની આ અનુભવની વાત માન્યા વિના કાંઈ છૂટકો જ ન હતો, તેથી મેં તેને 'બાના' પેટે પાંચ રૂપિયા પહેલેથી જ અપાવી દીધા અને એક કોરા કાગળ પર બધું લખાવી લીધું. જો કે પહાડોના મજૂર લોકો વિશ્વાસુ અને વચનના પાકા હોય છે તેમ છતાં ય જો તેને 'બાનુ' આપી દીધું હોય તો કામ પાકું થઈ જાય છે. ધારચૂલાથી મજૂરો કરવાનું કારણ એ છે કે અહીંથી આગળનો રસ્તો કઠણ ચડાણ-ઉતરાણનો હોવાથી તેવા રસ્તા પર બોજો લઈને ઘોડાખચ્ચર ચાલી શકતાં નથી.

મજૂરો બાબતનો કોયડો ઉકેલીને જ્યારે હું ડાકબંગલામાં પાછો આવ્યો અને યાત્રીઓને બધી વાત જણાવી ત્યારે તે બધાએ આવતી કાલના રોકાણ દરમિયાન બજાર-ધારચૂલા તેમજ બીજાં દર્શનીય સ્થળો જોઈ નાંખવાનો કાર્યક્રમ ઘડી કાઢ્યો. આ પછી હું અહીંની કાલીગંગામાં સ્નાન કરવા માટે નીકળ્યો. પુલ પાસે પહોંચીને જોયું તો કાલી નદીએ જાણે મહાકાળીનું સ્વરૂપ ધારણ કર્યું હતું. તેના આ ભયાવહ રૂપને જોવું હોય તો કાળજું કઠણ કરી લેવું જોઈએ એવી મને ખાતરી થઈ. નદીમાં પાણી ભરવા ઉતરવા માટે એક જગાએ બનેલી નાની કેડી મારા જોવામાં

આવી. તેના પર થઈને હું નદીના જળ સુધી પહોંચ્યો. હિંમત કરીને જળમાં ખંખોળિયું તો કર્યું પણ જળ એટલું બધું તો ઠંડું હતું કે મારા તો 'બાર જ વાગી ગયા.' જલદી જલદી વસ્ત્રો પહેરીને હું ધ્રૂજતો ધ્રૂજતો ડાકબંગલે આવ્યો. તે વખતે ત્યાં એન્જીનિયર શ્રી શર્મા સાહેબ અને ભારતીય સીમાચોકીના અફસર સાહેબ બેઠા હતા. શ્રી રાજદેવે તે બન્ને માટે ચા તૈયાર કરાવી અને થાળીમાં રાજકોટની વિવિધ ખાદ્ય સામગ્રી પીરસી. નાસ્તો કરતા કરતા તે બન્ને સજ્જનો અમારી સાથે વાતચીત કર્યે જતા હતા. યાત્રીઓના પાસપોર્ટ બનાવરાવવા વિષેની વાત નીકળતાં ચેકપોસ્ટ અધિકારીએ અમને આવતી કાલે સવારે તેની ઑફિસે આવવા કહ્યું. લગભગ પોણો કલાક બેઠા બાદ તે બન્નેએ ત્યાંથી વિદાય લીધી. સાંજે આરતી થયા બાદ બધા યાત્રીઓ જ્યારે ખાખીબાવાએ 'પ્રેમથી' બનાવેલી રસોઈનો આનંદ માણી રહ્યા હતા ત્યારે ત્યાં શ્રી મોહનસિંહ ગરબ્યાલના પરિચિત પેલા વૈષ્ણવ સાધુજી આવી પહોંચ્યા. તે વખતે હું ડાકબંગલાના કંપાઉન્ડમાં આંટા મારી રહ્યો હતો. મારી સાથે વાતવાતમાં તે સાધુજીએ કહી નાંખ્યું કે તેમની ઇચ્છા આ વરસે અમારા યાત્રાસંઘમાં ભળી જઈને કૈલાસની યાત્રા કરવાની તો છે, પણ તેમની પાસે 'નગદનારાયણનું જોર નથી.' મેં તેમને આ માટે રસ્તો બતાવતાં કહ્યું કે સામેના ઓરડામાં બેઠેલા સફેદ પાઘડીવાળા પેલા શેઠજી (શ્રી રાજદેવ) ને મળો તો તે આ બાબતમાં કંઈક આર્થિક મદદ કરી આપશે. મારી આ વાત સાંભળીને તેમણે કહ્યું કે બનશે તો આવતી કાલે આવીને તેમને મળીશ. ત્યાર પછી થોડીવારે તેમણે ત્યાંથી વિદાય લીધી. આજે બધા યાત્રીઓ અગ્યાર માઈલની પગપાળા યાત્રા કરી હોવાથી થાકી ગયા હતા તેથી વહેલા વહેલા સૂઈ ગયા.





## —: ધારચૂલામાં બે રાત :—

તારીખ ૧૪ જૂન ને બુધવારનો દિવસ ઊગ્યો. આજે કાંઈ વહેલી સવારે ઊઠીને આગળના પડાવે પહોંચી જવાની ચિંતા ન હતી કારણ કે આજનો મુકામ અહીં જ હતો. આથી ચાપાણીના આદતી સિવાય બીજા કેટલાક યાત્રીઓ સોડ તાણીને હજી સૂતા હતા. દિવસ ચડ્યે તે બધા ઊઠ્યા અને 'બાથરૂમ સ્નાન' કર્યું. આજે અમારે વહેલા ખાઈ-પીને આખો દિવસ દર્શનીય સ્થળો જોવામાં ગાળવાનો હતો, આથી બાખીબાવાજી રસોઈઘરમાં પ્રવેશ્યા. હું, જયંતિભાઈ અને દામજીભાઈ પાસપોર્ટ માટે ચેકપોસ્ટ ઓફિસે આવ્યા. અહીંથી આગળ જનારા વેપારી કે યાત્રીને અહીં પાસપોર્ટ કે 'વિદેશ જવા માટેનો પરવાનો' કાઢી આપવામાં આવે છે. યાત્રાપાસને અંગ્રેજી ભાષામાં 'પિલગ્રિમ આઈ-ડેન્ટિટી કાર્ડ' કહેવામાં આવે છે જ્યારે વેપારીના પાસપોર્ટને 'ટ્રેડર્સ પાસપોર્ટ' કહેવામાં આવે છે. આવા પાસપોર્ટ લીધા વિના કોઈ પણ વ્યક્તિને આ ચેકપોસ્ટથી આગળ જવા દેવામાં આવતા નથી. ઓફિસર સાહેબે સૌથી પહેલાં મારું નામ અને સરનામું તેમ જ વય, ધંધો, યાત્રા શરૂ કરવાની તારીખ અને પાછા ફરવાની અંદાજી તારીખ વગેરેની નોંધ લીધી. મારા શરીર પર દેખાય તેવી કોઈ એક નિશાનીની પણ નોંધ કરી. આવી જ રીતે જયંતિભાઈ અને દામજીભાઈને પૂછવામાં આવ્યું. ત્યાર પછી અમને ત્રણેને યાત્રાપાસ કાઢી આપવામાં આવ્યા. મારા યાત્રાપાસનો નંબર ૧૩ આવ્યો. આ વિષે પૂછતાં જાણવા મળ્યું

કે મારી પહેલાં ૧૨ વ્યક્તિઓ યાત્રાએ ગઈ છે જેમાંની કેટલીક તો 'નારાયણ આશ્રમ' સુધી જવાની છે. મેં ઓફિસર સાહેબને પૂછ્યું, "આ યાત્રામાં જવાવાળી સૌથી પહેલી વ્યક્તિ કોણ હતી?" તેમણે કહ્યુ, "સૌથી પહેલી અહીંથી એક રામદાસી નામની સાધુબાઈ યાત્રાએ નીકળી હતી. તેના વિષે અમને થોડા દિવસ પહેલાં કાલાપાણી ચોકીથી 'વાયરલેસ' દ્વારા ખબર મળ્યા હતા કે પશ્ચિમ તિબેટની એક નદીને પાર કરતાં તે તણાઈ ગઈ છે. બીજા બે બંગાળી સાધુઓ પણ રસ્તામાં માંદા પડી જવાથી આગળ ન જતાં પાછા ફરી ગયા છે. આમ અહીંથી ગયેલા લોકોમાંથી હજી સુધી કોઈ યાત્રી આ યાત્રા પૂરી કરીને ભારતની સીમામાં પાછા ફર્યાના સમાચાર અમને સીમા પાસેની ચોકીઓ તરફથી મળ્યા નથી. કહે છે કે કૈલાસની યાત્રા ઘણી કઠિન છે." અફસર સાહેબની આ વાત સાંભળીને અમે બધા 'ઠંડાગાર' બની ગયા અને એકબીજાની સામે જોવા લાગ્યા. મેં દામજીભાઈ અને જયંતિભાઈને કહ્યું કે ડાકબંગલે જઈને બાકીના યાત્રીઓને અહીં મોકલી આપો. તે બન્ને ઊઠ્યા એટલે મેં જયંતિભાઈને પાસે બોલાવીને તેના કાનમાં ધીમેથી કહ્યું કે "સરકારી નોકરોને તેમજ શંકા પડે તેવી વ્યક્તિને પાસપોર્ટ અપાતો નથી, માટે બધા યાત્રીઓને આ વિષે પહેલેથી સાવચેત રહેવાનું કહી દેજો." મારા કહેવાનો ભાવાર્થ જયંતિભાઈ સમજી ગયા અને ત્યાંથી ડાકબંગલા તરફ રવાના થયા. થોડીવારે બાકીના બધા યાત્રીઓ ચેકપોસ્ટ ઓફિસમાં આવી પહોંચ્યા. અમારી જેમ તે બધાને પણ નામસરનામું પૂછીપૂછીને અને ચહેરા પરનાં નિશાનોની નોંધ કરીને પાસપોર્ટ કાઢી આપવામાં આવ્યા. આ ઓફિસર ભલા માણસ હતા તેથી તેમણે બધા યાત્રીઓને આવશ્યક સલાહ પણ આપી. અમે તેમનો આભાર માનીને ત્યાંથી રવાના થયા.

જ્યારે અમે બજારમાં થઈને જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં શ્રી રતનસિંહ ગુંજાલ નામનો પહાડી યુવક મળ્યો. મેં તેને તરત જ ઓળખી કાઢ્યો. આ યુવકે અમારી સાથે અસકોટથી P. W. D. ની ટ્રકમાં બેસીને બલવાકોટ સુધી મુસાફરી કરી હતી. તે વખતે જ તેણે મને પોતાના 'ગુંજી' ગામમાં આવવાનું નિમંત્રણ આપ્યું હતું. તેણે તે પણ કહ્યું હતું કે તેના પિતા શ્રી ભૂપસિંહ ગુંજાલ 'ગુંજી' ગામના

પ્રતિષ્ઠિત વ્યક્તિ છે અને ગુંજી તેમ જ ધારચૂલામાં તેમની કાપડની દુકાનો છે વગેરે. આ રતનસિંહની પાસે સારો એવો કેમેરા હતો. અમારા બધાની ઇચ્છા કાલીગંગાને તીરે ફોટા પડાવવાની હોવાથી અમે તેને કેમેરા લઈને અમારી સાથે આવવા માટે વિનંતી કરી. તે તરત જ તૈયાર થઈ ગયો. ત્યાંથી અમે બધા કાલીગંગાના તીરે આવ્યા (જુઓ ચિત્ર નં.-૩૫). નદીપારનું નેપાળી ધારચૂલા ગામ આજે ધજાપતાકાઓથી શણગારવામાં આવ્યું હતું. એક જગાએ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. ઠેરઠેર દરવાજા પણ બનાવવામાં આવ્યા હતા. ખાખીવેશધારી નેપાળી સિપાઈઓ અહીંતહીં ફરી રહ્યા હતા. ભારતના ધારચૂલામાંથી ઘણા લોકો સામે પારના 'નેપાળી ધારચૂલા' તરફ જઈ રહ્યા હતા. આ બાબતમાં પૂછતાં એક નેપાળીએ જણાવ્યું કે "કાઠમંડૂથી શ્રીકાંત અધિકારી નામના કોઈ એક મોટા અમલદાર સાહેબ ત્યાં બેત્રણ દિવસથી આવ્યા છે અને ગ્રામ પ્રગતિકાર્ય તપાસી રહ્યા છે. આજે ત્યાંની શાળાના છોકરાં તેમની હાજરીમાં રમત-ગમતનો કાર્યક્રમ કરવાના છે. તે સાહેબના માનમાં આખું ય ગામ શણગારવામાં આવ્યું છે."

કાલીગંગાના કિનારે અમે લોખંડનો ઝૂલતો પુલ જોયો. આ પુલ પર થઈને લોકો એક સીમામાંથી બીજી સીમામાં આવજા કરે છે. રતનસિંહે મને આ પુલનો પહેલાનો ઈતિહાસ સંભળાવ્યો કે અહીં થોડા દિવસ પહેલાં દોરડાંનો પુલ જ હતો જેમાં ત્રિકોણીઓ લાકડાના બાજટ જેવું બેસવાનું પાંજરૂં લટકાવવામાં આવતું હતું. ઘણીવાર તો ખાલી દોરડાં જ બાંધેલાં રાખવામાં આવતાં જેની પર ઊંધેમાથે ટીંગાઈને સરકતા સરકતા નદી પાર કરવી પડતી. (જુઓ ચિત્ર નં.-૩૮). આવી રીતે નદી પાર કરવામાં ઘણીવાર ગંભીર અકસ્માત થઈ જતા. આ વાતને ધ્યાનમાં રાખીને નેપાળ સરકારે તારનાં દોરડાં અને લાકડાંના પાટિયાંનો આ મજબૂત પુલ બંધાવ્યો છે, જેનું ગઈ ૧૧મી તારીખ ને રવિવારે શ્રી કાંત અધિકારી સાહેબના હાથે ઉદ્ઘાટન થયું હતું. આ સાંભળીને અમે બધા યાત્રીઓ નેપાળી ધારચૂલામાં જવાના ઈરાદાથી ઝૂલતા પૂલ પાસે આવ્યા. અમે જોયું કે પુલની બન્ને બાજૂએ લોખંડના તારના મજબૂત અને જાડાં બે દોરડાં આ પારથી તે સામી પાર સુધી બાંધેલાં હતાં. નીચેનાં બન્ને દોરડાંની વચ્ચે લાકડાની ફળીઓ

બાંધી હતી. આખા રસ્તાની પહોળાઈ લગભગ ૨ ફૂટ અને લંબાઈ લગભગ ૫૦ ફૂટ હતી. (જુઓ ચિત્ર નં.–૩૯). સામેથી આવનાર લોકો એકની પાછળ એક એમ ચાલતા ચાલતા આ તરફ પહોંચ્યા બાદ જ આ બાજુના લોકોને સામેપાર જવા દેવામાં આવે છે. આ પુલ પર ચાલતી વખતે સાવચેત રહેવું પડે છે કારણ કે તેના પર ચાલતી વખતે પુલ ઝૂલે છે, હું અને રતનસિંહ તો જલદી જલદી સામે પાર પહોંચી ગયા, પણ યાત્રીઓ 'પાપા પગલી' કરતા કરતા આવી રહ્યા હતા. જો આવી રીતે પુલ પર ચાલતી વખતે રખેને નીચે ઘુઘવાટા કરતી કાલી-ગંગા તરફ દૃષ્ટિ જાય તો કાચાપોચાને ચક્કર આવી જાય.

જ્યારે યાત્રીઓ પુલ દ્વારા નદી પાર કરીને નેપાળની સીમામાં પ્રવેશ્યા ત્યારે બધાએ છૂટકારાનો દમ ખેંચ્યો. ગોળવાળા શ્વાસ લેતા લેતા રાજદેવને કહેવા લાગ્યા, "હેં એસ. એમ ! આ ઈજ પૂલ છે ને કે જેના પર લટકતા લટકતા નદી પાર કરવાની વાત નવનીત પારેખે પોતાના કૈલાસયાત્રાના પુસ્તકમાં લખી છે?" આ સાંભળીને ઠાવકું મોં કરીને રાજદેવે જવાબ આપ્યો, "હા એજ." ગોળવાળા (ભગતજી) ને કંઈક યાદ આવતાં તે હસતા હસતા કહેવા લાગ્યા, "ઘેરથી (ઘરધણીઆણી) તો મને કૈલાસયાત્રા કરવા આવવા જ દેતાં ન હતાં. કહેતાં હતાં કે એવું સાંભળ્યું છે કે ત્યાં તો રાંઢવા પર ટીંગાઈ ટીંગાઈને મોટીમોટી નદી ઓળંગવી પડે છે. જો હાથ છટક્યો તો 'સોએ પૂરાં થઈ જાય.' પણ જ્યારે મારે કૈલાસયાત્રાએ નીકળવાનું નક્કી થઈ ગયું ત્યારે તેમણે મને નહીં નહીં તો 'સો વાર' કીધું હશે કે દોરડાને મજબૂત પકડી રાખજો, ને તે વખતે 'જલારામ બાપા'નું સ્મરણ કરજો." ગોળવાળાની આ વાત સાંભળીને બધા હસી હસીને 'લોટપોટ' થઈ ગયા.

થોડી વારે ત્યાંથી અમે આગળ વધીને શણગારેલા એક માંડવા પાસે આવ્યા. બધાએ અહીં ઊભા રહીને ફોટા પડાવ્યા. (જુઓ ચિત્ર નં.–૩૭). આ જગાએથી કાલીનદીની પેલે પારનું ભારતનું ધારચૂલા સુંદર દેખાતું હતું. ગર્જના કરતી અને સફેદ રૂ જેવું ફીણ ઉછાળતી કાલીગંગાનું દૃશ્ય પણ અદ્ભુત હતું. દૂરના પહાડો પર બંધાએલાં વિદેશી મિશનરીઓનાં મકાન અને સ્કૂલ મનને ખિન્ન કરી રહ્યાં હતાં



ધારચૂલા પાસેનો કાલી નદી પરનો દોરડાનો જુનો પુલ
(લોકો ઉંધેમાથે લટકતા લટકતા દોરડા વડે નદીને પાર કરીને નેપાળની હદમાં જતાં હતા)
(ચિત્ર નં. ૩૮)



કાલી નદી પરનો નવો બંધાયેલો પુલ
(ચિત્ર નં. ૩૯)



થાનીધારની કઠિન ચડાઈ. લોથ-પોથ થઇ ગયેલા શ્રી રાજદેવે પંગુ તરફ ઉતરતી વખતે બન્ને હાથોમાં લાકડીઓ લીધી છે.
(ચિત્ર નં. ૪૦)



સોસા ગામ અને
'નારાયણ–આશ્રમ'
તરફ જવાનો માર્ગ
(ચિત્ર નં. ૪૧)



નારાયણ–આશ્રમના બગીચામાંથી
દૂરના ખેલા ગામ તરફ દૃષ્ટિપાત
(ચિ. નં. ૪૨)



નારાયણ–આશ્રમ
(ચિ. નં. ૪૩)

પણ સમીપના પહાડો પરનાં વૃક્ષોનો સમૂહ અને કેળના બગીચાઓ પ્રાચીન ઋષિમુનિઓના આશ્રમોની સ્મૃતિને તાજી કરતા હતા.

નેપાળી ધારચૂલા ગામ જોવાના ઇરાદાથી અમે ડાબા હાથ તરફ વળીને આગળ વધ્યા. અહીંના મોટા ભાગના લોકો માથા પર છાબડી જેવી નેપાળી ટોપી પહેરેલા, શરીર પર ચોરણી તથા ખમીસ અને ખમીસ પર કાળારંગની બંડી પહેરેલા જોવામાં આવ્યા. અહીંના મોટાભાગના લોકો ગરીબ અને મજૂર વર્ગના છે. કેટલાક લોકો ખેતીવાડી અને પશુપાલન કરે છે. ગણ્યાંગાંઠ્યાં લોકો વેપારધંધો કરે છે. અહીંની ગાયભેંસનું ઘી ઘણું સારું ગણાય છે.

ચાલતા ચાલતા અમે ગામની બહારના વિશાળ મેદાનમાં પહોંચ્યા જ્યાં શાળાના છોકરાઓ 'હુતૂતૂ'ની રમત રમી રહ્યા હતા. આ જોઈને મને મારું બાળપણ યાદ આવી ગયું. મારી શાળામાં હું પણ એકવાર આ રમતમાં નિષ્ણાત ગણાતો હતો. મેં જોયું કે તે છોકરાઓ રમત તો રમી રહ્યા હતા પણ સામી વ્યક્તિની ઓચિંતી ટાંગ કેમ પકડી પાડવી તે કળામાં તે નિપુણ ન હતા. કદાચ તેમને આ વિષયની યોગ્ય દોરવણી અપાઈ નહીં હોય! રમત જોવા માટે લોકોની ભીડ ધીરેધીરે વધતી જતી હતી. સામેની ખુરશી પર શ્રીકાંત અધિકારી સાહેબ બેઠા હતા અને તેમની બે બાજુએ નેપાળી પોલીસ ઊભા હતાં. તે સાહેબનું ધ્યાન અમારી તરફ જતાં તેમણે એક પોલીસને અમારી પાસે મોકલીને અમારા વિષે જાણકારી મંગાવી. પોલીસને આવતો જોઈ અમારામાંના બેત્રણ યાત્રીઓ ભયના માર્યા ત્યાંથી 'ખસકવા' લાગ્યાં. મેં તેમને એમ કહીને હિંમત આપી ઊભા રાખ્યા કે નેપાળ તો હિંદુ રાજ્ય છે અને આપણા નાના ભાઈ જેવું છે. તેના આ લોકોથી શા માટે ડરો છો? પોલીસે સફેદ પાઘડીવાળા શેઠ શ્રી રાજદેવ પાસે આવીને અમારા બધા વિષે પૂછતાં વિચક્ષણ બુદ્ધિવાળા રાજદેવે તેને ટૂંકો ને ટચ જવાબ આપ્યો, "આ બધા યાત્રીઓ મહાત્મા ગાંધીજીની જન્મભૂમિ સૌરાષ્ટ્રના વતની છે અને કૈલાસયાત્રાએ જઈ રહ્યા છે." પોલીસે જ્યારે તે સમાચાર પેલા અમલદારને પહોંચાડ્યા ત્યારે તેમણે ખુરશીમાં બેઠાબેઠા અમારા તરફ બે હાથ ઊંચા કરીને અમારો સત્કાર

ફર્યો. અમે જોયું કે આ મહાત્મા ગાંધીજીના નામનો ચમત્કાર હતો. અમે ત્યાં થોડીવાર ઊભા રહી ખેલકૂદના બીજા બેચાર કાર્યક્રમો જોઈને ત્યાંથી પાછા ફર્યા.

ડાકબંગલે પહોંચતાં જ અસકોટમાંથી પ્રયાણ વખતે મેળેલો ઉડિસાનો પેલો યુવક શ્રી ઉમેશ મિશ્રા આવી પહોંચ્યો. તેણે મને કહ્યું કે તેનો એક પંજાબી મિત્ર કૈલાસયાત્રા માર્ગના 'સિરખા' ગામમાં ઉદ્યોગશાળાના વ્યવસ્થાપકનું પદ ગ્રહણ કરવા માટે જઈ રહ્યો છે. તેનો ખાસ આગ્રહ છે કે તે પણ સિરખા સુધી સાથે ચાલે. આથી તે આજે તેની સાથે અહીંથી રવાના થશે. સિરખા જઈને અમારા યાત્રાસંઘમાં જોડાશે અથવા 'ગરબ્યાંગ'માં આવીને મળશે. મેં તેને સલાહ આપી કે વરસાદ થાય તે પહેલાં જ તે જેમ બને તેમ જલદી 'ગરબ્યાંગ' આવીને મળે અને યાત્રાસંઘની સાથે રહીને કૈલાસયાત્રા કરે, કારણ કે તિબેટની આ યાત્રા 'એકલદોકલ' ને માટે ખતરનાક છે. મારી વાત તેને ગળે ઊતરી અને તે સંમત થયો. થોડી વાતચીત બાદ તે ત્યાંથી વિદાય થયો.

આરતીની વેળા થતાં નિત્યનિયમ અનુસાર બધા યાત્રીઓએ 'જલારામ બાપા'ની આરતી ગાઈ અને સાકરનો પ્રસાદ મેળવ્યો. આજે ખાખીબાવાએ રસોઈમાં પોતાના હાથનો 'કસબ' બતાવ્યો હતો. ખાનારાઓ તો કોળીએ ને કોળીએ આજની રસોઈના વખાણ કરવામાં થાકતા ન હતા. આના જવાબમાં ખાખીબાવા એટલું જ બોલ્યા, "યે ખાના તો કૂછ ભી નહીં હૈ. કૈલાસ પરબત પર પહુંચકર ઐસા તો સ્વાદિષ્ટ ખાના ખીલાઉંગા કિ આપ સબ લોગોંને અપની જીંદગીમેં કભી ભી ખાયા નહીં હોગા.' આ સાંભળીને મને થયું કે અમારા યાત્રાસંઘમાં જો આ 'ડોસાને' ન લીધો હોત તો કોણ જાણે કેટલીય મુશ્કેલીઓનો અમારે સામનો કરવો પડત !

ભોજન કર્યા બાદ મુખવાસ લઈને યાત્રીઓ પોતપોતાના બિછાનાં બિછાવવા લાગ્યા. કાલે સવારે અમારે અહીંથી કૈલાસ પ્રતિ પ્રસ્થાન કરવું હતું જેથી આજે રાત્રે વહેલા સૂઈને કાલે સવારે વહેલા ઊઠવું એ અમારા લાભમાં હતું. યાત્રીઓને બિછાનામાં પડચે ભાગ્યે જ પંદર મિનિટ થઈ હશે તેટલામાં મજૂરોનો સરદાર ગરતસિંહ આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો, "બધા મજૂરોને લઈ આવ્યો છું. આવતી

કાલે વહેલી સવારે બધો સામાન તોળાવીને અહીંથી રવાના થઈ જવાનું છે. કાલનો પડાવ અહીંથી ૧૦ માઈલ દૂર 'તવાઘાટ' નામના સ્થળે થશે. આથી બધા યાત્રીઓ પોતપોતાનો સામાન બાંધીને તૈયાર રહે." મજૂરો આવી ગયા છે અને ડાકબંગલાના પીપળાના ઝાડ નીચેના ચબૂતરા પર રાત્રીવાસ કરવાના છે એ વાત સાંભળીને બધાયે કૈલાસપતિ મહાદેવનો જય જયકાર કર્યો. સાથોસાથ જલારામ બાપાનો પણ જયકાર કર્યો અને સૌ નિરાંતે સૂઈ ગયા. હું મારા મૃગચર્મ પર પડ્યો પડ્યો હજી જાગતો હતો. આવતી કાલના પડાવ વિષે વિચાર કરતાં મને ત્યાંના ડાકબંગલા માટે પરવાનગી પત્ર લઈ આવવાનું સૂઝ્યું. આથી હું ઝટ ઊભો થયો અને પાસેના ઓરડામાં રહેતા એસિસ્ટંટ એન્જીનિયર સાહેબને મળવા ગયો. તે પણ હજી જાગતા જ હતા. મને તેમણે ઊભા થઈને આવકાર આપ્યો અને બેસવા માટે ખુરશી આપી. ત્યાર પછી તેમણે મારા અચાનક આગમનનું કારણ પૂછ્યું. કાલને માટે તવાઘાટના ડાક બંગલામાં ઉતરવા માટે ત્યાંના દરવાનના નામ પર એક આજ્ઞાપત્ર લખી આપવા માટે મેં તેમને કહ્યું. મારા શબ્દનું માન રાખતાં તેમણે મને એક વિશેષ પત્ર લખી આપ્યો. એ લઈને હું મારા ઓરડામાં આવ્યો. તે વખતે થાકેલા યાત્રીઓના નસકોરાંનો અવાજ રાત્રીની ભયંકરતામાં કંઈક વધારો કરી રહ્યો હતો. ઇચ્છા થઈ આવવા છતાં ય મેં સૂતેલા યાત્રીઓને ઊઠાડ્યા નહીં. હું ધીમે પગલે મારા મૃગચર્મ પાસે જઈને તેના પર છાનોમાનો સૂઈ ગયો.

વહેલી સવારે, લગભગ ૪ વાગ્યે રાજદેવજીનો મીઠો સાદ સંભળાયો– 'જય જલારામ....'. આ સાંભળીને સૂતેલા જીવો ટપોટપ ઊઠવા લાગ્યા. રાજદેવજી હંમેશા સવારે યાત્રીઓને ઊઠાડતી વખતે મોટે ભાગે આ પ્રમાણે જ બૂમ મારતા હતા, આથી યાત્રીઓ તેમની આ બૂમથી પરિચિત હતા. મને તેમની આ રીત ગમી કારણ કે સવારના પહોરમાં 'જેવીતેવી' બૂમો પાડીને લોકોને ઊઠાડવા કરતાં ભગવાનનું કે પછી કોઈ સાધુપુરુષનું પવિત્ર નામ લઈને સૂતેલાને ઉઠાડવા તે સ્તુત્ય કાર્ય કહેવાય. તેમાં ય રાજકોટના યાત્રીઓ તો 'જલારામબાપા'ના ખાસ ભક્તો હતા. ખાખીબાવાએ ઊઠીને તરત 'પ્રાયમસ' પેટાવી ચા બનાવી દીધી એટલે શ્રી રાજદેવ 'મૂડ'માં આવી ગયા. આ જોઈ મેં તેમને પૂછ્યું; "આટલી વહેલી સવારે આ 'હરિરસ'ની

લત તમને તે ક્યારથી લાગી છે ?" મારા આ શબ્દો જશુભાઈને કાને પડતાં જ તે બોલી ઊઠ્યા, "ઘેર ચંપાબેને જો તેમને બગબગામાં ચા ન બનાવી દીધી હોય તો તેમના આખા દિવસનો 'મૂડ' જ સાર્યો જાય. આથી જ તો રાત્રે જ દૂધ રાખી મૂકવું પડે છે." આ સાંભળીને એક હાસ્યકારે ગુજરાતીઓ વિષે કરેલો પેલો કટાક્ષ મને યાદ આવી ગયો :– "ગુજરાતીઓની ઘડિયાળમાં 'ચારના ટકોરા થાય છે' એમ નહીં, પણ 'ચાના કટોરા થાય છે' એમ કહેવાય છે." એટલે કે 'ચાર' વાગે એટલે 'ચા' જોઈએ જ. જો કે બધા ગુજરાતીઓને આ વાત લાગુ નથી પડતી. એક શાસ્ત્રીજીએ ચા વિષે આવું જ કહેલું કે :– પહેલાંના જમાનામાં તો લોકો વહેલી સવારે ઊઠીને પોતાના જમણા હાથનું દર્શન કરતા (પ્રભાતે કરદર્શનમ્), પણ આ પલટાતા યુગમાં લોકો 'કરદર્શનમ્'ની જગાએ 'કપદર્શનમ્' (પ્યાલો ભરી ચા પીવાનું) કરતા હોય છે. 'ચા'ની આવી બલિહારી છે! કૈલાસની કે પછી હિમાલયની કઠિન યાત્રા સમયે યાત્રીની શારીરિક અને માનસિક સ્થિતિ અનુસાર જો તેમને ચા પીવી પડે તો તેમાં કાંઈ અજુગતું નથી.

હું તો સવારે વહેલો ઊઠીને નાહીધોઈને તૈયાર થઈ ગયો હતો. યાત્રીઓએ નાસ્તાપાણી પતાવ્યાં અને પોતપોતાનો સામાન બાંધવા લાગી ગયા. ડાકબંગલાના દરવાનને તેની Visitor's Bookમાં દરેક યાત્રીના નામ–સરનામાં લખી આપ્યાં અને ઓરડાનું ભાડું પણ ચૂકવી દીધું. એટલામાં ગરતસિંહ બધા મજૂરોને લઈને ડાકબંગલે આવી પહોંચ્યો. અમારો બધો સામાન અમે બાંધીને તૈયાર જ રાખ્યો હતો તેથી તે બધાનું વજન કરાવવા માટે મજૂરોએ તેને પોતાની પીઠ પર ચડાવીને મોહનસિંહ ગરબ્યાલની દુકાન તરફ ચાલવા માંડ્યું. કૈલાસપતિ ભગવાનનો જયકાર બોલતા અમે બધા ડાકબંગલેથી નીકળ્યા અને મજૂરોની પાછળ પાછળ ચાલવા લાગ્યા. મોહનસિંહ ગરબ્યાલની દુકાને પહોંચીને જોયું તો આજે તેની જગાએ તેનો છોકરો ઈશ્વરસિંહ ગાદી પર બેઠો હતો. તેણે મજૂરોના સરદાર ગરતસિંહને સામાન તોળવા માટે લોખંડનો મોટો કાંટો અને તોલાં આપ્યાં અને રાજદેવની દેખરેખ નીચે બધાનો સામાન એકપછી એક તોળવા લાગ્યો. જયંતિભાઈ પોતાની ડાયરી(રોજનીશી)માં દરેક યાત્રીનું નામ અને તેના સામાનના વજનની નોંધ કરવા લાગ્યા. બધો સામાન તોળાઈ રહ્યા

બાદ પાસેની સરદારજીની દુકાનેથી શણની નવી ગુણો વેચાતી લઈ લીધી. એક એક ગુણમાં ભાતાના ચારચાર મોટામોટા ડબ્બાઓ ગોઠવીને તે ગુણોનાં મુખ સૂતળીથી સારી રીતે સીવી લેવામાં આવ્યાં. ૧૦ થી ૧૨ માઈલના એક પડાવના હિસાબે ધારચૂલાથી ગરબ્યાંગ સુધીના પાંચ પડાવ (પાંચ રાત્રીવાસ) થાય છે. પાંચ પડાવની કુલ મજૂરી ૨૦) રૂપિયા આપવાની હોય છે પણ અત્યારે મજૂરોની અછતને લીધે અમારે પાંચ પડાવના ૨૫) રૂપિયા આપવાના નક્કી થયા. મજૂરો વિષે મને સ્વામી પ્રણવાનંદજીએ જે કાંઈ સૂચના આપી હતી તે આ પ્રમાણે છે. :-

એક સશક્ત પહાડી મજૂર લગભગ ૩૫ શેર બોજો પોતાની પીઠ પર ઊચકીને પહાડોના કઠિન રસ્તા પર સહેલાઈથી ચાલી શકે છે. તે વખતે આ ૩૫ શેર વજનને જ એક મણ વજન ગણવામાં આવે છે અને આ હિસાબે તેને નાણાં ચૂકવવાનાં હોય છે. તેને આ કરતાં વધારે વજન ઉપાડવા ન દેવું, નહીંતર રસ્તામાં તે થાક ખાતો ખાતો ધીમી ગતિએ ચાલશે અને પડાવે પહોંચતા ઘણું મોડું કરશે, જેથી પડાવે વહેલા પહોંચી ગયેલા યાત્રીઓને બિછાનાં વિના અને નાસ્તાપાણીના અભાવે અગવડતા અને ત્રાસ વેઠવાં પડશે. મજૂરોના સરદારને હંમેશની થોડી વધારે રકમ આપવાનું નક્કી કરવાથી તે નોકરનું પણ કામ કરે છે; એટલે કે પડાવે પહોંચીને તે સ્થાન સાફસૂફ કરી નાંખે છે, પાણી ભરી આપે છે, લાકડાં લઈ આવે છે, દુકાનેથી જરૂરી સામગ્રી ખરીદ કરી આવે છે, વાસણ માંજી આપે છે; વગેરે વગેરે.





## —: તવાઘાટના માર્ગે :—

અમારા મજૂરોનો સરદાર ગરતસિંહ તો નોકર તરીકે હતો જ પણ જળ લાવવા અને વાસણ માંજવા માટે અમે મજૂરોમાંના એક નેપાળી યુવકને પસંદ કર્યો. આ વધારાના કામ માટે અમે તેને વધારે નાણાં આપવાનું વચન આપ્યું. આ યુવકનું નામ 'ઝૂમલી' હતું પણ અમે તેને 'ઝૂમલીવાલા' કહેવું પસંદ કર્યું.

મજૂરો પોતપોતાના ભાગમાં આવેલો સામાન કઈ રીતે પીઠ પર બાંધવો તેની તૈયારી કરવા લાગ્યા અને મોટા ભાગના યાત્રીઓ પોતાના બૂટ, અણીદાર લાકડી વગેરે વ્યવસ્થિત કરવામાં પડ્યા એટલે હું અને દામજીભાઈ બધાને કહીને ત્યાંથી રવાના થયા. પગ ઉપાડતા પહેલાં અમે બન્નેએ 'કૈલાસપતિ ભગવાનકી જય'નો પોકાર કરીને ગગન ગજવી મૂક્યું. બીજા યાત્રીઓએ પણ જયકાર કર્યા. આજે બધાનાં હૈયે હર્ષ માતો ન હતો.

આજે ૧૫ જૂન ને ગુરુવાર હતો. અત્યારે અમારી ઘડિયાળમાં સવારના ૭ કલાક ને ઉપર ૫ મિનિટ થઈ હતી. મેં સાંભળ્યું હતું કે તીર્થયાત્રાએ જતી વખતે, મહાત્મા પુરુષોનાં દર્શન કરવા જતી વખતે કે બીજાં શુભ ધાર્મિક કાર્યોમાં ગુરુવારનો દિવસ ઘણો મહત્વપૂર્ણ છે. અમે બજારમાં થઈને ગામને પાદર આવી ત્યાંથી પાસેના 'ભારતીયસીમા થાણા' (check–post)માં આવ્યા. તે વખતે ત્યાં થાણા અધિકારી સાહેબ હાજર

હતા. અમે બેત્રણ વાર એકબીજાને મળેલા હોવાથી હવે તે અમારા પરિચિત થઈ ગયા હતા. અમને જોઈને તે સાહેબ 'મૂછમાં હસ્યા' અને આવકાર આપ્યો. આથી અમે ત્યાં થોડું બેઠા ને અમારા બન્નેના પાસપોર્ટ બતાવી તેના પર સહી–સિક્કા કરાવી લીધા. અમારે અહીંથી નીકળતી વખતે આ સીમાથાણામાં આવવું પડ્યું તેનું કારણ એ હતું કે, સરકારી નિયમ અનુસાર કોઈપણ વ્યક્તિ પોતાનો પાસપોર્ટ બતાવ્યા વિના આ સીમાથાણુની હદ ઓળંગીને આગળ જઈ શકતી નથી. આ આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને તેના ગુના અનુસાર સજા ભોગવવી પડે છે. અમે બધા યાત્રીઓ આજે અહીંથી કૈલાસયાત્રાએ જઈ રહ્યા છીએ એ જાણીને સીમાથાણાના દરેક કર્મચારીએ અમારી આ કઠિન યાત્રાની સફળતાની શુભકામના કરી. તે બધાનો આભાર માનીને અમે બન્ને ત્યાંથી ચાલતા થયા.

અહીંથી અમારે પગદંડી પર આગળ વધવાનું હતું. વર્ષાને લીધે કાચા પહાડો નીચે ધસી આવવાથી આ પગદંડી ઘણી જગાએ તૂટી ગઈ હતી. ડાબા હાથ પરના પહાડમાં થઈને એક મોટર માર્ગ બની રહ્યો હતો. આ માર્ગ 'તવાઘાટ' થઈને કાલી નદીને તીરેતીરે ગરબ્યાંગ સુધી જવાનો છે એવી માહિતી મને એક સજ્જને આપી હતી. મને થયું કે હવે યુગ બદલાઈ રહ્યો છે, પહાડો પણ પડખાં ફેરવી રહ્યાં છે. જમણા હાથ પર થોડે દૂર કાલીગંગા વહી રહી હતી. નદીની પેલે પારની નેપાળ દેશની સીમા લીલીછમ ધરતીથી સુશોભિત હતી. તેમાં ય સૂર્યનારાયણનાં સોનેરી અને કોમળ કિરણોએ તેના સૌંદર્યમાં અધિક વૃદ્ધિ કરી હતી. મનમાં થયું કે અહીં બેસીને પ્રકૃતિની આ અદ્ભુત લીલાને નિર્નિમેષ નયને નિહાળ્યા કરું; કિન્તુ તે મહાસૌંદર્યરાશિ કૈલાસ–માનસરોવર જાણે અમને અદૃશ્યરૂપે તેની તરફ ખેંચી રહ્યા હતા, આથી અમે અહીંથી આગળ વધ્યા. પહેલાંની માફક આજે અમે માર્ગમાં ચાલતા ચાલતા વાતચીત નહોતા કરતા, પણ મૌનવ્રત પાળ્યું હતું, જેથી માર્ગની ચારેબાજુના પ્રાકૃતિક સૌંદર્યથી નીતરતાં દૃશ્યોના ચિત્રો અમે અમારા હૃદયપટ પર અંકિત કરી શકીએ. બીજા શબ્દોમાં કહું તો ચારેબાજૂના આ સૌંદર્યમાં અમે અમારી જાતને ખોતા ખોતા જઈ રહ્યા હતા. જો તે અનુપમ દૃશ્યોનું વર્ણન કરવાની ઇચ્છા થતી તો પણ મૌન–ભાષામાં જ તેને વર્ણવવું અમે ઉચિત

સમજતા હતા. શ્વાસેશ્વાસ પગલેપગલા સાથે અજબ રીતે તાલબદ્ધ થવાથી ચાલવામાં પણ અનેરા આનંદનો અનુભવ થઈ રહ્યો હતો. એવું લાગતું હતું જાણે શરીર જમીનથી થોડા ફૂટ ઊંચે ચાલી રહ્યું છે. તે વખતે મને 'કેનોપનિષદ્' નું સૂવર્ણસૂક્ત–' भूतेषु भूतेषु विचिन्त्य धीराः... ' નું સ્મરણ થઈ આવ્યું ને મેં મનને કહ્યું, " કંઈક મેળવવા કરતાં તો બધું ય ( દેહ, મન, બુદ્ધિ, ) બધામાં ( દશ્યમાન જગતમાં ) ખોવામાં ઓર મઝા છે. "

લગભગ બે માઈલ આગળ વધ્યા બાદ નીચેની પગદંડી જમણી બાજુના સમીપના પુરાણા શિવમંદિર અને ઘર તરફ વળી ગઈ. અહીંના લોકો આ સ્થાનને ' તપોવન ' કહે છે. અહીં કાલીગંગાના તીરે ગંધકમય ગરમપાણીના ઝરા છે; આથી કદાચ આ સ્થાનનું 'તપ્તવન' કે 'તપોવન' નામ પડ્યું હશે. અહીં અન્નથી ઉભરાતાં ખેતર તથા કેળાં અને જમરૂખનાં ઝાડ છે. પાસે જ એક નાનો આશ્રમ, મંદિર અને ધર્મશાળા છે. આ સ્થાનને ' સોસા'ગામની રુમાદેવી નામની એક ભક્ત મહિલાએ બંધાવ્યું છે. તે સ્વર્ગસ્થ મહિલા બંગાળના પ્રસિદ્ધ સંત શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાં ધર્મપત્ની શ્રી શારદામણિદેવીની શિષ્યા હતી. તેમણે કૈલાસવાળા શ્રી નારાયણ સ્વામીજીની પણ ઘણાં વર્ષ સુધી સેવા કરી હતી. એક પહાડી સજ્જન પાસેથી એવું જાણવા મળ્યું હતું કે રુમાદેવી શ્રી શારદામાતાની દીક્ષિત શિષ્યા હોવાથી રામકૃષ્ણ–મિશને તેના તપોવનને પોતાના અધિકારમાં લઈને ત્યાં ઔષધાલય તેમજ વિદ્યાલય ચાલુ કર્યાં હતાં, પણ થોડા જ મહિનામાં આ સંસ્થાને કંઈક કારણુસર રુમાદેવી સાથે અણબનાવ થઈ ગયો. તેથી ઈ. સ. ૧૯૩૧ માં કૈલાસયાત્રા કરી આવેલા તે વખતના માયસોરના મહારાજા શ્રી કૃષ્ણરાજ વાડિયાર બહાદૂરને મળીને તેમની સહાયથી રુમાદેવીએ તપોવનને ફરીથી પોતાના કબજામાં લીધું હતું. હાલમાં આ તપોવનમાં કોઈ પહાડી વ્યક્તિએ નાની એવી ચાની દુકાન કરી છે. તેથી આ માર્ગે આવતાજતા લોકોને અહીં વિશ્રામ કરવાનું ઠીક પડે છે. હું અને દામજીભાઈ જ્યારે અહીંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે તે ચાવાળો ઘઉં અને બીજા ધાન્ય તડકામાં સૂકવી રહ્યો હતો.

તપોવનથી આગળનો માર્ગ સાંકડો અને ઘણી જગાએ તૂટેલો હતો. આગળ વધવામાં ઘણી સાવચેતી રાખવી પડતી હતી. આ માર્ગે

મારાથી થોડે આગળ એક વૃદ્ધ પુરુષ અને બે ત્રણ મહિલાઓ જઈ રહ્યાં હતાં. મારી ચાલવાની ગતિ તે લોકો કરતાં કંઈક વધારે હોવાથી જ્યારે હું તે લોકોની પાસે પહોંચ્યો ત્યારે તેઓએ પોતાના બે હાથ મારા તરફ ઊંચા કરીને 'નમો નારાયણ' કહેતાં મને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. તેના પ્રત્યુત્તરરૂપે મેં મારો જમણો હાથ આ લોકો તરફ ઊંચો કરીને આશીર્વાદ આપ્યો. હું આ લોકોને તો દૂરથી જ ઓળખી ગયો હતો. અમારો યાત્રાસંઘ અસકોટની જે ધર્મશાળામાં ઊતર્યો હતો તેમાં આ લોકો રાતવાસો રોકાયા હતા. તે વખતે વાતચીત દરમિયાન તેઓએ મને કહ્યું હતું કે, હિમાલયના ચારેધામની પગપાળા યાત્રા કરીને તે લોકો પોતાના ગામ પાછા ફરી રહ્યા છે, કૈલાસવાળા શ્રી નારાયણ સ્વામીજીના તેઓ ભક્ત છે વગેરે. કુમાઉઁ પ્રદેશના આ ભાગમાં શ્રી નારાયણ સ્વામીજીનો સારો એવો પ્રભાવ હોવાથી આ તરફના લોકો ધાર્મિક વૃત્તિના છે. જ્યારે જ્યારે સાધુમહાત્માને જુએ છે ત્યારે ત્યારે 'નમો નારાયણ' કહેતાં તેમના તરફ ભક્તિભાવ વહેવરાવે છે. જ્યારે આ વૃદ્ધ પુરુષ મારા સહયાત્રી શ્રી દામજીભાઈ સાથે ધીમી ગતિએ ચાલતો ચાલતો વાતોએ વળગ્યો ત્યારે મેં મારી ચાલવાની ઝડપ વધારી દીધી. હું શ્વાસેશ્વાસે ભગવાનનું નામસ્મરણ કરતો અને માર્ગના પ્રાકૃતિક સૌંદર્યનું પાન કરી તેને હૃદયમાં ઉતારતો આગળ વધી રહ્યો હતો. જ્યારે પથરીલો માર્ગ આવ્યો ત્યારે ક્યારેક પથ્થરો પરથી કૂદતો તો ક્યારેક ઊંચાણવાળી ભૂમિ પર ચડઊતર કરતો કાલીગંગાને જમણે તીરે તીરે આગળ વધી રહ્યો હતો. જો કે ગર્જના કરતી કાલીગંગા મારાથી ઊલટી દિશામાં વહી રહી હતી, તેમ છતાં ય જળરૂપે તો તે મારી સાથે જ હતી, આથી હું નિર્ભય હતો. આવી રીતે આગળ વધતો વધતો હું માર્ગની નાનીમોટી હોટલ, પાણીનાં નાળાં વગેરેને પસાર કરતો અને પહાડ પર દેખાતાં ગામડાંના સૌંદર્યને દૂરથી માણતો લગભગ સવા બે કલાકે રસ્તાની ડાબી બાજુએ બંધાએલી એક હોટલ પાસે આવી પહોંચ્યો. હજી સુધી મને ન તો થાક લાગ્યો હતો કે ન ભૂખતરસ. આથી મારે આ હોટલ પર અટકવાની જરૂર હતી નહીં. પહેલાંની જેમ હું ઝડપભેર ચાલવા લાગ્યો. લગભગ અર્ધો ફર્લાંગ પહોંચ્યો હોઈશ ત્યાં આગળનો માર્ગ પથ્થરોના ઢગલાથી બંધ કરાએલો જોવામાં આવ્યો. માર્ગની ડાબી

બાજુએ હિન્દી ભાષામાં લખાએલું એક બોર્ડ વાંચ્યું. તેમાં આ પ્રમાણે ચેતવણી આપવામાં આવી હતી—'नीचेका मार्ग खतरनाक है, उपरके मार्ग से चलो'. આ બોર્ડ જોઈને હું ત્યાં ઊભો રહ્યો અને વિચારવા લાગ્યો કે હવે શું કરવું!

એટલામાં મેં ડાબા હાથ તરફ પહાડ પર જતી એક પગદંડી જોઈ. તે પકડીને હું ભાગ્યે જ ૨૫–૩૦ ફૂટ આગળ વધ્યો હોઈશ ત્યાં તો પાછળથી કોઈનો સાદ સંભળાયો. પાછું વાળીને જોયું તો હોટલવાળાનો છોકરો હાથમાંનું રેશમી વસ્ત્ર ફરફરાવતો મારી તરફ દોડતો આવી રહ્યો હતો. આ જોઈને હું તરત જ સમજી ગયો કે મારા કંધા પર રાખેલી રેશમી ધોતી ગફલતથી રસ્તામાં ક્યાંક પડી ગઈ હતી અને આ છોકરાને તે મળી હોવાથી મને તે પાછી સોંપવા માટે મારી પાછળ દોડતો આવી રહ્યો છે. તેણે મારી પાસે આવીને શ્વાસની ગતિ ધીમી પાડતા કહ્યું, "આપની આ ધોતી મારી હોટલ પાસે પડી ગઈ હતી. આ બાબતમાં આપનું ધ્યાન ખેંચવા માટે મેં આપને ઘણી બૂમો પાડી પણ આપ તો એવા ઝડપથી ચાલતા હતા જાણે આકાશમાં ઊડતા હો. આખરે ધોતી લઈને મારે જ આપની પાછળ દોડવું પડ્યું. એ સારું થયું કે આ જગાએ સૂચનાબોર્ડ હોવાથી આપ અહીં રોકાયા ને હું આપને અહીં પકડી શક્યો. લો, આ આપની ધોતી." હું તે છોકરાનો આભાર માનું તે પહેલાં જ તે કહેવા લાગ્યો, 'આ ઊપરવાળી પગદંડી 'ચેલા' અને 'ખેલા' થઈને 'તવાઘાટ' પહોંચે છે પણ તે લાંબી અને સખત ચડાણ ઊતરાણવાળી છે. આથી જો આપ નીચેવાળી પગદંડી પકડો તો કાલીગંગાને તીરે તીરે ચાલતાં જલદી તવાઘાટ પહોંચી શકો. જો કે આ માર્ગ ટૂંકો તો છે પણ ચાલતી વખતે જરા સાવધાન રહેવું પડે છે." મેં જોયું કે આ છોકરો સરળ અને શ્રદ્ધાળુ છે, સાધુસંત પ્રતિ તેને ભક્તિ છે, આથી મને તેના તરફ માન ઊપજ્યું. પહાડના લોકો કેવા પરહિતકારી હોય છે તે વાતનું આ છોકરો પ્રત્યક્ષ પ્રમાણ હતો. શહેરના રસ્તા પર નાનો એવો રૂમાલ પણ પડી જાય તો પાછું ફરીને જોઈએ ત્યાં જોતજોતામાં તો તે 'છૂમંતર' થઈ જાય છે. આવું છે અંતર આપણા આધુનિક શહેરોના અને પહાડોના જીવનની વચ્ચે.

હું ત્યાં ઊભો ઊભો તે રેશમી ધોતીથી મારી કમ્મર કસીને બાંધી રહ્યો હતો તેટલામાં તો તે છોકરો ત્યાંથી 'પલાયન' થઈ ગયો.

તેની સૂચના અનુસાર મારે આજે નીચેવાળા માર્ગે થઈ 'તવાઘાટ' પહોંચવું હતું આથી હું ત્યાંથી પાછો નીચે ઊતરીને નીચેવાળા માર્ગે પહોંચવાને બદલે ઊપરથી પહાડના પથ્થરોને પકડી પકડી, તો કેટલીક જગાએ વાંદરાની જેમ ટિંગાતો, ટિંગાતો નીચેના માર્ગે પહોંચ્યો. હોટલવાળા પેલા છોકરાએ મને આવી રીતે નીચે ઉતરતાં જોયો નહીં હોય ને સમજી લીધું હશે કે હું તો ઉપરવાળા માર્ગેથી ચેલા-ખેલા તરફ ગયો છું.

નીચેના માર્ગે આગળ વધતાં થોડું અંતર કાપ્યા બાદ મેં જોયું કે માર્ગ અણીદાર પથ્થરોવાળો અને પહેલાં કરતાં ઘણો ખરાબ હતો. અહીંથી જમણી બાજુએ થોડે નીચે કાલીગંગા મોટામોટા ખડકો અને પથ્થરો સાથે અફળાતી અને ભયંકર ઘૂઘવાટા કરતી ઝડપથી વહી રહી હતી. હવે પછીનો માર્ગ જેટલો ખરાબ આવતો ગયો તે પ્રમાણેની સાવચેતી રાખી હું ધીમેધીમે એક પછી એક આગળ ડગલાં ભરવા લાગ્યો. મને આ માર્ગ જોતાં ઉપનિષદનું પેલું વાક્ય '**क्षुरस्या धारा निशिता दुरत्यया...**' યાદ આવી ગયું. આવા માર્ગે ચાલનારે ડગલે ને પગલે નિરંતર પ્રભુનું સ્મરણ કરવું પડે છે, ભલે પછી તે સ્મરણ ભયને લીધે થાય કે પછી યાત્રાની સફળતાની આશાથી થાય. ત્યાંથી આગળ ચાલતાં મારે એક જગાએ થોડું અટકવું પડ્યું કારણ કે આ માર્ગના ઉપરનાં ભાગમાં જે મોટર માર્ગ બની રહ્યો હતો ત્યાં ૧૫-૨૦ મજૂરો મોટામોટા પથ્થરો તોડી તોડીને નીચેની તરફ ફેંકી રહ્યા હતા. આ જોઈને મેં તે લોકો તરફ હાથ ઊંચા કરીને ઈશારા કરતાં સમજાવ્યું કે હું નીચેના માર્ગે થઈ પસાર થઈ રહ્યો છું, આથી તે લોકો તેટલો સમય નીચે પથ્થર ફેંકવાનું બંધ રાખે. મારો મનોભાવ સમજવામાં મજૂરોને ઝાઝી વાર લાગી નહીં. તેઓના સરદારે આજ્ઞા કરતાં જ બધાં મજૂરો થંભી ગયા. એટલામાં તે સરદારનો બુલંદ અવાજ મારા કાને અથડાયો, "હવે નિર્ભય થઈને રસ્તે ચાલ્યા જાવ, ધીમેધીમે સાવધાનીપૂર્વક ચાલજો. જોજો હો, પગમાં પથ્થરના અણીદાર ટૂકડા પેસી ન જાય."

માર્ગનો આ ખતરનાક ભાગ કોઈ પણ જાતના વિઘ્ન વિના પસાર કરીને હું એકાદ ફર્લાંગ આગળ વધ્યો હોઈશ તેવામાં મેં જોયું કે માર્ગમાં એક જગાએ જાણે ઝીણી મુલાયમ રેતી પાથરેલી હતી અને

તેમાંથી થોડી થોડીવારે થોડી થોડી રેતી નીચે નદી તરફ ધીમે ધીમે સરકતી જતી હતી. કાલીગંગા નદી પણ રુદ્રરૂપ ધારણ કરતી પ્રચંડ વેગથી વહી રહી હતી. તે એવી તો ગર્જના કરી રહી હતી કે પાસે ઊભેલા માણસનું ય બોલવું સંભળાય નહીં. આ દુર્ગમ માર્ગ પર ચાલતાં જો થોડી પણ ગફલત થઈ, પગ મૂકવામાં જરા ચૂકી ગયા કે પગ જરા વાંકો થયો તો ત્યાંથી કાલી નદીના કરાલ મુખનો નાનો એવો કોળિયો થઈ જવામાં જરાપણ વાર લાગે તેમ ન હતું. ' आपत्काले च कष्टेऽपि नोत्साहस्त्यज्यते बुधैः 'ના ઉપદેશ અનુસાર હિંમત, ધૈર્ય અને ઉત્સાહથી મેં જેમતેમ કરીને રસ્તાનો આ ભાગ પાર તો કરી નાખ્યો પણ જ્યારે પાછું વાળીને તે તરફ જોયું તો મને પોતાના કાર્ય પર વિશ્વાસ જ બેઠો નહીં. મનમાં થયું કે શું હું મારી અલ્પશક્તિથી આવો દુર્ગમ માર્ગ પાર કરી શક્યો છું ? અંતરાત્માએ જાણે જવાબ આપ્યો, " નહીં. તારી અલ્પશક્તિથી નહીં જ. " આ અનુભવથી હું એ સમજ્યો કે મારી પાછળ અવશ્ય કોઈ મહાન અને અદૃશ્ય દિવ્ય શક્તિનો એવો વરદહસ્ત છે કે જેણે મને આવો દુર્ગમ માર્ગ પાર કરાવ્યો છે અને આગળ પણ આવી જ રીતે મને સહાય કરતો રહેશે. (જુઓ ચિત્ર નં.–૨)

અહીંથી આગળનો માર્ગ પહેલાં કરતાં સારો હતો. ચારેબાજુના લીલાછમ પહાડો, તેની ઉપર ચાંદીના છત્ર જેવાં શ્વેત વાદળાં અને નીચે પગ ધોતી તોફાની કાલીગંગા વગેરે દૃશ્યો ઘણાં મનમોહક હતાં. થાકેલા પગ અહીં વિશ્રામ માટે જરા થંભ્યા. ફળદ્રુપ પહાડોની મહેકથી નાસિકા પરિતૃપ્ત થઈ. હૃદયમાં છુપાએલા દિવ્ય ભાવ જાગી ઊઠ્યા અને કાવ્યરૂપે બહાર પડ્યા.

અહીંથી આગળ વધતાં લગભગ ૪૫ મિનિટ બાદ હું એક એવા સ્થળે આવી પહોંચ્યો જ્યાં જમણા હાથ તરફથી આવતી કાલી નદી અને સામેથી આવતી ધૌલી નદી એકબીજાને મળે છે. આ સંગમ સ્થાનનું દૃશ્ય ખરેખર અદ્‌ભુત હતું. જાણે અહીં આસન વાળીને બેસી જાઉં અને પરમેશ્વરના ધ્યાનમાં ડૂબી જાઉં એવું મનમાં થવા લાગ્યું. આ સ્થળે કેટલાક મજૂર અને મિસ્ત્રીઓ પુલ બાંધી રહ્યા હતા. મને ધારચૂલામાં આ પુલ બાબતમાં એવી મહિતી મળી હતી કે તે તૈયાર થઈ ગયા બાદ તેના પરથી મોટરબસ વગેરે વાહન કાલી નદીને

કિનારે કિનારે આગળ વધીને ઠેઠ ગરબ્યાંગ અને ગુંજી સુધી જઈ શકશે. ધારચૂલાથી ગરબ્યાંગ સુધીનો મોટર માર્ગ પણ બની રહ્યો હતો. આ સંગમ સ્થાનને 'કાલીધૌલી સંગમ' કહે છે. મને સ્થાન ઘણું પવિત્ર જણાયું. મેં આ સ્થાનને શ્રદ્ધા–ભક્તિપૂર્વક પ્રણામ કર્યા અને અહીંથી ધૌલીગંગાને જમણે તીરે આગળ વધવા લાગ્યો. રસ્તો પહેલાં કરતાં ઘણો સારો અને સીધો હતો. લગભગ ૧૦ મિનિટ સુધી ઝડપથી ચાલ્યા બાદ હું 'તવાઘાટ' નામના સ્થાનમાં આવી પહોંચ્યો. તે વખતે મારી ઘડિયાળ સાડા અગિયારનો સમય બતાવી રહી હતી. આ જોઈ મને નવાઈ લાગી. આજે મેં ધારચૂલાથી અહીં સુધીનું લાંબું અંતર ધારવા કરતાં વધારે તીવ્ર ગતિએ ચાલીને ઓછા સમયમાં પૂરું કર્યું હતું. રસ્તામાં ક્યાંય વિશ્રામ કરવા માટે બેઠો નહોતો.

તવાઘાટના ડાકબંગલે પહોંચીને ત્યાંના દરવાનને પરવાનગીપત્ર આપતાં તેણે જલદી એક મોટો ઓરડો ઉઘાડી આપ્યો અને તેને વાળીઝૂડીને સાફ કરી તેમાં ટેબલ, ખુરસી, પલંગ વગેરે ગોઠવી દીધાં. મેં જોયું કે આ ડાકબંગલામાં કેવળ બે ઓરડા છે, કેટલાક ઓરડા હજી બંધાઈ રહ્યા છે. અહીંથી લગભગ ૬૦૦ ફૂટ નીચે ઊતરતાં ધૌલીગંગાનો જમણો કિનારો આવે છે. આ નદી ધૌલીગંગા કે ધૌલગંગા 'દરમાઘાટા'માંથી આવે છે. તવાઘાટ નામનું આ સ્થળ ચારે બાજુએથી પહાડો વડે ઘેરાયેલું હોવાથી જાણે લોઢાનો મોટો તવો (કડાઈ) હોય તેવું લાગે છે. આથી આ સ્થાનનું નામ કદાચ આવું પડયું હોય! મેં ધારચૂલાના એક વેપારી પાસેથી આ વિષે એવું સાંભળ્યું હતું કે પ્રાચીન સમયમાં એકવાર ઋષિમુનિઓએ પહાડોનો ચૂલો બનાવીને જે સ્થળે (ધારચૂલામાં) રસોઈ બનાવી હતી ત્યાંથી એંઠો તવો (કડાઈ) દેવતાનો કૂતરો મોઢામાં લઈને ભાગ્યો હતો. આ જોઈને ઋષિમુનિઓએ તે કૂતરાની પાછળ પડી જે સ્થાનમાં જઈને તવો છોડાવ્યો હતો તે સ્થાનનું નામ 'તવાઘાટ' પડયું. વેપારીની આ વાત સાંભળીને મને હસવું આવ્યું હતું કારણ કે આ એક 'ટાઢા પહોરની વાત હતી'. તવો આવડો મોટો હોય, તો કુતરો તે કેવડો હશે!

તવાઘાટમાં એક ચાની અને એક કરિયાણાની દુકાન છે. અહીંથી થોડે દૂર એક જળધારા છે જેનું જળ ઘણું સ્વચ્છ અને મીઠું

છે. ઉનાળામાં આ જગાએ સૂર્યની ગરમીને લીધે ઊકળાટ અનુભવાય છે, પણ ચોમાસામાં વરસાદને લીધે આ સ્થાન ઘણું રમણીય લાગે છે. ડાકબંગલાની બારીમાંથી જ્યારે મેં ઉત્તર દિશાના પહાડ અને 'બેલા' ગામ તરફ નજર નાંખી તો તે વખતનું દૃશ્ય મને ઘણું મનોરમ લાગ્યું. ઓરડામાં બિછાવેલા ખાટલા પર અડધો કલાક વિશ્રામ કર્યા બાદ હું સ્નાનાદિ કરવા અને કપડાં ધોવાની ઇચ્છાથી ત્યાંથી નીકળીને ધૌલીગંગાને કિનારે આવ્યો. તે વખતનું ધૌલીનું દૃશ્ય ઘણું સુંદર હતું. 'ધૌલી' એવી તો ઊછળતીકૂદતી અને ઘૂઘવાટા કરતી વેગથી નીચેની તરફ વહી રહી હતી કે જાણે પોતાની મોટી બહેન 'કાલી'ને જલદી આલિંગન દઈને આનંદવિભોર થવા ઇચ્છતી ન હોય! આ નદીના તટ પરના એક સ્વચ્છ મોટા પથ્થર પર મેં મારાં વસ્ત્રો ઉતારીને મૂકયાં અને તે ઊડી ન જાય તે માટે તેના પર એક વજનદાર પથ્થર મૂકચો. ત્યાર પછી જે જે વસ્ત્ર ધોવાનાં હતાં તે એક પછી એક ધોઈને સુકવી દીધાં. આજે સખત તડકો હતો તેથી વસ્ત્ર સુકાવામાં વાર લાગી નહીં. જાડો ટુવાલ પણ જલદી સુકાઈ ગયો. ત્યાર પછી સ્નાન કરવા માટેનું સુરક્ષિત સ્થાન શોધીને ત્યાંથી નદીના કમરપૂર ઊંડા જળમાં હું ધીમેધીમે ઊતર્યો. આટલો સખત તડકો પડવા છતાં ય ધૌલીગંગાનું જળ કાલીગંગાના જળ કરતાં પણ વધારે ઠંડું જણાયું. તેમ છતાં ય હું ડૂબકીઓ મારી મારીને આનંદથી સ્નાન કરી રહ્યો હતો. મને આવી રીતે સ્નાન કરતો જોઈને દૂર કિનારે ઊભેલો એક પહાડી જાણે નવાઈ પામતો મારી તરફ ટગરટગર જોઈ રહ્યો હતો. કદાચ તેને મનમાં થતું હશે કે આ તે વળી કોણ અજબનો જીવ છે જે નિર્ભય બનીને આ હિમસરિતામાં આવી રીતે સ્નાન કરી રહ્યો છે! સ્નાન કરીને નદીની બહાર નીકળી ધોયેલાં વસ્ત્રો પહેરીને જ્યારે હું પાસેની એક મોટી શિલાપર પરમેશ્વરનું ચિંતન કરવા માટે બેઠો ત્યારે મને બલવાકોટની કાલીગંગાનો તટ અને રાત્રીના સમયે ત્યાં કરેલા ધ્યાનનો પ્રસંગ યાદ આવી ગયો. ધૌલીગંગાના બન્ને કિનારા પરનો પ્રદેશ ભારતનો છે, જ્યારે કાલીગંગાના જમણા કિનારાનો પ્રદેશ ભારતનો અને ડાબા કિનારા પરનો નેપાળનો પ્રદેશ છે. ધ્યાનના અભ્યાસીને માટે ધૌલીગંગાનો કિનારો પણ ઘણો સારો કહી શકાય. અહીં પણ ચારેબાજુના લીલાછમ પહાડ, સુંદર વૃક્ષ, જળપ્રપાત વગેરે ઘણાં આકર્ષક લાગે છે. આ રમ્ય સ્થાનમાં એક કલાક આનંદથી

વિતાવી, જાણે શરીરમાં નવી શક્તિ ભરી હું ડાકબંગલે પાછો ફર્યો. દરવાન મારી વાટ જોતો દરવાજામાં ઊભો હતો. તેણે મને કહ્યું, "હજીસુધી યાત્રાસંઘનો એક પણ યાત્રી આવ્યો નથી." આ સાંભળીને મને અમારા યાત્રીઓની ચિંતા થવા લાગી. મનમાં થયું કે હજી થોડો વખત તે બધાની વાટ જોવી. તે દરમિયાન તે લોકોના જો કાંઈ સમાચાર ન મળે તો પછી તે લોકોની શોધ કરવા માટે નીકળી પડવું. આમ નક્કી કરી હું ઓરડામાં આવ્યો. આજે મેં ઘણો પરિશ્રમ કર્યો હોવાથી મને ભૂખ તો સારી એવી લાગી હતી, પણ મારા ફલાહારની વસ્તુઓ મજૂર લોકો પાસે હતી. આથી ભૂખનું દુઃખ સહન કર્યા સિવાય મારા માટે બીજો કોઈ ઉપાય જ ન હતો. આ વખતે મને પેલો દોહરો યાદ આવી ગયો —

"રામનામ લાડવા, ગોપાળનામ ઘી
કૃષ્ણનામ ખાંડખીર, ઘોળીઘોળી પી"

ખાટલામાં લાંબો થઈને આ દોહરો ગાતો ગાતો હું પેટ પર હાથ ફેરવવા લાગ્યો. ભૂખ તરફ વળેલા મનને હું આવી રીતે ભગવાનના નામ તરફ વાળવા લાગ્યો. હું એ વાત સારી રીતે જાણતો હતો કે 'मनकी हारे हार है, और मनकी जीते जीत' એટલે કે મનને જીતવું તે જ સાચી જીત છે.

આમ લગભગ ૧૫ મિનિટ સુધી દોહરો ગાયો હશે તેટલામાં કોઈના જોડાનો અવાજ સંભળાયો. અવાજ કાને પડતાં જ હું વીજળી વેગે ખાટલામાંથી બેઠો થયો અને અવાજની દિશામાં દૃષ્ટિ દોડાવી તો દામજીભાઈને સામેથી આવતા જોયા. જેવા તે ઓરડામાં દાખલ થયા કે તરત જ મારાથી તેમને પુછાઈ ગયું "આટલું બધું મોડું કેમ થયું ?" મારા આવા ઓચિંતા પ્રશ્નથી તે ખિજાઈ ગયા અને કહેવા લાગ્યા, "હજી શ્વાસ તો નીચે બેસવા દો. બસ આવ્યો કે તરત જ ઉધડો લેવા લાગ્યા. જરા થાક ઊતરે એટલે નિરાંતે આજની આખી રામાયણ સંભળાવીશ." આ સાંભળીને મને તરત જ મારી ભૂલ સમજાઈ એટલે મેં મારા કાન પકડ્યા. એ વાત સાચી છે કે થાક્યો પાક્યો યાત્રી પડાવ પર પહોંચતાં જ તેના પર પ્રશ્નોની ઝડી વરસાવવા માંડવી એ મૂર્ખતાનું મહા પ્રદર્શન છે. કૈલાસની યાત્રા હોય કે પછી પહાડોની

બીજી કોઈપણ યાત્રા હોય, પણ તેમાં સખત ચડાણ ચડી રહેલા કે ઉતરાણ ઊતરીને આવતા થાકેલાપાકેલા યાત્રીને આવી રીતે પ્રશ્નો પૂછવા કે તેને રસ્તામાં ઊભો રાખવો તે તેની સાથે ફાલતુ ઝગડો વહોરવાનું જ કાર્ય છે, કારણ કે આવો થાકેલો યાત્રી આવે સમયે પોતાનું માનસિક સંતુલન ગુમાવી બેસે છે. પહાડોની યાત્રામાં આવી બાબતમાં થતા ઝગડાના કેટલાય પ્રસંગો મેં મારી આંખે જોયા છે. જ્યારે યાત્રી પગે ચાલીને યાત્રા કરતો કરતો બદ્રીનાથ અને કેદારનાથ પહોંચે છે તે વખતે ત્યાંના પંડાઓ દ્વારા તે બિચારાને ઘેરી લઈને તેનું નામઠામ, ગામનું નામ વગેરે ઘણા પ્રશ્નો એકસાથે પૂછવામાં આવે છે ત્યારે તે ઉત્તેજીત થઈ જાય છે અને કેટલીકવાર તો વાગ્યુદ્ધમાંથી દ્વંદ્વયુદ્ધ પણ થઈ જાય છે. આવી અપ્રિય ઘટનાનો દોષી પ્રશ્ન પૂછનાર અને માર્ગ રોકનાર વ્યક્તિ જ કહી શકાય. આથી આવા થાક્યાપાક્યા યાત્રીને મધુર અને હિતકારી શબ્દોમાં બોલાવી, સારી જગા પર બેસાડી, થોડો વિશ્રામ લેવા દઈને પછી તેને માટે ચાપાણી, ભોજન વગેરેની વ્યવસ્થા કરવી જોઈએ. ‘અતિથિ સત્કાર’ વિષેનો ‘મહાભારત’ના વનપર્વનો નીચેનો શ્લોક મને યાદ આવી ગયો,

‘चक्षुर्दद्यान्मनो दद्याद्वाचं दद्यात्सुभाषिणीम् ।
उत्थाय चासनं दद्यादेष धर्मः सनातनः ॥’

(શ્લોક ૨/૫૭)

દામજીભાઈએ લગભગ ૧૫ મિનિટ સુધી ખાટલામાં લંબાવીને વિશ્રામ કરી લીધો. ત્યાર બાદ ઊઠીને પોતાના ગજવામાંથી સૂકોમેવો કાઢી તેમાંથી થોડો ભાગ મને આપતા તે કહેવા લાગ્યા, “આપ અહીં ક્યારે પહોંચ્યા? ક્યા માર્ગે થઈને આવ્યા? રસ્તામાં ક્યાંય જોવામાં કેમ આવ્યા નહીં?” મેં તેમના તે બધા પ્રશ્નોનાં જવાબ જલદી ન દેતાં તેમને જ સામો પ્રશ્ન પૂછી નાંખ્યો, “તમે ક્યા રસ્તે થઈને આવ્યા અને આવવામાં આટલું મોડું કેમ કર્યું?” તે કહેવા લાગ્યા, જ્યારે હું સોસાવાળા ચાર ધામના યાત્રીઓ સાથે વાતચીત કરતો તેઓની સંગાથે ચાલી રહ્યો હતો ત્યારે મેં જોયું કે આપ તો અમારાથી ઘણા આગળ નીકળી ગયા છો. આથી હું તેઓથી છૂટો

પડીને ચાલવાની ગતિ જરા વધારતો આપની પાછળ પાછળ ભાગવા લાગ્યો કિન્તુ થોડીવારે રસ્તો વાંકોચૂંકો અને ઊંચોનીચો આવવાથી મારે ચાલવાની ગતિ જરા ધીમી પાડવી પડી. એટલામાં તો આપ જાણે 'છૂ મંતર' થઈ ગયા. રસ્તામાં આવેલી હોટલમાં બેઠેલા છોકરાને આપના વિષે પૂછતાં તેણે મને આપનું રેશમી પીળું વસ્ત્ર પડી ગયું હતું વગેરેની વાત કહી સંભળાવી. તેણે કહ્યું કે આપ પહાડ પરના ચેલા-ખેલાના જૂના રસ્તે ગયા છો. તેની આ વાત સાંભળીને હું તે ચડાણવાળા રસ્તે પહાડ ચડવા લાગ્યો પણ આંખો ફાડીફાડીને ચારેબાજુએ જોવા છતાં ય આપ ક્યાંય દેખાયા નહીં. મને થયું કે આ સ્વામી આટલી વારમાં તે ક્યાં 'અળફ્ફળફ' થઈ ગયો! આખરે ચેલા-ખેલાના રસ્તે લોકોને પૂછતો પૂછતો હું ઘણી મુશ્કેલીએ આજે અહીં તવાઘાટમાં આવી પહોંચ્યો છું."

દામજીભાઈની આપવીતી ધ્યાન દઈ સાંભળી લીધા બાદ મેં મારી આપવીતી તેમને કહેવા માંડી જેમાં મારું વસ્ત્ર પડી જવાનો પ્રસંગ, કાલીગંગાના કિનારા પરના અતિ દુર્ગમ રસ્તે જીવના જોખમે આગળ વધ્યાનો પ્રસંગ અને તવાઘાટમાં બરાબર ૧૧-૩૫ વાગ્યે આવી પહોંચી ધૌલીગંગામાં સ્નાન કર્યું વગેરેના પ્રસંગ કહ્યા. મારી આપવીતી સાંભળ્યા બાદ જાણે તે એકદમ ઠંડા પડી ગયા. દીર્ઘ નિઃશ્વાસ નાંખીને કહેવા લાગ્યા કે ચેલા-ખેલાનો માર્ગ પણ ફેફસાં ફાડી નાંખે તેવો કઠિન છે. આ રસ્તે થઈને આવ્યા હોત તો ખબર પડત કે 'કેટલા વીસે સો થાય છે.' જૂના પહાડી રસ્તા વિષેની દામજીભાઈની આવી અતિશયોક્તિ સાંભળીને મને હસવું આવી ગયું. સાચી વાત તેમને સંભળાવ્યા વિના મારાથી રહેવાયું નહીં જેથી કહી નાંખ્યું, "ભગવાનનો મોટો પાડ માનો કે કાલીગંગાના કિનારાવાળા રસ્તે તમે આવ્યા નહીં, નહીંતર ખતરનાક રસ્તો જોઈને ત્યાંજ કૈલાસયાત્રાનો સંકલ્પ છોડી દઈ ઘરભેગા થઈ જાત." આ સાંભળીને તેમની સાન ઠેકાણે આવી અને તે કહેવા લાગ્યા, "ભગવાન જે કરે છે તે સારા માટે હોય છે." બીજા યાત્રીઓ ક્યાં છે વગેરે વિષે તેમને પૂછતાં તે કહેવા લાગ્યા કે 'ખેલા'ના રસ્તે મેં વારંવાર નીચે તરફ જોયું હતું પણ કોઈ જોવામાં આવ્યું નહીં ત્યારે મને થયું કે કદાચ તે લોકો રસ્તામાં વિશ્રામ કરતા કરતા પાછળ

આવતા હશે. આજે તો બધાની 'ધોતી ઢીલી થઈ ગઈ હશે.' બિચારા જગુભાઈ અને ગોળવાળા ભગતના કેવા હાલ હવાલ થયા હશે તે તો રામ જાણે!

મેં ઘડિયાળમાં જોયું તો બરાબર બે વાગ્યા હતા. ઘડિયાળના કાંટા પોતાનું કામ કર્યે જતા હતા, પણ બીજા યાત્રીઓના આવવાનાં હજી કાંઈ નિશાન જણાતાં નહોતાં. શું કરવું ને શું નહીં તેની કાંઈ સૂઝ પડતી ન હતી. સવાત્રણ વાગ્યા એટલે મેં દામજીભાઈને ડાકબંગલાને દરવાજે એ જોવા માટે મોકલ્યા કે કદાચ આજુબાજુમાં નજર નાંખવાથી યાત્રીઓ આવતા દેખાય! દામજીભાઈ ખાટલામાંથી ઊઠી જ રહ્યા હતા તેટલામાં તો કોઈના બેસી ગયેલા કંઠનો 'સી....તા....રામ' શબ્દ અમારે કાને પડ્યો. તે અવાજની દિશામાં ડોકિયું કર્યું તો લથડિયાં ખાતા હોય તેમ ખાખીબાવા ડાકબંગલાના દરવાજામાં દાખલ થયા અને જેમ અનાજ ભરેલો કોથળો નીચે પટકાઈ જાય તેમ 'ધબ' કરતા નીચે બેસી ગયા. અમે તેમને ઊભા કરવા દોડ્યા એટલે તેમણે હાથના ઈશારાથી અમને પોતાની જગાએ જ બેઠા રહેવા સમજાવ્યું. જાણે તે એવું બતાવવા માંગતા હતા કે આજની યાત્રા ભલે કઠિન હતી પણ તે હજી એટલા બધા થાક્યા નથી કે તેમને ઊભા કરવા માટે બીજાની મદદ લેવી પડે. ખાખીબાવાની આવી હાલત જોઈને તેમને કાંઈ પણ પૂછવું અમને યોગ્ય લાગ્યું નહીં. તે ત્યાંથી ઊઠીને અમારી પાસે આવે તે પહેલાં જ તેમને માટે ખાટલો ખાલી કરી દીધો. થોડીવારે તે આવીને ખાલી ખાટલામાં લાંબા થયા. તે વખતે તમાકુ ખાવાનો વિચાર આવતાં તેમણે સૂતાસૂતા જ થેલીમાંથી તમાકુનો માવો ખોળી કાઢ્યો અને ચપટી ભરીને તેને હોઠમાં ચડાવ્યો. તમાકુની આદત વિષે પૂછતાં ખાખીબાવા ઘણીવાર સંભળાવી દેતા કે "**मांग न आवे भीख, तो सूरती खाना सीख.**" એટલે કે જેને બીજા પાસે ભીખ માંગતાં શરમ આવે તેણે જો શરમ છોડવી હોય તો સૂરતી (તમાકુ) ખાતાં શીખી જવું જોઈએ. તમાકુની તલપ લાગતાં જ તે માટે બીજા પાસે હાથ લાંબા કરવાનું શરૂ થઈ જાય છે. પછી બીજી ભીખ માંગવામાં પણ શરમ આવતી નથી.

અમે જ્યારે જોયું કે તમાકુના સેવનથી ખાખીબાવા ધીમેધીમે 'મૂડ'માં આવતા જાય છે ત્યારે સમય વરતીને દામજીભાઈએ તેમને

પૂછ્યું, "બીજા યાત્રીઓ ક્યાં છે? હજી સુધી કેમ અહીં પહોંચ્યા નથી?" આ સાંભળતાં જ ખાખીબાવા ખડખડાટ હસી પડ્યા અને કહેવા લાગ્યા, "અરે ક્યા કહૂઁ મૈં આજકી રામકહાની. આજ તો શેઠ લોગોંકી બમ્ બોલ ગઈ હૈ. સૌભાગભાઈ (રાજદેવ) કો તો મૈં હાથ પકડ પકડ કર ખતરેવાલે માર્ગસે બાહર લાયા હૂઁ. રાસ્તેમેં વે ઈતને તો ઘબરા ગયે થે કિ પૂછો મત. રામજીકી કૃપા હી સમજો કિ ધારચૂલાવાલા હરિવલ્લભ નામકા યુવક ઔર ઉસકા છોટાભાઈ, જો પંગુ ગાંવમેં જા રહે થેં, માર્ગમેં હમારે સાથ હો ગયે. ઉસને ભી રાજદેવકા એક હાથ પકડા થા ઔર માર્ગકે પત્થર ભી સાફ કરતા જાતા થા. ઈસિ પ્રકાર ઉસને સબકો નદીવાલા દુર્ગમ રાસ્તા પાર કરવાયા હૈ. બેચારે જયંતિભાઈકી તો મજબૂત છડી હી હાથમેંસે સરક ગઈ ઔર સીધી કાલીગંગામેં જાકર બહ ગઈ. ક્યા બતાઉં યે સબ આજકી લીલાએં." ભગતજી અને જગુભાઈ વિષે પૂછતાં તેમણે કહ્યું કે આજે તો બધા યાત્રી છૂટાછવાયા થઈ ગયા છે. મેં જોયું કે રામજી હવે પૂરેપૂરા 'મૂડ'માં આવી ગયા છે એટલે તેમને પૂછી નાંખ્યું કે તેમને નદીવાળો રસ્તો કેવો લાગ્યો? મારા આવા અણધાર્યા પ્રશ્ને તેમને તેનો ઉત્તર શોધવા માટે વિચિત્ર સ્થિતિમાં મૂકી દીધા. મોઢું બગાડીને ધીમા સ્વરે તે કહેવા લાગ્યા કે તેમણે તો ક્યારેય એકલા કૈલાસયાત્રાએ જવાની વાત પણ વિચારી ન હતી, કારણ કે તેમણે કુંભમેળામાં ભેગા થતા ઘણા ય સાધુ મહાત્માના મુખેથી આ યાત્રાની કઠિનાઈ વિષે ઘણી રોમાંચક વાતો સાંભળી હતી. આથી તો અમારા યાત્રાસંઘમાં જોડાઈ જઈને બધાની સાથે યાત્રા કરવાના ઈરાદાથી તે અલમોડાના ડૉક્ટર ખિંદુને ઘેર ૧૫ દિવસથી અડ્ડો જમાવીને પડ્યા હતા. હજી સુધી તો આટલી કઠિનાઈનો સામનો કર્યો છે. કોને ખબર આગળ કેટલી કઠિનાઈ વેઠવી પડશે! 'हम तो राम के आसरे चल रहे हैं। जैसी रामजीकी इच्छा।' જ્યારે મેં ખાખીબાવાને કહ્યું કે આજે તો હું અને દામજીભાઈ પણ એકબીજાથી વિખૂટા પડી ગયા હતા, ત્યારે તેમને એ સાંભળીને ઘણી નવાઈ લાગી. ખાખીબાવાના આગ્રહથી મેં અને દામજીભાઈએ તેમને આજની પોતપોતાની આપવીતી કહી સંભળાવી. એટલામાં અમારા ઓરડામાં હરિવલ્લભ અને તેનો ભાઈ દાખલ થયા. મેં તે થાકેલા યુવકને બેસવા માટે ખુરસી આપી. તેનો શ્વાસ નીચે બેઠા બાદ મેં

તેને આજની યાત્રાની બધી વાતો પૂછી. તેણે જે કાંઈ કહ્યું તે બધું ખાખીબાવાએ મને કહ્યું હતું તેને બરાબર મળતું હતું. આથી હવે મને આ બાબતમાં શંકા રહી નહીં. તેણે ગજવામાંથી રૂપિયાની નોટ કાઢીને બધાને બતાવતા કહ્યું કે શેઠલોકોએ તો અમને બન્ને ભાઈને એક એક રૂપિયાની નોટ બક્ષીસરૂપે આપી છે. આ બન્ને યુવકોએ અમારા યાત્રાસંઘના ભાઈઓને દુર્ગમ રસ્તો પાર કરવામાં અને બધાને સુરક્ષિત સ્થાને લઈ આવવામાં જે મોટી મદદ કરી હતી તેનાથી મેં તેમની પીઠ થાબડીને શાબાશી આપી અને આજ રાત્રીના નિવાસ અને ભોજન બધા યાત્રીઓની સાથે બેસીને કરવા માટે ખાસ નિમંત્રણ આપ્યું. પણ તેમને કંઈક જરૂરી કામ માટે આજે જ પંગુ ગામ પહોંચવું હતું જેથી તેમણે અહીં તવાઘાટમાં રાત્રીવાસ રહેવા માટેની પોતાની અશક્તિ પ્રગટ કરતાં ક્ષમા માંગી. તેમણે કહ્યું કે તેમનો મજૂર સામાન લઈને અહીં આવી પહોંચતાં જ મજૂરની સાથે તે અહીંથી પંગુ જવા માટે રવાના થઈ જશે.

સમય ઘણો થઈ ગયો હતો. ડાકબંગલામાં પહોંચી ગયેલા અમે ત્રણ જીવ બીજા આવનાર યાત્રીઓની વાટ જોતા ક્યારેક તો ખેલાગામ તરફના પહાડના વાંકાચૂંકા રસ્તા પર એવા તો એકચિત્ત થઈને જોતા જાણે અમારી આંખો તે યાત્રીઓને ખેંચી લાવવા માટે દૂર દૂર ચાલી ગઈ હોય, તો ક્યારેક નદીકિનારાવાળા રસ્તે લાંબી ડોક કરીને એવા તો એક ધ્યાનથી જોતા જાણે અમારી ડોક જ બહાર નીકળી ગઈ હોય. આમ થવા છતાં ય હજી સુધી ન તો યાત્રીઓની લાકડીઓના ‘ઠક્ ઠક્’ અવાજ સંભળાતા હતા કે ન તો તેમના જોડાના ‘ખસર ખસર’ અવાજ કાને પડતા હતા.

લગભગ ૪ વાગ્યે શ્રી રાજદેવ અને શ્રી જયંતિભાઈ આવી પહોંચ્યા. તે બન્નેના થાકેલા ચહેરા જોતાં જ અમે બધાએ તેમના વિશ્રામ માટે બન્ને ખાટલા ખાલી કરી દીધા. શ્રી રાજદેવે પોતાના ખભા પરનો પૂજાનો થેલો ઉતાર્યો અને તેમાંથી તેમના પૂજનીય સંત શ્રી જલારામબાપાનો ફોટો બહાર કાઢીને સામેની દીવાલમાંની ખીંટી પર લટકાવતાં ભાંગેલા અવાજે પણ ભક્તિભર્યા હૃદયે તે બોલ્યા, ‘બોલ જલીયાણ મહારાજકી જય.’ બધાએ જય ઝીલી.

ત્યાર પછી તે બન્ને જણુ ખાટલામાં 'ધબાધબ' પડ્યા. આથી અમને એ સમજતાં વાર ન લાગી કે આજે તેઓ ધાર્યા કરતાં વધારે પ્રમાણમાં થાકેલા છે. મારે તેમના આજના અનુભવ વિષે કાંઈ પૂછવું નહોતું કારણુ કે મને તો બધી વાતો તેઓના સહયાત્રીઓએ કહી સંભળાવી જ હતી. આથી તેમને નિરાંતે વિશ્રામ કરવા દેવા એ જ મને ઉચિત લાગ્યું.

લગભગ સાડા પાંચનો સમય થયો, છતાંય બાકીના યાત્રીઓના આવવાના સંકેત મળ્યા નહીં. એટલામાં તો વરસાદનાં છાંટા પડવા શરૂ થયા. આથી સૂતેલા જીવ ખાટલામાંથી બેઠા થયા. હવે તો અમને બધાને તે આવનારની ચિંતા થવા લાગી. મેં રાજદેવ પાસેથી તેમનું દૂરબીન લીધું અને તેમાંથી પહાડો તરફ નજર દોડાવી. દૂર દૂર પાતળા દોરા જેવા વાંકાચૂંકા રસ્તે બે યાત્રીઓ મંદ ગતિથી નીચેની તરફ આવતા જોવામાં આવ્યા. જરા ધારી ધારીને જોયું તો જણાયું કે એકે પોતાના માથા પર ઉઘાડી છત્રી રાખી છે જ્યારે બીજાએ 'રેઈન કોટ' પહેરેલો છે. આથી મેં અનુમાન કર્યું કે ત્યાં વધારે પ્રમાણમાં વરસાદ પડી રહ્યો છે. મેં જ્યારે બન્ને યાત્રીઓના આગમનના સમાચાર અન્ય યાત્રીઓને આપ્યા અને તે આવનાર યાત્રીઓના પહેરવેશનું વર્ણન કરવા લાગ્યો ત્યારે મારી પાસે બધા યાત્રી એકઠા થઈ ગયા અને આવનાર યાત્રી તરફ દુરબીન વડે વારાફરતી જોવા લાગ્યા. બધાએ એવો મત જાહેર કર્યો કે તે બન્ને યાત્રીઓને તવાઘાટ પહોંચતાં પહોંચતાં ઓછામાં ઓછો અડધો કલાક તો લાગશે જ. તે બન્ને યાત્રી પણ દામજીભાઈની જેમ ચેલા-ખેલાના પહાડી રસ્તે ચકરાવો ખાઈને આવી રહ્યા હતા. આ જોઈને દામજીભાઇને પણ નવાઈ લાગી. અમને બધાને ચેતવણી આપતા જયંતિભાઈ કહેવા લાગ્યા, "આજે જગુભાઈ અને ગોળવાળા ભગતને કોઈ કાંઈ પણ પૂછતા નહીં, નહીંતર તે લોકો એટલા તો થાકેલા હશે કે ધૂંઆફૂંઆ થઈ જશે." અમે બધા ઘણી વાતચીત કર્યા બાદ જ્યારે આરામ કરી રહ્યા હતા ત્યારે, એટલે કે લગભગ ૬ વાગ્યે તે બન્ને યાત્રીઓ આવી પહોંચ્યા. કમર પર હાથ રાખતા અને લાંબા લાંબા શ્વાસ-પ્રશ્વાસ છોડતા, ધીમે ધીમે પગથિયાં ચડતા જ્યારે તે બન્ને યાત્રી અમારા ઓરડામાં દાખલ થયા ત્યારે વાતાવરણ ગંભીર બની ગયું. પહેલેથી આપવામાં આવેલી ચેતવણી

મુજબ બધા લોકો મૌન હતા. આ યાત્રીઓના આવતા પહેલાં જ તેમના માટે ખાટલા ખાલી કરી દીધા હતા જેથી તે લોકો બોલ્યા–ચાલ્યા વિના સીધા ખાટલામાં લાંબા પડી ગયા અને થોડીવારમાં તો નસકોરાં બોલાવવા લાગ્યા. આથી અમે બધાં સમજી ગયા કે આજે આ બન્ને ઘણા જ થાકી ગયા છે. મેં હિસાબ માંડ્યો કે છેલ્લા બે યાત્રી સાંજે લગભગ છ વાગ્યે આવી પહોંચ્યા હતા જ્યારે હું સૌથી પહેલાં બપોરે સાડા અગીયાર વાગ્યે આવી ગયો હતો, આથી હું એ બન્ને કરતાં સાડા છ કલાક વહેલો તવાઘાટ પહોંચી ગયો હતો. સાડા છ વાગ્યે મજૂરો એક પછી એક આવવા શરૂ થયા. આ ક્રમ લગભગ સાત વાગ્યા સુધી ચાલ્યો. મજૂરો આવી ગયા બાદ ખાખીબાવા અને જયંતિભાઈ ઊઠીને રસોઈની તૈયારી કરવા લાગ્યા. શ્રી રાજદેવે સાયં આરતી કરી લીધી અને બધાને કણી કણી સાકરનો પ્રસાદ વહેંચ્યો. દરેક મજૂરને પણ આજે આ લાભ મળ્યો. એકાદ કલાકમાં રસોઈ તૈયાર થઈ જતાં સૂતેલા યાત્રીઓને જગાડવામાં આવ્યા. બધા યાત્રી હાથ, પગ અને મુખ ધોઈને ભોજન કરવા બેઠા. આજના આ સમૂહભોજનનું દૃશ્ય મારા વિના જાણે અધુરું લાગતું હતું, તેથી હું મારા ફ્લાહારનો ડબ્બો ઉઘાડીને ફ્લાહાર કરવા બધાની સાથે બેઠો. થાકીને લોથપોથ થઈ ગયેલા યાત્રીઓને ભૂખ પણ ઘણી લાગી હતી. સંસ્કૃત ભાષાની પેલી કહેવત, 'आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत्' અનુસાર, એટલે કે આહાર અને વહેવારમાં શરમ નહીં રાખવાવાળો માણસ સુખી થાય છે. એ કહેવત અનુસાર યાત્રીઓ આજે પેટ ભરીને જમ્યા. પહાડોમાં ચાલવાથી કેવી સરસ ભૂખ લાગે છે તેનો આજે બધાને સારો અનુભવ થયો.

શહેરના ધનિકોને જમવા માટે વિવિધ પ્રકારના ખાદ્ય પદાર્થ હોવા છતાં ય પોતાના મંદ જઠરાગ્નિને વધારવા માટે કેટલીય દેશીવિદેશી ઔષધિઓનું સેવન કરવું પડે છે અને કેટલાય નિયમ પાળવા પડે છે જ્યારે પહાડી લોકોને પહાડોમાં આવજા કરવાથી તેમજ શારીરિક પરિશ્રમથી ઉત્પન્ન થતી તીવ્ર ભૂખને શાંત કરવા માટે લૂખુંસૂકું જે કાંઈ ભોજ્ય મળી જાય તેનાથી જ સંતોષ માનવો પડે છે. 'क्षुधारूपेण संस्थिता' દેવીની આ લીલા પણ કેવી વિચિત્ર છે! આ વિષે

ખાખીબાવાએ વાતવાતમાં કટાક્ષ કર્યો, 'जहाँ पेट है वहाँ चने नहीं, और जहाँ चने हैं वहाँ पेट नहीं.'

પેટ ભરીને આરોગેલા આજના સુસ્વાદુ ભોજનથી થાકેલા યાત્રીઓના કરમાઈ ગયેલા ચહેરા જાણે પાછા ખીલી ઊઠ્યા અને બધા પોતપોતાના ખાટલામાં પડ્યા પડ્યા એકબીજાને આપવીતી સંભળાવવા લાગ્યા. જ્યારે ગોળવાળાએ પડખું ફેરવ્યું ત્યારે સમય જોઈને શ્રી રાજદેવે ધીમું હસતા તેમને પૂછ્યું, "ભગત! તમારી આપવીતી તો સંભળાવો; ખબર તો પડે કે આજે તમે કેવી રીતે આ ગઢ જીત્યો છો?" ભગતજી પોતાની પીંડીના ગોટલા દબાવતાં દબાવતાં ધીમા અવાજે કહેવા લાગ્યા, "એસ. એમ.! મહેરબાની કરીને આજની વાત તો પૂછતા જ નહીં હો. આજ તો અમે અહીં સુધી કેમ પહોંચ્યા છીએ એ બધું તો અમારું મન જ જાણે છે. અધધધ....કેવું કઠિન ચડાણ–ઊતરાણ! છાતી તો જાણે ધમણની જેમ ધફ....ધફ....થવા લાગે છે. વળી તેમાંય વરસાદ ત્રાટક્યો. મને થયું હવે માર્યા. ખડા ઊતરાણ વખતે જો પગ થોડો પણ ડગી જાય તો લપસવામાં જરા ય વાર લાગતી નથી. બાપા જલિયાણની કૃપા સમજો કે આમ છતાંય એક કાંકરી પણ વાગી નથી. આવા રસ્તે ગોકળ-ગાયની ઝડપે (ધીમે ધીમે) ચાલતા ચાલતા આખરે તવાઘાટમાં પહોંચી ગયા જ. આજની યાત્રાએ તો આખા શરીરમાં જાણે "ઢાકળાં કરી દીધાં છે." ગોળવાળાની આપવીતી સાંભળીને બધા યાત્રી પેટ પકડીને હસવા લાગ્યા.

અમારા મજૂરોની રહેવાની વ્યવસ્થા પાસેના સરકારી તંબૂમાં કરવામાં આવી હતી. તે લોકોએ આજુબાજુમાંથી પથ્થરો ભેગા કરીને તેનો મોટો ચૂલો બનાવી તેના પર ઘઉંની રોટલીઓ પકાવી. કાચી કેરી અને ડુંગળીના કચુંબરમાં મરચું, મીઠું ને તેલ નાંખીને ચટણી જેવું કંઈક બનાવ્યું. ત્યાર પછી બધા મજૂરો ભેગા બેસીને રાત્રીભોજન કરવા લાગ્યા. અમારા સમૂહભોજનના તે દૃશ્ય કરતાં ય આ દૃશ્ય વધારે આનંદ પમાડે તેવું હતું. આજની કઠિન યાત્રામાં ખાલી હાથે ચાલનારા યાત્રીઓ આટલા બધા થાકી ગયા તો પછી પોતાની પીઠ પર મણ મણ વજન ઊંચકીને આ કઠિન યાત્રા કરનારા

આ બધા બિચારા મજૂરોને કેટલો થાક લાગ્યો હશે? તેને કેવી કકડીને ભૂખ લાગી હશે? અને આમ છતાંય કોઈ 'ચૂં કે ચા' ય કરતું નથી. તે બધાનું કષ્ટ તો કોઈ બુદ્ધિમાન અને પરાઈ પીડને સમજનાર વ્યક્તિ જ જાણી શકે છે. કોઈએ સાચું જ કહ્યું છે કે–

'जाके पैर न फटी बिवाई, वे क्या जाने पीर पराई।'

યાત્રીઓને માર્ગમાં ચાપાણી, નાસ્તા વગેરે અને પડાવે પહોંચીને સ્વાદિષ્ટ ભોજન વગેરે જેટલો આનંદ આપી શકે તેનાં કરતાં પણ વધારે આનંદ પોતાની પીઠ પર ભાર ઊંચકી દુર્ગમ માર્ગો પાર કરીને કોડી કોડી કમાવાવાળા આ ગરીબ મજૂરોની લૂખીસૂકી રોટી અને મરચાંની ચટણી આપે છે. આ બિચારા મજૂરોના દેહ પર ન તો પૂરતાં વસ્ત્રો હોય છે કે ન તો પોતાની સાથે બિછાનું, ઓઢવાનું વગેરે હોય છે. તો પછી પશ્મીના વગેરે ઊનનાં વસ્ત્રોની તો કલ્પના જ તેમને ક્યાંથી આવે? તે તો ક્યારેક યાત્રીઓના સામાન બાંધવાના બોરા કે વરસાદી કાપડના ટુકડા જમીન પર બિછાવીને તો ક્યારેક અગ્નિની પાસેની વિના પાથરેલી જમીન પર જઈને ટૂંટિયાં વાળીને સૂઈ જાય છે અને રાત કાઢી નાંખે છે. જો યાત્રી યાત્રા દ્વારા પુણ્ય પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય તો તેમણે પોતાના મજૂરો પ્રતિ દયા, સ્નેહ અને સહાયતાની ભાવના રાખવી પડશે.

યાત્રા દરમિયાન એવું જોવામાં આવે છે કે યાત્રીનો વજનદાર સામાન પીઠ પર ઊંચકીને તેની પાછળ પાછળ આવતો મજૂર રસ્તામાં થાક ખાવા રોકાય અથવા વધારે પાછળ રહી જાય કે પછી પડાવ પર મોડો પહોંચે તો યાત્રી તેને આવતાની સાથે જ જેવી તેવી ગાળો ભાંડવા લાગે છે. ક્યારેક ક્યારેક તો ઉગ્ર વાતાવરણ થઈ જવાથી ન બનવાનું પણ બની જાય છે. યાત્રીએ આવો તુર્કમિજાજ રાખવો સારો નહીં. આવા 'રાઈ ભરેલા માથા સાથે' યાત્રા કરવા કરતાં તો છાનુંમાનું પોતાના ઘેર જ બેઠા રહેવું તે યાત્રી માટે વધારે કલ્યાણકારી છે. યાત્રાકાળમાં ઝગડાખોર લોકોને ક્યારેય સુખ મળતું નથી.

અમારા યાત્રાસંઘના લોકોનો મજૂરો પ્રતિ ઘણો સારો વર્તાવ હતો, કારણ કે બધા યાત્રીઓ '**वसुधैव कुटुम्बकम्**'ના મહા સિદ્ધાંતમાં

વિશ્વાસ રાખનારા હતા. આ વાતનો તો મજૂરોએ પણ ખુદ અનુભવ કર્યો હતો. યાત્રીઓ પોતાના શરીરે તેલ ચોળાવવાનું મહેનતાણું પણ મજૂરોને રોકડું આપી દેતા હતા. ભોજન કર્યા બાદ હાંડી–તપેલીમાં જે કાંઈ રસોઈ બચી જતી તે બધી મજૂરોને આપી દેવામાં આવતી. રસ્તામાં બોજો ઊંચકીને ચાલતા મજૂરોનો થાક ઓછો કરવા કે ‘મૂડ’માં લાવવા માટે તે બધાને બીડી, સિગારેટ, તમાકુ વગેરે પણ વહેંચવામાં આવતી. ભાગ્યજોગે અમને આ યાત્રામાં મજૂરો પણ ઘણા સારા સ્વભાવના મળ્યા હતા. કોઈ સંતે યોગ્ય જ કહ્યું છે કે ‘सज्जनको सज्जन मिलें, जैसे नदी को नाव’।




## —: कैलास–मानस यात्रा :—

“श्री कैलास–मानस यात्रा साधारण बात नहीं है। वह जिनके भाग में है, उन्हीं के पादपद्म उस दिशामें उन्मुख होकर बढ़ते हैं और उन्हींके हृदयपद्म उत्फुल्ल होकर अपनी सत्यं–शिवं–सुन्दरं आनन्दानुभूति से, भीतर-बाहर महक उठते है। पर भाग खुलते हैं प्रभु–कृपा से, सन्त–कृपा से तथा अपने ही प्रयत्न–पुरुषार्थ से। जीवनमें ऊपर उठे बिना, निर्मल–निरुपाधिक बने बिना, सर्वोच्च-सर्वोत्तम धरातल पर पहुँचे बिना यथार्थ जीवन-दर्शन कब सम्भव है? अपने मानसको निर्मल, निस्तरंग किये बिना जीवको सुन्दर शिव–दर्शन कब सम्भव है?.

(श्री पं. मु. डांगरे);





## —: પંગું લંઘયતે ગિરિમ્ :—

તારીખ ૧૬ મી જૂન ને શુક્રવાર હતો. બધા યાત્રીઓ આજે હંમેશ કરતાં જરા વહેલા ઊઠી ગયા હતા અને જલદી જલદી પોતપોતાનું નિત્યકર્મ પતાવવા લાગ્યા હતા. જો કે આજનો આગળનો પડાવ ફક્ત ૧૦ માઈલનો જ હતો તો પણ યાત્રા કઠિન હતી, કારણ કે ૯ માઈલનું તો અત્યંત કઠિન ચડાણ જ હતું, જે યાત્રીઓને લોઢાના ચણા ચવરાવીને તેઓનું કચુંબર કઢાવી નાંખે તેવું હતું. બધા લોકો પરમેશ્વરની કૃપા પર જ આશ્રિત હતા. સંત શ્રી તુલસીદાસે 'રામચરિત માનસ' માં લખ્યું છે કે—"मूक होहिं वाचाल, पंगु चढहिं गिरिवर गहन." એટલે કે જો ઈશ્વરની કૃપા થાય તો મૂંગો માણસ પણ વાચાળ બને છે અને લૂલો માણસ પણ ઊંચો પર્વત ચડી જાય છે.

તવાઘાટથી નીકળતા પહેલાં બધા યાત્રીઓએ પેટ ભરીને ચાપાણી અને નાસ્તો કરી લીધા. થર્મોસમાં ગરમ ગરમ ચા અને થેલામાં ઘણો બધો નાસ્તો ભરી લીધો જેથી આગળના દુર્ગમ રસ્તે જરૂર પડે તેનો ઉપયોગ કરી શકાય. આવા કઠિન ચડાણ દરમિયાન સૂકોમેવો, ચોકલેટ પિપરમીટ, લીંબુ, આમલકી વગેરે વસ્તુઓ ઘણી ઉપયોગી થઈ પડે છે, અમે બધાએ આવી થોડી થોડી વસ્તુઓ

ગજવામાં ભરી લીધી. એટલામાં તો ચાપાણી પી તાજામાજા થઈને મજૂરો આવી પહોંચ્યા. મોટાભાગનો સામાન તો બાંધેલો જ હતો. રાતનું વાળુ બનાવવા માટેના જે કાંઈ વાસણો અને બીજો પરચુરણ સામાન કોથળામાંથી બહાર કાઢવામાં આવ્યો હતો તે બધો પહેલાંની જેમ બાંધીને તૈયાર કરવામાં આવ્યો. કાલે ધારચૂલાથી અહીં સુધી જે જે સરસામાનને ઊંચકી લઈ આવ્યા હતા તે તે સરસામાનને ઓળખીને મજૂરોએ પોતપોતાની પીઠ પર બાંધી દીધો. આ જોઈને તેઓનો સરદાર ગરતસિંહ તેમને જરૂરી સૂચના આપતો કહેવા લાગ્યો, "આજના થાનીધારના અતિ કઠિન ચડાણ દરમિયાન એક એક મજૂર એક એક યાત્રીની સાથે રહે અને માર્ગમાં જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં યાત્રીને સહાયતા કરતો રહે જેથી યાત્રીનું મનોબળ ઊંચું રહી શકે." બધા મજૂરોએ સરદારની વાત સહર્ષ સ્વીકારી એટલે યાત્રીઓએ ભગવાન શ્રી કૈલાસપતિના મંગળમય નામના જયઘોષ કર્યા અને આગળ પ્રસ્થાન કર્યું. પોતપોતાની પીઠ પર બોજો બાંધેલા કસાયેલા શરીરવાળા મજૂરોએ યાત્રીઓનું અનુસરણ કર્યું. અહીંથી ડાબા અને જમણા હાથ પરના પહાડોની વચ્ચે થઈને અમે બધા મધ્યમ ગતિએ આગળ વધી રહ્યા હતા. અમૃતવેળાનો આ શુભ સમય હતો. સવારનો સુગંધી, શીત અને માદક વાયુ મંદ ગતિએ અમારી ઉપરથી વહેતો જાણે અમારી નાડીનાડીમાં નવું જોમ ભરી રહ્યો હતો. ચારેબાજુનું આ સમયનું દૃશ્ય આહ્લાદક હતું. અમે બધા લગભગ ૧૦૦ ગજ આગળ વધ્યા હોઈશું તેટલામાં રસ્તા પર બાંધેલો લાકડાનો પુલ આવ્યો. એની નીચેના પહાડોના સાંકડા માર્ગેથી જાણે સહસ્ર નાગણોના ફૂંફાડા જેવી ભયંકર ગર્જના કરતી અને પોતાનાં સફેદ ફીણ ચારેબાજુએ ઉછાળતી ક્રુદ્ધ 'ધૌલીગંગા' એવી રીતે વહી રહી હતી જાણે તે આજે જ આ પહાડોના ભૂકેભૂકા કરી નાંખી ઉન્મુક્ત પણે વહેવા ઇચ્છતી ન હોય ! સંકીર્ણતામાં આબદ્ધ એટલે કે પરતંત્રતાની સાંકળો વડે જકડાએલું 'કોઈપણ' સ્વતંત્ર થવા માટે આકાશપાતાળ એક કરતું હોય છે, કારણ કે સ્વતંત્રતા દરેકને જ ઘણી વહાલી છે. આ પુલ પર થોડીવાર ઊભા રહીને ધૌલીગંગાના 'ધમપછાડા' નિહાળ્યા. તે વખતે આવું ભયાવહ દૃશ્ય જોઈને શરીર પર રુંવાટાં ઊભાં થઈ ગયાં. પહાડોનાં આવાં સાંકડા માર્ગોમાં થઈને વહેતી આવી મોટી નદીઓની શક્તિને જો આધુનિક યંત્રોની સહાયથી વિદ્યુતશક્તિમાં ફેરવી

નાંખવામાં આવે તો કુમાઊઁ પ્રદેશનો આ પછાત પહાડી પ્રદેશ નવયુગમાં પગલાં માંડે. અમે આ પુલ પર થઈને ધૌલીગંગા નદીને સામે કાંઠે આવ્યા. અહીંથી આગળનો માર્ગ ધૌલીગંગાના ડાબા ભાગ તરફ થઈને ચડાણનો હતો. આ નદીથી 'ચૌદાંસ પટ્ટી' શરૂ થાય છે જે 'બિંદાકોટ' સુધી ફેલાએલી છે. *૧

અહીંથી '**થાનીધાર**'નું ૩ માઈલનું અત્યંત કઠિન ચડાણ શરૂ થયું. કોઈ કોઈ લોકો આ ચડાણને પંગુનું ચડાણ કહે છે, કારણ કે આ ચડાણ ચડ્યા બાદ 'પંગુ' નામનું એક નાનું પહાડી ગામડું આવે છે. 'તવાઘાટ' ની ઊંચાઈ ૩,૬૦૦ ફૂટ છે જ્યારે થાનીધાર (પંગુ) ની ઊંચાઈ લગભગ ૮,૫૦૦ ફૂટ છે. આથી આજે અમારે ૫,૦૦૦ ફૂટ ઊંચુ ચડવાનું હતું. હવે તો અમારે કૈલાસધામમાં પહોંચવા માટે નિસરણીનાં મોટાંમોટાં પગથિયાં ચડવાં પડશે. આ નિસરણીનાં કેવળ ત્રણ પગથિયાં છે. પ્રથમ પગથિયાને 'ઉપગિરિ' કહીશું, જેમાં બે હજારથી લઈને ત્રણ હજાર ફૂટ સુધીની ઊંચાઈવાળા પહાડો છે. બીજા પગથિયાને '**બહિર્ગિરિ**' કહીશું, જેમાં છ હજારથી લઈને દસ હજાર ફૂટ સુધીની ઊંચાઈવાળા પર્વતો છે; જ્યારે ત્રીજા પગથિયાને '**અંતર્ગિરિ**' કહીશું, જેમાં દસ હજારથી વધારે ઊંચાઈવાળા પર્વતો આવેલા છે. આથી કૈલાસધામ જવાની નિસરણીના બીજા પગથિયા પર પગ મૂકતાં પહેલાં અમે બધાએ પરમેશ્વરની કૃપા માટે પ્રાર્થના કરી :—

**" 'मुकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।**
**यत्कृपा त्वमहं वंदे परमानंदमाधवम् ॥ "**

---

*૧ જેવી રીતે ધૌલીગંગાથી બિંદાકોટ સુધીની '**ચૌદાંસ**' (ચતુર્દષ્ટ પટ્ટી) છે તેવી જ રીતે બિંદાકોટથી લઈને ભારતની સીમા સુધીની '**વ્યાસ**' (વ્યાસાશ્રમ) પટ્ટી છે. (૧). અલમોડા જીલ્લામાં 'સોવલા' ('ખેલા'થી ૧૨ માઈલ આગળ) થી લઈને ભારતની સીમા સુધીની '**દરમાપટ્ટી**' (૨). નેપાળની સીમા પરના છંગરુ અને ટિંકર ગામથી લઈને તેજમની ઉપર ભારતની સીમા સુધીનો '**જોહાર પરગણા**' (૩). ગઢવાલ જીલ્લામાં ભવિષ્યબદરી ક્ષેત્રથી લઈને ભારતની સીમા સુધીનો '**નીતી**' પ્રદેશ (૪). ટીહરી જીલ્લાના સીમાંતનું '**નીલમગામ**' (૫). આ બધો મળીને '**ભોટ**' કે '**ભોટ-પ્રદેશ**'ના નામથી પ્રસિદ્ધ છે.

પ્રાર્થના કર્યા બાદ માતા ધરતીને ભક્તિભાવથી સ્પર્શ કરી આ યાત્રાની સફળતા માટે આશીર્વાદ માગતા ત્યાંથી રવાના થયા.

અહીં સુધીની આ યાત્રા દરમિયાન માર્ગમાં ચાલતી વખતે હું મોટે ભાગે મૌનવ્રત ધારણ કરતો આવ્યો હતો; આથી મેં અહીંથી પહેલાંની માફક મૌનવ્રત શરૂ કરી દીધું અને પગલે પગલે શ્વાસ-નિશ્વાસને તાલબદ્ધ કરતો તેમજ મંત્રનો માનસિક જપ કરતો કરતો ચડાણ ચડવા લાગ્યો. હિમાલયની યાત્રાના મારા અનુભવો પરથી મેં એ સત્ય તારવ્યું છે કે આવી રીતે ચાલવાથી ગતિમાં ઝડપ આવે છે, થાક ઓછો લાગે છે અને મન પ્રફુલ્લિત રહે છે. લગભગ અડધો માઈલ આગળ જતાં રસ્તાની ડાબી બાજુએ ચાની નાની એવી હોટલ આવી. 'ચા રસિકો' માટે તો આ સ્થાન જાણે 'રણમાં મીઠી વીરડી' જેવું છે. આ સ્થાનનું દૂરથી કેવળ દર્શન કરવાથી યાત્રીઓના પગ વિદ્રોહ કરવા લાગે છે અને તેને બગાસાં આવવા શરૂ થઈ જાય છે. આવે વખતે તેની ચાની આદતની પરીક્ષા થાય છે. કોઈ 'વિરલા' જ આવી કસોટીમાંથી ખરા ઊતરે છે.

અહીંથી આગળના ચડાણનો માર્ગ ઘણો વાંકોચૂંકો થતો થતો એવો તો ઉપર તરફ જઈ રહ્યો હતો જાણે તે અમને આજે આકાશમાં ચડાવી દેવા માંગતો ન હોય ! પહાડ ને પર્વતોમાં આવા સર્પાકાર રસ્તા બનાવવાનું મુખ્ય પ્રયોજન એ છે કે યાત્રીને તેના પર ચાલવું તો વધારે પડે છે છતાં થાક ઓછો લાગે છે. આવા આવા રસ્તા વિષે કોઈ કવિએ તદ્દન સાચું જ કહ્યું છે કે—"**नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण**" એટલે કે ગાડીના પૈડાંની અંદરના આરાની જેમ ઊતરો ચડો, ચડો ને ઊતરો; આવી રીતની પહાડી યાત્રા હોય છે.*[1] હું જ્યારે ચડાણવાળા આવા વાંકાચૂંકા રસ્તે આગળ વધી રહ્યો હતો ત્યારે રસ્તાની એકબાજુએથી ફંટાઈને એક નાની પગદંડી સીધી ઉપર તરફ જતી

* ઉત્તર સ્વીડન દેશના તિમરા સ્થિત ડો. પેરઉદ્દેને 'પેરમોબિલ' નામની એવી પૈડાવાળી ખુરસીની શોધ કરી છે જે ચાર વિદ્યુત બેટરી દ્વારા ચાલે છે. લૂલાલંગડા માણસો આ ખુરસીપર બેસીને ઊંચીનીચી પહાડીભૂમિ અને ટેકરા સરળતાથી ઓળંગી શકે છે. વળી આ ખુરસી ઊંચાણ–નીચાણમાં દોડી પણ શકે છે. તેને ઊલટવાનો કોઈ ભય નથી રહેતો. આવી એક ખુરસીની કિંમત સ્વીડનમાં ૨૦ હજાર ક્રોનર થાય છે.

જોવામાં આવી.આ પગદંડી પર ઘેટાંબકરાંના પગની ખરીની છાપ પડી હતી જેથી હું સમજી ગયો કે ભરવાડો ઊપરનીચે આવજા કરવા માટે આ કેડીનો ઉપયોગ કરે છે. યાત્રી લોકો આવો રસ્તો પસંદ કરતા નથી, ભલેને પછી તે ટૂંકો હોય. ઓછા સમયમાં કપરું ચડાણ ચડી જઈ વધારે થાકી જવા કરતાં ધીમે ધીમે, 'રમતા રમતા,' ચડાણ ચડવું તે લાંબી યાત્રાના યાત્રી માટે ઘણું ફાયદાકારક છે. કહ્યું છે ને કે–'शनैः पर्वत लंघनम्' એટલે કે ધીમેધીમે પર્વત ઓળંગવા જોઈએ. મેં મારી હિમાલયની યાત્રા દરમિયાન આવી પગદંડીઓ પર કેવીરીતે ચાલવું જોઈએ વગેરે વિષે અનુભવી ભરવાડ લોકો પાસેથી જાણકારી પ્રાપ્ત કરી હતી અને તે જાણકારીનો મેં નેપાળ અને કાશ્મીરની મારી કઠિન યાત્રાઓમાં ઘણી વાર ઉપયોગ પણ કરી જોયો હતો. તે બધામાં મને સફળતા મળી હતી. આથી જ મેં થાનીધારના આ કપરા ચડાણમાં મૂળ સર્પાકાર રસ્તો છોડી દઈને પગદંડીનો આશ્રય લીધો અને આગળ વધવા લાગ્યો. કોઈ કોઈ જગાએ પથ્થરો પકડતાં પકડતાં તો કોઈ કોઈ જગાએ ઘેટાંબકરાંની જેમ હાથપગના બળે ગોઠણભેર ચાલતાં ચાલતાં આગળ વધવું પડતું હતું. આવી રીતે થોડું ઉપર ચડ્યા બાદ એક જગાએ જરા અટકીને જ્યારે મેં પાછુંવાળીને દૂર જોયું તો હું આશ્ચર્યવિમુગ્ધ બની ગયો. ચારે તરફનું દૃશ્ય ઊડીને આંખમાં વસી જાય તેવું હતું. નીચેની તરફ પહાડના ચરણકમલોને ધોતી ધૌલીગંગા જાણે કોઈ સાધિકા પોતાના ઈષ્ટદેવની ચરણપૂજા કરી રહી હોય તેવી જણાતી હતી. નીલગગનના એ નાસ્તિક શ્વેત વાદળાં ધૌલીગંગાની પહાડ પ્રતિ '**पादसेवनम्**' ભક્તિ પ્રતિ જાણે ઉપેક્ષા દૃષ્ટિ ફેંકતાં ત્યાંથી દ્રુત ગતિએ પસાર થઈ રહ્યાં હતાં. કિન્તુ અવ્યભિચારિણી ભક્તિ-પરાયણા ધૌલીગંગાને એની જરાયે પરવા ન હતી કારણ કે તે તો અનંતકાળથી ચાલુ એવું પોતાનું અસ્પષ્ટ અને ભયંકર છતાં ય અદ્ભુત ગાન ગાવામાં તલ્લીન હતી. જો તે સભાન હોત તો તેણે પેલાં વાદળાંને સંભળાવી દીધું હોત કે "હે આકાશગામી અભિમાની ખાલી વાદળ! યાદ રાખજે કે તારે પણ એક દિવસે મારા જળરૂપે આ જ સંકીર્ણ માર્ગે થઈને નીકળવું પડશે."

થાનીધારના ચડાણનો સર્પાકાર માર્ગ જે ઊંચે જાણે આકાશ તરફ જઈ રહ્યો હતો તે પણ પહાડ પરથી નીચેની તરફ દૃષ્ટિ કરતાં

સુંદર દેખાતો હતો. તે માર્ગે ચડાણ ચડી રહેલા યાત્રીઓ જાણે સફેદ ઊનવાળાં નાનાં નાનાં ઘેટાં જેવા જણાતા હતા. તે લોકો પાસે થઈને પસાર થઈ રહેલી બકરીઓની હાર તો જાણે નીચે ઊતરી રહેલી કાળી કીડીઓની હાર જેવી દેખાતી હતી. પણ આ ગોઠણ ભાંગી નાંખે તેવા કઠિન ચડાણે થોડીવારમાં તો અમારા યાત્રીઓને છૂટાછવાયા કરી નાંખ્યા. કોઈ કોઈ યાત્રી કમરે હાથ ટેકવીને ધીમે ધીમે ચડાણ ચડી રહ્યા હતા તો કોઈ કોઈ યાત્રી રસ્તા પરના પથ્થરના ચોતરા પર લાંબા ટાંટિયા કરીને વિશ્રામ કરી રહ્યા હતા. બેત્રણ યાત્રી તો એકદમ પાછળ રહી ગયા હતા. લોકો રસ્તામાં ઊભા રહી પોતાની આંખો પર હથેળીની છાબડી ધરીને સખત ચડાણ પરના આકાશ તરફ વારંવાર મીટ માંડતા રહેતા હતા. આ જોઈને મને થયું કે તે લોકો કદાચ એવું વિચારતા હશે કે આ ચડાણ આજે ક્યાંક આકાશમાં તો નહીં ખેંચી જાય ને !*

દૂરબીન વડે જોતાં જણાયું કે રસ્તાની એક બાજુ પરના વળાંક પાસે થઈને દામજીભાઈ ધીમે ધીમે આગળ વધી રહ્યા હતા. તેમની પાછળ પાછળ માથા પર જટાના ફીંડલાવાળા ખાખીબાવા હાથમાં લાકડી લઈને ડોશીમાની જેમ ડગ ભરી રહ્યા હતા. તેમની ય પાછળ થોડે થોડે અંતરે પાઘડીવાળા રાજદેવ, જયંતિભાઈ વગેરે આવી રહ્યા હતા. કોઈ ભારેખમ શરીરવાળા ભાઈ (ગોળવાળા !) રસ્તા પરના પથ્થર

---

*યુરોપમાં ડેન્યૂબ નદી પર વસેલા 'રેગનબર્ગ' નામે શહેરમાં ૨૫ વર્ષનો 'લકી હાફ મેયર' નામનો નવજુવાન હોટલવાળો રહે છે. તેણે પોતાનું માથું નીચે તરફ અને પગ ઊપર તરફ કરીને (ઊર્ધ્વ શિર્ષાસન કરી) બે હાથના બળે ચાલીને દૂરદૂરની યાત્રા કરવી શરૂ કરી છે. ઈ સ. ૧૯૬૪માં તેણે રેગનબર્ગથી મ્યૂનિચ સુધીનું ૧૩૨ કીલોમીટરનું અંતર આવી રીતે કાપ્યું હતું. તેણે રેગનબર્ગથી રોમ સુધીનું ૧૦૭૦ કીલોમીટરનું અંતર આવી રીતે આઠ સપ્તાહમાં પૂરું કર્યું હતું. તે પ્રતિદિન આવી રીતે ૧૨ કલાકના હિસાબે યાત્રા કરે છે.

ભારતમાં પણ આવા ઘણાં સાહસી યાત્રીઓ છે. ઈ. સ. ૧૯૫૭માં પટણા શહેરના 'બચ્ચાબાબા' એ પટણાથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા કરતા બદ્રીનાથની યાત્રા કરી હતી. મેં તેને તે વખતે જોયા હતા. ઈ. સ. ૧૭૬૦ માં કાશીના હઠયોગી મહાત્મા શ્રી પૂર્ણપુરીએ ઊંચા હાથ રાખીને, ક્યાંય ઊભા રહ્યા વિના, સતત પગે ચાલીને આખા વિશ્વનું ભ્રમણ કર્યું હતું. વળી તે મૌની મહાત્મા હતા.

પર બેસીને પોતાના પગની પીંડી પર 'બૅન્ડેજ' જેવું કંઈક બાંધી રહ્યા હતા. આ બધું દૃશ્ય થોડીવાર સુધી નિહાળ્યા બાદ મેં દૂરબીનને ગજવામાં મૂકી દીધું અને ચડાણ ચડવું શરૂ કરી દીધું. આગળ જતાં એક જગાએ પગદંડી પૂરી થઈ ગઈ. અહીં થોડે દૂર બકરીની લીંડીઓ વેરાયેલી જોવામાં આવી જેથી મેં અનુમાન કર્યું કે એ કેડી આગળ જાય છે. હું તે નિશાન પકડીને આગળ વધવા લાગ્યો. થોડે દૂર ગયા બાદ જોયું કે ત્યાંથી પહાડનો થોડો ભાગ ધસી ગયો હતો જેથી પગદંડીનું નામનિશાન ભુંસાઈ ગયું હતું. અહીંથી આગળ ધપ્યા વિના છૂટકો જ ન હતો. આથી હું લોખંડના અણીદાર છેડાવાળી લાઠીને જમીનમાં સારી પેઠે ખોડતો અને તેના મથાળા પર એક હાથ વડે સાવધાનીથી શરીરનો બોજો મૂકતો તથા બીજા હાથ વડે જમીનમાંથી થોડા બહાર દેખાતા અણીવાળા મોટા પથ્થરોને મજબૂત રીતે પકડતો પકડતો થોડા વખતમાં એક એવા રસ્તા પર આવી પહોંચ્યો જ્યાં પગદંડી સર્પાકાર મોટા માર્ગને આવીને મળી ગઈ હતી. આવી પગદંડી ઓછા અંતરની હોવા છતાં તે સીધી ઊપર જતી હોવાથી જલદી થકવી દે તેવી હોય છે. તેથી સશક્ત ભરવાડો ને ભોટીયા લોકો જ વિશેષ કરીને આવી કેડીઓનો ઉપયોગ કરતા હોય છે. અહીંથી હવે હું સર્પાકાર ને પહોળા મુખ્ય માર્ગ પર આગળ વધવા લાગ્યો. છાતી જાણે ધમણની માફક શ્વાસોશ્વાસ ખેંચીફેંકી રહી હતી. પરસેવાથી શરીર ભીંજાઈ રહ્યું હતું. હવા ઠંડી પણ ખુશનુમા હતી.

આ ચડાણ ચડઊતર કરનાર યાત્રીઓ માર્ગમાં વચ્ચે વચ્ચે થોડી થોડી વારે બેસીને થાક દૂર કરી શકે તે હેતુથી થોડે થોડે અંતરે મોટા મોટા પથ્થરો મૂકવામાં આવ્યા હતા. જો ઉત્તરપ્રદેશની સરકાર કૈલાસયાત્રાના આવા કઠિન ચડાણઉતરાણવાળા માર્ગોને વધારે સારા બનાવરાવે અને વચ્ચે વચ્ચે પથ્થરોની જગાએ ચોતરા બંધાવે તો આવતાજતા વટેમાર્ગુને ઓછું કષ્ટ સહન કરવું પડે.* આવા વિશ્રામસ્થાનો

* પશ્ચિમ જર્મનીની એક કંપનીએ પહાડોમાં સુરંગ ખોદવા અને માર્ગ બનાવવા માટે એક નવી જ પ્રકારનું 'T. V. M. 2923 H' નામનું જંગી પોલાદી મશીન તૈયાર કર્યું છે. આ રાક્ષસી મશીન ૧૦૦ ટનના મજબૂત પથ્થરોને પણ ભાંગીને ભૂકો કરી નાંખે છે. આ મશીનની મદદથી 'ટનેલ' (જમીનની અંદરના રસ્તા) ખોદવામાં તથા પહાડો પર રસ્તાઓ બનાવવામાં અડધા કરતાંય વધારે સમયની બચત થઈ જાય છે. 'બોરમશીન'નું નિયંત્રણ સ્વચાલિત હોય છે. 'લેસરકિરણ' દ્વારા સુરંગના કેન્દ્રની ખબર પડે છે.

વિશેષ કરીને મજૂરોને ઘણાં મદદરૂપ નીવડે છે. થાનીધારના આ ચઢાણમાં કોઈ કોઈ જગાએ ઝાડ પણ હતાં જેની નીચે બેસવા માટે પથ્થરો ગોઠવ્યા હતા. આ રસ્તે ધીમે ધીમે આગળ વધતો હું લગભગ અડધા કલાક પછી એક એવા મોટા અને લીલાછમ ઝાડ પાસે આવી પહોંચ્યો, જેના પર રંગબેરંગી નાનાંમોટાં અસંખ્ય ચીંથરાં ફરકતાં હતાં. આવા વિચિત્ર ઝાડને જોતાં જ હું સમજી ગયો કે હવે ચડાણ પૂરું થઈ ગયું છે. તિબેટ જવાના હિમાલયના આવા કઠિન ચડાણઉતરાણવાળા માર્ગો પર જ્યાં ચડાણ પૂરું થાય છે કે જ્યાંથી ઉતરાણ શરૂ થાય છે ત્યાં, કાં તો ઝાડની ઉપર કાં જમીનમાં લાકડાનો સ્તંભ ખોડીને તેના પર દોરડાં બાંધવામાં આવે છે. આવતાજતા લોકો આવાં દોરડાં પર કે ઝાડની ડાળીઓ પર રંગબેરંગી ચીંથરાં બાંધે છે અને દિલમાં એવો વિશ્વાસ સ્થાપે છે કે ભગવાનની કૃપાથી જ તેઓ આજે આવું દુર્ગમ ચડાણઉતરાણ પૂરું કરવામાં સફળ થયા છે.

આ ઝાડની પાસે, રસ્તાના જમણા હાથ પર, બે નાનાં મકાન જોવામાં આવ્યા. તેમાંના એકમાં તો ચાની હોટલ ચાલુ હતી પણ બીજું ધર્મશાળારૂપે બંધ હતું. આજનું આ કઠિન ચડાણ ચડીને હું જ્યારે ઝાડ પાસે આવ્યો ત્યારે મારી ઘડિયાળમાં સવારના ૭–૧૦ વાગ્યા હતા. આ સ્થાન સુંદર અને શાંત હતું. હવા મંદ અને આહ્લાદક હતી. સૂર્યનાં સોનેરી કિરણો હજી કોમળ હતાં; શરીરમાં નવું જોમ ભરી ઉત્સાહ, હિંમત અને આનંદમાં વધારો કરે તેવાં હતાં. જમણી તરફના નેપાળી હદના લીલાછમ પહાડો પણ આકર્ષક હતા. પાછળના ભાગમાં, ભારતની હદમાં, ધૌલીગંગાના જમણા કિનારાના પહાડો પણ આજે તો ઘણાં સુંદર દેખાતા હતા. તેમાંના સામેના એક લીલાછમ પહાડ પર આવેલું 'ખેલા' ગામ જાણે પક્ષીના માળા જેવું રમ્ય લાગતું હતું. ત્યાંથી 'તવાઘાટ' તરફ નીચે ઉતરતો સર્પાકાર માર્ગ તેમજ બીજો સીધી લાઈનમાં આગળ વધતો દાર, અને નાગલિંગ થઈને દરમા અને ચાકરામંડી તરફનો કૈલાસયાત્રાનો માર્ગ પણ ચિત્તાકર્ષક જણાતો હતો. જો કે આકાશમાર્ગેથી તો ખેલા અને પંગુના ચડાણની ટોચ વચ્ચેનું અંતર એકાદ માઈલ હશે પણ મારે આ નાનું એવું અંતર ભૂમિનો આશ્રય લઈને કાપવા માટે ઘણા કલાકનો

ઘણો ઘણો પરિશ્રમ કરવો પડ્યો હતો. આ વિષે વિચાર કરતાં મને આકાશમાં મોટાં મોટાં ચક્કર મારી રહેલાં પેલાં પક્ષીઓની ઈર્ષ્યા આવવા લાગી. મનમાં થયું કે ભગવાને જો માણસને પાંખ આપી હોત તો કેવું સારું થાત !*૧ નાનપણમાં ગાતો હતો તે ગીત ઓચિંતુ યાદ આવી ગયું કે,

"પે....લા, પેલા પંખીને જોઈ મને થાય, મને થાય,
તેના જેવી જો પાંખ મળી જાય, મળી જાય,
તો આભલે ઊડ્યા કરું;
બસ ઊડ્યા કરું."

ઝાડની નીચે થોડો વિશ્રામ કરી લીધા બાદ હું ત્યાંથી ઊઠ્યો અને ચાલવા માંડયું. પાસેના હોટલવાળાએ મારી સામે એકબે વાર એ આશામાં જોયું કે હું તેની હોટલમાં પ્રવેશીને ચા પીઉં જેથી તેને કંઈક કમાણી થાય; પણ મેં 'ભૂંડાએ' તે તરફ તાકયૂં નહીં, કારણ કે હું ચાનો 'બંધાણી' ન હતો કે મેં હજી સુધી ચાને 'ગળે વળગાડી ય' ન હતી. અહીંથી આગળ ચાલતાં હું હજી પચ્ચીસેક ડગલાં ગયો હોઈશ એટલામાં રસ્તાની ડાબી બાજુએ નવી બંધાએલી પાણીની ટાંકી

*૧ અમેરિકાના 'બફેલો' શહેરની 'બેલ એરો સીસ્ટમ' નામની કંપનીએ હાલમાં જ "સ્કાય ટેક્સી' (ઊડતી મોટર) બનાવી છે જેમાં બે માણસો બેસી શકે છે. આ ટેક્સી પૃથ્વી અને ચંદ્રમા પર પણ ઊડી શકે છે. આ કંપનીએ એક કે બે માણસ ઊભા રહીને ઊડી શકે તેવો ગગનગામી 'પોંગો' (ખાટલો) પણ બનાવ્યો હતો, પણ ઊડતી મોટરની શક્તિ ગગનગામી ખાટલા કરતાં બમણી છે. આ 'પોંગો' અને ટેક્સીને મનફાવે તે દિશામાં ઊડાડી કે ઘુમાવી શકાય છે. આ ટેક્સીની લંબાઈ ૪૫$\frac{3}{4}$ ઈંચ (૩ ફૂટ ને ૯$\frac{3}{4}$ ઈંચ), પહોળાઈ ૨૨$\frac{3}{4}$ ઈંચ, ઊંચાઈ ૫ ફૂટ અને વજન ૧૪૭ પૌંડ છે. જે જગાએ બીજું કોઈ વાહન જઈ ન શકે તેવી જગાએ આ 'પોંગો' અને ટેક્સી ઊતરી શકે છે. બરફના માર્ગે કે પર્વતો ચડતાં રસ્તામાં યાત્રીઓ કોઈ કારણસર ભટકી પડે તો તેને બચાવી લેવા માટે આ વાહનો ઘણાં ઉપયોગી છે. એવું કહેવાય છે કે આ વાહનો વડે ચંદ્રલોકમાં આવેલા જવાલામુખીઓમાં પણ ઉતરી શકાય. સમુદ્રમાંના તોફાનો વખતે પણ આ વાહનો દ્વારા યાત્રીઓને બચાવી શકાય છે.

દીઠી. તેની નીચે નળ પણ લાગેલો હતો. ત્યાં જઈને નળ ઉઘાડ્યો તો તેમાંથી સ્વચ્છ અને શીતળ જળ બહાર આવ્યું. આ જોઈને મેં અહીં સ્નાન કરવા માટે કપડાં ઉતાર્યાં. હોટલવાળા ધાનસિંહે બાલદી મોકલી આપી. આ વગર માગી સહાય મળવા બદલ હું તે પહાડી આદમીમાં રહેલી આતિથ્ય ભાવનાની મનોમન પ્રશંસા કર્યા વિના રહી શક્યો નહીં. આ જળાશયના સ્વચ્છ જળ દ્વારા મેં સુખપૂર્વક સ્નાન કર્યું અને પાસેની શિલા પર બેસીને પરમેશ્વરનું જપ–ધ્યાનાદિ સત્કર્મ કર્યું. અહીંનું વાતાવરણ શાંત હોવાથી આજે મને ધ્યાનમાં સારો અનુભવ થયો.

થાનીધાર (પંગુ) નું આ કઠિન ચડાણ યાત્રીઓના જઠરાગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરી નાંખે છે જેથી યાત્રી આ ચડાણ પૂરું કર્યા બાદ 'ખાઉં ખાઉં' કરવા લાગે છે અને જે કાંઈ મળ્યું તે આરોગવા મંડી પડે છે. કોઈ કવિએ સાચું જ કહ્યું છે કે– 'ઉંઘ ન જોવે સૂનો ઓટલો, ભૂખ ન જોવે સૂકો રોટલો.' હવે તો મને પણ કકડીને ભૂખ લાગી જેથી થેલામાંથી થોડો શિંગોડાનો સત્તુ અને સૂકો મેવો કાઢ્યો ને પાણીની સાથે ફલાહાર કર્યો. પેટમાં આહુતિઓ આપ્યા બાદ ચારે બાજુના પહાડી પ્રદેશનું સૌંદર્ય જાણે કંઈક વધારે પ્રમાણમાં ખીલી ઊઠ્યું હોય તેવું લાગવા માંડ્યું. એ કહેવત સાચી જ છે કે—

'પેટ ભર્યું, તો બધુંય હર્યુંભર્યું.'*૨

*૨ ભારતીય ધર્મગ્રંથો અને આયુર્વેદમાં 'ઉપવાસ'નું ઘણું મહત્ત્વ કહ્યું છે. એવું કહેવાય છે કે રોમન સમ્રાટ 'વેસ્પાસિયન' સુસ્વાસ્થ્ય માટે મહિનામાં એક દિવસ ઉપવાસ કરતો હતો અને બીજાઓને પણ આ પ્રમાણે કરવા કહેતો હતો. રશિયાનો પ્રસિદ્ધ વૈજ્ઞાનિક મિ. બ્લાદિમીર નિકિતિને ઉંદરો પર અખતરા કરીને એવું પ્રમાણિત કર્યું છે કે ઉપવાસ કરવાથી ઉંમર વધે છે શરીરની અંદરના 'હાર્મોન'નું સંતુલન ઉપવાસ કરવાથી ઠીક થઈ જાય છે. માનસિક તેમજ શારીરિક રોગીઓને સારા કરવા માટે ઉપવાસ ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવે છે, પણ તે સાવધાનીપૂર્વક અને નિયંત્રિત હોવા જોઈએ. એવું કહેવાય છે કે હવે રશિયાના વૈજ્ઞાનિકો અને ચિકિત્સકો ભારતીય યોગવિદ્યા વિષેની વધારે ને વધારે જાણકારી પ્રાપ્ત કરીને તેનાં વિષે વૈજ્ઞાનિક અનુસંધાન કરવા લાગ્યા છે.

ફળાહાર પતાવ્યા બાદ જ્યારે હું જળાશય નીચે બેસીને મુખ સાફ કરી રહ્યો હતો તે વખતે ત્યાં થઈ ને દામજીભાઈ અને ખાખીબાવા ધીમે ધીમે આગળ જઈ રહ્યા હતા. બન્નેના હાથમાં લોઢાની અણીદાર લાકડી હતી. જ્યારે મેં મોટેથી 'સી....તારામ' શબ્દ ઉચ્ચાર્યો ત્યારે ખાખીબાવાએ તરત જ પાછું વળીને જોયું. મને જોતાં જ તેમણે ધીમા અવાજે 'સીતારામ' બોલતાં મારા તરફ લાકડીવાળો હાથ ઊંચો કર્યો. પછી ઊભા રહીને મને કહેવા લાગ્યા કે આ પંગુના ચડાણે એવા તો પંગુ (લંગડા) બનાવી દીધા હતા કે ચડાણ પૂરું થયું અને સામે હોટલ જોઈ એટલે સીધા તેમાં ઘૂસી ગયા. થોડો વિશ્રામ કર્યો અને ગરમ ગરમ ચા મંગાવીને પીધી ત્યારે જ પાછા કંઈક 'મૂડ'માં આવ્યા છીએ. આ સાંભળીને મેં મારી ઘડિયાળમાં નજર નાંખી તો સવારના ૮ કલાક ૧૭ મિનિટ થઈ હતી. હવે હું અહીંથી ઊઠ્યો અને તે બન્ને યાત્રીઓની સાથે જોડાયો. અમે 'તીનમૂરતિ' અહીંથી રવાના થયા. આગળનું એક માઈલનું હલકું એવું ચડાણ ચડીને થોડું નીચે ઊતરી અમે એક એવી જગાએ આવી પહોંચ્યા, જ્યાંથી જમણા હાથ પરના નાના ટેકરા પર દેવીનું નાનું મઝાનું મંદિર જોવામાં આવ્યું. તે મંદિરની સામે લાકડાનો એક સ્તંભ હતો જેના પર ધજા ફરફરી રહી હતી. દેવીનાં દર્શન કરી આવવાની ઈચ્છા પ્રબળ થતાં હું તે તરફ ચાલી નીકળ્યો. ટીલા પર ચડીને જ્યારે મંદિરના દરવાજા પાસે આવ્યો ત્યારે દ્વાર બંધ જોયાં.તેના પર લોખંડનું મજબૂત મોટું તાળું લટકી રહ્યું હતું. દરવાજામાં કે આજુબાજુની દિવાલમાં ક્યાંય છિદ્ર પણ જોવામાં આવ્યું નહીં જેથી હું તેમાં દૃષ્ટિ ફેંકીને અંદરની મૂર્તિનાં દર્શન કરી શકું. આ બધું જોઈને મારો ભક્તિભાવ જાણે ઓસરવા લાગ્યો. મનમાં થયું કે આવા બંધ રહેતા મંદિરથી આ રસ્તે આવજા કરનાર યાત્રીને શું લાભ! દરવાજામાં નાનકડું છિદ્ર બનાવ્યું હોત તો તેમાં શું ખોટું કહેવાત! મુક્તિના ઇચ્છુક માનવીઓ જ જ્યારે મુક્તિદાતા (પ્રભુ) ને આવી રીતે બંધનમાં ગોંધી રાખે છે તો પછી તે લોકો કઈ રીતે બંધનમાંથી છૂટશે! કઈ રીતે મુક્તિ મેળવશે!! આવી રીતના વિચાર મંથનમાં ને મંથનમાં મેં મંદિરની ત્રણ પ્રદક્ષિણા કરી નાંખી અને પછી ત્યાંથી રવાના થયો.

હવે અહીંથી હલકું ઊતરાણ શરૂ થયું. આજુબાજુની સુષમા રમ્ય હતી. થોડું આગળ જતાં રસ્તાની જમણી બાજુએ એક નાનકડું

મકાન આવ્યું જ્યાંથી 'પંગુ' ગામ દેખાઈ રહ્યું હતું. તે ગામ અહીંથી લગભગ અડધો માઈલ તો હશે! હું અહીંથી શ્વાસે શ્વાસે જપ કરતો કરતો આનંદથી ઉભરાતો ત્રણ ફર્લાંગનું અંતર કાપીને રસ્તાની ડાબી બાજુએ બંધાયેલા મોટા જળાશય પાસે આવી પહોંચ્યો. અહીં દામજીભાઈ અને ખાખીબાવાને વિશ્રામ કરતા જોવામાં આવ્યા. મને તરસ લાગી હતી જેથી હું થોડો વિશ્રામ કરીને પછી જળ પીવાના ઈરાદાથી તે જગાએ બેસી ગયો. શ્વાસ જરા નીચે બેસતાં જળાશય પાસે જઈને જળ પીવા લાગ્યો. અહીંનું જળ મને સુસ્વાદુ લાગ્યું, જેથી જરા વધારે પીધું. આ જોઇને લહેરી ખાખીબાવા બોલી ઉઠ્યા, "पहाडोंका पानी दूध ही है, जब कि शहरोंका दूध पानी ही है." મને ખાખીબાવાનું કહેવું સમયોચિત લાગ્યું. તે બન્ને યાત્રીઓ તો પોતપોતાના કપડાં ઉતારીને શૌચ–સ્નાનાદિ કરવાની તૈયારી કરવા લાગ્યા. મને અહીં નકામા બેસી રહેવું પસંદ ન હતું. તેથી હું યાત્રીઓની સંમતિ લઈને ત્યાંથી રવાના થયો. થોડું એવુ અંતર કાપ્યા બાદ હું 'પંગુ' નામના ગામમાં દાખલ થયો. કૈલાસયાત્રા માર્ગનું આ સૌથી પહેલું ભોટિયા વસ્તીવાળું ગામ છે. મેદાની ઈલાકા-માંથી અહીં સુધી આવનાર યાત્રી રસ્તાનું કઠિન ચઢાણ–ઊતરાણ ચડી-ઊતરીને થાકીને પંગુ (લંગડા) જેવો થઈ જતો હશે, આથી જ કદાચ આ ગામનું નામ 'પંગુ' પડયું હશે! (જુઓ ચિત્ર નં ૪૦). આ ગામમાં 'ચૌદાંસ'ના ભોટિયા લોકોની વસતી છે. *૧ અહીં સરકારી આયુર્વેદિક ઔષધાલય, કપડાં તેમજ અનાજની દુકાનો, હોટલ, માધ્યમિક શાળા, ગ્રામ પંચાયત, 'મિલનસભા' (ધર્મશાળા) વગેરે છે. અહીંના ભોટિયા લોકો ઊનનાં વસ્ત્ર, આસન, ગાલીચા, ધાબળા, શાલ વગેરે બનાવે છે. અહીં ગ્રામોદ્યોગની સરકારી દુકાન પણ છે.

---

*૧ ભોટિયા લોકો ભારતના નિવાસી હિન્દુ–ધર્મી ક્ષત્રિય છે અને હિન્દી–તિબેટી મિશ્રિત ભાષા બોલે છે. લખવામાં આ લોકો નેપાળી લોકોની જેમ નાગરી લિપિનો ઉપયોગ કરે છે. ભોટિયા લોકો તિબેટને 'હૂણ દેશ' અને તિબેટીલોકોને 'હૂણિયા' કહે છે. બદ્રીનાથ પાસેના 'માણા' ગામના રહેવાસી ભોટિયા લોકોને '**મરચ્છા**' કહેવાય છે, જોશીમઠ તરફના નીતી ઘાટીના ભોટિયા લોકોને '**તોલિયા**' (તોલચા) કહેવાય છે, જોહર તરફના ભોટિયાઓને '**શોકા**' કહેવાય છે વગેરે. કોઈ કોઈ લોકો 'શોકા'ને 'રાવત' પણ કહે છે.

હું 'પંગુ'નું કઠિન ચડાણ ચડીને ય હજી પંગુ (લંગડો) થયો નહોતો તેથી મારે પંગુ ગામમાં રોકાવાની જરૂર ન હતી. આથી ગામની વચ્ચે થઈને આગળ નીકળી ગયો. પંગુ ગામ ૬,૯૦૦ ફૂટની ઊંચાઈ પર વસેલું છે. અહીંથી હવે ઊતરાણ શરુ થયું. ગામની પાસે અખરોટનાં (!) કેટલાક ઝાડ ઊભેલાં જોવામાં આવ્યા. અહીંથી સામેનું નૈસર્ગિક દૃશ્ય એટલું બધું મનમોહક હતું કે હું રસ્તામાં જ ઊભો રહીને તેને અવિશ્રાંત નયને નિહાળવા લાગ્યો. મારી દૃષ્ટિ જાણે પહાડ પરના પગથિયાંવાળા ખેતરો પર ચડઊતર કરવા લાગી. અહીં ધરતીનું સુંદર ને રેશમી લીલી સાડીમાં છૂપાવેલું રૂપ વધારે દીપી રહ્યું હતું. મંદમંદ વહેતો સમીર જ્યારે એ લીલાંછમ ધાન્યનાં ખેતરો પર થઈને વહેવા લાગતો ત્યારે તો એમજ લાગતું કે જાણે લીલારંગના તરંગોવાળો સમુદ્ર ઊમટી પડયો છે! મને આ ઠંડો સુગંધી અને માદક સમીર આનંદદાયક, ઉત્સાહવર્ધક અને પ્રેરણાપ્રદ લાગ્યો. અહીંથી સામેના પહાડ પરનું 'સોસા' ગામ સ્પષ્ટ દેખાય રહ્યું હતું. ત્યાં જલદી પહોંચવા માટે મારું મન ઉતાવળું થવા લાગ્યું, જેથી હું આગળ વધ્યો. શ્વાસે શ્વાસે શ્રી ગુરુ દત્તાત્રેય ભગવાનના પવિત્ર નામનો જપ કરતો કરતો જ્યારે હું દોઢ માઈલની ઉતરાઈ પૂરી કરીને 'જુંગતીગડ' નામના પાણીના ઝરણા પાસે આવી પહોંચ્યો ત્યારે આકાશમાં ઊડી રહેલા વિમાનનો ઘરઘરાટ મારા કાને પડ્યો. પહાડોના શાંત વાતાવરણમાં આવી રીતનો યાન્ત્રિક અવાજ ઘણો જ કર્કશ લાગે છે. શહેરમાં રહેનારા લોકોને તો આવો અવાજ ભયાવહ લાગે છે. જ્યારે વિદેશી શત્રૂઓ આપણા દેશ પર ઓચિંતું આક્રમણ કરવાની તૈયારી કરીને ઊભા હોય તેવે સમયે દેશના સીમાપ્રાંત નજીક થતો વિમાનનો આવો અવાજ મનમાં ઘણીય એવી શંકાકુશંકા જન્માવે છે કે ક્યાંક વિદેશી ગુપ્તચર વિભાગનું તો આ વિમાન નહીં હોય!! *[૨] પહાડોમાં રહેનારા ભોળા લોકોને વિમાન

*[૨] વિશ્વમાં જ્યારે એક દેશ બીજા દેશ પર આક્રમણની તૈયારી કરવા લાગે છે ત્યારે શત્રુનો ભેદ જાણવા માટે તે બીજાના નભોમંડળ પર છૂપી રીતે જાતજાતના વાયુયાનો મોકલવા લાગે છે. આવા નાનાંમોટાં વાયુયાનો (વિમાનો) રાતદિવસ લોકોની નજરે પડતાં રહે છે. છાપાંઓમાં ઘણી વાર એવા તો વિચિત્ર પ્રકારના દ્રુતગામી વિમાનો વિષે સમાચાર છપાતાં હોય છે જે વાંચીને લોકો

(પૃષ્ઠ : ૨૫૫ નીચે જુઓ)

જોઈને ઘણી નવાઈ લાગે છે. તેનો અવાજ સાંભળતાં જ લોકો પોતપોતાના ઘરમાંથી બહાર નીકળી આવે છે અને એક હાથ કમ્મર પર ટેકવી, બીજા હાથની હથેળી વડે આંખો પર છત્ર બનાવી, વાંકા વળીને અવાજની દિશામાં આકાશમાં લાંબી નજર કરવા લાગે છે. આકાશમાં વિમાન દેખાતાં લોકો આનંદ વિભોર થઈને તાળીઓ પાડવા લાગે છે. પહાડી લોકો વિમાનને 'બડી ચિડિયા' (મોટી ચકલી) કહે છે. 'જુંગતીગડ'માં પણ આકાશમાં વિમાન જોવા માટે લોકો એકઠા થઈ ગયા. મેં મારા દૂરબીન વડે વિમાનની દિશામાં જોયું તો તે અંગ્રેજી 'V' આકારનું જણાયું. તેની પાછળના છેડા પર લાલ રંગની નાની બત્તીઓ હતી. આથી અનુમાન કર્યું કે તે ભારતીય હવાઈદળનું હોવું જોઈએ. વિદેશી વિમાનનું ભારતની હદમાં આટલું અંદર ઘુસી આવવું અસંભવ છે. તે વિમાન દસેક મિનિટ સુધી આકાશમાં ચક્કરો મારીને દક્ષિણ દિશા તરફ પલાયન થઈ ગયું. તે વખતે મારી ઘડિયાળમાં બરાબર ૯ વાગ્યા હતા.

'જુંગતીગડ' (ઊંચાઈ ૬,૬૯૮ ફૂટ) ઝરણું લાકડાના પુલ નીચે થઈને વહે છે. પુલના જમણા હાથ પર એ ઘર છે જેમાં ભોટિયા કુટુંબ રહે છે. ભોટિયા લોકો વિષે અહીં પર ટૂંકમાં કંઈક કહેવું યોગ્ય છે :— ભોટિયા લોકો હિમાલયની ઉત્તરીય સીમાના રહેવાસી છે. આ લોકો જાતે ક્ષત્રિય છે અને હિન્દુ ધર્મ પાળે છે. મોટા ભાગના લોકો હિંદી ભાષા જ બોલે છે. લોકો વેપારી હોવાથી દર વર્ષે ઉનાળામાં તિબેટની મંડીઓ (બજારો)માં પહોંચીને ભારતનું કાપડ, અનાજ, તેલ, ગોળ, સાકર, ચાનાં વાસણો, સ્નો-પાઉડર-અત્તર વગેરે વેચે છે. જ્યારે શિયાળામાં તિબેટમાંથી ભારતમાં પાછા ફરતી વખતે તે

---

ઘણું જ આશ્ચર્ય પામે છે. આવા ભેદી વિમાનોને 'ઊડતી રકાબીઓ' કહે છે કેટલાક વૈજ્ઞાનિકોનું એવું માનવું છે કે આવી 'ઊડતી રકાબીઓ' પૃથ્વીની નજીકના મંગળગ્રહમાંથી આવતી હોય છે. મંગળ ગ્રહના લોકો વિજ્ઞાન અને યંત્રવિદ્યામાં આપણા પૃથ્વીના લોકો કરતાં ઘણાં જ આગળ પડતા છે. ઘણી વાર પૃથ્વી પર ભૂકંપ, સમુદ્રીય તોફાન, વંટોળ, ધોધમાર વરસાદ વગેરે થવાનાં હોય તે પહેલાં જ મંગળના લોકો આપણને સાવચેત કરવા માટે સાંકેતિક ભાષા મોકલતા રહે છે પણ આપણી પૃથ્વીનાં વૈજ્ઞાનિકો તે સંકેતો સમજી શકતા નથી. મંગળના વૈજ્ઞાનિકો ઊડતી રકાબીઓમાં બેસીને પૃથ્વી પર આવજા કરતા રહે છે.

પોતાની સાથે તિબેટી ઊન, ઊનનાં વસ્ત્ર, મીઠું, કસ્તુરી, ચામડાં, ચંવર, સુહાગા વગેરે વસ્તુઓ લઈ આવે છે. આ લોકો શરીરે મજબૂત અને સ્વભાવે ઉદ્યમી હોય છે. આહારમાં માંસ, ઈંડા અને દારૂનો પણ ઉપયોગ કરે છે. ભોટિયા પુરુષો કરતાં ભોટિયા સ્ત્રીઓ વધારે ઉદ્યમી હોય છે. ઘરમાં સ્ત્રીઓનું વર્ચસ્વ હોય છે. બપોરના સમયે સ્ત્રીઓ પોતાંના નિસરણીવાળા ખેતરોમાં કામ કરતી જોવા મળે છે. ઘરમાં નવરાશને વખતે તે પોતાના હાથમાં તકલા લઈને ઊન કાંતવા બેસી જાય છે. આસન બનાવવાં, ઊનનું કાપડ વણવું, વસ્ત્રો ગૂંથવાં વગેરે કાર્યો પણ કરતી રહે છે. પોતાની પીઠ પર બોજો હોય કે છોકરું બાંધ્યું હોય કે પછી કોઈની સાથે વાતચીત કરતી હોય તો પણ તે પોતાના હાથ વડે ગૂંથણ કાર્ય કે પછી કોઇ ગૃહઉપયોગી કાર્ય કરતી જ રહે છે. તેમના શરીર પરના દાગીના મોટેભાગે ચાંદીના જ હોય છે. જેમાં રૂપિયા, આઠ આના, ચાર આના વગેરે જડેલાં હોય છે. ગળામાં પહેરવાના લાંબા હારમાં ચાંદીના મોટા સિક્કા વધારે પ્રમાણમાં હોય છે. કમરપટ્ટો ઘણો કારીગરી વાળો અને સિક્કાઓ જડેલો હોય છે. હાથ અને પગનાં કડાં, ગળાની હાંસડી, કાન અને નાકના ફૂલ વગેરેની કારીગરી ઘણી જ સારી કહી શકાય. (જુઓ ચિત્ર નં. ૫૦ ને ૫૨). તિબેટી સ્ત્રીઓની માફક ભોટિયા સ્ત્રીઓ પણ પગમાં ઊનના લાંબા જોડા (થકલમ) પહેરે છે. ઉનાળામાં જ્યારે પુરુષો તિબેટમાં વેપાર કરવા માટે ચાલ્યા જાય છે ત્યારે ઘરનું અને ખેતરનું બધું જ કામકાજ સ્ત્રીઓ જ સંભાળે છે. પુરુષો વેપાર કરીને ધન લઈ આવે છે જ્યારે તે ધનની સુરક્ષાની જવાબદારી સ્ત્રીઓ પર રહે છે. પોતાની સ્ત્રીને પૂછ્યા વિના પુરુષ કોઈ મોટો વેપાર ધંધો કરવાનું સાહસ કરતો નથી. ઘરના બધા નાનાં મોટાં લોકો એક સાથે બેસીને ભોજન કરે છે. ભોટિયા સ્ત્રીઓ ખડતલ દેહવાળી, ઉદ્યમી, સ્વતંત્ર વિચારધારાની તેમજ આનંદી હોય છે.

જ્યારે હું ‘ જુંગતી ગડ ’ના પુલ પાસે બેસીને થાક ખાઈ રહ્યો હતો અને ચારે ય બાજુના મનોહર સૃષ્ટિસૌંદર્યને નિહાળતો આનંદ માણી રહ્યો હતો તે વખતે ત્યાં બેચાર રૂપાળી ભોટિયા સ્ત્રીઓ આવી. આ બધી સ્ત્રીઓ વિમાન જોવા માટે પોતપોતાના ઘરથી બહાર નીકળી હતી. થોડી વારે હું અહીંથી રવાના થવા માટે ઊઠ્યો. મને જોઈને

આ બધી સ્ત્રીઓએ 'નમો નારાયણ' કહેતાં બે હાથ જોડીને શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રણામ કર્યાં. આથી હું ઘણો પ્રભાવિત થયો. મને તે વખતે મનમાં થયું કે પોતાની જાતને ભણેલાગણેલા અને સુધરેલાં માનનારા શહેરના મોટા ભાગના શેખીખોર લોકો કે જે સાધુસંતોને જોઈને ભગવાનનું નામ લેવામાં કે પછી તેમને પ્રણામ કરવામાં ય જાણે પોતાની 'પોઝીશનમાં પંચર પડયું' સમજે છે તેમના કરતાં તો પહાડોના આવા અબુઝ લોકો સારા કહેવાય કારણ કે આ લોકોમાં 'વિનય, આસ્તિક્ય અને શ્રદ્ધા છે. ધર્મગ્રંથોમાં સાચું જ કહ્યું છે કે- 'विद्या विनयेन शोभते ॥'

'જુંગતીગડ'નો પુલ પાર કરીને હું થોડો આગળ વધ્યો એટલે મારી પાછળ નાનકડું 'પિલ્લૂ' ભસતું ભસતું દોડવા લાગ્યું. પિલ્લૂ લાંબાવાળવાળું અને ભરાવદાર હતું. હું તેને શાંત કરવા માટે જેમ જેમ મુખથી સીસોટી અને હાથથી ચપટી વગાડવા લાગ્યો તેમ તેમ તે વધારે ને વધારે ભસવા લાગ્યું. આ સાંભળીને એક ભોટિયા સ્ત્રી ઘરની બહાર નીકળી અને તેણે દોડીને ગલૂડિયાને ઊંચકી લીધું. આમ કરવા છતાં ય તે પિલ્લૂ તો ભસતું જ રહ્યું. આ જોઈને મને તે 'લીટલ ટાઈગર'ની પોતાના માલિક પ્રત્યેની વફાદારી પ્રતિ માન થઈ આવ્યું. મેં હિમાલયની યાત્રા દરમિયાન એ જોયું હતું કે જ્યાં જ્યાં ભોટિયા લોકોની વસ્તી હતી ત્યાં ત્યાં દરેક ઘરમાં એકએ પાળેલા ખૂંખાર કૂતરાં તો હતાં જ. તેનું કારણ એ હતું કે કૂતરું એક એવું ઈમાનદાર (પ્રમાણિક) ને વિશ્વાસુ પ્રાણી છે જે માલિક (ધણી)ના સૂકા કે વાસી રોટલાનો ટુકડો પણ ખાઈને તેના ઘરની, પરિવારની, પશુઓની રાતદિન રખેવાળી કરતું રહે છે. બહારના કોઈ પણ માણસને તે પોતાના માલિકના ઘર પાસે ય ફટકવા દેતું નથી. મને લાગે છે કે કૂતરાંની વફાદારીના આ મહાન ગુણને લીધે કદાચ ભગવાન શ્રી આદિ ગુરુ દત્તાત્રેયે ચારચાર કૂતરાંને પોતાના પુનિત ચરણો પાસે સ્થાન આપ્યું હશે! તે જે હોય તે, પણ યાત્રીઓએ ભોટિયાની વસ્તીવાળા ગામોમાં દાખલ થતી વખતે કૂતરાંથી બહુ જ સાવધાન રહેવું જોઈએ.

થોડું આગળ ગયા બાદ ચડાણ શરૂ થયું. શ્વાસેશ્વાસે પગના તાલ પાડતો અને સાથોસાથ મંત્રનો જપ કરતો કરતો હું ધીમે ધીમે ચઢાણ ચડવા લાગ્યો. હજી સુધી સૂર્યનો તાપ પ્રખર થયો ન હતો.

આગળનો રસ્તો કાચો અને જગાએ જગાએ અણીદાર પથ્થરોવાળો હોવાથી ઉઘાડા પગવાળા યાત્રીઓ માટે તીક્ષ્ણ કાંટાના બિછાના જેવો કહીએ તો તેમાં કાંઈ ખોટું નથી. આવો રસ્તો જોઈને મને એવો પ્રશ્ન થયો કે અહીંની 'ગ્રામ સુધાર સમિતિ' શું ખરેખર જાગતી હશે કે પછી નાણાં 'ચવાઈ' જતાં હશે ? ! 'ભગવાન સૌને સદ્બુદ્ધિ આપે' એમ કહેતાં આવા કંટકપથ પર સાવધાનીપૂર્વક આગળ વધવા લાગ્યો. લગભગ એક માઈલનું ચડાણ ચઢ્યા બાદ રસ્તો પહેલાં કરતાં કંઈક સારો જણાયો. આથી મેં ઝડપ વધારી. અહીંના રસ્તાની બન્ને બાજુના ધાન્યના લીલાંછમ ખેતરો કઠિન ચડાણથી ઉત્પન્ન થયેલા થાકને જાણે ઓછો કરવા લાગ્યા. ચિત્તવૃત્તિ જાણે શાંત થવા લાગી. દૂર દૂર દેખાતી પહાડોની પંક્તિ તેમજ નીચે દેખાતો રમ્યપ્રદેશ થાકેલી આંખોમાં જાણે અમી છાંટી રહ્યા હતા. પ્રાકૃતિક ચિકિત્સકોનો એવો મત છે કે આવા હરિયાળા પ્રદેશમાં રહેવાથી આંખોની બિમારીવાળા લોકોની આ બિમારી ચાલી જાય છે. આ સત્યનો મને પણ થોડો ઘણો અનુભવ થયો. આગળ વધતો જ્યારે હું એક મોટા વળાંક પાસે થોડું અટક્યો ત્યારે પાસેના ખેતરમાં કામ કરી રહેલી ભોટિયા મહિલાઓ મને જોઈને 'નારાયણ....નારાયણ....' બોલતી બોલતી મારા તરફ હાથ જોડવા લાગી. આ જોઈને હું મારો જમણો હાથ ઊંચો કરીને તે બધી ભક્ત મહિલાઓને આશીર્વાદ આપવા લાગ્યો. આથી તે ઘણી પ્રસન્ન થઈ. આ તરફનાં પહાડી સ્ત્રી–પુરુષોમાં 'નારાયણ' નામનો પ્રચાર કરનાર શ્રી નારાયણસ્વામી પ્રત્યે લોકોને ઘણો પૂજ્યભાવ છે. બીજા સંત–મહાત્મા પ્રત્યે પણ આ લોકો ઘણી શ્રદ્ધાભક્તિ રાખે છે અને તેમને 'નારાયણ' નામથી સંબોધે છે. લોકોના આવા ધર્મભાવ વિષે વિચાર કરતો કરતો હું આગળ વધવા લાગ્યો. ચડાણનો છેવટનો કઠિન ભાગ ચડીને જ્યારે હું વૃક્ષઘટાની નીચે આવી પહોંચ્યો ત્યારે મારી ઘડિયાળમાં ૯ કલાક ને ૩૫ મિનિટ થઈ હતી. હું જુંગતીગડથી લઈને અહીં સુધીનું લગભગ પોણા બે માઈલનું અંતર અને લગભગ ૧,૭૦૦ ફૂટની ઊંચાઈ આટલા ઓછા સમયમાં કેવી રીતે ચડી ગયો હોઈશ એ મારા માટે પ્રશ્નાર્થ ચિહ્ન ( ? ) થઈ પડ્યું.

વૃક્ષઘટા નીચે બેત્રણ ભાંગીતૂટી ઝૂંપડીઓ જોવામાં આવી. તેની પાસે ગામના નાનાં છોકરાછોકરીઓ બેસીને આંકના ગડિયા ગોખી રહ્યાં હતાં. ઉત્તર પ્રદેશના 'શિક્ષણ વિભાગ' અને 'સોસા ગ્રામ સુધાર સમિતિ'

દ્વારા ધ્યાનબહાર કરાએલી આવી ગ્રામશાળા હું મારા જીવનમાં પહેલવહેલી જ જોઈ રહ્યો હતો. શાળાનો એક મોટો છોકરો વચ્ચે ઊભો રહીને મોટા અવાજે આંક બોલી રહ્યો હતો અને બેઠેલાં બીજાં છોકરાં તે પ્રમાણે ગોખી રહ્યાં હતાં. આ બધાં બાળકો ભેજવાળી અને અસ્વચ્છ ભૂમિ પર બેઠાં હતાં. વળી આ બાળકોના કપડાં પણ ફાટેલાં અને ગંદા હતાં. આ જોઈને મને આ બાળકોની દયા આવી. આવી રીતે જમીન પર બેસવાનું કારણ એક છોકરાને મેં જ્યારે પૂછ્યું ત્યારે તેણે નમ્રતાપૂર્વક સાચો જવાબ આપ્યો, "સરકારે હજી સુધી અહીં શાળા બનાવી નથી તેથી અમારે આવી રીતે ખુલ્લામાં જમીન પર બેસવું પડે છે. આ શાળાની શિક્ષિકા બહેન બે મહિનાની રજા લઈને હિમાલયના ચાર ધામની યાત્રાએ ગઈ છે. એકાદ બે દિવસમાં તે પાછી આવશે." તે છોકરાની આ વાત સાંભળીને મને અસકોટની ધર્મશાળામાં રાત્રીવાસ રહેલા હિમાલયની યાત્રાએથી પાછા ફરેલા પેલા યાત્રીઓ યાદ આવ્યા. આથી મેં તે છોકરાને કહ્યું કે હિમાલયની યાત્રા કરીને આવી રહેલા તમારા સોસા ગામના શ્રી વિશાળસિંહ અને તેની સાથેની મહિલાઓ કાલે રાત્રે તવાઘાટમાં રોકાયા હતા. મને લાગે છે તે બધા આજે અહીં આવી પહોંચશે. મારી વાત સાંભળીને તે છોકરો ખુશીખુશી થઈ ગયો અને કહેવા લાગ્યો, "તે યાત્રીઓમાં સફેદ કપડાવાળી મહિલાનું નામ કમલીબાઈ છે. તે જ અમારી આ શાળાની શિક્ષિકા છે." પોતાની શિક્ષિકાબેન થોડા વખતમાં અહીં આવી પહોંચશે એ બધું સાંભળીને બધાં બાળકો હર્ષઘેલાં થઈને તાળીઓ પાડવા લાગ્યાં. બાળકોનો પોતાની શિક્ષિકાબેન પ્રત્યેનો આવો સ્નેહ સદ્‌ભાવ જોઈ મારી આંખો ભીંજાઈ ગઈ. ત્યાર પછી આ બધાં બાળકોને મીઠાઈ વહેંચવાની ઇચ્છાથી મેં તેમાંના એક મોટા છોકરાને નાણું આપીને ગામમાંથી મીઠાઈ લઈ આવવા મોકલ્યો. થોડીવારમાં તે ઘણીબધી મીઠાઈ લઈ આવ્યો. બધાને સરખે ભાગે મીઠાઈ વહેંચવામાં આવતા તે બધા નિર્દોષ બાળકો મીઠાઈ ખાતાખાતા હર્ષથી નાચવા લાગ્યાં. મારા માટે આ એક અદ્‌ભુત દૃશ્ય હતું. થોડીવારે હું અહીંથી વિદાય થયો. કેટલાંક પગલાં આગળ વધ્યો હોઈશ એવામાં ડાબા હાથ પર ઘટાદાર વૃક્ષની શીતળ છાયા આવી. ત્યાંથી સામેના પહાડ પરનું 'પંગુ' ગામ સ્પષ્ટ દેખાઈ રહ્યું હતું. મેં થેલામાંથી 'દૂરબીન' કાઢીને તેમાંથી પંગુગામની દિશામાં નજર ફેંકી. તે ગામથી ઉપરના ભાગમાં

આવેલું જળાશય દેખાયું. મેં જરા બારીકાઈથી જોયું તો ત્યાં રાજદેવ અને જયંતીભાઈ જળ પી રહ્યા હતા. તે વખતે મારી ઘડિયાળ ૯ કલાક ને ૫૦ મિનિટનો સમય બતાવી રહી હતી. મને એ જાણીને આશ્ચર્ય થયું કે અમારા યાત્રાસંઘના તે બન્ને યાત્રીઓ હજી સુધી પંગુ ગામમાં પણ પહોંચી શકયા નથી! હવે હું અહીંથી ઊઠયો. ધીરે ધીરે આગળ વધતો 'સોસા' ગામમાં દાખલ થયો. અહીંથી ડાબા હાથ પર એક દવાખાનું જોવામાં આવ્યું. ત્યાં પહોંચ્યો એટલે ડૉક્ટર શ્રી તિવારીએ મારો ભાવભર્યો સત્કાર કર્યો ને યાત્રાસંઘના 'ક્ષેમકુશળ' પૂછયા. મેં એ જોયું કે આ ડૉક્ટર સાહેબ હજી યુવક હતા, એટલે કે હાલમાં જ પરીક્ષા પાસ કરીને ડૉક્ટર બન્યા હતા. પહાડી પ્રદેશનાં આવાં ગામોમાં ભરતી કરવામાં આવતા નવા નવા ડૉક્ટરો મોટેભાગે તો 'આંધળામાં કાણો રાજા' જેવા જ પુરવાર થાય છે, કારણ કે ગામડામાં તેના હરીફ ડૉક્ટરો તો હોતા નથી. જો આ ડૉક્ટરો 'ઊંટ વૈદ્ય' પૂરવાર થઈ જાય તો પછી તેની બદલી જલદીમાં જલદી શહેરોમાં કરી નાંખવામાં આવે છે જ્યાં સારા ડૉક્ટરોના હાથ નીચે તેને અનુભવ લેવાનો હોય છે. મને 'સોસા'ના આ દવાખાના વિષે એવું સાંભળવા મળ્યું કે શ્રી નારાયણ સ્વામીજીના મદ્રાસ શહેરના કર્નલ શ્રી રમણરાવ નામના એક ભકતે પોતાની સુપુત્રી સ્વર્ગસ્થ શાંતાદેવીના સ્મરણાર્થે જનકલ્યાણ હેતુ આ બંધાવ્યું છે. આથી આ દવાખાનાનું નામ 'શાંતા મેડિકલ હોલ' રાખવામાં આવ્યું છે. અત્યારે આ દવાખાનાને ઉત્તર ભારતનું 'સ્વાસ્થ્ય વિભાગ' ચલાવી રહ્યું છે.

ડૉક્ટર શ્રી તિવારીની સાથે થોડીવાર સુધી ધાર્મિક વાર્તાલાપ કર્યા બાદ હું અહીંથી વિદાય થયો અને શ્રી કલ્યાણસિંહ ભોટિયાની દુકાને આવ્યો. તેની સ્ત્રી દુકાનના થડા પર બેઠી હતી. સોસા ગામમાં ત્રણચાર સારી સારી દુકાનો જોઈ જ્યાં અનાજ, ફાફડ વગેરે વસ્તુઓ વેચાતી હતી. લગભગ બધી દુકાનોમાં બટેટા ભરેલી ગુણો જોવામાં આવી. આ વિષે એક દુકાનદારને પૂછવાથી તે કહેવા લાગ્યો કે અહીંની આસપાસનાં ગામડામાં બટેટાની ધૂમ ખેતી થાય છે. અહીંના બટેટાં જલદી બફાઈ જાય છે અને ઘણાં સ્વાદિષ્ઠ છે, તેથી નીચાણવાળા શહેરી પ્રદેશમાં તેની માંગણી વધતી જાય છે. આ 'સોસા' ગામમાં હોટલ ધર્મશાળા, ગ્રામોદ્યોગ ભવન વગેરે છે. અહીંના લોકો ખેતીવાડી, ગૃહઉદ્યોગ, વેપાર વગેરે કરીને પોતાનું ગુજરાન ચલાવે છે.

કેટલાક ભોટિયા વેપારી દર વરસે તિબેટમાં વેપાર કરવા માટે પહોંચી જાય છે. આ વેપારીઓની તિબેટ જવા માટેની પહેલી યાત્રા જૂન મહિનામાં શરૂ થાય છે અને બીજી યાત્રા સપ્ટેમ્બરમાં થાય છે.*[1] 'સોસા' ગામના લોકો માયાળુ ને ભક્તિભાવવાળા જોવામાં આવ્યા. સોસા ગામના એક વૃદ્ધ માણસ પાસેથી મને એવું જાણવા મળ્યું કે અહીંના બાળકથી તે વૃદ્ધ સુધીના લોકોમાં સાધુમહાત્મા પ્રતિ ઘણી શ્રદ્ધાભક્તિ હોવાનું કારણ અહીંથી થોડે દૂર આવેલો 'શ્રી નારાયણ આશ્રમ' છે, જ્યાં હંમેશાં સત્સંગાદિ ધાર્મિક પ્રવૃત્તિઓ થતી જ રહે છે. જો કે આ વાત મેં આ પહેલાં ઘણાં લોકોના મુખેથી સાંભળી હતી.

સોસા ગામની ઊંચાઈ ૮,૦૦૦ ફૂટ છે.*[2] અહીં તથા તવાઘાટની ઉપરના 'ખેલા' ગામમાં ગાયનું શુદ્ધ ઘી જેટલું જોઈએ તેટલું મળી શકે છે. ગાયના ઘી માટે બન્ને ગામ પ્રસિદ્ધ છે. 'સોસા'નું ગાયનું ઘી પીળાશ પડતું, દાણાદાર અને એક વિશેષ પ્રકારની સુગંધવાળું હોય છે, વળી ઘણું સસ્તું પણ છે. કલ્યાણસિંહની દુકાનમાં થોડું ગાયનું વિશુદ્ધ તાજું ઘી હતું. મેં તે બધું ઘી તોળાવીને તેને ખરીદી મારા પિત્તળના કમંડલૂમાં ભરી દીધું જેથી માનસરોવરને કિનારે પહોંચીને તેના દ્વારા 'શાંતિ યજ્ઞ' કરી શકાય. યજ્ઞની બીજી બધી જરૂરી સામગ્રી મેં અલમોડાથી ખરીદી લીધી હતી.

---

*[1] (૧) એપ્રિલ-મે મહિનામાં તિબેટ તરફ યાત્રા અથવા ગરબ્યાંગ સુધી યાત્રા. (૨) મે-જુન મહિનામાં બીજી યાત્રા-તિબેટ તરફ. (૩) જુન-જુલાઈ મહિનામાં ધનવાન વેપારી લોકોની અને ભિખારી લોકોની તિબેટ તરફ યાત્રા. (૪) મધ્ય સપ્ટેમ્બર મહિનામાં નીચે તરફ યાત્રા-ધારચૂલા સુધીની યાત્રા. (૫) ઓક્ટોબર મહિનામાં સપરિવાર નીચે તરફ યાત્રા.

*[2] કોઈ કોઈનું એવું કહેવું છે કે 'સોસા'નું શુદ્ધ નામ 'સૂસા' છે. 'સૂ' શબ્દ દેવતાવાચક છે. કોઈ કોઈ એવું માને છે કે શુદ્ધ શબ્દ 'સાંસા' છે. શ્વાસને હિન્દી ભાષામાં 'સાંસ' કહે છે. જુંગતીગડથી સોસા સુધીના કઠિન ચડાણ ચડતાં શ્વાસ (સાંસ) ફૂલી જાય છે. વળી કોઈ તો એવું કહે છે કે આનું શુદ્ધ નામ 'સિસા' હોવું જોઈએ કારણ કે ચડાણના 'મસ્તક' પર આ ગામ વસેલું છે.





## —: શ્રી નારાયણ આશ્રમ :—

'સોસા'થી ચાલીને તિથલકોટ અને સિરદંગ થઈ સીધા 'સિરખા' ગામ પહોંચી જવા કરતાં મારી ઇચ્છા 'સોસા'થી સીધા 'નારાયણ આશ્રમ' જવાની થઈ. ત્યાંથી પહાડી રસ્તે 'સિરખા' જવાનું મેં મનમાં નક્કી કર્યું. અમે બધા યાત્રીઓએ આજે વહેલી સવારે તવાઘાટથી કૂચ કરતા પહેલાં એવું નક્કી કર્યું હતું કે આજનો પડાવ 'સિરખા' ગામની ધર્મશાળામાં જ કરવો. આથી મારે આજે 'સિરખા' રાત્રીવાસ કરવો હતો. મારી પાસે હજી ઘણો સમય હતો. વળી હું બીજા બધા યાત્રીઓથી આજે ઘણા માઈલ આગળ હતો. આ બધી વાતને ધ્યાનમાં રાખીને મેં સોસા ગામથી પૂર્વ દિશામાં આવેલા 'નારાયણ આશ્રમ' તરફ જતી પગદંડી પકડતા પહેલાં કલ્યાણસિંહ અને તેની સ્ત્રીને એવી સૂચના આપી કે અમારા યાત્રીઓ જ્યારે સોસા ગામમાં આવી પહોંચે ત્યારે તેમને જણાવવું કે સ્વામીજી તો અહીંથી સીધા 'નારાયણ આશ્રમ' ગયા છે. ત્યાંથી પહાડને રસ્તે થઈને 'સિરખા' ગામે પહોંચશે. આથી જે યાત્રી થાકી ગયા હોય અને નારાયણ આશ્રમ ન જવા ઇચ્છતા હોય તે 'સોસા'થી સીધા 'તિથલકોટ' અને 'સિરદંગ' થઈને 'સિરખા' ગામ પહોંચી જાય. કલ્યાણસિંહે મારી આ વાત બરાબર સમજી લીધી. યાત્રીઓ આવી

પહોંચતાં જ આ સૂચના તેમને જણાવી દેશે તેવું તેણે મને વચન આપ્યું એટલે હું "શ્રીમન્ નારાયણ....નારાયણ...." ની ધૂન ગાતો ગાતો અહીંથી રવાના થયો. (જુઓ ચિત્ર નં–૪૧).

'સોસા' ગામની બહારથી એક પગદંડી નીચે તરફ ઊતરતી પૂર્વ દિશામાં જઈ રહી હતી. રસ્તામાં કેટલીક જગાએ ઝરણાં વહી રહ્યાં હતાં. રસ્તાની જમણી બાજુએ ધાન્યથી લહેરાતાં લીલાંછમ ખેતરો ભૂમિની શોભા વધારી રહ્યાં હતાં અને ડાબી બાજુએ લીલૂડાં વૃક્ષોની પંક્તિ પર બેઠેલાં રંગબેરંગી કલકંઠી નાનાંમોટાં મજાનાં પક્ષીઓ મધુર સ્વર આલાપતાં વાતાવરણની દિવ્યતા વધારી રહ્યાં હતાં. કોઈ કોઈ વૃક્ષોએ લાલ, સફેદ અને પીળાં સુંદર પુષ્પોનો શણગાર સજ્યો હતો. આના પર થઈને વહેતો સુગંધી સમીર જાણે દેહમાં નવી ચેતના ભરી રહ્યો હતો. આ રસ્તા પરના પહાડોમાં 'અબરખ'નું પ્રમાણ વધારે હોવાથી તેના કણોથી રસ્તો છવાયેલો હતો. સૂર્યનાં કિરણો રસ્તા પર પડવાથી આખો ય રસ્તો જાણે ચાંદીનો હોય તેમ ચળકી રહ્યો હતો. આકાશમાં બેત્રણ જળભર્યાં વાદળ મંદ ગતિએ પૂર્વ દિશા તરફ જઈ રહ્યાં હતાં. જ્યારે હું આ રસ્તે આગળ વધતો લાલ ફૂલોથી ઊભરાતા એક સુંદર મઝાના મોટા ઝાડની નીચે થઈને નીકળ્યો એટલે વૃક્ષઘટામાં છુપાએલી કોયલરાણીએ પંચમસ્વર રેલાવ્યાં. આવું ઓચિંતું મધુર સંગીત સાંભળતાં હું ત્યાં જ ઊભો રહી ગયો. આહા! કેવું કર્ણપ્રિય સંગીત! મને થયું કે લાવને જરા આ ગાયકને નિહાળી તો લઉં. મેં જ્યાં મારી પીઠ ફેરવી ત્યાં તો પાંખો ફડફડાવતાં કોયલરાણી તે ઝાડ પરથી ઊડ્યાં અને જોતજોતામાં તો પહાડની તળેટીની દિશામાં અદૃશ્ય થઈ ગયાં. હું તેના મધુર સંગીતથી આજે વંચિત રહ્યો એ જાણીને મન જરા ઉદાસ થયું. ખેર! જેવી ઈશ્વરની ઇચ્છા. આમ મનને મનાવતો પૂર્વ દિશામાં ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. થોડા સમય બાદ હું એક એવા લીલાછમ સુંદર પહાડની સમીપ આવી પહોંચ્યો જેના શિખર પર ચાંદીના મુકુટ જેવો મઝાનો 'નારાયણ આશ્રમ' દેખાતો હતો. એ જાણે દૂર દૂરના યાત્રીઓને પોતાની મૂક ભાષામાં આમંત્રણ આપતો હોય તેવું લાગતું હતું. સાચે જ એ સ્થળ નૈસર્ગિક સૌંદર્યથી જાણે નીતરતું હોય તેમ જણાતું હતું. અહીંથી પૂર્વ દિશામાં દૃષ્ટિ ફેંકતાં દૂરના ઉન્નત શિખરોવાળા પર્વતો, ૫૦૦૦ ફૂટ નીચે તળેટીમાં દૃષ્ટિ

ફેંકતાં ત્યાં ઘૂઘવાટા કરતી સર્પાકાર કાલીગંગા નદી, આજુબાજુના લીલાછમ પહાડો અને તેની પરના પગથિયાવાળા ધાન્યના ખેતરો વગેરે ચિત્તાકર્ષક હતું. શ્રી નારાયણ સ્વામીજીએ યોગસાધના માટે કરેલી આ સ્થાનની પસંદગી ઘણી ઉચિત અને અદ્ભુત છે. (જુઓ ચિત્ર–૪૩).

લાકડાનો દરવાજો ઉઘાડી આશ્રમમાં દાખલ થતાં જ જમણી બાજુએ 'આડૂ' ફળોથી લચી પડેલાં કેટલાંક ઝાડ અને વિવિધરંગી પુષ્પોથી છવાએલા કેટલાંક છોડને જોઈ ચિત્ત પ્રસન્ન થઈ ગયું. અહીંથી સામેના મકાનમાં શૌચાલય, સ્નાનઘર, ફળસંચયસ્થાન, ખેતીવાડીનાં ઓજારો માટેનો ઓરડો, કોઠાર વગેરે છે. ડાબી બાજુએ એક દ્વાર છે જેમાં થઈને આગળ વધતાં આશ્રમનું રસોડું, કાર્યાલય, શ્રી સ્વામીજીનું વિશ્રાંતિ સ્થાન વગેરે છે. અહીં આવતાં જ આશ્રમવાસીઓએ એકઠા થઈને બે હાથ જોડી 'નમો નારાયણાય' કહેતાં મારું સ્વાગત કર્યું. આશ્રમના સંચાલક શ્રી ઈશ્વરીદત્ત પાંડે મને સહર્ષ કહેવા લાગ્યા, "હાથપગ ધોઈ લો અને ઝટ રસોઈ ઘરમાં ચાલો, આપના માટે રસોઈ તૈયાર છે. અમે બધા જમવા બેસતા જ હતા તેવામાં યોગ્ય સમયે 'આપ નારાયણ' પણ અહીં આવી પહોંચ્યા છો જે અમારા માટે ઘણા ભાગ્યની વાત છે. "अतिथि देवो भव।" અલમોડાથી શ્રી શાંતિભાઈ ત્રિવેદી (સર્વોદયી) એ લખેલા એક પત્રમાં આપના કૈલાસયાત્રાસંઘ વિષે ઉલ્લેખ કર્યો હતો જે વાંચીને ઘણો આનંદ થયો હતો. અમે તો આપના આગમનની વાટ જ જોઈ રહ્યા હતા. ઘણું સારું થયું કે આજે આપ અહીં યથાસમયે પધાર્યા." શ્રી પાંડેજીના નિમંત્રણનો મેં ઘણી નમ્રવાણીમાં એ કહેતાં અસ્વીકાર કર્યો કે હું ફલાહારી છું. મારી વાત સાંભળીને પાંડેજીએ મને પૂછ્યું, "આશ્રમની ગાયનું તાજું દૂધ અને બગીચાનાં તાજાં ફળ લેશો કે પછી ગાયના દહીંનો હમણાં જ તૈયાર કરેલો 'મઠો' લેશો?." મને આજે 'મઠો' પીવાની ઇચ્છા થઈ એટલે મેં તેમને મઠો લઈ આવવા કહ્યું. થોડીવારમાં સેવક શ્રી ગંગારામ મોટી તપેલી ભરીને તાજો મઠો લઈ આવ્યો. આ મઠો એવો તો સ્વાદિષ્ટ હતો કે હું જોતજોતામાં આખી તપેલી ઘટઘટાવી ગયો. મઠાની આવી અપૂર્વ મીઠાશનું મુખ્ય કારણ મને લાગેલા થાકને લીધે ઉઘડેલી ભૂખ કરતાં આશ્રમવાસીઓની અતિથિસત્કારની પવિત્ર ભાવના જ હતું. આથી આ સુમધુર મઠાએ થોડીવારમાં યાત્રાનો



નારાયણ આશ્રમની ધ્યાન કુટિર (શૂન્યતા)
(ચિ .નં. ૪૫)



ચિ. નં. ૪૪

શ્રી. નારાયણ
સ્વામીજી



સીરદંગ પાસેનું ચીડનું મોટું
ઝાડ (ચિ. નં. ૪૬)



નારાયણ આશ્રમની ગૌશાળા
(ચિ. નં. ૪૭)



પાલાગડના માર્ગમાં આવતો
જળપ્રપાત (ધોધ) (ચિત્ર નં. ૪૮)



નજંગ જલપ્રપાત (ધોધ)
(ચિત્ર નં. ૪૯)



ચૌદાંશ પરગણાની ભોટીયા બાળાઓ
(ચિત્ર નં. ૫૦)

થાક દૂર કરી નાંખ્યો. જાણે નાડીએ નાડીમાં નવી ચેતના પ્રકટી. મઠો પીને હું પરવાર્યો એટલામાં ત્યાં શ્રી નૃસિંહ સ્વામી નામના આશ્રમના સાધુ આવ્યા અને યાત્રાસંઘના કુશળમંગળ પૂછવા લાગ્યા. મેં તેમને 'અથ થી ઇતિ' સુધી બધું કહી સંભળાવ્યું. ત્યાર પછી અમે બધા તિબેટની વર્તમાન પરિસ્થિતિ, ત્યાંના ડાકૂઓનો આતંક, ચીની સૈનિકોની હીલચાલ વગેરે વિષે વાતે વળગ્યા. થોડી વારે શ્રી પાંડેજી ભોજન કરીને ત્યાં આવી પહોંચ્યા એટલે મેં બીજી બધી વાતોને પડતી મૂકીને સીધું પૂછી નાંખ્યું, "શ્રી નારાયણ સ્વામીજીની અંતિમ સ્થિતિ વિષે કંઈક સંભળાવો." મારો આવો ઓચિંતો પ્રશ્ન સાંભળતાં તે વ્યથિત હૃદયે ધીમા અવાજે કહેવા લાગ્યા, "અમે લોકો શ્રી સ્વામીજીના તે અંતિમ સમયે તેમની પાસે રહી ન શકયા કારણ કે તેમનો અમને એવો ખાસ આદેશ હતો કે કોઈ પણ હાલતમાં આશ્રમ છોડવો નહીં. સ્વામીજીએ કલકત્તાના ભક્તોના કહેવાથી ઈ. સ. ૧૯૫૬ ના નવેમ્બર મહિનામાં કેન્સરનું ઓપરેશન કરાવ્યું હતું પણ કાળઝાળ તારીખ ૯ મીએ સવારે તેમનું કલકત્તામાં દેહાવસાન થયું." આટલું કહેતાં કહેતાં તો શ્રી પાંડેજીનું હૃદય ભરાઈ આવ્યું ને આંખો ભીંજાઈ ગઈ. આશ્રમવાસીઓ પણ રડી પડ્યા. હું પણ આંખો લૂછવા માંડ્યો. વાતાવરણ એકદમ ગમગીન બની ગયું. આ કરુણ અશુભ પ્રસંગ પરથી લોકોનું ધ્યાન બીજે લઈ જવાના ઇરાદાથી મેં શ્રી નરસિંહ સ્વામીને ઓચિંતું પૂછ્યું, "શું કોઈ કૈલાસયાત્રી આપના આ આશ્રમમાં હાલમાં આવેલ છે?". તે કહેવા લાગ્યા, "હા, બે બંગાળી સાધુઓ અહીં આવ્યા છે ખરા, પણ તે તો માનસરોવર જઈને ત્યાંથી માંદી તબિયતને કારણે પાછા ફર્યા છે." આ સાંભળીને મેં તે બે સાધુઓને મળવાની ઇચ્છા વ્યક્ત કરી.

નરસિંહ સ્વામી આશ્રમના પુરાણા 'અતિથિ ભવન'માં જઈને ત્યાં ઊતરેલા બન્ને બંગાળી સાધુઓને બોલાવી લાવ્યા. મેં તે બન્નેને તેમના કૈલાસયાત્રાના અનુભવ વિષે બંગલા ભાષામાં પૂછ્યું ત્યારે તેમાંનો એક સાધુ કહેવા લાગ્યો કે તે બન્ને ગુરુભાઈઓ હાવડા સ્ટેશન (કલકત્તા)થી મે મહિનામાં રવાના થઈને કાઠગોદામ ઊતરી ત્યાંથી બસ દ્વારા અલમોડા થઈ ધારચૂલા ગયા, પછી પગપાળા જ ગરબ્યાંગ પહોંચ્યા હતા. ત્યાંથી એક ભોટિયા નોકરને ભાડે કરીને તે બન્ને સાધુ 'લીપુલેખ' ઓળંગી જ્યારે તાકલાકોટ પહોંચ્યા ત્યારે તેમને મરડાનો રોગ લાગુ પડ્યો.

વળી તે દિવસોમાં ઠંડી પણ સખત પડી. જીંદગીમાં ક્યારેય સત્તૂ-ફત્તૂ ખાધો નહોતો તે 'જખ મારીને' પાણી સાથે ખાવો પડ્યો, તેથી પેટ છૂટી પડયું. તાકલાકોટથી જેમ તેમ કરીને 'ગુર્લા-છૂ' સુધી પહોંચતાં પહોંચતાં તો 'ધોળે દિવસે તારા દેખાઈ ગયા.' મારો સહયાત્રી તો એટલો બધો બિમાર પડી ગયો કે જાણે 'ગયો કે જશે.' મેં મારા નોકરને કહ્યું કે ગમે ત્યાંથી ઘોડું કે ગધેડું, જે મળે તે જલદી લઈ જ આવ. તે બિચારો દોડતો દોડતો તો ગયો પણ લગભગ આઠ કલાકે એક 'ટાયડું' ક્યાંકથી પકડી લઈ આવ્યો. બેભાન જેવા ગુરુભાઈને તેની પર બેસારીને જેમતેમ કરીને માનસરોવરને કિનારે પહોંચાડ્યા અને પવિત્ર જળમાં સ્નાન કરાવ્યું ત્યારે તેને હોશ આવ્યા. ત્યાંથી કૈલાસ તરફ આગળ વધવા માટે ન તો મારા ટાંટિયામાં જોર હતું કે ન તેનામાં. જોકે ત્યાંથી પુનિત કૈલાસ 'હાથવેંત' હતો, પણ તે વખતની અમારી શારીરિક સ્થિતિ એવી તો પ્રતિકૂળ હતી કે અમને 'વેંત પણ હાથ ભર' લાગતી હતી. તેથી સામેની દિશામાં દેખાતા ભગવાન કૈલાસપતિ મહાદેવને દૂરથી જ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને અને 'જેટલું થયું તેટલું બસ' એમ મનને મનાવીને ત્યાંથી ભગ્નહૃદયે અમે બન્ને પાછા ફર્યા. ઘણી મુશ્કેલીએ બરફથી ભરેલા રસ્તા ઓળંગીને કેટલાય દિવસો બાદ જેમતેમ કરીને અમે અહીં આવી પહોંચ્યા છીએ. એમ સમજો કે 'મોતના મોઢામાંથી બહાર નીકળી આવ્યા છીએ.' આમ કહીને તે બંગાળી સાધુ પોતાના કપાળ પર હાથ મૂકીને નિરાશ થઈ જમીન પર બેસી ગયો. પાંડેજીએ જ્યારે તેને મારો પરિચય આપતાં કહ્યું કે આ સ્વામીજી યાત્રાસંઘ લઈને કૈલાસયાત્રાએ જઈ રહ્યા છે ત્યારે તે નિશ્વાસ નાંખતો કહેવા લાગ્યો કે બન્ને સાધુ જો આ યાત્રાસંઘના યાત્રીરૂપે આ સમયે યાત્રાએ નીકળ્યા હોત તો કેવું સારું થાત! પણ હવે શું!! "**चिड़िया चुग गई खेत, फिर पछताये होत क्या!!!**" આ પ્રમાણે કહ્યા બાદ તે 'સુકલકડી' અને થાકેલો બંગાળી સાધુ ત્યાંથી વિદાય થયો. આ પછી પાંડેજી અને નરસિંહ સ્વામી મને આજનો દિવસ આ આશ્રમમાં રોકાઈ જવા માટે આગ્રહ કરવા લાગ્યા. હું તે બન્નેને સમજાવવા લાગ્યો કે અત્યારે અહીં રોકાણ કરવું મારા માટે યોગ્ય નથી, કારણ કે અમારા યાત્રાસંઘનો આજનો પડાવ 'સિરખા' ગામમાં કરવાનું પહેલેથી જ નક્કી થઈ ગયું છે. વળી હું આગેવાન છું. કહ્યું છે ને કે 'આગેવાન આંધળો, તેનું કટક કૂવામાં.' આથી

મારે યાત્રાસંઘ સાથે રહેવું જરૂરી છે. પણ હું તમને વચન આપું છું કે કૈલાસયાત્રાએથી પાછા ફરતી વખતે અમે બધા ય યાત્રી અહીં બેચાર દિવસ જરૂર રોકાઈશું અને તમારું આતિથ્ય સ્વીકારીશું. મારી આ વાત સાંભળીને તે બન્ને પ્રસન્ન થયા. ત્યાર પછી તે મને આશ્રમ બતાવવા લાગ્યા. પાકશાળા, કોઠાર વગેરે જોઈને અમે જ્યારે અખંડ ધૂણીવાળા ઓરડામાં દાખલ થયા ત્યારે ત્યાંના શાંત અને પવિત્ર વાતાવરણથી હું ઘણો પ્રભાવિત થઈ ગયો. ડાબા હાથ પરની દિવાલના નીચેના ભાગમાં 'ધૂણી' હતી જે ભસ્મથી ભરેલી જણાઈ. આ ધૂણી તરફ આંગળી ચીંધતા નરસિંહ સ્વામી કહેવા લાગ્યા કે અહીં દર ગુરૂવારે 'સપ્તશતી'ના તથા 'ગીતાજી'ના શ્લોકો દ્વારા હવન કરવામાં આવે છે. ત્યાર પછી અમે પાછળના ઓરડામાં ગયા જ્યાં ધાતુની નટરાજની સુંદર મૂર્તિને ચંદનના લાકડાના કોતરકામવાળા મંદિરમાં બેસારેલી જોતાં હું ભક્તિભાવથી ગદ્ગદ થઈ ગયો. જાણે 'ચિદમ્બરમ્'નું મંદિર મારી આંખો સામે તરવા લાગ્યું. અહીં થોડી ક્ષણ વિતાવ્યા પછી હું શ્રી નારાયણ સ્વામીજીના અધ્યયનના ઓરડામાં આવ્યો. એક દિવાલ પર ભગવાન સૂર્યનારાયણનું રંગીન ને સુંદર ચિત્ર ટિંગાઈ રહ્યું હતું. જાણવા મળ્યું કે સ્વામીજીની આંખો નિર્બળ થઈ જવાથી તે સૂર્યોપાસના કરતા હતા. આ ઓરડામાં ટેબલ, ખુરશી, કાગળ, પેન્સીલ વગેરે જે જે વસ્તુઓ સ્વામીજી વાપરતા હતા તે બધી ય જેમની તેમ સાચવી રાખવામાં આવી હતી. આ બધું જોઈને જાણે એમ જ લાગતું હતું કે અત્યારે સ્વામીજી હયાત છે. ટેબલ પર મૂકેલી હાથીદાંતની શ્રી દત્તાત્રેય ભગવાનની સુંદર મૂર્તિએ મારું ચિત્ત આકર્ષિત કરી લીધું. આ જોઈને શ્રી નરસિંહ સ્વામી કહેવા લાગ્યા કે પૂ. નારાયણ સ્વામીજીને શ્રી દત્ત ભગવાન પ્રતિ શ્રદ્ધા-ભક્તિ હોવાથી માયસોરના એક દત્તભક્તે આ મૂર્તિ ખાસ બનાવરાવીને પૂ. સ્વામીજીને ભેટ આપી હતી. મેં મૂર્તિના ચરણસ્પર્શ કરીને પ્રણામ કર્યા. ત્યાર પછી અમે સ્વામીજીના શયનખંડમાં પ્રવેશ્યા. ત્યાં ચંદનના લાકડાનું નકશીદાર સુંદર મોટું મંદિર-'હરિકૃષ્ણ મંદિર' હતું, જેમાં હાથીદાંતની 'મુરલી મનોહર'ની સુંદર મૂર્તિ બિરાજમાન હતી. નરસિંહ સ્વામી આ વિષે કહેવા લાગ્યા, "માયસોરના મહારાજા સાહેબ શ્રી કૃષ્ણરાજ વાડિયાર બહાદૂરે આ સુંદર મંદિર 'તપોવન-આશ્રમ'વાળી તપસ્વિની શ્રીમતી રુમાદેવીને ભેટ આપ્યું હતું. થોડા દિવસ પછી રુમાદેવીએ તે શ્રી નારાયણ સ્વામીજીને ભેટ આપી દીધું.

બસ ત્યારથી આ મંદિર અહીં જ છે." મેં ત્રિભંગ મૂર્તિને બે હાથ જોડીને પ્રણામ કર્યા. આ ઓરડામાં મેં જોયું કે શ્રી નારાયણ સ્વામીજી જે જે વસ્તુઓ વાપરતા હતા તે બધીને અહીં સંગ્રહ કરવામાં આવી હતી. તેમાં તિબેટી 'થકલમ' (જોડા), દૂરબિન, કેમેરા વગેરે પણ હતા. ત્યાંથી નીકળીને અમે 'અન્નપૂર્ણાલય'માં આવ્યા જ્યાં અખંડ જ્યોતિ ઝળહળી રહી હતી. પાસેના ભાગમાં શ્રી બાલમુકુંદની મૂર્તિ, પૂર્ણકુંભ, શાલગ્રામ વગેરે પધરાવેલાં હતાં. અહીં શ્રી નારાયણ સ્વામીજીનું જૂનું તૈલચિત્ર જોવા મળ્યું. હવે અમે બધા અહીંથી બહાર આવી પથ્થરના પગથિયાં ચડીને વિશાળ અને સુંદર ઉદ્યાનમાં પ્રવેશ્યા. મને આ સ્થાન જાણે 'પૃથ્વી પરનું સ્વર્ગ' લાગ્યું. ઉદ્યાન રંગબેરંગી પુષ્પોથી દીપી રહ્યો હતો. સાત્વિક સુગંધથી આખું વાયુમંડળ મઘમઘી રહ્યું હતું. અહીંથી ચારેબાજુનું દૂરદૂરનું નૈસર્ગિક દૃશ્ય એવું તો અદ્‌ભૂત જણાતું હતું કે જાણે આંખો દ્વારા તેને પીતા જ રહીએ. ઉદ્યાનમાં આવેલું 'શ્રી નારાયણ મંદિર' કુમાઉઁ પ્રદેશની અદ્યતન 'ભવન નિર્માણ કલા'થી શોભતું હતું. તેનો લીલો રંગ પહાડના લીલારંગ સાથે મળી જતો હતો. તેની સામેના વિવિધ રંગી ગુલાબ અને ડહીઆ, ડોલર, ચંપા ને ચમેલી તેમ જ કેટલાંય વિદેશી રંગબેરંગી પુષ્પો વાતાવરણની દિવ્યતા વધારી રહ્યા હતા. તેના પરથી મંદ મંદ વહેતો શીતળ સમીર ચિત્તવૃત્તિને સ્થિર કરવામાં સહાયક થતો હતો. આ મંદિરથી કેટલાક ફૂટ દૂર આવેલા સફરજન, આડૂ, ખુમાની, નાસપતી વગેરેથી નમી પડેલાં ઝાડ શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યાં હતાં. આ બધું જોતાં ચિત્ત પ્રસન્ન થઈ ગયું. ત્યાંથી આગળ વધીને ભવનનો દાદરો ચડી અમે 'સંકીર્તન ભવન'માં આવ્યાં. અહીં વિરાજમાન ભગવાન આદિનારાયણની ચાંદીની સુંદર અને મોટી મૂર્તિનાં દર્શન કરતાં જ મારા હૃદયમાં અત્યાર સુધી દબાયેલો ભક્તિભાવ ફૂટી પડ્યો. આંસુઓ રૂપે તે વહેવા લાગ્યો ને સ્તોત્રરૂપે ગૂંજવા લાગ્યો. ત્યાર પછી હું ધ્યાનમાં ડૂબી ગયો. મને અહીંનું વાતાવરણ ખરેખર અપૂર્વ લાગ્યું. અહીંના અધિષ્ટાતા શ્રી આદિનારાયણની પ્રાણપ્રતિષ્ઠા ઈ. સ. ૧૯૪૦ માં શ્રી નારાયણ સ્વામીના હસ્તે કરવામાં આવી હતી. તે દિવસથી પ્રારંભ કરી હંમેશાં અહીં વિધિપૂર્વક પૂજા–પાઠ તેમ જ ભજન–ધૂન, સત્સંગ વગેરે થતાં રહે છે એ સાંભળીને હું પ્રસન્ન થયો. દર વરસે ઊજવાતા ગુરુપૂર્ણિમા, નવરાત્ર, શિવરાત્રી, રામનવમી, કૃષ્ણ જન્માષ્ટમી વગેરે ઉત્સવોમાં ચારેય બાજુના પહાડી ગામોના અસંખ્ય

ભક્તો અહીં એકત્રિત થાય છે તે સાંભળીને મને એ માટે હર્ષ થયો કે જે પહાડી પ્રદેશમાં વિદેશી મિશનરીઓ પોતાના અડ્ડા જમાવીને બેઠા છે અને મનફાવે તેમ ઈસાઈ ધર્મનો પ્રચાર કરતા રહે છે ત્યાં આપણા મહાન 'સનાતન ધર્મ'નો પણ આવી રીતે પહાડી લોકોના કલ્યાણ માટે પ્રચાર થઈ રહ્યો છે. ( જુઓ ચિત્ર નં.–૪૨ ).

હું આ પવિત્ર સ્થાનના અધિષ્ઠાતા ભગવાનનાં દર્શન કરી, અમારી કૈલાસયાત્રા નિર્વિઘ્ને પૂરી કરવા માટે તેમના આશીર્વાદ માંગી જાણે નૂતન ઉત્સાહ અને આનંદથી છલકાતો એવો આ મંદિરમાંથી નીચે ઊતર્યો. પાસે આશ્રમનું 'ગ્રંથાલય' હતું, જેમાં મેં ઘણી ભાષાઓમાં છપાએલા વિવિધ વિષયોના ઘણા ગ્રંથો જોયા. કૈલાસયાત્રા વિષેનાં બેચાર અંગ્રેજી પુસ્તકો વાંચવાલાયક હતા. અહીંથી બહાર નીકળીને અમે બે નવા ઓરડામાં દાખલ થયા. આશ્રમના આ ઓરડાઓ લાકડાના બનેલા હતા. આ વિષે શ્રી નરસિંહ સ્વામીએ સમજાવ્યું કે આ પહાડી પ્રદેશમાં નવેમ્બરથી લઈને એપ્રીલ સુધી ઘણી જ ઠંડી પડે છે, કેટલીય વાર ભારે હિમપાત પણ થાય છે. તે વખતે આવા લાકડાના ઘરમાં અધિક ઠંડી લાગતી નથી. વળી આ ૯,૦૦૦ ફૂટની ઊંચાઈએ સિમેન્ટ, ઈંટ, સારી જાતના પથ્થરો વગેરે પહોંચાડવા માટે ઘણી વધારે મજૂરી આપવી પડે છે. અહીંના ચારેયબાજુના પહાડી–પ્રદેશમાં અસંખ્ય મોટાં મોટાં ઝાડ હોવાથી તેનાં સૂકાં લાકડાં ઘણી સસ્તી કિંમતમાં જલદી મળે છે અને તેને પહોંચાડવાની મજૂરી પણ ઓછી પડે છે.

અમે હવે અહીંથી બહાર નીકળીને આશ્રમના બગીચામાં થઈ 'મધુમક્ષિકા પાલનગૃહ'માં આવ્યા. અહીં લાકડાની નાનીમોટી પચાસ પેટીઓ હતી જેમાં મધમાખોનો ઉછેર કરીને તેના દ્વારા મધ એકઠું કરાતું હતું. આ વિષે હું જાણતો હતો જેથી મેં પૂછપરછ કરી નહીં. અહીંથી નીકળી અમે આશ્રમની પાસે આવેલી નાનકડી ટેકરી પરના 'શૂન્યતા' નામના 'ધ્યાનમંદિર'માં આવ્યા. (જુઓ ચિત્ર નં–૪૫). આ રમ્ય સ્થાન મને યોગસાધનાને ઘણું અનુકૂળ લાગ્યું. એવું સાંભળવા મળ્યું કે અહીં શ્રી નારાયણ સ્વામીજી હંમેશાં જપ અને ધ્યાન કર્યા કરતા હતા. ચારેબાજુનું પ્રાકૃતિક દૃશ્ય અનુપમ હતું, સાધકના ચંચળ ચિત્તને થોડીવારમાં જ સ્થિર કરી નાંખે તેવું હતું. અહીં બેસીને ધ્યાનમાં ડૂબી જવાની મારી ઇચ્છા તો થઈ આવી પણ મારે આજે 'સિરખા' ગામે

પહોંચવાનું હતું જેથી અમે અહીંથી નીકળીને આશ્રમના કાર્યાલયમાં આવ્યા. મારા કમંડલૂમાં 'સોસા' ગામના કલ્યાણસિંહની દુકાનેથી ખરીદેલું ગાયનું જે શુદ્ધ ઘી ભર્યું હતું તે રસ્તામાં ક્યાંય ઢોળાઈ ન જાય તે માટે તેને ગરમ કરાવીને ટીનના ડબામાં પેક કરાવી લીધું. ત્યાર પછી તે બધા આશ્રમવાસીઓનો હું ઘણો આભાર માનતો અને 'નારાયણ....નારાયણ....'ના પવિત્ર નામોનો ઉચ્ચાર કરતો કરતો આશ્રમની પાછળની પગદંડી પકડી 'સિરખા' તરફ ચાલી નીકળ્યો.

શ્રી નરસિંહસ્વામી મને થોડે દૂર સુધી વળાવવા આવ્યા કારણ કે અતિથિ પ્રત્યે આવો સદ્‌વર્તાવ રાખવો તે આશ્રમની પ્રથા હતી. રસ્તામાં ચાલતાં તેમણે મને કહ્યું કે આ પગદંડી ઘણી 'ઉબડખાબડ' અને કેટલીક જગાએ તૂટેલી હતી. તેના પરથી ચાલવું ઘણું જ કષ્ટદાયક હતું. આથી સ્વામીજીના 'સોસા' ગામના ભક્ત શ્રી વિશાળસિંહે ૩,૦૦૦] રૂપિયા ખર્ચીને આ રસ્તો બનાવરાવ્યો છે. ધાર્મિક વાતચીત કરતા કરતા અમે થોડે દૂર ગયા બાદ એક વૃક્ષ નીચે થોડું ઊભા રહ્યા. અહીંથી શ્રી નરસિંહસ્વામી આશ્રમ તરફ પાછા ફર્યા જ્યારે હું પહાડ તરફના તે રસ્તે આગળ વધ્યો. લગભગ પોણો માઈલ ગયા બાદ હું એક ઝરણા પાસે થઈને પહાડની ટોચે પહોંચ્યો, જ્યાં પથ્થરોની તૂટેલી દીવાલ જોવામાં આવી. અહીંથી પાછળના ભાગમાં દેખાતાં દૂરદૂરના પહાડોનું દશ્ય મનોહર હતું. થોડીવારે હું આગળ વધ્યો. રસ્તામાં દેવદારનાં ઘણાં વૃક્ષો આવ્યાં. એક ઝરણાં પર લાકડાનો નાનો પુલ જોયો. તેની પાસે લાકડાનું નવું ઘર બંધાઈ રહ્યું હતું. (જુઓ ચિત્ર નં.-૪૬). અહીંથી જમણા હાથ પરના દૂરના નીચાણવાળા ભાગમાં 'રુંગ' નામનું ગામડું દેખાઈ રહ્યું હતું. અહીંથી 'નતનગઢ' લગભગ અડધો માઈલ તો દૂર હશે! હવે અહીંથી સીધું ઉતરાણ શરૂ થયું. ડગલે ને પગલે ઘણી સાવધાની રાખવી પડતી હતી. વરસાદને લીધે રસ્તો ચીકણો અને કાદવવાળો થઈ ગયો હતો. રસ્તામાં ઘણી પહાડી ગાયો ચરી રહી હતી. પાસે જ એક ગોવાળીઓ બેઠોબેઠો ઊનની દોરી વણી રહ્યો હતો. મને જોઈને તેણે 'નમો નારાયણ' કહેતા મારા તરફ પોતાના હાથ જોડ્યા. મેં તેના જવાબમાં જ્યારે 'નારાયણ....નારાયણ....' કહેતાં તેને આશીર્વાદ આપ્યા ત્યારે તે ઘણો ખુશી થઈ ગયો. અહીંથી હવે હું 'નારાયણ ઓમ્ ઓમ્'ની ધૂન ગાતો ગાતો આગળ વધવા લાગ્યો. આખો ઉતરાણનો રસ્તો ઊતરી લાકડાના નાના પુલ પર થઈને જ્યારે હું

'સિરદંગ' નામના ગામડામાં પહોંચ્યો ત્યારે મને કૈલાસયાત્રા માર્ગનું આ બીજું ભોટિયા ગામ જોઈને આનંદ થયો. આજે આકાશ સ્વચ્છ હોવાથી ગામડાના કેટલાંક ભોટિયા નરનારી પોતપોતાના ઘરના આંગણામાં એકઠા થઈ ને ઘઉંની ડૂંડિયોમાંથી ઘઉં બહાર કાઢી રહ્યા હતા. આ માટે કેટલીક મહિલાઓ હાથમાં લાકડાના ' દબલા ' (ધોકા) લઈ ને ઘઉંની ડૂંડિયો પર ધીરેધીરે મારી રહી હતી તો કેટલાક પુરુષ હાથમાં કોરડા (ચાબુક) લઈ ને ડુંડીઓ પર પછાડી રહ્યા હતા. થોડી મહિલાઓ ફોતરાંવાળા દાણાં ભરેલાં સૂપડાં હાથમાં લઈને તેને હલાવતા હલાવતા ઉપણી રહ્યાં હતાં જેથી પવનને લીધે દાણાં અને ફોતરાં અલગ અલગ થઈ રહ્યાં હતાં. સમતલ ભૂમિવાળા પ્રદેશમાં અનાજની ઉપણી પહેલાં તેના પર બળદગાડું કે બળદ ફેરવાની જે પ્રથા છે તેવી પ્રથા આ પહાડી પ્રદેશમાં નથી. આવી ઊંચીનીચી ભૂમિમાં ગાડાં ચાલી પણ ન શકે. એટલે જ આવી પ્રથાથી અહીંના લોકો અજાણુ હશે એમ મને લાગ્યું. આથી આ લોકો ઝાડની છાલમાંથી બનાવેલા કોરડાઓનો આ માટે ઉપયોગ કરે છે. મેં ' સિરદંગ ' ગામમાં ઊભા રહીને આ ઉપણી કાર્યને થોડા વખત સુધી જોયા કર્યું. મને અહીં આવી રીતે ઉભેલો જોઈ ને સામેના ઘરના આંગણામાં ખેલી રહેલો બાળક ઓચિંતો ઉભો થઈને મારા તરફ તાળીઓ પાડતો પાડતો આનંદવિભોર થઈ ને બોલવા લાગ્યો, ' ટુલકુ લામા, ટુલકુ લામા.' આ સાંભળીને મને ઘણી નવાઈ લાગી. મને થયું કે આ નાનકડો પહાડી ભટુરિયો તિબેટના પવિત્ર અવતારીપુરુષ ' ટુલકુ લામા 'નું નામ તે ક્યાંથી બોલતા શીખ્યો હશે! ' સિરદંગ ' ગામના મોટા ભાગના સ્ત્રી–પુરુષોની ઝીણી ઝીણી આંખો અને પાતળા નાના નાકવાળા ' મંગોલ ' જેવા ચહેરા જોઈને મને ઘણું આશ્ચર્ય થયું. આ વિષેનું હું કોઈ કારણ શોધી શક્યો નહીં. *૧

---

*૧ ઈતિહાસના એક પ્રોફેસરે મને આ વિષે એવું કહ્યું હતું કે કેટલાક વર્ષો પહેલાં મંગોલ જાતિના લોકોની સત્તા હિમાલયના કેટલાક ભાગ પર હતી. તિબેટના રાજા ' સાહ્-ચન-સગ્મ-પો ' (ઈ. સ. ૬૨૯–૬૪૯) એ સમ્રાટ હર્ષવર્ધનના મૃત્યુ પછી હિમાલયના કેટલાક ભાગ પર આક્રમણ કરીને તેને પોતાને તાબે કરી લીધો હતો. ભારતીય ભૂગોળશાસ્ત્રી ડૉ. ઈતનાનું એવું કહેવું છે કે ઉત્તરભારતના રહેવાશી ' ગુજ્જર ' ભરવાડો ૧૪ મી શતાબ્દિમાં રશિયાના ' જોર્જીયા ' નામના સ્થાનમાંથી આવ્યા હતા. તૈમૂર લંગડાના વિજય બાદ આ લોકો ભારતમાં આવ્યા હતા એવું ઈતિહાસકારોનું માનવું છે.

અહીંથી આગળ વધી એક ઊંચાણવાળા ભાગપરની આ ગામની શાળામાં હું આવી પહોંચ્યો. તે વખતે રજાના દિવસો હોવાથી શાળા બંધ હતી. તેના કંપાઉન્ડમાં જંગલી ઘાસ ઉગ્યું હતું અને થોડા જંગલી ફૂલો છોડ પર ઝૂલતા હતા. આ વિદ્યામંદિર હતું તો સુંદર પણ અસ્વચ્છતા અને બેદરકારી સ્પષ્ટ જણાઈ રહ્યા હતા. અહીંથી બહાર નીકળી ડાબા હાથ તરફની પગદંડી પકડીને આગળ વધતાં રસ્તામાં લહેરાતાં ધાન્યના લીલાછમ ખેતરો જાણે જોનારના હૃદયને ય લીલુંછમ કરી નાંખતા હતા. આ ખેતરને શેઢે શેઢે આગળ વધતો હું થોડીવારે 'સિરખા' ગામમાં આવી પહોંચ્યો (જુઓ ચિત્ર નં. ૬૧). સિરદંગથી સિરખા લગભગ અડધો માઈલ દૂર હશે એવું મને લાગ્યું. અહીં આવીને મેં જોયું કે ગામના ઘણાં ભોટિયા સ્ત્રી–પુરુષ પોતપોતાના ઘરની સામે બેસીને અનાજ સાફ–સૂફ કરી રહ્યાં હતાં. આ દિવસોમાં આ લોકો અનાજ સાફસૂફ કરી તૈયાર કરીને તેને તિબેટની બજારમાં વેચવા માટે લઈ જાય છે. ભોટિઆ લોકોનું આ સિરખા ગામ મને સોસા ગામ જેવડું મોટું લાગ્યું. ગામના પથરાળ અને ગંદકીભર્યાં રસ્તે થઈને જ્યારે હું 'મિલનસભા' ( ધર્મશાળા ) માં આવી પહોંચ્યો કે તરત જ વરસાદ શરૂ થઈ ગયો. જો મને અહીં આવવામાં થોડો પણ વિલંબ થયો હોત તો હું સમૂળો ભીંજાઈ ગયો હોત. ધર્મશાળામાં દાખલ થઈને અંદરના ઓરડામાં નજર નાંખતા અમારા યાત્રાસંઘના દામજીભાઈ, ખાખીબાવા, જયંતીભાઈ અને રાજદેવ થાકીને જમીન પર લાંબા થઈ આડાઅવળા પડ્યા હતા. તેમના અહીંના આગમન વિષે પૂછતાં માલૂમ પડ્યું કે તે બધા તિથલકોટ અને સિરદંગ થઈને ૧૦ મિનિટ પહેલાં જ અહીં આવી પહોંચ્યા હતા. મેં મારી ઘડિયાળમાં જોયું તો ૨ કલાક ૪૦ મિનિટ થઈ હતી.

ધર્મશાળાના ઓરડાની ખુલ્લી બારી પાસે હું બેસી ગયો કારણકે અહીં ઉજાસ હતો અને વરસાદની વાછળ આવતી ન હતી. વળી આ જગા સ્વચ્છ હતી. મેં અહીં ટુવાલ પાથર્યો અને 'હે રામ' કહેતો તેના પર લાંબો થયો. આજે હું પણ લાંબી મઝલથી થાકી ગયો હતો. શરીરના 'સ્ક્રૂ' જાણે ઢીલા પડી ગયા હતા. થોડી વાર વિશ્રામ લીધા બાદ યાત્રીઓ તરફ પડખું ફેરવીને નજર નાંખી તો હજી બધા જાગી રહ્યા હતા. આથી મેં તે લોકોને પૂછ્યું, "તમારામાંથી કોઈ ને

'નારાયણ આશ્રમ' જોવાની પણ ઇચ્છા ન થઈ? ત્રણેક માઈલ વધારે ચાલી નાંખ્યું હોત તો તેમાં શું 'ખાટુંમોળું' થઈ ગયું હોત." મારી આ વાત સાંભળીને રાજદેવ ધીમે અવાજે બોલી ઊઠ્યા, "શું આવે, આ પંગુની ચડાઈએ તો કેડના મંકોડા ઢીલા કરી નાંખ્યા છે. બાપાની દયા કહો કે હેમખેમ અહીં સુધી પહોંચ્યા." આ 'વાણી' સાંભળીને હું સમજી ગયો કે હજી સુધી આ બધા યાત્રીઓનો થાક જોઈએ તેટલો ઊતર્યો નથી, માટે તેઓને આ બાબતમાં વધારે છંછેડવામાં માલ નથી. હું ચૂપ થયો એટલે સામેના ખૂણામાં ટૂંટિયું વાળીને સૂતેલા ખાખીબાવાનો ગણગણાટ સંભળાયો, :—

"जिन खोजा तिन पाइया, गहरे पानी पैठ ।
मैं मूरख डूबन डरी, रही किनारे बैठ ॥"

ખાખીબાવાની આ વાણી સમયોચિત અને ઉપદેશાત્મક હતી એટલે મારાથી 'વાહ વાહ' બોલાઈ જવાયું. થોડીવાર સુધી ઓરડાનું વાતાવરણ એકદમ શાંત થઈ ગયું, જાણે બધા યાત્રીઓ સૂતા સૂતા એ દોહરા પર ચિંતન કરતાં ન હોય! પાંચેક મિનિટ બાદ રાજદેવ મારા તરફ જોઈને પૂછવા લાગ્યા, "નારાયણ આશ્રમના શું સમાચાર છે?" મેં કહ્યું, "સાંભળવામાં કાંઈ લાભ નથી, નકામો જીવને બળાપો થશે." આ સાંભળી જયંતીભાઈ બોલ્યા, "હવે એવું થશે તો જોયું જાશે, તમ-તમારે કહી નાંખોને જે હોય તે." એટલામાં તો દામજીભાઈએ પડખું ફેરવ્યું અને કહેવા લાગ્યા, "સ્વામીજી! એવા ઢંગથી કહેજો કે દિલમાં ફડકો ન બેસી જાય, હો." આ સાંભળીને બધા એકસાથે એવા તો જોરથી હસી પડ્યા જાણે પાનખરઋતુના સૂકાઈ ગયેલા પાનવાળા મોટા ઝાડ પર ઓચિંતો પવનનો ઝપાટો આવતાં ખડ....ખડ....કરતાં પાન જમીન પર ખરવા માંડ્યા. થોડી વારે બધા શાંત થયા એટલે હું કહેવા લાગ્યો, 'નારાયણ આશ્રમમાં બે બંગાળી સાધુઓ ઊતર્યા છે. તેમાંના એક સાથે મારે વાત થઈ. તે બન્ને કૈલાસ યાત્રાએ નીકળ્યા હતા. રસ્તામાં બિમાર પડી જવાથી ઇચ્છા ન હોવા છતાં ય તે બન્નેને 'ગઢે હાથ દઈને પાછું ફરવું પડ્યું.' હજી ય તેઓની તબિયત જોઈએ તેવી સુધરી નથી." બોલતા બોલતા હું થોડું અટક્યો ત્યાં તો સાંભળવા આધીરા થઈ ગયેલા રાજદેવ બોલી ઊઠ્યા, "એ બધું તો ઠીક, પણ

ચીનાઓના શું સમાચાર છે ?" હું કહેવા લાગ્યો, "તે બંગાળી સાધુએ કહ્યું કે હજી 'લીપુ-લા' પર ઘણો બરફ છે. મહા મુશ્કેલીએ રસ્તો પાર કર્યો. ડર તો હતો કે ચીનાઓ કંઈક હેરાનગતિ કરશે, પણ તેઓએ આવું કાંઈ કર્યું નહીં." આ સાંભળીને બધાનાં ઊંચા થઈ ગયેલા જીવ 'હેઠા બેઠા'. ખાખીબાવા પડખું ફેરવતા કહેવા લાગ્યા, "ઉન ચીનિયોંકા કોઈ વિશ્વાસ નહીં. વે લોગ બોલે કુછ ઔર કરે કુછ. ચૂહે ખાને વાલે લોગ ચૂહે જૈસે હી અવગુનવાલે હોતે હૈં, સાલે ફૂંક માર માર કર લોગોંકો કાટતે રહતે હૈં. ઈસલિયે ભઈઆ, સાવધાન હોકર રામભરોસે ચલના હી અચ્છા હૈ". ખાખીબાવાની વાત સાંભળીને બધા યાત્રી જાણે 'ઠંડાગાર' થઈ ગયા. થોડીવાર સુધી તો ન કોઈ બોલ્યું કે ન હલ્યુંચલ્યું. એટલામાં તો કમર પર હાથનો ટેકો રાખતા થાકેલા ચહેરાવાળા ને ધ્રૂજતા પગવાળા બે યાત્રી, જગુભાઈ અને ગોળવાળા ઓરડામાં પ્રવેશ્યા. સૂતેલા યાત્રીઓ તરફ મોઢું બગાડતા તે લોકો ખૂણામાં ધડાધડ લાકડીઓ ફેંકવા લાગ્યા, 'રેઈન-કોટ'ને બારણા પર ઊંધાચત્તા લટકાવ્યા અને જોડા કાઢીને દૂર હડસેલ્યા. બારી પાસેના ખૂણામાં જગા ખાલી હતી અને ત્યાં શણની બે ખાલી ગૂણો પાથરી રાખી હતી જેથી ત્યાં જઈને 'ધબોધબ' બેસી ગયા. આ જોઈને અમે બધા સમજી ગયા કે આજે આ બન્ને 'વાલીડા' કેટલા થાકી ગયા છે. આવતાની સાથે જ તેમને 'વતાવવા' તે ઠીક લાગ્યું નહિ, જેથી અમે ચૂપ જ રહ્યા.

બહાર વરસાદ વરસી રહ્યો હતો. ધીમે ધીમે તેની માત્રા વધવા લાગી. હિમાચ્છાદિત પર્વતો પર થઈને અમારી તરફ વહી રહેલા વાયુએ જોતા જોતામાં તો ઘણું જ ઠંડું વાતાવરણ કરી નાંખ્યું એટલે યાત્રીઓ પોતાની પાસે જે કાંઈ ગરમવસ્ત્ર સુરક્ષિત હતા તે કાઢી કાઢીને પહેરવા લાગ્યા. સારાં સારાં બીજા બધાં ગરમવસ્ત્રો તો એ સામાનમાં બાંધ્યા હતા જેને મજૂરો ઊંચકીને હજી લાવ્યા ન હતા. લગભગ અડધા કલાક બાદ વરસાદ બંધ પડ્યો. ઠંડા પવનની ગતિ પણ ઓછી થઈ ગઈ. એટલામાં આમારી પાસે બેઠેલો એક ભોટિયા યુવક પર્વતો તરફ આંગળી ચીંધતો મને કહેવા લાગ્યો, "સ્વામીજી! સામે તો જુઓ, થોડી જ વારમાં ત્યાં કેટલો બધો બરફ પડી ગયો." મેં તે દિશામાં દૃષ્ટિ ફરી તો દેખતો જ રહી ગયો. અડધા કલાક પહેલાં જે જે

પર્વતોએ કેવળ બરફના મુકુટ જ ધારણ કર્યા હતા તે બધા અત્યારે જાણે બરફના ધાબળાથી આખું શરીર વીંટાળીને 'ગુપચુપ' બેઠા હતા. તેની ચારેબાજુનું દૃશ્ય અનુપમ હતું. 'દૂરબીન' વડે તેના આ સૌંદર્યને નિહાળવાનો મોહ હું રોકી શક્યો નહીં જેથી મેં મારા થેલામાંથી દૂરબીન કાઢીને તેને આંખો પર બરાબર ગોઠવી તેમાંથી પર્વતો તરફ દૃષ્ટિ કેન્દ્રિત કરી. આહાહા! શું અદ્ભુત શોભા છે આ તુષારાચ્છન્ન પર્વતપંક્તિની! જાણે હું તે પર્વતમાળાની સન્નિકટ જ દિગ્મૂઢ થઈને ઊભો ન હોઉં! આ જોઈને મને ઠંડીનો અનુભવ થવા લાગ્યો. મારું આખું શરીર થરથર કાંપવા લાગ્યું. હાથમાં પકડેલું દૂરબીન પણ ધ્રૂજવા લાગ્યું. મારી પાસે બેઠેલા યાત્રીઓની પણ ઇચ્છા દૂરબીન વડે હિમગિરિમાળાનું દૃશ્ય જોવાની થઈ આવતાં મેં વારાફરતી તે બધાને તેનો લાભ આપવો શરૂ કર્યો. આ જોઈ બધા આનંદમાં આવી ગયા. આ બધો 'હો હા' સાંભળીને ધર્મશાળાની નીચે રહેતું ભોટિયા કુટુંબ ઉપર આવ્યું. મેં તે પરિવારના પુરુષ, સ્ત્રી અને બાળકોને પણ દૂરબીન વડે દૂરદૂરના પહાડોનું દૃશ્ય દેખાડયું. એક હસમુખો છોકરો બોલી ઊઠયો, "અરે, આ દૂરબીનથી જોવાથી મને તો એમ જ લાગ્યું કે ચપટી વગાડતાં જ જાણે હું ત્યાં બરફની પાસે પહોંચી ગયો છું. મનમાં ભય થયો કે જો કોઈ મારી પાસેથી આ દૂરબીન ખેંચી લે તો હું એટલે દૂરથી મારા ઘેર પાછો કયારે પહોંચી શકું!' છોકરાની વાત સાંભળીને રાજદેવ હસતા હસતા કહેવા લાગ્યા, "આ ખરો 'રેઢીયાર' છે હો. આપણાં શહેરના છોકરાંને પણ 'ટપી જાયુ' એવો છે." આ સાંભળી બધા યાત્રી હસી પડ્યા.

હજી ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો. હું અને દામજીભાઈ છત્રી લઈને આ સિરખા ગામની બજાર જોવા નીકળ્યા. ધર્મશાળાની પશ્ચિમ દિશામાં પાસે જ ગ્રામશાળાનું મકાન હતું. તેના બહારના ભાગમાં લાકડાના બે થાંભલા જમીનમાં ખોડ્યા હતા અને તેના પર 'વૉલીબૉલ' રમવા માટેની જાળી બાંધેલી હતી. દૂરના આ પહાડોની શાળામાં પણ આવી વિદેશી રમતોએ પગપેસારો કરી દીધો છે એ જોઈને મને ઘણી નવાઈ લાગી. વળી પાછું પેલું વાક્ય યાદ આવી ગયું કે "ભારતમાંથી અંગ્રેજો તો ગયા પણ હજી સુધી અંગ્રેજીયત ગઈ નથી." મને થયું કે 'કુમળાં ઝાડ વાળ્યાં તેમ વળે' એ કહેવત

અનુસાર પહાડોની શાળાઓના કુમળા માનસ ધરાવતા બાળકોને જો શરૂઆતથી જ દેશપ્રેમ અને ભારતીય સંસ્કૃતિનું જ્ઞાન આપવામાં આવે તો તે બધા બાળકો મોટા થઈને સાચા દેશભકતો બની શકે.

ધર્મશાળાની નીચેના ભાગમાં બે ઓરડા હતા જેમાંના એકમાં ભોટિયા કુટુંબ રહેતું હતું જ્યારે બીજો ખાલી હતો. ધર્મશાળાના પગથિયાં ઊતરીને રસ્તાની સામેની બાજુ પરના મકાનની નીચે બે દુકાન હતી. જમણા હાથ પરની દુકાન ભૈરોસિંહ ભોટિયાની હતી ને અનાજ, ગોળ, ઘી, સાકર, ચા, કાપડ, સાબૂ, છત્તરી, તેલ વગેરે વસ્તુઓ વેચાતી મળતી હતી. ભૈરોસિંહ ભોટિયા આ ગામનો પોસ્ટમાસ્તર હોવાથી તે પોતાની દુકાનમાં ટિકિટ, પોસ્ટકાર્ડ, કવર વગેરે પણ વેચતો હતો. તેની દુકાનના એક ખૂણામાં નાનું ત્રાજવું, ટિકિટ પર પાડવાની મહોર અને કાળી શાહીનું પેડ, નાનો દીવો અને લાખની લગડી વગેરે પોસ્ટ ઑફીસની વસ્તુઓ પડેલી હતી. આ તરફના પહાડોમાં ગામની મોટી દુકાનના પ્રમાણિક માલીકને સરકાર તરફથી પોસ્ટમાસ્તરનો કાર્યભાર સોંપવામાં આવે છે. આ કાર્ય માટે ભારત સરકારના 'પોસ્ટ વિભાગ' તરફથી તેને દર મહિને ૧૦) રૂપિયાથી લઈને ૨૦) રૂપિયા સુધીનો જે કાંઈ ઠરાવેલો પગાર હોય તે મળે છે. અમે બન્ને યાત્રી ભૈરોસિંહની દુકાન પાસે થઈને ગામમાં આગળ વધ્યા. રસ્તાની જમણી બાજુએ બે જળધારાઓ જોવામાં આવી જેને પાકા ચણેલા ઓરડામાં થઈને બહાર કાઢવામાં આવી હતી. આ ઓરડાની જળધારાનો ઉપયોગ ગામના લોકો સ્નાન કરવા અને કપડા ધોવા માટે કરી રહ્યા હતા. ત્રીજી જળધારા બહારના ભાગમાં હતી જેનો ઉપયોગ કેવળ પાણી ભરવા માટે કરવામાં આવતો હતો. આ ત્રણે ય જળધારાનું જળ સ્વચ્છ જણાયું, પણ ત્યાં આસ-પાસમાં સ્વચ્છતાનો અભાવ જોવા મળ્યો. અહીંથી આગળ વધતાં રસ્તામાં બેત્રણ દુકાનો જોવા મળી. અમે એક ફર્લાંગ ઉપર તરફ ચાલીને પહાડ પરની ગ્રામોદ્યોગ શાળામાં આવ્યા. અહીં ગામના કેટલાક સ્ત્રી-પુરુષ અને બાળકો ગલીચા બનાવવાનું, આસન ગૂંથવાનું, ઊન કાંતવાનું, શાલ, ધાબળા અને ચુટકા વણવાનું વગેરે કામ કરી રહ્યા હતા. મને જાણવા મળ્યું કે આ બધી વસ્તુઓ બનાવવાનું અહીં શીખવવામાં આવે છે. મેં અહીં ઊંચી કિંમતની શાલ અને ધાબળા તથા ઊનના વસ્ત્રો વગેરે જોયાં. આ વસ્તુઓ ટકાઉ અને સસ્તી હતી. ઊનના રંગીન વસ્ત્રો પણ

વેચાતાં હતાં. ભારત સરકાર દ્વારા પહાડી-પ્રદેશના લોકોને આવા ગૃહઉદ્યોગો શીખવીને તથા તેઓની પાસેથી ઊનની આવી વસ્તુઓ બનાવરાવીને તેને 'રોજીરોટી' અપાય છે તે જોઈને મારું ચિત્ત પ્રસન્ન થઈ ગયું. મને પણ થયું કે લાવને અહીં થોડા મહિના રહીને આ બધું શીખી લઉં અને બીજા પ્રાંતોમાં જઈને ત્યાંના ગરીબ લોકોને આ કળા શીખવી તેનું આર્થિક તેમજ સામાજિક ઉત્થાન કરું!

'સિરખા' ગામની ચારેબાજુના લીલાછમ પહાડો અને તેના પર જાણે લીલી ધજાઓવાળા સ્તંભો ખોડ્યા હોય તેવા વૃક્ષો ખરેખર દર્શનીય હતા. ગામની શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યા હતા. આ બધું ગામની બહારનું પ્રાકૃતિક દૃશ્ય તો મનોહર હતું, પણ કૈલાસયાત્રાના માર્ગમાં અત્યારસુધીમાં જોવામાં આવેલા ગામો કરતાં આ ગામ ગંદકી બાબતમાં સૌને 'ટપી જાય' તેવું જણાયું. કદાચ આ ગામના લોકોના કાન સુધી 'સ્વચ્છતા' જેવો કોઈ શબ્દ પહોંચ્યો નહીં હોય અથવા એમ કહીએ કે અહીં 'અસ્વચ્છતા' જેવી કોઈ ચીજ આ લોકોને દેખાતી નહીં હોય! આ ગામમાં માખીઓની પણ 'બોલબાલા' હતી. ખાદ્ય સામગ્રી હોય કે પછી અખાદ્ય સામગ્રી હોય, પણ બધી ય જગાએ આ માખીઓ સપરિવાર જોવામાં આવતી હતી. ભયંકર રોગોને એક જગાએથી અન્ય જગાએ લઈ જનાર 'માનવજાતનો મહાન શત્રુ' એવી આ માખીઓથી જાણે ગામના લોકોના 'પેટમાં પાણી ય હલતું ન હોય' તેમ જણાતું હતું. આ વિષે સાવચેત રહેવા માટે જ્યારે મેં આ ગામના કેટલાક સ્ત્રી-પુરુષોને જણાવ્યું તો મને જવાબ મળ્યો કે "ઈ તો ચાલ્યા જ કરે. આવી બધી ચિંતા કરતા રહીએ તો જીવીએ કેમ." આ સાંભળીને મને દુઃખ થયું. ઉપદેશ સિવાય મારી પાસે બીજું એવું કાંઈ અસરકારક હતું શું તે હું આ લોકોને આપી દઉં! આથી મેં ચૂપ રહેવામાં જ બુદ્ધિકૌશલ સમજ્યું.

હું અને દામજીભાઈ આ ગામ જોઈને ધર્મશાળામાં પાછા ફર્યા તે દરમિયાન ખાખીબાવાએ બધા યાત્રીઓ માટે રસોઈ તૈયાર કરી નાંખી હતી. ધર્મશાળાની નીચેના ઓરડામાં ઊતરેલા અમારા મજૂરો રોટલા શેકતા શેકતા એકબીજાની ઠઠ્ઠામશ્કરી કરીને ખડખડાટ હસી રહ્યા હતા. આવા કઠિન ચડાણ ને ઉતરાણમાં પોતાની પીઠ પર ભારે બોજો

ઊંચકીને થાકયાપાકયા પડાવે પહોંચેલા બિચારા મજૂરો જો આ પ્રમાણે આનંદના ફુવારા ઉડાડી મન પરનો બોજો હલકો ન કરે તો કરે શું? જીવનોપયોગી અતિ અલ્પ વસ્તુ હોવા છતાં ય આ પ્રમાણે આનંદ વહેવરાવવો એ શું નાનીસૂની વાત છે? ધનપતિઓને પૂછો તો ખરા કે શું તમે કયારે ય આવો નિર્દોષ આનંદ ઊભરાવ્યો છે કે પછી આવા લોકોને નિહાળવાની કયારે ય તસ્દી લીધી છે? ખેર, આ વાત હાલ તુરત જવા દઉં છું.

ભગવાનની સાયંઆરતી, સ્તુતિ વગેરે નિત્યકર્મ પતાવીને બધા યાત્રીઓ રાતનું 'વાળુ' કરવા બેઠા. 'ભોજન' શબ્દની જગાએ આ 'વાળુ' શબ્દ હું એટલા માટે વાપરું છું કે આવા પહાડી પ્રદેશના યાત્રાવર્ણનમાં આ શબ્દ કંઈક વધારે અસર ઉત્પન્ન કરે છે. આજે મારા માટે ખાખીબાવાએ 'ફલાહાર'માં શિંગોડાના લોટની ટિક્કડીઓ અને બટેટાનું શાક બનાવ્યું હતું. આથી બધાની સાથે બેસીને હું પણ 'પેટ-પૂજા' કરવા લાગ્યો. આજના હાડકાં ફૂણાં કરી નાખે તેવા કઠિન ચડાણ-ઉતરાણથી થાકીને 'લાબરા જેવા' થઈ ગયેલા બધા જીવો હંમેશાં કરતાં આજે વધારે ભૂખ્યા થયા હતા જેથી મૂંગા મૂંગા 'ચપાચપ' જમવા મંડી પડ્યા. જ્યારે બધાનું અડધું પેટ ભરાણું એટલે બધા પોતપોતાની જીભના ઘોડા છોડવા લાગ્યા. આજે બધાનું લક્ષ્ય ગોળવાળા (ભગતજી) હતા. રસોઈ પીરસી રહેલા ખાખીબાવા તરફ આંખ મીંચતા રાજદેવે વ્યંગબાણ છોડ્યા, "આજે ભગતજીને ખૂબ ખવરાવજો હો. અહીં પહોંચતા પહોંચતા તો એ બિચારાની તંગડી ઢીલી થઈ ગઈ છે. ભલે ના ના કહે તો પણ તેને પીરસતા રહો. એ ઘણા શરમાળ છે. આમ ને આમ શરમના માર્યા કાંઈ નહીં ખાવાથી એનું પેટ તો જુઓ, કેટલું અંદર ઘુસી ગયું છે! ઘરમાં પણ એ આવી રીતે શરમાતા શરમાતા ફક્ત દસબાર રોટલીઓ ખાઈને ઊભા થઈ જાય છે." આમ કહેતા કહેતા તો તે હસવા લાગ્યા. આ વ્યંગવાણી સમજી જવાથી બીજા બધા યાત્રીઓ પણ હસવા લાગ્યા. હવે ધીમું હસી રહેલા ભગતજી બોલ્યા વિના રહી શકયા નહીં. પોતાના શરીર પરના કેટલાંક ગરમ વસ્ત્રોને એક પછી એક ગણી બતાવતા તે રાજદેવને કહેવા લાગ્યા, "એસ.

એમ! આજે તો એટલાં બધાં વસ્ત્ર ચડાવ્યાં છે કે કાંઈ પણ ન ખાધું હોય તો યે પેટ 'ઢમઢોલ' લાગે, શું સમજ્યા?" આ સાંભળીને ખાખીબાવા કહેવા લાગ્યા, "ભગતજી! યહાં પર તો તુમ સબકે સામને શર્માતે હો લેકિન રાસ્તેમેં ચલતે સમય તો તુમ 'ચપાચપ' ચઢાતે રહતે હો, ક્યું જી?" આમ કહેતા કહેતા ખાખીબાવા પોતાના હાથોને વારાફરતી મુખ પાસે લઈ જતાં જાણે જમી રહ્યા હોય તેવો અભિનય કરવા લાગ્યા. ખાખીબાવાનો કહેવાનો ભાવાર્થ એ હતો કે ભગતજી રસ્તામાં ચાલતા ચાલતા લાગ જોઈને સૂકો મેવો, મીઠાઈ વગેરે ચાવતાં રહે છે. તેમનો આવો અભિનય જોઈને રાજદેવે મોઢું ભારે રાખતા કહી નાંખ્યું, "બાબાજી, વહ તો સીર્ફ 'બાલભોગ' ચડાતા હૈ." આ સાંભળતાં બધા ખડખડાટ હસી પડ્યા. જાણે વાતાવરણમાં તાજગી આવી ગઈ. હવે તો ભગતજી પણ પરાણે પરાણે હસવા લાગ્યા. થોડી વારે તેણે રાજદેવ તરફ હાથ હલાવતા કહેવા માંડયું, "આજે તમે વળી ક્યાં આ બધાની સામે મારી 'ફીલમ' ઊતારવા મંડી પડ્યા છો." આ વખતે મેં ગોળવાળા ભગતજીને ધીમે રહીને પૂછી નાંખ્યું, "હેં ભગતજી! ત્યારે તો તમે દિવસે 'બાળભોગ' અને રાતે 'વૃદ્ધભોગ' (છાનામાના લાડૂપેંડા આરોગવા તે) પણ ચડાવતા હશો, કેમ?" આ 'વૃદ્ધભોગ'ની વાત નીકળતાં વળી પાછા બધા યાત્રીઓ હસવા માંડ્યા. એટલામાં રાજદેવે મમરો મૂક્યો, "હા, હોં. જયારે રાત્રે બધા સૂતા હોય છે ત્યારે ભગતજીની પથારીમાંથી જાણે કોઈ બદામ ને સાકર કકડાવી રહ્યું હોય તેવો કડ....કડ....અવાજ આવતો સંભળાય છે." આ સાંભળીને ભગતજી જાણે ફીક્કું હસતા હસતા રાજદેવને કહેવા લાગ્યા, "એ! હવે રાખો રાખો. આજે તો તમે હદ કરી નાંખી છે." ખાખીબાવા ગોળવાળા ભગતજીની થાળીમાં શાક પીરસતા બોલી ઊઠ્યા, "હોને દો, ઈસમેં ક્યા હૈ? અચ્છી હી તુમ્હારી 'ફીલમ' ઊતર રહી હૈ." આવી રીતે હાસ્યના ફૂવારા ઉડાડતા અમે બધાએ રાતનું ભોજન પૂરું કર્યું અને મુખવાસ લઈને પોતપોતાના ફૂણાં બિછાનામાં આડા પડ્યા. આજે 'ટોળટપ્પા' કરતા કરતા ભોજન કરવામાં અનેરો આનંદ આવ્યો જેથી અન્નપાચન માટે કોઈને પાચનની ગોળીઓ ખાવાની જરૂર પડી નહીં. જો કે આ કઠિન યાત્રામાં યાત્રીને પથ્થર પચી જાય એવી કકડીને ભૂખ લાગતી હોય ત્યાં પછી પાચનની ગોળીની તે શું વિસાત! મોટા

મોટા ડૉક્ટરો અને મનોવૈજ્ઞાનિકોનું એ કહેવું પણ સત્ય છે કે મુક્ત–હાસ્ય કરવાથી માનસિક અને ઉદરજનિત રોગો સહેલાઈથી મટી જાય છે. એક વિદ્વાનનું એવું કહેવું છે કે "એવા હસો એવા હસો કે તમારા ઓરડાની ચારે દિવાલો પણ જાણે ધ્રૂજવા લાગી જાય. પણ આવું હસવું સમયોચિત હોવું જોઈએ."


"સોઽહમ્"

## —: ૯૯ વિશ્વાસ :—

જ્યારે ગુફાવાસી તે લામા 'લીંગ્–રિન્–પોચે' એ અનેક પ્રકારે ભય દેખાડવા છતાં ય હું કોઈ પણ રીતે મારા નિશ્ચયમાંથી ડગ્યો નહીં ત્યારે તેમણે મને પૂછ્યું, "તમે કયા રસ્તેથી 'લ્હાસા' જશો ?" મેં ઉત્તર આપ્યો, "હું પહાડના ઘાટો ઓળંગીને સીધો તિબેટની રાજધાની લ્હાસા શહેરમાં પહોંચીશ." આ સાંભળીને તે લામા મહાશય બોલ્યા, "પણ એ સંભવ છે, આમ કરવામાં તમારું મૃત્યુ અવશ્ય થશે. તમે અહીંથી નેપાળ પાછા ફરો એ જ તમારા માટે સારું છે"

મેં લામા મહાશયને ઉત્તર આપ્યો, "આપનું કહેવું સાચું હોય ! પણ મારે મન તો જીવવું ને મરવું તે બન્ને સમાન છે. જીવનમાં કંઈ ન કરવા કરતા સાચા આત્મવિશ્વાસ અનુસાર કંઈક અદ્‌ભુત કાર્ય કરતા જવું એ જ મારું પરમ લક્ષ્ય છે. આથી હું તિબેટમાં અવશ્ય જઈશ."

મારા આ વજનદાર શબ્દો સાંભળી લામા મહાશય થોડો સમય ચુપ રહ્યા.

(જાપાની લામા 'એકાઈ કાવાગુચી'ના પુસ્તકમાંથી)





## —: સુમરિયાની ધાર :—

તારીખ ૧૭મી જૂનને શનિવાર હતો. વહેલી સવારે સાડા ત્રણ વાગ્યે ઊઠીને હું સ્નાનાદિ માટે નીકળ્યો. અંધારું હોવાથી બેટરી પણ સાથે લઈ લીધી. રાતભર વરસેલા વરસાદે રસ્તો કાદવવાળો કરી નાંખ્યો હતો. ઠંડી પણ ઠીકઠીક હતી. શૌચ અને દંતધાવન પતાવ્યા બાદ કપડાં ઉતારીને જળધારા નીચે બેસી ગયો. આજે જળ કંઈક વધારે ઠંડું જણાયું. આવા ઠંડા જળથી સ્નાન કરતી વખતે ધ્રૂજતા ધ્રૂજતા આપોઆપ જ મુખમાંથી ભગવાનનું નામ નીકળવા માંડે છે. કોઈ સંતે સાચું જ કહ્યું છે કે :—

" दुःखमें हरिको सब भजे सुखमें भजे न कोय ।
जो सुखमें हरिको भजे तो दुःख काहेको होय ॥ "

જ્યારે હું સ્નાન કરીને ધર્મશાળા તરફ આવી રહ્યો હતો ત્યારે પગથિયાં પાસે રાજદેવ હાથમાં લોટો લઈને મને સામા મળ્યા. આવા 'નાજુક' સમયે સામાવાળાને ઊભો રાખીને તેની સાથે વાતે વળગવું તે હાથે કરીને પોતાનું અપમાન નોતરવા જેવું છે. આથી હું ચૂપ જ રહ્યો. ધર્મશાળાના ઓરડામાં પ્રવેશતાં જણાયું કે બેત્રણ યાત્રીઓ ઊઠી ગયા હતા જ્યારે અન્ય ઘસઘસાટ સૂઈ રહ્યા હતા. આ જોઈ મને પેલો દોહરો યાદ આવી ગયો :–

"सुखिया सब संसार है खावे अरु सोवे।
दुःखिया एक कबीर है जागे अरु रोवे॥"

મજૂરો એક પછી એક ઊઠવા લાગ્યા અને ચાપાણીની તૈયારી કરવા લાગ્યા. ભીનાં કપડાં બારી પર સૂકવીને હું એક સ્વચ્છ ખૂણામાં જપસાધના કરવા બેઠો. લગભગ અડધા કલાક બાદ સૂતેલા યાત્રીઓ આળસ મરડી મરડીને ઊઠવા લાગ્યા. કોઈ ચાપાણીની તૈયારીમાં લાગી ગયા તો કોઈ પોતપોતાના બિસ્તરા બાંધવામાં ગૂંથાયા. એકબે જણ તો સ્નાનાદિ માટે રવાના થયા. આજનો અમારો આગળનો પડાવ 'જીપ્તી' મુકામે નક્કી થયો હતો. ત્યાં પહોંચવા માટે અમારે રસ્તામાં ૩ માઈલના કઠિન ચડાણવાળી અને ૩ માઈલના કઠિન ઉતરાણવાળી છાતી ફાડી નાંખે તેવી 'સુમરિયાની ધાર' પાર કરવાની હતી. આથી અમારે 'સિરખા' ગામથી જેમ બને તેમ જલદી રવાના થવું હતું. થોડીવારે બહાર ગયેલા યાત્રીઓ પાછા આવી ગયા એટલે બધાએ ભેળા બેસીને 'ટીમણ' કર્યું. થોડું થોડું ભાથું પોતપોતાના થેલામાં પણ ભરી લીધું જેથી આગળના કઠિન ચડાણ દરમિયાન 'સંકટ સમયે સાંકળ ખેંચવાનું રહે નહીં.' રસ્તાના કઠિન ચડાણઉતરાણ દરમિયાન મુખમાં રાખવા માટે ખાટીમીઠી પીપરમિંટ, આમલકી વગેરે અમે હંમેશાં અમારા ગજવામાં રાખતાં જ હતા. બેચાર યાત્રીઓએ તો દવાની અને વીટામીનની ટીકડીઓ પણ સાથે રાખી હતી. અમે બધા તૈયાર થઈ ગયા એટલામાં મજૂરો પણ તૈયાર થઈને આવી પહોંચ્યા. તે બધા પોતપોતાનો સામાન ઓળખીને તેને પોતપોતાની પીઠ પર બાંધવા લાગ્યા. મજૂરોનો સરદાર ગરતસિંહ ઓરડામાં કાંઈ પડ્યું રહ્યું તો નથી ને તેની તપાસ કરવા લાગ્યો. તેણે અંધારા ખૂણામાં પડી રહેલું ફાનસ જોયું. તેને ઉપાડી એક મજૂર તરફ તેને હલાવતો હલાવતો તે ગર્જી ઊઠ્યો, "ઓ જુમલીવાલા! તુમ્હારી જુમ્મેદારીમેં રખા હુઆ યહ લાલટેન તુમ ક્યોં ભૂલ ગયે? ઉઠાવ ઈસકો. આગે કોઈ સામાન ઈસ તરહ ભૂલ જાયગા તો યે શેઠ લોગ તિલમિલા ઊઠેંગે, સમજે?" આમ કહેતાં કહેતાં તેણે તે ફાનસ એક નેપાળી મજૂરને (જેને બધા યાત્રીઓ 'જુમલીવાલા'ના હુલામણા નામથી બોલાવતા હતા તેને) સોંપી દીધું. થોડીવારમાં મજુરો પીઠ પર સામાન બાંધીને તૈયાર થઈ જતાં, યાત્રીઓ ત્યાંથી ઊભા થયા

અને ભગવાન કૈલાસપતિના મંગળ નામના જયઘોષ કરતા ત્યાંથી રવાના થયા.

ગગનભેદી જયઘોષોને સાંભળતાં વેંત ‘સિરખા’ ગામનાં બંધ બારી–બારણાં ‘ફટાફટ’ ઊઘડવા લાગ્યાં અને તેમાંથી ડોકિયાં કરતાં નરનારી અમારી તરફ કુતૂહલભરી નજરે જોવા લાગ્યાં. અમારા માટે પણ આ એક નવું જ દશ્ય હતું. અમે જ્યારે ફરીથી મોટે અવાજે કૈલાસપતિનો જય જયકાર બોલાવ્યો ત્યારે તે બધાં નરનારીને ખાતરી થઈ કે અમે કોઈ રાજકીય પાર્ટીવાળા નથી પણ કૈલાસયાત્રીઓ છીએ. આ વાતનું સમાધાન થયા પછી બધા લોકો અમારી તરફ હાથ ઊંચા કરતા કરતા અમારી યાત્રાની સફળતાની શુભ કામના કરવા લાગ્યા. સિરખા ગામની બહાર નીકળ્યા ત્યારે પહાડની પાછળથી બહાર નીકળી રહેલા શ્રીસૂર્યનારાયણે અમારી તરફ કૃપાકટાક્ષ ફેંક્યા. જાણે અમારી નસેનસમાં નૂતન પ્રાણશક્તિનો સંચાર થયો. ચારેબાજુનો લીલોછમ પ્રદેશ કોમળ સુવર્ણકિરણોથી ઝળહળી ઊઠ્યો. પક્ષીઓના મીઠા કલરવ કર્ણેન્દ્રિયને તૃપ્ત કરવા લાગ્યા. શીતળ ને માદક સમીર દેહમાં આનંદ અને ઉત્સાહનું અભિસિંચન કરવા લાગ્યો.

અહીંથી આગળ વધતાં રસ્તાની ઉપરના ભાગમાં જતી એક કેડી જોવામાં આવી. મજૂરોના સરદાર ગરતસિંહે કહ્યું કે તે કેડી પર થોડું આગળ જતાં મિશનરીઓનો ફળનો બગીચો આવે છે. અમારે ત્યાં જવા ઇચ્છા નહોતી જેથી અમે અમારા માર્ગે આગળ વધ્યા. અહીંથી નીચે તરફ ‘રૂંગ’ ગામ દેખાતું હતું. સિરખા ગામથી શરૂ થયેલું હળવું ઉતરાણ ઊતરતાં ઊતરતાં અમે આગળ ધપી રહ્યા હતા. હવે મેં બીજા યાત્રીઓની સંમતિ લઈને અહીંથી મારી ચાલવાની ઝડપ વધારી. મને એકલા ચાલવામાં આનંદ આવતો હતો. શ્વાસે–શ્વાસે જપસાધના થતી રહેતી હતી. એકલા આગળ જવાનું વિશેષ કારણ તો એ હતું કે આગળના પડાવે જલદી જલદી પહોંચી જઈને ત્યાં યાત્રીઓના ઉતારાની યોગ્ય વ્યવસ્થા કરવી જેથી થાક્યાપાક્યા યાત્રીઓ સારી રીતે વિશ્રામ કરી શકે. ઝડપભેર આગળ વધતો હું થોડીવારમાં તો ઘણે દૂર નીકળી ગયો. પાછળ નજર કરતાં કોઈ જણાયું નહીં. અહીંથી બેએક ફર્લોંગ આગળ વધતાં આ માર્ગમાં ઘેટાં–બકરાંની પંક્તિ (હાર) આગળ જતી જોવામાં આવી. બધાં

મળીને આશરે ૧૫૦૦ પ્રાણીઓ હશે. આ બધાંની પીઠ પર નાનાં ‘ ખલતા ’ જેવી ઊનની નાની થેલીઓ પીઠની બન્ને બાજુએ લટકી રહી હતી. તેના રક્ષક ભરવાડને પૂછતાં જાણવા મળ્યું કે પહાડી ભાષામાં આવા ઊનના ખલતાને ‘ ફાંચા ’ કહેવામાં આવે છે. મેં હાથનો સ્પર્શ કરીને જોયું કે આ ઊનના ફાંચા લગભગ એક દોઢ ફૂટ ઊનની વણેલી પટ્ટીમાંથી બનાવવામાં આવ્યા હતા. તેમાં ગોળ, જવ, ઘઉં, ચોખા વગેરે ભર્યું હતું. આ બધા ફાંચાની નીચેની બાજુએ ચામડું સીવેલું હતું, જેથી પહાડી રસ્તે ચાલતી વખતે રસ્તામાં આવતા પહાડોની દીવાલ સાથે કે માર્ગના પથ્થર સાથે ફાંચા ઘસાઈને ફાટી ન જાય. વળી આ ફાંચા પ્રાણીની પીઠ પરથી નીચે પડી ન જાય તે માટે તેને ઊનની દોરીથી મજબૂત રીતે બાંધી દેવામાં આવ્યા હતા. આવા ફાંચા ઓછામાં ઓછા ૧૫ વર્ષ સુધી ટકે છે. જ્યારે તે મેલા થઈ જાય છે ત્યારે તેને સોડાખાર નાંખેલા ગરમ પાણીથી ધોઈ નાંખવામાં આવે છે. અનાજથી ભરેલા ફાંચાને પોતાની પીઠ પર ઊંચકીને તિબેટમાં લઈ જતી ઘેટાંબકરાંની હારોને લોકો ‘ ભારત–તિબેટ માલગાડી ’ કહે છે. આવી માલગાડીના એન્જિન જેવો એક મોટો હૃષ્ટપુષ્ટ બકરો હોય છે, જેના ગળામાં મોટી ઘંટડી લટકાવેલી હોય છે. તેની પાછળ પાછળ ચાલતાં ઘેટાંબકરાંનાં ગળામાં પણ નાની નાની ઘંટડીઓ બાંધેલી હોય છે. એન્જિન જેવા બકરાના ગળાની ઘંટડીના થતા કે બંધ થતાં રણકાર અનુસાર પાછળનાં પ્રાણીઓની હાર ચાલે છે કે ઊભી રહે છે. આ બધાંની પાછળ ગાડીના ગાર્ડની માફક પ્રાણીઓનો માલિક ચાલે છે. તેની સાથે બે–ચાર સારાં કૂતરાં હોય છે, જે માર્ગમાં પ્રાણીઓની હિંસક પશુઓથી રક્ષા કરતાં રહે છે. જ્યારે ગાર્ડ ( માલિક ) પોતાના હોઠ અને જીભ વડે મોટેથી સીટી વગાડે છે ત્યારે આખી માલગાડી ( ઘેટાંબકરાંની હાર ) ઊભી રહે છે. જ્યારે તે પોતાના બન્ને હાથ હવામાં વીંઝતો વીંઝતો ‘ છૂ....છૂ.... ’ એમ મોટેથી અવાજ કરવા લાગે છે એટલે માલગાડી ચાલવા માંડે છે. જ્યારે આવી લાંબી માલગાડી પહાડપર્વતોનું કઠિન ચડાણઉતરાણ ચડતીઊતરતી હોય કે પછી વાંકાચૂંકા રસ્તે આગળ વધતી હોય ત્યારે દૂરથી તેનુ દૃશ્ય ઘણું ચિત્તાકર્ષક લાગે છે. તે બધાંનાં ગળાની નાનીમોટી ઘંટડીઓના મધુર રણકારથી આખું વાતાવરણ ગુંજી ઊઠે છે. પહાડોના ઘણાં સાંકડા રસ્તા પર થઈને જ્યારે આવી નાની મોટી

માલગાડીઓ આગળ વધી રહી હોય કે પછી સામેથી આવતી હોય ત્યારે તેને જોઈને અજાણ્યો યાત્રી ગભરાઈ જાય છે. તે વિચાર કરવા લાગે છે કે હવે શું કરવું ? ઊભા રહેવું કે આગળ વધવું ? હું તો આવી માલગાડીને કેમ ઊભી રાખવી અને તેની વચ્ચે થઈને કેવી રીતે આગળ વધવું તે રીત જાણતો હતો. મારું આ 'જ્ઞાન' અહીં કામમાં આવ્યું. આગળ જતી માલગાડીથી આગળ નીકળી જવા માટે હું સીટી વગાડવા લાગ્યો. આ સાંભળીને પ્રાણીઓ રસ્તામાં ઊભા રહેવા લાગ્યાં. હું આ બધાંની વચ્ચે થઈને આગળ નીકળી ગયો. મારી ચાલવાની ઝડપ વધારે હતી એટલે સિરખા ગામથી લગભગ પોણા બે માઈલનું અંતર કાપીને હું સુમરિયાની તળેટીમાં આવી પહોંચ્યો. આ જગાને 'સમરે' પણ કહે છે. હવે અહીંથી પોણા ત્રણ માઈલનું સુમરિયાની ધારનું કઠિન ચડાણ શરૂ થયું. રસ્તાની બન્ને બાજુએ દેવદારનાં તેમ જ બીજાં લીલાંછમ વૃક્ષો જાણે યાત્રીઓનો સત્કાર કરવા ઊભાં હતાં. ચારેબાજુનો પ્રદેશ હરિયાળો હતો. જમણા હાથ પર પાણીનું ઝરણું વહી રહ્યું હતું. ડાબા હાથ પર પથ્થરની દીવાલવાળું ખેતર હતું. અહીંની ભૂમિ ભેજવાળી હતી. ઠંડી પણ કંઈક વધારે જણાતી હતી. રસ્તાની એક બાજુએ મોટો પથ્થર જોવામાં આવ્યો. મેં અનુમાન કર્યું કે આ કઠિન ચડાણ ચડતા પહેલાં લોકો અહીં બેસીને થોડો વિશ્રામ કરી લેતા હશે. હું હજી થાક્યો ન હતો, જેથી મારે અહીં વિશ્રામ કરવાની જરૂર ન હતી. આ સુમરિયાનું કઠિન ચડાણ ચડતાં ચડતાં હું પ્રભુનું સ્મરણ કરતો કરતો ગુરુ નાનક સાહેબનું પેલું ભજન ગણગણવા લાગ્યો :—

" सुमरन करले मेरे मेना, तेरी बीती उमर हरिनाम विना
सुमरन करले मेरे मना.

* * * *

काम क्रोध मद लोभ निवारो, छोड विरोध तू संतजना,
'नानक' कहे सुनो भगवंता, या जगमें नहि कोई अपना.
सुमरन करले मेरे मना. "

ચડાણના માર્ગમાં લીલાં વૃક્ષોની ભરમાર હતી. કોઈ કોઈ જગાએ તો સૂર્યકિરણો પણ જમીન સુધી પહોંચતાં ન હતાં. રાત્રે

વૃક્ષો પર પડેલા વરસાદને લીધે વૃક્ષો એક વિશેષ પ્રકારની સુગંધ ફેલાવી રહ્યા હતા. વનવિહગો ઝાડો પર અહીંતહીં ઊડતાં અને કિલ્લોલ કરતાં જોવામાં આવતાં હતાં. કોઈ કોઈ જગાએ ચડાણ કપરું હતું, તેમાંય વૃક્ષો પરથી નીચે પડેલાં ચીકણાં સડી ગયેલાં પાંદડાંથી રસ્તો છવાએલો હતો જેથી ઘણું સાવધાનીપૂર્વક આગળ વધવું પડતું હતું. શ્વાસ તો ધમણની જેમ ચાલતા હતા. થોડેક આગળ જતાં માર્ગમાં કેટલાંક મજૂરો જોવામાં આવ્યા. તે લોકો પોતાના ખભા પર લોખંડના મોટા મોટા ‘ગર્ડર્સ’ ઊંચકીને આગળ જઈ રહ્યા હતા. એક એક ગર્ડર્સ ચાર ચાર મજૂરોએ ઊંચક્યા હતા. આટલો ભારે બોજો ઊંચકીને આવા સીધા અને લપટણા ચડાણ પર આગળ વધવું તે કાંઈ ‘બચ્ચાના ખેલ’ ન હતું. આ બધા અંગ્રેજી H આકારના લોખંડના ગર્ડર્સ જોઈને મેં અનુમાન કર્યું કે અહીંથી આગળના માર્ગમાં કોઈ જગાએ પુલ બંધાતો હશે, જેથી આ બધા મજૂરો ત્યાં આ ગર્ડર્સ લઈ જાય છે. આ મજૂરો ધ્રૂજતા પગે સાવધાનીપૂર્વક આગળ વધી રહ્યા હતા. તેના શ્વાસ જોરજોરથી ચાલી રહ્યા હતા. છાતી ધમણની જેમ ધખ ધખ કરતી જતી હતી. આવી ઠંડીમાં પણ તે પરસેવાથી નીતરી રહ્યા હતા. કાળી મજૂરી કરીને પેટ ભરનારા આ મજૂરોને જોઈને મને દયા આવી; સાથોસાથ આલેશાન મહેલોમાં વિલાસપૂર્ણ જીવન વિતાવનારા ને ‘ઈશારામાં અબજો કમાવાવાળા’ પેલા ધનપતિઓ પ્રત્યે ઘૃણા થઈ આવી.

સુમરિયાનું ચડાણ મને પણ કઠિન જણાવા લાગ્યું, તેમ છતાંય હું શ્વાસે શ્વાસે નામજપ કરતો કરતો પરમેશ્વરમાં વિશ્વાસ રાખતો ધીમે ધીમે આગળ વધી રહ્યો હતો. તેવામાં ‘હૂક....’ અવાજ મારા કાને અથડાયો. મેં રસ્તાના ચડાણ પર ઊભા રહીને અવાજની દિશામાં ઊંચે દૃષ્ટિ કરી તો ઝાડની ડાળ પર કાળા મુખવાળા મોટા મોટા લંગૂરને બેઠેલા જોયા. તેમના લાંબા લાંબા પૂંછડાં ડાળ નીચે લટકી રહ્યાં હતાં. આ જોઈ મને બાળપણ યાદ આવ્યું. મનમાં થયું કે લાવને છલાંગ મારીને તેમાંનું એકાદ પૂંછડું પકડી લઉં, પણ તરત જ વિચાર આવ્યો કે આ નિર્જન ઘનઘોર પહાડી પ્રદેશમાં હું એકલો ‘નર’ છું, જ્યારે તે ઘણાં ‘વા–નર’ છે. આથી મેં મૂંગા રહેવામાં જ શાણપણ સમજ્યું. હું ઊભો ઊભો તે બધા લંગૂરો સામે ‘ટગર ટગર’ જોવા

લાગ્યો. આ જોઈને ખેપાની લંગૂરો મારા તરફ દાંતિયા કરી ચિચિયારીઓ પાડતા એક ઝાડ પરથી બીજા પર અને ત્યાંથી ત્રીજા પર છલાંગ મારતા મારતા પલાયન થઈ ગયા. હું આવી રીતે રસ્તામાં આનંદ કરતો અને સસલાની માફક ધીમે ધીમે ચડાણ ચડતો આખરે સુમરિયાની ધારને શિખરે પહોંચી ગયો. અત્યારે હું સમુદ્રની સપાટીથી ૯,૮૪૦ ફૂટની ઊંચાઈ પર ઊભો હતો. પોણા ત્રણ માઈલના આ કઠિન ચડાણને કોઈ કોઈ લોકો 'રુંગલિંગનું ચડાણ' પણ કહે છે. અહીં રસ્તાની ડાબી બાજુના ઝાડ પર રંગબેરંગી ચીંથરાં બાંધેલાં જોવામાં આવ્યાં. નીચે પથ્થરોનો ઢગલો પડેલો હતો. કહે છે કે તિબેટમાં ચડાણ અને ઉતરાણ વખતે આવું બધું જોવા મળે છે. પથ્થરના આવા ઢગલાને તિબેટી ભાષામાં 'લપ્ચે' કહે છે. જ્યાં ચડાણ પૂરું થાય છે કે જ્યાંથી ઉતરાણ શરૂ થાય છે તેવા ઊંચા પહાડોના મથાળે આવી રીતે પથ્થરોનો ઢગલો કરવાનું અને રંગબેરંગી ચીંથરાં બાંધવાનું કારણ એ છે કે કઠિન ચડાણ ચડી રહેલા ક્લાંત યાત્રીને દૂરથી આ બધું જોતાં ખાતરી થઈ જાય છે કે હવે આપણે શિખરથી નજીક છીએ, થોડીવારમાં જ ચડાણ પૂરું થઈ જશે. આવા સ્થાનેથી ઉતરાણ કરનાર વ્યક્તિ અહીં એકાદ બે ચીંથરાં બાંધે છે અને પથ્થરોના ઢગલામાં એકાદ બે પથ્થરો ઉમેરે છે. આમ કરવું તેને પુણ્ય સમજે છે. ત્યાર પછી ભગવાનનું સ્મરણ કરીને ઉતરાણ ઊતરવું શરૂ કરે છે. ચડાણ ચડનાર કે ઉતરાણ ઊતરનાર વ્યકિત માટે આ વિશ્રામ સ્થાન પણ છે. અહીં થોડો વખત બેસવાથી તેને શારીરિક તેમજ માનસિક સુખ-શાંતિ મળે છે. આ સુમરિયાની ધારની ટોચે એક નાનું એવું મંદિર પણ છે. અહીંથી આવતા-જતા લોકો અહીં થોડીવાર ઊભા રહીને પ્રભુપ્રાર્થના કરે છે. હું જ્યારે ચડાણ ચડીને અહીં પહોંચ્યો ત્યારે મારી ઘડિયાળ સવારના ૭-૩૦ નો સમય બતાવી રહી હતી. અહીં હું દેવદર્શન કર્યા બાદ થોડી વાર વિશ્રામ કરી આગળ જવા માટે ઊભો થયો. અહીંથી મારે સવા ત્રણ માઈલનું કઠિન ઉતરાણ ઊતરવાનું હતું. રવાના થતા પહેલાં મેં શિખર પરથી ચારેય બાજુએ નજર નાંખી તો લીલાંછમ વૃક્ષોની ગીચ ઝાડી સિવાય બીજું કાંઈ દેખાતું નહોતું (જુઓ ચિત્ર નં. ૩૪). ઉપર દૃષ્ટિ કરતાં નીલ આકાશનાં દર્શન થઈ રહ્યાં હતાં. ક્યાંક ક્યાંક સૂર્યનાં આછાં કિરણો વૃક્ષની ઘટામાંથી ચળાઈને નીચે તરફ આવી રહ્યાં હતાં. હતો તો સવારનો

સમય પણ સાંજ જેવું લાગતું હતું. કાળા રંગનાં અને લાંબા પૂંછડીવાળાં તેમ જ ચટાપટાવાળાં નાનાં સુંદર સુકંઠી પક્ષીઓનાં કલરવ કર્ણપ્રિય લાગતા હતા. આ બધું જોઈ હું આનંદિત થયો અને પછી ઉતરાણ ઊતરવું શરૂ કર્યું. થોડું આગળ જતાં ડાબા હાથ તરફના દૂરદૂરના પહાડોનું દૃશ્ય રમણીય લાગતું હતું. જમણા હાથ તરફના પહાડો અને તેના પરનાં છૂટાછવાયાં મકાનોનું દૃશ્ય પણ આહ્લાદક જણાતું હતું. આ ઉતરાણમાં રસ્તાની બન્ને બાજુએ મોટી મોટી 'નાગફણી' ઊગેલી જોવામાં આવી. આના કરતાં નાની નાગફણી મેં આ પહેલાં સોસા, સિરખા વગેરે ગામોમાં જોઈ હતી. આ નાગફણીનો આકાર ફેણ માંડીને અને જીભ બહાર કાઢીને બેઠેલા સર્પ જેવો જ હતો. અજાણ્યા લોકોને તો આ જોઈને ભય જ થાય! ઉતરાણના આ રસ્તે 'બિચ્છૂ' નામના લીલા રંગના અને ઝીણા કાંટાળા મોટાં મોટાં પાનવાળા છોડવા પણ જોવામાં આવ્યા. કોઈ કોઈ લોકો આને 'બિચ્છૂબૂટી' પણ કહે છે. રસ્તે ચાલતાં ચાલતાં જો કોઈનો હાથ કે પગ આ બિચ્છૂને અડી જાય તો તેના તીક્ષ્ણ કાંટા હાથપગમાં પેસી જતાં વીંછીના ડંખ જેવી વેદના શરૂ થાય છે. આ બધા 'બિચ્છૂ'ના છોડ જોતાં મને એક ઘટના યાદ આવી ગઈ, જે આ પ્રમાણે છે:– યાત્રા માર્ગમાં એકવાર એક યાત્રી અડધી રાતે શૌચ કરવા નીકળ્યો. ખેતરની પાળ પાસે લોટો મૂકીને હજી તો નીચે બેસવા જાય છે ત્યાં તો તેના કૂલા સાથે 'બિચ્છૂ'ના છોડ પરનાં પાન ઘસાતાં જ તે રાડ પાડીને નાઠો. આ સાંભળીને અમે જાગી ગયા. તે ભાઈ રડતાં રડતાં અમને કહેવા લાગ્યા કે તેને સર્પ કરડ્યો છે, ઘણી વેદના થાય છે, રહેવાતું નથી. અમે બૅટરી લઈને જ્યારે તે જગાએ પહોંચ્યા અને તપાસ કરી તો ત્યાં 'બિચ્છૂ'નો છોડ ઊભેલો જણાયો. ત્યારપછી તે ભાઈને ખાતરી કરાવી કે તેને સર્પ નથી દંશ્યો પણ બિચ્છૂનું પાંદડું અડી ગયું છે. આ ઘટના પછી તે ભાઈ 'બિચ્છૂ'ના છોડથી બહુ સાવધાન રહેતા હતા.

સુમરિયાની ધારના ઉતરાણ દરમિયાન રસ્તામાં પ્રચૂર માત્રામાં ઊગેલા નાગફણી અને બિચ્છૂના છોડ જોતાં મને સર્પના આભૂષણધારી ભગવાન કૈલાસપતિનું સ્મરણ થઈ આવ્યું. તેથી મેં થોડી વાર સુધી એક ભજન ગાયા કર્યું, જે આ પ્રમાણે હતું :—

" ગલેભુજંગ, શીશગંગ ભસ્મઅંગધારી
જય મહેશ ગિરિજેશ ભવદુ:ખઅઘહારી
હરહર મહાદેવ, હરહર મહાદેવ. "

આ કઠિન ઉતરાણ ધીમે ધીમે ઊતરી રહ્યો હતો તેવામાં રસ્તામાં એક ઝરણું આવ્યું, જે ડાબી બાજુએથી જમણી બાજુ તરફ વહી રહ્યું હતું. તેનું જળ સ્વચ્છ હોવાથી મેં તેને કિનારે બેસીને થોડું જળ પીધું. મને તે જળ મધુર અને પાચક જણાયું. કઠિન ઉતરાણથી થાકી ગયેલા વટેમાર્ગુઓ અહીં થોડો વિશ્રામ કરીને નાસ્તાપાણી કરી શકે તેવો આ ઝરણાનો કિનારો હતો. અહીંથી હું આગળ વધ્યો. પોણા ત્રણ માઈલનું કઠિન ઉતરાણ પૂરું થતાં રસ્તાની ડાબી બાજુએથી આવતું બીજું એક મોટું ઝરણું જોવામાં આવ્યું. લોકો આને 'શિંબોલાગડ' કહે છે. પહાડી ભાષામાં 'ગડ' શબ્દનો અર્થ 'ઝરણું' છે. આ ઝરણા પર લાકડાં ગોઠવીને પુલ બનાવેલો હતો. મેં જમણી બાજુના નાના પુલ પર થઈને ઝરણું પાર કર્યું. અહીંથી લગભગ ૧૫૦ વાર આગળ જતાં રસ્તાની જમણી બાજુએ ચાની એક દુકાન આવી, જ્યાં ચા સિવાય અનાજ, તેલ, મીઠુંમરચું વગેરે પણ વેચવામાં આવતું જોયું. આ દુકાનની ઉપરના માળ પર એક ઓરડો હતો જેમાં દસેક યાત્રીઓ રાતવાસો કરી શકે તેવી સગવડ હતી. દુકાનની સામેની બાજુમાં, રસ્તાની પેલે પાર, પણ એક ખાલી મકાન હતું, જેમાં પાંચેક યાત્રી સહેલાઈથી રહી શકે તેમ હતું. આ દુકાને થોડું રોકાયા બાદ હું અહીંથી આગળ વધ્યો. ચારે બાજુનું દૃશ્ય ઘણું મનમોહક લાગ્યું. મનમાં થયું કે થોડા દિવસ આ સ્થાનમાં ધ્યાનાભ્યાસ માટે ગાળવા જોઈએ. રસ્તાની ડાબી બાજુએ સ્વચ્છ જળની એક ધારા જોવામાં આવી. અહીંથી લગભગ ૧૦૦ વાર આગળ વધ્યો હોઈશ તેવામાં રસ્તામાં ત્રીજું મોટું ઝરણું વહેતું જોવામાં આવ્યું. તેના બન્ને કિનારા પર પથ્થરો ગોઠવીને બનાવેલી દીવાલ પર ઊભા પાટિયાં મૂકીને પુલ જેવું બનાવવામાં આવ્યું હતું. આ પુલ પર ઘણી જ સાવધાનીપૂર્વક ચાલતાં ચાલતાં મેં આ ઝરણું પાર કર્યું અને તે કિનારે થોડો સમય વિશ્રામ કર્યા બાદ તેના સ્વચ્છ ને મીઠાં જળથી તૃપ્તિ અનુભવી. અહીંથી ઊભો થઈને હું પંથે પડ્યો. મારે આજે જેમ બને તેમ જલદી 'જીપ્તી'

મુકામે પહોંચવું હતું અને પાછળ આવી રહેલા યાત્રીઓને ઊતરવાની સગવડ કરવાની હતી. આગળ વધી રહેલા મેં એકાએક પાછું વાળીને જોયું. મારી પાછળ 'ગાલા' થઈ 'જીપ્તી' જનાર પહાડી પોસ્ટમૅન ઝડપભેર આવી રહ્યો હતો. મેં એ ઘણી વાર જોયું છે કે પહાડી પ્રદેશના પોસ્ટમૅનો ઘણી ઝડપી ચાલે ચાલતા હોય છે. આ પોસ્ટમૅન 'સુમરિયા'ના ચડાણ વખતે થોડો સમય મારી સાથે હતો. 'શિંખોલાગડ' પહોંચીને તે ચા પીવા માટે ચાની દુકાને રોકાયો હતો.

આ રસ્તે આગળ વધતાં જમણી બાજુ દૂર દૂર નેપાળના પહાડો, પીઠ પાછળ સુમરિયાની ધાર, નીચે વહેતાં દોરડાં જેવા લાગતાં ઝરણાં તથા તેની ઉપરના ભાગના પહાડો પરનાં નાનકડાં ગામ વગેરે ઘણું સુંદર લાગતું હતું. માર્ગના આવાં નૈસર્ગિક દૃશ્યો જોતાં જોતાં હું આગળ વધી રહ્યો હતો જેથી મને હજી સુધી થાકનું તો નામનિશાન જણાતું ન હતું. આવી રીતે આગળ વધતાં થોડીવારે રસ્તાની જમણી બાજુ પર જીપ્તી ગામનું 'ચૅકપોસ્ટ' થાણું આવ્યું. તેની સંમુખ વાયરલેસ (બેતારાના તાર) ના બે થાંભલા જમીનમાં ખોડેલા હતા. સમીપમાં બેત્રણ કાચાં મકાન હતાં અને એક મોટો તંબૂ તાણેલો ઊભો હતો. અહીંથી નીચે તરફ દૂર દૂર 'કાલીગંગા'ના નહીં જેવાં દર્શન થઈ રહ્યાં હતાં. મેં જ્યારે મારા થેલામાંથી 'દૂરબીન' કાઢીને તેમાં આંખો રોપી ત્યારે જ મને કાલીના તેમજ તેની આજુબાજુના પ્રદેશના સ્પષ્ટ દર્શન થયાં. આહા! કેવું અદ્ભુત દૃશ્ય! મેં ઘણી વાર સુધી દૂરબીન વડે ચારે બાજુનો પ્રદેશ નિહાળ્યા જ કર્યો. કાલીગંગાના આ તરફના કિનારા પાસેના ભારતની સીમાના એક ગામડામાં વિવાહ પ્રસંગ ઉજવાઈ રહ્યો હતો તે દૃશ્ય ઘણું સરસ હતું. બેચાર માણસો ઢોલ અને શરણાઈ વગાડી રહ્યા હતા, જ્યારે કેટલીક મહિલાઓ વિવાહનાં ગીત ગાઈ રહી હતી. દૂરદૂરની આ બધી ય વસ્તુઓ જે નર્યી આંખે કંઈ જ દેખાતી ન હતી તે આ દૂરબીન વડે સુસ્પષ્ટ દેખાઈ રહી હતી. જ્યારે હું આવી રીતે દૂરબીનથી દૂરદૂરના પ્રદેશનું વિહંગાવલોકન કરી રહ્યો હતો ત્યારે થાણાના અફસર સાહેબ મારી પાસે આવ્યા અને ચૅક-પોસ્ટ પાસે ઊભા રહીને આવી રીતે દૂરબીન વડે ઝીણવટભર્યું જોવાની મનાઈ ફરમાવતા મારો પરિચય અને 'પાસપોર્ટ' (દેશાંતર જવા માટેનો પરવાનો) માંગ્યા. મેં 'બેધડક' મારો પરિચય તો તેમને

આપી દીધો પણ 'પાસપોર્ટ' માટે જણાવ્યું કે તે અમારા યાત્રાસંઘના એક યાત્રી પાસે છે અને યાત્રી મારી પાછળ પાછળ આવી રહ્યો છે. થોડી વાતચીત બાદ જ્યારે મેં તેમને ઓળખી જતાં કહ્યું કે તે તો ધારચૂલાવાળા શ્રી મોહનસિંહ ગરબ્યાલના જમાઈ બાલાસિંહ છે અને તે એક વાર અલમોડાના 'પાતાળદેવી આશ્રમ'માં પણ આવ્યા હતા વગેરે, ત્યારે તે સાંભળીને તેમને ઘણું આશ્ચર્ય થયું. આ પછી તો બાલાસિંહ 'નરમ ઘેંશ' જેવા થઈ ગયા અને મને ઘણા સન્માનપૂર્વક પોતાના ઘરમાં લઈ ગયા. તેમની પત્નીએ ગાયના દહીંને વલોવીને તેમાં અલ્પમાત્રામાં સાકર નાખી મધુર મઠો તૈયાર કરીને મને ઘણી શ્રદ્ધાથી પિવરાવ્યો. આ સ્ત્રી નાનપણથી શ્રી નારાયણ સ્વામીની ભક્ત હતી, એટલે સાધુસંતોની આગતાસ્વાગતા વિષે તેનામાં નાનપણથી જ બી વવાયાં હતાં. આ બન્ને પતિ–પત્નીના આતિથ્ય–સત્કારથી હું પ્રસન્ન થયો અને તેમને આશીર્વાદ દેતો ત્યાંથી ઊભો થયો. અમારો આજનો પડાવ (રાત્રીવાસ) અહીં 'જીપ્તી'માં જ નક્કી થયો હતો તેથી મેં આ અફસર સાહેબને સાંજે અમારે મુકામે આવીને યાત્રીઓ સાથે ચાપાણી લેવાનું નિમંત્રણ આપ્યું. તેમણે તેનો સહર્ષ સ્વીકાર કર્યો. હું એ સારી રીતે જાણતો હતો કે આ કઠિન યાત્રામાર્ગમાં આવતી ચૅકપોસ્ટોના અફસરોનો જો યાત્રાસંઘના સભ્યોને ચાપાણી અને નાસ્તા દ્વારા સંપર્ક રહે તો તેનાથી અમને ઘણો લાભ હતો. આ માટે જ યોગ્ય જણાય ત્યાં ત્યાં આવી રીતે આ લોકોને હું નિમંત્રિત કરતો રહેતો હતો. યાત્રીઓ પણ આ વાત સારી રીતે સમજતા હતા જેથી આમાં વિરોધ કરવાનું કોઈ કારણ ન હતું. થોડી વારે હું ચૅકપોસ્ટેથી વિદાય થયો અને ત્રણેક ફર્લાંગનું હળવું ચડાણ ચડીને 'જીપ્તી' મુકામે આવી પહોંચ્યો.

અહીં રસ્તાની ડાબી બાજુએ એક દુકાન જોવામાં આવી. તેની ઉપરના ભાગમાં ધર્મશાળા હતી. પચ્ચીશેક પગલાં દૂર સ્વચ્છ પાણીની જળધારા વહી રહી હતી. દુકાનદાર ગોપાળસિંહ જીપ્તીના પોસ્ટ–માસ્તરનું કામ પણ સંભાળતો હતો અને ધર્મશાળાની દેખરેખ પણ રાખતો હતો.. તેની દુકાનમાં મેં અનાજ, ખાંડ, ચા, ઘી, ગોળ, દીવાસળી, કાપડ વગેરે વેચાતું જોયું. આ દુકાનની પાસેના એક ઓરડામાં સરકારી આયુર્વેદિક ઔષધાલય હતું. દુકાનદાર ગોપાળસિંહ

પાસેથી જાણવા મળ્યું કે કૈલાસયાત્રાના યાત્રીઓની સહાયતા માટે ભારત સરકાર દ્વારા થોડા દિવસ પહેલાં જ તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. ચેકપોસ્ટને અહીં ન રાખતાં ત્રણચાર ફર્લાંગ નીચે રાખવાનું કારણ એ હતું કે તે રસ્તે થઈને નીચે ઉતરતાં કાલીગંગા નદી પર એક પુલ છે, જે દ્વારા ભારતની સીમામાંથી અનાજ, કાપડ વગેરે વસ્તુઓ ચોરીછૂપીથી તિબેટમાં લઈ જવા માટે નેપાળની હદમાં પહોંચતાં પહેલાં જ તેને અટકાવી શકાય.

દુકાનદાર ગોપાળસિંહને કહીને મેં ધર્મશાળા સાફસૂફ કરાવી નાંખી અને તેમાં જાજમ બિછાવરાવી દીધી. યાત્રીઓના ચાપાણી માટે દૂધની વ્યવસ્થા કરવાનું પણ તેને જણાવી દીધું. ત્યાર પછી હું તે બિછાવેલા પાથરણા પર આડે પડખે થયો. લગભગ બે કલાક બાદ બધા યાત્રીઓ ત્યાં એકસાથે આવી ધમક્યા. આ જોઈ મને નવાઈ લાગી. આ વિષે પૂછતાં રાજદેવ કહેવા લાગ્યા કે બધાના પાસપોર્ટ એક વ્યક્તિની પાસે હતા આથી પાસપોર્ટ વિના કોઈને જીપ્તીની ચેકપોસ્ટથી આગળ જવા દેવામાં આવ્યા નહીં. જ્યાં સુધી એક પછી એક બધા યાત્રીઓ ચેકપોસ્ટે આવીને એકઠા ન થયા ત્યાં સુધી ત્યાં વહેલા પહોંચનારને બેસી રહેવું પડ્યું. બધાના પાસપોર્ટ તપાસ્યા બાદ અમને ત્યાંથી એકસાથે આગળ વધવા દીધા.

આજના કઠિન ચડાણ અને ઉતરાણથી બધા યાત્રીઓ ઘણા થાકી ગયેલા જણાતા હતા. તેઓના ચહેરા મ્લાન દેખાતા હતા અને પગ જાણે તૂટી રહ્યા હતા. ઓરડાના ખૂણામાં જોડા અને લાકડીઓ જેમતેમ નાખતા તેઓ પાથરણા પર 'ધબાધબ' બેસવા લાગ્યા. આ જોઈ હું ઊઠ્યો અને ધર્મશાળાની નીચેની ગોપાળસિંહની દુકાને આવ્યો. દુકાનમાં દૂધ હતું તેથી યાત્રીઓ માટે જલદી સારી ચા બનાવવા માટે ગોપાલસિંહને કહ્યું. થોડીવારે ચા તૈયાર થઈ જતાં કીટલી ભરીને ચા અને ખાલી પ્યાલા લઈને તે મારી સાથે ધર્મશાળામાં આવ્યો. ચા જોતાં જ બધા 'ખુશખુશાલ' થઈ ગયા. 'જીપ્તી'ની આ ચાએ તેઓનો આજનો ઘણોખરો થાક ઓછો કરી નાંખ્યો. એટલામાં અમારા મજૂરો આવી પહોંચતા રસોઈનો સામાન સામેના રસોડામાં મુકાવ્યો. ખાખીબાવાએ કોથળા છોડીને વાસણો બહાર કાઢચાં અને તપેલીઓમાં

પાણી ભરી તેને ચૂલા ને પ્રાયમસ પર ચડાવી દીધી. જયંતીભાઈ અને જગુભાઈ ગોપાલસિંહની દુકાને જઈને લોટ અને બટેટાં ખરીદી લાવ્યા. એકબે યાત્રીઓને આજે અહીં 'તીખુંતમતમતું' ખાવાની ઇચ્છા થઈ, જ્યારે ખાખીબાવાને મગની દાળ ખાવા માટે દાઢ ગળી. આ વિષે દુકાનમાં તપાસ કરતાં તેને નિરાશા સાંપડી. વઘાર માટે શુદ્ધ ઘી પણ ન હતું. તેથી આ બન્ને વસ્તુ લાવવા માટે હાથમાં થાળી અને વાટકો લઈને તેણે ચેકપોસ્ટ તરફ દોટ મૂકી. આ જોઈ મેં તેને પૂછ્યું, "બાવાજી! ઈસ તરહ કહાઁ ભગે જા રહે હો?" તેણે દોડતાં દોડતાં જ ટૂંકોટચ જવાબ આપી દીધો, "અભી વાપસ આ રહા હૂઁ." લગભગ દસેક મિનિટ બાદ તે હરખાતા હરખાતા પાછા આવ્યા. મારી તરફ જોઈ ને કહેવા લાગ્યા, "સ્વામીજી! આજ સુબહસે હી ઘીમેં છોંકી હુઈ મુંગદાલ ખાનેકી છટપટાહટ હો રહી થી, ઇસલિયે ચેકપોસ્ટ અફ્સર સાહબકે વહાઁસે યે દોનોં વસ્તુએં લે આયા. ઉન્હોને કહા થા કિ જો કુછ સેવા હો, ફરમાઈયેગા. મૈંને સોચા ઈન છોટીસી વસ્તુએં માંગકર ઉનકા ભી વચન રખ દૂં" આમ કહેતાં તે હસતા હસતા દાદર ચડીને રસોડામાં ચાલ્યા ગયા.

અમારા મજૂરો રસોડાની નીચેના ઓરડામાં ઊતર્યા હતા. ત્યાં ચૂલા હોવાથી તે લોકો ખાખીબાવા પાસેથી બળતણ માગી ગયા અને રસોઈની તૈયારી કરવા લાગ્યા. આ બધા લોકો ધારચૂલાથી લોટ, ખીચડી, બટાકા વગેરે પોટલીઓમાં બાંધી લાવ્યા હતા. વાટેલું મરચું અને મીઠું તેમજ હળદર અને આદુની ગાંઠો પણ સાથે હતી. મજૂરોના સરદાર ગરતસિંહ અને ચાકર જુમલીવાલાએ ખાખીબાવા પાસે પહોંચી જઈ ને 'સી....તારામ' કહી બાવાજીને ખુશી કર્યા અને હાથ લાંબા કરીને તમાકુનો માવો માગ્યો. ખાખીબાવા તમાકુના ઘણા શોખીન હતા. તમાકુના માવાથી ભરેલી થેલી હંમેશાં પોતાની પાસે રાખતાં હતા. આ વાતની કેટલાક મજૂરોને ખબર પડી ગઈ હતી. ખાખીબાવાએ તમાકુની થેલી મજૂરો સામે મૂકતાં કહ્યું, "જી ચાહે ઉતની સુરતી ખાઓ, લેકિન સુબહમેં જલદી જલદી ઊઠકર અગલે પડાવ પર જલદી પહુંચના પડેગા, સમજે?"

થેલીમાંથી તમાકુનો માવો કાઢીને હોઠમાં ચડાવતા મજૂરો કહેવા લાગ્યા, "બાવાજી! ઉસકી કુછ ફિકર મત કરો. હમ આપલોગોંકી

જી–જાનસે સેવા કરેંગે." ખાખીબાવા અને મજૂરોની આવી 'તમાકુ–ભાઈબંધી' જોઈ મને પેલું વાક્ય ફરી યાદ આવી ગયું કે, "માંગ ન આવે ભીખ, તો સુરતી ખાના સીખ" એટલે કે જો કોઈને ભીખ માગતા શરમ આવતી હોય તો તેણે તમાકુ ખાવાની આદત પાડવી જોઈએ. આ આદત પડી જતાં આદતી બીજા સામે હાથ લાંબો કરીને તમાકુની ભીખ માગતા જરાય શરમાતો નથી. ત્યાર પછી તો તે આવી રીતે બીજી વસ્તુની પણ ભીખ માગવા લાગે છે. સ્વમાનને હણનારો અને શારીરિક તેમજ માનસિક રોગોને ઉત્પન્ન કરનારો આ તમાકુ પણ ચા જેવો જ મહા ચેપી રોગ છે.

સાંજે ચૅકપોસ્ટ ઓફિસર સાહેબ શ્રી બાલાસિંહ તથા જીપ્સીના આયુર્વેદિક દવાખાનાના વૈદરાજજી યાત્રીઓને મળવા માટે ધર્મશાળામાં આવ્યા. બધાએ તે બન્નેનો ચા ને નાસ્તાથી સત્કાર કર્યો. આજની કઠિન યાત્રાથી શ્રી ગોળવાળા (ભગતજી) અસ્વસ્થ થઈ ગયા હતા. વૈદરાજે તેમની નાડી તપાસીને દવા આપી. થોડી વાતચીત બાદ તે બન્ને અતિથિ ત્યાંથી પ્રસન્ન ચિત્તે વિદાય થયા.

સંધ્યા વેળાએ મઘમઘતી રસોઈ તૈયાર થઈ જતાં ખાખીબાવાએ સૂતેલા યાત્રીઓને હાક મારીને જગાડ્યા. ભગવાનને નૈવેદ્ય નિવેદન કરીને સાયંઆરતી કરવામાં આવી. ઉપસ્થિત લોકોને પ્રસાદ વહેંચવામાં આવ્યો. ત્યાર પછી બધા જમવા બેઠા. આજની રસોઈનો 'રંગ' કંઈક ઓર જ હતો. બધા યાત્રીઓ સિસકારા કરતા અને વારેવારે નાક ઢસડતા જમી રહ્યા હતા. ખાખીબાવાએ આજે 'મૂડ'માં આવી જઈને દાળશાકમાં ઝાઝું મરચું નાખી દીધું હતું. આમ છતાંય તેને ખુશ કરવા માટે રાજદેવ કહેવા લાગ્યા, "આજકી રસોઈ તો કમાલ હુઈ હૈ. આપ તો તરહ તરહકી રસોઈ બનાનેમેં કાબિલ હો. વાહ! ક્યા બતાઉં રસોઈકા સ્વાદ!" આ સાંભળીને ખાખીબાવા જાણે આનંદથી ઉછળી પડ્યા. મૂછોને વળ દેતા કહેવા લાગ્યા, "સુભાગચંદભાઈ, બડે બડે અંગરેજોંકો ભી મૈંને બઢિયા બઢિયા રસોઈ ખિલાયી હૈ." આ બધી વાતચીત હું ચુપચાપ બેઠો બેઠો સાંભળી રહ્યો હતો. મને થયું કે મગની દાળ વાયડી તો ખરી. ખાધી ન ખાધી ત્યાં તો પોતાનો પ્રભાવ બતાવવા લાગી. હવે આ બાવાજી ક્યાંક 'રાણી ઈલીઝાબેથકો બઢિયા બઢિયા ખિલાયા—' સુધી પહોંચી ન જાય તો સારું! વાતચીતને વળાંક આપતા હું બોલી

ઊઠ્યો, "ખાખીબાવા! આજ જગુભાઇકો અચ્છી તરહ પરોસના." આ સાંભળીને જગુભાઈ મારા તરફ જોતા કહેવા લાગ્યા, "સ્વામીજી! તમે ક્યાં હવે વાંદરાને નિસરણી બતાવો છો! આ સિસકારા બોલાવતા બોલાવતા આટલું તો માંડમાંડ જમ્યા. હવે મારે તો બસ થઈ ગયું છે, દેવું હોય તો આ ભગતને દ્યો." ત્યાં તો ભગતજી બોલી ઊઠ્યા, "ના હો. આજે તો જરા ય તાણુ કરતા નહીં. તબિયત 'ઢીલીઢફ' છે. પેટને ભાડું આપ્યા વિના કાંઈ છૂટક્યો છે? એટલે જ તો આજે પાટલે બેઠો છું." મેં ભગતજીને પૂછ્યું, "આજની રસોઈ કેવી?" તે મારા પ્રશ્નનો જવાબ આપે આપે એટલામાં તો રાજદેવ હસતા હસતા બોલી ઊઠ્યા, "એની તો કાલે સવારે (શૌચવેળાએ) ભગતજીને ખબર પડશે." આ સાંભળીને બધા યાત્રી પેટ પકડીને હસવા લાગ્યા.

આવી રીતે આનંદની છોળો ઉડાડતા અમે બધા 'વાળુ' પૂરું કરીને પોતપોતાના બિછાનામાં આડા પડ્યા. મજૂર જુમલીવાળો એંઠાં વાસણ ભેગાં કરીને સાફ કરવા માટે જળધારાએ લઈ ગયો. ખાખીબાવા મસાલાના ડબાડુબલી ટ્રંકમાં ભરવા લાગ્યા. રસોડાની બધી વસ્તુઓ શણના બોરામાં ભરી લઈ, તે બોરાનું મુખ સૂતળી વડે બંધ કરી લીધા બાદ ખાખીબાવા નિરાંતે પોતાના પાથરણામાં આડા પડ્યા. થોડી વારે વરસાદ શરૂ થયો. આ જગાની ઊંચાઈ ૮,૦૦૦ ફૂટ હોવાથી ઠંડીનું પ્રમાણ ધીરે ધીરે વધવા લાગ્યું. થાકયાપાકયા યાત્રીઓ ધ્રૂજતા ધ્રૂજતા ધાબળામાં ઘૂસવા લાગ્યા. પહાડોની આવી ધીમી ધીમી પડી રહેલી વર્ષા ક્લાન્ત યાત્રીને શીઘ્ર નિદ્રાધીન કરી નાંખે છે. યાત્રીઓની બાબતમાં પણ આવું જ થયું. જોતજોતામાં તો નસકોરાં બોલવા શરુ થઈ ગયા. વર્ષાગીત ગાતાં દેડકાંના ડરાઉં....ડરાઉં.... અવાજોમાં આ નસકોરાંના અવાજ ભળી જતાં કંઈક વિચિત્ર ને બિહામણો આવાજ ઉત્પન્ન થવા લાગ્યો. દૂર વહેતી કાલીગંગાની ભયંકર ગર્જના પણ અહીં સુધી સંભળાઈ રહી હતી.

હું પથારીમાં પડ્યો પડ્યો આવતી કાલના પડાવ વિષે વિચાર કરતો જાગી રહ્યો હતો. મધરાતે ધર્મશાળાનું બારણું ઉઘડવાનો ધીમો અવાજ એકાએક કાને પડતાં જ હું ચોંકીને બેઠો થઈ ગયો. મનમાં ચોરના વિચારો ધસમસવા લાગ્યા. હજી તો હું "કૌન હૈ?" નું વાક્ય બોલુંબોલું તેટલામાં તો હાથમાં સળગતું ફાનસ લઈને પીળા વસ્ત્રધારી

વૈષ્ણવ સાધુ રામનંદજી ધર્મશાળાનો દાદરો ચડીને ઉપર આવી પહોંચ્યા. જ્યારે અમે ધારચૂલામાં હતા ત્યારે તે અમને બે વાર મળી ચૂકયા હતા. મેં તેમને આવી રીતે આટલા મોડા અને ઓચિંતા અહીં આવવાનું કારણ પૂછતાં તે નમ્ર વાણીમાં કહેવા લાગ્યા, "આપની ઊંઘમાં ખલેલ કરી તે બદલ માફ કરજો. હું એ જ આપને પૂછવા માટે આવ્યો છું કે શું આપ મને આપના યાત્રાસંઘ સાથે કૈલાસયાત્રાએ લઈ જશો?" મેં તેમને જવાબ આપ્યો, "આ બાબતમાં તો આ શેઠ લોકોને પૂછવું જરૂરી છે, કારણ કે આપની પાસે ન નાણાં છે, ન તો ખાવાપીવા અને ઓઢવાપહેરવાની આવશ્યક વસ્તુઓ. જો આપ આ યાત્રા દરમિયાન ફળાહારી રહેવા માગતા હો તો હું મારી પાસેની ફળાહારી વસ્તુઓમાંથી આપને પણ આપતો રહીશ. આ માટે શું આપ તૈયાર છો?" મારો આ પ્રસ્તાવ સાંભળતાં તે પોતાનું માથું ખંજવાળવા લાગ્યા. જાણે જવાબ શોધી રહ્યા ન હોય! થોડી વારે તેમણે કહ્યું, "ફલાહાર ખાતાં આવી કઠિન યાત્રા પૂરી કરવી તે મારા માટે કઠિન તો શું પણ અસંભવ કાર્ય છે." થોડી વાર સુધી ચૂપ રહ્યા બાદ તે કહેવા લાગ્યા, "હું આ શેઠ લોકોને ધારચૂલામાં મળ્યો હતો અને તેઓને બધી વાત જણાવી હતી. તે વખતે તેઓએ મને આપને મળવા માટે કહ્યું હતું." આ સાધુની આવી વાત સાંભળીને મને નવાઈ લાગી, કારણ કે સૌથી પહેલાં તો તે જ મને ધારચૂલામાં બે વાર મળી ચૂકયા હતા. મને થયું કે અમારા યાત્રીઓની ઇચ્છા આ સાધુને સાથે લેવાની નહીં હોય, તેથી જ આ બિચારાને આવી રીતે 'ફૂટબૉલના દડાની માફક' એક દિશામાંથી બીજી તરફ ટલ્લે ચડાવી રહ્યા છે. મેં જ્યારે તેમના ચહેરા પર નિરાશા છવાતી જોઈ ત્યારે તેમને હિંમત આપતા કહ્યું, "આવતી કાલે વહેલી સવારે આપ ફરીથી એક વાર આ શેઠ લોકોને મળો. આ લોકો દયાળુ અને ઉદાર છે અને રસ્તામાં સાધુઓને નાણાંની કંઈ ને કંઈ મદદ કરતા આવ્યા છે. આપને પણ મદદ કરશે. યાત્રામાર્ગમાં હું તમને મારાથી બનતી બધીય સહાયતા કરતો રહીશ." મારી આ વાત સાંભળીને તેમને જાણે શાંતિનો અનુભવ થયો. થોડી વાર બેઠા બાદ તે ત્યાંથી વિદાય થયા. ત્યાર પછી બારણું બંધ કરી અંદરથી સાંકળ મારી હું સોડતાણીને સૂઈ ગયો તે વહેલું પડે સવાર.

—*—



## —: એક જ દિવસમાં જીપ્તીથી ગરબ્યાંગની મજલ :—

તારીખ ૧૮ મી જૂન ને રવિવાર હતો. હંમેશની જેમ આજે યાત્રીઓ વહેલા ઊઠી ગયા હતા. ખાખીબાવા ' પ્રાયમસ ' ચેતાવીને ચા બનાવી રહ્યા હતા. રાત્રે ઢાંકી રાખેલું દૂધ સવાર સુધી સારું રહ્યું હતું જેથી દૂધપાવડરના ડબા ખોલવાની જરૂર જણાઈ નહીં. આજે તો મજૂરો પણ વહેલા ઊઠી ગયા હતા, કારણ કે આજનું ચડાણઉતરાણ અત્યાર સુધીની યાત્રા કરતાં ઘણું કપરું આવવાનું હતું. અહીંથી વહેલામાં વહેલું પ્રસ્થાન કરવામાં આવે તો જ આગળના પડાવે બપોર સુધીમાં પહોંચી શકાય તેમ હતું. થોડી વારે રસોડામાંથી ખાખીબાવાની બૂમ સંભળાઈ એટલે બધા યાત્રીઓ ચાનાસ્તા માટે રસોડામાં પેઠા. આજે ખાખીબાવાએ મારા, જયંતીભાઈ અને ગોળવાળા માટે ' કોકો ' બનાવ્યો હતો, જ્યારે બીજા યાત્રીઓ માટે ચા બનાવી હતી. આ કોકો કૉફીની જેમ એક જાતના બીજમાંથી તૈયાર કરવામાં આવે છે અને તેનો સ્વાદ પણ ઓછાવત્તા પ્રમાણમાં તેવો જ હોય છે. ખાખીબાવાએ પણ આજે કોકોનો સ્વાદ ચાખ્યો. તેમને આ પીણું ઘણું ગમ્યું. કહેવા લાગ્યા, " જિંદગીમેં અભીતક કોકો કા નામ ન તો સુના થા, ન ઉસકા સ્વાદકા પતા હિ થા. ઈસ

કૈલાસ યાત્રામેં ઈસ જગહ સબસે પહલે ઈસ 'કોકો' કા દર્શન પાયા. અરે વાહ! ઈસિકા સ્વાદ તો બહુત બઢિયા લગતા હૈ." કોકો પીતાં પીતાં જયંતીભાઈ ખાખીબાવાને કહેવા લાગ્યા, 'હમલોગ હરદિન 'કોકો' હિ પિયા કરેંગે. આપ સુબહ–શામ કોકો તૈયાર કર દેંગેન ?" આ સાંભળીને ખાખીબાવા જયંતીભાઈના પ્યાલામાં વધારે કોકો રેડતા બોલી ઉઠ્યા, "હમ તો ભૈયા જો કહો સો બના દેનેકે લિયે તૈયાર હૈ." આવી રીતે વાતો કરતા કરતા બધા યાત્રીઓએ ચા–નાસ્તો કરી લીધો અને થર્મોસમાં ગરમ ચા ભરી લીધી. મેં બધા યાત્રીઓને મારો આજનો કાર્યક્રમ કહી સંભળાવ્યો કે અહીંથી નીકળ્યા બાદ આજનો રાતવાસો હું ગરબ્યાંગમાં જ કરવાનો છું, કારણ કે ત્યાંના ડાકબંગલામાં યાત્રીઓને માટે બેત્રણ દિવસ રહેવાની વ્યવસ્થા કરવી પડશે. જો તે જગા ખાલી ન હોય તો બીજે ક્યાંક ઊતરવાની વ્યવસ્થા કરવી પડશે. આગળની યાત્રા માટે ઘોડા, ખચ્ચર, તંબૂઓ, નોકરચાકર વગેરેને પણ નક્કી કરવા પડશે.

મારો આ નિશ્ચય સાંભળીને બધા યાત્રી પ્રસન્ન તો થયા, સાથોસાથ નવાઈ પણ પામ્યા. રાજદેવ મારી તરફ જોઈ હસતા હસતા કહેવા લાગ્યા, "લાંબા સાથે ટૂંકો જાય, મરે નહીં તો માંદો થાય." તેમનો કહેવાનો આશય એ હતો કે તે બધા યાત્રીઓ મારી પાછળ પાછળ ચાલતા આજે એક જ દિવસમાં 'ગરબ્યાંગ' પહોંચી જાય તે અસંભવ હતું. તેમની આ વાત એક દૃષ્ટિએ સાચી પણ હતી કારણ કે 'જીપ્તી' થી 'માલપા' સુધીના માર્ગમાં ૮½ માઈલનો એવો તો અત્યંત કઠણ ચડાવઉતાર આવતો હતો, જે ભલભલાની 'કચુંબર કાઢી નાંખે તેવો હતો.' આથી 'જીપ્તી.'થી નીકળેલો કોઈ પણ યાત્રી મોટે ભાગે 'માલપા'માં પડાવ કરી અને પછી ત્યાંથી બીજે દિવસે સવારે આગળ વધતો હતો. 'માલપા'થી 'ગરબ્યાંગ' સુધીનો લગભગ ૧૪ માઈલનો રસ્તો પણ કઠિન આરોહ–અવરોહવાળો હતો. કૈલાસયાત્રા માર્ગમાં ખરાબમાં ખરાબ ચડાણઉતરાણવાળો જો કોઈ ભાગ હોય તો તે જીપ્તીથી ગરબ્યાંગ સુધીનો ભાગ હતો. તેથી એક જ દિવસમાં જીપ્તીથી ગરબ્યાંગની ૨૨ માઈલની મજલ કરવી તે મારે માટે એક દુઃસાહસ તો હતું જ, પણ મને પરમેશ્વરમાં શ્રદ્ધા ને મારામાં વિશ્વાસ હતો.

જીપ્તીથી આગળના વિકટ અને કષ્ટપ્રદ માર્ગ પર અત્યંત સાવધાનીપૂર્વક આગળ વધવા માટે હું દરેક યાત્રીને સૂચવી રહ્યો હતો તેવામાં ત્યાં અમારા મજૂરો આવી પહોંચ્યા. તે બધા આજે ચા-નાસ્તો કરી તાજામાજા થઈ ને આવ્યા હતા, કારણ કે અહીંથી આગળના કઠિન રસ્તાનો તેઓને અનુભવ હતો. મજૂરો આવતાની સાથે જ યાત્રીઓએ પોતાનો સરસામાન તેમને સોંપી દીધો. મજૂરો પોતપોતાની પીઠ પર સામાન બાંધવા લાગ્યા તેટલામાં યાત્રીઓ પગમાં જોડાં ને હાથમાં લોખંડની અણીદાર લાકડીઓ તથા ખભે ચા-દૂધના થર્મોસ વગેરેથી સજ્જ થઈ ગયા. ત્યાર પછી 'ભગવાન શ્રી કૈલાસપતિ કી જય' અને 'હર હર મહાદેવ હર' ના જયઘોષો કરતા બધા યાત્રીઓ ત્યાંથી રવાના થયા. મજૂરો તેમને અનુસરવા લાગ્યા. મેં જતાં જતાં ગોપાળસિંહની દુકાનમાં નજર નાંખી પણ ત્યાં પેલા રાત્રે મળવા આવેલા વૈષ્ણવ સાધુ 'રામાનંદ' જોવામાં આવ્યા નહીં. મને થયું કે તે કાં તો ઊઠ્યા નહીં હોય, કાં અમને સવારના પહોરમાં મળવાની વાત ભૂલી ગયા હશે! અહીં ન રોકાતાં હું આગળ વધ્યો. મેં મન સાથે એ નક્કી કર્યું કે શ્વાસે-પ્રશ્વાસે 'મહામંત્ર' નો જપ કરતા કરતા આગળ વધવું, માર્ગમાં જ્યાં સ્નાનાદિ માટે યોગ્ય સ્થાન જણાય ત્યાં થોડું રોકાઈ સ્નાન-ધ્યાનાદિથી નિવૃત્ત થવું, આ સિવાય માર્ગમાં બીજે ક્યાં ય રોકાણ કરવું નહીં અને આજે જેમ બને તેમ જલદી 'ગરબ્યાંગ' પહોંચી જવું. આજે મારું કોઈ સહયાત્રી નહોતું. મને પેલું ગીત યાદ આવ્યું, "તારી જો હાક સુણી કોઈ ના આવે, તો એકલો જાનેરે."

'જીપ્તી'થી આગળ વધતાં હળવું ઉતરાણ શરૂ થયું. અહીંથી આજુબાજુના પહાડો ચિત્તાકર્ષક લાગતા હતા. ઉતરાણનો માર્ગ સારો હતો તેથી હું ઝડપભેર એક માઈલ ચાલીને રસ્તાની ડાબી બાજુ પરની જળધારા પાસે આવી પહોંચ્યો. આ જળધારાને 'ઝીંજુકુટી' કહે છે. આનું બીજું નામ 'બિંદકોટ' છે. આ જળધારાનું અહીંથી આગળના માર્ગ માટે વિશેષ મહત્ત્વ એ છે કે અહીંથી નીકળ્યા બાદ લગભગ ૨૬ માઈલના 'નિરપાણી'ના સખત ઉતરાણ દરમિયાન રસ્તામાં ક્યાંય પાણીનું ટીપું ય મળી શકતું નથી. ઉનાળાના દિવસોમાં આ કઠિન અને લાંબા રસ્તે વચ્ચે વચ્ચે પાણી પીધા વિના આગળ વધવું યાત્રીને ઘણું જ કષ્ટદાયક થઈ પડે છે. આથી મેં આ જળધારાએથી

નીકળતા પહેલાં પેટ ભરીને સ્વચ્છ મીઠું જળ પીઈ લીધું અને આ જળથી મારું કમંડલૂ પણ ભરી લીધું.

તવાઘાટ પાસેના ધૌલીગંગાના પુલથી માંડીને આ ‘ બિંદકોટ ’ સુધીના જે પ્રદેશમાં અમે ચાલીને આવ્યા હતા તે પ્રદેશને “ ચૌદાંસ પટ્ટી ” કહે છે, જ્યારે આ ‘ બિંદકોટ ’થી લઈને ‘ ગરબ્યાંગ ’ સુધીના પ્રદેશને ભોટિયાઓની “ બ્યાંસ પટ્ટી ” કહેવાય છે.

જ્યારે હું બિંદકોટથી ઉતરાણ ઊતરી રહ્યો હતો તે દરમિયાન ગરબ્યાંગ તરફ જતી ‘ ભારત–તિબેટ માલગાડી ’ મારી સાથે થઈ ગઈ. આ માલગાડી મોટાવાળવાળા લગભગ સો સફેદ બકરાંની હતી. આ બધાં બકરાંની પીઠ પર ઊનની દોરીથી બાંધેલાં ‘ ફાંચા ’માં ગોળ અને જવ ભરેલા હતા. ઉતરાણનો રસ્તો પથ્થરોનો બનેલો અને ઘણો સાંકડો હતો. કેટલીક જગાએ તો પથ્થર પર પગ મૂકતાં વેંત પથ્થર ‘ ડગુમગુ ’ થવા લાગતા, જેથી ઘણો ભય ઉત્પન્ન થતો. આગળ વધવામાં ડગલે ને પગલે ઘણું જ સાવધાન રહેવું પડતું હતું. આવી રીતે અઢી માઈલનું આ ખતરનાક ઉતરાણ ઊતરતાં ઊતરતાં તો ‘ ધોળે દિવસે ચાંદારણાં દેખાઈ ગયાં. ’ ઉતરાણ પૂરું થતાં જમણા હાથ પર એકદમ પાસે જ કાલીગંગાના દર્શન થતાં, તેમનાં ચરણ સમીપમાં ઊભેલો હું આનંદવિભોર થઈ ગયો. બે હાથ જોડી નત્ મસ્તક થતાં મેં ભગવતી કાલીગંગાને શ્રદ્ધા–ભક્તિપૂર્વક અભિવાદન કર્યાં. મારા મુખમાંથી આપોઆપ ‘સપ્તશતી’ની દિવ્યવાણી સરી પડી :—

“ सर्व मंगल मांगल्ये शिवे सर्वार्थसाधिके ।
शरण्ये त्र्यम्बके गौरि नारायणि नमोऽस्तु ते ॥ ”

કાલીગંગાનાં ચરણ પાસેના આ સ્થાનને “ જુમલી ઉધાર ” કહે છે. આના બીજાં પણ બે નામ છે, જેવાં કે “ નજંગ–તલ્લા ” અને “ લગોર–ફૂ ”. અહીંથી આગળ વધતાં જમણા હાથ પરની કાલીગંગાના ડાબા તટ પરના નેપાળના લીલાછમ પહાડો અને તેમાંથી નીચે પડતા પારાના રસ જેવા જળપ્રપાત યાત્રીના મનને ખેંચી લે તેવાં હતાં. તેમાંનો એક ધોધ તો લગભગ ૬૦ ફૂટની ઊંચાઈ પરથી નીચે પડી રહ્યો હતો. તેને “ થીંગ ગડ ” કે ‘તંપકુ ગડ’ કહે છે. અહીંથી આગળ

વધતાં ત્રણ ત્રણ ફર્લાંગના બે કઠણ ચડાણ અને ઉતરાણ પાર કર્યાં બાદ ડાબા હાથ તરફ વળીને લગભગ એક ફર્લાંગ નીચે ઉતરતાં હું લાકડાના એક પુલ પાસે આવી પહોંચ્યો. આ રસ્તો સારો ન હોવાથી મને ડગલે ને પગલે જોખમ જણાયું હતું. આથી મેં કેવળ રસ્તા પર જ દૃષ્ટિ રાખીને તેને પાર કર્યો હતો. લાકડાના પુલની ડાબી બાજુએ ઉપરના ભાગમાંના પહાડ પરથી ૭૦ ફૂટ નીચે પડતો "નજંગ ગડ" નામનો ધોધ દર્શનીય હતો. આ પુલ પર ઊભા રહીને તેની તરફ જોતાં ભયંકર ગર્જના કરતો અને સફેદ રૂના મોટા ગોટા જેવા ફીણ ઊછાળતો 'નજંગ ગડ' પ્રકૃતિની અદ્ભુત લીલાનું ભાન કરાવતો હતો. કાલીગંગામાં તેના મિલનનું દૃશ્ય પણ આહ્‌લાદક હતું. (જુઓ ચિત્ર નં–૪૯).

'નજંગ ગડ'ના ઠંડા જળથી બન્ને પગ પખાળ્યા અને આગળ વધ્યો. અહીંથી સખત ચડાણ શરૂ થયું. લગભગ છ ફર્લાંગ ચડાણ ચડતાં ચડતાં 'દમ નીકળી જાય' તેવું હતું. ચડાણ પૂરું થતાં રસ્તાની ડાબી બાજુએ ચાની એક નાની દુકાન આવી. આવા દુર્ગમ સ્થાન પર ચાની દુકાન જોઈ મને ઘણી નવાઈ લાગી. મને થયું કે મારી પાછળ આવી રહેલા અમારા યાત્રાસંઘના 'ચા–રસિકો'ને તો આ દુકાન જોતાં જાણે 'સ્વર્ગદર્શન થયા જેટલો આનંદ મળશે! આ સ્થાનને 'બોલા ઘાટ' કહે છે. અહીંની ઊંચાઈ સમુદ્રની સપાટીથી લગભગ ૮,૦૦૦ ફૂટ છે. અહીંથી જમણા હાથ તરફ લગભગ ૨,૦૦૦ ફૂટ નીચે ખડકોની દીવાલ વચ્ચેના સાંકડા રસ્તે થઈ ગર્જના કરતી વાંકીચૂકી વહેતી કાલીગંગાનું અદ્ભુત દર્શન થતું હતું. આ 'બોલા ઘાટ'ની ચાની દુકાન પાસે જળની નાની ધારા જોવામાં આવી. અહીં સુધીનું કઠણ ચડાણ ચડીને થાકી ગયેલા યાત્રીઓ આ જગા પર વિશ્રામ કરી હાથપગ ધોઈને જળપાન કરે છે. કૈલાસયાત્રાનો, જે જૂનો રસ્તો 'શંખોલા ગડ' થી 'જીપ્તી' તરફ ન જતાં 'ગાલા' ગામમાં થઈ ત્યાંથી ઉપર ઉપરના પહાડોમાં થઈને 'નજંગ ધોધ'ના ઉપરી ભાગમાં થઈ આ 'બોલા ઘાટ'માં પહોંચતો હતો તે હવે બંધ કરી દેવામાં આવ્યો છે, કારણ કે તે રસ્તો યાત્રીઓને માટે ઘણો જ દુર્ગમ અને માર્ગમાં જળનું ટીપું ય ન મળે તેવો તદ્દન સૂકો હતો. તેથી તેને "નિરપાણિયા કે 'નપાણિયો' રસ્તો કહેવામાં આવતો હતો. તે રસ્તા વિષે એવું પણ

સાંભળ્યું હતું કે તે રસ્તે પાણીના અભાવે કેટલા ય યાત્રીઓનાં મરણ નીપજ્યાં હતાં.

'ઓલા ઘાટ'માં મને ઘેટાંબકરાનું એક મોટું ટોળું ( માલગાડી ) મળ્યું, જે પોતાની પીઠ પર ગોળ અને જવ ભરેલા 'ફાંચા' ( થેલા ) ઊંચકીને ગરબ્યાંગ અને તિબેટ તરફ જઈ રહ્યું હતું. આ ટોળું આગળના રસ્તે છવાઈ જાય અને મને ચાલવામાં મુશ્કેલીમાં મૂકી દે તે પહેલાં હું ત્યાંથી નીકળીને તેનાથી આગળ વધી ગયો. આગળનો માર્ગ સખત ઉતરાણનો હોવાથી ચાલતી વખતે કેવળ રસ્તા પર જ દૃષ્ટિને રાખવી પડતી હતી. મારી ચાલવાની ઝડપ તીવ્ર હોવાથી ધારવા કરતાં વહેલો હું ૧ાા માઈલનું અંતર કાપીને 'માલપા' નામના સ્થળે આવી પહોંચ્યો. અહીં P. W. D. ના બેચાર નવા સફેદ તંબૂઓ અને એકબે છોલદારી ( રાવટી ) ઊભી કરાયેલી જોવામાં આવી. તેની ડાબી બાજુએ એક મોટું ખાલી ઘર હતું અને તેની પાસે ત્રણેક દુકાનો હતી. મેં જોયું કે આ દુકાનોમાં ચા, કૉફી, બિસ્કીટ તેમજ સાકર, અનાજ, ઘી, ગોળ, પીપરમિંટ વગેરે વેચાતું હતું. એક દુકાનમાં તો રંગીન કાપડ અને ફળ તથા શાકભાજીના પેક ડબાઓ પણ વેચવા માટે મૂકેલા હતા. તેની પાસેની એક કોટડીમાં લાકડાના ફાચરાં ભરેલા હતા, જે સસ્તી કિંમતે વેચાતા હતા. અહીં શાકભાજીનો નાનો એવો બગીચો જોવામાં આવ્યો, જેમાં ભાજી, રીંગણા, સરસો, ફુદીનો, દૂધી વગેરે ઊગેલું હતું. P. W. D. ના તંબૂઓમાં પૂછપરછ કરતાં જાણવા મળ્યું કે આજુબાજુના પહાડી રસ્તાઓની માપણી કરવા તથા તેના નકશા તૈયાર કરવા માટે ત્રણ ઓવરશિયરો એક મહિનાથી અહીં કામ કરી રહ્યા છે. તંબૂઓમાં કે મકાનમાં યાત્રીઓને રહેવાની જગા મળવી અસંભવ છે. મારે તો અહીં આજનો પડાવ કરવો ન હતો એટલે આ વિષેની ચિંતા નહોતી. 'માલપા'થી લગભગ ૧૦૦ વાર આગળ વધતાં ડાબા હાથ તરફથી 'માલપા ગડ' નામનું એક મોટું ઝરણું વહેતું જોવામાં આવ્યું. તેના પર લાકડાનો પુલ બાંધેલો હતો. મને આ ઝરણાનું જળ સ્વચ્છ લાગ્યું અને તેનો કિનારો સ્નાન, ધ્યાન વગેરે માટે અનુકૂળ જણાયો. આથી હું લાકડાના પુલના ડાબા હાથ પરની કેડી પર થઈને ઝરણાને ડાબે કિનારે આવ્યો. અહીં વસ્ત્રો ઉતારી ઝરણામાં સ્નાન કરતાં તેનું જળ કંઈક વધારે ઠંડું

જણાયું. "માલપા" સમુદ્રની સપાટીથી ૭,૦૦૦ ફૂટની ઊંચાઈ પર આવેલું હોવાથી અહીં ઠંડીનું પ્રમાણ ઝાઝું હતું. અહીં સ્નાન, જપસાધના અને ધ્યાનાભ્યાસથી પરવાર્યા બાદ થોડો ફળાહાર પણ કરી લીધો. ફળાહારમાં હું મારી સાથે શિંગોડાંનો શેકેલો લોટ, ગોળ અને થોડો સૂકો મેવો લાવ્યો હતો. આ 'માલપા'થી હવે આગળની યાત્રામાં મારે કઠણ ચડાવઉતાર ચડવાઊતરવાના હતા અને જેમ બને તેમ જલદી ગરબ્યાંગ પહોંચવાનું હતું, તેથી હું ઊભો થયો. અહીંથી રવાના થતાં પહેલાં મેં મારી ઘડિયાળમાં જોયું તો સવારના ૧૦ વાગ્યા હતા. ઉત્તર દિશા તરફ મુખ રાખી બે હાથ જોડતાં હું સિદ્ધ–સિદ્ધેશ્વર શ્રી ગુરુ દત્તાત્રેય ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો, "હે પ્રભો!

"तेजः असि तेजो मयि धेहि।
(આપ દિવ્યતેજ છો, મારી અંદર તે તેજ સ્થાપિત કરો).
बलं असि बलं मयि धेहि।
(આપ મહાશક્તિ છો, મારી અંદર તે મહાશક્તિ સ્થાપિત કરો).
सह असि सहो मयि धेहि॥"
(આપ સહનશક્તિ છો, મારી અંદર સહનશક્તિ સ્થાપિત કરો).

આવી રીતે હૃદયનાથને હૃદયથી પ્રાર્થના કરી નસેનસમાં જાણે નવું જોમ મેળવતો હું અહીંથી આગળ વધ્યો. પાછું ચડાણ શરૂ થયું. પથ્થર પથ્થર પર સાવધાનીપૂર્વક પગ મૂકતાં અને શ્વાસેશ્વાસે નામજપ કરતાં પહાડી રસ્તો કાપવા લાગ્યો. આવા પહાડી રસ્તા પણ ઘણા કષ્ટ-સાધ્ય હોય છે. આવા માર્ગે રથના પૈડાના આરા માફક યાત્રીએ ક્યારેક ઊંચે ચડવું તો ક્યારેક નીચે ઊતરવું પડે છે. (જુઓ ચિત્ર નં–૬૬). આવી રીતે લગભગ ૨૩ માઈલ ચાલીને હું રસ્તાની ડાબી બાજુએ વહેતા એક એવા મોટા ઝરણા પાસે આવી પહોંચ્યો, જે પહાડની લગભગ ૩૫૦ ફૂટ ઊંચાઈ પરથી ધોધરૂપે નીચે પડીને કાલીગંગામાં મળી રહ્યું હતું. પવનના ઝપાટાને લીધે ઉપરથી પડી રહેલા આ ઝરણાનું પાણી અસંખ્ય જળબિંદુઓરૂપે વેરવિખેર થઈ રસ્તાને ભીંજવી રહ્યું હતું. સૂર્યનાં કિરણોને લીધે થોડી થોડી વારે ત્યાં વિવિધરંગી મેઘધનુષ રચાતું જોવામાં આવતું હતું. પહાડ પરથી પડતા આ ઝરણાથી મારાં

વસ્ત્રો ભીંજાઈ ન જાય તે માટે મારે ઘણી સાવચેતી રાખીને નીચેના રસ્તા પરથી દોડીને તેને પસાર કરવો પડ્યો. ઝરણાનો ખળખળ અવાજ અને રસ્તાની જમણી બાજુએ બીલકુલ પાસે હજારો નાગના ફૂંફાડાં જેવી ભયંકર ગર્જના કરતી વહેતી કાલીગંગાનો અવાજ એક થઈ એવું તો અદ્ભુત વાતાવરણનું સર્જન કરતો હતો કે જોનાર અને સાંભળનારને એમ જ થાય કે અહીં જ આસનવાળીને બેસી જઈએ અને નાદયોગસાધના કર્યા કરીએ. આ સ્થળ અને અહીંનું નૈસર્ગિક દૃશ્ય મને ઘણું સારું લાગ્યું, જેથી હું કેટલીક મિનિટ સુધી અહીં ઊભો રહીને આ ઈશ્વરીય લીલાને નિહાળતો રહ્યો. ત્યાર પછી મેં અહીંથી પ્રયાણ કર્યું. થોડું આગળ વધતાં એવું જ બીજું એક ઝરણું પહાડ પરથી નીચે વહેતું જોવામાં આવ્યું. અહીંથી આગળનો રસ્તો પાર કરવામાં સાવધાની રાખવા છતાં ય આ તોફાની ઝરણાએ મારા મસ્તક પર અભિષેક કરી જ દીધો. અહીં પણ ઝરણાનું તેમ જ કાલીગંગાના મિશ્રત અવાજનું શ્રવણ કરતાં ચિત્ત થોડા સમય માટે અંતર્મુખ બન્યું. અહા ! એક મહાન અસ્ખલિત મધુર સંગીત ! ( જુઓ ચિત્ર નં–૪૮ ).

અહીંથી ડાબી બાજુના રસ્તે આગળ વધતાં કઠણ ચડાણ શરૂ થયું, જે બે માઈલ સુધી રહ્યું. આખા ય રસ્તે ડગલે ને પગલે શ્વાસ તો ધમણની જેમ સૂ....સૂ....થતા ગયા અને દેહ તો, પરસેવાથી જાણે તરબોળ થઈ ગયો. ખરેખરું સખત ચડાણ કહેવાય. 'રંજીપેંજી'નું ગજુ નહીં હો, કે ઝડપથી આગળ વધી શકે. લગભગ એકાદ ફર્લાંગ આગળ જતાં હું ગોળ ગોળ પથ્થરની દીવાલવાળા એક નાના એવા ખેતરને શેઢે આવી પહોંચ્યો. આ સ્થાનને "લમરી" કહે છે. અહીંની ઊંચાઈ લગભગ ૮,૦૦૦ ફૂટ હશે એમ અહીંની ઠંડી હવા પરથી અનુમાન કર્યું. આ ખેતરને વટાવી હજી તો પચાસેક ડગલાં આગળ વધ્યો હોઈશ એટલામાં સામેથી આવતા કોઈ એક ભારતીય સાધુ જોવામાં આવ્યા. અમે એકબીજાની પાસે પહોંચતાં જ તે સાધુબાવાએ 'નમો નારાયણ' કહેતાં મને વંદન કર્યાં. હું પણ 'નારાયણ' કહેતો તેમના તરફ નમ્યો. ત્યાર પછી અમે બન્ને જણ ત્યાં રસ્તામાં ઊભા રહીને એક બીજા વિષે પૂછપરછ કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે તેમનું નામ 'સ્વામી ત્રિલોચન ગિરિ' છે અને હરદ્વારના દશનામી અખાડાના

શિષ્ય છે. તે જીવનમાં પહેલી જ વાર એકલા આવી કઠિન કૈલાસ યાત્રાએ નીકળ્યા હતા. ગરબ્યાંગથી તેમણે તેમનો બિસ્તરો અને ખાદ્ય સામગ્રી ઊંચકવા માટે એક તિબેટી ખંપાને મજૂર કરી લીધો હતો. ભોલેશંકરની કૃપાથી હેમખેમ કૈલાસની પ્રદક્ષિણા તો થઈ પણ ત્યાંથી ગરબ્યાંગ પાછા ફરતાં ફરતાં તો 'દમ નીકળી ગયા'. ગરબ્યાંગમાં થોડા દિવસ વિશ્રામ કર્યો ત્યારે દેહ કંઈક સ્વસ્થ થયો. આ સાંભળીને મેં જ્યારે તેમને પૂછ્યું કે તેમને તિબેટમાં પ્રવેશ વખતે ચીના સિપાઈઓએ કેવાં કેવાં કષ્ટ આપ્યાં હતાં? ત્યારે તે મુખ પર હાસ્ય વેરતા કહેવા લાગ્યા, "મારા જેવા સંન્યાસી પાસે એવું તે શું કિંમતી હોય, જેથી ચીનાઓ તે લેવા લલચાય અને હેરાન કરે?" આ સાંભળી મને નવાઈ લાગી. ત્યાર બાદ અમે બન્ને વિખૂટા પડ્યા.

અહીંથી વળી પાછું સખત ચડાણ શરૂ થયું. સમુદ્રના ઊંચાનીચાં મોજાંઓ પર 'હાલકડોલક' થતી નાવડીની જેમ હું આ કઠિનમાર્ગના આરોહઅવરોહ પર ચડઊતર કરતો આગળ વધી રહ્યો હતો. રસ્તામાં એક જગાએ ડાબી બાજુ પરથી નાની સરવાણી વહેતી જોવામાં આવી. તેના પર લાકડાનો પુલ બાંધેલો હતો. અહીંથી કોઈનો કાળો કૂતરો મારી સાથે થઈ ગયો. હું ચાલું એટલે તે પણ ચાલતો અને હું ઊભો રહી જાઉં તો તે પણ ઊભો રહી જતો. લાંબા મુલાયમ વાળવાળો અને ભરાવદાર શરીરવાળો આ સરસ મઝાનો કૂતરો જોતાં મને શ્રી ગુરુ દત્તાત્રેય પ્રભુનું સ્મરણ થઈ આવ્યું. મનમાં થયું કે, મારા પથપ્રદર્શક તરીકે શ્રી દત્તપ્રભુએ તો તેને પ્રેરણા કરી અહીં મોકલ્યો નહીં હોય! ગિરનાર, વિંધ્યાચલ, આબુ વગેરે પહાડ-પર્વતોની યાત્રા વખતે કૂતરાઓએ જ મને માર્ગદર્શન કર્યાના વિચિત્ર પ્રસંગો બન્યા હતા. આથી કૈલાસના આ કઠિન માર્ગે ઓચિંતાનો આ કૂતરાનો ભેટો થતાં મને ઘણું આશ્ચર્ય થયું. મેં મારા થેલામાંથી એક પેંડો કાઢીને તેની સામે પથ્થર પર મૂક્યો પણ તેણે તે સૂંઘ્યો ય નહીં. પોતાની રસનેન્દ્રિય પરનો કાબૂ તેમજ મિષ્ટ પદાર્થ પ્રતિ તેની વિરક્તિ જોઈ મને તેની પાસેથી એ બોધ મળ્યો કે સાધુએ આવી રીતે પોતાની રસનાને જીતવી જોઈએ. માલિકના ઘરનો રૂખોસૂકો ટૂકડો ખાઈને પણ તેના જાનમાલની રક્ષા કરવાની વફાદારીના મહાન ગુણને લીધે આ

જાતિને ભગવાન શ્રી દત્તાત્રેયે પોતાના સન્નિધ્યમાં સ્થાન આપ્યું હશે ને!

અત્યાર સુધી તો આ કઠણ ચડાણ વખતે હું એકલો જ હતો પણ હવે તો હું અને કૂતરો એમ બે જીવ આગળ વધવા લાગ્યા. લગભગ ૨૬ માઈલનું છાતીફાડ ચડાણ ચડીને ' કોથ્લા ' નામના સ્થાનમાં આવ્યા જ્યાં ' લામરી ' ની માફક નાનાંનાનાં ખેતર હતાં. સામેના પહાડના ઢોળાવ પર ભોટિયાઓનું ' બુધી ' કે ' બુદી ' ગામ દેખાઈ રહ્યું હતું. પહાડ પરના નિસરણી જેવાં લીલાં ખેતર જોતાં કુમાઉઁ પ્રદેશની યાદ તાજી થવા લાગી. જમણા હાથ પર નેપાળના 'નમજુંગ' વગેરે હિમાચ્છાદિત પર્વતો દેખાઈ રહ્યા હતા. આજુબાજુના પહાડપર્વતોનું તેમ જ ખીણમાં વહેતી કાલીગંગાનું દૃશ્ય આકર્ષક હતું. વરસાદની ઋતુમાં તો આ પ્રદેશની શોભા ઓર જ હોય છે. આ ' કોથ્લા ' સ્થાનથી ડાબી તરફ ૩ માઈલનું સખત ઉતરાણ શરૂ થયું. અહીંથી ' બુધી ' ગામની પાછળના પહાડ પરનો જાણે આકાશમાં જતો રસ્તો દેખાયો. તે રસ્તે આગળ વધીને મારે આજે ' ગરબ્યાંગ ' પહોંચવાનું હતું. ૨૬ માઈલનું સીધું આકાશગામી તે ચડાણ જોતાં શરીરે રૂંવાડાં ઊભાં થઈ ગયાં. પણ નિરાશ થઈ જવાથી કામ આવે તેમ ન હતું. ' મારી નાડ તમારે હાથે, હરિ સંભાળજો રે.... ' આ ભજન ગાતો ગાતો હું આગળ વધવા લાગ્યો. કાળિયો કૂતરો આગળ ને હું તેની પાછળ; આવી રીતે પોણા માઈલનું ઉતરાણ ઊતર્યા બાદ રસ્તાની ડાબી બાજુના પહાડના એક વિશાળકાય પથ્થર પર તિબેટી લિપિમાં મોટા મોટા અક્ષરોમાં કોતરાયેલો ' મણિમંત્ર ' જોતાં જ હું ત્યાં ઊભો રહી ગયો. તે મંત્રાક્ષરો મેં વાંચ્યા, જે આ પ્રમાણે હતા : ' ઓમ્ વજ્રપાણી હૂઁ '. ભારતની સરહદમાં તિબેટી લિપિના આવા મોટા અક્ષરોમાં કોતરેલો મંત્ર આ પહેલાં મેં બીજે ક્યાં ય જોયો નહોતો, આથી આ જોઈને મને આશ્ચર્ય થયું. અહીંથી લગભગ પચાસેક પગલાં ઉતરાણ ઊતરતાં રસ્તામાં લાકડાનો મોટો પુલ આવ્યો જેની નીચે થઈને ' પાલા ગડ ' નામનું એક મોટું ઝરણું વહી રહ્યું હતું. આ ઝરણું રસ્તાની ડાબી બાજુ પરના ઊંચા પહાડ પરથી નીચે આવી રહ્યું હતું. 'પાલા ગડ' ની ડાબી બાજુના પહાડ પરનું બીજું ઝરણું લગભગ ૫૦ ફૂટની ઊંચાઈ પરથી નીચે પડતું 'પાલા ગડ'માં મળી રહ્યું હતું. તે ઝરણા પાસે બે માણસો સહેજે બેસી શકે તેવી ગુફા હતી. હું આ

બધું જોતો લાકડાના પુલને પાર કરીને જમણા હાથ પરનું હળવું ચડાણ ચડવા લાગ્યો. એકાદ માઈલનું હળવું ચડાણ ચડી રહ્યા બાદ એક પગદંડી આવી જે બુધી ગામ તરફ જઈ રહી હતી. બુધી ગામ એક ફર્લાંગ દૂર હતું. હું આ પગદંડીએ ગામ તરફ આગળ વધ્યો. મારે ગામના સ્કૂલ–માસ્તરને મળીને અહીંની સ્કૂલમાં યાત્રાસંઘના યાત્રીઓ માટે વિશ્રામની વ્યવસ્થા કરાવવી હતી. ગલીમાં જેટલાં ઘર જોયાં તે બધાં બંધ જણાયાં. સ્કૂલ–માસ્તર ક્યાં રહે છે તે વિષે પૂછવું પણ કોને? થોડે આગળ જતાં એક જૂના ઘરના ઓટલા પર હોકો પીઈ રહેલો એક ઘરડો ભોટિયો જોવામાં આવ્યો. મેં તેને આ ગામના સ્કૂલ–માસ્તરનું ઘર બતાવવા કહ્યું તો તેણે મને તેનો લંગડો પગ બતાવતાં સાથે ચાલી શકવા માટે પોતાની અસમર્થતા વ્યક્ત કરી. આવો સચોટ જવાબ સાંભળીને હું તો સ્તબ્ધ જ થઈ ગયો. તેણે નિશાળના મકાનની જે દિશામાં આંગળી ચીંધીને ત્યાં જવા મને કહ્યું તે દિશામાં હું આગળ વધતાં પાંચેક મિનિટમાં નિશાળમાં આવી પહોંચ્યો. અહીં માસ્તર સાહેબ તો નહોતા પણ પટાવાળો શિવરામ હતો. મેં તેને યાત્રાસંઘના યાત્રીઓ માટે આ નિશાળમાં સૂવાબેસવાની વ્યવસ્થા થઈ શકે કે નહીં તે વિષે પૂછ્યું. તેના જવાબમાં તે ભલા યુવકે ઘણી ખુશીથી યાત્રીઓને આવશ્યક સગવડ આપવા માટે મને વચન આપ્યું. આ સાંભળી મને નિરાંત થઈ.

આ 'બુધી' (બુદી) લગભગ ૧૫૦ ઘરોનું ભોટિયા લોકોની વસ્તીવાળું ગામ છે. ગામમાં ચા, અનાજ, કાપડ વગેરે વસ્તુઓની ત્રણચાર દુકાનો છે. ભોટિયા લોકો વેપારી હોવાથી આ બધી વસ્તુઓ તેઓના ઘરમાં પણ વેચાતી મળે છે. અહીંનાં ખેતરોમાં ચોખા, રામદાણા, મકાઈ, બટાટા વગેરેની ખેતી થાય છે. રામદાણાને ભોટિયા પ્રદેશમાં "ચૂઆ" કે "ચૌ" કહે છે.

આજે મારે અહીંથી ગરબ્યાંગ પહોંચવું હતું. આ માટે હજી મારી પાસે ઘણો સમય હતો. નિશાળના પટાવાળા શિવરામને યાત્રીઓ માટેની વ્યવસ્થા બાબતમાં જરૂરી સૂચના આપીને હું ત્યાંથી વિદાય થયો. નિશાળની ડાબી બાજુ પર થઈને પહાડ પરના મુખ્ય રસ્તાને મળતી પગદંડીએ આગળ વધવા લાગ્યો. ચડાણવાળો માર્ગ હોવાથી

મોટા મોટા શ્વાસ લેતા લેતા ધીમે ધીમે ઉપર ચડવું પડતું હતું. જ્યાં પગદંડી મુખ્ય માર્ગને મળતી હતી તે જગાએ ઊભા રહીને 'બુધી' ગામ તરફ મુખ ફેરવ્યું. સામે નેપાળના હિમાચ્છાદિત પર્વતો ખરેખર ભવ્ય અને આકર્ષક દેખાઈ રહ્યા હતા. નીચેનું 'બુધી' ગામ દેખાતું હતું તો સુંદર, પણ બેત્રણ ઘરની અગાશીની ઉપરના આકાશમાં કેટલીક સમડીઓ ચક્કર મારી રહી હતી. દૂરબીનમાંથી તે દિશામાં દૃષ્ટિ ફેંકી તો જણાયું કે તે ઘરોની અગાશીમાં માંસના ટૂકડા સૂકવવા માટે પાથર્યાં હતાં. કેટલાક દિવસ પહેલાં 'સિરદંગ' ગામના એક ભોટિયાએ મને આ સૂકા માંસ વિષે કહેલું તે યાદ આવ્યું કે તિબેટમાં વેપાર કરવા જનાર ભોટિયા લોકો પોતાની સાથે સૂકા માંસથી ભરેલા થેલા લઈ જાય છે. ભારતીય સીમામાં રહેવાવાળા ભોટિયા લોકો પણ તિબેટી લોકોની માફક માંસાહારી છે.

'બુધી' ગામ ૮,૫૦૦ ફૂટની ઊંચાઈ પર આવેલું હોવાથી અહીં ઠંડીનું પ્રમાણ વધારે જણાતું હતું. અહીંથી મારે ૨૩ માઈલનું સીધું ને સખત ચડાણ ચડીને ૧૦,૫૦૦ ફૂટની ઊંચાઈ પર પહોંચવાનું હતું. તેથી આ 'બુધીનું ચડાણ' ચડતા પહેલાં મેં 'બુદ્ધિ વિનાયક' શ્રી ગણેશ ભગવાનનું સ્મરણ કર્યું :—

"वक्रतुंड महाकाय सूर्यकोटी समप्रभ ।
निर्विघ्नं कुरु मे देव सर्वकार्येषु सर्वदा ॥"

ગૌરીપુત્ર શ્રી ગણેશ ભગવાનની જાણે કૃપા–આશીર્વાદનો અનુભવ કરતો હું ચડાણ ચડવા લાગ્યો. થોડે છેટે ગયા બાદ મેં પાછું વાળીને જોયું તો વૃક્ષની છાયામાં જાણે મારી વાટ જોતો બેસી રહેલો પેલો કાળિયો કૂતરો દેખાયો. મેં સિસોટી વગાડતાં જ તેણે મારા તરફ ગરદન ફેરવીને જોયું અને તરત જ ઊભો થઈ દોડતો દોડતો તે મારી પાસે આવી પહોંચ્યો. મેં તેને બુચકારીને આવકાર આપતાં તે જાણે આભાર વ્યક્ત કરતો હોય તેમ પોતાની પૂંછડી હલાવવા લાગ્યો. કેવું પ્રેમાળ અને વફાદાર આ બિચારું પ્રાણી! હું આગળ અને તે પાછળ એમ અમે બન્ને હવે અહીંથી આગળનું કઠણ ચડાણ ચડવા લાગ્યા. ફેફસાં ફાડી નાખે તેવું આ ચડાણ ચડતાં તો ધોળે દિ'એ તારા દેખાવા લાગ્યા. બિચારા કૂતરાની પણ ફૂટભર લાંબી જીભ

બહાર લબડી રહી હતી અને તે જોરજોરથી હાંફી રહ્યો હતો. અહીં રસ્તા પરનાં લીલાછમ ઝાડની છાયામાં હું વિશ્રામ માટે અલ્પ સમય ઊભો રહ્યો. થેલામાંથી દૂરબીન કાઢીને તેમાંથી 'બુધી' ગામ જોતાં ઘણી નવાઈ લાગી. તે તદ્દન પાસે અને સ્પષ્ટ દેખાઈ રહ્યું હતું. અરે, સ્કૂલના થાંભલા પર લટકતી લાલ રંગની ટપાલની પેટી પરનાં અક્ષરો પણ વંચાઈ રહ્યા હતા! તેની પીઠ પાછળના હિમમંડિત શિખરોવાળા 'હરિગિરિ' વગેરે કેટલાક પર્વતોનું દૃશ્ય અદ્ભુત હતું. દૂર દૂર ચારે બાજુના લીલાછમ પહાડો, તેમાંથી નીકળતા જળપ્રપાતો અને તેનાથી બનેલી નાનીમોટી નદીઓનું દૃશ્ય અનુપમ હતું. જાણે જોયા જ કરીએ, બસ જોયા જ કરીએ.

થોડીવારે અહીંથી પગ ઉપાડ્યા. શ્વાસે શ્વાસે નામ જપ શરુ થયા. ચડાણ સીધું હોવાથી પીઠના કટકા કરી નાંખે તેવું હતું. ધીમે ધીમે ડગલા ભરવા પડતાં હતાં. પેલું સૂત્ર યાદ આવી ગયું, "शनैः पर्वत लंघनम्." એક પર્વતારોહકે ઠીક જ કહ્યું છે કે જે વ્યક્તિએ ઊંચા ઊંચા પહાડોમાં ભ્રમણ કર્યું હોય, પર્વતો પર ચડાણઉતરાણ કર્યું હોય તે જ તે વખતનો અનેરો આનંદ માણી શકે છે. શહેરોની ડામરવાળી સીધી સપાટ સડકો પર બૂટ ને ચંપલના ચટ્ ચટ્ અવાજ કરીને ચાલનાર નાજુક તબિયતવાળા બિચારા શહેરી જીવોને તે આનંદની શું કલ્પના હોઈ શકે! "ખાખરાની ખિસકોલી આંબાના રસનો સ્વાદ શું જાણે!"

હું લગભગ ૧½ માઈલનું ચડાણ ચડ્યો એટલે મને થોડો વિશ્રામ લેવાની જરૂર પડી. રસ્તાની ડાબી બાજુના એક મોટા પથ્થર પર પાંચેક મિનિટ બેસીને થાક ઉતાર્યો. કાળિયા કૂતરાએ પણ વૃક્ષની છાયામાં લીલા ઘાસના બિછાના પર બેસીને વિશ્રામ કરી લીધો. થોડીવારે ત્યાંથી ઉઠીને અમે પ્રસ્થાન કર્યું. જેના પર થઈને હું અહીં સુધી આવ્યો હતો તે બિહામણા પહાડો અત્યારે ડાબા હાથ તરફની દિશામાં દૂર દૂર સોહામણા લાગી રહ્યા હતા. આ જોઈને મને પેલું ગીત યાદ આવી ગયું :—

"ડુંગરા દૂરથી જ લાગે રળિયામણા.
પાસે જઈએ તો બિહામણા"

હવે અહીંથી ઊભું ચડાણ શરૂ થયું. મને લાગવા માંડ્યું કે હું આકાશમાં તો જતો નથીને! આવી રીતે મંદ ગતિએ ૧/૪ માઈલ ચડાણ ચડ્યા બાદ પથ્થરની તૂટેલી સીડી જેવો રસ્તો શરૂ થયો. ત્યાં જમણી બાજુએ બે મોટા ઘટાદાર વૃક્ષ હતાં. અહીંથી પચ્ચીશેક પગલાં દૂર પર દસબાર મજૂરો રસ્તાની મરામત કરી રહ્યા હતા. ધારચૂલાથી ગરબ્યાંગ સુધી બનનાર મોટર રસ્તો કદાચ અહીં થઈને નીકળે તેવું મને લાગ્યું.! લગભગ ૧/૪ માઈલનું આ સખત ચડાણ ચડ્યો હોઈશ ત્યાં તો બે મોટા મોટા પથ્થરો જોયા, જેની વચ્ચે થઈને રસ્તો આગળ જઈ રહ્યો હતો. અહીં એક ઝાડ પર સફેદ રંગની કેટલીક ધજાઓ ફરફરી રહી હતી અને ડાળીઓ પર રંગબેરંગી અસંખ્ય ચીંથરાં લટકી રહ્યાં હતાં. આ જોઈને હું સમજી ગયો કે હવે ચડાણ પૂરું થવું 'હાથવેંતમાં છે.' તે ઝાડ નીચે પથ્થરોનો ઢગલો હતો જેને તિબેટી ભાષામાં "લપ્ચે" કહે છે. અહીંથી આવજા કરનારા યાત્રીઓ તેમાં એક એક પથ્થર ઉમેરતા જાય છે. આ ૨૧/૪ માઈલનું ઘણું સખત ચડાણ પૂરું થતાં મેં છૂટકારાનો દમ ભર્યો. 'બુધી'નું આ વિકટ ચડાણ કાચાપોચા યાત્રીની તો બુદ્ધિ જ બગાડી નાંખે તેવું લાગ્યું. શિખર પરથી ચારેબાજુનું નૈસર્ગિક દૃશ્ય મનમુગ્ધકારી જણાઈ રહ્યું હતું. દુર્ગમ ચડાણના થાકને ઓછું કરી નાખે તેવું હતું. અહીં અલ્પ સમય વિશ્રામ કર્યા બાદ આગળ વધતાં સપાટ અને લીલાછમ કુમળા ઘાસનો મોટો મુલાયમ ગાલીચો બિછાવ્યો હોય તેવી સુંદર ભૂમિ શરૂ થઈ. તેમાં વચ્ચે વચ્ચે પીળાં, ગુલાબી, નીલ, રાતાં રંગનાં નાના ખિલેલા સુંદર પુષ્પો ગાલીચાની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં. અહીંથી આગળ વધતાં રસ્તાની જમણી બાજુએ કોઈ દેવીદેવતાનું નાનું મંદિર જોયું. તેના પર ઘણી રંગીન ધજાઓ ફરફરી રહી હતી. તેની આજુબાજુમાં ઘોડાં, ખચ્ચર, ગધેડાં વગેરે જીવ ચરી રહ્યા હતા. આ લીલુંછમ મેદાન લગભગ અર્ધો માઈલ લાંબું હતું. તેને લોકો "છેતો–થંગા" કહે છે. જે સ્થાન પર આ મેદાન પૂરું થયું ત્યાંથી રસ્તાની બન્ને બાજુએ દેવદારનાં મોટાં મોટાં અસંખ્ય વૃક્ષો હતાં. અહીં રસ્તાની જમણી બાજુએ જરા નીચાણવાળા ભાગમાં કેટલાક સરકારી માણસો મજૂરો પાસે ઝાડ કપાવીને તેમાંથી જ પાટિયાં વહેરાવી રહ્યા હતા. આ જોઈ મેં અનુમાન કર્યું કે અહીં નવી 'ચેકપોસ્ટ' બંધાતી હોવી જોઈએ. અહીંથી ગરબ્યાંગનો રસ્તો દેવદારનાં વૃક્ષોની નીચે થઈને

આગળ જતો હતો. રસ્તો તપખીર જેવી મુલાયમ માટીનો હોવાથી તેના પર વરસાદ પડતાં જ ઘણો ચીકણો બની ગયો હતો. તેના પર પગ મૂકવામાં ઘણી સાવધાની રાખવી પડતી હતી. આ રસ્તે લગભગ પાંચ ફર્લાંગ આગળ વધતાં રસ્તાની ડાબી બાજુએ એક ઝરણું નીચે તરફ વહી જતું જોવામાં આવ્યું. આ ઝરણાને "છોંગ–ફૂ–છૂ" કહે છે. ઝરણું સ્વચ્છ જળવાળું જણાવાથી મેં તેને કિનારે બેસીને તેનું ઠંડું મધુર જળ પીધું. મને આ જળ વધારે સારું લાગ્યું. આ ઝરણાની ડાબી બાજુના મોટાં મોટાં દેવદારના વૃક્ષો કપાઈને ધરાશાયી થઈ રહ્યાં હતાં. ત્યાંથી ધારચૂલા–ગરબ્યાંગનો મોટર રસ્તો કાઢવા માટે ચૂનાથી સફેદ નિશાનીઓ બનાવવામાં આવી હતી. અહીંથી મેં દૂરબીન વડે ચારેબાજુનું દૃશ્ય નિહાળ્યું. જમણા હાથ તરફની દૂરની ઊંડી ખીણમાં સફેદ નાગણ જેમ વાંકીચૂકી વહેતી કાલીગંગા તથા તેના ડાબા કિનારા પરનાં દેવદાર અને ભૂજપત્રનાં ધ્વજસ્થંભ જેવા ઊંચા ઊંચા વૃક્ષો, નેપાળના લીલાછમ પહાડો, સામેના ટીલા પર દેખાતું ગરબ્યાંગ ગામ અને તેની નીચેની બાજુમાં સફેદ ટપકાં જેવા દેખાતાં ચેકપોસ્ટનાં ચારપાંચ તંબૂઓ, તેનાથી ય દૂરદૂરના નેપાળ અને ભારતના ઉન્નત શિખરવાળા પર્વતો તથા તેમાંથી ચાંદીના તાર જેવા નીચે પડી રહેલા જળપ્રપાતો વગેરેનું દૃશ્ય કલ્પનાતીત હતું.

આ "છોંગ–ફૂ–છૂ" ઝરણાથી રવાના થઈ ૠ માઈલનું હળવું ચડાણ ચડીને હું એક એવી જગાએ આવી પહોંચ્યો, જ્યાં રસ્તાની ડાબી બાજુએ પથ્થરોનો મોટો 'લપ્ચે' ( ઢગલો ) હતો અને તેની પાસેના ભાગમાં લાકડાના બે થાંભલા જમીનમાં ખોડીને તેની ઉપરના ભાગમાં વચ્ચોવચ પિત્તળનો મોટો ઘંટ લટકાવ્યો હતો. આ થાંભલા પર રંગબેરંગી ચીંથરાં બાંધ્યાં હતાં. આ રસ્તેથી આવજા કરનાર લોકો અહીંના 'લપ્ચે' માં એક એક પથ્થર ચડાવે છે અને થાંભલા પર રંગીન ચીંથરાં બાંધે છે. આમ કરવાથી દેવતાની તેઓ પર કૃપા ઊતરે છે એમ તે લોકો માને છે.

અહીંથી આગળનો રસ્તો સીધો હતો. રસ્તાની બન્ને બાજુએ દૂર સુધી લીલુંછમ કુમળું ઘાસ ઊગેલું હતું. જાણે લીલા રંગના રેશમી પાથરણાં આ ભૂમિપર પાથર્યાં હોય તેવું કંઈક લાગતું હતું. વચ્ચે

બુટ્ટાદાર ફૂલ શોભી રહ્યાં હતાં. આવા સુંદર રસ્તે આગળ વધતાં ૩/૪ માઈલનું ઉબડખાબડ ઉતરાણ ઊતરીને હું ભારતની સીમા પાસેના છેલ્લા મોટા ગામ "ગરબ્યાંગ"માં આવી પહોંચ્યો.

ગામમાં દાખલ થતા પહેલાં મને વિચાર આવ્યો કે જે કાળિયો કૂતરો મારી સાથે બુધીનું દુર્ગમ ચડાણ ચડીને અહીં સુધી આવ્યો છે તેને મારે પેટ ભરીને જમાડવો. આથી મેં પાછું વાળીને કાળિયા તરફ જોયું તો તે ત્યાં જોવામાં જ ન આવ્યો! આટલી અલ્પ વારમાં જ તે ક્યાં અદૃશ્ય થઈ ગયો હશે! તે મારે માટે પ્રશ્નાર્થનું ચિહ્ન બની ગયો.

ગામના પાદરમાં આવેલી એક દુકાનના માલિકને મેં શ્રી કીચ ખંપાનું ઘર બતાવવા વિનંતી કરી તો તે ભલા માણસે મને જમણા હાથ પરની ગલીમાં વળી જઈ હળવું ચડાણ ચડીને સામેના ઘરે જવા માર્ગદર્શન આપ્યું. હું તેનો આભાર માનીને તે ગલીમાં પેઠો. રાતે પડેલા વરસાદને લીધે ગલીમાં નગાભર કાળો ઘણો ચીકણો કાદવ જમા થઈ ગયો હતો. આથી ઘણું સંભાળીને આગળ વધવું પડતું હતું. તેમાં ય ગંદકીએ તો હદ કરી નાખી હતી. ગલીમાં લુહારની કોઢ પાસેથી જમણા હાથ તરફ વળી આગળ જતાં એકમાળવાળું લાકડાનું નવું ઘર દેખાયું. આ ઘરની બહાર મારબલની એક નાની તખતી મૂકવામાં આવી હતી જેમાં લખ્યું હતું કે 'કીચખંપા-નાટેશકર ધર્મશાળા.' આ નવા મકાનની લગોલગ જ કીચ ખંપાનું એકમાળવાળું જૂનું મકાન હતું. હું ત્યાં પહોંચ્યો ત્યારે કીચ ખંપાની સ્ત્રી 'નથનીમાઈ' હાજર હતી. આ કીચ ખંપા મૂળ તો તિબેટના 'ખામ્' પ્રાંતના છે પણ જન્મથી જ એટલે કે લગભગ ૬૫ વર્ષથી ભારતમાં રહેવાથી તે ભારતીય બની ગયા. છે. પૂર્વ તિબેટના 'ખામ્' ઈલાકાના લોકોને 'ખામ્બા' કે 'ખામ્પા' કહે છે. (તિબેટી ભાષામાં 'પા' એટલે નિવાસી). મોટાભાગના લોકો 'ખંબા' કે 'ખંપા' શબ્દ બોલે છે.

કીચ ખંપા વિષે તેમની સ્ત્રી નથનીમાઈને પૂછપરછ કરતાં તે કહેવા લાગી, "દુર્ગાના પિતાજીને (એટલે કે પોતાના પતિ કીચ ખંપાને) આપનો અલમોડાથી લખાએલો પત્ર મળ્યો હતો. તે પત્રમાંની સૂચના અનુસાર તે 'લીપુ–લા'ના રસ્તે હજી કેટલો બરફ છે અને તેમાં



કૈલાસ યાત્રા માટેના ખચ્ચરો (ગરબ્યાંગ)
(ચિત્ર નં. ૫૩)



ઘરેણાં પહેરેલી ભોટીયા મહિલાઓ
(ચિ. નં. ૫૨)



ગરબ્યાંગ ગામનું સૂર્યોદય સમયનું દૃશ્ય
(ઊંચાઈ ૧૦૩૨૦ ફુટ)
(ચિ. નં. ૫૧)



ફીચ ખંપાનો 'કેસર' નામનો કુતરો જેણે
કૈલાસની છ વાર યાત્રા કરી છે
(ચિ. નં. ૫૬)



ગરબ્યાંગનું ભક્તમંડળી
(ચિ. નં. ૫૫)



ગરબ્યાંગના રહેવાશી ફીચખંપા અને તેની સ્ત્રી
(પોતાના ઘરના પ્રાંગણમાં) ચિ. નં. ૫૪)

કેવો રસ્તો છે વગેરેની તપાસ કરવા માટે ગયા છે. આજે સવારે જ અહીંથી નીકળ્યા છે. કાલે સાંજ સુધીમાં પાછા આવી જશે."

મેં મારી ઘડિયાળમાં જોયું તો બરાબર ૩ કલાકને ૩૨ મિનિટ થઈ હતી. આજે સવારે સાડાપાંચ વાગે 'જીપ્તી' થી પ્રયાણ કરીને ૨૨½ માઈલના સખતમાં સખત ચડાણઉતરાણ ચડીઊતરીને જલદી અહીં 'ગરબ્યાંગ'માં પહોંચતાં મને ૧૦ કલાક ૨ મિનિટ થઈ. એટલે કે સરેરાશ એક કલાકના ૨½ માઈલની ઝડપથી મેં આ અતિ દુર્ગમ અંતર કાપ્યું હતું. એક જ દિવસમાં આ કઠિનમાં કઠિન રસ્તે ૨૨½ માઈલ ચાલીને સાંજ પહેલાં જ ગરબ્યાંગ પહોંચી જવું એ કાંઈ 'નાની સૂની' વાત ન હતી. માર્ગમાં શ્વાસેશ્વાસને પગલેપગલા સાથે મેળવતાં મહામંત્રનો જપ કરવાનો આ મોટો ચમત્કાર હતો એમ મને લાગ્યું. હું આજે 'જીપ્તી'થી આવી રહ્યો છું એ હકીકત મારી પાસેથી સાંભળીને કીચ ખંપાની સ્ત્રી તેમજ આજુબાજુના ભોટિયા અને તિબેટી લોકોએ 'મોઢામાં આંગળાં નાંખી દીધાં'. તે બધાને ઘણી જ નવાઈ લાગી. તેમાંના કેટલાક તો મારી આ વાત માનવા જ તૈયાર ન હતા. તે લોકોની એવી દલીલ હતી કે ભોટિયા અને તિબેટીઓ પણ એક જ દિવસમાં આટલી ઝડપે આટલું અંતર કાપી શકવા હિંમત નથી કરતા, તો પછી એક ભારતીય સાધુ તે કેવી રીતે આ વિક્રમ સરજી શકે! હું આ લોકો સાથે ખોટી 'માથાકૂટ' કરવા માગતો નહોતો, જેથી મેં આ વિષે આગળ ચર્ચા કરવી બંધ કરી. મેં કીચ ખંપાની વહુ નથનીમાઈને જણાવ્યું કે "જ્યાં સુધી કીચ ખંપા 'લીપુ–લા'ના બરફથી ભરેલા માર્ગેથી પાછા નહીં ફરે અને અહીંથી અમારી સાથે ઘોડાખચ્ચરોને લઈને કૈલાસ યાત્રાએ નહીં નીકળે ત્યાં સુધી યાત્રાસંઘના અમે બધા ય યાત્રીઓ તમારે ત્યાં જ 'ધામા નાખવાના' છીએ, માટે ઘરના ઉપલા માળના બેત્રણ સારા ઓરડા વાળીઝૂડીને તૈયાર કરી દે." મારી આ વાત સાંભળીને ગરબ્યાંગની સ્કૂલનો માસ્તર કહેવા લાગ્યો, "અહીંના ડાકબંગલામાં ઊતરવાની વ્યવસ્થા તો સારી છે પણ અત્યારે તે ભારતના તિબેટ જતા 'ટ્રેડ એજન્ટ સાહેબ' અને તેના માણસોથી 'ખચોખચ' ભરેલી છે, જેથી ત્યાં તણખલું મૂકવાની ય જગા નથી. યાત્રાસંઘના માણસોએ અહીં કીચ ખંપાને ત્યાં જ ઊતરવું તે બધી ય રીતે

સારું છે." હું તે સજ્જનની આ વાત સાથે સંમત થયો. આથી મેં નથનીમાઈને આવનાર બધા યાત્રીઓના સ્નાનાદિ માટે જળ, પીવા માટે શુદ્ધ જળ, બળતણ, દૂધ, ફાનસ વગેરેની વ્યવસ્થા કરવા જણાવ્યું. ગરબ્યાંગમાં ઠંડીનું પ્રમાણ વધારે હોવાથી યાત્રીઓ માટે જાડા ધાબળા, ચૂટકા, થૂલ્મા (તિબેટી ધાબળા) વગેરે તૈયાર રાખવા પણ કહ્યું. તેણે તે પ્રમાણે બધી વ્યવસ્થા કરવા મને વચન આપ્યું. મને તેણે મારા આજના ભોજનની શી વ્યવસ્થા કરવાની છે તે બાબતમાં પૂછ્યું. હું ફળાહારી હતો આથી મેં તેને મારા માટે સાંજે અને સવારે ફક્ત અડધો અડધો શેર ગાયના દૂધની વ્યવસ્થા કરવા જણાવ્યું. આજે હું ઘણી લાંબી મજલ કાપીને અહીં આવી પહોંચ્યો હતો, એટલે ઘણો થાકી ગયો હતો. મારે આજે આરામની ઘણી જરૂર હતી. મેં નથનીમાઈ પાસે ઘરનો નીચેનો ઓરડો સાફસૂફ કરાવી, તેમાં બે જાડા ચૂટકા બિછાવરાવીને ઓઢવા માટે બે ધાબળા મૂકાવ્યા. ત્યાર પછી મેં તેને આદેશ કર્યો કે જ્યાં સુધી હું મારી જાતે ઊઠું નહીં ત્યાં સુધી મને કોઈએ ઉઠાડવો નહીં. તે ભલી બાઈએ મારો આદેશ માથે ચડાવ્યો એટલે હું ઓરડાનું દ્વાર અંદરથી બંધ કરીને પાથરણા પર 'ધબ દઈને' બેઠો અને લાંબો થઈ ચૂટકો (ભોટિયા લોકોનો જાડો ગરમ ધાબળો) ઓઢતાં જ ઊંઘ મારા પર સવાર થઈ ગઈ.




"अस्सफरो वसीलतु जफ्फर"

(એક અરબી કહેવત)

[ યાત્રા સફળતાની ચાવી છે ]





## —: ગરબ્યાંગમાં થોડા દિવસ વિશ્રામ :—

તારીખ ૧૯ મી જૂન ને સોમવાર હતો. વહેલી સવારે મારી આંખ ખૂલી ગઈ ને હું બેઠો થયો. ઠંડી પણ વધારે હતી જેથી બે ગરમ ધાબળા ઓઢીને પથારીમાં બેઠો બેઠો જપ અને ધ્યાન કરવા લાગ્યો. લગભગ ત્રણેક કલાક બાદ ઓરડાનું દ્વાર ઉઘાડ્યું. મારી પ્રથમ દૃષ્ટિ સામેની દિશામાં ઊભેલા નેપાળના હિમાચ્છાદિત પર્વતો પર પડતાં જ હું આનંદવિભોર થઈ ગયો. આહા! સૂર્યનાં સ્વર્ણિમ કિરણો તેના પર પડવાથી તે ઝગમગી રહ્યા હતા. અદ્‌ભુત દૃશ્ય હતું. જાણે તે બધા મને પ્રભાતના પ્રથમ દર્શને જ ધૈર્ય, ગાંભીર્ય, પવિત્રતા, પરોપકાર વગેરે પોતાના સદ્‌ગુણોનો મૂક ભાષામાં ઉપદેશ આપી રહ્યા ન હોય! મેં તેમને બે હાથ જોડી મસ્તક નમાવી પ્રણામ કર્યાં અને મનોમન પ્રાર્થના કરી કે, "હે અવનિનાં સંતાનો! તમારા સદ્‌ગુણો મારામાં પૂર્ણપણે ખીલવો; મારું સમગ્ર જીવન સુરભિત કરો" ઓરડાનું દ્વાર ઊઘડવાનો 'કીચૂડૂડૂ....' અવાજ કાને પડતાં ઘરના ઉપરના માળે રહેતી ઘરમાલિકણ નથનીમાઈ દાદરો ઊતરીને નીચે આવી અને મને કહેવા લાગી, "કાલે રાત્રે આપના માટે ગાયનું તાજું દૂધ ગરમ કરીને લાવી હતી પણ ઓરડાનું બારણું બંધ હતું. આપ ઘસઘસાટ ઊંઘતા હતા. એ જોઈ મને થયું કે આપને અડચણ કરી આવી ઊંઘમાંથી ઉઠાડવા તે સારું નહીં, એટલે હું અહીંથી પાછી ચાલી ગઈ

હતી." આ સાંભળીને મેં તેને સાચી વાત કહી કે જીપ્તીથી ગરબ્યાંગ સુધીનું ૨૨½ માઈલનું સખતમાં સખત ચડાણ ને ઉતરાણ એક જ દિવસમાં ઝડપથી પાર કર્યું હોવાથી હું એવો તો થાકી ગયો હતો કે પથારીમાં પડતાં જ નિદ્રાધીન થઈ ગયો." આવો થાકીને લોથપોથ થઈને ખાસા બાર કલાક આવી એકધારી ઘોર નિંદ્રામાં પસાર કરવાનો મારા જીવનમાં આ પ્રથમ જ અવસર હતો એ વાત જાણીને આડોશી-પાડોશી બધાં સ્ત્રી–પુરુષો એકઠા થઈ ગયાં અને મારા તરફ કુતૂહલભરી દૃષ્ટિએ જોવા લાગ્યાં. હવે હું પથારીમાંથી 'લથરપથર' ઊભો થયો અને ઓરડાની બહાર નીકળ્યો. ઓસરીમાં થોડી વાર આંટા માર્યા બાદ દાદરો ચડીને તે ઓરડામાં આવ્યો, જેમાં યાત્રીઓ માટે રહેવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. અહીં જોયું તો એક ખૂણામાં ઘેટાંબકરાંનું માંસ ટીંગાઈ રહ્યું હતું, અભરાઈ ઉપર પશુઓની ત્રણચાર ખોપરીઓ આડીઅવળી પડી હતી, છતમાં કરોળિયાનાં જાળાં બાઝયાં હતાં વગેરે. આ બધું જોતાં મેં ઘાંટો પાડીને નથનીમાઈને કહ્યું, "અરે નથની ! આ ઓરડાને તે શું રાખ સાફસૂફ કર્યો છે ! જોતી નથી, હજી આ બધું પડયું છે ! વૈષ્ણવ ધર્મી શેઠ લોકોને જો ખબર પડશે તો તારા આ ઓરડામાં પગ પણ નહીં મૂકે, સમજી ? ચાલ ઝટ આ બધું અહીંથી ઉઠાવ અને આખાય ઓરડાને ફરીથી વાળીઝૂડીને સારી રીતે સાફ કરી નાંખ." મારી આવી હાકલથી બિચારી નથનીમાઈ સીધીસટ થઈ ગઈ અને સાવરણી લઈને હાંફળી-હાંફળી ઓરડામાં આવી. ત્યાં લટકતું માંસ અને પડેલી ખોપરીઓને શા માટે હટાવવાનું કહેવામાં આવે છે તે વાત તે બરાબર સમજી શકી નહીં, કારણ કે તે તિબેટી ખંપા જાતિની હતી અને જન્મથી જ માંસાહારી હતી. તેમ છતાં ય મારા કહેવાથી આ બધી અમારા માટે અખાદ્ય વસ્તુઓનું બીજા ઓરડામાં તે સ્થળાંતર કરી નાખશે એવું તેણે મને જણાવ્યું. ભારતીય સીમા પ્રદેશના ભોટિયાઓ તેમજ તિબેટના લોકો માંસાહારી હોવાથી માંસનો ને માંસાહારીનો સ્પર્શ ન કરનાર, તેના તરફ દૃષ્ટિ પણ ન કરનાર લોકો પણ દુનિયામાં વસે છે તેની તેઓ કલ્પના સુદ્ધાં નથી કરી શકતા.

હજી તો હું નથનીમાઈને તે બધી અખાદ્ય વસ્તુઓને ઓરડામાંથી જલદી હટાવવાનું કહીને દાદરો ઊતરી નીચે આવ્યો ત્યાં તો પાડોશમાં

રહેનાર ગરબ્યાંગના સ્કૂલ–માસ્તરની વહુ એક હાથમાં તાજું કપાએલું બકરાનું માથું અને બીજા હાથમાં લોહીલુહાણ છરો લઈને ત્યાં આવી પહોંચી. તે આ વસ્તુ નથનીમાઈને આપવા માટે આવી હતી. આ દૃશ્ય જોતાં મને 'ચીતરી ચડી' એટલે મેં મારા એક હાથ વડે મારું નાક બંધ કરતાં તે બાઈને ત્યાંથી ઝટ ચાલ્યા જવા ઈશારો કર્યો. આ જોઈ તે સ્ત્રી મારા તરફ કૌતુકભરી નજર ફેંકતી ત્યાંથી ચાલી ગઈ. તે માંસાહારી બાઈને મનમાં કદાચ એમ થયું હશે કે આવાં શાકભાજી ( ! ) માં તે વળી સૂગથી કંપારી આવવા જેવું શું હશે ! આ બધું, જોઈને મારા મનેમાં પ્રશ્ન થયો કે અમારા યાત્રીઓ શું આ બધું નિભાવી લેશે ખરા ? મને સ્પર્શાસ્પર્શ વિષેનો 'તીર્થપ્રકાશ' ગ્રંથનો પેલો શ્લોક યાદ આવી ગયો, જે આ પ્રમાણે છે :

"तीर्थे विवाहे यात्रायां संग्रामे देशविप्लवे ।
नगर ग्राम दाहे च स्पृष्टास्पृष्टिर्न दुष्यति ॥"

એટલે કે તીર્થમાં, વિવાહ સમયે, યાત્રાકાળમાં, લડાઈમાં, દેશમાં વિપ્લવ ( બળવો ) થયો હોય તે વખતે અને ગામ કે શહેરમાં આગ લાગે ત્યારે, આ છ અવસરમાં સ્પર્શાસ્પર્શ ( આભડછેટ ) નો દોષ લાગતો નથી.

હું હંમેશાં સ્નાન કર્યા બાદ કેટલોક સમય જપ ને ધ્યાનસાધનામાં ગાળતો હતો અને પછી જ ફલાહાર દ્વારા 'પેટ પૂજા' કરતો હતો. હું એ વાત સારી રીતે જાણતો હતો કે પેટને ભોજન આપવા પહેલાં મનને ભોજન ( સત્સંગ, સદ્ગ્રંથ વાંચન, જપ, ધ્યાનાદિ સત્પ્રવૃત્તિ ) આપવાથી સમય જતાં સાચા માનવ બની શકાય છે. ગઈકાલે રાત્રે હું ખાલી પેટે સૂઈ ગયો હતો જેથી અત્યારે ભૂખ તો લાગી હતી પણ હજી સુધી સ્નાન કર્યું ન હતું. ગરબ્યાંગમાં ઘરે સ્નાન કરવું તે એક સમસ્યા હતી, કારણ કે જળ અતિ નીચે વહેતી કાલીગંગામાંથી ભરી આવવું પડે તેમ હતું. આ માટે હું નથનીમાઈને કે પછી બીજી કોઈ મહિલાને કષ્ટ આપવા માગતો ન હતો. આથી સ્નાન માટે મેં પોતે જ કાલીગંગાએ જવા નક્કી કર્યું. ગરબ્યાંગનાં લોકો પીવાના જળ માટે એક નાની જળધારાનો ઉપયોગ કરે છે. ત્યાંથી જળ ભરવા માટે વહેલી સવારથી જ લોકોની ભીડ થવા લાગે છે. અહીંના લોકો જળ ભરવા

માટે પિત્તળનો એક મોટો ભારે ઘડો રાખે છે. આ ઘડાની ગરદન લાંબી અને મુખ સાંકડું હોય છે. મુખના કિનારા પર ગોળ કડું મજબૂત જડેલું હોય છે. આ કડામાં દોરડું કે પટો બાંધીને તેને સ્ત્રી પુરુષો પોતાના કપાળ ફરતું એવી રીતે વીંટી દે છે કે જેથી ઘડાના તળિયાની કિનારી ઊંચકનારની પીઠ પર રહે અને ઊંચકનારના બન્ને હાથ ખુલ્લા રહે. આવી જ રીતે અહીંના લોકો કોઈ પણ સામાન ઊંચકે છે. ઓજો આવી રીતે ઊંચકવાથી ચડાણવાળા માર્ગો પર સહેલાઈથી ચાલી શકાય છે અને થાક પણ ઓછો લાગે છે. ( જુઓ ચિત્ર–નં. ૧૦ ).

કાલીગંગાને કિનારે પહોંચવા માટે હું શેરીમાંથી બહાર નીકળીને બજારમાં આવ્યો. આ નાની એવી બજારમાં દસબાર દુકાનો જોવામાં આવી જેમાં કાપડ, અનાજ, ઘી–તેલ-કેરોસીન, સાકર વગેરે વસ્તુઓ વેચાતી હતી; જો કે આ બધી વસ્તુઓ અહીંના કેટલાક ભોટિયા વેપારીઓને ઘેર, કીચ ખંપાને ત્યાં પણ ઓછાવત્તા ભાવે મળતી હતી. આ બજારમાં મેં દરજીની દુકાન તો જોઈ પણ ક્યાંય હજામની દુકાન જોવામાં ન આવી. આ બાબતમાં એક તિબેટીએ રહસ્યોદ્ઘાટન કર્યું કે, “ તિબેટનો પુરુષવર્ગ માથા પર મહિલાની જેમ લાંબા લાંબા વાળ રાખે છે અને તેમાં તેલ નાખી તેના ચોટલા વાળીને માથા પાછળ સરસ રીતે બાંધે છે, પણ તેઓને દાઢી કે મૂછ ઊગતાં જ નથી. જે ભોટિયાને દાઢીમૂછ હોય છે તે પોતાની પાસે કાતર, અસ્ત્રો વગેરે વાળ કાપવાના ઓજારો રાખતા હોય છે. સમય પાકતાં પોતાના હાથ વડે જ પોતાની હજામત કરી નાખે છે. ” આ સાંભળીને મને ઘણી નવાઈ લાગી. મોચી વિષે પણ અહીં કંઈક આવું જ સાંભળવામાં આવ્યું. કહે છે કે ભોટિયા લોકો તેમજ તિબેટીઓ પગમાં ‘ થકલમ્ ’ એટલે કે દોરાથી ગૂંથેલા એક વિશેષ પ્રકારના ‘ હોલબૂટ ’ પહેરે છે. જે કોઈ વ્યક્તિ ચામડાંના જોડા, ચંપલ વગેરે પહેરવાની આદતી હોય છે તે પોતાની મેળે જ પોતાના પગરખાં બનાવી કે સીવી લે છે.

બજારમાં થોડું આગળ વધતાં ડાબા હાથ તરફ રસ્તાના કિનારા પાસેની અહીંની ગામઠીશાળા જોવામાં આવી. રસ્તા તરફની તેની દીવાલ પથ્થર પર પથ્થર ગોઠવીને લગભગ ત્રણ ફૂટ ઊંચી બનાવેલી હતી. આ

શાળામાં 'મીલમ' તરફનો એક ભોટિયા યુવક પ્રધાન-અધ્યાપક તરીકે અને ગરબ્યાંગનો એક યુવક તેના સહાયક તરીકે હતા. શાળામાં સમૂહશિક્ષણ હોવાથી વિદ્યાર્થીઓની સંખ્યા સાઠેક હતી. અહીં ભણતા છોકરાં સ્લેટ-કાંકરાની જગાએ કાળા રંગ કે ડામરથી રંગેલું લાકડાનું લાંબુ પાટિયું અને ખડીનો ટૂકડો વાપરતા જોવામાં આવ્યા. લગભગ બધાં છોકરાં શરીરે તો ઘણાં સ્વસ્થ જણાતાં હતાં પણ ગંદા વસ્ત્રોવાળાં હતાં. આ જોઈ મને દુઃખ થયું. શાળા જોયા બાદ હું ત્યાંથી બહાર નીકળીને રસ્તા પર આવ્યો. અહીંથી જમણા હાથ પરની એક પગદંડી કાલીગંગા તરફ બેએક ફર્લાંગ નીચાણમાં આવેલા 'ચેક પોસ્ટ' ની દિશામાં જતી હતી જ્યારે સામેની પગદંડી લગભગ દોઢ ફર્લાંગ નીચાણમાં આવેલા 'ડાકબંગલા'ની દિશામાં જતી હતી. આ બન્ને પગદંડીઓ જોઈ મને થયું કે પહેલાં ડાકબંગલે જઈને ત્યાં ઊતરેલા ભારતના તિબેટમાં નિયુક્ત 'ટ્રેડ એજન્ટ' શ્રી. એ. કે. બક્ષી સાહેબને મળી લીધા બાદ ત્યાંથી 'ચેકપોસ્ટે' આવીને ત્યાંના અફસર સાહેબને મળવું અને પછી ત્યાંથી કાલીગંગાએ સ્નાન કરવા જવું. મેં આ વિચારને તુરન્ત અમલમાં મૂકયો અને ત્યાંથી થોડીવારે 'ડાકબંગલે' આવી પહોંચ્યો.

ભારત દેશના તિબેટ દેશમાં નિયુક્ત 'વેપાર-પ્રતિનિધિ' જેને 'Goverment of India Trade Agent in Tibet' કે સંક્ષેપમાં I. T. A. કહેવામાં આવે છે તે દરવર્ષે ભારતમાંથી તિબેટ જાય છે. પશ્ચિમ તિબેટની મંડીઓ (બજાર) માં જઈ ત્યાં વેપારધંધો કરતા ભારતીય વેપારીઓને વેપાર બાબતમાં જે કાંઈ મુશ્કેલી હોય તે સાંભળે છે અને તિબેટ સરકારના અમલદારો સાથે તે વિષે વાતચીત કરીને તેનો નિવેડો લાવે છે. ભારતના આ 'વેપાર-પ્રતિનિધિ'નું મથક જેવી રીતે પશ્ચિમ-તિબેટમાં 'ગરતોક' શહેરમાં છે તેવી જ રીતે પૂર્વ-તિબેટના 'ગ્યાંચી' અને 'યાતુંગ' શહેરોમાં છે. જો કોઈ ભારતીય વેપારી કોઈ તિબેટી વેપારી સામે 'વેપારપ્રતિનિધિ'ની કચેરીમાં કેસ દાખલ કરે તો તે કેસનો ફેંસલો આપવામાં 'ભારતીય વેપાર પ્રતિનિધિ' તેમજ તિબેટી અમલદાર એ બન્નેની સલાહ જરૂરી છે. ભારત સરકાર અને તિબેટ સરકાર વચ્ચે થયેલી આ પ્રમાણેની એક સંધિ પણ હજી અસ્તિત્વમાં છે. પશ્ચિમ-તિબેટના 'ગરતોક' શહેરમાં

જવા માટે 'ભારતીય વેપાર પ્રતિનિધિ' ભારતમાંથી મે મહિનાની શરૂઆતમાં જ યાત્રા શરૂ કરી દે છે અને અલમોડા ને લીપુ–લાના રસ્તે થઈ ને 'તાકલાકોટ' પહોંચે છે. ઈ. સ. ૧૯૪૨ પહેલાં 'ભારતીય વેપારી પ્રતિનિધિ' સિમલાથી નીકળીને 'ગરતોક' જતા હતા અને ત્યાંથી પશ્ચિમ–તિબેટની જ્ઞાનિમા, ચકરા, નાબ્રા, વગેરે મંડીઓની મુલાકાત લઈ, ત્યાં ત્યાંના ભારતીય વેપારીઓને મળીને તેઓની મુશ્કેલીઓ દૂર કરી ત્યાંથી 'ગરતોક' પાછા આવતા હતા. ગરતોકથી નીકળી 'લીપુ–લા' ના હિમમય કઠિન રસ્તે થઈને નવેમ્બર મહિનામાં અલમોડા પહોંચી જતા હતા અને પછી ત્યાંથી 'સિમલા' પહોંચતા હતા. ઈ. સ. ૧૯૪૨ બાદ કંઈક કારણસર આ પ્રથા બંધ કરી દેવામાં આવી.

ભારતના 'વેપાર પ્રતિનિધિ'ને તિબેટમાં મોકલવાની આ પ્રથા ઈ. સ. ૧૯૦૪માં તથા ત્યાર બાદ થયેલી ભારત–તિબેટ સંધિ અનુસાર શરૂ કરવામાં આવી હતી. ભારતના તે વખતના વાયસરૉય લૉર્ડ કર્ઝનના આદેશથી કર્નલ યંગહસ્બંડે ઈ. સ. ૧૯૦૩ માં તિબેટ પર ઓચિંતી ચડાઈ કરીને તેને જીતી લીધા બાદ બન્ને સરકારો વચ્ચે આ 'ભારતીય વેપારી પ્રતિનિધિ' તિબેટમાં મોકલવા બાબતમાં સંધિ થઈ હતી. જો કે હાલમાં તિબેટને ચીન દેશે 'હડપી લીધો છે,' તેમ છતાં ય ભારતમાંથી દર વર્ષે તિબેટમાં જતી વેપાર પ્રતિનિધિની પ્રથા તો શરૂ જ છે. (!)

ગરબ્યાંગના ડાકબંગલામાં પેસતાં જ ડૉક્ટર પોદ્દાર સામે ઊભેલા જોવામાં આવ્યા. તે મને જોઈને હર્ષથી ઉછળી પડ્યા. મારી પાસે આવી મને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરીને તે મને તેમના ઓરડામાં લઈ ગયા. ઓરડો દવાઓની શીશીઓ, વાઢકાપના ઓજારો વગેરેથી જાણે કંઈક નવું જ વાતાવરણ સરજી રહ્યો હતો. ઓરડાની બહારના એક ભાગમાં સફેદ રંગની છોલદારી (નાનો તંબૂ) ઉભી કરવામાં આવી હતી જેમાં બેત્રણ તિબેટી મહિલાઓ પોતાના છોકરાંને લઈને ડૉક્ટર સાહેબની વાટ જોતી ઊભી હતી. આ ડૉક્ટર પોદ્દાર બંગાળી હતા અને ભારત સરકારના વિદેશ વિભાગમાં નોકરી કરી રહ્યા હતા. અલમોડામાં નિવાસ દરમિયાન તે મને કેટલીક વાર મળી ચૂક્યા હતા, તેથી અમે બન્ને એકબીજાથી પરિચિત હતા. અત્યારે તે

I. T. A. ની સાથે તિબેટમાં જઈ રહ્યા હતા. મેં તેમની પાસેથી સાંભળ્યું કે, "ભારતના વેપારી પ્રતિનિધિ (I. T. A.) દર વર્ષે જ્યારે તિબેટમાં જાય છે ત્યારે તેમની ઓફીસના માણસોની સાથે સાથે એક ડૉક્ટરને પણ લઈ જાય છે. રસ્તામાં જ્યાં જ્યાં પડાવ નાખવામાં આવે છે ત્યાં ત્યાંના બીમાર લોકોને તપાસીને તે બધાને સારી સારી દવા આપવામાં આવે છે. ભારતની સીમા વટાવ્યા બાદ તિબેટ દેશમાં પહોંચતાં ત્યાંના દર્દી લોકોને પણ આવી જ રીતે મફત તપાસી મફત દવા આપવામાં આવે છે." આવી રીતે કેટલીક વાતચીત કર્યા બાદ ડૉક્ટર મને પાસેના મોટા ઓરડામાં લઈ ગયા જ્યાં ભારતના I. T. A. શ્રી બક્ષી સાહેબ ઊતર્યા હતા. મને જોઈને તેમણે બે હાથ જોડી પ્રણામ કર્યા અને બેસવા માટે ખુરસી આપી. વાતચીત દરમિયાન ખેદ વ્યક્ત કરતા તે કહેવા લાગ્યા કે તિબેટની વર્તમાન 'ચીન સરકાર' તરફથી હજી સુધી તેના સ્ટાફના કેટલાક કર્મચારીઓને તિબેટમાં પ્રવેશ માટેના પરવાનગીપત્રો મંજૂર થયા નથી, એટલે તેનો આખો ય કાફલો તે માટે વાટ જોતો અહીં પડ્યો છે. અઠવાડિયામાં જો આજ્ઞા-પત્ર આવી જશે તો તે બધા અહીંથી 'તાકલાકોટ' થઈ 'ગરતોક' માટે રવાના થશે. આગળ વાત કરતા ઓચિંતા અટકી, વાતને બદલતા તે મને કહેવા લાગ્યા કે યાત્રાસંઘના યાત્રીઓને તિબેટમાં કાંઈ પણ મુશ્કેલી જણાય તો તેમને જણાવી દેવું. તે તરત જ આવશ્યક પગલા લઈ મુશ્કેલી દૂર કરાવી શકશે. મેં આ માટે શ્રી બક્ષી સાહેબનો આભાર માન્યો. થોડી વાતચીત બાદ હું ત્યાંથી ઊઠ્યો અને શ્રી બક્ષી સાહેબની તથા ડૉક્ટર પોદ્દારની વિદાય લઈને ત્યાંથી 'ચૅકપોસ્ટ' તરફ રવાના થયો.

દોઢ ફર્લાંગનું હળવું ચડાણ ચડ્યા બાદ નિશાળ પાસે આવીને ત્યાંથી હળવું ઉતરાણ ઊતરી જ્યારે હું ચૅકપોસ્ટના સફેદ રંગના તંબૂ પાસે આવ્યો તો ત્યાં કેપ્ટન ઉમેદસિંહને ઊભેલા જોતાં મને આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તે પણ મને જોતાંવેંત જ ઓળખી ગયા. મારી નજીક આવી શ્રદ્ધા-ભક્તિપૂર્વક બે હાથ જોડીને માથું નમાવતા તેમણે આશીર્વાદ માંગ્યા. આ જોઈ મેં તેમના માથા પર હાથ મૂકીને આશીર્વાદ આપ્યા. ત્રણ વર્ષ પહેલાં જ્યારે હું

યોગસાધના કરવા માટે 'બદરીનાથ'માં કેટલાક મહિના રહ્યો હતો તે વખતે આ સજ્જન કેપ્ટન શ્રી ઉમેદસિંહ બદરીનાથ પાસેની 'માણા' ગામની ચેકપોસ્ટના અફસર તરીકે ફરજ બજાવતા હતા. લગભગ હંમેશાં તે મારું ધર્મ–પ્રવચન સાંભળવા માટે નદી પારની કાલીકમલીની 'સાધુ કુટિર'માં આવતા હતા. આથી અમે બન્ને એકબીજાના પરિચિત હતા. અહીં ગરબ્યાંગ ચેકપોસ્ટના અફસરના હોદ્દા પર તેમને જોઈ મને આનંદ થયો. તે પણ મને જોઈ ને ત્રણ વર્ષ પહેલાંની સ્મૃતિઓ એક પછી એક તાજી કરવા લાગ્યા. થોડીવારે તે મને તેમના મિલિટરીના તંબૂમાં સાથે લઈ ગયા અને ખુરસી પર બેસાર્યો. ત્યાર પછી તેમણે એક સિપાઈ ને હાંક મારીને તંબૂમાં બોલાવ્યો અને મારા માટે ગરમાગરમ ચા ને બિસ્કુટ લઈ આવવા હુકમ કર્યો. આ સાંભળીને મેં તેને જતા એ માટે રોકયો કે હું ફળાહારી હતો, બહારનું આવું કાંઈ ખાતો નહોતો. નિત્ય નિયમાનુસાર સ્નાન ને જપ–ધ્યાનાદિ સમાપ્ત કર્યા વિના તો મુખમાં કાંઈ જ નાખતો નહોતો. કેપ્ટન ઉમેદસિંહ વસ્તુસ્થિતિ સમજી ગયા એટલે આ બાબતમાં તેમણે વધારે 'તાણાતાણી' કરી નહીં. અહીંથી વિદાય લેતા પહેલાં મેં કેપ્ટન સાહેબને ફીચ ખંપાને ઘેર આવવાનું આમંત્રણ આપી દીધું. તેમણે માથું ઝુકાવીને તેનો સહર્ષ સ્વીકાર કર્યો એટલે હું ત્યાંથી ઊઠ્યો. ચેકપોસ્ટ ઑફિસની પાછળના ભાગમાં આવેલા ખેતરની વચ્ચોવચ્ચ થઈ ને એક કેડી કાલીગંગા તરફ જતી હતી. હું તે પકડીને હળવું ઉતરાણ ઊતરતો થોડી વારે કાલીગંગાને કિનારે આવી પહોંચ્યો. અહીં કાલીગંગા પર લાકડાનો નાનો પુલ જોવામાં આવ્યો, જેના પર થઈ ને નદીને સામે પારની નેપાળની હદમાં જઈ શકાતું હતું. ગરબ્યાંગથી આ રસ્તે ભારતનું અનાજ, કાપડ વગેરે નેપાળમાં થઈ ને તિબેટમાં ન પહોંચતું થાય એ માટે જ કાલીગંગાની જમણી બાજુની ભારતની હદમાં જે ચેકપોસ્ટ ઊભી કરવામાં આવી હતી તેનું રહસ્ય હવે હું સમજ્યો. મારે કાલી નદીમાં સ્નાન કરવું હતું તેથી હું કિનારા પરના એક વિશાળકાય પથ્થર પાસે આવ્યો. આ જગાએ નદીમાં અગણિત મોટા મોટા પથ્થરો હોવાથી નદી તેના પરથી પછડાતી અફળાતી ને ફીણના મોટા મોટા ગોટેગોટા ઉછાળતી જાણે સહસ્ર સહસ્ર નાગણોના ફુંફાડાની જેમ ગરજી રહી હતી. મને આ જગા જપ અને ધ્યાન-સાધના માટે ઘણી સારી જણાઈ, કારણ કે અહીંથી આજુબાજુના

લીલાછમ પહાડ–પર્વતોનું નૈસર્ગિક સૌંદર્ય નયનાભિરામ હતું. આ નદીને કિનારે મેં મારાં વસ્ત્રો ઉતાર્યાં અને સમીપની સ્વચ્છ ને શાંત જળવાળી જગામાં કમર સુધીના જળમાં ઊતરીને સ્નાન કર્યું. આ હિમનદી હોવાથી અને સાડા દસ હજાર ફૂટની ઊંચાઈ પર હોવાથી એનું જળ બરફ જેવું ઠંડું હતું. હું અત્યાર સુધીની યાત્રામાં હિમ–નદીઓમાં સ્નાન કરતો આવ્યો હતો, જેથી આવા ઠંડાગાર જળથી ટેવાઈ ગયો હતો. સ્નાન કર્યા બાદ સ્વચ્છ વસ્ત્ર પહેરી હું તે મોટા પથ્થર પર ચઢ્યો અને ત્યાં ધાબળો બિછાવી તેના પર પદ્માસન વાળીને 'ધ્યાન' ધરવા લાગ્યો. ઉછાળા મારતી અને ગર્જના કરતી કાલીગંગા જાણે કહી રહી હતી કે 'જે વહે છે (પુરુષાર્થ કરીને આગળ વધે છે) તે જીવનનું મધુર સંગીત રેલાવતા આનંદથી ઉછળી શકે છે આવી ઉત્સાહી ને ઉદ્યમી વ્યક્તિ ઊંચા ઊંચા પહાડપર્વતોને ય ઘસીને તેમાંથી પોતાનો માર્ગ બનાવી શકે છે અને માર્ગમાં આવતા મોટા મોટા કાળમીંઢ પથ્થરોને પણ ભાંગી ભૂકેભૂકા કરી કિનારા પર હડસેલી મૂકે છે.'

અહીં ધ્યાનમાં એકાદ કલાક વીતી ગયો, પણ જાણે એક મિનિટ વીતી હોય તેવું લાગ્યું. એ વાત સાચી છે કે મન પ્રફુલ્લિત હોય કે અંતર્મુખી હોય ત્યારે દીર્ઘ સમય પણ અલ્પ જણાય છે. લાંબાટૂંકા સમયનો આધાર પણ મનની સ્થિતિ અનુસાર હોય છે. ધ્યાનાભ્યાસ પૂરો થયો એટલે હું પથ્થર પરથી નીચે ઊતર્યો અને એક માઈલનું ચડાણ ચડીને ગરબ્યાંગની બજારમાં આવ્યો. તે વખતે મનમાં વિચાર આવ્યો કે લાવને અહીંની પોસ્ટ ઑફિસ જોઈ લઉં અને ત્યાં જો મારા નામના કે યાત્રીઓના નામના કોઈ પત્રો આવ્યા હોય તો તે લઈ લઉં. આથી હું પાસેની એક શેરીમાં પ્રવેશીને એક વૃક્ષની પાસેના શ્રી મોહનસિંહ ગરબ્યાલના ઘરમાં આવ્યો. આ ઘરના મેડા પર પોસ્ટ ઑફિસ હતી. આજે રવિવાર હોવાથી પોસ્ટ ઑફિસનું કામ બંધ હતું. પોસ્ટમાસ્તર બેઠા બેઠા બીજું કંઈક કામ કરી રહ્યા હતા.તેમણે મને આવકાર આપી ખુરસી પર બેસાર્યો ને મારા નામના આવેલા ત્રણચાર પત્રો મને આપ્યા. તે પોસ્ટ ઑફિસના ખૂણામાં ઢગલાબંધ રજિસ્ટર્ડ પાર્સલો જોઈ આશ્ચર્ય વ્યકત કરતાં મેં પોસ્ટમાસ્તરને પૂછ્યું કે, આટલાં બધાં રજિસ્ટર્ડ પાર્સલો કોના કોના માટે હશે, કયાંથી આવી રહ્યાં હશે અને તેમાં શું શું હશે? આ સાંભળીને પોસ્ટમાસ્તર સાહેબ કહેવા

લાગ્યા કે આ બધાં પાર્સલ દાર્જિલિંગ પાસેના 'કાલીમ્પોંગ' નામના સ્થાનેથી અહીંના વેપારીઓના નામે આવેલાં છે અને એમાં રૂવાંટીવાળા ચામડાંની કાનટોપીઓ, દોરીથી ગૂંથેલા તિબેટી જોડા ( થકલમ્ ) વગેરે છે. પોસ્તમાસ્તરની વાત સાંભળીને મને અહીંની નિશાળના માસ્તર દેવીસિંહના માથા પરની રૂવાંટીવાળા ચામડાની ટોપી, કીચખંપાની છોકરી 'દીવલી'ના પગમાં પહેરેલા લીલા સફેદ ને ગુલાબી રંગના પટાવાળા ઘૂંટણ સુધીના લાંબા 'થકલમ્' વગેરે યાદ આવી ગયા. આવા જોડાને તિબેટી ભાષામાં 'લ્હમ્' કે 'થકલ્હમ્' પણ કહે છે. આવા જોડાની એક જોડીની કિંમત અત્યારે ૨૫) રૂપિયાથી લઈને ૩૦) રૂપિયા સુધીની હતી. દોરાના આવા જોડા પહેરીને દેવમંદિરોમાં પણ જઈ શકાય છે. કહે છે કે આવા જોડા ઘણા ટકાઉ હોય છે, પાંચ દસ વરસ તો સહેજે નીકળી જાય છે. તેના તળિયા ઘણી મજબૂત ગૂંથણીવાળા હોવાથી તેમાંથી પગને ઠંડી લાગતી નથી. 'તાર' વિષે મેં પોસ્ટમાસ્તરને પૂછતાં તેમણે કહ્યું કે જે તાર અહીંથી મોકલવાનો હોય તેને બીજા પત્રોની સાથે ધારચૂલા થઈને અસકોટ મોકલવામાં આવે છે અને ત્યાંની તાર ઑફિસમાંથી તેને તારરૂપે જ્યાં મોકલવો હોય ત્યાં મોકલી આપવામાં આવે છે. ગરબ્યાંગની આ પોસ્ટ ઑફિસ મે મહિનાથી લઈને ઓકટોબર સુધી જ ખુલ્લી રહે છે, બાકીના બીજા મહિનાઓમાં અહીં બરફ પડતો હોવાથી બંધ રહે છે. ભારત સીમાની છેલ્લી ટપાલપેટી ગરબ્યાંગથી ચાર માઈલ દૂર આવેલા "ગુંજી" ગામમાં છે. ભારતની હદ વટાવીને તિબેટમાં આવેલા 'તાકલાકોટ' મંડીમાં જો કોઈ વ્યકિત પોતાના પત્રો વગેરે મંગાવવા ઇચ્છે તો આ માટે તેને ગરબ્યાંગના પોસ્ટમાસ્તરને એક લેખિત અરજી આપવી પડે છે. ત્યાર પછી પોસ્ટમાસ્ટર તે વ્યકિતના પત્રો કોઈ આવતા-જતા ભોટિયા વેપારી સાથે મોકલતા રહે છે. મનીઑર્ડર રજિસ્ટર્ડ લેટર, રજિસ્ટર્ડ પાર્સલ વગેરે વસ્તુઓ તિબેટમાં મોકલવામાં આવતી નથી.

મેં પોસ્ટમાસ્તર અને શ્રી મોહનસિંહ ગરબ્યાલ સાથે આ પ્રદેશના ધાર્મિક અને સામાજિક પ્રશ્નો વિષે થોડો સમય વાતચીત કરી. મને તેમાંથી ઘણું જાણવાનું મળ્યું. ગરબ્યાંગમાં જે ભોટિયા લોકો રહેતા હોય છે તેને 'ગરબ્યાલ' કહે છે, બુધી ( બુદી ) ગામમાં

રહેનાર ભોટિયા લોકોને 'બુદ્યાલ' કહે છે, કુટિ ગામના ભોટિયાઓને 'કુટ્યાલ' કહે છે, ગુંજી ગામના ભોટિયાઓને 'ગુંજાલ' કહે છે અને છાંગરુ ગામના ભોટિયા લોકોને 'છાંગ્યાલ' કહે છે.

પોસ્ટ ઑફિસેથી નીકળીને હું જ્યારે કીચ ખંપાને ત્યાંના મારા ઊતારે આવ્યો ત્યારે મને નદીએથી નાહીને ઘણો મોડો આવેલો જોઈને કીચ ખંપાની વહુ નથનીમાઈ 'ઉઘડો લેતી' કહેવા લાગી કે "અરેરે, કાલે સાંજે પણ કાંઈ જમ્યા નથી ને સવારે પણ નાસ્તો-પાણી કર્યાં નથી, તો શું હવા ખાઈને રહો છો? ખાવું નથી?" આ સાંભળીને મેં તેને ઠંડે કલેજે જણાવ્યું કે હું તો ફળાહારી છું. જો બને તો શુદ્ધ ઘીમાં બટેટાની થોડી કાતરી તળી દે અને ગાયનું દૂધ ગરમ કરી દે. તે તરત જ રસોડામાંથી સ્ટવ ને તપેલી લઈ આવી અને થોડી વારમાં ફળાહાર તૈયાર કરી દીધો એટલે હું 'ब्रह्मार्पणं ब्रह्महविः ...' કહી મનોમન તે નૈવેદ્ય પ્રભુને નિવેદન કરી ત્યાર પછી થઈ ગયેલા તે પ્રસાદને શાંત મને જમવા લાગ્યો. શ્રદ્ધા-ભક્તિથી બનાવેલા આ ફળાહારમાં ઑર જ મીઠાશ હતી. નથનીમાઈએ મને ચાંદીમઢેલા લાકડાના જે સુંદર કટોરામાં બટેટાની તળેલી કાતરી આપી હતી અને ચાંદીમઢેલા લાકડાના ગલાસમાં ગાયનું દૂધ આપ્યું હતું. તેવાં વાસણો, ખાસ કરીને તિબેટી લોકો જ ભોજન કે ચા પાણી વખતે વપરાશમાં લેતા હોય છે. આવા વાસણો વિષે આપણે હવે પછી યથાસમય ચર્ચા કરીશું.

ફળાહાર પતાવ્યા બાદ હું 'કીચખંપા-નાટેશકર ધર્મશાળા' જોવા માટે નીકળ્યો. મારા મુકામની લગોલગ જ તે આવેલી હતી. એવું જાણવા મળ્યું કે કૈલાસયાત્રાના યાત્રીઓ માટે ચાર ઓરડાવાળી આ ધર્મશાળા કલકત્તાના 'નાટેશકર' નામના કોઈ વ્યક્તિએ બંધાવી આપી છે. ત્રણ વર્ષ પહેલાં તે સજ્જન તેમની ઘરડી માને લઈને કૈલાસયાત્રા કરી આવ્યા હતા. ગરબ્યાંગમાં આ સિવાયની પણ બીજી ધર્મશાળાઓ જોઈ, જેવી કે 'સુરમાદેવીની ધર્મશાળા,' 'દિલીપસિંહની ધર્મશાળા' વગેરે, પણ આ બધીમાં જોઈએ તેવી સગવડ ન હતી. મને લાગે છે કે આ કારણથી યાત્રીઓ કાં તો કીચ ખંપાને કે ભોટિયા લોકોને ત્યાં અથવા ડાકબંગલામાં ઊતરવાનું પસંદ કરે છે. કીચખંપા ભારતમાં જન્મેલ પણ વંશપરંપરાથી તિબેટી હોવાથી તિબેટી લોકોના ગુણ

અનુસાર તે અને તેમના ઘરના લોકો સેવાભાવી અને નમ્ર સ્વભાવના હતા. વળી કીચ ખંપા ગરબ્યાંગમાં આબરૂદાર વેપારી ને કૈલાસયાત્રા માટેના કુશળ માર્ગદર્શક તરીકે જાણીતા હતા. તે પોતાને ઘેર અનાજ, ઘી, તેલ, સાકર, કેરોસીન, કાપડ વગેરે વસ્તુઓ ધારચૂલાથી લાવી લાવીને વેચતા રહેતા હતા. તેની પાસે સારી નસલના આઠદસ ઘોડા-ખચ્ચર પણ હતા. આ ઉપરાંત તિબેટી ચુટકા, ધાબળા, ચામડાં, તંબુઓ, રાવટી, નોકર-ચાકર વગેરે પણ હતાં. આથી કૈલાસયાત્રીઓને આ બધું ભાડે દઈને તેમ જ સુયોગ્ય માર્ગદર્શન આપીને તેમની કૈલાસયાત્રા સુખ શાંતિથી પૂર્ણ કરાવતા હતા એક વાર વાતવાતમાં તેમણે મને કહ્યું કે અત્યાર સુધીમાં તે ૯૬ વાર કૈલાસયાત્રા કરી ચૂકયો છે અને આ વખતની તેની ૯૭મી કૈલાસયાત્રા થશે. તેમની આ વાત સાંભળીને હું તો આશ્ચર્યમાં ડૂબી ગયો હતો. ( જુઓ ચિત્ર નં.-૫૪ ).

ધર્મશાળાઓ જોઈ આવ્યા બાદ હું ઓરડો ખોલીને મારા બિછાના પર બેઠો તેટલામાં નિશાળના માસ્તર શ્રી દેવીસિંહ મારા ઓરડામાં દાખલ થયા. તેમને મેં બેસવા માટે ધાબળો આપવા માંડ્યો પણ તે વિવેકી સજ્જન મારી સામે ધાબળા પર ન બેસતાં જમીન પર જ બેઠા. આ જોઈ મને તેના પ્રતિ માન થઈ આવ્યું. મને એક સંતની વાણી યાદ આવી ગઈ, ' આંબાને જેમ જેમ ફળ આવવા લાગે છે તેમ તેમ તે વધુ ને વધુ નમ્ર બનતો નીચો નમવા માંડે છે, જ્યારે બાવળને કાંટા આવતાં તે ટટ્ટાર થવા લાગે છે. આવા છે સજ્જન 'અને દુર્જનના ભેદ. મારે દેવીસિંહ પાસેથી ગરબ્યાંગ વિષે કેટલીક માહિતી મેળવવી હતી, જેથી મેં તેમને થોડાક પ્રશ્નો પૂછ્યા. તે કહેવા લાગ્યા કે કાલીગંગાના ડાબા હાથ પરના નેપાળ પ્રદેશના આ સામે દેખાઈ રહેલા લીલાછમ પહાડોમાં ભૂર્જપત્રોનાં ઘણાં ઝાડ છે. ત્યાં કસ્તુરી મૃગો પણ રહે છે. ગરબ્યાંગ, ગૂંજી અને છાંગરુના કેટલાક શિકારી લોકો પોતાના કાબેલ શિકારી કૂતરાઓને લઈને ત્યાં જાય છે અને મૃગોને મારી તેમના પેટમાંથી કસ્તુરીને કાઢી લઈ આવે છે. ત્યાર પછી દૂરના એક હિમાચ્છાદિત પર્વત તરફ આંગળી ચીંધતા તે મને કહેવા લાગ્યા કે તે જગાએ એક ' કુંડ ' છે. અહીંના લોકોની એવી માન્યતા છે કે ત્યાં હજારો વર્ષની ઉંમરવાળા ઋષિમુનિઓ નિવાસ કરે છે. ત્યાં “ છાંગરુ-રાખૂ ” નામે એક ગુફા છે જેમાંથી

માણસોના હાડપિંજર મળી આવે છે. એવું કહેવાય છે કે જ્યારે છાંગરુ, ટીંકર વગેરે ગામોમાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો હતો ત્યારે લોકો ભાગીભાગીને તે ગુફામાં ભરાઈ ગયા હતા. ત્યાંના ઝેરી ગેસને લીધે કે પછી અન્ય કોઈ કારણથી તે લોકો મરણ પામ્યા. કહે છે કે ત્યાં ભૂતોનો વાસ છે. માસ્તર સાહેબે વાતચીત દરમિયાન એ પણ કહ્યું કે દૂર દૂરથી ગરબ્યાંગ તરફ જોવાથી તેની આજુબાજુમાં રેતીની જે ઊંચી ઊંચી દીવાલો દેખાય છે તે સ્પષ્ટ પ્રમાણ છે કે કરોડો વર્ષ પહેલાં એક જમાનામાં આ પ્રદેશમાં એટલે ઊંચે કાલીગંગા વહેતી હતી. મને માસ્તરની આ વાતે વિચાર કરતો કરી મૂક્યો. મને થયું કે જો કોઈ ભારતીય ભૂસ્તરશાસ્ત્રી ( Geologist ) આ વિષે સંશોધન કરે તો તેમાંથી ઘણું રહસ્યોદ્ઘાટન કરી શકે. ત્યાર પછી માસ્તર સાહેબે ચૅકપોસ્ટ તરફની દિશામાં ઘણે દૂર દેખાતા હિમાચ્છાદિત એક પર્વતને આંગળી ચીંધી બતાવતાં કહ્યું કે અહીંના લોકો તેને ‘ બાબા કૈલાસ ’ કહે છે, ( જુઓ ચિત્ર નં. ૮૮ ની પાસેનું ). આ સાંભળીને મેં તે તરફ બે હાથ જોડી ભક્તિભાવથી પ્રણામ કર્યા. આ પ્રમાણે અમારા બન્ને વચ્ચે વાતચીત ચાલતી હતી ત્યાં એક તિબેટી યુવક માસ્તર સાહેબ પાસે આવ્યો. તેણે તેની સાથે તિબેટીમાં કંઈક વાતચીત કરી. તેના ચહેરા પરના ભાવ પરથી હું સમજી શકયો કે વાત અગત્યની હતી. વાત સાંભળીને માસ્તર સાહેબ ઊભા થયા અને ફરી મળવાનું કહી ત્યાંથી વિદાય થયા.

અમારા યાત્રાસંઘના યાત્રીઓ આજે અહીં ગરબ્યાંગમાં આવી પહોંચવા જોઈતા હતા, પણ હજી સુધી કોઈ આવ્યું ન હતું. આથી મને તે લોકોની ચિંતા થાય તે સ્વાભાવિક હતું. આ વિચારમાં ને વિચારમાં હું ઘરની પરશાળમાં આંટા મારવા લાગ્યો. એકાદ કલાક બાદ કોઈના પગરખાંનો ખસર–પસર અવાજ કાને પડતાં મેં ચોંકીને તે તરફ જોયું તો દામજીભાઈને આવતા દીઠા. આ જોઈ મને હર્ષ થયો. આ સજ્જન હતા તો ‘ સુકલકડી ’ પણ ચાલવામાં આંબ્યા જાય નહીં તેવા હતા. શેઠ લોકોની જેમ ગાદીતકિયે બેઠેલું શરીર નહોતું; કારીગર માણસ હોવાથી કસાયેલી કાયા હતી. તેમાં ય વળી શ્રી દયાનંદ સરસ્વતીની જન્મભૂમિ ‘ ટંકારા ’ ગામનું પાણી હતું, પછી પૂછવાનું જ શું હોય! દામજીભાઈ પહોંચતાની સાથે ‘ હાશ ’ કરીને

હેઠા બેઠા. તે વખતે ટચાકાના અવાજ સંભળાયા. તેમના શરીરના સાંધાના કડાકા બોલવાનો આ અવાજ કહી આપતો હતો કે તે આજે કેટલા થાકી ગયા છે. તેમ છતાં ય મેં જ્યારે દામજીભાઈને આજના કઠિન ચડાણઉતરાણ વિષે પૂછ્યું તો તેમણે મોં બગાડતાં ને પગનાં ગોટલા દાબતાં ભાંગેલા અવાજે જવાબ આપ્યો કે આજની યાત્રાએ તો 'ગાભેગાભા કાઢી નાંખ્યા છે.' અહીં બેચાર દિવસ આરામ કરીને તાજામાજા થયા બાદ જ અહીંથી આગળ વધવું જોઈએ કારણ કે હવે તો તિબેટના બરફના પર્વતો ઓળંગવાના આવશે. હું દામજીભાઈની આ વાતમાં સંમત હતો. મેં તેમને જ્યારે બાકીના યાત્રીઓ વિષે પૂછ્યું તો તે કહેવા લાગ્યા, "કાલે સવારે જીપ્તી મુકામેથી નીકળ્યા બાદ બિંદાકોટ, નીરપાણી અને બોલાઘાટના છાતી ફાડી નાખે તેવા ૯ માઈલના કઠિન ચડાણઉતરાણે તો બધાના 'હાંજા ગગડાવી નાંખ્યા'. જેથી 'જખમારીને' બધાને 'માલપા' મુકામે પડાવ કરવો પડ્યો. ગોળવાળાના તો ઘૂંટણના ડાબલા ફૂલી ગયા હતા અને ચલાતું નહોતું તો ય ખોડંગાતા ખોડંગાતા તે જેમતેમ કરીને પડાવે પહોંચ્યા હતા. દર્દ અસહ્ય લાગતાં એકવાર તો તેમનાથી બોલાઈ જવાયું હતું કે હવે તો તે માલપાથી જ પાછો ફરશે. અમે બધાએ તેમને હિંમત આપી, સૂજી ગયેલા ઘૂંટણે બામ આયોડેક્સ ચોળ્યું એટલે પ્રભુકૃપાથી સવારે તેમને સારું થઈ ગયું. આજે સવારે બધા યાત્રીઓ માલપાથી નીકળી જેમતેમ કરીને 'બુધી' આવ્યા એટલે બુધીનું અઢી માઈલનું સીધું સટ કઠિન ચડાણ જોતાં જ બધા 'બોદા' થઈ ગયા. આથી બુધીની નિશાળમાં થોડો વિશ્રામ કર્યો. ગોળવાળા બુધી પહોંચ્યા નહોતા. તેમની વાટ જોતા રાજદેવ અને બીજા બે યાત્રી ત્યાં રોકાયા જ્યારે બાકીના ત્યાંથી રવાના થઈ ગયા. થોડા વખતમાં બધા અહીં આવી પહોંચશે." આવી રીતે વાતચીત કરતા અડધોએક કલાક વીત્યો હશે એવામાં 'સી....તારામ' કહેતા ખખડધજ ખાખીબાવા ત્યાં આવી પહોંચ્યા. આજના કઠિન ચડાણઉતરાણને લીધે તેમની શિક્કલ ફિક્કી પડી ગઈ હતી, તેમ છતાં ય તે પરાણે પરાણે મોઢું મલકાવી રહ્યા હતા. ઓરડામાં આવીને પાથરણા પર બેસતાં બેસતાં તો તેમના કેટલાય ટચાકા ફૂટી ગયા. આ સાંભળી મેં ને દામજીભાઈએ એક-બીજા સામું જોયું અને સમજી ગયા કે આજે આ બાવાની ઠીકઠીક 'રેવડી દેરાઈ ગઈ છે.' તેમને થોડો વિશ્રામ કરી લેવા દીધા બાદ મેં ધીરેથી

તેમને પૂછ્યું, " બાબાજી! ઔર યાત્રીઓંકી ક્યા હાલત હૈ ? " ઉધરસ ખાઈ ગળું સાફ કર્યા બાદ તે કહેવા લાગ્યા, " સ્વામીજી ! ઉન લોગોંકે બારેમેં આજ તો પૂછિયે હિ મત. બુધીકી ખતરનાક ચડાઈ દેખકર વે સબ 'દિન મેં તારે ગિનને લગ ગયે થે.' સબકી કમર ટેઢી હો ગઈ હૈ ". થોડીવાર અટકી જાણે કંઈક યાદ આવતાં તે હસવા લાગ્યા અને આગળ કહેવા લાગ્યા કે " હમારે ગોલવાલા ભગતજીકે હાલ બેહાલ હો ગયે હૈં. બુધીકી સ્કૂલમેં બૈઠકર શરીરમેં તૈલમાલીશ કરવાયા ઔર કુછ સમય વિશ્રામ કિયા તબ કહીં ભાઈસાહબ ચંગે હુએ હૈં. યહાં પહુંચતે પહુંચતે તો ઉનકી બમ્ બોલ જાયગી. આજકી ચડાઈઉતરાઈ તો તોબા હૈ ". આમ કહેતાં કહેતાં તેમણે બે હાથ જોડી જટાના મોટા ફીંડલાવાળું માથું નમાવ્યું. તેમના મુખેથી આ કરુણ કથની સાંભળીને હું તો 'દંગ' જ થઈ ગયો. મેં મનોમન પરમેશ્વરને પ્રાર્થના કરી કે હે પ્રભો ! બધાને અહીં હેમખેમ જલદી પહોંચાડજો.

સાંજ પડવા આવી હતી. હું, દામજીભાઈ અને ખાખીબાવા પોતપોતાના પાથરણામાં લાંબા થયા. માંડ અડધોએક કલાક વીત્યો હશે એવામાં બહારના ભાગમાંથી 'જય જલારા....મ' અવાજ સંભળાયો. અમે તરત જ સમજી ગયા કે રાજદેવ આવી પહોંચ્યા છે. ઓરડાની બહાર આવીને અમે જોયું તો રાજદેવ, જયંતીભાઈ, જગુભાઈ વગેરે બધા યાત્રીઓ ઓટલા પર બેઠા હતા. મેં ત્યાં જઈને 'રામ રામ' કહેતાં તે બધાના હેમખેમ પૂછ્યા અને બધાને ઓરડામાં લાવીને બેસાર્યા. થોડી વાતચીત દરમિયાન' જ્યારે મેં જણાવ્યું કે હું તો જીપ્સીથી નીકળીને તે જ દિવસે બપોરે ગરબ્યાંગ પહોંચી ગયો હતો, તો તે જાણીને બધા યાત્રીઓને ઘણી જ નવાઈ લાગી. રાજદેવ કહેવા લાગ્યા, "તમારા પગમાં ભેદી ચક્ર હોવા જોઈએ જેથી તમે આમ આકાશમાં ઉડતા જાવ છો." આ સાંભળી સૌ હસી પડ્યા. આ અવાજ સાંભળીને મેડા પરથી કીચ ખંપાની વહુ નથનીમાઈ અને છોકરી દીવલી નીચે ઊતરી આવ્યાં. યાત્રીઓને મેં તે બન્નેનો પરિચય કરાવતાં જણાવ્યું કે બે દિવસથી કીચ ખંપા તેમની મોટી છોકરી સોનાને તાકલાકોટ મૂકવા ગયા છે. આ વરસે 'લીપુ-લા' નો રસ્તો કેવો છે, કેટલો બરફાળ છે વગેરે પણ તે જોતા આવશે. આજે સાંજ સુધીમાં

તેની અહીં પાછા આવવાની ઉમેદ છે. મારી આ વાત સાંભળીને રાજદેવ કહેવા લાગ્યા, "સ્વામીજી! કીચ ખંપા આવ્યા પછી તેમની સાથે વાતચીત કરી અહીંથી સારી રીતે બધી ય તૈયારી કર્યા બાદ જ આગળ રવાના થવાનું છે; ભલેને પછી અહીં થોડા દિવસ વધારે રોકાવું પડે. તે દરમિયાન થાકયાપાકયા યાત્રીઓ આરામ કરીને તાજામાજા થઈ જશે." રાજદેવની આ વાત મને ગળે ઊતરી ગઈ. બીજા યાત્રીઓ પણ આ વાતમાં સંમત થયા. આથી બધાએ કૈલાસપતિનો જયકાર કર્યો.

બધા યાત્રીઓને થોડો વિશ્રામ કરવા દીધા બાદ હું તે બધાને કીચ ખંપાના ઘરના ઉપલા માળે લઈ ગયો, જ્યાં નથનીમાઈએ બધાને રહેવાને માટે મોટો ઓરડો સાફસૂફ કરીને તૈયાર રાખ્યો હતો. એટલામાં તો યાત્રીઓનો સામાન લઈને મજૂર લોકો એક પછી એક આવી પહોંચ્યા. જેનો જેનો જે જે સામાન હતો તે તે પોતપોતાનો સામાન ગણીને પોતપોતાની જગાએ રખાવવા માંડ્યા. હું ભોંયતળિયાના જે ઓરડામાં ઊતર્યો હતો ત્યાં એક જગા ખાલી હોવાથી મેં ત્યાં ખાખીબાવાનો સામાન રખાવ્યો. મને થયું કે 'બાવેબાવા જો એક જગાએ હોય તો સારું રહે.' બીજા બધા યાત્રીઓ મેડા પરના સાફ કરીને તૈયાર રાખેલા ઓરડામાં ઊતર્યા. થોડી વારે રાજદેવની દૃષ્ટિ તે ઓરડાની અભરાઈ પર જતાં તેમણે નથનીમાઈને બૂમ મારી એટલે બિચારી નથની ગભરાતી ગભરાતી ધીમે પગલે ઓરડામાં આવી. તેને જોઈને રાજદેવ અભરાઈ તરફ આંગળી ચીંધતા ગર્જી ઊઠ્યા, "અભરાઈ પર હજી આ બધું શું રહેવા દીધું છે? એ બધાને અહીંથી જલદી હટાવ." મેં નથનીમાઈને કહ્યું, "કાલે તો તું કહેતી હતી કે આ બધું હટાવીને ઓરડો અરીસા જેવો સાફ કરી નાંખીશ. કેમ ભૂલી ગઈ?" મારા આ પ્રમાણે કહેવાથી તે ખંપા મહિલા શરમાઈ ગઈ. પોતાની ભૂલ કબૂલ કરતા કહેવા લાગી કે "યાત્રીઓને માટે પાણી અને બળતણની વ્યવસ્થા કરવામાં જ આખો દિવસ ગયો એટલે આ 'નાનું એવું કામ' ભૂલી ગઈ. હમણાં જ એ બધું હટાવી લઉં છું." આમ કહેતી કહેતી તે એ બધું હટાવવા લાગી. મેં રાજદેવના કાનમાં ધીમેથી કહ્યું કે અભરાઈ પર જે કાંઈ જુઓ છો તે નાળિયેર નથી હોં! એ તો બકરાંની ખોપરીઓ છે; અને ખપેડે જે લટકતું હતું તે બકરાની સૂકવણી (સૂકું માંસ) હતું. મારી વાત સાંભળીને રાજદેવ આંગળીઓ

વડે નાકને દબાવતા નથનીમાઈને કહેવા લાગ્યા, "આવું બીજું જે કાંઈ આ ઓરડામાં ખૂણેખાંચરે રાખ્યું હોય તે બધું ય અહીંથી જલદી હટાવ. તું ક્યાંક અમને અભડાવી મારીશ." આમ કહી તે મારી સામે જોતા મને ધીમેથી કહેવા લાગ્યા, "સ્વામીજી! હવે આપણે પારકા દેશને સીમાડે આવી પહોંચ્યા છીએ. આવું બધું મનમાં લાવ્યે કેમ ચાલશે? હવે તો આ બધું નિભાવ્યે જ છૂટકો છે." આ સાંભળીને હું ચૂપ રહ્યો.

ઓરડામાં બધા યાત્રીઓનો સામાન વ્યવસ્થિત ગોઠવાઈ ગયો અને સૌએ પોતપોતાના બિસ્તરાં બિછાવી દીધાં. ભોંયતળિયાના ઓરડામાં ખાખીબાબાએ ધૂણી પેટાવીને તેના પર દાળ ચોખાની તપેલીઓ ચડાવી દીધી. જગુભાઈ ને જયંતીભાઈ ખાખીબાવાને રસોઈ કાર્યમાં જરૂરી મદદ કરવા લાગ્યા. થોડીવારે ત્યાં બધા મજૂરો આવીને કહેવા લાગ્યા કે આજે અત્યારે જ તેઓ બધા ગરબ્યાંગથી નીચે ઊતરી જવા માગે છે, કારણ કે રાત્રે ગરબ્યાંગની કાતીલ ઠંડીથી દેહનું રક્ષણ કરવા માટે તેઓ પાસે પહેરવા–ઓઢવાનું કાંઈ જ નથી. એટલે કૃપા કરીને હમણાં જ બધાને પોતપોતાની મજૂરીનાં નાણાં ચૂકવી આપો. આ સાંભળીને યાત્રાસંઘના ખજાનચી જયંતીભાઈએ તે ૧૩ મજૂરોને તેઓની મજૂરીના પૂરેપૂરાં નાણાં ચૂકતે કરી દીધાં અને એક એક રૂપિયો બક્ષીસ પણ આપી દીધો. આથી પ્રસન્ન થતા બધા મજૂરો ત્યાંથી વિદાય થયા. કૈલાસયાત્રાના પાંચ દિવસના આ બધા અમારા સાથીઓને જતા જોઈને અમારી આંખો ભીની થઈ ગઈ. તેઓની વિદાય અમને વસમી લાગી રહી હતી. સંત કબીરનું પેલું ભજન યાદ આવી ગયું.

"दो दिनका जगमें मेला, सब चलाचलीका खेला।"

ગરબ્યાંગથી આગળની યાત્રામાં હવે અમારે મજૂરોની જરૂર ન હતી, કારણ કે સરસામાન ઊંચકવા માટે અહીંથી ઘોડાખચ્ચર ભાડે કરવાનાં હતાં. યાત્રીઓને પણ અહીંથી ઘોડાખચ્ચર પર બેસીને આગળની યાત્રા કરવાની હતી. તેથી બધાને એક રીતે નિરાંત હતી. ગરબ્યાંગથી ગધેડાં, ઘોડા, ખચ્ચર, ઝબ્બૂ વગેરે પ્રાણીઓ ભાડે મળતાં હતાં. તેના માલિક માર્ગદર્શક તરીકે કામ કરવા તૈયાર હતા. અમારે

તો ફીચ ખંપા પર જ આ બધું કામ છોડવું હતું અને તેને જ માર્ગદર્શક તરીકે સાથે લેવા હતા. આજે સવારે હું જ્યારે કાલીગંગામાં સ્નાન કરીને પાછો ફરી રહ્યો હતો ત્યારે બજારમાં મેં કેટલાક તિબેટી લોકોને પોતાનાં ઝબ્બૂ સાથે ઊભેલા જોયા હતા. તે પ્રાણીને મેં પહેલવહેલાં જ જોયું હતું, એટલે મને ઘણી નવાઈ લાગી હતી. એક તિબેટી પાસેથી જાણવા મળ્યું કે ભારતીય ગાય અને તિબેટી 'યાક' (બળદ)થી સંકરિત આ ઝબ્બૂ છે, જેનો ઉપયોગ બોજો ઊંચકવા માટે અને ખેતીના કામમાં થાય છે. તિબેટી 'યાક' પણ આવા જ કામ માટે પાળવામાં આવે છે. તિબેટી 'ચમરી ગાય'ને કેવળ દૂધ માટે પાળવામાં આવે છે, ભાર ખેંચવાના કામે લગાડાતી નથી.

રસોઈ તૈયાર થઈ જતાં ભગવાનને નૈવેદ્ય ધરવામાં આવ્યું. ત્યાર પછી "અઢાર છપ્પન સાલ"ની આરતી ગાતા ગાતા બધાએ હૃદયની ભાવના રેલાવી. ત્યાં એકઠા થયેલા લોકોને સાકરની કાંકરી કાંકરી પ્રસાદ વહેંચ્યા બાદ બધા યાત્રી 'પેટનો ખાડો પૂરવા' પાટલે બેઠા. આજે બધા થાકીને લોથપોથ થઈ ગયા હતા, એટલે ભૂખ પણ સારા પ્રમાણમાં ઊઘડી હતી. ખાખીબાવાની ધૂણી પરની આજની 'અજબ હાથની ગજબ રસોઈ' બધા આંખો મીંચીને જમ્યે જતા હતા. અડધે પેટ થયા એટલે બધાએ જમવાની ગતિ મંદ કરી. મેં જયંતીભાઈને આજની રસોઇનો અભિપ્રાય પૂછ્યો. તેમણે ટૂંકોટચ જવાબ વાળ્યો, "આજની રસોઈ તો 'એકડો' કહેવાય." આ સાંભળી ગોળવાળા ભગત ટપકયા, "આવડા મોટાં ચડાણ ચડીઊતરીને 'ભૂખ્યા નાર' થઈ ગયા હોઈએ પછી તો રસોઈયું 'એકડો' જ લાગેને બાપલ્યા. કેમ નથી બોલતા જગુભાઈ?" એમ કહેતાં તેમણે જગુભાઈ તરફ વાંકી નજર કરી. જગુભાઈ તો આજે થાકીને 'ટેં' થઈ ગયા હતા. જવાબ દેવાના 'મૂડ'માં હતા નહીં. આ જોઇને રાજદેવે ભગતને કહ્યું, "તેમાં ય તમને તો આ રસોઈ ગળી મધ જેવી લાગતી હશે, કેમ?" ભગતે જવાબ વાળ્યો, "મધ પણ આની પાસે તો કુચ્ચા, હોં." આ સાંભળીને જગુભાઈથી રહેવાયું નહીં એટલે કહી નાંખ્યું, "આ બાવો જો હારે ન ભેટી ગયો હોત તો કોઈ કોઈને આવી તાજી વાનગીઓ બનાવીને ખવરાવત ય નહીં. ભૂખના દુઃખથી બધાનાં 'ડાચાં'

બેસી ગયાં હોત. 'બાપા'ની દયા કો 'કે આ બે સાધુ-મહાત્માઓ આપણી હારે છે એટલે આપણે આવી રીતે ખાતાપીતા ને લેર કરતા પહોંચી ગયા છીએ, નહિતર કોણ જાણે માથે કેવી કેવી વીતી હોત! આવી ગરમાગરમ રસોયું તો માણસને ઘેર એની બાઈડીયું પણ રાંધીને જમાડતી નથી". જગુભાઈની વાતને ટેકો આપતા રાજદેવ કહેવા લાગ્યા, "જગુ! તારી આ વાત સોએ સો ટકા સાચી છે હોં. 'બાપા'ની આપણા પર કેટલી બધી કૃપા છે કે આપણે સંસારી જીવ આ બન્ને ય મહાત્માઓ સાથે પવિત્ર કૈલાસની યાત્રાએ જઈ રહ્યા છીએ. આપણે તો એની સેવા કરતા કરશું પણ એ અત્યારે આપણી સેવા કરી રહ્યાં છે. વળી રસ્તામાં પણ કેવો કેવો આનંદ કરતા આવીએ છીએ! આવી પવિત્ર યાત્રા અને તેમાં ય સાધુસંગ, સાધુના હાથનું પવિત્ર ભોજન આ બધું ખરેખર 'બાપા' ને 'ગુરુદેવ' ની દયાનું જ પરિણામ છે, એમાં બેમત નથી." આમ કહેતાં કહેતાં તેમણે દામજીભાઈ તરફ જોયું ને આગળ કહેવા લાગ્યા, "એમાં ય આપણી સાથે આ દામજીભાઈ જોડાયા, એટલે જાણે 'સોનામાં સુગંધ મળી.' દામજીભાઈ સાથે તો મારે ત્રણ-ત્રણ વરસથી પત્રવ્યવહાર હતો. છેવટે 'બાપા'એ 'જોગાજોગ' કરી દીધો ખરો."

આવી રીતે વાતચીત કરતાં બધા યાત્રીઓએ આજનું ભોજન પૂરું કર્યું ને હાથ ધોઈ ને ઊભા થયા. ત્યાર પછી કીચ ખંપાની છોકરી 'દીવલી' આવીને એઠાં વાસણને સાફ કરવા માટે બહાર લઈ ગઈ. ખાખીબાવાએ મેલા કપડા વડે ધૂણીની ચારે બાજુની જમીન સાફસૂફ કરી નાંખી અને તેના પર જળ છાંટી દીધું. બેચાર સૂકાં લાકડાંના ટૂકડા ધૂણીમાં નાંખીને ફૂંક મારી અગ્નિ પ્રગટાવ્યો એટલે જયંતીભાઈ અને જગુભાઈ બેસીને તાપવા લાગ્યા. આજની કઠિન યાત્રાથી થાકી ગયેલા રાજદેવ, દામજીભાઈ ને ભગતજી સૂવા માટે પોતાના ઓરડામાં ગયા. થોડીવાર ધૂણી તાપ્યા બાદ જગુભાઈ ને જયંતીભાઈ પણ પોતપોતાની જગાએ ગયા. ત્યાર પછી ઓરડાનું બારણું અડધું બંધ કરી તથા લાલટેનની વાટ એકદમ ઝાંખી કરીને હું અને ખાખીબાવા પોતપોતાના પાથરણા પર લાંબા થયા. ઠંડી ધીમે ધીમે વધવા લાગી.

* * * * * * * *

તારીખ ૨૦મી જૂન ને મંગળવાર હતો. ગરબ્યાંગની ઊંચાઈ ૧૦,૩૨૦ ફૂટ હોવાથી રાત્રે ઠંડીનું પ્રમાણ ઘણું હતું. મારી પાસેના બે ગરમ ધાબળામાંથી એક મેં ખાખીબાવાને ઓઢવા માટે આપ્યો હતો, તેથી મારે રાતભર ઠંડીથી ધ્રૂજવું પડ્યું. વહેલી સવારે હું ઊઠી, શરીરે ધાબળો લપેટી, ઓરડાના એક ખૂણામાં બેસીને ધ્યાન ધરવા લાગ્યો. મળસ્કે ખાખીબાવા ઊઠ્યા ને ધૂણી ચેતાવી તેના પર પાણી ગરમ કરવા માટે મૂકી દીધું. હંમેશની જેમ આજે યાત્રીઓને ઉઠાડવા માટેનો રાજદેવનો 'ખાસ અવાજ' સંભળાયો નહીં. થયું કે થાક્યોપાક્યો જીવ હજી પોઢી રહ્યો હશે. થોડી વારે ખાખીબાવા યાત્રીઓને જગાડવા માટે મેડા પર ગયા અને ભાંગીતૂટી ગુજરાતી ભાષામાં કહેવા લાગ્યા, "ઓ જેંતીભાઈ જગ્ગૂભાઈ! ઊઠો બાપૂ ઊઠો. ગરમ પાની તયાર થઈ ગિયો છે. ચા બી તયાર થઈ ગયું છે." આ સાંભળીને પથારીમાં પડ્યા પડ્યા જાગી રહેલા યાત્રીઓ હસતા હસતા ઊઠી ગયા. થોડીવારે કોઈ લોટો લઈને 'હાજતે જવા' નીકળ્યા તો કોઈ ગરમ પાણીથી મુખ ધોવા લાગ્યા. કેટલાક તો ઓરડામાં દાખલ થઈ ને ધૂણીની આસપાસ ગોઠવાઈ ગયા. ખાખીબાવાએ ધૂણી પરથી કીટલીઓ ઉતારીને કોઈના પ્યાલામાં ચા રેડી તો કોઈના ગ્લાસમાં કોકો રેડ્યો. કડકડતી ઠંડીમાં ધ્રૂજતા ધ્રૂજતા બધા ફૂંક મારીમારીને ગરમ પીણાં પીવા લાગ્યા. એટલામાં બહારથી રાજદેવનો સાદ સંભળાયો, "ઓ સ્વામીજી! અરે, બહાર તો આવો! આમ જુઓ તો ખરા, ભગવાનની આ અદ્દભુત લીલાને! આ....હા.... હા....હા...." આ સાંભળીને હું એકજ ઘૂંટડે કોકો ગટગટાવી ગયો અને છલાંગ મારીને ઓરડાની બહાર આવ્યો. મારી પાછળ ખાખીબાવા પણ ઝટ બહાર આવ્યા. અમને જોઈને રાજદેવ કાલીગંગાને પેલે તીરના નેપાળની હદના પર્વતો તરફ આંગળી ચીંધતા કહેવા લાગ્યા, "આજે તો તે બધા જાણે બરફાળ ચાદરો વીંટાળીને જાણે કોઈ અલખનું ધ્યાન ધરી રહ્યા છે. આહા.... કેવું અદ્દભુત દૃશ્ય છે!" થોડું અટકીને વળી પાછા તે કહેવા લાગ્યા, "અને સામેના દક્ષિણ દિશાના હરિયાળા પહાડો તો જુઓ." એમાં એવી કેટલી ય જડીબુટ્ટીઓ હશે, જેને સુંઘાડતાવેંત મડદાં ય બેઠાં થઈ જાય! આવા રમ્ય પહાડોમાં રહીને અને કંદમૂળ ખાઈ ને ઘોર તપ કરનાર આપણા પ્રાચીન કાળના ઋષિમુનિના ગળામાંથી મહાન વેદનાં ગાન બહાર પડ્યાં હતાં. અરે! જુઓ તો ખરા, તે તરફની શોભા! ખરેખર અદ્દભૂત!!"

મેં અને બીજા યાત્રીઓએ થોડીવાર શૂનમૂન થઈને તે નૈસર્ગિક સૌંદર્યનું પાન કર્યું. ત્યાર પછી મેં જયંતીભાઈનો બેબી કેમેરા લાવીને તે દશ્યના ત્રણચાર ફોટા ખેંચી લીધા. એટલામાં દીવલી અને બીજી તિબેટી મહિલા પીઠ પર પાણી ભરેલા ઘડા ઊંચકીને ત્યાં આવી પહોંચી. બંબામાં પાણી ભરીને તેની નીચે આગ ચાંપી એટલે બંબાની ચીમનીમાંથી ભખ્....ભખ્.... કરતા ધુમાડા નીકળવા લાગ્યા ને પાણી ગરમ થવા લાગ્યું. બે તિબેટી મહિલાને પીવાનું પાણી ભરવા માટે જળધારાએ મોકલવામાં આવી. જેમ જેમ પાણી ગરમ થતું ગયું તેમ તેમ એક પછી એક યાત્રી સ્નાન કરવા લાગ્યા. સૂર્ય-નારાયણે પોતાનાં કિરણોની જાળ પૃથ્વી પર ફેલાવી દીધી હતી જેથી ઠંડીનું પ્રમાણ થોડુંક ઓછું જણાતું હતું. ( જુઓ ચિત્ર નં.–૫૧ ). સ્નાન કર્યા બાદ યાત્રીઓ પોતપોતાના ધોયેલાં વસ્ત્રો ઝાપટીને તેને સામે બાંધેલા આડા વાંસડા પર સૂકવવા લાગ્યા. દીવલીએ ચાનાં એંઠાં વાસણ માંજીને બહારના ઓટલા પર ઊંધાંવાળી દીધાં. હવે હું મારા કપડાં ને કમંડલૂ લઈને કાલીગંગાએ સ્નાન કરવા માટે રવાના થયો. મને જતો જોઈને દામજીભાઈ બોલી ઊઠ્યા, “ આવી કડકડતી ઠંડીમાં તે કાલીગંગામાં સ્નાન ! ” આ સાંભળી મેં પાછુંવાળીને તેમના તરફ જોયું ને મુખ મલકાવ્યું. જાણે તેમને જવાબ મળી ગયો. એટલે હું આગળ વધ્યો.

એક માઈલનું કઠિન ઉતરાણ ઊતરી, કાલીગંગામાં સ્નાન કરી ત્યાંથી ચેકપોસ્ટ ઑફિસમાં આવ્યો. શ્રી ઉમેદસિંહ બજારમાં ગયા હતા એટલે હું ત્યાં ન રોકાતા ત્યાંથી સીધો પોસ્ટ ઑફિસે આવ્યો. તે વખતે જયંતીભાઈ ત્યાં બેઠા બેઠા પત્રો લખી રહ્યા હતા. આજે મારા નામનો કોઈ પત્ર હતો નહીં તેથી હું ત્યાંથી બહાર નીકળ્યો. એટલામાં સામે શ્રી મોહનસિંહ ગરબ્યાલ મળ્યા. મને ઘણો જ આગ્રહ કરીને તે સમીપના તેમના ઘરે લઈ ગયા. તેમનાં સ્ત્રીએ મૃગચર્મ બિછાવી દેતાં હું તે પર બેઠો. મેં ઘણી ય વાર જોયું છે કે ભારતની સીમાનાં ગામોમાં આદરણીય વ્યક્તિને કસ્તૂરી–મૃગના ચામડા પર બેસારવામાં આવે છે. આ ચામડાં હોય છે તો નાનાં, પણ ઘણી રુવાંટીવાળા ને મુલાયમ હોય છે. જે સજ્જનને ઘેર હું આવ્યો હતો તે શ્રી મોહનસિંહ ગરબ્યાલ આ ગરબ્યાંગ ગામના ધનવાન વેપારી ગણાતા હતા. ધારચૂલા ને

તાકલકોટ ( તિબેટ ) માં પણ તેમની મોટી દુકાનો હતી. તે જાતે ભોટિયા ( ક્ષત્રિય ) હતા તેમ છતાં ય અન્ય ભોટિયા લોકોની જેમ તે તથા તેમનું કુટુંબ માંસ–મદિરા ખાતું–પીતું નહોતું. મને આ સાંભળીને ઘણી નવાઈ લાગી. આ વિષે મને તે કહેવા લાગ્યા કે કેટલાંક વર્ષ પહેલાં જ્યારે શ્રી નારાયણ સ્વામી કેવળ લંગોટી પહેરીને આ ભોટ પ્રદેશમાં તપસ્યા કરતા હતા ત્યારે એક દિવસ તે સંતને પોતાને ઘેર લઈ આવવાની તેને ઇચ્છા થઈ. તેણે આ વિષે નારાયણ સ્વામીને પ્રાર્થના કરી. શ્રી નારાયણ સ્વામીએ જણાવ્યું કે જો તે અને તેનું કુટુંબ માંસ–દારૂ ન ખાવાની પ્રતિજ્ઞા કરે તો જ પોતે તેના ઘરમાં આવે, નહિતર નહીં જ. તરત જ બધાંએ આવી પ્રતિજ્ઞા કરી નાખી એટલે તે સંત તેના ઘરમાં પધાર્યા. ત્યાર પછી તો તેમણે તેના કુટુંબને મંત્રદીક્ષા પણ આપી ને ભગવાનનો માર્ગ બતાવ્યો. શ્રી મોહનસિંહની આ વાત સાંભળીને મને ઘણો હર્ષ થયો.* 'સંતોના જીવન લોકોના કલ્યાણને માટે જ હોય છે.'

અહીંથી હું વિદાય થઈને નીચેના ચોગાનમાં આવ્યો, જ્યાં બેચાર તિબેટી લોકો કેટલાંક ઘેટાંની હજામત કરી રહ્યા હતા. હું ત્યાં ઊભો રહીને 'ઘેટાં મૂંડન કળા' જોવા લાગ્યો. આ લોકો ઘેટાં મૂંડવામાં એવા તો કુશળ હતા કે દસેક મિનિટમાં એક એક ઘેટું મૂંડી નાખતા હતા. એક માણસ બેઠો બેઠો આ ઊનના દોરડા વણ્યે જતો હતો અને બીજો માણસ તેનાં ફીંડલા બનાવતો હતો. આ વિષે એક તિબેટીને પૂછતાં મને જાણવા મળ્યું કે આ બધાં ઘેટાંની પીઠ પર તિબેટમાંથી મીઠું અને સોહાગા ( BORAX ) ભારતમાં લાવવામાં આવ્યા હતા. તેના બદલામાં અહીંથી ગોળ, જવ, ચોખા, ગોટા–ચા ( BALL-TEA ) વગેરે તિબેટમાં લઈ જવામાં આવશે. ઘેટાંની આ ઊનને વેચીને તેના બદલામાં કાપડ ખરીદવામાં આવશે.

અહીંથી રવાના થઈને હું સીધો મુકામે આવ્યો. તે વખતે બધા યાત્રી ભોજનની તૈયારી કરી રહ્યા હતા. એટલામાં પોસ્ટ–ઑફિસે ગયેલા જયંતીભાઈ આવી પહોંચ્યા. થોડી વારે બધા જમવા બેઠા. ખાખીબાવાએ

* થોડાં વર્ષ પહેલાં મને શ્રી નારાયણ સ્વામીના એક ભક્તે એવા દુઃખદ સમાચાર આપ્યા હતા કે શ્રી મોહનસિંહ ગરબ્યાલનું દેહાવસાન થયું છે.

મારા માટે આજે શિંગોડાના લોટનાં ભજિયાં બનાવ્યાં હતાં. યાત્રીઓ રાજકોટથી જે નવું 'પ્રેસર કુકર' સાથે લાવ્યા હતા તેમાં આજે રસોઈ બનાવવાની શરુઆત કરી, પણ તેણે 'દાદ દીધી નહીં.' જગુભાઈ કહેવા લાગ્યા કે તેના પરનો સ્ક્રૂ ખૂલી ગયો હતો જેથી અંદરની બધી વરાળ બહાર નીકળી ગઈ. આ જોઈને ખાખીબાવાએ પોતાની ધૂણી ધખાવીને તેના પર જ બધી રસોઈ બનાવી નાખી. આજની સુસ્વાદુ વાનગીઓના જેટલાં વખાણ કરવામાં આવે તેટલાં ઓછાં હતાં. બધાએ પેટ ભરીને ભોજન કર્યું. થોડીવારે મેં ગોળવાળા ભગતજીને પૂછ્યું, "કહો ભગતજી, ધારચૂલાથી તે અહીં સુધીનું ચડાણઉતરાણ કેવું જણાયું?" આ સાંભળીને ભગતજી રાજદેવને ઈશારો કરતા કહેવા લાગ્યા, "જોયું ને, સ્વામીજી હવે મારી 'ફીલમ ઉતારવા' (મશ્કરી કરવા) માગે છે! તે બધું જાણે છે, તે છતાં ય પૂછે છે". એટલામાં દામજીભાઈ બોલી ઊઠ્યા, "બિચારા ભગતજી રસ્તામાં મજૂરોની પાસે તેલમાલીશ કરાવતા કરાવતા માંડ અહીં સુધી પહોંચ્યા છે. એ તો કાઠિયાવાડનું પાણી અને નાનપણથી ચોખ્ખા દૂધ, ઘી ખાધેલાં એટલે હાડ મજબૂત હોવાથી આટલું ચાલી શક્યા, બાકી બીજો કોઈ હોય તો તે હિંમત હારીને પાછો જ વળી જાય!" આ સાંભળીને ભગતજીનું મુખડું મરક મરક થવા લાગ્યું. અમે બધાએ ભગતજીની સહનશીલતા અને હિંમતનાં વખાણ કર્યાં.

અમે બધા ખાઈપીને આરામ કરી રહ્યા હતા તેવામાં ઘંટડીઓના અવાજ સંભળાવા લાગ્યા. ત્યાં તો નથનીમાઈ અમારા ઓરડામાં આવીને કહેવા લાગી, "વે આ ગયે". તેનું કહેવું હું તરત સમજી ગયો, કારણ કે ઈતર પ્રાંતની જેમ આ પહાડી પ્રદેશમાં પણ જૂની પેઢીની મહિલાઓ પોતાના પતિનું નામ બોલતી નથી. કીચ ખંપાજી આવી પહોંચ્યા છે તે જાણીને અમને બધાને ઘણો આનંદ થયો. અમે ઓરડામાંથી બહાર આવ્યા. તેવામાં તો કીચ ખંપા અને તેમની સાથેના ચારપાંચ તિબેટી લોકો અમારી તરફ હાથ જોડતાં 'નમસ્તે નમસ્તે' કહેવા લાગ્યા. અમે બધાએ પણ તે સૌને 'નમસ્તે' કરીને સજ્જનતા પ્રદર્શિત કરી. એટલામાં તો ગળામાં બાંધેલાં ઘંટાઘંટડીઓના મધુર રણકાર કરતાં આઠદસ ઘોડાખચ્ચર આવીને આંગણામાં ઊભાં રહ્યાં.

અત્યાર સુધીનું શાંત વાતાવરણ જાણે એકદમ બદલાઈ ગયું. આ બધાં પ્રાણીઓ અને તેમના રખેવાળો આજે તિબેટના 'તાકલાકોટ' મંડીથી આવી રહ્યા હતા. થોડી વારે એક તિબેટી યુવકે પાસેના ઘરમાંથી લીલા ઘાસની ગાંસડી લાવીને બધાં પ્રાણીઓની સામે થોડું થોડું છૂટું ઘાસ નીર્યું. આ જોઈને ભૂખ્યા નાર જેવા બધાં પ્રાણી તે ઘાસ પર તૂટી પડયા અને 'ભચડ ભચડ' કરતાં ચાવ્યું ન ચાવ્યું ગળે ઉતારવા લાગ્યાં. તે વખતે વચ્ચે વચ્ચે તેમના હોઠ વડે થતા ભૂરુ...રુ...રુ.... અવાજ કંઈક વિચિત્ર લાગતા હતા. તે બધાં પોતાના શરીર પર બેસવા માગતી માખીઓને પૂંછડા વડે ઉડાડતા રહેતા હતા અને વારે ઘડીએ પગને જમીન પર પછાડતાં હતાં. પ્રાણીઓ કેવી રીતે ખાય છે તે નિહાળવું તે પણ અમારે મન આનંદની વાત હતી. આ પ્રાણીઓને જોતાં મને થયું કે બરફથી ભરેલા 'લીપુ–લા' પરથી આવનાર આ પ્રાણીઓ આટલાં બધાં ભૂખ્યાં થઈ ગયા છે તો તે ચડાણ–ઉતરાણ કેટલું વિકટ હશે! ( જુઓ ચિત્ર નં. – ૫૩ ).

થોડીવારે કીચ ખંપા મને કહેવા લાગ્યા, "આપનો આ યાત્રાસંઘ ગરબ્યાંગ તરફ આવી રહ્યો છે એવા સમાચાર મને અલમોડા અને ધારચૂલાના બેચાર પરિચિત સજ્જનોએ પત્ર દ્વારા આપ્યા હતા. તેથી હું 'લીપુ–લા' નો બરફનો દુર્ગમ રસ્તો જોવા ગયો હતો. ત્યાં હજી ઘણો બરફ છે, ઘોડાખચ્ચર પણ ખૂંચી જાય તેવું છે." તેમની આ વાત સાંભળીને મેં તેમને પૂછ્યું, "....તો પછી અહીંથી કૈલાસ તરફ આપણે ક્યારે રવાના થવાનું છે?" કીચ ખંપા ગંભીર મુખમુદ્રા કરી કહેવા લાગ્યા, "સ્વામીજી! હજી તો બીજાં કેટલાંક ખચ્ચરો કોઈ પાસેથી ભાડે મેળવતાં અને તે બધાના સારા રખેવાળોની રોજી નક્કી કરતાં બે કે ત્રણ દિવસ તો સહેજે વીતી જશે. છોલદારી અને તંબૂઓમાં પણ સમારકામ કરવાનું છે. ઊનના ચૂટકા, થૂલ્મા, બકરીની ખાલ, અનાજ ભરવા માટે ચામડાનાં થેલાથેલી વગેરે પણ એકઠું કરવું પડશે. યાત્રીઓનાં વાસણ માંજનાર અને પાણી ભરનાર એક સારો નોકર પણ અહીંથી જ સાથે લેવો પડશે. આ ઉપરાંત આપના યાત્રાસંઘના બધા યાત્રીઓ માટે, નોકરચાકર માટે તેમ જ ઘોડાખચ્ચરો માટે અનાજ તથા જે જે વસ્તુઓની જરૂર પડે તે બધી અહીંથી જ સાથે લેવી પડશે, કારણ કે આ વર્ષે તિબેટની મંડીઓમાં

(બજારોમાં) મૂઠીભર અનાજ પણ વેચાતું મળનાર નથી. ચીન સરકારે કેટલાક મનાઈ હુકમો કાઢ્યા છે. આ માટે આપણે પહેલેથી સાવચેત રહેવું સારું. હું બેત્રણ દિવસમાં આ બધી તૈયારી કરી લઈશ તે દરમિયાન બધા થાકયાપાકયા યાત્રીઓ સારી રીતે વિશ્રામ કરીને તાજામાજા થઈ જશે, જેથી તેઓ માટે અહીંથી આગળની તિબેટની દુર્ગમ યાત્રા સરળ બની જશે. હવે અહીંથી તો યાત્રીઓએ પગપાળા ચાલવાનું નથી, ઘોડાખચ્ચર પર બેસીને યાત્રા કરવાની છે, માટે આપ બધા અહીં ગરબ્યાંગમાં બેત્રણ દિવસ મારા અતિથિ થઈને રહો એ જ મારી આપ સૌને નમ્ર અરજ છે." આમ કહેતાં કીચ ખંપાએ બધા યાત્રીઓ સામે બે હાથ જોડ્યા. આ જોઈને અમે તરત જ તેમની વાત માની લીધી. વસ્તુસ્થિતિ સમજાવવાની તેમની રીત, મધુર ભાષા, નમ્રતા અને વિશ્વાસ બેસી જાય તેવા તેમના ચહેરાથી અમે બધા ઘણા પ્રભાવિત થયા. થોડીવારે નથનીમાઈ ત્યાં આવી અને કીચ ખંપા અને તેમના સાથીદારોને જમવા માટે મેડા પર લઈ ગઈ. અમે બધા યાત્રીઓ ખુશ થતાં થતાં પોતપોતાની જગાએ ગયા.

સાંજે એકાએક પેલા ઓરિસ્સાના શ્રી ઉમેશ મિશ્રા અને પેલા મદ્રાસી સ્વામી આવી પહોંચ્યા. તે બન્ને જણ થાકીને લોથપોથ થઈ ગયેલા જણાતા હતા. અમે તેમને બેસવા માટે સારી જગા કરી આપી. શ્રી મિશ્રા મને અસકોટ અને ધારચૂલામાં મળી ચૂકયા હતા અને મદ્રાસી સ્વામી શ્રી સહજાનંદ અલમોડાથી લઈને પિથૌરાગઢ સુધીની બસયાત્રામાં અમારી સાથે હતા. ધનના અભાવને લીધે તેમને પિથૌરાગઢમાં રોકાઈ જવું પડયું હતું તે બધી વાત હું લખી ચૂકયો છું. આગંતુક બન્ને વ્યક્તિ પોતાનો સામાન બે સશક્ત નેપાળી મજૂરો દ્વારા ઊંચકાવીને હેમખેમ ગરબ્યાંગ પહોંચ્યા હતા. મેં કીચ ખંપાને બોલાવીને તેમની સાથે તે બન્નેનો પરિચય કરાવી આપ્યો. મદ્રાસી સ્વામીને ઉપરના માળનો જમણા હાથ પરનો નાનો ઓરડો અને શ્રી મિશ્રાને ડાબા હાથ પરની ઓરડી ઉઘાડી આપવામાં આવ્યા. તેઓએ પોતપોતાનો સામાન મજૂરો દ્વારા ત્યાં મુકાવી દીધો. મજૂરો જલદી નીચે પાછા જવા માગતા હતા તેથી તે બન્નેના મજૂરીના જે કાંઈ નાણાં થતાં હતાં તે, તે લોકો હિસાબ કરીને ચૂકવવા લાગ્યા. તેટલામાં ત્યાં ચૅક–પોસ્ટના ઑફિસર સાહેબ શ્રી ઉમેદસિંહજી અને

તેમના સહાયક ઑફિસર સરદાર શ્રી સાધુસિંહજી આવી પહોંચ્યા. હું એ બન્નેને યાત્રાસંઘના યાત્રીઓ પાસે લઈ ગયો અને મેં તેઓની સાથે તે બન્નેનો પરિચય કરાવ્યો. યાત્રીઓએ આ 'મોંઘેરા મહેમાન'ને આવકાર્યા અને પોતાના બિછાના પર બેસાર્યા. વ્યવહારકુશળ રાજદેવે તરત જ ભાતના ડબા ખોલાવી તેમાંથી થાળી ભરીને નાસ્તો બહાર કઢાવી તે બન્ને સામે પીરસી દીધો. આ જોઈ તે બન્ને ખુશ થઈ ગયા. સરદારજીને રાજકોટનાં ગાંઠિયા અને ચકરી ઘણાં પસંદ પડ્યાં. નાસ્તો કરતાં કરતાં કેપ્ટન ઉમેદસિંહજીની ચકોર દૃષ્ટિ ખૂણામાં ગોઠવેલા યાત્રીઓના સામાન પર પડી. થોડી વારે તેમણે રાજદેવને પૂછ્યું, "યે સબ ભરતન પર હરે રંગસે ઉન્નીસ સૌ અઠાવન (૧૯૫૮) ક્યોં લિખા ગયા હૈ?" તેમના આ ઓચિંતા અને આવા વિચિત્ર પ્રશ્નથી અમે બધા આશ્ચર્યમાં પડી ગયા. તેમની વિલક્ષણ બુદ્ધિની પ્રશંસા કરતા અને આછું હસતા રાજદેવ કહેવા લાગ્યા કે ઈ. સ. ૧૯૫૮ માં તે પોતાને ઘેરથી કૈલાસ-માનસરોવરની યાત્રાએ નીકળ્યા હતા, પણ અલમોડાની હોટલમાં જ રોકાઈ ગયા. બધા લોકોએ તેને આગળ વધવાની ના કહી. ભય દેખાડ્યો કે તિબેટમાં ખૂબ અશાંતિ ફેલાઈ છે, હાલમાં ત્યાં જવું તે જીવનું જોખમ છે. આ બધાથી હું ડરી ગયો. તેમાં ય વળી કોઈ સારો સથવારો ન મળ્યો, એટલે આગળ જવું માંડીવાળી તે હોટલમાં જ થોડા દિવસ રોકાઈ એક 'ચોપડું' લખીને ઘરભેગો થઈ ગયો હતો. રાજદેવની આ 'સંક્ષિપ્ત રામકહાણી' સાંભળીને સરદાર સાધુસિંહ ચકરીને બે દાંત વચ્ચે દબાવી કડકડાટી બોલાવતા પૂછી બેઠા, "તો શેઠજી! ઈસ્વીસન ઉન્નીસ સૌ અઠાવન કે બાદ ઈસ સાલ હી કૈલાસયાત્રાકા મુહૂર્ત આયા?" ....એટલામાં વાતોની ગાડી બીજા પાટા પર ચડી ગઈ. સરદારજીનો પ્રશ્ન હવામાં લટકી ગયો! જાણે તેનો જવાબ દેવાની રુચિ ન હતી. કોણ પોતાની દુર્બળતા જાહેરમાં ખુલ્લી કરે? થોડી 'ઈધર ઉધર'ની વાતચીત બાદ તે બન્ને સજ્જન ત્યાંથી ઊઠ્યા અને વિદાય થયા.

સાયંઆરતીનો સમય થઈ ગયો હોવાથી રાજદેવે ભક્તિભાવથી આરતી ને સ્તુતિ કરી દરેકને પ્રસાદ વહેંચ્યો. ગૂંચળાવાળી અગરબત્તીની સુવાસથી આખો ય ઓરડો મઘમઘી ઊઠ્યો હતો. આ વાતાવરણથી

પ્રભાવિત થઈને ગોળવાળા ભગતજીએ ઘણા દિવસે થેલાનું મોઢું ખોલીને તેમાંથી દીર્ઘ નિદ્રામાં પોઢેલી બિચારી ઢોલકીને બહાર કાઢી. મંજિરાં અને ઝાંઝરાંને ય બહાર કાઢ્યાં. ઢોલકીને નાંખી ગળામાં અને પગમાં બાંધ્યાં ઝાંઝરાં. પછી તો પગનો ઠેકો કરતા અને ધૂનનો લહેકો કરતા ઢોલકી પર થાપી મારીને ભગતજી ગાવા લાગ્યા, "હર હર શિવ શિવ ભોલા, જય મહાદેવા". ઢોલકી ને ઝાંઝરાંના અવાજ સાંભળીને નથનીમાઈ, દીવલી, કીચખંપા, આણદુ, દેવીસિંહ માસ્તર અને તેની વહુ વગેરે નાનાંમોટાં સૌ ઓરડામાં ધસી આવ્યાં. (જુઓ ચિત્ર નં.-૫૫). ભગતજીને નાચતાં જોઈને નથનીમાઈ પોતાના હાથની પહેલી આંગળી જરા વાંકી વાળીને તેને નાકના ટેરવા નીચે મૂકતાં 'ચોચો....' એવો તિબેટી ભાષાનો આશ્ચર્યવાચક શબ્દ બોલતી હસી પડી. ઉપસ્થિત અન્ય મહિલાઓએ પણ આ પ્રમાણે કર્યું. ત્યાર બાદ તે બધાં હસતાં હસતાં નીચે ચાલ્યાં ગયાં. ભગતજી તો આંખો મીંચીને 'દીધે રાખતા હતા'. આજે તે 'રંગમાં આવી ગયા હતા.' આ જોઈને અમે બધા ભાવ-વિભોર થઈ ગયા અને મોટે સાદે ધૂન ગાવા લાગ્યા. અડધોએક કલાક સુધી વાતાવરણ સારું જામ્યું. ત્યાર પછી ધુન બંધ થઈ. થોડી વારે નથનીમાઈ યાત્રીઓના ઓરડામાં આવીને દામજીભાઈના બિછાના પાસેનું પોતાનું 'દુવંગ' (દેવમંદિર) અમને બધાને બતાવવા લાગી. અમે જોયું કે તેમાં 'અવલોકિતેશ્વર'ની એક નાની મૂર્તિ અને 'દલાઈ લામા'નો એક નાનો ફોટો હતાં. તિબેટના લોકો દલાઈ લામાને ભગવાન અવલોકિતેશ્વરનો સાક્ષાત્ અવતાર માને છે અને તેમના પ્રતિ ઘણી શ્રદ્ધાભક્તિ રાખે છે. આ મંદિરમાં મૂકેલા કેટલાક પથ્થરો મને બતાવતાં નથનીમાઈ કહેવા લાગી કે આ બધાને ખંપાજી કૈલાસ માનસરોવરની યાત્રાએથી સાથે લઈ આવ્યા હતા. આ સાંભળીને અમે બધાએ તે પવિત્ર પથ્થરોને હાથ વડે સ્પર્શ કરી કરીને ભક્તિભાવપૂર્વક પ્રણામ કર્યા. 'નારદ-પુરાણ'નો પેલો શ્લોક યાદ આવી ગયો, "...**भावं ततो हृत्कमले निधाय, तीर्थानि सेवेत समाहितात्मा.**" સારાંશ એ છે કે સ્થિરચિત્તવાળા માણસો હૃદયમાં ભાવ ભરીને તીર્થયાત્રા, દેવદર્શન વગેરે કરે તો તેનું અવશ્ય ફળ મળે છે. 'દુવંગ' (દેવમંદિર)ની સામે સાતઆઠ ચાંદીની કટોરી હારબંધ મૂકેલી હતી. કેટલીક કટોરીમાં જળ ભર્યું હતું તો કેટલીકમાં જવ ભર્યા હતા. સમીપમાં ઘીનો અખંડ દીવો મંદ પ્રકાશ ફેલાવી

રહ્યો હતો. સામેની દીવાલ પર ટિંગાતા એક કેલેન્ડર પર છપાએલો સંત શ્રી રામકૃષ્ણ પરમહંસનો રંગીન ફોટો બતાવી નથનીમાઈ અમને કહેવા લાગી કે તેના ઘરના લોકો તે મહાત્માની પણ પૂજા કરે છે. ખંપાજી તો કલકત્તામાં આવેલા તે સંતના કાલીમંદિરનાં દર્શન પણ કરી આવ્યા છે, વગેરે. અમે બધા આ તિબેટી મહિલાનો સરળ સ્વભાવ અને ભક્તિભાવ જોઈ પ્રસન્ન થયા. શહેરી લોકો કરતાં ગામડિયાઓમાં આસ્તિકચ વધારે પ્રમાણમાં હોય છે તેની અમને બધાને અહીં પ્રતીતિ થઈ.

નથનીમાઈ ઓરડામાંથી ચાલી ગયા બાદ બેત્રણ યાત્રીઓ પોતાની ડાયરી ખોલીને હિસાબ કરવા લાગ્યા તો બેએક પોતપોતાની ટ્રંક ખોલીને તેમાંની વસ્તુઓ 'ઠીકઠાક' કરવા લાગ્યા. આ જોઈ હું ત્યાંથી બહાર નીકળી મારા ઓરડામાં આવ્યો. ખાખીબાવા ખૂણામાં ટૂંટિયુંવાળી પડ્યા પડ્યા 'ઊંહાઊંહ' કરી રહ્યા હતા. મેં તેમની પથારી પાસે જઈને આમ કરવાનું કારણ પૂછ્યું તો તે કહેવા લાગ્યા, "ઈસ જગહ કી અધિક ઠંડસે આજ બદનમેં બુખાર આ ગયા હૈ. શિરદર્દ ભી હો રહા હૈ. અંગ ટૂટ રહા હૈ." તેમની આ વ્યથા સાંભળી મેં બિછાનામાંનો જાડો ગરમ ધાબળો તેમના અંગ પર ઓઢાડતાં પૂછ્યું, "બામ, એનેસિનકી ગોલિયાં લા દૂં?" ખોખરા અવાજે તેમણે જવાબ આપ્યો, "સ્વામીજી! મેરે પાસમેં યે સબકુછ હૈ. અલમોડાવાલે ડૉક્ટર બિંદુને કઈ દવાઈયાં દી હૈ." મેં પૂછ્યું, "તો ક્યા મેં આપકા બદન દબાઉં?" તેમણે ઉધરસ ખાતાં ખાતાં જવાબ આપ્યો, "આપ મેરી કોઈ ચિંતા મત કીજિયે. યે સબ દેહકે ભોગ હૈ, દેહકો હી ભુગતને પડેંગે રોનેધોનેસે ક્યા હોતા?" ખાખીબાવાની આવી તાત્ત્વિક વાત સાંભળીને મને સંત કબીર સાહેબની પેલી 'વાણી' યાદ આવી ગઈ, જે આ પ્રમાણે છે :

"देह धरेका कष्ट है सब काहूको होय।
ज्ञानी काटे ज्ञानसे मूरख काटे रोय॥"

પથારીમાં બેસીને આ ઉપદેશાત્મક વાણી પર લાંબા સમય સુધી ચિંતન કર્યા બાદ હું ગરમ ધાબળો ઓઢીને સૂઈ ગયો.

* * * * *

તારીખ ૨૧ મી જૂન ને બુધવાર હતો. ખાખીબાવાએ પોતાની તબિયત નાદુરસ્ત હોવા છતાં ય વહેલા ઊઠીને યાત્રીઓ માટે ગરમ પાણી અને ચા તૈયાર કરી આપ્યાં. આજે બધા યાત્રીઓએ 'નાસ્તા–પાણી' પતાવ્યા બાદ થોડીવારે સ્નાન ઈત્યાદિથી પૂજા–પાઠ, લેખન–વાંચન વગેરે કર્યું. ત્યાર પછી બેત્રણ જણ કંઈક કારણસર મોહનસિંહ ગરબ્યાલને ઘેર જવા માટે રવાના થયા, તો બે જણ બજારમાંથી કેટલીક વસ્તુઓ ખરીદવા માટે નીકળી પડ્યા. આજે ખાખીબાવા બીમાર હોવા છતાં ય રસોઈની તૈયારી કરવા લાગ્યા. તેમને અમે આરામ કરવા માટે સૂચવ્યું ત્યારે તે કહેવા લાગ્યા, "યહ શરીર કિસીકી સેવા કરનેમેં બહુત ખુશ હોતા હૈ. કૈલાસ-યાત્રીઓંકી સેવા કરના તો ભાગ્ય હૈ. સબકી પ્રસન્નતા યહી મેરી પ્રસન્નતા હૈ. કહા હૈ ન કિ સેવા તો યોગિયોંકો ભી દુર્લભ હૈ." ખાખીબાવાની આવી સૌહાર્દભરી વાણી સાંભળીને અમને તેમના તરફ અધિક માન ઉપજ્યું. ખાખીબાવાની અસ્વસ્થતાથી બધા યાત્રીઓએ તો એવું નક્કી કર્યું હતું કે આજનો દિવસ ચા–નાસ્તો કરીને જેમ તેમ વિતાવી દેવો, પણ ખાખીબાવાને રસોઈ માટે કષ્ટ આપવું નહીં. પણ અમારી આવી વાત ખાખીબાવા ક્યાં માને તેવા હતા! તે તો હાથ–પગ ને મોં ધોઈને રસોઈ બનાવવા મંડી પડ્યા. આ જોઈ મને જગુભાઈની વાણી યાદ આવી કે "કૈલાસયાત્રામાં જો આ બાવો સાથે ન હોત તો કોઈ કોઈને ગણાકારત નહીં અને અડધા ભૂખ્યા પેટે દિવસો વિતાવવા પડત. આવી તરેહ તરેહની ગરમાગરમ રસોઈ તો ઘેર માણસને તેની ઘરવાળી પણ જમાડતી નથી."

ગુંજી, છાંગરૂ, વગેરે ગામડામાંથી બીજા કેટલાક ઘોડાખચ્ચર ભાડે લઈ આવવા માટે શ્રી કીચ ખંપા અને તેમનો એક તિબેટી સાથીદાર આજે પરોઢિયે અહીંથી રવાના થઈ ગયા હતા. નથનીમાઈ પોતાની પાસે જેટલી બકરાંની ખાલ (ચામડાં) હતી તે બધીને કાઢીને તડકે સૂકવી રહી હતી. બેત્રણ ખંપા લોકો ફળિયામાં તડકે બેસીને ફાટ્યાતૂટ્યા તંબૂ સીવી રહ્યા હતા. એટલામાં એક ખંપા યુવક આવ્યો અને ઘોડાખચ્ચરોના પગે બાંધેલું ડામણ છોડીને તે બધાં પ્રાણીઓને જંગલમાં લીલું ઘાસ ચરવા માટે લઈ જવા લાગ્યો. બંધનમુક્ત થયા બાદ બધાં પ્રાણીઓ પેટનો ખાડો પૂરવા માટે હોંશે-હોંશે દોડી રહ્યાં હતાં.

આજે હું અને નવા યાત્રી શ્રી ઉમેશ મિશ્રા કાલીગંગાએ જઈને સ્નાન કરી આવ્યા. ખાખીબાવાએ બધા યાત્રીઓની રસોઈ જલદી તૈયાર કરી નાખી હતી એટલે બધાએ આજનું ભોજન વહેલું આટોપી લીધું. બધા યાત્રી આરામ કરવાની તૈયારી કરી રહ્યા હતા તેવામાં ઠીચ ખંપા આવી પહોંચ્યા. થાકી જવાથી પોતાની કેડ પર બન્ને હાથ ટેકવતા કહેવા લાગ્યા, "મારાં ઘોડાખચ્ચર સિવાયના વધારાના જેટલાં પ્રાણીઓ સાથે લેવાનાં છે તેનું ભાડું તેના માલિકો ઘણું વધારે માંગે છે. તેઓને મોં–માંગ્યું ભાડું કેમ અપાય? આથી આવતી કાલ સુધીમાં ગમેતેમ કરીને ય તે બાબતનો નિકાલ થઈ જશે. વાસણ માંજનારો અને પાણી ભરનારો છોકરો પણ કહે છે કે તિબેટની કાતિલ ઠંડીમાં સવારના પો'રમાં અને રાતે આવું કામ કરવું ઘણું કષ્ટદાયક છે, માટે હમેશાં સવાર–સાંજ ભરપેટ ભોજન અને ચાર રૂપિયા લેખે મજૂરી આપવામાં આવે તો તે રાજીખુશીથી સાથે આવવા તૈયાર છે. આ પગાર પણ થોડો વધારે કહેવાય. આથી કાલ સુધીમાં તેનો પણ નિર્ણય થઈ જશે. રસ્તામાં રસોઈ માટે અહીંથી અનાજ, ગોળ, બટેટા, સાકર, ઘી, કેરોસીન વગેરે જે જે જરૂરી વસ્તુઓ છે તે બધી ખરીદીને ચામડાનાં થેલાથેલીમાં બરાબર પૅક કરવી પડશે. આ બધી તૈયારીઓમાં આવતી કાલનો ગુરુવારનો દિવસ અહીં જ વીતી જશે. આથી પરમ દિવસે સવારે આપણે બધા અહીંથી રવાના થઈ જશું." અમે બધાએ આ સાંભળીને તેમની 'હા' માં હા મેળવી, એટલે તે ખુશ થયા.

આજની બપોર ને સાંજ બધા યાત્રીઓએ મોટેભાગે આરામ કરવામાં જ પસાર કરી દીધી. રાત્રે આરતી થયા બાદ થોડો સમય 'ટોળટપ્પા' માં ગાળ્યો. આ સ્થાનની ઊંચાઈ લગભગ સાડાદસ હજાર ફૂટ હોવાથી અહીં ઠંડીનું પ્રમાણ વધારે હતું, એટલે આજે બધા યાત્રીઓ જાડા જાડા ગરમ ધાબળાઓમાં વીંટળાઈને વહેલા વહેલા પોઢી ગયા.

* * * * *

૨૨ મી જૂન ને ગુરુવાર હતો. બધા યાત્રીઓ આજે હમેશાં કરતાં વહેલા ઊઠી ગયા હતા. ખાખીબાવાનો તાવ 'પોબારા ગણી

ગયો હતો ' તેથી તેમણે ' અગબગામાં ' જ ગરમ પાણીથી નાહી લીધું હતું અને બધા યાત્રીઓ માટે ચા–કોકો વગેરે બનાવવા મંડી પડ્યા હતા. થોડી વારે યાત્રીઓ આવી આવીને ધૂણીની આજુબાજુ ગોઠવાવા લાગ્યા અને ધ્રૂજતા ધ્રૂજતા હાથ–પગ શેકવા લાગ્યા. આજે તો મિશ્રાજી અને મદ્રાસી સ્વામી પણ પોતપોતાના માથા પર ગરમ ટોપી ને હાથે–પગે ગરમ મોજાં ચડાવીને ધૂણી પાસે આવી ઊભા. મિશ્રાજી કાંપતા કાંપતા કહેવા લાગ્યા, " ઓફ્! આજ તો બહુત હી ઠંડ હૈ. પતા નહીં, આગે ક્યા ગુલ ખિલેંગે !". આ સાંભળી મદ્રાસી સ્વામી બન્ને હાથ ઘસતા ઘસતા અંગરેજીમાં ફેંકવા લાગ્યા, " કોલ્ડ મેક્સ ધ મેન એનરજેટિક, સો વાય ડુ યુ વરી ઓફ કોલ્ડ ? " ( ઠંડી માણસને ઉત્સાહી બનાવે છે, તો તમે ઠંડીથી શા માટે ડરો છો ? ). તેમનું આવું સૂકું તત્ત્વજ્ઞાન સાંભળીને મેં તેમને સંભળાવી દીધું, " સર ! વાય હેવ યુ ધેન પુટ–ઓન વોર્મ કલોથ્સ એન્ડ હેવ કમ ટુ ધીસ ફાયર ? " ( શ્રીમાનજી ! તો પછી આપે ગરમ વસ્ત્રો શા માટે પહેર્યાં છે અને આપ શા કારણે આ ધૂણી પાસે તાપવા આવ્યા છો ? ). મારો આવો ઓચિંતો સણસણતો ઉત્તર સાંભળીને તે સ્વામી ત્યાંથી ' રફૂચક ' થઈ ગયા.

દક્ષિણ દિશાના નેપાળના પર્વતો આજે અધિક હિમપાતને લીધે જાણે રૂના ગાભા જેવા લાગતા હતા. સાંભળવા મળ્યું કે ગઈ રાત્રે થોડો વરસાદ પડ્યો હતો. બધા યાત્રીઓ ચાપાણી પીધા બાદ પોતપોતાની જગાએ ગયા. રસોઈમાં આજે પૂરી, બટેટાનું શાક, દાળ, ભાત વગેરે બનાવવાનું નક્કી થયું હતું. નવા યાત્રી શ્રી મિશ્રાને આજે તાવ ચડ્યો. તેનું એવું કહેવું હતું કે કાલીગંગાના હિમ જેવા ઠંડા પાણીમાં સ્નાન કરવાથી તેને શરદીનો તાવ આવ્યો છે. મને તેની આ વાત ગળે ઊતરી. તકલાદી શરીરવાળા કે આદતવિનાના યાત્રીએ આવી હિમસરિતામાં નાહતા પહેલાં ઘણો વિચાર કરવો જોઈએ. મેં મિશ્રાને કાલીગંગામાં નાહતા પહેલાં જ ચેતવ્યા હતા પણ તે થનગનતા લોહીવાળા યુવકે મારી આ વાત પર ધ્યાન આપ્યું નહોતું. આજે મિશ્રા પોતાના હાથે જ દાળ–ભાત રાંધીને જમવાના હતા. જો કે તેમણે અને મદ્રાસી સ્વામીએ નથનીમાઈ સાથે વાતચીત કરીને એવું

નક્કી કર્યું હતું કે નથનીમાઈ સવારે ને સાંજે સાદું ભોજન બનાવી આપશે, દરેકે બે ટંકના ભોજનનો એક એક રૂપિયો રોકડો તેને આપી દેવો.

મિશ્રા આજે અસ્વસ્થ હોવાથી હું એકલો જ કાલીગંગાએ સ્નાન કરવા માટે ઊપડ્યો. મદ્રાસી સ્વામી માટે કાલીગંગામાં સ્નાન કરવું તે 'ગજા બહારનું' હતું. તેમાં ય વળી તે આધુનિક વિચારધારા ધરાવતો જીવ હતો. હું આજે જલદી સ્નાન કરીને પાછો આવ્યો. લગભગ દસ વાગે કીચ ખંપાએ આવીને અમને બધાને સહર્ષ જણાવ્યું કે ઘોડાખચ્ચર તેમજ નોકરચાકરની વ્યવસ્થા થઈ ગઈ છે. આ બધું જેમ બને તેમ ઓછા ભાડાથી નક્કી થયું છે. ખંપા લોકો વિશ્વાસુ, વફાદાર ને કસાયેલા શરીરના છે, વળી તે બધા તેના સંબંધીઓ છે. તેમની પાસેના તંબૂઓ, રાવટીઓ, ચૂટકા–થુલ્મા, જમીન પર પાથરવા માટે બકરીનાં ચામડાં વગેરે વસ્તુઓ તૈયાર છે." ખંપાજીની આ વાત સાંભળીને બધા ખુશખુશ થઈ ગયા; જાણે માથા પરનો મોટો બોજો હળવો થઈ ગયો. થોડી વાર રહીને કીચ ખંપા કહેવા લાગ્યા કે "બધા યાત્રીઓએ અહીંથી આગળની તિબેટની કૈલાસ–માનસરોવર યાત્રા માટે ઓછામાં ઓછી વીશ દિવસ સુધી ચાલે તેટલી ખાવાપીવાની વસ્તુઓ સાથે લઈ લેવી પડશે, કારણ કે તિબેટમાં આ બધું મળવું અસંભવ છે." તેમની વાત ધ્યાન દઈને સાંભળ્યા બાદ જ્યારે યાત્રીઓ ખાદ્ય વસ્તુઓ વિષે આપસ આપસમાં વાતચીત કરવા લાગ્યા ત્યારે તેમણે જણાવ્યું કે તેમની પાસે સારું ને ચોખ્ખું અનાજ છે, સાકર, લોટ, કેરોસીન વગેરે પણ છે, જે કાંઈ જોઈએ તે બધું તે પડતર ભાવે વેચાતું આપશે. આ સાંભળી રાજદેવ અને જયંતીભાઈ આપસમાં વિચાર વિનિમય કરીને જે જે વસ્તુ ખરીદવી હતી તે તેનું 'લિસ્ટ' બનાવવા લાગ્યા. ત્યાર પછી તે બધી વસ્તુઓ કીચ ખંપા અને નથનીમાઈએ તોળી આપી. આ વસ્તુઓને કીચ ખંપાની કેટલીક નાનીમોટી ચામડાની થેલીઓમાં ભરી દેવામાં આવી. કેરોસીન એક સારા ઢાંકણાવાળા ટીનમાં પૅક કરી દેવામાં આવ્યું. તાજું ઘી તથા બીજી થોડી વસ્તુઓ મોહનસિંહ ગરબ્યાલને ત્યાંથી ખરીદી લીધી. બટેટાં થોડા વધારે પ્રમાણમાં સાથે લીધાં.

યાત્રીઓ માટે 'ગરબ્યાંગ'થી લઈને કૈલાસની પ્રદક્ષિણા કરી, ત્યાંથી ગરબ્યાંગ પાછા આવવા સુધીના, બેસવાના તેમજ સરસામાન ઊંચકવાનાં ઘોડાખચ્ચર ભાડે કર્યાં તેનું ભાડું આ પ્રમાણે નક્કી થયું:– દરેક યાત્રીના સવારીના દરેક ઘોડાખચ્ચર દીઠ વીશ દિવસના ૧૨૦) રૂપિયા, અને દરેક પ્રાણી પર સવામણ બોજાના હિસાબે દરેકના વીશ દિવસના ૧૨૦) રૂપિયા. કામ કરનાર તિબેટી નોકરને રોજના બે ટાઈમ ભોજન અને રૂપિયા ૫) લેખે. બકરીના ચામડાંના રૂપિયા ૨) લેખે. થોડા ગરમ ધાબળા, ચૂટકા રૂપિયા ૫) લેખે. 'ફાંચા' ( ચામડાનાં થેલા ) વગેરે ખંપાજીએ વિના ભાડે આપવા જણાવ્યું.

રસોઈ તૈયાર થઈ જતાં ખાખીબાવાએ 'હરિહર'ની બૂમ પાડી એટલે અમે બધા યાત્રીઓ ઓરડામાં પેઠા. રાજદેવ ભગવાનને થાળ ધરાવી આવ્યા. આજે તો બધા ધૂણીની ચારે બાજુએ 'સાંકડમોકડ' ગોઠવાઈ ગયા હતા. દરેકના ભાણામાં દડા જેવી ફૂલેલી પૂરીઓ અને ધમધમતું રસાદાર બટેટાનું શાક તેમજ અથાણાં પીરસાઈ રહ્યાં હતાં. આ જોઈ તેનો સ્વાદ લેતા પહેલાં જ કેટલાક યાત્રીને તો 'મોળ વછૂટવા લાગી.' થોડીવારે બધાને બધી વસ્તુ પીરસાઈ રહેતાં 'કૈલાસપતિની જય' બોલીને બધા જમવા લાગ્યા. મારા ફળાહારમાં આજે તળેલાં બટેટાં, શીંગદાણા અને પેંડા હતા. ધૂણીમાં ધૂંધવાતાં લાકડાં રહેવાથી ધુમાડો થવા લાગ્યો. જોતજોતામાં તો આખો ઓરડો ધુમાડાથી છવાઈ ગયો. આ જોઈને મેં ખાખીબાવાને ધૂણી ઠારી નાખવા જણાવ્યું પણ એ હઠીલા બાવાજીએ મને સંભળાવી દીધું કે, "આજ તો અખંડધૂણી જલેગી, ક્યોંકિ ઈસ પર મીઠાઈ ઔર ઘારી બનાની હૈં. દામજીભાઈ ભી કુછ 'બાલભોગ' બનવાના ચાહતે હૈં". ખાખીબાવાની વાત સાંભળીને કવિ કાગનું પેલું લોકગીત મારા હોઠે ચડી ગયું, "એ....બાવલિયા તારી, ધૂણીમાં આગ બળે." મને ધુમાડો અસહ્ય જણાતા હું ત્યાંથી ઊઠવા જતો હતો તેવામાં ખાખીબાવા મારો હાથ પકડીને મને મારી જગાએ બેસારતા કહેવા લાગ્યા, "અભી ધૂંઆ બંદ કર દેતા હું. આપ યહાં પર બેઠ કર હી ફલાહાર કીજિયે". તેમણે ધૂણીમાંથી ધૂંધવાતું લાકડું બહાર કાઢીને તેને પાણી ભરેલી ડોલમાં ઠારતાં મારા તરફ મરકતા મુખે જોયું. મેં પણ તેમનો મલકતા મુખે જાણે આભાર માન્યો.

આજે ભોજન વખતે યાત્રીઓએ ગોળવાળા ભગતના ‘ અઠ્ઠા–છક્કાથી લઈને ફુડી ’નો પ્રસંગ જ ચગાવ્યો અને ઠીકઠીક હસ્યા. બધાએ જમી લીધું એટલે તરત જ ખાખીબાવાએ ધૂણીમાં લાકડાં નાખીને ધૂણી પાછી ચેતાવી. તે દરમિયાન દામજીભાઈ લોટ, સાકર, ઘી વગેરે લઈ આવ્યા. સાકર થોડી હતી જેથી ખાખીબાવાએ પોતાની અત્યાર સુધી અકબંધ રાખેલી થેલી ખોલી અને તેમાંથી જરૂર જેટલી સાકર કાઢી ને આજે દામજીભાઈ માટે તિબેટની યાત્રામાં નાસ્તામાં લઈ શકાય તેવા સાટા વાનગી બનાવવા લાગ્યા. બેચાર યાત્રી ગરમ ટોપી, હાથપગનાં મોજાં વગેરે ખરીદવા માટે ગામની બજારમાં જવા નીકળ્યા. હું કીચ ખંપા સાથે વાતે વળગ્યો. થોડીવારમાં તે યાત્રીઓ ‘ શૉપીંગ ’ કરીને પાછા આવ્યા. બજારમાંથી ખરીદેલા ડુંગળીના દડા મને બતાવતા રાજદેવ કહેવા લાગ્યા, “ઘણી જગાએ આ વિષે પૂછપરછ કર્યા બાદ એક દુકાનેથી આટલી ડુંગળી વેચાતી મળી, તે પણ મોંઘીદાટ. તિબેટના બરફાળ માર્ગમાં રખેને ઠંડી લાગે, તો તે વખતે આ ‘કસ્તુરી’ (!) ઘણી કામમાં લાગે.” આમ કહેતા કહેતા તો તે હસી પડ્યા. થોડીવાર રહીને વળી પાછા કહેવા લાગ્યા, “જો કે તિબેટની કાતિલ ઠંડીથી બચવા માટે અમે અમારા ટ્રંકમાં ‘ બીજું પણ કંઈક ’ લઈ આવ્યા છીએ, પણ તે વસ્તુ શું છે તે અમે હમણાં આપને જણાવશું નહીં. અત્યારે જો કહી દઈએ તો આપ અમારા પર નાહકના ‘તપી’ જાવ.” રાજદેવની વાત સાંભળીને મેં અનુમાન કર્યું કે તે ગુપ્ત વસ્તુ બ્રાન્ડી કે કોઈ આલ્કોહોલિક પીણું હશે. જો કે હું મારી સાથે ‘કસ્તુરીનો નાભો’ લઈ આવ્યો હતો અને ખાખીબાવા પાસે કસ્તુરીની ગોળીઓ હતી. બીજા યાત્રીઓ પાસે શું શું હતું તે તો ‘ રામ જાણે ’.

સાંજે મિશ્રા બજારમાં કંઈક ખરીદી કરવા માટે ગયા હતા. તે પાછા આવ્યા ત્યારે મારા માટે નવા સમાચાર લાવ્યા કે “એક કાળા રંગનો પાતળો બંગાળી યુવક ખભા પર થેલો અને હાથમાં છત્રી લઈને ગરબ્યાંગમાં આવી પહોંચ્યો છે. તે એકલો જ છે, કૈલાસ–માનસરોવરની યાત્રાએ જઈ રહ્યો છે. અલમોડાના ‘ટૂરિસ્ટ બ્યૂરો’વાળા શ્રી જોષી સાહેબે તેને આપનું નામ લખી આપ્યું છે, જેથી આપની સાથે થવા માટે તે આપની પાછળ પાછળ અહીં સુધી આવ્યો છે. મેં

તેને કીચ ખંપાના ઘરનું સરનામું આપ્યું છે અને આપ અહીં છો તેમ તેને કહ્યું છે. તે ચાપાણી પીને પછી આપને મળવા માટે આવશે એમ તેણે મને જણાવ્યું છે." મિશ્રાની આ વાત સાંભળીને મને નવાઈ લાગી. મુખમાંથી શબ્દો સરી પડયા, "એકલદોકલ અને કંઈ સરસામગ્રી વિનાનો તે જીવ કૈલાસયાત્રા માટે નીકળ્યો હશે કે 'કૈલાસધામ પહોંચવા માટે' (મરવા માટે) નીકળ્યો હશે!"

સાયંઆરતી કરી લીધા બાદ જ્યારે બધા યાત્રીઓ ઓરડામાં બેસીને આવતી કાલથી તિબેટ તરફ શરૂ થનારી યાત્રાની દુર્ગમતા વિષે વાતચીત કરી રહ્યા હતા તેવામાં એક તિબેટી વૃદ્ધપુરુષે ત્યાં આવીને અમને સમાચાર આપ્યા કે "સમીપની 'કીચ ખંપા–નાટેશકર ધર્મશાળા'માં કોઈ બે પંજાબી સાધુઓ ઊતર્યા છે. તે બન્ને જણ કૈલાસયાત્રાએ ગયા હતા પણ માર્ગમાં બરફ, વાવાઝોડું, સખત ચડાણઉતરાણ આ બધાંથી બીમાર પડી ગયા, એટલે આગળ ન જતાં તાકલાકોટથી જ પાછા ફર્યા છે. હજીય તે બન્ને બીમાર અને અશક્ત છે." આ સાંભળીને બધા યાત્રી 'ઢીલાઢફ' થઈ ગયા. શૂનમૂન થઈને એકબીજાના મોં તાકવા લાગ્યા. ધારચૂલામાંથી નીકળતી વખતે ત્યાંના ચેકપોસ્ટ ઓફિસર સૂરતસિંહે કૈલાસયાત્રાએ ગયેલી પેલી રામદાસી સાધુબાઈની, નદીમાં ડૂબી જવા વિષેની વાત અમને જણાવી હતી, તથા 'નારાયણ આશ્રમ'ના બે બીમાર બંગાળી સાધુઓએ પોતાની કૈલાસયાત્રાનું હૃદયવિદારક ચિત્ર આંખો સામે ખડું કર્યું હતું. તે બન્ને પ્રસંગોની સ્મૃતિ અમારા યાત્રીઓને તાજી થવા લાગી, જેથી જાણે બધાનાં કાળજાં કંપવા લાગ્યાં. મેં બધાને હિંમતવાન, ધૈર્યવાન, આશાવાદી ને ઉત્સાહી થવા જણાવતાં વિશેષ ઉપદેશ આપ્યો કે પ્રભુએ જે ધાર્યું હશે તે થશે, "હરિ કરે તે ખરી." ત્યાર પછી થોડી વાતચીત બાદ અમે બધા વહેલાવહેલા સૂઈ ગયા, કારણ કે આવતી કાલે અમારે બધાને અહીંથી આગળની તિબેટ તરફની વિકટ યાત્રાના 'શ્રી ગણેશ' માંડવા હતા.

"तीर्थैस्तरन्ति ॥" (અથર્વવેદ ૧૮/૪/૭).

[ મનુષ્ય તીર્થોના સેવનથી સંસારસાગર તરી જાય છે. ]





## —: કાલીગંગાના ઉદ્‌ગમસ્થાન પાસે :—

તા. ૨૩મી જૂન ને શુક્રવારનો દિવસ હતો. બધા યાત્રીઓ આજે બહુ વહેલા ઊઠી ગયા હતા. શૌચ, દંતધાવન વગેરેથી પરવારીને યાત્રીઓએ ચા–નાસ્તો કરી લીધો. પોતપોતાની પાસે જે કાંઈ અધિક અને અનાવશ્યક સરસામાન હતો તે બધો અલગ કરીને નથનીમાઈને સોંપી દીધો, જેથી તેનું ભાડું ન લાગે અને તે બાબતની ચિંતા પણ ન રહે. થોડીવારે ઘંટડીઓના નાદથી વાતાવરણને ગજવતા બધાં ઘોડાંખચ્ચર ફળિયામાં આવી પહોંચ્યાં. એક ખંપા નોકરે ત્યાં જઈને જમીનમાં ખોડેલા લોઢાના ખીલા સાથે બાંધેલા દોરડા વડે બધાં પ્રાણીઓના પગ બાંધી દીધા. ત્યાર પછી તે બધાં સામે થોડું લીલું ઘાસ નીરવામાં આવ્યું એટલે બધાના 'મોઢાં ચાલુ થઈ ગયાં.' યાત્રીઓએ આગળની યાત્રામાં સાથે લઈ જવા જેવો જરૂરી સામાન બાંધીને તૈયાર કરી નાખ્યો. મિશ્રા અને મદ્રાસી સ્વામી પણ પોતપોતાનો સામાન બાંધીને તૈયાર થઈ ગયા. દરરોજ કરતાં આજે જરા વધારે ઠંડી હતી. યાત્રીઓ માથા પર ગરમ 'કાનટોપી' થી માંડીને પગમાં ગરમ મોજા અને મજબૂત બૂટ સુધી ઢંકાએલા હતા, છતાં ય ધ્રૂજી રહ્યા હતા. ખંપા નોકરો મેડા પરના ઓરડામાં જઈને યાત્રીઓનો સાથે લઈ જવાનો બધો સામાન પીઠ પર ઊંચકી ઊંચકીને નીચે લઈ આવ્યા. આજે યાત્રીઓ ગરમ પાટલૂન, ગરમ સ્વેટર, ગરમ

કોટ, ગરમ ટોપી તથા હાથપગમાં ગરમ મોજાં, હાથમાં લોખંડની અણીવાળી લાકડી, ખભા પર લટકતા ચા–કૉફી–દૂધ ભરેલા થર્મોસ વગેરેથી સુસજ્જ થઈ ગયા હતા. બધાના 'દીદાર' એવા લાગતા હતા કે તેઓ જાણે કૈલાસ શિખરને સર કરવા નીકળેલા કોઈ પર્વતારોહીઓ ન હોય! ખાખીબાવાએ પણ આજે તો ભૂરી ગરમ અરબી ચોરણી અને ગરમ કોટ ચડાવ્યો હતો. તેમના માથા પરનું જટાનું મોટું ભારે ગોળ ફીંડલું ગરમ કાનટોપી કરતાં ય વધારે 'ગરમાવો' આપે તેવું હતું. મદ્રાસી સ્વામીએ માથા પર રૂંછડાવાળી ચામડાની 'વાંદરાટોપી' ચડાવી હતી અને બેત્રણ ગરમ સ્વેટર પર ભગવા રંગનો 'આલખલો' ધારણ કર્યો હતો. કીચ ખંપા ને નથનીમાઈ હાથમાં 'સ્પ્રીંગ બેલેન્સ' અને દોરીના ટુકડા લઈને મેડા પરથી નીચે ઊતર્યાં. તે બેલેન્સને એક મજબૂત વળીમાં વચ્ચોવચ્ચ બાંધ્યું. બે સશક્ત તિબેટી યુવકોએ તે વળીનો એકેક છેડો પોતપોતાના ખભા પર રાખ્યો એટલે બેલેન્સ લટકવા લાગ્યું. યાત્રીઓનો એક પછી એક સામાન તેના આંકડામાં ભેરવી ભેરવીને તોળાવા લાગ્યો. દરેકના સામાનની તથા તેના વજનની જયંતીભાઈ પોતાની ડાયરીમાં નોંધ કરવા લાગ્યા. કીચ ખંપાનો 'પસાંગ' નામનો એક તિબેટી નોકર પણ પોતાની ડાયરીમાં તે બધા તોળાતા સામાનની અલગ નોંધ કરવા લાગ્યો. સામાન તોળાતો ગયો તેમ તેમ તે ઘોડા ને ખચ્ચરોની પીઠ પર ગોઠવાતો ગયો. મિશ્રા અને મદ્રાસી સ્વામીનો સામાન જ્યારે કીચ ખંપા તોળવા લાગ્યા ત્યારે રાજદેવ મારા સામે જોઈ મને ધીમેથી કહેવા લાગ્યા, "સ્વામીજી! તમે શું આ 'અંગરેજી સ્વામી'ને પણ આપણી હારે લીધો છે?" મેં કહ્યું, "તેને કૈલાસ–દર્શનની ઇચ્છા છે. વળી તેણે પોતાની ખાવાપીવાની, તંબૂ, ખચ્ચર વગેરેની આપણાથી અલગ જ વ્યવસ્થા કરી છે, તો ભલેને બિચારો સાથે આવે. "એક કરતાં બે ભલા." આ સાંભળીને રાજદેવ મંદ મંદ હસતા હસતા મને કહેવા લાગ્યા, "ઈ વાત તો ઠીક, પણ આ સ્વામીનાં દાઢી, વાળ ને ચહેરો પિથૌરાગઢવાળા પેલા સ્વામી પ્રણવાનંદજીના જેવાં લાગે છે, જેને ચીનાઓએ તિબેટમાં પ્રવેશ કરવાની સખત મનાઈ ફરમાવી છે. આથી ક્યાંક 'આડું' વેતરાય જાય નહિ તો સારું'. તેમાં ય વળી આ સ્વામી વાયડો છે. તાકલાકોટ પહોંચીને તે ત્યાંના ચીના સિપાઈઓ સાથે જો ક્યાંક અંગરેજીમાં જેમ તેમ બાફવા માંડશે તો આપણે બધા નાહકના 'દેવરાઈ જશું.'

આ 'આફતનું પડીકું' તે વળી ક્યાં હારચે લીધું ?" મેં રાજદેવને કહ્યું, "તિબેટમાં પહોંચીને ત્યાં જેમ આવે તેમ 'ભરડવાની' મેં તેને સાફ શબ્દોમાં મનાઈ કરી દીધી છે. તેણે મારી વાત માની લીધી છે. તે એક વાર અમરનાથની યાત્રામાં મારી સાથે થઈ ગયો હતો. રસ્તામાં તે બીમાર પડી ગયો જેથી મારે તેનો બધો સરસામાન ખભે ઊંચકીને અમરનાથની ગુફા સુધી લઈ જવો પડ્યો હતો. આ માણસ છે આમ તો સારો, પણ જરા 'તૂર્ક મિજાજી' છે; માટે તેનાથી સાવચેત રહેજો."

યાત્રીઓનો બધો સામાન તોળાઈને ખચ્ચરો પર બંધાઈ ગયેલો જોતાં મને ગોળવાળા ભગતના લોખંડના ખાટલા યાદ આવી ગયા. મેં ભગતને પૂછ્યું, "તમારા પેલા 'છત્રપલંગ' ક્યાં છે ?" આ સાંભળીને તે હસતા હસતા કહેવા લાગ્યા, "તમે બધા હંમેશાં મારી પાછળ 'આદુ ખાઈને' લાગ્યા હતા તેથી કંટાળીને મેં તે 'ફોલ્ડીંગ કૉટ' રસ્તામાં આવેલા 'સોસા' ગામના એક ભોટિયાને ત્યાં મૂકી દીધા. પાછા વળતી વખતે લઈ લઈશ. 'તવાઘાટ'માં પડાવ વખતે તમે મને ટકોર કરી હતી ને કે શંકર ભગવાન કૈલાસમાં જમીન પર સૂએ છે ને તમે ત્યાં ખાટલે ચડીને આરામ કરો તે કાંઈ સારા લાગો ? આ ટોણો સાંભળીને મને વહેમ આવ્યો. મનમાં થયું કે માળું વાત તો સાચી છે. બસ, બીજે જ દિવસે ત્રણેત્રણ ખાટલા 'સોસા'માં મૂકી દીધા." ભગતજીની વાત સાંભળીને રાજદેવ મને કહેવા લાગ્યા, "મેં ભગતને અલમોડામાં જ કહી દીધું હતું કે તિબેટના 'બરખાના મેદાન'માં જો વાયરા ફુંકાવા શરૂ થયા અને ધોધમાર વરસાદ દેવા માંડ્યો તો આવા ખાટલા પર સૂવાવાળાની ખેર નથી એમ સમજી લેજો. ખાટલા નીચે થઈને ફૂંકાતા હિમાળા પવને જો કમ્મર પકડી તો સવારે ઊઠીને વાંકા ય નહિ વળાય. મારી આ વાત ભગતને ગળે ઊતરી એટલે તેણે 'સોસા' ગામમાં ત્રણે ખાટલા મૂકી દીધા."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેવામાં ભગતને કંઈક યાદ આવી જતાં તે મને કહેવા લાગ્યા, "સ્વામીજી ! કાલે રાત્રે મેં અહીંની એક દુકાનેથી રુવાંટીવાળી કાનટોપી ખરીદી હતી પણ તેનાં નાણાં સવારે આપી જવા માટે મેં તે દુકાનદારને વચન આપ્યું હતું. તો ચાલોને આપણે તે કામ પતાવી આવીએ". આથી અમે બન્ને

જણુ ઘેરથી રવાના થઈને બજારમાં આવેલી બહાદુરસિંહ ભોટિયાની દુકાને આવ્યા. તે દુકાનદાર અમારી જ વાટ જોતો બેઠો હતો. ભગતજીએ તેને તરત જ ટોપીનાં નાણાં ચૂકવી દીધાં એટલે તે ઘણો ખુશ થયો. તે દુકાનના એક ખૂણે પડેલી લોઢાની નાની કોઠી પર અંકિત જાપાની લિપિના અક્ષરો જોતાં મને નવાઈ લાગી. એ વિષે મારા પૂછવા પહેલાં જ તે દુકાનદાર કાલીગંગાની સામે પારના હિમાચ્છાદિત પર્વતો તરફ આંગળી ચીંધતો મને કહેવા લાગ્યો કે "તે પર્વતનું શિખર સર કરવા માટે ગયે વર્ષે જાપાની પર્વતારોહક ટુકડી અહીં આવી હતી. તે લોકો તે શિખર પર ચડી, ત્યાં પોતાનો ઝંડો ખોડીને જ્યારે અહીં પાછા આવ્યા ત્યારે આ રંગીન કોઠી અહીં છોડતા ગયા."

મેં દુકાનમાં જઈને તેને તપાસી તો તે 'ઑક્સીજન ગેસનું સિલિન્ડર' હતું. અહીંથી નીકળીને હું સીધો 'ચેકપોસ્ટ ઑફિસે' આવ્યો. ત્યાંના અફસર સાહેબ ઉમેદસિંહજી અમારા બધાની વાટ જોઈ રહ્યા હતા. તેમને ખબર હતી કે આજે સવારે જ અમે બધા ગરબ્યાંગથી રવાના થઈને તિબેટ તરફ જવાના છીએ. અમે બન્ને જણુ તંબૂમાં બેસીને વાતચીત કરી રહ્યા હતા તેવામાં ત્યાં કૈલાસ-યાત્રાના બધા યાત્રીઓ, સામાન લાદેલાં બધાં ઘોડાખચ્ચર, કીચ ખંપા તેમજ તેમની સાથેના બધા નોકરચાકર વગેરે આવી પહોંચ્યાં. ગરબ્યાંગથી આગળ જનાર કોઈ પણ વ્યક્તિને અહીંની ચેકપોસ્ટ ઑફિસે આવીને, પોતાનો પાસપોર્ટ બતાવી તેમાં સહીસિક્કા કરાવીને પછી જ જવાની અનુમતિ આપવામાં આવે છે. અમે સાત યાત્રી અને બે નવા યાત્રી તથા કીચ ખંપા, રીંગજેન, પસાંગ, છીરીંગ, ફૂંજો, આનસિ – આ બધાના પાસપોર્ટ કઢાવ્યા હતા. અમારી સાથેના મૂંગા પ્રાણીઓમાં રાજદેવનો 'સૂરમા', ગોળવાળા ભગતનો 'નઘરી', દામજીભાઈનો 'ગંગબા', જયંતીભાઈનો 'મોતી', જગુભાઈનો 'હુંચી', મદ્રાસી સ્વામીનો 'રતના' વગેરે નામના ઘોડા અને સામાનના 'ચુંગડુંગ', 'કબૂતર' વગેરે નામના ખચ્ચરો હતાં. આવી રીતે અમે બધા કુલ ૩૯ જીવ હતા. પાસપોર્ટવિધિ પતાવ્યા બાદ અમે અહીંથી ઊઠ્યા. એટલામાં ઉમેદસિંહજી રાવટીમાં જઈને પીંછાવાળો ગરમ કોટ

લઈ આવ્યા. તે ઘણો હળવો અને પાણીથી ન ભીંજાય તેવો સરસ મજાનો વિદેશી કોટ હતો. બટનની જગાએ તેમાં 'ચેઈન' હતી. તિબેટની યાત્રામાં પહેરવા અને યાત્રા પૂરી થયે તે પાછો આપવાની શરતે ઉમેદસિંહે આ કોટ રાજદેવને આપ્યો. આવી વણ માગી મદદ મળતાં રાજદેવ ખુશ થયા અને ઉમેદસિંહનો આભાર માન્યો.

કેપ્ટન ઉમેદસિંહને ફીચ ખંપા સાથે કંઈક વાતચીત કરવી હતી એટલે અહીંથી મારા અને ફીચ ખંપા સિવાયના બધા યાત્રીઓ, નોકર–ચાકર વગેરે વિદાય થયા. ઉમેદસિંહે બધા તરફ હવામાં હાથ હલાવતા વિકટ યાત્રાની સફળતા ઇચ્છતો સંકેત કર્યો. બધા ગયા એટલે હું, ફીચ ખંપા અને ઉમેદસિંહ તિબેટ વિષેની વાતે ચડ્યા. વચ્ચે વચ્ચે તે ફીચ ખંપા સાથે તિબેટી ભાષામાં કંઈક વાત કર્યે જતા હતા. ચીના લોકો અમારા યાત્રાસંઘને કોઈ પણ જાતની હેરાનગતિ ન કરે તે વિષેની ખાસ સૂચના ઉમેદસિંહ ફીચ ખંપાને આપતા હોય એવું મને તે બન્નેના ચહેરા પરના ભાવ પરથી લાગ્યું. વાતચીત ચાલતી હતી તેવામાં ફીચખંપાની વહુ નથનીમાઈ પોતાના 'કેસર' નામના કૂતરાને લઈને ત્યાં આવી પહોંચી. આ જોઈને અમે ત્યાંથી ઊભા થયા અને તંબૂની બહાર આવ્યા. નથનીમાઈ ફીચ ખંપાની સાથે તિબેટી–ખંપાની ભાષામાં ઘર અંગેની કંઈક વાતચીત કરવા લાગી. તે દરમિયાન ઉમેદસિંહ તંબૂમાં જઈને મૂઠો ભરીને ચૉકલેટ લઈ આવ્યા અને તે બધી મારા કમંડલૂમાં ભરી દીધી. તેમની મારા તરફની શ્રદ્ધા–ભક્તિ જોઈ મને હર્ષ થયો. થોડી વારે અમે અહીંથી રવાના થયા. નથનીમાઈ ઘર અંગેની કંઈક વાતો કરતી કરતી ફીચ ખંપાની પાછળ પાછળ આવવા લાગી. આ જોઈને તિબેટના રીત–રિવાજો વિષે મેં વાંચેલું એક પુસ્તક મને યાદ આવ્યું, જેમાં લખ્યું હતું કે "તિબેટનાં કુટુંબોમાં સ્ત્રી જ ઘરની પ્રધાન વ્યક્તિ ગણાય છે. પુરુષ જે કાંઈ ધન કમાઈ લાવે છે તે બધું તે પોતાની સ્ત્રીના હાથમાં સોંપી દે છે." વાતચીત પૂરી થતાં નથનીમાઈ ઊભી રહી અને તિબેટી ભાષામાં અમારી યાત્રાની સફળતાના બે શબ્દો બોલવા લાગી. આ સાંભળીને ફીચ ખંપા ચાલતાં ચાલતાં જ પોતાની પત્ની તરફ હવામાં હાથ હલાવવા લાગ્યો, જેનો સાંકેતિક અર્થ એ હતો કે 'હવે ચિંતા ન કર, પ્રભુ સૌ સારાં વાનાં કરશે.' નથનીમાઈ તો રસ્તામાં ઊભી

રહી પણ તેની સાથેનો તેનો 'કેસર' નામનો લાંબા વાળવાળો કાળો કૂતરો અમારી સાથે આવવા માટે જાણે કીચ ખંપાની રજા માંગતો હોય તેમ પૂછડી પટપટાવતો કરુણ સાદે રડવા લાગ્યો. કીચ ખંપાએ તેને સાથે લેવાની ના પાડી, પણ તે કૂતરા પર મને સ્નેહ હોવાથી મેં તેને યાત્રાસંઘ સાથે લઈ લેવા માટે કીચ ખંપાને સમજાવ્યા. આથી તેમણે પાછું ફરીને કૂતરા તરફ જોતાં મુખથી સીટી અને હાથથી ચપટી વગાડી એટલે તે વફાદાર પ્રેમાળ પ્રાણી છલાંગ મારતું મારતું અલ્પ સમયમાં જ અમારી તદ્દન પાસે આવી પહોંચ્યું અને જાણે આભાર વ્યક્ત કરતું કીચ ખંપાના પગમાં આળોટવા લાગ્યું. કીચ ખંપાએ જ્યારે નીચા નમીને તેની પીઠ થબથબાવી એટલે તે પ્રાણી એકદમ ઊભું થયું અને પૂંછડી હલાવતું હલાવતું અમારી આગળ આગળ ચાલવા લાગ્યું. મને આ ઠીંગણા કેસર કૂતરાને જોઈ ને મારી સાથે 'બુધી' થી 'ગરબ્યાંગ' સુધીની પગપાળા યાત્રામાં આવેલો પેલો લાંબા વાળવાળો કાળો મોટો કૂતરો યાદ આવી ગયો. કીચ ખંપા મને કહેવા લાગ્યા કે તેનો આ કેસર (કેસર !) કૂતરો ઘણો જ વફાદાર અને સાનમાં સમજી જાય તેવો છે. ગમે તેવી ઠંડી હોય કે બરફ પડતો હોય પણ આ કેસર રાતભર તંબૂની બહાર પડ્યો રહીને ઘોડાખચ્ચરોની ચોકી કરતો રહે છે. રસોઈ પીરસેલી થાળી ભલે ખુલ્લી પડી હોય તો ય તે તેની પાસે ય જતો નથી; ઉલટાનું તેનાથી દૂર બેસીને તેની રખેવાળી કરતો રહે છે. જો તેને પ્રેમથી બૂચકારીને થાળીમાં જમવાનું આપવામાં આવે તો જ તે ખાય છે, જમીન પર ફેંકેલી વસ્તુને તો તે સુંઘતો ય નથી. મારી સાથે પાંચ વાર તો તે કૈલાસયાત્રા કરી ચૂક્યો છે અને અત્યારે તે આપણી સાથે છઠ્ઠીવારની યાત્રા કરી રહ્યો છે. કીચ ખંપાની આ વાત સાંભળીને મને મનમાં થયું કે પાંચ વાર કૈલાસની યાત્રા કરેલ આવો ગુણવાન કૂતરો તો ખરેખર ભાગ્યશાળી પ્રાણી કહેવાય. આવા પવિત્ર પ્રાણીને અડકવું એ પણ ધનભાગ્ય કહેવાય. મેં કેસર સામે જોયું અને તેની પીઠ થબથબાવી વહાલથી બૂચકાર્યો, એટલે તેણે પોતાની પૂંછડી પટપટાવી જાણે આભાર વ્યક્ત કર્યો. અમારા 'કૈલાસયાત્રા સંઘ'ના બોલતા અને મૂંગા બધા ય જીવોમાં આ 'કેસર'નો વધારો થતાં હવે અમે કુલ 'સાડત્રીશ' પ્રાણીઓ થયા. (જુઓ ચિત્ર નં. ૫૬).

ગરબ્યાંગથી હું અને કીચ ખંપા ૩/૪ માઈલનું હળવું ઉતરાણ ઊતરીને કાલી નદીને જમણે તીરે આવ્યા. અન્ય યાત્રીઓ તથા ઘોડાખચ્ચર અને તેના રખેવાળો અમારાથી ઘણા આગળ નીકળી ગયા હતા. આ જોઈને મેં તથા કીચ ખંપાએ ચાલવાની ગતિ વધારી. લગભગ ચાર ફર્લાંગ ચાલ્યા બાદ જમણી બાજુએ વહી રહેલી કાલી નદી તથા નેપાળના ટિંકર ઘાટ તરફથી આવતી ટિંકર નદીનું 'સંગમ' આવ્યું. અમે બન્ને જમણા હાથ તરફ વળીને કાલી નદી પરના લાકડાના 'સીતા પુલ'ને પાર કરીને નેપાળની હદમાં પ્રવેશ્યા. આ સંગમ પાસેથી ડાબા હાથ પરના રસ્તે આગળ વધતાં શીતી, ગુંજી વગેરે ગામોમાં થઈને પણ 'કાલાપાણી' મુકામે પહોંચી શકાય છે. જો કે આ રસ્તો લાંબો તો છે, છતાં ય સારો છે. 'ગુંજી'થી નદી કિનારે આગળ વધતાં ૧૪ માઈલ દૂરના 'કુટિ' ગામે જઈ શકાય છે. 'કુટિ'થી 'જોલિંકોંગ', 'લમ્પિયા ઘાટ' થઈને 'જ્ઞાનીમા મંડી' પહોંચી ત્યાંથી 'કૈલાસ-માનસરોવર' જઈ શકાય છે. જોલિંકોંગ અને લમ્પિયા ઘાટ વચ્ચે 'છોટા કૈલાસ' અને 'છોટા માનસરોવર' આવે છે, જે દર્શનીય છે. બીજા બધા રસ્તાઓ કરતાં 'કાલાપાણી' અને 'લીપુ-લા' થઈને 'તાકલાકોટ'નો રસ્તો ઘણો સારો ગણાય છે.

જ્યાં સુધી યાત્રી કે વેપારી કે પછી તિબેટ જનાર કોઈ પણ વ્યક્તિ કાલી નદી પરનો 'સીતા પુલ' પાર કરીને નેપાળની હદમાં ન પ્રવેશે ત્યાં સુધી ચેક પોસ્ટના અફસરો પોતાના તંબૂઓની બહાર ઊભા રહીને તે લોકોને જોયા કરે છે. આ પુલ પાસે પણ સાદા વેશધારી એક પોલીસને એ માટે ઊભો રાખવામાં આવે છે કે ભારતની હદમાંથી છૂપી રીતે અનાજ, કાપડ, કેરોસીન તેમજ આવી બીજી નિષિદ્ધ વસ્તુઓ નેપાળમાં થઈને તિબેટમાં ચીની સૈન્ય માટે ન પહોંચી જાય. પુલ પરથી પસાર થનાર દરેક વ્યક્તિ પર તે કડી નજર રાખે છે. જો કોઈ વ્યક્તિ ગરબ્યાંગથી આ સીતા પુલ સુધી પહોંચીને પછી આ પુલ દ્વારા કાલી નદી પાર ન કરતાં ત્યાંથી સીધો 'શીતી' અને 'ગુંજી' ગામે થઈને ત્યાંની કાલી નદી પરના પુલ દ્વારા નેપાળમાં દાખલ થવાની તરકીબ કરે તો તે સાદા વેશધારી પોલીસ તેની પર ચાંપતી નજર રાખે છે. સીતા પુલને પાર કર્યા બાદ મેં અને કીચ ખંપાએ ચેકપોસ્ટ તરફ મુખ ફેરવીને હવામાં હાથ હલાવ્યા. આ જોઈને ત્યાં ઊભેલા કેપ્ટન ઉમેદસિંહે અને સાધુસિંહે

પણ અમારા તરફ હવામાં હાથ હલાવ્યા, એટલે અમે બન્ને ત્યાંથી આગળ વધ્યા. કીચ ખંપાએ મને સમજાવ્યું કે "આ પુલ પાર કર્યા બાદ ચૅકપોસ્ટની દિશામાં આવી રીતે હાથ હલાવવાનો સાંકેતિક અર્થ એ થાય છે કે આ પુલ પરના પોલીસે અમારું 'ચેકીંગ' કરી લીધું છે, અમારી પાસે એવું કાંઈ પણ વાંધાજનક નથી જેથી હવે અમે અહીંથી સુખરૂપ આગળ વધી રહ્યા છીએ." અહીં નેપાળી હદમાં નેપાળની ચૅકપોસ્ટ હતી. અહીંથી એક પગદંડી ¾ માઈલ દૂરના 'છાંગરૂ' ગામ તરફ જઈ રહી હતી. 'છાંગરૂ' ૯,૯૯૦ ફૂટની ઊંચાઈ પર વસેલું છે.

અહીંથી અમે બેઉ કાલી નદીના ડાબી બાજુના કિનારે કિનારે ત્રણેક ફર્લાંગ આગળ વધ્યા હોઈશું તેવામાં રસ્તાના લીલાછમ ઘાસવાળા નદીતટ પર અમારા યાત્રાસંઘના યાત્રીઓ અને ખંપા નોકર-ચાકર આનંદથી બેઠેલા જોવામાં આવ્યા. સામાનવાળા અને સવારીના ઘોડા ને ખચ્ચરો લીલું કુમળું ઘાસ ચરી રહ્યા હતા. અહીંથી ચોમેરનું દૃશ્ય ચિત્તાકર્ષક હતું. પહાડ પરનું ૨૦૦ બેઠાં ઘરવાળું 'ગરબ્યાંગ' પણ સુંદર જણાતું હતું. આગળનો રસ્તો ચડાણવાળો હતો તેમ છતાંય યાત્રીઓ પોતપોતાના ઘોડા અને ખચ્ચર પર ન બેસતાં પગપાળા આગળ વધવા લાગ્યા. મારા અને ખાખીબાવા સિવાય બીજા બધા યાત્રીઓએ બેસવા માટે ઘોડા અને ખચ્ચર ભાડે કર્યાં હતાં. બધા યાત્રીઓને તેમજ કીચ ખંપાને કહીને અહીંથી હું એકલો ઝડપભેર આગળ વધવા લાગ્યો. ૧¾ માઈલનું હળવું ચડાણ ચડી જતાં મને ખાસ વાર લાગી નહીં. મારી પાછળ પાછળ મિશ્રા ચડાણ ચડી રહ્યા હતા. હવે અહીંથી અર્ધા ફર્લાંગનું સખત ઉતરાણ શરૂ થયું. કેટલીક જગાએ તો હું ઊભડક બેસીને ઘસડાતો ઘસડાતો આ ઉતરાણ ઊતરવા લાગ્યો. ઉતરાણ પૂરું થયા બાદ મેં પાછળના પહાડ પર નજર ફેંકી તો ખાખીબાવા અને દામજીભાઈ મારી માફક ઘસડાતાં ઘસડાતાં ધીમે ધીમે નીચે તરફ આવી રહ્યા હતા, જ્યારે બીજા બધા યાત્રીઓ ઉતરાણ ઊતરવાની તૈયારી કરી રહ્યા હતા. મેં એક બંગાળી સજ્જન પાસેથી એવું સાંભળ્યું હતું કે સખત ચડાણ અને ઉતરાણ વખતે ઘોડાખચ્ચર સાથે લઈને યાત્રા કરનાર વ્યક્તિ તેની પીઠ પર બેસીને આ ચડાણ અને ઉતરાણ ચડવાઉતરવા લલચાય છે. બંગલા ભાષામાં આ વિષે એક કહેવત છે કે "ઘોડા દેખે ખોડા", એટલે કે યાત્રી આવા દુર્ગમ

રસ્તે તો ઘોડાને જોતાં જ જાણે પોતે લંગડો થઈ ગયો હોય, પોતાના પગમાં દર્દ થતું હોય, તેવા બહાના કાઢવા માંડે છે અને છેવટે ઘોડે બેસી જાય છે. અમારા યાત્રીઓએ, જો કે સાથે ઘોડા અને ખચ્ચરો હતાં તો પણ, આવું કર્યું નહીં કારણ કે બધા ઊંચા મનોબળવાળા અને સારું ચાલનાર હતા.

અહીંથી હું 'જકાતી નાલા' ને પાર કરીને લગભગ બે ફર્લાંગનું સખત ચડાણ ચડવા લાગ્યો. શ્વાસે શ્વાસે 'મહામંત્ર' નો જપ શરૂ થયો. દેહમાં જાણે નવી શક્તિ નિર્માણ થવા લાગી. થોડીવારે ચડાણ ચડી રહ્યા બાદ તે ઊંચી ભૂમિ પરથી મેં ચારે બાજુ દૃષ્ટિપાત કર્યો તો હું ખુશ ખુશ થઈ ગયો. આ પ્રદેશનું સૌંદર્ય અદ્‌ભુત હતું. સામે નીચેના ભાગમાં કાલી નદી દક્ષિણ તરફ વહી રહી હતી. જમણી બાજુમાં સપાટ ભૂમિ હતી જેમાંના ખેતરોની ચારે બાજુએ ગોળાકાર નાનાં નાનાં પથ્થરોની નીચી દીવાલ બનાવેલી હતી. આ સ્થાનને 'કઉઆ-તલ્લા' કહે છે. ડાબી બાજુમાં દૂર દૂર સુધીના પહાડો જોવામાં આવતા હતા. અહીં થોડી વાર ઊભા રહ્યા બાદ હું નાની પગદંડી પકડી આગળ વધ્યો. લગભગ ½ માઈલ પર મને તિબેટના 'ડોકપા' (ભરવાડ) મળ્યા. તે લોકો પોતાના ૨૦૦ ઘેટાંની પીઠ પર બાંધેલા 'ફાંચાં' (થેલીઓ) માં ગોળ અને જવ ભરીને તિબેટ તરફ જઈ રહ્યા હતા. મને જોતાં જ તેઓનાં ઘેટાં ભયના માર્યા આમતેમ ભાગવા લાગ્યા. મને આ જોઈને ઘણી નવાઈ લાગી. મેં ભારતીય ભોટિયા લોકોના હજારોની સંખ્યામાં તિબેટ તરફ જતા ઘેટાં આ રસ્તામાં ઘણી વાર જોયાં હતાં પણ મને જોઈને તે ક્યારે ય નાસભાગ કરવા લાગ્યા નહોતા. આ લાંબા કદના તિબેટી ઘેટાં વિષે મને જાણવા મળ્યું કે તિબેટના ઘેટાં કે બકરાં અજાણ્યા માણસથી ઘણાં ડરતા હોય છે. આના લીધે તે કેટલીકવાર તો રસ્તે ચાલતા ચાલતા કાં રસ્તાની નીચે તરફ ઊતરવા લાગે, કે કાં તો પહાડ પર ચડવા માંડે છે. ભારતનાં બકરાંઘેટાં કરતાં તિબેટના બકરાંઘેટાં ઘણાં ચંચળ પ્રકૃતિના હોય છે. આથી જે જગાએ રાતવાસો રહેવામાં આવે ત્યાં પણ 'ડોકપા' લોકો (ભરવાડો) તેઓની પીઠ પર બાંધેલા વસ્તુ ભરેલા વજનદાર 'ફાંચા' છોડી નાખતા નથી. જો 'ફાંચા' છોડી નાખવામાં આવે તો સવારે બકરાંઘેટાંને શોધી કાઢવામાં અને તે બધા પર ફરીથી 'ફાંચા' બાંધવામાં તે લોકોને ઘણી મુશ્કેલી વેઠવી પડે છે.

અહીંથી આગળ વધતાં પગદંડીની જમણી બાજુએ માટીપથ્થરના બેચાર નાનાં ઘર આવ્યાં. તેની આજુબાજુમાં જાડાં થડવાળા અને ઊંચા વૃક્ષો હતાં. આ સ્થાનને 'કઉઆ–મલ્લા' કહે છે. અહીંથી બે ફર્લાંગ નીચે, એટલે કે પગદંડીની ડાબી બાજુ પરની કાલી નદીના કિનારે જઈએ તો ત્યાંથી સામેના ભાગમાં આવેલા કુટિ–કાલીના 'સંગમ'ના દર્શન થાય છે. મેં ત્યાં જઈને જોયું તો કુટિ નદી 'ગુંજી' ગામની દિશામાંથી આવી રહી હતી જ્યારે કાલી નદી કાલાપાણી તરફથી આવી રહી હતી. (જુઓ ચિત્ર નં. ૫૭).

આ 'કઉઆ–મલ્લા'થી થોડું આગળ વધતાં રસ્તામાં મને 'ભારત સરહદ સુરક્ષા દળ'ના ત્રણચાર અફસરો મળ્યા. તેઓએ માથા પર રૂવાંટીવાળી ટોપીઓ અને બદન પર ખાખી કોટ–પાટલુન પહેર્યાં હતાં. તેમાંના એક ગુજરાતી સજ્જન ડૉક્ટર રાજાણી હતા. તેમનું કુટુંબ મુંબઈમાં રહેતું હતું એવું મેં તેમની પાસેથી સાંભળ્યું. અત્યારે તે 'મીલમ' તરફ સરકારી કામકાજ માટે જઈ રહ્યા હતા. થોડી વાતચીત બાદ અમે છૂટા પડ્યા. અહીંથી અડધોએક માઈલ આગળ વધ્યા બાદ કાલી નદી પર લાકડાનો પુલ આવ્યો જેને 'સંગદુમ પુલ' કહે છે. આ પુલ દ્વારા મેં કાલી નદી પાર કરી અને તેના જમણા કિનારાના ભારતના પ્રદેશમાં પગ મૂક્યો. અહીંથી આગળનો રસ્તો પથ્થરો ગોઠવેલો અને સારો જણાયો. રસ્તાની બન્ને બાજુએ લીલાછમ વૃક્ષોની પંક્તિ હતી, આથી તેની શીતળ છાયાને લીધે તેમજ રસ્તાની આજુબાજુ હરિયાળી હોવાથી ઝડપથી ચાલવામાં આનંદ આવી રહ્યો હતો. લગભગ બે માઈલ પર 'લારેલા કેમ્પ્સ' અને 'સિંગદુડુપ ગડ' વચ્ચેના રસ્તે એક વૃદ્ધ સાધુબાવા મળ્યા. તે બાબાજી કેરળ પ્રાંતના હતા અને તેમનું નામ 'હરિ ઓમ્ બાબા' હતું. મેં તેમની સાથે દસેક મિનિટ વાતચીત કરી. તે અત્યારે કૈલાસ યાત્રા કરીને હેમખેમ પાછા ફરી રહ્યા હતા. વાતચીત દરમિયાન તેમની પાસેથી મને જાણવા મળ્યું કે સાત વર્ષથી તે હરસાલ આ જ રસ્તે કૈલાસયાત્રાએ જાય છે, કૈલાસની પ્રદક્ષિણા કરતા નથી પણ તેની તળેટીમાં આવેલી 'દરચેન મંડી'માં આવેલા 'ગોમ્પા' (બુદ્ધ મંદિર)માં કેટલાક દિવસ રહીને ત્યાંથી જ સામેના પવિત્ર કૈલાસના દર્શન કરતા રહે છે. આ વર્ષે તે જ્યારે અલમોડાથી નીકળ્યા ત્યારે તેમની પાસે ફક્ત ૩૦ રૂપિયા હતા.

તિબેટમાં ઘૂસી ગયેલા ચીનાઓ વિષે મેં તેમને પૂછતાં તે ચિડાઈને કહેવા લાગ્યા, "આપણે સાધુઓને તે વળી તેઓની સાથે શું લેવાદેવા ? આપણે તો ભગવાન કૈલાસપતિના દર્શન કરીને પાછા આવતા રહેવું, તે રાક્ષસો સાથે લપછપ ન કરવી. તે લોકોએ મને પાસપોર્ટ કાઢી દેવા સિવાય કંઈ જ પૂછ્યું નથી." થોડું અટકીને તે પાછા કહેવા લાગ્યા, "બાબુભાઈ કશ્યપ નામનો એક ગુજરાતી છોકરો મને 'રાક્ષસ તાલ'ના કિનારે મળ્યો હતો. તેણે મને આપના અને આપના યાત્રાસંઘ વિષે કહ્યું હતું." આવી રીતે થોડી વાતચીત બાદ અમે એક બીજાને "નમો નારાયણાય" કહીને છૂટા પડ્યા. તે સાધુબાબા ગરબ્યાંગ તરફ ચાલતા થયા જ્યારે હું 'કાલા પાણી' તરફ આગળ વધવા લાગ્યો. મારા જમણા હાથ તરફ કાલી નદી ભયંકર ઘૂઘવાટા કરતી વહી રહી હતી. ભેજવાળા પહાડોની મીઠી સુગંધ હવામાં પ્રસરી રહી હતી. વાતાવરણ આનંદદાયક હતું.

આ રસ્તે લગભગ ૧½ માઈલ આગળ વધ્યો હોઈશ તેવામાં રસ્તાના જમણા કિનારે ખોડેલો રંગીન 'MILE–STONE' જોવામાં આવ્યો જેના પર 'कालापानी ११ मील' આ પ્રમાણે કોતરેલું હતું. આ જગા પર લાકડાનો એક નાનો પુલ હતો. તેની ડાબી બાજુએ નીચેના ભાગમાં એક નાની હોટલ હતી. તેની પાસેના ભાગમાં અનાજ દળવાની 'જળઘંટી' હતી, જે કાલી નદીના પાણી વડે ચાલતી હતી. હું આ લાકડાના પુલ દ્વારા કાલી નદીને પાર કરીને તેને ડાબે કિનારે આવ્યો. અહીં જમણી બાજુએ એક મોટું વહેતું ઝરણું જોવામાં આવ્યું. તે ઉપરના ભાગમાંથી નીચે આવીને કાલી નદીમાં મળી રહ્યું હતું. આ જગાએ રસ્તા પર ત્રણ ફૂટ ઊંચી પથ્થરની દીવાલ હતી. તેની ઉપર તરફની ઊંચાણવાળી ભૂમિ પર 'સરહદ સુરક્ષા દળ'ના નાનાંમોટાં ૧૬ મિલિટરી તંબૂઓ ઊભા હતા. તેની બહારના ભાગમાં સિપાઈ ભરી બંદુકે પહેરો ભરી રહ્યો હતો. આ જોઈને મને થયું કે ત્યાં ચેકપોસ્ટ ઑફિસ પણ હશે. ત્યાં પહોંચવાનો દરવાજો થોડો દૂર હોવાથી મને થયું કે આ દીવાલ પરથી કૂદીને ત્યાં હું જલદી પહોંચી શકીશ. આમ વિચારીને હું જેવો તે દીવાલ પર ચડ્યો એટલે મને જોતાંવેંત મિલિટરી અફસર સાહેબનો હુકમ છૂટ્યો અને તે પહેરેગીરે મારા તરફ બંદૂક તાકી. આ જોતાં જ હું ત્યાંથી ઝટ બહારની

બાજુમાં કૂદી પડ્યો. એક સિપાઈ બહાર આવીને મારા વિષે પૂછપરછ કરવા લાગ્યો. મેં જ્યારે તેને જણાવ્યું કે અમારો સંઘ અહીંથી કૈલાસ યાત્રાએ જઈ રહ્યો છે, ત્યારે તે હથેળી વડે પોતાનું કપાળ પીટતો અને દીલગીરી જાહેર કરતો મને કહેવા લાગ્યો કે જો તમે હમણાં જ આ દીવાલ પરથી કૂદી ન પડ્યા હોત તો મિલિટરીના આદેશ મુજબ તમારા ઉપર ગોળી છોડવામાં આવત. આ ભૂમિ તો મિલિટરીનો 'ENTRY PROHIBITED AREA' એટલે કે 'પ્રવેશ નિષિદ્ધ ભૂમિ' છે અને તેમાં દાખલ થનારને ગોળી વડે ઘાયલ કરીને પકડી લેવાનો હુકમ છે. સિપાઈની આ વાત સાંભળતાં ભયથી મારા રુવાંટા ઊભા થઈ ગયા. આજે આ (હું) 'નવાણિયો ન કૂટાઈ ગયો' તે બદલ મેં પરમેશ્વરનો પાડ માન્યો. ત્યાર પછી તે સિપાઈના બતાવ્યા અનુસાર હું ત્યાંથી તે રસ્તે પચ્ચીશેક પગલાં આગળ વધીને જમણીબાજુ વળી જઈ, પગથિયાં ચડીને ચૅકપોસ્ટ ઑફિસના તંબૂ પાસે આવ્યો. તે વખતે ત્યાં સુબેદાર શ્રી શયનસિંહ બિષ્ટા નામના ઓફીસર હતા. મને જોતાં જ તેમણે ઊભા થઈને આવકાર આપતાં પોતાની ખુરશી મારા માટે ખાલી કરી આપી. મેં તેમના મારા તરફના આવા સૌજન્યની સરાહના કરી. અમારો કૈલાસયાત્રા સંઘ પાછળ આવી રહ્યો છે તે સાંભળીને ખુશ થતાં તે કહેવા લાગ્યા કે જ્યારે તેમની નિમણુંક આ થાણામાં થાય છે ત્યારે જ કોઈને કોઈ મહાત્મા આ રસ્તે થઈને કૈલાસના દર્શન કરવા માટે નીકળતા હોય છે. આ અફસર બદ્રી–કેદાર માર્ગના 'પૌડી' ગામના રહેવાશી હતા એટલે તેમનામાં સાધુસંત પ્રત્યે ઘણી શ્રદ્ધા–ભક્તિ હતા. મારી પાસેથી જ્યારે તેમણે થોડી મિનિટ પહેલાં બનેલો 'મિલિટરી નિષિદ્ધ ભૂમિ'ની દીવાલ પરથી કૂદી પડવાનો પ્રસંગ સાંભળ્યો ત્યારે તેમણે ભયથી પોતાની જીભ બહાર કાઢી નાંખી. દુઃખી થતાં તે કહેવા લાગ્યા, "અરેરે! તો તો અમને બધાને 'કાળી ટીલી' લાગી જાત. નિરપરાધી સાધુની હત્યા જેવું બીજું કયું મોટું પાપ હોઈ શકે!" મેં તેમને સત્ય વાત કહી નાખી, "જ્યાં બચાવવાવાળો હજાર હાથવાળો બેઠો હોય ત્યાં પછી બે હાથવાળા માનવીનું શું ગજું?" તેમણે મારી વાતમાં ટાપશી પૂરી. મને પેલો પ્રસિદ્ધ દોહરો યાદ આવી ગયો, જે આ પ્રમાણે છે :

" अनाथ कौन है यहाँ, त्रिलोकनाथ साथ है ।
दयालु दीनबंधुके, बडे विशाल हाथ है ॥ "

હું અને બિષ્ટા સાહેબ આવી રીતે ધર્માલાપ કરી રહ્યા હતા તેવામાં ત્યાં દામજીભાઈ આવી પહોંચ્યા. તેમની પાછળ પાછળ બાખીબાવા પણ આવી ગયા. થોડીવારે એક પછી એક યાત્રીઓ આવવા લાગ્યા. છેલ્લે સામાનના ઘોડાખચ્ચરો તેમજ કીચ ખંપા અને તિબેટી નોકરચાકર પણ આવી પહોંચ્યા. બધાએ આ ચેકપોસ્ટ ઑફિસમાં પોતપોતાના પાસપોર્ટ બતાવીને તેના પર સહી–સિક્કા કરાવી લીધા. આ કાર્ય પતી ગયા બાદ અમે બધા યાત્રીઓ કીચ ખંપાની સાથે અહીંથી આગળ વધ્યા. અમારો આજનો પડાવ આ 'કાલાપાની' મુકામે જ કરવાનો હતો. મિલિટરી કેમ્પની પાસે કોઈ પણ વટેમાર્ગુને રાતવાસો કરવા દેવામાં આવતો ન હોવાથી અમે ત્યાંથી લગભગ ત્રણસો યાર્ડ (વાર) આગળ વધી રસ્તાની ડાબી બાજુની હરિયાળી સપાટ ભૂમિને આજના પડાવ માટે પસંદ કરી. બેત્રણ તિબેટી નોકર ઘોડા–ખચ્ચરોની પીઠ પરનો યાત્રીઓનો સામાન છોડવા લાગ્યા. કીચ ખંપા અને બીજા બે તિબેટીઓ ખાડા ખોદી ખોદીને યાત્રીઓ માટે તંબૂઓ અને રાવટીઓ ઊભા કરવા લાગ્યા. બંધનમુક્ત થયેલા ઘોડા અને ખચ્ચરો લીલવણ ભૂમિને જોઈ રાજી રાજી થતાં ઘાસ ચરવા મંડી પડ્યા. તેઓના ગળામાં બાંધેલી ઘંટડીઓના કર્ણપ્રિય રણકારથી વાતાવરણ આંદોલિત થવા લાગ્યું. લીલીછમ ભૂમિ પર સફેદ રંગના તંબૂઓ અને છોલદારી ઊભા થતાં અને તેની આજુબાજુમાં વિવિધ રંગી ઘોડાખચ્ચરો ચરતાં હોવાથી આ સ્થાનનું દૃશ્ય ચિત્તાકર્ષક લાગી રહ્યું હતું. કાલી નદીના તટ પરની આ હરિયાળી ભૂમિ યાત્રીઓ તેમજ ચોપગાં પ્રાણીઓ માટે ઘણી સારી અને સગવડ ભરી હતી. અહીં પાસે જ જળધારા હોવાથી વાસણ માંજનાર અને પાણી ભરનાર નોકરને માટે પણ આ જગા સુવિધાજનક હતી.

અલમોડાથી શરૂ કરીને ગરબ્યાંગ સુધીની યાત્રામાં અમે બધા યાત્રીઓ ધર્મશાળા અને ડાકબંગલામાં રાતવાસો કરતા આવ્યા હતા. ગરબ્યાંગમાં તો કીચ ખંપાના અતિથિ બન્યાં હતા. પણ આ 'કાલાપાની'થી અમારું તંબૂનું જીવન શરૂ થયું. જે લોકો ક્યારે ય

આવા તંબૂઓમાં રાતવાસો રહ્યા ન હોય તેઓને તેમાં પહેલવહેલા રહેતાં મૂંઝવણ થવા લાગે છે અને ઘણું અસગવડભર્યું જણાવા લાગે છે. જ્યારે પવન ફૂંકાવા લાગે, વરસાદ વરસવા લાગે અને ઠંડી વધવા લાગે ત્યારે સુતરાઉ કાપડના આ તંબૂઓ બંગલા અને મહેલો જેવા વહાલા લાગે છે.

ફીચ ખંપા અને તેના સાથીદારોએ તંબૂઓ ઊભા કરી દેતાં યાત્રીઓ પોતપોતાના સરસામાન તેમાં ગોઠવવા લાગ્યા. તંબૂની અંદરના ભાગમાં, જમીન અને તંબૂની નીચેની કિનારી વચ્ચે જે જગા ખાલી રહી હતી ત્યાં ટ્રંક, અનાજ–તેલ–ઘીના ટીનના ડબા વગેરે ગોઠવી દેવામાં આવ્યા. આમ કરવાનું કારણ એ હતું કે બહારનો ઠંડો પવન તે ખાલી જગામાં થઈને તંબૂમાં ઘૂસી ન શકે. આ તંબૂઓની અંદરના ભાગમાં વચ્ચોવચ જાડો ને પોલો ફોલ્ડીંગ મજબૂત વાંસડો 'આધારસ્તંભ' તરીકે ઊભો ખોડવામાં આવ્યો હતો અને તેના પર પાતળો ફોલ્ડીંગ 'મોભ' આડો ગોઠવવામાં આવ્યો હતો. આ તંબૂઓ પવનના ઝપાટાથી ઊડી ન જાય તે માટે તેની બહારની ચારે બાજુએ બાંધેલી મજબૂત દોરીઓ સાથે સખત લાકડાની ખીંટીઓ બાંધીને તે ખીંટીઓને જમીનમાં ઊંડી ખોડવામાં આવી હતી અને તેની ઉપર બેચાર મોટામોટા પથ્થરો મૂકવામાં આવ્યા હતા. વરસાદનું પાણી તંબૂમાં પેસી ન જાય તે માટે તંબૂની ફરતી નાળી ખોદવામાં આવી હતી. મોટા તંબૂની વચ્ચેના ઊભા સ્તંભની ચારે બાજુએ યાત્રીઓએ પોતપોતાનાં બિછાનાં બિછાવી દીધાં. નાના તંબૂમાં મદ્રાસી સ્વામી અને મિશ્રાએ પોતાના બિસ્તરા પાથર્યા. હું અને ખાખીબાવા સૌથી નાની છોલદારીમાં ઊતર્યા. આ છોલદારી યાત્રીઓનું રસોઈઘર હતું. ફીચ ખંપા અને તેમના સાથીદારો તેમજ નોકરચાકર મોટી છોલદારીમાં ઊતર્યા. આજની ૧૧ માઈલની યાત્રાથી થાકી ગયેલા યાત્રીઓ થાક દૂર કરવા માટે બિછાનામાં આડા પડ્યા. અડધોએક કલાક આરામ કર્યા બાદ ખાખીબાવા ઊઠ્યા અને રસોઈની તૈયારી કરવા લાગ્યા. મદ્રાસી સ્વામી અને મિશ્રાએ પોતાના ભોજનની વ્યવસ્થા ફીચ ખંપા સાથે પહેલેથી નક્કી કરી હતી. હરદિનના બે રૂપિયા લેખે ભોજનખર્ચ નક્કી થયું હતું. તેથી તે બન્ને માટે કૂંજો નામનો તિબેટી નોકર રોટલી ને દાળ બનાવવાની

તૈયારી કરવા લાગ્યો, જ્યારે અમારા યાત્રીઓ માટે ખાખીબાવા રોટલી, દાળ, ભાત, શાક, પાપડ વગેરે બનાવવા લાગ્યા. આજે રસોઈ તૈયાર થવામાં એક કલાક કરતાં ય વધારે સમય થઈ ગયો. આ જોઈ ભૂખ્યા યાત્રીઓ સળવળવા લાગ્યા. વારેવારે છોલદારીમાં ડોકિયું નાખીને પૂછવા લાગ્યા, "હવે કેટલીક વાર છે? છપ્પન જાતનાં પકવાન તો નથી બનાવી રહ્યા ને?" ખાખીબાવા ચિડાઈને જવાબ આપવા લાગ્યા, "રસોઈ બનનેમેં દેરી હો રહી હૈ ઈસમેં લૈયા હમારા તો કોઈ કસૂર નહીં હૈ. યહાઁકા પાની હી સસૂર ઐસા હૈ જો ચાવલ–દાલકો જલદી પકને નહીં દેતા. અબ ચંદ મિનિટ ઔર ધૈર્ય રખિયે, થાલિયા પરોસ દૂંગા." ખાખીબાવાના સાંત્વનાભર્યા આ શબ્દો સાંભળીને યાત્રીઓ ઢીલા મોંએ પોતપોતાના બિછાના પર જઈને લાંબા થયા. 'ભૂખ' કોને કહેવાય તેનો આજે બધાને અનુભવ થઈ રહ્યો હતો. લગભગ અડધા કલાક બાદ ખાખીબાવાએ રસોઈ તૈયાર થઈ ગયાનું 'એલાન કર્યું.' આ મીઠા શબ્દો સાંભળતાં જ સૂતેલા યાત્રીઓ 'ટપોટપ' ઊઠીને રસોડાવાળી છોલદારીમાં આવ્યા. જયંતીભાઈએ બધાને બેસવા માટે ગૂણપાટ બિછાવી દીધું. ખાખીબાવા જલદી જલદી થાળીઓ પીરસવા લાગ્યા. ભગવાનને થાળ ધરાવીને રાજદેવ આવી ગયા એટલે થોડીવારે બધાએ જમવાનું શરૂ કર્યું. મારે માટે આજે ખાખીબાવાએ બટેટાનું શાક બનાવ્યું હતું. શિંગોડાનો સત્તુ તો મારી પાસે હતો જ. આથી હું બધાની સાથે બેસીને ફળાહાર કરવા લાગ્યો. આજે જમતા જમતા બધા યાત્રીઓ ખાખીબાવાની પાકશાસ્ત્રમાં કુશળતાની અવનવી વાતો કરવા લાગ્યા. થાકેલા ખાખીબાવાએ આજે આ બધી પ્રશંસા પ્રતિ રસ દેખાડ્યો નહીં. આ જોઈને મને ઘણી નવાઈ લાગી. જમ્યા બાદ બધાને શાંતિ થઈ. જાણે "અન્નં બ્રહ્મ" એ ઉપનિષદ્‌વાણીનો બધાને ખરો અનુભવ થયો! મુખવાસ કરીને બધા યાત્રીઓ પોતપોતાના બિછાનામાં વિશ્રામ કરવા લાગ્યા. નોકર 'આનસિં' જળધારાએ જઈને એઠાં વાસણ માંજી આવ્યો અને ડોલમાં શુદ્ધ જળ ભરી આવ્યો. એઠું રસોઈઘર પણ સાફસૂફ કરી નાંખ્યું એટલે થાકી ગયેલા કર્મયોગી ખાખીબાવાએ તેમાં પાથરણું પાથરીને ડીલ લાંબું કર્યું. તેમને જોઈને મને થયું કે આ સેવાભાવી જીવ ખરેખર યાત્રીઓ માટે આશીર્વાદરૂપ જ છે.

ફળાહાર કરી લીધા બાદ હું છોલદારીમાંથી બહાર નીકળ્યો. પાસેના નાના તંબૂમાં ડોકિયું કર્યું તો મદ્રાસી સ્વામી અને મિશ્રા ભોજન કર્યા બાદ વિશ્રામ કરી રહ્યા હતા. ત્યાંથી પાસેની રાવટીમાં નજર નાખી તો કીચ ખંપા અને તેના સાથીદારો આનંદથી વાતચીત કરી રહ્યા હતા. અહીંથી આગળ વધી ચેકપોસ્ટ ઑફિસ પાસે થઈ ને હું 'સીમા સુરક્ષા દળ'ના તંબૂઓ પાસેના ઝરણાને કિનારે આવ્યો. આ મોટું ઝરણું તે તંબૂઓની ડાબી બાજુએથી વહી રહ્યું હતું અને નીચે જઈ ને કાલી નદીમાં મળી રહ્યું હતું. મને તે બન્નેના મિલનનું દૃશ્ય ઘણું જ સારું લાગ્યું તેથી હું ત્યાં શૂનમૂન ઊભો રહીને એને જોતો જ રહ્યો.

આ ઝરણાને 'કાલી નદી'નો ઉદ્‌ગમ કહેવામાં આવે છે. તે જે મોટી નદીમાં મળે છે તે નદી 'લીપુ-લા'ના હિમાચ્છાદિત પર્વતમાંથી નીકળે છે. હું જ્યારે પહેલવહેલો 'કાલાપાની'ના આ લાકડાના પુલ દ્વારા હિમસરિતા કાલી નદી પાર કરીને તેને ડાબે કિનારે આવ્યો હતો ત્યારે ત્યાં 'ભારત સીમા સુરક્ષા દળ'ના તંબૂઓ જોતાં હેરત પામ્યો હતો. મને તે વખતે થયું હતું કે આ નીચે વહી રહેલી મોટી નદી તો કાલી નદી છે અને તેના ડાબા કિનારાનો પ્રદેશ તો નેપાળનો છે, તો પછી ત્યાં 'ભારત સીમા સુરક્ષા દળ'ની છાવણી શા માટે ઊભી કરવામાં આવી હશે ? મારી આ શંકા મેં જ્યારે ચેકપોસ્ટના અફસર સાહેબ સામે વ્યક્ત કરી હતી ત્યારે મને તેમની પાસેથી સાચી માહિતી મળી હતી કે પરંપરા પ્રમાણે આ ઝરણાંને જ કાલી નદી માનવામાં આવે છે, તેથી અહીં જ નેપાળની સીમા પૂરી થાય છે. અહીંથી આગળની 'લીપુ-લા' સુધીની, મોટી નદીના બન્ને કિનારાની, ભૂમિ ભારતની જ છે. તેમની આ સાચી વાત સાંભળ્યા બાદ મને એ વાતનું સમાધાન થયું હતું કે કાલાપાનીમાં અમે જે જગાએ પડાવ કર્યો હતો તે ભૂમિ નેપાળની નહીં, પણ ભારતની જ છે.

લાકડાના પુલની નીચે થઈ ને ગરબ્યાંગની દિશામાં વહી રહેલી નદી આ મોટા ઝરણાં કરતાં દશગણી મોટી જણાતી હતી. 'ભારત સીમા સુરક્ષા દળ'ની છાવણીની પાછળના જે સ્થાનમાંથી આ ઝરણું નીકળી રહ્યું હતું ત્યાં આજુબાજુમાં કાળા રંગના પથ્થરો હોવાથી લોકો તે સ્થાનને 'કાલાપાની' કહે છે. કેટલાક ધાર્મિક લોકો તો આ ઝરણાંના

ઉદ્‌ગમસ્થાનને ભગવતી શ્રી કાલીમાતાનું પવિત્ર સ્થાન માનતા હોવાથી, ઝરણાંને 'કાલીપાની' એટલે કે કાલી માતાની પવિત્ર ભૂમિનું પાણી કહે છે. (જુઓ ચિત્ર નં-૫૮). મને અહીંના ચૅકપોસ્ટ ઑફિસર સાહેબ પાસેથી એવું જાણવા મળ્યું હતું કે આ 'કાલાપાની' નામના સ્થાનથી લગભગ ત્રણ ફર્લાંગ નીચે તરફ, મોટી કાલીગંગા નદીના જમણા કિનારે, ગરમ પાણીના ત્રણેક નાના કુંડ છે. તેના ગંધકના ગરમ પાણીથી સ્નાન કરવાથી ચામડીના રોગ મટી જાય છે. તે પાણી યાત્રાજનિત થાક ઉતારી નાખે છે અને શરીરને હળવું ફૂલ જેવું તેમ જ સ્ફૂર્તિલું બનાવી દે છે. આથી મેં આવતી કાલે સવારે ત્યાં જઈને સ્નાન કરવાનો નિશ્ચય કર્યો હતો.

લાકડાના આ પુલ પાસેથી જ્યારે હું મારા પડાવ તરફ પાછો ફરી રહ્યો હતો ત્યારે ચૅકપોસ્ટ ઑફિસ પાસે મેજર શ્રી જયપાલસિંહને ઊભેલા જોયા. તે અહીંના 'સીમા સુરક્ષા દળ'ના મુખ્ય અફસર હતા. હિમાલયના આ તરફના પ્રાચીન સ્થળો વિષે તેમની સાથે વાતચીત થતાં કાલી નદીના જમણા કિનારા પરના સામેના પહાડ પરની એક ગુફા તરફ આંગળી ચીંધતાં તે કહેવા લાગ્યા કે અહીંના પહાડી લોકો તે ગુફાને 'વ્યાસ ભગવાનની ગુફા' કહે છે. આ લોકોનું એવું માનવું છે કે વ્યાસ ભગવાન વર્ષમાં ચાર વાર, તહેવારના દિવસોમાં, તે ગુફામાં પધારે છે. મેજર સાહેબની આ વાત સાંભળીને મને ઘણું આશ્ચર્ય થયું. મેં તે ગુફા તરફ બે હાથ જોડી માથું નમાવતાં મનોમન શ્રી વ્યાસભગવાનને પ્રણામ કર્યાં. તેટલામાં ત્યાં ચૅકપોસ્ટ ઑફિસર શ્રી બિષ્ટા આવ્યા. તેમણે અમારા યાત્રાસંઘને કોઈ જાતની અગવડ તો નથી ને તે જાણવાની ઇચ્છા પ્રગટ કરી, એટલે હું તેમને સાથે લઈને અમારા મુકામે આવ્યો. સંધ્યાસમય હોવાથી બધા યાત્રીઓએ ભેગા થઈને સાયંઆરતી કરી. આ જોઈને શ્રી બિષ્ટાને ઘણો આનંદ થયો. તેમણે એ કબૂલ કર્યું કે યાત્રા દરમિયાન આવી રીતે પૂજા-પાઠ, ધ્યાન-ભજન કરતા રહેવાથી યાત્રાનું પૂરેપૂરું ફળ મળે છે. રાજદેવે આરતીમાં હાજર રહેલા દરેકને પ્રસાદ વહેંચ્યો. શ્રી બિષ્ટા સાહેબ પ્રસાદ પ્રાપ્ત કરીને ઘણાં પ્રસન્ન થયા. થોડી વાતચીત બાદ તે વિદાય થયા. તેમના ગયા બાદ થોડી જ વારે મિલિટરીના બેત્રણ સિપાઈ અમારા તંબૂમાં આવ્યા. તે લોકોએ આવતાની સાથે જ નીચા

નમીને મને અને બાબીબાવાને પ્રણામ કર્યાં ત્યારે હું તરત જ સમજી ગયો કે આ ત્રણે ય 'જવાન' ધાર્મિક વૃત્તિવાળા અને સત્સંગપ્રિય છે. મેં તેઓને પાથરણા પર બેસાર્યા. તેમાંનો એક જવાન વ્યથિત હૃદયે મને કહેવા લાગ્યો કે આજે જો હું સીમા સુરક્ષા દળની દીવાલ પરથી ઝટ નીચે કૂદી પડ્યો ન હોત તો તે જવાન મને ગોળીથી ઘાયલ કરી નાખત. તે આગળ કહેવા લાગ્યો કે સેનાના આદેશ અનુસાર સિપાઈને વર્તવું જ પડે છે, પછી ભલેને સામો માણસ તેનો ભાઈ હોય કે બાપ. આ સાંભળીને મેં તેને મારા વિષે જે કાંઈ બન્યું તેને ભૂલી જવા અને તે બાબતમાં જરા ય દુઃખી ન થવા જણાવ્યું. ત્યાર પછી 'ગીતાજીના કર્મયોગ' વિષે સત્સંગ થયો. સ્વદેશની રક્ષા માટે પ્રાણ આપનાર સિપાઈને પણ તપસ્વીઓની માફક ઊંચી ગતિ પ્રાપ્ત થાય છે તે જાણીને તે ત્રણે ય સિપાઈ ઘણાં ખુશ ખુશ થઈ ગયા. ઉત્સાહમાં આવી જઈને મૂઠીઓ બતાવતા તે કહેવા લાગ્યા, "જો અમને હુકમ આપવામાં આવે તો અમે તિબેટમાં ઘૂસી જઈને ત્યાં અડ્ડો જમાવીને બેઠેલા કમબખ્ત ચીનાઓને ત્યાંથી ખદેડી મૂકીએ." આ સાંભળી મેં તેઓના રાષ્ટ્રપ્રેમની સરાહના કરી. તેઓનો ઉત્સાહ વધારતાં મેં તેઓને કહ્યું કે ભારતદેશની રક્ષા કરવા માટે ટાઢતડકો વેઠીને આટલા ઊંચા પર્વતોમાં પહેરો ભરી રહેલા તમારા જેવા વીર જવાનો માટે અમને અને ભારતની સમગ્ર પ્રજાને ગૌરવ છે. દેશના કરોડો નરનારી તમારી પાછળ છે, માટે જરા ય ચિંતા કરશો નહિ. મારા આ શબ્દોથી તે લોકોને ઘણી પ્રેરણા મળી. ત્યાર પછી પ્રસાદ લઈને તે ત્રણે ય જવાન વિદાય થયા.

આજે બધા યાત્રીઓ મોડા જમ્યા હતા એટલે રાત્રે નાસ્તાપાણી કરવાની જરૂર પડી નહીં. આ 'કાલાપાની' સ્થાનમાં પાસે કાલી નદી હોવાથી અને હિમપ્રદેશ તરફનો ખુલ્લો ભાગ હોવાથી તથા આ સ્થાનની ઊંચાઈ ૧૨,૦૦૦ ફૂટ હોવાથી અહીં ઠંડીનું પ્રમાણ ગરબ્યાંગ કરતાં અધિક હતું. અમારે કાલે સવારે જ અહીંથી 'લીપુ–લા'ના હિમાચ્છાદિત પર્વત તરફ રવાના થવાનું હતું એટલે અમે બધા ગરમ ધાબળા ને ચૂટકા ઓઢી ઓઢીને જલદી જલદી સૂઈ ગયા. રાત વધવા લાગી તેમ તેમ ઠંડી પણ વધવા લાગી. રાત્રે દસ વાગે ધીમો ધીમો વરસાદ પડવા લાગ્યો. થોડીવારે હિમાળુ પવન સૂસવાટા કરતો વીંઝાવા લાગ્યો. તેનાથી તંબૂઓ અને રાવટીઓ હચમચવા લાગી. આ જોઈને

બે તિબેટી નોકર તંબૂમાં આવ્યા અને તંબૂ નીચે ન પડી જાય તે માટે વચ્ચેના સ્તંભને મજબૂત પકડીને બેસી ગયા. થાકયાપાકયા યાત્રીઓ તો ગરમ ધાબળાઓમાં લપેટાઈને ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા. તે બિચારાઓને શું ખબર કે તેઓના તંબૂઓની બહારના ભાગમાં કેવું ભયંકર તાંડવ નૃત્ય ખેલાઈ રહ્યું છે! સૂસવાટા કરતો હિમાળુ પવન પણ સૂ....સૂ.... શબ્દ દ્વારા જાણે કહી રહ્યો હતો કે 'સૂઈ જાવ, સૂઈ જાવ'. 'કાલાપાણી' પડાવની આ ઘનઘોર રાત્રીનું વાતાવરણ તો ભલભલાનાં રુવાંટા ઊભા કરી નાખે તેવું ભયંકર હતું.



## " आगे बढो "

गठरी उठाओ और पथ पर आगे बढ़ो मञ्जिल तक पहुँचना चाहते हो न। विश्राम का मोह छोड़ो। पाँव थक गये हों तो लड़खड़ाते हुए ही चलो। किन्तु रुको नहीं। दूर बहुत दूर—क्षितिज के उस पार तुम्हें जाना है, नींद और विश्राम कैसा ? एक बार सोने पर फिर जागा नहीं जाता, और तुम्हें जागना है दिन और रात। सुबह और शाम तुम्हें बस चलना है, उठो और चलो। अभी तो यात्रा का आरम्भ ही हुआ है—और मञ्जिल दूर है।

हाँ, तूफान अभी थमा नहीं, नीड़ अभी बना नहीं और मञ्जिल दूर है।

भय क्या जो है दूर किनारा,
भय क्या जो छाया अन्धियारा।
भव-भय-भजन है रखवारा
लो साहससे काम, बढे चलो अविराम॥





બરફથી ઢંકાએલો લીપુ લેખ (ચંગ લેખોછે-લા)
(ઊંચાઈ ૧૬૭૫૦ ફુટ) (ચિ. નં. ૫૯)



કાલાપાણી (કાલી નદીનું ઉદ્દગમ સ્થાન)
(ઊંચાઈ—૧૨૦૦૦ ફુટ) (ચિ. નં. ૫૮)



ગરબ્યાંગ પાસેનો કાલી અને કુતી નદીનો સંગમ
(ચિ. નં. ૫૭)



જનરલ જોરાવરસિંહની સમાધિ
(સ્થળ—ટોયો)
(ચ. નં. ૬૨)



શિમ્બલિંગ ગોમ્પા (તાકલાકોટ)
(૧૩૮૦૦ ફુટ) [ચિ. નં. ૬૧]



દૂરથી તાકલાકોટનું દશ્ય
(ઊંચાઈ—૧૩૧૦૦ ફુટ)
[ચિ. નં. ૬૦]



## —: 'શંગચમ'ની કાતિલ ઠંડી રાત :—

તારીખ ૨૪મી જૂન ને શનિવાર હતો. આજે જેઠ મહિનાની શુક્લ એકાદશી (નિર્જલા અગિયારસ) હોવાથી આજનો દિવસ ઘણો પવિત્ર હતો. 'કાલાપાણી' સ્થાનમાં રાતભર વધારે ઠંડી લાગવાથી મોટા ભાગના યાત્રીઓ આજે થોડા મોડા ઊઠ્યા. બન્ને બાજુએ ઊંચા પહાડો હોવાથી અહીંથી સૂર્યભગવાનના દર્શન થઈ શકતા નહોતા. ખાખીબાવાએ પ્રાયમસ પેટવીને બધા યાત્રીઓ માટે મસાલેદાર ચા બનાવી આપી એટલે ગરમ ધાબળા ઓઢી ઓઢીને બધા લોકો ગરમાગરમ ચા પીવા લાગ્યા. આજે એકાદશી હોવાથી કોઈએ નાસ્તાના ડબા ખોલ્યા નહીં. જો કે આ પવિત્ર દિવસે ધાર્મિકવૃત્તિવાળા લોકો તો પાણી પણ પીતા નથી, નકોરડો ઉપવાસ કરે છે, પણ કૈલાસની આ દુર્ગમ યાત્રામાં આવું વ્રત કરવું તે અમારા બધા માટે અત્યંત કઠિન હતું. આથી જ બધા યાત્રીઓએ દરેક અગિયારસે ફળાહાર કરવાનો નિશ્ચય કર્યો હતો અને માર્ગમાં તે પ્રમાણે બેએક અગિયારસ ઉજવી પણ હતી. અમારે આજે અહીંથી નિરાંતે રવાના થઈને છ માઈલ દૂરના 'શંગચમ' નામના સ્થળે આજનો મુકામ કરવાનો હતો, કારણ કે ત્યાંથી બીજે દિવસે પરોઢિયે જ રવાના થઈને

જલદી જલદી હિમાચ્છાદિત 'લીપુ-લા' ઓળંગવો હતો. આ 'કાલાપાણી'ની ઊંચાઈ ૧૨,૦૦૦ ફૂટ હોવાથી અહીંથી 'શંગચમ' પહોંચવા માટે આજે અમારે ૩,૦૦૦ ફૂટ ઊંચું ચડવાનું હતું. 'લીપુ-લા'ની ઊંચાઈ ૧૬,૭૫૦ ફૂટ હતી. મને અનુભવી લોકો પાસેથી એવું જાણવા મળ્યું હતું કે તે 'લીપુ-લા'ના શિખરની દક્ષિણ દિશાનો, એટલે કે આ તરફનો, ભાગ ભારતની હદમાં છે જ્યારે પેલી તરફનો, ઉત્તર દિશાનો, ભાગ તિબેટની હદમાં છે. આથી તે પર્વતની ટોચ પર ભારતની હદ પૂરી થાય છે, ત્યાંથી બીજી બાજુ પગ મૂકતાં જ તિબેટની હદ શરૂ થાય છે. 'લીપુ-લા' ઓળંગવા માટે બરફ પર ૨ માઈલનું સખત ચડાણ ચડી ૧૬,૭૫૦ ફૂટની ઊંચાઈ પર પહોંચીને ત્યાંથી તિબેટની હદમાં બરફ પર ૨ માઈલનું સખત ઉતરાણ ઉતરવું પડે છે. તેથી 'કાલાપાની' સ્થાનેથી આગળની યાત્રા માટે પ્રસ્થાન કરતી વખતે નીચે મુજબની ત્રણ વાત પર ખાસ ધ્યાન આપવું જોઈએ.

(૧) જો યાત્રીઓએ આ રસ્તામાં કાતિલ ઠંડી રાતથી બચવું હોય અને એક જ દિવસમાં દુર્ગમ માર્ગની ૨૦ માઈલની મજલ કાપી શકે તેવી તેઓમાં સામર્થ્ય હોય તો 'કાલાપાની' સ્થાનેથી વહેલી સવારે ચાર-પાંચ વાગે રવાના થઈને સૂર્યનો તાપ વધારે ન થાય તે પહેલાં 'લીપુ-લા'ને પાર કરીને તે જ દિવસે તિબેટની 'તાકલાકોટ' મંડી (બજાર)માં પહોંચી જવું જોઈએ અને ભોટિયા લોકોની દુકાનમાં રાતવાસો કરવો જોઈએ. જો યાત્રીમાં એક જ દિવસમાં આ અત્યંત કઠિન માર્ગનું ૨૦ માઈલનું અંતર ચાલવાની શક્તિ ન હોય તો—

(૨) 'કાલાપાની'થી વહેલી સવારે ૪-૫ વાગે રવાના થઈને જલદી જલદી 'લીપુ-લા' ઓળંગીને ત્યાંથી તિબેટની સીમાના 'પાલા' નામના સ્થાનમાં મુકામ કરવો જોઈએ. તે સ્થાનમાં બે-બે ઓરડાવાળી નાની એવી બે 'ડોખંગ' (ધર્મશાળા) છે. જો આવી નાની અને સગવડ વિનાની જગામાં યાત્રીઓએ રાતવાસો ન કરવો હોય તો—

(૩) 'કાલાપાની' સ્થાનની નિકટમાં આવેલા ગરમ પાણીના ઝરણાંમાં સારી રીતે સ્નાન કરી તથા કાલીગંગાને કિનારે બેસીને જપ-ધ્યાન કરી ત્યાર પછી ગરમ ગરમ રસોઈ જમીને નિરાંતે, લગભગ દસેક વાગે, રવાના થવું જોઈએ અને ૯ માઈલની મજલ કાપીને

'શંગચમ' નામના ૧૫,૦૦૦ ફૂટ ઊંચાઈવાળા સ્થાનમાં રાતવાસો કરવો જોઈએ. ત્યાંથી બીજે દિવસે વહેલી સવારે રવાના થઈ 'લીપુ-લા' પાર કરીને 'પાલા' મુકામે ન રોકાતાં ત્યાંથી સીધા 'તાકલાકોટ' પહોંચી જવું જોઈએ.

'કાલાપાની' થી કે પછી 'શંગચમ'થી રવાના થઈને 'લીપુ-લા' પાર કરવાના ઇચ્છુક યાત્રીએ એ વાતનું ખાસ ધ્યાન રાખવું કે રસ્તામાં સૂર્યનો તાપ વધવા લાગે તે પહેલાં જ 'લીપુ-લા' ને પાર કરી દેવો, નહીંતર સૂર્યની અધિક ગરમીથી રસ્તાનો બરફ પીગળતાં પગપાળા યાત્રીને તથા ઘોડાખચ્ચર, યાકઝબ્બૂ વગેરે પ્રાણીઓ પર સવારી કરીને આગળ વધનાર યાત્રીને ઘણી કઠિનાઈ સહેવી પડે છે. પગપાળા યાત્રી અને સવારીના પશુઓ આવા પીગળેલા બરફ પર વારે વારે લપસી જાય છે, તેમાં ખૂંચી જાય છે. આથી તે ઘણા જ થાકી જાય છે અને શરદી થઈ જવાથી બીમાર પડી જાય છે. 'લીપુ-લા' ઓળંગતી વખતે દુર્ભાગ્યવશાત્ જો આભમાં કાળાભમ્મર વાદળાં ચડી આવ્યાં અને વરસાદ ત્રાટક્યો, તો તો અસહ્ય ઠંડીને લીધે યાત્રીઓ અને પશુઓને અપાર કષ્ટ સહન કરવું પડે છે. આ બધી વાત ધ્યાનમાં રાખીને 'લીપુ-લા' પાર કરવા નીકળનાર યાત્રીએ પોતાની સાથે હલકો 'રેઇન-કોટ', સૂકોમેવો, કસ્તૂરી, વિટામિનની ગોળીઓ, મસાલાદાર ગરમ ચા-કૉફીથી ભરેલા થર્મોસ વગેરે સાથે લેવાનું ભૂલવું જોઈએ નહીં. પગપાળા યાત્રા કરનારને જોર જોરથી શ્વાસ-પ્રશ્વાસ ચાલતા હોવાથી શરીરમાં ગરમી રહે છે, જેથી ઓછી ઠંડી લાગે છે, પણ પશુઓ પર સવાર થઈને યાત્રા કરનારને આ માર્ગે ઘણી જ ઠંડી લાગે છે. આથી તેઓએ પોતાની તબિયતને ધ્યાનમાં રાખીને વધારે પ્રમાણમાં ગરમવસ્ત્રો ગરમ કાનટોપી, હાથ ને પગના ગરમ મોજા, ગરમ મફલર વગેરે પહેરી લેવું જોઈએ. રવાના થતાં પહેલાં ચહેરા પર 'વેસેલીન' લગાડવું જોઈએ જેથી હિમદંશ ન લાગે અને ચામડી કાળી ન પડે. બામની શીશી અને કાળા રંગના 'ગોગલ્સ' (ચશ્મા) સાથે રાખવા ઘણાં જરૂરી છે. લોઢાની અણીવાળી મજબૂત અને હલકી લાકડી તેમ જ રબરના સારા જોડા પણ અવશ્ય સાથે લેવાં. સખત ચડાણવાળા બરફના રસ્તે ઘોડેસવારને પણ નીચે ઊતરી જવું પડે છે, માટે આ બધી વસ્તુઓ સાથે લેવી તેને પણ જરૂરી છે.

અમે બધા યાત્રીઓએ અને કીચ ખંપા તથા તેમના નોકરચાકરે એકમતે એવું નક્કી કર્યું કે આ 'કાલાપાની' સ્થાનમાં રસોઈ કરી, જમી–પરવારીને પછી નિરાંતે અહીંથી નીકળવું, કારણ કે આજે તો કેવળ ૬ માઈલ જ ચાલવાનું હતું. આથી આજે અમારે અહીંથી 'ડેરા' ઊઠાવવાની ઉતાવળ ન હતી. 'નિર્જળા એકાદશી'નો પવિત્ર દિવસ હોવાથી હું, ખાખીબાવા, રાજદેવ અને જયંતીભાઈ અહીંથી ત્રણેક ફર્લાંગ દૂર આવેલા કાલી નદીના કિનારા પરના ગરમ પાણીના ઝરણામાં સ્નાન કરવા માટે ઉપડ્યા. લાકડાના પુલ પાસે પહોંચતાં ત્યાં ઊભેલા એક સિપાઈએ અમને તે ઝરણા વિષે પૂરી માહિતી આપી એટલે તેના કહેવા અનુસાર અમે ચારેય જણ આગળ વધ્યા. ઉપરના રસ્તેથી નીચેના તે ઝરણાએ પહોંચવા માટે તીક્ષ્ણ પથ્થરોવાળી અને પગ લપસી જાય તેવી વાંકીચૂકી કેડી હતી. ઝરણાની પાસે જ ઘૂઘવાટા કરતી કાલી-ગંગા નદી વહી રહી હતી. અમે છેવટે તે ઝરણાંને કિનારે આવી પહોંચ્યા. ઝરણામાં હાથ બોળતાં તેનું પાણી સમશીતોષ્ણ જણાયું. અમે ઝરણાંના ગરમ પાણીથી કપડાં ધોયાં અને સ્નાન કર્યું. કેટલીક મિનિટ સુધી તો તેમાં પગ ડુબાડી રાખ્યાં. આથી લાંબી યાત્રાને લીધે લાગેલો થાક ઊતરી ગયો. શરીર જાણે હળવું ફૂલ જેવું થઈ ગયું. ધારચૂલાથી માંડીને અહીં સુધીમાં કેવળ બે જગાએ, તપોવનમાં તથા અહીં 'કાલાપાણી' પાસે, આવા ગરમ પાણીના ઝરણાં અમને જોવા મળ્યા. 'બદરીનારાયણ' તીર્થક્ષેત્રમાં અલકનંદા નદીને તીરે, 'કેદારનાથના' માર્ગમાં આવતા 'ગૌરીકુંડ' સ્થાનમાં તેમ જ યમુનોત્રી, ગંગોત્રી અને મુક્તિનાથ તીર્થક્ષેત્રમાં મેં આવા ગરમ પાણીના ઝરણામાં સ્નાન કર્યું હતું. એ બધાનું મને અહીં સ્મરણ થઈ આવ્યું.

સ્નાન કર્યા બાદ અમે ચારેય યાત્રી 'કાલાપાની'ના અમારા પડાવે પાછા ફરી રહ્યા હતા તે વખતે રસ્તામાં મદ્રાસી સ્વામી મળ્યા. તે પણ ઝરણાંએ સ્નાન કરવા માટે જઈ રહ્યા હતા. અમે લાકડાના પુલ પાસે પહોંચ્યા તેવામાં દામજીભાઈ અને જગુભાઈ સામા મળ્યા. તે બેઉ પણ તે ઝરણાંએ સ્નાન કરવા માટે જઈ રહ્યા હતા. ઝરણાંની તે દિશામાં મેં આંગળી ચીંધીને તે બન્નેનું માર્ગદર્શન કર્યું. ત્યાર પછી અમે પુલ પર થઈને અમારા મુકામે આવ્યા. પહાડ પાછળથી ક્યારનાય બહાર આવેલા સૂર્યનારાયણે આખાય હરિયાળા પ્રદેશને ચેતનવંતો

કરી નાખ્યો હતો. ખંપા નોકરચાકર તંબૂની બહાર સોનેરી તડકામાં બેસીને ટાઢ ઉડાડી રહ્યા હતા. ઘોડાખચ્ચર છૂટાછવાયા થઈને લીલુંછમ કુમળું ઘાસ ચરી રહ્યાં હતાં કારણ કે અહીંથી આગળની યાત્રામાં તેઓને ભારતભૂમિનું આવું સરસ મજાનું કુમળું ઘાસ મળવાનું નહોતું.

આજે એકાદશી હોવાથી બધા યાત્રીઓ માટે ખાખીબાવા ફળાહાર બનાવવાની તૈયારી કરવા લાગ્યા. જયંતીભાઈ અને જગુભાઈ તેમને જરૂરી સહાય કરવા લાગ્યા. મારી પાસે શિંગોડાંનો લોટ પ્રચૂર પ્રમાણમાં હતો. ખાખીબાવાએ બધા માટે તે લોટનો સરસ મજાનો શેરો તૈયાર કરી નાખ્યો. તેમાં નાખવા માટે થોડો સૂકોમેવો ગોળવાળા ભગત પાસેથી આજે માંગવો પડ્યો, કારણ કે હજી સુધી તેમણે બીજા યાત્રીઓ માટે પોતાનો ભારે ટ્રંક 'હળવો કર્યો ન હતો.' કચવાતા મને ભગતજીએ થોડો મેવો કાઢી આપ્યો. બીજા યાત્રીઓ ઝરણાંએથી સ્નાન કરીને પાછા ફર્યા તે દરમિયાન ખાખીબાવાએ બધા યાત્રીઓ માટે બટેટાનું રસાદાર શાક અને બટેટાનો તેમ જ શિંગોડાંનો શેરો, શિંગોડાંના તીખા ભજિયા વગેરે ફળાહારી વાનગીઓ તૈયાર કરી નાખી. રાજદેવે ડબા ખોલીને તળેલા શીંગદાણા અને માવાના પેંડા કાઢ્યા. બધી ભોજ્ય સામગ્રી તૈયાર થઈ જતાં રાજદેવે ભગવાનને નૈવેદ્ય નિવેદન કર્યું એટલે યાત્રીઓ ફળાહાર કરવા બેઠા. મદ્રાસી સ્વામી અને મિશ્રા ભૂખ્યા રહી શકે તેમ ન હતા. તેઓની રસોઈ બનાવનાર ખંપા લોકો પાસે આવી ફળાહારી વસ્તુઓ પણ ન હતી. તેથી તે બન્ને 'જીવ' રોટી ને દાળ જમવા બેઠા.

આજની ફળાહારી બધી વાનગીઓનો સ્વાદ અવર્ણનીય હતો. ખાખીબાવાએ પોતાની પાકશાસ્ત્ર–કળાને જાણે પૂરેપૂરી નીચોવી નાંખી હતી. રાજદેવ બોલી ઊઠ્યા, "આજનું ફળાહાર તો 'કમાલ' છે." ત્યાં તો જયંતીભાઈથી રહેવાયું નહીં એટલે કહી નાખ્યું, "રસોઈ બનાવવામાં આ ખાખીબાવો તો ખરેખર ઉસ્તાદ છે હો ભાઈ." જગુભાઈ–, "આપણે તો ધાર્યું પણ ન હોય તેવું તેવું ભોજન બનાવી બનાવીને ખવરાવે છે આ બાવો." આ સાંભળીને રાજદેવ જગુભાઈ તરફ જોઈને કહેવા લાગ્યા, "સાચું કહું છું હો, આવું સરસ ફળાહાર તો હું મારે ઘેર પણ જમતો નથી. આ બાવે પણ ક્યાંનો ક્યાં બટેટાનો શેરો

બનાવી કાઢ્યો. બટેટાનો શેરો આવો 'ફર્સ્ટક્લાસ' થતો હશે તેની તો આજે જ ખબર પડી.''આ છેલ્લું વાક્ય સાંભળતાં 'મૂડ'માં આવી જઈને ખાખીબાવા કહેવા લાગ્યા, "સોભાગચંદભાઈ! યહ આલૂકા હલુવા તો કુછ ભી નહીં હૈ. યદિ મૈં આપકો બાદામકા હલુઆ ઔર બાદામકી અમૃત ખીર બનાકર ખિલાઊં તો આપ ખાતે ખાતે અપની ઉંગુલિયાં હી ખા જાંય." આ સાંભળી દામજીભાઈએ મને ધીમેથી કહ્યું, "આ બાવાજી હવે 'રંગમાં આવતાં જાય છે' હો." આજે ભગતજી 'મૂડ'માં ન હતા. તેમનો ચહેરો ગંભીર હતો. તેમને 'મૂડ'માં લાવવા માટે જયંતીભાઈ મને તેમના વિષે કહેવા લાગ્યા, "આજકાલ ભગતજી દૂર દૂર એકાંતમાં જઈને પૂજા–પાઠ કરી આવે છે." તરત જ રાજદેવ બોલી ઊઠ્યા, "એ સાથોસાથ 'બાલભોગ' પણ પતાવતા આવે છે." આ સાંભળતાં જ બધા યાત્રી જોરથી હસી પડ્યા. સાથે સાથે ભગતજી પણ હસી પડ્યા. આજના હલકા ખોરાકને પચાવવા માટે અમારે વધારે હસવાની જરૂર નહોતી. તેથી બધાએ ફળાહાર કરી લીધો એટલે સૌ ઊભા થયા. નોકર 'આનસિ' રસોડામાં આવી એઠાં વાસણ ભેગા કરીને તેને સાફ કરવા માટે જળધારાએ લઈ ગયો. તેટલામાં ખાખીબાવાએ અને મેં એઠી જમીન સાફ કરીને તેના પર પાણી છાંટી દીધું. અહીંથી ઉપડવાને હજી વાર હતી એટલે અમે પાથરણા પાથરીને તેના પર આડા પડ્યા. અડધોએક કલાક બાદ કીચ ખંપાનો સાદ સંભળાયો. હું ઊઠીને છોલદારીમાંથી બહાર આવ્યો એટલે કીચ ખંપા મને કહેવા લાગ્યા કે બપોર થઈ ગયા છે, હવે આપણે અહીંથી નીકળવું જોઈએ. મેં તેમની વાત માની લીધી. મોટા તંબૂમાં આવીને આરામ કરી રહેલા યાત્રીઓને હાક મારીને ઊઠાડ્યા. બધા 'ટપોટપ' ઊઠી ગયા. 'કૂંજા' નામના નોકરે આવીને બધા યાત્રીઓના બિછાના બાંધી દીધા. રસોડાનો સરસામાન પણ ટ્રંક અને થેલાઓમાં પૅક થઈ ગયો. રીંગજેન અને પસાંગ તંબૂઓ અને રાવટીઓ છોડવા લાગ્યા. જોતજોતામાં તો લીલુંછમ મેદાન જેવું હતું તેવું થઈ ગયું. યાત્રીઓનો સામાન એક પછી એક ખચ્ચરો પર બંધાવા લાગ્યો. આજે બધા ઘોડાખચ્ચર ખાઈ પીને મસ્ત થઈ ગયા હતા. અહીંથી આગળને રસ્તે ચડાણ આવતું હોવાથી મારા અને ખાખીબાવા સિવાયના બધા યાત્રીઓ પોતપોતાના ઘોડાખચ્ચર પર બેસી ગયા. થોડીવારે અમારો 'રસાલો' 'કૈલાસપતિની જય'ના

જયઘોષો કરતો કરતો રવાના થયો. હું અને ખાખીબાવા પગપાળા બધાની આગળ આગળ ચાલવા લાગ્યા.

'કાલાપાની'થી અમે બધા યાત્રી 'લીપુ નદી'ને ડાબે કિનારે કિનારે ઉત્તર દિશામાં આગળ વધવા લાગ્યા. ભારતનો ચારે બાજુનો પહાડી પ્રદેશ રમ્ય હતો. લગભગ ¾ માઈલ આગળ જતાં રસ્તાની ડાબી બાજુએ 'પંખા ગડ' નામનું ઝરણું આવ્યું, જેના પર લાકડાનો પુલ હતો. તેનું જળ ઘણું ઠંડું હતું અને તે ઉછળતું, કૂદતું ને ગર્જના કરતું વહી રહ્યું હતું. પહાડોની નાની નદી જેવું તે લાગતું હતું. ભોટિયા લોકો આ જગાને 'પંખા' કહે છે પણ અન્ય લોકો કાલાપાનીથી માંડીને અહીં સુધીના ભાગને 'કાલાપાની' જ કહે છે. અહીં પથ્થરમાટીથી ચણેલાં ત્રણચાર નાનાં ઘર હતાં, જે ખાલી હતાં. અહીંથી જમણી બાજુના પહાડપર્વતોનું દૃશ્ય રમણીય હતું. રસ્તામાં 'મણિમંત્ર' કોતરેલાં પથ્થરોનો ઢગલો જોવા મળ્યો. મેં સાંભળ્યું હતું કે તિબેટ દેશમાં લોકો 'મણિમંત્ર'નો જપ કરતા રહે છે. પથ્થરો પર આ મંત્રને કોતરી કોતરીને રસ્તાની વચ્ચે તે બધા પથ્થરોનાં ઢગલા બનાવવામાં આવે છે. આ 'પંખા ગડ'નો આવો ઢગલો મેં જીવનમાં પહેલવહેલો જોયો. તિબેટી લોકો આવા ઢગલાને કે દીવાલોને પોતાની જમણી બાજુએ રાખીને ચાલતા હોય છે, જેથી રસ્તામાં આપોઆપ જ 'One way Trafic' થઈ જાય છે.

અહીંથી ૪ ફર્લાંગ આગળ વધ્યા એટલે રસ્તાની ડાબી બાજુએ થોડે દૂર નીચેના ભાગમાં બે નદીઓનો 'સંગમ' જોવામાં આવ્યો. આ દૃશ્ય ઘણું સરસ હતું. જાણે બે કુમારિકાઓ એકબીજાને ભેટી રહી હતી. ડાબા હાથ તરફના પહાડોમાંથી જે નદી આવી રહી હતી તેને 'ગરીકૂ' કહે છે અને 'લીપુ–લા' તરફથી જે નદી આવી રહી હતી તેને 'ચીરખા ગડ' (કાલી!) કહે છે. અહીંથી અમે આગળ વધ્યા. 'ચીરખા ગડ' પર લાકડાનો નવો પુલ બંધાઈ રહ્યો હતો. આથી રસ્તાની ડાબી બાજુ પરની પગદંડી પકડીને અમે નદીકિનારે આવ્યા અને લાકડાં પર થઈને તે નદી પાર કરી તેને જમણે કિનારે પહોંચ્યા. હવે અહીંથી સખત ચડાણ શરૂ થયું. રસ્તાની જમણી બાજુએ પથ્થરની નાની દીવાલવાળા નાનાં–મોટાં ખેતર જોવામાં

આવ્યાં. કહે છે કે આ ખેતર ગરબ્યાંગના લોકોનાં છે. એક માઈલનું ચડાણ પૂરું થતાં દરવાજા વિનાની ને માટીપથ્થર વડે બાંધેલી બે નાની એવી ધર્મશાળા આવી. અહીં જળધારા વહી રહી હતી. આ સ્થાનને 'કીરમોકોંગ' કહે છે. અહીંથી પાછું વળીને જોતાં ઘણું રમ્ય નૈસર્ગિક દૃશ્ય જોવામાં આવ્યું, જેથી ચિત્ત પ્રસન્ન થઈ ગયું. અહીંની એક નાની દુકાન પાસે ચારપાંચ તિબેટી ભરવાડ અને તેનાં કેટલાક ઘેટાં બેઠાં હતાં. ત્યાંથી દસ–પંદર ફૂટ દૂર 'ભારત સીમા સુરક્ષા દળ'ના ત્રણ પહેરેગીર સિપાઈ ઊભા હતા. સિપાઈના ખભા પર 'રાયફલ' અને પીઠ પાછળ 'વાયરલેસ' હતા. આ સિપાઈ 'ભારત–તિબેટની વિભાજન રેખા' વિસ્તારમાં પહેરો ભરવા માટે નિમાયેલા હતા. તેઓની પાસે 'એલ્સેશિયન' નસલનો ઘણો મોટો અને બિહામણો કૂતરો હતો. આવા ત્રણ ત્રણ અને પાંચ પાંચ સિપાઈઓની કેટલી ય ટૂકડીઓ આ વિસ્તારમાં પહેરો ભરતી રહે છે એવું મેં તે લોકો પાસેથી સાંભળ્યું. તે લોકોને ૧૩,૦૦૦ ફૂટથી માંડીને ૧૬,૭૫૦ ફૂટ સુધીના ભારતના ભૂમિ ભાગની રક્ષા કરવા માટે અવારનવાર ગસ્ત (ચોકી) કરવી પડે છે. આટલી બધી ઊંચાઈ પર અને આવી અસહ્ય કડકડતી ઠંડીમાં સ્વદેશની રક્ષા માટે પહેરો ભરનાર આ 'જવાનો' પ્રત્યે મને ઘણું માન ઉપજ્યું. આ જગાએ હું તે જવાનો સાથે વાતચીત કરવામાં ગૂંથાયો, એટલામાં અમારા સરસામાનનાં ખચ્ચરો ગળામાં બાંધેલી ઘંટડીઓના રણકાર કરતાં આવી પહોંચ્યાં. આ ખચ્ચરોના રખેવાળ રીંગજેન અને કૂંજાએ મને સમાચાર આપ્યા કે કીચ ખંપા અને ઘોડેસવાર યાત્રીઓ નીચેના પુરાણા રસ્તે થઈને આગળ જઈ રહ્યા છે: આ સાંભળીને હું ઊઠ્યો અને ત્યાંથી રવાના થયો. ચડાણ ઘણું સખત હતું. હવા પણ બરફાળ અને ચામડીમાં ચરચરાટ પેદા કરે તેવી હતી. આખું વાતાવરણ નિરવ હતું. ધીમે પગલે છતાં સતત ગતિએ હું ચડાણ ચડી રહ્યો હતો. શ્વાસે શ્વાસે મંત્રજપ શરૂ હતા, આથી ચાલવામાં એક પ્રકારનો આનંદ આવી રહ્યો હતો. આ ચડાણ ચડી રહ્યા બાદ જમણી તરફનું હળવું ઉતરાણ ઊતરીને હું પુરાણા રસ્તા પર આવી પહોંચ્યો. તે રસ્તે નીચે તરફ બેચાર વાર નજર નાખી પણ કોઈ આવતું દેખાયું નહીં. આથી હું ઉપર તરફના આ રસ્તે આગળ વધવા લાગ્યો. અહીંથી ભાગ્યે જ બે ફર્લાંગ આગળ વધ્યો હોઈશ તેવામાં સામેના ઊંચા પર્વત પરના તિબેટ તરફના રસ્તેથી

નીચે મારા તરફ ધીમે પગલે ને 'લઘરવઘર' વેશે આવતા કોઈ તિબેટી ભિખારી જેવા માણસને જોતાં મને કુતૂહલ થયું કે એ તે વળી કોણ હશે! તે માણસ જે રસ્તે નીચે ઊતરી રહ્યો હતો તે જ રસ્તે હું આગળનું ચડાણ ચડી રહ્યો હતો, એટલે મને ખાતરી હતી કે આ રસ્તામાં ક્યાંક અમારો ભેટો તો થવાનો છે જ. થોડીવારે તે માણસ જ્યારે મારી તદ્દન પાસે આવી પહોંચ્યો ત્યારે તેને જોતાં મને ઘણી જ નવાઈ લાગી. તે પેલો બાબુભાઈ કશ્યપ નામનો પાલણપુરી ગુજરાતી નવયુવક હતો. તેનો આવો ગંદો વેશ, સુકાઈ ગયેલો અને કાળો પડી ગયેલો ચહેરો તથા ખોડંગાતા પગ જોતાં મને ઘણું દુઃખ થયું. અમે બન્ને જણ રસ્તાની એક બાજુ પર ઊભા રહ્યા એટલે એ યુવક મને તેની 'રામકહાણી' કહેવા લાગ્યો. 'અસકોટ' મુકામે અમારાથી છૂટા પડ્યા બાદ તે કેટલાક દિવસે 'ગરબ્યાંગ' પહોંચ્યો હતો. ત્યાંથી આગળની યાત્રા માટે તેણે પોતાની સાથે એક નોકર લીધો હતો. હિમમય 'લીપુ–લા' પાર કરીને તાકલાકોટ પહોંચી ત્યાંથી રાક્ષસતાલના રસ્તે ત્રણચાર દિવસે તે 'દરચેન' પહોંચ્યો હતો અને ફક્ત એક જ દિવસમાં (!) કૈલાસની ૩ર માઈલની વિકટ પ્રદક્ષિણા પૂરી કરી હતી. રસ્તામાં તેને જ્યાં રાત પડી ત્યાં જમીન પર સૂવું પડયું હતું. બરફની વર્ષા વખતે ધાબળો ઓઢીને ધ્રૂજતા ધ્રૂજતા આખી રાત વીતાવવી પડી હતી. લૂખો સત્તુ ખાઈ ખાઈને કેટલાક દિનરાત કાઢવા પડ્યાં, જેથી પેટ બગડી ગયું. 'બૂટ' વિના પથરાળ રસ્તાઓ પર ચાલતાં પગનાં તળિયાં ફાટી ગયાં અને તેમાંથી લોહી નીકળવા લાગ્યું. પૈસા પણ ખૂટી ગયા અને હેરાન પરેશાન થઈ ગયો. આમ કહેતાં કહેતાં તો તે નવયુવક જાણે રડવા જેવો થઈ ગયો. એની વાત મને સાચી લાગી, કારણ કે એના બન્ને પગમાં ઘણા ચીરા પડ્યા હતા. તેનાથી સારી રીતે ચલાતું પણ નહોતું. અમે બન્ને વાત કરી રહ્યા હતા તેવામાં દામજીભાઈ અને મિશ્રા આવી પહોંચ્યા. મેં દામજીભાઈ પાસેથી થોડો સૂકો મેવો અને મિશ્રા પાસેથી બિસ્કિટનું એક પૅકેટ લઈને નવયુવક શ્રી કશ્યપને આપ્યું. તેવામાં રાજદેવ ત્યાં આવી પહોંચ્યા. મેં તેમને આ નવયુવકની રામકહાણી કહી સંભળાવી. યુવકને નાણાંની જરૂર હતી એટલે રાજદેવે તેને ૧૦૦) રૂપિયા ઉછીના આપ્યા અને તેનું નામ, સરનામું વગેરે પોતાની ડાયરીમાં નોંધી લીધું.

પોતાનું રાજકોટનું ઠામઠેકાણું પણ તેમણે યુવકને લખી આપ્યું. ત્યાર પછી થોડી વાતચીત કર્યા બાદ અમે છૂટા પડ્યા. તે ભાઈ ખોડંગાતા ખોડંગાતા નીચે તરફ ઉતરાણ ઊતરવા લાગ્યા, જ્યારે હું ઉપર તરફનું સખત ચડાણ ચડવા લાગ્યો. બીજા યાત્રીઓ ઘોડેસવાર થઈને આગળ વધવા લાગ્યા. ચાલતાં ચાલતાં મને મનમાં થયું કે કેટલાક લોકો કૈલાસની પુણ્યદાયક યાત્રાને બહુ જ થોડા દિવસમાં જેમતેમ પૂરી કરી જલદી જલદી ભારતમાં પાછા આવીને 'પોતે કંઈક છે' તેવું લોકોને બતાવવા માટે શા માટે કુપ્રયત્ન કરતા હશે? આવી જૂઠી પ્રતિષ્ઠા મેળવવાના બદલામાં કૈલાસ–માનસરોવરના યાત્રામાર્ગમાં આવતાં નાનાં મોટાં સુંદર ગામો, તેનાં લોકજીવન, સામાજિક અને ધાર્મિક રીતરિવાજો, ચોમેરનું નૈસર્ગિક સૃષ્ટિસૌંદર્ય, પુનિત કૈલાસ–માનસરોવરની દિવ્યતાના અનુભવ, તેના ચરણપ્રાંતમાં બેસીને ગહન ધ્યાન દ્વારા મનુષ્યજીવનનું ચરમ–પરમ લક્ષ્ય પ્રાપ્ત કરવાની સુપ્રવૃત્તિ વગેરેથી શા માટે તે લોકો હાથ ધોઈ બેસતા હશે? શું આવા લોકો ખરેખર પામર નથી? છે જ.

ચડાણવાળા આ રસ્તે આગળ વધતાં એક જગાએ ડાબા હાથ તરફથી વહેતું એક ઝરણું જમણા હાથ તરફ નીચે ઊતરી રહ્યું હતું. તેના પર લાકડાના બેચાર પાટિયાં ગોઠવેલાં હતાં. આને 'ન્ગ્યુર ગડ' કહેવામાં આવે છે. આ ઝરણા પાસે પથ્થરનું એક મકાન હતું. અહીંથી એકાદ ફર્લાંગનું ચડાણ ચડતાં રસ્તામાં પથ્થરના બે નાનાં મકાનો જોવામાં આવ્યાં. આ સ્થાનને 'તલ્લા તારા' કહે છે. થાકી ગયેલા વટેમાર્ગુઓ અહીં બેસીને વિશ્રામ ને 'ટીમણ–ટુમણ' કરી શકે તેવી આ જગા લાગી. અહીંથી વળી પાછું ચડાણ શરૂ થયું. આ રસ્તે હું એકલો જ આગળ વધી રહ્યો હતો. બીજા યાત્રીઓ રસ્તામાં ક્યાંક વિશ્રામ કરવા માટે રોકાઈ ગયા હોય તેમ લાગતું હતું. શ્વાસે શ્વાસે કદમ કદમ મેળવતો હું આ ચડાણ ચડી રહ્યો હતો. અત્યારે હું લગભગ ૧૪,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હોઉં તેવું અહીંની ઠંડી ને પાતળી હવા પરથી અનુમાન થતું હતું. થોડું આગળ વધતાં રસ્તામાં બે નાની ધર્મશાળા આવી. આ સ્થાનને 'મલ્લા તારા' કહે છે. પહાડી ભાષામાં 'તલ્લા' કે 'તલ્લી' એટલે નીચે તરફનું અને 'મલ્લા' કે 'મલ્લી' એટલે ઉપર તરફનું, અહીં ઊભા રહીને મેં નીચે તરફ દૂર દૂર નજર નાખી

પણ અમારા યાત્રાસંઘના કોઈ યાત્રી કે ઘોડાખચ્ચર દેખાતાં ન હતાં. આથી અહીંથી હું આગળ વધ્યો. અડધા માઈલનું ચઢાણ ચઢ્યા બાદ 'ન્ગા–વિદંગ' નામનું સ્થાન આવ્યું, જ્યાં પથ્થર વડે ચણેલાં બે નાનાં બેઠા ઘાટનાં મકાન હતાં. અહીં મને પહેલવહેલા 'પેમા' નામના કાંટાળા છોડ જોવા મળ્યા. રસોઈ બનાવતી વખતે બળતણ તરીકે આ છોડનો ઉપયોગ કરવામાં આવે છે. અહીંથી દેખાતું ચોમેરનું પ્રાકૃતિક દૃશ્ય અદ્ભુત હતું. જમણા હાથ તરફ દૂરથી ધસમસતી આવી રહેલી 'લીલીંગ્તી નદી' 'ચીરખા ગડ'ને મળી રહી હતી. ત્યાંની ચારે બાજુની હરિયાળી ભૂમિ આંખોને ઠંડક આપી રહી હતી. ઘોડા અને ખચ્ચરોના ચરણ માટે આ સ્થાન ઘણું સારું હતું.

થોડીવારે હું અહીંથી આગળ વધ્યો. હવે તો ઘણું કપરું ચડાણ શરૂ થયું. આ રસ્તામાં 'ભારત સીમા સુરક્ષા દળ'ના સાતઆઠ સૈનિકો મળ્યા. આ લોકો પણ મારી માફક 'શંગચમ' જઈ રહ્યા હતા. દરેક સૈનિકની પીઠ પર એક એક નાની રાવટી, નાનું બિછાનું, ટિફિન–બૉક્સ, ખભા પર વજનદાર ૩૦૩ની બંદૂક અને માથા પર બળતણનો નાનો ભારો હતો. આટલા વજન સાથે આવું સખત ચડાણ ચડતાં આ સશક્ત સૈનિકો પણ જોર જોરથી હાંફી રહ્યા હતા. આવી ઠંડીમાં પણ પરસેવે રેબઝેબ થઈ ગયા હતા. સ્વદેશની રક્ષા માટે પોતાનાં પ્રાણને અર્પણ કરવામાં પાછી પાની પણ ન કરનાર એવા આ વીર સૈનિકોને જોતાં મારી આંખો હર્ષાશ્રુથી છલકાઈ ગઈ. હું આ બધા સૈનિકોની આગળ આગળ ચડાણ ચડી રહ્યો હતો. અહીંની ઠંડી હવામાં ઓછો ઑક્સિજન વાયુ હોવાથી ચડાણ ચડવામાં ઘણું કષ્ટ થઈ રહ્યું હતું. બે પગલાં વચ્ચે માંડ માંડ ત્રણ ઇંચ જગા કાપી શકાતી હતી. જમણી બાજુ પર અને સામે દૂર દૂર સુધી બરફ જ બરફ દેખાઈ રહ્યો હતો. આજુબાજુનું વાતાવરણ એકદમ શાંત હતું. અહીં વન્ય પશુપક્ષીનાં ય દર્શન દુર્લભ હતાં. આ ૧½ માઈલનું સખત ચડાણ ચડીને હું ૧૫,૦૦૦ ફૂટની ઊંચાઈ પરના 'શંગચમ' નામના, 'લીપુ–લા'ની તળેટી પાસેના, સ્થાનમાં પહોંચ્યો. અહીંની બે નાના ઓરડાવાળી ધર્મશાળામાં ડોકિયું કર્યું તો ત્યાં ત્રણચાર ભારતીય સૈનિક બેઠા બેઠા આનંદથી વાતચીત કરી રહ્યા હતા. તે લોકો પાસેથી મને જાણવા મળ્યું કે તેઓ તથા પાછળ આવી રહેલા સૈનિકો આ સ્થાનમાં ચાર–છ દિવસ રહેનાર

છે. અમારા યાત્રાસંઘની સુરક્ષા બાબતનો આ બધાને ખાસ આદેશ છે એ વાત સાંભળીને મને ઘણો આનંદ થયો. હું આ લોકો સાથે સ્વદેશપ્રેમ, તિબેટની વર્તમાન સ્થિતિ વગેરે વિષે વાતચીત કરી રહ્યો હતો તેવામાં ત્યાં અમારો નોકર 'આનસિ' મને બોલાવવા માટે આવ્યો. તેણે મને ખબર આપ્યા કે અહીંથી બે ફર્લાંગ નીચેના ભાગમાં લીલું ઘાસ અને જળની સારી સગવડ હોવાથી ત્યાં જ ખચ્ચરો પરનો બધો સરસામાન ઉતાર્યો છે. બધા યાત્રીઓ આવી ગયા છે, અને તંબૂ, છોલદારી વગેરે પણ ઊભાં કરી નાખવામાં આવ્યાં છે. તેની આ વાત સાંભળીને હું ત્યાંથી ઊઠ્યો. અમે બન્ને જણ બે ફર્લાંગનું ઉતરાણ ઊતરીને જ્યાં અમારો આજનો મુકામ હતો ત્યાં આવી પહોંચ્યા. મોટા તંબૂમાં નજર નાખી તો યાત્રીઓ પોતપોતાના બિછાનામાં વિશ્રામ કરી રહ્યા હતા. આ જગા ભેજવાળી અને ખુલ્લી હોવાથી અહીં ઠંડીનું પ્રમાણ વધારે હતું. જો હિમાળુ પવન ફૂંકાવા લાગે તો આ જગા મહામુશ્કેલી ઊભી કરી દે તેવી હતી. પ્રભુનો મોટો પાડ કે હવા શાંત હતી અને આકાશમાં સૂર્યભગવાનનાં દર્શન થઈ રહ્યાં હતાં.

આજે 'નિર્જળા એકાદશી' હોવાથી સાંજે રસોઈ બનાવવાની કડાકૂટ તો હતી જ નહીં, 'કાલાપાની'માં અમે બધાએ સારી રીતે ફળાહાર કર્યો હતો. તેમ છતાં ય આજની ૯ માઈલની કઠિન યાત્રાથી બધા ભૂખ્યા થઈ ગયા હતા. આ જોઈને ખાખીબાવાએ પ્રાયમસ પેટવી ચા તૈયાર કરી આપી. રાજદેવે ડબા ખોલાવીને તેમાંથી પેંડા, તળેલા શિંગદાણા વગેરે કઢાવી રકાબીઓ ભરી ભરીને બધાની સામે મૂકી દીધી. ખંપા નોકર લોકો પોતાની સાથે કાલાપાનીથી બળતણ લઈ આવ્યા હતા. ત્રણ મોટા પથ્થરોનો ચૂલો બનાવી તે લોકોએ તે બળતણના અગ્નિ વડે 'જા' (ચા જેવું તિબેટી પીણું) અને 'થુકપા' (રાબ કે ઘેંશ જેવું તિબેટી પ્રવાહી–ખાણું) બનાવ્યાં. અમારા ખંપા નોકર લોકો દિવસમાં ત્રણ વાર ભોજન કરતા હતા. ચા અને 'જા' તો દિવસમાં ઘણી ય વાર પીતા રહેતા હતા.

પાંચ વાગતા પહેલાં તો સૂર્યનારાયણ હિમાચ્છાદિત પર્વતમાળાની પાછળના ભાગમાં ચાલ્યા ગયા એટલે અંધારું થવા લાગ્યું. ઠંડી પણ

ઝડપભેર વધવા લાગી. આ જોતાં યાત્રીઓ પોતાની પાસેના બધાં ય ગરમ વસ્ત્રો એક ઉપર એક પહેરવા લાગ્યા. સાત સાત ને આઠ આઠ ગરમ વસ્ત્રો પહેરવા છતાં ય અસહ્ય ઠંડીથી બધા ધ્રૂજી રહ્યા હતા. કોઈ કોઈ વિટામિનની ગોળીઓ ખાવા લાગ્યા તો કોઈ કોઈ બીજી બીજી દવાઓની શીશીઓ ખોલવા લાગ્યા. મેં અને ખાખીબાવાએ કસ્તૂરીની ગોળીઓ મોંમાં મૂકી. ગોળવાળા ભગતને રાત્રે પેશાબે જવાની આદત હોવાથી તેમણે નોકર 'આનસિ'ને કહીને તંબૂની બહારના ભાગમાં પાણી ભરેલી બાલટી મુકાવી. ત્યાર પછી તંબૂનો દરવાજો અંદરના ભાગમાંથી મજબૂત રીતે બંધ કરવામાં આવ્યો અને થોડી વારમાં તો બધા યાત્રી જેટલા વધારે ઓઢાય તેટલા ગરમ ધાબળા, ચૂટકા વગેરે ઓઢી ઓઢીને ટૂંટિયુંવાળીને પોઢી ગયા. કીચ ખંપા અને તેમના બધા તિબેટી નોકરચાકર તો અમારા પહેલાં ક્યારના ય સૂઈ ગયા હતા, કારણ કે અહીં સમીપમાં 'ભારત સીમા સુરક્ષા દળ'ના સૈનિકોનો પહેરો હોવાથી ઘોડાખચ્ચરોની ઉઠાવગીરીનો કે યાત્રીઓના સરસામાનની ચોરીનો જરા ય ભય હતો નહીં. ખાખીબાવા, મદ્રાસી સ્વામી અને મિશ્રાજીને અહીંની અતિશય ઠંડી અને પાતળી હવાને લીધે શરદી થઈ આવી હતી અને શરીરમાં તાવ ભરાયો હતો. આથી એ ત્રણેય જીવ પણ ક્યારના ઊંઘી ગયા હતા. આ બધામાં હું અને કીચ ખંપાનો વફાદાર પહેરેગીર કેસર કૂતરો જ જાગી રહ્યાં હતાં. આ કૂતરો અસહ્ય ઠંડીથી ધ્રૂજતો ધ્રૂજતો એક વાર અમારા તંબૂના દરવાજે આવ્યો હતો પણ તેણે અંદર પગ મૂક્યો નહીં. તે વખતે કદાચ તેને એમ થયું હશે કે તંબૂમાં તેના પ્રવેશથી રખેને યાત્રીઓ કચવાય જાય અને આ બાબતમાં પોતાના માલિક કીચ ખંપાને ફરિયાદ કરતાં માલિકને દુઃખ થાય. પોતાના માલિકને પોતાની બાબતમાં કોઈ પણ જાતનું દુઃખ થાય તેવું કાર્ય કરવું કેસરને જરા ય પસંદ નહોતું. આથી જ આ વફાદાર ને સ્વમાની કૂતરો અસહ્ય ઠંડીમાં પણ તંબૂની બહાર જ બેઠો રહ્યો. મેં તેને અંદર આવવા માટે એકબે વાર બૂચકાર્યો, પણ કોણ જાણે કેમ તે અંદર ન જ આવ્યો. માલિકનાં પશુ બહાર ચરતાં મૂકીને તે અંદર પણ કેવી રીતે આવે ? ધન્ય વફાદાર પ્રાણી ! બિચારાં ઘોડાખચ્ચર પણ આવી હાડકાં હચમચાવતી ઠંડીમાં ઉઘાડા અંગે લીલો ચારો ચરી રહ્યાં હતાં. તેઓના ગળાની ઘંટડીઓના વારેવારે થતા રણકાર વાતાવરણને ચેતનવંતુ રાખી મેઘલી રાત્રીની ભયંકરતાને ઓછી કરી રહ્યા હતા.

ચોપગાંઓની આવી તિતિક્ષાનો વિચાર કરતા તંબૂમાં ગરમ અલફી (કફની) પહેરીને બેઠેલા એવા મને મારા વિષે ઘૃણા ઊપજી. સાથોસાથ એવો વિવેક જાગ્રત થઈ આવ્યો કે પરમેશ્વરે મને મનુષ્યનો જન્મ આપ્યો છે અને તેમાંય સારું શરીર અને બુદ્ધિ આપ્યાં છે, તો પછી આ જ જન્મમાં તે મહાન સત્તા (પરમેશ્વર)નો સાક્ષાત્કાર કરીને શા માટે મૃત્યુને મારી ન નાખવું? સંસારસાગરને તરી ન જવો?

મધરાતે હિમાળુ વાયરા સૂસવાટા કરતા વાવા લાગ્યા. ગરમ ધાબળો ઓઢી, મૃગચર્મ પર ટૂંટિયુંવાળીને પડેલા એવા મને ક્યારે નીંદર લાગી ગઈ તેની ખબર પડી નહીં.




कर्तुं यच्च प्रभवति महीमुच्छिलीन्ध्रामवन्ध्यां
तच्छ्रुत्वा ते श्रवणसुभगं गर्जितं मानसोत्काः ।
आ कैलासाद्बिसकिसलयच्छेदपाथेयवन्तः
सम्पत्स्यन्ते नभसि भवतो राजहंसाः सहायाः ॥ ११ ॥

[ मेघदूत, पूर्वमेघः—कालिदासविरचितः ]

[ तुम्हारे जिस गर्जन से शिलीन्ध्र ( कुकुरमुत्ते ) निकल आते हैं और धरती उपजाऊ हो जाती है, वही कानों को भला लगनेवाला तुम्हारा गर्जन सुनकर मानसरोवर जाने को उतावले राजहंस अपनी चोंचों में कमल की अगली टंठल लिए हुए कैलास पर्वत तक तुम्हारे साथ साथ आकाश में उड़ते हुए जायेंगे । ]





## —: હિમાચ્છાદિત 'લીપુ-લા' પર આરોહણ :—

તારીખ ૨૫ મી. જૂન ને રવિવાર હતો. લગભગ સાડા ત્રણ વાગે રાજદેવ રસોઈઘરવાળી અમારી છોલદારીમાં આવ્યા અને 'જય જલારા....મ' પોકારતા ખાખીબાવાને ઉઠાડવા લાગ્યા. જો કે હું અને ખાખીબાવા તો રાજદેવના આગમન પહેલાં જ ઊઠી ગયા હતા, પણ અહીંની અસહ્ય ઠંડીને લીધે વળી પાછા ધાબળા ઓઢીને બિછાનામાં પડ્યા પડ્યા જાગી રહ્યા હતા. ખાખીબાવા મારો ધાબળો ઊંચો કરીને મારા તરફ જોતાં કહેવા લાગ્યા, "સોભાગચંદભાઈ જબ સુબહમેં મેરે પાસ આકાર 'જય જલારામ' કી આવાજ સુનાતે હૈં તબ મૈં સમજ જાતા હૂઁ કિ વે મુઝે જલદી ગરમ ચાય બના દેને કે લિયે કહ રહે હૈં. આપ હી કહેં, ઐસી ઠંડમેં ચાય બનાના ક્યા બચ્ચોંકી ખિલવાડ હૈ?" આમ કહેતાં કહેતાં તો તેની લાલ આંખો પર ભવાં ચડી ગયાં. આ જોઈને મને થયું કે આજે સવારના પહોરમાં જ આ બાવો વિફર્યો છે, કાંઈ અજુગતું ન બને તો સારું. રાજદેવ વહેવારકુશાળ ને ઠરેલ વ્યક્તિ હતા એટલે તેમને આ વાત સમજવામાં ઝાઝી વાર લાગી નહીં. આથી તે તો મૂગા જ રહ્યા. મેં પણ ખાખીબાવાની ફરિયાદ પ્રતિ રસ દેખાડ્યો નહીં. આ જોઈને ખાખીબાવા 'હે રામ!' કહેતાંક ઊઠ્યા અને ડબામાંથી પ્રાયમસ

બહાર કાઢીને પેટાવવા લાગ્યા. આજે ઊઠતાંવેંત ખાખીબાવા જે કાંઈ ન કહેવાનું ગણગણી રહ્યા હતા તેમાં તેમનો ખાસ દોષ નહોતો, કારણ કે ગઈ રાતે તે બીમાર પડી ગયા હતા, વળી તેમના મગજ પર આ પર્વતીય વાતાવરણની અસર થઈ ગઈ હતી. જેમ જેમ યાત્રી વધારે ને વધારે ઊંચાઈ પર ચડતો જાય છે તેમ તેમ હવા પાતળી થતી જાય છે, હવામાં પ્રાણવાયુ ( OXYGEN ) નું પ્રમાણ ઓછું ને ઓછું થતું જાય છે. આ ઉપરાંત પહાડ ને પર્વતોના સખત ચડાણ ને ઉતરાણ, થાક ને ભૂખ, અસહ્ય ઠંડી, ઉજાગરા, વગેરેને લીધે યાત્રીની માનસિક ક્રિયા વિકૃત થવા માંડે છે. તેનાથી તે ઓછા મનનો, ઈર્ષ્યાળુ, વાતે વાતે ચિડકણો ને ઝગડાળુ બનતો જાય છે. જો સામેવાળો સહયાત્રી પર્વતીય વાતાવરણનું આ રહસ્ય જાણતો ન હોય તો તે પોતાને બેકાબૂ કરી નાખે છે, જેના પરિણામે એકબીજાને 'તૂ તૂ મૈં મૈં' થી માંડીને 'ગડદાપાટું' પણ થવા લાગે છે. હિમગિરિના યાત્રાકાળમાં આવી લીલાઓ (!) પણ જોવા જેવી હોય છે.

થોડીવારે બધા યાત્રી ઊઠી ગયા. ગોળવાળા ભગત થરથરતા દેહે કહેવા લાગ્યા કે તેને રાત્રે પેશાબનું ખૂબ દબાણ થઈ આવ્યું હતું, પણ ઠંડીના ભયે તે ઊઠ્યા જ નહીં. સવારે ઊઠીને તંબૂની બહાર પેશાબ કરવા બેસતા પહેલાં લોટામાં પાણી ભરી લેવાના ઇરાદાથી તેમણે રાતે ભરી મુકાવેલી બાલદીમાં જ્યાં લોટો નાખ્યો ત્યાં તો લોટા સાથે બરફના અથડાવાનો અવાજ થયો. રાતભર તંબૂની બહાર પડી રહેલી બાલદીનું પાણી બરફ થઈ ગયું હતું. તમે અનુમાન કરો કે રાત્રે કેવી કડકડતી ઠંડી પડી હશે!

હું ખાખીબાવાને જેમ તેમ કરી મનાવીને 'ગાડી પાટા પર લઈ આવ્યો', એટલે તેમણે બધા યાત્રીઓ માટે ચા–કૉફી–કોકો વગેરે તૈયાર કરી આપ્યાં. ગરમાગરમ પીણાં સાથે પેટ ભરીને નાસ્તો કરી લેવાથી ગઈકાલના ઉપવાસી બધા જીવ તાજામાજા થઈ ગયા. 'પેટમાં પડવાથી મગજ પણ ઠંડું થઈ જાય છે.' આજે તો અમારે માઈલોનાં માઈલ સુધી બરફમાં જ સખતમાં સખત ચડાણ ને ઉતરાણ કરવાનું હતું. ૧૬૭૫૦ ફૂટ ઊંચા હિમાચ્છાદિત 'લીપુ–લા'ના શિખર પર પહોંચવાનું હતું અને ત્યાંથી હિમરેખા પાર કરીને તિબેટના પ્રદેશમાં સખતમાં સખત ઉતરાણ

ઊતરવાનું હતું. આ બધા વિચારોથી જ યાત્રીઓને કંપારી છૂટી રહી હતી. આ જોઈને હું બધાને હિંમત આપવા લાગ્યો :

"बढे चलो हे पथिक निरंतर, बढे चलो अविराम ।
लक्ष्य तुम्हारा अभी दूर है, फिर कैसा विश्राम ॥
बाधायें हों हिमपथमें भी, कभी न रुकना इनके कारण ।
चरणोंमें गति हो हिंमत हो, मुखमें हरिका नाम ॥
बढे चलो अविराम ॥"

બધા યાત્રીઓએ જેટલાં પહેરી શકાય તેટલાં ગરમ કપડાં પહેરી લીધાં. થર્મોસમાં ગરમ પીણું ભરી લીધાં અને ગજવામાં સૂકો મેવો, ચૉકલેટ, પિપરમીંટ, તથા થેલામાં નાસ્તો વગેરે ભરી લીધાં. મોઢા પર વેસેલીન ચોપડી દીધું, જેથી બરફાળ હવાને લીધે, હિમદંશની અસર ન થાય. કાળા રંગના 'ગૉગલ્સ' પણ લઈ લીધા, જેથી બરફ પર પડતા સૂર્યનાં કિરણોના પરાવર્તનથી આંખોમાં હિમ-અંધાપો ન આવે. માથા પર કાનટોપી, રુવાંટીદાર ટોપી તેમજ બદન પર પીંછાવાળો કોટ વગેરે ધારણ કરી લીધું. હવે બધા યાત્રીઓ 'એવરેસ્ટના આરોહકો' જેવા દેખાઈ રહ્યા હતા. ઘરવાળાં જુએ તો ય ન ઓળખે હો.

આ હિમવાન વિષે 'મત્સ્ય પુરાણ' ( $\frac{१२१}{२}$ ) માં કહ્યું છે કે "मध्ये हिमवतः पृष्टे कैलासो नाम पर्वतः ॥" એટલે કે "કૈલાસ-માનસરોવર સુધી પહોંચવા માટે મહાન મધ્યહિમવાનને ઓળંગીને આગળ જવું પડે છે.' આવા હિમવાનના બે ખંડ કહેવામાં આવ્યાં છે; ( ૧ ) પશ્ચિમમાં 'કેદારખંડ'. ( ૨ ) પૂર્વમાં સરયૂથી માંડીને માનસરોવર સુધીનો 'માનસખંડ'.

ખંપા નોકરલોકોએ યાત્રીઓનાં બિછાનાં વીંટાળીને તે બધાંને ઘોડાખચ્ચરની પીઠ પર મજબૂત બાંધી દીધાં. તંબૂ, રાવટી ને નાની છોલદારીને છોડીને એક ખચ્ચરની પીઠ પર બાંધી દીધાં. સૂરમા, નઘરી, હુંચી, રતના, મોતી વગેરે ઘોડા સવારીની વાટ જોઈ રહ્યા હતા. આ જોઈને રાજદેવે કીચ ખંપાને પૂછ્યું, "અમે બધા યાત્રીઓ ઘોડાખચ્ચર પર બેસીને હિમમય ઉન્નત 'લીપુ-લા' પાર કરી શકીશું કે નહીં ?" આ સાંભળતાં કીચ ખંપા હસતા હસતા કહેવા લાગ્યા,

“खेनला माश्नन ना ता मेन, थूरला माफम् ना मी मेन.” આ તિબેટી કહેવતનો એવો અર્થ હતો કે “ચડાણ વખતે માણસને પોતાની પીઠ પર બેસારીને ચડાણ ન ચડે તે ઘોડો ઘોડો નહીં અને ઉતરાણ વખતે પશુની પીઠ પરથી જે નીચે ન ઊતરે તે માણસ માણસ નહીં.” સારાંશ એ કે ચડાણ વખતે ઘોડાખચ્ચર પર બેસવું અને ઉતરાણ વખતે તેના પરથી ઊતરી જવું. કીચ ખંપાએ યાત્રીઓને તિબેટી ભાષાની આ કહેવતનો અર્થ સમજાવ્યા બાદ ખાસ સૂચવ્યું કે જો ‘ લીપુ–લા ’ પર વધારે પ્રમાણમાં બરફ હશે તો બધા યાત્રીઓને પશુઓ પરથી નીચે ઊતરી જવું પડશે, નહિતર પશુ કાં તો મરી જશે, કાં બરફમાં ખૂંચી જશે. કીચ ખંપાના આ સૂચનને બધા યાત્રીઓએ એકસ્વરે સ્વીકારી લીધું. દયાળુ યાત્રીઓ આ કૈલાસયાત્રામાં પશુઓને આવું કષ્ટ આપવા માગતા જ ન હતા. થોડાં વર્ષ પહેલાં ‘ લીપુ–લા ’ના બરફના માર્ગે જતાં એક સાધુ પોચા બરફમાં ખૂંચી ગયો હતો તે પ્રસંગ મને સ્વામી પ્રણવાનંદજીએ આ પ્રમાણે કહ્યો હતો :

“ તે વર્ષે હમેશની જેમ જુલાઈ મહિના કરતાં મે મહિનામાં ‘ લીપુ–લા ’ના માર્ગે ઘણો બરફ હતો. તે વખતે એક રામાનંદી સાધુ ‘ કાલાપાની ’ મુકામે પહોંચી ગયો. ત્યાંના સીમા સુરક્ષા દળના સૈનિકોએ તેને ત્યારે આગળ ન જવા ઘણું ઘણું સમજાવ્યો પણ તે હઠીલો સાધુ ‘ એકનો બે ન થયો.’ તે છાનોમાનો ત્યાંથી ચાલી નીકળ્યો. ‘ શંગચમ ’માં કાતિલ ઠંડીથી, અન્ન ને વસ્ત્રના અભાવથી તેમજ ઝેરી પવનથી તે સાધુ બેભાન થઈ ગયો. બીજે જ દિવસે કોઈ દયાળુ ભોટિયાએ ત્યાં જઈ તેને ઘોડા પર ઊંચકીને ‘ કાલાપાની ’ ચોકીએ પહોંચાડ્યો. મિલિટરી ડૉક્ટરોએ તેની સુયોગ્ય સારવાર કરીને ભાનમાં આણ્યો. અઠવાડિયામાં તે સારો થઈ જતાં ત્યાંથી ફરીથી છાનોમાનો નાઠો, પણ ‘ શંગચમ ’ના ચડાણ નજીક પહોંચતાં પહોંચતાં તો તે એટલો બધો થાકી ગયો કે આગળ પગ મૂકતાં જ પડી ગયો. તેના બન્ને પગ ફૂલી ગયા. છેવટે એક તિબેટી બકરીવાળાની મદદથી તે ત્રીજે દિવસે ‘ કાલાપાની ’માં પાછો ફર્યો. ત્યાં બેચાર દિવસ દવાદારૂ કરાવ્યાથી સારો થઈ જતાં ત્યાંથી ‘ગરબ્યાંગ’ પાછો આવ્યો હતો.”

આવો જ એક બીજો પ્રસંગ ‘ બુધી ’ ગામના એક ભોટિયા વેપારીનો છે, જે આ પ્રમાણે છે : “ બુધી ગામના એક ભોટિયા

વેપારીની તિબેટના 'તાકલાકોટ' મંડીમાં દુકાન હતી. દર વર્ષે તો તે સપ્ટેમ્બર મહિનામાં તિબેટમાંથી ભારતમાં પાછો આવી જતો હતો પણ એક વર્ષે તેને વધારે ધન કમાવાની લાલચ થતાં તે તાકલાકોટમાં નવેમ્બર મહિનાની આખર સુધી રોકાયો. ત્યાંથી ગરબ્યાંગ પાછા ફરતી વખતે 'લીપુ-લા' પર ખૂબ જ હિમપાત થઈ જતાં પાતળી ને ઝેરી હવાથી તે બેભાન થઈ ગયો હતો."

એક બંગાળી મહાત્માએ 'લીપુ–લા' ઓળંગતી વખતનો તેમનો રોમાંચક અનુભવ આ શબ્દોમાં વર્ણવ્યો હતો, "જ્યારે અમે કૈલાસ–માનસરોવરની યાત્રા કરીને પાછા ફરી રહ્યા હતા ત્યારે લગભગ ૧૨ વાગે 'લીપુ–લા' પર પહોંચ્યા હતા. સાથે બીજા ઘણા યાત્રીઓ હતા. ૧૬,૭૫૦ ફૂટથી નીચે ઊતરતાં જ ભયંકર પવન ફૂંકાવા માંડ્યો. જાણે એ....ઊડ્યા. બધા યાત્રીઓ ઘૂંટણ વાળીને બકરાં – ઘેટાંની માફક ધીમે ધીમે આગળ વધવા લાગ્યા. અમે એવું સાંભળ્યું હતું કે લીપુ–લા પરની આ જગાએ મધ્યાહ્ન સમયે તોફાની પવનને લીધે એક તિબેટી 'ડોક્પા' (ભરવાડ) ના બકરાં–ઘેટાંનું મોટું ટોળું બરફમાં દટાઈ ગયું હતું. આથી અમને બધાને ઘણો જ ભય લાગ્યો. બધા યાત્રી રડતા રડતા ભગવાનના નામનો પોકાર કરવા લાગ્યા અને ધીમે ધીમે આગળ વધવા લાગ્યા. આવી રીતે બે કલાક બાદ 'લીપુ–લા' પાર કરીને અમે બધા સુખરૂપ ભારતની હદમાં સુરક્ષિત સ્થાને પહોંચ્યા હતા."

'લીપુ–લા'ની આવી આવી ઘણીય લીલાઓ મેં સાંભળી હતી. આથી મેં બધા યાત્રીઓને હૈયે હિંમત રાખીને અને મુખે પ્રભુનો નામ–જપ કરતાં આગળ વધવાનો ઉપદેશ કર્યો. ત્યાર પછી રાજદેવ 'સુરમા' ઘોડા પર સવાર થયા અને જયંતીભાઈ 'મોતી' પર સવાર થયા. ગોળવાળા ભગતનો ઘોડો 'નઘરી' જરા તોફાની હતો એટલે તેના પર સવાર થતી વખતે તેને નોકર રીંગજેન અને પસાંગની મદદ લેવી પડી. જગુભાઈનો ઘોડો 'હુંચી' તેમના જેવો નરમ હતો, તેથી તેમને સવાર થતાં ઝાઝી મદદ લેવી પડી નહીં. મારા અને ખાખીબાવા સિવાયના બીજા બધા યાત્રી પોતપોતાના ઘોડાખચ્ચર પર સવાર થઈ ગયા. આ મુકામેથી રવાના થતાં પહેલાં બધા યાત્રીઓએ 'કૈલાસપતિ

મહાદેવકી જય ' ના ત્રણ વાર જયઘોષ કરીને ગગન ગજાવી મૂક્યું. ત્યાર પછી અમે ' લીપુ–લા 'ની દિશામાં આગળ વધવા લાગ્યા. ' નઘરી ' ઘોડા પર બેઠેલા ગોળવાળા ભગતે એટલા બધા ગરમ વસ્ત્રો પહેર્યાં હતાં કે ફક્ત તેમની બે આંખો જ ખુલ્લી હતી. ખાખીબાવા પણ ગરમ કોટ અને ગરમ શેરવાણીમાં શોભી રહ્યા હતા. તેમના માથા પરનું જટાનું મોટું ફીંડલું દૂરથી જાણે વિચિત્ર પ્રકારની હેટ જેવું લાગતું હતું. મદ્રાસી સ્વામી પણ આજે ગરમ સ્યૂટમાં હતા. તેમણે માથા પર ' વાંદરાટોપી ' પહેરી હતી.

મેં ઘડિયાળમાં જોયું તો પાંચ વાગી ચૂક્યા હતા. હજી આછું અજવાળું હતું. ધુમ્મસને લીધે પગદંડી સિવાય દૂરનું કોઈ દૃશ્ય દેખાતું નહોતું. ઠંડી પણ ગજબની હતી.

હું, કીચ ખંપા અને યાત્રીઓને જણાવીને બધાથી આગળ નીકળી જઈ ઉતાવળે પગલે મજલ કાપવા લાગ્યો. હવે સખત ચડાણ શરૂ થયું. શ્વાસ શ્વાસને પગલા પગલા સાથે મેળવતો અને સાથોસાથ ' મહામંત્ર 'નો જપ કરતો કરતો હું ચડાણ ચડી રહ્યો હતો. બે ફર્લાંગ બાદ રસ્તાની જમણી બાજુ પર ' શંગચમ 'ની નાની ધર્મશાળા આવી, જ્યાં ગઈ કાલે જ મેં સૈનિકોની સાથે વાતચીત કરી હતી. તે ધર્મશાળામાં આઠ–દસ સૈનિકો ચા–પાણી પી રહ્યા હતા. મને ત્યાંથી પસાર થતો જોઈને તેમાંના એક સરદારજીએ બે હાથ જોડીને નમસ્કાર કર્યાં અને ચા–પાણીનું નિમંત્રણ આપ્યું. હું ચા પીતો નહોતો તેમ ફળાહારી હોવાથી બિસ્કિટ–પાઉંનો નાસ્તો પણ કરતો નહોતો. તેથી મેં તેમના નિમંત્રણ બદલ આભાર વ્યક્ત કરતાં જણાવ્યું, " હું જલદીમાં છું, ક્ષમા કરજો. " મારી આવી સ્પષ્ટોક્તિથી તેમને જરા ય રંજ થયો નથી એ જાણીને હું આગળ વધ્યો. અહીંથી સખતમાં સખત ચડાણ ચડતાં ચડતાં એકાદ માઈલ જઈને ઊભો રહ્યો ને ચોમેર દૃષ્ટિપાત કર્યો. આહા, કેવું અદ્ભુત સૌન્દર્ય ! ડાબા હાથ પરના ઊંચા ઊંચા હિમાચ્છાદિત પર્વતો, જમણા હાથ તરફના હિમના ચટાપટાવાળા પર્વતો, દૂર નીચે વહેતી નાની હિમસરિતા, મારી સામેના ભાગમાં હિમમય મહોન્નત પર્વતપંક્તિ, પાછું વળીને જોયું તો પ્યારી ભારતભૂમિના લીલાછમ નયનાભિરામ પહાડો, સ્વચ્છ થયેલું

નીલાકાશ વગેરે દૃશ્ય વિશ્વનિયંતાના અસ્તિત્વનું ભાન કરાવી નાખે તેવું અપૂર્વ હતું. કેટલીક ક્ષણ આ અનુપમ નૈસર્ગિક સૌંદર્યનું અવલોકન કર્યા બાદ હું અહીંથી આગળ વધ્યો.

મેં એ અનુભવ કર્યો કે સખત ચડાણ ચડતી વખતે રસ્તામાં ઊભા રહેવાથી હિમાળુ ઠંડીને લીધે દેહ થરથર કંપવા લાગે છે. જો ધીમે ધીમે આગળ વધતા રહીએ તો પરિશ્રમને લીધે દેહમાં ગરમી વધવાથી બહારની ઠંડી ખાસ અસર કરતી નથી. આથી જ આવા અતિ દુર્ગમ માર્ગે પગપાળા યાત્રા કરનારને ઘોડેસવાર યાત્રી કરતાં પ્રમાણમાં ઓછાં ગરમ કપડાં પહેરવાં પડે છે.

અત્યારે ઠંડી તો ઘણી હતી, પણ કૈલાસપતિની કૃપાથી પવન શાંત હતો, જેથી આ સખત ચડાણ ચડવામાં અધિક પરિશ્રમ પડતો ન હતો. આ રસ્તામાં એક જગાએ થોડું અટકીને મેં પાછુંવળીને જોયું પણ મને અમારો કાફલો નજરે ચડ્યો નહીં, એટલે હું આ 'ચિંકુ'ના કઠણ ચડાણ પર આગળ વધ્યો. 'લીપુ-લા' (ધૂરા)ની તળેટીનું આ 'ચિંકુ' સ્થાન અત્યંત ઠંડું હોવાથી કોઈક જ સાહસી તિબેટી 'ડોકપા' (ભરવાડ) પોતાનાં ઘેટાંબકરાં સાથે અહીં રાતવાસો કરવા હિંમત કરે છે. બાકી જેવાતેવાની શી મજાલ! 'ચિંકુ'ના ચડાણ દરમિયાન રસ્તામાં 'ભારત-તિબેટ માલગાડી' મળી, જેમાં આશરે ૩૦૦ ઘેટાં હતાં. દરેક પશુની પીઠ પર બાંધેલા ઊનના 'ફાંચા' (થેલા)માં ગોળ અને જવ ભર્યા હતા અને તે દરેક ફાંચાની, સાથે નાનું સૂકું લાકડું બાંધ્યું હતું. મને આ જોઈને નવાઈ લાગી. આ વિષે મેં ભરવાડને પૂછ્યું એટલે તેણે જણાવ્યું કે અહીંથી આગળના તિબેટના પ્રદેશમાં ઝાડપાન ન હોવાથી સૂકાં લાકડાંનો અભાવ રહે છે. તિબેટના લોકો 'ડમા' નામના કાંટાળા છોડનો તેમજ બકરાંઘેટાં, યાકઝબ્બૂ, ઘોડાખચ્ચર વગેરે પશુઓની લીંડી-લીદ-છાણ વગેરેનો બળતણ તરીકે ઉપયોગ કરે છે. મેં જોયું કે તે ભરવાડનાં ઘેટાંની પૂંછડી નીચે એક એક નાની થેલી બાંધેલી હતી. તે થેલી બતાવતાં તેણે મને કહ્યું કે તિબેટમાં પશુઓની લીંડીને પણ નકામી જવા દેવામાં આવતી નથી. તે પણ બજારમાં બળતણ માફક વેચાય છે. આ સાંભળીને મને ઘણું આશ્ચર્ય થયું.

'ચિંકુ'નું ૧½ માઈલનું સખત ચડાણ પૂરું કર્યા બાદ 'લીપુ-લા'નું સખતમાં સખત ચડાણ શરૂ થયું. 'લીપુ-લા'ને તિબેટી ભાષામાં 'ચંગ-લાબોછે-લા' કહે છે. અહીં ઠંડી પણ થીજવી નાખે તેવી હતી. જરા પણ ઊભા રહીએ કે ચાલતાં ચાલતાં ગતિ મંદ પાડી દઈએ એટલે ઠંડીથી દેહ કંપવા માંડતો હતો. ગરમ વસ્ત્રોમાં મેં સ્વેટર અને મોટી કફની પહેરી હતી. મારી જેવા પગપાળા યાત્રી માટે ઓછાં વસ્ત્ર પહેરવા લાભદાયક હતા, કારણ કે વધારે વસ્ત્ર પહેરવાથી તેના વજનને લીધે આવું અત્યંત સખત ચડાણ ચડવું મહામુશ્કેલીભર્યું હતું. ઓછાં વસ્ત્ર પહેરવાથી તેના ઓછા વજનને લીધે ચડાણ ચડવામાં ઝડપી ગતિ રહેતી હતી અને થાક ઓછો લાગતો હતો, વળી દેહમાં ગરમી વધારે પ્રમાણમાં ઉત્પન્ન થવાથી બહારની ઠંડી ઓછી લાગતી હતી. શ્વાસોશ્વાસ પગલેપગલા સાથે મેળવતો અને 'મહામંત્ર'નો જપ કરતો કરતો હું આ ચડાણ ચડી રહ્યો હતો. થોડીવારે હિમપથ શરૂ થયો. વાંકા વળીને હિમમય ભૂમિને પ્રણામ કરી જમણા હાથ વડે બરફનો નાનો ગાંગડો ઊંચકીને ભગવતી ધરિત્રીના પ્રસાદરૂપે તેને મોંમાં મૂક્યો. આવી હિમ જેવી ઠંડીમાં હિમખંડના પ્રસાદને મોંમાં મૂકવાનું સાહસ કરવું એ શું નાનુંસૂનું કામ છે? બે દાઢની વચ્ચે બરફનો કકડો ભાંગતાં જ જડબામાં એવો તો સણકો થયો કે 'સાતેય અસમાન પલવારમાં દેખાઈ ગયાં.' મોંમાંથી બરફનો ભૂકો ક્યારે બહાર નીકળી ગયો તેનું ય ભાન રહ્યું નહીં. ભગવાન કૈલાસપતિનું સ્મરણ કરતાં કરતાં હાથ વડે બન્ને જડબાં ઘસ્યાં ત્યારે દર્દ ઓછું થયું. કૈલાસ-યાત્રાના આ માર્ગે બરફ પર પગ મૂકતાની સાથેનો મારો આ પહેલો અનુભવ મને ભારે પડી ગયો. કોણ જાણે આગળ શું થશે, શી ખબર?

આ બરફ પરનો રસ્તો પણ વિચિત્ર જ હતો, પગદંડી કરતાં ય ટૂંકો અને વાંકોચૂકો. વધારેમાં વધારે ચાર આંગળ પહોળો હશે. આ ઘણા ઊંચા હિમપર્વતને ઓળંગવા માટે તેના પર આ રસ્તો કેવી રીતે બનતો હશે, તે પણ ઘણી રહસ્યથી ભરેલી ઘટના છે. આ વિષે મને કીચ ખંપાએ જે કાંઈ કહ્યું હતું તે આ પ્રમાણે છે: એપ્રિલ–મે મહિનામાં જ્યારે તિબેટની યાત્રા શરૂ થાય છે ત્યારે

આ બરફ પર સૌથી પહેલાં ભોટિયા અને ભરવાડ લોકો પોતાનાં બકરાંઘેટાંને લઈને આગળ વધે છે. ઘેટાંબકરાંના ટોળાને મોખરે એક મોટો ચપળ બકરો કે બકરી હોય છે, જેને ગળે મોટી ઘંટડી બાંધેલી હોય છે. તે બકરા કે બકરીમાં એવી અદ્ભુત શક્તિ હોય છે કે બરફને સૂંઘતાંવેંત તે સમજી જાય છે કે કયો બરફ પોચો છે અને કયો કઠણ છે. આથી બધાંથી આગળ રહેલું આ પ્રાણી બરફ સૂંઘતું સૂંઘતું પર્વતના શિખરની દિશામાં આગળ વધવા લાગે છે અને તેની પાછળ પાછળ હજારો બકરાંઘેટાં તેને પગલે પગલે ચાલે છે. આ બકરાંઘેટાંના પગની મેલી ખરીઓની છાપ સફેદ બરફ પર પડતાં ત્યાં નિશાન બની જાય છે. આવી રીતે ભૂરા કે કાળા રંગના દોરડા જેવો રસ્તો બની જાય છે. ત્યાર પછી આ બનેલા રસ્તે વેપારીઓ, યાત્રીઓ, તેમજ બીજા લોકો તિબેટમાં આવ–જા કરે છે. મેં એક તિબેટી પાસેથી એવું પણ સાંભળ્યું હતું કે બરફ કઠણ છે કે પોચો તે સૂંઘીને જાણવાની સારામાં સારી શક્તિ તિબેટી યાક અને ચમરી ગાયમાં હોય છે. તિબેટી કૂતરાં પણ ઘ્રાણશક્તિનો આ અદ્ભુત ચમત્કાર કરી શકે છે. આથી જ આવા બરફાળ દુર્ગમ રસ્તે તિબેટની યાત્રા કરનાર એકલો ને અજાણ્યો માણસ પોતાની સાથે તિબેટી કૂતરાં, યાક વગેરે લઈ જાય છે.

મારી સાથે ન તો તિબેટી કૂતરો હતો કે ન યાક, ચમરી ગાય વગેરે. સફેદ બરફ પર આછા ને દોરડા જેવા વાંકાચૂકા દેખાતા રસ્તે હું સાવધાનીપૂર્વક પગલાં માંડી રહ્યો હતો. ચડાણ તો છક્કીનું ધાવણ બહાર કાઢી નાખે તેવું હતું જ, ઠંડી પણ ઢીમ કરી દે તેવી હતી. તેમ છતાં ય હિંમતથી અને નિર્ભયપણે આગળ વધી રહ્યો હતો. પેલું ગીત યાદ આવી ગયું : "હો નિર્ભય મસ્તાન, મનવા ! હો નિર્ભય મસ્તાન." થોડું આગળ જતાં પોચો બરફ આવ્યો એટલે રૂના ગાભા જેવા આ બરફમાં પગ ખૂંચવા લાગ્યા. પગમાં પહેરેલા મજબૂત 'માઉન્ટન શૂ' ની અંદર પણ બરફની કણી જવા લાગી. હાથમાં પકડેલી લોઢાની અણીવાળી લાકડી વડે રસ્તા પરનો બરફ મજબૂત છે કે નહીં તેની ખાતરી કર્યા બાદ હું આગળ પગલાં ભરવા લાગ્યો. મેં પર્વતના શિખર તરફ મીટ માંડી તો જણાયું કે બરફ પર દોરેલી લીટી જેવો રસ્તો અર્ધચંદ્રાકારે ઉપર તરફ જ

રહ્યો હતો. આ જોઈને મને જોમેટ્રીનો પેલો સિદ્ધાંત યાદ આવ્યો કે '.Perpendicular line is a shortest line.' આથી હું ચકરાવા-વાળો માર્ગ છોડીને શિખરને લક્ષ્ય બનાવીને સીધેસીધો ઉપર ચડવા લાગ્યો. મને મનમાં થયું કે આવી રીતે બરફ પર ચડાણ ચડતાં હું પૂર્વાપેક્ષા ઓછું અંતર કાપીને જલદી 'લીપુ–લા'ની ટોચે પહોંચી શકીશ. ઘણીવાર જીવનમાં એવું બને છે કે 'માણસ ધારે છે કંઈક, ને પ્રભુ કરે છે કંઈક' મારા વિષે પણ આવું જ કંઈક બન્યું. સીધેસીધો ચડાણ ચડતાં બે ફર્લાંગ દૂર પહોંચ્યો હોઈશ એટલામાં તો મારો પગ રૂ જેવા પોચા બરફમાં 'ઘસ્....' કરતો કમર સુધી ખૂંચી ગયો. તે વખતે પાછળનો પગ પણ ઘસડાયો અને ખૂંચવા લાગ્યો. આ વિષમ પરિસ્થિતિ નિર્માણ થતાં જ હું બન્ને હાથ પહોળા કરીને બરફ પર ચત્તો પડી ગયો; એટલે વધારે અંદર ખૂંચતો બચી ગયો. ઉપર આકાશ અને સામેની બાજુમાં હિમાની પ્રદેશ સિવાય બીજું કાંઈ મને દેખાતું નહોતું. મૃત્યુના ભયના વિચારે શરીરમાં હળવી એવી કંપારી વછૂટી, પણ બીજી જ ક્ષણે મેં મારી જાતને સંભાળી લીધી. ઉપનિષદ્‌ની પેલી પ્રેરણાપ્રદ વાણી યાદ આવી ગઈ; 'उत्तिष्ठित जाग्रत प्राप्य वरान्निबोधत ।।' યોગયોગેશ્વર આદિગુરુ ભગવાન શ્રી દત્તાત્રેયનું સ્મરણ કરી મેં મારી બન્ને હથેળી મારી જમણી ને ડાબી બાજુના કઠણ બરફ પર બરાબર ટેકવી. ત્યાર પછી દીર્ઘ પૂરક–પ્રાણાયામ કરીને 'કુંભક' કરી 'ડબલબાર્સ' ની કસરતમાં જેવી રીતે શરીરને બે હાથના બળે નીચેથી ઊંચું કરવામાં આવે છે તે પ્રમાણે મેં કરતાંની સાથે જ બરફમાંથી મારી કમરની નીચેનો ટાઢાબોળ થઈ ગયેલો ભાગ બહાર આવ્યો. આથી મેં પ્રભુનો મોટો પાડ માન્યો. હવે હું સીધું ચડાણ ન ચડતાં ત્યાંથી પાછો ફર્યો અને ચકરાવાવાળા રસ્તે આવીને તેને પકડી ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. જો હું પહેલેથી જ આ બકરાંઘેટાંના રસ્તે આગળ વધ્યો હોત તો અત્યારે ક્યારનો ય 'લીપુ–લા'ના શિખરે પહોંચી ગયો હોત. ખેર, આ પ્રસંગથી જીવનમાં બોધપાઠ મળ્યો કે આવા હિમાચ્છાદિત પર્વતોના આરોહણ દરમિયાન આડબીડ ન ભાગતાં મૂળ માર્ગને પકડી ધીમે ધીમે આગળ વધવું જોઈ એ. 'शनैः पर्वत लंघनम्.'.

બરફના આવા માર્ગ પર ચાલનાર વ્યક્તિએ પોતાની કમરે, બન્ને હાથની નીચેના ભાગમાં, એક એક હલકા ને મજબૂત વાંસના

ત્રણ ત્રણ ફૂટ લાંબા ટુકડા ત્રાંસા બાંધી દીધા હોય તો બરફમાં આવી રીતે ખૂંચી જતાં બચી જવાય છે, એવું મેં પાછળથી તિબેટના એક ભરવાડ પાસેથી સાંભળ્યું હતું.

અર્ધચંદ્રાકાર રસ્તો લાંબો તો હતો જ, સાથોસાથ અત્યંત સખત ચડાણવાળો હતો. હવા ઘણી જ ઠંડી ને પાતળી હતી તેથી ડગલે ને પગલે શ્વાસ તો ધમણની જેમ સૂસવાટા બોલાવી રહ્યા હતા. પરિશ્રમને લીધે પરસેવો વહી રહ્યો હતો. થોડી થોડી વારે ઠંડાગાર પવનના ધીમા ધીમા વીંઝણા વીંઝાતા રહેતા હતા. ત્યારે કાયા ધ્રુજી ઊઠતી. આકાશ નિરભ્ર હોવાથી અને સૂર્યનારાયણ દર્શન દઈ રહ્યાં હોવાથી આવા અતિ દુર્ગમ હિમપથ પર એકલા જ આગળ વધવાની પ્રેરણા મળી રહી હતી. તેવામાં એક જગાએ પહોંચતાં જ પવનનો ઝપાટો આવ્યો, એટલે હું નીચો નમીને બકરાંઘેટાંની માફક ચડાણ ચડવા લાગ્યો. આવી રીતે આગળ વધતાં હું બે માઈલ લાંબો બરફનો માર્ગ પૂરો કરીને સમુદ્રની સપાટીથી ૧૬,૭૫૦ ફૂટની ઊંચાઈ પર પહોંચ્યો. અહીં શિખર પરના રસ્તાની બેઉ બાજુએ મોટા મોટા 'લપ્ચે' ( પથ્થરના ઢગલા ) હતા. રસ્તાની ઉપરના ભાગમાં ઊનના દોરડાનું તોરણ બાંધેલું હતું અને તેમાં રંગીન ચીંથરાં ફરફરી રહ્યાં હતાં. ( જુઓ ચિત્ર નં-૫૯ ).

આ જોતાં જ હું આનંદવિભોર થઈ ગયો અને ઉચ્ચ સ્વરે કૈલાસપતિ મહાદેવનો જયકાર બોલવા લાગ્યો. જાણે આજુબાજુના હિમગિરિવૃંદ તે જયકારને ઝીલવા લાગ્યા. આહા ! અત્યારે હું ભારત અને તિબેટના વિભાજનની 'હિમરેખા' પર ઊભો હતો. મારા જમણા હાથ તરફ હજારો માઈલ દૂર દૂર સુધી ફેલાએલો ભારતનો પ્રદેશ હતો જ્યારે ડાબા હાથ તરફ નીચાણમાં સુદૂર વિસ્તાર પામેલો તિબેટનો પ્રદેશ હતો. આહા ! કેવું અદ્ભુત દૃશ્ય ! કેવું દિવ્ય વાતાવરણ ! હું ઘણી ય વાર સુધી બન્ને પ્રદેશના મહોન્નત હિમગિરિમાળાને નિર્નિમેષ નયને નિહાળતો જ રહ્યો. આહા ! કેવાં ભવ્ય હિમશૈલ છે ! આહા ! કેવી ગહન નિરવતા છે ! હું અહીંના 'લપ્ચે'ની પાસેની સ્વચ્છ ને સપાટ ભૂમિ પર બેસી ગયો અને

પ્રકૃતિના આ અનુપમ અવર્ણનીય સૌંદર્યને ચક્ષુઓ દ્વારા હૃદયમાં ઉતારવા લાગ્યો. થોડી વારે જાણે હૃદય ભરાય ગયું અને પોપચાં મીંચાઈ ગયા. દેહાધ્યાસ રહ્યો નહીં. આમ 'ગહન ધ્યાન'માં હું અહીં કેટલો સમય બેઠો તેનું ભાન રહ્યું નહીં, પણ જ્યારે જાગ્રત થયો અને ઘડિયાળમાં જોયું તો ૯ વાગી ચૂક્યા હતા અને ઉપર પાંચ મિનિટ થઈ હતી.

મેં એવું સાંભળ્યું હતું કે 'લીપુ–લા' ચડી ગયા બાદ માણસો લાંબા થઈને 'લપ્ચે'ને પ્રણામ કરે છે અને જો પવન સ્થિર હોય તથા વાદળાં વિનાનું આકાશ હોય તો લોકો ત્યાં બેસીને પોતાની પાસેનું ભાતું એકબીજાને વહેંચીને આનંદથી ખાય છે. આ પણ જીવનમાં એક મોટો લહાવો છે. મેં પણ મારી પાસે જે કાંઈ સૂકો મેવો, શિંગોડાંનો સત્તુ વગેરે હતું તેમાંનું થોડું કાઢીને મનોમન પ્રભુને નિવેદન કરી પ્રેમથી તે પ્રસાદ લીધો. તે વખતે મેં મારું મુખ પ્યારી માતૃભૂમિ ભારત ભૂમિ તરફ જ રાખ્યું હતું. કોને ખબર હું ક્યારે તે ભૂમિમાં પાછો ફરીશ! આ વિચાર માત્રે આંખોને આંસુઓથી છલકાવી દીધી. "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी."

ફળાહાર કરીને હું ઊભો થયો. અહીં થોડો વિશ્રામ કરવાથી શરીર માંહેની ગરમી ઓછી થઈ જતાં, તેમાં ય વળી ફળાહાર લેવાથી ઠંડી લાગવા માંડી. શરીર ધ્રૂજવા લાગ્યું, એટલે હવે અહીંથી ઝટ આગળ વધવું એ જ શ્રેયસ્કર જણાયું. પવિત્ર માતૃભૂમિને સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કર્યા અને તેમની પવિત્ર ચરણરજ મોંમાં મૂકીને ધન્યતા અનુભવી. વહાલી માતૃભૂમિને છોડતાં કોણ જાણે કેમ 'હૈયું હાથ રહ્યું નહીં.' ભાવાશ્રુ વડે તેમના ચરણ પખાળ્યા અને છેવટે તેમની ચરણરજ માથે ચડાવતો હું ઊભો થયો. ઘડિયાળમાં સાડા નવ થવા આવ્યા હતા. તેથી બે હાથ ઊંચા કરી અને મસ્તક નમાવી પુનઃ પુનઃ ભારતભૂમિને અભિવાદન કરી મેં તિબેટના પ્રદેશ તરફ મુખ ફેરવ્યું. દૂર દૂરમાં ઝગમગી રહેલા હિમાચ્છાદિત માંધાતા પર્વત અને તેના સમીપવર્તી પર્વતોનું દૃશ્ય અદ્‌ભુત હતું. ઉત્તર દિશામાં આકાશ મેઘાચ્છન્ન હોવાથી પવિત્ર શૈલરાજ કૈલાસના દર્શન થતા ન હતા, તેમ છતાં ય મેં તે દિશામાં બે હાથ જોડી નતમસ્તકે પ્રણામ કર્યાં:

ૐ નમઃ શિવાય.' ત્યાર પછી મેં નીચા નમીને તિબેટની પવિત્ર ભૂમિને વંદન કર્યાં અને તેની રજને માથા પર ચડાવતાં તેના પર પગલું પાડયું.

"त्रिविष्टप! नमस्तुभ्यं, पादस्पर्शं क्षमस्व मे ॥"




## —: તિબેટમાં પ્રવેશ :—

"તારીખ ૧ જાન્યુઆરી ઈ. સ. ૧૮૯૯. આ વખતે હું એવા સ્થાન પર ઊભો હતો જ્યાંથી ચોમેરનું દૃશ્ય દૃષ્ટિગોચર થતું હતું. દક્ષિણ તરફ ધવલગિરિની શુભ્ર પર્વતમાળા હતી, ઉત્તર તરફ તિબેટની સીમા હતી. જાપાનથી વિદાયના દિવસનું મને સ્મરણ થઈ આવ્યું. મેં મારા મિત્રને એવું કહ્યું હતું કે ત્રણ વર્ષમાં હું તિબેટમાં પ્રવેશ કરીશ. આજે હું ત્રણ વર્ષ અને સાત દિવસ પછી તિબેટની સીમા પર ઊભો હતો. મારામાં આનંદ અને આશાનો એક સાથે સંચાર થયો. મને સંતોષ થયો. ભૂખ અને થાક લાગ્યાં હતાં. પીઠ પરથી સામાન ઉતારીને મોટી શિલા પર મૂકયો અને હું ત્યાં બેસી ગયો. પછી સરસામાન છોડીને ખાણું તૈયાર કરી ભૂખ શાંત કરી. મને ભોજનમાં આવો સ્વાદ ક્યારે ય આવ્યો નહોતો. ભોજન કરી તૃપ્ત થઈને બેઠો. મારી ચારેબાજુમાં બરફ જ બરફ ફેલાએલો હતો. આ બધું જોતાં હું આનંદવિભોર થઈ ગયો હતો પણ મને એ સૂઝતું નહોતું કે હવે મારે કયા માર્ગે થઈને તિબેટમાં આગળ વધવું."

( જાપાની લામા 'એકાઈ કાવાગુચી'ના પુસ્તક 'Three years in Tibet' માંથી )





## —: સ્વર્ગીય ભૂમિ તિબેટમાં :—

હિમાચ્છાદિત 'લીપુ-લા'ના દક્ષિણ દિશાના તિબેટ પ્રદેશના ઉતરાણવાળા ભાગમાં આગળ વધતાં પહેલાં આપણે અહીં રહસ્યમય તિબેટ વિષે થોડું જાણી લઈએ.

કતિપય હિન્દુ ધર્મગ્રંથ અને ઇતિહાસમાં તિબેટના વિભિન્ન નામનો ઉલ્લેખ કરાયેલો જોવા મળે છે, જેવાં કે : ત્રિવિષ્ટપ, સ્વર્ગભૂમિ, કિન્નરખંડ, કિંપુરુષખંડ, સ્વર્ણભૂમિ, હૂણદેશ, ભોટ વગેરે. તિબેટી ભાષાના કેટલાંય ગ્રંથોમાં તેનાં ઘણાં નામ જોવા મળે છે, જેવાં કે : બોદયુલ્, બોદ, બોત્, પો વગેરે. વિદેશી લોકોએ આ દેશના નામનો અપભ્રંશ ક્રમશઃ આ પ્રમાણે કર્યો : બોદ, ટોબોત્, ટુબોત્, ટુબટ, ટેબેટ, ટિબેટ અને તિબ્બત. પાંચમી શતાબ્દિના ચીની ઇતિહાસમાં આ દેશનું નામ 'તુ-બત' છે જ્યારે દસમી ને અગિયારમી શતાબ્દિના ચીની ઇતિહાસમાં 'તુ-પો-તે' છે. 'ટોભોટ' શબ્દનો અર્થ 'ઊંચું છાપરું' એવો થાય છે. સંસ્કૃત ભાષાના પ્રાચીન ગ્રંથોમાં આ દેશનું નામ 'ત્રિવિષ્ટપ' છે, જેથી એ સ્પષ્ટ થાય છે કે ત્રિવિષ્ટપ શબ્દનો અપભ્રંશ જ તિબેટ શબ્દ છે. તિબેટના લોકો પોતાના દેશને 'પો' કે 'ચંગ-થંગ' (ઉત્તરી મેદાન) કહે છે. પ્રાચીન સમયમાં તિબેટ, બ્રહ્મદેશ (બર્મા), કંભોજ (કંબોડિયા), હિંદીચીન

(ઈન્ડોનેશિયા), મલાયા, જાવા–સુમાત્રા, સિંહલદ્વીપ (લંકા), ગાંધાર (અફગાનિસ્તાન), પાકિસ્તાન વગેરે દેશ ભારતભૂમિમાં જ ગણાતા હતા. આથી ભારત ઘણો વિશાળ અને શક્તિશાળી દેશ હતો.

વર્તમાન તિબેટ દેશ સમુદ્રની સપાટીથી ૧૨,૦૦૦ ફૂટથી માંડીને ૧૬,૦૦૦ ફૂટ સુધીનું ઊંચું 'દુનિયાનું છાપરું' છે. અંગ્રેજી ભાષામાં તેને 'Table-Land' અને 'Hoof of the world' કહે છે. તિબેટ દેશ ભારત દેશની ઉત્તર સીમા પર આવેલા હિમાલયની બીજી બાજુએ ૭૮.૫° અને ૧૦૮° ઉત્તરી અક્ષાંશ અને ૩૯.૫° અને ૨૭.૫° પૂર્વ-દેશાંતરની વચ્ચે આવેલો છે. તેની લંબાઈ પૂર્વથી પશ્ચિમ ૧૪,૦૦ માઈલ અને પહોળાઈ ઉત્તરથી દક્ષિણ તરફ ૮,૦૦૦ માઈલ તથા તેનું ક્ષેત્રફળ ૮૧૪,૦૦૦ વર્ગ માઈલ છે. તેની જનસંખ્યા ૪૫ થી ૫૦ લાખ તો હશે! (લાખોની સંખ્યામાં ઊતરી આવેલા ચીની સૈનિકોને બાદ કરતાં). તિબેટમાં ૧૭,૦૦૦ ફૂટની ઊંચાઈ પર પણ વસ્તી છે. અહીંના ઊંચા પર્વતો બારે ય મહિના બરફથી ઢંકાએલાં રહે છે. ધાર્મિક, આધ્યાત્મિક અને સાંસ્કૃતિક સંબંધે ભારત તિબેટનો 'ગુરુ' છે. એ લખતાં દુઃખ અનુભવું છું કે ચીન દ્વારા હડપાઈ રહેલા તિબેટને ભારત હજી સુધી રોકી શક્યું નથી. આ પડોશી દેશને સુરક્ષિત ન રાખી શકવાથી ભવિષ્યમાં ભારતને ચીન દ્વારા ખતરો ઊભો થશે.

હવે હું 'લીપુ–લા'ની ટોચ પરથી તિબેટની હદનું રૂના ગાભા જેવા બરફથી ભરેલું સખત ઉતરાણ ઊતરવા લાગ્યો. મારી ડાબી અને જમણી બાજુએ હિમાચ્છાદિત પર્વતપંક્તિનું અદ્ભુત દૃશ્ય જોવામાં આવ્યું, જેનાથી હું મંત્રમુગ્ધ થઈ ગયો. પવન શાંત હતો એટલે ઠંડી ઓછી જણાતી હતી. ચારે બાજુનું વાતાવરણ એવું તો નિરવ હતું કે જાણે અહીં જ બેસી જઈએ અને ગહન ધ્યાનમાં ડૂબી જઈએ. 'લીપુ–લા'ના સખત ચડાણ વખતે જેટલો પરિશ્રમ પડ્યો હતો તેટલો ઉતરાણ વખતે પડતો નહોતો. તેમ છતાં ય લોઢાની અણીવાળી લાકડી વડે આગળનો હિમપથ સખત છે કે પોચો તેની ખાતરી કરતા કરતા ઘણી સાવધાનીપૂર્વક ઉતરાણ ઊતરવું પડતું હતું. પોચા બરફમાં ખૂંચી જવાનો એકવાર તો પ્રસંગ બની ગયો હતો; માટે આવો બીજો પ્રસંગ હું નોતરવા માંગતો ન હતો. તિબેટના

સામેના દૂરદૂરના હિમાવૃત મહોન્નત પર્વતોનું દૃશ્ય આહ્લાદક હતું. થોડું નીચે ઊતરતાં સીધું ઉતરાણ શરૂ થયું, જે ખતરનાક હતું. તિબેટની સીમા પરના અન્ય પહાડપર્વતોની માફક આ 'લીપુ-લા' પણ ભારત તરફ વધારે પડતો ઢળતો હતો, જ્યારે તિબેટ તરફ ઓછો ઢળતો હતો. સૈનિક દૃષ્ટિએ તિબેટના પક્ષે આ એક મોટો લાભ કહેવાય.

બરફ પરનું આ જાણે નિસરણી જેવું ઉતરાણ ધીમે ધીમે ઊતરતાં જ્યારે હું ૧½ માઈલ નીચે આવ્યો ત્યાં તો જમણી બાજુના એક પર્વતના હિમમંડિત શિખર પર જાણે આરુઢ થયેલા ભગવાન ભાસ્કરના અદ્ભુત દર્શન થયાં બે હાથ જોડી નત મસ્તક થતાં મેં તેમને પ્રણામ કર્યા :

"आदिदेव! नमस्तुभ्यं, प्रसीद मम भास्कर ।
दिवाकर! नमस्तुभ्यं, प्रभाकर! नमोऽस्तु ते ॥"

અહીંનું વાતાવરણ શાંત અને આનંદપ્રદ જણાતાં હું સમીપસ્થ સપાટ ભૂમિ પર આસનસ્થ થઈને આત્મચિંતન કરવા લાગ્યો. થોડીવારમાં જ મને અંદરબહાર એક અવર્ણનીય 'નિરવતા' કે શૂન્યતાનો અનુભવ થવા લાગ્યો. આવી રીતે કેટલીક શુભ પળ મનના મૌનમાં વ્યતીત કરી, જ્યારે ઉદ્‌બુદ્ધ થયો ત્યારે મેં મારી જાતને ધન્ય માની. તિબેટી લોકો આ સ્થાનને 'નમશેન' કહે છે. અહીંથી ઊઠીને હું આગળ વધ્યો. હજી ય ઉતરાણ સખત હતું. એક તિબેટી 'ડોકપા' (ભરવાડ) પાસેથી મેં એવું સાંભળ્યું હતું કે 'લીપુ-લા'નું બરફથી ભરેલું ઉતરાણ જલદી ઊતરવા માટે બકરીની ખાલ (ચામડું) બરફ પર બિછાવી, તેના પર લાંબા પગ કરી બેસીને શરીરને જરા હડસેલી લસરવું જોઈએ. મેં અહીં આવો કોઈ અખતરો કર્યો નહીં, કારણ કે આમ કરવું ખતરાથી ખાલી ન હતું. જો લસરતું શરીર બેકાબૂ બન્યું અને ક્યાંક રૂ જેવા પોચા બરફમાં ચાલ્યું ગયું, તો 'સોએ વર્ષ પૂરાં થઈ જાય.'

લગભગ પોણા બે માઈલનું સખત ઉતરાણ ઊતરી હું જમણા હાથ તરફ નીચે વહેતા સ્વચ્છ હિમજળવાળા એક ઝરણાને કિનારે આવી પહોંચ્યો. અહીં સખતમાં સખત ઉતરાણ પૂરું થઈ ગયું. તિબેટી

લોકો આ ઝરણાને 'કોમ્બા-છૂમિ' કહે છે. અહીં થાકચાપાક્યા યાત્રી માટે બેસીને થાક ખાવા કે વિશ્રામ કરવા અને નાસ્તાપાણી કરવા માટે સ્વચ્છ ને સમતલ ભૂમિ હતી. ચોમેરનું પ્રાકૃતિક દૃશ્ય પણ સુંદર હતું. આથી હું અહીં થાક ખાવા માટે બેઠો. 'લીપુ-લા'ના બરફ પર સખત ચડાણ અને ઉતરાણને લીધે ભૂખ પણ લાગી હતી એટલે થેલામાંથી શિંગોડાંનો સત્તુ, શિંગદાણા ને પેંડા કાઢીને થોડો ફળાહાર કરી લીધો. ત્યાર પછી ઝરણાનું હિમજળ તો ગળું ભીંજાય તેટલું જ પીધું, કારણ કે હું એ વાત સારી રીતે જાણતો હતો કે બરફના આવા ઠંડાબોળ પાણી પીવાથી યાત્રી બીમાર પડી જાય છે. થોડીવારે હું અહીંથી ઊઠીને 'લીપુલેખ ઝરણા'ને પાર કરી તેને જમણે કિનારે આવ્યો અને તેને તીરે તીરે ઉતરાણ ઊતરવા લાગ્યો. માર્ગના પહાડ કાચા હોવાથી તેના તળિયાનો રસ્તો વચ્ચે વચ્ચે ઘણી જગાએ નીચે ધસી ગયેલો જોવામાં આવ્યો. આવા રસ્તે આગળ વધવું તે જીવને જોખમમાં મૂકવા જેવું હતું. તેમ છતાં ય હું હિંમતથી આગળ ધપ્યે જતો હતો. લગભગ બે માઈલની મજલ કાપીને હું જ્યારે રસ્તાની જમણી બાજુ પરની 'પાલાકોંગ' પાસે આવ્યો ત્યારે મને નિરાંત થઈ. હવે હું સુરક્ષિત સ્થાને પહોંચી ગયો હતો. આ માટીપથ્થરથી ચણેલી ચારપાંચ ફૂટ ઊંચી ને પાતળા પથ્થરના છાપરાવાળી 'ડોખંગ' (ધર્મશાળા) માં ચાર નાના અંધારા ઓરડા હતા, જેમાંનો એક જ કંઈક સારો હતો. આ જગા જરા ખૂણામાં પડતી હોવાથી અહીં કાતિલ હિમાળુ વાયરાનો ત્રાસ લાગે તેવું ન હતું. અહીંની ઊંચાઈ ૧૪,૨૦૦ ફૂટ હોવાથી ઠંડીનું પ્રમાણ પણ 'શંગચમ' કરતાં ઓછું હતું. આ જગામાં ખાસ કરીને તિબેટી ભરવાડો પોતાના પશુધનને સાથે લઈને રાતવાસો કરતા હોય છે. અહીં હું ઝાઝું ન રોકાતાં આગળ વધ્યો. બે ફર્લાંગ નીચે ઊતરતાં 'પાલા' નામનું સ્થાન આવ્યું, જ્યાં બે 'ડોખંગ' (ધર્મશાળા) હતી. આ સ્થાન યાત્રીઓને રાતવાસો કરવા માટે સુરક્ષિત અને સગવડભર્યું જણાયું. પાસે જ સ્વચ્છ જળનું નાળું વહી રહ્યું હતું. આ સ્થાનેથી ઉત્તર દિશામાં દૂર દેખાતી ટેકરી પર લાલ રંગનું 'ગોમ્પા' (મઠ) અને તેની સામેની ટેકરી પર કિલ્લા જેવું મકાન તિબેટની ભૂમિનો આછો ખ્યાલ આપી રહ્યાં હતાં. તેની પાછળના ભાગમાં સુદૂર બરફથી ઢંકાએલા માંધાતા પર્વત અને તેની પાસેના ત્રણચાર હિમગિરિનું સુંદર દૃશ્ય જોવા મળતું હતું. અહીંથી હું

આગળ ચાલ્યો. એકાદ ફર્લાંગ જતાં જમણા હાથ પર એક ઝરણું વહી જતું જોવામાં આવ્યું. એનું જળ સ્વચ્છ જણાવાથી અને આજુબાજુમાં લીલા ઘાસવાળી ભૂમિ હોવાથી અહીં મધ્યાહ્નસ્નાન કરવાનો નિશ્ચય કર્યો. આકાશ સ્વચ્છ અને નીલ શાહી જેવું હતું. સૂર્યનારાયણ તપી રહ્યા હતા. ગરમ કપડાં ઉતારીને મેં વહેતા ઝરણામાં સ્નાન કર્યું. બરફ પર્વતનું પીગળેલું આ જળ હોવાથી કંઈક વધારે પડતું ઠંડું હતું. સ્નાન દ્વારા દેહશુદ્ધિ તો કરી પણ હવે મનની શુદ્ધિ માટે લીલાછમ કુમળા ઘાસવાળી સપાટ ભૂમિ પર પદ્માસન લગાવીને ધ્યાન કરવા લાગ્યો. અર્ધા કલાક બાદ જ્યારે આંખો ખોલીને પાછું વળીને જોયું તો મારાથી વીશેક ફૂટ દૂર ખાખીબાવા બેઠેલા જોવામાં આવ્યા. થાકને દૂર કરવા માટે માવો ખાવા તે પોતાની હથેળીમાં તમાકુ ને ચૂનો ચોળી રહ્યા હતા. હું મારી જગાએથી ઊઠીને વસ્ત્રો પહેરી તેમની પાસે આવ્યો. 'લીપુ–લા'ના ચડાણઉતરાણ વિષે તેમને પૂછતાં તે કહેવા લાગ્યા, "ઓફ! આજ તો શરીરકે સભી ઈસ્કૂ ઢીલે હો ગયે હૈં." તેમના આ શબ્દો સાંભળી મેં પૂછ્યું, "ઔર યાત્રિયોંકા ક્યા હાલ હૈ?" આછું સ્મિત વેરતાં તે કહેવા લાગ્યા, "આજ તો સભી બેહાલ હૈં." થોડું અટકી, માવાને હોઠમાં ચડાવીને પાછા કહેવા લાગ્યા કે "લીપુ-લા કી બર્ફમેં સામાનકે ખચ્ચર ઔર સવારીકે ઘોડે ખચાખચ ઘૂસને લગે. બંપે લોગ પૂંછ પકડ પકડકે પશુઓંકો બહાર નિકાલને લગે. વે લોગોંને બોતલેં ભરભર મદ્યપાન ભી કિયા. મદ્ય કે નશમેં કોઈ ગીત લલકાર રહે થે તો કોઈ હસ રહે થે. રાજદેવ ઔર જયંતીભાઈ બર્ફમેં ફંસ ગયે થે. ઉન દોનોંકો બડી મુશ્કિલસે બહાર નિકાલેં, ઉતરાઈમેં રાજદેવકા પૈર ફીસલ ગયા. મૈંને ઝટ ઉનકો પકડ લિયા, વરના આજ વે અપને પરદાદાકે પાસ પહુંચ જાનેવાલે થે. ભયસે વે કાંપ રહે થે. હોસલા પસ્ત હો ગયા થા લેકિન મૈંને સબકો હિંમત દી, હોસલા બઢાયા ઔર રામજીકી કૃપાસે ઠીકઠાક ઉતરાઈ પાર કરવાઈ. વે સબ લોગ નદીકિનારે બૈઠે હુએ ભગતજીકી રાહ દેખ રહે હૈં. પતા નહીં આજ ભગતકા ક્યા હાલ હુઆ હોગા!" આમ કહેતાં કહેતાં તો તે ખિલખિલ હસવા લાગ્યા. ખાખીબાવાની આ વાત સાંભળીને હું તો આભો જ બની ગયો. ગોળવાળા ભગતજીના હેમખેમ માટે મેં મનોમન પ્રભુને પ્રાર્થના કરી.

ખાખીબાવા ભૂખ્યા થયા હતા જેથી મેં તેમને ફળાહારી સત્તુ પેંડા વગેરે આપ્યા. ખાતાં ખાતાં તે કહેવા લાગ્યા, "કડી ભૂખ લગને પર ઈન મામૂલી ચીજેં ભી બડી હી સ્વાદુ લગતી હૈ." આ વિષે આવો જ મારો અનુભવ હતો, આથી મેં તેમની વાતમાં સંમતિ દર્શાવી. તેમણે ફળાહાર કરી લીધો એટલે અમે બેઉ ત્યાંથી ઊભા થઈને પંથે પડ્યા.

અહીંથી થોડું આગળ વધતાં બે નદીઓનો 'સંગમ' આવ્યો. તેમાંની એક હિમસરિતા 'તીસૂમ' કે છૂમિ–ગુલદમ હતી, જે લીપુ–લેહ પર્વત (૧૬,૭૫૦ ફૂટ) માંથી આવી રહી હતી, જ્યારે બીજી હિમસરિતા 'જૂંગ્જીન–છૂ' ટીંકર–લીપુલેખ પર્વત (૧૮,૩૦૦ ફૂટ) માંથી આવી રહી હતી. અમે બેઉ જ્યારે 'જૂંગ્જીન–છૂ'ને તીરે આવ્યા ત્યારે તેમાં ઘણું પાણી હતું. સૂર્યનો તાપ જેમ જેમ વધે છે તેમ તેમ હિમાચ્છાદિત પર્વતો પરનો બરફ વધારે ને વધારે પીગળતો જાય છે. આને લીધે તે પર્વતોમાંથી નીકળતી હિમસરિતા-ઓમાં જળનું પ્રમાણ વધવા લાગે છે. આ 'જૂંગ્જીન–છૂ'ને પાર કરવા માટે અમારે તેના ફાંટા થઈ ગયેલી ત્રણેક નાની નદીઓના ઠંડાબોળ ને સાથળ સાથળ સુધીના ઊંડા પાણીમાં ચાલવું પડ્યું. નદી પાર કર્યા બાદ ત્યાં ઊભેલા એક તિબેટી માણસ પાસેથી અમને જાણવા મળ્યું કે "અહીંથી નદીના પ્રવાહની દિશામાં એકાદ ફર્લાંગ નીચે તરફ જવાથી ત્યાં નદી પર લાકડાનો પુલ છે. ત્યાં એક કાચા ચણેલા ખાલી મકાનમાં ગયે વર્ષે ચીની સૈનિકો સરહદની રક્ષા માટે ચોકી કરતા હતા."

હું અને ખાખીબાવા વાતો કરતા કરતા આગળ વધ્યા. ઉતરાણ ઘણું હળવું હતું અને રસ્તો એટલે કે પગદંડી સારી હતી. એકાદ માઈલ આગળ વધ્યા હઈશું ત્યાં તો પગદંડીની ડાબી તેમજ જમણી બાજુએ, થોડી ઉંચાણવાળી ભૂમિમાં વહેતા પાણીના નાળા જોવામાં આવ્યા. 'તીસૂમ' અને 'જૂંગ્જીન–છૂ' નદીઓના પાણીને આવા કેટલાક નાળાં વાટે તાકલાકોટની આજુબાજુનાં ગામડાંઓમાં પહોંચાડવામાં આવી રહ્યાં હતાં. અહીંથી નીચાણવાળા ભાગમાં દૂરદૂરમાં જે લીલીછમ ભૂમિ દેખાઈ રહી હતી ત્યાં આ નાળાઓનું પાણી જતું હશે એવું મેં અનુમાન કર્યું.

પોણા બે માઈલનું અંતર કાપીને અમે પાણીના બેઉ નાળાંને પાર કરીને પશ્ચિમ તિબેટના પ્રથમ ગામ 'તાશીગોંગ' પાસે આવી પહોંચ્યા. આ ગામડું ફક્ત બે ઘરોનું બનેલું હતું. આ જોઈને મને ઘણી જ નવાઈ લાગી. મને કોઈએ કહ્યું હતું કે પશ્ચિમ તિબેટમાં એક ઘરવાળું પણ ગામડું છે, એ વાતનું અહીં સ્મરણ થઈ આવ્યું. આ 'તાશીગોંગ' ગામડાની આજુબાજુ જવ અને વટાણાના લીલાછમ અસંખ્ય ખેતર હતાં. પગદંડીની જમણી બાજુ પર મણિમંત્રો કોતરેલી લાલ રંગના પથ્થરોની બેત્રણ દીવાલો આવી. આવી દીવાલો મેં આ પહેલાં પણ જોઈ હતી, આથી મને નવાઈ ન લાગી. ગામડાનાં બન્ને ઘર પર ગેરુ રંગ અને ભૂતડાથી ભગવા અને સફેદ રંગના ચટાપટા કરેલા હતા. તેમના પર સફેદ રંગના કપડાની નાની મોટી ધજાઓ ફરફરી રહી હતી. અજાણ્યા માણસને તો એમ જ લાગે કે તે મંદિરો હશે. મેં એવું સાંભળ્યું હતું કે તિબેટના ઘર આવી રીતે સફેદ માટીથી ધોળ કરેલાં અને તેના પર ગેરુઆ રંગના પટા પાડેલાં હોય છે. ઘરો પર વિવિધરંગી ધજા–પતાકાઓ ફરફરતી રહે છે. એવું પણ મેં સાંભળ્યું હતું કે તિબેટમાં પહાડોની ગુફાઓમાં પણ ઘરો બનાવીને લોકો રહે છે. આ બધાં ઘરો દૂરથી વટેમાર્ગુને દેખાઈ શકે તે માટે તે બધાંને આવી રીતે ભગવા ને સફેદ રંગ વડે રંગવામાં આવે છે. તિબેટી લોકો ભૂતપ્રેત, ચૂડેલ, રાક્ષસ વગેરેમાં ઘણા માનતા હોવાથી આવી મલીન શક્તિથી બચવા માટે પોતાનાં ઘરોને તેમજ ગુફા, ગોમ્પા, તંબૂ વગેરેને આવી રીતે રંગાવે છે અને તેના પર ધજા–પતાકા ફરફરાવે છે. ભૂતાવળ અને આવી બીજી શક્તિઓથી જાન બચાવવા માટે આ લોકો પોતાના ઘરોના આંગણામાં સવાર–સાંજ સત્તુ અને ઘી અથવા ધૂપ અને ઘીનો ધુમાડો કરે છે.

'તાશીગોંગ' ગામેથી કરનાળી નદીને સામે કાંઠેની મોટી ટેકરી પરનો લાલ મઠ હવે સ્પષ્ટ દેખાઈ રહ્યો હતો. પાસેનું પહાડની અંદરનું ગુફાગામ પણ દેખાય રહ્યું હતું. ( જુઓ ચિત્ર નંબર–૬૦ ).

પગદંડીની જમણી બાજુ પરની આછાં લાલ રંગના પથ્થરો પર કોતરેલા મણિમંત્રોની એક દીવાલની ઓથે ખાખીબાવા તો ધબ્‌... દઈને બેસી ગયા, એ જોઈને હું સમજી ગયો કે હવે તે થાકીને

'લોથપોથ' થઈ ગયા છે. તેમને થોડીવાર આરામ કરી લેવા દીધા બાદ મેં જ્યારે તેમને ઊઠીને આગળ વધવા કહ્યું ત્યારે તે મારા તરફ ભવાં ઊંચા કરતા ચિડાઈને કહેવા લાગ્યા, "આપ ઈન ખંપા લોગોંકે સાથ મિલઝૂલકે અધિક ફાસલે પર પડાવ તય કરતે હૈં, ફલ-સ્વરુપ મૈં બૂઢા આદમી થક જાતા હૂઁ. મૈં અબ ઈસ તરહ દૌડધૂપ કરનેવાલા નહીં. મૂઝે તો ઈસ 'તાશીગોંગ' ગાંવમેં હી આજકા પડાવ કરના હૈ. આપ બેશક આગે જા સકતે હૈં." આમ કહીને બાબાજી તો ત્યાં લાંબાલચ થઈને સૂઈ ગયા. મેં તેમને છંછેડવાનું ઉચિત સમજ્યું નહીં, એટલે ત્યાંથી 'ચાલતી પકડી.' મારે તાકલાકોટ જલદી પહોંચવું જરૂરી હતું કારણ કે યાત્રીઓના રહેઠાણ વગેરેની વ્યવસ્થા કરવી હતી. 'તાશીગોંગ'થી પાણીના નાળાને કિનારે કિનારે આગળ વધતાં રસ્તામાં ચારે તરફ ધાન્યના લીલાછમ ખેતરો અને તેમાં વહેતાં નિર્મળ પાણી ખરેખર આકર્ષક દશ્ય ખડું કરી રહ્યાં હતાં. આ બધું જોતાં ઘડીભર તો કાશ્મીરના ગામડાં યાદ આવી ગયાં. અહીંથી ડાબી બાજુએ થોડે દૂર નીચાણમાં એક મોટી નદી વહી રહી હતી જે 'તીસૂમ' અને 'જૂંગ્જીન-છૂ' નદીઓના મિલનથી બની હતી. તે મોટી નદીને સામેના કિનારે આવેલા પહાડની અંદર જાણે પ્રાચીન કાળની અસંખ્ય ગુફાઓ હોય તેવું દેખાઈ રહ્યું હતું. મેં મારી જમણી તરફ નજર નાંખી તો તે દિશામાં પણ ઊંચી ટેકરીઓ હતી. મારી સામેની દિશામાં, નદીને પેલે પાર, ઊભેલી ટેકરી પર લાલરંગનો મોટો કિલ્લો હવે કંઈક સ્પષ્ટ દેખાવા લાગ્યો. લીલાછમ ખેતરને શેઢે શેઢે આગળ વધતો હું ૪૦-૫૦ બેઠા ઘાટના અને લાલ ને સફેદ રંગના પટાદાર ઘરો પાસે આવી પહોંચ્યો. પશ્ચિમ તિબેટનું આ માર્ગનું આ બાજુ ગામડું હતું. તિબેટી લોકો આ ગામને 'મગરુંમ' કહે છે.

અહીંના મોટા ભાગના ઘર પર સફેદ રંગની નાનીમોટી ધજા-પતાકાઓ ફરફરી રહી હતી. એક ઉબડખાબડ ને વાંકીચૂકી પગદંડી ગામની વચ્ચે થઈને જઈ રહી હતી. હું તેને પકડીને આગળ વધ્યો. એક ઉઘાડા દરવાજાવાળા જૂના ઘર પાસેથી જ્યારે હું પસાર થઈ રહ્યો હતો ત્યારે રીંછ જેવો ભયંકર દેખાવનો તિબેટી 'ખી' (કૂતરો) 'ઘાઉ ઘાઉ' કરતો મારા તરફ છલાંગ મારવા લાગ્યો.

ભાગ્યજોગે તે સાંકળે બાંધ્યો હતો, આથી મેં તેના 'ઘાઉઘાઉ' અને ધમપછાડાને ગણકાર્યા નહીં. તેના ભસવાનો આવાજ સાંભળતાં આજુબાજુના ઘરની બારીઓ ફટાફટ ખુલવા લાગી અને તેમાંથી વિચિત્ર ચહેરાવાળા સ્ત્રી–પુરુષો ગરદન લાંબી કરી કરીને કૂતુહલથી મારા તરફ નિહાળવા લાગ્યા. તેવામાં એક માણસ પોતાના ઘરની બહાર નીકળ્યો અને મને હિન્દી ભાષામાં પૂછવા લાગ્યો, "કાશીલામા! આપકો કહાં પર જાના હૈ?" આ સાંભળીને મને એ માટે ઘણી નવાઈ લાગી કે તિબેટના આવા ગામડામાં ય આવી શુદ્ધ હિન્દી ભાષા બોલનાર રહે છે ખરા. તેણે મારા માટે 'સ્વામીજી' શબ્દના સ્થાને 'કાશીલામા' શબ્દ વાપર્યો હતો તે મારા માટે નવો શબ્દ હતો. આ વિષે પાછળથી મને જાણવા મળ્યું હતું કે તિબેટી લોકો ભારતના સંન્યાસીને 'કાશીલામા' કહે છે. મેં તે પ્રશ્નકર્તા તિબેટીને જ્યારે જણાવ્યું કે મારે 'તાકલાકોટ' જવું છે ત્યારે તે ભલો માણસ માર્ગદર્શક બનીને મારી આગળ આગળ ચાલવા લાગ્યો. રસ્તા પરના ઉઘાડા ઘરમાં તિબેટી મહિલાઓ ગરમ કપડાં અને ગાલીચા વણતી જોવામાં આવી. ગામની વચ્ચે થઈને અમે જ્યારે નદી કિનારે આવ્યા ત્યારે ત્યાં બે ત્રણ 'ઘરાટ' કે પનચક્કી (જળશકિત વડે ચાલતી લોટ દળવાની ઘંટી) જોવામાં આવી. 'પુરંગની ખીણ'નું આ નાનું મગરુંગ ગામ ખેતીવાડીની દૃષ્ટિએ સમૃદ્ધ લાગ્યું. 'દૂ' (જવ) અને 'દ્રમા' (વટાણા) સિવાય બીજાં ધાન્ય ઉગાડવાનો પણ અહીં અખતરો થઈ રહ્યો છે એવું આ ગામના એ ભલા માણસ પાસેથી જાણવા મળ્યું. અમે બેઉ જણ ડાબા હાથ તરફના નદી પરના પુલ દ્વારા નદી પાર કરીને ટેકરી નીચેની પગદંડી પકડી 'તાકલાકોટ' મંડીમાં આવી પહોંચ્યા. મગરુંગથી તાકલાકોટ અર્ધો માઈલ હતું. રસ્તાની જમણી બાજુનું, છતની જગાએ સફેદ કાપડ ઢાંકેલું, કાચી માટીનું મકાન કીચ ખંપાની મોટી છોકરી 'સોના'નું હતું. અહીં તેનો પતિ વેપાર કરતો હતો. મને જોઈને તેણે આવકાર આપ્યો અને ગાદી બિછાવી તેના પર બેસવા વિનંતી કરી. મેં તેનું આતિથ્ય સ્વીકાર્યું. અમારા કૈલાસયાત્રા–સંઘ સાથે કીચ ખંપા અને બીજા તિબેટી લોકો પાછળ આવી રહ્યાં છે એ સાંભળીને સોના અને તેનું કુટુંબ ખુશ ખુશ થઈ ગયું.

પશ્ચિમ તિબેટનું આ 'તાકલાકોટ' ગામ સમુદ્રની સપાટીથી

૧૩,૧૦૦ ફૂટની ઊંચાઈ પર વસેલું છે. તે તથા તેની આજુબાજુના ગામો જે ખીણમાં વસેલાં છે તેને 'પુરંગની ખીણ' કહેવામાં આવે છે. ખીણનું છેલ્લું ગામ 'શાર' ખોચરનાથ મઠથી એક માઈલ દૂર છે. તાકલાકોટ મંડી (બજાર) ને 'પીલીથંકા' કહે છે. અહીં પથ્થર ને માટીથી ચણેલા નાનાં મોટાં બેઠા ઘાટના લગભગ ૨૦૦ મકાન છે. તે બધાની ઉપર છાપરાની જગાએ કપડું ઢાંકવામાં આવે છે. આમ કરવાનું કારણ એ છે કે તિબેટ સરકાર ભારતના વેપારીઓને પાકા મકાન બાંધીને તેની ઉપર છાપરાં બનાવવાની પરવાનગી આપતી નથી. તેને ભય છે કે ભારતનાં વેપારી ભોટિયાઓ પોતાનાં પાકાં ને છતવાળાં મકાનો બાંધીને રખેને તિબેટમાં હમેશને માટે 'ધામા નાખી દે'! આમ થતાં આ 'પુરંગની ખીણ'નો પ્રદેશ ભવિષ્યમાં રખેને ભારતનો એક ભાગ ઘોષિત થઈ જાય!

તાકલાકોટ મંડી દર વર્ષે લગભગ જૂનની ૧૦ તારીખે ઉઘડે છે અને નવેમ્બરની ૧૫ તારીખે બંધ થઈ જાય છે. અહીંના ઘણાં ભોટિયા વેપારીઓ ઓકટોબરની આખરના દિવસોમાં પોતાની દુકાનો બંધ કરીને તિબેટનો ઊન, સોહાગા, કસ્તૂરી, ચમરપૂંછ વગેરે સામાન લઈને ભારતના અસકોટ પાસેના 'જૌલજીબી'ના મેળામાં તારીખ ૧૫ નવેમ્બરે પહોંચી જાય છે. તાકલાકોટ મંડીના ભોટિયા વેપારીઓ બ્યાંસપટ્ટી, ચૌદાંસપટ્ટી અને દરમાપટ્ટીના રહેવાશી છે. આ લોકો ભારતમાંથી જુદી જુદી જાતના કાપડ અને દોરા, ચા, સાકર, અનાજ, વાસણ, સાબૂ, તેલ તેમજ બીજો કટલરી સામાન તિબેટની મંડીઓમાં લાવે છે અને તે બધાને વેચીને તેના બદલામાં તિબેટની ઊન, ચામડાં, સોહાગા વગેરે ભારતમાં લઈ જાય છે. જ્યારે નવેમ્બર મહિનામાં મંડી (બજાર) બંધ થાય છે ત્યારે આ ભોટિયા વેપારીઓ પોતપોતાની દુકાનોનો સરસામાન, છાપરારૂપે બાંધેલું કાપડ, દુકાનના દરવાજા, વગેરે કાઢી લઈને તેને કોઈ પરિચિત તિબેટી સજ્જનના ઘરમાં મૂકી દે છે. આ બધા સામાનની દેખભાળ રાખવા માટે વેપારીઓ તરફથી તેને દર મહિને પગાર મળે છે. જ્યારથી તિબેટમાં ચીનાઓને લીધે અવ્યવસ્થા ફેલાવા લાગી છે ત્યારથી દર વર્ષે ભોટિયા વેપારીઓ પોતાનો સરસામાન તિબેટમાં ન રાખતા ભારતના ગરબ્યાંગ ગામમાં લઈ આવે છે. વળી જ્યારથી ચીને ભારત સાથે રાજકીય સંબંધ

બગાડવા માંડ્યો છે ત્યારથી ભારત સરકાર પોતાના દેશમાંથી હલકી જાતનું કાપડ, ગોળ અને જવ સિવાય બીજી કોઈ વસ્તુ તિબેટમાં લઈ જવા દેતી નથી.

હું જ્યારે તાકલાકોટ મંડી પહોંચ્યો ત્યારે ભારતીય ભોટિયાઓની ફક્ત છ કે સાત દુકાનો જ ઉઘડી હતી. આ લોકોમાં ચીનાઓ પ્રત્યે શંકા અને 'ક્યારે શું કરી દે' તેવો ભય હતો. આથી જ દર વરસે ભોટિયા વેપારીઓ અહીંથી ઓછા થતા જતા હતા.

કૈલાસ–માનસરોવરના યાત્રીઓને આગળની કઠિન યાત્રા માટે અહીંથી મજૂર તેમ જ ઘોડાખચ્ચર, ઝબ્બૂયાક વગેરે ભાડે મળે છે. ગરબ્યાંગથી તાકલાકોટ સુધી આવેલા મજૂર લોકો યાત્રીઓનો સામાન અહીં છોડીને ગરબ્યાંગ પાછા જાય છે. હાલમાં તિબેટમાં ચીનાઓ દ્વારા કરવામાં આવેલી ઘાલમેલ અને તેને પરિણામે ઉત્પન્ન થયેલી અવ્યવસ્થાને લક્ષ્યમાં રાખીને અમે તો ગરબ્યાંગથી જ પૂરેપૂરી યાત્રા માટે ઘોડાખચ્ચર, મજૂર, તંબૂ વગેરે નક્કી કરીને લઈ આવ્યા હતા. તાકલાકોટના તિબેટી મજૂરો અને ઘોડાવાળાં કરતાં ગરબ્યાંગના ખંપા લોકો સજ્જન, સેવાભાવી, નમ્ર અને હિન્દી ભાષા સારું સમજવાવાળા તથા બોલવાવાળા હતા. 'વ્યક્તિને પોતાના દેશબંધુઓ પ્રતિ સ્નેહ–સદ્‌ભાવ હોવો સ્વાભાવિક છે.'

તાકલાકોટ મંડીની સમીપમાં આવેલી ૩૦૦ ફૂટ ઊંચી ટેકરી પરના પુરાતન કિલ્લામાં 'સિમ્બિલિંગ–ગોમ્પા' નામનો બૌદ્ધ-ધર્મનો મોટો મઠ હતો. આ કિલ્લાને 'ખર' કહે છે. તિબેટી ભાષામાં 'ખર' એટલે કિલ્લો. આથી તાકલાકોટને તિબેટી લોકો 'તાકલાખર' કહે છે. આ ટેકરી પરના કિલ્લામાં ત્રણ વર્ષ પહેલાં તિબેટના ગવર્નર રહેતા હતા. ગવર્નરને તિબેટી ભાષામાં 'ઝોંગ–પન' કહે છે ( ઝોંગ = કિલ્લો , પન = અફસર ). એક ભોટિયા વેપારી પાસેથી જાણવા મળ્યું કે હાલમાં ત્યાં ચીન સરકારના મોટા અફસર રહે છે. 'ઝોંગપન' સાહેબ ક્યાં નાસી ગયા અને તેનું શું થયું તેની કોઈને કાંઈ ખબર નથી. કોઈ પણ વ્યક્તિને ખાસ મંજૂરી વિના કિલ્લો જોવા જવા દેવામાં આવતો નથી. મેં આ ગોમ્પા વિષે એવું સાંભળ્યું હતું કે પશ્ચિમ–તિબેટમાં તે ઘણો મોટો ગણાય છે અને

'લ્હાસા' શહેરના 'ડે-પુંગ ગોમ્પા'ની શાખા છે. દર ત્રણ વર્ષે આ 'સિમ્બિલિંગ-ગોમ્પા' ના પ્રધાન લામા ( સંન્યાસી ) 'એમ્પો' અને 'લેબ્રંગ'ની નિમણૂંક 'ડે-પુંગ ગોમ્પા' દ્વારા થતી હતી. હાલમાં આ પ્રથા બંધ પડી છે. બેત્રણ વર્ષ પહેલાં આ ગોમ્પામાં આશરે ૧૭૦ લામા અને ડાબા ( બ્રહ્મચારી ) તથા ૬ વિદ્વાન લામા રહેતા હતા. બૌદ્ધધર્મનું જ્ઞાન આપવા માટે એક પાઠશાળા પણ હતી, જે અત્યારે બંધ છે. ગોમ્પામાં સોના–ચાંદીની ઘણી નાના-મોટી મૂર્તિઓ હતી, જેમાં ભગવાન બુદ્ધની મોટી મૂર્તિ ઘણી દર્શનીય હતી. અત્યારે ત્યાં આમાંનું શું શું છે તે તો 'રામ જાણે.' ચીનાઓએ તિબેટમાં પ્રવેશીને ત્યાંના મઠમંદિરો લૂંટી, તેમાંની કિંમતી મૂર્તિ-ઓને પોતાના દેશમાં પહોંચાડી છે એવા સમાચાર એકાદ વર્ષ પહેલાં વિદેશી સમાચારપત્રોમાં ઝળક્યા હતા. ( જુઓ ચિત્ર નં ૬૧ ).

ટેકરી પરનો કિલ્લો જાણે 'લીપુ-લા' ના ભારત-તિબેટ માર્ગની ઉપર 'ચાર આંખ' રાખીને બેઠેલા વાઘ કે સિંહ જેવો દેખાય છે. આથી જ કદાચ આ કિલ્લા નીચે આવેલી મંડીનું 'તાકલાખર' કે 'તાકલાકોટ' નામ પડ્યું હશે! તિબેટી ભાષામાં તક=વાઘ કે સિંહ, લા=રસ્તો, ખર=કિલ્લો આવો અર્થ થાય છે. આ ટેકરીની સામે એટલે કે કરનાળી નદીના ડાબા કિનારે આવેલી ટેકરી પરના કિલ્લાને 'મક-ખર' કે 'મખ્ખર' કહે છે. તિબેટી ભાષામાં મક=લડાઈ, ખર=કિલ્લો, એવો અર્થ થાય છે. તે લડાઈનો કિલ્લો હોવાથી અત્યારે ત્યાં ચીની સૈનિકો રહે છે અને ત્યાં વિપુલ માત્રામાં શસ્ત્રસરંજામ એકઠો કરવામાં આવ્યો છે.

તાકલાકોટ મંડીમાં એકાદ કલાક વિશ્રામ કર્યા બાદ હું જ્યારે યાત્રીઓના આવવામાં થયેલા વિલંબ બાબતમાં તપાસ કરવા માટે દુકાન બહાર નીકળીને નદી કિનારે આવ્યો ત્યારે મને અમારા કેટલાક યાત્રીઓ અને ઘોડાખચ્ચર 'મગરુંગ' ગામનું ઉતરાણ ઊતરતા જોવામાં આવ્યા. લગભગ પંદર મિનિટમાં બધા યાત્રીઓ, પશુઓ અને ખંપા લોકો 'તાકલાકોટ'માં આવી પહોંચ્યા. ચીન સરકારના કાયદા અનુસાર સરસામાન સાથે બધા લોકો સીધા અડધો માઈલ પર આવેલી અહીંની ચૅક-પોસ્ટ ઑફિસે આવ્યા અને તિબેટદેશમાં પોતાના પ્રવેશની અને તાકલા-

કોટમાં આગમનની ખબર આપી. ત્યાંના ઑફિસરને અમારા બધાનાં પાસપોર્ટ બતાવ્યા. અહીંથી આગળની કૈલાસ–માનસરોવરની યાત્રા માટે ત્રણેક વર્ષ પહેલાં તિબેટની સરકારના 'લમ–થિક' (યાત્રા પરવાનગી પત્ર) લેવા પડતા હતા, પણ હવે અમારે ચીન સરકારના પાસપોર્ટ લેવાના હતા. કીચ ખંપાએ કહ્યું કે આ વર્ષે અહીંનો ઑફિસર ભલો માણસ હોવાથી યાત્રીઓને હેરાનગતિ વેઠવી નહીં પડે. મેં જોયું કે ચીની ઑફિસર શિક્ષિત, શાંત સ્વભાવનો અને ભલો હતો. તેણે ખાખી કપડાં પહેર્યાં હતાં અને ડાબા ખભા પર લાલ રંગની કાળા અક્ષરોવાળી પટ્ટી મારી હતી જેમાં ચીની ભાષામાં P. L. A. (Peoples' Libration Army) લખ્યું હતું. આ ઑફિસર સાહેબના હાથ નીચે બ્લૂ રંગના સાદા કપડામાં બે સિપાઈ અને સફેદ કપડામાં બે યુવતીઓ હતી જે દુભાષિયાનું કામ કરતાં હતાં. ઑફિસરે યાત્રીઓને ગણી જોતાં એક યાત્રી ઓછો જણાયો. અમારા યાત્રાસંઘના શ્રી રાજદેવ જ 'ગેબ' હતા. આ જોઈને જયંતીભાઈએ મને કાનમાં ધીમેથી કહ્યું કે રાજદેવના ગુરુ શ્રી રણછોડદાસ મહારાજે તેમને આ યાત્રા શરૂ કરતા પહેલાં કહ્યું હતું કે ચીનાઓ દ્વારા થોડી રંજાડ થશે માટે સાવચેત રહેજો. આથી તે પાછળ રહ્યા છે. નાહીધોઈને આવશે. જયંતીભાઈનું કહેવું પૂરું થતાં જ ભગત મને મોટે સ્વરે કહેવા લાગ્યા, "એસ. એમ. (રાજદેવ) ઘોડા પરથી પડી ગયા છે, માટે સ્નાન કરીને થોડીવારમાં આવી જશે." ચીની ઑફિસરે અમારી આ વાત મંજૂર રાખી અને બધાને ચીની ભાષામાં કૈલાસયાત્રાના પાસપોર્ટ કાઢી આપ્યા. તેમાં એક ખાસ સૂચના હતી કે "જે રસ્તે થઈને માનસરોવરમાં સ્નાન અને કૈલાસની પ્રદક્ષિણા કરી હોય તે જ રસ્તે તાકલાકોટ પાછું ફરવું." આ પ્રમાણે ખાસ સૂચના લખવાનું કારણ એ હતું કે 'બરખા'ના વિશાળ મેદાનમાં તેમજ માનસરોવરની પૂર્વ બાજુમાં પડેલી ચીની ફોજની ગતિવિધિ ભારતીય યાત્રીઓ જોઈ ન શકે.

થોડીવારે રાજદેવ આવી પહોંચતાં એક ચીની સિપાઈએ અમારો સરસામાન તપાસવાની ઈચ્છા વ્યક્ત કરી. બધા યાત્રીએ પોતપોતાના ટ્રંકની ચાવીઓ જ તેને સોંપી દીધી અને જણાવ્યું કે ફાવે તે સામાન તપાસી શકો છો. તેણે ભગતજીનો ટ્રંક ખોલ્યો અને ઉપરના ભાગમાં ભરેલી ચૉકલેટ, પિપરમીંટ, સૂકો મેવો વગેરેને

ઊંચાનીચા કર્યા બાદ બીજા બેએક ટ્રંક તપાસ્યા, પણ કાંઈ વાંધાજનક વસ્તુ મળી નહીં. O. K. કહીને તે ઑફિસમાં ચાલ્યો ગયો.

ત્યાર બાદ અમારા માટે ચીનની કડવી ચા, બિસ્કિટ, ચૉકલેટ વગેરે આવ્યું. અમે બે હાથ જોડીને તે લેવાની અનિચ્છા બતાવી. કારણ કાઢ્યું કે અમારે રસોઈ બનાવીને જમવાનું છે, આવું ખાઈ લઈએ તો ભૂખ મરી જાય. ઑફિસરે અમારી વાત માની લીધી. અમારે ચીનની આવી કોઈપણ ખાદ્ય વસ્તુ સ્વીકારવી નહોતી તેનું મુખ્ય કારણ તો એ હતું કે કેટલાંક વર્ષથી ચીન ભારતનું શત્રુ બની બેઠું હતું અને ભારત પર આક્રમણ કરવાનો લાગ જોઈ રહ્યું હતું. ગરબ્યાંગથી અમારી સાથે થયેલા મદ્રાસી સ્વામીએ કોણ જાણે કેમ ઓચિંતો હાથ લાંબો કરીને લીલા રંગની, દૂધસાકર વિનાની, ચીનની કડવી ચાનો પ્યાલો લીધો અને ગટગટાવવા મંડી પડ્યા. આ જોઈ મને થયું કે આ તે ક્યાંક ચીનપક્ષીય કૉમ્યુનિસ્ટ તો નહીં હોય! અમને બધાને તેનું આ કાર્ય જરા ય સારું લાગ્યું નહીં.

અમે બેઠા હતા તેવામાં ત્યાં એક યુવક ચીની ડૉક્ટર આવ્યો તે હોમિયોપેથી દવા જાણતો હતો. મિશ્રા બીમાર પડી ગયા હતા એટલે તેમણે પોતાની તબિયત બતાવી. ડૉક્ટરે તેમને તપાસ્યા બાદ રાજદેવ આગળ આવ્યા અને પોતાનો દુખતો ખભો બતાવ્યો. રસ્તામાં પડી ગયા હતા તેથી તેમને ત્યાં દર્દ થઈ રહ્યું હતું. ડૉક્ટર તેમને તપાસી રહ્યા હતા તે દરમિયાન ખંપા લોકો યાત્રીઓનો બધો સરસામાન તાકલાકોટ મંડીની મોહનસિંહ ગરબ્યાલની દુકાનમાં ઉતારી આવ્યા. કીચ ખંપાની પુત્રી સોનાની તેમ જ મોહનસિંહની બીજી દુકાનમાં યાત્રીઓના ઊતારાની વ્યવસ્થા કરવામાં આવી. ખંપા નોકર લોકોએ તેમાં યાત્રીઓના બિછાના બિછાવી દીધા. બધા યાત્રીઓ ચૅકપોસ્ટ ઑફિસેથી મુકામે પાછા આવ્યા ત્યારે મોહનસિંહની દુકાનની બહારના ભાગમાં બધા ઘોડાખચ્ચર હારબંધ બાંધેલા જોવામાં આવ્યા. કેસર કૂતરો દુકાનની ભીતને ઓથે બેસીને તે બધાંની ચોકી કરી રહ્યો હતો. સમીપની એક ખાલી ઓરડીને રસોડું બનાવવામાં આવ્યું. ખાખીબાવા હાથ-પગ ધોઈને ત્યાં રસોઈની તૈયારી કરવા લાગ્યા. હું અને કીચ ખંપા દુકાનમાં બેઠાં હતાં તેવામાં ત્યાં ચાર-પાંચ તિબેટી

છોકરા-છોકરી લઘરવઘર ને ગંદા વેશે આવ્યા અને અમારી સામે જમણા હાથના અંગૂઠા દેખાડવા લાગ્યા. કીચ ખંપાએ મને સમજાવ્યું કે આ બધાં અહીંના ભિખારીઓ છે. તિબેટમાં અંગૂઠો બતાવીને ભિખ માગવાની પ્રથા છે. આ સાંભળીને મને નવાઈ લાગી. મને થયું કે જો ભારતમાં આ પ્રમાણે કોઈને અંગૂઠો બતાવવામાં આવે, તો મોટો ઝગડો થઈ જાય. દેશદેશનાં કેવાં વિચિત્ર રીત-રિવાજ છે! આ બધાં ભિક્ષુક છોકરાંને જોઈને મને દયા આવી એટલે મેં દુકાનદારને થોડાં નાણાં આપીને ગોળ ખરીદ્યો અને દરેકને સરખે ભાગે વહેંચી દીધો. આથી તે બધાં છોકરાં ખુશ થતાં હસતાં હસતાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

થોડીવારે એક ગરીબ તિબેટી મહિલા કાખમાં ટોપલો ઊંચકીને દુકાન પાસે આવી અને તિબેટી ભાષામાં મને કંઈક કહેવા લાગી. હું તેના કહેવાનો મતલબ સમજી શક્યો નહીં, એટલે કીચ ખંપાએ મને સમજાવ્યું કે તે બાઈના ટોપલામાં ઊનના ગૂંથેલા હાથ-પગના મોજાં છે અને તે પૂછી રહી છે કે મોજાં ખરીદવા છે કે નહીં. મને જાણવા મળ્યું કે તિબેટની મોટા ભાગની મહિલાઓ નવરાશને સમયે ઊન કાંતવાનું ને ગૂંથવાનું, કાપડ અને ગાલીચા વણવાનું વગેરે કામ કરે છે. મેં યાત્રીઓને બોલાવ્યા અને ઊનના મોજાં વિષે જણાવ્યું, એટલે બેત્રણ યાત્રીઓએ ગરીબ મહિલા પાસેથી મોજાં ખરીદ્યાં અને તેની કિંમત કરતાં કંઈક વધારે નાણાં આપ્યાં. યાત્રીઓનું એવું કહેવું હતું કે ગરીબ લોકો ભિખ ન માંગતા જો આ પ્રમાણે ઉદ્યમ કરીને જીવન નિર્વાહ કરે તો તેને તેની વસ્તુ બદલ અધિક ધન આપીને પ્રોત્સાહન આપવું જોઈએ. મને યાત્રીઓની આ વાત તદ્દન સાચી લાગી.

જ્યારે ખાખીબાવા રસોઈ બનાવી રહ્યા હતા ત્યારે તે રસ્તેથી આવતા-જતા તિબેટી લોકો રસોડાનો કાપડનો દરવાજો ઊંચો કરી કરીને અંદર ડોકિયું કરતા જતા હતા. તે લોકોના આ કાર્યથી ખાખી-બાવા અને કેટલાક યાત્રીઓ ચિડાઈ ગયા અને તે વિષેની ફરિયાદ કીચ ખંપાને કરી એટલે તેણે શાંતભાવે યાત્રીઓને જણાવ્યું કે પરદેશી લોકો શું શું ખાતાં હશે તે જોવાની અહીંના અશિક્ષિત લોકોને ઘણી જિજ્ઞાસા હોય છે, આથી જ આ લોકો આ પ્રમાણે કરે છે. અમને અહીંના લોકોનું આવું કાર્ય પસંદ ન હોવાથી કીચ ખંપાએ નોકર રીંગજેનને રસોડાની બહાર ચોકી કરવા ઊભો રાખ્યો.

હું અને ક્રીચ ખંપા વાતચીત કરી રહ્યા હતા તેવામાં ત્યાં ચાર-પાંચ તિબેટી યુવક આવ્યા. તેમાંનો એક કહેવા લાગ્યો કે તેણે અમૃતસર, દિલ્હી વગેરે જોયાં છે. તેનાં માતા-પિતા અને ભાઈ અસ્કોટ પાસેની 'ડીડીહાટ'ની નિર્વાસિત છાવણીમાં રહે છે વગેરે. આ બધા યુવકોની આંખો આછી લાલ હતી અને એ વારે વારે મોટેથી હસતા રહેતા હતા. આ જોઈને મને નવાઈ લાગી. ક્રીચ ખંપાની પુત્રી સોનાએ મને કહ્યું કે આ બધા યુવક દારૂ પીને આવેલા છે. આ સાંભળી મને વધારે નવાઈ લાગી. સોના મને કહેવા લાગી કે તિબેટમાં દારૂને 'છંગ' કહે છે. તેને તૈયાર કરવાની રીત પણ વિચિત્ર છે. જવ, ચોખા વગેરે ધાન્યને ઉકાળીને પછી તેને લાકડાના વાસણમાં કેટલાક દિવસ સુધી સડવા દેવામાં આવે છે. ત્યાર પછી તેમાં એક વિશેષ પ્રકારનું ઔષધ મેળવવામાં આવે છે. અમુક દિવસ થાય એટલે તે આંથાને ઉકાળી તેની વરાળને લાકડાના પીપ કે શીશીઓમાં ભરવામાં આવે છે. આવા હલકી જાતના દારૂને તિબેટમાં પુરુષ, સ્ત્રી, બાળકો, યુવકો તેમ જ લામા લોકો પણ ટેસથી પીએ છે. આ સાંભળી મેં એક યુવકને દારૂના ગેરફાયદા વર્ણવ્યા અને દારૂ છોડી દેવા માટે તેને ઉપદેશ આપવા માંડચો પણ તે દારૂના નશામાં એવો તો ચકચૂર હતો કે મારો ઉપદેશ તેને 'ભેંસની પાસે ભાગવત' સાબિત થયો. તેની દયનીય હાલત જોતાં મને પેલા ગીતની કડી યાદ આવી ગઈ: 'બરબાદ થયા લાખોના, દારૂના વપરાશે.' થોડીવારે તે બધા મદ્યપ ત્યાંથી ઊઠચા અને 'સોના' પાસે જઈને તિબેટી ભાષામાં ભાંગ્યા તૂટ્યા સ્વરે ચકતા (દીવાસળી) અને ચેમકાર (સાંકર) માગવા લાગ્યા. સોનાએ તેઓને આ વસ્તુઓ ન હોવાનું જણાવતાં તે બધાં ત્યાંથી વિદાય થયા.

તિબેટી લોકોનો પહેરવેશ અમને ઘણો વિચિત્ર લાગ્યો. આ લોકો શરીર પર 'ભક્કૂ' (અંદરના ભાગમાં રુવાંટા રહે તેવો ઘેટાના ચામડાનો 'ડબલ બ્રેસ્ટનો કોટ') પહેરે છે અને પગમાં ચામડાના હોલબૂટ જેવા સુતરાઉ 'થકલ્હમ્' પહેરે છે. કોટમાંથી પોતાનો જમણો હાથ બહાર કાઢી ખુલ્લો રાખે છે. ઘણી વાર તો બન્ને હાથ કોટમાંથી બહાર કાઢીને બેઉ બાંયને પોતાની કમર પર બાંધી દે છે અને કોટને કમર પાછળ લટકતો રાખે છે. આ કાંઈ 'ફેશન' નથી પણ

બૌદ્ધધર્મમાં શરીર પર વીંટાળાતી ધોતીનું અનુકરણ છે. બૌદ્ધ ધર્મના લામાઓ પણ આવી રીતે જમણો હાથ કોટની બહાર કાઢી રાખે છે. ઠંડીના દિવસોમાં કોઈ આ પ્રમાણે જમણો હાથ બહાર કાઢતું નથી.

તિબેટી લોકો લાંબા છરા કે નાની તલવાર જેવું તીક્ષ્ણ અસ્ત્ર કમર પર જમણી બાજુએ લટકતું રાખે છે. કમરની ડાબી બાજુએ 'મોપચા' ( જામગીરી ), 'ખપશુ' ( સોય ) કાન–નાક–દાંત વગેરે ખોતરવાના ધાતુના નાનાં હલકાં ઓજાર, નાની હોકલી વગેરે લટકતાં રાખે છે ( જુઓ ચિત્ર નં–૮૭ ). ઘણા લોકો માથા પર અંગ્રેજી 'ફ્લેટ' પહેરે છે. મેં એ જોયું કે તિબેટી લોકો ઊંચા અને કસાએલા શરીરવાળા તથા ધર્મભીરુ હોય છે, ઓછી વસ્તુમાં પણ નિર્વાહ કરી લે તેવા અને અતિથિસત્કારની ભાવનાવાળા હોય છે. ઊંચાઈવાળા અને ઠંડા પ્રદેશમાં રહેવાથી આ લોકો વરસમાં ક્યારેક જ સ્નાન કરે છે. આથી તેઓના દેહ અને વસ્ત્ર ગંદાં હોય છે. આ લોકોમાં મને વર્ણ-વ્યવસ્થા જોવા ન મળી. હા, લુહારને અછૂત માનવામાં આવે છે. પશ્ચિમ તિબેટના ચોથા ભાગના લોકો 'ડોકપા' કે 'દ્રપા' ( ભરવાડ ) છે અને પોતાનાં બકરાંઘેટાં, યાક, ચમરી ગાય તથા ઝબ્બૂને લઈને જ્યાં જ્યાં લીલું ઘાસ હોય છે ત્યાં ત્યાં 'ખેમા' ( ઊનના કાળા તંબૂઓ ) ઊભા કરીને રહે છે. પુરંગની ખીણના તાકલાકોટ, શેર વગેરે ગામના કેટલાક લોકો હવે તો ચીન સરકારની નોકરીમાં જોડાઈ ગયા છે, એવું મને એક વિશ્વસનીય તિબેટી પાસેથી જાણવા મળ્યું.

જ્યારે હું અને કીચ ખંપા દુકાનમાં બેઠા હતા ત્યારે ચીન સરકારની નોકરીમાં જોડાએલા છસાત તિબેટી લોકો એક યા બીજા બહાને અમારા મુકામની આજુબાજુ આંટાફેરા કરવા લાગ્યા. તે લોકોની ગતિવિધિ શંકાસ્પદ હતી. કીચ ખંપાએ મને ધીમે રહીને કહ્યું કે તે લોકો ચીનના ગુપ્તચરો છે અને આપણો 'ક્યાસ કાઢવા' આવ્યા છે. થોડીવારે સાદા કપડામાં ત્રણ ચીની લોકો કંઈક ખરીદવા માટે દુકાને આવ્યા. આ લોકો પણ ગુપ્તચરો હોય તેવું મને તેઓની આંખો પરથી લાગ્યું. તે લોકોના ગયા બાદ ચીનના પશ્ચિમ–તિબેટમાં નિયુક્ત 'વેપાર પ્રતિનિધિ' ( Goverment of China Trade Agent in Western Tibet ) અને તેમનાં શ્રીમતી

કંઈક વસ્તુ ખરીદવા માટે દુકાનમાં આવ્યા. કીચ ખંપાએ ઊભા થઈને તે બેઉનું સ્વાગત કર્યું અને ગાદી પર બેસાર્યાં. અમે એકબીજાને નમસ્તે કર્યાં. તે પતિ-પત્ની સુશિક્ષિત અને ખાનદાન પરિવારનાં હોય તેમ તેઓના ચહેરા અને બેસવાની રીત પરથી જણાઈ આવતું હતું. અમે લોકો એકબીજા સાથે વાતચીત તો કરવા માગતા હતા પણ એકબીજાની ભાષાથી અજાણ હોવાથી 'વિશ્વની સમાન ભાષા'-ઇશારાથી બેચાર વાત પૂછી, જાણી. થોડીવારે તે યુગલ ત્યાંથી વિદાય થયું.

હું ઊઠીને રસોડામાં આવ્યો તો જાણવા મળ્યું કે યાત્રીઓએ તો ભોજન આટોપી લીધું છે અને વિશ્રામ માટે પોતપોતાના બિછાનામાં આડા પડી ગયા છે. આથી હું ફળાહાર કરવા બેઠો. ખાખીબાવાએ ખુશ થઈને આજે મારા માટે બટેટાની પતરી તળી હતી અને શિંગોડાંના થોડાં ભજિયાં બનાવ્યાં હતાં. પ્રેમથી બનાવેલા આ ફળાહારમાં આજે અજબ સ્વાદ અનુભવ્યો. ફળાહાર પતાવ્યા બાદ હું ખાધેલું પચાવવા માટે નદીના કિનારા સુધી ફરવા નીકળ્યો. તાકલાકોટની ચોમેરનું પ્રાકૃતિક દૃશ્ય ચિત્તાકર્ષક હતું. દક્ષિણ દિશામાં દૂર દૂર દૃષ્ટિ ફેંકતાં હિમાચ્છાદિત 'લીપુ-લા'નું દર્શન અદ્‌ભૂત હતું. ડાબીથી માંડીને જમણી બાજુ સુધી નજર ફેરવતાં હિમમય 'ઇશંગ' પર્વતનું શિખર, 'લુંગપુ'નું હિમશિખર, હિમાવૃત 'નંપા' પર્વતની સમીપના 'ટીંકર', 'લીપુ', 'મંગશંગ' વગેરે હિમાચ્છાદિત 'લા' (ઘાટા કે ધૂરા)ની શોભા અપૂર્વ હતી. જાણે પૃથ્વીમાતાના સુંદર ને સફેદ દૂધિયા દાંત લાગતા હતા. આ તરફ તાકલાકોટની નીચેના ભાગમાં દૃષ્ટિ કરતા ત્યાં 'કરનાળી નદી' વહી રહી હતી. તિબેટી લોકો તેને 'મપચા-ખંબાબ' (મોરના મુખમાંથી નીકળતી નદી) કહે છે. કરનાળી નદીને સામે પાર ચીની સૈન્યના કેટલાંક મકાન બંધાઈ રહ્યાં હતાં.

ત્યાંથી એક રસ્તો દક્ષિણ-પૂર્વ દિશા તરફ (અગ્નિ ખૂણામાં) જઈ રહ્યો હતો. તે રસ્તે ૧૨ માઈલ આગળ વધતાં કરનાળી નદીના ડાબા કિનારા પર 'ખોચરનાથ-ગોમ્પા' આવે છે. તે જગા તાકલાકોટ કરતાં વધારે ગરમ છે અને ત્યાં હિમાળુ પવન પણ વધારે ફૂંકાય છે. તે ગોમ્પાની પાસેના ભાગમાં યાત્રીઓના નિવાસ માટે

બે ત્રણ ધર્મશાળા પણ છે. ખોચરનાથ ગામ ત્યાંથી થોડું દૂર આવેલું છે. ગોમ્પાથી થોડું નીચે ઊતરતાં કરનાળી નદી પર લાકડાનો પુલ છે જેના દ્વારા નદી પાર કરીને નેપાળની હદમાં જવાય છે. ત્યાંથી એક દુર્ગમ રસ્તો નેપાળના પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર 'મુક્તિનાથ અને દામોદર કુંડ' જાય છે. તિબેટી ભાષાના 'ખોચર પુરાણ'માં એક એવી કથા છે કે "ભારતના સાત ધનવાન મહાપુરુષોના ધનથી ખોચરનાથ-ગોમ્પા બંધાએલો છે." વિક્રમશીલા મહાવિહારના આચાર્ય 'શ્રી અતીશ દીપંકર શ્રી જ્ઞાન' જ્યારે તિબેટના રાજા 'રાજભિક્ષુ જ્ઞાનપ્રભ'નું નિમંત્રણ સ્વીકારીને તિબેટમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે આવ્યા હતા તે વખતે ( ઇ. સ. ૧૦૩૪ ) તેમણે એક વર્ષાઋતુ તો 'ખોચરનાથ–ગોમ્પા'માં ગાળી હતી. તે ગોમ્પામાં જમ્બ્યંગ, ચેનરિસ અને છગ્નદોર્જેની ત્રિમૂર્તિ છે અને તેના સિંહાસન પર કુલ ૧૩ મૂર્તિઓ છે. આ બધી મૂર્તિઓ ભારતમાં બનેલી છે. 'જેચુન–ડોમા' ( શ્વેત તારા ) ની મૂર્તિ દર્શનીય છે.

નદીના કિનારેથી પાછા ફર્યા બાદ હું મોહનસિંહ ગરબ્યાલની દુકાને આવ્યો, જ્યાં અમારા યાત્રાસંઘના યાત્રીઓ ઊતર્યા હતા. અંદર ડોકિયું કર્યું તો અડધી દુકાન ઊનની ગાંસડીઓથી ભરેલી હતી. દીવાલોની ખીંટીઓ પર સફેદ અને કાળા રંગના 'ચમર' ટિંગાતા હતા. બેચાર ચમર કાળા અને સફેદ રંગના મિશ્રણ હતા જેને 'ગંગાયમુના' કહે છે. 'યાક' નામના પશુના ગુચ્છાદાર પૂછડાને ,ચમર કહે છે. તિબેટનું આ પશુ ભારતના બળદ જેવું અને ખાસ કરીને ખેતીવાડી કામમાં ઉપયોગી છે. એ જ્યારે મરી જાય છે ત્યારે એના પૂછડાને હાડકાના ડંડા સમેત કાપી લેવામાં આવે છે. જ્યારે ડંડો સૂકાઈ ને સખત બની જાય છે ત્યારે ચમરને ખારો, સોડા, વગેરેથી ધોઈ ને સૂકવી નાખવામાં આવે છે. ત્યાર પછી તેને વેચવા માટે ભારતમાં મોકલી આપવામાં આવે છે. ભારતમાં તે ડંડાને ચાંદીના નકશીદાર હાથામાં મજબૂત બેસારવામાં આવે છે. આવા ચાંદીથી મઢેલા ચમરનો હિન્દુ દેવમંદિરોમાં દેવ–દેવીને વીંઝણો નાખવા માટે ઉપયોગ થાય છે.

દુકાનમાં સંકડાશને લીધે યાત્રીઓએ તેમાં આડાઅવળાં બિછાનાં બિછાવ્યાં હતાં અને એમાં પડયા પડયા જાગી રહ્યા હતા.

મને ત્યાં આવેલો જોઈને બધા ખુશ થયા. ગઈ રાતના ‘ શંગચમ ’ મુકામની વાત નીકળી. રાજદેવ કહેવા લાગ્યા, “ આ ગોળવાળા ભગત ભયંકર ઠંડીમાં મધરાતે ભૂલથી મારી પથારી પાસે આવીને મોટેથી બોલવા લાગ્યા—‘ એ જગુભાઈ! જરા ઊઠોને. મારા હાથ પર પાણી રેડોને.’ આ સાંભળતાં જ મારો પિત્તો ગયો એટલે મેં તેમને ફટકારી કાઢ્યા કે આવી અડધી રાતે શું હાલી મળ્યા છો. આંયા જગુ-બગુ ક્યાં છે? અહીં તો હું સૂતો છું. હાલતા થાવ હાલતા. બસ, મારો મિજાજ ગયો જાણીને ભગત જગુભાઈની પથારી તરફ ગયા.” રાજદેવની આ વાત સાંભળીને ભગત પડખું ફેરવતા કહેવા લાગ્યા, “ અરે , કાલે રાતે તો પેટમાં એવા ઘુમરડા આવવા લાગ્યા કે વાત પૂછો નહીં. ટાઢ પણ એવી કે જાણે હમણાં ઠારી દેશે. તેમાંય પાછો હિમાળુ વા વાવા લાગ્યો. છેવટે બહાર ગયા વિના છૂટકો ન થયો.” આ સાંભળીને મેં ભગતને પૂછ્યું, “ પણ તમે તો મને શંગચમમાં સવારે ઊભા થઈને એવું કહ્યું હતું કે રાતે પેશાબ કરવા ય હું ઊભો થયો નહોતો.” મારી વાત સાંભળીને વિલે મોંએ ભગતે કબૂલ કર્યું કે તેનાથી જૂઠું બોલાઈ ગયું હતું.

ત્યાર પછી રાજદેવે ફેફસાં ફાડી નાખે તેવા આજના ‘લીપુ–લા’-ના ચડાણઉતરાણની કંપારી વછૂટે તેવી ઘટના કહી સંભળાવી. બરફમાં ઘોડા ને ખચ્ચરો ‘ ગળાબૂડ ’ ખૂંચી ગયાં અને ગળગળવા લાગ્યા હતા વગેરેના તથા તે, જગુભાઈ અને જયંતીભાઈ પણ બરફમાં ખૂંચી ગયા હતા, પડી ગયા હતા વગેરેના દુઃખદ પ્રસંગ ખરેખર ધ્રૂજાવી નાખે તેવા હતા. બધા યાત્રીઓને હિંમત આપતા હું કહેવા લાગ્યો કે “ભગવાન કૈલાસપતિની કૃપાથી એ ‘ લીપુ–લા ’ પાર કરી નાખ્યો એટલે હવે ફિકર નહીં.” તરત જ રાજદેવ બોલી ઊઠ્યા, “ કૈલાસની પ્રદક્ષિણા સુખરૂપ પૂરી કરીને ત્યાંથી પાછા આવતાં કાંઈ વિઘ્ન વિના એ હિમાળો ‘ લીપુ–લા ’ પાર કરી શકીએ તો જ કૈલાસપતિની આપણા પર કૃપા થઈ એમ કહેવાય.” મેં તેમને કહ્યું, “ जाकी रही भावना जैसी, प्रभु मूरत तीन देखी तैसी. ”

સંત તુલસીદાસજીની આ ચોપાઈ સાંભળી ખાખીબાવાએ મારી વાતમાં સંમતિ દર્શાવી. યાત્રીઓ ચૂપ થઈને નિદ્રાની વાટ જોવા

લાગ્યા. એ જોતાં હું ત્યાંથી ચૂપચાપ બહાર નીકળ્યો અને ક્રીચ ખંપાની પુત્રી સોનાની દુકાને આવ્યો. અહીં મારા, મિશ્રા અને મદ્રાસી સ્વામીના બિછાનાં બિછાવ્યાં હતાં. થોડીવારે ક્રીચ ખંપા પોતાની સાથે 'સિમ્બિલિંગ–ગોમ્પા'ના ત્રણ લામાઓને લઈને દુકાનમાં દાખલ થયા. તે દરેકને ગાલીચા પર બેસાડવામાં આવ્યા. અમે એકબીજા પ્રત્યે બે હાથ ઊંચા કરીને શુભ લાગણી વ્યક્ત કરી. જોકે મેં તિબેટમાં પ્રવર્તતા 'બૌદ્ધ ધર્મ' વિષે કેટલાક ગ્રંથો વાંચ્યા હતા તેમ છતાં ય હું આ આગંતુક વિદ્વાન સંન્યાસીઓ પાસેથી તેઓના ધર્મ વિષે કંઈક વિશેષ જાણવા માગતો હતો. તેથી મેં તેઓને કેટલાક પ્રશ્નો પૂછ્યા. તેઓએ મારી સાથેના ધર્માલાપમાં મને જે કાંઈ કહ્યું તે આ પ્રમાણે છે :

તિબેટની કુલ વસ્તીનો ત્રીજો કે ચોથો ભાગ સાધુજીવન ગાળે છે. દરેક કુટુંબમાં બાળપણથી જ એકબે છોકરા–છોકરીને સાધુ બનાવી દેવામાં આવે છે. જો છોકરો સાધુ થાય તો તેને 'ડાબા' કહેવામાં આવે છે અને છોકરી સાધુડી થાય તો તેને 'આની' કે 'છોમો' કહેવામાં આવે છે. એ 'ડાબા' જ્યારે બૌદ્ધ ધર્મના ગ્રંથો ભણીને વિદ્વાન બને છે ત્યારે તેને 'લામા' કહેવામાં આવે છે. લામાઓનો પોશાક ગૃહસ્થીઓ કરતાં જુદો હોય છે. લામાઓ ગૃહસ્થી માફક માથા પર લાંબા વાળની ચોટલીઓ બાંધતા નથી પણ મૂંડો રાખે છે. 'સાકચ્યા–મત' પાળતા લામાઓ લાલ રંગનાં વસ્ત્રો પહેરે છે અને વિવાહ કરી પોતાની સ્ત્રી સાથે રહે છે. ભારતના 'શક્તિ–સંપ્રદાય'ની વામાચાર ઉપાસના ધારાના ગૃહસ્થી લોકોના આચાર–વિચારને કેટલેક અંશે મળતા સાકચ્યા–મતના લામાઓ છે. આ લામાઓ માંસાહારી અને મદ્યપ પણ છે. તિબેટના બૌદ્ધ ધર્મની બીજી શાખાઓ, જેવી કે 'ગેલુકપા', 'કરગ્યુડપા', 'કરમાપા'ને 'ડેકુંગપા'ના લામાઓ પીળા રંગની લાંબી ટોપી પહેરે છે અને આખું જીવન અવિવાહિત રહે છે. તિબેટના મોટા ભાગના લામાઓ ઊન, મીઠું અને સોહાગાનો વેપાર કરવા માટે પોતાના 'ગોમ્પા' ( મઠ ) માં બકરાં, ઘેટાં, ચમર, યાક વગેરે પશુધન પાળે છે અને નોકરચાકર દ્વારા વેપારધંધો કરે છે.

તિબેટમાં સૌથી પહેલાંનો ધર્મ ' બોન ધર્મ ' હતો, જે આઠમી શતાબ્દિ પહેલાં પ્રચલિત હતો. તેમાં મંત્રતંત્ર, ભૂતપ્રેતાદિ ઉપાસનાંનું વિશેષ મહત્ત્વ હતું. ઈ. સ. ૮૦૨ થી ઈ. સ. ૮૪૫ સુધીના કાળમાં તિબેટમાં શાસન કરનાર ' ખ્રિ–સ્રોંગ્–લ્દે–બચન ' નામના રાજાને બૌદ્ધ ધર્મ પ્રત્યે ઘણું આકર્ષણ હોવાથી પોતાના પ્રધાન ' મા–શંગ્–ખ્રોમ–પ ', જે બોનધર્મી હતો અને બૌદ્ધ ધર્મનો કટ્ટર વિરોધી હતો તેને જીવતો દટાવી દઈને તિબેટમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરાવ્યો હતો. ધર્મના પ્રચાર માટે તેણે ભારતની ' નાલંદા વિશ્વવિદ્યાલય ' ના આચાર્ય શ્રી શાંતરક્ષિતને ઘણાં સન્માનપૂર્વક તિબેટમાં બોલાવ્યા હતા. શ્રી શાંતરક્ષિતે તિબેટમાં આવીને જોયું કે લોકો બોનધર્મી હતા અને ભૂત–પ્રેત વગેરેમાં ઘણું માનતા હતા. તેથી તે ધર્મનો નાશ કરવાના હેતુથી તેમણે પોતાના બનેવી આચાર્ય શ્રી પદ્મસંભવને ભારતમાંથી તિબેટમાં બોલાવ્યા. શ્રી પદ્મસંભવે આવીને પોતાની અલૌકિક સિદ્ધિઓ દ્વારા તિબેટી લોકોને જીતી લીધા. આથી બોન-ધર્મ જળમૂળથી ઉખડી ગયો. તિબેટમાં શ્રી પદ્મસંભવનું નામ ' ગુરુ પદ્મસંભવ ' તરીકે શ્રી બુદ્ધ ભગવાન કરતાં ય વધુ પ્રચલિત થઈ ગયું.

તિબેટમાં સૌથી પહેલાં ' ગોમ્પા ' ( બૌદ્ધ મઠ ) ની સ્થાપના રાજા ' ખ્રિ–સ્રોંગ્–લ્દે–બચન ' ના રાજ્યકાળમાં એટલે કે આઠમી શતાબ્દિમાં થઈ હતી. આ રાજાની મહેચ્છાથી ' છંગ–પો ' ( બ્રહ્મપુત્રા ) નદીની ઉત્તરે બે માઈલ પર એક સુંદર સ્થાન પસંદ કરીને ત્યાં ' બસમ્–યસ્ ગોમ્પા ' ( સમયે વિહાર ) નું આચાર્ય શ્રી શાંતરક્ષિતે ખાત-મુહૂર્ત કર્યું હતું. આ ગોમ્પાનો આકાર ભારતના ' ઉડ્યંતપુરી મહાવિહાર' ( બિહાર શરીફ ) ના જેવો જ રાખવામાં આવ્યો હતો અને તેને બંધાતાં ઈ. સ. ૮૨૩ થી ઈ. સ. ૮૩૫ વર્ષ એટલે કે બાર વર્ષ લાગ્યા હતા.

તિબેટમાં બૌદ્ધ સાધુ–સાધવીઓની દીક્ષાપ્રથા પણ એ જ રાજાના રાજ્યકાળમાં શરૂ થઈ હતી. રાજાની ઇચ્છા તિબેટના લોકોને દીક્ષા અપાવવાની થતાં આચાર્ય શાંતરક્ષિતે ' નાલંદા વિશ્વવિદ્યાલય 'થી ૧૨

૫૩

સર્વાસ્તિવાદી ભિક્ષુઓને તિબેટમાં બોલાવી ૭ તિબેટી પુરુષોને સૌથી પહેલાં ભિક્ષુની દીક્ષા અપાવી. ત્યાર પછી તે આચાર્યે 'ભિક્ષુ વિહાર'ની સ્થાપના કરીને તિબેટમાં બૌદ્ધ ધર્મનો પાયો મજબૂત કર્યો.

તિબેટના 'ટુલકુ–લામા' વિષે પણ ઘણી રહસ્યમય જાણવા જેવી વાત છે. બૌદ્ધ ધર્મના 'લામા' (શિક્ષિત ભિક્ષુ)ઓમાં જે લામા પોતાના મૃત્યુ બાદ બીજા જન્મમાં પોતાના પૂર્વજન્મ વિષે સાચી માહિતી આપે છે તેમને 'ટુલકુ લામા' (અવતારી લામા) કહે છે. તિબેટના એક સમયના રાજા અને દેહધારી ભગવાન 'દલાઈ લામા' (સમુદ્ર જેવા અનંત જ્ઞાનવાળા ગુરુ) તેમ જ 'તાશી લામા' કે 'પંછેન લામા' પણ અવતારી લામા મનાય છે. તિબેટી લોકોની દૃઢ માન્યતા છે કે 'દલાઈ લામા' ભગવાન અવલોકિતેશ્વરનો અવતાર છે અને 'તાશી લામા' ભગવાન અમિતાભ બુદ્ધનો અવતાર છે.

'બૌદ્ધ ધર્મ'માં 'હીનયાન' (અર્હતાયન) અને 'મહાયાન' (બોધિસત્ત્વાયન) એવા બે સંપ્રદાયો છે. હીનયાનનો સિદ્ધાંત એ છે કે 'જે વ્યક્તિને નિર્વાણ (મોક્ષ) પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે ભિક્ષુની દીક્ષા લઈને બૌદ્ધ ધર્મના ત્રણ પ્રધાન ત્રિપિટક (ગ્રંથ) (૧) વિનય, (૨) સૂત્ર, (૩) અભિધર્મનો સમ્યક્ પ્રકારે અભ્યાસ કરી તેમાં પારંગત થઈને 'અર્હત્' (સિદ્ધ) અવસ્થા પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ. ભારતના પ્રસિદ્ધ સમ્રાટ અશોક આ મતાવલંબી હતા. આ મતમાં બૌદ્ધ સ્તૂપોનું પૂજન, બૌદ્ધ તીર્થોની યાત્રા, ભિક્ષુઓને અન્નદાન વગેરેને વિશેષ મહત્ત્વ અપાયું છે. આ મત લંકા, બર્મા, સિયામ વિગેરે દેશોમાં વધારે ફેલાયેલો છે.

બૌદ્ધ ધર્મમાં બીજો મત 'મહાયાન' છે. આ ધર્મને સૌ કોઈ સમજી શકે અને તેને પાળી શકે તે માટે તેનો વધારે પ્રચાર કરવામાં આવ્યો છે. આ મતમાં બૌદ્ધ ધર્મના અન્ય નિયમોનું પાલન કરી સંસારનો ત્યાગ ન કરતા, સંસારમાં રહીને જ બધા જીવ પ્રત્યે દયા રાખવાનું અને લોકોની ભલાઈ કરતા રહેવાનું કહેવામાં આવ્યું છે. આવી રીતે શુદ્ધ જીવન જીવતાં જ્યારે 'નિર્વાણ' (મોક્ષ) પ્રાપ્ત

કરવાની યોગ્યતા થાય ત્યારે તેને પ્રાપ્ત કરી 'બુદ્ધ' ન થતાં સંસારના બધા જીવોનું કલ્યાણ કરવાની ભાવના લઈને 'બોધિસત્ત્વ' જ રહેવાનું આ મતમાં કહેવામાં આવ્યું છે. આથી આ મતને 'બોધિસત્ત્વાયન' કહે છે. આ મતનો પ્રચાર તિબેટ, મોંગોલિયા, જાપાન, ચીન વગેરે દેશોમાં વધારે પ્રમાણમાં છે.

તિબેટમાં પ્રચલિત ધર્મના દસ-સંપ્રદાય છે જેમાં 'ગેલુકપા' કે 'ગંદેનપા' નો ઘણો પ્રચાર છે. આ સંપ્રદાયને સુધારકવાદી કહેવામાં આવે છે. આના પ્રવર્તક લામા 'છોખંપા' છે.

હાલમાં તિબેટમાં ચીન સરકારનું રાજ હોવાથી તિબેટના બૌદ્ધ ધર્મની વિભિન્ન શાખાઓ, ગોમ્પા, ગ્રંથાલયો વગેરેમાં તેમ જ લોકોના સામાજિક અને ધાર્મિક જીવનમાં ઘણી અસ્તવ્યસ્તતા થઈ ગઈ છે.

'સિમ્બિલિંગ-ગોમ્પા'ના લામાઓ સાથેની ધાર્મિક વાતચીત પૂરી થયા બાદ તેઓએ વિદાય લીધી. ત્યાર પછી હું થોડો આરામ કરવા માટે મારા પાથરણા પર લાંબો થયો.

રાત્રે જ્યારે હું મોહનસિંહ ગરબ્યાલની દુકાને બેઠો હતો ત્યારે મને તિબેટમાં ચાલતી ચીન સરકારની કાગળની કેટલીક 'કરન્સી નોટ' જોવા મળી. આ વિવિધરંગી ચલણી નોટ એક આનાથી માંડીને એક રૂપિયા સુધીની હતી. હજી ય ભારતીય નોટરૂપી નાણું પશ્ચિમ તિબેટમાં ચાલે છે. તિબેટનું ચાંદીનું જૂનું નાણું, જેવું કે: ટંકા, જવ, ખગંગ, કરમાંગા, છેગ્યે, શોગંગ વગેરે જોવામાં આવ્યું નહીં. તેને કદાચ ચીન સરકારે બંધ કરાવી દીધું હોય! ભારતના રૂપિયાને તિબેટી લોકો 'ગોરમો' કે 'કંફની' કહે છે, નેપાળી રૂપિયાને 'ઢક' કહે છે. ભારત અને તિબેટના ચાંદીના રૂપિયા, આઠ આની, ચાર આની વગેરેને તિબેટી મહિલાઓ શણગાર માટે પોતાના વાળના ચોટલામાં ભરાવે છે. ( જુઓ ચિત્ર નં-૮૭ ).

અમે બધા યાત્રીઓ આનંદથી વાતો કરી રહ્યા હતા તેવામાં ત્યાં એક કાળો અને પાતળો બંગાળી યુવક આવ્યો. ગરબ્યાંગમાં

શ્રી મિશ્રાએ મને આ યુવકની બાબતમાં માહિતી આપી હતી. મેં તેની વાટ જોઈ હતી પણ તે મને ગરબ્યાંગમાં આવીને મળ્યો નહોતો.

આજે સાંજે તે 'લીપુ–લા' થી ઊતરીને કેટલી ય જગાએ થાક ખાતો ખાતો તાકલાકોટમાં આવ્યો હતો. રસ્તાની ભયંકર ઠંડીથી તે બીમાર પડી ગયો હતો. તેણે આખો દિવસ ભોજન પણ કર્યું નહોતું. હિમમાર્ગની ઝેરી હવાથી તેને ચક્કર આવવાથી હજી ય ઉલટીઓ થતી હતી. મેં નોકર 'આનસિં'ને બોલાવીને તેને માટે શુદ્ધ જળ મંગાવ્યું. જળ પીધા બાદ તેને મેં ખંપા લોકો સાથે ભોજન લેવાનું જણાવ્યું, પણ તે 'વૈષ્ણવ મત'નો હોવાથી માંસાહારીઓના હાથનું ભોજન કરતો નહોતો, આથી તેણે ખંપા લોકોનું રાંધેલું અન્ન લેવા ના પાડી. તેણે પોતાની વ્યવસ્થા બીજે ક્યાંક કરી હતી. થોડીવારે તે તાવથી ધ્રૂજવા લાગ્યો, એટલે અહીંથી ઊઠીને બહાદુરસિંહ ગરબ્યાલની દુકાને જવા નીકળ્યો. તેણે ત્યાં પોતાનો થેલો અને છત્રી મૂકયાં હતાં.

રાતે ચોમેર અંધારું છવાતું જતું હતું. થાકયાપાકયા યાત્રીઓ સૂવાની તૈયારી કરવા લાગ્યા. હું ત્યાંથી ઊઠીને મારે મુકામે આવ્યો. મિશ્રા પથારીમાં પડ્યા પડ્યા તાવથી ધ્રૂજી રહ્યા હતા. ચીના ડૉક્ટરે તેને દવા તો આપી હતી પણ તેનાથી તાવ ઊતર્યો નહોતો. આંખોમાં આંસુ સાથે તેમણે મને પૂછ્યું, "યાત્રાસંઘની સાથોસાથ આવતી કાલે હું અહીંથી કૈલાસયાત્રા માટે આગળ વધું, કે પછી અહીં તાકલાકોટમાં બેચાર દિવસ રોકાઈને તબિયત સારી કર્યા બાદ યાત્રા કરું?" આ સાંભળી મેં તેમને સાચી સલાહ આપતા કહ્યું, "કૈલાસપતિનું સ્મરણ કરતા કરતા યાત્રા શરૂ રાખો, જે થવાનું હશે તે થશે. ચાલી ન શકો તો ઘોડા કે ખચ્ચર પર બેસીને યાત્રા કરજો, પણ અટકતા નહીં. જો અટકયા, તો પછી આગળ વધવું મુશ્કેલ થશે." મારી આ સલાહ તેમણે શિરોધાર્ય કરી. મેં તેમના બિછાના પાસે બેસીને અડધોએક કલાક સુધી 'મહામંત્ર'ના જપ કર્યાં જેથી તેને સારું લાગ્યું અને નિદ્રા આવી ગઈ. આ જોઈને હું ત્યાંથી ઊઠીને મારા બિછાના પર આવ્યો. હું પણ આજે થાકી ગયો હતો એટલે ડિલ લાંબું કર્યું.





## —: બુરફુ તરફ કૂચ :—

તારીખ ૨૯ જૂન ને સોમવાર હતો. બધા યાત્રી સમયસર ઊઠી ગયા હતા. સવારના પહોરમાં ઠંડીનું પ્રમાણ પણ ઘણું હતું. ખંપા લોકો પણ ઊઠી ગયા. ઘોડા ને ખચ્ચરોને રાતે ચારો આપ્યો નહોતો એટલે તે બધાં સવારે વારેવારે હણહણતાં પગ પછાડી એવું જણાવી રહ્યાં હતાં કે તેઓ ભૂખ્યાં થયાં છે. આ જોઈને કીચ ખંપાએ તે બધાંને નાસ્તા માટે જવ અને વટાણાનું ભૂસું આપી દીધું એટલે બધાં પશુઓ પોતાની લાક્ષણિક ઢબે 'ભચડ ભચડ' કરતા ટેસથી આરોગવા માંડ્યાં. તાકલાકોટમાં લીલું ઘાસ મળવું કઠિન હોવાથી અહીંના પાલિત પશુઓને આવું ભૂસું જ ખવરાવવામાં આવે છે, એવું મેં ખંપા નોકર પાસેથી સાંભળ્યું. ચાપાણી તૈયાર થઈ ગયાની સૂચના મળતાં યાત્રીઓ રસોડામાં દાખલ થવા લાગ્યા. આજે અમારે તાકલાકોટથી જેમ બને તેમ વહેલા પ્રસ્થાન કરવાનું હતું. આ સૂચના બધા યાત્રી જાણતા હતા જેથી ઝટપટ નાસ્તાપાણી કરવા લાગ્યા. અમારા ખંપા નોકર લોકો તો ક્યારના 'ચંપા' (સત્તુ) અને 'જા' (તિબેટી ચા) નો નાસ્તો કરી ચૂક્યા હતા. કીચ ખંપાએ પોતાનાં પશુઓ માટે અહીંની બજારમાંથી ઘણો બધો 'ચંપા' અને 'પુરમ' (ગોળ) ખરીદીને ચામડાના થેલાઓમાં ભરી લીધા, કારણ કે અહીંથી

આગળની કૈલાસ પ્રદક્ષિણાના દુર્ગમ માર્ગમાં કેટલીક જગાએ પશુઓ માટે ચારો મેળવો મુશ્કેલ હતો. ખંપા લોકોએ પોતા માટે પણ થોડી 'ફીંગ' (સેવ), 'ફગએ' (લોટ) અને 'શ્યા' (સૂકું માંસ) ખરીદી લીધાં. યાત્રીઓએ રસ્તામાં નાસ્તા માટે થોડું થોડું ચવાણું પોતપોતાના થેલા–થેલીઓમાં ભરી લીધું. નોકર રીંગજેને યાત્રીઓના બિછાનાં બાંધીને તૈયાર કરી દીધાં એટલે નોકર 'છીરીંગ' અને 'કૂંજો' તો બધો સામાન ઘોડા ને ખચ્ચરોની પીઠ પર મજબૂત બાંધવા લાગ્યા. વજનદાર સરસામાન તાજામાજા થયેલાં ખચ્ચરોની પીઠ પર મૂકાતાં તેમાંના કેટલાંક ખચ્ચર 'હવાબાણ' છોડવા લાગ્યાં, જે સાંભળીને બેત્રણ યાત્રીઓ હસવું રોકી શકયા નહીં. એ જોઈને મેં ટકોર કરી કે "જો આપણે બધા આ માનવજન્મને સફળ કરવા માટે સુકૃત્ય નહિ કરીએ તો આપણો પણ આવાં પશુ થવાનો વારો આવશે." મારું આ વાકય સાંભળીને બધા યાત્રી ચૂપ જ થઈ ગયા.

મારે શ્રી મોહનસિંહ ગરબ્યાલને મળવું હતું, જેથી હું તેમની દુકાનમાં પેઠો. તે વખતે તેમનો નોકર છમરસિંહ ભગવાનની છબિની સુગંધી ધૂપ વડે આરતી ઉતારી રહ્યો હતો. મને તે ધૂપની સુગંધ કંઈક વિચિત્ર પ્રકારની લાગી. આ વિષે પૂછતાં છમરસિંહ કહેવા લાગ્યો કે આ 'ખંગ–પો' (કૈલાસનો ધૂપ) અને 'ત્સો–પો' (માનસરોવરનો ધૂપ) છે. મને છમરસિંહ પાસેથી એવું સાંભળવા મળ્યું કે આ બન્ને પવિત્ર ધૂપ અહીંના કેટલાક ભોટિયા વેપારીઓની દુકાને વેચાતા મળે છે. મારે તો આગળની યાત્રા માટે હાથપગના ગરમ મોજાં ખરીદવાં હતાં, જેથી નાણાં આપીને એક એક જોડી સારાં મોજાં ખરીદ્યાં. ત્યાર પછી હું દુકાન બહાર આવ્યો તો પીઠ પર સામાન ઊચકીને ખચ્ચરો ઊભાં હતાં. યાત્રીઓ પણ તૈયાર થઈને મારી પ્રતીક્ષા કરી રહ્યા હતા. આ જોઈને મેં ત્રણ વાર કૈલાસપતિની જય બોલાવી. બધા યાત્રીઓએ ઉમળકાભેર મોટા સાદે તે ઝીલી. ચોમેરનું વાતાવરણ ગૂંજી ઊઠયું. જોતજોતામાં તો કેટલાં ય નરનારી એકઠાં થઈ ગયાં અને કૌતુકભરી નજરે અમને બધાને જોવા લાગ્યાં. તે બધાં વિચિત્ર વેશધારીઓને જોઈને અમને પણ ઘણી નવાઈ લાગી. જાણે કૈલાસપતિની ભૂતસેના! થોડી વારે અમે અહીંથી પ્રસ્થાન કર્યું. જ્યારે અમારો રસાલો 'તાકલાકોટ મંડી' વચ્ચે થઈને આગળ વધી

રહ્યો હતો ત્યારે અમને જેટલા તિબેટી લોકો રસ્તામાં સામા મળતા હતા તે બધા કીચ ખંપાને અને ખંપા નોકરચાકરને તિબેટ ભાષામાં કંઈક બોલતા બોલતા નમસ્કાર કરતા જતા હતા. તિબેટમાં આ પ્રથા ઘણી સારી કહેવાય. નમસ્કાર કરતી વખતે આ લોકો પોતાનું માથું અને છાતીનો ભાગ થોડાં નીચાં નમાવીને 'ખમજમ....ખમજમ....' એવા શબ્દો બોલતા હતા. કેટલાક તો પોતાની જીભ થોડી બહાર કાઢતા, તો કોઈ કોઈ પોતાનું માથું ખંજવાળતાં ખંજવાળતાં આ શબ્દો બોલતા હતા. મને ગઈ કાલે મળવા આવેલા એક સજ્જનને મેં ઘણી વાર 'જૂ' અને 'ખમજમ ભો' શબ્દો ઉચ્ચારતો સાંભળ્યો હતો. મેં એ પણ જોયું કે તિબેટી લોકો જ્યારે ચીના સિપાઈની ચેકપોસ્ટ ઑફિસમાં આવતા હતા ત્યારે તે પોતાની ટોપીને અને ફેલ્ટને માથા પરથી ઉતારી હાથમાં પકડી બેત્રણ વાર નીચે–ઉપર હલાવતા હલાવતા આવા શબ્દો બોલતા હતા. મુસલમાન બાદશાહ અને નવાબની સામે જેવી રીતે વાંકા વળીને 'કુરનિસ' (સલામ) કરવામાં આવે છે તેવી રીતે તિબેટી લોકો અમલદારોને સલામ કરતા હોય છે. જો તિબેટી લોકોના માથા પર ટોપી ન હોય તો ખાલી હાથે જરા આગળ ઝૂકીને સલામ કરે છે. તિબેટમાં જીભને મુખમાંથી થોડી બહાર કાઢીને અમલદારને કે પૂજ્ય વ્યક્તિને સલામ કરવી તેને ઘણું માન આપ્યું ગણાય છે. ઘણાં લોકો સલામ કરતી વખતે પોતાનાં કાન જરા ખેંચે છે. જ્યારે કોઈ ધાર્મિક તિબેટી વ્યક્તિ ગોમ્પા (મઠ)માં લામાનાં દર્શન કરવા જાય કે પછી કૈલાસ–માનસરોવર જેવાં પવિત્ર તીર્થક્ષેત્રમાં જાય ત્યારે તે ઘણે ભાગે સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કરતા હોય છે. રસ્તામાં એકબીજાને 'ખમજમ' કહેતાં પ્રણામ કરવા, તે એકબીજા પ્રત્યેની શુભ લાગણીનું સૂચક મનાય છે.

જ્યારે અમે બધા મંડીની છેલ્લી દુકાન પાસે આવ્યા ત્યારે ત્યાં અમને શ્રી બહાદુરસિંહ ગરબ્યાલ નામના એક સજ્જન ભોટિયા વેપારી સામા મળ્યા. તેમનાં બહેન કુમારી ગંગોત્રીબેન ગરબ્યાલને હું બે મહિના પહેલાં અલમોડામાં મળ્યો હતો. તે બહેન અલમોડાની ગવર્મેંટ ગર્લ્સ કૉલેજમાં અધ્યાપક હતા. શ્રી બહાદુરસિંહની દુકાને રાતવાસો રહેલો પેલો બંગાળી યુવક આવીને અમને મળ્યો. તે આવતી કાલે અહીંથી કૈલાસયાત્રાએ નીકળશે એવું તેણે જણાવ્યું. ત્યાર પછી અમે

આગળ વધ્યા. કીચ ખંપાની પુત્રી સોના પોતાની નાની બાળકીને લઈને અમને પાદર સુધી વળાવવા આવી. પીઠ પર બચ્ચું ઊંચકીને સામેથી આવતી કે વળાવવા જતી સ્ત્રીને તિબેટમાં 'શુકન' માનવામાં આવે છે. અહીંથી 'સોના' પાછી ફરી, જ્યારે અમે બધા આગળ વધ્યા. રસ્તાની જમણી બાજુ પર ચૅકપોસ્ટ ઑફિસ આવતાં હું અને કીચ ખંપા અમારા યાત્રાસંઘના અહીંથી પ્રયાણની જાણ કરવા માટે તે ઑફિસ તરફ વળ્યા. યાત્રી કે વટેમાર્ગુ કોઈએ પણ તાકલાકોટ છોડતાં પહેલાં ચૅકપોસ્ટમાં ખબર આપવી ઘણી જરૂરી છે. અમને જોઈને ઑફિસર સાહેબ ખુશ થયા. તેમણે અમને બધાને અહીંથી કૈલાસ–માનસરોવર તરફ આગળ વધવા પરવાનગી આપી અને બધાના પાસપોર્ટમાં સહી સિક્કા કરી આપ્યાં. ત્યાર પછી અમે તેમનો આભાર માનીને અહીંથી રવાના થયા. ઘોડા અને ખચ્ચરોના ગળાની ઘંટડીઓના નાદથી સવારનું શાંત વાતાવરણ મંગળમય બની રહ્યું હતું. પુરંગની ખીણના આ પ્રદેશ પર સૂર્ય ભગવાન પોતાના કોમળ સ્વર્ણ-રશ્મિ ફેલાવી રહ્યા હતા. આથી ઠંડીનું પ્રમાણ ઓછું થતું જતું હતું. બધા યાત્રી આજે કંઈક વધારે સ્ફૂર્તિલા અને આનંદિત જણાતા હતા. સામાનનાં તેમજ સવારીનાં પશુઓ અને યાત્રીઓ આગળ આગળ જઈ રહ્યા હતા, હું અને કીચ ખંપા બધાની પાછળ પાછળ ચાલી રહ્યા હતા. રસ્તામાં એક ઊંચી જગાએ ઊભા રહીને કીચ ખંપા ડાબી બાજુ પરની 'સિમ્બિલિંગ ગોમ્પા'વાળી ટેકરી તરફ આંગળી ચીંધતાં મને કહેવા લાગ્યા, "તેની ઉપરના સપાટ ભાગમાં થોડે દૂર જતાં એક જગાએથી સુદૂરના પવિત્ર કૈલાસના અદ્‌ભુત દર્શન થાય છે. તે જગા તાકલાકોટના તિબેટી લોકોનું સ્મશાન છે. તિબેટમાં બળતણનો અભાવ હોવાથી ઘણે ભાગે મૃત શરીરને બાળવામાં આવતું નથી. જ્યારે અહીંનો કોઈ ગરીબ ગૃહસ્થી કે ભિક્ષુ મરી જાય ત્યારે તેના મડદાને કાં તો અહીંની 'મપચો–ખંબાબ' ( કરનાળી નદી ) માં પથ્થર સાથે બાંધીને ડૂબાડી દેવામાં અથવા તેમાં ફેંકી દેવામાં આવે છે, કાં તે સ્મશાનભૂમિ પર લઈ જઈ તે મડદાના ટુકડે ટુકડા કરીને પક્ષીઓને ખવરાવી દેવામાં આવે છે. જો કોઈ ધનવાન લામા મૃત્યુ પામે તો ભારતમાંથી લાકડાં મંગાવીને તેના વડે તે સ્મશાનભૂમિ પર મૃત દેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવે છે. હિન્દુ લોકો જેવી રીતે મૃતાત્માની શાંતિ માટે 'શ્રાદ્ધક્રિયા' કરે છે તેવી રીતે તિબેટમાં પણ મૃત્યુ બાદની

એક વિશેષ પ્રકારની ધાર્મિક ક્રિયા ઘણા દિવસ સુધી કરવામાં આવે છે. કૈલાસ અને માનસરોવર પાસે પણ 'સ્મશાનભૂમિ' છે. તે સ્મશાનમાં મડદાને લઈ જતાં પહેલાં ગોમ્પાના ખાસ લામા કે ડાબા (બ્રહ્મચારી) સૌથી પહેલું કામ મડદાના માથાને તીક્ષ્ણ તલવાર વડે કાપીને ધડથી જુદું કરવાનું કરે છે. તેઓનું આ બાબતમાં એવું કહેવું છે કે આમ શિરચ્છેદ કરવાથી જીવાત્માનો દેહની સાથે જે કાંઈ સૂક્ષ્મ સંબંધ હોય તે તૂટી જાય છે. આવી રીતના છેદનકાર્યમાં ખાસ 'લામા' કે 'ડાબા'ને મૃતકના કુટુંબીજનો તરફથી દક્ષિણા મળે છે."

થોડું અટકીને વળી પાછા ક્રીચ ખંપા મને આ વિષે કહેવા લાગ્યા, "થોડાં વર્ષ પહેલાં મારી ડોશીમા મરી ગયાં. તેમનો તે સિમ્બિલિંગ-ગોમ્પાવાળી ટેકરી પરની સ્મશાનભૂમિમાં અગ્નિસંસ્કાર કરવાની મને તીવ્ર ઇચ્છા થઈ આવી. આ માટે ગોમ્પાના પ્રધાન લામાની પરવાનગી લેવી ઘણી જ જરૂરી હતી, કારણ કે તે સિવાય તે સ્મશાનભૂમિ પર ભારતમાં વસેલા તિબેટીને બાળવા દેવામાં આવતા નથી. હું પરવાનગી લેવા માટે થોડું ધન, અનાજ, ને 'ખતક' (તિબેટમાં પુષ્પમાળાની જગાએ વપરાતો સફેદ રંગના ઝીણા કાપડનો લાંબો ટુકડો) લઈને પ્રધાન લામા પાસે ગયો અને તે બધી વસ્તુઓ તેમને ભેટ ધરીને બધી વાત કહી. તે સાંભળીને માથું ધુણાવી ના પાડતા પ્રધાન લામાએ ચિડાઈને મને પૂછ્યું કે 'તારી મા શું લામા હતી કે તેના મૃત શરીરને તું તે પવિત્ર ભૂમિ પર બાળવા ઇચ્છે છે?' આ સાંભળી મેં તેમને વિનમ્રભાવે મીઠા શબ્દોમાં જવાબ આપ્યો કે તેણે મને જન્મ આપ્યો, ઉછેર્યો, બધી રીતે સંભાળ રાખીને સજ્જન બનાવ્યો જેથી 'મારે મન તો તે લામા જ હતી.' મારી આ દિલની વાત સાંભળીને તે લામા ઘણા પ્રસન્ન થઈ ગયા અને તરત જ પરવાનગીપત્ર લખી આપ્યો એટલે મેં ગરબ્યાંગથી સૂકાં લાકડાં મંગાવીને તે પવિત્ર ભૂમિ પર મારી માનો અગ્નિસંસ્કાર કર્યો હતો." ક્રીચ ખંપાની 'मातृदेवो भव'- માતૃભક્તિની આ ઘટના સાંભળીને મને તેમના પ્રત્યે ઘણું માન ઉપજ્યું.

ચેકપોસ્ટથી લગભગ એક ફર્લાંગનું હળવું ચડાણ ચડીને અમે એક ઊંચી ભૂમિ પર આવી પહોંચ્યા. મેં અહીંથી પાછુંવળીને જોયું તો

આજુબાજુનું દૃશ્ય ઘણું સુંદર હતું. એક તરફ ઘણાં ઘરોવાળી તાકલાકોટ મંડી, ત્યાંથી નદીને સામે પારનું 'મગરુંમ' ગામ અને તેની ચોમેરના લીલાછમ ખેતર, દૂર દૂરમાં હિમાચ્છાદિત પર્વતમાળા વગેરે ઘણું સુંદર લાગતું હતું. અહીંથી મેં આગળના રસ્તા તરફ મુખ ફેરવ્યું તો જમણા હાથ પર એકદમ નીચે તરફ હિમસરિતા 'કરનાળી' વહી રહી હતી. સામેના ભાગના પુરાતન પહાડમાં બનેલા ગુફાઘરોનું દૃશ્ય મારા માટે અવનવું હતું. દૂરથી આ બધું જોતાં જોતાં અમે ઉતરાણ ઊતરવા લાગ્યા. જાણે પહાડની વચ્ચેનો ભાગ તોડી નાખીને આ પહોળો રસ્તો બનાવ્યો હોય તેમ લાગતું હતું. રસ્તાની બન્ને બાજુના તૂટેલા પહાડોની ઊંચી ઊંચી દીવાલો જાણે કોઈ પુરાણા ભવ્ય રાજ-મહેલના ખંડેરની યાદ તાજી કરતી હતી. ( જુઓ ચિત્ર નં-૬૩ ). આ ઉતરાણ ઊતરતી વખતે સામેની બાજુએથી આવી રહેલા ચાર–પાંચ ચીની ઘોડેસવાર સિપાઈ લોકો રસ્તામાં મળ્યા. તે લોકોના ઘોડા હૃષ્ટપુષ્ટ, ઊંચા ને પાણીદાર હતા. તેઓની સામે અમારાં 'ટાયડાં' શી વિસાતમાં! અમે બધા યાત્રી બે ફર્લાંગનું ઉતરાણ ઊતર્યા બાદ રસ્તામાં ઊભા રહીને ડાબી બાજુ પરના પહાડની અંદરના ગુફાગામને કુતૂહલભરી નજરે જોવા લાગ્યા. બહારના ભાગમાં દેખાતા કેટલાંક ઘર સફેદ અને ગેરુઆ રંગના ચટાપટાવાળાં હતાં. સામે દેખાતા ત્રણ માળના 'ગોમ્પા' પર સફેદ રંગની ધજાઓ ફરફરી રહી હતી. કીચ ખંપાએ મને કહ્યું કે તે બધી ગુફાઓમાં લગભગ ૧૦૦ ઘર છે અને લગભગ પાંચસો માણસોની વસતિ છે. આ સાંભળીને હું તો સ્તબ્ધ થઈ ગયો. આવું ગુફાગામ હું મારા જીવનમાં આ પહેલવહેલું જ જોઈ રહ્યો હતો. ઇતિહાસમાં મેં એવું વાંચ્યું હતું કે પ્રાચીન કાળમાં આદિમ જાતિ ગુફાઓમાં રહેતી હતી. આ ગુફાગામની રચના એવા પ્રકારની હતી કે તિબેટની સખત ઠંડી અને તોફાની હિમાળુ વાયરા પણ તેને નુકસાન કરી શકે નહીં. શત્રુઓનો સામનો કરવા માટે પણ આ સ્થાન યોગ્ય હતું. તિબેટી લોકો આ ગુફાગામને 'ગુકુંગ' કહે છે. કોઈ કોઈ તેને 'ગોકો' પણ કહે છે. ગોન્પા, ગોમ્બા, ગોખંગ, ગુકુંગ વગેરે શબ્દો સંસ્કૃત ભાષાના 'ગુહા' શબ્દમાંથી બનેલા છે. આવાં ગુફાગામો પશ્ચિમ તિબેટમાં ઘણાં છે, જેવાં કે: ગુરુહ, દોહ, રિંગુંગ, દુંગમર, કરદુંગ, કિરોંગ, કુંગજે, પીલી વગેરે.

અહીંથી હળવું ઉતરાણ ઊતરતાં રસ્તામાં ટેલિફોનના તાર જોઈને મને નવાઈ લાગી. ખંપાનોકર 'આનસિ'એ મને કહ્યું કે તે ચાર તારવાળી ટેલિફોન લાઈન સિમ્બિલિંગ-ગોમ્પામાંથી નીકળીને કરનાળી નદીને સામે પારની ટેકરી પરની સૈનિક શિબિરમાં જાય છે. તેણે એ પણ કહ્યું કે આ ગુફાગામના પહાડની પાછળ મોટરરસ્તો છે જે સિમ્બિલિંગ-ગોમ્પા અને સૈનિક-શિબિરને જોડે છે.

આ ગુફાગામ ('ગુકુંગ') થી કૈલાસ જવાના ઘણા માર્ગ છે, જેવા કે: (૧) ગુકુંગથી ટોયો થઈ રાક્ષસતાલ થઈને કૈલાસ. (૨) ગુકુંગ, ટોયો, બલ્ઢક, સેકંગ, ગુર્લા-લા, માનસરોવર થઈને કૈલાસ. (૩) ગુકુંગ, જ્ઞાનિમા થઈને કૈલાસ. ૪) ગુકુંગ, છિપ્રા-લા, દુલચુ-ગોમ્પા થઈ તીર્થાપુરી થઈને કૈલાસ.

આ બધા માર્ગોમાંથી કેવળ માર્ગ નંબર (૧) અને (૨) દ્વારા જ કૈલાસની યાત્રા કરવા માટે તિબેટની વર્તમાન ચીન સરકાર યાત્રીઓને પરવાનગી આપે છે, કારણ કે બીજા રસ્તાઓમાં તેનાં લશ્કરી થાણાં છે.

ગુકુંગનું ત્રણ ફર્લાંગનું હળવું ઉતરાણ ઊતરીને અમે બધા યાત્રીઓ 'મપચૂ-ખંબાબ' (કરનાળી નદી) પરના લાકડાના પુલ દ્વારા તે નદી પાર કરીને તેને ડાબે કિનારે આવ્યા. અહીં સુધીના ઉતરાણ દરમિયાન કોઈ યાત્રી ઘોડા પર બેઠા નહોતા. ચડાણ-વખતે ઘોડેસવાર થવાનું યાત્રીઓને કહેવામાં આવ્યું હતું, ઉતરાણ વખતે નહીં જ. આ વિષેની તિબેટી કહેવત યાત્રીઓને યાદ હતી. પુલથી આગળ થોડું ચડાણ ચઢ્યા એટલામાં 'નેપાળી મંડી' આવી. અહીં નેપાળી વેપારીઓના કેટલાંક કાચાં ઘર અને તંબૂઓ જોવામાં આવ્યા. જમણા હાથ પરના થોડી ઊંચાઈ પર આવેલા 'ઝોંગ-પન' (ગવર્નર) ના મકાનમાં 'ચીનના વેપારી-પ્રતિનિધિ' (C. T. A.) ઊભેલા જોવામાં આવ્યા. ગઈ કાલે મારે તેની સાથે મળવાનો પ્રસંગ આવ્યો હતો. આ મંડીની પાસે ચીની સૈનિકો માટે ત્રણચાર નવાં મકાન બંધાઈ રહ્યાં હતાં. મંડીમાં ઘરોની જેટલી છત જોવામાં આવી તે બધી 'પેમા' નામના કાંટાળાં ઝાંખરાં પર ચીકણી માટીના થપેડા

કરીને બનાવેલી હતી. ઘરોની દીવાલો કાચી ઈંટોથી બનેલી હતી. પશુપાલનનો ધંધો કરવાવાળા તિબેટી લોકો જ્યાં જ્યાં લીલો ચારો હોય ત્યાં ત્યાં પોતાનાં પશુઓ લઈને ભટકતા રહે છે. આ લોકો બકરાં ને ઘેટાંના ઊનમાંથી કે યાકના વાળમાંથી બનેલા તંબૂઓમાં રહે છે.

નેપાળી મંડીથી ડાબા હાથ તરફના રસ્તે એક માઈલ આગળ વધતાં 'છેમો ચોરતેન' નામનું ગામડું આવ્યું. અહીં રસ્તાની એક બાજુએ લાલ રંગના બે મોટા 'સ્તૂપ' જોવામાં આવ્યા. કેટલાક તિબેટી લોકો તેને 'ગુરુ–રિમ્પોછે'ની સ્મૃતિ માને છે, તો કેટલાક તેને જનરલ જોરાવરસિંહનું અસ્થિમંદિર માને છે. તિબેટમાં આવા સ્તૂપોને 'ચોરતેન' કહે છે. તેને લાલ રંગની માટીથી રંગવામાં આવે છે. રસ્તામાં બાંધેલા આવા સ્તૂપોને પોતાની જમણી બાજુ પર રાખીને જ ચાલવાનો રિવાજ તિબેટમાં છે. તેને ડાબી બાજુએ રાખીને ચાલનાર વ્યક્તિ અસભ્ય અને નાસ્તિક મનાય છે. માર્ગમાં બાંધેલા આવા સ્તૂપોને લીધે વ્યક્તિઓને આવતાં–જતાં ચાલવામાં નડતર આવતું નથી. તિબેટમાં જ્યારે કોઈ ધનવાન, શૂરવીર કે વિદ્વાન માણસ મરી જાય છે ત્યારે તેના મડદાની ભસ્મને માટીમાં મેળવીને તેનો શિવલિંગ આકારનો ગોળો બનાવવામાં આવે છે. તે ગોળાને જમીનમાં દાટીને તેના પર કાચી ઈંટો વડે વિશેષ પ્રકારની આકૃતિવાળું ગોળ ઘુંમટનું મંદિર બાંધવામાં આવે છે અને તેમાં નાની બારી જેવું એક કાણું રાખવામાં આવે છે. મહાત્માઓના આવાં સ્મૃતિ–મંદિરોને 'સ્તૂપ' કે 'ચોરતેન' કહે છે. તિબેટમાં જે લોકો ગરીબ હોય છે તેઓ પોતાના મૃત સંબંધીઓની પાછળ આવા સ્તૂપો બંધાવી શકવા અસમર્થ હોવાથી પોતાના મૃત સંબંધીનાં હાડકાં ને માટીના મિશ્રણવાળા ગોળાને ધનવાનોએ બંધાવેલા મોટા મોટા સ્તૂપોની બારીમાંથી અંદરના ભાગમાં ફેંકે છે. તિબેટનો ઇતિહાસ એમ કહે છે કે તિબેટમાં આવા 'સ્તૂપ' કે 'ચોરતેન'ની સૌથી પહેલી શરૂઆત ઈ. સ. ૮૩૨ થી ઈ. સ ૮૩૫ સુધીમાં બંધાએલા 'સમયે–ગોમ્પા'ના બાંધકામ વખતે થઈ હતી. આ મઠને ચારે ય ખૂણે એક એક સ્તૂપ બાંધવામાં આવ્યો હતો અને તે બધાને ગેરુઆ, નીલ વગેરે રંગો વડે રંગવામાં આવ્યા હતો. ઈ. સ. ૮૪૦માં જ્યારે આચાર્ય શ્રી શાંતરક્ષિતનું તિબેટમાં દેહાવસાન થયું હતું ત્યારે તેમના મૃતદેહને 'સમયે–ગોમ્પા'ની પૂર્વ

દિશાની ટેકરી પર દાટવામાં (!) આવ્યો હતો અને તેના પર 'સ્તૂપ' ઊભો કરવામાં આવ્યો હતો. 'સ્તૂપ' શબ્દ વૈદિક કાળના 'યૂપ' (બલિદાનના પશુને બાંધવા માટેનો ખીલડો) શબ્દનો અપભ્રંશ છે. ભારતમાં આવેલી તાજમહાલ વગેરે મોગલકાલીન ઇમારતો તિબેટના સ્તૂપોની નકલ કહી શકાય.

અહીંથી રસ્તાની ડાબી બાજુ પરની કરનાળી નદીને જમણે કિનારે પ્રાચીન કાળની મોટી મોટી ભેખડ જોવામાં આવી. પ્રાચીન અવશેષોની શોધખોળ કરનાર વ્યક્તિને તેમાંથી ઘણું જાણવાનું મળે તેવું તે સ્થાન હતું. અમે બધા અહીંથી આગળ વધ્યા. આ રસ્તામાં 'દૂ' (જવ) અને 'દૂમા' (વટાણા) નાં લીલાંછમ ખેતરો થાકેલી આંખોને ઠંડક આપી રહ્યાં હતાં. કોઈ કોઈ જગાએ 'પનચક્કી (અનાજ દળવાની ઘંટી) જોવામાં આવી. એવું કહેવાય છે કે તિબેટમાં ખેતીવાડીની શરૂઆત ઈ. સ. પહેલી શતાબ્દિના પ્રારંભમાં રાજા 'પુદે-ગુર્ગ્યલ'ના સમયમાં થઈ હતી.

આ માર્ગે એકાદ માઈલ આગળ વધ્યા હોઈશું એટલે 'ટોયો' નામનું ગામ આવ્યું. અહીં રસ્તાની જમણી બાજુએ લાલ રંગનો એક વિશાળ સ્તૂપ જોવામાં આવ્યો. તેની બહારની દીવાલો જર્જરિત થઈ ગઈ હતી. આ ભવ્ય સ્તૂપ જનરલ જોરાવરસિંહનું 'સ્મૃતિ-મંદિર' હતું. જનરલ જોરાવરસિંહ તે વખતના કાશ્મીરના રાજા ગુલાબસિંહના વિશ્વાસુ સેનાપતિ હતા. તેમણે ઈ. સ. ૧૮૪૦માં લદ્દાખ પ્રાંત જીતી લઈને ત્યાંથી આગળ કૂચ કરી પશ્ચિમ તિબેટનો ઘણો મોટો ભાગ કબજે કરી લીધો હતો. જીતેલા કૈલાસ-માનસરોવર પ્રાંતને કાશ્મીરના હિંદુરાજ્યની દેખરેખમાં રાખવાની રાજા ગુલાબસિંહની ઇચ્છા હતી, પણ જનરલ જોરાવરસિંહ તો સમગ્ર તિબેટને જીતવા ઇચ્છતા હતા. એવું કહેવાય છે કે જોરાવરસિંહે તીર્થાપુરીમાં પોતાનું પહેલવહેલું લશ્કરી થાણું, નાંખ્યું અને ૧૫૦૦ ચુનંદા સૈનિકો લઈને 'બરખા'ના મેદાનમાં ૧૦,૦૦૦ તિબેટી સૈનિકો સાથે ધમાસાણ યુદ્ધ કર્યું. તેમાં વિજય મેળવી ત્યાંથી કૂચ કરીને તાકલાકોટ સર કર્યો અને ટેકરી પરના કિલ્લા પર કાશ્મીરનો વિજયધ્વજ ફરકાવી દીધો. જોરાવરસિંહની એવી ઇચ્છા હતી કે શીતકાળ પૂરો થતાં પૂર્વ તિબેટ તરફ કૂચ કરી

સંપૂર્ણ તિબેટ જીતી લેવો. આથી તેમણે તાકલાકોટમાં પોતાના સહાયક સેનાપતિ શ્રી બસ્તીરામને સેનાનો હવાલો સોંપી, થોડાક સૈનિક સાથે લઈ પોતાની પત્નીને 'ગોરતોક' મુકામે પહોંચાડવા માટે વિદાય લીધી. પત્નીને પહોંચાડીને પાછા આવે તે પહેલાં તિબેટ સરકારને 'લ્હાસા'માં તેમની ગતિવિધિની ગંધ આવી જતાં તેણે ચીનના રાજાની મદદ માંગી. જોરાવરસિંહના તાકલાકોટ પહોંચતાં પહેલાં જ તિબેટ અને ચીનની મિશ્રસેના તાકલાકોટ પહોંચી ગઈ. આથી તાકલાકોટથી ૩ માઈલ દૂરના આ 'ટોયો' ગામ પાસે તેમને તે મિશ્રસેના સાથે ભયંકર યુદ્ધ થયું. તે પોતાની પૂરેપૂરી શક્તિથી લડ્યા અને ઘણી વીરતા દેખાડી. તે જોતાં તિબેટી લોકોને ખાતરી થઈ ગઈ કે જોરાવરસિંહ મોટો તાંત્રિક (ઇલમી) છે, તેની પાસે એવી કોઈ મહાન સિદ્ધિ છે કે બંદૂકની સીસાની ગોળી તેના શરીરનો સ્પર્શ પણ કરી શકતી નથી. છેવટે એક તાંત્રિક લામાના કહેવાથી થોડી સોનાની ગોળીઓ બનાવવામાં આવી અને તે લામાએ તે બધીને મંતરી આપી. ત્યાર પછી 'ટોયો' ગામના 'મકપોન' (પટવારી) ના મકાનની ખડકીમાંથી તે ગોળીઓ જોરાવરસિંહ પર છોડવામાં આવી. એક સોનાની ગોળીથી તેમનું મૃત્યુ થયું. એવું કહેવાય છે કે તેમના મૃત્યુ બાદ લગભગ અર્ધો કલાક સુધી તો કોઈ તિબેટી સૈનિક તેમના મૃતદેહ પાસે ય આવી શક્યો નહીં. તે લોકોને એવો ભય હતો કે રખેને એ જનરલ જાગી જાય અને બધા તિબેટી સૈનિકોને કાપી નાંખે ! એવું પણ કહેવાય છે કે જોરાવસિંહના મૃત્યુ બાદ તિબેટી લોકો મૃતદેહ પરથી વાળ, નખ વગેરે ઉતારીને લઈ ગયા. ત્યાર પછી તેમના દેહના ટુકડા કરીને તે પોતાને ઘેર લઈ ગયા અને ઘરમાં ટિંગાડ્યા. તિબેટી લોકોને એટલે સુધીનો વિશ્વાસ બેસી ગયો કે જોરાવસિંહ તાંત્રિક ( ઇલમી ) હોવાથી તેમના વાળ, નખ, હાડકાં ઘરમાં રાખવાથી કોઈ ભૂત, પ્રેત, ડાકણ, ખરાબ આત્મા વગેરે ઘરમાં પ્રવેશી નહીં શકે. કોઈ કોઈ તિબેટીનું તો ત્યાં સુધીનું કહેવું હતું કે તેમના માંસના ટુકડામાંથી ઘણા ય દિવસ સુધી લોહી ટપકતું રહ્યું હતું. તેમની ગુહ્યેન્દ્રિય અને થોડું માંસ હજી ય 'સિમ્બિલિંગ-ગોમ્પા' માં સાચવી રાખવામાં આવ્યાં છે. દર ત્રણ વર્ષે તે બધી વસ્તુઓ લોકોને જોવા માટે ખુલ્લી મુકવામાં આવે છે. જનરલ જોરાવરસિંહનો જમણો હાથ 'સિમ્બલિંગ-ગોમ્પા' ની પાસેના 'સાકયા-ગોમ્પા'માં સાચવી રાખવામાં આવ્યો

છે. તે કિલ્લા પરના 'ઝોંગ-પન' ( ગવર્નર ) ના મકાનની પૂર્વમાં આવેલા એક મકાનમાં જનરલ જોરાવરસિંહના નવ સિપાઈઓના માથાં અને હાથની આંગળીઓ પણ સાચવી રાખવામાં આવ્યાં છે. તિબેટી લોકો જોરાવરસિંહની બહાદુરીથી એટલા બધા તો પ્રભાવિત થઈ ગયા હતા કે તેમને 'સિંગી-ગેલબો,' 'સિંગીરાજા', 'સિંગબા' વગેરે માનવાચક નામોથી સંબોધન કરતા હતા. તેમની અજોડ શૂરવીરતાની સ્મૃતિરૂપે તિબેટી લોકોએ 'ટોયો' ગામમાં જે જગા પર તેમનું મૃત્યુ થયું હતું ત્યાં મોટો 'ચોરતેન' બાંધ્યો, જે આજ પણ જીર્ણ હાલતમાં હયાત છે. ( જુઓ ચિત્ર નંબર-૬૨ ).

'ટોયો' ગામ અને તેની બહારના ભાગમાં આવેલું જનરલ જોરાવરસિંહનું સમાધિમંદિર ( ચોરતેન ) જોયા બાદ હું ત્યાંથી આગળ ચાલ્યો. સૂર્યનો તાપ ધીમે ધીમે વધતો જતો હતો. પવન શાંત હતો, એટલે ચાલતાં ચાલતાં અંગે પરસેવો વળી રહ્યો હતો. લગભગ અર્ધો માઈલ આગળ વધતાં 'ગરુ-છૂ' નદી આવી. તેના પરના લાકડાના પુલ પર થઈ બે ફર્લાંગનું હળવું ચડાણ ચડીને જ્યારે હું 'ગરુ' ગામના પાદરમાં આવી પહોંચ્યો ત્યારે રસ્તાની જમણી બાજુ પરના એક કાચા મકાનની છાયામાં રાજદેવ, દામજીભાઈ, જગુભાઈ, જયંતીભાઈ અને ખાખીબાવા બેઠા બેઠા દૂધ પી રહ્યા હતા. ગુરુ ગામની એક તિબેટી સ્ત્રી લાકડાના વાસણમાં દૂધ લાવી હતી. દૂધ સસ્તું હોવાથી બધાએ જેટલું પીવાય તેટલું પીધું, બાકીનું થર્મોસમાં ભરી લીધું. તિબેટના ગામડામાં મોટે ભાગે બકરાં ને ઘેટાંનું દૂધ વેચાતું મળે છે. ચંવર ગાયનું દૂધ પણ મળી જાય છે. યાત્રીઓ પગપાળા આગળ વધી રહ્યા હતા. તેઓની સવારીના ઘોડા અને સામાનના ખચ્ચરો આગળ ચાલ્યાં ગયાં હતાં. ગુરુ ગામનાં ઘર પર લાલ અને સફેદ રંગના પટા પાડેલા હતા અને ઘણાં ઘર પર સફેદ ધજા-પતાકા ફરફરી રહી હતી. 'ટોયો' થી 'ગરુ' સુધીના રસ્તામાં જવ અને વટાણાનાં લીલાંછમ ખેતર જોવામાં આવ્યાં હતાં જેથી ચાલવામાં આનંદ આવ્યો હતો. હવે ગરુ ગામથી હળવું ચડાણ શરૂ થયું. આ રસ્તામાં પણ ધાન્યના લીલાંછમ ખેતર યાત્રાના થાકને હરી લેતાં હતાં. રસ્તામાં લાલ રંગના ત્રણેક 'ચોરતેન' જોવામાં આવ્યા. દૂર દૂર સુધી ફેલાએલી સપાટ ભૂમિમાં કેટલીક જગાએ નાનાં મોટાં નાળાં

જોવામાં આવ્યાં, જેમાં સ્વચ્છ પાણી વહી રહ્યાં હતાં. આ પાણી ખેતરોમાં જઈ રહ્યું હતું. સપાટ ભૂમિ પૂરી થતાં કઠિન ચડાણ શરૂ થયું. સવા માઈલના આ ચડાણને 'હરા–લાનું ચડાણ' કહેવાય છે. ચડાણ ચડતી વખતે આકાશમાં વાદળાં હોવાથી સૂર્યદેવ ઢંકાઈ ગયા, જેથી તાપ તદ્દન ઓછો થઈ ગયો. હવા ખુશનુમા અને ઉત્સાહવર્ધક હતી. 'હરા–લા'ની ટોચે પહોંચતાં ત્યાં ડાબી બાજુના વિશાળ પથ્થર પર ધજાઓ બાંધેલી હતી અને તેની નીચેના ભાગમાં 'લપ્ચે' (પથ્થરોનો ઢગલો) હતો. મેં ત્યાં પ્રણામ કરીને ઢગલામાં એક પથ્થર ઉમેર્યો. તિબેટી લોકો આમ કરવું પુણ્યનું કામ માને છે. આ હરા-લાની ટોચ પરથી મેં જ્યારે પાછું વળીને જોયું ત્યારે હું દૂર દૂરના પહાડપર્વતોનું પ્રાકૃતિક સૌંદર્ય જોઈને અવાક થઈ ગયો. નીચેની વિશાળ સપાટ ભૂમિ અને તેમાં વહેતાં પાણીનાં નાળાં, ત્યાંથી થોડે દૂરનું 'ગરુ' ગામ, ગરુ નદી, દૂરનું 'ટોયો' ગામ અને નીચે વહેતી કરનાળી નદી, નદીના જમણા કિનારા પરના પુરાતન પહાડો, ત્યાંથી ય થોડે દૂર ટેકરી પરનો 'સિમ્બિલિંગ–ગોમ્પા' અને તેની સામેની ટેકરી પરનો 'મખ્ખર' વગેરે આ 'હરા–લા'ની ટોચ પરથી સ્પષ્ટ દેખાતાં હતાં. થોડી વારે હું અહીંથી રવાના થયો. અર્ધોએક માઈલનું હળવું ચડાણ પૂરું કર્યા બાદ ઉતરાણ શરૂ થયું. આ ઉતરાણ લગભગ ૩/૪ માઈલનું જણાયું. અહીં સ્વચ્છ પાણીનું ઝરણું વહી રહ્યું હતું. તિબેટી લોકો તેને 'ખીરોક–છૂ' કે 'લાજે–છૂ' કહે છે. અહીં ઊભા રહી મેં પાછું વળીને જોયું તો કોઈ આવતું દેખાયું નહીં. મને થયું કે થાકેલા યાત્રીઓ સવારીના ઘોડાની રાહ જોતા રસ્તામાં ક્યાંક રોકાઈ ગયા હશે. મેં મારા પગમાંથી બૂટ અને મોજાં કાઢી નાખીને 'ખીરોક–છૂ' ઝરણું પાર કર્યું. ઘડિયાળમાં અગિયાર વાગી ચૂક્યા હતા. સૂર્યનારાયણ આકાશમાંથી આગ વરસાવી રહ્યા હતા. પવન પડી જવાથી હું પરસેવે રેબઝેબ થઈ ગયો હતો. અહીંથી દૂરના પહાડો પણ સ્પષ્ટ દેખાઈ રહ્યા હતા. આનું કારણ એ હતું કે તિબેટ ઘણી ઊંચાઈ પર આવેલો હોવાથી તથા તેની હવામાં રજકણો ન હોવાથી હવા સૂકી અને શુદ્ધ છે, જેથી અહીંની પાંચ માઈલ દૂરની વસ્તુ પણ નજીક દેખાય છે. વળી ભૂમિ વિશાળ અને ખુલ્લી હોવાથી બૂમ પાડીને કે તાળી પાડીને દૂરના માણસનું ધ્યાન પોતાની તરફ ખેંચી શકાતું નથી. આ માટે તો હાથનાં આંગળાં અને મુખ વડે જોરથી સીટી

વગાડવી પડે છે. જો પવન ઊલટી દિશામાં વહેતો હોય તો સીટીનો અવાજ સામા માણસને કાને પડતો નથી. તે વખતે હાથમાં રૂમાલ કે કપડું લઈને હવામાં ફરફરાવવું પડે છે.

અહીંથી બે માઈલનું ચડાણ ચડીને હું 'શિખતા' પહોંચ્યો અને ત્યાંથી સપાટ ભૂમિ પર ચીન સરકારે બનાવેલા કાચા મોટર-રસ્તે આગળ વધવા લાગ્યો. લગભગ બે માઈલનો પંથ કાપતાં મને મારી ડાબી બાજુના દૂરના નીચાણવાળા પ્રદેશમાંથી ઉપરાઉપરી સીટીઓના આવાજ સંભળાવા લાગ્યા. મેં ત્યાં ઊભા રહીને તે દિશામાં કુતૂહલભરી મીટ માંડી તો દૂર દૂરમાં યાત્રાસંઘના કીડીઓ જેવડા દેખાતા ઘોડેસવારો અને સામાનનાં ખચ્ચરો કોઈ બીજી જ દિશામાં જતાં જોવામાં આવ્યાં. આથી મને નવાઈ લાગી. મેં દૂરબીન વડે તે દિશામાં જોયું તો કીચ ખંપા મારી તરફ હવામાં કપડું ફરફરાવતા મને સંકેત કરી રહ્યા હતા કે હું પણ તેઓનું અનુસરણ કરું. હું ઝટ મોટરરસ્તો છોડીને યાત્રાસંઘ જઈ રહ્યો હતો તે દિશામાં નીચાણવાળી ભૂમિ ઊતરવા લાગ્યો. મેં અનુમાન કર્યું કે અમારો યાત્રાસંઘ દૂર દેખાતી લીલીછમ ભૂમિ તરફ જઈ રહ્યો હોવો જોઈએ, કારણ કે ત્યાં પશુઓ માટે ચારો મળી શકે તેમ હતું. લગભગ એકાદ માઈલ નીચાણમાં આગળ વધતાં મેં જોયું કે યાત્રાસંઘ વિષેનું મારું અનુમાન સાચું હતું. બધા યાત્રીઓ 'બુરકુ' ગામ તરફ જઈ રહ્યા હતા. રસ્તો હળવું ઉતરાણનો હોવાથી હું ઝડપભેર આગળ વધી રહ્યો હતો. હવે તો ઘોડાખચ્ચરોના ગળાની ઘંટડીઓ સંભળાવા લાગી. એકાદ માઈલ ચાલતાં હું યાત્રાસંઘની સાથે થઈ ગયો. ત્યારપછી અમે બધા ચાર ફર્લાંગની મજલ કાપીને લીલીછમ ભૂમિના કેવળ એક ઘરવાળા 'બૂરકુ' ગામમાં આવી પહોંચ્યા. તિબેટી લોકો આને 'પરખુ' પણ કહે છે. અહીં પાણીથી ચાલતી અનાજ દળવાની ઘંટી જોવામાં આવી. આ એક ઘરના ગામમાં પાંચ છ મહિલાઓ, દસબાર છોકરાં અને પાંચ પુરુષો રહેતાં હતાં. અહીં પણ સ્વચ્છ પાણીનું નાળું જવ અને વટાણાના ખેતરમાં વહી રહ્યું હતું. ઘરની પાછળની લીલીછમ ભૂમિ પર ત્રણ ચમરી ગાય, બે યાક અને એક ટાયડું ચરી રહ્યાં હતાં. ચોમેરનું દૃશ્ય આનંદદાયક જણાતું હતું.

૫૫

અમારો આજનો પડાવ અહીં નક્કી થયો હતો એટલે ખંપા નોકર ઝટ તંબૂઓ ને છોલદારી ઊભી કરવા લાગ્યા. થાકયાપાકયા યાત્રીઓ લીલાંછમ કૂમળાં ઘાસ પર લાંબા થઈને સૂર્યના તાપમાં શરીરના દુઃખતાં અંગો શેકવા લાગ્યા. થોડી વારમાં તંબૂઓ નખાઈ જતાં અને તેમાં યાત્રીઓના બિછાનાં પથરાઈ જતાં બહાર સૂતેલા યાત્રીઓ અંદર આવી આવીને બિછાના પર લાંબા થવા લાગ્યા. તેવામાં આકાશમાં વાદળાં ચડી આવતાં સૂર્યનારાયણ ઢંકાઈ ગયા અને ઠંડીનું પ્રમાણ વધી પડયું. યાત્રીઓ ગરમ ધાબળા ઓઢવા લાગ્યા. તાકલાકોટમાં એક રાત ઘરમાં વિતાવ્યા બાદ આજથી વળી પાછું તંબૂનું જીવન શરૂ થયું.

અહીંના પાણીના નાળાની ડાબી બાજુ પરની ટેકરી પર ખંડેર જેવો કિલ્લો દેખાતો હતો. તે વિષે કીચ ખંપાએ મને કહ્યું કે ઈ. સ. ૧૮૪૦માં કાશ્મીરના જનરલ જોરાવરસિંહે યુદ્ધસમયે તેને તોડી નાખ્યો હતો.

'ખુરકુ' ગામ તાકલાકોટથી લગભગ ૧૩ માઈલ દૂર છે અને તેની ઊંચાઈ ૧૪,૨૦૦ ફૂટ છે. અહીંની લીલીછમ ભૂમિ જોતાં ગઈ કાલના અર્ધા ભૂખ્યાં ઘોડાખચ્ચરો ટેસથી કૂમળું ઘાસ ચરવા માંડ્યાં. અર્ધો કલાક વિશ્રામ કરી લીધા બાદ યાત્રીઓ ઊઠ્યા અને તંબૂની બહાર આવ્યા. આકાશ તદ્દન સ્વચ્છ હતું અને સૂર્યનારાયણ પહેલાંની માફક તપી રહ્યા હતા. ઘડિયાળમાં ત્રણ વાગ્યા હતા. ચા માટે દૂધની જરૂર પડતાં આ ગામની તિબેટી સ્ત્રીને ધન આપ્યું એટલે તે બકરાં દોહવા ચાલી ગઈ. તેના ઘરમાં બે મોટા તિબેટી 'ખી' (કૂતરાં) મજબૂત સાંકળ વડે બાંધ્યાં હતાં. અમને જોતાં જ તે બેઉ મોટેથી ભસવા લાગ્યાં. આ સાંભળીને ઘરના બધાં નાનાંમોટાં લોકો બહાર આવ્યાં. બે સ્ત્રીએ કૂતરાંને બુચકારતાં તેઓની આંખો ઢાંકી દીધી, એટલે તે ચૂપચાપ બેસી ગયાં.

મેં અને ખાખીબાવાએ પાસેના સ્વચ્છ પાણીના નાળામાં સ્નાન કરી લીધું જેથી શરીર સ્ફૂર્તિલું થઈ ગયું. થોડીવારમાં ખાખીબાવાએ રસોઈની તૈયારી કરવા માંડી. ખંપા લોકો આજુબાજુમાંથી 'ડમા'

નામના કાંટાળા છોડ લઈ આવ્યા અને તેને સળગાવીને 'થૂકપા' અને 'જા' બનાવવા લાગ્યા. તિબેટી લોકો આ 'જા' નામના પીણામાં ચાની ભૂકી, દૂધ, સાકર વગેરે નાખતા નથી પણ પાણીમાં 'બૉલ–ટી,' મીઠું અને માખણ નાખીને ઉકાળે છે. આવી 'જા' પીવાથી તિબેટના ઠંડા પ્રદેશમાં લોકોના સ્વાસ્થ્યને હાનિ પહોંચતી નથી. 'થૂકપા' નામનું તિબેટી ખાણું ઘેંશ જેવું પ્રવાહી હોય છે. જવના કે વટાણાના લોટના ગાંઠિયા વણી તેને મીઠાના ઉકળતા પાણીમાં નાખીને બાફવામાં આવે છે. તેમાં માંસના ટુકડા પણ નાખવામાં આવે છે. ત્યાર પછી તેમાં માખણ નાખવામાં આવે છે. આ ખાણું બીજી રીતે પણ થાય છે, જેમ કેઃ સત્તુ ( જવ અને વટાણાને શેકી તેને દળીને બનાવેલો લોટ ) અને માંસને પાણીમાં ઉકાળી તેમાં મીઠું અને 'છૂરા' ( સૂકું પનીર ) નાખી ફરીથી સારી રીતે ઉકાળવામાં આવે છે. જ્યારે આ મિશ્રણ પાતળી લાહી જેવું થઈ જાય ત્યારે તેને ગરમાગરમ ખાવામાં આવે છે.

તિબેટી લોકો મોટે ભાગે એક સાથે બેસીને જમતા હોય છે. અમારા ખંપા નોકર લોકો પણ ગોળાકાર બેસીને 'જા' અને 'થૂકપા' ખાઈ રહ્યા હતા. મેં એ જોયું કે આ લોકો ખાણું પીરસતી વખતે વાસણને હાથથી ન અડતાં સાણશી અને કડછીનો ઉપયોગ કરી રહ્યા હતા. ભોજનની વસ્તુને હાથથી અડકવી, તે વસ્તુને ટપી જવી ઇત્યાદિને તિબેટમાં અસભ્યતા ગણવામાં આવે છે. તિબેટી લોકો જે લાકડાના કટોરામાં 'જા' અને 'થૂકપા' જમી રહ્યા હતા તે ઘણા હલકા અને અંદરના ભાગમાં પૉલિશ કરેલા હતા. કોઈ કોઈ કટોરા અંદરથી ચાંદીના પતરા વડે મઢેલા હતા. આવા કટોરાને તિબેટમાં 'ફરૂ' કહે છે. દરેક તિબેટીના ઘરમાં આવા 'ફરૂ' હોય છે. નાની–મોટી સાઈઝના ફરૂ વેચાતા મળે છે. આ ફરૂ નેપાલના 'લીમી' પ્રદેશના તીલ, હલજે અને જંગ ગામોના કારીગર લોકો ભારતમાંથી ખરીદી લાવેલી એક વિશેષ પ્રકારના ઝાડની ગાંઠોમાંથી તૈયાર કરે છે અને મેંદી વડે અંદર પૉલિશ કરીને પછી તિબેટની મંડીઓમાં વેચવા મોકલે છે.

મદ્રાસી સ્વામી અને મિશ્રા માટે નોકર છીરીંગે આજે ઘઉંની રોટલી, બટેટાનું શાક અને અડદની દાળ બનાવી હતી. તૈયાર થયેલી આ રસોઈ તે બેઉ જણ પોતાના તંબૂમાં લઈ ગયા. થોડીવારે ખાખીબાવાએ મને સાદ પાડ્યો એટલે હું ફળાહાર કરવા માટે

રસોડાવાળી રાવટીમાં દાખલ થયો. આજે તેમણે મારા માટે શિંગોડાંના લોટના મોટાં મોટાં ભજિયાં બનાવ્યાં હતાં. ઉતાવળમાં તે બનાવવા જતાં થોડાં કાચાં રહી ગયાં હતાં, તેમ છતાં ય પ્રેમથી તૈયાર કરેલી આ ભોજ્ય વસ્તુને હું આનંદથી જમી ગયો.

હું ફળાહાર કરીને તંબૂની બહાર આવ્યો તો લીલા ઘાસ પર સૂતેલો કીચ ખંપાનો સફેદ રંગનો બીમાર ઘોડો જોવામાં આવ્યો. તેનું પેટ ફૂલી ગયું હતું અને મોઢામાંથી સફેદ ફીણ બહાર કાઢી રહ્યો હતો. કીચ ખંપા અને બીજા નોકર લોકો તેનું પૂછડું પકડીને તેને ઉભો કરવા પ્રયત્ન કરી રહ્યા હતા. તેના વિષે પૂછતાં કીચ ખંપા કહેવા લાગ્યા કે આ ઘોડો જલદી જલદી લીલું ઘાસ ચરતાં તેમાંનો કોઈ ઝેરી કીડો ખાઈ ગયો છે, તેથી આવી દશા થઈ ગઈ છે. આ ઘોડા વિષે કીચ ખંપા આગળ કહેવા લાગ્યા, "આ પશુ મારી સાથે પાંચ વાર કૈલાસયાત્રા કરી આવ્યું છે. હવે તો ઘરડું થઈ ગયું છે. મેં તેને આ વખતે એ માટે સાથે લીધું છે કે કૈલાસની છેલ્લી યાત્રા તે કરી લે. એ દરમિયાન જો કૈલાસની પવિત્ર ભૂમિમાં મરી જાય તો તેનો ઉદ્ધાર થઈ જાય." આ બિચારા પ્રાણીની આવી દયનીય હાલત જોતાં મદ્રાસી સ્વામી હોમિયોપથીની ત્રણચાર નાની ગોળીઓ લઈ આવ્યા અને કીચ ખંપાની મદદથી તે પ્રાણીના મુખમાં નાખી, પણ તેનાથી તેને કાંઈ ફેર પડ્યો નહીં. માણસ માટેની દવા પશુપક્ષીને અપાતી હશે કે કેમ? તે પ્રશ્ન મારા મગજમાં ઘોળાવા લાગ્યો. આ વિષે તૂર્કમિજાજી મદ્રાસી સ્વામીને પૂછવું નકામું હતું, જેની હું મૂગો જ રહ્યો.

ત્યાંથી હું મોટા તંબૂમાં આવ્યો તો ગોળવાળા ભગતજીને પોતાના બિછાનામાં બેઠેલા જોયા. મેં તેમને કહ્યું, "ઘણા દિવસથી તમે બિચારી ઢોલકીને થેલામાં ગોંધી મૂકી છે, તો હવે તો તેને બહાર કાઢો." મારા આ શબ્દોથી તેમને ચાનક ચડી એટલે તેમણે ઢોલકી અને કરતાલ બહાર કાઢ્યાં અને પગમાં ઝાંઝરા બાંધીને નાચતા નાચતા ધૂન ગાવા લાગ્યા.

"હર હર શિવ શિવ ભોલા, જય મહાદેવ." થોડી વારમાં તો તે નાચતા નાચતા તંબૂની બહાર નીકળ્યા. ઢોલકનો અવાજ સાંભળીને બુરકુ ગામનાં સ્ત્રી–પુરુષ એકઠાં થઈ ગયાં અને ભગતજીને વિસ્મય

પામતા જોવા લાગ્યાં. એ જોઈ મને રાજદેવ ધીમેથી કહેવા લાગ્યા, "આ ભગત આજે કસમયે ઓચિંતા કેમ રંગમાં આવી ગયા છે?" મેં હસતા હસતા તેમને જવાબ આપ્યો, "આપણે બધા અત્યારે આ 'કિંપુરુષ દેશ'માં છીએ. અહીંના લોકોને ધર્મગ્રંથોમાં કિન્નરો કહ્યા છે, જે નાચવાના ઘણા શોખીન હોય છે. આથી આપણા ભગતજીને આ દેશની હવાની અસર શરૂ થઈ ગઈ છે." મારી વાત સાંભળી રાજદેવ હસતા હસતા મારા કાન પાસે આવીને મને કહેવા લાગ્યા, "પણ આ અસર તેને રાજકોટ સુધી ન રહે તો સારું, નહિતર ઘરવાળી તેની 'ખબર લઈ લેશે' હો." ભગતજીને નાચતાં જોઈને રાજદેવે ત્યાં ઉભેલી તિબેટી સ્ત્રીઓને તિબેટી ગરબા ગાવા વિનંતી કરી. જો તે લોકો સારો ગરબો ગાય તો તે બધાને ઇનામ આપવાનું અને મીઠાઈ વહેંચવાનું જાહેર કર્યું. આ સાંભળીને ઘરની બધી સ્ત્રીઓ અને છોકરીઓ વર્તુળાકાર ગોઠવાઈ ગઈ અને લહેકાથી તિબેટી લોકગીત ગાવા લાગી. આપણા ગુજરાતી ગરબાને મળતું આ નૃત્યગીત હતું. ડીચ ખંપાએ મને કહ્યું કે આ ગીત 'ગુરુ પદ્મસંભવ'ની મહત્તાનું છે. તિબેટમાં 'ગુરુ પદ્મસંભવ, ભગવાન માફક પૂજાય છે. તે ભારતના હતા અને રાજા ઇંદ્રબોધિના પુત્ર હતા. આચાર્ય શાંતરક્ષિતના તે વિદ્વાન બનેવી હતા. તે તંત્રમંત્રના ઘણા જાણકાર અને કેટલીક અલૌકિક સિદ્ધિઓવાળા હોવાથી આચાર્ય શાંતરક્ષિતે તેમને તિબેટમાં બૌદ્ધ ધર્મનો પાયો મજબૂત કરવાના ઇરાદાથી તિબેટમાં બોલાવ્યા હતા. તેમને પ્રાપ્ત સિદ્ધિઓના ચમત્કારોથી તિબેટી લોકો એટલા બધા પ્રભાવિત થયા કે ભગવાન બુદ્ધ કરતાં ય વધારે શ્રદ્ધા–ભક્તિથી તેમને પૂજવા લાગ્યા. તિબેટમાં ભાગ્યે જ કોઈ એવું ઘર હશે જેમાં તેમની મૂર્તિ કે ચિત્રની પૂજા થતી ન હોય. તિબેટી લોકો તેમને 'પેમાજુને,' 'પેમાગુરુ,' 'ગુરુ–રિમ્પોછે,' 'લોબાન–રિમ્પોછે,' વગેરે શુભ નામોથી સંબોધે છે. તેમના સંપ્રદાયના લોકોને 'ગિંગમાપા' કહે છે. તે લોકો લાલ ટોપી પહેરે છે અને તાંત્રિક–સાધના કરે છે.

અમે બધા ભારતીય છીએ એ જાણીને બુરકુની આ બધી મહિલાઓએ 'ગુરુ પદ્મસંભવ'નું આ ગીત ગાવું શરૂ કર્યું હોવું જોઈએ એમ મને લાગ્યું. ગીત ઘણું ભાવવાળું હતું અને એકસ્વરે ગવાતું હોવાથી મધુર લાગતું હતું. આ ગીતને મેં મારી નોંધપોથીમાં આ પ્રમાણે લખી લીધું :—

'ગ્યાગર છોજી ગ્યાઓ, મેંધો ન્યાંને ડુંગજો
ધાવા ગોંધી મેંધો, ન્યાંગને કેંજો ગ્યાંધા,
યાંગા કા દે જોં........
ગેલુ ગાંમા રીંગઝમ, છીપજીંગ ચ્યાજી એલો,
નમગે છયાલા ગ્યોસ........
ગ્યાગર છોજી ગ્યાઓ, મેંધો ન્યાંને ડુંગજો.... '

તિબેટી ભાષામાં 'ગ્યાગર' એટલે હિંદુસ્તાન. ખંપા લોકોને મેં આ ગીતનો અર્થ પૂછતાં તેઓએ સારાંશ કહ્યો કે "ભારતદેશમાં એક એવા મહાપુરુષ થયા છે, જે કમળમાંથી ઉત્પન્ન થયા છે.' તે લોકોનું કહેવું સાંભળીને મને ખાતરી થઈ ગઈ કે આ ગીત 'ગુરુ પદ્મસંભવ'નું જ છે, કારણ કે તે નામનો અર્થ (પદ્મ=કમળ, સંભવ=ઉત્પન્ન થવું) આ ગીતમાં હતો. નૃત્યગીત પૂરું થતાં રાજદેવે ખુશ થઈને તે બધી ય મહિલાઓને થોડું નાણું અને મીઠાઈ વહેંચ્યાં.

થોડી વારે ત્યાંથી એક તિબેટી મહિલા પસાર થઈ. ટોપલામાં શેકેલાં ધાન્ય લઈને તેને દળાવવા માટે તે ક્યાંક જઈ રહી હતી. આ ધાન્યને તે ક્યાં જઈને દળાવશે એવું તેને પૂછતાં તે કહેવા લાગી કે અહીંથી નજીકના 'લાજે-કેપ' નામના ઝરણામાંથી આવતા નાળા પાસે પાણીથી ચાલતી અનાજ દળવાની ઘંટી છે, ત્યાં તે જઈ રહી છે. પાણીનું તે નાળું એક માઈલ નીચે જઈને 'દુંગમર' નામના ગુફાગામ પાસે વહેતી કરનાળી નદીમાં મળી જાય છે.

જોતજોતાંમાં તો વાયરા ફુંકાવા શરૂ થયા, એટલે અમે બધા અમારા તંબૂઓમાં ઘૂસી ગયા. તંબૂઓ અને છોલદારી હચમચવા લાગ્યાં. વરસાદના થોડાં ફોરાં પડ્યાં અને બંધ થઈ ગયાં. ઠંડીનું પ્રમાણ થોડી વારમાં જ વધી ગયું. કૈલાસપતિની કૃપાથી થોડી વારમાં જ વાયુદેવ અને વરુણદેવ શાંત થઈ ગયા એટલે અમે બધાએ સંતોષનો શ્વાસ લીધો. સાયંકાળની આરતી અને સ્તુતિ કર્યા બાદ આજે બધા વહેલા વહેલા બિછાનામાં ઘૂસી ગયા, કારણ કે આ સ્થાન ૧૪,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હોવાથી તેમજ આજુબાજુ પાણીનાં નાળાં અને ખાબોચિયાં હોવાથી અહીં તાકલાકોટ કરતાં ઠંડીનું પ્રમાણ વધારે હતું.





## —: 'ગુર્લા–છૂ' ને કાંઠે :—

તારીખ ૨૭ જૂન ને મંગળવાર હતો. સવારના પહોરમાં રાજદેવ છોલદારીમાં આવીને ખાખીઆવાને ઉઠાડી ગયા એટલે બાવાજી ચાની તૈયારી કરવા લાગ્યા. યાત્રીઓ પણ ધીમે ધીમે ઊઠવા લાગ્યા. ઠંડી કડકડતી હતી. ખંપા લોકો પોતાની રાવટીમાં બેસીને 'ડમા'ના કાંટાળા છોડનું તાપણું તાપી રહ્યા હતા. પવનના ઝપાટાને લીધે અગ્નિની જ્વાળા બૂઝાઈ જતાં તે લોકો ચામડાની નાની ધમણ વડે હવા નાખીને પાછો અગ્નિ પેટાવતા હતા. તિબેટની યાત્રામાં આવી ધમણ ઘણી જરૂરી હતી. પુરંગની ખીણમાં વસેલા તિબેટી લોકો કોલસા માટે 'ચંગમા' નામના છેડવાનો ઉપયોગ કરે છે એવું મેં એક ભોટિયા વેપારી પાસેથી સાંભળ્યું હતું. બધા યાત્રીઓ ચા–પાણી અને શિરામણ કરી લીધા બાદ અહીંથી કૂચ કરવાની તૈયારી કરવા લાગ્યા. ખંપા નોકર લોકોએ યાત્રીઓનાં બિછાનાં બાંધી લીધાં અને રસોડાનો સરસામાન પેક કરી નાખ્યો. ત્યાર પછી તંબૂ અને રાવટીઓ છોડવા લાગ્યા. આજે સવારીના ઘોડા અને સામાનનાં ખચ્ચરો આજુબાજુમાં દેખાતાં નહોતાં. આ વિષે કીચ ખંપાને પૂછતાં જવાબ મળ્યો કે ગઈ રાતે ઠંડીને લીધે બધા નોકરચાકર ધાબળા ઓઢી ઓઢીને સૂઈ ગયા હતા જેથી ચારો ચરતાં પશુઓનું કોઈ ધ્યાન રાખી

શક્યુ' નહીં. ચરતાં ચરતાં બધાં પશુ ક્યાં ચાલ્યાં ગયાં હશે, કોને ખબર ? થોડી વારે કીચ ખંપાએ ચિડાઈને બધા નોકરને બૂમ મારી અને પશુઓની શોધમાં બધાને અલગ અલગ દિશામાં મોકલી આપ્યા. કાલે બીમાર પડી ગયેલો પેલો ધોળો ઘરડો ઘોડો પણ આજે ક્યાંય દેખાતો ન હતો. ઘોડાખચ્ચર ગૂમ થઈ જવાં એ અમારા બધા માટે એક નવી આફત હતી. અમે તો બાંધેલા બિસ્તરા પર તડકામાં બેસી આ અણધારી મુસીબત જલદી કેમ કરી ટળે તે વિષે વિચાર કરવા લાગ્યા. લગભગ પોણા કલાક બાદ દૂર ઉત્તર દિશામાંથી ઘોડા-ખચ્ચરના ગળામાં બાંધેલી ઘંટડીઓના રણકાર આવવા લાગ્યા. આ સાંભળતાં અમે બધા ચોંકીને ઊભા થયા અને અવાજની દિશામાં મીટ માંડી તો જણાયું કે ખંપા નોકર લોકો બધાં પશુઓને લઈને અમારા તરફ આવી રહ્યા હતા. એ જોઈ બધા લોકોના 'શ્વાસ હેઠા બેસી ગયા.' થોડી વારે બધા પશુ આવી પહોંચ્યાં. બીમાર ઘોડો ખોડંગાતો ખોડંગાતો અમારા તરફ આવી રહ્યો હતો. કીચ ખંપાએ આ 'બુરકુ' ગામના એક તિબેટી માણસને બીમાર ઘોડાને સાચવવાની જવાબદારી સોંપી. આ માટે તેને ત્રણ રૂપિયા આપ્યા અને જણાવ્યું કે અમે જ્યારે કૈલાસ પ્રદક્ષિણા પૂરી કરીને પાછા ફરીશું તે દરમિયાન જો આ ઘોડો સારો થઈ જશે તો તને કંઈક વધારે નાણાં આપીશું. તે તિબેટી માણસે કીચ ખંપાની આ વાત માની લીધી. ખંપા નોકર લોકો બધા યાત્રીઓનો સરસામાન ઘોડાખચ્ચર પર બાંધવા લાગ્યા. આ જોઈને બુરકુ ગામના લોકો ત્યાં એકઠા થઈ ગયા. ઠંડીને લીધે નાનામોટા બધાએ ઘેટાંના ચામડાના 'ભકકૂ' પહેર્યા હતા અને પગમાં ઘૂંટણ સુધીના સૂતરાઉ 'થકલ્હમ' પહેર્યા હતા. મહિલાઓએ માથા પર ચામડાના ટોપ ધારણ કર્યા હતા.

ઘડિયાળમાં સાત વાગ્યા એટલે અમે કૈલાસપતિ મહાદેવના જયકાર કરતા અહીંથી આગળના પંથે પડ્યા. તિબેટી લોકોએ અમારા તરફ હાથ હલાવતાં અમારી કઠિન યાત્રાની સફળતાની શુભ કામના કરી. અમે પણ તે બધા તરફ હાથ હલાવવા લાગ્યા. તે જોઈ બધા લોકો ખિલખિલ હસવા લાગ્યા. કેવા નિર્દોષ હસમુખા માણસો !

હું, ખાખીબાવા અને દામજીભાઈ પગપાળા આગળ ચાલવા લાગ્યા, જ્યારે બીજા યાત્રીઓ ઘોડેસવાર થઈને અમારું અનુસરણ

કરવા લાગ્યા. સૌથી પાછળ પાંચે ય ખંપા લોકો સામાનનાં ખચ્ચરો હાંકતા આવી રહ્યા હતા. એવામાં કૂતરાના ભસવાનો અવાજ કાને પડતાં મેં તે દિશામાં પાછું વળીને જોયું તો પેલો કાળો ને પાતળો બંગાળી યુવક અમારી તરફ આવતો જોવામાં આવ્યો. મેં તેને હાથ વડે સંકેત કરીને જણાવી દીધું કે અમારી પાછળ પાછળ ચાલ્યો આવ. આગળના મુકામે બધી વાતચીત કરીશું.

થોડું આગળ ચાલતાં ખાખીબાવા અને દામજીભાઈ કઠિન ચડાણ જોતાં ઊભા રહી ગયા અને મને કહેવા લાગ્યા કે તે બેઉ હવે કીચ ખંપા સાથે ધીમે ધીમે આગળ વધશે. આ સાંભળી હું એકલો પંથે પડ્યો. સીધું ચડાણ શરૂ થયું. નાની એવી કેડી પૂર્વ દિશા તરફ જતી હતી. હું તે પકડીને ચડાણ ચડવા લાગ્યો. બેએક માઈલનું આ ચડાણ પૂરું થતાં ઉપરના ભાગમાં કાચો મોટરરસ્તો જોવામાં આવ્યો. ગઈ કાલે હું તે રસ્તો પકડી 'બુરકુ' તરફ આવ્યો હતો તે મને યાદ આવ્યું. અહીં ઊભા રહી મેં પાછું વળીને જોયું તો દૂર નીચાણવાળા ભાગમાં અમારો કાફલો જોવામાં આવ્યો. તે બધા મારી દિશામાં ધીમે ધીમે ચડાણ ચડી રહ્યા હતા. અહીંથી ચારે બાજુનું દૃશ્ય સુંદર જણાતું હતું. સવારનો મંદ મંદ વહેતો શીતળ વાયુ દેહમાં નવું જોમ ભરી રહ્યો હતો. અહીંથી હું કાચો મોટરરસ્તો પાર કરીને ઉત્તર દિશા તરફ શીઘ્ર આગળ વધવા લાગ્યો. અત્યારે હું લગભગ ૧૫,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હતો. માર્ગમાં એક જગાએ જમણા હાથ તરફથી વહેતી 'બલઢક-છૂ' નામની સ્વચ્છ જળવાળી હિમસરિતા જોવામાં આવી. તેના બન્ને કિનારા પરની ભૂમિ સપાટ અને લીલાંછમ ઘાસવાળી હતી. અહીંથી ચોમેરનું નૈસર્ગિક દૃશ્ય પણ ઘણું આકર્ષક હતું. આથી હું અહીં વિશ્રામ કરવાના હેતુથી બેઠો. ઘાસ એવું તો કૂમળું હતું કે મને તેના પર સૂઈ જવાનું મન થઈ ગયું. સૂર્યભગવાનના સોનેરી મૃદુ કિરણો આ આખા સુંદર પ્રદેશમાં જાણે પ્રાણ પૂરી રહ્યાં હતાં. મને અહીં સ્નાન, ધ્યાન વગેરે નિત્યકર્મ કરી લેવાનું મન થતાં હું કપડાં ઉતારીને આ નદીના ઠંડાગાર જળમાં પ્રવેશ્યો.

આ 'બલ્ઢક-છૂ' (બલ્ડક-છૂ) પાસેનો જે કાચો મોટરરસ્તો ચીની ફોજે પોતાની અવર-જવર માટે બનાવ્યો હતો તે અહીંથી

વાયવ્ય ખૂણા તરફ નાનો વળાંક લેતો ઉત્તર દિશામાં આગળ વધીને 'માનસરોવર' પાસેના 'છેતી-છૂ' નામના સ્થાન પાસે થઈ ત્યાંથી 'ચ્યૂ–ગોમ્પા'ના નીચાણવાળા ભાગમાં થઈને કૈલાસની તળેટીના 'દરચેન' ગામમાં પહોંચે છે. આ રસ્તો પકડતાં માનસરોવરનો કિનારો દૂર રહી જાય છે, રાક્ષસતાલને કિનારે કિનારે આગળ વધવું પડે છે. ચીની સૈન્યના આ મોટરમાર્ગને 'થોકચેન–તાકલાકોટ માર્ગ' કહે છે. આ રસ્તે મોટર દ્વારા તિબેટના પાટનગર 'લ્હાસા' જઈ શકાય છે. 'દરચેન મંડી'થી એક મોટરરસ્તો 'ગોરતોક,' રુદોક થઈ લદ્દાખ તરફ જાય છે. અમારો યાત્રાસંઘ 'બલ્ઢક–છૂ'થી 'ગૌરી ઉડ્યાર' થઈ 'ગુર્લા–લા' પાર કરીને આવતી કાલે માનસરોવરને સુરમ્ય કિનારે પહોંચવાનો હતો, કારણ કે આવતી કાલે 'વટસાવિત્રી પૂર્ણિમા'નો શુભ દિવસ હતો. પૂનમને દિવસે પવિત્ર માનસરોવરમાં સ્નાન, તેને તીરે ધ્યાન–ભજન વગેરેનું ધર્મગ્રંથોમાં ઘણું માહાત્મ્ય વર્ણવ્યું છે.

હું 'બલ્ઢક–છૂ'માં સ્નાન કરી અને તેના રમ્ય તીરે જપ–ધ્યાનમાં કેટલોક સમય વીતાવી જ્યારે ઊભો થઈને ગરમ વસ્ત્રો પહેરી રહ્યો હતો તેવામાં મેં દૂરના મોટરમાર્ગ પર ખાખીબાવા અને દામજીભાઈને આગળ વધતા જોયા. એટલે મેં તેમને બૂમ પાડીને જણાવ્યું કે તે માર્ગે જવાનું નથી, આ તરફ આવો. તે બેઉ 'ધૂની' માણસોએ મારી વાત માની નહીં અને આગળ ચાલવા માંડ્યા. ભાગ્યજોગે તે રસ્તા પાસે જ તે બેઉને યાત્રાસંઘનો ભેટો થઈ ગયો તેથી તે લોકો અવળા માર્ગે ન જતાં યાત્રાસંઘની સાથોસાથ હું જ્યાં ઊભો હતો ત્યાં આવી પહોંચ્યા. પોતાની ભૂલ માટે તે બન્નેએ મારી માફી માગી.

બધા યાત્રીઓએ નદીના તટ પરની લીલીછમ ભૂમિ પર બેસીને થોડો વિશ્રામ કર્યો અને પછી જળપાન કર્યું. ત્યાર પછી અમે બધા લોકો અહીંથી એકસાથે રવાના થયા. 'બલ્ઢક–છૂ'ને પાર કરીને તેને જમણે કિનારે આવ્યા. અહીંથી હળવું ચડાણ શરૂ થયું. હું પહેલાંની માફક શ્વાસે શ્વાસે 'મહામંત્ર'નો જપ જપવા લાગ્યો. વાયુમંડળ શાંત અને વિશુદ્ધ હતું. દોઢ માઈલનું આ ચડાણ પૂરું થતાં રસ્તાની ડાબી

બાજુ પર ત્રણ 'લપ્ચે' (પથ્થરોના ઢગલા) જોવામાં આવ્યા. મેં તે ભૂમિને પ્રણામ કરી તે દરેકમાં એક એક પથ્થરનો ઉમેરો કર્યો. તિબેટમાં આ પ્રમાણે કરવું પુણ્યનું કાર્ય માનવામાં આવે છે. કીચ ખંપા અને ખંપા નોકર લોકો આ 'લપ્ચે' પાસે આવી પહોંચતાં ઉત્તર દિશામાં પોતાના બન્ને હાથ ઊંચા કરી કરીને મોટેથી 'સો.... સો....સો....' આ પ્રમાણે બોલવા લાગ્યા. આ જોઈને મને ઘણી નવાઈ લાગી. મેં કીચ ખંપાને આ વિષે પૂછતાં તે કહેવા લાગ્યા કે તિબેટી ભાષાનો આ શુભ શબ્દ ઈશ્વરનો વાચક છે. આ પવિત્ર શબ્દો સાંભળીને ઈશ્વર પ્રગટ થઈ જાય છે. આ પુનિત ભૂમિમાં આ પ્રમાણે મંગળવાણી ઉચ્ચારવાનું કારણ એ છે કે અહીં સુધીના કૈલાસયાત્રાના માર્ગમાં આ પવિત્ર ભૂમી પરથી જ યાત્રીને ઉત્તર દિશામાં આવેલા પુણ્યગિરિ કૈલાસના પ્રથમ સ્પષ્ટ દર્શન થાય છે. યાંત્રાસંઘે અહીં સુધીની લાંબી ને દુર્ગમ યાત્રામાં હજી સુધી પવિત્ર કૈલાસના દૂરથી ય દર્શન કર્યા ન હતા એટલે અમે બધા તે જગા પર ઊભા રહીને ઉત્તર દિશામાં આંખો ફાડી ફાડીને જોવા લાગ્યા પણ ત્યાં આકાશમાં સફેદ અને કાળા વાદળાના ઢગ સિવાય બીજું કાંઈ દેખાતું ન હતું. આથી બધા ઘણા નિરાશ થઈ ગયા. મને થયું કે કૈલાસપતિ મહાદેવ આજે અમારી કસોટી કરી રહ્યા છે. અમે બધાએ ઉત્તર દિશામાં બે હાથ જોડીને શ્રદ્ધા–ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. અહીંથી દક્ષિણ દિશા તરફના 'લીપુ–લા', 'ટીંકર–લા' વગેરે હિમાચ્છાદિત પર્વતશ્રેણીનું સૌંદર્ય અનુપમ હતું. આખું વાયુમંડળ દિવ્ય અને શક્તિશાળી આંદોલનોથી કંપી રહ્યું હતું. 'ગહન ધ્યાન' માટે આ ભૂમિ અને આવું વાયુમંડળ ઉપયુક્ત હતું. ઓછા પ્રયત્ને ને શીઘ્ર મન એકાગ્ર થઈ જાય તેવું હતું. મને આ પવિત્ર વાતાવરણની અસર થવા લાગી. દિવ્ય ભાવનો ધીમો પ્રવાહ મારા દેહમાં સંચાર કરવા લાગ્યો. મને થયું કે ભલે મેં હજી સુધી પવિત્ર કૈલાસને નયનપથમાં કર્યા નથી, પણ તે પુણ્યપુંજ તો મને સ્નેહાળ દૃષ્ટિએ નિહાળી રહ્યા હશે ને. મેં તેમને હૃદયપૂર્વક સજળ નયને પ્રાર્થના કરી, 'गिरिराज स्वामी नयनपथगामो भवतु मे ॥'

અહીંથી સવા માઈલનું અંતર કાપીને જ્યારે હું ઊંચાણવાળા એક સ્થાન પર પહોંચ્યો ત્યારે ત્યાં 'લપ્ચે' જોવામાં આવ્યો. મેં ભક્તિપૂર્વક એક પથ્થર આ લપ્ચેમાં ઉમેર્યો. મને અહીંનું વાતાવરણ

પહેલા લચ્ચેવાળા સ્થાન કરતાં કંઈક વધારે શક્તિશાળી આંદોલનોથી વિકંપિત લાગ્યું. અહીં હું ઊભો રહીને ચોમેરનું પ્રાકૃતિક સૌંદર્ય નિહાળવા લાગ્યો એટલામાં ખાખીબાવા અને દામજીભાઈ આવી પહોંચ્યા. થોડી વારમાં સામાનનાં ખચ્ચરોને લઈને ખંપા નોકર લોકો પણ આવી ગયા. અમે બધા આ જગા પર આરામ કરવા માટે બેઠા. ખાખીબાવાએ માવાની મીઠાઈ કાઢી અને દામજીભાઈએ સૂકો મેવો કાઢ્યો. આ બન્ને ખાદ્ય વસ્તુઓ બધાને સરખે ભાગે વહેંચી દીધી. એટલામાં 'કૂંજો' નામનો અમારો ખંપા નોકર ઉત્તર દિશામાં આંગળી ચીંધી ઉમળાકાભેર મોટા સ્વરે બોલી ઊઠ્યો, "અરે, જુઓ જુઓ.... સામે 'ખંગ–રિમ્પોછે'નાં દર્શન થઈ રહ્યાં છે. આહા ! કેવું અદ્ભુત દૃશ્ય !" તેના આ શબ્દોની અમારા પર પહેલા તો ખાસ અસર થઈ નહીં, કારણ કે 'ખંગ–રિમ્પોછે' શબ્દ અમારા બધા માટે નવો જ હતો. જ્યારે 'છીરીંગ' નામના બીજા નોકરે અમને સમજાવ્યું કે તિબેટી ભાષામાં પવિત્ર કૈલાસને 'ખંગ–રિમ્પોછે' કહે છે ત્યારે અમારું 'હૈયું હાથ રહ્યું નહીં.' અમે બધાએ તે દિશામાં ઝીણી નજર કરી તો દૂર દૂર પવિત્ર કૈલાસના હિમમંડિત શિખરનો જાજ્વલ્યમાન ભાગ જોવામાં આવ્યો. અમે તે પુણ્યગિરિને છલકતાં નયને અને શ્રદ્ધા–ભક્તિભર્યા હૃદયે પ્રણામ કરવા લાગ્યા. ખંપા લોકો તો તિબેટી ભાષામાં ઉચ્ચ સ્વરે કંઈક પ્રાર્થના કરતા કરતા પવિત્ર કૈલાસને સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કરવા લાગ્યા. આ લોકોની તે દિવ્ય હિમગિરિ પ્રત્યેની ભક્તિ જોઈ અમે બધા તો ચકિત જ થઈ ગયા. એટલામાં પાછળ આવી રહેલા યાત્રીઓ આવી પહોંચ્યા અને પવિત્ર કૈલાસ તરફ બે હાથ જોડીને ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરવા લાગ્યા. આખું વાતાવરણ ભક્તિભાવથી જાણે તરબોળ થઈ ગયું. ખાખીબાવા રામાયણની ચોપાઈ ગાવા લાગ્યા, 'परम रम्य गिरिवर कैलासू । सदा जहाँ शिव–उमा निवासू ॥' આ સાંભળતાં મારા મુખમાંથી પણ રામાયણની ચોપાઈ સરી પડી :—

"सिद्ध तपोधन जोगीजन, सुर किन्नर मुनिवृन्द ।
बसहिं तहाँ सुकृति सकल, सेवहिं शिव सुखकंद ॥"

આ પ્રમાણે ગાઈ મેં મારી આંખો ઉઘાડી પવિત્ર કૈલાસ પ્રતિ દૃષ્ટિપાત કર્યો તો મને તેનું હિમશિખર જ્યોતિની માફક ઝળહળતું દેખાવા

લાગ્યું. વાદળાંના અષ્ટદલ કમળની કર્ણિકામાં હિમજ્યોતિ દિવ્ય પ્રકાશનું ચોમેર પ્રસરણ કરી રહી હતી. હું તેને નિર્નિમેષ નયને જોતો જ રહ્યો, બસ જોતો જ રહ્યો. એવામાં આંખોમાંથી અશ્રુધારા વહેવી શરૂ થઈ. તરત જ હું જમીન પર બેસી ગયો અને આંખો અચાનક બંધ થઈ ગઈ. મારી પીઠમાંના મેરુદંડમાં જાણે દેદીપ્યમાન વીજળીનો તાર ઉર્ધ્વગમન કરવા લાગ્યો, એટલે હું બાહ્યભાન વિસરી ગયો. અંતર્જગતમાં ચોમેર દિવ્ય પ્રકાશ જ પ્રકાશ અનુભવાવા લાગ્યો. આવી અવસ્થામાં હું આ 'લપ્ચે'-ની પાસેની પવિત્ર ભૂમિ પર કેટલો સમય બેઠો તેનું મને કાંઈ ભાન ન રહ્યું, પણ જ્યારે જાગ્રત અવસ્થામાં આવ્યો ત્યારે મેં જોયું કે તે ભૂમિ પર હું એકલો જ હતો. બીજા બધા યાત્રીઓ અનેખંપા નોકર લોકો ત્યાંથી ચાલ્યા ગયા હતા. મને તેની કશી ય ચિંતા ન હતી. કારણ કે હું નિર્ભય હતો. મેં ત્યાં બેઠા બેઠા ફરી પવિત્ર કૈલાસનાં દર્શન કર્યાં. આહા! કેવી અદ્ભુત દિવ્ય હિમજ્યોતિ! ઉપનિષદ્‌ની શુભ વાણી યાદ આવી:

" तमेव भान्तमनुभाति सर्वं,
तस्य भासा सर्वमिदं विभाति ॥ "

પવિત્ર કૈલાસના પ્રથમ દર્શને મને જે કાંઈ અંતઃપ્રેરણા થઈ તેને મેં કાવ્યરૂપે મારી નોંધપોથીમાં આ પ્રમાણે ઉતારી લીધી:—

" MOUNT KAILAS-FIRST SIGHT "

Purify my mind of all dross O' Lord
The abode of grace, the Shiva of Kailas,
The purest light is thy constituent Lord
Lighten the darkness inside my heart.
I may be immersed in thy glory divine
And let you shower, Lord, nectar fine.
Inside and out I may be with you
The love of whole universe you fill-in in me.
The protector of the world you are compassionate O' Lord,
The auspiciousness, the bliss but make me thy ward.

ત્યાર પછી હું આ પવિત્ર ભૂમિની થોડી રજને માથે ચડાવતો અને થોડી મોંમા મૂકતો ઊભો થયો. ચારે બાજુનું દૃશ્ય ચિત્તાકર્ષક હતું.

વાતાવરણ નિરવ અને આનંદદાયક હતું. અહીંથી હું ધીમે પગલે આગળ વધ્યો. રસ્તાના પ્રેરણાપ્રદ વાતાવરણનો અનુભવ કરતો કરતો હું જ્યારે બે ફર્લાંગનું અંતર કાપીને ચોમેર લીલાંછમ ઘાસવાળી અને તેમાં થઈને વહેતા સ્વચ્છ ઝરણાં વડે શોભી રહેલી સુખદ ભૂમિમાં આવી પહોંચ્યો ત્યારે મારું ચિત્ત અતિ પ્રસન્ન થયું. તિબેટી લોકો આ સ્થાનને 'સેકંગ' કહે છે. અહીંથી આગળ વધતાં મને એક જગાએ ઘોડાખચ્ચરોના પગના ડાબલાનાં કેટલાંક નિશાન જોવામાં આવ્યાં, એટલે હું તે નિશાને નિશાને ઝડપભેર આગળ વધવા લાગ્યો. આ પગદંડીના એક વળાંક પર મિશ્રા અને પેલા બંગાળી યુવકને ધીમે પગલે આગળ વધતા જોવામાં આવ્યા. તે બેઉ યાત્રી બીમાર હતા તેમ છતાં ય ભગવાનભરોસે ઊંધું ઘાલીને ચાલી રહ્યા હતા. હું તે બન્નેની સમીપ પહોંચી તેમના ક્ષેમખેમ પૂછી અને તેઓનો ઉત્સાહ વધારતો આગળ થઈ ગયો. થોડે દૂર જતાં ખાખીબાવા જોવામાં આવ્યા. તે પણ આજે તો ધીમે ધીમે ચાલી રહ્યા હતા. મેં અનુમાન કર્યું કે તે અત્યારે ઘણા થાકી ગયા હોવા જોઈએ. તેમની સંનિકટ પહોંચી જઈને મેં તેમના હાલહવાલ પૂછ્યા પણ કાંઈ પ્રત્યુત્તર મળ્યો નહીં. મેં તેમને બીજો પ્રશ્ન પૂછ્યો, "રામજી! અબ મંજિલ કિતની દૂર હૈ?" તેમણે મારી સામે ઉડતી નજર નાંખી અને એક શાયરી લલકારી,

"चलनेको चल रहा हूँ, मगर इसकी खबर नहीं ।
मैं हूँ सफरमें, या मेरी मंजिल सफरमें है ॥"

તેમના કહેવાનો ગૂઢાર્થ હું સમજી ગયો એટલે આ બાબતમાં વધારે 'છપ્પન છપ્પન' કર્યા વિના તેમનાથી આગળ નીકળી ગયો. લગભગ ૧¾ માઈલનું અંતર કાપીને વિશાળ અને પથરાળ પટવાળી 'ગુર્લા-છૂ' નદીની ભેખડ પાસે આવી પહોંચ્યો. અહીંથી જમણા હાથ તરફ દૂર મીટ માંડતાં ઘૂઘવાટા કરતી આ નદીને ડાબે કિનારે યાત્રાસંઘના બે તંબૂઓ અને બે રાવટીઓ જોવામાં આવ્યાં. તે જગાની પાસે ઘોડા ને ખચ્ચર ઊભાં હતાં. હું તે દિશામાં વળ્યો અને થોડી વારે આજના મુકામે આવી પહોંચ્યો. હું અને ખાખીબાવા હમેશાં રસોડાવાળી છોલદારીમાં અમારી પથારી કરતા હતા, આથી મેં તે છોલદારીમાં દાખલ થઈને જોયું તો મારી જગાએ રાજદેવે પથારી કરી હતી. આ જોઈ હું વિમાસણમાં પડી ગયો. દામજીભાઈ મને ધીમેથી કહેવા લાગ્યા

કે "આજે રસ્તામાં રાજદેવ અને ગોળવાળા ભગતને કંઈક 'ખટાખટ' થઈ છે જેથી તે બેઉ નોખા પડ્યા છે." મારે આમાં ઊંડા ઊતરવું નહોતું એટલે મેં મારી પથારી મોટા તંબૂમાં રાજદેવની જગાએ ફેરવી નાખી. ત્યાર બાદ હું તંબૂ પાસેની એક મોટી શિલા પર બેસીને આત્મચિંતન કરવા લાગ્યો. અહીંનું વાતાવરણ પણ મને સાધનાને અનુકૂળ જણાયું. સૂર્યના સખત તાપને લીધે હિમાચ્છાદિત પર્વતો પીગળવાથી 'ગુર્લા–છૂ' નદીમાં પૂર આવ્યું હતું અને ભયંકર ઘૂઘવાટા થઈ રહ્યા હતા. નાના મોટા પથ્થરો પણ ખડ ખડ અવાજ કરતા તેના વેગીલા જળ પ્રવાહમાં ઘસડાઈ રહ્યા હતા. આકાશ સ્વચ્છ હોય અને સૂર્ય તપતો હોય તો હિમપ્રદેશની નદીઓમાં દિવસમાં દસ વાગ્યા બાદ જળ ધીમે ધીમે વધવા લાગે છે. આથી જ યાત્રીઓએ અને વટેમાર્ગુઓએ વહેલી સવારે મુકામેથી નીકળીને વહેલા વહેલા નદીઓ પાર કરી બીજા મુકામે પહોંચી જવું પડે છે. જો મોડું થયું તો આવી જળભરી નદીને કાંઠે જ એક દિવસ ભાંગવો પડે છે.

હું બેઠો હતો ત્યાં જયંતીભાઈ આવી ચઢ્યા અને મને ખોટું ન લાગે તે પ્રમાણે વેપારીની ભાષામાં ધીમેથી કહેવા લાગ્યા, "જો અવાર-નવાર આપનો ફળાહાર ઘીમાં બને તો ગરબ્યાંગથી લાવેલું ઘી ખૂટી જાય." હું તેમના કહેવાની મતલબ સમજી ગયો, કારણ કે એ ત્રણ દિવસથી આ વિષેની માંહોમાંહે 'ઘુસપુસ' ચાલતી હતી, પણ તે મારા કાન સુધી પહોંચી નહોતી. મેં જયંતીભાઈને સ્પષ્ટ કર્યું કે "મહિનો દિવસ ચાલે તેટલું ઘી કાંઈ કેવળ મારે લીધે જલદી ખૂટી તો ન જાય. તેમ છતાંય તમને એમ લાગે તો હું મારી પાસેના શિંગોડાંનો સત્તુ, અલમોડાની મીઠાઈ વગેરેથી ઘણી ખુશીથી ચલાવી લઈશ, માટે હવે ચિંતા ન કરો." આ સાંભળી સંતોષ પામી તે ત્યાંથી તંબૂમાં પાછા ગયા એટલે મને સહેજે વિચાર આવ્યો કે આવી શુભ યાત્રામાં અર્થસંપન્ન વ્યક્તિની આવી ક્ષુદ્ર મનોવૃત્તિના પ્રદર્શનનું મુખ્ય કારણ તિબેટની ઊંચી ભૂમિ, પાતળી અને ઓછા ઑક્સિજનવાળી હવા તેમ જ થાક અને ભૂખ છે, નહિતર કાંઈ દરીયાવ દિલનો તે સહયાત્રી મારી જેવા સાધુપુરુષની ભિક્ષા બાબતમાં તે વળી આવું સંકુચિત મન રાખે ખરો! ખેર! આ પ્રસંગ બાદ આખી યાત્રામાં મેં સહયાત્રીઓના ઘીનો ક્યાંય ઉપયોગ કર્યો નહીં.

અમે જ્યાં આજનો પડાવ કર્યો હતો તે જગાને તિબેટી લોકો 'સુવા ચકતક' કહે છે. આ વિષે ક્રીચ ખંપાએ સમજાવ્યું કે તિબેટી લોકો દૂધ દોહવા માટે અને દૂધ રાખવા માટે લાકડાનું જે મોટું ને ગોળાકાર વાસણ ઉપયોગમાં લે છે તેને 'ચકતક' કહે છે. આ સ્થાન તેવા વાસણના આકારનું હોવાથી આનું નામ આવું પડયું છે. મેં જોયું કે આ જગા ચારે બાજુએ ઊભેલા નાના મોટા પહાડપર્વતોથી ઘેરાએલી અને 'ચકતક'ના આકારની હતી. અહીં 'ડમા' નામના કાંટાવાળા છોડ વિપુલ પ્રમાણમાં મળી શકતા હોવાથી ખંપા નોકર લોકો તે બળતણ વડે ગરમ ગરમ રસોઈ બનાવવા લાગ્યા. આજે મિશ્રા સ્વસ્થ દેખાતા હતા. પેલા બંગાળી યુવકને ક્રીચ ખંપાએ પોતાની રાવટીમાં આશ્રય ને ભોજન આપ્યાં. તેને હજી હાડમાં થોડો તાવ હતો, તેથી તે જમી અને તરત જ ટૂંટિયું વાળીને સૂઈ ગયો. હું 'ગુર્લા-છૂ' નદીમાં સ્નાન કરીને પાછો આવ્યો તે દરમિયાન બધા યાત્રીઓ ભોજનથી પરવારી ગયા હતા. આજે કોણ જાણે કેમ બધાના 'તોબરા ચડ્યા હતા.' કોઈ કોઈની સાથે બોલતું નહોતું. આ બધું જોઈ મને લાગી આવ્યું, પણ મેં કોઈને વતાવ્યા નહીં. 'भगवान सबका भला करेगा.' હું ચુપચાપ મારો ફળાહાર આટોપીને ક્રીચ ખંપાની રાવટીમાં દાખલ થયો. બધા ખંપા લોકો એકબીજા સાથે 'ટોળટપ્પા' કરી રહ્યા હતા. મને આવેલો જોતાં તેઓએ વાત બદલી અને ચૂલો તાપવા લાગ્યા. મેં ક્રીચ ખંપાને કહ્યું કે, "આજે આ બધા ખંપા નોકરને કહી દેજો કે રાત્રે જાગતા રહે અને ચરતાં પશુઓનું બરાબર ધ્યાન રાખે, નહિતર ગઈ રાતની માફક જો પશુઓ ક્યાંક ચાલ્યાં ગયાં તો મુસીબતમાં મૂકી દેશે." મારી વાત સાંભળીને ક્રીચ ખંપા મને કહેવા લાગ્યા, "આ સ્થાનમાં તિબેટના 'ઝોકારા' (ડાકુઓ) નો ભય ખરો. આથી અમારે આખી રાત જાગવું જ પડશે." આ સાંભળી મેં સાશ્ચર્ય ક્રીચ ખંપાને પૂછયું, "આવા પવિત્ર કૈલાસ-માનસરોવરના પ્રદેશમાં પણ શું ડાકુઓનો ભય છે?" તે કહેવા લાગ્યા, "તિબેટના ડાકુઓ ઘણા ભયંકર હોય છે. લગભગ પાંચેક વર્ષ પહેલાં આ કૈલાસ-માનસરોવરની આજુબાજુના પ્રદેશમાં 'નખતંગ ટખપા' નામનો કુખ્યાત ડાકુ પોતાની ટોળી સાથે ફરતો રહેતો હતો. તેનો યુવાન છોકરો 'નુરબુ છીરીંગ' પણ ઘણો જ ભયંકર ડાકુ હતો. તે બન્નેના નામ સાંભળતાં જ લોકો થરથર કાંપવા



તાકલાકોટ પાસેનું ગુકુંગ (ગુફા ગ્રામ) (ચિ. નં. ૬૩)



માનસરોવરના કાંઠે (મોમોહુકુની પાસે)
(ઊંચાઈ ૧૪૯૫૦ ફુટ) (ચિ. નં. ૬૪)



સીરખા ગામ પાસેનું દૃશ્ય (ચિ. નં. ૬૫)



માલપાની કઠિન ચડાઈ
(ચિ. નં. ૬૬)



તિબેટની 'જૌ' (ચા) બનાવવાની રીત (ચિ. નં. ૬૭)

લાગતા. તે બેઉના શરીર કસાયેલાં અને પડછંડ હતાં, ચહેરો અને આંખો એવાં તો લાલઘૂમ અને ક્રૂર હતાં કે લોકો તે જોતાં જ અધમૂઆ થઈ જતા. તેની ટોળીના બધા માણસો ભયંકર હતા. તેઓના ઘોડા પાણીદાર અને વાયુવેગી હતા. આ રસ્તે મારે કેટલીક વાર તેઓની સાથે ભેટો થયો હતો. તેઓની ડોકમાં કારતૂસોના હારડા ટિંગાતા અને ખભે બેનાળી મોટી બંદૂક રહેતી. તિબેટમાં જ્યારે ચીનાઓ આવ્યા ત્યારે તેઓને ડાકુઓની આ ટોળી સાથે 'બિલમ ખોંગમાં' નામના સ્થળે મૂઠભેડ થઈ, જેમાં ઘણા ચીની સિપાઈ મરાયા. છેવટે તે ડાકુ બાપ-બેટાને મારી નાખવામાં આવ્યા. તેમના જમણા હાથ અને માથાંને તે જગાએ એક મહિના સુધી લટકતાં રાખ્યા બાદ 'લ્હાસા' મોકલી આપ્યાં હતાં. થોડા વર્ષ પહેલાં આ પ્રદેશમાં 'જમર' નામે ભયંકર ડાકુઓ હતા. એક વાર જ્યારે હું મારી માને કૈલાસ પ્રદક્ષિણા કરાવવા લઈ જઈ રહ્યો હતો ત્યારે આ યાત્રામાં મારી સાથે એક 'કાશી લામા' (ભારતીય સંન્યાસી) પણ હતા. તેમને તૂટીફૂટી તિબેટી ભાષા આવડતી હતી. અમને રસ્તામાં 'જામર' ડાકુઓ ભેટી ગયા. તેઓની સાથે વાતચીત દરમિયાન કાશી લામાએ અજાણતાં જ તિબેટી ભાષાનો એક ખરાબ શબ્દપ્રયોગ કર્યો. આથી તે ડાકુઓ છંછેડાઈ ગયા અને મને કહેવા લાગ્યા કે આવતી કાલે અમે 'કાશી લામા'ને બંદૂક વડે જાનથી મારી નાખશું. આ સાંભળી અમે બધા ગભરાઈ ગયા. મારી મા તો રડવા લાગી, કારણ કે આ ડાકુઓ જ્યારે આવી 'કુન-શોક્-સમ્' (પ્રતિજ્ઞા) કરે છે ત્યારે તેને મરતા સુધી પાળે છે. છેવટે હું અને મારી મા ભયથી ધ્રૂજતાં તે જામર ડાકુઓના તંબૂમાં ગયાં અને જેવી રીતે મોટા લામાને અનાજ, નાણું ખતક વગેરે ભેટ ધરવામાં આવે છે તે પ્રમાણે બધું કર્યું. પછી બે હાથ જોડી વિનંતી કરી કે તેઓની પ્રતિજ્ઞા પાછી ખેંચી લે અને કાશી-લામાને ન મારે. તિબેટના લોકો ઘરડા લોકોની વિનંતીને માન આપે છે. છેવટે તેઓએ મારી ઘરડી માતાની વાત માની લીધી અને ત્યાંથી ચાલ્યા ગયા.

ઘણી વાર ડાકુઓ 'ડોકપા' (ભરવાડ) લોકોના તંબૂઓ પર ઓચિંતો છાપો મારીને તેઓના અસંખ્ય બકરાંઘેટાં લઈ જાય છે.

તે વખતે જે કોઈ તેની સામે થાય તેને તે લોકો ઠાર કરી નાખે છે. જો 'ડોકપા' લોકો શક્તિશાળી હોય, સારાં અસ્ત્ર–શસ્ત્ર ધરવતાં હોય, તો ડાકુઓનો મુકાબલો કરીને તેઓને નસાડી મૂકે છે. માણસોને મારી નાખવા તે તો તિબેટના ડાકુઓને મન મામૂલી વાત છે. આવા ઘણાય પ્રસંગ મેં નજરે જોયા છે."

રાવટીમાં બેઠેલા બધા લોકો કીચ ખંપાની રુવાંટા ઊભા કરી નાખે તેવી આ વાતોને એકચિત્તે સાંભળી રહ્યા હતા. આ જોઈ કીચ ખંપા મરકાતા મુખે કહેવા લાગ્યા, "ચીની ફોજે મોટા ભાગના ડાકુઓને ઠાર કર્યા છે, તેમ છતાંય આપણે બધાએ તો આ બાબતમાં સાવધ રહેવું જોઈએ."

આવી રીતે ડાકુઓની વાતો લાંબા સમય સુધી ચાલતી રહી. મેં રાવટીની બહાર ડોકિયું કર્યું તો રાત પડી ગઈ હતી. આકાશમાં ખીલેલો ચંદ્ર ચોમેર દૂધની વર્ષા કરી રહ્યો હતો. હું રાવટીમાંથી ઊઠીને બહાર આવ્યો. ધવલ શીતળ ચાંદનીમાં આજુબાજુના પ્રદેશની શોભા અનુપમ હતી. 'ગુર્લા–છૂ' નદી ખળ ખળ અવાજ કરતી વહી રહી હતી. તેનું જળ અત્યારે ઘણું ઓછું થઈ ગયું હતું. થોડે દૂર ઘોડાખચ્ચર ચરી રહ્યાં હતાં. કેસર કૂતરો તે બધાની ચોકી કરી રહ્યો હતો. હું તંબૂમાં પેઠો તે વખતે યાત્રીઓ ધાબળામાં ઢંકાઈને ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા. આ જોઈ મેં મારા થાકયાપાકયા દેહને પથારીમાં નાંખ્યો. ડાકુઓની વાતો સાંભળીને કે પછી કડકડતી ઠંડીને લીધે, કોણ જાણે કેમ મધરાત સુધી મને નિદ્રા આવી નહીં. રાતે અવારનવાર કેસર કૂતરો ભસતો રહ્યો. તે વખતે ખંપા નોકર લોકો મોટેથી ખોંખારા મારતા અને ચરતાં પશુઓ સુધી આંટો મારી આવતા. આવતી કાલે પવિત્ર માનસરોવરને સુરમ્ય કિનારે મુકામ કરીશું એ શુભ વિચારમાં ને વિચારમાં મોડી રાત સુધી જાગતો રહ્યો. ત્યાર પછી કયારે પોપચાં બિડાઈ ગયાં તેનું ભાન રહ્યું નહીં.





## —: માનસરોવરમાં પૂર્ણિમાનું સ્નાન :—

તારીખ ૨૮ જૂન ને બુધવાર હતો. બધા યાત્રીઓ આજે વહેલા વહેલા ઊઠી ગયા, કારણ કે આજે જેઠ સુદ પૂનમ (વટ સાવિત્રી પૂર્ણિમા)નો કલ્યાણકારી દિવસ હતો. આજે જ અમારે પુણ્યભૂમિ માનસરોવરના સુરમ્ય કિનારે પહોંચીને ત્યાં મુકામ કરવો હતો, એટલે બધા યાત્રીઓના હૈયે હર્ષ માતો નહોતો. પેલું ગીત વારે વારે હોઠે ચડવા લાગ્યું, "આજનો લહાવો લીજીએ રે, કાલ કોણે દીઠી છે." વાત તદ્દન સાચી છે કે જનમજનમનાં પુણ્ય ભેગાં થયાં હોય તો જ જીવનમાં આવો લહાવો લેવાનું સાંપડે છે, નહિતર પેલા દોહરા જેવું જીવન એળે જાય છે કે :—

"પૈસો મારો પરમેશ્વર ને બાયડી મારી ગુરુ,
છૈયાં છોકરાં શાલીગ્રામ, પછી કોની સેવા કરું ?"

ખંપા નોકર લોકો પણ આજે વહેલા ઊઠી ગયા હતા. તિબેટી લોકો આ પૂર્ણિમાના દિવસને બુદ્ધ ભગવાનનો પવિત્ર દિવસ ગણે છે અને આજના દિવસે પવિત્ર માનસરોવર અને કૈલાસનાં દર્શનને ઘણું પુણ્યદાયી માને છે.

બધા યાત્રીઓ ચા ને નાસ્તો પતાવી તાજામાજા થઈને તૈયાર થઈ ગયા. ખંપા લોકો પણ ઝટપટ તૈયાર થઈ ગયા, કારણ કે જલદી જલદી

'ગુર્લા–છૂ' નદીને પાર કરીને આગળ જવાનું હતું. સવારના પહોરમાં હિમસરિતાઓમાં ઘણું ઓછું જળ હોય છે કારણ કે આખી રાત સૂર્યનો અભાવ રહેવાથી બરફ પીગળતો નથી. તેથી યાત્રી અને વટેમાર્ગુએ માર્ગમાં આવતી આવી નદીઓને વહેલી સવારે જ પાર કરવી પડે છે. આજે અમારે 'ગુર્લા–લા' નું ૩૩ માઈલનું કઠણ ચડાણ અને ૪૩ માઈલનું કઠણ ઉતરાણ ચડઉતર કરવાનું હતું. ખચ્ચરો પર સરસામાન બરાબર બંધાઈ ગયો એટલે યાત્રીઓ ઘોડેસવાર થયા. બધાએ કૈલાસપતિ મહાદેવના જયઘોષ કર્યા, પછી અહીંથી રવાના થયા. ચોમેર ધુમ્મસ છવાયું હતું. ઠંડી પણ ઠીક ઠીક પ્રમાણમાં હતી. હું અને ખાખીબાવા આગળ આગળ ચાલવા લાગ્યા. અમે બેઉ હજી ઉઘાડા પગે જ હતા. જે જગાએ છીછરું પાણી જણાતું હતું ત્યાંથી અમે ઠંડીબોળ 'ગુર્લા–છૂ' નદી પાર કરી તેને જમણે કિનારે આવ્યા. ત્યાં પડેલા મોટા પથ્થર પર બેસીને પગમાં મોજાં ચડાવી તેના પર રબરના બૂટ પહેર્યા. સમીપના પહાડની ઉપરના ભાગમાં દેખાતી કેટલીક ગુફાઓને 'શ્રી ગણેશનું જન્મસ્થાન' કહેવામાં આવે છે. નદીકિનારા પરના પડાવની જગાને ભોટિયા લોકો 'ગૌરી ઉડયાર' કહે છે. થોડી વારે યાત્રાસંઘ આવી પહોંચતાં અમે બધા અહીંથી આગળ વધ્યા. સખત ચડાણ શરૂ થયું. બેએક ફર્લાંગ ચડ્યા એટલે મારા અને ખાખીબાવાના શ્વાસ ધમણની માફક ચાલવા લાગ્યા. પીઠ પર યાત્રીઓને બેસારી કપરું ચડાણ ચડી રહેલા ઘોડાઓના તથા ખચ્ચરોના નાકમાંથી બબ્બે ને ત્રણત્રણ ફૂટ લાંબા શ્વાસોશ્વાસ 'ફરડ ફરડ' કરતા ચાલી રહ્યા હતા. અમે એકાદ માઈલનું ચડાણ ચડ્યા હોઈશું તેવામાં ખખડધજ ખાખીબાવા થાકી ગયા, એટલે રસ્તામાં આવતા એક મોટા પથ્થર પર થાક ખાવા બેસી ગયા. આ જોઈ હું એકલો આગળ વધવા લાગ્યો. આ ચડાણ તો સખત હતું જ પણ રસ્તો અણીદાર નાનામોટા પથ્થરોથી ભરેલો હતો એટલે ઘણી સાવધાનીપૂર્વક મારે આગળ વધવું પડતું હતું. અહીંથી સામેના ભાગમાં હિમાચ્છાદિત 'માંધાતા' પર્વતનો એક ભાગ દેખાઈ રહ્યો હતો. તે જોતાં મને મહાન રાજા માંધાતાનું સ્મરણ થઈ આવ્યું. તેમના વિષે ધર્મગ્રંથોના અસંખ્ય પાનાં ભર્યાં પડ્યાં છે.

સવારના પહોરનો મંદ મંદ વહેતો સુગંધી શીતળ સમીર ઉત્સાહવર્ધક અને પ્રેરણાપ્રદ હતો. ચારે બાજુનું નૈસર્ગિક દૃશ્ય પણ

ખરેખર અદ્‌ભુત હતું. હું આ ચડાણ ચડતો શ્વાસે-પ્રશ્વાસે ‘ મહામંત્ર ’-નો જપ જપતો જતો હતો. થોડું આગળ જતાં રસ્તામાં ‘ લપ્ચે ’ ( પથ્થરોનો મોટો ઢગલો ) આવ્યો, જેને હું જમણી બાજુ પર રાખતો આગળ વધી ગયો. એકાદ ફર્લાંગ ચડાણ ચડતાં બીજો એક ‘ લપ્ચે ’ આવ્યો. અહીંથી ઉતરાણ શરૂ થયું. ત્રણ ફર્લાંગનું હળવું ઉતરાણ ઉતરીને ‘ છંગ-છૂ ’ નામના ઝરણાને પાર કરી આગળ વધ્યો. હવે અહીંથી ઘણું સખત ચડાણ શરૂ થયું. હવા પણ પાતળી અને ઠંડી હતી. આકાશ સ્વચ્છ હતું જેથી સૂર્યનારાયણના સ્પષ્ટ દર્શન થઈ રહ્યાં હતાં. આવી કડકડતી ઠંડીમાં તેનો તડકો ઘણો વહાલો લાગી રહ્યો હતો. હવે અહીંથી ‘ ગુર્લા-લા ’ની ટોચ દેખાવા લાગી. તે લગભગ દોઢ ફર્લાંગ તો દૂર હશે જ. પણ ત્યાં સુધીનું સખત ચડાણ છાતીની કચુંબર કરી નાખે તેવું હતું. પગલે પગલે પ્રભુનું નામ જપતો હું ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. અહીંની પાતળી હવાથી એવું અનુમાન થતું હતું કે હું ૧૬,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હોઈશ. થોડી વારે ચડાણ પૂરું થતાં, પાસેના ઝાંખરામાંથી એક નાનું મજાનું જંગલી સસલું મારા પગ પાસે થઈને છલાંગ મારતું જમણી તરફ નાસી ગયું. એ જોઈ મને નવાઈ લાગી. મેં એવું સાંભળ્યું હતું કે કૈલાસ અને માનસરોવર પ્રદેશનાજંગલી સસલાં, ઉંદર, ફીયા વગેરે પ્રાણી ચારપાંચ મહિના ચાલે તેટલું અન્ન, જડીબુટીઓ વગેરે ખાદ્યસામગ્રી પોતાનાં ભોંણમાં એકઠી કરે છે. જ્યારે નવેમ્બર મહિનાથી બરફ પડવા માંડે છે અને બહાર નીકળવું અસંભવ થઈ પડે છે ત્યારે આ બધાં પ્રાણી સંગ્રહિત વસ્તુઓથી જીવનનિર્વાહ કરે છે. કેટલાંક એવાં પણ પ્રાણી છે જે આ મહિનાઓ દરમિયાન પોતાનાં ભોણમાં દીર્ઘ નિદ્રામાં પડ્યાં રહે છે.

આજે સૂર્યનો તાપ કંઈક વધારે જણાતો હતો. તિબેટના પહાડોમાં ઘડીકમાં ખૂબ ગરમી પડવા માંડે છે તો ઘડીકમાં વાદળાં ધસી આવતાં ખૂબ જ ઠંડી પડવા લાગે છે. જો દિવસભર વાદળાં આકાશમાં છવાયાં હોય તો રાતભર અસહ્ય ઠંડી રહે છે. ઝાઝે ભાગે જૂન મહિનામાં દિવસે સખત તડકો અને રાતે ઓછી ઠંડી રહે છે. જુલાઈ-ઓગષ્ટમાં વાદળાં થવા માંડે છે તથા નવેમ્બરથી મે મહિના સુધી હિમપાત, ભયંકર વાયુ અને વંટોળિયા થાય છે. જુલાઈ-ઓગષ્ટમાં તિબેટની યાત્રા કરનારને અવનવા અનુભવ થાય છે. પર્વતના શિખર

પરથી નીચે દૃષ્ટિપાત કરતાં નીચેની ભૂમિ પર તો વાદળાં વરસતાં હોય છે જ્યારે યાત્રીના માથા પર સૂર્યનો સખત તાપ વરસતો હોય છે. તે વખતે પેલી કહેવત યાદ આવી જાય છે :

**" शंभो ! तेरी अजब माया, कहीं धूप कहीं छाया ॥ "**

'ગુર્લા-લા' ની ટોચ પર ઘણો મોટો 'લપ્ચે' (પથ્થરોનો ઢગલો) જોવામાં આવ્યો. અહીં જેટલા પથ્થર હતા તેટલા યાત્રીઓએ આ રસ્તે થઈને પવિત્ર માનસરોવરની યાત્રા કરી હોવી જોઈએ. જો આ બધા પથ્થરોને વાચા હોત તો તે અત્યારે મને કહેવા માંડ્યા હોત કે કોણે કોણે કયા કયા વર્ષમાં અહીંની યાત્રા કરી હતી. આ લપ્ચે પર યાકના વાળનાં દોરડાં અને 'દરચોક' (ધજા-પતાકાઓ)નાં તોરણ બાંધ્યાં હતાં. પથ્થરો પર પથ્થરો અને તેના પર પણ પથ્થરો મૂકી મૂકીને ઉતરડ જેવા ઊંચાં નિશાનો બનાવ્યાં હતાં. મેં પણ આજુબાજુમાંથી એક મોટો પથ્થર શોધી લાવીને લપ્ચેમાં ઉમેર્યો. આ 'ગુર્લા-લા' પહાડને તિબેટી લોકો પવિત્ર માને છે. તિબેટી ભાષામાં 'ગો-લ્હા-લા' શબ્દનો અર્થ 'ભગવાનના મસ્તક જેવો પહાડ.' એની ઊંચાઈ ૧૬,૨૦૦ ફૂટ છે. એની સમીપવર્તી 'માંધાતા' પર્વત હોવાથી ઘણા ભારતીય લોકો એને 'ગુર્લા-માંધાતા' કહે છે.

મેં મોટા લપ્ચે પાસે ઊભા રહીને થોડી જમણી તરફ નીચેના ભાગમાં દૂર દૂર દૃષ્ટિ ફેંકી તો મને આછા પીરોજા રંગના પવિત્ર માનસરોવરના પ્રથમ દર્શન થયાં. તેની વિસ્તીર્ણ વિપુલ જળરાશિ અને નયનાભિરામ સૌંદર્યને નીરખતાં હું આનંદવિભોર થઈને તેને વારંવાર સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ કરવા લાગ્યો. અહીંના અદ્ભુત વાયુમંડળે મારા દેહમાં વિશિષ્ટ કંપન શરૂ કર્યું, જેથી ચક્ષુઓ ભાવાશ્રુ વહેવરાવવા લાગ્યાં. અહીંની ડાબી તરફ દૂર નીચાણમાં વિશાળ 'રાક્ષસતાલ' તથા એ નીલ રંગના બેઉ સરોવરની મધ્યે દૂરમાં અવસ્થિત દિવ્ય હિમજ્યોતિ જેવું પુણ્યગિરિ કૈલાસનું ધવલ શિખર ખરેખર અદ્ભુત જણાતાં હતાં. આ અનુપમ દૃશ્ય જોતાં મને સંત તુલસીદાસની પેલી વાણી યાદ આવી ગઈ :-

**" स्याम गौर किमि कहउँ बखानी ।**
**गिरा अनयन नयन बिनु बानी ॥ "**

આ 'ગુર્લા–લા' પર્વતના શિખર પરથી ચારે બાજુ દૂર દૂરનું નૈસર્ગિક દૃશ્ય ખરેખર ચિત્તાકર્ષક હતું. મારી જમણી બાજુએ 'માંધાતા' પર્વતમાળાના ૨૨૧૬૦ થી લઈ ને ૨૫,૩૫૫ ફૂટની ઊંચાઈવાળા હિમાચ્છાદિત શિખરો, મારી પાછળના ભાગમાં સુદૂર 'કામેટ,' 'લીપુ' વગેરે હિમગિરિવૃંદ અલૌકિક હતાં. કહે છે કે રાજા માંધાતાએ માનસરોવરને દક્ષિણ કિનારે ઉત્કટ તપસ્યા કરી હતી એટલે તે બાજુના હિમગિરિનું નામ 'માંધાતા' પડયું. તિબેટી લોકો તેને 'મોમો–નમ–ન્યીમરી' કે 'મેમો' કહે છે. તિબેટમાં તે સૌથી ઊંચો પર્વત છે.

અહીંથી ઉત્તર દિશામાં દેખાતા પવિત્ર કૈલાસ પ્રતિ હું મુખ કરી આસન વાળીને બેસી ગયો. ( જુઓ ચિત્ર નં.–૯૧ ). આજે તે રજતાચળની શોભા અવર્ણનીય હતી. તેની બેઉ બાજુના હિમમય પર્વતો મૌનવ્રતધારી યોગીઓ જેવા દેખાતા હતા. આ વિષેની કવિવર કાલિદાસની 'મેઘદૂત' કાવ્યમાં પ્રસ્તુત કલ્પના આ પ્રમાણે છે :

" शृंगोच्छ्रायैः कुमुदविशदैर्योवितत्य स्थितः खं ।
राशीभूतः प्रतिदिनमिव त्र्यंबकस्याट्टहासः ॥ "

યક્ષ મેઘને કહે છે, " હે મેઘ ! તું આગળ જઈને કૈલાસ પર્વત પર પહોંચજે કે જેને લંકાપતિ રાવણે હલાવ્યો હતો અને જે પર્વત દેવાંગનાઓના દર્પણ જેવો છે. શ્વેત કુમુદની જેમ આકાશમાં ફેલાએલા આ પવર્તના શુભ્ર શિખરોને જોતાં એમ લાગે છે કે જાણે શિવજીનું પ્રતિદિનનું અટ્ટહાસ્ય અહીં એક જગાએ એકઠું થઈ ગયું છે." પવિત્ર કૈલાસની સમક્ષના માનસરોવર ને રાક્ષસતાલ જાણે અમૃતથી ભરેલા કટોરા જેવા જણાતા હતા. એ જોઈ કવિવર કાલિદાસની સુંદર કલ્પના યાદ આવી કે :

" यं सर्वशैलाः परिकल्प्य वत्सम्,
मेरौ स्थिते दोग्धरि दोह दक्षे । "

એટલે કે "રાજા પૃથુની આજ્ઞાથી બધા પર્વતોએ હિમાલયને વાછરડો કલ્પી અને મેરુપર્વત ( કૈલાસ )ને કુશળ દોહવાવાળો બનાવી પૃથ્વીરૂપી ગાયનું દોહન કર્યું." મને થયું કે હિમાલયરૂપી પોતાના

સુંદર વાછરડાને જોતાં જ વાત્સલ્યમયી પૃથ્વીના આંચળમાંથી અમૃતની ધારા વહેવા માંડી હશે, જેનાથી આ બન્ને સરોવરનું નિર્માણ થયું હશે.

જ્યારે હું મોટા પથ્થર પર બેસીને પવિત્ર કૈલાસ–દર્શનનો આનંદ માણી રહ્યો હતો તેવામાં યાત્રાસંઘના ઘોડા અને ખચ્ચરોની ડોકમાં બાંધેલી ઘંટડીઓના રણકાર કાને પડ્યા. પાછું વળીને જોયું તો ઘોડેસવાર યાત્રીઓ અને ખંપા લોકો મારા તરફ આવી રહ્યા હતા. 'લપ્ચે'ની પાસે આવીને ખંપા લોકો મોટેથી 'સો....સો.... સો....' બોલતા બોલતા પવિત્ર કૈલાસ તરફ મુખ કરીને સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કરવા લાગ્યા. એ જોઈને યાત્રીઓ પણ તે પ્રમાણે લાંબા થઈ પ્રણામ કરવા લાગ્યા. આખું ય વાતાવરણ ભક્તિભાવથી તરબોળ થઈ ગયું. પવિત્ર કૈલાસ અને માનસરોવરના પ્રથમ દર્શને જ બધા યાત્રી ભાવવિભોર થઈને આંખોમાંથી ગંગા–યમુના વહેવરાવવા લાગ્યા. આ દૃશ્ય વજ્ર જેવા કઠણ હૃદયને ય પીગળાવી દે તેવું હતું. ખંપા નોકર લોકોની આંખો પણ ભીની હતી. રાજદેવ અને બીજા યાત્રીઓ હું જ્યાં બેઠો હતો ત્યાં આવ્યા કારણ કે ત્યાંથી પવિત્ર કૈલાસ અને માનસરોવરનું સ્પષ્ટ દર્શન થઈ રહ્યું હતું. રાજદેવે તેમની પૂજાપેટી ખોલીને તેમાંના ભગવાનની તેમજ પવિત્ર કૈલાસ ને માનસરોવરની ધૂપદીપ વડે આરતી ઉતારી. અહીંના દિવ્ય વાતાવરણથી પ્રભાવિત થઈને જયંતીભાઈ આંખોમાંથી 'શ્રાવણ–ભાદરવો વરસાવવા લાગ્યા.' રડતાં રડતાં તે કહેવા લાગ્યા કે "મારા અત્યાર સુધીના જીવનમાં હું ક્યારે ય રડ્યો નથી, પણ આ પવિત્ર શિવભૂમિ અને તેમાંના પુણ્યગિરિ કૈલાસ અને પુનિત માનસરોવરનાં દર્શન કરતાં મારું હૈયું હાથ રહેતું નથી." આમ કહેતાં કહેતાં તે તો વધારે ને વધારે રડવા લાગ્યા. બધા યાત્રીઓ પણ રડવા લાગ્યા. કોણ કોને છાનું રાખે! જાણે બધાના જન્મજન્માંતરનાં પુણ્યનો એકસાથે જ ઉદય થઈ ગયો. ધન્ય ઘડી, ધન્ય જીવન. ખાખીબાવા આંસુ સારતાં સારતાં રામાયણની ચોપાઈ' ગાવા લાગ્યા :—

"हरिहर विमुख धर्म रति नाहीं ।
ते नर तहँ सपनेहुँ नहि जाहीं ॥"

ભાવવિભોર થઈને અશ્રુપાત કરતા યાત્રીઓ થોડી વારે શાંત થયા. જાણે કેટલાં ય જન્મના પાપનો બોજો માથા પરથી ઊતરી ગયો.

પૂજાપેટી બંધ કરી બધા ઊભા થયા અને ધીમે પગલે પગદંડી પર આગળ વધવા લાગ્યા. અત્યારે અમે માનસરોવરના ઉત્તર-પશ્ચિમ દિશાના કિનારા તરફ ઉતરાણ ઊતરી રહ્યા હતા. અહીંથી એક પગદંડી માનસરોવરના દક્ષિણ કિનારે આવેલા 'ઠુગોલ્હો–ગોમ્પા' જવા માટેની હતી. 'ગુર્લા–લા'થી તે ગોમ્પા લગભગ ૧૦ માઈલ દૂર હતો. અમારો આજનો મુકામ માનસરોવરના નૈઋત્ય ખૂણાના તીરે 'સુશુપ–ત્સો' (ઈશુ–છો) નામના સ્થાનમાં કરવાનું નક્કી થયું હતું, કારણ કે ત્યાં પશુઓના ચારા માટે લીલાંછમ ઘાસવાળી સપાટ ભૂમિ હતી. ત્યાં પહોંચવા માટે અમારે ૧૬,૨૦૦ ફૂટથી ૧૪,૯૫૦ ફૂટ નીચે ઊતરવાનું હતું. આ અંતર લગભગ ૯ માઈલનું હતું.

બે ફર્લાંગ હળવું ઉતરાણ ઊતરતાં 'લપ્ચે' આવ્યો. તેને જમણી બાજુ પર રાખીને હું આગળ વધ્યો. અહીંથી નીચાણમાં દૂર નજર ફેંકતાં એમ જ લાગતું હતું કે માનસરોવર તો હવે બહુ બહુ તો બે માઈલ છેટે હશે, પણ તે દિશામાં કલાકના કલાક ચાલતાં રસ્તો જ ખૂટતો નહોતો. પગરખાંનો અવાજ સાંભળીને રસ્તામાં આવતા જાળાંમાંથી જંગલી સસલાં નાસભાગ કરવા લાગ્યાં. તિબેટી ભાષામાં સસલાને 'રિગોંગ' કહે છે. મેં એવું સાંભળ્યું હતું કે તિબેટી લોકો સસલાનો શિકાર કરતા નથી. રસ્તાના જાળાં–ઝાંખરાંમાંથી નીકળી રહેલાં આટલાં બધાં સસલાં હું મારા જીવનમાં આ પહેલવહેલા જ જોઈ રહ્યો હતો. તેથી મને ઘણી નવાઈ લાગી. સસલાંની પીઠ ભૂરા રંગની અને પેટ તથા પગ સફેદ રંગનાં હતાં. તે બધાં મોટી મોટી છલાંગો ભરતાં અલ્પ વારમાં જ ઘણે દૂર નાસી જતાં હતાં.

અહીંથી અઢી માઈલનું સખત ઉતરાણ ઊતરી હું 'થંપારા' નામે એક જગાએ પહોંચ્યો. અહીંથી હળવું ઉતરાણ શરૂ થયું. થોડું આગળ વધ્યો એટલે ખાખીબાવા ડાબા હાથ તરફ દૂર દેખાતા જળથી ભરેલા તળાવ તરફ ઉતાવળે પગલે જતા જોવામાં આવ્યા. તેમની પાછળ પાછળ જયંતીભાઈ અને દામજીભાઈ દોડી રહ્યા હતા. મને થયું કે એ લોકો પેલી તળાવડીને માનસરોવરનો એક ભાગ સમજી લઈને તે તરફ દોડી રહ્યા છે. તેઓને મનમાં એમ હશે કે જલદી

૫૮

જલદી પવિત્ર જળ પી, જલદી પુણ્યશાળી બની જવું. પણ હું તે તરફ ન જતાં સીધે રસ્તે આગળ વધવા લાગ્યો. થોડી વારે ખાખીબાવાએ તળાવડીને કાંઠે પહોંચીને જોયું કે તે ત્રણે યાત્રી અવળે રસ્તે ચડી જઈ કોઈ બીજી જ જગાએ પહોંચ્યા છે, ત્યારે તે નિરાશ થઈને જમીન પર પટકાઈ પડ્યા. તે વખતે હું માનસરોવર તરફ આગળ ધસી રહ્યો હતો. મને પેલું ગીત યાદ આવી ગયું :

'રંગ જાય ના જુવાન, રંગ જાય ના;
જોજે જોજે જુવાન, રંગ જાય ના.'

આકાશ નિરભ્ર હોવાથી શાહી જેવું ઘેરા નીલ રંગનું હતું. સૂર્યનારાયણ પોતાનો પ્રકાશ આ સમગ્ર પ્રદેશ પર પાથરી રહ્યા હતા. શીતળ પવન મંદ મંદ વાતો હતો. સામે જ દેખાતા પવિત્ર માનસરોવરમાં લહરીઓ ઊઠી ઊઠીને કિનારે અથડાઈ રહી હતી. તેમાં હજી સુધી ક્યાંય હંસોનાં ઝુંડ તરતાં દેખાતાં નહોતાં. વાતાવરણ ખરેખર આનંદદાયક હતું.

હું થોડી વારે માનસરોવરને સુરમ્ય કિનારે આવી પહોંચ્યો. કિનારાથી થોડે દૂર તિબેટી 'ડોકપા' લોકોના કાળા રંગના બે 'ખેમા' (તંબૂઓ) જોવામાં આવ્યા. તેની આજુબાજુની લીલીછમ ભૂમિ પર ત્રણ ચમરી ગાય અને કેટલાંક તિબેટી ઘેટાં ચરી રહ્યાં હતાં. મારી ઇચ્છા જલદીમાં જલદી પવિત્ર માનસરોવરના જળનો સ્પર્શ કરી, તેને આંખે અડાડી, તેનું આચમન કરી બાળપણના સંકલ્પ સિદ્ધ કરવાની હતી. તેથી હું જે જગાએ કાદવ ન હતો ત્યાંથી માનસરોવરના પવિત્ર જળમાં ઊતર્યો. જળ ઠંડુંગાર અને સ્ફટિક જેવું પારદર્શક હતું. મેં સજળ નયને શ્રી ગુરુ દત્તાત્રેયનું સ્મરણ કરી તે જળથી માર્જન અને આચમન કર્યું અને અડધું કમંડલૂ ભરી જળ પીધું. જળ એવું તો મધુર લાગ્યું કે જાણે પીધા જ કરીએ. બધા યાત્રીઓમાં સૌથી પહેલાં માનસરોવરને કિનારે પહોંચી જઈ, તેના પવિત્ર જળનું પાન કરી, કોઠો પવિત્ર કરવા બદલ મેં મારી જાતને ધન્ય માની. પાછું વળીને જોયું તો રાજદેવ, જયંતીભાઈ, દામજીભાઈ અને ખાખીબાવા ધીમા પગલે કિનારા તરફ આવી રહ્યા હતા. તેઓની પાછળ પાછળ ખંપા નોકર લોકો અને પશુઓ આવી રહ્યાં હતાં. તે

બધા ક્લાન્ત ને અશાંત જીવોનું કલ્યાણ કરવાના ઈરાદાથી હું માનસરોવરના પવિત્ર જળનું કમંડલ ભરીને તે લોકોની સામે ગયો અને મેં ભગવાનનું નામ લેતાં લેતાં દરેક પર જળ છાંટયું તથા દરેકને જળનું આચમન કરાવ્યું. કીચ ખંપાના કહેવાથી તેમના ઘોડાખચ્ચર અને કેસર કૂતરા પર પણ પવિત્ર જળ છાંટયું. 'બધાનાં હૈડે હરખ હેલે ચડ્યો હતો.' આ જોઈ ને કાળા તંબૂઓમાંથી તિબેટી નર-નારી અને બાળકો મારી પાસે દોડી આવ્યાં અને મને સંકેત વડે વિનંતી કરવાં લાગ્યાં કે હું તે બધાં લોકો પર પણ આવી રીતે પવિત્ર જળ છાંટું. આથી મેં તેમ કર્યું એટલે તે બધાં ખુશ ખુશ થઈ ગયાં. રાજદેવે તે બધાં બાલુડાંને નાણું વહેંચ્યું એટલે બધાં ખિલખિલાટ હસતાં હસતાં પોતાના કાળા 'ખેમા' (તંબૂઓ)માં દોડી ગયાં. આખું ય વાતાવરણ આનંદભર્યું બની ગયું.

કીચ ખંપાએ માનસરોવરના કિનારા પાસેની સપાટ ને સૂકી ભૂમિ પસંદ કરીને તેની પર તંબૂઓ અને રાવટી ઊભાં કરવા માટે ખંપા નોકર લોકોને આદેશ કર્યો. ઘોડા અને ખચ્ચરોની પીઠ પરનો સરસામાન નીચે ઉતારવામાં આવ્યો એટલે બધાં પશુઓ આ પવિત્ર ભૂમિનું લીલુંછમ કુમળું ઘાસ ચરવા મંડી પડ્યાં. થોડી વારે તંબૂઓ ઊભા કરવામાં આવતાં આજની ૧૩ માઈલની કઠિન યાત્રાથી થાકયા-પાકયા યાત્રીઓ પોતપોતાના બિસ્તરા છોડી છોડીને તેમાં આડા પડવા લાગ્યા. (જુઓ ચિત્ર નં-૬૪).

પુણ્યસલિલરાશી સરરાજ માનસરોવર વિષે હિન્દુ અને તિબેટી ધર્મગ્રંથોના અસંખ્ય પૃષ્ઠો ભરેલાં છે. પુરાણોમાં કહ્યું છે કે સતયુગમાં કૈલાસ પ્રદેશમાં ઋષિ-મુનિઓ તપસ્યા કરતા હતા. એકવાર ત્યાં મોટો દુષ્કાળ પડ્યો. નદીઓ સૂકાઈ જવાથી તેઓને નિત્યકર્મ શરૂ રાખવામાં કષ્ટ પડવા લાગ્યું. તેથી તે બધાએ એકત્રિત થઈને વિશ્વ-નિર્માતા બ્રહ્માજીનું યશોગાન કર્યું. બ્રહ્માજીએ પ્રસન્ન થઈને પોતાના મન દ્વારા સુંદર અને સુમધુર જળથી છલકાતા આ વિશાળ માન-સરોવરનું નિર્માણ કર્યું. આથી આ સરોવરનું નામ 'માનસ-સર' પડયું. 'વાલ્મીકિ રામાયણ'માં આ વાતનું સમર્થન કરતા કહેવામાં આવ્યું છે કે :

"कैलास पर्वते राम मनसा निर्मितं परम् ।
ब्रह्मणा नरशार्दूल तेनेदं मानसं सरम् ॥"

આ સરોવરનાં ઘણાં નામોનો ધર્મગ્રંથોમાં ઉલ્લેખ છે, જેવા કેઃ માનસસર, માનસરોવર, બિંદુસર વગેરે. ભારતની ૫૧ શક્તિપીઠોમાં આ પવિત્રતમ સરોવરની પણ ગણના કરવામાં આવી છે. અહીં ભગવતી સતીના દક્ષિણ હાથ (જમણા હાથ)ની હથેળી પડી હતી, આથી આ સ્થાનમાં દેવી 'દાક્ષાયણી' અને રક્ષક 'અમરભૈરવ' નો નિત્ય નિવાસ છે. ધર્મગ્રંથોમાં ત્યાં સુધી કહ્યું છે કે "આ પવિત્ર ભૂમિના સ્પર્શથી, તેના પરમ પવિત્ર સરોવરમાં સ્નાન અને જળના પાનથી તેમ જ તેનાં દર્શનથી યાત્રીને મહત્ ફળ પ્રાપ્ત થાય છે." 'મહાભારત'માં તો કહ્યું છે કે ઊગતા સૂર્યનાં કિરણથી જેવી રીતે ઝાકળનું બિન્દુ ઊડી જાય છે તેવી રીતે પવિત્ર માનસરોવરના કેવળ દર્શનથી યાત્રીઓનાં બધાં પાપોનો ક્ષય થઈ જાય છે અને તેઓને અમૃતલોક પ્રાપ્ત થાય છે. આ એ જ પવિત્રતમ સરોવર છે, જેમાં હંસોરૂપે ભગવાન શિવ અને દેવતાગણ નિવાસ કરે છે.

તિબેટી ધર્મગ્રંથોમાં આ સરોવરના 'ત્સો–મવમ્,' 'ત્સો–મપમ્,' 'ત્સો–મફ્મ,' 'ત્સો–મવંગ' વગેરે નામનો ઉલ્લેખ છે. પાલી ભાષાના ધર્મગ્રંથોમાં આને 'અનોત્તાતા' (પવિત્રતાનું સરોવર), 'અન્વતપ્ત' (ઉષ્ણતા કે કષ્ટ ન થાય તેવું સરોવર), 'પૃથ્વી પરનું સ્વર્ગ' વગેરે કહેવામાં આવ્યું છે. ભગવાન બુદ્ધના જન્મ સાથે આ પવિત્ર સરોવરનો ઘણો સંબંધ છે. આ સરોવરના ઉત્તર દિશાના કિનારા પરના મઠનું નામ 'લંગપોના–ગોમ્પા' (ઐરાવતહાથી સંબંધિત મઠ) રાખવામાં આવ્યું છે એમાં આ વાતનો સંકેત મળે છે.

જૈન ધર્મગ્રંથોમાં આ સરોવરને તીર્થભૂમિ ગણવામાં આવી છે અને તેનું નામ 'પદ્મહ્રદ' વર્ણવવામાં આવ્યું છે.

માનસરોવરના કિનારા પરની જે જગાએ અમે બધાએ આજનો પડાવ કર્યો હતો તેના ડાબા હાથ પર થોડે દૂર (વાયવ્ય ખૂણામાં) એક નાનું ને ધનુષ્યાકાર સરોવર આવેલું હતું, જેને તિબેટી લોકો 'સુશુપ–ત્સો' કે 'ઈશુ–ત્સો' કહે છે.

માનસરોવર સમુદ્રની સપાટીથી ૧૪,૯૫૦ ફૂટની ઊંચાઈ પર છે. તેનો પરિધિ (ઘેરાવો) ૫૫ થી ૫૬ માઈલ છે, ઊંડાઈ ૩૦૦ ફૂટ છે અને ક્ષેત્રફળ ૨૦૦ વર્ગ માઈલ છે.

આજે 'વટસાવિત્રી પૂર્ણિમા 'નો શુભ દિવસ હોવાથી શક્તિપીઠ માનસરોવરને સુરમ્ય તટે ' શ્રી ગાયત્રી યજ્ઞ ' કરવાની હું તૈયારી કરવા લાગ્યો. આ માટે હું ' સોસા ' ગામેથી ગાયનું થોડું શુદ્ધ ઘી તથા ' અલમોડા 'થી યજ્ઞસામગ્રી પણ સાથે લઈ આવ્યો હતો. મેં ' રીંગજેન ' નામના ખંપા નોકરને ' ડમા ' નામનાં ઝાંખરાં તથા ચમરી ગાયના સૂકાં છાણાં લઈ આવવા મોકલ્યો. ' છીરીંગ ' નામના નોકરને સાથે લઈ માનસરોવરના કિનારા પાસેની સૂકી ને રેતાળ ભૂમિ પસંદ કરી ત્યાં એક જગાએ યજ્ઞકુંડ બનાવવાની જરૂરી સૂચના આપી દીધી. આ જોઈ કીચ ખંપા તે જગાએ આવ્યા અને હાથમાં લોખંડનો સળિયો લઈને કુંડ બનાવવા માટે ભૂમિ ખોદવા લાગ્યા. તેમણે થોડી વારમાં કુંડ તૈયાર કરી દીધો. માનસરોવરના જળમાંથી વિવિધ રંગી નાનામોટા ગોળ પથ્થરો વીણી લાવીને કુંડની કિનારી ફરતા ગોઠવી દીધા. તેટલામાં રીંગજેન ઘણાં બધાં ઝાંખરાં અને ચમરી ગાયના સૂકાં છાણાં લઈ આવ્યો. આ બધી તૈયારી પૂરી થઈ એટલે હું તંબૂએ આવ્યો. તે વખતે થાકયાપાકયા યાત્રીઓ ' ખેમા ' ( કાળા તંબૂ ) માંથી ચમરી ગાયનું દૂધ મંગાવી તેની ચા બનાવરાવી ટેસથી ચા પી રહ્યા હતા. મારે તો આજે સ્નાન અને યજ્ઞ કર્યા બાદ જ ફળાહાર કરવો હતો. થોડી વારે અમે બધા યાત્રીઓ તીર્થસ્નાન કરવા નીકળ્યા. નૈઋત્ય ખૂણાના કિનારાનો કેટલોક ભાગ કાદવવાળો હતો, આથી અમે થોડું આગળ ચાલ્યા. એક જગાએ જરા સારો ને સ્વચ્છ જળવાળો કિનારો માલૂમ પડતાં થાકયાપાકયા યાત્રી ત્યાં જ થંભી ગયા અને સ્નાન કરવા માટે કપડાં ઉતારવા લાગ્યા. મારે તો આ કરતાં ય વધારે સારા ને સ્વચ્છ કિનારે સ્નાન કરવું હતું. વળી હું એટલો બધો થાકયો પણ નહોતો તેથી અહીંથી આગળ વધ્યો. લગભગ બે ફર્લાંગ દૂર જતાં કિનારા પર એક જગાએ મણિમંત્રો કોતરેલા કેટલાક પથ્થરો અને તેના પર ' દરચોક ' ( ધજાપતાકા ) જોવામાં આવ્યા, એટલે મને ખાતરી થઈ કે સ્નાન માટે આ જગા ઘણી પવિત્ર છે. કિનારા પર કપડાં ઉતારી હું માનસરોવરના પવિત્ર જળમાં પ્રવેશ્યો. જળ સ્ફટિક

જેવું નિર્મળ હતું. આકાશમાં સૂર્ય ભગવાન ઝળહળી રહ્યા હતા તેથી આં જળ ઠંડું હોવા છતાં ય મજાનું લાગતું હતું. મને તરતાં આવડતું હોવાથી હું માનસરોવરના જળમાં તરતો તરતો દૂર સુધી ગયો. પવિત્ર જળમાં ઘણી ડૂબકીઓ મારી ઘણી વાર સુધી સ્નાન કર્યું તો પણ જીવને ધરપત થઈ નહીં. મને થયું કે જો હું માનસરોવરનો રાજહંસ હોત તો કેવું આહોભાગ્ય થાત! મને સંત મીરાંબાઈનું પેલું ભજન જીભે ચડી ગયું :—

"માનસરોવર જઈએ, ફૂડી રે કાયા....માનસરોવર જઈએ.
હંસલાની સાથે વીરા સંગતું કરીએ.
ભેળા બેસીને મોતી ચરીએ, ફૂડી રે કાયા....માનસરોવર જઈએ."

ત્યાર પછી કર્મના સાક્ષી ભગવાન શ્રી ભુવનભાસ્કરને તેમના પુણ્ય નામોનું સ્મરણ કરતાં કરતાં પવિત્ર જળની બાર અંજલિ આપવા લાગ્યો. ચારે બાજુનું દૃશ્ય કલ્પનાતીત હતું. ઉત્તર દિશામાં પરમ રમ્ય ગિરિવર કૈલાસ અને સમીપની હિમગિરિમાળા, દક્ષિણ દિશામાં મહોન્નત હિમમય માંધાતા અને બીજા હિમશૈલ વગેરે સાધકના મનને અંતર્મુખ કરી દે તેવાં અદ્ભુત હતાં. તિબેટી લોકો માંધાતાને 'મોમો' કે 'મોમો-નમ-ન્યીમરી' કહે છે. માનસરોવરના કિનારા તરફ દૃષ્ટિ કરી તો યાત્રીઓ સ્નાન કરીને કપડાં બદલી રહ્યા હતા. હવે હું માનસરોવરમાંથી બહાર નીકળ્યો. આજે યજ્ઞ કરવો હતો તેથી નવું ગરમ સ્વેટર અને ગરમ શાલ ધારણ કર્યાં. 'મણિમંત્ર દીવાલ'ને પ્રણામ કરી અગરબત્તી વડે આરતી ઉતારી. આ પવિત્ર સ્થાનને તિબેટી લોકો 'મોમોઠુકુ' કહે છે. 'મોમો' એટલે 'માંધાતા', 'ઠુ' એટલે સ્નાન કરવું. એટલે કે માંધાતા પર્વત નીચેના માનસરોવરના કિનારા પરનું સ્નાન કરવાનું સ્થાન. ઘણાં લોકો આને 'મોમોડુંગુ' પણ કહે છે. આ જગાએ મણિમંત્રાની દીવાલ પાસે ગોળની ભેલી જેવા આકારના પથ્થરના સાત મોટા ઢગલા હોવાથી આ સ્થાનનું આવું નામ પડયું છે. તિબેટી ભાષામાં 'મોમો' એટલે ગોળની ભેલી અથવા સ્ત્રીઓ અને 'ડું' એટલે સાત. તિબેટમાં આ સ્થાન વિષે એવી દંતકથા પ્રચલિત છે કે પ્રાચીન સમયમાં 'ગ્યાગર' (ભારત) માંથી સાત કન્યાઓ ગોળની સાત ભેલીઓ લઈને માનસરોવરની યાત્રાએ આવી હતી. તેઓએ પવિત્ર માનસરોવરમાં સ્નાન

કરીને તેને કિનારે ગોળની તે સાત ભેલી પ્રસાદરૂપે ધરી હતી. તેઓની એ યાત્રાની સ્મૃતિ કાયમ રાખવા માટે તે બધી ભેલીઓ પથ્થરના સાત ઢગલા બની ગઈ.

તિબેટી લોકો માનસરોવરની પ્રદક્ષિણાના માર્ગમાં આવતા ચાર સ્થાનોને ઘણાં પવિત્ર માને છે અને એ સ્થાનોમાંના કોઈ એક સ્થાનેથી સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કરતાં કરતાં ૫૫ માઈલની પ્રદક્ષિણા કરે છે. માનસરોવરની આવી પ્રદક્ષિણા શરૂ કરવાનાં સ્થાનોને 'છક–છલ–ગંગ' કહેવામાં આવે છે. એ ચાર સ્થાનો આ પ્રમાણે છે:

(૧) મોમોહુકુ (નૈઋત્ય ખૂણામાં).
(૨) સેરા–લા (પશ્ચિમ દિશામાં).
(૩) હવાસેની મંદગ (પૂર્વ દિશામાં).
(૪) રિલજુંગ (અગ્નિ ખૂણામાં).

આ 'મોમોહુકુ' સ્થાનમાં રાજા માંધાતાએ ઘણાં વર્ષો સુધી ઘોર તપસ્યા કરી હતી એવું હિંદુઓ માને છે. તેથી આ સ્થાનના માનસરોવરમાં સ્નાન કરવું ઘણું પુણ્યપ્રદાયક સમજે છે. ઈ. સ. ૧૯૪૮ ના ઓગષ્ટની ૮ તારીખે આ પવિત્ર સ્થાનના માનસરોવરના જળમાં રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીનાં અસ્થિ વિસર્જન કરવામાં આવ્યાં હતાં. ભવિષ્યમાં ક્યારેક આ ભૂમિ પર 'ગાંધી સ્મૃતિ–મંદિર' બંધાય તો કેવું સારું!

'મોમોહુકુ' સ્થાનમાં મણિમંત્રો કોતરેલા પથ્થરો તેમ જ મણિમંત્રો કોતરેલા યાક, ચમરી ગાય અને ઝબ્બૂના કેટલાંક શિંગડાં હતાં. તિબેટમાં આ મણિમંત્રનું ઘણું જ મહત્ત્વ છે. તિબેટના ધર્મ-ગ્રંથોમાં એવું વર્ણન છે કે "અમિતાભ બુદ્ધની અત્યંત કૃપાથી તેમના સુપુત્ર 'અવલોકિતેશ્વર' (ચેનરસિ) માં આ મહામંત્રની સ્ફુરણા થઈ હતી." આથી આ મણિમંત્રના દેવતા તરીકે અવલોકિતેશ્વરને માનવામાં આવે છે. તેમને ચેનરસિ, જીગ્તેન–ગોબો; ચુચિકછોડ વગેરે પવિત્ર નામો દ્વારા ઓળખવામાં આવે છે. તિબેટમાં આ મણિમંત્રને પથ્થરો પર, દીવાલો પર, પહાડપર્વતની ગુફાઓમાં, ધાતુઓ પર, પશુઓનાં શિંગડાં પર તથા આવી અન્યાન્ય જગાએ

કોતરવામાં અને આલેખવામાં આવે છે. તિબેટી સ્ત્રીઓ રંગીન ઊનથી આ મંત્ર કપડા પર ગૂંથે છે. ખાસ કરીને તીર્થસ્થાનોમાં, રસ્તાના ચડાણઉતરાણ વખતે, પ્રદક્ષિણાના માર્ગ પર, ગોમ્પાઓની દીવાલ પર, દેવઘરોમાં તથા આવા અન્ય યોગ્ય સ્થાનોમાં આ મણિમંત્રોનાં દર્શન થાય છે. કહે છે કે તિબેટમાં કેટલીક જગાએ મણિમંત્રો કોતરેલી દીવાલો દોઢેક માઈલ લાંબી અને ત્રણ ત્રણ ગજ જેટલી ઊંચી છે. આ મણિમંત્ર શું છે તે વિષે હવે આપણે તિબેટી ગ્રંથોના આધારે અહીં જોઈએ.

તિબેટમાં 'ગ્યૂટ' ( તંત્રશાસ્ત્ર )નો ઘણો પ્રચાર છે. આ ગ્યૂટમાં 'જુંગ' ( બીજમંત્ર ) અને 'ચકજા' ( મુદ્રા ) ને ઘણું મહત્ત્વ આપવામાં આવ્યું છે. તેમાં કહેવામાં આવ્યું છે કે એક વિશેષ પ્રકારની તાંત્રિક ક્રિયાની સાથે જો 'જુંગ' નો વિશેષ ભાવથી ઉચ્ચાર કરવામાં આવે અને સંયમમાં રહીને ધ્યાનનો અભ્યાસ કરવામાં આવે તો અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, જેથી 'યીદમ્' ( ઈષ્ટદેવતા ) નો સાક્ષાત્કાર થતાં છ પ્રકારના ખરાબ લોકમાંથી આવાગમનનો અંત આવી જઈ 'ન્યાંગડા' ( નિર્વાણ ) પ્રાપ્ત થાય છે. આ બીજમંત્રોવાળો મણિમંત્ર આ પ્રમાણે છે :

"ઓમ્ મણિપદ્મે હુઁ"

તિબેટી ભાષામાં આ ચમત્કારિક મંત્રનો અર્થ આ પ્રમાણે છે : "હે પદ્મરત્ન ! જય હો." હવે આપણે અહીં આ મંત્રની તિબેટના તંત્રશાસ્ત્ર અનુસાર વિસ્તૃત વ્યાખ્યા જોઈએ. 'ઓમ્' એ મૂળ બીજ છે, જેનો રંગ શ્વેત છે. 'મણિ' એટલે પુરુષ. 'મણિ'માં 'મ'નો રંગ નીલ છે અને 'ણિ'નો રંગ પીળો છે. 'પદ્મ' એટલે શક્તિ. 'પદ્મ' માં 'પ'નો રંગ લીલો છે અને 'દ્મ'નો રંગ લાલ છે. 'હુઁ' તાંત્રિક બીજમંત્ર છે, જેને મંત્રની પાછળ લગાડવામાં આવે છે. તેનો રંગ કાળો છે.

ઘણી વાર આ છ અક્ષરોના મંત્રમાં છેલ્લે 'હ્રીં' બીજમંત્ર વધારી દેવામાં આવે છે અને મંત્રનો જપ કરતી વખતે હૃદયમાં ધ્યાન કરવામાં આવે છે. ( જુઓ ચિત્ર નંબર–૪ ).

વિદ્વાન લામા 'અનાગારિક ગોવિંદ' પાસેથી મને આ અદ્‌ભુત મણિમંત્રનો અર્થ આ પ્રમાણે જાણવા મળ્યો :

'ઓમ્' 'મૂળ શબ્દ' ( Universal sound ) છે.

'મણિ' એટલે 'બોધિચિત્ત' ( Enlighten consciousness ).

'પદ્મે' એટલે 'હૃદયરૂપી કમળમાં' ( In the lotus-heart ).

'હું' એટલે 'વ્યષ્ટિ-સમષ્ટિનો સાક્ષાત્કાર.' ( Realization of Universal in the Individual ).

'હ્રીં' એ 'અમિતાભનો બીજમંત્ર' ( Bij of infinite light ).

તિબેટમાં સ્ત્રી, પુરુષ, બાળકો વગેરે આ મણિમંત્રનો જપ કરતાં જોવામાં આવે છે. લામાઓ પણ આ જ મંત્રનો જપ કરતા હોય છે. આ મંત્રનો જપ હાલતાં-ચાલતાં, ઊઠતાં-બેસતાં, ગમે તે જગાએ ને દેહની ગમે તેવી સ્થિતિમાં ( નાહ્યા-ધોયા વિના પણ ) કરી શકાય છે, એવું મને એક તિબેટી પાસેથી જાણવા મળ્યું. મેં તિબેટની યાત્રા દરમિયાન એવા ઘણા અશિક્ષિત તિબેટી લોકો જોયા હતા, જે આ મંત્ર જપતી વખતે 'મણિ' શબ્દની જગાએ 'મેમે,' 'પદ્મ' શબ્દની જગાએ 'પેમે' અને છેવટનો બીજમંત્ર 'હું'ની જગાએ 'હં' બોલતા હતા. આ મણિમંત્ર સિવાય 'વજ્રમંત્રો' જપતા કેટલાક લામાઓને મેં જોયા હતા. વજ્રમંત્રો આ પ્રમાણે છે : "ઓમ્ વજ્રગુરુ પદ્મસિદ્ધિ હુઁ." "ઓમ્ વજ્રપાણિ હુઁ." તિબેટના આ બધા મંત્રોની શરૂઆતમાં 'ઓમ્' ( પ્રણવ ) મૂકવામાં આવ્યો છે તેનું રહસ્ય ગોપનીય છે. તિબેટી તંત્રશાસ્ત્રના વિદ્વાન એક ભારતીય મહાત્માએ મને કહ્યું હતું કે તે 'મણિમંત્ર' હિંદુ ધર્મના 'ઓમ્ શિવાય હુઁ', 'ઓમ્ નમઃ શિવાય' વગેરે મંત્રોનું રૂપાંતર છે. હિંદુઓ માને છે કે કૈલાસ પર ભગવાન 'શિવ'નો વાસ છે, જ્યારે તિબેટી લોકો માને છે કે કૈલાસ પર 'પદ્મરત્ન' ( અવલોકિતેશ્વર ) નો વાસ છે. વસ્તુતઃ શિવ અને પદ્મરત્ન અભિન્ન છે.

'મોમોઠુકુ'એ સ્નાન કરીને હું જ્યારે મારા મુકામે પાછો ફરી રહ્યો હતો ત્યારે માનસરોવરને કિનારે યાત્રીઓ પૂજાપેટી ખોલીને

ભગવાનની આરતી ઉતારી રહ્યા હતા હું પણ તેમાં જોડાયો. ત્યાર પછી રાજદેવે બધાને પ્રસાદ વહેંચ્યો. બાકીનો પ્રસાદ ભારતમાંના પોતાનાં સગાંવહાલાં માટે પોટકી વાળીને બાંધી લીધો. પ્રસાદરૂપે માનસરોવરનું પવિત્ર જળ પણ શીશીઓમાં ભરી લીધું. ભારત અને નેપાળના યાત્રીઓ તો આ પવિત્ર જળ પોતાના દેશમાં લઈ જવા માટે કાચની શીશી કે ટીનના ડબા ઉપયોગમાં લે છે, પણ તિબેટના યાત્રીઓ પાસે આવી વસ્તુઓ નહીં હોવાથી તે લોકો સત્તુ કે લોટમાં માનસરોવરનું પવિત્ર પાણી મેળવીને તેની નાની નાની ગોળીઓ બનાવી લે છે. તિબેટમાં ઠંડી પડવાથી આ ગોળીઓ બગડતી નથી. વળી આમ કરવાથી તીર્થજળ ઢોળાઈ જવાની પણ ચિંતા રહેતી નથી.

પૂજા પૂરી થયા બાદ પેટી બંધ કરીને બધા યાત્રીઓ મુકામે આવ્યા. તે વખતે અમારા તંબૂની બહાર એક 'વણનોતર્યો વેપારી' અમારી 'કાગને ડોળે' વાટ જોતો ઊભો હતો. તે તિબેટી માણસે કીચ ખંપા દ્વારા અમને જણાવ્યું કે અમારે માનસરોવરનો પ્રસાદ ખરીદવો હોય તો તે પોતાની સાથે લઈ આવ્યો છે. આ સાંભળી અમે વિચારવા લાગ્યા કે માનસરોવરનો તે પ્રસાદ જગન્નાથપુરીના ભાત જેવો હશે કે મથુરા-વૃંદાવનના મગજના લાડુ જેવો હશે? છેવટે તે પ્રસાદ જોવાની ઇચ્છા તીવ્ર બનતાં અમે તેને પ્રસાદ બતાવવા કહ્યું. 'તાજો જ પ્રસાદ છે' એમ કહેતાં તેણે ચામડાની મોટી થેલી ખોલીને તેમાંથી ફૂટભર લાંબા મરેલાં બે માછલાં કાઢીને અમારી સામે ધર્યાં. આ જોઈને અમે તો સ્તબ્ધ જ થઈ ગયા! એક યાત્રીને તો મરેલાં માછલાં જોઈને ચીતરી ચડી, જેથી તે એક હાથ વડે પોતાની આંખોને ઢાંકતા, બીજા હાથ વડે પેલા તિબેટીને જાકારો દેવા લાગ્યા. બિચારો તિબેટી ગભરાઈ ગયો. આ તમાશો જોઈને બધા ખંપા નોકર ખડખડાટ હસી પડ્યા. તેવામાં મિશ્રા આગળ આવ્યા અને તિબેટીને એક રૂપિયો આપીને એક મોટું માછલું ખરીદ્યું. મેં મિશ્રાને સમજાવ્યું કે તમે ઓરિસ્સા પ્રદેશના લોકો માછલાંનો આહાર તો કરો છો, પણ પવિત્ર માનસરોવરનું આ મરેલું ને તેમાં મીઠું ભરેલું માછલું પ્રસાદરૂપે ખાવા માટે નથી, એ વાત બરાબર લક્ષ્યમાં રાખજો. મારી વાત સાંભળીને મિશ્રાજી વિચારમાં પડી ગયા.

તિબેટી લોકો માનસરોવરનાં માછલાં, હંસ, ચક્રવાક વગેરેને ઘણાં જ પવિત્ર માને છે, તેથી તે બધાંનો આહાર કરતા નથી. જ્યારે માનસરોવરમાં તોફાની વાયરાને લીધે મોટા મોટા તરંગો ઊઠે છે ત્યારે તેની ભયંકર લપાટોથી અંદરનાં માછલાં મરીને કિનારે ઢસડાઈ આવે છે. માનસરોવરના પૂજારી કહેવાતા તિબેટી લોકો એ બધાં મરેલાં માછલાં વીણી વીણીને એકઠાં કરે છે અને તેને ચીરીને કે તેના મુખવાટે તેમાં મીઠું ભરી સૂકવી દે છે. આ પ્રસાદ જો કોઈ વ્યક્તિ ખાય તો તેને મહાપાપી માનવામાં આવે છે, કારણ કે તિબેટી લોકો બુદ્ધ ધર્મના ૮૪ સિદ્ધોમાંના એક મહાસિદ્ધ 'લૂઈપા'નો જન્મ માનસરોવરની માછલીના ગર્ભથી થયેલો માને છે. તેથી આ સરોવરની બધી માછલીઓને અત્યંત પવિત્ર ગણે છે. માનસરોવરના હંસોને 'બોધિસત્ત્વો' માને છે. મીઠું ભરેલી આ મરેલી માછલીનો ઉપયોગ તો જ્યારે કોઈ વ્યક્તિ તાવથી કે અન્ય રોગથી પીડાતી હોય, તેના પર પ્રેતાત્માએ અધિકાર જમાવ્યો હોય, તેના પર મલીન મંત્રોનો પ્રયોગ થયો હોય, ઘરમાં મલીન આત્માઓ ઘૂસી ગયા હોય તેવે વખતે થાય છે. તેને સળગાવીને ધુમાડો કરવાથી બધું સંકટ દૂર થાય છે. 'ડોકપા' ( ભરવાડ ) લોકો માનસરોવરની માછલીરૂપી પ્રસાદને ખરીદીને તેને પોતાના 'ખેમા' (તંબૂઓ)માં લટકાવે છે. 'ડોકપા' લોકોનું એવું માનવું છે કે જ્યારે બકરાંઘેટાં પર વાઘ, રીંછ કે બીજાં હિંસક જાનવર તરાપ મારવાની તૈયારીમાં હોય, તેવે વખતે આ મરેલાં માછલાંને ઝટ સળગાવીને ધુમાડો કરવામાં આવે તો તેની વાસથી હિંસ્ર પશુઓ પલાયન થઈ જાય છે. આ પ્રસાદને સાચવી રાખવા માટેના કેટલાક નિયમો આ પ્રમાણે છે : (૧) મરેલાં માછલાંરૂપી આ પ્રસાદને કોઈ વ્યક્તિ પોતાના પગ વડે અડકી શકે નહીં, ( ૨ ) તેને ટપી શકે નહીં, ( ૩ ) તેને જમીન પર ન મૂકતાં, તંબૂમાં કે ઘરમાં ટિંગાડવો પડે છે. જો આ ત્રણેય નિયમોનું ઉલ્લંઘન કરવામાં આવે તો તે વ્યક્તિને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.

માનસરોવરનો પ્રસાદ વેચનાર પેલો તિબેટી ત્યાંથી ચાલ્યો ગયો એટલે હું, જયંતીભાઈ ને જગુભાઈ 'યજ્ઞકુંડ' નિર્મિત જગાએ આવ્યા. જયંતીભાઈ અને જગુભાઈનો ઇરાદો 'ગાયત્રી યજ્ઞ'માં બેસીને આહુતિઓ આપવાનો હતો. મેં તે બન્નેની વાત મંજૂર રાખી. ત્યાર પછી

અમે ત્રણે યે મળીને યજ્ઞકુંડ ફરતી રંગોળી પૂરી અને વિવિધ રંગી નાના પથ્થરો કુંડની ફરતા ગોઠવ્યા. આ પછી અગ્નિદેવને માટે ચોખા, જવ, કાળા તલ, ખાંડ, ગાયનું ઘી. સૂકો મેવો વગેરેનું સપ્રમાણ મિશ્રણ કરી 'શાકલ્ય' બનાવ્યું. મેં પૂર્વાભિમુખે બેસીને કુંડમાં લાકડાં ત્રિકોણકાર ગોઠવ્યાં અને અગ્નિદેવનો મંત્ર બોલીને અગ્નિ પ્રગટાવ્યો. આ પછી અગ્નિદેવનું પૂજન કરી ગાયત્રી મંત્ર દ્વારા અગ્નિમાં આહુતિઓ આપવા લાગ્યો. જયંતીભાઈ અને જગુભાઈ પણ મારી સાથેસાથ 'સ્વાહા સ્વાહા' કહેતા કહેતા આહુતિઓ આપવા લાગ્યા. સુગંધી ધુમાડો ચક્રાકાર ઘુમતો ઘુમતો ઊંચો ઊંચો ચડવા લાગ્યો, સાથે સાથે અગ્નિશિખા વધવા લાગી. વાયુમંડળ દિવ્ય આંદોલનોથી કંપવા લાગ્યું. ચોમેરની શોભા અલૌકિક હતી. મારી સંમુખ વિશાળ જળરાશિ પવિત્ર માનસરોવર, એક બાજુ દૂર ખૂણામાં છૂપાએલ હિમજ્યોતિ દેવતાત્મા કૈલાસ અને બીજી બાજુ ધવલ માંધાતા હતાં. આવી પુણ્યભૂમિ 'દાક્ષાયણી પીઠ'માં 'શ્રી ગાયત્રી યજ્ઞ'નું આયોજન થવું તે તો અમારા પર કૈલાસપતિ મહાદેવ અને ભગવતી દાક્ષાયણીની અસીમ અનુકંપાનું જ પરિણામ હોઈ શકે એમ અમે માનવા લાગ્યા. ધર્મગ્રંથોમાં એવું કહ્યું છે કે આ પુનિત સ્થાનમાં પ્રાચીન સમયમાં કોઈ એક ચક્રવર્તી રાજાએ 'મહાયજ્ઞ' કરાવ્યો હતો, જેમાં આ વિશાળ માનસરોવરને યજ્ઞકુંડ બનાવ્યો હતો. મહાયજ્ઞની પૂર્ણાહુતિ થઈ એટલે કુંડમાંથી પવિત્ર જળના અસંખ્ય ફુવારા ફૂટી નીકળ્યા. સમય જતાં કુંડ જળથી ભરાઈને 'માનસરોવર' બની ગયો.

'શ્રી ગાયત્રી યજ્ઞ'નાં દર્શન કરવા માટેનું નિમંત્રણ સમીપના 'ખેમા' (કાળા તંબૂઓ) માં રહેનાર તિબેટી પરિવારને મોકલવામાં આવ્યું હતું એટલે અગ્નિની જ્વાળાઓ જોતાં અને સ્વાહા....સ્વાહા....ના શબ્દો સાંભળતાં તે બધાં તિબેટી નર–નારી અને બાળકો યજ્ઞસ્થળ પર આવી પહોંચ્યાં. બધાં લોકો લાકડાની થાળીઓમાં જવ, વટાણા, ચોખા, તિબેટનું આવું જ એક ધાન્ય, માખણ તથા ગોળ અગ્નિમાં હોમવા માટે લઈ આવ્યાં. આ જોઈ અમને બધાને એ માટે હર્ષ થયો કે તિબેટના આ બધા અશિક્ષિત ગણાતા લોકો પણ કેટલા બધા ધર્મભાવાપન્ન છે. બધાંએ એ બધી થાળીઓ યજ્ઞકુંડની સામે હારબંધ ગોઠવી દીધી અને અગ્નિદેવને હાથ જોડીને ઊભાં રહ્યાં.

મેં તેઓને બેસી જવા માટે સંકેત કર્યો એટલે તે બધાં ચૂપચાપ વ્યવસ્થિત બેસી ગયાં. અગ્નિમાં આહુતિઓ અપાઈ રહી હતી ત્યારે કીચ ખંપા સહિત બધા ખંપા નોકર પણ ત્યાં હાજર હતા. તિબેટમાં હવન પ્રતિ લોકોની ઘણી આસ્થા હોય છે.

તિબેટમાં ચાર પ્રકારના યજ્ઞ ( હવન ) થાય છે, જેવા કે : ( ૧ ) જીએઈ જીનસેક, ( ૨ ) વંગી જીનસેક, ( ૩ ) દ્રકપો જીનસેક, ( ૪ ) ગ્યસ્પાઈ જીનસેક.

( ૧ ) 'જીએઈ જીનસેક' નામના યજ્ઞનો કુંડ સમચોરસ બનાવવામાં આવે છે અને તેની નીચેના ભાગને લાલ રંગ વડે અને ઉપરના ભાગને સફેદ રંગ વડે રંગવામાં આવે છે. આ સમચોરસની વચ્ચે અંદરના તળિયે પૃથ્વી–તત્ત્વનું 'સા જુંગ' (લં બીજ મંત્ર) લખવામાં આવે છે. આવી જાતનો યજ્ઞ કોઈ વ્યક્તિના મૃત્યુ બાદ કરવામાં આવે છે, જેથી મૃતાત્માનાં પાપોનો ક્ષય થઈને તેને ઊર્ધ્વગતિ અને શાંતિ મળે છે. દેશમાં મોટો દુષ્કાળ પડ્યો હોય તો તેને દૂર કરવા માટે તથા યુદ્ધના નિવારણ માટે આ યજ્ઞ કરવામાં આવે છે.

( ૨ ) 'વંગી જીનસેક' નામના યજ્ઞનો કુંડ ગોળાકાર બનાવવામાં આવે છે અને તેની અંદરનો બધો ભાગ નીલ રંગ વડે રંગવામાં આવે છે. તે વર્તુળની વચ્ચેના ભાગમાં જમીન પર ફૂલ જેવી ગોળ મજાની આકૃતિ ચીતરી તેના કેન્દ્રમાં જળ–તત્ત્વનું 'છૂ જુંગ' (વં બીજ) લખવામાં આવે છે. યુદ્ધમાં શીઘ્ર વિજય પ્રાપ્ત કરવા માટે આ યજ્ઞ કરવામાં આવે છે.

( ૩ ) 'દ્રકપો જીનસેક' નામના યજ્ઞનો કુંડ ત્રિકોણાકાર બનાવવામાં આવે છે અને તેની અંદરનો ભાગ કાળા રંગ વડે રંગવામાં આવે છે. તેની વચ્ચેના ભાગમાં જમીન પર અગ્નિ–તત્ત્વનું 'મે જુંગ' ( રં બીજ ) લખવામાં આવે છે. આ પ્રકારનો યજ્ઞ અકાળ મૃત્યુથી બચવા માટે તેમ જ અકાળ મૃત્યુના દેવતાને દંડ આપવા માટે કરવામાં આવે છે.

( ૪ ) ‘ ગ્યસ્પાઈ જીનસેક ’ નામના યજ્ઞનો કુંડ અર્ધચંદ્રાકાર આકૃતિનો બનાવવામાં આવે છે અને તેની અંદરનો ભાગ પીળા રંગ વડે રંગવામાં આવે છે. તેની વચ્ચેના ભાગમાં જમીન પર વાયુ-તત્ત્વનું ‘ લુંગ જુંગ ’ ( યં બીજમંત્ર ) લખવામાં આવે છે. આવો યજ્ઞ સંપત્તિ મેળવવા માટે તેમ જ તેની અભિવૃદ્ધિ કરવા માટે અને યશ વધારવા માટે કરવામાં આવે છે.

જ્યારે અમારા ‘ ગાયત્રી યજ્ઞમાં ’ આહુતિઓ અપાઈ ગઈ અને નૈવેદ્ય ધરીને પૂર્ણાહુતિ થઈ ત્યારે ઉપસ્થિત લોકો ભાવવિભોર થઈ ગયા. ત્યાર પછી મેં યજ્ઞનો અંગારો ઘીમાં ઘસીને બધાને કપાળે તેનાં ટીલાં કર્યાં. આથી તિબેટી લોકો ઘણાં પ્રસન્ન થયાં. જયંતીભાઈએ બધાં લોકોને યજ્ઞ ભગવાનનો પ્રસાદ વહેંચ્યો. મેં કીચ ખંપા દ્વારા તે બધાં તિબેટી લોકોને જણાવ્યું કે, “ તમે અગ્નિદેવની આહુતિઓ માટે જે કાંઈ ધાન્ય, માખણ, ગોળ વગેરે લાવ્યાં હતાં તે બધાંનો યજ્ઞ ભગવાને સ્વીકાર કર્યો છે. ભગવાને તમને બધાંને આશીર્વાદ આપ્યા છે કે બધાંને સુખ-શાંતિ મળે, ઘેટાંબકરાં, યાકચમરનાં ટોળેટોળાં મળે અને ઘણા ધનવાન બનો.” આ સાંભળીને બધાં લોકો ખુશખુશ થઈ ગયાં અને અગ્નિદેવને માથું નમાવી પ્રણામ કરતાં કરતાં મોટેથી ‘ સો....સો....સો.... ’ એવા માનવાચક શબ્દ બોલવા લાગ્યાં. ત્યાર પછી તે બધાં મને ‘ લામા રિમ્પોછે ’ કહેતાં કહેતાં પ્રણામ કરવા લાગ્યા. મેં બેઉ હાથ ઊંચા કરીને તે બધાંને આશીર્વાદ આપ્યા. આ લોકો પાસે ઘણી ચમરી ગાય હતી તેથી અમે તેઓની પાસેથી મોટું ‘ ચકતક ’ ( લાકડાનું મોટું વાસણ ) ભરીને દૂધ ખરીદ્યું. આવું ઘટ્ટ દૂધ અમે ક્યારેય જોયું નહોતું. આવું તાજું દૂધ જોઈ રાજદેવની ઇચ્છા આજે ‘ દૂધપાક-પૂરી ’ જમવાની થઈ. આ ઇચ્છા જ્યારે તેમણે અન્ય યાત્રીઓ સમક્ષ વ્યક્ત કરી ત્યારે તો લગભગ બધાના મોઢામાં પાણી આવી ગયાં અને બધાએ આ માટે માથું ધુણાવીને સંમતિ જાહેર કરી. આદેશ થતાં ખાખીબાવા રસોઈની તૈયારી કરવા લાગ્યા. ખંપા લોકો તેમજ મિશ્રા, બંગાળી બાબુ અને મદ્રાસી સ્વામી પણ આજની લાંબી અને કષ્ટદાયક યાત્રાથી ઘણા જ ભૂખ્યા થઈ ગયા હતા એટલે નોકર ‘ ફૂંજો ’ રસોઈની તૈયારી કરવા માંડ્યો. ‘ છીરીંગ ’ આજુ-બાજુમાંથી ‘ ડમા ’ અને ચમરી ગાયનાં સૂકાં અડાયાં લઈ આવતાં

'રીંગજેને' મોટા મોટા પથ્થરોના ત્રણ ચૂલા બનાવ્યા અને તે બધા પર એકસાથે રસોઈ શરૂ કરી દીધી.

હું જ્યારે મોટા તંબૂમાં દાખલ થયો ત્યારે ત્યાં ખાખીબાવા સિવાયના બીજા બધા યાત્રી પોતપોતાના બિછાનામાં આડા પડીને જાગી રહ્યા હતા. મને જોતાં તે બધા બેઠા થયા. મેં બધા યાત્રીઓને મારા હૃદયની વાત કહેવા માંડી કે, "તમે બધા યાત્રી આવા શુભ દિવસે આવા પવિત્રતમ માનસરોવરમાં સ્નાન કરવા માટે ભાગ્યશાળી બન્યા છો, તો આ ઉપલક્ષ્યમાં તમે બધા જો આજથી જ વાનપ્રસ્થ જીવન ગાળવાની અને બ્રહ્મચર્ય વ્રત પાલન કરવાની પ્રતિજ્ઞા કરો તો ઘણું સારું કહેવાય. તમારે બધાને ઘેર બાળબચ્ચાં પણ છે અને વય પણ પચાસની પાસે પહોંચવા આવ્યું છે, આથી આ પ્રતિજ્ઞા કરવી તમારા માટે જરા ય મુશ્કેલ નથી." મારો આ પ્રસ્તાવ સાંભળીને બધા ચોંકી ગયા. જાણે 'એટમ બૉંબ' ફૂટ્યો હોય તેવું બધા લોકોને લાગ્યું. બધા એકબીજા સામે મોં વકાસી રહ્યા. છેવટે ગોળવાળા ભગત મને કહેવા લાગ્યા, "સ્વામીજી! આ બધી વાતોને હમણાં અભરાઈએ ચડાવી દો, હજી તો મારે પચાસમાં બે ઓછાં છે. પચાસ પૂરાં થયે આ બાબતમાં વિચાર કરીશ. વળી ઘરવાળીને જો આ વાતની ગંધ પહોંચી જાય, તો ઘરમાં હંમેશનો કંકાસ થાય." આ સાંભળીને હું તો શૂનમૂન થઈ ગયો. મને 'સંત નાનક'નું પેલું ભજન યાદ આવી ગયું:

"सब तीरथ कर आयी तुंबडिया।
फिर भी न गई कडुवाई तुंबडिया ॥"

થોડી વારે તંબૂ પાસે 'ખેમા'ના તિબેટી લોકો અને તેઓનું કુટુંબ એકઠું થયું. અમે તે લોકોને નીચે બેસી જવા માટે સંકેત કર્યો એટલે બધાં જમીન પર બેસી ગયાં. નાનાંમોટાં બધાં મળીને એકવીશ જણ હતાં. આ લોકોના વસ્ત્ર સ્વચ્છ હતાં. સ્ત્રી-પુરુષ બધાંએ માથામાં તેલ નાખીને ચોટલીઓ ગૂંથી હતી. તિબેટના પુરુષોને દાઢી-મૂછ ઊગતા ન હોવાથી કેવળ ચહેરા પરથી સ્ત્રી અને પુરુષનો ભેદ જાણવો મુશ્કેલ થઈ પડે છે. મને પણ આવો જ કંઈક અનુભવ થયો. મેં ક્રીચ ખંપાને બોલાવીને આ 'ડોકપા' પરિવાર વિષે પૂછપરછ કરાવી તો જવાબ મળ્યો કે "એક વ્યક્તિનો આ આખો ય પરિવાર છે અને

માનસરોવરથી લગભગ ૨૫૦ માઈલ દૂર આવેલા 'ફીંઝી' નામે સ્થાનેથી પવિત્ર 'ખંગ–રિમ્પોછે' (કૈલાસ) તીર્થની યાત્રાએ આવ્યો છે. 'ત્સો–મફ્મ' (માનસરોવર) થી પંદર દિવસ બાદ કૈલાસ પ્રદક્ષિણા માટે નીકળશે." થોડી વાર અટકીને પાછો તે કહેવા લાગ્યો, "મારું નામ 'કર્માસરાન' છે અને મારા આ બે નાના ભાઈઓના નામ 'ઠબલા છીરીંગ' અને 'અંગનાર' છે." આ સાંભળી મેં તેને પૂછ્યું, "આ બધા બેઠેલા છોકરામાંથી તારા કેટલા છોકરા છે?" મારો આવો અણધાર્યો પ્રશ્ન સાંભળી તે નવાઈ પામતો મારું મુખ તાકવા લાગ્યો. થોડી વારે તે બોલ્યો, "આ બધા મારા જ છોકરા છે કારણ કે હું આ પરિવારનો મુખ્ય માણસ છું." તેની આ વાત સાંભળી હું હેરત પામ્યો. મેં તેને પૂછ્યું, "તારા આ બેઉ ભાઈ પરણેલા છે કે કુંવારા છે?" આ સાંભળી તે અમારા નોકર 'પસાંગ' અને 'કૂંજો'ની સાથે આ બાબતમાં કંઈક વાતચીત કરવા લાગ્યો. વાતચીત પૂરી થયા બાદ કૂંજો મને કહેવા લાગ્યો કે આ ત્રણેય ભાઈઓ વચ્ચે એક જ સ્ત્રી છે. તિબેટમાં આવો રિવાજ છે. જેટલાં બાળકો જન્મે છે તે બધાં મુખ્ય માણસનાં (મોટા ભાઈનાં) જ કહેવાય છે. છોકરાંનો તે 'બાપ' કહેવાય છે. આ મોટાભાઈના બીજા નાના ભાઈઓ તે છોકરાંના 'નાના બાપ' કહેવાય છે. જો નાના ભાઈઓ સ્વતંત્ર રીતે ધન કમાતા હોય તો તે બીજી સ્ત્રી સાથે લગ્ન કરી શકે છે અથવા બે સ્ત્રી રાખી શકે છે.* ઘર, ધન, છોકરાં વગેરે સ્થાવર-જંગમ બધી સંપત્તિ મુખ્ય માણસ (મોટાભાઈ)ની ગણાય છે, નાના ભાઈઓ તેના સેવકની જેમ સ્નેહથી રહે છે અને ચીંધ્યું કામ કરે છે. ઘર ચલાવવાની જવાબદારી સ્ત્રીની હોય છે. પુરુષ જે કાંઈ ધન કમાય તે બધું સ્ત્રીના હાથમાં આપી દે છે. જો નાના ભાઈ ચીંધ્યું કામ બરાબર કરતા ન હોય કે ધન કમાતા ન હોય, તો પણ મોટોભાઈ તેઓને સીધો કાંઈ કહી શકતો નથી. આવી બાબતમાં તો તે પોતાની સ્ત્રીને બધી

* કુમાઉઁ પ્રદેશના તત્કાલિન કમિશ્નર Mr. C. A. Shering પોતાના પુસ્તક 'Western Tibet'ના પાના ૩૫૦માં એવું લખે છે કે 'પશ્ચિમ-તિબેટના તાકલાકોટના 'ઝોંગ-પન' (ગર્વનર)ની પત્ની મરી જતાં તે અને તેનો પુત્ર બેઉ જણ, પુત્રની સ્ત્રીના પતિ બન્યા. તિબેટમાં આવા પ્રસંગ બને છે ત્યારે શરત એ હોય છે કે સ્ત્રી પોતાના પતિની માતા ગણાતી નથી."

વાત જણાવે છે અને પછી સ્ત્રી જ પોતાના નાના પતિઓને ધમકાવે છે અને સમજાવે છે.

તિબેટમાં વિવાહની પ્રથા ભારત કરતાં ભિન્ન છે. જ્યારે તિબેટી જુવાન છોકરાને કોઈ છોકરી સાથે લગ્ન કરવાનું મન થાય ત્યારે તે લાકડાની હાંડીમાં 'છંગ' (દારૂ) ભરીને તેની ઉપર 'ખતક' (પાતળા ને લાંબા સફેદ કપડાનો કકડો) રાખી તેને છોકરીના ઘરના ઉંબરમાં મૂકે છે. જ્યાં સુધી છોકરીનાં માતા-પિતા કે વડીલ તે દારૂની હાંડી અને ખતક ત્યાંથી ઊંચકીને પોતાના ઘરની અંદર ન લઈ જાય ત્યાં સુધી પેલો જુવાન છોકરો છોકરીના દરવાજે ખડે પગે ઊભો રહે છે. તે દરમિયાન ઘરના જે જે નાના મોટા લોકો ઘરની અંદર-બહાર આવ-જા કરે તે બધાને તે છોકરો નીચે નમીને સલામ કરતો રહે છે. જો તે બન્ને વસ્તુઓને ઘરના લોકો મરકતા મુખે ઊંચકીને ઘરની અંદર લઈ જાય તો છોકરો ખુશ ખુશ થઈ જાય છે, કારણ કે આવું કાર્ય તે છોકરાને જમાઈ તરીકે પસંદ કર્યાનો સંકેત છે. પણ જો ત્રણ દિવસ સુધી તે બન્ને વસ્તુઓને તે ઘરના લોકો ત્યાં ને ત્યાં જ પડી રહેવા દે, તો એમ સમજવામાં આવે છે કે તે લોકોને જુવાન છોકરો પસંદ નથી. ત્યાર પછી ઘણો હતાશ થઈને તે છોકરો તે દારૂની હાંડી અને ખતકને લઈને વિલે મોંએ પોતાને ઘેર પાછો આવે છે. જે છોકરાની જમાઈ તરીકે પસંદગી થાય છે તેને અને છોકરીને 'છીપા' (જ્યોતિષી) ની પાસે લઈ જઈ તે બેઉના જોષ જોવડાવવામાં આવે છે. જો એમાંથી કોઈનો ગ્રહ અશુભ હોય તો તેની શાંતિ માટે અનુષ્ઠાન કરાવવામાં આવે છે, પણ જો બન્નેના ગ્રહો અશુભ હોય તો વિવાહ ફોક માનવામાં આવે છે. ગ્રહની શાંતિ કરાવ્યા બાદ વિવાહનું મુહૂર્ત, વિવાહસ્થળ વગેરે નક્કી કરવામાં આવે છે.

તિબેટની સગપણ (વાગ્દાન કે વેવિશાળ) અને વિવાહ (લગ્ન) પ્રથા વિષે સાંભળીને મને ઘણી નવાઈ લાગી. મને જાણવા મળ્યું કે તિબેટમાં આવો 'બહુ પતિત્વ'નો રિવાજ હોવાનું કારણ એ છે કે મોટા ભાગના લોકોની આર્થિક સ્થિતિ નબળી હોવાથી જો દરેકને એક કે વધારે સ્ત્રીઓ હોય તો જનસંખ્યામાં વધારો થતાં બાપની સ્થાવર-જંગમ મિલ્કતમાં ભાગલા પડવા માંડે જેથી દરેકને

ભાગે થોડું થોડું જ આવે. બીજું કારણ એ છે કે દરેક પોતાનું અલગ અલગ ઘર વસાવવા માંડે તો સંયુક્ત પરિવાર નબળો બની જાય અને તિબેટના ભયંકર ચોર અને લૂંટારા સામે પોતાનો તેમ જ પોતાની મિલ્કતનો બચાવ ન કરી શકે. આ બધાં કારણોને લીધે તિબેટી લોકો તાંતણા જેમ અલગ અલગ નહીં, પણ દોરડાની જેમ એક થઈને પરિવારમાં રહે છે.

વાતચીત પૂરી થતાં 'કર્માસરાન' નામની તે તિબેટી વ્યક્તિએ મારી પાસે આવી તિબેટની પ્રથા અનુસાર મને પ્રણામ કરીને 'ખતક' આપ્યું. આ ખતક ૧૨ આંગળ પહોળું અને એક ગજ લાંબું પાતળા સફેદ કપડાના પટા જેવું હતું. દવાખાનામાં દરદીઓને પાટા બાંધવા માટે વપરાતા બારીક ને હલકા સફેદ કાપડ જેવું જ હતું. તિબેટી લોકો આવા ખતકને ઘણું જ પવિત્ર અને શુભ માને છે અને મોટા અમલદાર, લામા વગેરેને મળે ત્યારે સન્માન ખાતર તેઓની સામે મૂકે છે. કોઈ અરજી આપવાની હોય તો તેના પર આ 'ખતક' વીંટીને અમલદારને તે આપી દે છે. તિબેટમાં ઝાડપાન ન હોવાથી સુગંધી રંગબેરંગી ફૂલોના અભાવમાં લોકો આવા ખતકને 'પુષ્પમાળા' સમજી ઉપયોગમાં લે છે. આવી માળા 'સજાતીય માળા' કહેવાય છે. તિબેટી લોકો જ્યારે આવા 'ખતક' લઈને ગોમ્પામાં લામાગુરુ પાસે જાય છે ત્યારે લામા તેઓને આશીર્વાદ આપે છે. વ્યક્તિના દરજ્જા અનુસાર જ તેને આશીર્વાદ આપવામાં આવે છે. અજાણ્યા અને નીચા સ્તરના લોકોને આશીર્વાદ આપતી વખતે પાતળી સોટીમાં બાંધેલો 'ખતક' પ્રત્યેકના મસ્તકને અડાડે છે. તેના કરતાં ક્રમશઃ ઊંચા દરજ્જાની વ્યક્તિને અનુક્રમે મસ્તક પર એક આંગળી મૂકીને, બે આંગળીઓ મૂકીને, એક હાથ વડે સ્પર્શ કરી, બે હાથ વડે સ્પર્શ કરી આશીર્વાદ આપે છે. જ્યારે એક લામા બીજા લામાને મળે છે ત્યારે તે પોતાના શિરને સામેના લામાના શિર સાથે ધીમેથી અડાડે છે. તિબેટની આશીર્વાદ આપવાની આ બધી ક્રિયા ભારતીય યોગશાસ્ત્રની સ્પર્શ દ્વારા શક્તિપાતની ક્રિયાને કેટલેક અંશે મળતી છે.

મેં તે તિબેટી સજ્જન કર્માસરાને આપેલું 'ખતક' સ્વીકાર્યું અને તેના બદલામાં તેને અને તેના પરિવારને આશીર્વાદ આપતાં સુવાસિત અગરબત્તીનું એક બંડલ અને થોડો પ્રસાદ આપ્યો. તેથી તે બધાં નાનાં-

મોટાં લોકો ઘણાં ખુશ થયાં. મેં તે બધાંને એકાદ તિબેટી ભજન ગાવા કહ્યું એટલે તે લોકો આપસ આપસમાં કંઈક વાતચીત કરીને નક્કી કરી એકસાથે ભક્તિભાવથી ગાવા લાગ્યાં. અમારો ખંપા નોકર 'પસાંગ' મને કહેવા લાગ્યો કે, "આ ભજનને 'દોલ્મા' કહે છે. તિબેટના ધર્મગ્રંથ 'કંગરી–કરછક' (કૈલાસ–પુરાણ)માં એવી એક કથા છે કે દેવી 'ડોમા' (ભગવતી તારા)ને ભગવાન 'ખંગ–રિમ્પોછે' (કૈલાસપતિ) પર અત્યંત પ્રેમ હોવાથી તેણે તેમની એક જ દિવસમાં ૨૧ પ્રદક્ષિણા કરી હતી. તે દેવી 'ડોમા'ના શુભ નામ પરથી આ ગવાતા ભજનનું નામ 'દોલ્મા' પડ્યું છે. આ ભજનમાં ડોમા ભગવતીના ૨૧ અવતારોના ૨૧ જુદાં જુદાં નામ છે. આને આંખો મીંચીને ભાવથી ડોલતા ડોલતા ગાવામાં આવે છે." ખંપા નોકર પસાંગની વાત સાંભળી મને થયું કે જે દેવીને હિંદુઓ 'ઉમા' કહે છે, તેને તિબેટી લોકો 'ડોમા' કહે છે. ઉમાએ શિવજીની પ્રસન્નતા માટે ઘોર તપસ્યા કરી હતી. તંત્ર–ગ્રંથોમાં માનસરોવરને ૨૧મી શક્તિપીઠ માનવામાં આવી છે. આથી તિબેટની દેવી 'ડોમા'ની ૨૧ પ્રદક્ષિણા અને હિંદુઓની દેવી 'ઉમા'ની ૨૧મી શક્તિપીઠ–આ બન્નેમાં ઘણું જ સામ્ય છે.

'દોલ્મા' ભજન ગવાઈ રહ્યું એટલે બધાને પ્રસાદ વહેંચવામાં આવ્યો, ત્યાર પછી બધા લોકો ત્યાંથી જવા માટે ઊભા થયા. મેં કર્માસરાનને નાણાં આપતાં જણાવ્યું કે ચમરી ગાયને દોહીને ઝટ તાજું દૂધ અહીં આપી જા. તેણે દૂધ આપી જવા તો હા પાડી પણ દૂધના નાણાં પાછા આપી દીધા. તે કહેવા લાગ્યો કે તિબેટના 'ડોકપા' લોકો 'ગ્યાગર લામા' (ભારતીય સંન્યાસી) પ્રતિ ઘણો આદરભાવ રાખે છે તેથી તેમને દૂધ, દહીં, છૂરા (સૂકું પનીર) વગેરે વિના મૂલ્યે જ આપે છે. થોડી વારે તે પોતાના 'ખેમા' તરફ રવાના થયો. તેના ગયા બાદ મને મનમાં થયું કે તેને તકલીફ આપવા કરતાં જો હું જ તેના તંબૂએ જઈને દૂધ લઈ આવું તો સારું. પણ રાત્રે 'ડોંગ' (ભરવાડના કાળા તંબૂ)માં જવું એ જીવનું જોખમ કહેવાય, કારણ કે તે લોકો રાત્રે પોતાના ભયંકર કૂતરાં છોડી મૂકે છે. આથી હું છીરીંગ નોકરને મારી સાથે લઈને ખેમા તરફ રવાના થયો. અમે થોડે પહોંચ્યા ત્યાં તો કાળા રીંછ જેવા ચારપાંચ મોટા કૂતરાં હાઉ હાઉ કરતા અમારા તરફ ધસ્યા. અમારા હાથમાં લાકડીઓ હતી જેથી અમે તેને ગોળ ગોળ ઘુમાવવા

લાગ્યા. એટલામાં કર્માસરાન તંબૂમાંથી દૂધનું 'ચકતક' (વાસણ) લઈને બહાર દોડી આવ્યો અને કૂતરાંને દૂર હાંકી કાઢ્યા. પછી તેણે મને કમંડલૂ ભરીને દૂધ આપ્યું. દૂધ લઈને અમે તંબૂએ આવ્યા. ખંપા લોકોના ચૂલે દૂધ ગરમ કરી બધાને તે થોડું થોડું વહેંચીને મેં થોડું પીધું. દૂધ ઘટ્ટ અને મીઠું હતું. દૂધ પીને હું માનસરોવરને કિનારે ફરવા નીકળ્યો. આજે પૂર્ણિમાનો પૂર્ણચંદ્ર નીલાકાશમાં પૂર્ણકલાએ ખીલ્યો હતો. સ્વચ્છ આકાશમાં તે જાણે ચાંદીની ચકચકતી થાળી જેવડો અને નજીક જણાતો હતો. પવિત્ર માનસરોવરમાં પડેલું તેનું લાંબું પ્રતિબિંબ ચાંદીના ચળકતા મહાસ્તંભ જેવું લાગતું હતું. જળની અગણિત લહરિને લીધે તે તેજોમય મહાસ્તંભ જાણે હલતો જણાતો હતો. તેમાં ય તે જળલહરિઓ પર હંસોના ઝુંડના નૃત્યગાનથી અદ્ભુત દૃશ્ય નિર્માણ થયું હતું. આ જોતાં મારા હૃદયના ભાવ કાવ્યરૂપે આ પ્રમાણે ફૂટી પડ્યા :

### " BANK OF KAILĀS-MĀNAS "

" Travel O mind ! to the Bank of Kailas–Manas
These are places Holy on earth
They destroy the miseries accumulated in life
Gods reside there as the Swans,
Separating milk and water
For ever and ever.
The matted lock and the ashes
Adorn Lord Shiva,
Sitting for ever in quiet meditation,
Sages and saints deities and gods
Meditate on him and taste the bliss
Have faith and devotion as your armour shield
And bow down for ever at the feet of Lord Shiva."

જાણે રજતરસથી છલકાઈ રહેલા માનસરોવરનું અને તેમાં પ્રતિબિંબિત જ્ઞાનજ્યોતિનું દૃશ્ય એવું તો મનમોહક હતું કે હું સુરમ્ય

કિનારે બેઠો બેઠો દીર્ઘ સમય સુધી નિર્નિમેષ નયને તેને નિહાળતો જ રહ્યો. જાણે તે જ્ઞાનજ્યોતિ મને મૌનમાં ઉપદેશ આપી રહી હતી કે:

" सत्येन लभ्यस्तपसाह्येष आत्मा।
सम्यग् ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ॥ "

આજની અવિસ્મરણીય મંગલમયી રાત્રીની અપૂર્વ શોભા, પવિત્ર માનસરોવરનું મનમુગ્ધકારી મહાસૌંદર્ય, પુણ્ય ભૂમિનું વિશુદ્ધ અને મહાશક્તિશાળી દિવ્ય વાયુમંડળ વગેરે ચંચળ વ્યક્તિને 'ચિત્તસામ્ય' કરાવી દે તેવું ખરેખર અદ્‌ભુત હતું. હે માનસરાજ! તમને કોટિ કોટિ વંદન હો.

આ અનુપમ નૈસર્ગિક સૌંદર્યને નિહાળતાં મારા દેહમાં સાત્વિક ભાવનો ઓચિંતો ઉદય થયો. દેહમાં કંપ અને રોમાંચ થતાં જ નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી. ત્યાં તો નાદનો આવિર્ભાવ થતાં ઉચ્ચ સ્વરે ઓમ્... ઓમ્... ઓમ્... ગાન થવા લાગ્યું. થોડી વાર પછી આંખો બંધ થઈ ગઈ અને મન ઉર્ધ્વમુખી થવા લાગ્યું. બાહ્યભાન જલદી જવા લાગ્યું. આ અવસ્થામાં કેટલાક કલાક સુધી રહ્યા બાદ જ્યારે મારી આંખો ઉઘડી ત્યારે સમગ્ર પ્રદેશ ધવલ ચાંદનીમાં તરબોળ થઈ ગયો હતો. ચોમેર નિરવતાનું સામ્રાજ્ય હતું. આહા, કેવો અદ્‌ભુત પ્રદેશ! દિવ્ય ભૂમિ!! શિવલોક!!!

મોડી રાતે જ્યારે હું તંબૂમાં પાછો ફર્યો ત્યારે બધા યાત્રી ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા. પવિત્ર ભૂમિ પરની આવી મજાની ચાંદનીમાં મને પોઢી જવાનું જરા ય મન થયું નહીં, એટલે હું મારી પથારીમાં બેઠો-બેઠો પરમેશ્વરનું ચિંતન કરવા લાગ્યો. ઠંડી ધીમે ધીમે વધી રહી હતી.

" कबीरा सोया क्या करे, बैठा रहु अरु जाग।
जिनके संग ते बिछरयो, वाही के संग लाग ॥ "





## —: ચ્યૂ–ગોમ્પાના ચરણપ્રાંતમાં :—

તારીખ ૨૯ જૂન ને ગુરુવારનો શુભ દિવસ હતો. વહેલી સવારે યાત્રીઓ ઊઠવા લાગ્યા. મોટા તંબૂમાંના બેત્રણ યાત્રી તો ઘણા વહેલા ઊઠીને ત્રણચાર વાર હાજતે જઈ આવ્યા હતા. એ જોઈ હું સમજી ગયો કે એ લોકોએ ગઈ રાતે ચમરી ગાયના દૂધનો દૂધપાક ગટગટાવ્યો હતો તેનું આ પરિણામ હતું. મને તો ગઈ રાતે જ કીચ ખંપાએ ચેતવી દીધો હતો કે ચમરી ગાયનું ઘટ્ટ દૂધ ભલભલા પચાવી શકતા નથી એટલે પેટ છૂટી પડે છે. તેમની આ વાત સાંભળીને મેં બધું દૂધ થોડું થોડું દરેક ખંપા નોકરને વહેંચી દીધું હતું અને થોડું જ મેં પીધું હતું. તેથી મને કોઈ જાતની શારીરિક તકલીફ થઈ નહોતી. હું રાતભર જપ અને ઈશ્વરચિંતન કરતો બેસી રહ્યો હતો. બે વાર મેં તંબૂની બહાર નીકળીને આ પવિત્ર ભૂમિનું અદ્ભુત સૌંદર્ય નિહાળ્યું હતું. હું ચાર વાગતાં જ પવિત્ર માનસરોવરમાં સ્નાન કરવા ઊતર્યો. તેનું નિર્મળ જળ કંઈક ઉષ્ણ લાગી રહ્યું હતું. અહીંથી સો એક ફૂટ દૂર હંસોનાં ઝુંડનાં ઝુંડ 'ચીં....ચાં....ચિચક્.....' એવા કર્ણપ્રિય કલરવ કરતાં કરતાં આનંદથી જળક્રીડા કરી રહ્યાં હતાં. મારા માટે આ અપૂર્વ ને અદ્ભુત દૃશ્ય હતું. લગભગ ૪ાા વાગે પૂર્વ દિશાનું આકાશ જાણે કુમકુમના છંટકાવથી લાલચટક બની ગયું. આહા, કેવું મજાનું મનમુગ્ધકારી દૃશ્ય ! સુગંધી સમીર મંદ મંદ વહેતો માનસરોવરના

રાજહંસોને પ્રસન્ન કરતો અને પુણ્યસલિલમાં લહેરખીઓ પાડતો આગળ વધી રહ્યો હતો. અર્ધો કલાકમાં પ્રાચીના નીલાકાશમાં છવાએલી લાલિમા ઓછી થઈ ગઈ એટલે ત્યાંની ક્ષિતિજમાંથી સોનાની થાળી જેવા સૂર્યદેવ સાત અશ્વ જોડેલા એક પૈડાના રથ પર આરૂઢ થઈને ધીમે ધીમે બહાર આવ્યા અને પોતાના સહસ્ર સહસ્ર સોનેરી કોમળ રશ્મિનું ચારેબાજુએ પ્રસરણ કરવા લાગ્યા. જાણે તે કણકણમાં પ્રાણ પૂરવા લાગ્યા. આહા! કેવું મનમોહક દૃશ્ય! હું ભગવાન સવિતાનારાયણને ગદ્‌ગદ્ કંઠે બે હાથ જોડીને પ્રાર્થના કરવા લાગ્યો :–

"सप्ताश्वरथमारूढं प्रचण्डं कश्यपात्मजं ।
श्वेतपद्मधरं देवं तं सूर्यं प्रणमाम्यहम् ॥"

ભાસ્કરદેવના હિરણ્યમય મૃદુ રશ્મિઓના સ્પર્શમાત્રથી પવિત્ર માનસરાજનું તરંગિત નિર્મળ જળ જાણે સુવર્ણ લહેરોવાળું બની ગયું. જાણે 'વિરાટ પુરુષ'ની અગણિત સ્વર્ણમય પગલીઓ! આ કલ્પનાતીત દૃશ્યથી હું આનંદવિભોર થઈ ગયો, આંખોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. થોડી વારે સ્વસ્થ થતાં મેં જગતના આત્મા આદિત્યને શુભ ૧૨ નામ બોલતાં બોલતાં ક્રમશઃ જલાંજલિ અર્પી. ત્યાર પછી હું જળમાંથી બહાર આવ્યો અને વસ્ત્રો બદલીને તંબૂમાં પ્રવેશ્યો. તે વખતે યાત્રીઓ રકાબીમાં ફૂંક મારી મારીને ગરમાગરમ ચા પી રહ્યા હતા. મેં બધા યાત્રીઓને જણાવ્યું કે, "આપણો આજનો મુકામ 'ચ્યૂ–ગોમ્પા' પાસે થવાનો છે. હવે તો બધાએ આ પવિત્ર માનસરોવરનો કિનારો છોડીને તેનાથી દૂરના રસ્તે આગળ વધવાનું છે. આ પુણ્યપ્રદ યાત્રામાં પાછું માનસરોવર આવવાનું નથી, માટે બધા ભાઈઓ! તમારે આ પુનિત સરોવરમાં જેટલું સ્નાન કરવું હોય તેટલું ધરાઈને કરી લેજો અને તીર્થજળ ભરી લેજો. આવો સુઅવસર આ જીવનમાં પાછો આવવાનો નથી. માટે હવે જલદી કરો." મેં જોયું કે અહીંની કડકડતી ઠંડીને લીધે બેત્રણ યાત્રી સિવાય બીજા કોઈ પર મારા શબ્દોની કાંઈ અસર થઈ નહીં. ગોળવાળા ભગત મને કહેવા લાગ્યા, "ફીચ ખંપાએ કહ્યું છે કે 'ચ્યૂ ગોમ્પા' પાસે ગરમ પાણીનો ફુવારો છે અને ત્યાં સ્નાન કરવા માટે સારી સગવડ છે, માટે હવે તો ત્યાં જ 'નાવણ–ધોવણ' પતાવશું." આ સાંભળી હું ચૂપ થઈ ગયો. સંત કબીર

સાહેબની પેલી વાણી યાદ આવી ગઈ, "पानी में मीन पियासी, मुझे देखत आवे हांसी ॥"

થોડી વારમાં નોકર 'છીરીંગ' ઘોડાખચ્ચરોને તંબૂ પાસે લઈ આવ્યો એટલે કીચ ખંપાએ બધા યાત્રીઓને સાબદા થઈ જવા હાક મારી. આ સાંભળી બધા 'હાંફળા ફાંફળા' થઈ ગયા અને જલદી જલદી ગરમ કપડાં પહેરીને તૈયાર થઈ ગયા. ખંપા નોકર લોકોએ આવીને યાત્રીઓનાં બિછાનાં સમેટી દીધાં અને તેને પશુઓની પીઠ પર બાંધવા લાગ્યા. કીચ ખંપા અને પસાંગ તંબૂ અને રાવટીઓ છોડવા માંડ્યા. જોતજોતાંમાં તો સપાટ ભૂમિ પહેલાંની માફક એકદમ ખુલ્લી થઈ ગઈ. આ જોઈને 'ખેમા'માં રહેતું 'ડોકપા' કુટુંબ અમને બધાને વિદાય આપવા માટે આવી પહોંચ્યું. જો કે અમે તો તેઓના ફક્ત એક દિવસના પાડોશી બન્યા હતા તેમ છતાં ય એટલા ટૂંકા સમયમાં તે બધા અમારા સ્વભાવ પર વારી ગયા હતા. મેં ગઈ કાલે સાંજે એક 'ડોકપા' સ્રીને પાંચ રૂપિયાની નોટ આપીને ચમરી ગાયનું તાજું ઘી નવા વાસણમાં ભરીને લઈ આવવા કહ્યું હતું. સવારના પહોરમાં અમને અહીંથી રવાના થવાની તૈયારી કરતા જોઈ તે બિચારી સ્રી દોડતી દોડતી અમારા તરફ આવી રહી હતી. તેના હાથમાં લાલ રંગનાં ટપકાંવાળી ચામડાની થેલી જણાતી હતી. મારી પાસે આવીને તે મને કહેવા લાગી કે "વહેલી સવારે જ દહીં વલોવીને ઘી (માખણને તિબેટી લોકો ઘી કહે છે) તૈયાર કરી નાખ્યું હતું પણ તેને ભરવા માટે નવું વાસણ નહોતું, એટલે મારા છોકરાને કહીને ઘેટાંનું બચ્ચું 'વધેરાવી' (કતલ કરાવી) તેના કૂણા ચામડાની જલદી થેલી શીવી તેમાં તાજું ઘી ભરીને લઈ આવી છું." આમ કહેતાંક તે મને તેના હાથમાં પકડેલી લોહીના ટીપાં બાઝેલી ચામડાની થેલી આપવા લાગી. તે જોતાં મને તેમજ બીજા યાત્રીઓને ચીતરી ચડી. મેં તે સ્રીને કહ્યું, 'મારે આવું ઘી નથી ખાવું, તું તે પાછું લઈજા અને તારા બાળકને ખવરાવી દે. મારે હવે તો તેના પાંચ રૂપિયા પણ પાછા નથી જોતા." મારી વાત સાંભળીને તે બિચારી રોવા જેવી થઈ ગઈ. તેને માંસાહારી અને શાકાહારી વચ્ચેનો ભેદ જ મગજમાં ઊતરતો નહોતો. ઊતરે પણ ક્યાંથી? તે જે બૌદ્ધધર્મી દેશની નિવાસી હતી તેમાં 'अहिंसा परमो धर्म'ની જગાએ 'जीवो जीवस्य जीवनम्' સિદ્ધાંતની 'બોલબાલા' હતી.

બધો સરસામાન ઘોડાખચ્ચરો પર બંધાઈ જતાં અમે બધાએ 'કૈલાસપતિ ભગવાન'ના શુભ નામના જયનાદો કરી ગગન ગજવી મૂક્યું, અને અહીંથી રવાના થયા. 'ડોકપા' કુટુંબ અમારી તરફ નીચાં માથાં કરી કરી ઝૂકતું અમને ભાવભરી વિદાય આપવા લાગ્યું. અમે અહીંથી થોડાં ડગલાં આગળ વધી લીલીછમ ભૂમિ પાસે આવ્યા ત્યારે ત્યાં ડોકપા લોકોની કેટલીક હૃષ્ટપુષ્ટ ચમરી ગાયો કુમળું ઘાસ ચરી રહી હતી. આમાંની કેટલીક ગાય કાળી, કેટલીક ગાય સફેદ તો કેટલીક મિશ્રરંગી હતી. દરેકના શરીર પર ૧½ થી ૨ ફૂટ લાંબા લાંબા વાળ હતા. કહે છે કે તિબેટની આવી એક એક ગાય ઓછામાં ઓછું પાંચશેર દૂધ સહેજે આપે છે. પશુઓ દોહવાનો સમય સવાર ને સાંજ જ હોય છે. કોઈ ડોકપા રાત્રે પશુને દોહતા નથી તેમ દૂધ વેચતા નથી. તિબેટી લોકો ચમરી ગાયને 'ડેમો' કહે છે. તિબેટી 'યાક' એ ભારતીય સાંઢ જેવું પ્રાણી છે. તેના શરીરે ચમરી ગાયના જેવા લાંબા લાંબા વાળ હોય છે, તે તિબેટની અસહ્ય ઠંડીથી તેનું રક્ષણ કરે છે. 'ડેમો' અને 'યાક' સિવાય 'ઝબ્બૂ' નામનું આવું જ એક ત્રીજું પ્રાણી છે, જે ભારતીય ગાય અને તિબેટી યાકથી સંકરિત થયેલું છે. યાક અને ઝબ્બૂ બોજો ઊંચકવામાં અને ખેતીવાડીના કાર્યમાં ઉપયોગમાં લેવામાં આવે છે, પણ 'ડેમો' (ચમરી ગાય) ને તો ફક્ત દૂધ માટે જ પાળવામાં આવે છે. જે યાક અને ઝબ્બૂને સવારીના કામમાં લેવાય છે તેને 'નાભા' કહેવામાં આવે છે. 'યાક' નર જાતિનું પ્રાણી છે, જ્યારે 'ડેમો' (ચમરી ગાય) નારી જાતિનું પ્રાણી છે. દેખાવમાં તે બન્ને સરખાં લાગે છે.

અમે બધા પવિત્ર માનસરોવરને કિનારે કિનારે પશ્ચિમ દિશામાં આગળ વધવા લાગ્યા. હવા ખુશનુમા હતી. આ રસ્તે રાજહંસોના અસંખ્ય પીંછાં પડેલાં જોવામાં આવ્યાં. મોટાં પીંછાંને વીણી વીણીને હું એકઠાં કરવા લાગ્યો. થોડું આગળ જતાં સુંવાળા ને રંગબેરંગી નાના મોટા પથ્થરોથી છવાયલો માર્ગ શરૂ થયો. આ જોઈ હું તો સુંદર અને ગોળ રંગીન પથ્થરો વીણી વીણીને ગજવામાં મૂકવા લાગ્યો. જેમ જેમ અમે આગળ વધવા લાગ્યા તેમ તેમ રસ્તામાં એવા તો મજાના વિવિધરંગી લીસા અને ગોળમટોળ નાના મોટા પથ્થરો જોવામાં

આવ્યા કે મનમાં થયું કોને લઈએ અને કોને નહીં. હવે તો ગજવામાં વજન વધી ગયું એટલે ચાલવામાં અસુવિધા થવા લાગી. છેવટે ન છૂટકે મારે વજન ઘટાડવા માટે તેમાંના ઘણાખરા મજાના પથ્થરો માનસરોવરમાં પધરાવી દેવા પડ્યા. આ પથરાળ રસ્તે આગળ વધતાં માનસરોવરમાં દૂધ જેવા સફેદ અને રૂના ગાભા જેવા હળવા લાલચટક ચાંચવાળાં અને કાળી ભમ્મર લાંબી આંખોવાળાં મજાનાં રાજહંસોનાં ઝુંડનાં ઝુંડ વિહાર કરતા જોવામાં આવ્યાં. દરેક રાજહંસ પોતાના પરિવાર સાથે એકબીજાથી થોડા થોડા અલગ રહીને આનંદથી વિહાર કરી રહ્યા હતા. દરેક પરિવારમાં હંસ અને તેની ડાબી બાજુએ હંસી તથા તે બેઉની વચ્ચેની જગામાં આગળ સૌથી મોટાં બચ્ચાં અને તેઓની પાછળ નાનાં બચ્ચાં તરી રહ્યાં હતાં. એ બધાં આનંદી ને સુખી રાજહંસોનાં ટોળાં આદર્શ ગૃહસ્થાશ્રમની સંયુક્ત કુટુંબની ભાવનાનો જાણે મૂક ઉપદેશ આપી રહ્યા હતા. આ અદ્ભુત દૃશ્ય જોતાં જોતાં અમે કિનારા પરના રસ્તે આગળ વધવા લાગ્યા. કિનારા પર એક જગાએ બે મોટી મરેલી માછલી પડેલી જોવામાં આવી. ભારે પવનને લીધે ઊઠેલાં મોજાંની પાણી સાથે લાગેલી થાપટથી આ બેઉ માછલીઓ મરી હોવી જોઈએ એવું મને જણાયું. તિબેટી લોકો પવિત્ર માનસરોવરમાં માછલીઓ મારતા નથી તેમ કોઈને મારવા પણ દેતા નથી. તેમાંનાં પક્ષીઓને પણ મારતા નથી, કિન્તુ તેઓનાં ઈંડાંને ખાવામાં પાપ ગણતા નથી. એક તિબેટી પાસેથી મેં એવું સાંભળ્યું હતું કે માનસરોવર પાસેના 'રાક્ષસતાલ' નામના મોટા સરોવરની વચ્ચે આવેલા 'લાચાતો' નામના નાના બેટમાં પૂર્વ દિશામાં આવેલી પથરાળ સપાટ ભૂમિ પર શીતકાળમાં જ્યારે અસંખ્ય માદા હંસ ઈંડાં મૂકે છે ત્યારે તિબેટી શિકારી લોકો સરોવરના જામી ગયેલા પાણી પર ચાલીને ત્યાં પહોંચી જાય છે અને હજારોની સંખ્યામાં ઈંડાં વીણી લઈ આવે છે.

માનસરોવરના કિનારાથી થોડા ઉપરના ભાગમાં આવેલી પગદંડી પર અમે બધા આગળ વધવા લાગ્યા. થોડું અંતર કાપ્યું ત્યાં તો કેડીની ડાબી બાજુ પરના મોટા ખડકમાં નીચેના ભાગમાં બનેલી બે ગુફાઓ જોવામાં આવી. આ બધા ખડકોને જોતાં એ સ્પષ્ટ થતું હતું કે અહીં કોઈ એક કાળમાં મહાસાગર હોવો જોઈએ.

હું પગદંડી છોડી ડાબા હાથ પરનું થોડું ચડાણ ચડીને ગુફામાં આવ્યો. ગુફા ઘણી મોટી હતી. અંદરના એક ખૂણામાં પથ્થરોના ત્રણ ચૂલા હતા. ધુમાડાથી ગુફાની છત કાળીમશ થઈ ગઈ હતી. આ પ્રાચીન ગુફાનું વાયુમંડળ જોતાં મને થયું કે અહીં કેટલાય ભારતીય યોગીઓએ અને તિબેટી બૌદ્ધધર્મી લામાઓએ તપસ્યા કરી હોવી જોઈએ. મેં એવું સાંભળ્યું હતું કે ભારતના પ્રસિદ્ધ અવધૂત શ્રી તૈલંગ સ્વામી, હઠયોગી ઊર્ધ્વબાહુ અને વિશ્વપ્રવાસી શ્રી પૂર્ણ પુરી મહારાજ, શ્રી સિદ્ધ ગિરિ સ્વામી વગેરેએ માનસરોવરના કિનારા પરની કોઈ એક ગુફામાં ઘણાં વર્ષ રહીને ઘોર તપસ્યા કરી હતી. શ્રીમદ્ આદિ શંકરાચાર્ય મહારાજે પણ પોતાની કૈલાસયાત્રામાં માનસરોવરના કાંઠા પરની એક ગુફામાં કેટલાક દિવસ તપસ્યા કરી હતી એવું તેમના જીવનચરિત્રમાં છે. બૌદ્ધ ધર્મના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે વિક્રમશીલા મહાવિહારના આચાર્ય 'શ્રી અતિશ દીપંકર શ્રીજ્ઞાન' તિબેટમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે આવ્યા હતા ત્યારે તેમણે આ ગુફામાં ઈ. સ. ૧૦૩૪ના વર્ષનું એક અઠવાડિયું ધર્મગ્રંથ લખવામાં અને ધ્યાનસાધના કરવામાં ગાળ્યું હતું. માનસરોવરની ૫૫ માઈલની પરિધિમાં આવેલી કેટલીક ગુફાઓ કરતાં આ ગુફા સારી, અને ગરમ છે, કારણ કે સમીપના માનસરોવરની અંદરના આ તરફના ભાગમાં ગરમ પાણીનાં ઝરણાં છે. વળી પૂર્વ દિશામાં ઊગતા સૂર્યનાં કિરણો સીધાં આ ગુફાની આજુબાજુમાં આવતાં હોવાથી અહીં સવારે ઠંડીનું પ્રમાણ ઓછું રહે છે. આ ગુફાની ઉપરના ભાગમાં નીચે તરફ ઝૂકી રહેલો ગેરૂઆ અને સફેદ રંગના પટાવાળો બૌદ્ધમઠ જોવામાં આવ્યો. માનસરોવરના કિનારાથી તે લગભગ ૧૫૦ ફૂટની ઊંચાઈ પર હતો. ત્યાં જવા માટે વાંકીચૂકી નાની કેડી હતી. તિબેટી લોકો તે મઠને 'ગુસલ ગોમ્પા' કે 'ગોસલ ગોમ્પા' કહે છે. ( જુઓ ચિત્ર નં. ૯૮ ). તિબેટી ભાષામાં 'ગો'=મસ્તક, 'સ'= પૃથ્વી, 'લ્હ'=દેવતા, 'ગોમ્પા'=મઠ. એટલે કે એ મઠ 'દેવ–ભૂમિનું માથું' છે, 'માનસરોવરનું વિશેષ દેવસ્થાન છે'. પશ્ચિમ તિબેટના કૈલાસ–માનસરોવરની પ્રદક્ષિણા માર્ગ પર આવેલા બધા ગોમ્પા જોવાની મારી ઇચ્છા હોવાથી હું ગુસલ–ગોમ્પામાં જવા માટે વાંકીચૂકી પગદંડી ચડવા લાગ્યો. રસ્તામાં ગેરૂઆ રંગથી રંગેલા બે 'ચોરતેન' ( સ્તૂપ ) આવ્યા. તેના પર સફેદ રંગના કાપડની 'દરચોક'

( ધજા ) ફરફરતી હતી. પગદંડી એવી તો અવડ હતી કે ચડાણ ચડતાં ઘણી સાવધાની રાખવી પડતી હતી. ગોમ્પા તરફ મને આવતો જોતાં તેની અગાશી પર આરામથી બેઠેલાં આછા ભૂરા રંગનાં કેટલાંક 'ગંગબા' નામનાં પક્ષીઓ અને રાજહંસો ચિચિયારી કરતાં ઊડવા લાગ્યાં. એ જોઈ મને થયું કે કદાચ તે બધાં નિર્દોષ પક્ષીઓએ મને ચીની સિપાઈ માની લીધો હશે ! ચડાણ ચડીને જ્યારે હું ગોમ્પાને દરવાજે આવ્યો ત્યારે તેના બધાં બારી-બારણાં બંધ જોવામાં આવ્યાં. બૂમો પાડી પાડીને ત્રણચાર વાર મેં દરવાજો ખખડાવ્યો પણ પ્રત્યુત્તર મળ્યો નહીં. છેવટે હું દરવાજો ઉઘાડીને અંદર પેઠો. ઝાંખા પ્રકાશમાં માલૂમ પડયું કે અંદરના ઓરડા અવાવરુ હતા અને કેટલીક વસ્તુઓ વેરણછેરણ પડી હતી. આ બધું જોતાં અનુમાન કર્યું કે ચીની સિપાઈઓની ઝેરી ચાબુક અહીં પણ વીંઝાઈ ચૂકી છે, જેથી આ ગોમ્પાના લામાઓ અને ડાબાઓ ગોમ્પા છોડીને રાતોરાત નાસી ગયા છે. ઓરડાની અંદરનું દૃશ્ય ભયાવહ હતું. કોઈ ખૂણામાં બકરીઓની લીંડીઓના ઢગલેઢગલા પડ્યા હતા તો કોઈ ખૂણામાં પશુઓનાં ચામડાં અને ઊનના ફીંડલાં પડ્યાં હતાં. અંદરના એક ઓરડાના દરવાજા પર ચોંટાડેલા જૂના કાગળ પર 'સંસારચક્ર' ચીતરેલું હતું જેમાં વર્તુળને ( પૃથ્વી ) પોતાના દાંતો વડે પકડેલો મૃત્યુરૂપી ભયંકર રાક્ષસ દેખાડેલો હતો. તેની આજુબાજુમાં કબૂતર, સૂવર, સર્પ વગેરેનાં ચિત્રો તેમ જ મંત્રો હતાં. તેમાં સ્વર્ગ, નરક, ધર્મરાજા વગેરે પણ ચીતરેલાં હતાં. જમણી બાજુની દીવાલમાં બનાવેલા મોટા ગોખલામાં તૂર્કી ટોપી જેવા આકારનો 'કોર્લો' ( મણિમંત્રવાળો ઘુઘરો ) જોવામાં આવ્યો. તિબેટી ભાષામાં 'કોર' = પ્રદક્ષિણા, 'લ્હો' = દક્ષિણ દિશા. કોર્લો એટલે જેને દક્ષિણ હાથ તરફથી ( જમણી બાજુથી ) ઘુમાવવામાં આવતું મણિમંત્ર ભરેલું એક પ્રકારનું યંત્ર. હિંદુ દેવસ્થાનોમાં બહારના ભાગમાં જેમ ઘંટ ટિંગાડેલો હોય છે તેમ તિબેટના ગોમ્પાઓમાં 'કોર્લો' જડેલાં હોય છે, જેને જમણા હાથ વડે સવ્ય ( જમણી બાજુ ) ફેરવવામાં આવે છે. કેટલાક ગોમ્પાઓની બહારના ભાગમાં પવનથી ફરે તેવા અને જળ વડે ફરે તેવા મોટા મોટા કોર્લો બનાવેલા હોય છે. ઘણી જગાએ તો લાકડા અને પથ્થરના બનાવેલા મોટા ઘોડાઓ પર મોટા કોર્લો જડવામાં આવેલા હોય છે. મોટા કોર્લોને 'કોરચેન' કહે છે.

આવા ‘ કોરચેન ’ બબ્બે ને ત્રણ ત્રણ ગજ વ્યાસના અને ત્રણચાર ગજ ઊંચાઈના કે તેનાથી ય જાડા ને ઊંચા હોય છે. તાકલાકોટ પાસેના ‘ ખોચરનાથ ગોમ્પા ’માં આવો એક ‘ કોરચેન ’ જોવા મળે છે. નાના અને મોટા કોર્લો અને કોરચેનમાં હજારો, લાખો ને કરોડો મણિમંત્ર લખેલા કાગળના ટુકડા ભરવામાં આવે છે. આવા કોર્લો કે કોરચેનને એકવાર ફેરવવાથી તેમાં સુરક્ષિત મંત્રોના જપ જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે એવી તિબેટી લોકોની માન્યતા છે. જપસાધના કરનાર સાધકના હાથમાં ફરતા નાના કોર્લો ચાંદી પિત્તળ કે ત્રાંબાના બનેલા હોય છે. આ કોર્લો ચાર વસ્તુઓને જોડીને બનેલો હોય છે, જેવી કે : ( ૧ ) ડબ્બી. ( ૨ ) હાથો. ( ૩ ) અંદરની ખીલી. ( ૪ ) સાંકળી. ( જુઓ ચિત્ર નં. ૮૯ ). જપસાધક મુખથી મધ્યમ સ્વરે મણિમંત્ર બોલતો બોલતો એક હાથ વડે કોર્લો ઘુમાવે છે અને બીજા હાથ વડે માળા ફેરવતો જાય છે. આ માળામાં હિંદુઓની માળા માફક ૧૦૮ની સંખ્યામાં મણકા હોય છે. આવી માળા લાકડા, પથ્થર, હાડકા વગેરેના મણકાની હોય છે. મેં એક તિબેટી ‘તાંત્રિક લામા’ને સર્પના હાડકાંની માળા ફેરવતો જોયો હતો.

ઘેરા લીલા રંગથી રંગેલા ‘ કોર્લો ’ને મેં મારા જમણા હાથની હથેળી વડે સવ્ય દિશામાં પાંચ વાર ફેરવ્યો, ત્યાર પછી હું પાસેના ‘ દુવંગ ’ ( મોટા ઓરડા ) માં પેઠો. અહીં મેં જોયું કે પૂજાનાં અને રસોઈનાં ચાંદીનાં તેમ જ તાંબાપિત્તળનાં નાનાં મોટાં વાસણો એક ખૂણામાં ખડકેલાં હતાં. તે બધાં પર ધૂળના થથેડા જામી ગયા હતા. એ જોઈને મારું મન ઉદ્વિગ્ન થઈ ગયું. આથી હું પીઠ ફેરવીને થોડાં ડગલાં ચાલી મૂર્તિઓની સમક્ષ આવ્યો. કાંસા અને પિત્તળની સુંદર મોટી મોટી દેવમૂર્તિઓ પર પણ ધૂળ ચડી ગઈ હતી. એક મૂર્તિનો તો ડાબો ખભો તૂટેલો હતો. કોઈ ધર્મદ્વેષી ચીની સિપાઈએ તેને તોડી હોવી જોઈએ. મેં જોયું કે દરેક મૂર્તિના હાથ પર સફેદ પટ્ટી બાંધી હતી અને તે બધી પર ચીની અક્ષરોમાં લાખનું સીલ પાડેલું હતું. એ મૂર્તિ લામા ‘ ક્યંગુન–ઝીંગબા–નુરબુ ’ની હતી. તેણે આ ‘ ગોસલ–ગોમ્પા ’ બંધાવ્યો હતો. સમીપની બે ફૂટ ઊંચી સુંદર ધ્યાનમૂર્તિ ભગવાન બુદ્ધની હતી. તેને પણ સીલ મારવામાં આવ્યું હતું. તેની પાસેની એક નાની વિચિત્ર મૂર્તિ દેવ ‘ દેમચોગ ’ કે ‘ પાવો ’ અને દેવી દોર્જે-

ફાન્ગમો 'ની 'યબ–યુમ' ( આલિંગન ) ક્રિયાવાળી હતી. તેની પાસે 'પ્રજ્ઞાપારમિતા' ( બ્રહ્મવિદ્યા ), અવલોકિતેશ્વર, જમ્યંગ વગેરે દેવતાની મૂર્તિઓ હતી. મહાકાળી જેવી એક બિહામણી મૂર્તિ હતી જેના માથા પર નરકંકાલનો ( માણસની ખોપરીઓનો ) મુકુટ હતો અને જેને ત્રણ આંખો હતી. તિબેટી લોકો તે રુદ્રસ્વરૂપિણી દેવીને 'પલદેન–ચેમો' કહે છે. એક નાની મૂર્તિ 'જેચુન ડોમા' ( શ્વેત તારા દેવી )ની હતી. બધી મૂર્તિઓ પર સીલ કરેલી પટ્ટીઓ બાંધેલી હતી. મૂર્તિઓની ડાબી બાજુના લાકડાના મોટા ગોખલામાં લાલ રંગના કપડા વડે વીંટીને ઘણા ધર્મગ્રંથો સાચવી રાખવામાં આવ્યા હતા. તે બધા પર પણ સીલ હતાં. આ ઓરડાની દીવાલો પર કપડા પર ગૂંથેલા વિવિધ રંગી સુંદર 'થંકા' ( ચિત્રો ) ટિંગાઈ રહ્યાં હતાં. ( જુઓ ચિત્ર નં–૯૦ ). આ બધી મૂર્તિઓના મુખ પવિત્ર માનસરોવર તરફ ( પૂર્વ દિશામાં ) હતાં. દીવાલમાં બનાવેલી બારીમાંથી સરોવરનું નીલ જળ દેખાઈ રહ્યું હતું. તે બારીમાં એક મોટો કાળો પથ્થર અને તેના પર મનુષ્યની મોટી ખોપરી પડી હતી. તાંત્રિક લામાઓ આવી ખોપરીમાં ભોજન કરતા હોય છે. તિબેટના ચોર–ડાકૂઓ ગોમ્પાની કોઈ વસ્તુ ચોરતા નથી. આમ કરવું તે મહાપાપનું કાર્ય છે એમ તેઓ માને છે. 'યોગવિદ્યા'ના સાચા અભ્યાસીઓ માટેનું આવું ઘણું યોગ્ય સ્થાન 'ગોસલ–ગોમ્પા'ની થયેલી આવી અવદશા જોઈ મારું હૃદય રડી પડ્યું. ધર્મશૂન્ય વ્યક્તિ કેટલી હદ સુધી જઈ કેવી અમાનવીય બની જાય છે તેનું આ ગોમ્પા પ્રત્યક્ષ પ્રમાણ હતો. હું ખિન્ન મને ગોસલ–ગોમ્પાની બહાર નીકળ્યો અને તેનું મહાદ્વાર બંધ કરી દીધું. એટલામાં તો કેસર કૂતરો આવી પહોંચ્યો. તેની પાછળ ફીચ ખંપા અને યાત્રીઓ પણ આવી પહોંચ્યા. આ બધાં ટેકરીના રસ્તે થઈ અહીં આવ્યાં હતાં. તે કહેવા લાગ્યા કે તે રસ્તે થઈને આવતાં તેઓએ જમણી બાજુ પર સુંદર માનસરોવરના અને ડાબી બાજુએ વિશાળ રાક્ષસતાલના અદ્ભુત દર્શન કર્યાં. ફીચ ખંપાએ ગોમ્પાનો દરવાજો ઉઘાડ્યો એટલે બધા યાત્રી અંદર પેઠા. હું પણ ફરીથી અંદર આવ્યો. ફીચ ખંપા પોતાના ધર્મની દરેક વસ્તુ યાત્રીઓને સમજાવવા લાગ્યા. ગ્રંથાલયમાંથી એક મોટું પુસ્તક લઈને મેં ઉઘાડ્યું તો તેમાં કાળીભમ્મર શાહી વડે સુંદર મજાના અક્ષરોમાં તિબેટી ભાષામાં કંઈક લખ્યું હતું.

ઇતિહાસકારોનું એવું કહેવું છે કે તિબેટી ભાષા ઘણી ભાષાઓના મિશ્રણથી બનેલી છે. આ ભાષા બર્મી જેવી છે. તેની વર્ણમાળામાં 'અ'થી શરૂ કરી ૨૦ વ્યંજન છે તે સંસ્કૃત ભાષામાંથી લેવામાં આવ્યાં છે. તિબેટી ઉચ્ચારણની સુવિધાથી તેમાં 'ચ, છ, જ, શ અને સ' વગેરે ૬ નવા શબ્દો જોડવામાં આવ્યા છે. 'ઘ, ઝ, ઢ, ધ, ભ' જેવા કેટલાક વર્ણો તિબેટી ભાષામાં નથી. 'ત્સ્, દ્જ્' જેવા નવા વર્ણોને ઉમેરવામાં આવ્યા છે. સ્વરમાં 'ઈ, ઉ, એ, ઓ' આટલાનો જ ઉપયોગ થાય છે. લખવામાં હ્રસ્વ કે દીર્ઘનો ભેદ હોતો નથી. વાક્યની રચનામાં ક્રિયા છેલ્લે આવે છે. આ દૃષ્ટિએ જોતાં તિબેટી ભાષા ચીની ભાષાથી ભિન્ન છે. સાતમી શતાબ્દિમાં તિબેટના સમ્રાટ 'સ્રોં-બચન્' (સ્રોંગચન ગમ્પો)ના મંત્રી 'થોન' ગામના રહેવાશી 'થોન-મી-અનુ'નો પુત્ર 'થોન-સી' પોતાના રાજાના આદેશથી સોળ સાથીદારોને સાથે લઈને તિબેટી ભાષાની લિપિ તૈયાર કરવા માટે ભારતમાં આવ્યો હતો. ભારતમાં રહીને તેણે વિભિન્ન ભાષાઓની લિપિઓનો અભ્યાસ કરી એક અલગ લિપિ તૈયાર કરી હતી. તે લિપિ કાશ્મીરની 'શારદા લિપિ' જેવી હતી. જ્યારે તે તિબેટી ભાષાની નવી લિપિ અને વ્યાકરણ લઈને તિબેટમાં પાછો આવ્યો હતો ત્યારે રાજાએ તેને ઘણું માન આપ્યું હતું. એ નવી લિપિ અને વ્યાકરણ શીખવા માટે સમ્રાટ સ્રોંગ-બચને પાટનગર 'લ્હાસા' સમીપના 'લોહ પર્વત'ની ગુફામાં ચાર વર્ષ ગાળ્યાં હતાં. તિબેટનો એ સમ્રાટ ભારતના સમ્રાટ હર્ષવર્ધનનો સમકાલીન હતો અને તેનો પ્રથમ પૂર્વજ કોસલરાજા પ્રસેનજીત (ઈ. સ. પાંચ કે છ)નો પુત્ર હતો.

તિબેટના ધર્મગ્રંથોમાં 'કંજૂર' (કં-ગ્યૂર) અને 'તંજૂર' (તં-ગ્યૂર) ઘણા પ્રસિદ્ધ છે. મોટા ગોમ્પાઓમાં આ બૃહદ્ ગ્રંથો જોવા મળે છે. 'કંજૂર' એટલે ભગવાન બુદ્ધનાં વચનોનો અનુવાદ, જે ૧૦૮ ભાગોમાં છે. 'તંજૂર' એટલે ધર્મશાસ્ત્રનો અનુવાદ, જે ૨૩૫ ભાગોમાં છે. મને એવું જાણવા મળ્યું હતું કે આ બેઉ મહાગ્રંથ 'ગોસલ-ગોમ્પા'માં સુરક્ષિત હતા, પણ થોડાં વર્ષ પહેલાં તે બન્નેને માનસરોવરના દક્ષિણ કિનારા પરના 'ઠુગોલ્હો-ગોમ્પા'માં લઈ જવામાં આવ્યા.

તિબેટમાં મૂર્તિપૂજાની શરૂઆત ક્યારથી થઈ તે વિષેનો ઇતિહાસ પણ જાણવા જેવો છે, જે આ પ્રમાણે છે :

સાતમી શતાબ્દિમાં તિબેટનો સમ્રાટ 'સ્રોં–બચન્' ઘણો જ પરાક્રમી હતો. તેના શૌર્યની પ્રશંસા સાંભળી ચીન અને નેપાળના રાજાઓએ પોતાની પુત્રીઓનો તેની સાથે વિવાહ કરાવ્યો. ચીનની રાજકન્યા 'કોંગ–જો' જ્યારે રાણી બનીને પતિના મહેલમાં આવી ત્યારે તે પોતાની સાથે ભગવાન બુદ્ધની પ્રાચીન મૂર્તિ લાવી હતી. એ મૂર્તિ ઘણાં વર્ષ પહેલાં ભારતમાંથી મધ્ય એશિયામાં થઈને ચીનમાં પહોંચી હતી. એ મૂર્તિની પ્રતિષ્ઠા તે રાણીએ લ્હાસા શહેરની ઉત્તરે 'ર–મો–છે'નું મંદિર બંધાવી તેમાં કરી. નેપાળના નરેશ શ્રી અંશુમાનની પુત્રી 'ભૃકુટિ' (રાણી બ્રિ–ચુન) તિબેટના સમ્રાટના મંત્રી 'થોન–મી' જ્યારે ભારતમાંથી તિબેટની નવી લિપિ તૈયાર કરીને પોતાના દેશમાં પાછો ફરી રહ્યો હતો ત્યારે તેની સાથે તિબેટમાં ગઈ હતી. તે પોતાની સાથે ધાતુની 'અક્ષોભ્ય ને મૈત્રેયની તથા ચંદનની ભગવતી તારાની મૂર્તિઓ લઈ ગઈ હતી. લ્હાસા નગરની વચ્ચે 'ખુલ–સૂનં' (ઠુનંગ) નામે સુંદર મંદિર બંધાવીને તેમાં તે મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવામાં આવી. સમ્રાટ 'સ્રોં–બચને' પોતાની બેઉ રાણીઓના પ્રભાવથી 'બૌદ્ધ ધર્મ' સ્વીકાર્યો હતો. આવી રીતે તિબેટમાં મૂર્તિઓ અને બૌદ્ધ ધર્મનો પ્રવેશ થયો અને અહીંનો પ્રાચીન ધર્મ ('બોન' કે 'પોન' ધર્મ) ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. બન્ને રાણીઓ–નેપાળની રાજકન્યા 'બ્રિ–ચુન' અને ચીનની રાજકન્યા 'કોંગ–જો'ને ક્રમશઃ ભગવતી 'ડોલકર'ને 'ડોલગંજ'નો અવતાર માનવામાં આવે છે. રાજા 'સ્રોં–બચન્'ને 'અવલોકિતેશ્વર'નો અને મંત્રી 'થોન-મી'ને વિદ્યાના દેવ 'મંજુશ્રી'નો અવતાર માનવામાં આવે છે.

આવી રીતે ભારતમાંથી મૂર્તિઓ અને 'બૌદ્ધ ધર્મ' ચીન દેશમાં થઈ તિબેટમાં અને નેપાળમાં થઈને તિબેટમાં પ્રવેશ્યાં હતાં.

* * * * * * *

ફ્રીચ ખંપા બધા યાત્રીઓને 'ગોસલ–ગોમ્પા'નો ખૂણેખાંચરો બધું બતાવવા લાગ્યા અને તેમાંની વસ્તુઓ વિષે સમજાવવા લાગ્યા.

બારીમાં પડેલો મોટો કાળો પથ્થર બતાવતાં તે કહેવા લાગ્યા કે, "આ ગોમ્પાના એક 'યોગી લામા'એ પોતાની અલૌકિક સિદ્ધિનાં બળથી આ પથ્થર માનસરોવરના જળમાંથી ક્ષણવારમાં જ આ બારીમાં લાવી આપ્યો હતો." તે પથ્થરની પાસે પડેલી મનુષ્યની મોટી ખોપરી બતાવતાં તે કહેવા લાગ્યા કે, "કોઈ એક મહાન 'ગ્યાગર લામા' (ભારતના મહાત્મા) જેણે ઘણાં વર્ષો સુધી કૈલાસની ગુફામાં અને માનસરોવરને તીરે યોગસાધના કરી હતી તેમની આ પવિત્ર ખોપરી છે." આ સાંભળી બધા યાત્રીઓએ તે ખોપરીને હાથ જોડી પ્રણામ કર્યા. ખોપરી જોઈ મને વિચાર આવ્યો કે મૃત્યુ કેટલું અનિવાર્ય અને ભયંકર છે કે તે મોટા મોટા મહાત્માઓને પણ પોતાના કરાલ મુખમાં 'ચટ કરી જાય છે', તો પછી સામાન્ય માણસની તે શી વિસાત! આ "ગોસલ-ગોમ્પા"ની પહેલાની જાહોજલાલી વિષે વાત કરતાં કીચ ખંપા કહેવા લાગ્યા કે, "અહીં અસંખ્ય બકરાંઘેટાં અને ચમરી ગાયો રાખવામાં આવતાં હતાં તેમજ ઘણા લામા અને ડાબા રહેતા હતા. અહીં દર મહિનાની સુદ ત્રીજને દિવસે 'ગુરુ પદ્મસંભવ'નો જન્મદિન, શુદ આઠમને દિવસે દેવીનો, પૂનમને દિવસે ભગવાન બુદ્ધનો તથા અમાસની વિશેષ પૂજાનો દિવસ ઉજવવામાં આવતા હતા. તે વખતની આ ગોમ્પાની શોભા નિરાળી જ હતી. અત્યારે તો અહીં જાણે 'ભૂત રુવે ભેંકાર' જેવું લાગે છે." આમ કહેતાં કહેતાં તો તેમની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં, એટલે તે ગોમ્પાની બહાર નીકળી ગયા.

અમે નાનો દાદરો ચડીને ગોમ્પાની અગાશીમાં આવ્યા. અહીંથી દેખાતું ચોમેરનું પ્રાકૃતિક દૃશ્ય ખરેખર અદ્ભુત હતું. સામેનું આછા લીલા અને નીલ રંગનું સાગર જેવું પવિત્ર માનસરોવર અને તેના જળ પર કિલકાર કરતા વિહાર કરી રહેલા રાજહંસોનાં ઝુંડનાં ઝુંડ ચિત્તાકર્ષક હતાં. મેં ઘણાંય સરોવરો જોયાં છે પણ આ માનસરોવરની તુલનામાં તો તે બધાં નહિવત્ જ કહી શકાય. માનસરોવરની વિશેષતા એ છે કે સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે તેના રંગ પ્રતિક્ષણ બદલાતા રહે છે. તેનો ૨૦૦ વર્ગ માઈલનો આખોય વિસ્તાર અદ્ભુત લીલા, વાદળી, નારંગી, ગુલાબી, પીળા, લાલ વગેરે રંગોથી એવો તો શોભે

છે કે દર્શક તેને જોતાં જોતાં તેમાં જ પોતાની સત્તાને ખોઈ નાંખે છે. તે વખતે તેને બાહ્યભાન ન રહેતાં એક પ્રકારની 'સમાધિ–અવસ્થા' પ્રાપ્ત થઈ જાય છે. ઈ. સ. ૧૯૦૭માં માનસરોવરની યાત્રા કરનાર ડૉ. સ્વેન હેડિન આ વિષેનો પોતાનો સ્વાનુભવ આ પ્રમાણે લખે છે :

"માનસરોવર પવિત્રતા અને શાંતિનો ભંડાર છે. પૃથ્વી પર કોઈ ભાષા નથી જેમાં એવા સારા શબ્દો હોય જે આ સરોવરનું સંપૂર્ણ વર્ણન કરી શકે. રાજહંસોનાં ટોળાં તરી રહ્યાં છે અને ચારે-બાજુ અવર્ણનીય શાંતિ છવાએલી છે જે વિચિત્ર પ્રકારની અલૌકિકતા, પ્રશાંતતા, ગંભીરતા અને સૂક્ષ્મતાના વાતાવરણથી પરિપૂર્ણ છે, જેનાથી મને શ્વાસ–પ્રશ્વાસ લેવામાં ય સંકોચ થવા લાગ્યો....મારા સમગ્ર જીવનમાં કોઈ વિવાહ સમયના વરઘોડાએ, કોઈ વિજય કે મૃત્યુ સમયના ગીતે કે દેવળના ઉપદેશે મને એટલો પ્રભાવિત નથી કર્યો જેટલો કે 'ગોસલ–ગોમ્પા'ની અગાશી પરથી નિહાળવામાં આવતા આ માનસરોવરના અદ્ભુત દૃશ્યે પ્રભાવિત કર્યો છે. મને એવું જણાવા લાગ્યું કે હું આકાશમાં તરી રહ્યો છું....આહા! માનસરોવર કેવું આશ્ચર્યજનક સરોવર છે! તેનું વર્ણન કરવા માટે મારી પાસે પૂરતું શબ્દભંડોળ નથી. હું મારા સમગ્ર જીવનકાળ દરમિયાન તેને કેમે ય ભૂલી શકું તેમ નથી. માનસરોવરથી વિદાય થતી વખતે મને અસહ્ય દુઃખ થયું....". ('Trans Himalaya' પુસ્તકના ભાગ ત્રીજામાંથી).

ઈ. સ. ૧૯૦૮માં કૈલાસયાત્રા કરી આવેલા 'સ્વામી હંસ' આ વિષેનો પોતાનો સ્વાનુભવ 'Holy Mountain' પુસ્તકમાં લખે છે : "હું 'ગોસલ–ગોમ્પા'ની અગાશીમાં ગયો અને ત્યાંથી મેં કૈલાસ શિખરનું દૃશ્ય નિહાળ્યું. આહા! કેવું સુંદરતમ દૃશ્ય! તે જોતાં મારું હૃદય આનંદથી ઉભરાવા લાગ્યું અને મારી આંખો હર્ષાશ્રુ વહેવરાવવા લાગી....માનસરોવર પવિત્રતાનું ઘર છે અને શાંતિનું સ્થાન છે. આ ખરેખર સ્વર્ગભૂમિ છે....આવા નિરવ અને સુંદર સ્થાનમાં મન આત્મસ્થ થઈ જાય છે...આ બધું અનુપમ દૃશ્ય જોતો હું ગોમ્પાની અગાશીમાં ચાર કલાક સુધી બેઠો રહ્યો...."

સૌંદર્યરાશિ માનસરોવરને 'ક્ષીરસાગર' કહેવામાં અતિશયોક્તિ નથી. આ માનસ–સર સૃષ્ટિસર્જક બ્રહ્માના સિદ્ધસંકલ્પ બળથી ઉદ્ભૂત

થયું છે તેમાં બે મત ન હોઈ શકે. સામેના પવિત્ર માનસરોવરને તેમ જ ઉત્તર દિશામાં ઝળહળી રહેલા ગિરિરાજ કૈલાસને અમે ભક્તિભાવથી પ્રણામ કરી અગાશીમાંથી નીચે ઊતર્યા અને 'ગોસલ–ગોમ્પા'માંથી બહાર આવ્યા. ગોમ્પાનું મહાદ્વાર જેમ હતું તેમ બંધ કરી દીધું. જે વાંકીચૂંકી ને પથરાળ પગદંડી ચડીને હું ગોમ્પામાં આવ્યો હતો તે જ પગદંડી પકડી ઉતરાણ ઊતરી અમે માન–સરોવરને કિનારે આવ્યા. યાત્રીઓ ઘોડેસવાર થયા એટલે ઘોડા આગળ વધવા લાગ્યા. રાજદેવ અને જયંતીભાઈના સુરમા અને મોતમા ઘોડા એવા તો દોડવા લાગ્યા કે ઝાલ્યા રહ્યા નહીં, છેવટે બન્ને સવારોને પીઠ પરથી સેરવી નાખ્યા. ભાગ્યજોગે કોઈ ને 'ખોડ-ખાંપણ' થઈ નહીં. નોકર 'આનસિં' ભાગતા ઘોડા પકડી લાવ્યો અને બેઉ યાત્રીને પોતપોતાના ઘોડા પર સાવધાનીપૂર્વક બેસાર્યા. હવે હું પહેલાની માફક એકલો ઝડપભેર આગળ વધવા લાગ્યો. અમારો આજનો પડાવ 'ગંગા–છૂ' નદી પાસેની 'ચ્યૂ–ગોમ્પા'ની ટેકરીની તળેટીના મેદાનમાં કરવાનું નક્કી થયું હતું, આથી હું તે દિશામાં આગળ વધવા લાગ્યો. હજી તો યાત્રીઓ ગઈ કાલના પડાવ 'શુશુપ–ત્સો'થી કેવળ ૫ માઈલ જ દૂર પહોંચ્યા હતા, હજી વધારે ૪ માઈલ ચાલવાનું હતું. લગભગ સવા માઈલ આગળ વધતાં સપાટ ભૂમિ જોવામાં આવી જેને તિબેટી લોકો 'ગોસલ–ચંગમા' કહે છે. અહીંથી હું શીઘ્ર આગળ વધ્યો. આકાશમાં સૂર્યભગવાન તપી રહ્યા હતા એટલે શરીરે ઘામ થવા લાગ્યો. કૈલાસ–માનસરોવરના આ પ્રદેશમાં સ્વચ્છ આકાશ હોય તો સખત તડકો લાગે છે, અને જો થોડી જ વારમાં વાદળાં ચડી આવે તો વરસાદ કે કરા વરસવા માંડે છે.

પગદંડી પર આગળ વધતાં પોણા માઈલ પર 'ત્સેરીંગ મદંગ' નામનું સ્થાન આવ્યું જ્યાં સપાટ ભૂમિ પર મણિમંત્રો કોતરેલા પથ્થરોની દીવાલ હતી. આ દીવાલને હું મારી જમણી બાજુ પર રાખીને ડાબી બાજુની કેડી પર આગળ વધવા લાગ્યો. હવે હું માનસરોવરના કિનારાથી 'છેતી–ત્સો' તરફ જઈ રહ્યો હતો. આ રસ્તે આગળ વધનાર યાત્રીઓને પોતાના યાત્રામાર્ગમાં પવિત્ર સરોવરમાં સ્નાન કરવાનું ફરી સૌભાગ્ય મળતું નથી, આથી મોટા ભાગના યાત્રીઓ આ જગાએ થોડું રોકાઈ પવિત્ર માનસરોવરમાં સ્નાન કરી, તેનું જળ

ભરી પછી જ અહીંથી આગળ વધે છે. મેં રસ્તામાં એક સપાટ જગાએ ઊભા રહીને નીલોદકવાળા પવિત્ર માનસરોવર તરફ દૃષ્ટિપાત કર્યો. તે વખતે મેં જોયું કે તેના નિર્મળ જળમાં કાળી પૂછડીવાળું 'ચકરમા' પક્ષી કિલકિલાટ કરતું આનંદથી ફેરફુદરડી ફરી રહ્યું હતું. મને તે જોવાની મજા પડતાં હું રસ્તા પર ઊભો રહ્યો. થોડી વારે તે ત્યાંથી ઊડીને દૂર દૂર ચાલ્યું ગયું, એટલે હું રવાના થયો. અહીંથી બે ફર્લાંગ આગળ વધતાં ડાબી બાજુએ સફેદ પાવડર જેવા રંગનો ખાવાના સોડાવાળો રસ્તો આવ્યો. કૈલાસયાત્રાના માર્ગમાં મેં આવો રસ્તો આ પહેલાં ક્યાંય જોયો નહોતો તેથી મને ઘણી નવાઈ લાગી. સૂર્યના તાપને લીધે અહીંનું પાણી સૂકાઈ જઈને તેનો આવો પાવડર બની ગયો હશે એમ મેં અનુમાન કર્યું. આ રસ્તે આગળ વધતાં એક પોચી અને ચીકણી જગામાં મારા બન્ને બૂટ ખૂંચી ગયા, તેથી ઘણી સાવધાનીપૂર્વક મારે તેમાંથી તે બેઉને બહાર કાઢવા પડ્યા. મેં જમીન પર બાઝેલો થોડો પાવડર સૂંઘી અને ચાખી જોયો તો તે 'બોરેક્ષ' (Borax) જેવો સ્વાદમાં જણાયો. આ જગા વિષે ઘણાં દિવસ બાદ મને એક તિબેટી પાસેથી એવું જાણવા મળ્યું હતું કે થોડાં વર્ષ પહેલાં ઘણા તિબેટી લોકો અહીંના આ સફેદ પાવડરને એકઠો કરીને વેચતા હતા. એક વાર પશ્ચિમ તિબેટમાં કુદરતી આફત ઊતરી આવી. તેનું કારણ તાંત્રિક લામાઓએ એવું જાહેર કર્યું કે લોકો એ જગાએથી ક્ષાર પાવડર લઈ વેચે છે તેથી ત્યાંના અદૃશ્ય દેવતા રૂઠ્યા છે અને આવી અણધારી આફત મોકલી છે. આ સાંભળી તિબેટની સરકારે આ સ્થાનમાંથી ક્ષાર લઈ વેચવાની લોકોને મનાઈ ફરમાવી દીધી.

અહીંથી આગળ ચાલતાં એક જગાએ અમારો ખંપા નોકર 'છીરીંગ' સૂતેલો જોવામાં આવ્યો. મેં હાક મારીને તેને ઉઠાડ્યો એટલે તે ઝટ ઊભો થઈ મારી સાથે ચાલવા લાગ્યો. અહીંથી ડાબા હાથ તરફ 'છેતી–ત્સો' નામનું નાનકડું સરોવર છે. તે જમીન ઘણી ક્ષારવાળી હોવાથી તિબેટી લોકો તેમાંના ક્ષારનો કપડાં ધોવામાં અને હાથ સાફ કરવામાં ઉપયોગ કરે છે. તિબેટી ભાષામાં સરોવરને 'ત્સો' કે 'છો' કહે છે, જ્યારે મોંગોલી ભાષામાં 'નોર' કહે છે. તિબેટમાં મીઠાં અને ખારાં ઘણાં સરોવર છે. કોકનોર, તંગેરીનોર લોબનોર વગેરે ખારાં સરોવર છે. વિશ્વમાં સૌથી વધારે ઊંચાઈ પર

(૧૭,૩૯૦ ફૂટ) આવેલું તિબેટનું 'હોર-ત્સો' છે. 'કોકનોર' તિબેટમાં સૌથી મોટું ને ખારું સરોવર છે.

'છેતી-ત્સો' અને અર્ધચંદ્રાકાર સરોવર વચ્ચેના રસ્તે સવા માઈલનું અંતર કાપી અર્ધા માઈલનું હળવું ચડાણ પૂરું કર્યું એટલે થોડું આગળ વધતાં મોટો 'લપ્ચે' (પથ્થરોનો ઢગલો) અને મણિમંત્રોવાળા પથ્થરોની દીવાલ આવી. અમે આ લપ્ચેમાં એક એક પથ્થર નાખ્યો અને તેને જમણી બાજુ પર રાખી આગળ ચાલવા લાગ્યા. તિબેટી લોકો આ સ્થાનને ઘણું પવિત્ર માને છે. આને 'છક-છલ-ગંગ' કહે છે. અહીંથી પણ પુણ્યકારી માનસરોવરની સાષ્ટાંગ-દંડવત્-પ્રણામવાળી ૫૪ માઈલની પ્રદક્ષિણાની શરૂઆત થઈ શકે છે. અહીંથી થોડું આગળ ચાલતાં ચીની ફોજનો કાચો મોટરરસ્તો આવ્યો જેને અમે પરમદિવસે 'બલ્ઢક' પાસે છોડી દીધો હતો. "આ રસ્તો રાક્ષસતાલને કિનારે કિનારે આગળ વધી ત્યાંથી 'ચ્યૂ ગોમ્પા' પાસે થઈને પછી 'બરખાનું મેદાન' પાર કરી 'દરચેન મંડી' પહોંચે છે," એવું મને 'છીરીંગ' નોકરે કહ્યું. અમારી પગદંડી રાક્ષસતાલ તરફ ન જતાં જમણી બાજુ વળાંક લઈને 'સેરા-લા' તરફ જઈ રહી હતી. કૈલાસની પ્રદક્ષિણા કરીને તાકલાકોટ તરફ પાછા ફરતી વખતે અમારે 'રાક્ષસતાલ'ના કિનારાનો માર્ગ પકડવાનો હતો. અહીં પ્રસંગોપાત્ આ રાક્ષસતાલ વિષે ધર્મગ્રંથો અને ઇતિહાસ શું કહે છે તે જોઈએ.

પવિત્ર માનસરોવરની પશ્ચિમ દિશામાં, અલગ અલગ સ્થાનેથી ૨ થી ૬ માઈલના અલગ અલગ અંતરે, 'રાક્ષસતાલ' નામનું મોટું સરોવર આવેલું છે. તે સરોવર માનસરોવરથી ૫૦ ફૂટ નીચાણમાં છે અને તેનો પરિધિ લગભગ ૭૭ માઈલનો છે. હિંદુ ધર્મ ગ્રંથોમાં તેનાં વિભિન્ન નામો છે, જેવા કે: રાવણહ્રદ (હ્રદ = સરોવર), રાક્ષસતાલ, રાક્ષસ સરોવર, રાક્ક્ષસતાલ, રાવણસરોવર વગેરે. તિબેટી ધર્મગ્રંથોમાં તેનાં 'લંગક-ત્સો' 'લંગંગ-ત્સો' વગેરે નામ જોવા મળે છે. તિબેટી ભાષામાં લ્હા = દેવ, નગ = કાળું, ત્સો = સરોવર. તે સરોવરનો અર્થ 'કાળા દેવતા (રાક્ષસો) નું સરોવર' એવો થાય છે. ઘણે ભાગે તે સરોવરમાં તિબેટી તોફાની પવનને લીધે મોટાં મોટાં મોજાં ગર્જના કરતાં રહે છે, જેથી 'રવ' (ગર્જના)

શબ્દ પરથી તે સરોવરનું નામ ‘ રાવણહ્રદ ’ ( ગર્જના કરતું સરોવર ) પડયું હોવું જોઈએ. તિબેટી ભાષામાં ‘ લુંગ ’ શબ્દનો અર્થ ‘ પવન ’ થતો હોવાથી ‘ લંગક–ત્સો ’ કે ‘ લંગંગ–ત્સો ’ નો અર્થ પણ આવો જ કંઈક હોવો જોઈએ. તે સરોવર વિષે હિંદુ તેમ જ તિબેટી ધર્મગ્રંથોમાં ઘણી કથાઓ છે. શિવપુરાણ, સ્કંદપુરાણ વગેરેમાં એવું લખ્યું છે કે ભગવાન આશુતોષ કૈલાસપતિને પ્રસન્ન કરવા માટે લંકાપતિ રાવણે કૈલાસમાં ઘોર તપસ્યા કરી હતી. જ્યારે તેણે જોયું કે આવી ઘોર તપસ્યાથી પણ હજી સુધી ભગવાન પ્રસન્ન થયા નથી ત્યારે તેણે કૈલાસ પર્વતની નીચે જઈને પોતાની મહાન શક્તિથી તેને ડોલાવવા માંડ્યો. આથી ભગવાને તેના અભિમાનને તોડવા માટે પોતાની અપ્રતિમ ઈશ્વરીય શક્તિ વડે કૈલાસ પર્વતનું વજન એટલું તો વધારી દીધું કે તેની નીચે રાવણ ભીંસાવા લાગ્યો. પોતાની આવી નાજુક પરિસ્થિતિ જોઈ તેણે ભગવાનને રીઝવવા માટે પોતાના દસ મસ્તકમાંથી એક કાપી નાખી તેનો ‘ રાવણ હથ્થો ’ ( રાવણ મથ્થો ! ) વાજીંત્ર બનાવી ‘ શિવ–સ્તુતિ ’ ગાવા લાગ્યો. તે સાંભળીને કૈલાસપતિ તેના પર ઘણા પ્રસન્ન થયા અને તેને વરદાન આપ્યાં.

હિંદુ ધર્મગ્રંથોની આ કથામાં કેટલાક ફેરફાર કરી તેને વધારીને તિબેટી ધર્મગ્રંથ ‘ કંગરી કરછક ’ ( કૈલાસ–પુરાણ )માં આ પ્રમાણે કથા છે :— “ એક વાર ‘ ગોંઆફ્રેંગ ’ નામના રાક્ષસે પોતાનો એક પગ ‘ ગ્યાગર ’ ( ભારત ) માં અને બીજો પગ પવિત્ર કૈલાસની પશ્ચિમે મૂકી તેને જડમૂળથી ઉખેડીને પોતાના રાજ્યમાં લઈ જવા માટે પ્રયત્ન કર્યો. તેથી કૈલાસના મુખ્ય દેવે તેને શાપ આપ્યો. એટલે તે તરત જ મોટી શિલા બની ગયો.” તિબેટી લોકોમાં એવી માન્યતા છે કે કૈલાસની પશ્ચિમ દિશામાં, ‘ ન્યનરી ગોમ્પા ’ ની સામે , જે મોટો કાળો પર્વત છે તે જ તે શાપિત રાવણ છે. તેથી જ તિબેટી લોકો તે પર્વતને ‘ ગોંઆફ્રેંગ ’ કહે છે.

આ વિષેની આવી જ એક બીજી કથા તિબેટી ધર્મગ્રંથમાં છે, જે આ પ્રમાણે છે : “ એક વાર ‘ લંગંગ–ત્સો ’ ( રાક્ષસતાલ ) નો રાજા ફક્ત ત્રણ જ ડગલે ગ્યાગર ( ભારત ) માં પહોંચી જઈ ત્યાંથી ભગવાન અમિતાભ (બુદ્ધ) ની સુવર્ણમૂર્તિ લઈ આવ્યો. તેને રાક્ષસતાલમાં સ્થાપન કરવાના ઈરાદાથી કૈલાસ પર્વતને ઉખેડી લઈ આવવા માટે

કૈલાસ પાસે ગયો. તેણે મજબૂત દોરડાં વડે કૈલાસને ચારે બાજુથી સખત બાંધી દીધો. ત્યાર પછી જ્યારે તે રાજા કૈલાસને ઊંચકવાની તૈયારી કરવા લાગ્યો ત્યારે આ વાત મહાયોગશક્તિ દ્વારા જાણીને ભગવાન અમિતાભ અને પોતાના પાંચસો બોધિસત્ત્વો હંસનું રૂપ ધારણ કરી આકાશમાર્ગ દ્વારા જોતજોતાંમાં 'સરશુંગ' નામના કૈલાસની પશ્ચિમ દિશામાં આવેલા એક પવિત્ર સ્થાનમાં ઊતર્યાં. ત્યાં તેઓએ માનવદેહ ધારણ કરી એવું તો મનમોહક નૃત્ય કર્યું કે રાક્ષસરાજ તે જોવામાં તલ્લીન થઈ ગયો અને સવાર પડી ગઈ. ત્યાર પછી કૈલાસને પોતાની પીઠ પર ઊંચકવા માટે રાજા જેવો ઊભો થવા ગયો તેવામાં ભગવાન અમિતાભે કૈલાસ ફરતી બાંધેલી સાંકળને ચારેય દિશામાં ચાર પગ વડે જોરથી દબાવી દીધી. રાક્ષસરાજાએ પોતાનું બધું બળ અજમાવી જોયું પણ કૈલાસ 'ટસથી મસ' થયો નહીં. છેવટે ભગવાન અમિતાભે રાજાને શ્રાપ આપતાં જ તે 'ગોંબોફુંગ' કાળો પહાડ બની ગયો." તિબેટની આ કથા હિંદુ ધર્મગ્રંથોમાં વર્ણવેલી 'ભસ્માસૂર'ની કથા તેમજ લંકાપતિ રાવણની કથાનું મિશ્રણ છે.

તાકલાકોટના એક લામા પાસેથી મને જાણવા મળ્યું હતું કે રાક્ષસતાલમાં 'લાચાતો' અને 'દોપ્સેરમા' નામના બે ટાપુઓ છે. લાચાતો પર 'લપ્ચે' (સફેદ પથ્થરોનો ઢગલો) તથા મણિમંત્રવાળા પથ્થરો છે. 'દોપ્સેરમા' ટાપુ મોટો છે. તેની પૂર્વ દિશામાં એક પુરાણું મકાન છે જેમાં 'ખંપા લામા' નામના એક તિબેટી યોગી સાત વર્ષ સુધી યોગસાધનામાં રહ્યા હતા. શીતકાળમાં જ્યારે રાક્ષસતાલનું જળ બરફ થઈ જતું ત્યારે તેના પર ચાલીને તેના માટે વર્ષભરની જરૂરી સામગ્રી પહોંચાડવામાં આવતી. રાક્ષસતાલના પશ્ચિમ કિનારે 'દોપ્સેરમા' ટાપુથી ૩ માઈલ દૂર, એક ગામડું છે જેમાં કેવળ એક જ ઘર છે. 'લાચાતો' બેટની પૂર્વ દિશાની પથરાળ અને સપાટ ભૂમિ પર રાજહંસો ઈંડાં મૂકે છે.

'છક-છલ-ગંગ' નામના પવિત્ર સ્થાનેથી હું એકલો ઝડપથી આગળ ચાલવા લાગ્યો. બીજા યાત્રીઓ અને ખંપા લોકો ઘણા પાછળ રહી ગયા હતા. રસ્તામાં મને બે તિબેટી લોકોનો ભેટો થઈ ગયો. આ વિશાળ પ્રદેશમાં ક્યારેક જ માર્ગમાં કોઈ વટેમાર્ગુનો સંગાથ થઈ જાય છે, નહિતર દિવસોના દિવસ સુધી એકલા જ આગળ

વધવું પડે છે. મારી સાથે થઈ ગયેલા બે તિબેટીઓને પૂછતાં જાણવા મળ્યું કે તે બેઉ ભાઈઓ માનસરોવરના દક્ષિણ કિનારા પરના 'ઠુગોલ્હો-ગોમ્પા' (ઠોકર મંડી મઠ) થી આવી રહ્યા હતા અને 'દરચેન મંડી' જઈ રહ્યા હતા. તેઓની સાથેનું 'યાક' ભરાવદાર શરીરનું અને લાંબા લાંબા વાળવાળું હતું. તે બન્ને ઝડપથી ચાલી રહ્યા હતા. મેં પણ ઝડપ વધારી કારણ કે મારે તે લોકોની સાથે સાથે ચ્યૂ-ગોમ્પા સુધી જવું હતું. લગભગ ½ માઈલનું અંતર કાપ્યું એટલે અમે બધા ઊંચાણવાળી એક જગાએ આવી પહોંચ્યા. આ રસ્તો લાલ માટીવાળો હતો. તિબેટી લોકો આ સ્થાનને 'સેરા-લા' કહે છે. તિબેટી ભાષામાં 'સેર = સુવર્ણ, લા = પર્વત. 'સીરે-લા' કે 'સેરા-લા' નો અર્થ 'સોનાની ખાણવાળી જગા કે પર્વતનો રસ્તો.

હવે અમે ત્રણેય અહીંથી નીચાણવાળી પગદંડી પર ચાલવા લાગ્યા. અમારી જમણી બાજુના એક ખૂણામાં દૂર પવિત્ર માનસરોવરનો નીલોદકવાળો થોડો ભાગ દેખાઈ રહ્યો હતો. મેં હાથ જોડી ભક્તિપૂર્વક તેને પ્રણામ કર્યા. અમારી જમણી તરફ 'સંગદોક-પચરી' નામની લાલ રંગની એક નાની ટેકરી દેખાઈ રહી હતી. ડાબી તરફ દૂરમાં રાક્ષસતાલના નીલરંગી જળ જેવું કંઈક દેખાઈ રહ્યું હતું. ચાલતાં ચાલતાં થોડી વારે અમે ચીની ફોજે બનાવેલા મોટરના કાચા રસ્તા પર આવ્યા અને આગળ વધવા લાગ્યા. આ રસ્તાની બન્ને બાજુએ અમે જોયું કે ઘણી જગાએ નાના મોટા ખાડા ખોદેલા હતા. સહયાત્રી તિબેટી માણસે મને કહ્યું કે આ બધી જગામાંથી સોનું નીકળતું હોવાથી લોકોએ તેને આવી રીતે ખાડા ગાળી ગાળીને ખોદી નાખી છે. એવું કહેવાય છે કે ૬૦-૭૦ વર્ષ પહેલાં આ જગામાંથી આવી રીતે ખોદી ખોદીને સોનું કાઢવામાં આવતું હતું. પણ તે વખતે તિબેટમાં ઓચિંતો શીતળાનો રોગ ફાટી નીકળ્યો. એ જોઈ તાંત્રિક લામાએ જાહેર કર્યું કે લોકો પૃથ્વીને આવી રીતે ખોદે છે માટે પૃથ્વીદેવીનો આ પ્રકોપ છે. આ સાંભળી તિબેટની સરકારે પૃથ્વીદેવીના કોપને શાંત કરવા માટે આ ભૂમિમાંથી સોનું કાઢવાનું તદ્દન બંધ કરાવી દીધું. જાણકાર લોકોનું એવું કહેવું છે કે 'ચ્યૂ-ગોમ્પા'થી દક્ષિણ દિશામાં દોઢેક માઈલ દૂર આવેલા એક સ્થાનમાં તથા માનસરોવરના કિનારાથી રાક્ષસતાલના કિનારા સુધીના પ્રદેશમાં સોનાની ખાણો છે.

આ રસ્તે લગભગ ૧¾ માઈલ આગળ વધતાં રસ્તાની ડાબી બાજુએ લાલ રંગનો એક 'ચોરતેન' (સ્તૂપ) જોવામાં આવ્યો. તિબેટી લોકો આ સ્થાનને 'સેરકા–ખીરો' કહે છે. તિબેટી ભાષામાં આનો અર્થ આ પ્રમાણે છે:– 'સેર' = સુવર્ણ, અને 'ખી' (ક્યી) = કૂતરો. એટલે કે 'કૂતરા જેવડું મોટું સોનાનું ઢીમ.' આ નામ વિષે જે વિચિત્ર કથા તિબેટમાં પ્રચલિત છે તે આ પ્રમાણે છે :–

કેટલાંક વર્ષ પહેલાં આ 'સેરકા–ખીરો' નામના સ્થળે ખોદકામ કરતાં કૂતરા જેવડું મોટું સોનાનું ઢીમ નીકળ્યું. એ જોઈને તિબેટી લોકો તો ખુશ ખુશ થઈ ગયા. તે બધાએ ભેગા થઈને એવું નક્કી કર્યું કે તે મૂલ્યવાન વસ્તુ 'દલાઈલામા'ને ભેટ તરીકે મોકલી આપવી. શુભ દિવસ નક્કી કરી કેટલાક તિબેટી લોકોએ 'ઝોંગ–પન' (ગર્વનર) મારફત તે સોનું લ્હાસામાં દલાઈલામાને પહોંચતું કર્યું. દલાઈલામાના મંત્રીઓએ અને તાંત્રિક લામાઓએ દલાઈલામાને તે વસ્તુ સ્વીકારવામાં અણધારી આફત આવશે એવો વહેમ નાખ્યો. એવું પણ કહ્યું કે જ્યારે તેને જમીનમાંથી ખોદી કાઢવામાં આવ્યું હતું ત્યારે શીતળાનો ભયંકર રોગ ફાટી નીકળ્યો હતો, કારણ કે પૃથ્વીના દેવતા ઘણા કુપિત થઈ ગયા હતા. આ સાંભળીને દલાઈલામાએ હુકમ કર્યો કે જે જગામાંથી આ સોનું ખોદવામાં આવ્યું છે તેમાં તેને પાછું જેમનું તેમ દાટી દેવું કારણ કે પુણ્ય ભૂમિનું સોનું પ્રભુનું જ છે. આ હુકમ થયા બાદ તે સોનાનું ઢીમ તાકલાકોટ પાછું મોકલવામાં આવ્યું. તે જે દિવસે પહોંચ્યું તેને બીજે જ દિવસે ઘણા તિબેટી લોકોની હાજરીમાં તેને તે જ્યાંથી નીકળ્યું હતું તે જગાએ જેમનું તેમ દાટી દેવામાં આવ્યું અને તેના પર 'ચોરતેન' (સ્તૂપ) બંધાવવામાં આવ્યો. હજી પણ આ જગાએ ગેરુઆ રંગ વડે રંગેલો મોટો ચોરતેન ઊભેલો છે. આ ચોરતેનને લોકો 'સીરે ચોરતેન' કે 'સેરા ચોરતેન' કહે છે. જાણકાર લોકોનું એવું કહેવું છે કે કૈલાસની ઉત્તરે (લગભગ ૨૦૦ માઈલ પર), થોક્ જલુંગ, મુનક થોક, રુંગમર વગેરે જગાએ સોનાની ખાણો છે.

અહીંથી અમે મોટરરસ્તાને ડાબી બાજુ પર છોડી, જમણી બાજુ પરની ગંદપડી પકડી આગળ ચાલવા લાગ્યા. એક માઈલનું

હળવું ચડાણ પૂરું કર્યું એટલે ઉતરાણ શરૂ થયું. બે ફર્લાંગનું ઉતરાણ ઉતરીને અમે ખડકો પાસે આવી પહોંચ્યા. અહીં વોકળા જેવી ‘ગંગા છૂ’ નદી વહી રહી હતી. તેના જમણા કિનારા પરની પિરામીડ જેવા આકારની ઊંચી ટેકરી પર પક્ષીના માળા જેવો ‘ચ્યૂ–ગોમ્પા’ હતો. અમારા યાત્રાસંઘનો આજનો પડાવ અહીં નિશ્ચિત થયો હતો એટલે હું ખડક પરની સ્વચ્છ જગા પર વિશ્રામહેતુ બેસી ગયો. મારી સાથેના બન્ને તિબેટી વટેમાર્ગુ અહીં ન રોકાતાં આગળ ચાલતા થયા. તે બેઉ જણને આજે જ ‘દરચેન’ (અહીંથી ૧૭ માઈલ દૂર) પહોંચવું હતું. સશક્ત તિબેટી લોકો પ્રતિ દિવસના ૨૦ થી ૨૫ માઈલ સહેજે ચાલી જાય છે.

મેં નીચે તરફ આવેલી ‘ગંગા–છૂ’ તરફ બારીકીથી જોયું તો તે ૧૫ થી ૨૦ ફૂટ પહોળી અને ૨ થી ૩ ફૂટ ઊંડી હશે તેવું અનુમાન કર્યું. નદીની વચ્ચોવચ ગરમ પાણીનો મોટો ફુવારો ઊડી રહ્યો હતો. તેની ઊંચાઈ લગભગ ૩૦ ફૂટ હશે. નદીને જમણે કિનારે ખડકમાં કેટલીક ગુફાઓ હતી. થોડે દૂર એક ‘ડોંખંગ’ (ધર્મશાળા) પણ હતી. નદીને ડાબે કિનારે નાનો ગરમ પાણીનો કુંડ હતો. આ સ્થાનમાં પડાવ કરનાર મોટા ભાગના યાત્રીઓ ‘ચ્યૂ–ગોમ્પા’ની તળેટીના મેદાનમાં તંબૂઓ નાખે છે. તંબૂ વિનાના યાત્રીઓ કાં તો ‘ડોંખંગ’ (ધર્મશાળા) માં કાં ચ્યૂ–ગોમ્પામાં અથવા ગુફાઓમાં રાતવાસો રહે છે. નદીમાં ગરમ પાણીનાં ઝરણાં હોવાથી રાતે ગુફામાં ઓછી ઠંડી રહે છે. કેટલાક સૌંદર્યપ્રેમી ધર્મનિષ્ઠ યાત્રીઓ ‘મલઠક’ નામના સ્થાન પાસેના માનસરોવરના કિનારે તંબૂઓમાં આનંદથી રાતવાસો રહે છે.

આ વોકળાને ‘ગંગા–છૂ’ કહેવામાં આવે છે. (તિબેટી ભાષામાં ‘ત્સૂ’ કે ‘છૂ’ કહે છે. ‘ત્સ’ શબ્દનો ઉચ્ચાર ‘ત’ અને ‘છ’ની વચ્ચે થતા ઉચ્ચાર જેવો છે). આ નદી માનસરોવરમાંથી નીકળી આ ગરમ સ્થાનમાં થઈ પશ્ચિમ દિશામાં આગળ વધીને રાક્ષસતાલમાં મળે છે. તિબેટના ધર્મગ્રંથ ‘કંગરી કરછક’ (કૈલાસ–પુરાણ)માં એવી કથા છે કે, “પ્રાચીન કાળમાં રાક્ષસતાલમાં રાક્ષસો રહેવાથી ત્યાંનું પાણી કોઈ પીતું નહોતું. એક વાર એવું બન્યું કે માનસરોવરમાં સોનાની બે માછલીઓએ માંહોમાંહે મોટો ઝગડો કર્યો. એક માછલી

બીજીની પાછળ પડી અને ઠેઠ રાક્ષસતાલમાં જઈને તેને પકડી પાડી. તે બેઉ માછલી જે રસ્તે થઈને ગઈ હતી તે રસ્તાનું નામ 'ગંગા–છૂ' પડ્યું. ત્યાર પછી માનસરોવરનું પવિત્ર જળ રાક્ષસતાલમાં જવા લાગ્યું જેથી ત્યાંથી આવતાજતા લોકો રાક્ષસતાલના જળને પણ પવિત્ર ગણીને પીવા લાગ્યા." માનસરોવર રાક્ષસતાલ કરતાં ૫૦ ફૂટની ઊંચાઈ પર છે. જ્યારે ઘણો વરસાદ પડે છે કે નદીઓમાં પૂર આવે છે ત્યારે માનસરોવરનું જળ છલકાઈ જાય છે અને ગંગા–છૂ દ્વારા રાક્ષસતાલમાં ચાલ્યું જાય છે. આ વર્ષે તો વરસાદ થયો નહોતો એટલે આ નદીમાં ઓછું પાણી હતું. જાણકાર લોકો કહે છે કે જ્યારે આ નદીમાં પાણી વહે છે ત્યારે તેની પહોળાઈ લગભગ ૫૦ થી ૧૦૦ ફૂટ, ઊંડાઈ ૩ થી ૫ ફૂટ તથા લંબાઈ ૬ માઈલ હોય છે. શીતકાળમાં તેનું જળ ઠરીને હિમ થઈ જાય છે. કોઈ કોઈ લોકો કહે છે કે શીતકાળમાં 'ગંગા–છૂ'ની નીચેના કોઈ ગુપ્ત રસ્તે થઈને માનસરોવરનું જળ રાક્ષસતાલમાં વહેતું રહે છે. 'ગંગા–છૂ'ની આજુબાજુની ખડકાળ ભૂમિ જોતાં એ સ્પષ્ટ થાય છે કે પ્રાચીનકાળમાં માનસરોવર અને રાક્ષસતાલ બન્ને એક જ વિશાળ સરોવર હોવાં જોઈએ. રાક્ષસતાલને તિબેટી ભાષામાં 'લંગક–ત્સો' કહેવામાં આવે છે. તેનો અર્થ આ પ્રમાણે પણ થાય છે : લા=પર્વત, નેંગા=પાંચ, ત્સો=સરોવર; એટલે કે 'પાંચ પર્વતો જેમાં છે તે સરોવર.' નામના આ અર્થ પરથી પણ એવો સંકેત મળે છે કે પ્રાચીન સમયમાં જ્યારે આ પ્રદેશમાં ભયંકર ભૂકંપ થયો હશે અને વિશાળ સરોવર બે ભાગમાં છૂટું પડ્યું હશે તે વખતે રાક્ષસતાલમાં પાંચ પર્વતો હશે.* જો કે અત્યારે તો તેમાં ફક્ત બે દ્વિપ–'લાચાતો અને દોપ્સેરમા' જોવા મળે છે. 'ગંગા–છૂ' નદીનું મૂળ નામ 'લંગંગ–ત્સો' પરથી 'લંગંગ–ત્સૂ'

---

*'ઋગ્વેદ'માં પૃથ્વી પર થયેલા ધરતીકંપનું વર્ણન આ પ્રમાણે છે :—

यः पृथिवीं व्यथमानामदृंहद् ।
यः पर्वतान् प्रकुपितां अरम्णात् ॥ (ઋ. ૨–૧૨–૨)

તે સમયે પર્વતોના સ્થાને સમુદ્ર બની ગયો અને સમુદ્રના સ્થાને પર્વતો બની ગયા. બંગાળની ખાડી અને અરબી સમુદ્રની ધરતી ડૂબી ગઈ અને પૃથ્વીનું વજન બરાબર સમાન કરવા માટે હિમાલયના ઊંચાં ગિરિશૃંગો સમુદ્રતલથી બહાર ઉપસી આવ્યા.

છે. એટલે કે લંગંગ સરોવર (રાક્ષસતાલ)માં જતી નદી. કેટલાક હિંદુ સાધુ–મહાત્મા અને યાત્રીઓએ પોતાનાં પુસ્તકોમાં એવું લખ્યું છે કે, "આ નદી જ 'ગંગા નદી' છે જે કૈલાસનિવાસી શિવજીની જટામાંથી નીકળી માનસરોવરમાં થઈને બહાર આવે છે." પણ તે બધાની આ એક 'કપોલ–કલ્પના' છે કારણ કે કૈલાસમાંથી જેટલી નદીઓ નીકળે છે તે બધી રાક્ષસતાલમાં જાય છે, એક પણ માનસરોવરમાં જતી નથી. કેટલાક યાત્રીઓએ પોતાના યાત્રાવર્ણનમાં આ નદીને 'સતલજ' વર્ણવી છે, જે ખોટું છે. સતલજ નદી તો રાક્ષસતાલના વાયવ્ય કિનારેથી બહાર નીકળે છે.

હું 'ગંગા–છૂ'ના કિનારા પરની ખડકાળ ભૂમિ પર બેસીને વિશ્રામ કરી રહ્યો હતો ત્યારે પોણા કલાક બાદ યાત્રાસંઘના ઘોડેસવાર યાત્રીઓ, સામાનનાં ખચ્ચરો અને ખંપા લોકો ત્યાં આવી પહોંચ્યાં. આજે સવારે મોટાભાગના યાત્રીઓએ ઠંડીને લીધે માનસરોવરમાં સ્નાન કર્યું નહોતું એટલે ગંગા–છૂ નદીના કિનારા પરનો ગરમ પાણીનો કુંડ જોઈને બધાને અહીં ફળફળતા જળમાં સ્નાન કરવાનું મન થયું. ઘોડેસવારો ઘોડા પરથી નીચે ઊતર્યા. કીચ ખંપા અને ખંપા નોકર લોકો સવારીના ઘોડા તથા સરસામાનનાં ખચ્ચરો લઈને નદીને જમણે કિનારે આજનો પડાવ ઊભો કરવા માટે રવાના થયા. યાત્રીઓ કપડાં ઉતારી ગરમ જળમાં નહાવા લાગ્યા. આ કુંડનું જળ ઘણું ગરમ હોવાથી જે જગાએ કુંડનું ગરમ પાણી નદીના ઠંડા પાણી સાથે મળી રહ્યું હતું ત્યાં સમશિતોષ્ણ જળમાં પડીને કેટલાક યાત્રી સ્નાન કરવા લાગ્યા. ગંધકના આ ગરમ જળથી સ્નાન કરતાં યાત્રીઓનો અહીં સુધીનો બધો થાક ઊતરી ગયો અને શરીર જાણે હળવાં ફૂલ જેવાં થઈ ગયાં. આ કુંડ વિષે મેં એવું સાંભળ્યું હતું કે તેના જળમાં સલ્ફરનું પ્રમાણ વધારે હોવાથી ચામડીના રોગ જલદી મટી જાય છે. માથામાં પડેલી જૂ કે થયેલો ખોડો અહીંના ગરમ જળ વડે સ્નાન કરવાથી નીકળીને સાફ થઈ જાય છે. આ પાણી પીવાના કામમાં વપરાતું નથી.

સ્નાન કર્યા બાદ બધા યાત્રી નાળા જેવી 'ગંગા–છૂ' નદી પાર કરી ત્યાંથી દોઢ ફર્લાંગ દૂર આવેલી સપાટ ભૂમિ પર આવ્યા.

ખંપા લોકોએ અહીં તંબૂઓ અને છોલદારી ઊભા કરી દીધાં હતાં. તેમાં બધો સરસામાન ગોઠવી દીધો હતો અને બિછાનાં ય બિછાવી દીધાં હતાં. આ જોઈ ચાત્રીઓ ખુશ ખુશ થઈ ગયા. બાખીબાવા રસોઈની તૈયારી કરવા મંડી પડ્યા. મદ્રાસી સ્વામી અને મિશ્રા આજે થોડા અસ્વસ્થ થઈ ગયા હતા, એટલે તેમની છોલદારી આજે અમારા તંબૂની લગોલગ ઊભી કરવામાં આવી હતી. 'ચ્યૂ-ગોમ્પા'ની તળેટીની આ જગાએ પીવાના પાણીની અછત રહે છે. મોટે ભાગે યાત્રાકાળમાં 'ગંગા-છૂ'નું જળ ગંધકની વાસવાળું હોય છે જે પીવા માટે હાનિકારક છે. યાત્રીઓએ 'ગોસલ-ગોમ્પા'થી ત્રણેક માઈલ ઉત્તરમાં આગળ વધીને માનસરોવરનો કિનારો છોડતાં પહેલાં પાણી ભરીને સાથે લઈ લેવું યોગ્ય છે. અમારો ખંપા નોકર 'આનસિ' ક્યાંકથી ટીન ભરીને પીવાનું પાણી લઈ આવ્યો. તે જોઈ મને થયું કે તે 'મલઠક' નામના સ્થાન પાસે થઈ માનસરોવરને કિનારે જઈને આ પાણી ભરી લાવ્યો હશે. મેં તેને તે વિષે પૂછપરછ કરતાં તે કહેવા લાગ્યો કે આપણા પડાવથી 'ચ્યૂ-ગોમ્પા' તરફ પચાસ પગલાં આગળ વધતાં રસ્તાની ડાબી બાજુએ નાનો એવો એક 'વીરડો' (વહેતા પાણીનું ખાબોચિયું) છે જેનું જળ સ્વચ્છ અને મીઠું છે, આથી જ યાત્રીઓ આ જગા પાસે પડાવ કરે છે.

યાત્રીઓ આજે લગભગ ૧૨½ માઈલની યાત્રા કરીને આજના પડાવે પહોંચ્યા હતા. જો કે મારા સિવાયના બધા યાત્રીઓ ઘોડા પર બેસીને યાત્રા કરી રહ્યા હતા, બાખીબાવાને પણ થાક અને તાવને લીધે ઘોડે બેસવું પડ્યું હતું, તેમ છતાં ય પડાવે પહોંચીને બધા ભૂખ્યા થઈ ગયા હતા. તેથી બધા પોતાના બિછાનામાં આડા પડ્યા હતા. એ જોઈ મને પેલી કહેવત યાદ આવી ગઈ:

'ભૂખ્યો ગુજરાતી સૂએ, ભૂખ્યો મરાઠી ગાય,
ભૂખ્યો બંગાળી રુએ, ભૂખ્યો પંજાબી ધૂંધવાય.'

આજે મારે 'ચ્યૂ-ગોમ્પા' જોવા જવું હતું એટલે મેં થોડો ફળાહાર કરી લીધો અને રવાના થયો. મને જતો જોતાં પેલો બંગાળી યુવક મારી સાથે જોડાયો. તેની પણ ઇચ્છા 'ચ્યૂ-ગોમ્પા' જોવાની હતી. દોઢેક ફર્લોંગનું હળવું ચડાણ ચડતાં રસ્તામાં ગેરુઆ રંગથી રંગેલો 'ચોરતેન' જોવામાં

આવ્યો. કહે છે કે માનસરોવર-પ્રદક્ષિણા માર્ગનો આ પહેલો સ્તૂપ ગણાય છે. અહીંથી સામેની ટેકરી પર દૃષ્ટિ ફેંકતાં ત્યાં વિશાળકાય પથ્થર પર 'ચ્યૂ-ગોમ્પા' અને એકબે મકાન દેખાઈ રહ્યાં હતાં. ત્યાં બેત્રણ તિબેટી લોકો ઊભેલા જોવામાં આવ્યા. અમે ચડાણ ચડીને ગોમ્પાને દરવાજે પહોંચ્યા એટલે ત્યાંના બે પૂજારીઓએ અમારું સ્વાગત કર્યું. માનસરોવરની પ્રદક્ષિણાના આ માર્ગમાં 'ગોસલ-ગોમ્પા' પછીનો બીજા નંબરનો આ ગોમ્પા છે. એના ચ્યૂ-ગોમ્પા, ચૂ-ગોમ્પા, જૂ-ગોમ્પા, જ્યૂ-ગોમ્પા વગેરે નામો છે. તિબેટી ભાષામાં 'ચ્યૂ' એટલે પક્ષી કે ગરુડ પક્ષી. તિબેટી લોકો ગરુડ પક્ષીને ઋતુના દુષ્ટ દેવતા માને છે. આવા ખરાબ દેવતાના નામ પરથી આ પવિત્ર ગોમ્પા (દેવ-મંદિર કે મઠ)નું નામ પડ્યું હોય તેમ લાગતું નથી. તિબેટી લોકો ઋતુના ચાર દુષ્ટ દેવતા માને છે, જે આ પ્રમાણે છે: (૧) કાળો કૂતરો, (૨) મહોરગ-એટલે કે માણસનો દેહ અને સર્પની પૂંછડીવાળું પ્રાણી, (૩) ઘોડેસવાર, (૪) ગરુડ. 'ચ્યુ'નો અર્થ 'પક્ષી' એવો જો લઈએ તો આ ગોમ્પાના નામનો અર્થ આ પ્રમાણે થાય છે: 'પક્ષીના આકાર જેવો કે પક્ષીના માળા જેવો ગોમ્પા.' આ નામ વિષે મારો તો એવો જ મત છે કે 'ગંગા-છૂ' નદીની પાસે આવેલો હોવાથી આ ગોમ્પાનું નામ 'ત્સૂ-ગોમ્પા' કે છૂ-ગોમ્પા' (નદી પાસેનો મઠ) પડ્યું છે જે કાલાંતરે અપભ્રંશ થઈને 'ચ્યૂ-ગોમ્પા' થઈ ગયું છે.

અમારે આ ગોમ્પાના દેવતાનાં દર્શન કરવાં હતાં, તેથી પૂજારી 'પેમા છુબીલ' અમને નીચેના 'દવંગ' (પૂજાના મોટા ઓરડા)માં લઈ ગયો. ત્યાં દીવાલ પર 'થંકા' (કપડા પર ભરેલાં રંગીન ચિત્રો) શોભી રહ્યાં હતાં. પૂજારી ત્યાંથી અમને 'ચોખંગ'ની એક ગુફામાં લઈ ગયો, જ્યાં અંધારું હતું. પૂજારીએ દીવો પ્રકટાવ્યો એટલે તેના આછા પ્રકાશમાં સામેની 'ગુરુ પદ્મસંભવ'ની સુંદર મૂર્તિનાં દર્શન થયાં. અમે તેમને બે હાથ જોડી માથું નમાવીને પ્રણામ કર્યા. તિબેટી લોકો તેમને 'પેમા જુને' 'પેમા ગુરુ' વગેરે નામે સંબોધે છે. આપણે આ પુસ્તકના પાના ૪૧૭માં એમના વિષે એ જાણ્યું છે કે એ ભારતીય હતા અને રાજા ઇંદ્રબોધિના પુત્ર હતા. એ બૌદ્ધ ધર્મના વિદ્વાન અને સિદ્ધયોગી હતા. (જુઓ ચિત્ર નં. ૮૧

તિબેટમાં તેમને મહાન દેવતા માનવામાં આવે છે. તિબેટના 'ઝિગ્-મ-પ' (ગીંગમાપા) લોકો જાદુ-મંત્ર અને અલૌકિક સિદ્ધિઓમાં ઘણી શ્રદ્ધા રાખે છે અને 'ગુરુ પદ્મસંભવ'ને ભગવાન માને છે. તેમને 'ઉગ્યેન' પણ કહેવામાં આવે છે. નવમી શતાબ્દિમાં સ્થાપેલા તેમના સંપ્રદાયને 'ઉગ્યેનપા' કહેવામાં આવે છે. આ સંપ્રદાયના લોકો નેપાળ-તિબેટ સીમા પર વધારે છે. આ સંપ્રદાયનો પ્રધાન મઠ 'સમયે ગોમ્પા' (બસમ્-યસ્) છે. તેની સ્થાપના ઈ. સ. ૮૨૩માં આચાર્ય શ્રી શાંતરક્ષિતના હાથે થઈ હતી.

મેં પૂજારી 'પેમા છુંબીલ'ને સુગંધી અગરબત્તીનું પૅકેટ આપ્યું અને તેમાંની એક અગરબત્તી સળગાવવા જણાવ્યું. તેણે અગરબત્તી સળગાવીને 'ગુરુ પદ્મસંભવ'ની મૂર્તિ સામે રાખતાં થોડી જ વારમાં પૂજામંદિર સુવાસથી મઘમઘી ઊઠયું. મૂર્તિની સામે મૂકવામાં આવેલા 'ઈદમ્' (યંત્ર) જેવા વાસણમાં અનાજ, વિવિધ ધાતુના સિક્કા, બંગડીઓ, વીંટીઓ વગેરે પડયું હતું. દર્શનાર્થીઓએ તે બધું અહીં ભેટ ચડાવ્યું હતું. એ જોઈ અમે બંનેએ તે દાનપાત્રમાં પાવલી પાવલી ભેટ મૂકી. મૂર્તિની સામે પહેલી હારમાં જવભરેલી અને પાણીભરેલી ચાંદીની કટોરીઓ હતી, બીજી હારમાં દીપક પ્રગટાવવામાં આવ્યા. તેથી આખી પૂજાગુફા ઝળહળી ઊઠી. વાતાવરણ શાંત અને આકર્ષક બની ગયું. અહીં થોડી વાર ધ્યાનમાં બેઠા બાદ અમે બહાર આવ્યા. પૂજારી પાસેથી જાણવા મળ્યું કે આ 'ચ્યૂ-ગોમ્પા' લ્હાસા શહેરથી ત્રીશ માઈલ ઉત્તરે આવેલા 'ડાર્ડીંગઓચે-ગોમ્પા'ના અધિકાર નીચે છે.

પૂજારી 'પેમા છુંબીલ'ને લઈને અમે 'ચ્યૂ-ગોમ્પા'ની અગાશી પર ચઢ્યા. અહીંથી ડાબા હાથ તરફ (ઉત્તરમાં) દૂર રજતગિરિ કૈલાસનું શિખર દર્શન આપી રહ્યું હતું. સામે ઈશાનથી લઈને દક્ષિણ દિશાના માનસરોવરના એક ભાગનું દૃશ્ય અદ્ભુત હતું. આ જોઈ મને 'ગોસલ-ગોમ્પા'ની અગાશી પરથી નિરખેલું પવિત્ર માનસરોવરનું દૃશ્ય યાદ આવી ગયું. ચોમેરનું ચિત્તાકર્ષક દૃશ્ય જોઈ અમે બધા અગાશીમાંથી નીચે ઊતર્યા. દરવાજા પાસેની ખીંટી પર લાકડાના ચોગઠા જેવું કંઈક લટકી રહ્યું હતું. તે વિષે મેં પૂજારીને પૂછતાં જાણવા મળ્યું કે તેમાં વધારે બોજો બાંધીને પીઠ પર સહેલાઈથી

ઊંચકી શકાય તે માટેનો લાકડાનો ઘોડો છે. થોડી વારે અમે પૂજારીની વિદાય લઈને ત્યાંથી નીચે ઊતર્યા. પાછા ફરતી વખતે રસ્તામાં એક જગાએ મરેલા ઘરડા હંસનું હાડપિંજર જોવામાં આવ્યું. મેં એક તિબેટી પાસેથી એવું સાંભળ્યું હતું કે માનસરોવરના રાજહંસો હજારો વર્ષ જીવે છે. અહીંથી એક પગદંડી નીચે માનસરોવરના કિનારા તરફ જતી જોવામાં આવી. હું અને બંગાળી યુવક અહીંથી ડાબી બાજુની પગદંડી પકડી હળવું ચડાણ ચડીને પાસેની ટેકરી પર પહોંચ્યા. અહીંથી સંપૂર્ણ માનસરોવરનું તેમજ ઉત્તરમાં કૈલાસ અને દક્ષિણમાં માંધાતા પર્વતનું મનમોહક દૃશ્ય દેખાઈ રહ્યું હતું. પાછું વળીને જોતાં રાક્ષસતાલનું અદ્ભુત દૃશ્ય ચિત્તને આકર્ષી રહ્યું હતું. અત્યારે હું માનસરોવરના વાયવ્ય ખૂણા પરની ટેકરી પર ઊભો હતો. મંદ મંદ વહેતો શીતળ પવન આનંદપ્રદ હતો. સૂર્યાસ્ત થવાને હજી અડધા કલાકની વાર હતી. મારે અહીંથી પવિત્ર માનસરોવર અને રાક્ષસતાલનું સૂર્યાસ્ત સમયનું રંગો બદલતું અનુપમ દૃશ્ય જોવું હતું. તેથી અમે બેઉ આ ટેકરી પરની એક સ્વચ્છ જગામાં બેસી ગયા. મારી સાથેના બંગાળી યુવકને થોડી વારે ઠંડી લાગવા માંડી, એટલે તે બિચારો ધ્રૂજવા લાગ્યો. મને તેની દયા આવી. મને યાદ આવતાં મેં મારા ખીસ્સામાંથી ઝટ કસ્તૂરીનો ડુંટો કાઢ્યો અને તેમાંથી થોડીક કસ્તૂરી બંગાળીના મોંમાં મૂકી. પાંચેક મિનિટમાં તેના શરીરમાં ગરમાવો આવ્યો અને તે ધ્રૂજતો બંધ થઈ ગયો. અસલી કસ્તૂરીનો આવો ચમત્કાર અનુભવતાં તે હેરત પામ્યો.

સૂર્યાસ્તને હજી દસેક મિનિટની વાર હતી તેવામાં તો માનસરોવરની સપાટી પર અવનવા રંગો ક્ષણે ક્ષણે બદલાવા શરૂ થઈ ગયા. જાણે પ્રતિક્ષણ વિવિધ રંગી રેશમી વસ્ત્રો ધારણ કરતું આ વિશાળ સરોવર આનંદવિભોર થઈને દિવ્ય નૃત્ય કરી રહ્યું હતું. આહા! કેવું અનુપમેય દૃશ્ય! પવિત્ર સરોવરના આ અદ્વિતીય રૂપરાશિને હું નિમેષોન્મેષ વિહીન આંખે નિહાળતાં ધીરે ધીરે તેમાં એકરૂપ થવા લાગ્યો. મારા શ્વાસોશ્વાસ ધીમા પડવા લાગ્યા. દેહ નિશ્ચેષ્ટ થઈ ગયો. થોડી વારે હું અંતર્જગતમાં પ્રવેશ્યો. આહા! આશ્ચર્યોનું આશ્ચર્ય!! દિવ્ય માનસરાજ!!!

કેટલીક ક્ષણ બાદ જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે ભગવાન સૂર્ય-નારાયણ ડૂબું ડૂબું થઈ રહ્યા હતા. માનસરોવરની ઉપર જલદી જલદી

રંગો બદલાઈ રહ્યા હતા. પાછું વળીને દૂર દૂર નજર નાખી તો વિશાળ રાક્ષસતાલ પણ ક્ષણે ક્ષણે વિવિધ રંગનાં વસ્ત્ર પરિધાન કરતું હિમગિરિ કૈલાસને રીઝવી રહ્યું હતું. બન્ને સરોવરોનું આહાહા ! કેવું અપ્રતિમ દૃશ્ય ! આવા અદ્ભૂત રંગો વિશ્વના કોઈ પણ કલાકારની ડબ્બીમાં હોવા કલ્પનાતીત છે. કદાચ હોય તોય આ પ્રતિક્ષણ પરિવર્તી વિવિધરંગી મનમુગ્ધકારી ચિત્રોનું સૃજન કરવા તે કદાપિ સમર્થ ન જ હોઈ શકે. માનસરોવરની ઉપરના આકાશનો ઘેરો નીલ રંગ એવો તો મોહક હતો કે યોગ-વિદ્યાનો કોઈ સાધક તેમાં થોડી વાર પણ પોતાનાં ચક્ષુઓ સ્થિર કરે તો તે તેની અનંતતામાં ખોવાઈને કંઈક મેળવી શકે. ખરેખર આ પવિત્ર માનસરોવરનું આ અનુપમ દૃશ્ય વિના પ્રયત્ને જ, એટલે કે આસન-મુદ્રા, પ્રાણાયામ, પ્રત્યાહાર વગેરે કાંઈ ન કરતાં કેવળ તેના તરફ જોતાં રહેવાથી જ, ચિત્તની ચંચળ વૃત્તિને સ્થિર કરી દઈ સ્વસ્વરૂપનું ભાન કરાવે તેવું છે. આહા ! આ ભૂમિ ખરેખર જ સ્વર્ગીય છે, દેવભૂમિ છે. મને થયું કે જે વ્યક્તિએ પોતાના જીવનકાળ દરમિયાન આવું નૈસર્ગિક સર્વશ્રેષ્ઠ દૃશ્ય ચર્મચક્ષુઓ દ્વારા નિહાળ્યું નથી તેણે જીવનમાં શું જોયું ? શું અનુભવ્યું ?

સૂર્યદેવ અસ્તાચળે સિધાવ્યા બાદ હું અને બંગાળી યુવક ટેકરી પરથી હળવું ઉતરાણ ઉતરીને અમારે પડાવે આવ્યા. યાત્રીઓ ભોજનકાર્યથી પરવારી પથારીમાં પડ્યા પડ્યા જાગી રહ્યા હતા. નોકર ‘ આનિસ ’ ઠંડીથી ધ્રૂજતો એઠાં વાસણ માંજી રહ્યો હતો. કીચ ખંપા અને ખંપા નોકર લોકો પણ વાળુ આટોપીને સૂવાની તૈયારી કરી રહ્યા હતા. હું ધાબળો ઓઢીને મારા બિછાના પર આડો પડ્યો. મને જોતાં રાજદેવ આછું હસતા કહેવા લાગ્યા, “ આ ગોળવાળા ભગતનો ‘ નઘરી ’ ઘોડો આજે એવો તો પાણીદાર નીકળ્યો કે નાળા જેવી નાની ‘ ગંગા-છૂ ’ નદીને પાર કરવામાં ય ત્રણચાર વાર પીછેહઠ કરી ગયો. આ જોઈ ગોળવાળા તો ‘ પાણી પાણી ’ થઈ ગયા.” રાજદેવનો કટાક્ષ સાંભળીને ભગતજી સમેત બધા યાત્રી હસી પડ્યા. દામજીભાઈ મને ફરિયાદ કરવા લાગ્યા કે, “ યાત્રીઓના જે બિસ્તરા પિથોરાગઢ અને ધારચૂલામાં ટૂંકા જણાતા હતા, તે હવે તિબેટની ભૂમિમાં લાંબા થતા જાય છે. ” આ સાંભળી મેં વક્રોક્તિ સંભળાવી કે “ શિવજીની

આ અલૌકિક ભૂમિમાં વિજ્ઞાનના ' Heat expans, cold contracts ' ( વસ્તુ ઉષ્ણતાથી વિસ્તરવી અને ઠંડીથી સંકોચ પામવી ) એ નિયમ બિસ્તરાની બાબતમાં ઊલટો થઈ જાય છે. " મારા આ પ્રમાણે કહેવાનો ભેદ જે પામી ગયા તે હસી પડ્યા. રાજદેવ ગરમ ધાબળો માથા પર લેતા દામજીભાઈને કહેવા લાગ્યા, " સીધુંસટ કહી દેવું'તુંને કે આ હિમાળુ ઠંડી અને કાતીલ વાયરા ટૂંટિયું વળાવી દે છે. બિસ્તર તે રાખ લાંબા થાય !"

ઠંડી ધીમે ધીમે વધવા લાગી. જેટલાં ગરમ વસ્ત્ર પહેરીઓઢી શકાય તેટલાં પહેરીઓઢીને બધા ચૂપચાપ સૂઈ ગયા. આજે તો ઘોડા અને ખચ્ચરો પર પણ ગરમ ચૂટકા ઓઢાડવામાં આવ્યા હતા. નિરવ અજવાળી રાત ધીમે ધીમે વીતવા લાગી.




## —: માનસરોવરમાં નૌકા–વિહાર :—

" મારા જીવનભરના પર્યંટનમાં કોઈ એવી વસ્તુ કે ઘટના નથી જે આ સરોવરમાં અજવાળી રાત્રીના સમયે કરેલા નૌકા–વિહારની તુલના કરી શકે. તે વખતે મને એવું પ્રતિત થયું, જાણે હું પરમાત્માની વીણાના હૃદ્‌તંતુઓના મહાન અને ગંભીર સ્પંદનોનું શ્રવણ કરી રહ્યો છું. મને એવું ભાન થયું કે આ સંપૂર્ણ જગત્ મિથ્યા છે અને ચારે બાજુનાં દૃશ્ય સ્વર્ગની સીમાનાં–પરલોકનાં છે... પ્રાકૃતિક સૌંદર્ય સહીત આ પ્રકારનું અલૌકિક પ્રતિભાસંપન્ન અને પ્રભાવશાળી સરોવર સંપૂર્ણ વિશ્વમાં અન્ય કોઈ નથી. "

( ' ડૉ. સ્વેન હેડિન ' લેખિત પુસ્તક ' ટ્રાન્સ હિમાલય 'માંથી )





## —: આજની રાત 'પોંગદુ' માં :—

તારીખ ૩૦ જૂન ને શુક્રવાર હતો. હંમેશની જેમ આજે બધા યાત્રી વહેલા ઊઠી ગયા. આ જગા ૧૫,૫૦૦ ફૂટની ઊંચાઈ પર હોવાથી અહીંની સવારની કડકડતી ઠંડી હાડકાં હચમચાવી નાખે તેવી હતી. બધાએ પોતા પાસે જેટલા ગરમ વસ્ત્રો હતાં તેટલાં પહેર્યાં હતાં, તેમ છતાં ય ધ્રૂજી રહ્યા હતા. ખાખીબાવાની તબિયત આજે નરમગરમ હોવા છતાં તેમણે બધા માટે ચા તૈયાર કરી દીધી એટલે યાત્રીઓ ધ્રૂજતા ધ્રૂજતા રસોડાવાળી રાવટીમાં આવીને સળગતા પ્રાયમસની ચોમેર ગોઠવાઈ ગયા. બધાની સામે ચા અને નાસ્તો પીરસવામાં આવતાં બધાં 'પેટપૂજા' કરવા મંડી પડ્યા. આજે અમારો આગળનો પડાવ સંજોગો અનુસાર ગિરિરાજ કૈલાસના દક્ષિણ મુખની સામેના વિશાળ મેદાનમાં આવેલા 'ગપુડોસા' સ્થાનમાં અથવા 'પોંગદુ' સ્થાનમાં રાખવાનું વિચાર્યું હતું. 'ચ્યૂ–ગોમ્પા'થી ગપુડોસા લગભગ ૧૧ માઈલ દૂર હતું, જ્યારે પોંગદુ લગભગ ૧૨½ દૂર હતું. ઘોડાખચ્ચરોને સત્તુ અને સૂકા ઘાસનો નાસ્તો કરાવ્યા બાદ કીચ ખંપા અને ખંપા લોકોએ 'જા' અને ગઈ કાલની સાચવી રાખેલી રોટીનો નાસ્તો કરી લીધો. ત્યાર બાદ બધાને તૈયાર થઈ જવા માટે હાક મારી. બધાએ પોતપોતાના બિસ્તરા બાંધી દીધા એટલે ફૂંજો અને રીંગજેન તે બધો

સામાન તૈયાર ઊભેલાં ખચ્ચરોની પીઠ પર બાંધવા લાગ્યા. પસાંગ અને ફીચ ખંપા તંબૂ અને છોલદારી છોડવા લાગ્યા. યાત્રીઓ ગરમ ચાથી ભરેલા થર્મોસ અને નાસ્તાના થેલા પોતાને ખંભે લટકાવીને મજાના તડકામાં ઊભા ઊભા આગળની યાત્રા બાબત વિચારવિનિમય કરવા લાગ્યા. પશુઓની પીઠ પર બધો સામાન અને તંબૂઓ બંધાઈ જતાં ઉપડવાનો આદેશ થયો. હવે તો ભગવાન કૈલાસના ચરણપ્રાંતમાં પહોંચવાનું હોવાથી બધા યાત્રીઓએ આનંદવિભોર થઈને ઉચ્ચ સ્વરે કૈલાસપતિના જયકાર કર્યા અને પછી ઉત્તર દિશા તરફ પ્રસ્થાન કર્યું. આજે સવારે ઠંડી તો હતી જ, તેમાં ઓછામાં પૂરું હિમાળુ વાયરા શરૂ થયા. આ અણધારી આફત જોતાં બધાં ધ્રૂજી ઊઠ્યા. પણ પ્રભુકૃપાએ થોડી વારમાં વાયરા બંધ પડ્યા. અહીંથી લઈને કૈલાસ સુધીમાં થોડી થોડી વારે કુદરતની અવનવી કરામતો થયા કરે છે. ક્યારેક વરસાદ અને કરા પડવા લાગે છે તો ક્યારેક તોફાની વાયરા ફૂંકાવા લાગે છે અને ક્યારેક ધોમ તડકો પડવા લાગે છે. ઘોડેસ્વાર યાત્રીઓ પોતપોતાના ઘોડા ફીચ ખંપાના ઘોડા પાછળ હારબંધ આગળ ધપાવી રહ્યા હતા. બધાની પાછળ સામાનનાં ખચ્ચરો હારબંધ ચાલી રહ્યાં હતાં.

હું હંમેશની માફક બધા યાત્રીઓ કરતાં આગળ ચાલવા લાગ્યો. શ્વાસેશ્વાસે અને પગલેપગલે મેં મહામંત્રનો જપ શરૂ કરી દીધો. થોડું આગળ જતાં એક પગદંડી આવી જેના પર હું આગળ વધવા લાગ્યો. મેં પાછું વળીને જોયું તો ફીચ ખંપા અને યાત્રીઓ પગદંડી તરફ આવી રહ્યા હતા. આથી મને ખાતરી થઈ કે મેં પકડેલો માર્ગ સાચો છે. આ પગદંડી દોરી જેટલી જ પાતળી હતી. આગળ ચાલતાં જો ભૂલથી આવી કોઈ બીજી પગદંડી પર ચડી ગયા તો ક્યાંયના ક્યાંય પહોંચી જવાય તેવું હતું. પગદંડી પકડીને આગળ જતાં રેતીના રણ જેવી ભૂમિ આવી. તેમાં ઘણી જગાએ 'ડમા' અને 'તરૂઆ' નામના કાંટાળા લીલા છોડવા ઊગેલા જોવામાં આવ્યા. આ છોડની નીચે નાનાં ભોણ હતાં જેમાં જંગલી સસલાં, ફીયાં વગેરે નાનાં પ્રાણીઓ નિવાસ કરતાં હોય છે. હું પગદંડી પર પડેલી બકરાંના પગની ખરીઓની છાપને જોતો જોતો આગળ વધી રહ્યો હતો, તેવામાં તે રસ્તે થઈને યાકને ઝડપભેર લઈ જતો એક તિબેટી જોવામાં આવ્યો.

હું દોડતો દોડતો તેની સાથે થઈ ગયો અને તેની સાથે ચાલવા લાગ્યો. તેને પૂછતાં ખબર પડી કે તે કોઈ જરૂરી કામ માટે 'દરચેન' જઈ રહ્યો છે. આ રસ્તે જ 'ગપુડોસા' અને 'પોંગદુ' નામના સ્થાન વચ્ચે આવતા હતાં, જ્યાં અમારે આજે રાતવાસો કરવાનું નક્કી થયું હતું. અમે માઈલોના માઈલ સુધી ફેલાએલા વિશાળ મેદાનમાં ચાલી રહ્યા હતા. સામે ઊંચા ઊંચા હિમપર્વતો, પહાડો અને ટેકરીઓ દેખાતાં હતાં. પણ ત્યાં પહોંચતાં પહેલાં ઘણા માઈલનું અંતર કાપવું પડે તેમ હતું, કારણ કે તિબેટનું વાતાવરણ રજકણો વિનાનું હોવાથી દસપંદર માઈલ દૂરની વસ્તુઓ પણ નરી આંખે સહેલાઈથી સ્પષ્ટ દેખાય છે. અમને ઉત્તર દિશામાં 'તીસી, (કૈલાસ) ના સ્પષ્ટ દર્શન થઈ રહ્યાં હતાં, તેમ છતાં ય તે અમારાથી હજી ૧૮ થી ૨૦ માઈલ દૂર હતો.

આ વિશાળ રેતાળ મેદાનને 'બરખા' કે 'પરખા'નું મેદાન કહેવામાં આવે છે. તે ઉત્તરે કૈલાસ અને દક્ષિણે માનસરોવર અને રાક્ષસતાલની વચ્ચે પૂર્વથી પશ્ચિમ તરફ ફેલાએલું છે. આ વિશાળ મેદાનમાં હું તિબેટી ચાકવાળાની સાથે ઉતાવળે પગલે ચાલતો ચાલતો નવ માઈલનું અંતર કાપીને એક એવા મોટા ને પુરાણા મકાનની પાસે આવી પહોંચ્યો જેના બહારના ભાગમાં લાકડાનો મહાસ્થંભ ખોડેલો હતો. તેના પર ઘણા લાંબા સમયથી નવી ધજા ન ચડવાથી પુરાણી ધજાનાં ચીંથરાં ફરફરી રહ્યાં હતાં. આ વિશાળ મકાન કાચી ઈંટોથી બંધાએલું હતું. તેની પાસે આવું જ બીજું મકાન હતું. આ બે ઘરવાળા ગામને 'બરખા' કહેવામાં આવે છે. કોઈ કોઈ તેને 'પરખા' પણ કહે છે. મોટા મકાનમાં બેત્રણ ઓરડા હતા જેમાં વિવિધ પશુઓનાં શિંગડાં અને હાડકાંના ઢગલેઢગલા પડ્યા હતા. અત્યારે અહીં કોઈનો વસવાટ નહોતો. આ મકાનની પાછળના ભાગમાં એક ફર્લોંગ દૂર 'ડમ-છૂ' નામની નદી બે ફાંટામાં વહી રહી હતી. મને તરસ લાગી એટલે હું નદી તરફ આગળ વધ્યો. કિનારા પાસેથી ભૂમિ કાદવવાળી હોવાથી કાદવ ખૂંદતો ખૂંદતો નદીમાં ફૂટભર ઊંડો ઊતર્યો. જળ બરફ જેવું ઠંડુ પણ સ્વચ્છ હતું. મેં પાંચછ ખોબા જળ પીધું અને કમંડલૂ ભરી લીધું. આ મધુર જળ પીવાથી મને તૃપ્તિની સાથોસાથ ચિત્તની પ્રસન્નતાનો અવનવો અનુભવ થયો. આથી મને ખાતરી થઈ ગઈ કે ભગવાન કૈલાસપતિના ચરણમાંથી નીચે

આવતા આ નદીનાં જળનો જ આ અદ્ભુત ચમત્કાર છે. આવું પવિત્ર જળ મેં મારા જીવનમાં આ પહેલવહેલું જ પીધું હતું, જેથી મેં મારું જીવતર કૃતાર્થ માન્યું. મેં પશ્ચિમ તિબેટની એક જાણકાર વ્યક્તિ પાસેથી એવું સાંભળ્યું હતું કે હિમગિરિ કૈલાસના દક્ષિણ ભાગમાંથી 'ઉમા–છૂ' નદી નીકળી નીચે આવીને 'ઝોંગ–છૂ'માં મળે છે અને પછી તે 'ઝોંગ–છૂ' નદી આગળ વધીને 'બરખાના મેદાનમાં' 'ડમ–છૂ'ને મળે છે. આ 'ડમ–છૂ' નદી બીજી ચાર નદીઓના મિલનથી બનેલી છે, જેવી કે : 'અવંગ–છૂ', 'ફીલંગ કોંગમા', 'ફીલંગ–ફરમા', અને 'ફીલંગ–ચોંગમા.'

'ડમ–છૂ' નદીએથી બરખા પાછા ફરતા હું નદીના કિનારાની કાદવવાળી ભૂમિમાં અટવાઈ ગયો. ઘૂંટણ સુધીના ઊંડા કાદવમાંથી પંદર મિનિટના પરિશ્રમે જેમ તેમ કરીને બહાર આવ્યો. મનમાં થયું કે 'અમૃત પીવું કાંઈ સહેલું નથી'. તિબેટી ભાષામાં આ 'ડમ–છૂ'-નો અર્થ 'કાદવ ભરેલા કિનારાવાળી નદી'. (ડમ = કાદવ). એકલદોકલ ને અજાણ્યા યાત્રી કે વટેમાર્ગુ માટે આ નદીએ જળ પીવા જવું એ જીવનું જોખમ છે એમ મને લાગ્યું. જ્યારે હું બરખાના મકાને પાછો ફર્યો ત્યારે મારો સહયાત્રી પેલો યાકવાળો તિબેટી ત્યાં જોવામાં આવ્યો નહીં. મેં 'દરચેન'ની દિશામાં ઝીણી નજરે જોયું તો તે દૂર જતો જોવામાં આવ્યો. આથી હું મકાનના પગથિયાને સ્વચ્છ કરી તેના પર બેઠો અને યાત્રાસંઘના યાત્રીઓના આગમનની વાટ જોવા લાગ્યો.

આ સ્થાનને તિબેટી લોકો 'બરખા તર્જમ' કે 'બરખા તજમ' કહે છે. તિબેટી ભાષામાં 'તજમ'નો અર્થ 'પોસ્ટમાસ્ટર' છે. તે સરકારી અમલદાર ગણાય છે. પશ્ચિમ તિબેટના મુખ્ય શહેર 'ગરતોક'થી તિબેટના પાટનગર 'લ્હાસા' સુધીના રસ્તે આવા પચ્ચીશ તજમ તિબેટસરકારના સમયમાં હતા. લ્હાસા અને ગોરતોકના સરકારી પત્રોને આજુબાજુનાં કેન્દ્રોમાં બરાબર પહોંચાડવાનું કે ત્યાંથી શહેરમાં મોકલવાનું તથા એ શહેરોમાંથી આવતા–જતા સરકારી અમલદારો માટે ઘોડા, ખચ્ચર, યાક, વગેરે વાહનની વ્યવસ્થા કરવાનું કાર્ય 'તજમ' કરતા હતા. 'તજમ' શબ્દનો અર્થ 'પોસ્ટ ઑફિસ' પણ થાય છે. આને લોકો 'તસમ' પણ કહે છે.

'બરખા તજમ' સ્થાન ૧૫,૦૫૦ ફૂટની ઊંચાઈ પર આવેલું છે. બરખા મેદાનને ચાર મહામાર્ગોનું મધ્યબિંદુ માનવામાં આવે છે. એ મહામાર્ગો આ પ્રમાણે છે : ( ૧ ) લ્હાસા તરફ, ( ૨ ) લદ્દાખ તરફ, ( ૩ ) ચંગથંગ ( તિબેટનો ઉત્તર તરફનો ભાગ ), ( ૪ ) ભારત તરફ.

આ મેદાનમાં ઈ. સ. ૧૮૪૧માં કાશ્મીરના જનરલ જોરાવરસિંહે પોતાના સશક્ત અને કાબેલ ૧૫૦૦ સૈનિકોને લઈને ૧૦,૦૦૦ તિબેટી સૈનિકો સામે ઘમસાણ યુદ્ધ કર્યું હતું અને વિજય મેળવ્યો હતો. આ જ મેદાનમાં ઈ. સ. ૧૯૪૫માં લગભગ ૧૮ 'ઝાકોરા' (લુંટારા)એ ભારતના વેપાર–પ્રતિનિધિ ( I. T. A. ) ના તંબૂઓ પર ઓચિંતો છાપો મારીને ગોળીઓ ચલાવી હતી અને માણસોને લૂંટી લીધા હતાં. એવું સાંભળવામાં આવ્યું હતું કે ચારેક વર્ષ પહેલાં આ 'બરખા તજમ'માં ચીની સિપાઈઓનું થાણું હતું. એક વાર તે લોકો પર તિબેટી ઝાકોરાએ ઓચિંતો છાપો માર્યો અને બે ચીની સિપાઈઓને ગોળી વડે મારી નાખ્યા. એ જોઈને બાકીના સૈનિકો નાસી ગયા. આ ઘટના બાદ થાણું બંધ કરવામાં આવ્યું.

એવું કહેવાય છે કે આ બરખા મેદાનમાં 'ક્યિંગ' ( જંગલી ઘોડા ) નાં ટોળેટોળાં જોવા મળે છે. એ જાતના ઘોડાને પાળવા અશક્ય છે. એ બધા ઘોડા સૈનિકોની માફક એક લાઈનમાં દોડતા હોય છે. એ જંગલી ઘોડાને તિબેટી લોકો મારતા નથી તેમ તેનું માંસેય ખાતા નથી. ખંપા નોકર લોકો પાસેથી એવું સાંભળવા મળ્યું હતું કે ચીની સિપાઈઓ એ ઘોડાનો બંદૂકથી શિકાર કરી તેનું માંસ ખાય છે. મેં ચીનની એક સૈનિક છાવણીના રસોડામાં મોટા દેગડામાં ઘોડાના પગ ઉકળતા જોયા હતા. 'સર્વભક્ષી' લોકોની બાબતમાં આ કાંઈ નવી વાત નથી. કેટલાક લોકો 'ક્યિંગ'ને જંગલી ગધેડા માને છે. તેને 'કયંગ' પણ કહે છે.

'બરખા તજમ'માં લગભગ પોણો કલાક સુધી યાત્રીઓની વાટ જોયા બાદ જ્યારે કોઈ આવતું જણાયું નહીં એટલે હું ભગવાનનું સ્મરણ કરતો ત્યાંથી ઊઠ્યો અને પગદંડી પકડી ચાકના પગલાંને નિશાને નિશાને આગળ વધવા લાગ્યો. અત્યારે હું ભગવાન કૈલાસની નિકટ જઈ રહ્યો હતો. એકબે ફર્લાંગ આગળ વધ્યો હોઈશ. એટલામાં

'ડમ–છૂ' નદીનો કાદવવાળો કિનારો આવ્યો. જે રસ્તેથી યાક આ નદી પાર થયું હતું તેજ રસ્તેથી મેં સાવધાનીપૂર્વક 'ડમ–છૂ' પાર કરી. અહીંથી આગળની પગદંડી ઘણી ઝાંખી જણાઈ રહી હતી, તેમ છતાંય હું યાકની ખરીના નિશાન જોતો જોતો આગળ ચાલવા લાગ્યો. એક જગાએ થોડું ઊભા રહી મેં પાછું વળીને જોયું તો ખંપા નોકર લોકો સામાનના બોજાવાળાં ખચ્ચરોને ધક્કા મારી મારીને 'ડમ–છૂ' નદી પાર કરાવી રહ્યા હતા. ઘોડેસવાર યાત્રીઓ પાછળ પાછળ નદીમાં ઊતરી રહ્યા હતા.

હવે 'ઉબડખાબડ' રસ્તો શરૂ થયો. ડગલે ને પગલે ખાડા. 'જ્યાં દેખાડો ત્યાં ખાડો'. પગ મૂકવામાં જો સાવધાની ન રાખી તો પગ ખાડામાં પડીને મરડાઈ જ જાય. આગળની આવી ભૂમિમાં પગદંડી જેવું કંઈ હતું જ નહીં. અનુભવ હોય તો આગળ વધાય તેમ હતું. બે માઈલનો આ દુર્ગમ રસ્તો પાર કરતાં તો 'નાકે દમ આવી ગયા'. અહીંથી આગળના રસ્તે ઠેકાણે ઠેકાણે ચમરી ગાય અને યાકના સૂકાં અડાયાં પડેલાં જોવામાં આવ્યાં. એ જોઈ મેં અનુમાન કર્યું કે આ જગા પર અમુક ઋતુમાં તિબેટી 'ડોકપા' (ભરવાડ) લોકો પોતાનાં 'ડોંગ' (કાળા તંબૂ) ઊભા કરીને કેટલાક મહિના રહેતા હશે. ભગવાન કૈલાસને નિશાન બનાવીને હું ઉત્તર દિશામાં આગળ વધી રહ્યો હતો તેવામાં દૂરથી મને અમારા યાત્રાસંઘના ઘોડાખચ્ચરોના ગળાની ઘંટડીઓના અવાજ સંભળાવા લાગ્યા. મેં તે તરફ નજર ફેરવી તો કીચ ખંપાની પાછળ પાછળ ઘોડેસવાર યાત્રીઓ ધીમે ધીમે આવી રહ્યા હતા. ખાખીબાવા પણ આજે તો ઘોડેસવાર થયા હતા. પવિત્ર કૈલાસની પગપાળા યાત્રા કરનાર હવે હું એકલો જ હતો તે મારા માટે આનંદની વાત હતી.

એકાદ ફર્લાંગ આગળ વધતાં ભીની અને ધરોવાળી જમીન આવી. તિબેટી લોકો આને 'ગપુડોસા' કહે છે. કૈલાસ–પ્રદક્ષિણાના ઇચ્છુક યાત્રીઓ આ સ્થાનમાં રાતવાસો રહે છે અને બીજે દિવસે અહીંથી નીકળી 'દરચેન' ન જતાં 'લ્હા–છૂ' નદીને કિનારે કિનારે આગળ વધી પશ્ચિમ દિશા તરફથી કૈલાસ–પ્રદક્ષિણા શરૂ કરી દે છે. કેટલાક યાત્રીઓ 'દરચેન' જઈને રાતવાસો રહે છે અને ત્યાંથી બીજે દિવસે કૈલાસ–પ્રદક્ષિણા શરૂ કરે છે. ધર્મનિષ્ઠ અને શાંતિપ્રિય

યાત્રી અહીંથી ઉત્તર દિશામાં દોઢેક માઈલ આગળ વધી 'પોંગદુ' નામના સ્થાનમાં પડાવ નાખે છે અને બીજે દિવસે ત્યાંથી 'દરચેન' જઈ 'ઉમા-છૂ' (દરચેન-છૂ) માં સ્નાન કરીને ત્યાંથી પ્રદક્ષિણાનો આરંભ કરે છે. આમ કરવું બધી રીતે યોગ્ય છે. અમે પણ 'પોંગદુ'માં જ આજનો પડાવ કરવાના હતા. આથી હું તે તરફ ચાલવા માંડ્યો. હજી તો થોડાં ડગલાં ભર્યાં હશે તેવામાં કોણ જાણે ક્યાંથી આકાશમાં કાળાંભમ્મર વાદળાં ચડી આવ્યાં અને ગાજવીજ શરૂ થઈ ગઈ. જોત-જોતામાં તો આખું ય વાતાવરણ ભયાવહ બની ગયું. વાદળાંના ભયંકર ગડગડાટ અને વીજળીના લાંબા લાંબા ઝબકાર અંગેઅંગમાં ધ્રૂજારી પેદા કરવા લાગ્યા. તેવામાં તો મોટા મોટા દાણાદાર વરસાદ વરસવો શરૂ થયો. જાણે તીખાં તીરની બોછાર. અચાનક ઠંડી પણ ઊતરી આવી. આ જોતાં હું આર્ત સ્વરે 'પાહી મામ્, રક્ષ મામ્' કહેતો કહેતો શ્રી ગુરુ દત્તાત્રેયનું સ્મરણ કરવા લાગ્યો. શ્રી ગુરુદત્તે જાણે કરુણા કરી અને તિબેટી તોફાની વાયરા છોડ્યા. જોતજોતામાં વાયુદેવ કાળા વાદળાંને ક્યાંના ક્યાં ઢસડી ગયા અને ગગનમંડળને ખુલ્લું કરી દીધું. સૂર્યનારાયણનાં દર્શન થતાં હું આનંદવિભોર થઈ ગયો. વાહ! પ્રભુ તારી લીલા અપરંપાર છે. મારું મસ્તક પુણ્યગિરિ કૈલાસ પ્રતિ ઝૂકી ગયું, લોચનિયાં આંસુઓથી છલકાઈ ગયાં.

અહીંથી ઝોંગ-છૂ અને દરચેન-છૂ નદીઓ પાર કરી જમણી બાજુ આગળ વધતાં ૩૦ જેટલાં 'ડોંગ' (કાળા તંબૂઓ) જોવામાં આવ્યા, જેમાં મોટા ભાગના 'ગંગજક' (તિબેટી ભરવાડની એક જાત) લોકો હતા. આજુબાજુમાં કેટલાંક યાક, ચમરી ગાય વગેરે પશુઓ ચારો ચરી રહ્યાં હતાં. મને આવેલો જોતાં જ ડોંગમાં બાંધેલાં ભયંકર તિબેટી કૂતરાં હાઉ હાઉ કરતા ભસવા લાગ્યાં. હું મારી લાકડી ઊંચી કરીને સાવધાન થઈ ગયો. જો યાત્રી તિબેટી કૂતરાંથી સાવધાન ન રહે તો તેના શરીર પર આ ભયંકર કૂતરાં અવશ્ય 'કૈલાસયાત્રાની છાપ' પાડી દે છે. આ બધાં કૂતરાંના ભસવાનો અવાજ સાંભળીને ડોંગમાંથી દસબાર નરનારી બહાર આવ્યાં. મેં તેઓ પાસેથી જાણ્યું કે આ સ્થાનને 'પોંગદુ' કહે છે. હું આ લોકો સાથે વાતચીત કરી રહ્યો હતો તેટલામાં કીચ ખંપા અને ઘોડેસ્વાર યાત્રીઓ

ત્યાં આવી પહોંચ્યા. કીચ ખંપાએ 'ડોંગ'થી થોડે છેટે આવેલી સપાટ ભૂમિ પસંદ કરી અને ત્યાં ખચ્ચરો પરનો સરસામાન ઉતારવા લાગ્યા. ખંપા નોકર લોકો તંબૂ અને છોલદારી ઊભાં કરવાની તૈયારી કરવા લાગ્યા. ( જુઓ ચિત્ર નં–૭૦ ).

'બરખા'ના મેદાનની આ રેતાળ ભૂમિ હોવાથી અહીં નાના મોટા પથ્થરો જોવામાં આવતા નથી. તેથી તંબૂ અને છોલદારી ઊભાં કરવા માટે જમીનમાં ખીલા ખોડવામાં ઘણી મુશ્કેલી પડે છે. યાત્રીઓ જો 'ચ્યૂ–ગોમ્પા'થી પોતાની સાથે પથ્થરો લઈ લે તો સુવિધા રહે છે. આવી જ રીતે કૈલાસની પ્રદક્ષિણા પૂરી કરી 'દરચેન'થી પાછા ફરતી વખતે સાથે બેચાર પથ્થર લઈ લેવા જરૂરી છે, જેથી બરખાના મેદાનમાં તંબૂ ઊભા કરવામાં અનુકૂળતા રહે છે. અમારા ખંપા નોકર લોકો તો 'ગરબ્યાંગ'થી પોતાની સાથે સીસમના લાકડાનો મોટો ને મજબૂત ધોકો લઈ આવ્યા હતા, તેથી રસ્તામાંથી પથ્થરો સાથે લેવાની જરૂર પડી નહીં અમારા તંબૂઓ ઊભા થયા તેવામાં તો ભયંકર તોફાની વાયરા વીંઝાવા લાગ્યા. એ જોઈને બિચારા કીચ ખંપા તંબૂનો વચલો ડંડો પકડી માથું નીચું ઘાલીને ઊભા રહ્યા. બધા યાત્રી જલદી જલદી તંબૂમાં ઘૂસી ગયા. પવનના સૂસવાટા એવા તો ભયાવહ હતા જાણે પ્રલય કરવા નીકળ્યા હોય ! આ અણધારી આફતથી સૌ ગભરાઈ ગયા અને પરમેશ્વરનુ ચિંતન કરવા લાગ્યા. થોડી વારમાં તોફાન શાંત થઈ જતાં બધાએ ભગવાન કૈલાસપતિનો મોટો પાડ માન્યો.

આજે ખાખીબાવાને શરદીને લીધે તાવ ચઢ્યો હતો અને વારે વારે 'ઠોં ઠોં' પણ થતી હતી. એ જોતાં ભૂખ્યા યાત્રીઓએ ભાતાના ડબા ઉઘાડીને 'કાચું કોરું' ખાઈ પેટ ભર્યું. ખાખીબાવાને ઔષધ આપવામાં આવ્યું એટલે તેમની ઉધરસ બંધ થઈ જતાં કંઈક રાહત મળી. શરીરમાં તાવ હોવાથી તેમણે ખાલી પેટે રહેવાની પોતાની ઇચ્છા જણાવી અને પથારીમાં ટૂંટિયું વાળીને સૂઈ ગયા. ખાખીબાવાનું બીમાર પડવું એ પણ યાત્રીઓ ઉપર એક પ્રકારની મોટી આફત ઊતરી આવવી જ કહી શકાય, કારણ કે જો તે સ્વસ્થ હોય તો જ રસદાર રસોઈ તૈયાર કરી બધા યાત્રીઓના કોઠા ઠારી તેઓને સ્વસ્થ રાખી શકે તેમ હતું. આથી ખાખીબાવાને જલદી સાજાસારા કરી નાખવા માટે બધા યાત્રીઓ પરમેશ્વરને મનોમન પ્રાર્થના કરવા લાગ્યા.

થોડી વારે અમારા તંબૂમાં કેટલાંક 'ગંગજક' નર-નારી અને બાળકો આવ્યાં. તે લોકો મને કોઈ ચમત્કારી 'કાશીલામા' સમજીને મારી જટાના થોડા વાળ માંગવા આવ્યા હતા. તે લોકોમાં એવી માન્યતા હતી કે 'કાશીલામા' (ભારતદેશના સાધુમહાત્મા) ની ચમત્કારિક જટાના વાળમાં એવી અદ્ભૂત શક્તિ હોય છે કે તેને ધાતુની ડબ્બીમાં કે માદળિયામાં બંધ કરી કોઈ પણ બીમાર મનુષ્ય કે પશુની ડોકમાં તે બાંધવામાં આવે તો ગમે તેવા અસાધ્ય રોગ મટી જાય છે. જ્યારે મેં તેઓની આ વાત અમારા ખંપા નોકર 'રીંગજેન' પાસેથી સાંભળી ત્યારે મને તે લોકોના આવા વહેમી સ્વભાવ પ્રત્યે દયા ઉપજી. જટાના વાળ ન આપવા માટે ચોખ્ખીચટ ના પાડી દઈને તે બધા લોકોની ભારતીય સાધુઓ પ્રત્યેની ભાવના પર હું કુહાડાનો ઘા કરવા માંગતો નહોતો, તેથી મેં મીઠા શબ્દોમાં તે બધાંને સમજાવ્યું, "મેં એવું વ્રત લીધું છે કે પવિત્ર કૈલાસ અને માનસરોવરની યાત્રા કરીને સ્વદેશ પાછા ફર્યા બાદ તીર્થક્ષેત્રમાં જ માથા પરની આ બધી જટા ઉતરાવવી, તે પહેલાં એક વાળ પણ તેમાંથી તોડવો નહીં. આથી જો હું આ પ્રતિજ્ઞા ભંગ કરી જટાનો વાળ તોડી તમને આપું તો હું અને તમે બધાં ભગવાનના ગુનેગાર ઠરીએ. આ માટે હું તમને મારી જટાના વાળ આપવા લાચાર છું." મારો ખુલાસો સાંભળી બધાં ભયભીત થઈને વાળ માગવા માટે માફી માગવા લાગ્યા. મેં બધાં લોકોને થોડો થોડો પ્રસાદ વહેંચ્યો એટલે બધાં ખુશ ખુશ થઈ ગયાં.

આવેલી 'ગંગજક' જાતિની સ્ત્રીઓએ પોતાના માથાના વાળમાં તેલ નાખી તેની ચોટલીઓ ગૂંથી હતી અને બધી ચોટલીઓને છેડાના ભાગે એકસાથે મેળવી તેમાં રંગીન કાપડની પટ્ટીઓ લટકાવી હતી. તે પટ્ટીઓમાં ચાંદીના 'ટંકા' (તિબેટનું નાણું), 'ગોરમો' (ભારતનો ચાંદીનો રૂપિયો) 'ઢક' (નેપાળી રૂપિયો) વગેરે સિક્કાઓ ગૂંથ્યા હતા. કોઈ કોઈ સ્ત્રીલોકો કાપડની આવી પટ્ટીઓમાં રંગબેરંગી મુલાયમ પથ્થરો કે કચકડાની ગોળીઓ પણ ગૂંથે છે. બેચાર સ્ત્રીઓએ પોતાના વાળમાં વાંસકપૂરના ગોળા પણ ભરાવ્યા હતા. કહે છે કે તેની ગંધથી માથાની જૂ મરી જાય છે. આ સ્ત્રીઓએ પોતાનાં ગાલ, કપાળ, દાઢી વગેરે પર ભૂરા રંગનો કોઈ પદાર્થ લગાડ્યો હતો. ખંપા નોકરે મને જણાવ્યું કે તે પદાર્થ ભારતીય 'કાથો' છે. તેનાથી ચામડી સુંવાળી અને ચમકતી

રહે છે. એ કાથાને તિબેટી ભાષામાં 'તોંચા' કહે છે. ગળાની શોભા માટે એ બધી સ્ત્રીઓએ વિવિધરંગી પથ્થરોની માળા પહેરી હતી. મને એવું જાણવા મળ્યું કે ધનવાન તિબેટીલોકો પોતાના ડાબા કાનમાં પોપટિયા રંગના પથ્થર જડેલી સોનાની વાળી પહેરે છે. અમારા કીચ ખંપાએ પોતાના ડાબા કાનમાં આવી વાળી પહેરી હતી. એક ગંગજકપા (તે જાતિના ભરવાડ) ના ગળામાં લટકતું ચાંદીનું નાનું મંદિર અને તેમાંની મૂર્તિ જોઈ મને નવાઈ લાગી. તે મંદિર વિષે મને જાણવા મળ્યું કે તિબેટી ભાષામાં તેને 'ગૌ' કહે છે. ધાર્મિક લોકો 'દલાઈ લામા', 'શાક્ય થૂબ્બા' (બુદ્ધ ભગવાન), 'પેમા ગુરુ' (પદ્મસંભવ ગુરુ), વગેરેની મૂર્તિવાળા 'ગૌ' ગળામાં પહેરે છે.

આજે અમે સૂર્યાસ્ત પહેલાં જ ગંગજક લોકો પાસેથી બકરીનું દૂધ વેચાતું લીધું, કારણ કે તિબેટના ભરવાડો ઘણે ભાગે રાતે કોઈને ય દૂધ વેચતા નથી તે વાત અમે જાણતા હતા. ભરવાડે એક 'ચકતક' (લાકડાનું વાસણ) ભરેલા દૂધના બે રૂપિયા લીધા. એક ચકતકમાં અઢીથી ત્રણ શેર દૂધ તો હશે જ.

મેં એક ગંગજક માણસને પૂછ્યું, "તમારા બધા 'ડોંગ'ના કુલ કેટલાં દૂધાળુ જાનવર હશે ?" મારો આવો સીધો પ્રશ્ન સાંભળી તે મને ધીમે રહીને કહેવા લાગ્યો કે, "અહીંના અમે બધા તો તિબેટની વર્તમાન ચીન સરકારના વગર પૈસાના ગોવાળ છીએ. અમારે અમારા ઘરના લોકોના ખપ પૂરતું દૂધ રાખી બાકીનું બધું ચીની સૈનિકને થાણે પહોંચાડવું પડે છે. પનીર, માખણ વગેરે પણ ત્યાં પહોંચાડવું પડે છે. આહાર માટે અમે અમારાં પશુઓને મારી ન નાખીએ તેથી અમારા દરેક પશુના શિંગડાં પર ચીન સરકારની મહોર (છાપ) મારવામાં આવી છે. અમારું કોઈ પશુ મરી જાય એટલે તેનાં શિંગડાં અમારે થાણે પહોંચાડવાં પડે છે. અમને આવા આવા ત્રાસ આપવામાં આવે છે." બીજો ગંગજક કહેવા લાગ્યો, "ગયે વર્ષે તો અહીં ચીની સિપાઈઓની છાવણી નંખાઈ હતી. આ ગામના ઘણા માણસોને ચીની સિપાઈઓ પકડી પકડીને ક્યાંક લઈ ગયા છે, હજી સુધી તે બધાનો પત્તો નથી. ફરિયાદ કરતાં કોઈ કાંઈ સાંભળવા તૈયાર નથી. હવે તો અમે ગળે આવી ગયાં છીએ." બે સ્ત્રીઓ રડતી રડતી

મને કહેવા લાગી કે તેના પતિને ચીની સિપાઈઓએ મારી નાખ્યા છે કે હજી જીવે છે તે 'લોટુર' (પંચાંગ) જોઈને જણાવો. મારી પાસે તિબેટી પંચાંગ હતું નહીં તેમજ હું આ વિદ્યા જાણતો નહોતો, આથી મેં તે બન્ને સ્ત્રીઓને હમેશા પરમેશ્વરને પ્રાર્થના કરવાનો ઉપદેશ આપ્યો. છેવટે તે બધાને મેં 'લામા–જીલાબ' (સાધુનો પ્રસાદ) આપીને વિદાય કર્યા.

યાત્રીઓ સૂર્યાસ્ત થતાં સૂવાની તૈયારી કરવા લાગ્યા. એટલામાં કીચ ખંપા તંબૂમાં આવી ચડ્યા અને પૂછવા લાગ્યા કે કોઈને કાંઈ તકલીફ તો નથી ને. આ સ્થાન–'પોંગદુ'ની અસહ્ય ઠંડી સિવાય યાત્રીઓને બીજી કોઈ ફરિયાદ નહોતી, પણ આ ઠંડીને ઓછી કરવી તે કીચ ખંપાના હાથની વાત નહોતી. તેથી તે લાચાર હતા. આવતી કાલે અમારે અહીંથી 'દરચેન' જઈને પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા શરૂ કરવાની હતી. આ બાબતમાં યાત્રીઓ કીચ ખંપાનો વિચાર જાણવા માગતા હતા. તેથી રાજદેવે તેમને પૂછ્યું, "મોટા ભાગના યાત્રીઓની ઇચ્છા તો પગપાળા જ કૈલાસની પ્રદક્ષિણા કરવાની છે. આ વિષે આપનું શું સૂચન છે?" કીચ ખંપા કહેવા લાગ્યા, "તિબેટના અમારા ધર્મમાં તો એવો આદેશ છે કે 'ન્યાકોર' (યાત્રી) પવિત્ર 'તીસી' (કૈલાસ)ની 'કોરા' (પ્રદક્ષિણા) પગપાળા કરે તો અધિક પુણ્ય મળે છે." આ સાંભળી બધા યાત્રીઓએ નિશ્ચય કર્યો કે કૈલાસની પ્રદક્ષિણા પગપાળા જ કરવી. ચાર દિવસનો જરૂરી સામાન સાથે લેવો અને બાકીનો 'દરચેન' ગામમાં કોઈ વિશ્વાસુ માણસને ત્યાં મૂકી દેવો. ઘોડાઓને તેમજ વધારાનાં ખચ્ચરોને પણ દરચેન મૂકવાં, જેથી તે બધાંને ચાર દિવસનો આરામ મળી શકે. આ સાંભળી કીચ ખંપા કહેવા લાગ્યા, "ચાર દિવસ માટે જરૂરી સામાન તો સાથે લઈ લેશું અને બાકીનો દરચેનમાં રહેતા મારા ખાસ મિત્રને સોંપી જઈશું, પણ આ બધાં ઘોડાખચ્ચરોને તો પ્રદક્ષિણામાં સાથે જ લેવાં છે, કારણ કે તે બધાંને પણ પ્રદક્ષિણાનું પુણ્ય મળવું જોઈએ, જેથી તેઓનો હવે પછીનો જન્મ સારો થાય. અમારા તિબેટના લોકો તો પોતાનાં પશુઓને કૈલાસ–પ્રદક્ષિણા ખાસ કરાવે છે. મારા આ બધાં પશુઓ તો પાંચપાંચ અને છછ વાર કૈલાસની પ્રદક્ષિણા કરી ચૂક્યાં છે." કીચ ખંપાની પોતાનાં પશુઓ વિષેની આવી મહાન ભાવના જાણી અમને

તેમના પ્રત્યે ઘણું માન થઈ આવ્યું. બધી વાતનું નિરાકરણ થઈ જતાં ફીચ ખંપા ઊભા થઈ પોતાની છોલદારીમાં ગયા. જ્યારે યાત્રીઓ પોતપોતાના બિસ્તરા પર લાંબા થયા. ઠંડી ધીમે ધીમે વધવા લાગી. થોડી વારમાં તો તિબેટી તોફાની પવન ફૂંકાવા લાગ્યો એટલે તંબૂ 'હાલકડોલક' થવા માંડ્યો. એ જોઈ રાજદેવ ગોળવાળા ભગતને કહેવા લાગ્યા, "ભગત! લોકો કૈલાસયાત્રામાં ખાટલા ઊડવાની વાતો કરે છે ને, તે જ આ બરખાનું મેદાન છે. હવે વાયરા વીંઝાવા માંડ્યા છે માટે બિસ્તરો મજબૂત પકડી રાખજો, નહિતર હવામાં 'છૂ મંતર' થઈ જશે." પવનના સૂસવાટાને લીધે જોરજોરથી હલતો તંબૂ જોઈ ભગત કહેવા લાગ્યા, "મા'જી, વાત તો સો ટકા સાચી છે હો. 'હવે તો હરિ કરે તે ખરી.' આ કુદરતની સામે આપણા જેવા પામર જીવની તે શી વિસાત!" દસેક મિનિટ તાંડવ-નૃત્ય દેખાડી વાયુદેવ શાંત થઈ ગયા એટલે બધાનાં હૈયાં હેઠાં બેઠાં. ગરમ ધાબળા ને ચૂટકામાં માથાં સંતાડતા હવે બધા નીંદરની ઘડીઓ ગણવા માંડ્યા. થોડી વારમાં તો વાતાવરણ સૂમસામ થઈ ગયું. હું ઊઠીને ધીમે પગલે તંબૂની બહાર નીકળ્યો. નીલાકાશમાં ચાંદીની થાળી જેવડો ચંદ્રમા ચકચકી રહ્યો હતો. ધરતી અને તેના સુપુત્ર પહાડપર્વતો દૂધ જેવી ચાંદનીથી સ્નાન કરી રહ્યા હતા. ઉત્તર દિશામાં દૃષ્ટિપાત કરતાં હું મંત્રમુગ્ધ થઈ ગયો. કેવું અપૂર્વ સૌંદર્ય! આહા, સ્ફટિક શિવલિંગ! તુષારજ્યોતિ! રજતગિરિ! દિવ્યકૈલાસ!! જાણે ચક્ષુઓ તેના પર ચોંટી ગયાં. વાણી શબ્દ વિસરી ગઈ. શ્વાસોશ્વાસ સ્થિર થઈ ગયા. નિશ્ચેષ્ટ દેહમાં કોઈ અકળ શક્તિનું અવતરણ થઈ રહ્યું હોય તેવો હું અનુભવ કરવા લાગ્યો. શરીરે રોમાંચ થતાં આંખોમાંથી હર્ષાશ્રુ છલકાઈ જાણે પવિત્ર કૈલાસના ચરણોનું પ્રક્ષાલન કરવા લાગ્યા. મનોમન પ્રાર્થના થઈ, "હે મંગળમય મહાદેવ! તારાં જ પવિત્રતમ ચરણકમળોમાં મારા મનભ્રમરને સદૈવ રસાસક્ત રાખજે." પવિત્ર ભૂમિ પર સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ કરી, ઊભો થઈ તંબૂમાં આવ્યો. બિછાના પર પદ્માસન વાળી બેસી ગયો અને 'સત્યં-શિવં-સુંદરમ્' એવા કૈલાસપતિના ચિંતનમાં આખી રાત વિતાવી દીધી.



## —: કૈલાસ–પ્રદક્ષિણાનો શુભારંભ :—

તારીખ ૧ જુલાઈ ને શનિવાર હતો. બધા યાત્રીઓ હમેશાં કરતાં આજે જરા વહેલા ઊઠી ગયા કારણ કે આજે બધાને કૈલાસ–પ્રદક્ષિણાના 'શ્રી ગણેશ' કરવા હતા. ધર્મગ્રંથોમાં આ પ્રદક્ષિણા મોટું પુણ્ય આપનારી કહેવામાં આવી છે. ખાખીબાવાની તબિયત ગઈ રાત કરતાં આજે કંઈક સારી હતી એટલે તેમણે ગરમ પાણી વડે પોતાનું મુખ પ્રક્ષાલન કરી યાત્રીઓ માટે ચા તૈયાર કરી દીધી. યાત્રીઓ ટપોટપ આવીને ચાનાસ્તો કરવા લાગ્યા. આજે જયંતીભાઈએ નાસ્તો કરવાની અનિચ્છા પ્રગટ કરી. તેમણે એવો નિશ્ચય કર્યો હતો કે મારી જેમ ફળાહારી રહીને ચાર દિવસની કૈલાસ–પ્રદક્ષિણા કરવી. તેમના સિવાય બીજા કોઈ યાત્રીએ આવું વ્રત લેવાની હિંમત કરી નહીં. તિબેટની આ યાત્રામાં યાત્રીને કેવી ભયંકર ભૂખ લાગે છે તેનો તે બધાને સ્વાનુભવ હતો જ, તેથી કોઠામાં અન્ન ન નાખવાનો વિચારમાત્ર જ તેઓને અંગેઅંગમાં ધ્રૂજારી પેદા કરી દે તેવો હતો. જયંતીભાઈ ફળાહાર કરી કેટલા દિવસ સુધી સાજાસારા રહી શકશે એ પણ બધાના મનમાં એક પ્રશ્ન હતો, તેમ છતાં ય કોઈએ તેમને આવા ધર્મકાર્યમાં હતોત્સાહ કર્યા નહીં. ખંપા નોકરલોકોએ આજે તપેલું ભરીને 'જા' (તિબેટી ચા) બનાવી હતી. તે બધાં હોંશે હોંશે 'જા' અને 'ચંપા' (સત્તુ) આરોગી રહ્યા

હતા. કહે છે કે તિબેટના લોકો એક દિવસમાં ૧૦૦–૨૦૦ કટોરા 'જા' પી જાય છે. થોડી વારે કીચ ખંપાએ બધાને તૈયાર થઈ જવા માટે 'હાક' મારી એટલે બધા ઝટપટ તૈયાર થવા લાગ્યા. બિસ્તરા બંધાઈ જતાં અને રસોડાનો સામાન ટૂંકમાં પૅક થઈ જતાં તે બધાને પશુઓની પીઠ પર બાંધવામાં આવ્યો. 'રીંગજેન' અને 'ફૂંજો' તંબૂ અને છોલદારી છોડવા માંડ્યા અને 'છીરીંગ' તેને વીંટી વીંટીને ખચ્ચરની પીઠ પર બાંધવા લાગ્યો. અમને અહીંથી નીકળવાની તૈયારી કરતા જોઈને 'પોંગદુ' ગામના 'ગંગજક' નરનારી અને બાળકો અમને વિદાય આપવા માટે આવી પહોંચ્યાં. ગઈ રાતે એક 'ડોંગ' (કાળા તંબૂ) નું આખું કુટુંબ ઓચિંતું બીમાર પડી જવાથી તેને તપાસવા અને યોગ્ય દવા આપવાના ઇરાદાથી મદ્રાસી સ્વામી એક ગંગજક યુવકને પોતાની સાથે લઈને તે ડોંગમાં ગયા. થોડી વારે તે ત્યાંથી પાછા ફરી મારી પાસે આવીને કહેવા લાગ્યા કે વાસી માંસ ખાવાથી ઘરના બધા લોકોને ઝાડાઊલટી થઈ ગયાં હતાં. અકસીર દવા આપી છે, જલદી સારું થઈ જશે.

'પોંગદુ'થી ઉપડવાનો સમય થતાં બધા યાત્રીઓએ સામે દર્શન આપી રહેલા ભવ્ય કૈલાસને મસ્તક નમાવી પ્રણામ કરી કૈલાસપતિના શુભ નામના ત્રણ વાર ઉચ્ચ સ્વરે જયઘોષ કર્યા અને ગગનમંડળ ગજવી દીધું. આ સાંભળી લગભગ બધા 'ડોંગ' નાં નરનારી બહાર નીકળીને કૌતુકથી અમારી સામે ટગરટગર જોવા લાગ્યાં. તે બધાને જોઈ અમને પણ નવાઈ લાગી. ખંપા નોકર લોકો યાત્રીઓના કાંડા ઝાલી ઝાલીને તેઓને ઘોડા પર બેસારવા લાગ્યા. બીમાર ખાખીબાવાને પણ એક સારા ઘોડે બેસારવામાં આવ્યા. થોડી વારે બધા ઘોડા 'ખદડુક ખદડુક' કરતા 'દરચેન'ને રસ્તે રવાના થયા. તેઓની પાછળ સામાનનાં ખચ્ચરો ઉતાવળે પગલે ભાગવા લાગ્યાં. બધા યાત્રીઓ 'દરચેન મંડી'થી પગપાળા કૈલાસની–પ્રદક્ષિણા કરવાના હતા. આ કૈલાસ–પ્રદક્ષિણાના ત્રણ પ્રકાર છે, જેવા કે :

(૧) કર્તા, એટલે કે યાત્રીએ પોતે જ આ પ્રદક્ષિણા કરવી. આના પણ બે ભાગ છે : (અ) પગપાળા કરવી, (બ) ઘોડા પર બેસી કે અન્ય પશુ પર બેસીને ફરવી.



બરખાના મેદાનમાં તંબુઓમાં રહેતા ડોક-પા
[ભરવાડો]
[ચિ. નં. ૭૦]



કૈલાસની તળેટીમાં આવેલું દરચેન મંડી
[ઊંચાઇ ૧૫૧૦૦ ફુટ]
[ચિ. નં. ૬૯]



માનસરોવરના પશ્ચિમ તટે આવેલો 'ગુસુલ-ગોમ
[ઊંચાઈ–૧૫૧૦૦ ફુટ]
[ચિ. નં. ૬



ી રાતે કૈલાસ શિખરની અદ્‌ભુત શોભા
[ ચિ. નં. ૭૩ ]



'તરઓ–છે' માં રાતવાસો (પહાડ પરના વાદળામાં કૈલાસ દેખાય છે) [ ચિ. નં. ૭૨ ]





કૈલાસ પ્રદક્ષિણા માર્ગમાં પહેલો પડાવ
તરઓ–છે (મહાધ્વજ)
[ ચિ. નં. ૭૧ ]

( ૨ ) બીજા કોઈને ખર્ચ આપીને પોતાના વતી પ્રદક્ષિણા કરાવવી, ( અ ) પગપાળા કે ( બ ) પશુ પર બેસારીને પ્રદક્ષિણા કરાવવી.

( ૩ ) કોઈ વ્યક્તિ પ્રદક્ષિણા કરવા ઇચ્છતો હોય પણ નાણાંકીય અગવડતા અંગે તે આગળ વધવા હિંમત કરતો ન હોય તો તેને આવશ્યક સહાય કરી, તેના ઉત્સાહમાં વધારો કરી તેની ઇચ્છા પૂરી કરાવવી.

અમે માંડ પચ્ચીસ–પચાસ ડગલાં આગળ વધ્યા એવામાં તો બરખાના આ મેદાનમાં જ્યાં જુઓ ત્યાં નાના મોટા ભૂરા ને કાળા રંગના અસંખ્ય ઉંદર નજરે પડ્યા. ‘ ગણ્યા ગણાય નહીં, ને વીણ્યા વીણાય નહીં.’ આ વિશાળ ભૂમિ ઉંદરોના અગણિત દરથી જાણે છેદાઈ ગઈ હતી. અંધારી રાતે આ ભૂમિ પરના આકાશમાં જેટલા ચાંદરડાં નહીં હોય તેટલા તો ભૂમિમાં ઉંદરડાના દર હતા. મોટા મોટા બિલાડી જેવડા અને પૂછડી વિનાના પણ ઉંદરો જોવામાં આવ્યા અને વાંદરાના મુખ જેવા મોટા ઉંદરો પણ જોવામાં આવ્યા. તિબેટી ભાષામાં પૂછડી વિનાના ઉંદરને ‘સીવી’ કે ‘છીપી’ કહે છે અને વાંદરાની મુખાકૃતિવાળા ઉંદરને ‘ચ્યૂ’ કે ‘ચ્યાં’ કહે છે. તિબેટના જાણકાર લોકોનું એવું કહેવું છે કે આ બરખાના મેદાનમાં ‘ ઠુમા ’ નામની શક્તિવર્ધક ઔષધિ થાય છે, જે વેલ જેવી અને ઝીણાં પાન તથા પીળાં ફૂલવાળી હોય છે. કહે છે કે કારતક મહિનામાં જ્યારે આ વેલ પાકી જાય છે ત્યારે આ બધા ઉંદર તેને શોધી તીક્ષ્ણ દાંત વડે તેના ઝીણા ઝીણા ટુકડા કરી તે બધાને પોતપોતાના દરમાં લઈ જાય છે. માગશર–પોષ મહિનામાં જ્યારે વધુ હિમપાત થાય છે અને જમીન પર બરફના થર બાઝેલા હોય છે ત્યારે તેઓને દરમાંથી બહાર નીકળવું અસંભવ બને છે. તે વખતે દેહની રક્ષા કરવા માટે ઉંદરો તે ટુકડા થોડા થોડા ખાતા રહે છે. કહે છે કે આ ઔષધિ રક્તશોધન–કારી અને વીર્યવર્ધક હોવાથી ઘણા તિબેટી લોકો તેને ઉંદરના દરોમાંથી શોધીને એકઠી કરે છે અને તિબેટના નવા વર્ષના પહેલા દિવસે તે ટુકડાને ચમરી ગાયના દૂધમાં ઉકાળી, તેમાં ઘી–સાકર

મેળવી, નરમ હલવા જેવું ખાણું બનાવીને બધાને થોડું થોડું વહેંચીને ખાય છે. કેટલાક તિબેટી લોકો પાસેથી એવું સાંભળવામાં આવ્યું કે સર્વભક્ષી ચીનાઓ બરખાના આ મેદાનના ઉંદરોને પકડી મંગાવી તેનાં અથાણાં અને શાક બનાવી ખાય છે. એવું પણ જાણવા મળ્યું કે બરખાના વિશાળ મેદાનમાં ભમતા જંગલી 'કિયાંગ' (ઘોડા) ને પણ મારીને ખાય છે. આથી આ મેદાનના ઘોડા અને ઉંદરોની સંખ્યા ઘટતી જાય છે (!).

બધા યાત્રીઓ સામે દેખાતા ભવ્ય અને પવિત્ર કૈલાસ તરફ (ઉત્તર દિશામાં) આગળ વધવા લાગ્યા. અમને એમ લાગતું હતું કે થોડા જ કલાકમાં ત્યાં પહોંચી જઈશું, પણ ઊંધું ઘાલીને માઈલ પર માઈલ ચાલ્યા જ કર્યું તેમ છતાં ય રસ્તો ખૂટતો જ નહોતો. ગઈ કાલે જ બધા યાત્રીઓએ 'ઝોંગ–છૂ' અને 'દરચેન–છૂ' (ઉમા–છૂ) નદીઓ પાર કરી દીધી હતી, એટલે હવે 'દરચેન' સુધી કોઈ નદી પાર કરવાની નહોતી. અમે બધા સ્ફટિકલિંગ હિમજ્યોતિ કૈલાસ તરફ આગળ વધી રહ્યા હતા. અમારું લક્ષ્ય આજુબાજુમાં ક્યાંય ન રાખતાં કેવળ પવિત્ર કૈલાસ પર જ સ્થિર કર્યું હતું. તેની તળેટીમાં ગેરુઆ રંગનું અને ધજાવાળું મોટું મકાન તથા તેની પાસે સફેદ ટપકાં જેવા કેટલાંક તંબૂઓ દેખાઈ રહ્યા હતા. તિબેટી લોકો તેને જ 'દરચેન મંડી' કહે છે. અમારે આજે ત્યાં પહોંચવું હતું. અહીં પ્રસંગોપાત્ત 'શિવલિંગ રહસ્ય' વિષે કહેવું આવશ્યક છે.

તંત્રગ્રંથોમાં 'શિવ' શબ્દમાં શ, ઈ, વ, આ ત્રણ અક્ષરોનો અર્થ આ પ્રમાણે કર્યો છે: શ= નિત્યસુખ અને આનંદ, ઈ=પુરુષ, વ=અમૃતસ્વરૂપા શક્તિ. શિવલિંગપૂજા વિશ્વની એક અતિ પ્રાચીન પૂજા છે. પ્રાચીન ઇતિહાસ દ્વારા એવી માહિતી મળે છે કે ભારતથી દૂર દૂરના વિભિન્ન દેશોમાં કોઈ ને કોઈ નામે અને રૂપે શિવલિંગની ઉપાસના થતી હતી. 'રોમ દેશ'માં રોમન લોકો 'પ્રિયેપસ' નામે શિવલિંગોપાસના કરતા હતા. આ 'પ્રિયેપસ' શબ્દ 'વેદ'ના 'પ્રેયસ્' શબ્દનો અપભ્રંશ છે. 'યુનાન દેશ'માં 'ફલ્લુસ' નામે શિવલિંગની ઉપાસના થતી. 'ફલ્લુસ' શબ્દ 'વેદ'ના 'ફલેશ' (યજ્ઞકર્મના ફલદાતા) શબ્દનો અપભ્રંશ છે. 'મિસ્ર દેશ'માં શિવલિંગને 'ઈશિ'

કહેતા. આ શબ્દ પણ વેદ અને ઉપનિષદ્‌ના 'ઇશાન', 'ઈશ' શબ્દોનો અપભ્રંશ છે. પ્રાચીન 'ચીન દેશ' અને 'જાપાન'માં પણ શિવલિંગની પૂજા થતી હતી. યહૂદીઓના દેવતા 'બેલફેગો'ની લિંગાકાર મૂર્તિ હતી. પ્રાચીન ઇતિહાસકાર કર્નલ ટોડ સાહેબનું એવું કહેવું છે કે ઇસ્લામ ધર્મના સંસ્થાપક મહંમદ પેગંબર સાહેબના જન્મ પહેલાં ઘણાં વર્ષોથી આરબ લોકો દેવતા 'લાત'ની લિંગરૂપે પૂજા કરતા હતા. આરબ લોકો દરિયાઈ માર્ગે ગુજરાતમાં વેપાર કરવા આવતા ત્યારે તેઓ સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ શિવલિંગને પણ 'લાત' કહેતા. કહે છે કે 'સીરિયા' અને 'બેબીલોન'માં ૩૦૦ હાથ ઊંચું શિવલિંગ હતું અને ત્યાંના લોકો તેની પૂજા કરતા હતા. પ્રાચીન કાળમાં પશ્ચિમી દેશોમાં લિંગોપાસના એટલી અધિક પ્રમાણમાં થતી હતી કે ત્યાં તેનો એક સંપ્રદાય બની ગયો હતો, જેને Phallicism કહેવામાં આવતો. તે મોટો સંપ્રદાય દક્ષિણ ભારતના 'લિંગાયત સંપ્રદાય' (જંગમ) જેવો હતો. 'હડપ્પા' અને 'મોહન જો દરો'ની ખોદાઈમાંથી પ્રાચીન કાળની શિવની ધ્યાનસ્થ મૂર્તિ અને શિવલિંગ નીકળ્યાં હતાં. ઇતિહાસકાર સર જોન માર્શલ સાહેબ કહે છે કે ભારતનો 'શૈવ ધર્મ' અને તેની 'શિવલિંગોપાસના' ઘણી પ્રાચીન છે. 'ગરુડપુરાણ'માં શિવલિંગના વિભિન્ન ભેદ કહ્યા છે, જેવા કે : પાષાણુલિંગ, બાણુલિંગ, સ્ફટિકલિંગ, ગંધલિંગ, પુષ્પલિંગ, યવગોધૂમલિંગ (તિબેટના બૌદ્ધ ધર્મમાં આને 'છોપા' કહે છે અને દરેક મઠ-મંદિરમાં તે જોવા મળે છે), પાર્થિવલિંગ, પારદલિંગ, બાલુકાલિંગ, રસલિંગ (હિમલિંગ), સ્વર્ણલિંગ, રજતલિંગ, તામ્રલિંગ, ઈત્યાદિ. 'લિંગ-પુરાણ'માં કહ્યું છે કે આ શિવલિંગમાં મૂળમાં બ્રહ્મા, મધ્યમાં વિષ્ણુ અને ઉપરમાં શંકર તથા વેદી (યોનિપીઠ) મહાદેવી છે. 'શિવપુરાણ'ની 'વિદ્યેશ્વરસંહિતા'માં એવી કથા છે કે એકવાર એકઠા થયેલા ઋષિઓએ સુતજીને પૂછ્યું કે અન્ય દેવતાઓની પૂજા 'બેર' (મૂર્તિ) રૂપે કરવામાં આવે છે જ્યારે ભગવાન શિવની પૂજા મૂર્તિ અને લિંગ એ બન્નેરૂપે શા માટે કરવામાં આવે છે? આવો જ મહત્ત્વનો પ્રશ્ન એકવાર મંદરાચલ પર્વત પર શ્રી સનત્ કુમારે નંદિકેશ્વરને પૂછ્યો હતો. સુતજીએ ઋષિઓને પ્રત્યુત્તર આપ્યો કે આ વિષે સ્વયં ભગવાને મને જે કાંઈ કહ્યું હતું તે હું તમને કહું છું, "એકમાત્ર ભગવાન શિવ જ બ્રહ્મરૂપ હોવાથી 'નિષ્કલ' (નિરાકાર)

કહેવામાં આવ્યા છે અને રૂપવાન હોવાથી 'સકલ' (સાકાર) કહેવાયા છે. તે બન્નેય-મૂર્તિ અને લિંગરૂપે છે." આથી એ સ્પષ્ટ થાય છે કે શિવલિંગ એ ભગવાનના નિરાકાર રૂપનું પ્રતીક છે. સંસ્કૃત ભાષામાં 'લિંગ' શબ્દનો અર્થ 'ચિહ્ન' કે 'જ્યોતિ' છે. 'સ્કંદપુરાણ' અનુસાર 'લિંગ' એટલે લયના આધિષ્ઠાતા, જેમાં બધાં કાર્યનો લય થાય છે તે.

" आकाशं लिंगमित्याहुः पृथिवी तस्य पीठिका ।
आलयः सर्वदेवानां लयना लिंगमुच्यते ॥ "

'મહાભારત'ના 'અનુશાસન-પર્વ'ની એક કથા છે કે મહારાજા યુધિષ્ઠિરે ભીષ્મ પિતામહ પાસેથી નીતિ, ધર્મ અને મોક્ષના સૂક્ષ્મમાં સૂક્ષ્મ રહસ્યનું વિવેચન સાંભળ્યા બાદ 'શિવતત્ત્વ' વિષે પ્રશ્ન પૂછ્યો, જેના જવાબમાં ભીષ્મ પિતામહે તેમને કહ્યું કે, "જે બધામાં રહેવા છતાંય કોઈને ક્યાંય દેખાતા નથી તે મહાદેવના ગુણોનું વર્ણન કરવામાં હું તદ્દન અસમર્થ છું. તમે એ માટે શ્રી કૃષ્ણની પાસે જાઓ." આથી યુધિષ્ઠિર શ્રી કૃષ્ણ પાસે જઈને તે પ્રશ્ન પૂછે છે. શ્રી કૃષ્ણ ઉત્તર આપે છે કે હિરણ્યગર્ભ, ઈન્દ્ર, મહર્ષિગણ વિગેરે તે 'શિવતત્ત્વ' જાણવામાં અસમર્થ છે, હું તેને પૂરેપુરું જાણતો નથી. તેના થોડા ગુણનું વર્ણન કરું છું તે સાંભળો.

આથી એ સ્પષ્ટ છે કે 'શિવતત્ત્વ' અત્યંત રહસ્યપૂર્ણ છે. કવિ 'કલ્હણ' કૃત 'રાજતરંગિણી' નામે પ્રાચીન ઇતિહાસગ્રંથમાં એવો 'ઉલ્લેખ' છે કે કાશ્મીરના રાજા સાન્દીમતિએ (ઈ. સ. પૂર્વે ૩૪ થી ૧૭ સુધીમાં) વનમાં જઈને 'રસલિંગ'ની પૂજા કરી હતી. આ રસલિંગ કે હિમલિંગનો ઉલ્લેખ પ્રાચીન ધર્મગ્રંથોમાં પણ જોવા મળે છે. કૈલાસને ભગવાનનું 'રસલિંગ' માનવામાં આવ્યું છે અને તેનાં દર્શનને મહાન પુણ્ય આપનારું કહ્યું છે.

* * * * * * *

આજે આકાશ સ્વચ્છ હતું અને પવન સ્થિર હતો. તેમાંય સૂર્યનારાયણના સોનેરી કિરણ આખાય વિશાળ પ્રદેશને ચેતનવંતો બનાવી રહ્યાં હતાં, તેથી ઠંડી ઓછી જણાતી હતી. શ્વાસેશ્વાસે 'મહામંત્ર'નો જપ કરતો કરતો હું આગળ વધી રહ્યો હતો. મારી

પાછળ ઘોડેસવાર અને પગપાળા યાત્રીઓ, ખંપા નોકરલોકો, સર-સામાનનાં ખચ્ચરો વગેરે આવી રહ્યાં હતાં. લગભગ ચાર માઈલની મજલ કાપી અમે પવિત્ર કૈલાસના દક્ષિણ ભાગની તળેટીમાં ૧૫,૧૦૦ ફૂટની ઊંચાઈ પર વસેલા 'દરચેન' નામના ગામમાં આવી પહોંચ્યા. આ નાનું એવું ગામ કૈલાસ-પ્રદક્ષિણાનું પ્રવેશદ્વાર અને પ્રારંભસ્થાન છે, તેથી ધાર્મિક દૃષ્ટિએ તેનું ઘણું મહત્ત્વ છે. અહીં અત્યારે એક મોટું કિલ્લા જેવું મકાન, ચારપાંચ કાચી ઈંટના બનેલાં ઘર અને વેપારીઓના પંદરેક તંબૂઓ હતા.

તિબેટના લોકો આ ગામને વિવિધ નામે સંબોધે છે, જેવા કે : દરચેન, તરચેન, દરછેન, તરછેન વગેરે. તિબેટી ભાષામાં દર=ધ્વજ, ચેન=મહા. 'દરચેન'નો અર્થ 'મહાધ્વજ' એવો થાય છે. કૈલાસ-પ્રદક્ષિણાના માર્ગમાં આવતા પવિત્ર સ્થાન 'સેરશુંગ' (સેરશીંગ) ના મહાધ્વજના નામ પરથી આ ગામનું નામ 'દરચેન' પડ્યું છે. આ ગામ ૩૦૦ વર્ષ પહેલાં ભુતાન દેશના પ્રસિદ્ધ લામા 'ગ્યાવા-નન્ગ્યલે' તિબેટ સરકાર પાસેથી ખરીદ્યું હતું. લામાના મૃત્યુ બાદ આ ગામ ભુતાન સરકારના અધિકારમાં આવ્યું. ભુતાનની સરકારે અહીં કિલ્લા જેવું મોટું મકાન બંધાવ્યું અને તેમાં 'લેબ્રંગ' (અમલદાર)ની નિમણૂક કરી (જુઓ ચિત્ર નં-૯૯). આ મકાન ગેરુઆ માટી વડે રંગેલું હોવાથી અને તેના પર 'તરછોક' (ધજા) ફરફરતી રહેવાથી દૂરથી જોનાર વ્યક્તિને તો એમ જ લાગે કે આ કોઈ મોટો 'ગોમ્પા' (મઠ) હોવો જોઈએ. આ મકાનમાં એક નાનું પૂજાઘર છે, પણ તે આમજનતા માટે નથી. મને એવું જાણવા મળ્યું કે આ મકાનમાં હાલમાં કોઈ 'લેબ્રંગ' રહેતા નથી. અત્યારે તે ચીન સરકારના કબજામાં છે. મેં જોયું કે 'જેની જાન, તેનાં ગાન' એ કહેવત અનુસાર અત્યારે તે પૂજાઘરમાં ચીનદેશના સર્વેસર્વા 'માઓ ત્સે તુંગ'નો ફોટો મૂકવામાં આવ્યો હતો.

આ 'દરચેન' ગામમાં દર વર્ષે ઉનાળામાં મંડી (બજાર) ભરાય છે, જેમાં મોટા ભાગના વેપારીઓ ભારતના 'મીલમ' અને 'જોહાર'ના 'જોહરી લોકો' હોય છે. એ લોકો ભારતમાંથી અનાજ, ચા, ગોળ, સાકર, કાપડ, વાસણો વગેરે લાવે છે. આ ગામ ઘેટાં, બકરાં, ચાક વગેરે પશુઓના દેહ પરથી ઊન અને વાળ કાતરવાનું મોટું મથક

છે. ભારતના વેપારીઓ આ મંડીમાંથી ઊન ખરીદે છે અને તેના બદલામાં ભારતમાંથી લાવેલો સામાન આપે છે. હમણાં થોડાં વર્ષથી ભારત–ચીન સંબંધ વણસતો જતો હોવાથી ભારતની સરકારે ભારતીય વેપારીઓને જવ, ગોળ અને જાડા કાપડ સિવાય બીજી વસ્તુઓ તિબેટમાં લઈ જવાની બંધી જાહેર કરી હોવાથી આ મંડીમાં રોનક જેવું લાગતું નહોતું. તેમાં ય ચીની સિપાઈઓની તે બધા પર ચાંપતી નજર હતી, તેથી જેટલા વેપારીઓ આવ્યા હતા તે 'મૂડ'માં નહોતા. કહે છે કે ચીનાઓના તિબેટ પરના આતંક પહેલાં આ મંડીમાં દર વર્ષે સો જેટલા વેપારીઓ ઘણા માલ સાથે આવીને તંબૂઓ નાખતા હતા. મેં જોયું કે જે કેટલાક તંબૂઓ નંખાયા હતા તે કાળા ઊનના બનેલા હતા. આ ગામના લોકોને 'દરચેનબા' કહે છે.

'દરચેન'થી પશ્ચિમ દિશામાં લગભગ ૨૮ માઈલ દૂર 'તીર્થાપુરી' નામનું એક મોટું તીર્થક્ષેત્ર આવેલું છે, જે 'સતલજ' નદીને જમણે કિનારે છે. તિબેટી લોકો તેને 'તીર્થાપુરી–ત્સંગપો' કહે છે. ત્યાં ગરમ પાણીનાં ઝરણાં, 'ગુરુ પદ્મસંભવ'ની સાધનાગુફા, ગોમ્પા વગેરે દર્શનીય છે. 'તીર્થાપુરી–ગોમ્પા' શરૂઆતમાં લદાખના 'હેમી ગોમ્પા'ના કબજામાં હતો, પણ ઈ. સ. ૧૯૧૪માં તેને રશિયાના કઝાકી લુંટારાઓએ તોડી નાખ્યા બાદ ઈ. સ. ૧૯૪૬ માં તે નવો બંધાતાં તાકલાકોટના 'સિમ્બિલિંગ–ગોમ્પા'ને સોંપવામાં આવ્યો. તાકલાકોટથી 'જ્ઞાનિમા મંડી' થઈને તીર્થાપુરી ૭૬ માઈલ દૂર છે અને ત્યાંથી 'ગોરતોક' ૪૯ માઈલ દૂર છે. કહે છે કે 'દરચેન'થી તીર્થાપુરીના રસ્તામાં 'શાલા–ચાકુંગ' નામની જે 'લાલ ટેકરી' આવે છે તેના પર તિબેટના ચોથા મહિનાની પૂનમને દિવસે (વૈશાખી પૂર્ણિમાદિને) રાત્રે પવિત્ર કૈલાસનો પડછાયો પડે છે. તેનાં દર્શન કરવા માટે અસંખ્ય તિબેટી નરનારી એકઠાં થાય છે. સવારે પાછા ફરતી વખતે બધા યાત્રીઓ લાલ ટેકરીની લાલ માટીને દેવીનો પ્રસાદ માનીને થોડી થોડી ગાંઠે બાંધી લે છે. તિબેટી લોકો પવિત્ર કૈલાસને ભગવાન 'દેમચોગ' અને આ લાલ ટેકરીને દેવી 'ફાગ્મો–દોર્જે' રૂપે માને છે. હિંદુ તીર્થયાત્રીઓ 'તીર્થાપુરી'ને રાક્ષસ ભસ્માસુરનું ભસ્મસ્થાન માને છે. કૈલાસપતિ શંકરે તેને એ સ્થાનમાં બાળીને ભસ્મ કરી નાખ્યો હતો. ત્યાંના ગરમ પાણીનાં ઝરણાંની આજુબાજુમાં ચૂનો

અને ચૉકના મોટા મોટા ખડકો છે, જેને યાત્રીઓ શિવજીની પવિત્ર વિભૂતિ માની થોડી થોડી સાથે લઈ લે છે. તિબેટી લોકો આ વિભૂતિને ‘ચૂગન’ કહે છે. ( જુઓ, ચિત્ર નં-૭૬ ).

કહે છે કે તીર્થાપુરીથી ‘દુલચુ ગોમ્પા’ જઈ શકાય છે. ગોમ્પાથી થોડે દૂર એક ઝરણું છે, જેને ‘સતલજ’ નદીનું ઉદ્ગમ-સ્થાન માનવામાં આવે છે. યાત્રીઓ કેટલાંક વર્ષ પહેલાં તે દર્શનીય સ્થાનોની યાત્રા કરતા હતા, પણ અત્યારે ચીનાઓ તે તરફ જવાની કોઈ યાત્રીને પરવાનગી આપતા નથી.

‘દરચેન.’ ગામથી ઇશાન ખૂણામાં લગભગ બે ફર્લાંગ દૂર ‘દરચેન-છૂ’ નામની નાની નદી છે. તે કૈલાસમાંથી નીકળી દક્ષિણ દિશામાં થોડી દૂર જઈને ‘ઝોંગ-છૂ’ નદીને મળે છે. આ ગામના નામ પરથી તેનું નામ ‘દરચેન-છૂ’ પડયું છે. તિબેટના ધાર્મિક લોકો એવું માને છે કે કૈલાસ-પ્રદક્ષિણાની શરૂઆત કરતા પહેલાં ‘દરચેન-છૂ’ નદીમાં સ્નાન કરવાથી માર્ગમાં કોઈ જાતનું વિઘ્ન નડતું નથી અને યાત્રા સુખરૂપ પૂર્ણ થાય છે. આ નદીનું બીજું નામ ‘ઉમા-છૂ’ છે. તિબેટના ધર્મગ્રંથમાં લખ્યું છે કે પવિત્ર કૈલાસની આજુબાજુની ત્રણ નદીઓ એ ત્રણ નાડીઓ અને કૈલાસ સહસ્રાર છે. આ ત્રણ નાડીઓમાં પશ્ચિમ દિશાની ‘લ્હા-છૂ’ નદી ‘ઈડા’ નાડી, પૂર્વ દિશાની ‘ઝોંગ-છૂ’ ‘પિંગળા’ નાડી અને દક્ષિણ દિશાની ‘દરચેન-છૂ’ ‘સુષુમ્ણા’ નાડી છે. આથી ‘દરચેન-છૂ’ને મહાદેવી રૂપે માની તેને ‘ઉમા’ કહેવામાં આવે છે. જેવી રીતે યોગસાધનામાં સાધકને સુષુમ્ણામાં પ્રવેશ કર્યા બાદ જ મોક્ષ પ્રાપ્ત થાય છે તેવી જ રીતે કૈલાસ-પ્રદક્ષિણામાં નીકળનાર યાત્રીને આ ‘ઉમા’ કે ‘દરચેન-છૂ’ નદીમાં સ્નાન કર્યા બાદ જ પ્રદક્ષિણાનું પૂરેપૂરું પુણ્ય મળે છે અને ભવના ફેરા ટળે છે, એવું વિદ્વાન અને ધર્મનિષ્ઠ તિબેટી લોકો માને છે. એક તિબેટી પાસેથી મને જાણવા મળ્યું કે મોટા ભાગના હિન્દુ તીર્થયાત્રીઓ પ્રદક્ષિણાની શરૂઆતમાં એ નદીના પવિત્ર જળનું આચમન લે છે, કેટલાક ધર્મનિષ્ઠ લોકો તેમાં સ્નાન પણ કરે છે, પણ તિબેટી યાત્રીઓ તેના પવિત્ર જળ વડે બહુ બહુ તો પોતાનાં માથાં ધૂએ છે.

“ यादृशी भावना यस्य, सिद्धिर्भवति तादृशी, ”

અહીં પ્રસંગોપાત્ત 'પ્રદક્ષિણા' વિષે કંઈક કહેવું હું જરૂરી સમજું છું, જે આ પ્રમાણે છે :

'પ્રદક્ષિણા' એટલે પૂજનીય વસ્તુને પોતાની જમણી બાજુ પર રાખી તેની આસપાસ સવ્ય દિશામાં ફરવું. આ પ્રદક્ષિણાની પ્રથા આપણા પ્રાચીનતમ 'વેદ'ના સમયથી શરૂ છે. યજ્ઞકુંડની પ્રદક્ષિણા, વિવાહસમયે વેદીની પ્રદક્ષિણા, દેવમંદિર, માતા–પિતા અને ગુરુની પ્રદક્ષિણા તેમજ તીર્થક્ષેત્રોની પ્રદક્ષિણા વિષે ઘણા પ્રાચીન ધર્મગ્રંથોમાં ઉલ્લેખ છે. બૌદ્ધ ધર્મના ગ્રંથ 'મહાનિર્વાણ સુત્ત'માં લખ્યું છે કે ગૌતમ બુદ્ધના ૫૦૦ શિષ્યોએ તેમની ચિતાની પ્રદક્ષિણા કરી હતી. બૌદ્ધ લોકો બૌદ્ધ મંદિરોની પ્રદક્ષિણા કરતા હોય છે. યુનાન દેશના કવિ 'હોમરે' એક જગાએ લખ્યું છે કે 'અચલિસે યુદ્ધમાં જતી વખતે પેટ્રોલિકસની પ્રદક્ષિણા કરી હતી.' રોમમાં એવી પ્રથા હતી કે જ્યારે બાળક જનમે ત્યારે ચૂલાની પ્રદક્ષિણા કરવામાં આવતી હતી. 'રોમન કેથોલિક' ઈસાઈઓમાં એવી પ્રથા છે કે વિવાહને સમયે વર અને વહુ વેદીની પ્રદક્ષિણા કરે છે. ભારતીય 'સપ્તપદી'ની આ નકલ છે. સ્કોટ-લેંડમાં લોકો ડિસેમ્બર મહિનાની છેલ્લી રાતે પોતાના ઘર કે ખેતરની પ્રદક્ષિણા કરે છે. ઇસ્લામ ધર્મી હજ કરનાર મુસલમાન લોકો પણ મક્કા શહેરમાં આવેલા પોતાના તીર્થસ્થાન 'કાબા'ની પ્રદક્ષિણા કરે છે. અન્ય ઘણા ધર્મોમાં પ્રદક્ષિણાની પ્રથા જોવામાં આવે છે. હિંદુ ધર્મગ્રંથોમાં કહ્યું છે કે પૂજ્ય વસ્તુની સવ્ય પ્રદક્ષિણા કરવાથી પ્રદક્ષિણા કરનારમાં શક્તિનું અવતરણ અને તેની વૃદ્ધિ થાય છે. સવ્ય પ્રદક્ષિણા સૃજનશક્તિની દ્યોતક છે, જ્યારે અપસવ્ય (ઊલટી) પ્રદક્ષિણા સંહાર-શક્તિ કે સર્વનાશની દ્યોતક છે.

"यानि कानि च पापानि जन्मांतरकृतानि च ।
तानि सर्वाणि नश्यन्ति प्रदक्षिणा पदे पदे ॥"

* * * * * * *

યાત્રાસંઘના યાત્રીઓ પોતપોતાનો નકામો સરસામાન અલગ કરવામાં તેમ જ જરૂરી સામાન સાથે લેવાના કાર્યમાં ગૂંથાયા હતા. તે જોઈ ને હું ત્યાંથી નીકળી બે ફર્લાંગ ચાલી સીધો 'દરચેન–છૂ'ને કિનારે આવ્યો. આ નાની નદી પવિત્ર કૈલાસની દિશામાંથી આવી રહી હતી. આના પવિત્ર જળે ગઈ કાલે બરખાના મેદાનમાં મારી

તરસ મટાડી હતી તે પ્રસંગ યાદ આવ્યો. આ નદીને જમણે કિનારે નાની દેરી અને ચોતરો બાંધેલો હતો જ્યારે ડાબા કિનારા પરની ટેકરી પર જતી પગદંડી 'ગ્યેંગટા-ગોમ્પા' તરફ જઈ રહી હતી. તે ગોમ્પાથી 'શિલુંગ-ગોમ્પા' થઈ 'શેરદુંગ-ચુક્ષુમ' (તેર લામાઓની સમાધિ), ત્સો-કપાલ વગેરે સ્થાનોમાં જવાય છે. પણ ત્યાં એકલા જવું જીવનું જોખમ છે, માટે 'દરચેન'થી કોઈ સારો ભોમિયો સાથે લેવો અત્યંત આવશ્યક છે.

તિબેટી લોકો ત્રણ પ્રકારની કૈલાસ-પ્રદક્ષિણા વર્ણવે છે, જેવી કે: (૧) કૈલાસની બહારનો માર્ગ, (૨) કૈલાસની અંદરનો માર્ગ, (૩) કૈલાસની બિલકુલ અંદરનો માર્ગ. જે યાત્રીઓ ચાલી શકતા ન હોય કે ઊંચી ભૂમિની પાતળી હવા લેતાં ઘણા થાકી જતા હોય તેવા યાત્રીઓ ઘોડા, ખચ્ચર, ગધેડાં, યાક વગેરે પશુઓની પીઠ પર બેસીને ૩ કે ૪ દિવસમાં આ કૈલાસ-પ્રદક્ષિણા પૂરી કરે છે. આવા યાત્રીઓ બહારના રસ્તે પ્રદક્ષિણા કરે છે. જે ઊંચી કોટીના સાધક હોય કે યોગી-મહાત્મા હોય તે અંદરના માર્ગે ચાલીને કૈલાસની પ્રદક્ષિણા કરે છે. દેવતા, સિદ્ધપુરુષ વગેરે કૈલાસની બિલકુલ અંદરના માર્ગે સૂક્ષ્મદેહે પ્રદક્ષિણા કરે છે.

બહારની કૈલાસ-પ્રદક્ષિણા લગભગ ૩૨ માઈલની છે, જે ચાર દિવસમાં શાંતિથી પૂરી થાય છે. ઘણા લોકો ત્રણ દિવસ કે બે દિવસમાં ય તે પૂરી કરે છે. કોઈ કોઈ સાહસિક લોકો એક દિવસમાં ય તે પૂરી કરે છે. આવી એક દિવસની પ્રદક્ષિણાને તિબેટી ભાષામાં 'નીંકોર' કહે છે. કોઈ કોઈ તિબેટી લોકો આવી પ્રદક્ષિણાને 'ખી-કોર' કહે છે, એટલે કે કૂતરાની માફક જલદી જલદી પૂરી કરવામાં આવતી પ્રદક્ષિણા.

'દરચેન-છૂ'ના પવિત્ર જળમાં હું સ્નાન કરી તથા તેને તીરે બેસીને થોડી વાર ઈશ્વરનું ચિંતન કરી જ્યારે હું 'દરચેન મંડી' માં પાછો આવ્યો ત્યારે મેં 'લેબ્રંગ'ના મોટા મકાનની સામેના ભાગમાં આવેલા એક નાનાશા ઘર પાસે કીચ ખંપા અને અમારા યાત્રીઓને ઊભેલા જોયા. તેઓની આજુબાજુ 'દરચેન મંડી'ના કેટલાક તિબેટી લોકો વીંટળાઈ વળ્યા હતા અને મોટેથી કંઈક વાતચીત કરી રહ્યા હતા.

રાજદેવે તે લોકો પાસેથી 'ખંગ–પો' ખરીદ્યો હતો, તેથી તેઓ તેનાં નાણાં ચૂકવી રહ્યા હતા. તિબેટી લોકો પવિત્ર કૈલાસના ધૂપને 'ખંગ–પો' કે 'કંગ–પો' કહે છે. 'કૈલાસના પૂજારી' કહેવાતા તે લોકો કૈલાસની આજુબાજુના પર્વતોમાં ભ્રમણ કરી અમુક પ્રકારની જમીનમાં ઊગતું એક જાતનું સુગંધી ઘાસ એકઠું કરે છે અને તેને સૂકવી નાખી કૈલાસના ધૂપ તરીકે યાત્રીઓને તે વેચે છે. કીચ ખંપાનો એક વિશ્વાસુ મિત્ર પાસેના નાના ઘરમાં રહેતો હતો. તેને ત્યાં બધા યાત્રીઓનો બિનજરૂરી સામાન, ખાદ્ય વસ્તુ વગેરે મૂકવામાં આવ્યાં. એ બધા માલની પૂરેપૂરી સંભાળ રાખવા માટે અમૂક નાણાં આપવાનું પણ તેને કહેવામાં આવ્યું, જેથી તે રાજી થયો. પશુઓ પરનો બોજો ઘણો ઓછો થઈ જતાં તે બિચારાંઓએ છૂટકારાનો દમ ખેંચ્યો. તો પણ તે બધાંને અમારી સાથે કૈલાસની પ્રદક્ષિણા કરવા તો આવવાનું જ હતું, કારણ કે તેઓનો માલિક કીચ ખંપા તેઓને કૈલાસ–પ્રદક્ષિણા કરાવી મોક્ષ અપાવવા ઇચ્છતો હતો. આ બધાં પશુઓ પ્રત્યેનું તેનું આવું દયાળુ અને પરોપકારી વર્તન પ્રશંસનીય હતું.

હવે ઉપડવાનો સમય થઈ ગયો હોવાથી બધા યાત્રીઓ ઊભા થયા અને કૈલાસપતિ મહાદેવનો જયકાર કરી વાયુમંડળને ધ્રૂજાવી મૂક્યું. કેટલાક યાત્રીએ આ પ્રદક્ષિણા દરમિયાન મૌનવ્રત પાળવાનો શુભ સંકલ્પ કર્યો તો કેટલાકે જપ કરતા રહેવાનો શુભ સંકલ્પ કર્યો. શુભ ઘડી થતાં બધા પંથે પડ્યા. મદ્રાસી સ્વામી સિવાયના બધા યાત્રી અને ખંપા લોકો ઘોડાખચ્ચર પર ન બેસતા પગપાળા જ પ્રદક્ષિણા કરી રહ્યા હતા. એવું જાણવા મળ્યું કે મદ્રાસી સ્વામીના ફેફસાં કમજોર થઈ ગયાં હોવાથી તેનાથી આટલી ઊંચાઈ પર અને આવી અસહ્ય ઠંડીમાં ચાલી શકાય તેમ નહોતું. ડૉક્ટર મદ્રાસી સ્વામીને જોઈ મને પેલી ઉપદેશ–વાણી યાદ આવી ગઈ : Doctor! heel thyself.

તિબેટમાં એવો રિવાજ છે કે જો કોઈ વ્યક્તિ પ્રદક્ષિણા કરવા અસમર્થ હોય તો તે કોઈ સશક્ત માણસને ભાડે કરી તેને ધન, અન્ન, પશુ (ઘેટું, બકરું, યાક કે ચમરી ગાય) વગેરેનું દાન કરી પોતાના કલ્યાણ માટે તેને પ્રદક્ષિણા કરાવે છે. જો પોતાનો કોઈ કુટુંબીજન મરી ગયો હોય તો તેના આત્માની શાંતિ માટે પણ કોઈ

દ્વારા પ્રદક્ષિણા કરાવવામાં આવે છે. એવું સાંભળવામાં આવ્યું હતું કે 'દરચેન મંડી'માં કેટલાક એવા તિબેટી લોકો રહે છે જે બીજાને માટે આવી 'ભાડાની પ્રદક્ષિણા' કરતા રહે છે. મને એવું જાણવા મળ્યું કે હાલમાં 'ભાડાની પ્રદક્ષિણા'નો ખર્ચ બે ઘેટાં અને એક દિવસનું સત્તુનું ભોજન અથવા ૧૨) રૂપિયા છે. કહે છે કે આવી પ્રદક્ષિણા કરનાર વ્યક્તિ કૈલાસ-પ્રદક્ષિણા પૂરી કર્યા બાદ પ્રદક્ષિણા કરાવનારને ભેટે છે, જેથી પ્રદક્ષિણાનું બધું પુણ્ય પ્રદક્ષિણા કરાવનારને તરત મળી જાય છે. કૈલાસની ૩ કે ૧૩ પ્રદક્ષિણા કરવાનું ઘણું મહત્ત્વ છે. તિબેટના લોકોમાં એવી માન્યતા છે કે જે વ્યક્તિ પવિત્ર કૈલાસની ૧૩ પ્રદક્ષિણા કરે છે તે જ કૈલાસની લગોલગ આવેલા 'ત્સો કપાલ' ના બે નાનાં સરોવર-(૧) રૂક્તા, (૨) 'દુરચી'નાં દર્શન કરવા યાત્રા કરી શકે છે. તિબેટના લોકો વિશ્વાસ કરે છે કે ઘોડા, ખચ્ચર, યાક, ઝબ્બૂ, ચમરી ગાય, ઘેટાં, બકરાં, કૂતરાં વગેરે પશુઓને પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરાવવાથી તેમનો હવે પછીનો જન્મ મનુષ્ય યોનિમાં સારી જગાએ થાય છે. એવું કહેવાય છે કે પવિત્ર કૈલાસની ૧ પ્રદક્ષિણા આ જન્મમાં કરેલાં બધાં પાપ ધોઈ નાખે છે, ૧૦ પ્રદક્ષિણા એક 'કલ્પ'નાં પાપોનો નાશ કરે છે, ૧૦૦ પ્રદક્ષિણા 'નિર્વાણ' આપે છે. કોઈ કોઈ ધર્મનિષ્ઠ તિબેટી લોકો અત્યંત કઠિન એવી કૈલાસ અને માનસરોવરની સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ કરતા કરતા પ્રદક્ષિણા કરે છે. આવી કૈલાસની પ્રદક્ષિણા ૧૫ દિવસમાં અને માનસરોવરની પ્રદક્ષિણા ૨૮ દિવસમાં પૂરી કરે છે. આવી અતિ દુર્ગમ પ્રદક્ષિણા કરનારનો લોકો ઘણો જ આદર-સત્કાર કરે છે.

ફીચ ખંપાએ મને કહ્યું કે તેનાં ઘોડાખચ્ચર ચાર વાર અને કેસર કૂતરો તો પાંચ વાર કૈલાસની પ્રદક્ષિણા કરી ચૂક્યાં છે. પોતે પણ ૯૬ વાર પ્રદક્ષિણા કરી છે. હવે નિકટ ભવિષ્યમાં તેની મહેચ્છા પવિત્ર કૈલાસની 'સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ' કરતા કરતા પ્રદક્ષિણા કરવાની છે. આ સાંભળી અમે બધા ઘણો અચંબો પામ્યા.

કૈલાસ-પ્રદક્ષિણાનો માર્ગ સાંકડો, નાની પગદંડી જેવો શરૂ થયો. મોટા ભાગના પગપાળા યાત્રીઓ શ્વાસેશ્વાસે 'જપ' કરતા ધીમે ધીમે આગળ વધી રહ્યા હતા. ૧૫,૧૦૦ ફૂટની ઊંચાઈ પરથી ક્યારેક નીચે

ક્યારેક ઊંચે જઈ રહ્યા હતાં. ૨ માઈલ સુધી હળવું ચડાણઉતરાણ રહ્યું. સૂર્યનારાયણના મજાના સોનેરી તડકાને લીધે ઠંડી ઓછી જણાતી હતી. આજે સદ્ભાગ્યે પવન પણ શાંત હતો. વાયુમંડળ પવિત્ર અને શક્તિશાળી આંદોલનવાળું હતું. સવા બે માઈલનો પંથ કાપ્યો એટલે ઊંચાણવાળી ભૂમિ પર મણિમંત્ર કોતરેલા પથ્થરોની નાની દીવાલ જોવામાં આવી. કૈલાસ–પ્રદક્ષિણાના ચાર 'છક–છલ–ગંગ'માંનું આ એક પવિત્ર સ્થાન છે, જ્યાંથી તિબેટી લોકો કૈલાસની 'સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ પ્રદક્ષિણા' શરૂ કરે છે. અહીં પહોંચતાં શ્વાસ ચડી ગયા એટલે નીચે બેસીને પાંચસાત મિનિટ સુધી વિશ્રામ કર્યો. અહીંથી બરખાનું વિશાળ મેદાન, સર્પાકાર ચળકતી નદીઓ તેમ જ દૂર દૂરના પર્વતો સ્પષ્ટ દેખાઈ રહ્યા હતા. ઉત્તર દિશામાં કૈલાસના અદ્ભુત દર્શન થઈ રહ્યાં હતાં. અહીંથી અમે ઊભા થઈ આગળ વધ્યા. અત્યારે અમે પવિત્ર કૈલાસને અમારી જમણી બાજુ પર રાખીને પશ્ચિમ દિશાની 'અમિતાભની ખીણ' તરફ આગળ વધી રહ્યા હતા. હિંદુઓ અને તિબેટના બૌદ્ધો આ પ્રમાણે જ (સવ્ય રીતે) પ્રદક્ષિણા કરે છે. તિબેટના પુરાણા ધર્મ (બોનધર્મ)ના અનુયાયીઓ (બોન–પા) પવિત્ર કૈલાસ અને માનસરોવરની ઊલટી પ્રદક્ષિણા, એટલે કે તેને પોતાની ડાબી બાજુ પર રાખીને પ્રદક્ષિણા કરે છે. આવા 'બોનપા' લોકો પોતાનાં ઘરોમાં 'ઊલટા સ્વસ્તિક' ચીતરે છે, ઊલટો મણિમંત્ર જપે છે, ઊલટી દિશામાં કોર્લો ફેરવે છે વગેરે. એ લોકો ભૂત–પ્રેત અને કાળાદેવતા (રાક્ષસો)ને માને છે. દક્ષિણ તિબેટમાં રહેતા આવા લોકોને 'દુબા' કહેવામાં આવે છે. તિબેટમાં આ 'બોન ધર્મ' બૌદ્ધ ધર્મના આવવા પહેલાં ઘણો જ ફેલાએલો હતો. ઈ. સ. ૮૦૨ થી ૮૪૫ સુધીના તિબેટના સમ્રાટ 'સ્રોંગ–બચને' બૌદ્ધ ધર્મને તિબેટમાં માન્યતા દઈ કટ્ટર બોનધર્મી પોતાના ખાસ મંત્રી 'મા–શંગ–ખ્રોમ્–પ–સ્કયેદ્'ને જીવતો દટાવી દીધો હતો.

અહીંથી હું બધા યાત્રીઓની આગળ થઈને ઝડપભેર ચાલવા લાગ્યો. માર્ગ ઉતરાણનો હતો. આજુબાજુનું દશ્ય આનંદદાયક હતું. ઠંડી તો હતી પણ ચાલવાના પરિશ્રમથી દેહમાં ઉત્પન્ન થયેલી ગરમીને લીધે તેનો પ્રભાવ ઓછો જણાતો હતો. ૧૩ માઈલનું અંતર કાપી હું પવિત્ર કૈલાસની પશ્ચિમ દિશામાં આવેલા રમ્ય ને પુનિત સ્થાન

'સેરશુંગ'માં આવી પહોંચ્યો. આ સ્થાનમાં મહાધ્વજ હોવાથી તિબેટના લોકો આને 'તરબોછે' અથવા 'દરબોછે' પણ કહે છે. ( જુઓ ચિત્ર નં-૭૧ ).

બૌદ્ધ લોકો કૈલાસની પશ્ચિમ દિશાની આ 'અમિતાભની ખીણ'ને ઘણી પવિત્ર માને છે અને તેમાં આવેલા આ ઊંચા 'તરબોછે' ( મહાધ્વજ )ને શ્રદ્ધા-ભક્તિભરી નજરે જુએ છે. તેથી 'તરબોછે' ને 'તરછેન કુશોક' કે 'દરચેન કુશોક'ના માનવાચક નામથી સંબોધે છે. ( તિબેટી ભાષામાં દર કે તર = ધજા, અને છેન કે ચેન=મહા, મોટી અને ઊંચી ).

તિબેટને ચીને હડપી લીધું તે પહેલાં સુધી આ પવિત્ર સ્થાનમાં દર વર્ષે 'બુદ્ધપૂર્ણિમા' ( વૈશાખી પૂનમ ) ને દિવસે મોટો મેળો ભરાતો હતો જેમાં 'પુરંગની ખીણ'ના તાકલાકોટ તેમજ પશ્ચિમ તિબેટના ગેરતોક સુધીના ધાર્મિક લોકો એકઠા થતા હતા. તે વખતે મહાધ્વજની આજુબાજુમાં ભોટિયા વેપારી લોકોની દુકાનો પણ ઊઘડતી હતી. મેળાના દિવસે સવારથી સાંજ સુધી ઘોડદોડ, ખેલ-કૂદ, સમૂહનૃત્ય, ગરબા વગેરેના વિવિધ કાર્યક્રમો થતા હતા. અહીંથી ઉત્તર દિશામાં સવા માઈલ દૂર આવેલા 'ન્યનરી-ગોમ્પા'ના લામા અને ડાબા લોકો આ મેળામાં આગળ પડતો ભાગ લેતા હતા. ચૌદશને દિવસે ૧૦૦-૧૫૦ કદાવર અને સશક્ત તિબેટીઓ એકઠા થઈ લગભગ સો-સવાસો ફૂટ ઊંચો ને વજનદાર લાકડાનો મહાધ્વજ જમીનમાંથી બહાર કાઢી આડો નમાવતા હતા. ત્યાર પછી તેના પરની જૂની ધજા-પતાકા ઊતારી લઈ તે જગા પર નવી ધજા-પતાકા બાંધતા હતા. પછી લામા લોકો દ્વારા તેની પૂજા, ધાર્મિક ક્રિયા વગેરે થઈ ગયા બાદ તેને થોડો ઊંચો કરી તેની નીચે વળી ને વાંસડાના ટેકા મૂકી તેને ત્રાંસો રહેવા દેતા હતા. બીજે દિવસે ( પૂર્ણિમાને દિવસે ) અસંખ્ય લોકો એકઠા થઈ તે 'મહાધ્વજ'ને પૂરેપૂરો ઊભો કરી દઈ તેની ત્રણ બાજુની સાંકળોને જમીનમાં ખોડેલા લોઢાના મોટા ખીલા સાથે મજબૂત રીતે બાંધી દેતા, જેથી તિબેટના ભયંકર વાયરા વીંઝાવા છતાં ય તેને આંચ આવે નહીં. ત્યાર પછી લામાઓ 'તરબોછે જીલાબ' એટલે કે મહાધ્વજના પુરાણા ચીંથરાનો થોડો થોડો ટુકડો પ્રસાદરૂપે લોકોને

વહેંચતા. એ મેળાની વ્યવસ્થા અને લોકોની સુરક્ષા માટે 'તિબેટ-સરકાર' ગોરતોક શહેરમાંથી બે મોટા અમલદાર અને કેટલાક સિપાઈઓને મોકલતી હતી. મેં એક તિબેટી પાસેથી એવું સાંભળ્યું હતું કે 'લ્હાસા' શહેરના એક વિદ્વાન લામાના જમણા હાથના માપ પરથી આ મહાધ્વજની ઊંચાઈ ૬૫ હાથભર નક્કી કરવામાં આવી હતી.

આ મહાધ્વજોત્સવ પૂરો થતાં એકઠા થયેલા લોકો 'દોલ્મા ગીત' ગાતાં ગાતાં મહાધ્વજથી ૨૦૦ વાર છેટે આવેલી 'ચોરતેન કાંગની' નામની પાપ અને પુણ્ય નક્કી કરનારી પથ્થરની કમાનમાંથી પસાર થઈ 'લ્હા-છૂ' નદીને ડાબે કે જમણે કિનારે આગળ વધી 'દીરાફૂક-ગોમ્પા' માં આવતા અને ગોમ્પાની અગાશી પર ચડી પવિત્ર કૈલાસનાં દર્શન કરતા. તિબેટી લોકોમાં એવી માન્યતા છે કે 'બુદ્ધ પૂર્ણિમા'ની રાતે 'તરબોછે' સ્થાનમાં ભગવાન 'અમિતાભ બુદ્ધ' અને ૫૦૦ બોધિસત્ત્વો ઉપસ્થિત દર્શનાર્થીઓને દર્શન આપી કરુણા કરે છે.

જેવી રીતે ભારતમાં બાર વરસે 'કુંભ મેળો' ભરાય છે તે પ્રમાણે તિબેટમાં આ 'તરબોછે' સ્થાનમાં તિબેટી પંચાંગ 'લોથો' પ્રમાણે અશ્વવર્ષમાં મોટો ધાર્મિક મેળો ભરાય છે. આવો મેળો દર બાર વર્ષે આવે છે. તિબેટી લોકો તેને 'તાલો' કહે છે. કહે છે કે એ અશ્વવર્ષમાં આખું ય વર્ષ ધર્મનિષ્ઠ લોકો કૈલાસની પ્રદક્ષિણા કરવા ઊમટી પડે છે. દૂરદૂરના અસંખ્ય લોકો પણ આવે છે. તિબેટી લોકોમાં એવી માન્યતા છે કે આવા અશ્વવર્ષમાં કરેલી કૈલાસની એક પ્રદક્ષિણા ૧૩ ગણું પુણ્ય આપે છે.

મેં 'કુશોક તરબોછે' પાસે આવી તેને શ્રદ્ધા-ભક્તિપૂર્વક પ્રણામ કર્યા અને હું બે હાથ જોડી તેમજ આંખો બંધ કરી તેની સામે થોડીવાર સ્થિર ઊભો રહ્યો. મને અહીંનું વાતાવરણ ઘણું પવિત્ર અને શક્તિશાળી લાગ્યું. ચોમેર નિરવતા છવાયેલી હતી. ધ્યાનના અભ્યાસ માટે આ પવિત્ર સ્થાન મને ઘણું યોગ્ય લાગ્યું. આંખો ખોલી મેં મારી જમણી બાજુ જરા ઊંચે નજર નાંખી તો પુણ્યગિરિ કૈલાસના શુભ્ર હિમ શિખરનાં દર્શનમાત્રથી હું આનંદવિભોર થઈ ગયો. આહા! કેવું અનુપમ દૃશ્ય! મહા જ્યોતિર્મય દિવ્ય કૈલાસ!! મેં જમીન પર લાંબા થઈ થઈને તે ગિરિરાજને ફરી ફરી સાષ્ટાંગ પ્રણામ કર્યા.

એટલામાં ખંપા નોકર લોકો લાંબા હાથ કરી કરી 'કુશોક તરઓછે'ને સલામ ભરતા અને મુખથી 'સો....સો....સો....' એવા પવિત્ર શબ્દો બોલતા હું જ્યાં ઊભો હતો તે જગાએ આવી પહોંચ્યા અને જમીન પર પડી 'કુશોક તરઓછે' ને સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ કરવા લાગ્યા. તેવામાં ઘોડેસ્વાર યાત્રીઓ આવી પહોંચ્યા. યાત્રીઓ ઘોડા પરથી નીચે ઊતરી 'કુશોક તરઓછે' ને હાથ જોડીને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા. આખું વાતાવરણ પવિત્ર કંપનોવાળું બની ગયું. થોડી વારે ખંપા લોકો ઊભા થયા એટલે નોકર 'આનસિ' 'છીરીંગ'ના ખભા પર ચડીને મહાધ્વજ પર ફરફરી રહેલાં રંગીન ધજાનાં ચીંથરાં તોડવા લાગ્યો. બેચાર ચીંથરાં તોડી કૂદકો મારી તે નીચે આવ્યો અને દરેકને થોડાં થોડાં ચીંથરાંનો પ્રસાદ વહેંચ્યો. મેં જોયું કે કીચ ખંપાએ અને બીજા બધા ખંપા નોકર લોકોએ તે ચીંથરાંને આંખે, કાને, મુખે, માથે અને હૃદયે અડાડી પોતપોતાના ગજવામાં મૂક્યાં. તે અશિક્ષિત લોકોની આવી શ્રદ્ધા-ભક્તિ જોઈ હું ઘણો પ્રભાવિત થયો. મને ધર્મગ્રંથનું પેલું વાક્ય યાદ આવ્યું : "**स सर्वं भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ॥**" ( મારો ભક્ત કેવળ ભક્તિયોગ વડે સર્વકાંઈ સહેલાઈથી પ્રાપ્ત કરે છે ). ચીંથરાં વિષે 'આનસિ' ને પૂછતાં તે કહેવા લાગ્યો કે આને 'આશા' કહે છે. તિબેટી લોકો આને ભગવાન 'દેમચોગ' અને ભગવાન બુદ્ધની પ્રસાદી માની ઘરમાં પવિત્ર જગાએ રાખે છે, અથવા માદળિયામાં બંધ કરી તે માદળિયું નાના છોકરાંને ગળે બાંધે છે, જેથી તેના પર ભૂત-પ્રેત, મલિનમંત્ર, દુષ્ટ દેવતાની નજર વગેરેની અસર થતી નથી.

આ 'તરઓછે કુશોક' વિષે મને કીચ ખંપાએ તિબેટ દેશમાં પ્રચલિત એક સરસ મજાની કથા કહી, જે આ પ્રમાણે છે :

ઘણાં વર્ષ પહેલાં પશ્ચિમ તિબેટમાં એક ધનાઢ્ય માણસ થઈ ગયો, જેનું નામ 'ઝોંગપો-નોરબુ-ઝંગપો' હતું. ( તિબેટી ભાષામાં ઝોંગ= કિલ્લો, નોરબુ=મણિ, ઝંગપો=મોટો ). તેણે પોતાની જિંદગીમાં ક્યારે ય ધનનું દાન કે ધન દ્વારા કાંઈ સત્કર્મ કર્યું નહોતું. વૃદ્ધ થયો એટલે એક દિવસ મૃત્યુનો વિચાર આવતાં તે ધ્રૂજી ઊઠ્યો. પુષ્કળ ધન અને બહોળા પરિવાર પરથી તેનું મન ધીરે ધીરે ઉપરામ થવાં

લાગ્યું. એક દિવસ ઘણાં વિચારમંથન બાદ તે શેઠ એક જ કાર્યથી સઘળાં પાપ ધોવાઈ જાય એવી પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરવા નીકળી પડ્યો. તેણે પોતાની સાથે હીરા–માણેક–મોતી, સોનું–ચાંદી વગેરેથી ભરેલા થેલા અને અનાજના થેલા લીધા. એ બધાને તેણે ખચ્ચરની પીઠ પર લાદ્યા. પોતે ઘોડેસવાર થઈને ખચ્ચરને હાંકતો હાંકતો 'દરચેન' ગામમાં આવી પહોંચ્યો. તે અહીંથી કૈલાસની પ્રદક્ષિણા શરૂ કરવા ઇચ્છતો હતો પણ પોતાની વૃદ્ધાવસ્થા અને દેહમાં અશક્તિને લીધે આગળ વધવાની તેની હિંમત ચાલી નહીં. છેવટે તેણે એક સશક્ત માણસને બોલાવી કહ્યું કે, "કિંમતી વસ્તુઓના થેલા સાથેના ખચ્ચરને લઈ તું મારા વતી પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કર, પ્રદક્ષિણા પૂરી થાય એટલે ખચ્ચર અને ધન એ બધું તું દાનરૂપે સ્વીકાર." શેઠની આ વાત સાંભળી પેલો માણસ તો હર્ષથી ઉછળી પડ્યો. તેણે ધનિકની વાતનો સહર્ષ સ્વીકાર કર્યો અને ભાર લાદેલું ખચ્ચર લઈ કૈલાસની પ્રદક્ષિણા કરવા તરત જ ત્યાંથી રવાના થયો. કહે છે કે જ્યારે તે 'તરબોછે કુશોક' પાસે આવી પહોંચ્યો એટલે પેલું ખચ્ચર કોણ જાણે કેમ ઓચિંતું જમીન પર ધબ દઈને પડી ગયું. જોતજોતાંમાં તેની આંખોની પૂતળી ઉપર ચડી ગઈ અને મુખમાંથી ફીણ નીકળવા લાગ્યાં. તે ખચ્ચરે પેલા માણસને કહ્યું, "હવે ખચ્ચર તરીકેનું મારું બાકીનું જીવન પૂરું થાય છે. તું મારી પીઠ પરની ધન અને ધાન્યની થેલીઓ છોડી લઈ તારી પીઠ પર બાંધ અને તેને ઊંચકી ગમે તેમ કરીને પણ મહાપુણ્ય આપનારી કૈલાસ–પ્રદક્ષિણા પૂરી કરી સઘળું ધનધાન્ય પ્રાપ્ત કર. આ પવિત્ર સ્થાન સુધીની પ્રદક્ષિણાનું પુણ્ય શેઠને મળશે પણ અહીંથી આગળનું પુણ્ય તને મળશે." આટલું કહી ખચ્ચર મરી ગયું. કહે છે કે તે ખચ્ચરની ખરી જેવું જે સોનાનું છંડું 'તરબોછે કુશોક'ની ટોચે દેખાય છે તે આ સત્ય ઘટનાની સાબિતી છે. આજુબાજુનાં ગામોમાં જ્યારે કોઈ ધનવાન વ્યક્તિ મરી જાય છે ત્યારે તેના મૃતદેહને આ પવિત્ર જગાના 'તરબોછે કુશોક' પાસે લાવવામાં આવે છે અને દેહના ટુકડેટુકડા કરી ચારેય દિશામાં ફેંકવામાં આવે છે. તિબેટી લોકોમાં એવી માન્યતા છે કે આમ કરવાથી મરનાર વ્યક્તિને હવે પછીના જન્મમાં ધનિક અને ધાર્મિક કુટુંબમાં જન્મ મળે છે.

'તરબોછે કુશોક' સંબંધિત એક ચમત્કારિક સત્ય ઘટના મેં એક ભોટિયા વેપારી પાસેથી સાંભળી હતી, જે આ પ્રમાણે છે :— "દર વર્ષની જેમ વૈશાખી પૂર્ણિમાનો મહોત્સવ 'સેરશુંગ' સ્થાને ઉજવાઈ રહ્યો હતો. દૂર દૂરનાં ગામોમાંથી અસંખ્ય ભાવિક નરનારી આવી એકઠાં થયાં હતાં. ચૌદશને દિવસે 'ન્યનરી ગોમ્પા'ના લામા લોકોએ 'તરબોછે કુશોક' તે જમીનમાંથી બહાર કઢાવી તેની સવિધિ પૂજા કરાવી અને તેના પર રંગબેરંગી નાની મોટી અસંખ્ય ધજા–પતાકા બંધાવી દીધી. ત્યાર પછી બીજે દિવસે તેને ઊભો કરવા માટે ત્યાં એકઠા થયેલા અસંખ્ય પુરુષોએ ઘણી મહેનત કરી તો પણ તે એક તસુ ય હલ્યો નહીં. આ પહેલાં આવી ઘટના ક્યારેય બની નહોતી, તેથી બધાને ઘણું આશ્ચર્ય થયું. છેવટે 'દુલ્ચુ ગોમ્પા'ના મોટા 'ટુલ્કુ લામા' ( અવતારી લામા ) ને લઈ આવવામાં આવ્યા. તેમણે ઊંડું ધ્યાન ધરી જણાવ્યું, "અહીંની આજુબાજુના પર્વતોની કોઈ એક ગુફામાં એક દિગંબર 'નાલજોરપા' ( સિદ્ધ પુરુષ ) રહે છે, તે અન્ન ન લેતાં કેવળ લીલા રંગની થોડી જડીબુટ્ટી ખાય છે એટલે તેમના શરીરનો રંગ લીલો કાચ થઈ ગયો છે. જો કોઈ વ્યક્તિ તેમને શોધી કાઢે અને તેમની સમાધિ છૂટતાં તેમને સવિનય પ્રાર્થના કરી અહીં લઈ આવે તો તેમના હાથનો સ્પર્શ થવાથી આ મહાધ્વજ ઊભો થઈ શકે, નહિતર આ કાર્ય અસંભવ છે." 'ટુલ્કુ લામા'ની આ વાત સાંભળી ત્યાં એકઠા થયેલા લોકોમાંથી કેટલીક સાહસિક વ્યક્તિઓ તે 'નાલજોરપા'ની શોધમાં ચોમેર નીકળી પડી. દસબાર લોકો કૈલાસની નૈઋત્ય કોણમાં આવેલા વિજન પહાડપર્વતોમાં શોધતા શોધતા દૂર રાક્ષસતાલની પશ્ચિમ દિશા તરફના 'છિપ્રા–લા' વગેરે સ્થાનોમાં ગયા. છેવટે કરનાળી નદીનું ઉદ્‌ગમસ્થાન 'મપચા–ચુંગો' નામના ઝરણા પાસે પહોંચ્યા. તે વખતે ત્યાં ઘેટાં ચરાવી રહેલા એક 'ડોકપા' ( ભરવાડ ) એ સાચી માહિતી આપી કે "અહીંથી ચારેક માઈલ દૂર આવેલી એક ટેકરી પરની ગુફામાં કોઈ ગાંડા જેવી વ્યક્તિ રહે છે, તે કાંઈ બોલતી નથી, તેમ અન્ન પણ લેતી નથી." 'ડોકપા'ની આ વાત સાંભળીને કેટલીક વ્યક્તિ કહ્યા પ્રમાણેના તે સ્થાને પહોંચી ગઈ અને ઘણી કાકલૂદી કરી તે 'નાલજોરપા' ( સિદ્ધ પુરુષ ) ને પ્રસન્ન કરી 'સેરશુંગ' મુકામે લઈ આવ્યા. ત્યાં એકત્રિત થયેલા

અગણિત નરનારીની સમક્ષ તે 'નાલજોરપા' એ 'તરબોછે કુશોક'ને પોતાના જમણા હાથની આંગળી વડે સ્પર્શ કરતાં જ આડો મહાસ્તંભ જોતજોતાંમાં આપોઆપ જ ઊભો થઈ ગયો. આ મોટો ચમત્કાર જોઈ બધા લોકો એટલા તો પ્રભાવિત થઈ ગયા કે 'નાલજોરપા' જે ટેકરી પર રહેતા હતા ત્યાં તેમને માટે બધાએ એક સુંદર 'ગોમ્પા' બંધાવી આપ્યો. અત્યારે પણ તે ગોમ્પા છે અને 'મંગશંગ-ગોમ્પા' ને નામે ઓળખાય છે. આ ચમત્કારની વાત ચારેય બાજુ ફેલાતાં પ્રતિદિન અસંખ્ય લોકો 'નાલજોરપા' નાં દર્શનાર્થે આવવા લાગ્યા. કહે છે કે એક દિવસે એ 'નાલજોરપા' એ પોતાના ભક્તોને કહ્યું કે, 'મારા દેહને તમે સારી રીતે સાચવી રાખજો. અમુક વર્ષ બાદ હું પુનઃ આ જ દેહમાં પાછો આવી પ્રગટ થઈશ.' આ પ્રમાણે આદેશ આપી તે 'નાલજોરપા'એ શરીર છોડી દીધું." આ સાંભળી હું એકાએક ભોટિયા વેપારીને પૂછી બેઠો, "શું હજી પણ તેમનું શરીર જેમનું તેમ છે? ક્યાં છે?" ભોટિયો વેપારી કહેવા લાગ્યો, "હા અત્યારે પણ તે 'નાલજોરપા'નું શરીર ઘણી સારી રીતે સાચવી રખાયું છે. તેની પર શક્તિશાળી જડીબુટ્ટીઓમાં ઉકાળેલું તેલ ચોપડવામાં આવે છે અને સવાર-સાંજ તેની આરતી ઉતારવામાં આવે છે. જ્યારે ચીનાઓ તિબેટમાં ત્રાસ ફેલાવવા લાગ્યા. ત્યારે 'મંગશંગ-ગોમ્પા'ના લામાઓ એ દેહને લાકડાની પેટીમાં સારી રીતે બંધ કરી તેને એક દિવસ છાનામાના 'ટીંકર-લા' માર્ગે ભારતમાં લઈ આવ્યા અને 'અસકોટ' પાસેના થલ-ડીડીહાટની 'તિબેટ નિર્વાસિત છાવણી'માં તેને રાખવામાં આવ્યો. અત્યારે પણ તે દેહ ત્યાં સુરક્ષિત છે. કહે છે કે ચાર-પાંચ વર્ષ બાદ 'નાલજોરપા' તેના સુરક્ષિત દેહમાં પાછા ફરશે." આ જ વાત મને ઘણા દિવસ બાદ એક તિબેટી પાસેથી સાંભળવા મળી હતી. તેણે એવું પણ કહ્યું હતું કે 'નાલજોરપા' પછી તેમની ગાદી પર ઈ. સ. ૧૯૪૦ના ઓગસ્ટ મહિનામાં છ વર્ષની વયના જે 'ટુલ્કુ લામા' (અવતારી લામા) ને બેસારવામાં આવ્યા હતા તે 'મંગશંગ-ટુલ્કુ' પણ અત્યારે 'થલ-ડીડીહાટ'ની નિર્વાસિત છાવણીમાં રહે છે.

* * * * * *

બધા યાત્રીઓ અને ખંપા લોકો 'તરબોછે કુશોક'ની પ્રદક્ષિણા કરી અહીંથી નીકળી પશ્ચિમ દિશામાં નીચાણમાં ૨૦૦ વાર છેટે 'લ્હા–છૂ' નદીના ડાબા કિનારા પરની લીલીછમ સપાટ ભૂમિ પર આવ્યા. આ જગા આજના પડાવ માટે સારી હતી. ખચ્ચરોની પીઠ પરથી સરસામાન નીચે ઉતાર્યો એટલે તે બધાં પશુ લીલીછમ મુલાયમ ભૂમિ પર આળોટવા લાગ્યાં. થોડી વારમાં તો તે ઊભાં થઈ એકબીજાને બચકાં ભરવા માંડ્યાં અને તડાતડ લાતો મારવા લાગ્યાં. આખરે તો ખચ્ચર ને. એ જોઈ કીચ ખંપાએ કપૂતર, ચુંગડુંગ અને મરપા નામના તોફાની ખચ્ચરોને સમ્....સમ્....સોટીઓ ચોડી દીધી જેથી બધાં પશુ સીધાદોર થઈ ગયાં. ખંપા નોકરલોકોએ તંબૂ અને રાવટી ઊભાં કરી દીધાં અને તેમાં યાત્રીઓનો સરસામાન ગોઠવી દીધો. ( જુઓ ચિત્ર નં–૭૨ ). એ જોઈ થાકયાપાકયા યાત્રીઓ બિછાના બિછાવીને તેના પર આડે પડખે થયા. થોડી વારે ખાખીબાવાએ બીમાર હોવા છતાં થાકેલા યાત્રીઓ માટે પહેલાં તો ચા બનાવી આપી અને પછી રસોઈની તૈયારી કરવા લાગ્યા. એ જોઈ કેટલાક યાત્રીને શરમ તો આવી પણ કરે શું, કારણ કે પાકશાસ્ત્રમાં કોઈ ખાખીબાવા જેટલા પાવરધા નહોતા. થોડી વારે યાત્રીઓ ઊઠીને સમીપની 'લ્હા–છૂ' નદીએ નાહવાધોવા માટે ગયા. નોકર 'રીંગજેન', મિશ્રા અને મદ્રાસી સ્વામી માટે ઘઉંના રોટલા ટપાટપ ટીપવા લાગ્યો. હું ઊઠીને તંબૂની પાછળની લીલીછમ ભૂમિ પર આવ્યો. કુમળાં ઘાસની વચ્ચે વચ્ચે પીળાં ગુલાબી, આસમાની, રાતાં વગેરે રંગના સુંદર નાનાં નાનાં જંગલી પુષ્પો ઊગ્યાં હતાં. જાણે મખમલનો ગાલીચો પાથર્યો હોય તેવું લાગી રહ્યું હતું. હું તેના પર બેસી સામે પૂર્વ દિશામાં દર્શન આપી રહેલા પવિત્ર કૈલાસ અને તેની આજુબાજુનું અનુપમ દૃશ્ય નિહાળવા લાગ્યો. આકાશમાં સૂર્યભગવાન પ્રકાશી રહ્યા હતા એટલે ઠંડી ઓછી જણાતી હતી. વાતાવરણ આનંદદાયક હતું.

તંબૂની નજીકમાં ખળ ખળ વહેતી 'લ્હા–છૂ'ને તિબેટી લોકો 'દેવગંગા' કહે છે. ( તિબેટી ભાષામાં લ્હા=દેવ, છૂ=નદી ). તિબેટી ધર્મગ્રંથોમાં 'લ્હા–છૂ'ને 'કેંગ્મા' ( ઈડા નાડી ) કહી છે. કેટલાક લોકો આ નદીને ગંગા કે સતલજ કહે છે, જે વિચારણીય છે. આ જગાએથી પવિત્ર કૈલાસની પશ્ચિમ દિશાના પહાડ પર ઘણા ખાડા દેખાય છે. તિબેટી લોકો તેને 'ટચુંગ મપગ્યા' કહે છે. તિબેટી ભાષામાં

આ શબ્દનો અર્થ '૫૦૦ ચરણચિહ્નો.' તિબેટી લોકો માને છે કે એ ચિહ્નો ૫૦૦ બોધિસત્ત્વોનાં છે. ભગવાન બુદ્ધના ચાર ચરણચિહ્ન પવિત્ર કૈલાસની ચારેય દિશામાં એક એક એમ પ્રદક્ષિણાના માર્ગમાં આવેલાં છે. તિબેટી ભાષામાં તેને 'શપજે' કહે છે. આ 'સેરશુંગ' સ્થાનમાં પણ એક 'શપજે' છે. મેં એક તિબેટી લામા પાસેથી એવું સાંભળ્યું હતું કે પવિત્ર કૈલાસ અને ભારતમાં આવેલા 'બૌદ્ધ ગયા' વચ્ચે નવ પર્વતો આવેલા છે. 'બૌદ્ધ ગયા'ને તિબેટી લોકો 'દોર્જેદેન' (વજ્રાસન) કહે છે.

યાત્રીઓ સ્નાન કરી તેમ જ કપડાં ધોઈ આવ્યા તે દરમિયાન ખાખીબાવાએ પુરી અને બટેટાંનું રસાદાર શાક તૈયાર કરી દીધાં. રાજદેવે ભગવાનને થાળ ધરી દીધો એટલે થાળીઓ પીરસાઈ જતાં યાત્રીઓ રસોડાવાળી છોલદારીમાં પેઠા. મિશ્રા, મદ્રાસી સ્વામી અને પેલો બંગાળી યુવક શ્રી હરાધન કર્મકાર જમવા માટે કીચ ખંપાની રાવટીમાં ગયા. હું શિંગોડાનો સત્તુ અને મિઠાઈનો ફળાહાર કરવા લાગ્યો. આજે જયંતીભાઈ જમવાના નહોતા, તેમણે કૈલાસની પ્રદક્ષિણા દરમિયાન ફળાહારી રહેવાનું વ્રત લીધું હતું, તેથી તે શિંગદાણા અને પેંડાનો ફળાહાર કરવા લાગ્યા. બધાએ પેટપૂજા કરી લીધી એટલે કીચ ખંપા અને તેના ખંપા સાથીદારો જમવા બેઠા. આજે તે લોકોએ કંઈક તિબેટી મિષ્ટાન્ન (!) બનાવ્યું હતું. હું અર્ધો કલાક નદીને કિનારે ફરી આવ્યો તે દરમિયાન તે લોકો જમી પરવાર્યા હતા અને અત્યારે હુક્કો ગડગડાવી રહ્યા હતા. એ જોઈ હું કીચ ખંપા પાસે બેઠો અને આ 'સેરશુંગ' સ્થાન વિષે જે કાંઈ તિબેટી કથા હોય તે સાંભળવા ઇચ્છા પ્રગટ કરી. કીચ ખંપા 'લોકકથા' કહેવા લાગ્યા, "એક વાર રાક્ષસ 'ગેંબોફેંગ' આ સ્થાનમાં આવી 'યાક'ના વાળના મજબૂત દોરડાં વણી 'ખંગ રિમ્પોછે' (કૈલાસ)ને તેના વડે મજબૂત બાંધવા લાગ્યો. તે રાક્ષસની ઇચ્છા પવિત્ર પર્વતને જડમૂળમાંથી ઉખેડી તેને પોતાના રાજ્યમાં લઈ જવાની હતી. ભગવાન અમિતાભે તેના મનની વાત જાણી લીધી. તેથી તે રાજહંસનું રૂપ ધારણ કરી તથા તેમની સાથે અસંખ્ય બોધિસત્ત્વો હંસનું રૂપ ધારણ કરી પશ્ચિમ દિશાની આ ખીણમાં આવ્યા અને બધા વારાફરતી 'તરબોછે કુશોક' (મહાધ્વજ)ની ટોચે ક્ષણ ક્ષણવાર બેસી નીચે આવ્યા. આટલી મોટી સંખ્યામાં તે બધાં સુંદર પક્ષીઓને જોઈને રાક્ષસ 'ગેંબોફેંગ'ને ઘણી નવાઈ લાગી. તેટલામાં તો બધાં

પક્ષીઓએ સમૂહનૃત્ય શરૂ કરી દીધું. એ જોઈ રાક્ષસ 'ગોંઓફ્રેંગ' તો મોહિત થઈ ગયો અને બધાં સાથે નૃત્ય કરવા લાગી ગયો. 'ખંગ રિમ્પોછે' (કૈલાસ) ને ઉપાડી લઈ જવાનું વિસ્મરણ થઈ ગયું. સવાર પડતાં જ્યારે તેના શરીર પર સૂર્યના સોનેરી કિરણો પડ્યાં એટલે તે હોશમાં આવ્યો. નાચવું બંધ કરી દઈ પર્વતને ઉપાડવા જાય છે, તેવામાં રાજહંસરૂપી ભગવાન અમિતાભે તેને પથ્થર બનાવી ફેંકી દીધો. અત્યારે પણ તે રાક્ષસ 'ગોંઓફ્રેંગ' પહાડરૂપે કૈલાસ-પ્રદક્ષિણા માર્ગેથી દેખાય છે. આવતી કાલે હું બધા યાત્રીઓને તે કાળો પહાડ બતાવીશ." ફીચ ખંપાની આ વાત મને હિંદુધર્મ ગ્રંથોની લંકાના રાજા રાવણની વાતને મળતી લાગી.

આજુબાજુનાં દર્શનીય સ્થળો વિષે વાતચીત નીકળતાં ફીચ ખંપા કહેવા લાગ્યા, "આ સેરશુંગ સ્થાનથી એક પગદંડી 'શિલુંગ-ગોમ્પા' થઈ 'ગ્યાંગટા ગોમ્પા' જાય છે. શિલુંગ-ગોમ્પાથી દુર્ગમ રસ્તે 'ત્સો-કપાલ' અને 'સિરદુંગ-ચુક્ષુમ' જઈ શકાય છે. આ 'સેરશુંગ'થી એક રસ્તો પશ્ચિમ દિશામાં 'તીર્થાપુરી' તરફ જાય છે.

ફીચ ખંપા સાથે વાતો કરતાં કરતાં આજે ઘણું મોડું થઈ ગયું. અંધારી રાત ધીમે ધીમે પસાર થવા લાગી. આથી હું ઊભો થઈ છોલદારીની બહાર નીકળ્યો. આ સ્થાનની ઊંચાઈ આશરે ૧૫,૫૦૦ ફૂટ હશે એમ અહીંની અસહ્ય ઠંડી પરથી અનુમાન થતું હતું. મારા અને ફીચ ખંપા સિવાયના બધા બેપગાં જીવ ધાબળા અને ચુટકા ઓઢી ઓઢીને નિરાંતે ઊંઘી રહ્યા હતા. તંબૂથી દસ ડગલાં દૂર 'લ્હા છૂ' નદી 'હર હર'નો અખંડ જાપ જપતી વહી રહી હતી. વાયુમંડળ પવિત્ર અને શક્તિશાળી હતું. કહે છે કે અજવાળી રાતે અહીંથી પવિત્ર કૈલાસના શિખરનું દૃશ્ય અપૂર્વ હોય છે. ધ્યાનાભ્યાસી હિંદુઓ અને બૌદ્ધધર્મના સાધકો માટેનું આ 'સેરશુંગ' સ્થાન મને ઘણું આકર્ષક જણાયું.

થોડી વારે હું મારી પથારી પર આવ્યો અને થાક્યા પાક્યા દેહને તેના પર ઢાળી દીધો. બસ પડ્યા ભેગો જ નિદ્રાધીન થઈ ગયો, તે વહેલું પડે સવાર.





## —: 'દીરાકુક–ગોમ્પા' સામે :—

તારીખ ૨ જુલાઈ ને રવિવાર હતો. વહેલી સવારે અચાનક રાજદેવનો સાદ સંભળાયો એટલે ખાખીબાવાએ 'હે રામ!' કહેતાંક બિછાનામાંથી ઊઠી પ્રાયમસ પેટાવી રાજદેવ માટે ચાની તપેલી ચડાવી. આ સ્થાન ત્રણ બાજુથી અંધિયાર હોવાથી તેમજ નિકટ 'લ્હા–છૂ' નદી હોવાથી ઘણું ઠંડકવાળું હતું. વાતાવરણ હજી ધુમ્મસિયું હતું. ખીણુનો આ પ્રદેશ હોવાથી અહીં સવારે સૂર્યનાં દર્શન ઘણાં મોડાં થાય છે, જ્યારે સાંજે સૂર્ય જલદી પહાડોની પાછળ ડૂબી જાય છે. યાત્રીઓએ વહાલા લાગતા બિછાનાનો ત્યાગ કરી, પોતાના પેટ અને દાંત સાફ કરી લીધા, તે દરમિયાન યાત્રીઓની 'અન્નપૂર્ણા' જેવા ખાખીબાવાએ બધા માટે ગરમાગરમ ચા અને નાસ્તા તૈયાર કરી દીધા. ખાખીબાવાની હાક પડતાં બધા ઠંડીથી ધ્રૂજતા ધ્રૂજતા રસોડામાં ઘૂસ્યા અને કોઠો પૂરવા લાગ્યા. ખંપા લોકો પણ આજે વહેલા ઊઠી ગયા હતા અને હોંશે હોંશે 'જા' ગટગટાવી રહ્યા હતા. થોડી વારે નોકર 'પસાંગ' બધાં પશુઓને હારબંધ ઊભાં રાખી બધાંના પગે ડામણ બાંધવા લાગ્યો, કારણ કે આજે તે બધાં એકબીજાને 'લાતંલાતા' કરી રહ્યાં હતાં. તેણે એકબે તોફાની પશુઓને યાકના વાળના દોરડાથી થોડો 'મેથીપાક' પણ આપ્યો.

બધા યાત્રીઓ પોતપોતાનો સામાન બાંધીને તૈયાર થઈ ગયા એટલે ખંપા નોકર લોકો તે સામાનને ખચ્ચરોની પીઠ પર બાંધવા લાગ્યા. બે નોકર તંબૂઓ અને રાવટીઓ છોડી સમેટવા લાગ્યા. થોડી વારે બધું 'ઠીકઠાક' થઈ જતાં કૈલાસપતિના શુભ નામોના જયઘોષ કરી બધા કૈલાસ-પ્રદક્ષિણાને પંથે પડ્યા. આજે અમારે 'લ્હા-છૂ'ને ડાબે કિનારે કિનારે આઠ-નવ માઈલ આગળ વધવાનું હતું. હજી રસ્તામાં ધુમ્મસ હતું તેથી પગદંડી પર જોઈ જોઈને પગ માંડવા પડતા હતા. ભેજવાળી ભૂમિની સુગંધ કંઈક નિરાળી જ હતી. પવન શાંત હતો. મદ્રાસી સ્વામી સિવાયના બીજા બધા યાત્રીઓ આજે પગપાળા જ કૈલાસ-પ્રદક્ષિણા કરી રહ્યા હતા. બધાએ મૌનવ્રત પાળ્યું હતું અને શ્વાસેશ્વાસે બધા પોતપોતાના ઇષ્ટદેવના મંત્રના જાપ જપી રહ્યા હતા. બધામાં આનંદ, ઉત્સાહ અને ભક્તિભાવ ભર્યા હતા. પશુઓના ગળાની ઘંટડીઓના મીઠા રણકારથી વાતાવરણ આહ્લાદક બનતું જતું હતું. અત્યારે અમે બેપગાં અને ચોપગાં બધા મળીને કુલ ૩૭ જીવ આ મહાપુણ્ય આપનાર પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરી રહ્યા હતા. અમારી ડાબી બાજુએ 'લ્હા-છૂ' હતી અને જમણી બાજુએ કરોડો વર્ષ પુરાણા ભૂરા ને કાળા રંગના પહાંડો ને પર્વતોની ઊંચી ઊંચી દીવાલો હતી. અમે જાણે કોઈ કરોડો વર્ષ જૂના રસ્તા પર આગળ વધી રહ્યા હોઈએ એવો ભાસ થઈ રહ્યો હતો. આવી રીતે લગભગ ૧ માઈલ આગળ વધ્યા એટલે રસ્તાની જમણી બાજુ પર એક 'ચોરતેન' (સ્તૂપ) જોવામાં આવ્યો. તેની પાસે 'મણિમંથંગ' (મણિમંત્ર કોતરેલા પથ્થરોની દીવાલ) હતી. જમણા હાથ પરના પહાડમાં ગુફા જોવામાં આવી જેને તિબેટી લોકો 'પેમા કુક' કહે છે. આ ગુફા બોનધર્મના મોટા સાધુ 'નરોપુંજુંગ'ની છે. આ ગુફા વિષે તિબેટી ધર્મગ્રંથ 'કંગરી કરછક' (કૈલાસ પુરાણ) માં એક સરસ કથા છે, જે આ પ્રમાણે છે: "ઘણાં વર્ષ પહેલાં એક વાર કૈલાસ-પ્રદક્ષિણા કરતી વખતે સિદ્ધયોગી 'જીચુન મિલારેપા*' એ 'લ્હા-છૂ' નદીને જમણે

*સિદ્ધયોગી 'જેચુન મિલારેપા' ૧૦મી શતાબ્દિમાં થઈ ગયા. તિબેટના યોગી 'મારપા'ના તેઓ શિષ્ય હતા. 'મારપા'ના ગુરુ કાશ્મીરી પંડિત 'નરોત્તમપાદ' કે 'નારોપા' હતા, અને 'નારોપા'ના ગુરુ બંગાળના પ્રસિદ્ધ તાંત્રિક 'તિલોપા' હતા. સિદ્ધ મિલારેપાના શિષ્ય 'યોગી રીચુંગ' હતા. મિલારેપાના સંપ્રદાયને 'કરગ્યુડપા' કહે છે.

કિનારે આવેલા પહાડમાં પડાવ કર્યો. તે વખતે 'લ્હા-છૂ' નદીને કિનારે આવેલા પહાડની 'પેમા ફુક' ગુફામાં 'નરોપુંજુંગ' નામનો બોનધર્મનો તાંત્રિક સાધુ સાધના કરતો હતો. તે જોઈ સિદ્ધયોગી 'મિલારેપા'એ પોતાની યોગશક્તિનો થોડો ચમત્કાર બતાવવાના ઇરાદાથી પોતાના પગ એટલા બધા લંબાવ્યા કે નદીને સામે કિનારેના પહાડની તે ગુફામાં પહોંચાડી દીધા અને તેની દીવાલ પર પગની છાપ પાડવા લાગ્યા. આ જોઈ તાંત્રિક 'નરોપુંજુંગ' ઘણો ગુસ્સે થઈ ગયો. તેણે પણ પોતાની ગુફામાં બેઠાં બેઠાં પગ લંબાવ્યા. તેની ઇચ્છા સિદ્ધ મિલારેપાની ગુફામાં પગની છાપ લગાડવાની હતી. 'નારોપુંજુંગ'ના પગ લાંબા થતાં થતાં પોતાના તરફ આવી રહ્યા છે એ જોઈ સિદ્ધ મિલારેપાએ પોતાની દૃષ્ટિ-શક્તિ તેના પગ તરફ ફેંકી એટલે પગના લાંબા થવાની શક્તિ નાશ પામી અને પગ 'લ્હા-છૂ' નદીમાં પડી ગયા. આ ચમત્કાર જોઈ આકાશમાં ભયંકર ગડગડાટ થયો, જાણે આકાશ હસી પડ્યું."

* * * * * * *

આ રસ્તાની જમણી બાજુ પરનો ભૂરા રંગનો ઊંચો પહાડ જોઈ મિશ્રા કહેવા લાગ્યા, "આ પહાડ મારા ઓરિસ્સા પ્રાંતના ભુવનેશ્વર મંદિરની દીવાલ જેવો નકશીદાર જણાય છે." રસ્તાની બન્ને બાજુના પહાડો ઘણા પુરાતન જણાતા હતા. જાણે એમ જ લાગી રહ્યું હતું કે અમે પૃથ્વીના પ્રારંભકાળના તીર્થસ્થાનમાં વિચરણ કરી રહ્યા છીએ, જ્યાંથી હિંદુસંસ્કૃતિનો પ્રાદુર્ભાવ થયો તે દિશામાં જ આગળ ધપી રહ્યા છીએ.

અહીં 'લ્હા-છૂ' નદી પર લાકડાનો નાનો એવો પુલ જોવામાં આવ્યો. આ પુલ દ્વારા યાત્રી નદીને સામે પાર જઈ ત્યાંથી બે ફર્લાંગનું ચડાણ ચડી 'છુકુ-ગોમ્પા'માં દર્શનાર્થ જઈ શકે છે. હવે ધુમ્મસ ઘણું ઓછું થઈ ગયું હતું એટલે ગોમ્પા સ્પષ્ટ દેખાતો હતો. તે ગેરુઆ રંગ વડે રંગેલો અને જાણે પહાડી પક્ષીના માળા જેવો હતો. તિબેટી લોકો તેને 'ન્યનરી-ગોમ્પા' પણ કહે છે. તિબેટી ભાષામાં 'ન્યન' = મોટું ઘેટું, 'રી' = પર્વત. તિબેટના ધર્મગ્રંથમાં એવી કથા છે કે એક વાર એક મોટું ઘેટું આ પર્વત પર આવ્યું હતું અને ગોમ્પાવાળી જગાએ તેણે ઘોર તપસ્યા કરી હતી. આથી આ પર્વતનું

નામ 'ન્યનરી' પડી ગયું. હિંદુ યાત્રીઓ આ પહાડને 'નંદી–પહાડ' કહે છે કારણ કે તેનો આકાર ભગવાન શિવજીના વાહન 'નંદી' જેવો લાગે છે. ( જુઓ ચિત્ર નં–૭૪ ). વળી તે કૈલાસની સામે હોવાથી એવું જણાય છે કે મહા નંદી કૈલાસપતિની સામે મુખ કરીને બેઠો છે. કોઈ કોઈનું એવું કહેવું છે કે આ ગોમ્પામાં 'છુકુ રિમ્પોછે'ની આદર્શપાષાણની મૂર્તિ હોવાથી તેને 'છુકુ ગોમ્પા' કહે છે. કેટલાક ભારતીય વિદ્વાનોનું એવું માનવું છે કે આ પહાડનું નામ 'નંદી' પહાડ જ હોવું જોઈએ, કારણ કે શિવલિંગની સામે નંદી બેસારવાની પ્રથા ઘણી જ પ્રાચીન છે. તિબેટમાં 'નંદી' પ્રાણી ન હોવાથી તિબેટી લોકોએ તેને 'મોટું ઘેટું' સમજી આ પહાડનું નામ 'ન્યનરી' રાખ્યું હશે. આ 'ન્યનરી ગોમ્પા'ની નીચે 'લંગચેન–ફુક' નામની એક ગુફા છે જેને હિંદુ યાત્રીઓ 'નંદી–ગુફા' કહે છે. તિબેટી ભાષામાં લંગ = વૃષભ, ચેન = મોટો.

આ ગોમ્પાનો એવો ઇતિહાસ છે કે આશરે ૩૦૦ વર્ષ પહેલાં ભૂતાનના લામા 'ગાવા નન્ગ્યલ' નામની એક ધાર્મિક વ્યક્તિએ તેને બંધાવ્યો હતો. કૈલાસ–પ્રદક્ષિણાનો આ પહેલો ગોમ્પા છે. તેના 'દવંગ'માં (મોટા ઓરડામાં) લાંબી દાઢીવાળી અને માથા પર 'હૅટ' પહેરેલી સફેદ આરસપહાણની 'છુકુ રિમ્પોછે'ની સુંદર મૂર્તિ છે. કોઈ કોઈ એને 'ગુરુ નાનક'ની મૂર્તિ કહે છે (!). એ મૂર્તિની આજુબાજુમાં લગભગ ૪½ ફૂટ લાંબા અને તળિયે ૨૦ ઇંચિના ઘેરાવાવાળા બે સફેદ રંગના હાથીદાંત મુકાએલા છે. કહે છે કે એ હાથીદાંત અને મૂર્તિ ભારતમાંથી મોકલવામાં આવ્યાં હતાં તાકલાકોટથી ૧૨ માઈલ દૂર આવેલા 'ખોરચનાથ ગોમ્પા'માં પણ આવા હાથીદાંત જોવા મળે છે. પાસેના એક મોટા ગોખમાં કેટલાક પ્રાચીન તિબેટી ગ્રંથો સુરક્ષિત રખાયા છે. ઉપરના માળ પર 'પાલદેન ચેમો', છગ્ન–દોર્જે વગેરે દેવતાની મૂર્તિઓ છે. અહીં પણ બે નાના હાથીદાંત છે. પાસેના ઓરડામાં ઢાલ, તલવાર તેમજ યુદ્ધનાં હથિયાર છે, જે જનરલ જોરાવરસિંહનાં છે. આ ગોમ્પાની અગાશી પરથી પવિત્ર કૈલાસનું અદ્ભુત દૃશ્ય જોવા મળે છે. ચાર–પાંચ વર્ષ પહેલાં અહીં પાંચ 'ડાબા' અને એક 'લામા' રહેતા હતા, પણ અત્યારે ચીનના ચાબુકને લીધે

આ ગોમ્પા ખાલીખમ છે. ઈ. સ. ૧૮૯૯માં જ્યારે જાપાની પર્યટક 'એકાઈ કાવાગુચી' અહીં દર્શનાર્થે આવ્યો હતો ત્યારે તેણે આ નાના ગોમ્પાની આવક (ભેટ) ગરમીના ત્રણ મહિનામાં લગભગ દસ હજાર 'યેન' (જાપાની નાણું) થતી સાંભળી હતી. તે વખતે તેણે આ ગોમ્પાના કબાટમાં ઘણાં કિંમતી પુસ્તકો જોયાં હતાં એવું તે પોતાના યાત્રાવર્ણનના ગ્રંથમાં લખે છે.

'ન્યનરી ગોમ્પા'ની નીચેના ભાગમાં 'લંગચેન કુક' નામની નાની ગુફા છે. આ નામની એક ગુફા માનસરોવરને ઉત્તર કિનારે છે. 'ન્યનરી ગોમ્પા' પાસેથી બે રસ્તા 'દીરાકુક ગોમ્પા' સુધી જાય છે. (૧) 'લ્હા–છૂ' નદીને ડાબે કિનારે કિનારે, (૨) 'લ્હા–છૂ' નદીને જમણે કિનારે કિનારે. આ બન્ને રસ્તામાં પહેલો રસ્તો ટૂંકો અને સારો છે, કારણ કે બીજા રસ્તામાં 'બેલુંગ–છૂ' અને 'દુંગલુંગ–છૂ' નામનાં બે ઝરણાં પહાડ પરથી નીચે આવી 'લ્હા–છૂ' નદીમાં મળે છે, જેથી આ રસ્તે આગળ વધનાર યાત્રીને આ બન્ને ઝરણાં પાર કરવાં પડે છે. અધિક ધાર્મિક તિબેટી લોકો કૈલાસની પ્રદક્ષિણા સમયે પવિત્ર નદીને પોતાની જમણી બાજુ રાખવાના આગ્રહી હોય છે, તેથી જ તેઓ 'લ્હા–છૂ'ના જમણા કિનારાનો રસ્તો વધારે પસંદ કરે છે. અમે તો સરળ અને સગવડભર્યા રસ્તે પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરવા ઇચ્છતા હતા એટલે અમે 'લ્હા–છૂ' નદીના ડાબા કિનારા પરનો પ્રચલિત રસ્તો પસંદ કરી આગળ વધવા લાગ્યા. હું ચાલવાની ઝડપ વધારતો જોતજોતાંમાં બધા કરતાં આગળ નીકળી ગયો. મને એકલા ચાલવામાં ઑર જ આનંદ આવતો હતો. મેં પાછું વળીને 'ન્યનરી પર્વત' તરફ નજર ફેંકી તો ચાંદીના રસ જેવા કેટલાંક ઝરણાં પર્વત પરથી નીચે વહી રહ્યાં હતાં. દૃશ્ય ઘણું મનમોહક હતું. શ્વાસે શ્વાસને પગલાં સાથે તાલબદ્ધ કરતો અને મહામંત્રનો જપ કરતો હું આગળ વધવા લાગ્યો. રસ્તાની જમણી બાજુના કેટલાક ભૂરા રંગના પહાડો વચ્ચે વચ્ચેથી તૂટીને જાણે કૈલાસના મહાદ્વારો જેવા જણાતા હતા. લગભગ ર૩ માઈલનું અંતર કાપ્યું ત્યાં તો રસ્તાની જમણી બાજુ ઊંચે કૈલાસ તરફ દૃષ્ટિ ફેંકતા તેની પશ્ચિમમાં આવેલો કાળમીંઢ રંગનો માથું ઊંચું કરેલો 'ગોંબોફેંગ' પર્વત જોવામાં આવ્યો. હિંદુઓ એને 'રાવણ પર્વત' કહે છે. આપણે રાક્ષસ

'ગોંબોફેંગ' વિષે તિબેટમાં પ્રચલિત કથાઓ આ ગ્રંથમાં વાંચી ગયા છીએ. એ પર્વતને જોતાં રાવણની કૈલાસપતિ પ્રત્યેની ઉત્કટ ભક્તિનો તે પ્રસંગ યાદ આવી ગયો, જેમાં તેણે પોતાનું એક મસ્તક કાપી તેનું વાજિંત્ર બનાવી 'શિવ-સ્તુતિ' ગાઈને કૈલાસપતિને પ્રસન્ન કર્યા હતા. ધર્મગ્રંથો કહે છે કે, "રાવણ હમેશાં પોતાની ડોકમાં 'સુવર્ણશિવલિંગ' બાંધી રાખતો હતો. તેના પર તે હરદિન રુદ્રાભિષેક કર્યા બાદ અન્નજળ ગ્રહણ કરતો હતો." તેમ છતાં ય તેને વિપરીત બુદ્ધિ કેમ ઉપજી એ મોટી ચર્ચાનો વિષય છે. આપણે ચર્ચા છોડી અહીંથી આગળ વધીએ.

લગભગ બે માઈલ આગળ ચાલતાં રસ્તામાં પથ્થરનું એક નાનું મકાન જોવામાં આવ્યું. તિબેટી લોકો આને 'તમડિન ડોંખંગ' કહે છે. કૈલાસ-પ્રદક્ષિણા માર્ગની આ પહેલી ધર્મશાળા છે. તિબેટી ભાષામાં તમડિન=હયગ્રીવ, ડોંખંગ=ધર્મશાળા. હિંદુ ધર્મગ્રંથોમાં હયગ્રીવને ભગવાનના ૨૪ અવતારોમાંનો એક અવતાર વર્ણવ્યા છે. આ ધર્મશાળા પાસે જ ભગવાન 'અમિતાભ બુદ્ધ'નું પવિત્ર ચરણચિહ્ન છે. કૈલાસ-પ્રદક્ષિણાના માર્ગનું આ બીજું ચરણચિહ્ન છે. તિબેટી લોકો એને 'શપજે' કહે છે. અહીંથી મેં પીઠ ફેરવીને દૂર દૃષ્ટિ દોડાવી તો 'કેસરતેગા' 'નમ્જેમા' વગેરે પર્વતોનું અદ્ભુત દૃશ્ય જોવા મળ્યું. મને થાક લાગ્યો ન હતો, તેથી મારે આ ધર્મશાળામાં વિશ્રામ કરવાની જરૂર ન હતી. અહીંથી હું રવાના થયો. બે ફર્લાંગ આગળ વધ્યો હોઈશ એવામાં 'લ્હા-છૂ' નદીના જમણા કિનારા પરના પર્વત પરથી 'બેલુંગ-છૂ' અને 'દુંગલુંગ-છૂ' નામનાં બે મોટાં ઝરણાં ખળ ખળ ખળ ધ્વનિ કરતાં નીચે આવીને 'લ્હા-છૂ' નદીમાં મળી રહ્યાં હતાં. આ નૈસર્ગિક દૃશ્ય જાણે માતાને ગળે બાઝી પડતાં બે ભૂલકાંઓ જેવું હતું. મેં ઘણી વાર સુધી તે જોયાં કર્યું. 'દુંગલુંગ-છૂ' પર લાકડાનો નાનો પુલ જોવામાં આવ્યો. આ પુલ વડે ઝરણું પાર કરી 'લ્હા-છૂ' નદીને જમણે તીરે તીરે આગળ વધી 'દીરાકુક-ગોમ્પા'માં પહોંચી શકાય છે. કોઈ કોઈ અધિક ધાર્મિક હિંદુ યાત્રી 'લ્હા-છૂ'ને ડાબે કિનારે આગળને રસ્તે આવતી 'ખંગજમ-છૂ' નદીને કૈલાસરૂપી શિવલિંગની પ્રનાલનું જળ સમજી ઓળંગતા નથી, તેથી બીજો રસ્તો પસંદ કરે છે. આ પ્રદેશના જાણકાર લોકોનું એવું કહેવું

આ ગોમ્પા ખાલીખમ છે. ઈ. સ. ૧૮૯૯માં જ્યારે જાપાની પર્યટક ‘એકાઈ કાવાગુચી’ અહીં દર્શનાર્થે આવ્યો હતો ત્યારે તેણે આ નાના ગોમ્પાની આવક (ભેટ) ગરમીના ત્રણ મહિનામાં લગભગ દસ હજાર ‘યેન’ (જાપાની નાણું) થતી સાંભળી હતી. તે વખતે તેણે આ ગોમ્પાના કબાટમાં ઘણાં કિંમતી પુસ્તકો જોયાં હતાં એવું તે પોતાના યાત્રાવર્ણનના ગ્રંથમાં લખે છે.

‘ન્યનરી ગોમ્પા’ની નીચેના ભાગમાં ‘લંગચેન કુક’ નામની નાની ગુફા છે. આ નામની એક ગુફા માનસરોવરને ઉત્તર કિનારે છે. ‘ન્યનરી ગોમ્પા’ પાસેથી બે રસ્તા ‘દીરાફુક ગોમ્પા’ સુધી જાય છે. (૧) ‘લ્હા–છૂ’ નદીને ડાબે કિનારે કિનારે, (૨) ‘લ્હા–છૂ’ નદીને જમણે કિનારે કિનારે. આ બન્ને રસ્તામાં પહેલો રસ્તો ટૂંકો અને સારો છે, કારણ કે બીજા રસ્તામાં ‘બેલુંગ–છૂ’ અને ‘દુંગલુંગ–છૂ’ નામનાં બે ઝરણાં પહાડ પરથી નીચે આવી ‘લ્હા–છૂ’ નદીમાં મળે છે, જેથી આ રસ્તે આગળ વધનાર યાત્રીને આ બન્ને ઝરણાં પાર કરવાં પડે છે. અધિક ધાર્મિક તિબેટી લોકો કૈલાસની પ્રદક્ષિણા સમયે પવિત્ર નદીને પોતાની જમણી બાજુ રાખવાના આગ્રહી હોય છે, તેથી જ તેઓ ‘લ્હા–છૂ’ના જમણા કિનારાનો રસ્તો વધારે પસંદ કરે છે. અમે તો સરળ અને સગવડભર્યા રસ્તે પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરવા ઇચ્છતા હતા એટલે અમે ‘લ્હા–છૂ’ નદીના ડાબા કિનારા પરનો પ્રચલિત રસ્તો પસંદ કરી આગળ વધવા લાગ્યા. હું ચાલવાની ઝડપ વધારતો જોતજોતાંમાં બધા કરતાં આગળ નીકળી ગયો. મને એકલા ચાલવામાં ઑર જ આનંદ આવતો હતો. મેં પાછું વળીને ‘ન્યનરી પર્વત’ તરફ નજર ફેંકી તો ચાંદીના રસ જેવા કેટલાંક ઝરણાં પર્વત પરથી નીચે વહી રહ્યાં હતાં. દૃશ્ય ઘણું મનમોહક હતું. શ્વાસે શ્વાસને પગલાં સાથે તાલબદ્ધ કરતો અને મહામંત્રનો જપ કરતો હું આગળ વધવા લાગ્યો. રસ્તાની જમણી બાજુના કેટલાક ભૂરા રંગના પહાડો વચ્ચે વચ્ચેથી તૂટીને જાણે કૈલાસના મહાદ્વારો જેવા જણાતા હતા. લગભગ ૨½ માઈલનું અંતર કાપ્યું ત્યાં તો રસ્તાની જમણી બાજુ ઊંચે કૈલાસ તરફ દૃષ્ટિ ફેંકતા તેની પશ્ચિમમાં આવેલો કાળમીંઢ રંગનો માથું ઊંચું કરેલો ‘ગોંબોફેંગ’ પર્વત જોવામાં આવ્યો. હિંદુઓ એને ‘રાવણ પર્વત’ કહે છે. આપણે રાક્ષસ

'ગોંબોફ઼ેંગ' વિષે તિબેટમાં પ્રચલિત કથાઓ આ ગ્રંથમાં વાંચી ગયા છીએ. એ પર્વતને જોતાં રાવણની કૈલાસપતિ પ્રત્યેની ઉત્કટ ભક્તિનો તે પ્રસંગ યાદ આવી ગયો, જેમાં તેણે પોતાનું એક મસ્તક કાપી તેનું વાજિંત્ર બનાવી 'શિવ-સ્તુતિ' ગાઈને કૈલાસપતિને પ્રસન્ન કર્યા હતા. ધર્મગ્રંથો કહે છે કે, "રાવણ હમેશાં પોતાની ડોકમાં 'સુવર્ણશિવલિંગ' બાંધી રાખતો હતો. તેના પર તે હરદિન રુદ્રાભિષેક કર્યા બાદ અન્નજળ ગ્રહણ કરતો હતો." તેમ છતાં ય તેને વિપરીત બુદ્ધિ કેમ ઉપજી એ મોટી ચર્ચાનો વિષય છે. આપણે ચર્ચા છોડી અહીંથી આગળ વધીએ.

લગભગ બે માઈલ આગળ ચાલતાં રસ્તામાં પથ્થરનું એક નાનું મકાન જોવામાં આવ્યું. તિબેટી લોકો આને 'તમડિન ડોંખંગ' કહે છે. કૈલાસ-પ્રદક્ષિણા માર્ગની આ પહેલી ધર્મશાળા છે. તિબેટી ભાષામાં તમડિન=હયગ્રીવ, ડોંખંગ=ધર્મશાળા. હિંદુ ધર્મગ્રંથોમાં હયગ્રીવને ભગવાનના ૨૪ અવતારોમાંનો એક અવતાર વર્ણવ્યા છે. આ ધર્મશાળા પાસે જ ભગવાન 'અમિતાભ બુદ્ધ'નું પવિત્ર ચરણચિહ્ન છે. કૈલાસ-પ્રદક્ષિણાના માર્ગનું આ બીજું ચરણચિહ્ન છે. તિબેટી લોકો એને 'શપજે' કહે છે. અહીંથી મેં પીઠ ફેરવીને દૂર દૃષ્ટિ દોડાવી તો 'કેસરતેગા' 'નમ્જેમા' વગેરે પર્વતોનું અદ્ભુત દૃશ્ય જોવા મળ્યું. મને થાક લાગ્યો ન હતો, તેથી મારે આ ધર્મશાળામાં વિશ્રામ કરવાની જરૂર ન હતી. અહીંથી હું રવાના થયો. બે ફર્લાંગ આગળ વધ્યો હોઈશ એવામાં 'લ્હા-છૂ' નદીના જમણા કિનારા પરના પર્વત પરથી 'બેલુંગ-છૂ' અને 'દુંગલુંગ-છૂ' નામનાં બે મોટાં ઝરણાં ખળ ખળ ખળ ધ્વનિ કરતાં નીચે આવીને 'લ્હા-છૂ' નદીમાં મળી રહ્યાં હતાં. આ નૈસર્ગિક દૃશ્ય જાણે માતાને ગળે બાઝી પડતાં બે ભૂલકાંઓ જેવું હતું. મેં ઘણી વાર સુધી તે જોયાં કર્યું. 'દુંગલુંગ-છૂ' પર લાકડાનો નાનો પુલ જોવામાં આવ્યો. આ પુલ વડે ઝરણું પાર કરી 'લ્હા-છૂ' નદીને જમણે તીરે તીરે આગળ વધી 'દીરાકુક-ગોમ્પા'માં પહોંચી શકાય છે. કોઈ કોઈ અધિક ધાર્મિક હિંદુ યાત્રી 'લ્હા-છૂ'ને ડાબે કિનારે આગળને રસ્તે આવતી 'ખંગજમ-છૂ' નદીને કૈલાસરૂપી શિવલિંગની પ્રનાલનું જળ સમજી ઓળંગતા નથી, તેથી બીજો રસ્તો પસંદ કરે છે. આ પ્રદેશના જાણકાર લોકોનું એવું કહેવું

છે કે 'દુંગલુંગ–છૂ'ને કિનારે કિનારે 'સેંગે–ખંબાબ' (સિંધુ નદી)ના મૂળ સુધી પહોંચી શકાય છે. એ રસ્તે જંગલી યાક જોવા મળે છે.

અહીંથી હું જપ કરતો કરતો પંથ કાપવા લાગ્યો. હવે રસ્તો પહેલાં કરતાં કંઈક સારો આવવા લાગ્યો. આકાશ સ્વચ્છ હતું અને સૂર્યનારાયણ તપી રહ્યા હતા, પણ હું લગભગ ૧૬,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હોવાથી ઠંડીને લીધે તડકો મજાનો લાગી રહ્યો હતો. પવન શાંત હતો. વાતાવરણ અનુકૂળ હતું. લગભગ ૨૩/૪ માઈલ પૂરા કર્યા એટલે કૈલાસપતિ મહાદેવની જટામાંથી બહાર નીકળીને ધરતીને પાવન કરતી 'ખંગજમ–છૂ' ગંગાનાં દર્શન થયાં. હિમગિરિરાજ કૈલાસને તેમ જ આ પવિત્ર નદીને મારી સન્નિકટ જોતાં હું આનંદનો આવેગ રોકી ન શક્યો એટલે આંખોમાંથી ચોધાર હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. અહીંનું વાતાવરણ મને દિવ્ય લાગ્યું. 'ખંગજમ–છૂ' હર..હર..હર..ના પવિત્ર નામનો અખંડ જાપ જપતી પુણ્યગિરિ કૈલાસ પરથી નીચે આવી થોડે દૂર વહીને 'લ્હા–છૂ'માં મળી રહી હતી. તે બન્નેના મિલનનું દૃશ્ય અનુપમ હતું. ઉત્તર દિશામાંથી શીતળ ને સુગંધી મંદ સમીરનું લહેરખું વહેતું આવ્યું અને મારા પરથી પસાર થઈ ગયું. હું હર્ષથી રોમાંચિત થઈ ગયો. આહા કેવું અદ્વિતીય વાતાવરણ ! 'ખંગજમ–છૂ' નદીને રમ્ય તીરે અર્ધો કલાક બેઠો. મન સાફ અને શાંત થઈ ગયું. ત્યાર પછી વસ્ત્રો ઉતારી પુણ્યસલિલા 'ખંગજમ-છૂ'માં સ્નાન કર્યું. જાણે જનમજનમનાં પાપ ધોવાઈ ગયાં. સ્નાન કરી, વસ્ત્રો બદલી હું લીલીછમ ભૂમિ પર બેઠો તેવામાં યાત્રાસંઘના ઘોડા ને ખચ્ચરોના ગળાની ઘંટડીઓના રણકાર મારે કાને પડ્યા. તે દિશામાં જોયું તો કીચ ખંપો અને પગપાળા યાત્રીઓ તેમ જ ઘોડા ને ખચ્ચર સહીત ખંપા લોકો મારા તરફ આવી રહ્યા હતા. મને થયું કે આજના પડાવ માટે નદી-કિનારાની આ સુંદર અને સપાટ લીલીછમ ભૂમિ પસંદ કરવામાં આવે તો સારું; કારણ કે અહીંથી ભગવાન કૈલાસનાં અદ્ભુત દર્શન થાય છે, પવિત્ર 'ખંગજમ-છૂ'નું મધુર જળ અને પશુઓ માટે મજાનો લીલોછમ ચારો છે. કીચ ખંપા આવી પહોંચતાં મેં તેને આ વાત જણાવી. આ સાંભળી તે કહેવા લાગ્યા કે ૫૦–૧૦૦ યાત્રીઓ હોય તો આ જગા ઉત્તમ છે, પણ આપણો નાનો કાફલો કાં તો 'દીરાફુક ગોમ્પા'માં રાતવાસો રહે અથવા તે ગોમ્પાની સામે–'લ્હા–છૂ' નદીને ડાબે

કિનારે તંબૂઓ ઊભા કરી તેમાં રહે તે ઉત્તમ છે. ગોમ્પામાં જતાં-આવતાં ઠંડીઓળ 'લ્હા-છૂ' પાર કરવી પડે છે, માટે આપણા માટે તો નદીને ડાબે કિનારે આવેલી નાની સપાટ ભૂમિ પર તંબૂઓમાં રહેવું જ બધી રીતે લાભદાયક છે. અમે કીચ ખંપાની વાત માની અને 'ખંગજમ-છૂ' નદી પાર કરી બધા આગળ વધવા લાગ્યા. બે ફર્લાંગ ચાલીને બે પહાડોની વચ્ચે સ્પષ્ટ દર્શન આપી રહેલા પુણ્યપુંજ કૈલાસની બિલકુલ સામે ઉત્તર દિશામાં આવેલી સપાટ ને પવિત્ર ભૂમિ પર પહોંચ્યા. જો કે આ સ્થાન ૧૬,૪૦૦ ફૂટની ઊંચાઈ પર હોવાથી ઘણું જ ઠંડું હતું અને અહીં રાત કાઢવી એ યમરાજાને પડકાર ફેંકવા બરાબર હતું, તેમ છતાં ય આજુબાજુનું પ્રાકૃતિક દૃશ્ય અપૂર્વ હતું અને વાતાવરણ અધિક દિવ્ય ને શક્તિશાળી હતું. આથી બધાએ આ જગા પસંદ કરી એટલે થોડી વારમાં છીરીંગ, રીંગજેન અને પસાંગે તંબૂ ને રાવટીઓ ઊભાં કરી દીધાં. આજે અમારે ભગવાન કૈલાસપતિના ચરણકમળમાં રાતવાસો રહેવાનો હતો. યાત્રીજીવનું આના કરતાં તે બીજું કયું મોટું સદ્ભાગ્ય હોઈ શકે! (જુઓ ચિત્ર નં-૭૫).

તંબૂ અને રાવટીઓ ઊભાં થઈ જતાં તથા તેમાં બધા યાત્રીઓના બિછાનાં બિછાવવામાં આવતાં આજની લગભગ ૮ માઈલની યાત્રાથી થાકી ગયેલા યાત્રીઓ તેમાં લાંબા થઈ વિશ્રામ કરવા લાગ્યા. આજે બીમાર ખાખીબાવા તેમ જ ફળાહારી જયંતીભાઈ ઘણા થાકી ગયેલા જણાતા હતા. ખંપા નોકરલોકોએ અમારા તંબૂનું દ્વાર પવિત્ર કૈલાસની સામે જ રાખ્યું હતું તેથી બિછનામાં સૂતાં સૂતાં પણ અમને તેના સુસ્પષ્ટ દર્શન થઈ રહ્યાં હતાં. આહા! સ્ફટિક જેવો કેવો વિશુદ્ધ અને ધવલ તુષારાચ્છન્ન દેવતાત્મા નગાધિરાજ! આહા! કેવું અદ્ભુત રસમહાલિંગ! જ્ઞાનજ્યોતિ કૈલાસ!! તિબેટી લોકો તેને 'ખંગરિમ્પો છે' કે 'તીસી' કહે છે. તેની ડાબી બાજુના કાળા રંગના પહાડને 'છગ્નદોર્જે' (વજ્રપાણિ) અને જમણી બાજુના કાળા રંગના પહાડને 'ચેનરેસી' (અવલોકિતેશ્વર) કહે છે.

અમારી ઘડિયાળમાં અત્યારે ૧૨-૪૦ થવા આવ્યાં હતાં મેં તંબૂની બહાર નીકળી દૂર નજર ફેંકી તો 'લ્હા-છૂ' નદીમાં હજી પાણી વધ્યું નહોતું. તેને જમણે કિનારે આવેલા કૈલાસ-પ્રદક્ષિણાના

માર્ગના પ્રસિદ્ધ બૌદ્ધમઠ 'દીરાફુક–ગોમ્પા'માં દર્શનાર્થ જવા માટે મારા માટે આ એક અમૂલ્ય તક હતી. બરફના પર્વતો વધારે પીગળવા શરૂ થતાં 'લ્હા–છૂ'માં પૂર આવતાં તેને પાર કરવી અસંભવ હતું. આથી મેં ગોમ્પાએ જવા નીકળતા પહેલાં સહયાત્રીઓને પૂછ્યું કે, "કોઈને મારી સાથે આવવું છે?" મારી વાત સાંભળી કીચ ખંપા કહેવા લાગ્યા, "ભારત સીમાના 'કાલાપાની' થાણામાં તેમ જ 'તાકલાકોટ' થાણામાં સાંભળ્યું હતું ને કે ભારતની 'રામદાસી' નામની કોઈ એક વૃદ્ધા સાધુડી એક મહિના પહેલાં જ તિબેટની નદીમાં તણાઈ ગઈ. મને 'દરચેનમંડી'ના મારા એક તિબેટી મિત્રે જણાવ્યું હતું કે તે બાઈ ખરા બપોરે 'દીરાફુક ગોમ્પા' જવા માટે 'લ્હા–છૂ' નદીને પાર કરવા જતી હતી તે વખતે તેના વેગીલા પ્રવાહમાં તણાઈ ગઈ." કીચ ખંપાની આ ભયસૂચક વાત સાંભળી બેત્રણ યાત્રીઓ, જેઓ મારી સાથે ચાલવા તૈયાર થયા હતા તેઓ પણ ભયથી ઢીલાઢફ થઈ પોતાના બિછાના પર બેસી ગયા. મારી સાથે ચાલવા કોઈ તૈયાર નથી એ જાણીને હું એકલો જ રવાના થયો.

'લ્હા–છૂ'ને કિનારે આવી, એક જગાએથી મેં તેના ઠંડાગાર જળમાં ઊતરી તેને પાર કરી. જળ ઘૂંટણ જેટલું ઊંડું હતું. નદી કિનારેથી થોડા ઊંચાણમાં ગેરુઆ માટી વડે રંગેલો ગોમ્પા જોવામાં આવ્યો. (જુઓ ચિત્ર નં–૭૮). તેની બહારના ભાગમાં આવેલા એક વિશાળ પથ્થર પર મોટા મોટા રંગીન અક્ષરોમાં 'મણિમંત્ર' લખેલો હતો. (જુઓ ચિત્ર નં–૭૭). ગોમ્પાની બહારના ભાગમાં લાકડાનો જાડો અને ઊંચો સ્તંભ હતો, જેના પર પીળા રંગની ધજા ફરફરી રહી હતી. આ ગોમ્પાએથી પવિત્ર કૈલાસ બિલકુલ સામે સ્પષ્ટ દેખાઈ રહ્યો હતો. હું જ્યારે ગોમ્પાના દ્વાર પાસે આવ્યો ત્યારે એક તિબેટી વૃદ્ધ પુરુષ બહાર ઊભો હતો. તેણે મને જોતાં તિબેટની પ્રથા મુજબ નીચા નમી 'ખમજમ' શબ્દ બોલી અભિવાદન કર્યું અને પોતાની પાછળ આવવા સંકેત કર્યો. હું તેને અનુસરતો ગોમ્પામાં આવ્યો. ત્યાં એક છોકરો બેઠો હતો. વૃદ્ધ પુરુષ મને કહેવા લાગ્યો, "મારું નામ 'સમદેન' છે અને અત્યારે હું આ ગોમ્પાનો 'નેરબા' (સેક્રેટરી) તથા 'ઉંજે' (પૂજારી) છું અને આ છોકરો 'ડાબા' (બ્રહ્મચારી) છે. તેનું નામ 'લુંડુપ' છે અને તે આ ગોમ્પાનો 'માછીન' (રસોયો) પણ છે".

મેં આ ગોમ્પાની દેવમૂર્તિઓનાં દર્શન કરવાની ઇચ્છા દર્શાવી એટલે 'સમદેન' મને 'દુવંગ' (પૂજાના મુખ્ય ઓરડા) માં લઈ ગયો. તેણે પોતાના પગમાં 'લ્હમ' (સુતરાઉ દોરાથી ગૂંથેલા લાંબા જોડા) પહેર્યા હતા. આવા જોડા પહેરીને મંદિરોમાં જઈ શકાય છે એવું મેં 'સમદેન' પાસેથી સાંભળ્યું. આ ઓરડામાં અંધારું હોવાથી મેં સમદેનને એક રૂપિયો દક્ષિણા આપતાં તેણે દેવમૂર્તિની સામે 'છેમે' (દીપક) પ્રગટાવ્યા. યાત્રીઓ કે દર્શનાર્થીઓ જેટલું વધારે ધન ગોમ્પામાં ભેટ ચડાવે તેટલા વધારે દીવા દેવમૂર્તિ સામે પ્રગટાવવામાં આવે છે. દીપકના નિર્મળ પ્રકાશમાં દેવમંદિરની બધી મૂર્તિઓ ચકચકવા લાગી. વાતાવરણ પવિત્ર બની ગયું. આ ગોમ્પાની મુખ્ય મૂર્તિ 'શાક્યપેંદે' દેવતાની હતી. બીજી એક મૂર્તિ લામા 'ગોવા ગોજંગબા'ની હતી. મને સમદેને કહ્યું કે આ લામાએ જ સૌથી પહેલાં કૈલાસ–પ્રદક્ષિણા કરી હતી અને લોકોને પ્રદક્ષિણાનો માર્ગ બતાવ્યો હતો. મેં જોયું કે 'શાક્યપેંદે'ની મૂર્તિ સામે 'ડુ' (જવ) અને 'છૂ' (પાણી) થી ભરેલી કેટલીક કટોરીઓ હારબંધ ગોઠવી હતી. પાસે 'છોપા' (સત્તુ વડે બનાવેલા શિવલિંગ) મૂકવામાં આવ્યા હતા. ધાતુના એક મોટા દીપકમાં લગભગ બશેર 'છૂમર' (ચમરી ગાયનું ઘી) હતું. કહે છે કે આ દીવો મહિનાઓ સુધી અખંડ બળતો રહે છે. પાસેની દીવાલ પર રંગીન અને મોટાં બે 'થંકા' (કાપડ પરનાં ભરેલાં ચિત્ર) લટકી રહ્યાં હતાં.

આ મંદિરમાં દર્શન કરી લીધાં એટલે 'સમદેન' મને પાસેની પથ્થરની ત્રિકોણાકાર નાની ગુફા (ચેંખેંગ) માં લઈ ગયો. અહીં ઘણી મૂર્તિઓ હતી. મેં અહીંના દાનપાત્રમાં એક રૂપિયો ભેટ ચડાવ્યો. જેમ 'ન્યનરી–ગોમ્પા' માં મૂર્તિ પાસે બે હાથીદાંત રાખેલા છે તેમ અહીં મેં જંગલી ભેંશના બે મોટાં શિંગડાં મૂર્તિ પાસે મૂકેલાં જોયાં. બન્ને શિંગડાંના મૂળ ભાગ તાંબાના પતરાથી મઢેલા હતા. 'સમદેને' મને કહ્યું કે આ વિષે તિબેટમાં એવી દંતકથા છે કે પ્રાચીન કાળમાં એક મોટી ભેંશ અહીં આવી ચડી હતી અને તેણે આ ગોમ્પાવાળી જગા પર બેસીને ઘોર તપસ્યા કરી હતી. આથી આ ગોમ્પાનું નામ 'દીરીફુક ગોમ્પા' પડ્યું. તિબેટી ભાષામાં દી = ભેંશ, રી = પર્વત, ફુક = ગુફા. આ ગુફા જોયા બાદ 'સમદેન' મને આ ગોમ્પાની

અગાશી પર લઈ ગયો. અહીંથી મને પુણ્યપુંજ કૈલાસનું પૂરેપૂરું અને સ્પષ્ટ દર્શન થયું. સ્વચ્છ નીલ ગગનમંડળમાં દિવ્ય હિમજ્યોત ઝળહળી રહી હતી. આહા ! કેવું અદ્વિતીય અદષ્ટપૂર્વ રૂપ ! હું ભાવવિભોર થઈ તે 'આશ્ચર્યોના આશ્ચર્ય'ને નત્ મસ્તક કરી ઘણી વાર સુધી મૂક ઊભો રહ્યો. જ્યારે મેં મસ્તક ઊંચું કરી તેનાં પુનઃ દર્શન કર્યાં ત્યારે હું મારામાં દિવ્ય શક્તિનું અવતરણ થતું અનુભવવા લાગ્યો. કહે છે કે પૂનમની રાતે અહીંથી પવિત્ર કૈલાસનું અદ્ભુત દશ્ય જોવા મળે છે. (જુઓ ચિત્ર ૭૩). થોડી વારે અમે બન્ને અગાશીમાંથી નીચે ઊતર્યા. સમદેને મને એક કોથળીમાંથી થોડો 'ખંગ–પો' (કૈલાસ–ધૂપ) તથા 'કુ-સા' (કૈલાસ-વિભૂતિ) ભેટ આપ્યાં. મેં તે ભેટ સહર્ષ સ્વીકારી, મારા મસ્તકે અને આંખે અડાડી ગજવામાં મૂકી દીધી. મને સમદેન કહેવા લાગ્યો કે, "આ બન્ને વસ્તુઓ દુર્લભ ગણાય છે, કારણ કે તે બીજે ક્યાંય ન મળતાં કેવળ પવિત્ર કૈલાસની ૧૭,૦૦૦ ફૂટ કરતાં અધિક ઊંચાઈ પર જ મળે છે." 'કૈલાસ–ધૂપ' તો ઝીણાં મુલાયમ પાનવાળો સુગંધી છોડ છે, જ્યારે 'કૈલાસવિભૂતિ' કૈલાસની મુલાયમ સફેદ રંગની માટી છે. ભારતીય વિદ્વાન સંન્યાસી 'સ્વામી પ્રણવાનંદજી'એ મને કહ્યું હતું કે 'કૈલાસવિભૂતિ'માં 'કેલ્શિયમ સલ્ફેટ', 'કેલ્શિયમ કાર્બોનેટ' અને 'એલ્યુમિનિયમ' રહેલું છે. 'સમદેને' મને જણાવ્યું, "આ ગોમ્પામાં 'કંગરી કરછક' (કૈલાસપુરાણ), 'કંગરી સોલદીપ' વગેરે હસ્તલિખિત ગ્રંથો તૈયાર થતા હતા પણ છેલ્લાં ૧૦ વર્ષથી તે બધું કામ બંધ થયું છે. ચીની સિપાઈઓના ઉત્પાતને લીધે અહીંના લામાઓ પણ પલાયન થઈ ગયા છે. (જુઓ ચિત્ર નં. ૮૬). હું અને ડાબા લુંડુપ જેમતેમ કરીને ભયજનક દિવસો વીતાવી રહ્યા છીએ. કાલની કોને ખબર છે." આ 'દીરાફુક-ગોમ્પા' અને માનસરોવરના વાયવ્યખૂણા પરનો 'ચ્યૂ-ગોમ્પા' લ્હાસા શહેરના 'ડાડિંગબોચે ગોમ્પા'ની શાખાઓ છે એવું મને 'સમદેન' પાસેથી જાણવા મળ્યું.

મને અહીં વધારે સમય થઈ ગયો હોવાથી હું 'સમદેન' અને 'લુંડુપ'ને રૂપિયો રૂપિયો દક્ષિણા આપી ગોમ્પામાંથી બહાર નીકળ્યો. ત્યાંથી હળવું ઉતરાણ ઊતરી 'લ્હા–છૂ'ને કિનારે આવ્યો ત્યારે તેમાં પહેલાં કરતાં વધારે પાણી હતું અને ધીમે ધીમે વધી રહ્યું હતું. જ્યારે



કૈલાસ પ્રદક્ષિણાના માર્ગમાં – નંદી પહાડ અને કૈલાસના પશ્ચિમ ભાગનું દૃશ્ય
(ચિ. નં. ૭૪)



'દીરાફુક ગોમ્પા' સામેનું કૈલાસનું ચિત્તાકર્ષક દૃશ્ય
(તળેટીમાં યાત્રીઓના તંબૂઓ ઉભા કરેલા દેખાય છે) (ચિ. નં. ૭૫)



તિર્થાપુરીમાં આવેલી ભસ્મની ગુફા
(ચિ. નં. ૭૬)



'દીરાફુક ગોમ્પા'ની બહારની મોટી
શીલાપર લખેલો મણિમંત્ર
(ચિં નં. ૭૭)



હું નદીમાં ઊતરી અધવચ આવ્યો તો પાણી મારી છાતી સુધી પહોંચી ગયું. પ્રવાહમાં વેગ વધતો જતો હતો. તેવામાં ઓચિંતો કરાનો વરસાદ ત્રાટક્યો. શ્રી ગુરુ દત્તાત્રેયનું સ્મરણ કરતો કરતો હું નદી પાર કરી તેને ડાબે કિનારે આવ્યો. વરસાદને લીધે મારાં ગરમ વસ્ત્ર ભીંજાઈ ગયાં. ઠંડી પણ ઘણી જ વધી ગઈ. દેહ થરથર કાંપવા લાગ્યો. બધી હિંમત એકઠી કરી હું જેમતેમ કરી તંબૂએ પહોંચ્યો અને વસ્ત્રો બદલી નાખ્યાં. મને જોઈ રાજદેવ કહેવા લાગ્યા, "બધા યાત્રીઓએ પાસેના ઝરણામાં સ્નાન કરી અહીંથી જ ભગવાન કૈલાસપતિને નૈવેદ્ય નિવેદન કરી, હેતે આરતી ઉતારી અને સ્તુતિ ગાઈ હતી. કૈલાસ પરથી નીચે ઊતરતા ઝરણામાંથી 'તીર્થજળ' પણ ભરી લીધું. ઘણો આનંદ આવ્યો."

'લ્હા–છૂ' વિષે મને કીચ ખંપા પાસેથી જાણવા મળ્યું કે તેને જમણે કિનારે કિનારે આગળ વધતાં 'લ્હે–લા' પાર કરી **સિંધુ નદીના** ઉદ્‌ગમ–સ્થાનમાં પહોંચી શકાય છે. 'દીરાફુક–ગોમ્પા'થી તે સ્થાન લગભગ ૩૪ માઈલ દૂર છે. તિબેટી લોકો સિંધુ નદીને 'સેંગે–ખંબાબ' કહે છે. તિબેટી ભાષામાં સેંગે = સિંહ, ખંબાબ = મુખમાંથી બહાર નીકળતી. એટલે કે 'સિંહના મુખમાંથી વહેતી નદી'. કહે છે કે 'કંગરી કરછક' (કૈલાસપુરાણ) માં તિબેટની ચારેય મહાનદીઓ, જેવી કે : સિંધુ, બ્રહ્મપુત્રા, સતલજ અને કરનાળી વિષે સુંદર વર્ણન છે. પ્રસંગોપાત્ત આપણે આ નદીઓ વિષે થોડું જોઈએ.

તિબેટના ધર્મગ્રંથ 'કંગરી કરછક'માં **સતલજ નદીને** 'લંગચેન ખંબાબ' એટલે કે 'હાથીના મુખમાંથી નીકળતી નદી' કહેવામાં આવી છે. આ નદી રાક્ષસતાલના વાયવ્ય ખૂણામાંથી નીકળે છે. આ નદી વિષે તે ધર્મગ્રંથમાં કહ્યું છે કે એનું પાણી ઠંડું છે અને એમાં સોનાની રેતી છે. એ પાણી પીનાર વ્યક્તિ હાથી જેવી બળવાન બને છે. '**બ્રહ્મપુત્રા**' નદીને 'તમચોક ખંબાબ' કહેવામાં આવી છે. તેનો અર્થ–'ઘોડાના મુખમાંથી બહાર નીકળતી નદી.' માનસરોવરની પૂર્વ દિશામાં લગભગ ૬૪ માઈલ દૂર આવેલા 'ટગ–લા' થઈને 'ચેમાયુંગદુંગ' નામના સ્થાન પાસેથી તે નદી નીકળે છે. તે ધર્મગ્રંથમાં કહ્યું છે કે તેનું પાણી ઠંડું છે અને તેમાં લસણીઆ રત્નની રેતી છે.

તે પાણી પીનાર વ્યક્તિ ઘોડા જેવી તાકાતવાળી થાય છે. 'કરનાળી' નદીને 'મપ્ચા ખંબાબ' કહેવામાં આવી છે. તેનો અર્થ 'મોરના મુખમાંથી બહાર નીકળતી નદી.' તાકલાકોટથી ઉત્તર દિશામાં દુંગમર, હરકોંગ થઈને મપ્ચાચુંગો (કુલ ૨૧ માઈલ) નામના સ્થાને જવાથી ત્યાં આ નદીનું મૂળ જોવા મળે છે. ધર્મગ્રંથમાં કહ્યું છે કે એ નદીનું જળ ગરમ છે અને તેમાં ચાંદીની રેતી છે. એ જળ પીવાથી વ્યક્તિ મોર જેવી સુંદર બને છે. સિંધુ નદી વિષે લખ્યું છે કે તેનું જળ ગરમ છે અને તેમાં હીરાની રેતી છે. તેનું જળ પીનાર વ્યક્તિ સિંહ જેવી શૂરવીર બને છે.*

જ્યારે હું ભીનાં કપડાં બદલી તંબૂની બહાર નીકળ્યો તેવામાં વરસાદ બંધ થઈ ગયો અને પાંચેક મિનિટમાં તો સૂર્યનારાયણના આશીર્વાદ સમો સોનેરી તડકો નીકળી આવ્યો. આ જોઈ ખંપા લોકો રાજી રાજી થઈ ગયા અને પાસેના પથ્થરોની ગોળ દીવાલવાળા વાડામાં ત્રણ મોટા પથ્થરનો ચૂલો બનાવી 'ડમા' નામનાં લીલાછમ ઝાંખરાંથી રસોઈ પકાવવાની તૈયારી કરવા લાગ્યા. કૈલાસ-પ્રદક્ષિણાના આ ભેજવાળા સ્થાનમાં પૈસા આપવાથી ય બળતણ મળતું નથી. તેથી ખંપા લોકો 'દરચેન'થી પોતાની સાથે બળતણ લઈ આવ્યા હતા. યાત્રીઓ પાસે તો બે પ્રાયમસ અને ઘણું કેરોસીન હતું એટલે 'ડમા ફમા'ની ચિંતા નહોતી. મિશ્રાજી અને મદ્રાસી સ્વામી આજે ઘણા ભૂખ્યા થયા હતા, તેથી તે બન્નેનો આજે 'પારો ચડી ગયો હતો.' તે જોઈ નોકર 'છીરીંગ' તેઓ માટે જલદી જલદી રોટલી અને દાળ બનાવવા લાગ્યો. આજે ખાખીબાવા કૈલાસપતિની કૃપાથી 'મૂડ'માં જણાતા હતા. તેમણે કૈલાસ ભગવાનને નૈવેદ્ય ધરાવવા માટે મીઠો ભાત, દડા જેવી ગોળ પૂરી, ભજિયાં, રસાદાર શાક વગેરે ભોજ્ય પદાર્થ તૈયાર કરી નાખ્યા હતા. રાજદેવે ભગવાનને થાળ ધરાવ્યો એટલે બધા જમવા બેઠા. આજે જયંતીભાઈ બીજે ઉપવાસે જ ઢીલા 'લાબરા જેવા' જણાતા હતા. રાજદેવ અને બીજા યાત્રીઓ તેમને

* આ ચાર નદીઓ વિષે વિસ્તૃત માહિતી મેળવવા માટે જુઓ પુસ્તક 'My Exploration in Tibet' અને 'Kailas–manasarovar' લેખક–સ્વામી પ્રણવાનંદ.

સમજાવી રહ્યા હતા કે, "હવે કૈલાસપતિ બાપાનાં દર્શન થઈ ગયાં છે માટે ફળાહારનું વ્રત છોડી દો અને બધા સાથે બેસી આવી રસદાર રસોઈનો સ્વાદ માણો." પણ એ 'વટનો કટકો' એકનો બે ન જ થયો. છેવટે જયંતીભાઈ તળેલી શિંગ અને પેંડાનો ફળાહાર કરવા બેઠા. હું તંબૂમાં જઈને મારી પાસે જે કાંઈ ફળાહારની વસ્તુઓ હતી તે બધી કાઢીને ફળાહાર કરવા બેઠો.

બધા યાત્રીઓ ભોજનથી પરવારીને તંબૂની બહાર સોનેરી તડકામાં બેઠાં બેઠાં આવતી કાલની 'કતલની રાત' જેવી અત્યંત કઠિન 'દોલ્મા-લા'ની મજલ વિષે વાતચીત કરી રહ્યા હતા, તેવામાં એક તિબેટી માણસ હાથમાં કંઈક લઈને ત્યાં આવી પહોંચ્યો. કીચ ખંપા અમને તેના વિષે કહેવા લાગ્યા કે, "તે કૈલાસનો 'પંડો' (તીર્થપુરોહિત) છે. તે ઘણાં વરસથી 'લ્હા-છૂ' નદીને પેલે પાર રહે છે. યાત્રીઓને આવેલા જોતાં તે અહીં આવ્યો છે. તે પોતાની સાથે પવિત્ર કૈલાસનો દુર્લભ ધૂપ અને વિભૂતિ લાવ્યો છે. જે યાત્રીને ધૂપ અને વિભૂતિ ખરીદવાં હોય તે ખરીદે. જેને આ પુરોહિતને જે કાંઈ દક્ષિણા આપવી હોય તે આપે. આવો શુભ સમય જીવનમાં ઘડી ઘડી આવતો નથી, માટે 'હાથે તે સાથે'. ભગવાનની સામે જે કાંઈ દાન કરશો તે લેખે ગણાશે." કીચ ખંપાની વાત સાંભળી બધા યાત્રીઓએ તે પંડાજી પાસેથી ધૂપ અને વિભૂતિ ખરીદ્યાં અને દક્ષિણા પણ આપી એટલે તે પ્રસન્ન થઈ વિદાય થયો.

અમારા સહયાત્રી બંગાળી યુવક શ્રી હરાધન કર્મકારની બન્ને આંખો આજે લાલચોળ થઈ ફૂલી ગઈ. આ ગજબ આદમીની અજબ વાત એ હતી કે એ કેવળ બેત્રણ સુતરાઉ વસ્ત્ર અને એક સુતરાઉ ચાદર તથા એક છત્રી લઈને કૈલાસની અતિ દુર્ગમ યાત્રાએ નીકળી પડ્યો હતો! ગાંઠે કેટલું 'ગોપીચંદન' હશે તે તો રામ જાણે! માર્ગમાં ભૂખ લાગતાં તે ઘણું કરીને મૂઠીભર સત્તુને ઠંડા પાણીમાં કાલવીને ગટગટાવી જતો અને પછી ભૂતની માફક ઊંધું ઘાલીને માઈલોના માઈલ ચાલતો રહેતો. પણ કૈલાસ પ્રાંતની ઊંચી અને હિમાળુ ભૂમિમાં આવી ગજાબહારની તિતિક્ષા તેને ભારે પડી ગઈ, જેથી આજે તે આંખોના દર્દથી પીડાઈ રહ્યો હતો. મદ્રાસી સ્વામીએ તેની દુખતી

આંખોમાં કંઈક ઔષધ નાખ્યું એટલે તે સિસકારા કરતો ખૂણામાં પડેલી બકરીની મોટી ખાલ પર ટૂંટિયું વાળીને સૂઈ ગયો. અરેરે, બિચારો જીવ !

કૈલાસ–પ્રદક્ષિણાના માર્ગના અન્ય સ્થાન કરતાં આ સ્થાનમાં અસહ્ય ઠંડી હોય છે, કારણ કે અહીં બે બાજુએ હિમસરિતા અને બે બાજુએ હિમશૈલ છે. વળી અહીંની ઊંચાઈ લગભગ સાડા સોળ હજાર ફૂટ છે. તેમાં ય સૂર્યનારાયણ ડૂબી ગયા બાદ ઠંડીની માત્રા વધવા લાગે છે. કાચાપોચા યાત્રીને તો આ સ્થાનનો રાતવાસો પ્રતિક્ષણ ભયાવહ થતો લાગે છે, જેથી તેની નીંદ હરામ થઈ જાય છે.

ક્રીચ ખંપાએ તેની છોલદારીમાં સૂકાં અડાયાં વડે તાપણી ચેતવી એટલે બધા ખંપા નોકર તેની આસપાસ બેસીને તાપણી તાપતા 'દ્રોલ્મા' નામનું ભજન એકસ્વરે ગાવા લાગ્યા. લગભગ બધા ખંપા લોકોનો સ્વર મધુર હતો અને ગાવાની ઢબ સારી હતી તેથી હું એકચિત્ત થઈને આ ભજન સાંભળવા લાગ્યો. "ઓમ્ ગિજુમા ફામા ડોમા છલક છાલો છાંજા ડોમા નિમા પામા ચનીક જીગલની ડોમા...." ભજન પૂરું થતાં ક્રીચ ખંપાએ મને કહ્યું, "આવતી કાલે બધા યાત્રીઓએ 'દ્રોલ્મા–લા' નામનો અત્યંત કઠિન પર્વત ચડવો પડશે, તેથી ભગવતી 'દ્રોલ્મા' (તારાદેવી) ની કૃપા માટે તેમના આ ૨૧ શુભ નામનું ભજન અમે ગાયું. તિબેટી લોકો માને છે કે આ ભજન ગાતાં ગાતાં 'દ્રોલ્મા–લા' ચડનાર યાત્રીને કોઈ વિઘ્ન નડતું નથી.

કહે છે કે કૈલાસ–પ્રદક્ષિણા દરમિયાન દરેક યાત્રીને કંઈ ને કંઈ અવનવા અનુભવ થાય છે. અમારા સહયાત્રી મિશ્રાજી કૈલાસ–પ્રદક્ષિણાનો સ્વાનુભવ કહેવા લાગ્યા, "જ્યારે હું 'ન્યનરી ગોમ્પા' થી અમુક માઈલ આગળ વધ્યો એટલે જમણી બાજુ પરના પહાડ પર મેં એક મોટો વાંદરો જોયો. મેં બે હાથ જોડી તેને પ્રણામ કર્યા. થોડી વારમાં તે 'હુફ હુફ' કરતો કૈલાસ તરફ લાંબી છલાંગ મારતો અદૃશ્ય થઈ ગયો. એ જોઈ હું રડતો રડતો કહેવા લાગ્યો, 'હે આંજનેય ! હે પવનસુત હનુમાન ! તમે મને દર્શન આપીને આટલા જલદી કેમ અદૃશ્ય થઈ ગયા ? હું અજ્ઞાની બાળક છું, મારી ભૂલો બદલ ક્ષમા

કરજો.' ત્યાર પછી મેં રસ્તામાં ઊભા રહી ઘણી વાર સુધી તે દિશામાં જોયા કર્યું પણ નાનું ચકલુંય જોવામાં આવ્યું નહીં, એટલે હું નિરાશ થઈને આગળ વધ્યો." મિશ્રાનો આ અનુભવ સાંભળી ખંપા લોકો સહિત બધા યાત્રીઓને ઘણું આશ્ચર્ય થયું. મને થયું કે આટલી ઊંચાઈવાળા હિમપ્રદેશમાં વાંદરાં કે બીજાં પશુ-પક્ષીનું અસ્તિત્વ હોવું અસંભવ છે. કોઈને દેવ-દેવીમાં આસ્થા હોય જેથી તેમનાં દર્શન થાય એ અલગ વાત છે. કીચ ખંપા કહેવા લાગ્યા, "તે કદાચ હિમપ્રદેશનું આછા રાતા રંગનું રીંછ પણ હોઈ શકે! આવાં રીંછ ઘણી વાર મનુષ્યોની માફક બે પગે ઊભાં રહે છે ને ચાલે છે. તિબેટી લોકો એને 'મી-ટે' કહે છે. તિબેટી ભાષામાં મી=માણસ, ટે=રીંછ." કીચ ખંપાની વાત સાંભળી મદ્રાસી સ્વામી બોલી ઊઠ્યા, "વિદેશી પર્વતારોહક 'સર એડમંડ હિલેરી' જેને 'Abominable Snowman' (એબોમિનેબલ સ્નોમેન) કે 'યતિ' કહી રહ્યા છે તે હિમમાનવને મિશ્રાજીએ જોયો હોવો જોઈએ. મને પણ એ 'યતિ' જોવાની ઘણી ઇચ્છા છે". આ બધી વાતચીત સાંભળી ખંપાનોકર 'રીંગજેન' કહેવા લાગ્યો, "હિમપ્રદેશનું તે 'ફીયા' (Marmot) નામનું પ્રાણી હશે." આવી રીતે દરેકે પોતપોતાના વિચારો રજુ કર્યા, પણ તે ખરેખર શું હતું તે વિષે કોઈ બૌદ્ધિક નિર્ણય કરી શકાયો નહીં. ખાખીબાવા કહેવા લાગ્યા, "કૈલાસ-પ્રદક્ષિણાના માર્ગમાં એક જગાએ હું પહોંચ્યો તેવામાં ઓચિંતો દિવ્ય સુગંધનો મને અનુભવ થયો. કૈલાસપતિના સ્વર્ગીય ઉદ્યાનના સુવાસિત પુષ્પોનો એ અદ્ભુત પમરાટ હોય તેવું મને લાગ્યું, તેથી મારા આખાય શરીરે રોમાંચ થયા અને આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. તે વખતે મને એવું લાગવા માંડ્યું જાણે મારા આરાધ્યદેવ રઘુકુળ-ભૂષણ ભગવાન 'શ્રી રામ' અદૃશ્યરૂપે મારી સમીપ ઊભા છે." એક યાત્રીએ બંસીનો સુમધુર સ્વર સાંભળવાનો પોતાનો અનુભવ વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યો. આ બધું સાંભળી શ્રોતાઓ અચંબો પામી રહ્યા હતા. મેં વાત બદલતાં કીચ ખંપાને પૂછ્યું, "દીરાફુક-ગોમ્પા સામેના આ પવિત્ર સ્થાન વિષે તિબેટમાં જે કાંઈ દંતકથા હોય તે અમને કહી સંભળાવો." કીચ ખંપા કહેવા લાગ્યા :—

"આ પવિત્ર સ્થાનની કેટલીક દંતકથાઓ તિબેટના મહાન સિદ્ધયોગી સંત મહાકવિ 'મિલારેપા' સંબંધિત છે. તે ઘણા ચમત્કારી

મહાત્મા હતા. એવું કહેવાય છે કે એક વાર તેમણે કૈલાસની પ્રદક્ષિણા દરમિયાન આ પવિત્ર સ્થાનમાં રાતવાસો કર્યો હતો. તે દિવસોમાં તે નિરાહારી અને મૌન પાળી રાતભર ઊંડા ધ્યાનમાં ડૂબેલા રહેતા હતા. આ સ્થાનમાં પણ તેમણે આખી રાત સમાધિમાં વિતાવી. સવારે જ્યારે તેમની સમાધિ છૂટી ત્યારે તેમણે બોનધર્મના એક જાદુગરને આવતો જોયો. એ 'બોનપા' કૈલાસની ઊલટી પ્રદક્ષિણા ફરતો ફરતો 'દોલ્મા-લા' પર્વત ઊતરી અહીં આવી રહ્યો હતો. થોડી વારે તે જ્યારે આ સ્થાને પહોંચ્યો ત્યારે અહીં 'મિલારેપા' ને જોતાં જ ઉકળી ઊઠ્યો અને કહેવા લાગ્યો, "તારી સિદ્ધિઓના ચમત્કાર તું બતાવ અને મારી સિદ્ધિઓના ચમત્કાર હું બતાવું. જોઈએ આજે બેમાં કોણ મોટું છે." આ સાંભળી 'મિલારેપા' કમર કસી તૈયાર થઈ ગયા. બોનપા કહેવા લાગ્યો, "શરત એ છે કે આપણા બેમાંથી જે કોઈ સૌથી પહેલો 'ખંગ રિમ્પોછે' (પવિત્ર કૈલાસ) ના શિખર પર ચડી જાય તે મોટો સિદ્ધપુરુષ સમજવો, જે હારી જાય તે તેનો ચેલો થાય." 'મિલારેપા'એ 'બોનપા'ની શરત સ્વીકારી એટલે તરત જ બોનપા કૈલાસપર્વત પર ચડવા લાગ્યો. એ જોઈ 'મિલારેપા' તો સમાધિમાં ડૂબી ગયા. આખો દિવસ અને આખી રાત તે એ સ્થિતિમાં રહ્યા. સવારે તેમની સમાધિ છૂટી ત્યારે ડમરુનો અવાજ તેમને કાને પડ્યો. વિસ્મય પામતા તેમણે કૈલાસના શિખર તરફ દૃષ્ટિ ફેંકી તો શિખરથી થોડા જ ફૂટ નીચે આવેલી વિશાળ હિમશિલા પર નાચતો નાચતો ડમરુ વગાડી રહેલો પેલો 'બોનપા' જોવામાં આવ્યો. તે અહંકારી બોનપો ગાઈ રહ્યો હતો કે, 'હવે તો તે કૈલાસના શિખરથી થોડો જ નીચે છે, બપોર સુધીમાં શિખર પર ચડી જશે અને શરત જીતી મોટો સિદ્ધપુરુષ થઈ જશે." બોનપાના આવા બણગાં સાંભળી 'મિલારેપા' હસી પડ્યા. સૂર્યનો ઉદય થતાં તેનાં સોનેરી કિરણોથી આખો પ્રદેશ ઝગમગી ઊઠ્યો. આ સૂર્યકિરણોને પકડીને 'મિલારેપા' ક્ષણવારમાં કૈલાસના શિખર પર ચડી ગયા અને ત્યાં પદ્માસન વાળીને સમાધિસ્થ થઈ ગયા. તેમની આવી અદ્ભુત યોગસિદ્ધિ જોતાં તે બોનપા ભયભીત થઈ એવો તો ધ્રૂજવા માંડ્યો કે હિમશિલા પરથી નીચે ગબડી ગયો, અને તેના હાથમાંનું ડમરુ કૈલાસ પર્વતના બરફ સાથે અથડાતું અથડાતું દડ....દડ....દડ અવાજ કરતું નીચેની ખાઈમાં જઈ પડ્યું. સિદ્ધ 'મિલારેપા' જીતી ગયા અને બોનપા હારી ગયો.

'ઓનપા'નું ડમરુ અથડાવાથી સખત બરફ પર પડેલા આંકા હજી પણ કૈલાસ પર જોવા મળે છે. આ ઘટના બાદ 'મિલારેપા'ની ખ્યાતિ સમગ્ર તિબેટમાં ફેલાઈ ગઈ."

ફીચ ખંપાની વાત પૂરી થતાં મિશ્રા તેમને કહેવા લાગ્યા, "અમારા હિંદુ ધર્મગ્રંથોમાં એવી કથા છે કે એક વાર લંકાનો રાજા રાવણ અહીં આવી ઘોર તપસ્યા કરવા લાગ્યો. તેમ છતાં ય જ્યારે શિવજી તેના પર પ્રસન્ન ન થયા ત્યારે તે દોરડાં વડે કૈલાસને બાંધીને હચમચાવવા લાગ્યો. એ જોઈ શિવજીએ કૈલાસને ઘણો વજનદાર બનાવી દીધો, તેથી રાવણ તેની નીચે ભીંસાવા લાગ્યો. રાવણે આર્ત સ્વરે શિવજીને પ્રાર્થના કરી એટલે શિવજીએ તેની રક્ષા કરી. કૈલાસના બરફ પર જે આંકા (લીટા) પડ્યા છે તે ઓનપા જાદુગરના ડમરુના નહીં પણ રાવણના દોરડાના કાપા છે." મિશ્રાની આ વાત સાંભળી મદ્રાસી સ્વામી હસતાં હસતાં તેને કહેવા લાગ્યા, "રાવણે બાંધેલા તે દોરડા 'Steel wire'ના એટલે કે પોલાદના તારના હશે અને કોઈ આભને અડતી મોટી 'Crane' (ઊંટડી) વડે બાંધ્યા હશે જેથી આવા લિસોટા પડી ગયા છે." મદ્રાસી સ્વામીના આવા નાસ્તિક અને અતિ ઉપેક્ષાભર્યા વિચારોને ખંપા લોકોએ હસી કાઢ્યા. મારાથી રહેવાયું નહીં એટલે મેં મદ્રાસી સ્વામીને કહ્યું, "'મયદાનવ' નામના રાવણના ચીફ ઇન્જિનીયરે તો આકાશમાં ઘૂમતું અને ઇચ્છા પ્રમાણે સ્થિર કરી શકાય તેવું મોટું નગર (Space city) તૈયાર કર્યું હતું જેને જોઈ દેવતાઓ પણ નવાઈ પામ્યા હતા. વર્તમાન સમયના વૈજ્ઞાનિકો હજી સુધી વિજ્ઞાનનું તે રહસ્ય શોધી શક્યા નથી. રાવણે 'મયદાનવ'ની શક્તિથી પોલાદ કરતાં ય કોઈ મજબૂત ધાતુના દોરડા 'Space-Chair' દ્વારા કૈલાસ ફરતા બંધાવ્યા હોય, તો તેમાં ન માનવા જેવું શું છે?" આ સાંભળી મદ્રાસી સ્વામી ચૂપ થઈ ગયા.

વાતને વળાંક આપતાં મેં ફીચ ખંપાને પૂછ્યું, "કૈલાસને હાથ વડે સ્પર્શ કરવો હોય તો તે સંભવ છે?" મારો પ્રશ્ન સાંભળી થોડી વાર મૌન સેવી પછી તે કહેવા લાગ્યા, "૯૬ વાર કૈલાસ યાત્રાએ આવી ચૂક્યો છું પણ હજી સુધી કેવળ ચાર વ્યક્તિ જ આ કાર્યમાં સફળ થઈ છે, હું, સ્વામી પ્રણવાનંદ, એક બંગાળી સ્વામી અને એક

દક્ષિણ ભારતીય સ્વામી. ત્રીશેક વર્ષ પહેલાં માયસોર સ્ટેટના રાજાસાહેબ કૈલાસની યાત્રાએ આવ્યા ત્યારે તેમના કાફલાએ આ જગાએ પડાવ કર્યો હતો. તેમની મહેચ્છા પવિત્ર કૈલાસને પોતાના મસ્તક વડે સ્પર્શ કરવાની હતી; તેથી તે પોતાની સાથે સાહસિક નોકર–ચાકરને લઈ ને આ સ્થાનેથી ઉપર તરફ આગળ વધ્યા હતા. થોડે દૂર ગયા બાદ આગળનો રસ્તો હિમમય અને ભયંકર હોવાથી ડરીને બધા પાછા ફર્યા હતા. કૈલાસને સ્પર્શ કરવો એ કાંઈ મામૂલી કાર્ય નથી." મેં કહ્યું, "તમે તો પવિત્ર કૈલાસને સ્પર્શ કરી આવ્યા છો, તો તમારો જ અનુભવ સંભળાવોને ?" મારો પ્રશ્ન સાંભળી સ્મિત વેરતાં તે કહેવા લાગ્યા, "હું અને સ્વામી પ્રણવાનંદ જ્યારે કૈલાસને સ્પર્શ કરવા નીકળ્યા હતા ત્યારે અમે અમારી સાથે મજબૂત લાકડી, વાંસ, દોરડા, કુહાડી વગેરે લીધાં હતાં. આપણે જે સ્થાને પડાવ કર્યો છે ત્યાંથી કૈલાસ લગભગ બે માઈલ દૂર છે. અમે બન્ને એક વહેલી સવારે રવાના થયા. ઠંડી ઘણી હતી. 'ખંગજમ–છૂ' નદીને કિનારે કિનારે આગળ વધ્યા. હિમશિલા ખંડો પર થઈ મહામુશ્કેલીએ ચારેક કલાકે કૈલાસ ફરતી ખાઈની ધારે પહોંચી શકયા, પછી સ્વામીજીએ તેની કમર ફરતું એક દોરડું કસીને બાંધ્યું અને તેનો છેડો પકડી હું દૂર ઊભો રહ્યો. તેમણે બે હાથમાં વાંસડો લઈ કૈલાસ પર ટેકવ્યો અને પછી વાંસડા પર ધીમે ધીમે હાથ સરકાવતા સરકાવતા છેવટે પોતાના મસ્તકનો કૈલાસ સાથે સ્પર્શ કરાવ્યો. ત્યાર પછી મેં દોરડું ધીમે ધીમે ખેંચ્યું એટલે સ્વામીજી વાંસડાની મદદથી ધીમે ધીમે બહાર આવ્યા. આ પછી આવી રીતે મેં પણ મસ્તક વડે કૈલાસનો સ્પર્શ કર્યો. અમે તરત જ ત્યાંથી પાછા ફર્યા કારણ કે ભયંકર પવનને લીધે કૈલાસ પરથી ગોળ ગોળ નાના પથ્થરો ગોળીની જેમ વછૂટી નીચે આવી રહ્યા હતા. ઠંડી પણ અસહ્ય હતી."

કીચ ખંપાનો આ અનુભવ સાંભળી મને પવિત્ર કૈલાસને સ્પર્શ કરવાનું મન થયું. આવતી કાલે ભગવાન શંકરનો શુભ દિન સોમવાર હોવાથી મારી સાથે લાવેલું રામેશ્વર, ગંગોત્રી તેમજ ત્રિવેણી તીર્થનું જળ પવિત્ર કૈલાસને ચડાવવાની મને ઇચ્છા થઈ. મારી સાથે ત્યાં સુધી આવવા મેં કીચ ખંપાને તથા રીંગજેન અને કૂંજોને પૂછ્યું તો તે બધાએ ચોખ્ખી ના પાડી દીધી. કહેવા લાગ્યા કે તેઓ મોતની સામે જઈ તેને

ભેટવા નથી માગતા. છેવટે નોકર ' આનસિ ' ને દસ રૂપિયા આપવાનું કહી સાથે આવવા રાજી કર્યો. વહેલી સવારે જ અહીંથી ઉપડવાનું નક્કી કરી હું મારા તંબૂમાં આવ્યો. બધા યાત્રીઓ પોતા પાસે જેટલા ગરમ વસ્ત્રો હતાં તે બધાં પહેરીઓઢીને પોતપોતાના બિછાનામાં ટૂંટિયું વાળીને ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા. હું ગરમ ધાબળો ઓઢી કૈલાસ તરફ મુખ કરી આસન વાળી બેઠો અને ' શિવપંચાક્ષરી મંત્ર ' નો જાપ જપવા લાગ્યો.

" एकाक्षरं द्व्यक्षरं वा षडक्षरमथापि वा ।
अष्टाक्षरं वा मोक्षाय मन्त्रयोगी जपेत्सदा ॥ "




## ' HOLY KAILĀS "

" Kailas is the most sacred mountain in the world. The very stones of this region are sacred... In the rays of the rising sun LĀMĀ of DERAFUK-GOMPĀ was standing on the flat roof, with folded hands, contemplating Kailas and bowing before the sublime view. Every morning throughout the year, summer and winter alike, he greets the sacred mountain, praying to his Gods."

By- *Dr. Heim & A Gansser*

" The Dashan of Sri Kailas, lake Mānas and Gaurikund carried away all the strain and stress of the arduous journey. My heart was elated. I felt that my life's ideal was fulfilled."

By- *Swami Hanse*





## —: શપજે–ડાક–થોક :—

તારીખ ૩ જુલાઈ ને સોમવારનો શુભ દિવસ હતો. ઘડિયાળમાં એલાર્મ મૂકયો હોવાથી વહેલી સવારે બરાબર ત્રણ વાગે ઘંટડી ટનટનવા લાગી. હું સફાળો ઊઠીને તંબૂની બહાર આવ્યો તો ચોમેર અંધારું લીંપેલું હતું. ઠંડી ચરમ સીમાની હતી. પવિત્ર કૈલાસનું શિખર વાદળાંથી આચ્છન્ન હતું. જાણે ભગવાન પણ ઘન કામળો ઓઢીને પોઢી ગયા હતા! 'લ્હા–છૂ' નદીનો મંદ ખળખળાટ નિરવ નિશામાં ઘણો કર્ણપ્રિય લાગતો હતો. લગભગ અર્ધો કલાક બાદ પ્રાગડ વાસ્યું એટલે તેના અજવાળામાં 'લ્હા–છૂ' નદીના જમણા કાંઠા પરનો 'દીરાકુક–ગોમ્પા' સ્પષ્ટ દેખાવા લાગ્યો. હજી કૈલાસપતિ તો પોઢેલા જ હતા. મારે આજે કૈલાસને ચરણસ્પર્શ કરવા જવું હતું, તેથી હું પૂજાપાઠનો થેલો અને ફળાહારની પોટલી ખભે ઊંચકી તંબૂની બહાર નીકળ્યો તેવામાં ખંપા નોકર 'આનસિ' આવી પહોંચ્યો. મેં તે બોજો તેને સોંપ્યો અને મારી પાછળ પાછળ આવવા સંકેત કર્યો. તેણે તદ્નુસાર કર્યું. અહીંથી અમે બેઉ જણ સીધું ને કપરું ચડાણ ચડવા લાગ્યા. એકાદ ફર્લાંગ ચડ્યા એટલે 'ચોરતેન' (સ્તૂપ) જોવામાં આવ્યો. અમે અહીં બેસીને થોડો વિશ્રામ કર્યો. થોડી વારે ઊભા થઈ કૈલાસની દિશામાં આગળ વધવા લાગ્યા. થોડું આગળ વધતાં લીલાશ પડતો બરફ જોવામાં આવ્યો. આ સખત બરફ પર અમે બન્ને ધીમે

ધીમે આગળ વધવા લાગ્યા. કેટલાંક પગલાં આગળ વધ્યા ત્યાં તો નોકર 'આનસિં'નો જોડો લીસા બરફ પર પડતાં જ પગ લપસ્યો અને તે બિચારો દૂર ફંગોળાઈ ગયો. તેના માથા પરનો બોજો દૂર એક ખૂણામાં જઈ પડ્યો. સદ્ભાગ્યે તેને કાંઈ ખોડખાપણ થઈ નહીં અને બોજો પણ તૂટેલા બરફમાં ગરક થઈ ગયો નહીં. મેં જઈને 'આનસિં'ને હાથ પકડી ઊભો કર્યો અને બોજો તેને માથે મૂક્યો. 'હૈડે હિંમત અને હોઠે હરિનું નામ' રાખી વળી અમે બન્ને બરફ પર ઘણી સાવધાનીપૂર્વક આગળ વધવા લાગ્યા. અર્ધો માઈલ સખત ચડાણ ચડ્યા બાદ પીઠ ફેરવીને તળેટીમાં નજર નાંખી તો તંબૂની બહાર બે–ત્રણ યાત્રીઓ ઊભેલા જોવામાં આવ્યા. તે બધાને મેં રાતે જ જણાવી દીધું હતું કે સવારે ચાર વાગે તેઓએ યાત્રા શરૂ કરી દેવી અને ૪ માઈલનું અત્યંત કઠિન ચડાણ ચડી મધ્યાહ્ન થતા સુધીમાં 'દોલ્મા–લા'–ના શિખરે પહોંચી જવું. અહીં સુધીની કૈલાસ–યાત્રામાં 'દીરાફુક'થી 'દોલ્મા–લા'નો રસ્તો સૌથી દુર્ગમ છે.

હું અને 'આનસિં' પવિત્ર કૈલાસની દિશામાં અત્યંત સાવધાની-પૂર્વક બરફ પર પગલાં માંડવા લાગ્યા. હવે પુરાણો બરફ આવવા લાગ્યો. ડગલે ને પગલે જીવનું જોખમ જણાવા લાગ્યું. આ બધું જોઈ 'આનસિં' ભય પામતો ઊભો રહી ગયો અને આગળ એક ડગલું પણ ભરવાની આનાકાની કરવા લાગ્યો. હું તેને આ માટે જબરદસ્તી કરવા માગતો નહોતો કારણ કે તે તેની માતાનું એકલવાયું સંતાન હતું. તેણે મારી સાથે હવે આગળ ન વધતાં પાછા ફરવા જણાવ્યું, એટલે મેં તેને ૫) રૂપિયા આપી ખુશી કરી નીચે તરફ વિદાય કર્યો અને હું સામાનનો બોજો ઊંચકી ધીમે પગલે બરફ પર આગળ વધવા લાગ્યો. થોડું ચાલતાં આગળનો રસ્તો તૂટેલા બરફવાળો જોવામાં આવ્યો, એટલે હાથે કરીને મૃત્યુ વહોરવા કરતાં આટલેથી જ પવિત્ર કૈલાસનાં દર્શન, પૂજા–પાઠ વગેરે કરી લેવાનું મેં નક્કી કર્યું. બરફની સમથલ ભૂમિ પર મજબૂત લાકડીની નોક વડે નાના ખાડા પાડી તેના પર મૃગચર્મ બિછાવ્યું. પૂજા–પાઠ કરતા પહેલાં સ્નાન કરવું જરૂરી હતું. આટલી ૧૮–૧૯ હજાર ફૂટની ઊંચાઈ પર હિમજળ વડે સ્નાન કરવું એ કાંઈ જેવું તેવું સાહસ નહોતું. મને પરમેશ્વરમાં પૂરેપૂરો વિશ્વાસ હતો. બધી હિંમત ભેગી કરી મેં જેમ તેમ કરી મારા શરીર પરથી ગરમ વસ્ત્રો

તો ઉતાર્યાં પણ પવનમાં હાલતા પીપળાના પાનની માફક મારું શરીર થર થર કાંપવા લાગ્યું. આંતરડાં ઊંચાં થવા લાગ્યાં. ઝટ લાકડી વડે જૂનો બરફ તોડી તેની નીચે વહેતી ઠંડાબોળ પાણીની ધારાથી કમંડલૂ ભરી તેમાં અંગૂછો ભીંજવી તેનાથી શરીરને લૂછ્યું અને જલદી જલદી ગરમ કફની પહેરી લીધી. બસ આટલી વારમાં તો અંગૂઠા ને આંગળીઓ ઠરડાવા લાગ્યાં અને બધા નખ કાળા પડવા માંડ્યા, જેથી હું તેને ખૂબ મસળવા લાગ્યો. થોડી વારે હાથમાં કંઈક ગરમાવો આવતાં થેલામાંથી રામેશ્વર, ગંગોત્રી અને ત્રિવેણીનું તીર્થ–જળ કાઢી ગિરિરાજ કૈલાસની સામે શ્રદ્ધા–ભક્તિપૂર્વક છાંટ્યું. ત્યાર પછી સૂકો મેવો અને ખડી સાકર કાઢી તેનું નૈવેદ્ય કૈલાસપતિને નિવેદન કર્યું. પછી કપૂરની મોટી મોટી ગોટીઓ સળગાવી તેના વડે કૈલાસપતિની આરતી ઉતારી. છેવટે તે મોટી જ્યોત પર બન્ને હાથના આંગળા શેક્યા એટલે તેમાં ગરમાવો આવ્યો. હવે હું મૃગચર્મ પર બેસી પુણ્યપુંજ કૈલાસને આંખો સમક્ષ રાખી ‘ શિવપંચાક્ષરી મંત્ર ’ જપતો ‘ મણિપૂર ચક્ર ’માં ધ્યાન ધરવા લાગ્યો. આ રહસ્યમય યોગક્રિયાથી ઉષ્ણતાનું નિર્માણ થવા લાગ્યું. કહે છે કે તિબેટના સિદ્ધયોગી ‘ મિલારેપા ’ એ કૈલાસની કોઈ એકાંત ગુફામાં બેસીને આવી યોગક્રિયા સિદ્ધ કરી હતી. તિબેટી ભાષામાં આ સાધનાને ‘ તૂમો ’ કહે છે. ( જુઓ ચિત્ર નં–૮૪ ).

લગભગ અર્ધો કલાક સુધી હું આવી રીતે સાધના કરી અહીંથી પાછા ફરવા માટે ઊભો થયો તેવામાં ઊગતા સૂર્યનારાયણનાં સ્વર્ણ-કિરણોથી દેવતાત્મા શૈલરાજ કૈલાસનો હિમમુકુટ ઝળહળી ઊઠ્યો. તેમાંથી રંગબેરંગી કિરણો ફૂટી નીકળ્યાં. આહા, કેવું અભૂતપૂર્વ સૌંદર્ય ! મારા મુખમાંથી સહસા શબ્દમૌક્તિક સરી પડ્યાં, **‘ સત્યં, શિવં સુંદરમ્ ’** એ હાથ જોડી ગદ્‌ગદ્ સ્વરે પ્રાર્થના કરવા લાગ્યો, “ હે મનોના મન, પ્રાણોના પ્રાણ, આશ્ચર્યોના આશ્ચર્ય મંગળમય મહાદેવ ! તમને કોટિ કોટિ પ્રણામ હો. ” જોતજોતાંમાં તો આખો ય પ્રદેશ સૂર્યનાં કિરણોથી ઝગમગવા લાગ્યો. હું પરમ રમ્ય કૈલાસરાજને ભક્તિપૂર્વક સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કરી ત્યાંથી પાછો ફર્યો.

બરફને રસ્તે નીચે ઊતરી ‘ ચોરતેન ’ ( સ્તૂપ ) પાસે આવી ત્યાંથી તળેટીમાં નજર ફેંકી તો ત્યાં તંબૂ, રાવટી કે ચારો ચરતા

ઘોડા ને ખચ્ચર જોવામાં આવ્યાં નહીં. હું ત્યાંથી જમણા હાથ તરફનું ઉતરાણ ઊતરતો નીચે આવ્યો તો યાત્રાસંઘના યાત્રીઓ, ખંપા નોકર લોકો અને પશુઓ 'તંગ્યૂ' તરફ આગળ વધતાં જોવામાં આવ્યાં. મેં તે દિશામાં 'મારી મૂકયું.' 'દીરાફુક 'થી 'તંગ્યુ' સુધીનું કઠણ ચડાણ ૧ માઈલનું છે. યાત્રીઓ અને હું એક જ સમયે 'તંગ્યૂ' નામના સ્થાનમાં પહોંચ્યા. રાજદેવે મને ક્ષેમકુશળ પૂછ્યા અને હું કૈલાસે જઈ શું શું કરી આવ્યો તે વિષેની ઉપરછલી પૂછપરછ કરી. મેં તેનો સંક્ષેપમાં જવાબ આપ્યો, કારણ કે સાધનાના અનુભવો જેટલા ગુપ્ત રાખવામાં આવે તેટલા લાભપ્રદ થાય છે. અહીં ખંપાનોકર 'આનસિ'એ મારે ખભેથી થેલો લઈ ને તેને સામાનના ખચ્ચરની પીઠ પર બાંધ્યો. તેથી મેં છૂટકારાનો દમ લીધો. અહીંથી પવિત્ર કૈલાસનું અદ્ભુત દર્શન થઈ રહ્યું હતું. તેની જમણી બાજુએ 'જમ્યંગ' નામનો પર્વત અને ડાબી બાજુએ 'ચેનરસિ' નામનો પર્વત દિવ્ય ત્રિમૂર્તિનું દૃશ્ય ખડું કરતા હતા. એ જોઈ મને તેમાં ભગવાન શ્રી ગુરુ દત્તાત્રેયનાં દર્શન થતાં આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. થોડી વારે હું સ્વસ્થ થયો એટલે ફીચ ખંપા 'જમ્યંગ' નામના પર્વત તરફ આંગળી ચીંધતા મને કહેવા લાગ્યા કે, "તેમાંથી નીકળતી 'પોલંગ-છૂ' નદીની ખીણમાં 'પો' (સુગંધી ધૂપ) ઊગે છે." ત્યાર પછી દૂરનો એક બીજો પર્વત બતાવતા તે કહેવા લાગ્યા, "તે દિશામાં 'ખંડોસંગલમ-લા' નામનો હિમાચ્છાદિત મોટો 'ધૂરા' છે જે 'કૈલાસ–પ્રદક્ષિણાનો ટૂંકો રસ્તો છે. તિબેટી લોકોમાં એવી માન્યતા છે કે જે યાત્રી કૈલાસની ૧૨ પ્રદક્ષિણા પૂરી કરે છે તે જ એ અતિ દુર્ગમ રસ્તે થઈને ૧૩મી કૈલાસની પ્રદક્ષિણા કરી શકે છે." આ સાંભળી મદ્રાસી સ્વામીએ ફીચ ખંપાને પૂછ્યું, "શુ પવિત્ર કૈલાસની આજુબાજુમાં ગુફાઓ છે ? તેમાં સિદ્ધયોગીઓ રહે છે ?" ફીચ ખંપા કહેવા લાગ્યા, "હા, કેટલીક ગુફાઓ છે. અહીંથી ત્રણેક ફર્લાંગ દૂર સામે દેખાતા મોટા પથ્થર નીચે એક ગુફા છે, જેમાં અત્યારે તો કોઈ યોગી નથી રહેતા પણ કેટલાંક વર્ષ પહેલાં તિબેટના પ્રખ્યાત લામા 'કયાંગુન' યોગ–સાધના કરતા હતા. તેમના નામ પરથી તે ગુફાને 'કયાંગુન–કંગરી–ફુકપા' કહેવામાં આવે છે. પંદર વર્ષ પહેલાં જ્યારે હું આ રસ્તે થઈને પ્રદક્ષિણા કરી રહ્યો હતો ત્યારે મેં તે ગુફાની દિશામાંથી વાંસળીનો મધુર અવાજ આવતો સાંભળ્યો હતો. તેથી મને ઘણી જ નવાઈ લાગી હતી. જ્યારે હું તે

ગુફાએ પહોંચ્યો તો મને ત્યાં 'કાળો કાગડો' ય જોવામાં આવ્યો નહોતો. તેથી હું અત્યંત આશ્ચર્ય પામ્યો હતો." કીચ ખંપાનો આ અનુભવ સાંભળી મને 'સ્વામી હંસ' નામના મરાઠી સાધુએ તેમના પુસ્તક 'Holy Mountain'માં લખેલો સ્વાનુભવ યાદ આવ્યો. ઈ. સ. ૧૯૦૮માં તેમને આ 'ખંડો–સંગલમ–લા'ના રસ્તે ભગવાન શ્રી ગુરુ દત્તાત્રેયનાં દર્શન થયાં હતાં. મિ. 'શેરીંગ'ને પણ દિગંબર અને જટાધારી કોઈ યોગીનાં દર્શન થયાં હતાં એવું તેમણે પોતાના પુસ્તક 'Western Tibet'માં લખ્યું છે.

અમે તંગ્યૂ' સ્થાનેથી રવાના થયા. કપરું ચડાણ શરૂ થયું. આજે જંયતીભાઈનો ચહેરો ફીક્કોફચ દેખાતો હતો. બે દિવસના ફળાહારી–વ્રતમાં જ તેમને અશક્તિ આવી ગઈ હતી અને રસ્તામાં બેત્રણ ઊલટી પણ થઈ ગઈ હતી. ખાણીખાવાના હાલ પણ 'બેહાલ' હતા. તેમ છતાં ય મનને મક્કમ કરી બન્ને યાત્રી મજલ કાપી રહ્યા હતા. મિશ્રા અને બંગાળી યુવક પણ તાવને લીધે નંખાઈ ગયા હતા. ગોળવાળા ભગત અને જગુભાઈ પણ આ સામેનું 'દોલ્મા–લા'નું કઠણમાં કઠણ ચડાણ જોઈ 'ઢીલા ઘેંશ' બની ગયા હતા. રાજદેવ ગોળવાળાને કહેવા લાગ્યા, "હવે પછીનું ચડાણ છઠ્ઠીનું ધાવણ બહાર કઢાવી નખાવે તેવું છે, માટે સાવધાન થઈ આગળ વધજો."

કીચ ખંપાની તબિયત પણ બહુ સારી ન હોવાથી તે 'ખર્યું પાન' પણ કમરે બે હાથ ટેકવીને ધીમે ધીમે ચડાણ ચડી રહ્યા હતા. એકાદ માઈલનું ચડાણ પૂરું થતાં 'શિવછલ–થુતુપ' નામનું સ્થાન આવ્યું. કોઈ કોઈ આને 'શિપા–ચાઈ–થોતુબ' પણ કહે છે. તિબેટી લોકો આ સ્થાનને ઘણું પવિત્ર માનતા હોવાથી અહીં પહોંચતાં જ 'સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ' કરવા લાગે છે અને પછી જાણે મરી ગયા હોય તેમ અચેત થઈ થોડી વાર સુધી જમીન પર લાંબા થઈને પડ્યા રહે છે. લોકો એવું માને છે કે આ જગાએ મરી જવાથી 'નિર્વાણ' (મોક્ષ) મળે છે. કીચ ખંપા અને ખંપા નોકર લોકોએ એ પ્રમાણે કર્યું. ત્યાર પછી તે બધાએ ઊભા થઈ પોતપોતાના દાંત પરની ચામડી ખોતરી એકાદ–બે લોહીના ટીપાં કાઢી આ જગાના એક પથ્થર પર છાંટ્યા અને કાતર વડે પોતાના વાળની કેટલીક લટ કાપી પથ્થર પર

ચડાવી. આ બધું જોઈ મને ઘણી નવાઈ લાગી. કીચ ખંપા મને કહેવાં લાગ્યા કે, "તિબેટી યાત્રીઓ અહીં આવી આ પ્રમાણે કરે છે. તે પોતાના સગાં-સંબંધીઓના તેમજ વહાલાં પશુઓના હાડકાં, શિંગડાં વાળ વગેરે લાવી અહીં ચડાવે છે. આમ કરવાથી તે બધાંને સારો જન્મ મળે છે એવી તિબેટમાં માન્યતા છે. ઘણાં અધિક ધાર્મિકવૃત્તિના લોકો અહીં પોતાનું માથું મૂંડાવી નાખે છે અને 'દોલ્મા-લા' ચડી ગૌરીકુંડના પવિત્ર જળ વડે માથું ધૂએ છે. આમ કરવું ઘણું જ પુણ્ય આપનારું કાર્ય છે. આ બધો એક પ્રકારનો ત્યાગ કે શરીરનું સમર્પણ છે. આથી ભગવાન 'દેમચોક' અને ભગવતી 'દોલ્મા' ઘણાં પ્રસન્ન થાય છે."

અહીં પહોંચતાં મોટા ભાગના યાત્રીઓ થાકી ગયા, એટલે તેઓએ દસેક મિનિટ આરામ કરવા નક્કી કર્યું. રાજદેવ કહેવા લાગ્યા, "પંચતંત્રની કાચબા અને સસલાની વાર્તા મુજબ હું કૂદકે ને ભૂસકે આગળ વધી ખોડખાંપણ વહોરવા નથી માગતો. મને તો કાચબાની નીતિ પસંદ છે. ધર્મગ્રંથોમાં પણ કહ્યું છે ને કે 'शनैः पर्वत लंघनम्' એટલે કે ધીમે ધીમે પહાડ ને પર્વતો ચડવા જોઈએ. આથી હું તો ધીમે ધીમે ચડાણ ચડીશ, જેને 'હરણફાળ ભરવી હોય તે ભરે." મેં જોયું કે મોટા ભાગના યાત્રીઓ 'કાચબાનીતિ'ની તરફેણમાં હતા. આમ કરવું તે બધા માટે યોગ્ય હતું. હું તો હંમેશ માફક એકલો આગળ વધવા માગતો હતો, તેથી બધા યાત્રીઓની સંમતિ લઈ રવાના થયો. અહીંથી આગળનું ચડાણ વધુ ને વધુ કપરું આવવા લાગ્યું. શ્વાસે શ્વાસે 'મહામંત્ર'નો જપ કરતો ચડાણ ચડવા લાગ્યો. એકાદ ફર્લાંગ ઉપર ચડી, થોડું અટકી, પાછું વળીને નીચે તરફ જોયું તો યાત્રીઓ અને ખંપા લોકો હજી ય તે જગાએ બેઠા હતા. એ જોઈ હું પંથે પડચો. આજે અમારે ૧૬,૪૦૦ ફૂટથી લઈ ૧૮,૬૦૦ ફૂટની ઊંચાઈ પર પહોંચવામાં લગભગ ૪ માઈલનું ચડાણ ચડવાનું હતું. જેમ જેમ ઊંચા જતાં, હવામાં ઑક્સિજનનું પ્રમાણ ઓછું થતું જતું હોવાથી ઝડપથી શ્વાસોશ્વાસ લેવા પડતા હતા. બેત્રણ ડગ ભરતાં થોડી ક્ષણ અટકી ઊભા ઊભા જ થાક ખાવો પડતો હતો. શરીર પર એક પાતળા સ્વેટર સિવાય બીજાં બધાં ગરમ વસ્ત્ર કાઢી નાખવાં પડયાં. કારણ કે ચડાણ ચડવાથી થતા પરિશ્રમને લીધે શરીરમાં ઘણી ગરમી ઉત્પન્ન થતી હતી.

ચઢાણુ પરની પગદંડી હવે ઘણી સાંકડી હતી. તેના પરથી પગ લપસી ન જાય તે માટે ઘણી જ સાવધાનીપૂર્વક પગલા માંડવા પડતા હતા. કેડી પર થોડે થોડે અંતરે થોડો થોડો બરફ બાઝેલો જોવામાં આવ્યો. જો પગ લપસ્યો અને શરીરે સંતુલન ગુમાવ્યું તો પાવળું ય પાણી માગવાનું રહે નહીં. કૈલાસપતિની કૃપાથી ત્રણ ફર્લાંગનું દુર્ગમ ચઢાણુ ચડી હું એક મોટા ને લીસા ખડક પાસે આવ્યો, જેને તિબેટી લોકો 'લાજે-મિલોંગ' કહે છે. તિબેટી ભાષામાં તેનો અર્થ, 'મૃત્યુના દેવ (ધર્મરાજા) નો અરીસો.' આ સ્થાન વિષે મેં એક લામા પાસેથી એવું સાંભળ્યું હતું કે માણસના મૃત્યુ બાદ યમદૂતો મૃતાત્માને અહીં લઈ આવે છે અને ધર્મરાજા સામે ખડો કરી દે છે. તેણે જીવનમાં શું શું પાપ-પુણ્ય કર્યાં છે તેની ખાતરી કરવા માટે ધર્મરાજા યમદૂતો દ્વારા પાસેની કાળા અને સફેદ પથ્થરોવાળી ટેકરીઓમાંથી કાળા-સફેદ પથ્થરો મગાવીને એક મોટા ત્રાજવામાં કાળા પથ્થરો સામે સફેદ પથ્થરો તોળે છે. જો કાળા પથ્થરોવાળું પલડું ભારથી નીચું બેસી જાય તો એમ સમજવામાં આવે છે કે મૃતાત્માએ પોતાની જીવિત અવસ્થામાં તે કાળા પથ્થરો જેટલાં કુકર્મો કર્યાં છે. એ બધાં પાપો માટે દંડ આપવા ધર્મરાજ 'દોલ્મા-લા'ના શિખર પરની 'લાજે-તારા' (પથ્થરની કુહાડી) વડે તે મૃતાત્માની ઉન્નતિનો માર્ગ કાપી નાખે છે. જો સફેદ પથ્થરવાળું પલડું ભારથી નીચું નમી જાય તો એવી ખાતરી થાય છે કે મૃતાત્માએ પોતાના જીવનકાળ દરમિયાન તે બધા સફેદ પથ્થરો જેટલાં સત્કાર્યો કર્યાં છે. તે માટે ધર્મરાજા તે મૃતાત્માને એક મોટી નિસરણી બતાવે છે, જેના પર થઈ તે સહેલાઈથી સ્વર્ગમાં પહોંચી જાય છે અને સુખ મેળવે છે. એવું પણ કહે છે કે ત્રાજવામાં કાળા અને સફેદ પથ્થરો તોળ્યા બાદ ધર્મરાજા તે મૃતાત્માને 'લાજે-મિલોંગ' નામના પોતાના અરીસામાં જોવા કહે છે, જ્યાં તે મૃતાત્મા પોતાના બધાં પુણ્ય-પાપ જોઈ શકે છે.

કૈલાસ-પ્રદક્ષિણાના આ માર્ગની શોધ કરનાર લામા 'ગેવા-ગોઝાંગબા' હતા. આ પરિક્રમા ધર્મપ્રેમી હિંદુઓ અને બૌદ્ધ લોકો કરે છે તેમ તિબેટના ખૂંખાર ડાકુઓ પણ કરે છે. કેટલાક ભયંકર લુંટારાઓ તો સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ કરતાં કરતાં આ પ્રદક્ષિણા ૧૦-૧૨ દિવસમાં પૂરી કરે છે. પોતે કરેલાં ઘોર કૃત્યોના પ્રાયશ્ચિત્ત

રૂપે તે લોકો આવી પ્રદક્ષિણા કરતા હોય છે. ઈ. સ. ૧૯૯૯ માં કૈલાસ-પ્રદક્ષિણા કરનાર જાપાન દેશના બૌદ્ધધર્મી મિ. 'એકાઈ કાવાગુચી' પોતાના પુસ્તકમાં ડાકુઓની પ્રદક્ષિણા વિષે આ પ્રમાણે લખે છે :—"પ્રદક્ષિણા-માર્ગમાં મને અનેક તિબેટી યાત્રીઓ મળ્યા. 'દોલ્મા-લા' પર ચડવું તે કાંઈ સહેલું કામ નથી. મોટા કદાવર લોકો પણ થાકીને લોથપોથ થઈ જતા હતા. કેટલાંક તિબેટી નરનારી ડગલે ને પગલે દંડવત્ પ્રણામ કરતાં જતાં હતાં. હું 'યાક'ની પીઠ પર બેસી આગળ વધી રહ્યો હોવા છતાં ઘણો જ થાકી ગયો હતો. હવાની અછત હોવાથી હું હાંફવા લાગ્યો....શ્વાસ લેવામાં ય તકલીફ થવા લાગી. આથી હું ત્યાં થોડો વિશ્રામ કરવા બેસી ગયો અને થોડું દેશી ઔષધ ખાધું. મેં ત્યાં જોયું કે એક તિબેટી માણસ કૈલાસ તરફ મુખ કરી ગાંડાની માફક ઊભો ઊભો કંઈક બબડી રહ્યો હતો. મારા ભોમિયાએ મને કહ્યું કે તે માણસ તિબેટના 'ખામ્ પ્રાંત'નો નામચીન ડાકુ છે. મેં જોયું કે તેની આંખોમાંથી ક્રૂરતા ટપકી રહી હતી. મને એ સાંભળી ઘણી નવાઈ લાગી કે તે કેવળ પોતાના કરેલાં પાપો માટે જ ક્ષમા નથી માગી રહ્યો, પણ હવે પછી તે જે જે પાપ કરશે તેને માટે પણ ક્ષમાયાચના કરી રહ્યો છે. તે આ પ્રમાણે પ્રાર્થના કરી રહ્યો હતો, 'હે ખંગરિરુપોછે! હે શાક્યથૂબ્બા! મેં જીવનમાં ઘણાં ય પાપો કર્યાં છે. મેં ઘણાં લોકોનું ધન લૂંટ્યું છે; જેનો હું માલિક નહોતો. મેં ઘણીય સ્ત્રીઓને પતિવિહીન બનાવી દીધી છે. એ બધાં પાપો માટે હું આપની પાસે ક્ષમા માગું છું. મને વિશ્વાસ છે કે આ પ્રાયશ્ચિત્તથી મારાં એ બધાં પાપ ધોવાઈ જશે. હું ફરીથી પણ એવાં જ કામ કરીશ. આથી હું તે બધાં ભવિષ્યના કુકર્મો માટે પહેલેથી જ આપની ક્ષમા માગી લઉં છું."

કહે છે કે ઘણા ડાકુઓ આ 'લાજે-મિલોંગ' સ્થાનમાં આવી હવે પછી લૂંટફાટ ન જ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરે છે અને સજ્જન બની જાય છે. આ પ્રદક્ષિણા વિષે મેં એક ભારતીય સાધુ પાસેથી એવું સાંભળ્યું હતું કે 'મૌનીબાબા' નામના કોઈ એક દક્ષિણ ભારતના સાધુએ થોડાં વર્ષ પહેલાં જ કૈલાસની ૧૦૮ પ્રદક્ષિણા કરીને વિક્રમ સરજ્યો હતો. તે સાધુએ પ્રતિદિનની એક પ્રદક્ષિણા (૩૨ માઈલ) લેખે એકસોઆઠ પ્રદક્ષિણા કરી હતી.

આ કઠણ ચડાણ ચડતો હું થોડી વારે 'દીકપા-કર્નક' નામના સ્થાને આવી પહોંચ્યો. આ સ્થળે એક મોટા પથ્થરની નીચે 'ફીયા' નામના રીંછ જેવા બરફના પ્રાણીનું મોટું ભોણ હતું, જે પંદરેક ફૂટ લાંબું હતું. તિબેટી લોકોમાં એવી માન્યતા છે કે 'જે કોઈ યાત્રી તેમાં થઈ બહાર નીકળી જાય તે પુણ્યશાળી છે અને ન નીકળી શકે તે પાપી છે.' મારે આ ભોણની આરપાર નીકળવું નહોતું કારણ કે મેં જીવનમાં પાપ કર્યાં નહોતાં.

અહીંથી હું પચાસેક ડગલાં ચડાણ ચડ્યો એટલે નાનું 'દીકપા-કર્નક' સ્થાન આવ્યું. થોડું આગળ વધતાં 'ચારોક ડોંખંગ' નામની પથ્થરની દીવાલવાળી અને છાપરા વિનાની, ઓરડી જેવી ધર્મશાળા આવી. એ જોઈ મને થયું કે 'સાષ્ટાંગ દંડવત્ પ્રદક્ષિણા' કરનાર લોકો આવા સ્થળે રાતવાસો રહેતા હશે, સાદી પ્રદક્ષિણા કરનાર યાત્રી તો અહીં રાતવાસો રહેવાનો વિચાર પણ કરતા નથી. અહીંથી 'જમ્યંગ' અને 'ખંગરિમ્પોછે' (કૈલાસ)નું અદ્ભુત દૃશ્ય જોવા મળે છે. અત્યારે સૂર્યનારાયણ પ્રકાશી રહ્યા હતા, પવન શાંત હતો, વાદળાં નહોતાં તેથી અમારા માટે 'દોલ્મા-લા'નું અત્યંત સખત ચડાણ પણ થોડું સરળ બની ગયું હતું, નહિતર વાદળામાં સૂર્યદેવ છૂપાઈ જતાં કે વાયરા વીંઝાતાં અથવા કરાનો વરસાદ શરૂ થતાં અત્યંત ઠંડીને લીધે તેમજ લપસણો માર્ગ થઈ જતાં આ ચડાણ સાક્ષાત્ મૃત્યુ સમાન બની જાય છે. તે વખતે કેટલા યાત્રી 'દોલ્મા-લા' ઓળંગી બીજા પડાવે હેમખેમ પહોંચી શકે તે કહેવું અસંભવ થઈ પડે છે. આ માર્ગે અત્યાર સુધીમાં કેટલાય યાત્રીઓ દુર્ઘટનાગ્રસ્ત થઈ ગયાની રોમાંચક વાતો મેં ખંપા લોકો તેમજ ભોટિયાઓ પાસેથી સાંભળી હતી.

શ્વાસે શ્વાસે 'મહામંત્ર'નો જપ કરતો હું અત્યંત સાવધાનીપૂર્વક સીધું ચડાણ ચડવા લાગ્યો. પગદંડી દોરી જેવી સાંકડી હતી. હવા ઘણી જ પાતળી હતી. આજુબાજુમાં બરફના ટુકડા પથ્થરની માફક વેરાયેલા હતા. ચોમેર નિરવ શાંતિનું સામ્રાજ્ય હતું. મેં પાછું વાળીને જોયું પણ કોઈ આવતું જણાયું નહીં. બીમાર યાત્રીઓનું શું થયું હશે ? સ્થૂળ દેહવાળા ગોળવાળા ભગતના શું હાલહવાલ થયા

હશે ! બધા સકુશળ 'દોલ્મા–લા' ચડી શકશે કે પછી દુર્બળ યાત્રીઓ કરે છે તેમ પાછા ફરી જશે ? આ બધા વિચારો મારા મગજમાં ધસી આવતાં હું ધ્રૂજી ઊઠ્યો. મેં બધા યાત્રીઓના ક્ષેમકુશળ માટે એક જગાએ થોડી ક્ષણ અટકી સજળ નયને કૈલાસપતિને પ્રાર્થના કરી. ત્યાર પછી આગળ વધ્યો. પગદંડીની ડાબી બાજુ પર કાળા અને ખવાઈ ગયેલા પથ્થરો જોવામાં આવ્યા. કહે છે કે અહીંથી બેએક ફર્લાંગ દૂર 'શાલગ્રામ' જેવી પથરાળ ભૂમિ છે. ભૂસ્તરશાસ્ત્રીઓને તેમાંથી ઘણા પ્રાચીન અવશેષો મળી શકે.

છેવટના એક માઈલનું અત્યંત વિકટ ચડાણ મહામુશ્કેલીએ ચડી જ્યારે હું 'દોલ્મા–લા'ના શિખર પર (૧૮,૯૦૦ ફૂટની ઊંચાઈએ) પહોંચ્યો ત્યારે એક વિશાળકાય પથ્થર પર નાના મોટા પથ્થરોના ઢગલા અને તેમાં ખોસેલાં પશુઓનાં શિંગડાં જોવામાં આવ્યાં. તેના પર ઊનના દોરડાઓ સાથે ધજાપતાકા બાંધેલી હતી. તિબેટી લોકો આ વિશાળકાય પથ્થરને 'દોલ્મા' દેવીનો પથ્થર કહે છે. પોતાના મુખમાંથી પડી ગયેલા દાંતને આ પથ્થરમાં ભરાવે છે. સાથે લાવેલા માખણને આ પથ્થર પર ચોપડે છે. પથ્થર પરના ઊનના દોરડામાં નવી રંગીન ધજાઓ બાંધે છે અને પછી પથ્થરની ૨૧ પ્રદક્ષિણા કરે છે. તિબેટમાં એવી એક દંતકથા છે કે દેવી 'દોલ્મા' આ મોટા પથ્થરની નીચે એકવીશ વરૂનું રૂપ ધરીને અદશ્ય થઈ ગયાં છે. ઘણા તિબેટી યાત્રીઓ આ પથ્થર પાસે આવી કે અહીંથી વિદાય વખતે જમીન પર લાંબા થઈ તેને 'સાષ્ટાંગ–દંડવત્-પ્રણામ' કરે છે. ત્યાર પછી સૂકો મેવો, મિઠાઈ વગેરે જે કાંઈ પોતા પાસે હોય તે એકબીજાને ભેટીને માંહોમાંહે હેતથી વહેંચે છે. મેં આ પવિત્ર સ્થળે પહોંચીને સાષ્ટાંગ પ્રણામ, પ્રદક્ષિણા વગેરે કર્યાં, કેવળ હું દાંત ચડાવી શક્યો નહીં કારણ કે મારા બધા દાંત પ્રભુકૃપાથી હજી ઘણા મજબૂત હતા.

અહીં પવન તો શાંત હતો પણ કૈલાસના પૂર્વ ભાગના હિમ-પર્વતો પરથી વારે વારે મોટા મોટા હિમશિલાખંડો તૂટીતૂટીને ભયંકર અવાજો સાથે નીચે ધસી આવતાં આખો પ્રદેશ ધણધણી ઊઠતો હતો. તે સાંભળી કાચાપોચા એકલદોકલ યાત્રીનું તો કાળજું જ

ફાટી જાય. જાણે એમ જ લાગી રહ્યું હતું કે કૈલાસપતિ પ્રલયકારી તાંડવનૃત્ય કરી રહ્યા છે. તદ્દન નિરવ વાતાવરણમાં વારંવાર આવા ઓચિંતા ભયંકર અવાજો થાય છે ત્યારે ખરેખર અત્યંત ભયંકર લાગે છે. હું પાસેના પથ્થર પર બેસી સામેના હિમાચ્છાદિત પર્વતો પર અવારનવાર થતી આ ભયંકર લીલા નીહાળવા લાગ્યો. આ પહેલાં મેં આવું દશ્ય ન તો જોયું હતું કે ન કોઈ પાસેથી સાંભળ્યું ય હતું. થોડી વારે શરીરમાંની ગરમી ઓછી થતાં ઠંડી લાગવા માંડી એટલે દેહ થર થર કાંપવા માંડ્યો. આ જોઈ મેં ગજવામાંથી થોડી અસલી કસ્તૂરી કાઢી મોંમાં મૂકી અને તેને ધીમે ધીમે ચગળવા લાગ્યો. તેથી શરીર ગરમ થવા લાગ્યું. સામેના હિમમય ઉન્નત પર્વતો અને તેમાં કેટલેક ઠેકાણે ગુફા જેવાં નાનાં મોટાં કેટલાંક ભોંયરાં જોતાં મને થયું કે શ્રીમદ્ જગદ્ગુરુ આદ્યશંકરાચાર્ય મહારાજે રચેલા સંસ્કૃત શ્લોક "**कैलासाचलकंदरालयकरी गौरी उमा शंकरी...**" અનુસાર કઈ ગુફામાં ભગવતી 'ઉમા' નિવાસ કરતાં હશે? ઈ. સ. ૧૯૦૮માં કૈલાસ–પ્રદક્ષિણા કરનાર 'સ્વામી હંસ'ને તેમાંની કઈ ગુફામાં ભગવાન શ્રી ગુરુ દત્તાત્રેયનાં દર્શન થયાં હતાં? ઈ. સ. ૧૯૧૨માં કૈલાસની યાત્રા કરનાર ઈસાઈ પાદરી સાધુ 'સુંદરસિંહ' ને કઈ ગુફામાં હજારો વર્ષની ઉંમરના કયા મહાયોગીનાં દર્શન થયાં હતાં, જેમની પાસેથી તેણે ઈસાઈ ધર્મગ્રંથ 'Bible'નું તત્ત્વજ્ઞાન આંગ્લ ભાષામાં સાંભળ્યું હતું? તેમાંની એવી કઈ હિમગુફાઓમાં 'સિદ્ધપુરુષો' દીર્ઘકાલીન સમાધિમાં લીન થઈ બેઠા હશે? આ બધા વિચારોમાં હું ખોવાતો તે શિલા પર કેટલો સમય બેઠો તેનું મને ભાન રહ્યું નહીં, પણ જ્યારે હિમપર્વત પરથી એક મોટો હિમશિલાખંડ તૂટીને ભયંકર ગર્જના કરતો નીચે ગબડવા લાગ્યો ત્યારે ઓચિંતી મારી વિચારમાળા તૂટી. ઘડિયાળમાં જોયું તો અગિયાર વાગી ચૂકયા હતા. મેં 'ગૌરીકુંડ' તરફના ઉતરાણની દિશામાં નજર નાખી તો ચોમેર બરફ છવાયો હતો. કોઈ તિબેટી યાત્રીના ત્રણચાર 'યાક' (બળદ જેવાં તિબેટી પ્રાણી) તે દિશામાં જઈ રહ્યાં હતાં. (જુઓ ચિત્ર નં–૭૯).

હજી સુધી અમારા યાત્રાસંઘના યાત્રીઓ 'દોલ્મા–લા'નું દુર્ગમ ચડાણ ચડીને અહીં આવી પહોંચ્યા નહોતા, તેથી મને તે બધા વિષે વધુ ચિંતા થવા લાગી. મારાથી રહેવાયું નહીં એટલે હું એકાદ

ફર્લાંગ 'દોલ્મા-લા' નીચે ઊતર્યો. તેવામાં મેં લથડિયાં ખાતા દામજીભાઈને અને તેમની પાછળ જોરજોરથી હાંફતા મિશ્રાને સખત ચડાણ ચડતાં જોયા. મેં તે બન્નેની પાસે જઈને પીઠ થાબડી હિંમત આપી અને કહ્યું કે, "બસ, હવે તો થોડાં જ ડગલાં ચડાણ છે, માટે 'बढ़े चलो अविराम.'" મારા આવા પ્રેરણાપ્રદ અને ઉત્સાહવર્ધક શબ્દોની તે બન્ને ક્લાંત અને અશાંત જીવોના મન પર ઊંડી અસર થતાં તેમનામાં અજબ જોમ આવ્યું એટલે મારી પાછળ પાછળ પગલાં માંડતાં તે બન્ને છેવટનું અત્યંત કપરું ચડાણ ચડી ગયા. 'દોલ્મા' નામના વિશાળ પથ્થર પાસે આવી તેને પ્રણામ કરીને પાસેની શિલા પર બેસી થોડો વિશ્રામ કર્યા બાદ તે બન્ને કહેવા લાગ્યા કે, "બાકીના યાત્રીઓ 'ગોકળ ગાયની ઝડપે' આવી રહ્યા છે. આ ચડાણ ચડતાં આજે તો બધાની 'રેવડી વેરાઈ ગઈ છે.' ભગવાન કૈલાસપતિ બધાને અહીં હેમખેમ પહોંચાડે તો સારું." થોડી વાર પછી દામજીભાઈએ પોતાના ગજવામાંથી સૂકો મેવો કાઢયો અને મેં પેંડા કાઢ્યા. આ બધો નૈવેદ્ય 'દેવી દોલ્મા'ના વિશાળ પથ્થરને ધરાવીને તે પ્રસાદ અમે ત્રણેયે સમાન ભાગે વહેંચી લીધો અને પ્રેમથી આરોગવા માંડ્યા. એટલામાં તો કીચ ખંપા અને યાત્રીઓ હાંફતા હાંફતા આવી પહોંચ્યા. તે બધાની પાછળ એક પછી એક ઘોડા, ખચ્ચર અને ખંપા નોકર લોકો પણ આવી પહોંચ્યા. બધા યાત્રીઓના જાણે 'ગાભા નીકળી ગયા હતા.' કોઈને ઝાઝું બોલવાની સોં નહોતી. બધામાં મદ્રાસી સ્વામીની ખરેખરી વલે થઈ હતી. એ બધા લોકો વિશ્રામહેતુ શિલા પર બેઠા એટલે હું, દામજીભાઈ અને મિશ્રા અહીંથી વિદાય થઈ મોટા મોટા પથ્થરોવાળા રસ્તે બે ફર્લાંગનું સખત ઉતરાણ ઊતરીને ૧૮,૪૦૦ ફૂટની ઊંચાઈ પરના હિમાવૃત 'ગૌરીકુંડ' નામના પવિત્ર સ્થાને આવ્યા. ( જુઓ ચિત્ર નં. ૮૨ ).

પોણો માઈલ લાંબું અને અર્ધો માઈલ પહોળું આ સરોવર દર વરસે બરફથી ઢંકાએલું રહે છે, પણ આ વરસે તેમાં કેવળ આછા લીલા રંગનું જળ હતું અને તેને કિનારે બરફ જામેલો હતો. જ્યારે આ સ્થાનમાં શીતનું પ્રમાણ અત્યાધિક હોય છે ત્યારે આ સરોવર હિમ વડે આચ્છાદિત હોય છે. તે વખતે મોટા ભાગના યાત્રી તેમાં સ્નાન કરવાનું દુઃસાહસ કરતા નથી, તેના પવિત્ર જળનું કેવળ આચમન

લઈ સંતોષ માણે છે. અધિક ધર્મભાવાપન્ન યાત્રી તો જળની સપાટી પર જામેલા બરફના પડને લોખંડની અણિયાળી લાકડી વડે થોડો ભાંગી, બરફ દૂર કરી આ કુંડના ઠંડાગાર પવિત્ર જળમાં ઝટપટ સ્નાન કરી પોતાની જાતને ધન્ય માને છે. કમજોર દેહવાળા યાત્રીઓ આ કુંડના પવિત્ર જળનું થોડું આચમન (જળ પીવું) અને માર્જન (જળને પોતાના દેહ પર છાંટવું) કરી સંતોષ અનુભવે છે. હિંદુઓ તેમ જ તિબેટ અને અન્ય દેશના બૌદ્ધ ધર્મના યાત્રીઓ આ પવિત્ર કુંડમાં સ્નાન કરવું ઘણુ પુણ્યપ્રદાયક માને છે.

તિબેટી લોકો 'ગૌરીકુંડ'ને 'દોલ્મા–ત્સો' એટલે કે 'ભગવતી તારાનું સરોવર' કહે છે. એનું બીજું નામ છે 'થુગજે-ચેમ્પો–ત્સો' એટલે કે 'મહાદયાળુ તે એક (દેવી)નું સરોવર'. આને 'ઠુકી–ઝીંગબો' પણ કહે છે. અહીંથી પવિત્ર કૈલાસ પશ્ચિમ દિશામાં આવેલો છે, પણ અહીંથી તેનું શિખર દેખાતું નથી. કહે છે કે આ કુંડ ૮૦–૯૦ ફૂટ ઊંડો છે. એના વિષે તિબેટમાં એવી દંતકથા છે કે, "ઘણાં વર્ષ પહેલાં એક સ્ત્રી પોતાના નાના બાળકને લઈને પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરતી કરતી આ મહાતીર્થસ્થાને આવી પહોંચી. અહીંની અસહ્ય ઠંડીને લીધે પવિત્ર જળ વડે બાળકને સ્નાન ન કરાવતાં તેનું કેવળ મસ્તક ધોવાની ઇચ્છાથી તે સ્ત્રી તે બાળકને લઈને કુંડને કિનારે આવી. ત્યાં બેસી તેનું મસ્તક ધોવા લાગી. તે દરમિયાન તે બાળકનું મસ્તક વધારે પડતું નીચું નમાવતા બાળક હાથમાંથી છૂટી ધબાંગ કરતું ઊંડા પાણીમાં પડયું અને ઠંડાગાર જળને લીધે જોતજોતાંમાં મરી ગયું. એ સ્ત્રીનું તે એક જ સંતાન હતું. તેને પ્યારદુલાર કરી પાળીપોષીને એ સ્ત્રી પોતાના દિવસો આનંદમાં વિતાવતી હતી. પોતાના વહાલસોયા એકના એક બાળકના અપમૃત્યુના આઘાતથી એ સ્ત્રી હૃદયફાટ કલ્પાંત કરતી કરતી કુંડના કિનારા પરના એક મોટા પથ્થર સાથે પોતાનું માથું ફૂટવા લાગી. તેના માથામાંથી લોહીની ધાર વહેવા લાગી અને પથ્થર લોહીલુહાણ થઈ ગયો. ત્યાર પછી એ સ્ત્રી કુંડને શ્રાપ આપવા લાગી કે, 'આજથી તારાં જળ પર બરફનો ઘણો જાડો થર જામેલો રહેશે, જેથી ભવિષ્યમાં કોઈપણ યાત્રીને અકસ્માત થશે નહીં.' આ શ્રાપવાણીનો ઉચ્ચાર થતાં જ કુંડના જળની સપાટી પર બરફનું થર જામી ગયું." તિબેટી લોકોમાં

આ કુંડ વિષે એવી માન્યતા છે કે આ કુંડ હમેશાં બરફથી ઢંકાએલો જ રહે છે. જે વર્ષે તેમાં બરફ જામતો નથી તે વર્ષ તિબેટના લોકો માટે ઘણું ખરાબ નિવડે છે. કહે છે કે જે અશુભ વર્ષે આ કુંડમાં બરફની કરચ પણ નહોતી, તે જ વર્ષે ચીનાઓએ દલાઈલામાને ત્રાસ આપી તિબેટમાંથી હાંકી કાઢચા અને અસંખ્ય તિબેટી લોકોની હત્યા કરી. અમારા આ કુંડે આગમન દરમિયાન પણ બરફની જગાએ કુંડમાં થોડું આસું લીલું જળ જોવામાં આવ્યું, જેથી મેં દામજીભાઈ અને મિશ્રાને કહ્યું કે આ વર્ષે સમગ્ર તિબેટમાં જરૂર કંઈક ન થવાનું થશે અને લોકો દુઃખી દુઃખી થઈ જશે.

થોડી વારે યાત્રીઓ અને ખંપા નોકર લોકો પશુઓ લઈ ગૌરી કુંડે આવી પહોંચ્યા. તે વખતે મારી ઘડિયાળમાં ૧૧–૪૫ થયા હતા. મધ્યાહ્ન સમયને હજી ૧૫ મિનિટ બાકી હતી. આકાશવાસી ભગવાન સૂર્યનારાયણની અમારા પર કૃપાદૃષ્ટિ હતી. આજે આ સમયે વાદળાં પણ નહોતાં અને પવન પણ નહોતો, તેથી ઠંડીનું પ્રમાણ હોવું જોઈએ તે કરતાં ઓછું હતું. ગૌરીકુંડમાં માથાબોળ સ્નાન કરવાનો આ ખરેખરો મોકો હતો. એ જોઈ મેં હિંમત કરી મારા અંગ પરનાં ગરમ કપડાં ઉતાર્યાં અને કેવળ લંગોટી પહેરી ભગવાન કૈલાસપતિ અને ભગવતી ગિરિજા તેમજ યોગયોગેશ્વર શ્રી ગુરુ દત્તાત્રેયના શુભ નામોને ઉચ્ચ સ્વરે રટતો લીલાકાચ જળમાં કૂદી પડચો. આહાહા, જળ તો હિમ જેવું ઠંડું હતું. તેમ છતાં ય દુઃસાહસ કરી મેં તેમાં એક....બે....ત્રણ કરતાં કરતાં ૧૬ ડૂબકીઓ મારી. એક ઊંડી ડૂબકી મારી તળિયેથી સફેદ માટી પણ લઈ આવ્યો. આ બધું મેં બે મિનિટમાં જ ઝટપટ પતાવ્યું પણ જળની બહાર નીકળતાં માથું શૂન્યવત્ થવા લાગ્યું. જાણે કોઈ તેને કાપી રહ્યું ન હોય! આથી ભયભીત થઈ હું મહામંત્રનો જપ કરતો કરતો ગરમ ધૂંસામાં છૂપાઈ ગયો. તેમ છતાં ય દેહ થર થર કાંપી રહ્યો હતો. હૃદય વારે વારે ધબકારા ચૂકવા લાગ્યું. એ જોઈ હું એક હાથ વડે હૃદય ચોળવા લાગ્યો અને બીજા હાથ વડે થેલીમાંથી અસલી કસ્તૂરીનો નાભો શોધી કાઢી તેમાંનો એક મોટો ટુકડો મોઢામાં મૂકીને ચગળવા લાગ્યો. પ્રભુની કૃપાએ થોડી વારે શરીરમાં ગરમાવો પેદા થતાં 'ધડ પર માથું છે' એવું લાગવા માંડયું. મનમાં નિશ્ચય કર્યો કે કયારે ય આવું ખોટું સાહસ ન કરવું;

જો કે ૧૮,૪૦૦ ફૂટની ઊંચાઈ પરના હિમજળ ભરેલા કુંડમાં ૧૬ ડૂબકીઓ મારીને મેં એક વિક્રમ સ્થાપિત કર્યો હતો. જ્યારે હું પૂરેપૂરો સ્વસ્થ થઈ ગયો એટલે જાડા ગરમ ધાબળામાંથી મેં મારું શરીર બહાર કાઢ્યું અને ગરમ વસ્ત્રો પહેરી લીધાં. યાત્રાસંઘના યાત્રીઓમાંથી કોઈ કોઈએ 'કાગડા-સ્નાન' કર્યું. તો કોઈએ અંગોછો ભીંજવીને તેને દેહ પર ઘસી 'ફ્રેંચ બાથ' લીધું. જેની જેવી શારીરિક ક્ષમતા અને ભાવ તે પ્રમાણે તે લોકોએ કરી સંતોષ મેળવ્યો. મિશ્રા, ખાખી-બાવા, હરાધન અને જયંતીભાઈ—ચારેય બીમાર યાત્રીઓએ જ્યારે બેચાર છાપ્પા જળ અંગ પર નાખી સ્નાન કર્યું ત્યારે હું તેઓની ધર્મભાવના જોઈ હેરત પામ્યો. જો કે મદ્રાસી સ્વામીએ તો પોતાના દેહ પર જળના થોડા છાંટા નાખીને જ પતાવ્યું. એ જોઈ ખાખીબાવા કહેવા લાગ્યા,

"जाकी रही भावना जैसी ।
प्रभु मूरत तीन देखी तैसी ॥"

ફીચ ખંપા'એ અને 'આનસિ'એ માર્ગના 'દોલ્મા-લા'ના ચડાણમાં આવતા 'શિવછલ થુટુપ' નામના સ્થાનમાં મુંડન કરાવી ત્યાં પોતાના માથાના વાળ ચડાવ્યા હતા તેથી આ 'ઠુકી-ઝીંગબો' (ગૌરીકુંડ) માં પોતાના મૂંડેલા માથાં ધોવા લાગ્યા. આ પ્રમાણે કરવું તે તિબેટની એક ધાર્મિક રીત છે.

બધા યાત્રીઓ સ્નાન કર્યા બાદ 'ગૌરીકુંડ'ને તીરે બેસીને પોતપોતાના ઈષ્ટદેવની પૂજા, જપ, ધ્યાન વગેરે ધર્મકાર્ય કરવા લાગ્યા. ૧૫ મિનિટમાં આ બધું પૂરું કર્યું કારણ કે આકાશમાં વાદળાં ચડી આવે અને કરાનો દેમાર વરસાદ શરૂ થાય તો આ જગાએ રોકાવું એ મૃત્યુના જડબામાં ફસાયા બરાબર હતું. બધા યાત્રીએ પોતપોતાની પાસે જે કાંઈ નૈવેદ્ય હતું તે આ 'ગૌરીકુંડ'ની અધિષ્ઠાત્રીને તથા આજુબાજુમાં નિવાસ કરતા દેવ-દેવી, યોગી-સિદ્ધ વગેરેને નિવેદન કર્યું. ત્યાર પછી બધા યાત્રી ગદ્‌ગદ્ કંઠે આરતી ગાવા લાગ્યા. હતા. આખું વાતાવરણ ભક્તિભાવભર્યું બની ગયું.* આ પછી

* કૈલાસ-માનસરોવરની પ્રદક્ષિણા પૂરી કરી ભારતમાં હેમખેમ પહોંચ્યા બાદ લગભગ બે ત્રણ મહિના પછી મને છાપાંઓ દ્વારા જાણવા મળ્યું હતું કે તિબેટમાં ચીનાઓએ લોકોની ભયંકર કત્લેઆમ કરી હતી.



કૈલાસ પ્રદક્ષિણા માર્ગમાં આવેલો દોલ્મા-લા (ઊંચાઈ – ૧૮૫૦૦ ફૂટ) (ચિ. નં. ૭૯)





તિબેટના સિદ્ધ પુરૂષ ગુરુ પદ્મસંભવ
[ચિ. નં. ૮૧]

દોલ્મા-લાથી નીચે ઉતરતાં આવતો કઠિન માર્ગ [ચિ. નં. ૮૦]



કૈલાસ પ્રદક્ષિણા માર્ગમાં દોલ્મા-લા પછીનો ગૌરીકુંડ [ઊંચાઈ ૧૮૪૦૦ ફુટ]  [ચિ. નં. ૮૨]



બધાએ એકબીજાને પ્રેમથી ભેટી થોડો થોડો પ્રસાદ માંહોમાંહે વહેંચ્યો અને બાકીનો ઘર માટે ગાંઠે બાંધ્યો. તીર્થજળની શીશીઓ પણ ભરી લીધી. ખંપાલોકોને પણ પ્રસાદ વહેંચ્યો અને તેઓનાં ઘોડાખચ્ચર ને 'કેસર' કૂતરા પર પવિત્ર જળના છાંટા નાખ્યા. તિબેટી લોકોમાં એવી માન્યતા છે કે આ 'ગૌરીકુંડ'નું પવિત્ર જળ પશુઓ પર છાંટવાથી તેઓનાં પાપોનો નાશ થઈ જાય છે અને તેઓને આવતા જન્મમાં સારી યોનિમાં જન્મ મળે છે.

અમે બધા પ્રસાદ ખાઈને આજની અત્યાર સુધીની દુર્ગમ યાત્રા વિષે વાતચીત કરી રહ્યા હતા તેવામાં તો ઓચિંતા કોણ જાણે ક્યાંથી કાળાંડિબાંગ વાદળાં આકાશમાં ધસી આવતાં જણાયાં. જાણે તોપમારા જેવા ભયંકર અવાજોથી ચોમેરનો પ્રદેશ ધણધણી ઊઠ્યો. આ અણચિંતવી આફત આવતી જોઈ અમે બધા ઝટ ઊભા થયા અને કૈલાસપતિ અને ભગવતી ગૌરીનાં પવિત્ર નામોના જયઘોષ કરતા પંથે પડ્યા. અમારે આજે 'શપજે ડાક–થોક' નામના પવિત્ર સ્થાનમાં રાતવાસો કરવો હતો. તે સ્થાન 'ગૌરીકુંડ'થી લગભગ ૨૩ માઈલ દૂર હતું. જેવું સખત ચડાણ 'દ્રોલ્મા–લા'નું અમે ચડ્યા હતા, તેવું જ સખત ઉતરાણ હવે અમારે ઊતરવાનું હતું. અમારે "હૈયે હામ હતી અને હોઠે નામ હતું." હંમેશ માફક હું બધાથી આગળ વધીને મોખરે ચાલવા લાગ્યો. રસ્તામાં મોટા મોટા તીક્ષ્ણ પથ્થરો હતા એટલે ઘણી સાવધાનીથી આગળ વધવું પડતું હતું. થોડી વારે બે વિશાળકાય પથ્થરો વચ્ચે થઈને પગદંડીનું સીધુંસટ ઉતરાણ શરૂ થયું (જુઓ ચિત્ર નં.–૮૦). જાણે સ્વર્ગની નિસરણી ઊતરી રહ્યા હોઈએ એવું કંઈક લાગવા માંડ્યું. 'क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति.'

આવા કપરા ઉતરાણ વખતે પશુની પીઠ પર બેસી રહેવું તે નિર્દયતાનું પ્રદર્શન છે. આવો દુર્ગમ માર્ગ શરૂ થાય ત્યારે તિબેટની પેલી કહેવત યાદ આવે છે કે, "खेनला माझून नाता मेन, थूरला माफम ना मी मेन." એટલે કે, "પોતાની પીઠ પર સવારને બેસારી ચડાણ ચડી શકે નહીં તે ઘોડો, ઘોડો નહીં; ઉતરાણ વખતે ઘોડાની પીઠ પર બેઠો રહે તે માણસ, માણસ નહીં." આવા ભયંકર ઉતરાણ પશુઓ કેવી રીતે ઊતરતાં હશે તે વિચાર જ કંપાવી નાખે તેવો હતો. મેં પાછું વળીને ઉપર તરફ નજર નાખી તો જાણે આભમાંથી બધા

યાત્રીઓ અને પશુઓ નીચે ઊતરતાં હોય તેવું દૃશ્ય જોવા મળ્યું. શાબાશ છે એ બધાં પશુઓને, ભલે તે ચીની સિપાઈઓના ઘોડા જેવા કદાવર ન હોય! આવા માર્ગે ચીની સિપાઈઓના તે ભારેખર ઘોડાની શી વિસાત!

લગભગ એક કલાકના ઉતરાણ બાદ હું એક એવી જગા પર આવી પહોંચ્યો, જ્યાંથી થોડે દૂર સુધી બરફ છવાયો હતો. આજુબાજુમાં ક્યાંય પગદંડી પણ દેખાતી નહોતી. તેથી હું આ જગાએ બેસીને પાછળ આવતા ખંપા નોકર લોકોની પ્રતીક્ષા કરવા લાગ્યો. પંદરેક મિનિટમાં તે બધા આવી પહોંચતાં કીચ ખંપા મને કહેવા લાગ્યા, "આ રસ્તે આટલો બધો બરફ તો ક્યારેય જોવામાં આવ્યો નથી. એમ જણાય છે કે 'ગૌરીકુંડ'નું જળ કોઈ ગુપ્ત માર્ગે થઈ અહીં નીચે ઊતરી આવ્યું છે અને અહીંની સખત ઠંડીને લીધે તે બરફ બની ગયું છે." કીચ ખંપાના કહેવા અનુસાર બધા યાત્રીઓ આ નવા બરફ પર ઘણી સાવધાનીપૂર્વક આગળ વધવા લાગ્યા. થોડે દૂર ગયા એટલે બરફમાં એક મોટી ખાઈ જોવામાં આવી. તે ઘણી લાંબી હતી અને લગભગ છ સાત ફૂટ પહોળી હતી. આ જોઈ કીચ ખંપા પોતાનાં પશુઓને અહીંથી થોડાં પાછાં વાળી બીજા લાંબા રસ્તે આગળ વધવા લાગ્યા. મારા સિવાય બધા યાત્રીઓ કીચ ખંપાની પાછળ જવા લાગ્યા. મેં બરાબર કમર કસી અને 'જય હનુમાન' એવી ગર્જના કરતા જેટલી તાકાત હતી તે બધી લગાવીને એવી તો મોટી છલાંગ મારી કે તે ખાઈને કૂદીને હું સામે પારની બરફવાળી ભૂમિ પર પડ્યો. હાથ પગ થોડા છોલાઈ પણ ગયા. થોડી વારે ઊભા થઈ પાછું વળીને ખાઈ તરફ જોયું તો હું તેની ઘણી ઊંડાઈ અને પહોળાઈ જોઈ ભયનો માર્યો ધ્રૂજી ઊઠ્યો. મને થયું કે જો હું આ ખાઈ ટપી ન શક્યો હોત તો સીધો ખાઈમાં પડી હજારો ફૂટ ઊંડો ચાલ્યો જાત અને જોતજોતાંમાં 'કૈલાસવાસી' થઈ જાત. આવું દુઃસાહસ ફરી ન કરવાનો મેં મનોમન નિશ્ચય કર્યો અને અહીંથી ઝટપટ આગળ વધ્યો. થોડું ચાલી રસ્તામાં ઊભા રહી પાછું વળીને પહાડ તરફ જોયું તો લાંબે અને સહીસલામતી-ભર્યા રસ્તે થઈને કીચ ખંપા અને ખંપા નોકરલોકો મારી તરફ આવી રહ્યા હતા. તેઓની પાછળ યાત્રીઓ આવી રહ્યા હતા. મારી પાસે આવીને કીચ ખંપાએ મને સ્મિતવદને ટોણો માર્યો, "જેને માથે સંસારનો બોજો છે તે લોકોને રસ્તાની ખાઈઓ ટપતાં ઘણા વિચાર

કરવા પડે છે, તમારા જેવા સાધુઓને તે શી ફીકર?" મેં ચટ દઈને જવાબ આપ્યો, "ફીકરની ફાકી કરે તે ફકીર." આ સાંભળી કીચ ખંપા હસવા લાગ્યા. અમે બધા એકાદ ફર્લાંગ આગળ જતાં લીલીછમ કુમળા ઘાસવાળી સપાટ ભૂમિ આવી. કીચ ખંપા અહીં અટકી અમને કહેવા લાગ્યા કે આજના રાતવાસા માટે આ જગા ઘણી સારી છે, કારણ કે અહીં ભગવાન 'અમિતાભ બુદ્ધ'નું ચારમાંનું એક ચરણચિહ્ન આવેલું છે. ખંપા નોકરલોકોએ અહીં પશુઓની પીઠ પરનો બધો સરસામાન છોડયો અને તંબૂ તથા રાવટી ઊભાં કરવા લાગી ગયા. થાકયાં ને ભૂખ્યાં પશુઓ કુમળું ઘાસ ચરવા મંડી પડયાં. થાકીને લોથપોથ થઈ ગયેલા યાત્રીઓ તંબૂ ઊભો થતાં પહેલાં જ લીલીછમ ભૂમિ પર આડા પડી ગયા. બિચારા જયંતીભાઈ આજે પીળાપચ દેખાતા હતા. અન્નના કોઠાવાળા આ જીવનો આજે ત્રીજો ફળાહારદિન હતો. ખાખીબાવાના પણ સ્ક્રૂ ઢીલા થઈ ગયા હતા. મિશ્રાનું તો પૂછવું જ શું! ગોળવાળા ભગત, રાજદેવ અને જગુભાઈના પણ ટાંટિયા તૂટી રહ્યા હતા. બંગાળી બાબુ અને મદ્રાસી સ્વામી 'ઢીલા ઘેંશ' થઈ ગયા હતા. ગૌરીકુંડમાં ૧૯ ડૂબકીઓ મારવાથી મારા શરીરમાં પણ કળતર થતું હતું અને તાવની અસર જણાતી હતી.

તંબૂ ઊભો થઈ જતાં અને તેમાં બિછાનાં બિછાવવામાં આવતાં બધા યાત્રીઓ તાબડતોબ અંદર ઘૂસી બિછાના પર લાંબા થયા. આ સ્થળ ઘણું ભેજવાળું હોવાથી ઠંડીનું પ્રમાણ વધારે હતું. અહીં 'ડમા' કે એવા બીજા બળતણનો અભાવ હતો. ખંપા નોકરલોકો પોતાની સાથે ગઈ કાલનું બચેલું ભોજન બાંધી લાવ્યા હતા, તેથી આજે તે લોકો પોતાને માટે રસોઈ બનાવવાની કડાકૂટમાં પડવા માંગતા નહોતા. મિશ્રા, મદ્રાસી સ્વામી અને બંગાળી યુવક આજની ભયંકર ચડાણ-ઉતરાણવાળી લગભગ ૭ માઈલની યાત્રાથી થાકીને બીમાર જેવા થઈ ગયા હતા, એટલે તેઓ કેવળ ગરમાગરમ દાળભાત જમવા ઇચ્છતા હતા. નોકર 'પસાંગ' તે ત્રણેય માટે રસોઈની તૈયારી કરવા લાગ્યો.

રસોડાવાળી છોલદારીમાં મારું બિછાનું જે સપાટ જગા પર બિછાવવામાં આવ્યું હતું ત્યાં ઓશીકા પાસે એક મોટો પથ્થર જોવામાં આવ્યો. તેના પર પગનું નિશાન કોતરવામાં આવ્યું હતું. પવિત્ર કૈલાસના ઇશાન ખૂણાનું આ ચરણચિહ્ન ભગવાન 'અમિતાભ બુદ્ધ'નું હતું. બૌદ્ધ લોકો આ જગાને ઘણી પવિત્ર માને છે. અહીંથી માંડીને

'ઝૂથુલ–ફુક ગોમ્પા' સુધીની ખીણને 'અક્ષોભ્યની લીલી ખીણ' કહે છે. આ સ્થાનેથી પવિત્ર કૈલાસનાં દર્શન થતાં ન હતાં, પણ અહીંથી પૂર્વ તરફ 'ત્સેરિંગ–ચેન્ગા' અને બીજા કેટલાક નાના પહાડો હતા. અહીંથી નજીક 'લ્હામ–છુખીર છૂ' નામની નદી દક્ષિણ દિશામાં વહી રહી હતી. લીલીછમ ભૂમિવાળું આ સ્થાન રમણીય હતું.

બીમાર ખાખીબાવાએ પ્રાયમસ પેટાવી યાત્રીઓ માટે જલદી જલદી ગરમાગરમ રસોઈ તૈયાર કરી નાખી એટલે રાજદેવે ઊભા થઈ ભગવાનને થાળ ધરાવી દીધો. ત્યાર પછી બધા યાત્રી જમવા બેઠા. બધા થાકી ગયેલા અને અશક્ત જેવા જણાતા હતા. તેથી મૂંગા મૂંગા અલ્પ આહાર કરી પાછા પોતપોતાના પાથરણામાં પડ્યા. ઘડિયાળમાં ચાર વાગ્યા હતા. સૂર્યને ડૂબવાને હજી વાર હતી. મને આજે શરદીની અસર જણાતી હતી. તેથી દવાની ગોળી ખાધી અને કપાળે બામ ઘસ્યું. મારી તબિયત થોડી બગડી જવાનું કારણ એ હતું કે મેં આજે વહેલી સવારે કૈલાસની સમીપ પહોંચીને હિમજળથી સ્નાન કર્યું હતું તેમજ 'ગૌરીકુંડ'ના હિમજળમાં ૧૯ ડૂબકીઓ મારી હતી. આથી મારા માથા પરની જટા ભીંજાઈ ગઈ હતી. તે હજી ય સૂકાઈ નહોતી. તેને સૂકવવા માટે હું તંબૂની બહાર નીકળી 'લ્હમ–છુખીર–છૂ' નદીને કિનારે તડકાવાળી ભૂમિ પર આવી ઊભો. ધ્રૂજતા શરીરને સોનેરી કોમળ તડકો સારો લાગતો હતો. અહીં ચોમેરનું નૈસર્ગિક સૌંદર્ય મનને સારું લાગે તેવું હતું. ગળા પરની ઘંટડીઓ રણકાવતા અમારાં થાકચાં પાકચાં ઘોડાખચ્ચરો લીલોછમ ચારો ચરી રહ્યાં હતાં. બિચારો 'કેસર' કૂતરો તડકામાં બેસીને ટાઢ ઉડાડતો પશુઓ પર ચાંપતી નજર રાખી રહ્યો હતો. કેવું વફાદાર પ્રાણી!

કલાકમાં સૂર્યદેવ અસ્તાચળે સિધાવ્યા એટલે હું ત્યાંથી નીકળી તંબૂએ પાછો આવ્યો. તે વખતે રાજદેવ ભગવાનની સાયંઆરતી કરી રહ્યા હતા. બધા યાત્રીઓની સાથોસાથ હું પણ હાથ જોડીને ઊભો રહ્યો. સુગંધી અગરબત્તી પોતાની સુવાસ ચોમેર ફેલાવી વાતાવરણને વધુ પવિત્ર બનાવી રહી હતી. આરતી પૂરી થયા બાદ રાજદેવે બધાને સાકરનો કણી કણી પ્રસાદ વહેંચ્યો. ઘડિયાળમાં હજી પૂરા છ પણ થયા નહોતા ત્યાં તો આ ખીણનો પ્રદેશ અંધારપછેડી ઓઢવા લાગ્યો. એ જોઈ બધા યાત્રીઓ પણ પોતપોતાના બિછાનામાં ઝંપલાવી ગરમ

પછેડીઓ સરખી કરવા લાગ્યા. ફીચ ખંપાએ ખંપા નોકરલોકોને આજે રાતભર જાગીને યાત્રીઓ અને પશુઓની બરાબર ચોકી કરવાનો આદેશ આપી દીધો. તેમણે કહ્યું કે આ જગાએ ચોર-લુંટારાઓનો ભય રહે છે. આ સાંભળી ગોળવાળા ભગતજી અને રાજદેવની આંખો ચકરવકર થવા લાગી. રાજદેવ પાસે બધા યાત્રીઓના 'નગદનારાયણ' હતા અને ભગત પાસે તેનાં મેવા-મિઠાઈ હતાં. મને થયું કે સૂતી વખતે ફીચ ખંપાએ ચોર-લુંટારાઓની વાત ઉખેળીને યાત્રીઓના મનમાં ફડકો ન પેસાર્યો હોત તો સારું થાત. ખેર, જે થયું તે થયું. હું મારી છોલદારીમાં જવા માટે ઊભો થયો તેવામાં રાજદેવ કહેવા લાગ્યા, "'દોલ્મા-લા'નું ચડાણ તો છઠ્ઠીનું ધાવણ બહાર કઢાવી નાખે તેવું હતું. અમે તો ત્રણ ડગલાં ચડીએ અને વિશ્રામ કરવા બેસી જઈએ. છાતી તો ધમણ જેમ ફૂલે. શરીર પરસેવાથી રેબઝેબ. ટાંટિયા તો થરથર કાંપે. ઘડીભર તો થવા લાગ્યું કે આગળનું ચડાણ ચડાશે કે કેમ! અમે તો ઠીક પણ પેલા મિશ્રાની તો ખરેખરી વલે થઈ. તે બિચારો એક ડગલું ભરે ને થોડું ઊભો રહે. બેચાર જગાએ તો તે રસ્તામાં લાંબો પણ થઈ ગયો. જાણે મર્યો કે મરશે એવું કંઈક લાગવા માંડયું. વળી ઊભો થઈ મોટે સાદે મા ..મા.... પોકારતો આગળ વધવા લાગ્યો. આવી રીતે ઘણી ઘણી મુશ્કેલીએ અમે બધા આજે 'દોલ્મા-લા'નું કઠણ ચડાણ ચડ્યા છીએ." આ સાંભળી મેં કહ્યું,

"प्रभुकृपा हि केवलम् । भक्त सदा मंगलम् ॥"

રાજદેવ દીર્ઘ નિશ્વાસ છોડતા કહેવા લાગ્યા, "વાત તો સો ટકાની છે. ભગવાનની કૃપા વિના તો ઝાડનું પાંદડુંય હલતું નથી. કહ્યું છે ને કે, "पंगुं लंघयते गिरिम्". અમારા બન્નેની વાતો બીજા યાત્રીઓ પથારીમાં પડ્યા પડ્યા કાન દઈ સાંભળી રહ્યા હતા એ જોઈ મેં બધાને હિંમત આપતાં કહ્યું કે હવે તો આવતી કાલે ચડાણ વિનાના રસ્તે ચાલી 'દરચેન' પહોંચી જઈ પવિત્ર કૈલાસની પ્રદક્ષિણાનું મહાપુણ્ય મેળવવાનું છે, આ જીવતર સફળ કરવાનું છે." આ સાંભળી બધાએ સુખનો શ્વાસ લીધો અને ગરમ ધાબળા વડે માથા ઢાંકવા લાગ્યા. એ જોઈ હું ધીમે પગલે તંબૂની બહાર નીકળ્યો અને તેનો દરવાજો બંધ કરી દીધો. પાસેની રાવટીમાં નજર નાખી તો બીમાર મિશ્રા અને મદ્રાસી સ્વામી ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા.

રસોડાવાળી છોલદારી ઉઘાડી અંદર પેઠો તો ખાખીબાવા પણ ગાઢ નિદ્રામાં આબદ્ધ હતા. હું મારા બિછાનામાં લાંબો તો થયો પણ કોણ જાણે કેમ, મને નીંદ ન આવી. મનમાં એ જ વિચાર ઘોળાયા કર્યો કે જે જગાએ મારું ઓશીકું છે તેની લગોલગ ભગવાન 'અમિતાભ બુદ્ધ'નું ચરણચિહ્ન છે, જેના પર અત્યાર સુધીમાં અસંખ્ય બૌદ્ધ યાત્રીઓએ પોતાના માથા નમાવીને ભક્તિભાવ ઠાલવ્યા હશે અને ભગવાનની મહાન કરુણા પ્રાપ્ત કરી હશે. આધ્યાત્મિક ઉન્નતિ આપનાર આવા પવિત્ર સ્થાનમાં તામસ ભાવે સૂવાય કેમ? પેલું ભજન યાદ આવ્યું :

"जो सोवत है सो खोवत है, जो जागत है सो पावत है ॥"

હું વીજળીવેગે બિછાનામાંથી બેઠો થયો અને પવિત્ર ચરણચિહ્નને પ્રણામ કર્યા. ત્યાર પછી પવિત્ર કૈલાસની દિશામાં મુખ ફેરવી પદ્માસન વાળીને ઈશ્વરચિંતન કરવા લાગ્યો. મધરાતે મને મારા અંતઃપ્રદેશમાંથી ભગવાન શ્રી ગુરુ દત્તાત્રેયની મધુર વાણી સંભળાઈ જેમાં તેમણે મને પવિત્ર માનસરોવરની (૫૫ માઈલની) પ્રદક્ષિણા કરવાનો આદેશ આપ્યો. પ્રભુના છેલ્લા શબ્દો પૂરા થતાં જ મારી આંખો એકાએક ખૂલી ગઈ અને હું આનંદવિભોર થઈ ગયો. છોલદારીનું દ્વાર ખોલી બહાર આવ્યો તો નીલાકાશમાં અગણિત તારલિયા ટમટમી રહ્યા હતા. ચોમેર નિરવતાનું સામ્રાજ્ય હતું. પહાડપર્વતો જાણે મસ્તક નીચાં ઢાળી 'મૌનપ્રાર્થના' કરી રહ્યા હતા. ક્યારેક મંદ પવનનું લેરખું વાતાવરણમાં જડીબુટ્ટીઓની સૌરભ ફેલાવી જતું હતું. વાયુમંડળ દિવ્ય અને શક્તિશાળી કંપનો દ્વારા વિકંપિત હતું. આહા! કેવી નિરુપમ અદ્ભુત રાત! મનમાં થયું અત્યારે કૈલાસ-પ્રદેશની કેટલી ય ગુફાઓમાં કેટલા ય યોગી અને સિદ્ધ પુરુષો સમાધિસ્થ થઈ બ્રહ્માનંદરસનું આસ્વાદન કરી રહ્યા હશે ને? ધન્ય જીવન! જે જોનાર હોય તે તેઓને જોઈ શકે, જે સાંભળનાર હોય તે તેઓને સાંભળી શકે અને આ લોકથી પ્રસ્થાન કરી અમૃતલોકને પ્રાપ્ત થઈ શકે. "प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥"

થોડી વારે હું છોલદારીમાં પાછો આવી મારા બિછાના પર આસનસ્થ થઈ ધ્યાનમાં ડૂબી ગયો.





## —: કૈલાસ–પ્રદક્ષિણાની સમાપ્તિ :—

તારીખ ૪ જુલાઈ ને મંગળવાર હતો. વહેલી સવારે હું ધ્યાનમાંથી જાગ્રત થયો એટલે સામેના બિછાના પર શરીરે ધાબળો લપેટીને બેઠેલા ખાખીબાવા મારી સાથે આંખો મેળવી સાશ્ચર્ય કહેવા લાગ્યા, "ક્યોંજી! રાતમેં નીંદ નહીં આયી?" તેમનો પ્રશ્ન સાંભળી મારા મુખમાંથી અનાયાસ સંતકવિ 'મીરાંબાઈ' ની પેલી વિરહવાણી સરી પડી :

"सखि ! मेरी नींद नसानी हो ।
पीवको पंथ निहारत सघरी, रैन बिहानी हो ॥"

આ સાંભળી 'વાહ વાહ' કહેતા ખાખીબાવા ડોલવા લાગ્યા. એટલામાં પાસેના તંબૂમાં યાત્રીઓના ઊઠવાનો અવાજ કાને પડતાં હું મારા બિછાના પરથી ઊભો થઈ છોલદારીની બહાર આવ્યો. ચોમેર ધુમ્મસ છવાયું હતું. ઠંડી કંઈક ઓછી જણાતી હતી. ખાખીબાવા બહાર નીકળી હાથ–મુખ ધોઈ પાછા છોલદારીમાં ગયા અને પ્રાયમસ પેટાવી યાત્રીઓ માટે ચા તૈયાર કરવા લાગ્યા. પ્રાયમસનો ઘરઘરાટ સાંભળી યાત્રીઓ છોલદારીમાં આવી પહોંચ્યા. આજે મોટા ભાગના યાત્રીઓના શરીર ગઈ કાલની યાત્રાના થાકને લીધે થોડા કળતા હતા, તેથી બરાબર ચલાતું નહોતું. યાત્રીઓ કે ખંપા લોકો આજે ઉતાવળમાં ન હતા કારણ કે હવે તો અહીંથી 'દરચેન' સુધીનું ૧૩ માઈલનું હળવું ઉતરાણ હતું.

ત્યાં પહોંચ્યા એટલે પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા સમાપ્ત થવાની હતી. આથી થાકેલા હોવા છતાંય બધા યાત્રીઓ ખુશખુશાલ હતા. થોડી વારમાં ખાખીબાવાએ મસાલેદાર ચા બધાના કપમાં ભરી આપતાં બધા પ્રેમથી ચાપાન કરવા લાગ્યા. રકાબીમાં ફૂંક મારીને મસાલેદાર ચાનો ગરમ ઘુંટડો ગળે ઉતારી રાજદેવ 'મૂડ' માં આવી ખાખીબાવાને કહેવા લાગ્યા, "બાવાજી! આપને તો કમાલ કર દીખાઈ હૈ. ઐસી તો મસાલેદાર ચાય હૈ, માનોં બીજલીકા પાવર. ઐસી ચાય પીકર અબ તો દેખતે દેખતે હી દરચેન પહુંચ જાયેંગે." આ સાંભળી ખાખીબાવાથી રહેવાયું નહીં, એટલે કહી નાખ્યું, "ઐસી હી ચાય આપ લોગોંકો 'દીરાફુક' મેં સુબહમેં પીલાઈથી, તભી તો આપ લોગ 'દોલ્મા–લા' ચઢ પાયે." તરત જ ગોળવાળા ભગત મોટેથી બોલી ઊઠ્યા, "ઐસી હી મસાલેદાર ગરમાગરમ ચાય હમેશાં પિલાતે રહિયેગા, તાકિ ઝટપટ ઘર પહુંચ જાય." ભગતજીનો ઘર માટેનો આવો વલખાટ જોઈ બધા હસી પડ્યા. હું ઊઠીને કીચ ખંપા પાસે આવ્યો તો બધા ખંપા નોકરલોકો વારાફરતી ચૂલામાં ફૂંક મારી અગ્નિ ચેતવવા મથી રહ્યા હતા. મને જોઈ કીચ ખંપા કહેવા લાગ્યા, "આજે કૈલાસ–પ્રદક્ષિણા પૂરી થતાં પહેલાં જ ધમણની નળી તૂટી ગઈ. હવે જોઈએ કયો નોકર ફૂંક મારીને તાપ કરી શકે છે." અમે બન્ને આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા તેવામાં 'રીંગજેને' જોરથી ફૂંક મારીને ચૂલામાં તાપ કરી દીધો. બધાએ તાળીઓના ગડગડાટ કરી તેને શાબાશી આપી. કીચ ખંપાએ તેની પીઠ થાબડી. હવે 'પસાંગ' ચૂલા પર 'જા' બનાવવા લાગ્યો. 'ફૂંજો' ઘોડા અને ખચ્ચરોને લેવા ગયો. બધા યાત્રીઓ ચાનાસ્તો કરી તાજામાજા થઈ ગયા અને પોતપોતાના થર્મોસ અને થેલામાં ચા અને નાસ્તો પણ ભરી લીધાં. ત્યાર પછી બિછાના બાંધી તૈયાર કરી પોતે ગરમ કપડાંમાં સજ્જ થઈ તંબૂની બહાર નીકળ્યા. 'ફૂંજો' પશુઓ દોરી લાવ્યો. હજી થોડું થોડું ધુમ્મસ છવાએલું હતું. થોડી વારમાં ખંપા લોકોએ 'જા' અને નાસ્તો પતાવ્યો એટલે કીચ ખંપાનો આદેશ થતાં બે નોકરલોકો યાત્રીઓનો બધો સરસામાન પશુઓની પીઠ પર બાંધવા લાગ્યા અને બે લોકો તંબૂ અને છોલદારી છોડવા લાગ્યા. બધું સમેટી લઈ ખચ્ચરો પર બાંધવામાં આવ્યું એટલે યાત્રીઓએ જોર જોરથી કૈલાસપતિ મહાદેવના જયકાર બોલી 'શપજે–ડાક–થોક' સ્થાનેથી પ્રસ્થાન કર્યું.

સવારની કાતિલ ઠંડીથી બચવા માટે બધા લોકો ઉતાવળે પગલે ચાલવા માંડ્યા. ખીણની બન્ને બાજુનું પ્રાકૃતિક દૃશ્ય મજાનું હતું. યાત્રીઓ હવે 'લ્હામ-છુખીર-છૂ' નદીને જમણે કિનારે કિનારે આગળ વધવા લાગ્યા. હંમેશની જેમ હું ચાલવાની ગતિ વધારતો બધા કરતાં આગળ નીકળી ગયો. રસ્તો હળવા ઉતરાણનો હતો એટલે રમકડાની માફક બધા ઝટપટ ભાગ્યે જતા હતા. મેં શ્વાસેશ્વાસને પગલેપગલા સાથે મેળવતાં 'મહામંત્ર'ના જાપ શરૂ કરી દીધા. આમ કરવાથી ચાલવામાં તીવ્રતા અને જપ-સાધનાનો અનેરો આનંદ મળવા લાગ્યાં. રસ્તામાં જમણી બાજુ પરના પહાડો પરથી નીચે વહેતાં ત્રણ ચાર ઝરણાં પાર કરતો પોણા-બે માઈલ ચાલી 'ખંડો-સંગલમ-છૂ' નદીને કિનારે આવી પહોંચ્યો. આ રમ્ય સ્થાનમાં લીલુંછમ ઘાસ ઊગેલું હતું. કિનારાની જમીન કાંપવાળી હતી. આ નદી રસ્તાની જમણી બાજુ પરના હિમાચ્છાદિત પર્વત 'ખંડો-સંગલમ'માંથી નીકળી નીચે આવી 'લ્હામ-છુખીર-છૂ' નદીમાં મળી રહી હતી. બન્ને નદીઓના સંગમ પાસે કૈલાસ-પ્રદક્ષિણાનો ત્રીજો 'છક-છલ-ગંગ' જોવામાં આવ્યો, જ્યાંથી યાત્રીઓ 'સાષ્ટાંગ પ્રદક્ષિણા' શરૂ કરે છે. અહીંથી જમણી બાજુ ઊંચે દૃષ્ટિ ફેંકતાં પવિત્ર કૈલાસના હિમમંડિત શિખરનું મનોહર દૃશ્ય જોવા મળ્યું. અહીં મેં થોડી વાર ઊભા રહી બે હાથ જોડી કૈલાસપતિને ગદ્‌ગદ કંઠે પ્રાર્થના કરી. સમીપની લીલીછમ સપાટ ભૂમિ પર 'ડોકપા' (ભરવાડ) લોકોના 'ડોંગ' (કાળા તંબૂઓ) જોવામાં આવ્યા. આજુબાજુમાં બેત્રણ ચમરી ગાયો ચારો ચરી રહી હતી. હું 'ખંડો-સંગલમ-છૂ' નદીને પાર કરી તેને જમણે કિનારે આવ્યો અને 'લ્હામ-છુખીર-છૂ' નદીના જમણા કિનારા પરની સીધી પગદંડી પકડી આગળ વધવા લાગ્યો. અહીં આકાશમાં સૂર્યનારાયણનાં દર્શન થયાં એટલે તેના મજાના તડકામાં થોડી વાર આંખો બંધ કરી મૌન-પ્રાર્થના કરતો ઊભો રહ્યો. ત્યાર પછી પાછું વાળીને લાંબે સુધી દૃષ્ટિ દોડાવી પણ કોઈ આવતું દેખાયું નહીં. મને થયું કે યાત્રીઓ કદાચ નદીઓના સંગમ પર થાક ખાવા બેઠા હશે. અહીંથી હું રવાના થયો. એકાદ માઈલનું અંતર કાપ્યું એટલે રસ્તાની જમણી બાજુ પરના પહાડ પરથી 'મેનલ્હા-કુટંગ-છૂ' ઝરણું નીચે ઊતરી 'લ્હામ-છુખીર-છૂ'માં મળી રહ્યું હતું. એ નાના ઝરણાને પાર કર્યું એટલામાં રસ્તાને કિનારે સફેદ

રંગની રાવટી જોવામાં આવી. તેના પ્રવેશદ્વારમાં એક ઘરડો તિબેટી બેઠો હતો. મને જોઈ તે પોતાના ડાબા પગના નળા પરનો પાટો છોડી ઘવાએલો ભાગ બતાવતો દવા માગવા લાગ્યો. મેં તેને તૂટીફૂટી તિબેટી ભાષામાં સમજાવ્યું કે "અમજી લામા (લામાવૈદ) પાછળ આવી રહ્યા છે. તું તેને વિનંતી કરજે એટલે તે તને દવા આપશે." મારી વાતથી તેને સંતોષ થયો હોય તેમ તેના ચહેરા પરથી જણાયું. તેને હાથ ઊંચો કરી આશીર્વાદ આપી હું પંથે પડ્યો.

તિબેટના બૌદ્ધધર્મી લોકો કૈલાસ-પ્રદક્ષિણાના માર્ગની આ દક્ષિણ તરફની ખીણને 'ધ્યાની બુદ્ધ રત્નસંભવ'નો પ્રદેશ કહે છે. આ રસ્તે આગળ વધતાં જમણી બાજુના ભૂરા પહાડો પરથી નીચે આવીને 'લ્હામ-છુખીર-છૂ' નદીમાં મળતાં બે નાનાં ઝરણાં મેં પાર કર્યાં. હવે સૂર્યનારાયણ માથા પર તપવા લાગ્યા હતા, એટલે ઘામ થવા લાગ્યો. માથા પરની ભીની જટા સૂકાઈ ગઈ હતી, તેથી મેં માથા પર ટૂવાલ વીંટ્યો. થોડી વારે અહીંથી પગ ઉપાડ્યા. અત્યારે હું પહેલાંની જેમ જ 'લ્હામ-છુખીર-છૂ' નદીને જમણે કિનારે હળવા ઉતરાણવાળા રસ્તે ચાલી રહ્યો હતો. બે માઈલની મજલ પૂરી થતાં જ વળી પાછું બે નદીઓનો સંગમ આવ્યો. અહીં 'તોપચેન-છૂ' નદી 'લ્હામ-છુખીર-છૂ' નદીને મળી રહી હતી. બન્ને નદીઓના મિલનનું દૃશ્ય હૃદયંગમ હતું. કહે છે કે અહીંથી એક રસ્તો 'સેંગે ખંબાબ' (સિંધુ નદી) ના મૂળ સુધી જાય છે. જે લોકો 'દીરાફુક-ગોમ્પા' પાસે થઈ ને ઉત્તર દિશા તરફ જતા માર્ગે 'લ્હે-લા' થઈ સિંધુ નદીના ઉદ્ગમસ્થાનમાં જાય છે, તે લોકો આ 'તોપચેન-છૂ' નદીના કિનારા પરના રસ્તે પાછા ફરે છે.

બન્ને નદીઓનો સંગમ થયા બાદ જે એક મોટી નદી બની તેને તિબેટી લોકો 'ઝહોંગ-છૂ' કહે છે. હવે હું આ 'ઝહોંગ-છૂ' નદીને જમણે કિનારે કિનારે આગળ વધવા લાગ્યો. રસ્તો હળવા ઉતરાણવાળો હતો. અહીંથી ડાબી બાજુ પર દૂર દૂર સુધીનો ખુલ્લો પ્રદેશ જોવામાં આવ્યો. લગભગ ૧ꠓ માઈલનું અંતર પૂરું કર્યું એટલે રસ્તાની જમણી બાજુ પર ઉપર તરફ જતી પગદંડી જોવામાં આવી. લગભગ દોઢ ફર્લોંગના ચડાણ પર ગેરુઆ રંગ વડે રંગેલો 'ઝૂથુલ-ફુક ગોમ્પા' હતો

અને તેના બહારના ભાગમાં પીળા રંગની ધજાવાળો લાકડાનો મહાસ્તંભ ખોડેલો હતો. ત્યાં જવા માટે તે પગદંડી પકડી હું ચડાણ ચડવા લાગ્યો. પગદંડીની બન્ને બાજુએ નાના મોટા પથ્થરોની લાંબી હાર બનાવેલી હતી. રસ્તામાં મણિમંત્ર કોતરેલા પથ્થરોની દીવાલો પણ જોવામાં આવી. હું તેને મારી જમણી બાજુ પર રાખી ચડાણ ચડવા લાગ્યો. ગોમ્પાની બહારના ભાગમાં ઊભા કરાયેલા મહાસ્તંભ પાસે પહોંચી મેં પાછું વળીને દૂર દૂર ચોમેર દૃષ્ટિ ફેંકી તો આખું ય દૃશ્ય મનમુગ્ધકારી જણાયું. અહીં હું ઊભો રહી નૈસર્ગિક દૃશ્યને નિહાળવાનો આનંદ માણવા લાગ્યો તેવામાં તે ગોમ્પાનો દરવાજો ઊઘડ્યો અને એક હસતો ચહેરો બહાર આવ્યો. તે તિબેટી યુવકે શુદ્ધ હિંદી ભાષામાં મારા ક્ષેમકુશળ પૂછ્યા ત્યારે મને ઘણી જ નવાઈ લાગી. પશ્ચિમ તિબેટની મારી યાત્રા દરમિયાન આ પહેલાં મેં કોઈ તિબેટી વ્યક્તિને મુખેથી આવી શુદ્ધ હિંદી ભાષા સાંભળી નહોતી. મેં તેની પીઠ થાબડી શાબાશી આપતાં તેને કહ્યું કે, "તું ખરેખર શુદ્ધ હિંદી ભાષા બોલે છે. આવું સરસ હિંદી ક્યાં શીખ્યો ?" તેણે સસ્મિત વદને ટૂંકો ને ટચ ઉત્તર આપ્યો, "ભારતમાં આવેલી તિબેટની નિર્વાસિત છાવણીમાં" હું તેને વધારે કાંઈ પૂછું તે પહેલાં તો હેતથી તે મારું કાંડું ઝાલી મને ગોમ્પામાં લઈ ગયો. ગોમ્પાના રસોડામાં મને લઈ જઈ પૂછવા લાગ્યો, "તિબેટની ખારી 'જા' પીશો કે ભારતની મીઠી 'ચા'? એમાંથી જે યોગ્ય લાગે તે કહો એટલે હમણાં જ તે તૈયાર કરી આપું. જમવા ઇચ્છતા હો તો રસોઈ પણ બનાવી આપું. બોલો શું આદેશ છે?" મેં તેને કહ્યું, "હું 'જા' કે 'ચા' કાંઈ પીતો નથી તેમજ અન્ન પણ જમતો નથી. ફળાહાર લઉં છું, પણ અત્યારે તે પણ લેવા ઇચ્છતો નથી. મારી ઇચ્છા તો આ ગોમ્પાનાં દેવ–દેવીનાં દર્શન કરવાની છે." મારી વાત સાંભળી તે વિસ્મય પામ્યો. થોડી વાર ચૂપ રહી મને કહેવા લાગ્યો કે અહીંથી ૯ માઈલ દૂર પવિત્ર કૈલાસની દક્ષિણ ભાગમાં 'શિલુંગ ગોમ્પા' છે. તેમાં કેટલાંક વર્ષ પહેલાં 'ભૂતાની છપા' (ભૂતાન દેશનો સાધુ) રહેતા હતા. તેમણે કેવળ કંદમૂળ ખાઈ ૧૨ વર્ષ સુધી ત્યાં યોગસાધના કરી હતી. અન્ન વિના આ કૈલાસમાં રહેવું ઘણું જ કઠિન છે." મેં આ યુવકને તેનું નામ અને પદ પૂછ્યાં. તે વિનમ્ર વાણીમાં કહેવા લાગ્યો, "મારું નામ ડાબા 'સોનમ' છે. હાલમાં હું જ આ ગોમ્પાનો સંચાલક છું." મેં આ ગોમ્પા જોવાની

પુનઃ ઇચ્છા વ્યક્ત કરી એટલે તે મને લઈને 'દવંગ' (મુખ્ય મૂર્તિગૃહ)માં આવ્યો. અત્યારે ત્યાં બહારના ભાગમાં રંગીન પરદા લટકતા હતા, એટલે કે મંદિર ઊઘડવાને વાર હતી; તેમ છતાંય તેણે પરદા હટાવી મને દેવ–દેવીનાં દર્શન કરાવ્યાં. મેં જોયું કે કૈલાસ–પ્રદક્ષિણાનો આ ત્રીજો ગોમ્પા ઘણો સ્વચ્છ હતો અને મંદિરનું વાતાવરણ ઘણું પવિત્ર તેમજ શાંતિમય હતું. ભીંત પર દેવ–દેવીઓના રંગીન 'થંકા' લટકતા હતા. એક મોટી સુંદર મૂર્તિ ભૂતાનના લામા 'ગાવા–નંગ્યલ'ની હતી અને એક મૂર્તિ 'યોગી મિલારેપા'ની હતી. સોનમ મને કહેવા લાગ્યો, "આ અને 'ન્યનરી–ગોમ્પા' ભૂતાન રાજ્યના અધિકારમાં હતા. આ ગોમ્પાની વિશેષતા એ છે કે અગિયારમી શતાબ્દિમાં થઈ ગયેલા પ્રસિદ્ધ યોગી 'મિલારેપા'નું આ સાધનાસ્થળ છે. 'ઝૂથુલફુક' શબ્દનો તિબેટી ભાષામાં અર્થ ('ઝૂથુલ=ચમત્કાર, ફુક=ગુફા) 'ચમત્કારથી બનેલી ગુફા' એવો થાય છે. આ ગોમ્પામાં યોગી મિલારેપાની પથ્થરની લાકડી છે, જે એટલી તો વજનદાર છે કે ભલભલા શક્તિવાન માણસથી પણ તે ઊંચકાતી નથી."

મેં જોયું કે મંદિરમાં ઘણી મૂર્તિઓ વ્યવસ્થિત ગોઠવેલી હતી. તે બધી સામે ચાંદીના પ્યાલાઓમાં જળ ભર્યું હતું. ઘીના દીવાઓ પણ હારબંધ ગોઠવ્યા હતા. હાથીના બે દાંત પણ પાસે મૂકેલા હતા. મેં ડાવા સોનમને સુવાસિત અગરબત્તીનાં ત્રણ નાનાં પૅકેટ ભેટ આપ્યાં એટલે તેણે તેમાંથી થોડી અગરબત્તી સળગાવી દેવમૂર્તિઓ સામે મૂકી. થોડી વારમાં આખો ઓરડો સુવાસિત થઈ ગયો.

આ 'ઝૂથુલ–ફુક' (ચમત્કારિક ગુફા)ના મૂળ પુરુષ 'મિલારેપા' કોણ હતા તેમજ આ ગુફા કેવી રીતે બની હતી તે વિષેની તિબેટી લોકકથા આ પ્રમાણે છે:

"તિબેટના મહાયોગી સંતકવિ 'જીચુન મિલારેપા'નો જન્મ ઈ. સ. ૧૦૩૮માં મધ્ય–તિબેટના 'ત્સંગ' ઇલાકાના ગામ 'ચુંગ–વા–ચી'માં થયો હતો. તેમના પિતાનું નામ 'મિલા–શેરાબ–ગ્યાલ્ટસેન' હતું અને માતાનું નામ 'કર્મો ખ્યેન' હતું. તિબેટી ભાષામાં તેમના પિતાના નામનો અર્થ 'પ્રજ્ઞાકેતુ' (શેરાબ=પ્રજ્ઞા, ગ્યાલ્ટસેન=

કેતુ ) થાય છે અને માતાના નામનો અર્થ 'શ્વેતમાલા' ( કર્મો=શ્વેત, ગ્યેન=માલા ) થાય છે. જ્યારે મિલારેપા પાંચ વર્ષની વયના થયા તેવામાં તેમના પિતાનું દેહાવસાન થયું. તે વખતે તેમને એક વર્ષ વયની નાની બેન હતી, જેનું નામ 'ગોનમા-કયીટ' ( ગોનમા=રક્ષિકા, કયીટ=સુખવાન ) હતું.

પિતાના મૃત્યુ બાદ માતા અને ભાઈ-બ્હેનને કાકા ઘણો ત્રાસ આપવા લાગ્યા. આથી કંટાળીને એક દિવસ માતાએ પુત્રને આંસુભીની આંખે કહ્યું, "જો તું કોઈ મોટા જાદુગર પાસેથી જાદુવિદ્યા શીખી લાવે અને તેના દ્વારા તારા દુષ્ટ કાકાનો 'કાંટો કાઢી નાખે' તો જ આ ત્રાસમાંથી છૂટી શકાય." આ સાંભળી બાળક 'મિલારેપા' જાદુવિદ્યા શીખવા માટે ઘેરથી ચાલી નીકળ્યા. કહે છે કે કેટલાંક વર્ષો બાદ તે મોટા માંત્રિક અને જાદુગર બની આકાશમાર્ગે ઊડતા ઊડતા પોતાને ગામ પાછા ફર્યા. ગામમાં પ્રવેશતાં જ તેમણે મંત્ર ભણી તલવાર ફેંકી એટલે તે તલવાર થોડી વારમાં કાકાનું કપાએલું માથું લઈને પાછી ફરી. તે માથું હાથમાં લઈ મિલારેપા તો પોતાની વહાલી માતાને મળવા માટે ઉમળકાભેર ઘેર દોડી આવ્યા, પણ ઘર બંધ જોતાં નિરાશ થયા. આડોશી પાડોશી પાસેથી તેમને એવા અશુભ સમાચાર મળતાં કે તેમની વહાલી માતા તો થોડાં વર્ષ પહેલાં મૃત્યુ પામી છે, મિલારેપાનો બધો આનંદ શોકમાં ફેરવાઈ ગયો. માતૃપ્રેમને યાદ કરી કરીને તે ખૂબ રડ્યા. માતા વિના તેમને પોતાનું જીવન નિરસ જણાવા લાગ્યું. સંસાર પણ અસાર ભાસવા લાગ્યો. પોતે મહામહેનતે પ્રાપ્ત કરેલી જાદુમંત્ર-વિદ્યા પ્રતિ પણ અણગમો ઉત્પન્ન થઈ ગયો. પોતાના શોકની સંપૂર્ણ નિવૃત્તિ માટે અને સાચી સુખ-શાંતિની પ્રાપ્તિ માટે તેમણે કોઈ મોટા સિદ્ધપુરુષના શરણમાં જવાનું નક્કી કર્યું. ઘરના એક ખૂણામાં મૃત માતાનાં હાડકાંની નાની પોટલી ભરાવેલી હતી. તેને પોતાની છાતી સાથે ચાંપતાં અને માતૃવિયોગના દુઃખથી હૃદયફાટ રુદન કરતાં તેમણે પોતાનું ઘર અને ગામ છોડ્યું અને શાંતિની શોધમાં નીકળી પડ્યા. દિવસભરના પ્રવાસ દરમિયાન તે પોતાની વહાલી માનાં હાડકાંની પોટલી પોતાની છાતી સાથે બાંધી રાખતા અને રાતભરના પડાવ દરમિયાન તેને પોતાના મસ્તક નીચે મૂકી રાખતા. આવી રીતે યાત્રા કરતાં કરતાં મોટા મોટા પહાડ ને પર્વત,

ઝીણુ ને મેદાન વટાવીને ઘણા દિવસે તે તિબેટ-કાશ્મીરની સીમા પરના એક નાના ગામમાં પહોંચ્યા, જ્યાં યોગી 'નારોપા'ના શિષ્ય યોગી 'મારપા' રહેતા હતા. યોગી પાસે જઈ તેમને પ્રણામ કરી વિનય-પૂર્વક નમ્ર વાણીમાં પ્રાર્થના કરી કે કૃપા કરીને યોગવિદ્યા શીખવી સાચી સુખશાંતિનો અનુભવ કરાવો. યોગી મારપાએ મિલારેપાની તેજસ્વી આંખો સામે જોતાં જ પોતાની યોગશક્તિ વડે બધી વાત જાણી લીધી અને કહેવા લાગ્યા, "તું તો માંત્રિક ને જાદુગર છો. મેલી વિદ્યાનો તેં દુરુપયોગ કર્યો છે. યોગવિદ્યાનો ય તું આવો ઉપયોગ કરે તો!" આ સાંભળી ગળગળા થઈ મિલારેપા કહેવા લાગ્યા, "જે થયું તે થયું. તેનું મને ઘણું દુઃખ છે. હું આપને વચન આપું છું કે યોગવિદ્યા મારા તેમજ અન્ય જીવોના કલ્યાણને માટે જ હશે." આ સાંભળી યોગી મારપાએ મિલારેપાની ગુરુભક્તિ અને યોગવિદ્યા શીખવાની લગનીની પરીક્ષા કરવાનું નક્કી કર્યું. તેમને આદેશ કરવામાં આવ્યો કે, "સામે અર્ધોએક માઈલ દૂર દેખાતા પહાડમાંથી પથ્થરો ઊંચકી લાવી અમુક દિવસમાં અમુક આકારની ઓરડી બાંધી દે." આજ્ઞા થતાં મિલારેપા કામે લાગી ગયા. ગુરુવચનમાં શ્રદ્ધા ને પોતામાં વિશ્વાસ રાખી ઉત્સાહ અને હિંમતથી દિનરાત તનતોડ મહેનત કરી તેમણે આપેલા સમય પહેલાં જ ઓરડી ચણી નાખી. યોગી મારપાએ ઓરડી જોતાં જ તેને નાપસંદ કરી અને ક્રોધાવેશમાં મિલારેપાને ન કહેવાનું કહેતાં આદેશ કર્યો કે ઓરડી તોડી જ્યાંથી પથ્થરો લાવવામાં આવ્યા હતા ત્યાં તે બધાને પાછા મૂકી આવવા. મિલારેપાએ ગુરુઆજ્ઞા માથે ચડાવી ઓરડી તોડવી શરૂ કરી. દિનરાત પરિશ્રમ કરી બધા પથ્થર જ્યાંના ત્યાં મૂકી આવ્યા અને તેની ગુરુને જાણ કરી. આથી ગુરુએ તેમને બીજા આકારની મોટી ઓરડી બાંધવા આદેશ કર્યો. મિલારેપાએ તો દિનરાત ટાઢ-તડકાની પરવા કર્યા વિના સતત પરિશ્રમ કરી તે પહાડના પથ્થરો માથા પર ઊંચકી લાવી કેટલેક દિવસે મોટી ઓરડી ચણી દીધી. તેમણે ધાર્યું હતું કે યોગી 'મારપા' આ ઓરડીનું કામ જરૂર પસંદ કરશે, પણ મારપાએ તો તેનાથી ઊલટું જ કર્યું. ઓરડી પાડી નાખી તેના પથ્થરો જ્યાં હતા ત્યાં મૂકી આવવા આદેશ કર્યો. મિલારેપાએ ખંત અને ધૈર્યથી તે પ્રમાણે કર્યું. આવી રીતે ચાર ચાર વાર મારપાએ મિલારેપાને આદેશ કર્યો અને મિલારેપાએ પોતાના શરીરની ય દરકાર

કર્યા વિના તે બધા આદેશોનું શ્રદ્ધાપૂર્વક પાલન કર્યું. એ જોઈ યોગી મારપા મિલારેપા પર પ્રસન્ન થઈ ગયા અને તેને 'દીક્ષા' આપી 'તૂમો' નામની યોગક્રિયા ને ધ્યાન–યોગસાધના શીખવ્યાં. ત્યાર બાદ ગુરુ મારપાએ શિષ્ય મિલારેપાને કૈલાસ પર્વતની હિમગુફામાં જઈ આ 'તૂમો' ક્રિયા અને ધ્યાન–સાધના સિદ્ધ કરવા આદેશ કર્યો.

ગુરુનો આદેશ માથે ચડાવી મિલારેપા કૈલાસ પ્રાંતમાં આવ્યા અને કેટલેક મહિને 'તૂમો' યોગક્રિયા સિદ્ધ કરી. આ સાધનાને લીધે તેમના શરીરમાં ઘણી ઉષ્ણતા ઉત્પન્ન થવા લાગી, જેથી તે હિમગુફામાં પણ દિગંબર રહેવા લાગ્યા અને દિનરાત ધ્યાનમાં વિતાવવા લાગ્યા. આવી રીતે એકાંત સાધનામાં ઘણાં વર્ષ વીતી ગયાં. એક શુભ દિવસે તે એવી ઉચ્ચતમ યોગાવસ્થામાં પહોંચી ગયા, જ્યાંથી તેમના હૃદયમાં 'પરમ અનુરાગ'નું ઝરણું ફૂટી નીકળ્યું. ત્યાર પછી તો તે સુમધુર કંઠે ભક્તિ અને જ્ઞાનનાં સ્વતઃ સ્ફુરિત ગીત આલાપતાં જ અધિકાંશ સમય વિતાવવા લાગ્યા. એક વાર જ્યારે હિમમય પર્વતની એકાંત ગુફામાં દીવાલને ટેકે બેસી તે આવી રીતે દિવ્ય ગાન ગાઈ રહ્યા હતા ત્યારે દૂરથી તે સુમધુર આલાપવાળી ઉપદેશવાણી સાંભળી મુગ્ધ થઈને કેટલાક યાત્રીઓ ગુફાને દ્વારે આવી પહોંચ્યા. અંદર ડોકિયું કરતાં હરિત સુડોલ દેહવાળા અને જમણા કાન પર જમણો હાથ રાખીને એકતાન થઈ ગાતાં યોગી મિલારેપા જોવામાં આવ્યા. (જુઓ ચિત્ર નં ૮૪). બધા યાત્રી તેમનાં દર્શન કરી ધન્ય થયા અને ત્યાં ચૂપચાપ ઊભા રહી તે દિવ્ય ગાન આખી રાત સાંભળતા રહ્યા. સવારે સૂર્યોદય થતાં યોગી મિલારેપાનું ગાન પૂરું થયું એટલે બધા યાત્રીઓએ તેમને શ્રદ્ધા–ભક્તિપૂર્વક પ્રણામ કરી સવિનય પ્રાર્થના કરી કે, "તિબેટની પીડિત જનતાના કલ્યાણ માટે હવે આ ગુફાજીવન છોડી લોકાલયમાં ચાલો." 'જેવી પરમેશ્વરની ઈચ્છા' આમ કહેતાં તે ત્યાંથી બહાર આવ્યા અને યાત્રીઓની સાથે ચાલી નીકળ્યા. રસ્તામાં જ્યારે તેમને ભૂખ લાગતી ત્યારે લીલા રંગનાં કાંટાળાં ઝાંખરાંને પાણીમાં ઉકાળી તે પાણી થોડું પીતા. તેથી તેમના દેહનો રંગ લીલોકાચ થઈ ગયો હતો. તેમણે પોતાના જીવનકાળમાં ભજન અને ઉપદેશ દ્વારા અગણિત નરનારીને સન્માર્ગે દોરી તેઓનું કલ્યાણ કર્યું. તેમણે રચેલાં એક લાખ ભજનોનો એક બૃહદ્ ગ્રંથ છે, જેને તિબેટી ભાષામાં 'ખા–બૂમ' કહે છે. તિબેટમાં ઘરે ઘરે એ ભજનો ગવાય છે.

કહે છે કે એક દિવસ તેમનું પાણી પીવાનું માટીનું વાસણ ભાંગી જતાં તેમને જ્ઞાનથી ભરપૂર એક ગાન સ્ફૂર્યું, જેનો અર્થ આ પ્રમાણે છે: 'આ માટીનું વાસણ પણ મારો ગુરુ બન્યું છે, કારણ કે તેણે મને તેના આ કાર્ય વડે જગત્‌ની સર્વ વસ્તુઓની નશ્વરતાનો બોધ આપ્યો છે અને મને તેના તરફના મારા અંતિમ મોહથી મુક્ત કર્યો છે."

એક વાર તેમની કોઈ પૂર્વપરિચિત વ્યક્તિએ તેમને દિગંબર અવસ્થામાં જોઈ દુઃખ પ્રગટ કર્યું. તેના જવાબમાં તેમણે પોતાના અંગૂઠા પર કપડાનો લીરો વીંટાળી પેલાને પૂછ્યું, "શું હવે આ અંગૂઠો સજ્જન થઈ ગયો?" પેલો માણસ આનું રહસ્ય સમજી શક્યો નહીં, એટલે 'મિલારેપા' એ તેને ઉપદેશ આપ્યો કે, "જેની આંખ નિર્વિકારી બની ગઈ છે તેને પછી ક્યાંય વિકારી દૃશ્ય દેખાતું નથી."

જ્યારે તેમનું વય ૭૨ વર્ષનું થયું ત્યારે તેમણે યોગશક્તિના બળે જાણ્યું કે હવે અહીંનું પોતાનું કાર્ય પૂરું થઈ ગયું છે. આ વાતની બધા ભક્તોને જાણ કરાવવામાં આવી. જોતજોતાંમાં અસંખ્ય ભક્તો તેમનાં અંતિમ દર્શન માટે એકઠા થઈ ગયા. કેટલાક લાલચુ શિષ્યોએ તેમને ધીમે રહીને પૂછ્યું, "ગુરુદેવ! આપનું ધન ક્યાં રાખ્યું છે?" આ સાંભળી 'મિલારેપા' આછું હસ્યા અને ખૂણામાં પડેલી તાળું મારેલી પેટી તરફ આંગળી ચીંધી ચૂપ થઈ ગયા. થોડી વારે તેમનું શરીર રબરના દડા માફક જમીન પરથી ઉછળ્યું અને પલકવારમાં આકાશમાં અદૃશ્ય થઈ ગયું. હાજર રહેલા લોકો આ ચમત્કાર જોતાં આકાશ તરફ મોઢું વકાસી ઊભા રહ્યા. કોઇને ગતાગમ ન રહી કે શું થયું ને શું નહીં. થોડી વાર બાદ બધા લોકો યોગી 'મિલારેપા' નાં ગુણગાન ગાતાં ગાતાં પોતપોતાને ઘેર જવા લાગ્યા.

રાતે ચોમેર અંધકાર છવાઈ જતાં પેલા લાલચુ શિષ્યો ઘીનો દીવો પ્રગટાવી ગુરુના સંકેત પ્રમાણે ખૂણામાં પડેલી પેટીનું તાળું ખોલવા લાગ્યા. તેઓના મનમાં એમ કે ગુરુદેવ આ પેટીમાં મૂલ્યવાન જવાહીર અને સોનાના સિક્કાઓ સુરક્ષિત રાખી ગયા હશે એટલે તે બધું વેચીને આનંદથી જીવન વિતાવીશું. જ્યાં તાળું ખોલ્યું અને ઝટ અંદર હાથ નાખ્યો તો તેમાંથી ફક્ત એક મેલું ચીંથરું નીકળ્યું.



તિબેટના મહાયોગી શ્રી મિલા-રેપા [કૈલાસ પ્રદક્ષિણા માર્ગની ઝુથૂલ-ફુક ગુફામાં] (ચિ. નં. ૮૪)





ઝુથૂલ-કુક ગોમ્પામાં રહેલું નવવિવાહિત સુખી જોડું
(ચિ. નં. ૮૭)



"દીરાફુક ગોમ્પા"ના તાંત્રિક લામા (તિબેટના સાધુ)
(ચિ. નં. ૮૬)

બધા ચેલાઓના મુખ જોવા જેવા થઈ ગયાં. કાપો તો લોહીનું ટીપું ય ન નીકળે. 'યોગી મિલારેપા' એ આંગળી ચીંધી પેટી બતાવતાં લાલચું શિષ્યોને મૌનમાં જે અંતિમ ઉપદેશ આપ્યો હતો તેનો અર્થ કેટલાક વિદ્વાનોએ આ પ્રમાણે કર્યો છે :

"જેત્સુન 'મિલારેપા' ગરીબીમાં જનમ્યા હતા અને પાછળ ગરીબી છોડતા ગયા. તે ધનિકના અશાંત જીવન કરતાં ગરીબના શાંતિમય જીવનના હિમાયતી હતા. કમળ કાદવમાં જ ઉત્પન્ન થાય છે, પર્વતના શિખર પર નહીં જ; તેવી રીતે મહાન વ્યક્તિઓ ગરીબ ઘરમાં જ પેદા થાય છે. ગમે તેવો ધનાઢ્ય પુરુષ પણ પોતાની સાથે ચીંથરું ય નથી લઈ જઈ શકતો. સાચી શાંતિના શોધકે જગત્‌નો ચીંથરા માફક ત્યાગ કરી નાખવો જોઈએ. મહાપુરુષોનું સાચું ધન હૃદયરૂપી પેટીમાં જ સમાયેલું હોવું જોઈએ, બહારની તિજોરીમાં તો મેલું ચીંથરું રહેવું યોગ્ય છે. આવું મેલું ચીંથરું પણ દીવાની વાટ બની મકાનોનાં અંધારાં ઉલેચી શકે છે, તેવી રીતે ગરીબીમાં ઉછરેલા મહાપુરુષો લોકોની ગરીબી અને અજ્ઞાન દૂર કરી શકે છે. 'મિલારેપા' ચીંથરા માફક પુણ્ય અને પાપનો માર્ગ છોડી, સમરસમાં મગ્ન થઈ રહ્યા છે."

* * * * * * *

હવે આપણે 'ઝૂથુલ–ફુક' (ચમત્કારી ગુફા) વિષે તિબેટની લોકકથા જોઈએ :

'યોગી મારપા'એ 'મિલારેપા'ને યોગદીક્ષા આપી યોગની ક્રિયા અને ધ્યાનપ્રક્રિયા શીખવી તેના અભ્યાસ માટે હિમમય કૈલાસ પર્વતની ગુફાઓમાં જવા આદેશ કર્યો. યોગી ગુરુના આશીર્વાદ લઈ 'મિલારેપા' કૈલાસમાં આવ્યા. અહીં કેટલીક ગુફાઓમાં કેટલોક સમય યોગાભ્યાસ કરતાં કરતાં તેઓ છેવટે 'ઝૂથુલ–ફુક' નામની ગુફામાં આવ્યા અને અહીં દીર્ઘકાળ રહી ધ્યાનાભ્યાસ કર્યો. કહે છે કે જ્યારે ઉનાળામાં ગરમી પડવા લાગતી અને આ ગુફામાં ઉકળાટ થવા લાગતો ત્યારે આ ગુફાના છપ્પરરૂપે ઢાંકવામાં આવેલી મોટી ને વજનદાર શિલાને 'મિલારેપા' અંદરથી હથેળી વડે ધક્કો મારી બહાર હડસેલી

મૂકતા હતા, જેથી ગુફા ખુલ્લી થઈ જતાં હવા પ્રવેશી શકતી અને બફારો થતો નહીં. શિયાળામાં જ્યારે હિમપાત શરૂ થતો અને ચામડી ફાડી નાખે તેવી સખત ઠંડી પડવા લાગતી ત્યારે 'મિલારેપા' તે મોટી શિલાને એક હાથ વડે ઊંચકી ગુફા પર ઢાંકી દેતા જેથી ગુફામાં ઠંડી કે હિમવર્ષાનો ત્રાસ સહેવો પડતો નહીં. આવી રીતે 'મિલારેપા' ચમત્કાર કરતા હોવાથી આ ગુફાનું નામ 'ચમત્કારી ગુફા' કે 'ઝૂથુલ–ફુક' પડી ગયું."

આ ગુફામાં આવેલી શિલા પર હજી ય યોગી 'મિલારેપા'ની હથેળીની છાપ પડેલી છે. યાત્રીઓ તેનાં દર્શન કરી પોતાની જાતને ધન્ય માને છે. મેં તે પવિત્ર છાપને સ્પર્શ કરી મારી જાતને વધારે ધન્ય માની.

આવો જ એક બીજો ચમત્કાર આ 'ઝૂથુલ–ફુક ગોમ્પા' પાસેના રસ્તે થયો હતો, જે આ પ્રમાણે છે: જ્યારે યોગી 'મિલારેપા' 'ઝૂથુલ-ફુક'માં ધ્યાનાભ્યાસ કરતા હતા ત્યારે એક દિવસ કોઈ એક યોગી પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરતો કરતો ત્યાંથી નીકળ્યો. 'મિલારેપા'ને જોઈ તેણે એકબીજાની સિદ્ધિઓનું પ્રદર્શન કરવાનો પ્રસ્તાવ મૂકચો. 'મિલારેપા'એ તરત જ તે સ્વીકારી લીધો. ત્યાર પછી પેલા તિબેટી યોગીએ પહાડ પરના એક મોટા પથ્થરને પોતાની ટચલી આંગળીનો સ્પર્શ કરી ઊંચકીને નીચેના રસ્તા પર મૂકચો. એ જોઈ 'યોગી મિલારેપા'એ મલકાતા મુખે પર્વત પરના એક વિશાળકાય ને વજનદાર પથ્થરને આંગળીનો ઇશારો કરી ફરમાવ્યું, "આવ અને રસ્તા પરના પેલા નાના પથ્થર પર ધીમે રહીને બેસી જા." તરત જ પર્વત પરનો તે મોટો પથ્થર ઊડતો ઊડતો નીચે આવ્યો અને પેલા નાના પથ્થર પર બેસી ગયો. યોગી 'મિલારેપા'ની આ અદ્ભુત સિદ્ધિ જોઈ તિબેટી યોગી ડરી ગયો અને ક્ષમાયાચના કરી ત્યાંથી ઝટ 'પોબારા ગણી ગયો.' હજી પણ તે બન્ને પથ્થરો 'ઝૂથુલ–ફુક ગોમ્પા' પાસે છે. યાત્રીઓ તેને પ્રણામ કરી યોગી 'મિલારેપા' પ્રતિ શ્રદ્ધા ભક્તિ–વહેવરાવે છે.

'ડાબા સોનમ' મને 'ઝૂથુલ–ફુક ગોમ્પા'ના 'ચોખંગ'માં લઈ ગયો, જ્યાં એક તિબેટી સાધુ પૂર્વાભિમુખે બેસી કંઈક વિશેષ અનુષ્ઠાન કરી રહ્યો હતો. તેના ડાબા હાથમાં લાકડાની પાતળી ડાંડી અને

એક મંજીરું હતું અને જમણા હાથમાં બીજું મંજીરું હતું. સામેના બાજોઠ પર ધર્મગ્રંથ હતો. તે તેમાંથી એક શ્લોક મધ્યમ સ્વરે ગાઈ, ડાંડી વડે એક વાર ઢોલ વગાડી, ત્રણ વાર મંજીરા ખણખણાવતો હતો. મેં જોયું કે તે પોતાના અનુષ્ઠાનમાં ઘણો તલ્લીન હતો. હું થોડી વાર ત્યાં ચૂપચાપ ઊભો રહી તેનું અનુષ્ઠાન જોતો રહ્યો. તેના બાજોઠ પર ડમરુ, શંખ, દોર્જે (વજ્ર) ઠીબલૂ (ઘંટડી) વગેરે ગોઠવેલાં હતાં. સોનમે મને કહ્યું કે તેનું નામ 'કુંજોક' છે અને તે તાંત્રિક અનુષ્ઠાન કરવામાં ભારે નિષ્ણાત છે. તેની પાસે પડેલું 'કંગલિંગ' (ભૂંગળવાળું) માણસના જમણા સાથળના હાડકાનું બનેલું છે. પાસે પડેલી 'કબલી' (માણસની ખોપરી) માં 'શ્યા' (માંસ) અને 'છંગ' (દારૂ) ભરી ખાવા-પીવા માટે છે. મેં ડાબા સોનમને ધીમે રહીને પૂછ્યું, "શું તે વ્યક્તિ તિબેટમાંથી ચીન સરકારને નસાડી મૂકવા માટે આવું ખાસ તાંત્રિક અનુષ્ઠાન કરી રહી છે?" મારો આવો અણચિંતવ્યો પ્રશ્ન સાંભળી સોનમ ખડખડાટ હસી પડ્યો અને પ્રશ્નનો જવાબ ખાઈ ગયો. મેં પણ આ વિષે ફરી પડપૂછ કરી નહીં.

અમે પૂજાઘરમાંથી બહાર આવ્યા એટલામાં ત્યાં એક નવવિવાહિત તિબેટી યુગલ જોવામાં આવ્યું. બન્ને સ્વસ્થ અને સુડોલ હતા. તેઓએ 'ભક્કૂ' (ચામડાના કોટ) પહેરેલા હતા અને તિબેટની પ્રથા અનુસાર પોતાના જમણા હાથ તેમાંથી બહાર કાઢ્યા હતા. કમર પર ચાંદીની અને હાથીદાંતની દાંતખોતરણી, કાન ને નાક સાફ કરવાનું તથા છરી, ચીપિયો વગેરે લટકતું હતું. પગમાં 'લ્હમ' (ગૂંથેલા સુતરાઉ લાંબા જોડા) પહેર્યા હતા. સ્ત્રીએ તેના લાંબા વાળમાં નાની ચોટલીઓ ગૂંથી તેમાં ચાંદીના સિક્કાવાળી પટ્ટીઓ લટકાવી હતી. આ યુગલ હસમુખું અને આનંદી હતું. (જુઓ ચિત્ર નં-૮૭).

આ ગોમ્પા જોવામાં મને ઘણો સમય થઈ ગયો હોવાથી મેં 'ડાબા સોનમ'ની વિદાય માગી. તેણે મને તાજું માખણ, ખડી સાકર અને ચમરી ગાયના 'છૂરા' (સૂકા પનીરના ટુકડા) ભેટ આપ્યા. ત્યાર પછી તે મને ગોમ્પાના દરવાજા સુધી વળાવવા આવ્યો. અમે હાથ હલાવી એકબીજાની શુભકામના કરતા વિખૂટા પડ્યા. ત્યાંથી હું હળવું ઉતરાણ ઉતરી પ્રદક્ષિણા માર્ગ પર આવ્યો. પાછું ફરી જોયું

તો સફેદ પાઘડીધારી રાજદેવ ધીમે પગલે આવી રહ્યા હતા. મેં તેમને હાથના ઇશારાથી સમજાવ્યું કે તે ‘ઝૂથુલફુક ગોમ્પા’ જોવા જેવો છે. બને તો ઉપર જઈ જોઈ આવો. તેમણે તે ગોમ્પા તરફ બે હાથ જોડી અને માથું નમાવી પ્રણામ કર્યા અને મને હાથના ઇશારાથી સમજાવ્યું કે હવે તેના પગ વધારે પડતો પરિશ્રમ સહન કરે તેવી સ્થિતિમાં નથી. વધારે તાણ્યું તૂટી જાય તેવી હાલત છે. માટે તે તો પાંસરા ‘દરચેન’ તરફ જવા માગે છે. રાજદેવનો આ પ્રમાણેનો વિચાર સમજી હું ત્યાંથી ‘દરચેન’ તરફ ઝડપભેર રવાના થયો. મેં જોયું કે મારાથી એકાદ માઈલ આગળ ત્રણ યાત્રીઓ જઈ રહ્યા હતા. તેમને આંબી જવા મેં મારી ચાલવાની ગતિ વધારે કરી દીધી. રસ્તામાં ત્રણચાર ઝરણાં પાર કર્યાં. અહીંથી એક પગદંડી જમણી બાજુના પહાડ પર જઈ રહી હતી. મેં કીચ ખંપા પાસેથી એ રસ્તા વિષે એવું સાંભળ્યું હતું કે ઘણાં વર્ષો પહેલાં યાત્રીઓ એ દુર્ગમ ચડાણવાળા રસ્તે ૬ માઈલ ચાલી ‘ગ્યાંગટા ગોમ્પા’માં પહોંચતા હતા અને ત્યાંથી ‘શિલુંગ ગોમ્પા’ થઈ ઉતરાણવાળે રસ્તે ‘દરચેન’ પહોંચતા હતા. કૈલાસ–પ્રદક્ષિણાના એ પુરાણા રસ્તે યાત્રીને બાકીના બન્ને ગોમ્પાનાં દર્શન થઈ શકતાં હતાં. તે રસ્તામાં ‘ગ્યાંગટા ગોમ્પા’ પાસે કૈલાસની પ્રદક્ષિણના માર્ગનું ચોથું ‘શપજે’ (ભગવાન અમિતાભ બુદ્ધનું ચરણચિહ્ન) આવેલું છે.

નદીને કિનારે થોડાં ડગલાં આગળ વધતાં એક એવી જગા આવી જ્યાં નદીના ડાબી બાજુના કિનારા પરની એક પગદંડી ‘માનસરોવર–પ્રદક્ષિણા’ની હતી. અહીંથી દૂરનું બરખાનું મેદાન અને તેમાં વહેતી ચાંદીના ચળકતા તાર જેવી કેટલીક નદીઓનું દૃશ્ય ઘણું સુંદર હતું. ‘પોંગાદુ’ ગામ અને તેની હરિયાળી ભૂમિ પણ દૂરથી સુંદર દેખાઈ રહ્યાં હતાં. કૈલાસ–પ્રદક્ષિણાના આ રસ્તે જમણી બાજુ પરના પહાડો રંગબેરંગી પથ્થરોવાળા જોવામાં આવ્યા. તેમાં લીલા, લાલ અને ગુલાબી રંગના પથ્થરો વધારે હતા. હકીમ લોકો આવા પથ્થરોનો દવામાં ઉપયોગ કરે છે. તેને ‘ઝહરમોરા’ (Serpentine Stone) કહે છે. અહીંથી હું આગળ જતા યાત્રીઓ કરતાં આગળ નીકળી ગયો અને ઝડપભેર ચાલવા લાગ્યો. ૩ માઈલનું અંતર કાપી કૈલાસ–પ્રદક્ષિણા માર્ગના ચોથા ‘છક–છલ–ગંગ’ પાસે આવી પહોંચ્યો. તિબેટી લોકો આ

જગાને 'ઝહોંગ-છૂગો' કહે છે. અહીં 'મણિમંત્ર' કોતરેલા પથ્થરોની લાંબી દીવાલ હતી. તેને હું મારી જમણી બાજુ પર રાખી ચાલવા લાગ્યો. અહીં નદીને ડાબે કિનારેની એક પગદંડી 'માનસરોવર-પ્રદક્ષિણા' માટેની હતી. તે રસ્તો સારો હોવાથી મોટા ભાગના યાત્રીઓ તે પગદંડી પકડી માનસરોવરની પ્રદક્ષિણા કરે છે. હું પણ આવતી કાલે 'દરચેન' થી અહીં પાછો આવી, અહીંથી નદી ઓળંગીને તે રસ્તે 'માનસરોવર-પ્રદક્ષિણા' માટે જવાનો હતો. પણ મેં આ વાત હજી સુધી કોઈ યાત્રીને જણાવી નહોતી.

દક્ષિણ દિશા તરફ એકાદ માઈલ આગળ વધતાં દૂરની લાલ રંગની ટેકરી અને તેની તળેટીમાં આવેલું 'દરચેન' ગામ દેખાવા લાગ્યાં. આ રસ્તે હું એકલો જ ઉતાવળે પગલે આગળ વધી રહ્યો હતો. બીજા યાત્રીઓ ઘણા પાછળ રહી ગયા હતા. વાદળાં વિનાના આકાશમાં સૂર્યનારાયણ તપી રહ્યા હોવાથી અને પવન પડી ગયો હોવાથી બફારો થઈ રહ્યો હતો. તેમાંય ચાલવાની ઝડપને લીધે શરીરમાં વધારે ગરમી ઉત્પન્ન થઈ રહી હતી. અડધો માઈલ આગળ વધ્યો હોઈશ તેવામાં માર્ગમાં 'તરચૂંગ-છૂ' નદી આવી. તેને કિનારે 'ડોકપા' (ભરવાડ) લોકોનો એક કાળો તંબૂ જોવામાં આવ્યો. હું 'તરચૂંગ-છૂ' પાર કરી તેને જમણે કિનારે આવ્યો તેવામાં તે 'ડોંગ' (કાળા તંબૂ) ના બેચાર મોટાં ખૂંખાર કૂતરાં હાઉ હાઉ કરતાં મારા પર ધસી આવ્યાં. તે બધાં મારી ઉપર તૂટી પડે તે પહેલાં જ હું સાવચેત થઈ મારી મજબૂત લાકડીને ગોળ ગોળ ફેરવવા મંડી પડ્યો. તે જોઈ 'ડોંગના' માલિકે પોતાના કૂતરાંને બૂચકારી પાછાં બોલાવી લીધાં. મેં છૂટકારાનો દમ ભર્યો. કૂતરાં પોતાના માલિક પાસે પહોંચી તેના પગમાં આળોટતાં વહાલ કરવા લાગ્યાં. તે જોઈ મને પેલો દોહરો યાદ આવી ગયો :

"कूत्तनकी मित्राईमें दो बांतनका दुःख ।
खीजे काटे पाऊँको रीझे चाटे मुख ॥"

અહીંથી રવાના થઈ હું 'દરચેન' ગામ તરફ ચાલવા લાગ્યો. રસ્તામાં એક જગાએ ઊભા રહી પાછું વળીને દૂર દૂર નજર દોડાવી, પણ કોઈ જોવામાં આવ્યું નહીં. તેથી હું ધીમે પગલે 'દરચેન' તરફ

આગળ વધવા લાગ્યો. પોણો માઈલનો પંથ પૂરો કર્યો તેવામાં મણિમંત્ર કોતરેલા નાના મોટા પથ્થરોની લાંબી દીવાલ જોવામાં આવી. આવી લાંબી દીવાલ મેં આ પહેલાં ક્યાંય જોઈ નહોતી, તેથી મને ઘણી નવાઈ લાગી. સાથોસાથ તિબેટના લોકોની પવિત્ર કૈલાસ પ્રત્યેની શ્રદ્ધા–ભક્તિ પ્રતિ મને માન ઉપજ્યું. સમીપ વહી રહેલી નાની નદી 'ઉમા–છૂ' (દરચેન–છૂ) ને હું પાર કરી તેને જમણે કિનારે આવ્યો અને 'દરચેન' ગામ તરફ ન જતાં તેને કિનારે કિનારે આગળ વધવા લાગ્યો. ભગવાન કૈલાસપતિના ચરણારવિંદમાંથી નીકળતી આ પવિત્ર નદીમાં મેં સ્નાન કરીને 'કૈલાસ–પ્રદક્ષિણા' શરૂ કરી હતી. તેથી મારી ઇચ્છા આ પ્રદક્ષિણા ત્યાં જ પૂરી કરીને તેમાં સ્નાન કરી તથા તેના પવિત્ર કિનારે થોડો સમય જપ–ધ્યાન કરી કૈલાસપતિની મહા કરુણા પ્રાપ્ત કરવાની હતી. થોડા ફૂટ આગળ વધી હું તે પહાડની પાસે આવી પહોંચ્યો જ્યાંથી 'ઉમા–છૂ' બહાર આવી રહી હતી. જે જગા પાસે મેં તેમાં સ્નાન કર્યું હતું ત્યાં થોડો વિશ્રામ કર્યા બાદ શરીર પરના વસ્ત્રો ઊતારી, કેવળ લંગોટી પહેરી, પવિત્ર 'ઉમા–છૂ' ના હિમ જેવા શીત જળમાં ઊતર્યો. 'કૈલાસ–પ્રદક્ષિણા' નિર્વિઘ્નરૂપે પૂર્ણ થયાના આનંદથી હું ઉભરાઈ રહ્યો હતો. આંખોમાંથી હર્ષાશ્રુ વહી રહ્યા હતા. પુણ્યસલિલામાં ડૂબકી મારી સ્નાન કરતાં જ મારા જન્મ જન્માંતરોના બધાં પાપ ધોવાઈ ગયા તેવો મને અનુભવ થયો. પવિત્ર જળમાંથી બહાર આવતાં મને એમ જ લાગ્યું કે ભગવતી ઉમાની ગોદમાંથી હું નવો જન્મ લઈ આ પૃથ્વી પર આવી રહ્યો છું. સાચે જ, મારામાં કોઈ અવર્ણનીય આધ્યાત્મિક પરિવર્તન થવા માંડ્યું. ઝટપટ કપડાં બદલી નદીના લીલાછમ કુમળા ઘાસ પર પવિત્ર કૈલાસ પ્રતિ મુખ રાખી બેસી ગયો અને આત્મચિંતન કરવા લાગ્યો. જ્યારે ઘોડાખચ્ચરોના ગળાની ઘંટડીઓના રણકાર કાને પડ્યા ત્યારે મેં આંખો ખોલી તે દિશામાં જોયું તો યાત્રીઓ આવી પહોંચ્યા હતા અને ખંપા નોકરલોકો લીલીછમ સપાટ ભૂમિ પર તંબૂ ઊભો કરી રહ્યા હતા. આજે બધા યાત્રીઓના ચહેરા પર આનંદ ઉછળી રહ્યો હતો, કારણ કે આજે બધાએ પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા સમાપ્ત કરી હતી. આ આનંદના આવેગમાં તેઓનો શારીરિક અને માનસિક થાક ઊતરી ગયો જણાતો હતો.

તંબૂ, રાવટી અને નાની છોલદારી ઊભાં થઈ જતાં અને તેમાં પાથરણાં પથરાતાં બધા યાત્રીઓએ તેના પર આડા પડી અલ્પ સમય વિશ્રામ કર્યો. ત્યાર પછી ઊભા થઈ પવિત્ર નદીમાં સ્નાન કરી આવી, નૈવેદ્ય અને આરતીની સામગ્રી લઈ, બધા યાત્રી તંબૂની બહારના ભાગમાં આવેલી લીલીછમ ને સપાટ ભૂમિ પર આવ્યા. અહીંથી ગિરિરાજ કૈલાસનાં સ્પષ્ટ દર્શન થઈ રહ્યાં હતાં. આકાશમાં ન તો વાદળાં હતાં કે ન પવન હતો. બધાએ કૈલાસપતિ મહાદેવના જયઘોષ કરી ગગન ગજવી મૂક્યું. આ સાંભળી 'દરચેન' ગામના કેટલાંક નરનારી અને બાળકો અમારા તંબૂ પાસે દોડી આવ્યાં. મોટા થાળમાં ઘણો બધો નૈવેદ્ય ભરી યાત્રીઓએ પુણ્યપુંજ કૈલાસની સામે ધર્યો અને થોડી વાર આંખો મીંચી એવો ભાવ વ્યક્ત કર્યો કે ભગવાન આ નૈવેદ્ય ગ્રહણ કરી રહ્યા છે. ત્યાર પછી આંખો ખોલી નાંખી આરતી પ્રગટાવી અને ધૂપસળી સળગાવી બધા યાત્રી ભાવભક્તિપૂર્વક દેવતાત્મા કૈલાસપતિની આરતી ઉતારવા લાગ્યા. આ દૃશ્ય ખરેખર અનુપમ હતું. બધાનાં હૈયાં હાથબહાર હતાં અને આંખો છલકાઈ રહી હતી. ગદ્ગદ કંઠે બધા આરતી ગાઈ રહ્યા હતા. આરતી પૂરી થતાં બધાએ ભૂમિ પર લાંબા થઈ પુણ્યગિરિ કૈલાસને 'સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ' કરતાં હૈયાં ઠાલવ્યાં. આ બધું ભક્તિભાવથી નિતરતું દૃશ્ય જોઈ તિબેટી નરનારી અને બાળકોની આંખો પણ ભીની થઈ ગઈ. થોડી વારે બધાં ભૂમિ પરથી ઊભાં થયાં અને એકબીજાને હેતે હેતે ભેટવા લાગ્યાં. 'બોલ્યું ચાલ્યું માફ'નું આ દૃશ્ય પણ હૃદયસ્પર્શી હતું. જ્યારે રાજદેવ, જયંતીભાઈ અને ગોળવાળા ભગતે સજળ નયને મારા પગમાં પ્રણામ કરતાં મને 'બોલ્યું ચાલ્યું માફ' કહ્યું ત્યારે મારી આંખો પણ ગંગા-યમુના વહેવરાવા લાગી. મેં બન્ને હાથ ઊંચા કરી બધાંને આશીર્વાદ આપ્યા. ત્યાર પછી રાજદેવે બધા યાત્રીઓને ખંપા નોકર લોકોને તેમજ તિબેટી નરનારી અને બાળકોને પ્રસાદ વહેંચ્યો. બધાં ખુશ ખુશ થઈ ગયાં. હું અને ખાખીબાવા એકબીજા પાસે કૈલાસ-પ્રદક્ષિણાની સમાપ્તિનો આનંદ વ્યક્ત કરી રહ્યા હતા તેવામાં રાજદેવ આવ્યા અને હિમગિરિ કૈલાસ તરફ બે હાથ જોડતાં મને કહેવા લાગ્યા, "આહાહા, આજે પર્વતશ્રેષ્ઠ કૈલાસનું રૂપ અપ્રતિમ છે, અદ્ભુત છે, જાણે એકીટશે દર્શન કર્યાં જ કરીએ; બસ, કર્યાં જ કરીએ." એ સાંભળી મેં અને ખાખીબાવાએ બે હાથ જોડી પવિત્ર કૈલાસને

પ્રણિપાત કર્યાં. 'હું, બાવો ને સૌભાગ્યચંદ'ની ત્રિમૂર્તિ થોડી વાર સુધી હિમમય પવિત્ર કૈલાસની સામે 'મૌન–પ્રાર્થના' કરતી ઊભી રહી. (જુઓ ચિત્ર નં–૮૯). તેવામાં ગોળવાળા ભગતજી પગમાં ઘુઘરા બાંધી અને ડોકમાં ઢોલકી લટકાવી તંબૂમાંથી બહાર આવ્યા અને પવિત્ર કૈલાસને પ્રણામ કરી ભાવવિભોર થઈ ધૂન ગાતાં ગાતાં નાચવા લાગ્યા–'હર હર શિવ શિવ ભોલા, જય મહાદેવા' બધા યાત્રી ધૂનમાં જોડાયા. થોડી જ વારમાં આખું વાતાવરણ દિવ્ય બની ગયું. જાણે અમે બધા શિવલોકમાં છીએ એવું ભાસવા લાગ્યું. તિબેટી નરનારી પણ આનંદમાં આવી તાળીઓના ટપાકા દેવા લાગ્યાં. ધૂન પંદર મિનિટ ચાલી. આ પછી બાખીબાવા બધા યાત્રીઓ માટે રસોઈની તૈયારી કરવા રસોડાવાળી છોલદારીમાં પેઠા અને રાજદેવ પોતાના તંબૂમાં ગયા એટલે હું ત્યાંથી નીકળી થોડી વારે 'દરચેન' ગામમાં આવ્યો. 'લેબ્રંગ'ના મોટા મકાન પાસે કેટલાક 'દરચેન બા' (દરચેન ગામના લોકો) અને બેત્રણ 'જોહરી' (ભારતના જોહાર પરગણાના ભોટિયા લોકો) ઊભા હતા. મને જોઈ તે બધાએ 'ખમજમ' કહેતાં પ્રણામ કર્યાં.

આ 'દરચેન મંડી' માનસખંડની બીજા નંબરની મંડી (બજાર) ગણાય છે. ભારતના ચૌદાંસ અને બ્યાંસ પરગણાના ભોટિયા વેપારીઓની 'તકલાકોટ મંડી' પશ્ચિમ તિબેટમાં સૌથી મોટી મંડી ગણાય છે. 'ગરતોક મંડી' પણ મોટી છે. માનસરોવરના દક્ષિણ કિનારા પરની 'ઠોકર મંડી' આ બન્ને કરતાં નાની છે. આવી બીજી નાની મોટી મંડીઓમાં તાકલાકોટ પાસેની 'ગુકુંગ મંડી', ભારતના 'નીતિ પરગણાના' ભોટિયા લોકોની 'નાબ્રા મંડી', ભારતના 'દરમા પરગણા'ના ભોટિયા વેપારી લોકોની 'જ્ઞાનિમા (છકરા) મંડી', જોહર પરગણાના વેપારીઓની જ્ઞાનિમા (ખરકો) મંડી વગેરે છે.

હું જ્યારે દરચેન ગામના કેટલાક લોકો સાથે વાતચીત કરી રહ્યો હતો તે વખતે ત્યાં 'ડાબા છીરીંગ' નામનો બૌદ્ધ સાધુ આવ્યો. તે બેત્રણ માઈલ દૂરના 'ગ્યાંગટા ગોમ્પા'માં રહેતો હતો. તે હિંદી ભાષા બોલી શકતો હતો. તેની પાસેથી મને જાણવા મળ્યું કે ત્રણચાર તિબેટી વ્યક્તિ પવિત્ર કૈલાસની 'સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ પ્રદક્ષિણા' કરતી કરતી દરચેન મંડીમાં આવી પહોંચી છે. આ સાંભળી હું તેને

લઈને તે ભાગ્યશાળી યાત્રીઓને મળવા ચાલી નીકળ્યો. અમે બન્ને મંડીમાં આવેલા ‘ સોનમ ’ નામના તિબેટીના તંબૂએ આવ્યા. તે વખતે સોનમ ત્યાં હાજર નહોતો પણ તેની સ્ત્રી ‘ કાઝાંગ ’ બે તિબેટી પુરુષો અને ત્રણ સ્ત્રીઓને ગરમ ગરમ જા પીવરાવી રહી હતી. અમને જોઈ તેણે આવકાર આપ્યો અને બકરીની ખાલ બિછાવી દીધી એટલે અમે તેના પર બેઠા. ‘ કાઝાંગ ’ ગરમ જા ભરેલો એક ‘ ફરૂ ’ ( કટોરો ) મારી પાસે લાવી પણ મેં બે હાથ જોડી નમ્ર ભાવે તેનો અસ્વીકાર કર્યો. મારી સાથેના ડાબા છીરીંગે તે કટોરો લાંબો હાથ કરી લઈ લીધો અને ગટગટાવવા લાગ્યો. મેં તંબૂમાં નજર ફેરવી એક જ નજરે બધું જોઈ લીધું. ચૂલા પર એક મોટી કાળીમશ ‘ તીબીરી ’ ( કીટલી ) માં ‘ જા ’ ઉકળી રહી હતી. તિબેટી લોકોના ઘરમાં કે તંબૂમાં આખો દિવસ આવી રીતે ખારી ‘ જા ’ ઉકળતી રહે છે. ઘરના લોકો અને અતિથિ લોકો દિનભર આ ખારું પીણું પીતા રહે છે. ઘણાં લોકો દિવસ દરમિયાન ૧૦૦ થી ૧૫૦ કટોરા ‘ જા ’ ગટગટાવી જાય છે. લામા લોકો પણ પૂજા–પાઠ કરતાં કરતાં ‘ જા ’ ના કટોરા પીતા રહે છે. ‘ સોનમ ’ ના ઘરમાં જે લોકો જે કટોરામાં ‘ જા ’ પી રહ્યા હતા તે બધા કાષ્ટના કટોરા ( ફરૂ ) અંદરથી ચાંદી વડે મઢેલા હતા. આ કટોરાના તળિયાની બેઠક પકડી બધા લોકો ‘ જા ’ પી રહ્યા હતા. પૂરેપૂરો કટોરો ‘ જા ’ ન પીતાં તેમાં થોડી ‘ જા ’ રહેવા દેતા હતા. તે જોઈ ‘ કાઝાંગ ’ કીટલીમાંથી બધાના કટોરામાં ગરમ ‘ જા ’ રેડ્યા કરતી હતી. તિબેટમાં એવો રિવાજ છે કે કટોરામાં જ્યાં સુધી થોડી ‘ જા ’ બાકી રહી હોય ત્યાં સુધી તેમાં બીજી ‘ જા ’ રેડવામાં આવે છે. જો કોઈ વ્યક્તિ એક જ કટોરો ‘ જા ’ પી ને તેને ખાલીખમ કરી નાખે તો એમ સમજવામાં આવે છે કે તે વ્યક્તિને ‘ જા ’ સ્વાદિષ્ટ લાગી નથી, કે ‘ જા ’ બનાવવામાં કંઈક કચાશ રહી ગઈ છે, અથવા પીનાર વ્યક્તિ મૂર્ખ છે. મેં જોયું કે બધી વ્યક્તિએ ૧૫–૨૦ કટોરા ‘ જા ’ ગટગટાવ્યા બાદ છેલ્લો કટોરો ખાલીખમ કરી હાથ વડે કંઈક સંકેત કર્યો, એટલે ઘર માલકણ ‘ કાઝાંગે ’ તે બધાના કટોરામાં તાજો દળેલો વટાણાનો થોડો થોડો સત્તુ આપ્યો. ત્યાર પછી તેના પર ગરમ ‘ જા ’ રેડી એટલે બધી વ્યક્તિ પોતપોતાના કટોરા હાથ વડે ફેરવતા જીભથી અંદરનું મિશ્રણ ચાટવા લાગ્યા. તિબેટી લોકો આ પ્રમાણે જ ‘ જા ’ અને ‘ સત્તુ ’ ખાય છે.

જમી રહ્યા બાદ બધા એઠા કટોરા ભેગા કરી લેવામાં આવ્યા. કહે છે કે તિબેટી લોકો વર્ષમાં એક વાર (ભગવાન અવલોકિતેશ્વરના શુભ દિવસે) પોતાના 'ફ્રૂ' (કટોરા) ધૂએ છે.

ત્યાર પછી ડાબા છીરીંગે મને તે બધી તિબેટી વ્યક્તિનો પરિચય આપ્યો. તે લોકોને પૂછતાં જાણવા મળ્યું કે તેઓએ ૧૨ દિવસમાં કૈલાસની 'સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ-પ્રદક્ષિણા' પૂરી કરી દીધી છે. આ પ્રદક્ષિણા વિષે તેઓએ કહ્યું કે યાત્રીએ પોતાની છાતી, પેટ, હાથ અને પગ પર બકરી કે યાકનાં જાડાં ચામડાં બાંધવાં પડે છે. આમ કરવાથી શરીર છોલાતું નથી. વળી ભયંકર શીતથી બચવા માટે શરીર પર 'ભક્કૂ' (ચામડાનો કોટ) પહેરવો પડે છે. 'મણિમંત્ર' કે આવા બીજા કોઈ શક્તિશાળી મંત્રનો જપ કરતાં કરતાં આ પ્રદક્ષિણા કરવી પડે છે. આવી એક પ્રદક્ષિણા જનમ જનમનાં પાપ ધોઈ નાખે છે. એક કદાવર અને ખડતલ શરીરના પુરુષે મને સંકેત વડે સમજાવ્યું કે તેનું આખુંય શરીર આ પ્રદક્ષિણાના પરિશ્રમથી ઘણું કળી રહ્યું છે, તો પણ મન પ્રફુલ્લિત છે. મેં મારા ગજવામાંથી 'એનેસીન' દવાની ચાર ગોળીઓ કાઢી બધાને એકેક વહેંચી અને સમજાવ્યું કે આ ગોળી ગળે ઉતારી જાવ, થોડી વારમાં કળતર ઓછું થવા લાગશે. મારી વાત સાંભળી બધા લોકો ગોળીઓ ગળી ગયા અને તે પર થોડું થોડું ગરમ પાણી પીધું. મેં તે બધાનાં નામ-ઠામ વિષે જ્યારે તેઓને પૂછ્યું તો તેઓ ભયના માર્યા અંદરો અંદર કંઈક ગૂસપૂસ કરવા માંડ્યા. ડાબા છીરીંગ દ્વારા મેં તેઓને સમજાવ્યું કે આ પ્રમાણે પૂછવાનો મારો બીજો કોઈ ખરાબ આશય નથી, ફક્ત એટલું જ કે કયાં એવાં ભાગ્યશાળી નામો છે, જે આવી અત્યંત કઠિન કૈલાસની 'સાષ્ટાંગ પ્રણામ પ્રદક્ષિણા' કરી શક્યા છે. મારી આ વાત સાંભળી બધા એક-સાથે ખડખડાટ હસી પડ્યા. થોડી વાર પછી તેમાંનો એક મુખ્ય ભદ્ર પુરુષ મને કહેવા લાગ્યો, "અમે બધા તિબેટના 'આમદો પ્રાંત'ના વતની છીએ. મેં અને આ બન્ને મહિલાઓએ આવી 'સાષ્ટાંગ-દંડવત્-પ્રદક્ષિણા' પૂરી કરી છે. અમારી સાથેનો આ માણસ અમને રસ્તામાં 'જા', ભોજન વગેરે બનાવી આપતો હતો. મારું નામ 'તેંદુર' છે અને મારી આ નાની બ્હેનનું નામ 'સમદે આંગમો' છે. તેની સાથેની અમારા ગામની આ મહિલાનું નામ 'ખાંગા' છે. સાથેના સેવકનું

નામ 'ઘુટા' છે. અમારું ગામ અહીંથી ત્રણ મહિના સુધી ચાલવાથી આવે છે. આવતાં–જતાં લગભગ છ મહિના લાગે." આ લોકોની આવી સાચી વાત સાંભળી મને ઘણું જ આશ્ચર્ય થયું, સાથોસાથ તે બધાંએ સમાપ્ત કરેલી આવી અત્યંત કઠિન કૈલાસ–પ્રદક્ષિણા માટે તેઓ પ્રત્યે ઘણું માન ઉપજ્યું. થોડી વારે તે બધા યાત્રીઓ વિદાય થયા એટલે અમે બન્ને પણ ઊઠ્યા. મેં ઘરના એક ખૂણામાં લાકડાની જાડી નળી જેવું જોતાં 'કાઝાંગ' ને તે વિષે પૂછ્યું. તે કહેવા લાગી કે તેને 'ડોંગમો' કહે છે. તિબેટમાં આવા 'ડોંગમો' (પીચકારીના આકાર જેવી મોટી નળી) 'જા' બનાવવા માટે ઘણા જ ઉપયોગી છે. આમાં 'જા' બનાવવાની વિચિત્ર રીત છે. સૌ પહેલાં કીટલીમાં લીલા રંગની દડા–ચા ( Ball–Tea ) અને પાણી નાખીને સારી રીતે ઉકાળવામાં આવે છે. ત્યાર બાદ તેમાં સ્વચ્છ મીઠું અને થોડો ખાવાનો સોડા ( ફુલદો ) નાખવામાં આવે છે. જ્યારે 'જા' નો રંગ બરાબર આવી જાય એટલે તેને ગાળીને લાકડાના 'ડોંગમા' માં ભરવામાં આવે છે અને તેમાં માખણ નાખવામાં આવે છે. પછી તેની અંદરનો હાથો ઉપર–નીચે કરતાં કરતાં અંદરની વસ્તુઓને મથવામાં આવે છે. (જુઓ ચિત્ર નં. ૬૭). માખણનું સારી રીતે મિશ્રણ થઈ જાય તે માટે જ તેમાં ખાવાનો સોડા નાખવામાં આવે છે. 'ડોંગમા'ની અંદરની બધી વસ્તુઓનું સારી રીતે મિશ્રણ થઈ ગયા બાદ તેમાંથી તેને કીટલીમાં ઠાલવી પછી કટોરામાં ભરવામાં આવે છે.

'કાઝાંગ' નો પતિ 'સોનમ' ઘેર આવ્યો એટલે તેની સાથે થોડી વાતચીત કર્યા બાદ હું અને ડાબા છીરીંગ ત્યાંથી ઊઠ્યા, કારણ કે મારે 'ડાબા છીરીંગ'ની સાથે તેના 'ગ્યાંગટા ગોમ્પા' જોવા જવું હતું. અમે ત્યાંથી 'લેબ્રંગ'ના મોટા મકાન પાસે થઈને હળવું ઉતરાણ ઊતરી અમારા તંબૂએ આવ્યા. તે વખતે યાત્રીઓ ભોજન કરી રહ્યા હતા. આજે કૈલાસ–પ્રદક્ષિણાની સમાપ્તિની ખુશાલીમાં ખાખીબાવાએ વિવિધ સ્વાદિષ્ટ વાનગીઓ બનાવી હતી. આજે જયંતીભાઈએ પારણા છોડ્યા હતા. બધાંને રુચિકર અન્ન જમતા જોઈ મને 'આયુર્વેદનો' પેલો શ્લોક યાદ આવી ગયો :

" सौमनस्यं बलं पुष्टिमुत्साहं बुद्धिमायुषः ।
स्वादु संजनयत्यन्नमस्वादु च विपर्ययम् ॥ "

એટલે કે સ્વાદિષ્ટ (રુચિકર) અન્ન જમવાથી મન પ્રસન્ન થાય છે, બળ વધે છે, પુષ્ટિ થાય છે, ઉત્સાહ વધે છે અને આયુની વૃદ્ધિ થાય છે. સ્વાદ વિનાનું અન્ન જમવાથી આ બધાંથી ઊલટું થાય છે. આવા સુસ્વાદુ અન્ન વિષે એવું પણ કહ્યું છે કે, 'પેટના બે ભાગ અન્ન વડે પૂરવા અને પછી એક ભાગ જળ વડે પૂરવો, ચોથો ભાગ શુદ્ધ વાયુની હેરફેર માટે ખાલી રાખવો.' ઘણી વાર તિબેટની યાત્રામાં થાકયા-પાકયા ને ભૂખ્યાનાર યાત્રીઓ આ વાતનું ધ્યાન ન રાખતાં મુશ્કેલીમાં મૂકાઈ જાય છે.

મેં તંબૂમાં જઈ જલદી જલદી મારો ફળાહાર કરી લીધો. પછી અગરબત્તીનું બંડલ, નાણાં વગેરે લઈ તંબૂની બહાર આવ્યો. ડાબા છીરીંગ લીલાછમ ઘાસ પર બેસી મારી વાટ જોઈ રહ્યો હતો. મને જોતાં જ તે ઊભો થયો. મેં યાત્રીઓને તેમજ કીચ ખંપાને કહ્યું કે કોઇએ 'ગ્યાંગટા ગોમ્પા' નાં દર્શને આવવું હોય તો ચાલો. લગભગ બધા થાકયાપાકયા યાત્રીઓએ પોતાની મૂંડી હલાવી 'નનૈયો ભણ્યો.' એ જોયું એટલે હું અને ડાબા છીરીંગ પંથે પડ્યા. સમીપની 'ઉમા-છૂ' પાર કરી ઉત્તર દિશાની ટેકરી ચડવા લાગ્યા. લગભગ ½ માઈલનું ચડાણ ચડી જ્યારે અમે તેની ટોચે પહોંચ્યા ત્યારે આકાશ સ્વચ્છ હતું અને તડકો પડી રહ્યો હતો. ત્યાંથી પાછું વળીને જોયું તો દૂર દૂર સુધી ફેલાએલું 'બરખાનું મેદાન', તેમાં વહેતી નદીઓ, દૂરના નેપાળની સીમાના હિમાચ્છાદિત પર્વતો વગેરેનું દૃશ્ય સુંદર દેખાઈ રહ્યું હતું. થોડી વાર પછી અમે બન્ને આગળ વધ્યા. અહીંથી ડાબી બાજુની ઊંડી ખીણમાં વહેતી 'ઉમા-છૂ' નદીનાં દર્શન થયાં. અર્ધો માઈલ આગળ વધતાં 'ગ્યાંગટા-છૂ' નદી આવી. તેને પાર કરી સામે ઉત્તર દિશામાં દેખાતા ટેકરી પરના કિલ્લા જેવા 'ગ્યાંગટા ગોમ્પા' તરફ ચાલવા લાગ્યા. રસ્તામાં નાનું ઝરણું આવ્યું, જેને પાર કરી ચડાણ ચડવા લાગ્યા. એટલામાં રસ્તાની બન્ને બાજુએ નાના પથ્થરોની હાર જોવામાં આવી. આગળ જતાં બે ચોરતેન' (સ્તૂપ) આવ્યા. તેને અમે જમણી બાજુ રાખી થોડું ચડાણ ચડતાં લાકડાના મહાસ્તંભ પાસે આવી પહોંચ્યા. મહાસ્તંભ પર વિવિધ રંગી કપડાની ધજા-પતાકા ફરફરી રહી હતી. ગેરુઆ રંગના 'ગ્યાંગટા ગોમ્પા' પર પણ કેટલીક ધજાઓ ફરફરી રહી હતી. 'ડાબા છીરીંગ' મને કહેવા લાગ્યો, "આ

ગોમ્પા કૈલાસ-પ્રદક્ષિણાના માર્ગ પરના બધા ગોમ્પા કરતાં મોટો છે." મેં જોયું કે આ ગોમ્પાની પાછળ બેત્રણ કાચાં ઘરો હતાં, જેના પર સફેદ ધજાઓ ફરફરી રહી હતી. હું અને છીરીંગ નાની પગદંડી પર થઈ ગોમ્પાને દરવાજે આવ્યા. ત્યાંથી પથ્થરની સીડી ચડી ગોમ્પામાં દાખલ થયા. તે વખતે રસોડામાં રસોઈ બની રહી હતી એટલે ત્યાંનો ધુમાડો ગોમ્પામાં ફેલાઈ ગયો હતો. ડાબા છીરીંગે 'શેરસિ' નામના 'માજીન' (રસોયા) ને બૂમ મારીને ધુમાડો બંધ કરવા જણાવ્યું. ગોમ્પાનાં બારીબારણાં ખોલી નાખવામાં આવતાં ધુમાડો બહાર ચાલ્યો ગયો.

ડાબા છીરીંગ મને લાકડાની જૂની સીડી વાટે ઉપરના ઓરડામાં લઈ ગયો. અહીંનું 'દવાંગ' (મુખ્ય પૂજાગૃહ) ઘણું સ્વચ્છ અને સુંદર હતું અને તેમાં 'છોલોકેશ્વરી' દેવીની સુંદર મૂર્તિ હતી. પાસેના ભાગમાં અવલોકિતેશ્વર, પલદેનચેમો (મહાકાળી) વગેરે દેવ-દેવીની સુંદર મૂર્તિઓ હતી. ભગવાન 'દેમચોગ' અને ભગવતી 'દોજેંફાન્ગમો'-ની યુગલ ને આલિંગનમૂર્તિ દર્શનીય હતી. સ્વર્ગસ્થ લામાઓની પણ કેટલીક સુંદર મૂર્તિઓ હતી. અહીંના 'ચેખંગ' (નાના પૂજાગૃહ) માં 'ખંડો' દેવની મૂર્તિ હતી. ઓરડાના એક ખૂણામાં મોટા લામાની ગાદી હતી. તેની પાસે ત્રણ ઢોલ, મોટી ઝાલર, વગેરે પડ્યાં હતાં અને શીશામાં 'છંગ' (દારૂ) હતો. ગાદી પાસે મોટો ધાર્મિક ગ્રંથ મૂકેલો હતો. તેની પાસે દરૂ (ડમરુ), ઠીબલૂ (ઘંટડી), છેમો (ઘીના દીવા), કોલોં, ઈદમ્ (યંત્ર), કબલી (માણસની ખોપરી), કંગલીંગ (માણસના સાથળના હાડકાનું વાજું) વગેરે હતાં. ડાબા છીરીંગે મને સમજાવ્યું કે તાંત્રિક અનુષ્ઠાનમાં વપરાતી એ બધી વસ્તુઓ છે. અહીં એક દાનપાત્ર હતું, જેમાં દર્શનાર્થીઓએ વિવિધ વસ્તુઓ ભેટ ચડાવી હતી. તેમાંનું એક સ્ફટિક-શિવલિંગ ડાબા છીરીંગે મને ભેટ આપ્યું. તે બદલ મેં તે દાનપાત્રમાં ૨) રૂપિયા મૂકયા. એક મોટા ઓરડામાં શાહીના રંગ જેવી લગભગ પાંચ ફૂટ ઊંચી અને ઘણાં મસ્તકવાળી 'પલદેનચેમો' ની બિહામણી મૂર્તિ જોવામાં આવી. એક ખૂણામાં કિંમતી કપડું બિછાવેલી ગાદી બતાવતાં ડાબા છીરીંગ મને કહેવા લાગ્યો, "જ્યારે પૂજ્ય દલાઈલામા પવિત્ર કૈલાસની પ્રદક્ષિણા કરવા આવે ત્યારે તેમને બેસવા માટે આ ગાદી તૈયાર કરવામાં આવી છે."

આ ઓરડામાં દીવાલો પર વિવિધ રંગી સુંદર 'થંકા' (કપડાં પર ભરેલાં ચિત્રો) લટકતાં હતાં. એક જગાએ ચાંદીના લાંબા-પહોળા અને ઊંચા કેટલાક 'ચોરતેન' (સ્તૂપ) જોવામાં આવ્યા. તેની પાસે ચાંદીના મોટા ઢાલ અને રણશિંગાં હતાં. આવા મોટા ચોરતેન વિષે પૂછતાં 'ડાબા છીરીંગ' કહેવા લાગ્યો, "જ્યારે આ ગોમ્પાના અથવા તિબેટના કોઈ મોટા લામા મરી જાય ત્યારે તેમના મરેલા દેહની અંદર મીઠું ભરી તેને ઘીમાં તળવામાં આવે છે. આવા તળેલા દેહને તિબેટી ભાષામાં 'મરદોંગ' કહેવામાં આવે છે. આવા મરદોંગ ક્યારેય બગડતા નથી. તેને પછી ચાંદીના નકશીદાર અને રત્નથી જડેલા આવા મોટા 'ચોરતેન' (સ્તૂપ) માં બંધ કરી દેવામાં આવે છે. આ 'ગ્યાંગટા ગોમ્પા' અને અહીંથી બે માઈલ દૂરના 'શિલૂંગ ગોમ્પા' એ બન્ને 'લ્હાસા' શહેરના 'ડેકુંગ ગોમ્પા'ના અધિકારમાં હોવાથી અહીં જે ચાંદીના મોટા ચોરતેન છે તેમાંના થોડા તો ડેકુંગ ગોમ્પાના મૃત લામાઓના છે. જ્યારે લામાઓના મૃતદેહ પર ધાર્મિક વિધિ કરવામાં આવે છે ત્યારે અહીં પડેલા કિંમતી ઢાલ અને રણશિંગા પર કરુણ ગત વગાડવામાં આવે છે. તે વખતે તો ભલભલી પાષાણહૃદયી વ્યક્તિ પણ રડવા લાગે છે."

અહીંથી અમે બન્ને એક નાના ઓરડામાં આવ્યા. ત્યાં યુદ્ધના કેટલાંક જૂના હથિયાર ગોઠવેલાં હતાં. તેમાં લોખંડનાં બે બખતર, લોખંડી ટોપ, એક તલવાર અને એક કુહાડી હતાં. તે દેખાડતાં 'ડાબા છીરીંગ' કહેવા લાગ્યો, "આ બધાં આયુધો કાશ્મીરના જનરલ જોરવરસિંહનાં છે. (ઈ. સ. ૧૮૪૧ માં) તેમણે જ્યારે તિબેટ પર ચડાઈ કરી હતી ત્યારે તેમની સામેની લડાઈમાં આ ગોમ્પાના ડાબા લોકો પણ જોડાયા હતા અને તેમને મારી નાખી આ બધાં આયુધો લઈ આવ્યા હતા." મેં જોયું કે આ ગોમ્પાના પુસ્તકાલયમાં ઘણા જૂના અને કિંમતી ધર્મગ્રંથો હતા, પણ તે બધાનો ઉપયોગ કરવા માટે અહીં કોઈ લામા નહોતા. કહે છે કે આ પ્રદેશમાં ચીના સિપાઈઓના આતંક બાદ લામાઓ ભયભીત થઈ ક્યાંક પલાયન થઈ ગયા છે. આ પહેલાં અહીં એક લામા અને પાંચ ડાબા રહેતા હતા. તે વખતે અહીં 'કંગરી-કરછક' અને 'કંગરી સોલદીપ' નામના મોટા મોટા ધર્મગ્રંથો છપાતા હતા.

'ડાબા છીરીંગ' મને આખો ગોમ્પા બતાવીને રસોડા પાસે લાવ્યો. તે વખતે રસોયા 'શેરસિ'એ ગળી 'ફીંગ' (સેવ) નાખીને 'થૂકપા' નામનું ખાણું તૈયાર કરી નાખ્યું હતું. તે જોઈ 'ડાબા છીરીંગ' મને ભોજન કરવા માટે આગ્રહ કરવા લાગ્યો. હું ફળાહારી છું તે વાત જ્યારે મેં તેને કહી ત્યારે તે વિચારમાં પડી ગયો. ત્યાર પછી તે રસોડામાં જઈ મારા માટે થોડા 'છૂરા' (સૂકા પનીરના ટુકડા) અને 'ખંગ-પો' (કૈલાસની પવિત્ર ભસ્મ) લઈ આવ્યો અને મારા રુમાલમાં તે વસ્તુઓ બાંધી દીધી. અહીં ઘણો સમય થઈ ગયો હોવાથી હું તેની વિદાય લઈ પથ્થરની સીડી ઊતરી ગોમ્પાની નીચે આવ્યો. આ ગોમ્પાની બહારના ભાગમાં 'મણિમંત્રની દીવાલ' તથા લદ્દાખી આકારનો 'ચોરતેન' જોવામાં આવ્યા. અહીં 'ભગવાન અમિતાભ બુદ્ધ'નું ચોથું 'શપજે' (ચરણચિહ્ન) છે. આ 'શપજે' પહેલાં 'ગ્યાંગટા ગોમ્પા' અને 'ઝૂથુલ-ફુક ગોમ્પા'ની વચ્ચે આવેલા 'શપજે-લા' નામના સ્થાનમાં હતું. ઈ. સ. ૧૯૩૧ માં તેને ત્યાંથી ખસેડી અહીં લાવવામાં આવ્યું, જેથી યાત્રાની દૃષ્ટિએ આ ગોમ્પાની મહત્તા વધી શકે.

એક ભોટિયા વેપારી પાસેથી મેં આ 'ગ્યાંગટા ગોમ્પા' વિષે એવું સાંભળ્યું હતું કે અહીંથી ઉત્તર દિશામાં કેટલાક ફૂટ દૂર એક ગુફા છે, જેમાં પચ્ચીશ વર્ષ પહેલાં 'આનસિંહ બાબા' નામના ભારતના એક સાધુ અવારનવાર સાધના કરતા હતા. તે કેવળ બાફેલાં બટેટાં અને ફાફુર (મોથ!)ના લોટનો આહાર કરતા હતા અને સતત રામમંત્રનો જપ કર્યા કરતા હતા. એક વાર તેમણે આખું વર્ષ તે ગુફામાં રહેવાની હઠ પકડી. જ્યારે ડિસેમ્બરમાં ખૂબ જ બરફ પડ્યો ત્યારે તેમની આંખો ફૂલી ગઈ અને દેખાતું બંધ થઈ ગયું. 'ઓછામાં પૂરું' ચોર લોકો ગુફામાં પ્રવેશી બધી ખાદ્યસામગ્રી ચોરી ગયા. આથી તેમને ફક્ત બરફનું પાણી પીને કેટલાક દિવસ વિતાવવા પડ્યા. એક દિવસ તે સાધુનો કોઈ ભોટિયા વેપારી ભક્ત તેમને મળવા આવી ચડ્યા. તે વખતે સાધુની દયનીય અવસ્થા જોઈ તે તેમને ઘોડે બેસારી 'તાકલાકોટ' લઈ આવ્યો, પણ બીજે જ દિવસે તેમનું દુઃખદ મૃત્યુ થયું. કહે છે કે તે સાધુએ એક આખું વર્ષ 'ખોચરનાથ'માં રહીને તપસ્યા કરી હતી.

'ગ્યાંગટા ગોમ્પા'થી થોડા ફૂટ ઉપરના ભાગમાં પથ્થરની તૂટેલી દીવાલ જોવામાં આવી. તેના વિષે એવું કહેવાય છે કે લગભગ ૫૦ વર્ષ પહેલાં 'મોરપંછી બાબા' નામના ભારતના કોઈ એક સાધુએ ત્યાં 'સાધના–આશ્રમ' બંધાવ્યો હતો. તેમણે કૈલાસની છ–સાત વાર યાત્રા કરી હતી. તે પોતાની કમરે હમેશાં સાંકળ બાંધી રાખતા અને તેમાં લાલ જાડા કપડાની લંગોટી બાંધી પહેરતા હતા. માથા પર મોરના પીછનો મુકુટ પહેરતા અને હાથમાં વાંસળી રાખતા. હિમપાત વખતે શરીર પર ગરમ ધાબળાની લાંબી કફની પહેરતા. કહે છે કે તે ઘણાં ત્યાગી સાધુ હતા. દર વરસે વૃંદાવનથી કૈલાસ–યાત્રાએ જતા હતા. એક વાર કોઈક ધનવાન મારવાડીએ તેમને ઘણું ધન ભેટ ચડાવ્યું. તેમણે તે બધું ધન 'ગરબ્યાંગ' ગામના એક ભોટિયા વેપારીને એવી ખાસ સૂચના સાથે મોકલી આપ્યું કે તેનો સદુપયોગ કૈલાસ પાસેના 'ગ્યાંગટા ગોમ્પા' નજીક 'સાધના–આશ્રમ' બંધાવવા માટે જ કરવો. ભોટિયો વેપારી તે દિવસોમાં નાણાંની ભીડમાં હતો, તેથી નાણાં મળતાં ખુશ ખુશ થઈ ગયો. કહે છે કે તેણે તેમાંથી થોડાં નાણાં તો પોતાના ગજવામાં સેરવી દીધાં અને બાકીનાં નાણાં એક તિબેટી ઠેકેદારને 'સાધના–આશ્રમ' બાંધવા માટે આપી દીધાં. તે ઠેકેદારે તે નાણાંમાંથી થોડાં પોતા પાસે રાખી બાકીનાં બીજા એક ઠેકેદારને 'સાધના–આશ્રમ' બાંધવાંના ઠેકારૂપે આપ્યા. આવી રીતે ચાર દીવાલો ઊભી થતાં થતાંમાં બધુંય નાણું ચવાઈ ગયું. તે જાણી તે સાધુને મનમાં દુઃખ થયું. એવું કહેવાય છે કે જે ભોટિયાએ 'મોરપંછી સાધુ'ના નાણાં તફડાવ્યાં હતાં. તેણે તે નાણાંની કસ્તૂરી, રીંછનું પીત્ત વગેરે વસ્તુઓ ખરીદી ભારતના 'જૌલજીભી'ના મેળામાં આવી દુકાન માંડી. તિબેટનો તે બધો નવો માલ જોઈ લોકો પહેલાં તો તેના તરફ આકર્ષાયા પણ તે બધો માલ નકલી સાબિત થતાં કોઈએ તેમાંનું કાંઈ પણ ખરીદ્યું નહીં. છેવટે તે ભોટિયો વેપારી બધો માલ કાલીગંગા નદીમાં ફેંકી પોતાને ઘેર પાછો આવ્યો. બીજે વર્ષે જ્યારે 'મોરપંછી બાબા' કૈલાસ–યાત્રાએ નીકળી 'ગરબ્યાંગ' આવ્યા ત્યારે પેલા ભોટિયાએ તેમની માફી માગી બધું ધન ચૂકવી દીધું. એ સાચું છે કે 'ચમત્કાર વિના નમસ્કાર નહીં.'

કહે છે કે ઈ. સ. ૧૯૧૪માં તે સાધુ કૈલાસ પાસેના 'સાધના-

આશ્રમ'માં આખું વર્ષ સાધના કરવા માટે આવ્યા હતા પણ ફેબ્રુઆરી મહિનાની ભયંકર ઠંડીને લીધે તેમનું પ્રાણપંખેરું ઊડી ગયું.

'ગ્યાંગટા ગોમ્પા'થી ૨ માઈલ પર 'શિલુંગ ગોમ્પા' છે. ત્યાંથી ઉત્તર દિશામાં એક પગદંડી ૪૩ માઈલ દૂર 'સેરદુંગ-ચુક્ષુમ' (૧૩ લામાઓની સમાધિ) જાય છે. ત્યાંથી 'ત્સો-કપાલ' નામના બે નાનાં સરોવર ૪૩ માઈલ દૂર છે. આ બધો રસ્તો અત્યંત કઠિન ચડાણનો છે. માથું હાથમાં લઈને નીકળે, તે જ ત્યાં પહોંચી શકે છે.

હું 'ગ્યાંગટા ગોમ્પા' જતી વખતે રસ્તામાં આજુબાજુનાં નિશાન જોતો જોતો ગયો હતો તેથી મને ત્યાંથી 'દરચેન' પાછા ફરવામાં કાંઈ પણ મુશ્કેલી પડી નહીં. અંધારું થતાં પહેલાં તો હું અમારે પડાવે હેમખેમ પાછો આવી ગયો. યાત્રીઓ મારી વાટ જોઈ રહ્યા હતા. મને જોઈ દામજીભાઈ બોલી ઊઠ્યા, "બધા ગોમ્પામાં તમે જઈ દર્શન કરી આવી ઘણું બધું પુણ્ય મેળવ્યું છે. અમે બધા રહી ગયા. આખરે તો અમે સંસારી જીવ ને!" વાતને વળાંક આપતા રાજદેવ કહેવા લાગ્યા, "આવતી કાલે શુભ સવારે તો અહીંથી ભારત તરફ પાછા ફરવાનું છે એટલે ઉરમાં આનંદ સમાતો નથી. કેટલાંય જનમનાં પુણ્યના પ્રતાપે આ જનમમાં આવી મહાતીર્થયાત્રા સફળ થઈ છે. આ કરતાં જીવનું બીજું કયું મોટું ભાગ્ય હોઈ શકે!"

મેં રાજદેવની આ વાતને સમર્થન આપ્યું. આજે બધા યાત્રી ઘણા જ આનંદમાં હતા તે જોઈ મેં 'માનસરોવર-પ્રદક્ષિણા' વિષેનો મારો નિર્ણય જાહેર કર્યો. આ સાંભળી ફીચ ખંપા અને ખંપા નોકર-લોકો તંબૂમાં આવ્યા. ફીચ ખંપા મને કહેવા લાગ્યા કે, "અહીંથી માનસરોવરની પ્રદક્ષિણાને રસ્તે ઘણી નદીઓ આવે છે. આ મહિનામાં બપોર વખતે તે સૌમાં પર્વતોના પીગળેલા બરફના પાણીનાં પૂર આવતાં હોવાથી તેને પાર કરવી કઠિન છે. તેથી તેને કિનારે આખો દિવસ અને રાત ગાળવી પડે છે. વળી એ પ્રદક્ષિણાનો સમય શીતકાળ કે વસંત તથા શરદ ઋતુ છે, કારણ કે શીતકાળમાં નદીઓ થીજી જાય છે એટલે યાત્રી તેના પર ચાલી તેને પાર કરી શકે છે. વસંત અને શરદ ઋતુમાં નદીઓ સૂકાઈ જાય છે, તેથી યાત્રી તેના છીછરાં જળને સહેલાઈથી પાર કરી શકે છે. ગ્રીષ્મ ઋતુમાં હિમપર્વતોના બરફ

પીગળતા હોવાથી અને વર્ષા ઋતુમાં વરસાદને લીધે નદીઓમાં પૂર આવતાં હોવાથી એ બન્ને સમય માનસરોવરની પ્રદક્ષિણા કરવા માટે યોગ્ય નથી." ફીચ ખંપાની આ વાત સાંભળી મેં તેમને સંક્ષેપમાં એટલું જ જણાવ્યું કે "માનસરોવરની પ્રદક્ષિણા કરવા માટે ભગવાને મને ખાસ આદેશ કર્યો છે, માટે હું અહીંથી કાલે સવારે અવશ્ય એ માટે રવાના થઈશ. તમે મને કોઈ સારો મજૂર મેળવી આપો. તેને જે કાંઈ આપવાનું કહેશો તે હું ચૂકવી દઈશ." આ સાંભળી ફીચ ખંપાએ 'રીંગજેન'ને 'દરચેન'માં મોકલી એક માણસને બોલાવી મંગાવ્યો. તેની સાથે થોડી વાતચીત બાદ તે ૨૫) રૂપિયા મજૂરી લઈ મારી સાથે આવવા તૈયાર થયો. મેં બધા યાત્રીઓને પૂછ્યું કે જેને મારી સાથે માનસરોવર-પ્રદક્ષિણા માટે આવવું હોય તે જણાવે. આ સાંભળી બધા જાણે ઠંડા હિમ જેવા થઈ ગયા. કોઈ 'ચૂં કે ચાં' કરતું નથી એ જોઈ મેં ફરી વાર બધાને પૂછ્યું તો રાજદેવ કહેવા લાગ્યા, "આટલું થયું, તે બહુ થયું, વધારે કાંઈ સાહસ કરવું નથી. વળી આ ફીચ ખંપા કહે છે કે તે તરફ ચોર-લુંટારાનો ઘણો ભય રહે છે, એટલે હવે અહીંથી હેમખેમ ઘરભેગા થઈ જઈએ તો સારું." ખાખીબાવા કહેવા લાગ્યા, "માનસરોવરકી પ્રદક્ષિણા કરનેકી તો બહુત ઇચ્છા હૈ લેકિન ૭૦-૮૦ મીલ અધિક ચલનેકી અબ તાકત નહીં હૈ. હાં, ઘોડેવાલા યદિ તૈયાર હો જાય તો ઈસ પ્રદક્ષિણાકા ભી સાહસ કર સકતા હૂં." ખાખીબાવાની આ વાત સાંભળી ગોળવાળા ભગત ગભરાણા. રાજદેવને ધીરેથી કહેવા લાગ્યા, "જો આ બાવો સ્વામીજીની સાથે માનસરોવરની પ્રદક્ષિણા માટે નીકળી પડ્યો, તો આપણા 'રામ રમી જશે' હોં. આવા ઠંડા મુલકમાં આપણાથી કાંઈ રસોઈ-બસોઈ થાય નહીં. નકામા હેરાન હેરાન થઈ જઈશું. માટે આપણે અલ્મોડા પાછા ફરીએ ત્યાં સુધી આ બાવો આપણી સાથે જ રહે તેમ કાંઈક કરોને." આના જવાબમાં રાજદેવ ગોળવાળાને ધીરજ આપતા કહેવા લાગ્યા, "માનસરોવરની પ્રદક્ષિણા કરવી એ કાંઈ બચ્ચાના ખેલ નથી. જુઓ તો ખરા, સવારે શું થાય છે તે."

થોડી વારે અમે બધા ઊઠીને પોતપોતાના પાથરણાં પર ગયા અને ગરમ ધાબળા ઓઢી ઓઢીને સૂઈ ગયા; તે વહેલું પડે સવાર.





## —: માનસરોવર–પ્રદક્ષિણા માટે પ્રયાણ :—

તારીખ ૫ જુલાઈ ને બુધવાર હતો. આજે બધા થાકયાપાકયા યાત્રી હંમેશ કરતાં એકાદ કલાક મોડા ઊઠયા હતા. હવે તો અહીંથી દેશ અને ઘર તરફ પાછા ફરવાનું હતું, એટલે કોઈ યાત્રી ઉતાવળમાં નહોતો. મારા સિવાય બધા આજે 'બરખા મેદાન' તરફ કૂચ કરવાના હતા. હું પવિત્ર માનસરોવરની પ્રદક્ષિણા કરવા નીકળવાનો હતો. અમારે અહીંથી અલગ અલગ દિશામાં જવાનું હતું. યાત્રીઓ હાથમુખ ધોઈ નાસ્તાપાણી કરી રહ્યા હતા તેવામાં કીચ ખંપા પેલા મજૂરને લઈને મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, "માનસરોવરની પ્રદક્ષિણામાં સામાન ઊંચકી તમારી સાથે આવનાર આ મજૂર વધારે નાણાં માગે છે." તે સાંભળી મેં તે મજૂરને ૨૫) રૂપિયાને બદલે ૩૦) રૂપિયા આપવા જણાવ્યું, તો પણ તે પોતાનું માથું ખંજવાળતો હા કે ના બોલ્યા વિના ઊભો રહ્યો. તે જોઈ કીચ ખંપાએ તેને પોતાનો નિર્ણય ઝટપટ જણાવી દેવા કહ્યું એટલે તે બહાનાં બતાવતો કહેવા લાગ્યો, "ચીની સિપાઈઓ રાક્ષસતાલને પૂર્વ કિનારે મોટી ધર્મશાળા બંધાવી રહ્યા છે. ત્યાં મારે આજે મજુર તરીકે જવાનું છે." આવી બનાવટી વાત સાંભળતાં કીચ ખંપાનો 'પિત્તો ગયો' એટલે તેમણે તેને હાંકી કાઢ્યો. ત્યાર પછી મારા તરફ મુખ ફેરવી તે મને કહેવા લાગ્યા, "મારો નોકર 'ફૂંજો'

તમારી સાથે આવશે. તે યુવક આ પ્રદેશનો જાણકાર છે અને બેચાર વાર માનસરોવરની પૂરી પ્રદક્ષિણા પણ કરી આવ્યો છે. વળી તે હિંદી ભાષા જાણે છે અને ચાલવામાં પણ જંગલી ઘોડા જેવો છે. તમારી સાથે તેને ઠીક પડશે.” મેં હા પાડી એટલે કીચ ખંપાએ ‘ફૂંજો’ને બોલાવી મારી સામે બધી વાત કરી. તે તરત જ માની ગયો. તે જોઈ મેં બધા લોકોના દેખતાં ફૂંજોને મજુરી પેટે ૩૦) રૂપિયા પહેલાં જ ચૂકવી દીધા. આ ઉપરાંત બશેર તાજો સત્તુ અપાવ્યો. તેથી તે રાજી રાજી થઈ ગયો. આ યાત્રામાં મારે જેમ બને તેમ ઓછો સામાન મારી જોડે લેવો હતો, એટલે મેં કેવળ એક ગરમ ધાબળો અને ફળાહારનો નાનો ડબો લીધા. બાકીનો ‘તાકલાકોટ’ પહોંચતો કરવા કીચ ખંપાને સોંપી દીધો.

યાત્રીઓએ અને ખંપા લોકોએ નાસ્તાપાણી પતાવ્યા એટલે ઝટપટ બધાના બિસ્તરા બંધાઈ ગયા અને પછી તંબૂ અને રાવટી છોડીને સમેટી લેવામાં આવ્યાં. ઘોડાખચ્ચર આવી જતાં બધો સર-સામાન તેમના પર લાદવામાં આવ્યો. અમને અહીંથી રવાના થવાની તૈયારી કરતા જોઈ ‘દરચેન’ ગામનાં નરનારી અને બાળકો એકઠાં થઈ ગયાં. કૈલાસ–પ્રદક્ષિણાની સમાપ્તિની ખુશાલીમાં એક યાત્રીએ તે બધાંને થોડું થોડું નાણું વહેંચ્યું. બધાં રાજી રાજી થઈ ગયાં. તેવામાં ‘દરચેન’ ગામના સોનમની વહુ ‘કાઝાંગ’ મારે માટે ચમરી ગાયનું તાજું દૂધ ગરમ કરી લઈ આવી. ગઈ કાલે જ્યારે હું તેને ઘેર ગયો હતો ત્યારે તેણે મને દૂધ પીવા આગ્રહ કર્યો હતો, પણ તે વખતે મેં દૂધ પીધું નહોતું. તેથી હું અહીંથી રવાના થઈ રહ્યો છું તે જાણી તે ભલી બાઈ મારા માટે તાજું દૂધ લાવી હતી. હું તે દૂધ ગટગટાવી ગયો. કીચ ખંપા મને કહેવા લાગ્યા કે, “માનસરોવરની પ્રદક્ષિણાએ નીકળતા પહેલાં વિના માગે આવું તાજું દૂધ મળે તે બહુ સારાં શુકન છે. તિબેટમાં શુકન–અપશુકનને ઘણું મહત્ત્વ આપવામાં આવે છે. જો કોઈ યાત્રાએ જવા નીકળે અને સ્ત્રીઓ પોતાનાં બાળકો સાથે ત્યાં આવી પહોંચે, તો તે શુકન ગણાય છે. તે વખતે જો સ્ત્રીઓ પોતાના માથા પર માખણ ચોપડેલા દારૂભરેલા ઘડા લઈ બારણા પાસે ઊભી હોય કે પછી સામેથી આવે, તો તેને શુકન ગણવામાં આવે છે. યાત્રા કે પ્રવાસે જનાર વ્યક્તિને માખણ લગાડેલા કટોરામાં ‘છંગ’ (દારૂ)

પીવરાવવામાં આવે તો તે સારું શુકન છે. જો કોઈ સધવા કે કુમારી પોતાના માથા પર શુદ્ધ જળ, ઘી કે દૂધભરેલો ઘડો લઈ કે પીઠ પર બાળક ઊંચકી સામી મળે તો તેને સારું શુકન ગણવામાં આવે છે. કોઈ પણ સ્ત્રી, પુરુષ કે બાળક સારાં વસ્ત્ર પહેરી અને માથામાં તેલ નાખી વાળની ચોટલીઓ ગૂંથી હસતાં હસતાં સામાં મળે તો તે શુકન ગણાય છે. જવ, કોલોં (માની), ઝાંઝરનો અવાજ, દૂધ, દહીં, દારૂ, માખણ વગેરેને શુકન માનવામાં આવે છે. પણ જો કોઈ સ્ત્રી કે પુરુષ ખાલી વાસણ લઈ સામેથી આવતું હોય, માથામાં તેલ નાખ્યા વિના છૂટા કેશે અને લઘરવઘર વેશે સામેથી આવે તો તે અપશુકન ગણાય છે.”

બધા યાત્રીઓ તૈયાર થઈ જતાં ભગવાન કૈલાસપતિના વારે વારે જયકાર કરી ગગનમંડળ ગજાવવા લાગ્યા. હું હિમજ્યોત પવિત્ર કૈલાસને સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ કરી અને યાત્રીઓને હિંમત, ઉત્સાહ તથા આશીર્વાદ આપી, નોકર ‘ફૂંજો’ ને સાથે લઈ પવિત્ર માન-સરોવરની પ્રદક્ષિણાને પંથે રવાના થયો. પહાડ પાછળથી ભગવાન સૂર્યનારાયણે ડોકિયું કર્યું. જોતજોતાંમાં આખો ય પ્રદેશ તેના સોનેરી કિરણોથી ઝગમગી ઊઠ્યો. પવન શાંત હતો અને આકાશ સ્વચ્છ હતું. મારા માટે આ પણ ઘણા સારાં શુકન હતાં. મેં બે હાથ જોડી સૂર્યદેવને પ્રણામ કરતાં પ્રાર્થના કરી કે આ બાળક પર સદૈવ કૃપા રાખજો. પ્રદક્ષિણા નિર્વિઘ્ન સમાપ્ત કરાવજો. ‘तमसो मा ज्योतिर्गमय।’ હું અને ફૂંજો ‘ઉમા-છૂ’ અને ‘તરચૂંગ-છૂ’ નદીઓ પાર કરી ત્યાંથી ત્રણેક માઈલ ચાલી ‘ઝહોંગ-છૂ’ નદીને કિનારે આવ્યા. ગઈ કાલે અમે આ રસ્તે થઈ ‘દરચેન’ ગયા હતા. જો હું ગઈ કાલે જ અહીંથી માનસરોવરની પ્રદક્ષિણા કરવા નીકળ્યો હોત, તો મારે આ પ્રમાણેનો ‘દ્રવિડ પ્રાણાયામ’ કરવો ન પડત. ખેર, જે થયું તે થયું. આ જગાએ મણિમંત્રો કોતરેલા પથ્થરોની દીવાલ જોવામાં આવી. ‘ઝહોંગ-છૂ’ નદીમાં સવારના પહોરમાં ઓછું જળ હતું. બે ત્રણ તિબેટી લોકો કેટલીક ચમરી ગાય અને યાકને નદીપાર કરાવી રહ્યા હતા. (જુઓ ચિત્ર નં ૮૩). એક જગાએથી હું અને ફૂંજો આ નદીના ટાઢાબોળ પાણીમાં ઊતર્યા અને તેમાં ધીમે ધીમે આગળ વધતાં તેને સામે કાંઠે પહોંચ્યા. પાછું વળીને જોયું તો દેવતાત્મા કૈલાસ સૂર્યદેવના પ્રકાશમાં ઝળહળી રહ્યા હતા. આહા, કેવું અભૂતપૂર્વ દૃશ્ય! મેં બે હાથ જોડી

તેને વારે વારે પ્રણામ કર્યાં અને પછી અમે નદીની ભેખડ ચડી ઉપર આવ્યા. અહીં ઊભા રહી 'દરચેન' તરફ દૃષ્ટિ દોડાવી તો અમારો યાત્રાસંઘ બરખાના મેદાન તરફ ધીમે ધીમે આગળ વધતો જોવામાં આવ્યો. તેવામાં ઠંડા પવનનું એક લહેરખું અમારા પરથી પસાર થઈ ગયું. નદીના હિમજળમાં ઘૂંટણ સુધીનો ભાગ ભીંજાયો હતો, તેથી ઠંડા પવનને લીધે ઉઘાડી પીંડીની ચામડી ચરચરવા લાગી. થોડી વારમાં તો તેમાંથી લોહીનાં બિંદુ ઝરવા લાગ્યા અને વીંછૂડાના ડંખ જેવી વેદના થવા લાગી. મારી પાસે વેસેલીન કે આવી કોઈ દવા હતી નહીં, તેથી મેં તેના પર રૂમાલ બાંધી દીધો. એ જોઈ 'ફૂંજો' કહેવા લાગ્યો, "આ રસ્તે આગળ જતાં આવી કેટલીય હિમનદીઓ પાર કરવી પડશે, માટે આવા શારીરિક દર્દને ગણકારવાં નહીં."

થોડી વારે અમે બન્ને અહીંથી રવાના થયા. જમીન પર કોઈ રસ્તો કે કેડી દેખાતાં નહોતાં. દૂર દૂર દેખાતા પહાડોને નજર સામે રાખી ચાલવું પડતું હતું, જો કે તે બધા ય પહાડો જણાતા હતા તો નજીક પણ અહીંથી માઈલોના માઈલ દૂર હતા. તિબેટનું વાયુમંડળ રજકણો કે ધુમાડા વિનાનું હોવાથી દૂર દૂરની નાની વસ્તુ પણ સ્પષ્ટ અને પાસે જણાય છે. અમે બન્ને જણ 'ઝહોંગ-છૂ' નદી પાર કર્યા બાદ રેતાળ અને પથરાળ રસ્તે ક્રમશઃ ૩, ૨, ૢ, ને ૨ૢ માઈલના અંતરે 'અવાંગ-છૂ', 'ફીલંગ-કોંગમા', 'ફીલંગ-ફૂરમા', 'ફીલંગ-ચોંગમા,' વગેરે ટાઢી-બોળ હિમનદીઓ પાર કરી બરખાના ઉત્તરથી દક્ષિણ-પૂર્વ તરફના મેદાનમાં આગળ વધી રહ્યા હતા. દૂરમાં દેખાતી પીળા રંગની ટેકરીને નિશાન કરી હવે અમે તે દિશામાં પંથ કાપી રહ્યા હતા. લગભગ ૧૨ માઈલ આવ્યા ત્યાં તો મધ્યાહ્નનો સમય થવા આવ્યો. ધોમ ધખ્યો હતો, તેમ છતાં ય ૧૫,૫૦૦ ફૂટની ઊંચાઈ પર અમે ચાલી રહ્યા હોવાથી તેની ઓછી અસર અમને જણાતી હતી. હું તો શ્વાસે શ્વાસે મહામંત્રનો જાપ જપી રહ્યો હતો. પીઠ પાછળ મારો સામાન બાંધી 'ફૂંજો' તિબેટી લોકોની ચાલવાની એક ખાસ રીત પ્રમાણે ડોલતો ડોલતો ચાલી રહ્યો હતો. અમે સવારથી એકધારા ચાલી રહ્યા હતા પણ હજી સુધી થાક્યા નહોતા. હવે અમે દૂર દેખાતા હિમાચ્છાદિત 'પોનરી પર્વત'ને નજર સામે રાખી આગળ વધવા લાગ્યા. બરખાના આ રેતાળ મેદાનના ભાગને 'નાલુક્રો' કહે છે. ફૂંજો મને કહેવા લાગ્યો કે, "થોડાં

વર્ષ પહેલાં જ અહીં આજુબાજુમાં 'ક્યિાંગ' (જંગલી ઘોડા) નાં ટોળાં રહેતાં હતાં." તે સાંભળી મેં ઊભા રહી ચારે બાજુ દૂર દૂર સુધી નજર નાખી, પણ મને ક્યાંય એકાદ ઘોડો પણ જોવામાં આવ્યો નહીં. હા, આ રસ્તે કેટલીક જગા પર ઘોડાની સૂકી લાદ પડેલી હતી. ફૂંજાએ ધીમે અવાજે મને કહ્યું, "તે બધાં જાનવર ચીના સિપાઈઓ હોઈયાં કરી ગયાં હશે." મેં માથું હલાવી તેની વાતમાં ટાપશી પૂરી.

બોલ્યા ચાલ્યા વિના ઊંધું માથું નાખી એકધારું એકાદ કલાક ચાલી અમે બેઉ જણ પીળા રંગની ટેકરી પાસે આવી પહોંચ્યા. ચારેબાજુ માઈલોના માઈલ સુધી મેદાન જ મેદાન ફેલાએલું હતું. ક્યાંય ચકલુંય ફરકતું જોવામાં આવતું નહોતું. હવે અહીંથી આગળ વધવા માટે અમે ડાબી બાજુ દૂર દેખાતા હિમાચ્છાદિત 'પોનરી પર્વત' (૧૯, ૬૬૪ ફૂટ) અને જમણી બાજુ નજીક દેખાતી 'નાલુક્રો' ટેકરી વચ્ચેની ભૂમિ પસંદ કરી. ત્યાર પછી માનસરોવરના ઈશાન ખૂણા તરફ ચાલવા લાગ્યા. અત્યારે ધોમ ધખ્યો હતો, પવન સાવ પડી ગયો હતો અને ચાલવાથી દેહમાં ગરમી પેદા થતી હતી. તેથી હું અને ફૂંજો પરસેવે રેબઝેબ થઈ રહ્યા હતા. અમારા ચહેરા પણ લાલચોળ થઈ ગયા હતા. થોડું આગળ વધ્યા બાદ 'ફૂંજો' રસ્તામાં ધબ દઈને બેસી ગયો અને હાંફતો હાંફતો જમીન પર સૂઈ ગયો. મને થયું કે તે હવે થાકી ગયો લાગે છે. મારા મનોભાવ જાણી તે કહેવા લાગ્યો, "અહીં આપણે થોડી વાર વિશ્રામ કર્યા બાદ જ આગળ ચાલીએ, કારણ કે અહીંથી જમણી તરફ દેખાતી પેલી 'નાલુક્રો' ટેકરી પાછળ ચીની સિપાઈઓનું થાણું છે. અહીંથી શરૂ કરી છેક માનસરોવરના તટ સુધી તમારે તમારી ગરમ કફની તિબેટી લોકોના ભક્ફૂ (ચામડાના કોટ) માફક ગોઠણ સુધી ઊંચી ચડાવી, કમર કસી લઈ, પછી તિબેટી લોકોની ચાલે ડોલતા ડોલતા ચાલવાનું છે. આમ કરવાથી ચીની સિપાઈઓ દૂરથી આપણે બેઉને જોતાં એમ સમજશે કે બે તિબેટી લોકો જઈ રહ્યા છે. તેથી તે લોકો આપણને આગળ જતાં અટકાવશે નહીં." ફૂંજોની આ વાત સાંભળી મને નવાઈ લાગી. મેં તેને પૂછ્યું, "તે લોકો આ રસ્તે જતાં આપણને શા માટે અટકાવે?" ફૂંજો મને ધીમેથી કહેવા લાગ્યો, "તમે તો જાણો છો કે તાકલાકોટની ચેકપોસ્ટ ઑફિસમાં બધા યાત્રીઓને પાસપોર્ટ આપતી વેળા ચીની અફસરે સ્પષ્ટ જણાવ્યું હતું કે 'માન-

સરોવરમાં સ્નાન અને જે રસ્તે થઈ કૈલાસદર્શન અને તેની પ્રદક્ષિણા માટે જવામાં આવે તે જ રસ્તે બધાએ તાકલાકોટ પાછા ફરવું, આજુબાજુ ક્યાંય જવું નહીં; કારણ કે ત્યાં મિલિટરી થાણાં ઊભાં કરવામાં આવ્યાં છે. તેની હદમાં પ્રવેશ કરવાની મનાઈ છે. આથી જો આપણે પકડાઈ જઈએ, તો ચીના સિપાઈઓ આપણને સીધા 'લ્હાસા'ની જેલમાં ભરતી કરી દે." મેં ફૂંજોને હિંમત આપતા કહ્યું, "કૈલાસની પ્રદક્ષિણા વખતે 'શપજે ડાક-થોક' નામના સ્થાનમાં ભગવાને જ મને આદેશ કર્યો હતો કે મારે પવિત્ર માનસરોવરની પ્રદક્ષિણા કરવી. તેથી જ તો હું આ પ્રદક્ષિણા માટે નીકળ્યો છું. હજાર હાથવાળાની મહેર હોય, ત્યાં પછી એ હાથવાળો શું બગાડી શકે." મારી સાચી વાત સાંભળી ફૂંજો વીજળીવેગે ઊભો થયો અને કહેવા લાગ્યો, "તમારી વાત ગળે ઊતરે તેવી છે, છતાંય તમે મારી માફક ડોલતા ડોલતા ચાલશો તો આ રેતાળ રસ્તામાં થાક પણ નહીં લાગે અને તમને દૂરથી કોઈ ઓળખશે પણ નહીં." છેવટે મેં ફૂંજોની વાત માની. મારી કફની ઊંચી ચડાવી અને કપડાથી કમર કસી. ત્યાર પછી તે આગળ અને હું તેની પાછળ, એમ અમે બન્ને ડોલતા ડોલતા ચાલવા લાગ્યા. આમ બેએક માઈલનો પંથ કાપ્યો તેવામાં 'ગ્યૂમા-છૂ' નદી આવી. કુલ ૧૫ માઈલ ચાલી અહીં પહોંચતાં અમે બન્ને ભૂખ્યા અને તરસ્યા થયા. મને આ સ્વચ્છ જળવાળી નદીમાં સ્નાન કરવાનું મન થયું. તેથી અમે આ ઠંડી નદી પાર કરી તેને સામે કાંઠેની સપાટ ભૂમિ પર આવ્યા. ફૂંજોએ કહ્યું, "યાત્રીઓ અહીંથી ફ્રૈ માઈલ આગળ જઈ 'ક્યો' સ્થાનમાં પડાવ કરે છે." સામેની 'નાલુકો' ટેકરી તરફ આંગળી ચીંધતો ફૂંજો મને ધીમે સ્વરે કહેવા લાગ્યો, "ત્યાં જે બેચાર તંબૂઓ દેખાય છેને, તે ચીની સૈનિકથાણું છે. ત્યાંથી મોટરરસ્તે 'થોકચેન' થઈને 'લ્હાસા' જવાય છે." મેં તે દિશામાં નજર નાંખી તો તળેટીમાંથી બે જીપગાડીઓ ઉપર ચડતી જોવામાં આવી. એ જોતાં ફૂંજો ભયભીત થઈ ગયો. મેં તેને હિંમત રાખવા કહ્યું. તે કહેવા લાગ્યો કે, "એ રાક્ષસોએ તિબેટમાં કેવા કેવા અત્યાચાર કર્યા છે, તે અમે જાણીએ છીએ. તેથી જ તે લોકોનો ભય લાગે છે." મેં તે ટેકરીની દક્ષિણ દિશામાં દૂર દૂર મીટ માંડી તો માનસરોવરનું શાહી જેવું નીલ જળ જોવામાં આવ્યું. કિનારા પર ધુમાડા થતા જોઈ ફૂંજો કહેવા લાગ્યો કે, "ત્યાં 'ડોકપા' (ભરવાડ) લોકોના 'ડાંગ' (કાળા તંબૂ) હોવા જોઈએ. માનસરોવર

અને તે 'ડોંગ' અહીંથી ઓછામાં ઓછા પંદરથી વીશ માઈલ દૂર હશે." સ્વચ્છ જળવાળી 'ગ્યુમા-છૂ' વિષે પૂછતાં ફૂંજો કહેવા લાગ્યો, "આ નદી 'નાલુકો' પાસે થઈ આગળ વધી 'કુંગ્લુંગ-છૂ' નદી સાથે મળે છે, ત્યાર પછી તે નદી 'લંગપોના-ગોમ્પા' પાસે થઈને માનસરોવરને ઉત્તર કિનારે આવી તેમાં મળે છે."

થોડો વિશ્રામ કર્યા બાદ મેં 'ગ્યુમા-છૂ'ના શીત જળમાં સ્નાન કર્યું અને કિનારે બેસીને થોડી વાર પરમેશ્વરનું ચિંતન કર્યું, તે દરમિયાન ફૂંજોએ ટીમણ કરી ભૂખ ભાંગી નાખી. મેં પણ સત્તુ, શિંગદાણા અને પેંડાનો ફળાહાર કરી 'ગ્યૂમા-છૂ'નું જળ પીને તૃપ્તિ અનુભવી. ત્યાર પછી અમે બન્ને ઊઠીને ચાલવા લાગ્યા. એકાદ માઈલ ગયા હોઈશું એવામાં તિબેટના ભયંકર વાયરા છૂટયા. હવામાં બારીક રેતી ઊડવા લાગી. સામા મુખે ચાલવું હાનિકારક હતું, તેથી અમે બન્ને જમીન પર ઊભડક બેસી ગયા અને બે ગોઠણ વચ્ચે માથું છુપાવી દીધું. હું તો આર્ત સ્વરે વિઘ્નહર્તા દેવનું સ્મરણ કરવા લાગ્યો. દયાળુ દત્તગુરુએ મારી દર્દભરી પ્રાર્થના સાંભળી અને દસેક મિનિટમાં તોફાન શાંત કરી નાખ્યું. તે જોઈ અમે પ્રભુનો પાડ માન્યો. બે હાથે શરીર પરની રેતી ખંખેરી ઊભા થયા. મારી સામે જોઈ ફૂંજો કહેવા લાગ્યો, "જોયુંને તિબેટનું આ તોફાન. જો તે આવી રીતે વધારે કલાક રહ્યું હોત તો આપણે હેરાન હેરાન થઈ જાત. અહીં જ આખી રાત આમ બેઠાં બેઠાં વિતાવવી પડત." આવું સૂસવાટા કરતું અને રેતી ઉડાડતું ભયંકર તોફાન મેં મારા જીવનમાં આ પહેલવહેલું જ જોયું હતું. પવનની ગતિ જો વધારે હોય તો માણસને ય ઉડાડી મૂકે. મેં સાંભળ્યું હતું કે આ પ્રદેશમાં કરા (બરફના ગોળા)નું તોફાન પણ ભયંકર હોય છે. હજી સુધી મેં આવા તોફાનનો અનુભવ કર્યો નહોતો, તેમ તેનો અનુભવ કરવા માગતો ય નહોતો.

અહીંથી અમે ડાબી-જમણી તરફ ડોલતા ડોલતા તિબેટી લોકો માફક ચાલવા લાગ્યા. દૂર દેખાતા 'પોનેરી પર્વત'ની તળેટી તરફ આંગળી ચીંધી ફૂંજો મને કહેવા લાગ્યો, "ત્યાં 'પોનેરી ગોમ્પા' છે." મેં તે તરફ ઊંચે જોયું તો પોનેરી પર્વતનું શિખર હિમમંડિત જોવામાં આવ્યું. જાણે તેણે હિમરત્નજડિત મુકુટ પહેર્યો ન હોય! તે

પર્વત વિષે મને એક લામાએ તિબેટની એક લોકકથા કહી હતી, જે આ પ્રમાણે છે :

"એક વાર યોગી 'મિલારેપા' સાથે બોનધર્મી યોગીએ કૈલાસ પર ચડવાની હોડ મારી. તેમાં 'મિલારેપા' તો સૂર્યની શક્તિથી જીતી ગયા અને બોનપા હારી ગયો, ત્યારે તેણે યોગી મિલારેપાની માફી માગી અને સાધના માટે પોતાને સારું સ્થાન બતાવવા વિનંતી કરી. મિલારેપાએ કૈલાસના શિખર પરથી મૂઠી ભરીને બરફ લઈ એમ કહેતાં આકાશમાં જોરથી ફેંક્યો કે 'તે જ્યાં જઈ પડે ત્યાં તું રહે.' કહે છે કે તે બરફ જઈ 'પોનેરી પર્વત'ના શિખર પર ચોંટી ગયો. બસ, ત્યારથી હમેશાં પોનેરી પર્વતની ટોચ બરફથી ઢંકાએલી રહેવા લાગી અને બોનપા ત્યાં રહી સાધના કરવા લાગ્યો."

અમે ત્રણેક માઈલનું અંતર કાપ્યું એટલે 'કુંગલુંગ–છૂ' નદી આવી. તેને પાર કરીને તેને ડાબે કિનારે વિશ્રામ કરવા બેઠા. અત્યારે વાદળાં વિનાનું આકાશ હતું અને સૂર્ય તપી રહ્યો હતો. પવન પણ શાંત હતો. તે જોઈ કૂંજો મને કહેવા લાગ્યો કે આવો દિવસ આ પ્રદેશના તિબેટી લોકોને ઘણો પસંદ હોય છે. થોડી વારે અમે ઊઠીને પંથે પડ્યા. હવે દૂરના માનસરોવરનું નીલરંગી જળ દેખાવા લાગ્યું. કૂંજો કહેવા લાગ્યો, "તે હજી અહીંથી ઘણા માઈલ દૂર છે. ત્યાં પહોંચતાં એક દિવસ લાગે." હવે કૂંજો ઉતાવળે પગલે ચાલવા માંડ્યો. મારી ચાલવાની ઝડપ પણ પણ કાંઈ કમ નહોતી. અમે માનસરોવરના ઈશાન ખૂણા તરફ આગળ વધવા લાગ્યા. આ ભૂમિ પર ન રસ્તો હતો, ન તો પગદંડી. અમે એવું નક્કી કર્યું કે જે જગાએ પહોંચતાં સૂર્ય ડૂબી જાય, ત્યાં જ રાતવાસો રહેવો. મારી ઘડિયાળમાં હજી સાડા ત્રણ વાગ્યા હતા. વાતાવરણ અનુકૂળ હતું એટલે અમે ઊંધું ઘાલીને ચાલવા માંડ્યા. એક કલાક બાદ જમણી બાજુ પર 'લૂંગનક–છૂ' નદી દેખાવા લાગી. તે નદી જે નાના મજાના સરોવર 'કુરકચલ–છૂંગો' ને મળતી હતી તે સરોવર તરફ અમે ચાલવા લાગ્યા. દૂરના પવિત્ર માનસરોવર પરથી આવતો ઠંડો અને માદક વાયુ ઉત્સાહવર્ધક હતો. અહીંથી અઢી માઈલ ચાલી અમે 'કુરકચલ–છૂંગો'ને કિનારે આવેલા છ 'ડોંગ' (કાળા તંબૂ)વાળા ડોકપા લોકોના નાના ગામ પાસે આવી પહોંચ્યા. કૂંજોએ કહ્યું કે આ ગામને

'પંગરી' કહે છે. ગામથી સોએક ફૂટ દૂર લીલીછમ સપાટ ભૂમિ પર અમે થોડો વિશ્રામ કરવા માટે બેઠા. ગામથી આટલું દૂર બેસવાનું કારણ એ હતું કે ત્યાં દરેક 'ડોંગ'ની બહાર ખૂંખાર કૂતરાં બાંધ્યાં હતાં. અમને આવેલા જોઈને તે કૂતરાં મોટેથી ભસવા લાગ્યાં. તે સાંભળી ડોંગનાં નરનારી અને બાળકો બહાર ધસી આવ્યાં. તે બધાં લોકો 'કૂંજો'ને ઓળખતાં હતાં કારણ કે તે ઘણાં વર્ષ સુધી તિબેટ સરકારનો ટપાલી રહી ચૂક્યો હતો અને આ પ્રદેશમાં ઘણી વાર આવ્યો હતો. મારી લાંબી દાઢી, મૂછ અને જટા જોઈ તે બધાં લોકોને ઘણી નવાઈ લાગી, કારણ કે તિબેટમાં કોઇને દાઢીમૂછ ઊગતાં નથી. તે લોકો મારા વિષે 'કૂંજો' ને ઘણા પ્રશ્ન પૂછવા લાગ્યા. જ્યારે કૂંજોએ તે બધાંને જણાવ્યું કે હું 'કાશીલામા' (ભારતીય સાધુ) છું અને અન્નનો આહાર લેતો નથી તેમજ 'જા' કે ચા પણ પીતો નથી, દારૂ કે તમાકુ પણ પીતો નથી, ત્યારે તે બધાંને ઘણી નવાઈ લાગી. ત્યાર પછી બધાં લોકોએ મારી પાસે બેસી કૂંજોને દુભાષીઓ બનાવી મને કેટલાક ધાર્મિક, મંત્રતંત્ર અને ભૂતપ્રેતને લગતા અને ખાસ કરીને તો તિબેટના અને દલાઈલામાના ભવિષ્યને લગતા પ્રશ્નો પૂછ્યા. મેં તે બધાના સાચા, ટૂંકા અને હિતકારી જવાબ આપ્યા, તેથી બધાં લોકો ઘણાં જ પ્રસન્ન થઇ ગયાં. 'ઢામા છરંગ' નામની એક સ્ત્રી ઊઠીને 'ડોંગ'માં ગઈ અને મારા માટે ઘણા બધા 'છૂરા' (સૂકા પનીરના ટુકડા) લઈ આવી. 'છીનલે' નામનો એક યુવક અમારા માટે મોટું ચકતક (લાકડાનું વાસણ) ભરીને ચમરી ગાયનો તાજો મઠો લઈ આવ્યો. બીજો એક નાનો છોકરો મારા માટે મોટો કટોરો ભરી 'છૂરા' લઈ આવ્યો. હું તે લોકોની આટલી બધી વસ્તુઓ સ્વીકારવા ના પાડું તે પહેલાં તો કૂંજોએ મને હિંદી ભાષામાં ધીમેથી સમજાવી દીધું, "લોકો જે કાંઈ ભેટ આપે તે બધું લઈ લેવું, ના ન પાડવી; કારણ કે મને પણ તે બધી ચીજ કામ લાગશે." તે સાંભળી હું ચૂપ રહ્યો. થોડી વારમાં તો ભેટની વસ્તુઓનો ઢગલો થઈ ગયો.

આ ગામમાં જે નરનારી અને બાળકો મારી સામે આવીને બેઠાં હતાં તેમાં એક સુંદર નાની ત્રણેક વરસની છોકરી હતી. તેના હાથમાં સફેદ લાકડી જેવું કંઈક હતું, જેને તે વારેવારે ચાટી અને ચૂસી રહી હતી. તે જોઈ મને નવાઈ લાગી. મને થયું કે તે કોઈ

મિઠાઈ હશે કે પછી કંદમૂળ હશે! ફૂંજોને મેં તે વિષે પૂછ્યું તો જાણવા મળ્યું કે તે લવારા (બકરીના બચ્ચા)ના પગનું હાડકું છે. તે સાંભળી મને ચીતરી ચડી. ફૂંજો કહેવા લાગ્યો કે, "તિબેટી લોકો જન્મથી જ માંસાહારી હોય છે. બાળકોને જલદી દાંત નીકળે અને પેઢા મજબૂત થાય તે માટે માતા પોતાના બાળકને આવાં હાડકાં ચૂસતાં શીખવે છે." જો કે તિબેટનો ધર્મ અહિંસક 'બૌદ્ધ ધર્મ' છે, તેમ છતાં લોકો માંસાહારી છે. તિબેટમાં ધર્મના નિયમોનો તાણી–તોડીને અર્થ કરી પશુહિંસા કરવાની રીત ઘણી વિચિત્ર છે. તિબેટના ધર્મગ્રંથોમાં લખ્યું છે કે, 'કોઈ પણ જીવનો રક્તપાત ન કરવો.' આનો સાચો અર્થ એવો છે કે જીવહિંસા ન કરવી. તિબેટી લોકો પશુઓનો વધ કરતી વખતે પશુના મુખ અને નાકને મજબૂત દોરી વડે સખત બાંધી દે છે, જેથી શ્વાસ બંધ થઈ જતાં પશુ તડફડીને છેવટે મરી જાય છે. તિબેટી લોકો એમ માને છે કે આ પ્રમાણેનો પશુવધ રક્તપાત વિના (લોહી નીકળ્યા વિના) થયો છે. તેથી તેમાં ધર્મગ્રંથોના વચનોનો વિરોધ નથી. પશુને આ પ્રમાણે મારી નાંખ્યા બાદ તેને જમીન પર કાપવામાં આવતું નથી, કારણ કે તેમ કરવાથી તો તેનો જમીન પર રક્તપાત (લોહીનું વહેવું) થાય, એટલે કે ધર્મવિરુદ્ધનું કાર્ય થાય. તેથી મરેલા પશુને ચામડાના મોટા કોથળાની અંદર નાખીને તેને કાપી ટુકડા કરવામાં આવે છે. તિબેટના ધર્મગ્રંથમાં એવું પણ લખ્યું છે કે 'પશુઓની જીભેય ખાવી નહીં.' આનો ઊલટો અર્થ કરીને ઘણા રસલોલુપ તિબેટી લોકો પશુઓને ગોંધીને મારી નાખ્યા બાદ તેની જીભ કાપીને ફેંકી દે છે અને બાકીનું શરીર ખાઈ જાય છે."

જે તિબેટી સ્ત્રી મારા માટે ઘેટીનું તાજું દૂધ લેવા ગઈ હતી, તે પોતાની ઘેટીઓને દોહી રહી હતી. મેં જોયું કે ૪૦–૫૦ ઘેટીને બે હારમાં સામસામા મુખ કરી ઊભી રાખી, વાળના લાંબા દોરડાથી દરેકના પાછલા પગ બાંધી પછી તે સ્ત્રી પોતાના ગળામાં લાકડાનું મોટું 'ચકતક' (વાસણ) લટકાવી દોડતી દોડતી દરેક ઘેટીનાં આંચળ પકડી બબ્બે શેડ દૂધ ચકતકમાં નાખી રહી હતી. આવી રીતે દોહતાં દોહતાં થોડી વારમાં તો તે હાંફી ગઈ એટલે ત્યાં ઊભેલી બીજી એક સ્ત્રીએ એ પ્રમાણે કર્યું. આમ વારાફરતી દોહતાં બધાં પશુને દોહવામાં આવ્યાં. ત્યાર પછી તે દૂધ કપડા વડે ગાળી લેવામાં આવ્યું, કારણ કે

તેમાં ઘણા નાના વાળ પડ્યા હતા. તે સ્ત્રી મારા માટે લાકડાનો મોટો કટોરો ભરીને તાજું દૂધ લઈ આવી. 'છીનલે' નામનો યુવક મારા માટે ચમરી ગાયનો તાજો મઠો લાવ્યો હતો તે ઘણો ઘટ્ટ અને અત્યંત ખાટો હતો. દૂધને તો મેં મારા થર્મોસમાં ભરી લીધું અને તે મઠો ગટગટાવવા લાગ્યો. આવો ખાટો 'તરા' (મઠો) મેં મારા જીવનમાં ક્યારે ય ચાખ્યો પણ નહોતો. લીંબૂની ખટાશ તો કાંઈ વિસાતમાં નહીં. કહે છે કે તિબેટની ઊંચી ભૂમિમાં જેટલું વધારે ખાટું ખવાય તેટલું શરીર અને મનને માટે લાભદાયી છે. આથી જ હું ચાર કટોરા મઠો પી ગયો. આવો તાજો મઠો જોતાં કૂંજો ઝાલ્યો રહ્યો નહીં. તેણે ઝટ સત્તુ કાઢી મઠામાં મેળવ્યો અને ચપાચપ ચાટવા મંડી પડ્યો. આજે તે થાકી ગયો હતો અને તેની ભૂખ ઊઘડી હતી. 'છીનલે' નામનો માણસ મારા માટે પીળા રંગના 'છૂરા' લઈ આવ્યો. તેણે કહ્યું કે આ છૂરા ચમરી ગાયના દૂધમાંથી ખાસ બનાવવામાં આવ્યા છે. દૂધને ફાડી તેને ગરમ ધાબળા પર સૂકવવામાં આવે છે. તે સૂકાઈ ગયા બાદ આવા 'છૂરા' તૈયાર થાય છે. તિબેટી લોકો છૂરાનો ઉપયોગ શાકભાજી તરીકે કરે છે. તિબેટમાં 'થૂ' નામની બિસ્કીટ જેવી સ્વાદિષ્ટ મિઠાઈ બને છે, જે છૂરાના ભૂક્કાની ગોળ અને માખણ સાથેની એક પ્રકારની મેળવણી છે. મને જાણવા મળ્યું કે આવા છૂરા પાણી સાથે ખાવા લાભદાયક છે, લૂખા ખાવાથી કબજિયાત કરે છે. પશ્ચિમ તિબેટમાં માખણ બનાવવાની રીત પણ વિચિત્ર છે. દૂધ ભરેલા વાસણમાં દહીંના ટીપાં કે ખાટો ક્ષાર નાખી વાસણને જાડા ગરમ ધાબળામાં લપેટી રાખી મૂકવામાં આવે છે. કેટલાક દિવસે દહીં જામી જાય એટલે તેને લાકડાના મોટા મોટા 'ડોંગમોં' (નળી)માં નાખી ખૂબ મથવામાં આવે છે. ત્યાર પછી તરતા માખણને ભેગું કરી ચામડાના થેલાઓમાં ભરવામાં આવે છે. આ માખણને 'ડોકપા' લોકો 'છૂમર' (ઘી) કહે છે.

જે બધી 'ડોકપા' સ્ત્રીઓ પોતાનાં બાળકોને લઈ મારી પાસે આવી હતી તેમને મેં તેમનાં બાળકોનાં નામ વારાફરતી પૂછ્યાં. કેટલાકનું નામ શેરાબ, પેમા, સોનમ હતું તો કેટલાકનું નામ છીરીંગ, લુંડુપ વગેરે હતું. એક ઢીંગલી જેવી રૂપાળી છોકરીનું નામ 'ચકમો' હતું. તિબેટમાં બાળકોના જન્મ બાદ તેઓની સાવજતની અને તેઓના નામ પાડવાની રીત વિચિત્ર હોય છે. કહે છે કે બાળકના જન્મ થયા

મિઠાઈ હશે કે પછી કંદમૂળ હશે! ફૂંજોને મેં તે વિષે પૂછયું તો જાણવા મળ્યું કે તે લવારા (બકરીના બચ્ચા)ના પગનું હાડકું છે. તે સાંભળી મને ચીતરી ચડી. ફૂંજો કહેવા લાગ્યો કે, " તિબેટી લોકો જન્મથી જ માંસાહારી હોય છે. બાળકોને જલદી દાંત નીકળે અને પેઢા મજબૂત થાય તે માટે માતા પોતાના બાળકને આવાં હાડકાં ચૂસતાં શીખવે છે." જો કે તિબેટનો ધર્મ અહિંસક 'બૌદ્ધ ધર્મ' છે, તેમ છતાં લોકો માંસાહારી છે. તિબેટમાં ધર્મના નિયમોનો તાણી–તોડીને અર્થ કરી પશુહિંસા કરવાની રીત ઘણી વિચિત્ર છે. તિબેટના ધર્મગ્રંથોમાં લખ્યું છે કે, 'કોઈ પણ જીવનો રક્તપાત ન કરવો.' આનો સાચો અર્થ એવો છે કે જીવહિંસા ન કરવી. તિબેટી લોકો પશુઓનો વધ કરતી વખતે પશુના મુખ અને નાકને મજબૂત દોરી વડે સખત બાંધી દે છે, જેથી શ્વાસ બંધ થઈ જતાં પશુ તડફડીને છેવટે મરી જાય છે. તિબેટી લોકો એમ માને છે કે આ પ્રમાણેનો પશુવધ રક્તપાત વિના (લોહી નીકળ્યા વિના) થયો છે. તેથી તેમાં ધર્મગ્રંથોના વચનોનો વિરોધ નથી. પશુને આ પ્રમાણે મારી નાંખ્યા બાદ તેને જમીન પર કાપવામાં આવતું નથી, કારણ કે તેમ કરવાથી તો તેનો જમીન પર રક્તપાત (લોહીનું વહેવું) થાય, એટલે કે ધર્મવિરુદ્ધનું કાર્ય થાય. તેથી મરેલા પશુને ચામડાના મોટા કોથળાની અંદર નાખીને તેને કાપી ટુકડા કરવામાં આવે છે. તિબેટના ધર્મગ્રંથમાં એવું પણ લખ્યું છે કે 'પશુઓની જીભેય ખાવી નહીં.' આનો ઊલટો અર્થ કરીને ઘણા રસલોલુપ તિબેટી લોકો પશુઓને ગોંધીને મારી નાખ્યા બાદ તેની જીભ કાપીને ફેંકી દે છે અને બાકીનું શરીર ખાઈ જાય છે."

જે તિબેટી સ્ત્રી મારા માટે ઘેટીનું તાજું દૂધ લેવા ગઈ હતી, તે પોતાની ઘેટીઓને દોહી રહી હતી. મેં જોયું કે ૪૦–૫૦ ઘેટીને બે હારમાં સામસામા મુખ કરી ઊભી રાખી, વાળના લાંબા દોરડાથી દરેકના પાછલા પગ બાંધી પછી તે સ્ત્રી પોતાના ગળામાં લાકડાનું મોટું 'ચકતક' (વાસણ) લટકાવી દોડતી દોડતી દરેક ઘેટીનાં આંચળ પકડી બબ્બે શેડ દૂધ ચકતકમાં નાખી રહી હતી. આવી રીતે દોહતાં દોહતાં થોડી વારમાં તો તે હાંફી ગઈ એટલે ત્યાં ઊભેલી બીજી એક સ્ત્રીએ એ પ્રમાણે કર્યું. આમ વારાફરતી દોહતાં બધાં પશુને દોહવામાં આવ્યાં. ત્યાર પછી તે દૂધ કપડા વડે ગાળી લેવામાં આવ્યું, કારણ કે

તેમાં ઘણા નાના વાળ પડ્યા હતા. તે સ્ત્રી મારા માટે લાકડાનો મોટો કટોરો ભરીને તાજું દૂધ લઈ આવી. ' છીનલે ' નામનો યુવક મારા માટે ચમરી ગાયનો તાજો મઠો લાવ્યો હતો તે ઘણો ઘટ્ટ અને અત્યંત ખાટો હતો. દૂધને તો મેં મારા થર્મોસમાં ભરી લીધું અને તે મઠો ગટગટાવવા લાગ્યો. આવો ખાટો ' તરા ' (મઠો) મેં મારા જીવનમાં ક્યારે ય ચાખ્યો પણ નહોતો. લીંબૂની ખટાશ તો કાંઈ વિસાતમાં નહીં. કહે છે કે તિબેટની ઊંચી ભૂમિમાં જેટલું વધારે ખાટું ખવાય તેટલું શરીર અને મનને માટે લાભદાયી છે. આથી જ હું ચાર કટોરા મઠો પી ગયો. આવો તાજો મઠો જોતાં કૂંજો ઝાલ્યો રહ્યો નહીં. તેણે ઝટ સત્તુ કાઢી મઠામાં મેળવ્યો અને ચપાચપ ચાટવા મંડી પડ્યો. આજે તે થાકી ગયો હતો અને તેની ભૂખ ઊઘડી હતી. ' છીનલે ' નામનો માણુસ મારા માટે પીળા રંગના ' છૂરા ' લઈ આવ્યો. તેણે કહ્યું કે આ છૂરા ચમરી ગાયના દૂધમાંથી ખાસ બનાવવામાં આવ્યા છે. દૂધને ફાડી તેને ગરમ ધાબળા પર સૂકવવામાં આવે છે. તે સૂકાઈ ગયા બાદ આવા ' છૂરા ' તૈયાર થાય છે. તિબેટી લોકો છૂરાનો ઉપયોગ શાકભાજી તરીકે કરે છે. તિબેટમાં ' થૂ ' નામની બિસ્કીટ જેવી સ્વાદિષ્ટ મિઠાઈ બને છે, જે છૂરાના ભૂક્કાની ગોળ અને માખણુ સાથેની એક પ્રકારની મેળવણી છે. મને જાણુવા મળ્યું કે આવા છૂરા પાણી સાથે ખાવા લાભદાયક છે, લૂખા ખાવાથી કબજિયાત કરે છે. પશ્ચિમ તિબેટમાં માખણુ બનાવવાની રીત પણુ વિચિત્ર છે. દૂધ ભરેલા વાસણુમાં દહીંના ટીપાં કે ખાટો ક્ષાર નાખી વાસણુને જાડા ગરમ ધાબળામાં લપેટી રાખી મૂકવામાં આવે છે. કેટલાક દિવસે દહીં જામી જાય એટલે તેને લાકડાના મોટા મોટા ' ડોંગમો ' ( નળી )માં નાખી ખૂબ મથવામાં આવે છે. ત્યાર પછી તરતા માખણુને ભેગું કરી ચામડાના થેલાઓમાં ભરવામાં આવે છે. આ માખણુને ' ડોકપા ' લોકો 'છૂમર' (ઘી) કહે છે.

જે બધી ' ડોકપા ' સ્ત્રીઓ પોતાનાં બાળકોને લઈ મારી પાસે આવી હતી તેમને મેં તેમનાં બાળકોનાં નામ વારાફરતી પૂછ્યાં. કેટલાકનું નામ શેરાબ, પેમા, સોનમ હતું તો કેટલાકનું નામ છીરીંગ, લુંડુપ વગેરે હતું. એક ઢીંગલી જેવી રૂપાળી છોકરીનું નામ ' ચકમો ' હતું. તિબેટમાં બાળકોના જન્મ બાદ તેઓની માવજતની અને તેઓના નામ પાડવાની રીત વિચિત્ર હોય છે. કહે છે કે બાળકના જન્મ થયા

બાદ તે મહિના દિવસનું થતાં પહેલાં જ તેની માતા પોતાના ધાવણમાં સત્તુનું મિશ્રણ કરી તેને આંગળી વડે ખવરાવે છે. બાળક થોડુંક મોટું થતાં તેની માતા સત્તુ (શેકેલા વટાણા અને શેકેલા જવના મિશ્રણનો લોટ), દૂધ, ઘી અને સાકરને મેળવીને શિરા જેવું ઢીલું ખાણું બનાવે છે. ત્યાર પછી તે ઢીલા પદાર્થને પોતાના મોંમાં થૂંક સાથે મેળવી તે લાઈ જેવા પાતળા પદાર્થને ચમચા કે હાથ વડે મોંમાંથી બહાર કાઢી બાળકના મોંમાં મૂકે છે. કહે છે કે જનમ્યા બાદ બચ્ચાને ક્યારેય જળ વડે નવરાવવામાં આવતું નથી, પણ દિવસમાં બે વાર-સવારે અને સાંજે તેના તાળવામાં ઘી ઘસવામાં આવે છે.

તિબેટમાં નવજાત શિશુના નામ પાડવાની વિધિ પણ વિચિત્ર હોય છે. નામકરણ-ઉત્સવ છોકરાનો જ થાય છે, છોકરીઓનો નહીં. બચ્ચાના જન્મથી ત્રીજે દિવસે આ ઉત્સવ ઉજવવામાં આવે છે. તે દિવસે સવારે 'છિપા' (જોશ જોનાર) ને ઘેર બોલાવવામાં આવે છે. સગાંવહાલાંને પણ નિમંત્રણ આપવામાં આવે છે. 'છિપા' સ્વચ્છ જળને મંત્રીને બચ્ચાના માથા પર તે જળના છાંટા નાખે છે. લોકો પોતાની શક્તિ અનુસાર સ્વચ્છ જળમાં કેસર, કસ્તુરી, ચંદન વગેરે સુગંધી પદાર્થ ઘુંટાવે છે. જે દિવસે બાળક જનમ્યું હોય તે દિવસનું નામ બચ્ચાના નામ પહેલાં મૂકવામાં આવે છે; જેમકે: રવિવારે જન્મે તો 'ન્યીમા,' સોમવારે જન્મે તો 'ડાવા,' શુક્રવારે જન્મે તો 'પસંગ' વગેરે. તિબેટી ભાષામાં 'ન્યીમા' એટલે સૂર્ય, 'ડાવા' એટલે ચંદ્ર. તિબેટમાં સપ્તાહના દિવસોના નામ આ પ્રમાણે છે: રવિવાર=ન્યીમા, સોમવાર=ડાવા, મંગળવાર=મિંગમર, બુધવાર=લ્હકપા, ગુરુવાર=ફુરબુ, શુક્રવાર=પસંગ અને શનિવાર=પેન્પા. જ્યારે 'છિપા' (જ્યોતિષિ) નવા જન્મેલા બચ્ચાનું નામ 'છિરીંગ' (દીર્ઘાયુ) રાખે છે અને આ બચ્ચું સોમવારે જન્મેલું હોય તો તેનું આખું નામ આ પ્રમાણે થાય છે: 'ડાવા છિરીંગ.' કહે છે કે જાનવરોના નામ પરથી પણ બચ્ચાંના નામ રાખવામાં આવે છે.

પશ્ચિમ તિબેટના મોટા ભાગના ડોકપા (ભરવાડ) લોકોના પહેરવેશ ગંદા હોય છે. જો તે આપણી પાસે ઊભા હોય તો તેના શરીરમાંથી ઘેટાં-બકરાંના દૂધની ખાટી વાસ આવે છે. લોકોના શરીરની

ચામડી પર મેલ બાઝે તેને સારું ગણવામાં આવે છે. નાનાં બાળકોનાં મોઢાં અને નાક ગંદાં રહે છે. ભારતના નીચાણવાળા પ્રદેશની માફક આ ઠંડા અને ઊંચા પ્રદેશમાં માખીઓનો ઉપદ્રવ નથી, નહીંતર તે બાળકોની શી વલે થાય! આ લોકોમાં ભોજન કર્યા બાદ હાથ ધોવાનો રિવાજ નથી. મોટા ભાગના લોકો વાટકા ચાટતાં ચાટતાં જ ભોજન પતાવે છે. ભોજન કર્યા બાદ જો માખણને લીધે હાથ ચીકણા જણાય તો તેને પોતાના માથા પર લૂંછી નાખવામાં આવે છે. પુરુષો પણ સ્ત્રી માફક લાંબા વાળ રાખે છે અને તેમાં તેલ નાખી ચોટલીઓ ગૂંથે છે. પુરુષોને દાઢી-મૂછ ઊગતાં નથી, તેથી પુરુષો અને સ્ત્રીઓના ચહેરા લગભગ એકસરખા લાગે છે. બન્નેના પહેરવેશ પરથી સ્ત્રી-પુરુષનો ભેદ માલૂમ પડે છે.

અમે બધાં વાતચીત કરી રહ્યાં હતાં તેવામાં 'આંગદર' નામની એક ઘરડી સ્ત્રી મારી પાસે આવીને વિનંતી કરવા લાગી કે તેનું ઘેટું બીમાર પડી ગયું છે, તેથી તેને સાજું કરવા માટે 'જીલાબ' (પ્રસાદ) આપો. મેં ભગવાનનું સ્મરણ કરી તે સ્ત્રીને મૂઠીભર શિંગોડાનો સત્તુ આપ્યો અને સૂચવ્યું કે આ સત્તુને દૂધમાં મેળવી બીમાર ઘેટાને પીવરાવી દો. પ્રભુ તેને ઝટ નિરોગી બનાવી દેશે. તે સ્ત્રીએ તરત જ જઈને તે પ્રમાણે કર્યું. થોડી વારે તે હરખાતી હરખાતી પાછી આવીને ફૂંજોને કહેવા લાગી કે બે દિવસથી તે બીમાર ઘેટાએ પાણી ય પીધું નહોતું, પણ સત્તુ-દૂધનું બધું પ્રવાહી મિશ્રણ તે ચપચપ ચાટી ગયું. આ 'કાશીલામા' ઘણા ચમત્કારી પુરુષ છે.

મેં બધાં નરનારી અને બાળકોને ધાર્મિક, ઉદ્યમી અને દેશભક્ત થવાનો ઉપદેશ આપ્યો. પછી તે બધાંને આશીર્વાદ આપી હું અને ફૂંજો ત્યાંથી વિદાય થયા. એક ડોકપા દોડતો દોડતો મારી પાસે આવી કહેવા લાગ્યો, "જ્યારે તમે ભારતમાં પાછા ફરો ત્યારે ત્યાં રહેતા અમારા ભગવાન 'દલાઈ લામા' ને અમારા બધાંના ઘણાં ઘણાં પ્રણામ પહોંચાડજો." આ સાંભળી મેં તેને તેમ કરવા વચન આપ્યું. તે ભલો માણસ થોડે સુધી અમને વળાવવા આવ્યો અને પછી ખુશી થતો પાછો ગયો. અમે બન્ને જણ 'કુરકચલ-છૂંગો" સરોવરને કિનારે એએક ફર્લાંગ આગળ વધી એક કાળા તંબૂ પાસે આવ્યા. તે તંબૂના

માલિક 'સંદરૂપ' નામના ડોકપાએ અમને આવકાર આપ્યો. તેણે અમને પોતાને ત્યાં રાતવાસો રહેવા કહ્યું, પણ અમારે હજી આગળ જવું હતું અને જ્યાં સૂર્ય ડૂબે ત્યાં પડાવ કરવો હતો. સંદરૂપ રસ્તો બતાવવા માટે એકાદ ફર્લાંગ અમારી સાથે આવ્યો. અત્યારે અમે 'કુરકચલ-છૂંગો' અને 'ડીંગ-ત્સો' નામના બે નાના સરોવરની વચ્ચેની રેતાળ ભૂમિ પર ચાલી રહ્યા હતા. અમારી જમણી બાજુ માનસરોવર તરફ એકાદ માઈલ દૂર 'શમ-ત્સો' સરોવર દેખાઈ રહ્યું હતું. અમે અહીં ઊભા રહી પાછું વળીને જોયું તો સૂર્યનારાયણ ડૂબી રહ્યા હતા. તેના આછાં સોનેરી અસંખ્ય કિરણ આકાશમાં સમાઈ રહ્યાં હતાં. દૃશ્ય ખરેખર અદ્ભુત હતું. જો ચિત્તવૃત્તિ આવી રીતે સંહૃત થઈ શકે, તો પછી પૂછવું જ શું. જોતજોતાંમાં તો ચોમેર અંધકાર છવાવા લાગ્યો. હું અને કૂંજો થોડાં પગલાં ચાલી સૂકી ને સપાટ રેતાળ ભૂમિ પર આવ્યા અને 'ડમા'ના ઝાંખરા પાસે ધબ દઈને નીચે બેસી ગયા. આજે અમે લગભગ ૨૫ માઈલ ચાલ્યા હતા, તેથી થાકી ગયા હતા. 'કૂંજા'ને કંઈક યાદ આવતાં તે ઓચિંતો ઊભો થઈ મને કહેવા લાગ્યો કે, "વધારે અંધકાર ફેલાય તે પહેલાં આપણે આ ભૂમિમાં આજુબાજુમાં ભમીને ચમરી ગાય અને યાકના સૂકાં અડાયાં વીણી આવીએ, કારણ કે રાતે અહીં અસહ્ય ઠંડી પડતી હોવાથી તેનું તાપણું કરી તાપીશું અને રસોઈ પકાવીશું". તેનું આ સૂચન મને ઠીક અને સમયસરનું લાગ્યું એટલે અમે બન્ને અડાયાં વીણવા નીકળી પડ્યા. ભાગ્યજોગે થોડુંક ચાલ્યાં ત્યાં તો જમીન પર જ્યાં જુઓ ત્યાં નાનાં મોટાં સૂકાં અડાયાં જ અડાયાં જોવામાં આવ્યાં. મેં તેમાંનાં કેટલાંક મોટાં અને હલકાં અડાયાં મારા ટુવાલમાં એકઠાં કર્યાં, તો કૂંજોએ તેના કોટમાં ભેગાં કર્યાં. આ બધાં અડાયાં રેતીમાં કુંડ જેવું બનાવી તેમાં ગોઠવ્યાં. તેટલી વારમાં તો અંધારું વધી ગયું. ઠંડીનું પ્રમાણ પણ વધવા લાગ્યું. હું અને કૂંજો રેતીમાં લાંબા થઈ આજની યાત્રાના કેટલાક પ્રસંગો વિષે વાતચીત કરતાં વિશ્રામ કરવા લાગ્યા. અર્ધોએક કલાક બાદ કૂંજોએ ઊઠીને તાપણી ચેતાવી અને તેના પર તપેલી મૂકી 'થુકપા' નામનું ખાણું રાંધવા લાગ્યો. અગ્નિની ઊંચી ઊંચી જ્વાળાઓનું પ્રતિબિંબ પાસેના સરોવરના જળમાં અદ્ભુત લાગતું હતું. ચારે બાજુનો પ્રદેશ સૂમસામ હતો. કાળામશ આકાશમાં અગણિત તારલિયા ટમટમી રહ્યા હતા. ઉત્તર દિશામાં દૂર

દૂર આવેલા રજતગિરિ હિમજ્યોતિ કૈલાસ અંધકારમાં ય પોતાનો રૂપરાશિ રેલાવી રહ્યા હતા. આહા, કેવું અવર્ણનીય તેનું સૌંદર્ય! અત્યારે અમારા માથા પર ફીચ ખંપાનો તંબૂ નહોતો, પણ પ્રભુની આકાશરૂપી છત્રછાયા હતી. અત્યારે ન પવન હતો, ન વાદળાં. વાતાવરણ નિરવ અને આનંદદાયક હતું.

અમારી પાસે તિબેટી લોકોએ ભેટ આપેલા ઘણા બધાં 'છૂરા' અને થર્મોસ ભરીને દૂધ હતું. તેમાંથી અડધોઅડધ મેં ફૂંજોને આપી દીધું. તેથી તેણે સ્વાદિષ્ટ 'થૂકપા' રાંધી નાંખ્યું. તાપણું ખાલી પડતાં મેં તેના પર મારું કમંડલૂ બેસારી તેમાં દૂધ, સાકર અને કોકો નાખીને મધુર પીણું તૈયાર કર્યું. તે દરમિયાન ફૂંજોએ 'થૂકપા'નું વાળુ કરી લીધું અને સરોવરે જઈ એંઠાં વાસણ સાફ કરી આવ્યો. કોકો જરા ઠંડો થતાં મેં ડબો ખોલી તેમાંથી ફળાહાર કાઢ્યો અને ટેસથી ફળાહાર કરવા લાગ્યો. થાકી ગયેલો ફૂંજો તો તાપણાની એક બાજુએ ગરમ કપડું બિછાવી તેના પર પડ્યા ભેગો જ ઊંઘી ગયો. મેં થોડી વારમાં ફળહાર કરી લીધો. સરોવરે જઈ કમંડલૂ સાફ કરી તેમાં જળ ભરી લાવ્યો. પેટમાં પડ્યું એટલે ઠંડીની અસર વધારે લાગવા માંડી. મારે ફૂંજોની માફક ટૂંટિયું વાળીને સૂઈ જવું નહોતું, પણ આસન વાળી બેસી આખી રાત પરમેશ્વરનું ચિંતન કરવું હતું. જીવનમાં આવી શુભ ઘડી અને આવી પવિત્ર ભૂમિ કાંઈ વારે ઘડીએ થોડી મળવાની હતી! તેથી હું જમીન પર બિછાવેલા મૃગચર્મ પર હિમગિરિ કૈલાસ તરફ મુખ કરી બેસી ગયો અને મહામંત્રનો જાપ જપવા લાગ્યો. જ્યારે જ્યારે તાપણું ઓલાવા લાગતું ત્યારે ત્યારે તેમાં સૂકાં એડાયાં નાખતો જતો હતો. લગભગ બારેક વાગે ફૂંજો સળવળ્યો અને પડખું ફેરવી બેઠો થયો. તાપણામાં અગ્નિ જોઈ મને કહેવા લાગ્યો, "મોડી રાત સુધી તાપણું ચાલુ રાખવું આપણા માટે હિતકર નથી. દૂરથી જો કોઈ ચીની સિપાઈઓ જોઈ જાય તો આપણું આવી જ બને. વળી આ પ્રદેશમાં લુંટારાઓનો પણ ભય છે. માટે મહેરબાની કરી તાપણું બૂઝાવી નાખો અને ટૂંટિયુંવાળીને સૂઈ જાવ." મેં ફૂંજોને સાફ શબ્દોમાં જણાવી દીધું કે, "તાપણું તો હું હમણાં ઓલવી નાખું છું પણ મને ચોર-ડાકૂઓનો ભય નથી, કારણ કે મારી પાસે એવી કિંમતી ચીજ છે શું કે તે લોકો લૂંટી જાય." ફૂંજો મને સમજાવવા લાગ્યો,

"આ તિબેટીની ભૂમિના ડાકૂઓ તો એવા ભયંકર હોય છે કે પોતાનો ધાક યાત્રીઓ પર બેસારવા માટે યાત્રી પાસે કાંઈ ન હોય તો ય તેઓને મારી નાખે છે." મેં ફૂંજોને કહ્યું, "મને પરમેશ્વરમાં અતૂટ વિશ્વાસ છે." આ સાંભળી તે ધાબળો ઓઢીને સૂઈ ગયો. હું બેઠો બેઠો જપ કરવા લાગ્યો. રાત્રી વધુ ને વધુ નિરવ બનતી જતી હતી. આકાશના તારલિયા જાણે આંખો ફાડી ફાડીને મને નિહાળી રહ્યા હતા. ક્યારેક ક્યારેક પાસેના સરોવરમાં હંસોની પાંખોનો ફડફડાટ સંભળાઈ તરત જ શાંત થઈ જતો હતો.

આ પવિત્ર ભૂમિમાં મેં આખી રાત જાગતા રહી જપ–સાધના કરી.

"नाम जीह जपि जागहिं जोगी। विरति विरंचि प्रपंच वियोगी॥
साधक नाम जपहिं लय लाये। होंहि सिद्ध अनिमादिक पाये॥"




## —: અપ્રતિમ નૈસર્ગિક સૌંદર્ય :—

"અહીં દક્ષિણ દિશામાં રજત સદશ શુભ્ર હિમશૈલ 'માંધાતા' ઝગમગી રહ્યો છે, તો ત્યાં સામે ઉત્તર દિશામાં હિમગિરિશ્રેષ્ઠ 'કૈલાસ' સપ્તરંગી મેઘધનુષ દ્વારા આવૃત છે. સૂર્યાસ્ત સમયે સમીપનું હિમશિખર અગ્નિજ્વાળાઓમાં મજ્જ છે. તુષારકિરીટમંડિત 'પોનરીશ્રૃંગ' શ્યામલ મેઘો સાથે વાર્તાલાપ કરી રહ્યું છે...અને ત્યાં સામે ઉદયકાલીન ભુવનભાસ્કર પોતાના કોટિક સુકોમળ ને સ્વર્ણિમ રશ્મિ દ્વારા મનમુગ્ધકારી માનસરોવરના નીલ જળપટને સુશોભિત કરી રહ્યા હતા. આહા, કેવું અપ્રતિમ નૈસર્ગિક સૌંદર્ય !" "गीरा अनयन, नयन बिनु बानी."

[ સ્વામી શ્રી. પ્રણવાનંદજી F. R. G. S.]





## —: માનસરોવરના દક્ષિણ તટે—'તુગોલ્હો ગોમ્પા' માં :—

તારીખ ૬ જુલાઈ ને ગુરુવાર હતો. વહેલી સવારે બરાબર ૪ વાગે ઘડિયાળમાં એલાર્મ વાગતાં જ ઘસઘસાટ ઊંઘી રહેલો 'ફૂંજો' સફાળો બેઠો થયો. તેની લાલઘૂમ આંખો મારા તરફ ફરી અને મને મૃગચર્મ પર આસન વાળી બેઠેલો જોતાં તે તૂટીફૂટી હિંદી ભાષામાં બોલી ઊઠ્યો, "તિબેટની હાડકાં હચમચાવતી ઠંડીએ સૂવા દીધા લાગતા નથી, તેથી જ તો આમ રાતભર જાગી રહ્યા લાગો છો." હું બિચારા ફૂંજોને શું સમજાવું કે મેં રાતઆખી અહીં બેઠાં બેઠાં શું કર્યું. તે ઊઠીને આજુબાજુમાંથી સૂકાં અડાયાં વીણવા ચાલ્યો ગયો. હું ઊભો થઈ કુંડ સાફ કરવા લાગ્યો. થોડી વારે તે ઘણાં અડાયાં અને ઝાંખરાં લઈ આવ્યો અને તાપણું કર્યું. પછી તળાવનું ઠંડું પાણી લઈ આવી ચૂલે તપેલી ચડાવી. તે આજે ઊઠતાવેંત ઘણો ભૂખ્યો થઈ ગયો હતો એટલે 'છૂરા' ઉકાળીને 'જા' બનાવી તેના દસેક કટોરા ગટગટાવી ગયો. બે કટોરામાં સત્તુ મેળવીને ચાટી ગયો. ત્યાર પછી તે ધ્રૂજતો ધ્રૂજતો અગ્નિમાં હાથપગ શેકવા લાગ્યો. આજે સવારના પ્હોરમાં ઠંડી ઘણી હતી. તેમાં ય આ જગાની બેઉ બાજુએ નાનાં સરોવર હતાં. આજે ગુરુવારનો શુભ દિન હોવાથી પવિત્ર માનસરોવરમાં સ્નાન કર્યા બાદ જ કંઈક ફળાહાર લેવાનો મેં નિશ્ચય કર્યો. અહીંથી માનસરોવર હવે

બહુ દૂર નહોતું. થોડી વારે 'ફૂંજો'એ મારી સામે જોઈ આંખથી સંકેત કરતાં મને પૂછ્યું, "હવે ચાલશું ને ?" હું તો તૈયાર જ હતો. તેણે મારો સામાન તેની પીઠે બાંધ્યો એટલે અમે બન્ને પુણ્યગિરિ કૈલાસને માથું નમાવી વારંવાર પ્રણામ કરી પંથે પડ્યા. તેવામાં ત્યાંથી 'પંગરી' ગામનો 'ડોકપા' નો એક યુવાન છોકરો તિબેટી ગીત લલકારતો નીકળ્યો. રસ્તામાં તાપણું જોતાં તે રાજી રાજી થઈ ગયો અને બેસીને તાપવા લાગ્યો. આવા ઠંડા પ્રદેશમાં વહેલી સવારમાં અગ્નિનાં દર્શન થવાં એ એક સદ્ભાગ્ય જ કહેવાય. અમે તે છોકરા સાથે વાતચીત દરમિયાન જાણ્યું કે તે સમીપના 'લેગ્યા' નામના સ્થાને મજૂરી કરવા જઈ રહ્યો હતો. ત્યાં ચીની સૈનિકો માટે આરામગૃહ બની રહ્યું હતું. હવે હું અને ફૂંજો રવાના થયા. થોડાં પગલાં આગળ વધ્યા હોઈશું તેવામાં તે છોકરો દોડતો દોડતો અમારી સાથે થઈ ગયો. છોકરો ગૌરવર્ણ ને ખડતલ દેહવાળો તથા આનંદી હતો. તેણે કમર પર ચામડાનો જાડો પટ્ટો બાંધ્યો હતો અને તેમાં મોટો છરો લટકાવ્યો હતો.

અમે લીલીછમ ભૂમિ પર એકાદ ફર્લાંગ આગળ વધ્યા તેવામાં પૂર્વ દિશાના આકાશમાં જાણે કુમકુમ છંટાઈ ગયું. તેનું પ્રતિબિંબ સરોવરમાં પડતાં બધું જળ લાલઘૂમ દેખાવા લાગ્યું. તે જળમાં વિહાર કરી રહેલા લાલ ચાંચ અને કાળી ને લાંબી મજાની આંખોવાળા રૂના ગાભા જેવા રાજહંસો અધિક સુંદર દેખાઈ રહ્યા હતા. જોતજોતાંમાં તો સાત ઘોડાના રથ પર બેસીને સવિતાદેવ ગગનમંડપમાં પધાર્યા. તેના હિરણ્યમય મૃદુ રશ્મિ અવનિપટ પર પથરાઈ ગયા. આહા, કેવું અકલ્પ્ય દૃશ્ય ! આવી ઠંડીમાં અમને તેમનું આગમન ઘણું જ આવકારદાયક જણાયું. ઝાકળનાં બિંદુઓથી ઝગમગતી લીલીછમ કોમળ ભૂમિ પર અમે ચાલી રહ્યા હતા અને જમણી બાજુ અમારી સાથોસાથ અમારા લાંબા લાંબા પડછાયા પણ ચાલી રહ્યા હતા. મંદ, સુગંધિત અને શીતળ સમીર વાતાવરણને આહ્લાદક બનાવી રહ્યો હતો. આ "કુરકચલ-છૂંગો" સરોવરને તિબેટના લોકો માનસરોવરનું મસ્તક કહે છે, અને એવું માને છે કે અહીં જ દેવલોકો સ્નાન કરે છે. તેને કિનારે લીલોછમ ચારો ચરી રહેલી ચમરી ગાય અને યાક આ નૈસર્ગિક દૃશ્યને વધુ સુંદર બનાવી રહ્યાં હતાં. અમે કુલ ૩ માઈલનું

અંતર કાપ્યું એટલે માર્ગમાં એક હિમનદી આવી. તેનો કિનારો થોડો કાદવવાળો જણાયો. તેમાં પાણી પણ ઓછું હતું. તિબેટી લોકો તેને 'પલચુંગ-છૂ' કહે છે. આ નદીને જમણે કિનારે 'ડોકપા' લોકોના ત્રણ ચાર 'ડોંગ' (કાળા તંબૂઓ) ઊભા હતા, જ્યારે ડાબે કિનારે પંદરેક 'ડોંગ' હતા. અમારા આગમનની જાણ થતાં ડોંગમાં બાંધેલાં ભયંકર કૂતરાં બે પગે ઉછળતાં કર્કશ અવાજે ભસવા લાગ્યાં. રખે તે બધાં જાડી સાંકળો તોડી અમારા પર ધસી આવે, તો સ્વબચાવ માટે 'કૂંજો'એ મને લાકડી તૈયાર રાખવા સાવચેત કર્યો. કૂતરાંના હાઉ હાઉ સાંભળી ડોંગનાં નરનારી બહાર દોડી આવ્યાં. તે બધાંને 'કૂંજો' ઓળખતો હતો, તેથી બધાં લોકો તેની સાથે ન સમજી શકાય તેવી અસ્પષ્ટ તિબેટી ભાષામાં 'ગુટુરગું' કરવા લાગ્યાં. થોડી વારે તે લોકો પોતપોતાના 'ડોંગ'માં જઈ ચીન સરકાર દ્વારા તિબેટમાં વહેતી મૂકાએલી કાગળની નોટો (Currency) લઈ આવ્યાં અને 'કૂંજો'ને આપવા લાગ્યા. કૂંજો તેની કિંમત અનુસાર લોકોને ભારતની બનાવટની સિગારેટનાં પૅકેટ વેચવા લાગ્યો. તે ગરબ્યાંગથી પોતાની સાથે સિગારેટના ત્રણ ડઝન પૅકેટ લઈ આવ્યો હતો. મેં હિસાબ કર્યો કે ભારતમાં જે પૅકેટની કિંમત ત્રણ આના હતી તેના તે આઠ આના લઈ રહ્યો હતો. તેણે થોડી વારમાં જ પોતાની પાસેનાં બધાં પૅકેટ વેચી નાખ્યાં અને તિબેટી ચલણી નોટોનું બંડલ ગણીને કમરે બાંધેલા ચામડાના પટ્ટામાંના પાકીટમાં બંધ કરી દીધું. સુખનો શ્વાસ લેતાં કૂંજો મને કહેવા લાગ્યો કે ભારત સરકાર બે વરસથી તિબેટમાં 'ચીરુટ' (સિગારેટ) આવવા દેતી નથી, તેથી 'ચીરુટ'ના શોખીન લોકો તેનાં વધારે નાણાં આપીને પણ તે ખરીદે છે. અમારે તો 'એક પંથ, દો કાજ.' થાય છે.

થોડા 'ડોંગ'વાળા આ ગામને 'હોરબા' કહે છે. અહીંથી થોડે દૂર ચીની સૈનિકો માટે આરામગૃહ બંધાઈ રહ્યું હતું. આજુ-બાજુનાં ગામડાંના લોકો ત્યાં મજૂરી કરતા હતા. દરેક પુરુષ અને સ્ત્રીને હંમેશના ત્રણ-ચાર રૂપિયા મજૂરી મળતી હતી. કૂંજોએ મને કહ્યું કે અહીં ખૂંખાર તિબેટી કૂતરાં વેચાતાં મળે છે. આ સાંભળી મારી ઇચ્છા નાનું કૂતરું ખરીદવાની થઈ. કૂંજોના કહેવાથી એક માણસ ત્રણચાર ગલૂડિયાં લઈ આવ્યો. તે બધાં જાડાં અને બિહામણા ચહેરાનાં

હતાં. તે બધાંની કિંમત પૂછતાં તે ભલો માણસ કહેવા લાગ્યો, 'મોટા કૂતરાં ૧૦ ) થી ૧૫ ) રૂપિયામાં મળશે જ્યારે આ ગલૂડિયાં બબ્બે રૂપિયામાં મળશે." મને તેમાંનુ એક ગલૂડિયું પસંદ પડયું અને હું તેને ખરીદવા ય માગતો હતો તેવામાં તે સજ્જન કહેવા લાગ્યો, "તિબેટની ઊંચી અને ઠંડી ભૂમિમાં જ આ કૂતરાં જીવી શકે છે, દસ હજાર ફૂટ કરતાં નીચાણવાળા પ્રદેશમાં ગરમીને લીધે તે મરી જાય છે." તેની આ વાત સાંભળી મેં કૂતરું ખરીદવાનો વિચાર માંડી વાળ્યો.

આ ગામમાંથી તાજું દૂધ ખરીદીને થર્મોસમાં ભરી લેવાની મને ઇચ્છા થઈ. ફૂંજો કહેવા લાગ્યો, "અહીંનું બધું તાજું દૂધ અને માખણ ચીની સૈનિકો ખરીદી લે છે અને આ બિચારા લોકોને કાગળના ટુકડા ( ચલણી નોટો ) પકડાવી દે છે." ફૂંજોએ બેત્રણ તિબેટી નરનારી પાસે 'ગોકપા' લસણની ચટણી માટે માગણી કરી પણ તે કોઈને ત્યાં નહોતી. કહે છે કે 'પલચેન–છૂ' નદીની પાસેની ભૂમિમાં આ સ્વાદિષ્ટ લસણ ઘણું ઊગે છે.

અમે બન્ને અહીંથી ઊઠીને આગળ વધવા લાગ્યા. રસ્તામાં 'છ્ંગદર' નામનો એક રંગીલો યુવક સાથે થઈ ગયો. તે ચીની સૈનિકોનું આરામગૃહ બાંધવા મજૂર તરીકે જઈ રહ્યો હતો. તેણે માથા પર રંગીન પીંછાં ખોસેલી ફેલ્ટ પહેરી હતી અને પગમાં નવા 'લ્હમ' ( જોડા ) પહેર્યા હતા. કમરમાં ચાંદીના મ્યાનવાળો લાંબો છરો ખોસેલો હતો. પાસેના ભાગમાં 'મેપચા' ( અગ્નિ પ્રગટાવવા માટે જામગરી ને ચકમક ), 'ખપશુ' ( સોયની થેલી ) વગેરે લટકતાં હતાં. આ યુવકે પણ 'ફૂંજો' પાસેથી હઠ કરીને પોતા માટે રાખેલા સિગારેટનાં બે પૅકેટ ખરીદી લીધાં.

અહીંથી આગળ વધતાં એવી એક વિશાળ જગા જોવામાં આવી જેમાં અગણિત નાના મોટા દર હતા. તે બધામાંથી અસંખ્ય ઉંદરો આવ–જા કરી રહ્યા હતા. આ ઉંદરોની સંખ્યા બરખાના મેદાનના ઉંદરો કરતાં ય વધારે હતી. ઊગતા સૂર્યના મજાના તડકામાં આ બધા જીવ જાણે ટાઢ ઉડાડવા અને પેટમાં કંઈક પૂરવા આમતેમ આંટા મારી રહ્યા હતા. આ જીવ અમારા પગ નીચે ચગદાઈ ન જાય તે માટે અમે મુખથી સીટીના અવાજ કરતાં અને પગના ધબકારા કરતાં ઘણી

સાવચેતીથી ચાલી રહ્યા હતા. ઘણા ઉંદર તો દૂરથી અમને આવતાં જોઈ કુદક કુદક કૂદતાં પોતાના દર પાસે ચાલ્યા જતા હતા અને ત્યાં પોતાના બે પગે ઊભા રહી અને બે પગ પોતાની છાતી પાસે વાળી કાન ઊંચા કરી કરી અમારી સામે ટગર ટગર જોયા કરતા હતા.

કેટલાક માઈલ ચાલી હું અને ફૂંજો એક જરા મોટી નદીને કિનારે આવી પહોંચ્યા. આકાશમાં વાદળાં નહોતાં અને સૂર્યનારાયણ તપી રહ્યા હતા એટલે અમારા માટે આ ઘણું અનુકૂળ વાતાવરણ હતું. ફૂંજો કહેવા લાગ્યો કે આ નદી 'થોકચેન' નામના સ્થાન પાસેના પહાડોમાંથી આવે છે, તેથી અહીંના લોકો તેને 'થોકચેન-છૂ' કહે છે. તેનું ખરેખરું નામ તો 'સમો છંગપો' છે. આમાં 'મકરમ-છૂ' હિમનદી મળેલી હતી. મેં જોયું કે નદી પર પથ્થર વડે બંધ બાંધવામાં આવ્યો હતો. પહેલાં અહીં એક ચોકીદારને રાખવામાં આવતો હતો. શીતકાળમાં આ નદીનાં માછલાં માનસરોવરમાં ચાલ્યાં ન જાય તે વિષે તેને ચાંપતી નજર રાખવી પડતી હતી, કારણ કે ઠંડી ઋતુમાં માનસરોવરનું પાણી જામી જઈ બરફ બની જતાં ઘણાં માછલાં મરી જાય છે. મેં અને ફૂંજોએ આ નદીના બંધ પર સાવધાનીપૂર્વક ચાલી તેને પાર કરી અને તેને ડાબે કિનારે આવ્યા. હવે અમારે અહીંથી હળવું ચડાણ ચડવાનું હતું. રસ્તો તદ્દન રેતાળ હતો અને માથે સૂર્યદેવ તપી રહ્યા હતા. ભગવાનની અમારા પર કૃપા હતી કે વાદળાં, પવન અને વરસાદ ન હતાં. તેમાંનું એક પણ જો હોય તો આ લાંબી યાત્રાનો આનંદ માર્યો જાય.

હવે અમે અહીંથી પવિત્ર માનસરોવરને કિનારે પહોંચવા માટે આગળ વધી રહ્યા હતા. ઘડિયાળમાં ૧૦ વાગ્યા હતા. ઝીણી રેતીના ધગધગતા ઢગલા પર પગ મૂકતાં પગ સરી જતા હતા અને અંદર ખૂંપી જતા હતા. આથી ચાલવામાં ઘણી કઠિનાઈ પડતી હતી. સખત ભૂમિ પર ૧૦ માઈલ ચાલનાર યાત્રી આવી ભૂમિ પર માંડ ત્રણચાર માઈલ ચાલી શકે. આવી રેતીમાં ચાલવાથી થોડી વારમાં ઘણો થાક ચડી ગયો. એક જગાએ તો હું અને ફૂંજો ભરેલી ગૂણ માફક પટકાઈ પડ્યા અને જોરજોરથી શ્વાસ લેવા લાગ્યા. થોડી વારે વળી પાછા ઊભા થઈ ચાલવા લાગ્યા. ફૂંજો પોતાનો પગ રેતી પર પછાડતો મને સમજાવવા

લાગ્યો કે આવી મુલાયમ રેતી પર તો ઊંટની ચાલે ચાલવાથી ઓછો થાક લાગે છે. અમે બન્ને ડાબી બાજુની ઊંચાણવાળી ભૂમિ પર ચડવા લાગ્યા. આ રસ્તે રેતી ઘણી હતી. જેમ તેમ કરી ઉપર પહોંચ્યા તો 'લાપ્ચે' (પથ્થરોનો ઢગલો) અને મણિમંત્રની દીવાલ જોવામાં આવી. અમે અહીં બેસી થોડો વિશ્રામ કર્યો. અહીંથી માનસરોવરનો કિનારો તદ્દન પાસે જણાતો હતો, તેમ છતાં ય તે દોઢેક માઈલ તો દૂર હશે. અહીંથી રવાના થઈ થોડું આગળ જતાં 'તરૂઆ' અને આવા બીજા કાંટાળાં ઝાંખરાંવાળી ભૂમિ શરૂ થઈ. ફૂંજો મને કહેવા લાગ્યો કે, "આ ઝાંખરાં પર 'તરચેમા' નામનાં ખાટાં સ્વાદવાળાં પીળાં ઝીણાં ફૂલ થાય છે. તિબેટી લોકો તેની ચટણી બનાવે છે.

અમે આ રેતાળ રસ્તો પાર કરી છેવટે લીસા ને રંગબેરંગી નાના મજાના પથ્થરોથી છવાએલા પવિત્ર માનસરોવરને કિનારે આવી પહોંચ્યા. ભગવાન બ્રહ્મદેવના મન દ્વારા ઉત્પન્ન થયેલા એવા આ નીલોદકવાળા માનસરોવરને શ્રદ્ધા–ભક્તિપૂર્વક પ્રણામ કર્યા અને તેના પુણ્યપ્રદ જળનું આચમન અને માર્જન કર્યું. ત્યાર પછી અમે તેના રમ્ય કિનારે કિનારે આગળ વધવા લાગ્યા. પવન શાંત હતો. ચોમેર નિરવતા છવાઈ હતી. સમુદ્ર જેવા આ નાનકડા ક્ષીરસાગરનું સૌંદર્ય અનુપમ હતું. હંસોનાં ઝૂંડ નાં ઝૂંડ કિલકિલાટ કરતાં આનંદથી વિહાર કરી રહ્યાં હતાં. દૂર ઉત્તર દિશામાં પુણ્યપુંજ કૈલાસનાં દર્શન થઈ રહ્યાં હતાં. વાયુમંડળ દિવ્ય સ્પંદનોવાળું હતું. સુરમ્ય કિનારે ૧½ માઈલ આગળ વધતાં એક જગાએ મણિમંત્ર કોતરેલા પથ્થરોની દીવાલ જોવામાં આવી. તિબેટી લોકો આ સ્થાનને 'હવાસેની મંદંગ' કહે છે અને તેને ઘણું જ પવિત્ર માને છે. અહીંથી પણ પવિત્ર માનસરોવરની 'સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ પ્રદક્ષિણા' શરૂ કરી શકાય છે, કારણ કે માનસરોવર ફરતા ચાર 'છક–છલ–ગંગ'માંનું આ એક છે. ચાર 'છક–છલ–ગંગ' આ પ્રમાણે છે: (૧) માનસરોવરના નૈઋત્ય ખૂણામાં 'મોમોઠુકુ', (૨) પશ્ચિમમાં 'સેરા–લા,' (૩) પૂર્વમાં 'હવાસેની–મંદંગ,' (૪) અગ્નિ ખૂણામાં 'રીલજુંગ'.

મેં આ પવિત્ર સ્થાનમાં થોડો વિશ્રામ કરવાનું અને પછી અહીંના માનસરોવરના નિર્મળ અને પાપનાશક જળમાં સ્નાન

કરવાનું નક્કી કર્યું. આથી હું રમ્ય કિનારાની સુંવાળી રેતી પર બેસી ગયો. કૂંજો ધીમી ગતિએ પાછળ આવી રહ્યો હતો. થોડી વારે તે આવી પહોંચતાં મેં તેને આ પવિત્ર જગાએ જ વિશ્રામ કરવાનો, સ્નાન અને ભોજન કરી લેવાનો, મારો વિચાર જણાવ્યો. તે સંમત થયો અને થોડે છેટે મુલાયમ રેતી પર બેસી ગયો. અહીંથી સંપૂર્ણ માનસરોવરનું તેમજ ઉત્તર દિશામાં આવેલા હિમાચ્છાદિત પવિત્ર કૈલાસનું અદ્ભુત દર્શન થઈ રહ્યું હતું. આ પવિત્રતમ સ્થાન વિષેની તિબેટની લોકકથા આ પ્રમાણે છે:

"એક વાર યોગી મિલારેપા માનસરોવરની પ્રદક્ષિણા કરતાં કરતાં 'હવાસેની મંદંગ' સ્થાને આવી પહોંચ્યા. તે વખતે 'બોન ધર્મ'નો એક જાદુગર (બોનપા) માનસરોવરની ઊલટી પ્રદક્ષિણા કરતો કરતો આ સ્થાને આવ્યો. યોગી મિલારેપાને અહીં બેઠેલા જોઈ તે પણ અહીં બેસી ગયો. ત્યાર પછી તે જાદુવિદ્યાની શક્તિથી પોતાના બન્નેય પગ લંબાવવા લાગ્યો. યોગી મિલારેપા તો તે બધું મૂંગેમૂંગા જોવા લાગ્યા. બોનપાએ પોતાનો એક પગ માનસરોવરના ઉત્તર કિનારા સુધી લંબાવ્યો અને બીજો પગ દક્ષિણ કિનારા સુધી લંબાવ્યો અને પછી તે ઊભો થયો. તે ગર્વથી કહેવા લાગ્યો કે માનસરોવરને તો તેણે પોતાના બે પગ વચ્ચે રાખ્યું છે. તેનો આ ગર્વ તોડવાના અને તેને બરાબર પાઠ શીખવવાના ઇરાદાથી યોગી મિલારેપાએ ઊભા થઈ માનસરોવરનું પવિત્ર જળ ખોબામાં લઈ પીવા માટે હોઠે અડાડ્યું, ત્યાં તો માનસરોવરનું બધું જળ યોગી મિલારેપાના હોઠ સુધીની ઊંચાઈએ ચડી ગયું. ચારે બાજુ જ્યાં નજર જાય ત્યાં જળ જ જળ થઈ ગયું. બોનપા તો મિલારેપાથી કદમાં ઠીંગણો હતો તેથી જળમાં તે ડૂબતો ડૂબતો મિલારેપાની માફી માગવા લાગ્યો. તેની આવી કરુણ દશા જોઈ મિલારેપાએ પોતાના ખોબાનું જળ ઝટ નીચે ફેંકી દીધું. તરત જ જળની સપાટી નીચી ઊતરી ગઈ અને માનસરોવર પહેલાં જે પ્રમાણે હતું તેવું થઈ ગયું. બોનપો બચી ગયો. હારી ગયેલો બિચારો બોનપા વિલે મોંએ છાનોમાનો ત્યાંથી રફુચક્કર થઈ ગયો."

કૂંજો કહેવા લાગ્યો, "અહીંથી ડાબી તરફ એક માઈલનું ચડાણ ચડી, ત્યાંથી અડધા માઈલનું ઉતરાણ ઊતરી માનસરોવર–

પ્રદક્ષિણાના છઠ્ઠા નંબરના 'સેરાલુંગ–ગોમ્પા 'એ જઈ શકાય છે. ત્યાંથી પ્રદક્ષિણાનો એક લાંબો માર્ગ 'તોરા', 'તાશીગોમ્બા' અને 'નોનોકુર' થઇને 'ચેન્ગોં–ગોમ્પા' પાસે પહોંચે છે." મેં તેને કહ્યું, "હવે અહીંથી આગળની પ્રદક્ષિણા હું તો માનસરોવરને કિનારે કિનારે જ કરવા માગું છું, જેથી મને પવિત્ર સરોવરનાં પ્રતિક્ષણ દર્શન થઈ શકે, તેના પર થઈને વહેતી પવનની લહેરોને અનુભવી શકાય અને આનંદવિભોર થઈ સરોવરમાં તરતા રાજહંસોનાં ઝૂંડ નાં ઝૂંડ જોઈ શકાય." ફૂંજો બોલ્યો, "એ મોટો લાભ તો મળે, પણ રેતીમાં ચાલવાથી સાથળ ભરાઈ જાય અને જલદી થાકી જવાય." મેં કહ્યું, "તેમ છતાં ય હું તો આવી રીતે જ પ્રદક્ષિણા કરીશ, તારે મને હરહાલતમાં અનુસરવાનું છે." ફૂંજોએ સ્મિત વદને નમ્રતાથી જવાબ આપ્યો, "જેવો માલિકનો હુકમ."

માનસરોવરની આ પૂર્વ દિશાના કિનારાનો આ પ્રદેશ અત્યારે સૂમસામ હતો. તે જોઈ દીર્ઘ નિઃશ્વાસ નાખીને 'ફૂંજો' મને કહેવા લાગ્યો કે બેએક વર્ષ પહેલાં આ પવિત્ર જગા પર ખંપા લોકો અને ચીની સિપાઈઓ વચ્ચે ખૂંખાર જંગ ખેલાયો હતો. ઘણા ચીની સિપાઈઓને મોતને ઘાટ ઉતારી નાખવામાં આવ્યા હતા. આ જગા એવી છે કે દર વરસે જુન, જુલાઈ અને ઓગસ્ટ મહિનામાં તિબેટના ભયંકર 'ઝાકોરા 'ઓ (લૂંટારાઓ) અહીં આંટાફેરા કરતા હોય છે. યાત્રીઓ આ રસ્તે નીકળતાં ભય પામે છે.

અમે બેઉ જણ ડાકુઓ વિષે વાતચીત કરી રહ્યા હતા તેવામાં તો દોડતા ઘોડાના ડાબલાના 'તબડાક તબડાક' અવાજ સંભળાવા માંડ્યા. ફૂંજો તો ભયનો માર્યો થરથર કાંપવા લાગ્યો. મેં પાછું વાળીને જોયું તો મારતે ઘોડે એક તિબેટી અમારા તરફ આવી રહ્યો હતો. અમારી પાસે પહોંચતાં જ તેણે ઝટ ઘોડો ઊભો રાખ્યો અને છલાંગ મારી નીચે ઊતરી ફૂંજોને પૂછવા લાગ્યો કે અમે કોણ છીએ, ક્યાંથી આવી રહ્યા છીએ અને ક્યાં જવાના છીએ. બિચારા ફૂંજોએ થોથરાતા અવાજે તેને ટૂંકો ને ટચ જવાબ આપી દીધો. આવનાર માણસ ઢીલો પડ્યો છે તે જાણી ફૂંજો તેને મારા વિષે કહેવા લાગ્યો કે, "આ 'કાશીલામા' અન્ન ખાતા જ નથી તેમજ 'જા' (ચા), 'છંગ' (દારૂ),

'ચીરૂટ' (સિગારેટ) વગેરે કાંઈ જ પીતા નથી અને ભારે ચમત્કારી છે." આ બધું સાંભળી આગુંતક વ્યક્તિએ તિબેટની એક વિશેષ રીત પ્રમાણે મને પ્રણામ કર્યાં અને આશીર્વાદ માગ્યા. મારી પાસે ભગવાન બુદ્ધની કચકડાની નાની મૂર્તિ હતી અને અગરબત્તીનું પૅકેટ હતું. થેલામાંથી તે બન્ને વસ્તુઓ કાઢીને મેં તે વ્યક્તિને ભેટ આપી. તેથી તેના ચહેરા પર પ્રસન્નતા છવાઈ ગઈ. 'ખમજમ ખમજમ' કહી પ્રણામ કરતો તે છલાંગ મારી ઘોડા પર ચડી ગયો અને જેવો આવ્યો હતો તેવો મારતે ઘોડે જોતજોતાંમાં પલાયન થઈ ગયો. તે જોઈ ફૂંજોના શ્વાસ હેઠા બેઠા. મને તે ધીમે અવાજે કહેવા લાગ્યો, "ભગવાન 'ખંગ રિમ્પોચે'ની કૃપાથી આજે આપણે બેઉ બચી ગયા છીએ, નહીંતર પૂરેપૂરા લૂંટાઈ જાત અને અહીંથી જ પાછું ફરવું પડત." મેં કહ્યું, "તુંય બેટા હોશિયાર છો હો. મારી વાતો કરી કરીને જેમ તેં 'પંગરી' ગામના લોકો પાસેથી દૂધ અને છૂરા ભેગા કર્યા, તેમ અહીં લૂંટારાને નસાડી મૂક્યો." આ સાંભળી તે હીહી કરતો હસી પડ્યો.

મેં ઘડિયાળમાં જોયું તો પોણાબારનો સમય થવા આવ્યો હતો. આકાશ શાહી જેવું નીલ અને નિરભ્ર હતું. વાયુ થોડી થોડી વારે ઠંડા લહેરખાં નાખી જતો હતો. સરોવરના કાંઠાથી થોડે દૂર સ્વચ્છ જળમાં રાજહંસોનાં ટોળાં તરી રહ્યાં હતાં. વાતાવરણ આનંદપ્રદ હતું. સમય પણ શુભ જ હતો. મેં કિનારે વસ્ત્ર ઉતારી જળમાં પ્રવેશ કર્યો. જળ ઠંડું તો હતું જ, પણ એવું તો પારદર્શક હતું કે તેના પચ્ચીસ-ત્રીસ ફૂટ ઊંડાણમાં તરતી માછલીઓ સ્પષ્ટ દેખાતી હતી. આકાશની માફક આખું સરોવર નીલ રંગનું જણાતું હતું. ઘડીભર એમ જ લાગે કે તેમાં આકાશનું જ પ્રતિબિંબ પડી રહ્યું છે. સૂર્યનો પ્રકાશ કિનારા પર પડવાથી કિનારા પરની ઝીણી ઝીણી રેતી સુવર્ણ માફક ચળકી રહી હતી. તિબેટી લોકો માનસરોવરના પૂર્વ દિશાના આ કિનારાની આવી મુલાયમ ચળકતી રેતીને 'ચેમાનેંગા' કહે છે અને તેને પ્રસાદરૂપે ઘેર લઈ જાય છે.

મેં માનસરોવરના નિર્મળ જળમાં ૧૦૮ ડૂબકીઓ મારી. શરીર અને મનનો થાક ઊતરી ગયો. સામે ઉત્તર દિશામાં પ્રકાશી રહેલા હિમજ્યોત કૈલાસને વારંવાર પ્રણામ કર્યા. ત્યાર પછી આંખો બંધ

કરી પરમેશ્વરનું ચિંતન કરવા લાગ્યો. થોડી વારે આંખો ખોલી ચારે-બાજુનું નૈસર્ગિક સૌંદર્ય નિહાળવા લાગ્યો. ઉત્તરમાં શુભ્રજ્યોતિ મંગલમય 'કૈલાસ' અને તેની આજુબાજુનાં હિમમય ગિરિવૃંદ, દક્ષિણમાં તુષારાચ્છન્ન 'માંધાતા' અને તેના સમીપવર્તી હિમપર્વતો, આ બન્ને દિશાના ઊંચા હિમશૈલો વચ્ચે રાજહંસોરૂપી દેવતાના હિંચકા જેવું અપ્રતિમ સુંદર માનસરોવર તેમજ ચોમેરનું દિવ્ય વાયુમંડળ ખરેખર અદ્ભુત હતું. આ સરોવરના પવિત્રતમ જળમાં અવગાહન કરવાથી મને શુભ સંકલ્પ થયો કે ભગવાન કૈલાપસપતિ મારા પર કરુણા કરી મને જો આ પુણ્યસલિલ માનસરોવરમાંથી એક મજાનું શિવલિંગ આપે, તો હું તેને હમેશાં મારી પાસે રાખી તેની પૂજા કરું અને જીવન ધન્ય બનાવું. મેં કૃપામૂર્તિ કૈલાસ પ્રતિ નયન સ્થિર કર્યાં તેવામાં તો ભાવ-વિભોર થતાં નયન છલકાવા લાગ્યા. જાણે કરુણાવરુણાલય કૈલાસપતિ મારા દેહ પર વરદ હસ્ત ફેરવી રહ્યા હોય તેવી મને અનુભૂતિ થવા લાગી. કેટલીક ક્ષણ પછી આ મહા ભાવ શાંત થયો એટલે હું મારા ખોબામાં નિર્મળ ને પવિત્ર જળ ભરી ભરીને કૈલાસપતિને અંજલિઓ આપવા લાગ્યો. ૧૧ મી અંજલિ બીજી બધી અંજલિ કરતાં વધારે વજનદાર લાગી. તરત જ મેં આંખો ખોલી અંજલિ તરફ જોયું તો હું આશ્ચર્યવિમૂઢ થઈ ગયો. મારી અંજલિમાં જળની અંદર ગોળ મજાનું મોટું શિવલિંગ હતું. મેં આજુબાજુ, ઉપરનીચે નજર કરી તો ત્યાં છાતી સુધીના જળમાં મારા સિવાય બીજું કોઈ જોવામાં આવ્યું નહીં. જળમાં જ્યાં હું ઊભો હતો ત્યાં તળિયે રેતી જ હતી. પાણી અને હવા કરતાં વજનદાર આવું શિવલિંગ પાણીમાં તરતું કે હવામાં ઊડતું કઈ રીતે આવે તે જ બુદ્ધિમાં બેસતું નહોતું. છેવટે હૃદયે જાણે સમાધાન કર્યું કે 'કર્તું અકર્તું અન્યથા કર્તું' એવા મહાન ઈશ્વરને માટે શું અસંભવ છે ? એટલે કે કાંઈ અસંભવ નથી. મેં તે શિવલિંગને ધારી ધારીને જોયું અને પછી તેને હૃદયસરસું ચાપ્યું. આનંદમાં ને આનંદમાં પાંચ ડૂબકીઓ મારી શિવલિંગ સહિત સ્નાન કર્યું અને માનસરોવર-માંથી હોંશે બહાર આવ્યો. આજે મારી પ્રાર્થના ફળી હતી, કૈલાસપતિની કરુણા ઊતરી હતી. તેથી મારા આનંદની સીમા નહોતી. આ એક મહા ચમત્કાર મેં મારી નજરોનજર જોયો એટલે મેં મારી જાતને ઘણી ભાગ્યશાળી માની. ( જુઓ ચિત્ર નંબર ૯૨ )

માનસરોવરને કિનારે જ્યાં મેં મારા વસ્ત્ર ઉતાર્યાં હતાં ત્યાં આવી જોયું તો ત્રણ પથ્થરોના ચૂલા નીચે 'ડમા'નાં ઝાંખરાં સળગી રહ્યાં હતાં અને ઉપર કાળીમશ કીટલીમાં 'જા' ઉકળી રહી હતી. ચૂલાની પાસે નોકર ફૂંજો સૂતો હતો. હું તેને ઉઠાડવા જાઉં તે પહેલાં તો તે ઊઠીને એક કટોરો 'જા' ગટગટાવી ગયો અને વળી પાછો સૂઈ ગયો. હું મારાં વસ્ત્ર બદલવા લાગ્યો તેવામાં પાછો તે ઊઠ્યો અને એક કટોરો 'જા' પીને સૂઈ ગયો. મેં તિબેટી લોકોની આવી વિચિત્ર ટેવ વિષે એક લામા પાસેથી સાંભળ્યું હતું. તિબેટી લોકો આવી રીતે વારેઘડીએ સૂતાં–ઊઠતાં દિવસભરમાં ૧૦૦–૧૫૦ કટોરા 'જા' ગટગટાવી જાય છે. મેં હાક મારી ફૂંજોને ઉઠાડ્યો અને પૂછ્યું, "રસોઈ બનાવી તારે જમવું નથી?" તે કહેવા લાગ્યો, "ઘણા કટોરા 'જા' પીધી છે, પડાવે પહોંચ્યા બાદ રસોઈ બનાવીશ." મને થયું કે આ બિચારાને આજે મારા ફળાહારમાંથી થોડું આપું અને થોડું હું પેટમાં નાખું. મેં ડબો ખોલી થોડા પેંડા, શિંગદાણા, મિઠાઈ, શિંગોડાનો સત્તુ વગેરે કાઢ્યું અને અડધું ફૂંજોને આપ્યું. તે હોંશે હોંશે ખાવા લાગ્યો. તેને સત્તુ બહુ ભાવ્યો નહીં. મને કહેવા લાગ્યો, "આવું ખાણું હમેશાં ખાઈને જીવતા રહેવું મુશ્કેલ છે. તમે આવો કચરો ખાઈને વીજળીવેગે ચાલો છો એ ખરેખર નવાઈની વાત છે." મેં કહ્યું, "યોગીઓ તો કેવળ હવા ખાઈને હજારો વર્ષ જીવતા રહે છે અને આકાશમાં ઊડે છે. હું તો હજી કંઈ જ નથી." મારા કહેવાનો આશય તે સમજી ગયો, એટલે ચૂપ થઈ ગયો.

અમે બન્ને ફળાહાર કર્યા બાદ માનસરોવરનું મધુર અને પવિત્ર જળ પીને અહીંથી રવાના થયા. આજે અમે ગમે તે ભોગે 'ઠોકરમંડી' પહોંચી રાતવાસો રહેવાનો સંકલ્પ કર્યો. તે સ્થાન માનસરોવરને દક્ષિણ કિનારે હતું. ત્યાં પહોંચવા માટે અમારે હજી ઘણાં માઈલ ચાલવાનું હતું. અમે માનસરોવરને કિનારે કિનારે ચાલતાં આગળ વધવા લાગ્યા. મારો વિચાર 'સેરાલુંગ ગોમ્પા' જોવા જવાનો તો હતો, પણ ત્યાં જતાં મોડું થઈ જવાના ભયે મેં તે વિચાર પડતો મૂક્યો. મેં સાંભળ્યું હતું કે, "તે ગોમ્પામાં 'અપ્ચી', 'લોબન રિમ્પોચે', 'શાક્ય થૂબા'ની સુંદર મૂર્તિઓ છે અને તે ગોમ્પા 'ડેકુંગ ગોમ્પા'ના અધિકારમાં છે. ત્યાંથી પવિત્ર કૈલાસ અને માનસરોવનું અદ્ભુત દૃશ્ય જોવા મળે છે વગેરે."

ફૂં જો માનસરોવરના કિનારાથી ૧૦-૧૨ ફૂટ દૂર રહી ચાલી રહ્યો હતો, જ્યારે હું પવિત્ર જળથી કેવળ છ ઇંચ દૂર રહી ચાલી રહ્યો હતો. કિનારા પર જ્યાં જુઓ ત્યાં હંસનાં પીંછાં પડેલાં જોવામાં આવ્યાં. મેં અનુમાન કર્યું કે સરોવરને આ તરફને કિનારે રાજહંસોનાં ટોળેટોળાં આવીને બેસતાં હશે. કેટલાંક પીચ્છ સફેદ દૂધ જેવાં હતાં તો કેટલાંક આછા પીળાં. કેટલાંક પીચ્છ તો દોઢ દોઢ ને બબ્બે ફૂટ લાંબાં હતાં. મેં તેમાંનાં દસબાર લાંબાં પીચ્છ વીણી લીધાં. માનસરોવરની પૂર્વ દિશાનો આ રમ્ય કિનારો લાલ અને જાંબૂડિયા મિશ્રિત રંગની બારીક અને મુલાયમ, ચળકતી રેતીવાળો જોવામાં આવ્યો. સરોવરની આછી જળલહરીઓ કિનારા પર ધીમી અથડાઈને પાછી જવાથી આવા રંગની સુંવાળી રેતીના પટા પડતા હતા. મને આ રેતી ઘણી ગમી, એટલે મેં કાગળ વડે થોડી એકઠી કરી રૂમાલમાં બાંધી લીધી. તિબેટી લોકો આ રેતીને 'ચેમા-નેંગા' એટલે કે 'પંચરંગી રેતી' કહે છે. તિબેટી ભાષામાં ચેમા=રેતી, નેં=રંગીન, ગા=પાંચ. કહે છે કે આ રેતીમાં પાંચ રંગોવાળી પાંચ વસ્તુઓ છે, જેવી કે પીળા રંગનું સોનું, સફેદ રંગની ચાંદી, લીલા રંગનો પિરોજા, લાલ રંગના મૂંગા (માણેક) અને કાળા રંગનું લોખંડ. તિબેટી લોકો આ રેતીને માનસરોવરનો 'જીલાબ' (પ્રસાદ) માને છે અને એવો દૃઢ વિશ્વાસ ધરાવે છે કે તાવથી પીડાતી કોઈ પણ વ્યક્તિને આ પ્રસાદ ખવરાવવામાં આવે તો તે સાજી થઈ જાય છે. આ રેતી વિષે તિબેટમાં એવી લોકકથા પ્રચલિત છે કે એક વાર એક યાત્રાસંઘ પવિત્ર માનસરોવરની પ્રદક્ષિણા કરતો કરતો આ જગાએ પહોંચ્યો. તે વખતે બે ત્રણ યાત્રીઓ તાવથી પીડાઈ રહ્યા હતા. આગળ ન ચાલી શકવાથી રેતીમાં તેઓ સૂઈ ગયા અને અસહ્ય પીડાથી રડવા લાગ્યા. તે લોકોનું કરુણ રુદન સાંભળી ત્યાં એક ખૂબસૂરત સ્ત્રી આવી અને તે લોકોને આ પ્રમાણે રડવાનું કારણ પૂછ્યું. રોગી લોકોએ સાચી વાત ટૂંકમાં જણાવી દીધી અને ઔષધ માંગ્યું. તરત જ તે સ્ત્રીએ પોતાની મૂઠીમાં રાખેલી આ 'ચેમા-નેંગા' તે લોકોને આપી અને જણાવ્યું કે આ દવા ખાઈ તે પર થોડું પાણી પીઓ. જ્વરપીડિતોએ તે પ્રમાણે કરતાં અલ્પ સમયમાં તે બધા સાજા થઈ ગયા. નવાઈ પામતા તે લોકો આજુબાજુ જોવા લાગ્યા, પણ પેલી સ્ત્રી ક્યાંય જોવામાં આવી નહીં. સરોવરમાં તરતાં રાજહંસોને તે વિષે પૂછતાં રાજહંસો કહેવા લાગ્યા

કે તે સ્ત્રી તો પવિત્ર માનસરોવરની દેવી હતી. તે સાંભળી તે યાત્રીઓને નવાઈનો પાર રહ્યો નહીં.

કહે છે કે ૫૫ માઈલના ઘેરાવાવાળા આ વિશાળ ને પવિત્ર સરોવરની 'સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ પ્રદક્ષિણા' એક મહિનામાં પૂરી થઈ શકે છે. શીતકાળમાં જ્યારે માનસરોવરના કિનારા પાસેની નદીઓ થીજીને હિમ બની જાય છે ત્યારે તેમના પરથી સૂતાં સૂતાં તેમને પાર કરી માનસરોવરની આવી કઠિન પ્રદક્ષિણા કરવામાં આવે છે. તિબેટી લોકો આવી પ્રદક્ષિણા કરનારનો ઘણો જ આદર–સત્કાર કરે છે. એક લામાએ મને માનસરોવરની પ્રદક્ષિણા વિષેની લોકકથા કહી સંભળાવી હતી, જે આ પ્રમાણે છે :

"ઘણાં વર્ષ પહેલાં 'ઓંબા લોંગજાંગ' નામે એક ગરીબ તિબેટી પોતાની ત્રણ બકરીઓને લઈને કૈલાસ–માનસરોવરની યાત્રાએ નીકળ્યો હતો. તેણે કૈલાસની પ્રદક્ષિણા પૂરી કર્યા બાદ 'ઝહોંગ–છૂ' નદી પાર કરી માનસરોવરની પ્રદક્ષિણા શરૂ કરી. રસ્તામાં તે 'દોલ્મા' ભજન ગાતો જતો હતો. જ્યારે તે કેટલાક દિવસે માનસરોવરના પૂર્વ કિનારે આવી પહોંચ્યો ત્યારે તેને એક જગાએ માનસરોવરના પવિત્ર જળમાંથી બહાર નીકળી રહેલી ત્રણ મોટી બકરીઓ જોવામાં આવી. તે ત્રણે ય સુંદર મોટી બકરીઓએ કિનારા પર આવી 'ઓંબા લોંગજાંગ'ને કહ્યું, 'અમને તું તારી સાથે લઈશ તો તારું કલ્યાણ થશે.' આ સાંભળી 'ઓંબા' ઘણો નવાઈ પામ્યો. તેને થયું કે આ તે બકરી હશે કે ભૂત! બકરીઓ તેના મનની વાત જાણી જતાં કહેવા લાગી, 'ઓંબા! તું શંકા કે ભય ન કર. કૈલાસ અને માનસરોવરની પ્રદક્ષિણા દરમિયાન તું જે 'દોલ્મા' ભજન સતત ગાતો રહે છે તેથી અમે ત્રણે તારા પર પ્રસન્ન થઈ છીએ અને તારું કલ્યાણ કરવા માટે જ અહીં આવી પહોંચી છીએ.' બકરીઓની આ વાણી સાંભળીને 'ઓંબા લોંગજાંગ' તો ખુશ ખુશ થઈ ગયો. તેમને પ્રણામ કરી ગદ્ગદ થઈ કહેવા લાગ્યો, 'હે માતાઓ! તમે ત્રણે ય જરૂર મારી સાથે ચાલો. હું મારાથી તમારી ત્રણેયની બનતી બધી ય સેવા કરીશ.' તે સાંભળી ત્રણે ય મોટી બકરીઓ ઓંબાની ત્રણ બકરીઓ સાથે ભળી ગઈ, આથી કુલ છ બકરીઓ થઈ. છએ બકરીઓ સંપીને આગળ ચાલવા લાગી. કહે છે

કે જ્યારે 'ઓંબા લોંગજાંગ' પવિત્ર માનસરોવરની પ્રદક્ષિણા પૂરી કરીને ખુશ થતો પોતાના ગામ તરફ પાછો ફરી રહ્યો હતો ત્યારે એક મધરાતે અદ્ભુત ઘટના બની. પોતે જ્યાં પડાવ કર્યો હતો તેની બાજુમાં તેને ઘણી બકરીઓના બેં બેં અવાજ સંભળાવા લાગ્યા. તેને મનમાં થયું કે કોઈ મોટા ભરવાડે આવીને સમીપમાં પડાવ નાખ્યો હશે. 'જે હશે તે, તેમાં મારે શું' એમ બબડતો ઓંબા તો જાડો ધાબળો માથે ઓઢીને સૂઈ ગયો. વહેલી સવારે કોઈએ તેના માથા પરનો ધાબળો ખેંચ્યો એટલે તે જાગી ઝટ બેઠો થઈ ગયો. આંખો ચોળીને પછી સામે નજર નાખે છે તો પોતાની સામે પેલી ત્રણ મોટી બકરીઓ ઊભેલી જોવામાં આવી. આજુબાજુ નજર કરી તો બકરાં જ બકરાં. આટલાં બધાં બકરાં જોઈ 'ઓંબા લોંગજાંગ'ને તો બેહદ નવાઈ લાગી. તે જોઈ ત્રણ બકરીઓ તેને કહેવા લાગી, 'ઓંબા! અમે તારા પર ઘણા પ્રસન્ન થયા છીએ. તને મોટો માણસ બનાવવા માટે અમે રાતોરાત આ બધાં બકરાં ઉત્પન્ન કરી દીધાં છે. આ બધું તારું જ પશુધન છે, માટે હવેથી તું તેમને સંભાળ.' આ પ્રમાણે કહી ત્રણેય બકરીઓ અદૃશ્ય થઈ ગઈ. આ ચમત્કાર જોઈ ઓંબા તો અવાક્ થઈ ગયો. અત્યારે તે દસ હજાર બકરાંનો માલિક બની ગયો હતો. જ્યારે તે કૈલાસ–માનસરોવરની પ્રદક્ષિણા કરી તેમજ દસ હજાર બકરાં લઈ પોતાને ગામ પહોંચ્યો ત્યારે ગામના લોકોએ તેનો ભવ્ય સત્કાર કર્યો. તેને આખા ઇલાકાનો મોટો ધનિક જાહેર કર્યો.

કહે છે કે 'ઓંબા લોંગજાંગ'નો મોટો છોકરો 'ઓંબા તેંજન' ઘણો દયાળુ અને ધાર્મિક હતો. એક વાર તેના મનમાં એવો પ્રશ્ન ઊઠ્યો: 'ભાગ્ય મોટું કે કર્મ?' એટલે કે પ્રારબ્ધ મોટું કે પુરુષાર્થ મોટો? આ બેમાંથી કોણ મોટું તે જોવા માટે તેણે ૫૦૦ બકરાં અને ૧૦૦ ચમરી ગાય અને યાકને એક નિર્જન સ્થાનમાં છોડી મૂક્યાં. ત્યાં લીલુંછમ કુમળું ઘાસ તો ઘણું હતું, પણ શીયાળુ ઠંડા વાયરાથી દેહની રક્ષા થઈ શકે તેવું રાતવાસો રહેવાનું સ્થાન નહોતું. કહે છે કે ત્રણ વર્ષ બાદ તેણે એક દિવસ અચાનક ત્યાં આવીને જોયું તો તેને આશ્ચર્યની સીમા ન રહી. સારામાં સારી સંભાળ રાખી તેમ જ ઉત્તમ પ્રકારનું ખવરાવી–પીવરાવી ત્રણ વર્ષમાં બકરાંની જેટલી સંખ્યા વધારી શકાય તેના કરતાં તો દસગણી સંખ્યામાં સારાં બકરાં,

ચમરી ગાય અને યાક જોવામાં આવ્યાં. અસંખ્ય પશુઓને જોઈ 'ઓંબા તેંજન'નું હૈયું આનંદથી ઉભરાઈ ગયું. તેણે છલકાતાં નયને પરમેશ્વરને પ્રાર્થના કરી કે, 'હે દીનાનાથ! હવે હું એ સત્ય બરાબર સમજ્યો છું કે તારી કૃપાથી ગમે તે વ્યક્તિનું ગમે તે વખતે ભાગ્યની આડું પાંદડું હટી શકે છે અને તે પાંચમાં પૂછાય છે.' જ્યારે 'ઓંબા તેંજને' પોતાના નોકરચાકરની મદદથી તે બધાં પશુઓ ગણ્યાં, તો તે પાંચ હજાર બકરાં અને એક હજાર ચમરી ગાય અને યાક થયાં." કહે છે કે 'ઓંબા તેંજન' નો છોકરો 'ઓંબા કુંસા' થોડાં વર્ષ પહેલાં ભારતમાં આવ્યો હતો. તિબેટમાં ચીનાઓનો આતંક શરૂ થતાં તે પોતાનું ગામ ને ઘર છોડીને નાસી આવ્યો હતો. લગભગ છ મહિના સુધી તે ધનિક ભારતમાં રહ્યો અને તેણે વિમાન દ્વારા ભારતનાં મોટાં મોટાં શહેરો જોયાં. તે જ્યારે તિબેટમાં પાછો આવ્યો ત્યારે દુષ્કાળને લીધે તેનાં ઘણાં પશુઓ ઓછાં થઈ ગયાં હતાં. તો પણ તેની પાસે ૬૦૦ દૂધાળુ ચમરી ગાય અને ઘણાં બકરાં-ઘેટાં બચી ગયાં હતાં. તિબેટમાં હજી પણ તે ધનવાન માણસ ગણાય છે.

હું અને ફૂંજો માનસરોવરને પૂર્વ કિનારે ઉતાવળે પગલે પ્રદક્ષિણા કરી રહ્યા હતા. કિનારા પર જ્યાં નિર્મળ જળની મંદ મંદ લહરીઓ આવીને અટકતી હતી ત્યાં સુંવાળા અને રંગબેરંગી ઘણા નાના પથ્થરો જોવામાં આવતા હતા. મનમાં થતું હતું કે કયા લઈએ ને કયા નહીં. આગળ જતાં 'ગોમોશંગ-છૂ' નદી આવી. અમે તેને પાર કરી તેને ડાબે કિનારે આવ્યા. અહીં છાપરા વિનાની 'કેતર ડોંખંગ' ધર્મશાળા જોવામાં આવી. કહે છે કે ૧૫૦ વર્ષ પહેલાં 'ગોસુલ-ગોમ્પા'ના મોટા લામાએ આ ધર્મશાળા બંધાવી હતી, જેથી યાત્રાળુઓ તેમાં રાતવાસો રહી શકે. કેટલાંક વર્ષ બાદ તેમાં ડાકુલોકો સંતાવા લાગ્યા. એ જાણી તિબેટ સરકારે તેને તોડાવી નાખી. થોડાં વર્ષ પહેલાં સ્વામી પ્રણવાનંદજીએ તેને ફરીથી બંધાવી. અમારે અહીં રાતવાસો કરવો નહોતો, તેથી અમે ઝડપભેર આગળ વધવા લાગ્યા. હવે માનસરોવરના કિનારાનું જળ કોઈ કોઈ જગાએ મેલું જણાવા લાગ્યું. જળમાં ઘણી જગાએ વેલ ઊગેલી હતી. નાની નાની માછલીઓ પૂંછડીઓ હલાવતી તેમાં સંતાકૂકડી ખેલી રહી હતી. આ ખેલ જોતો

હું અહીં થોડી મિનિટ ઊભો રહ્યો. વેલ પર અગણિત નાનાં મજાનાં પીળાં પુષ્પો ઊગ્યાં હતાં. માનસરોવરની સુંદરતામાં તે વૃદ્ધિ કરી રહ્યાં હતાં. મેં માનસરોવરમાં ક્યાંય કમળ કે રાજકમળ જોયાં નહીં. આ વિશાળ સરોવરમાં કમળ પુષ્પનું હોવું એ કાલ્પનિક વાત છે, સત્ય નથી. આવાં પીળાં ફૂલની વેલનો માનસરોવરના રાજહંસો આહાર કરે છે. બગલાંની માફક તે માછલાં ખાતાં નથી. આવા અહિંસક અને શાકાહારી સુંદર રાજહંસોનો તિબેટના લોકો શિકાર કરતા નથી, તેમ મરેલાનો આહાર પણ કરતા નથી.

પવિત્ર માનસરોવરને રમ્ય કિનારે આગળ ચાલતાં અમે થાકી ગયા એટલે એક રેતાળ ભૂમિ પર વિશ્રામ કરવા બેઠા. અહીંથી માનસરોવરનો વિશાળ પટ નીલ અને પોપટીઆ રંગનો ભાસતો હતો. આકાશ તદ્દન સાફ હતું. સૂર્યનો તાપ સ્ફૂર્તિદાયક જણાતો હતો. ઘડિયાળમાં બે વાગી ચૂક્યા હતા. હજી અમારે ઘણે દૂર પહોંચવું હતું. તેથી દસેક મિનિટ બાદ અમે ઊભા થઈને ચાલવા લાગ્યા. ફૂંજોએ મને પેટ બતાવતાં જણાવ્યું કે તેને કકડીને ભૂખ લાગી છે. મારી પાસે ઘણા બધા 'છૂરા' હતા. તેમાંના અડધા મેં તેને આપી દીધા. તે છૂરા કડકડાવતો મારાથી વીશેક ફૂટના અંતરે પાછળ પાછળ ચાલવા લાગ્યો. બેએક માઈલનું અંતર કાપ્યું હશે તેવામાં કિનારો ભેજવાળો અને ઓવાળ ભરેલો આવ્યો. આગળ પગ મૂકતાં તો જમીન પોચી જણાઈ. ફૂંજો કહેવા લાગ્યો કે હવે અહીંથી માનસરોવરને કિનારે કિનારે આગળ વધવું ખતરનાક છે કારણ કે અહીંથી પ્રાયઃ અર્ધો માઈલ પર 'ટગ–ત્સંગપો' નામની એક મોટી નદી આવેલી છે, જે માનસરોવરમાં ઠલવાય છે. જો તે નદીમાં અત્યારે વધારે જળ આવ્યું હશે તો આપણે તેને આજે પાર કરી શકશું નહીં. તેને જમણે કિનારે આખી રાત ગાળવી પડશે અને વહેલી સવારે તેને પાર કરવી પડશે." મેં ફૂંજોને કહ્યું, "મારે તો ગમે તેમ કરીને આજે જ 'ઠોકર મંડી' પહોંચવું છે. મને તરતાં સારું આવડે છે, માટે તે નદીમાં વધારે પાણી હશે તોય આપણે તેને તરીને પાર કરી દઈશું." ફૂંજો મારી વાત સાંભળી હસતો હસતો કહેવા લાગ્યો, "માનસરોવરમાં મળતી બધી નદીઓમાં આ નદી સૌથી મોટી છે. એ એવી તો ઠંડી છે અને એનો પ્રવાહ એવો તો વેગીલો છે કે તે ભલભલા તરવૈયાને ય મચક આપતી નથી, તાણીને સીધા

માનસરોવરમાં લઈ જાય છે. જો તેમાં વધારે જળ હશે તો હું તો તેને પાર કરવાનું ખોટું સાહસ નહીં કરું પણ તમનેય તેમાં ઝંપલાવવા નહીં દઉં." ફૂંજોની આ વાત સાંભળી મારો પાવર જાણે ઓસરી ગયો. હું તેના કહેવા અનુસાર પવિત્ર માનસરોવરનો ઓવાળવાળો કિનારો છોડી મૂકી ને રેતાળ ભૂમિ પર આવ્યો. અહીંથી અમે માન-સરોવરને બે હાથ જોડી પ્રણામ કરી તેને જમણી બાજુ છોડી ડાબી બાજુ તરફના ઊંચાનીચા ને રેતાળ રસ્તે ચાલવા લાગ્યા. રેતીમાં પગ ખૂંપતા જતા હતા તેથી થાક ખાવા માટે અમે વારેવારે રસ્તામાં ઊભા રહેવા લાગ્યા. આવી રીતે મહામહેનતે અર્ધોએક માઈલ ચાલી અમે 'ટગ-ત્સંગપો' નદીને જમણે કિનારે આવી પહોંચ્યા. મેં જોયું કે અમે અત્યાર સુધીમાં પાર કરેલી બીજી બધી નદીઓ કરતાં આ નદી મોટી હતી અને તેનો પ્રવાહ વેગવાન હતો. તેમ છતાં તેમાં હજી એટલું બધું પૂર આવ્યું નહોતું કે અમે તેને પાર ન કરી શકીએ. હું અને ફૂંજો નદીના કિનારાની એક સપાટ ભૂમિ પર બેસી એ વિચાર કરવા લાગ્યા કે કઈ જગાએથી આ નદીમાં ઊતરી તેને પાર કરવી જોઈએ. અહીંથી ઉપરના ભાગમાં લગભગ બે ફર્લાંગ દૂર એક 'ડોંગ' (કાળો તંબૂ) જોવામાં આવ્યો. તેની આજુબાજુમાં યાક અને બકરાં ચરી રહ્યાં હતાં. મેં ફૂંજોને કહ્યું કે તે તરફ જરૂર રસ્તો હશે. ફૂંજો ઊભો થઈ તે તરફ જોવા ગયો. થોડી વારે તે પાછો આવી મને કહેવા લાગ્યો, "તે તરફ નદીનું જળ ફેલાએલું હોવાથી પ્રવાહ ઓછો વેગીલો છે, ઊંડાણ પણ ઓછું જ હશે. ચાલો આપણે ત્યાં જઈએ." હું ઊભો થયો અને ફૂંજોની પાછળ ચાલવા લાગ્યો. થોડે દૂર ગયા એટલે એક જગાએથી પગદંડી નદીમાં ઊતરતી જોવામાં આવી. અહીં બેસી મેં મારી કફનીને છાતી સુધી ઊંચી લઈ દોરી વડે છાતીની આસપાસ બાંધી દીધી. હમેશાં પગમાં રહેતા રબરના જોડા માથા પર બાંધ્યા. ફૂંજોએ પણ કપડાં ઉતાર્યાં અને સામાન સાથે પોતાના માથા પર બાંધ્યા. ત્યાર પછી ભગવાન કૈલાસપતિનું સ્મરણ કરતાં અમે બન્ને અત્યંત સાવધાનીપૂર્વક આ હિમનદીમાં ઊતર્યા. આહાહા, જળ એવું તો ઠંડું કે હમણાં જ લોહીને જમાવી દેશે! મેં કસ્તુરી મોંમાં રાખી હતી, તેથી તેને ઝટપટ ચગળવા મંડી પડ્યો. ધીમે ધીમે આગળ વધતાં કમર સુધી જળ પહોંચી ગયું. પ્રવાહનો વેગ પણ વધવા લાગ્યો. જાણે તણાયા કે તણાશું. હવે અમે સીધી દિશામાં ન ચાલતાં ત્રાંસા ફંટાવા

લાગ્યા. છાતી સુધી જળ ચડી ગયું. મને થયું કે ડોક સુધી પાણી પહોંચ્યું તો તર્યા સિવાય છૂટકો જ નથી. મારી કફની પાણીમાં ભીંજાવા લાગી. મહામંત્રના જપ ઝડપભેર થવા લાગ્યા. થોડી વારના પરિશ્રમ બાદ પ્રભુકૃપાએ અમે નદીમાં ડૂબેલા એક મોટા પથ્થર પર થઈ નદીને ડાબે કિનારે આવી પહોંચ્યા. સુખરૂપ આ મોટી હિમનદી પાર કરવાથી અમે પ્રભુનો મોટો પાડ માન્યો. નદીને પ્રણામ કર્યા, કારણ કે જો તેણે આ સમયે પોતાનો પ્રવાહ વધારી દીધો હોત, તો અમારે તેના ભેજવાળા જમણા કિનારે અસહ્ય ઠંડી વેઠતાં આખી રાત વિતાવવી પડત. અહીંથી આગળના માનસરોવર-પ્રદક્ષિણાના માર્ગમાં હવે આવી બીજી કોઈ મોટી નદી અમારે પાર કરવાની નહોતી, તેથી અમારા હૃદયમાં ઉમંગ માતો નહોતો. ફૂંજો મને કહેવા લાગ્યો, “ આ ‘ ટગ-ત્સંગપો ’ ને ભારતના લોકો ‘ બ્રહ્મપુત્રા ’ નદી કહે છે. આ નદીને કિનારે કિનારે પૂર્વ દિશામાં ૪ માઈલ જતાં જમણે કિનારે ‘ અંબૂ-ફુક ’ અને ‘ છૂ-ફુક ’ નામે સ્થાનમાં તથા ડાબે કિનારે ‘ ન્યોબા-છૂતેન ’ અને ‘ ટોમોમોપા ’ નામે સ્થાનમાં ગરમ પાણીનાં ઝરણાં છે, જેમાંથી આઠ આઠ ફૂટ ઊંચા ફુવારાઓ ઊડે છે. ‘ છૂ-ફુક ’ ની પાસે ગરમ ગુફાઓ છે, જેમાં શીતકાળમાં લામા યોગીઓ સાધના માટે રહે છે. ડોકપા લોકો પણ પોતાનાં બકરાંઘેટાં લઈ ત્યાં શીતકાળ ગાળે છે. ‘ પેમા-ગુરુ ’ ( ગુરુ પદ્મસંભવ ) પણ કેટલાક દિવસ ત્યાં રહ્યા હતા. તે ગરમ કુંડ પાસેની ભૂમિમાં ‘ જીંબૂ ’ નામની જંગલી ડુંગળી ઊગે છે. ખંપા અને ડોકપા લોકો ઉનાળામાં ત્યાં જઈને તે ડુંગળી ખોદી એકઠી કરે છે અને પછી ગામોમાં જઈ જઈને તે વેચે છે. તે ડુંગળીની વાસ ઘણી તીવ્ર હોવાથી લોકો તેનો શાક અને ચટણીમાં ઉપયોગ કરે છે. તિબેટ-ભારતની સીમાનાં કેટલાંક ગામોમાં પણ તે ડુંગળી વેચવા મોકલવામાં આવે છે. ”

આજે અમે વહેલી સવારે ‘ કુરકચલ-છૂંગો ’ સરોવરેથી પ્રસ્થાન કરીને પવિત્ર માનસરોવરને કિનારે આવી ત્યાંથી અહીં સુધી પહોંચતાં ૧૯ માઈલનું અંતર કાપ્યું હતું. રાતવાસા માટે અમારે ‘ ઠુગોલ્હો ગોમ્પા ’ પહોંચવાનું હતું. તેથી અમે ભગવાનનું સ્મરણ કરતાં ઊભા થઈ રવાના થયા. બેએક ફર્લાંગ ચાલી અમે માનસરોવરને કિનારે આવ્યા. તેના પવિત્ર જળનું આચમન અને માર્જન કર્યું. ત્યાર પછી

તેને રમ્ય કિનારે કિનારે દક્ષિણ તરફ આગળ વધવા લાગ્યા. હજી તો માંડ એકાદ માઈલનો પંથ કાપ્યો હશે ત્યાં તો આકાશમાં કાળાંમેશ વાદળાં ચડી આવ્યાં. તોપના ગોળા જેવા ધણુણુણ ધણુણુણ અવાજેથી આખો પ્રદેશ ધ્રૂજવા લાગ્યો. જોતજોતાંમાં ઠંડીનું પ્રમાણ વધી ગયું. તે જોઈ ફૂંજો મને કહેવા લાગ્યો, " જો આ વાદળાં ફાટચાં તો આપણે 'ન ઘરના, ન ઘાટના' થઈ જશું." મેં કહ્યું, " આપણે ચાલવાની ગતિ જરા વધારી દઈએ તો ઠીક. ' હૈયે હામ, ને હોઠે રામ ' રાખી જેટલું વધુ ચલાય તેટલું ચાલીએ." મારી વાતમાં તે સંમત થયો એટલે અમે બન્નેએ મારી મૂકયું. તેવામાં બીજી અણધારી આફત ઊતરી આવી. તિબેટનો તોફાની પવન ફૂંકાવો શરૂ થયો. રેતી ઊડવા લાગી. સામા પવને ચાલવું કઠિન હતું. અમે અમારી પીઠ પવન તરફ ફેરવીને જમીન પર બેસી ગયા. સરોવરમાં મોટાં મોટાં મોજાં ગર્જવા લાગ્યાં. જાણે તે તોફાની સમુદ્ર! ભયંકર તરખાટ મચાવી દસેક મિનિટમાં તો તોફાન શમી ગયું. તે વાદળાંને કોણ જાણે કયાં ઢસડી ગયું. મેં અને ફૂંજોએ છૂટકારાનો દમ ખેંચ્યો. ઊંચે નીલ ગગનમાં દૃષ્ટિ કરી સૂર્યનારાયણને બે હાથ જોડી પ્રણામ કર્યા અને પછી ઘૂંટણ પર હાથ દઈ ઊભા થયા. અહીંથી એક માઈલ ચાલી અમે ' નીમાપેંડી-છૂ ' નામની એક નાની નદી પાસે આવી પહોંચ્યા. નદીમાં બે ફૂટ ઊંડું પાણી હતું એટલે તેને પાર કરવામાં વાર લાગી નહીં. ફૂંજો મને કહેવા લાગ્યો " અહીંથી ડાબી બાજુ એક માઈલ પર ડોકપા લોકોનું ' નોનોકુર ' નામે એક સારું ગામ છે. ત્યાં દૂધ, દહીં, છૂરા જેટલાં જોઈએ તેટલા મળી શકે છે." ફૂંજોની આ વાત સાંભળી મને થયું કે તેને ભૂખ લાગી હશે. મેં ડબો ઉઘાડી તેમાંથી છૂરાની પોટલી કાઢી બધા છૂરા તેને આપી દીધા. તેથી તે ખૂબ રાજી થયો અને ચાલતો ચાલતો છૂરા કકડાવવા લાગ્યો.

દોઢેક માઈલ આગળ વધતાં મેં કિનારાથી થોડે દૂર શિયાળ જેવું મરેલું પ્રાણી દીઠું. તે વિષે ફૂંજોને પૂછતાં તે કહેવા લાગ્યો, " તે પ્રાણીને કોઈએ મારી નાખેલું લાગે છે. તિબેટમાં તેને ' હાજે ' કહે છે. ' ડમા ' અને ' તરૂઆ ' જેવાં ઝાંખરાં નીચે ભોણ બનાવી તેમાં તે પ્રાણી રહે છે અને ' રિગોંગ ' ( સસલાં ) નો શિકાર કરે છે. " હવે અમે અહીંથી ઝડપભેર આગળ વધવા લાગ્યા. સૂર્યનો કોમળ અને સોનેરી

તાપ માનસરોવરના નીલ પટ પર આનંદથી નાચતાં રાજહંસોનાં ઝૂંડોને વધારે સોહામણો કરી રહ્યો હતો. વાતાવરણ શાંત અને આહ્લાદક હતું. અડધોએક માઈલ આગળ વધ્યા એટલે 'રીલજુંગ-છૂ' નામનું એક ઝરણું આવ્યું. અમે તેને કાંઠે થોડી વાર બેસી તેનું મધુર જળ પીધું. પછી આ ઝરણું પાર કરી તેને ડાબે કિનારે આવ્યા. પાસે જ મણિમંત્ર લખેલા પથ્થરોની દીવાલ અને 'ચોરતેન' જોવામાં આવ્યા. કૂંજોએ કહ્યું કે આ સ્થાનને 'છક-છલ-ગંગ' કહે છે. અહીંથી 'ચેન્ગોં ગોમ્પા' હવે તદ્દન નજીક દેખાઈ રહ્યો હતો. ચારે ય બાજુનું સૌંદર્ય મનમુગ્ધકારી હતું. અહીંથી માનસરોવરને દક્ષિણ કિનારે આવેલો 'ઠુગોલ્હો ગોમ્પા' સુંદર દેખાતો હતો, પણ તે હજી દૂર હતો. અમારે આજે ત્યાં પહોંચવું હતું. અમે બેઉ જણ થાકી તો ગયા હતા, તેમ છતાં ય મનોબળ ઊંચું રાખ્યું હતું. અહીંથી અમે આગળ ચાલવા લાગ્યા. સૂર્ય આડી નાની કાળી વાદળી આવી જતાં સંધ્યા-સમય થઈ ગયો હોય તેવું લાગવા માંડ્યું. થાકીને લોથપોથ થઈ ગયેલો કૂંજો જમીન પર બેસી મને કહેવા લાગ્યો, "હવે સૂર્ય ડૂબી ગયો છે અને અંધારું થવા લાગ્યું છે, માટે આપણે આજે 'ચાન્ગોં ગોમ્પા'માં રાતવાસો રહીએ. 'ઠુગોલ્હો ગોમ્પા' તો હજી ત્રણ માઈલ દૂર છે." તે સાંભળી મેં આકાશ તરફ જોયું તો સૂર્યાસ્ત થવાને હજી ઘણી વાર હતી. ચળકતી કિનારીવાળી શ્યામ ઘટામાંથી સૂર્યનારાયણ ધીમે ધીમે બહાર નીકળતાં પોતાનું રશ્મિજાળ આકાશમાં ફેલાવી રહ્યા હતા. આ દૃશ્ય અત્યંત સુંદર હતું. જાણે બેસીને જોયાં જ કરીએ. થોડી વારમાં તો સૂર્યદેવ વાદળાંમાંથી પૂરેપૂરા બહાર આવ્યા. આખો પ્રદેશ ઝળહળી ઊઠ્યો. સવાર પડ્યું હોય તેવો કંઈક ભ્રમ થવા લાગ્યો. ઘડિયાળમાં જોયું તો સાયંકાળ થવાને હજી બે કલાકની વાર હતી. મેં કૂંજોને કહ્યું, "बढे चलो अविराम." આ સાંભળી તે મોઢું બગાડતો પરાણે ઊભો થયો અને મારી પાછળ પાછળ ચાલવા લાગ્યો. એકાદ માઈલનું અંતર કાપી અમે 'ચેન્ગોં ગોમ્પા'ને મુખ્ય દ્વારે આવી પહોંચ્યા. મારે માનસરોવર કિનારાનો આ સાતમો ગોમ્પા જોવો હતો. કૂંજોને તેમાં રસ નહોતો. તેથી મેં થાકચાપાકચા કૂંજોને ગોમ્પાની બહાર મજાના તડકામાં બેસી થાક ઉતારવા કહ્યું અને હું દ્વાર ઉઘાડી ગોમ્પામાં દાખલ થયો.

આ નાનો ગોમ્પા માનસરોવરના કિનારાથી ઘણો નજીક હતો. તે 'લ્હાસા'ના 'સાકચા મઠ'ના અધિકારમાં હતો, પણ અત્યારે તેમાં કોઈ રહેતું નહોતું. અંદરના ભાગમાં એક મોટો 'દવંગ' હતો જેમાં 'ગુરુ રિમ્પોછે'ની મોટી 'મૂર્તિ હતી. બીજી બેત્રણ નાની મૂર્તિઓ પણ હતી. દીવાલ પર થંકા લટકતા હતા, પણ તે બધા પર ધૂળ ચડેલી હતી. આ ગોમ્પા બેત્રણ વરસથી અવાવરું જણાતો હતો. અહીં પણ ચીનનો તીખો ચાબુક વીંઝાયો હોય તેવું લાગતું હતું. આ સુંદર ગોમ્પાની આવી હાલત જોઈ મન ખિન્ન થયું. ઝટ તેની બહાર નીકળી દ્વાર બંધ કરી દીધું. મારો ઊતરી ગયેલો ચહેરો જોઈ કૂંજો કહેવા લાગ્યો, "ધર્મસ્થાનોની દુર્દશા જોઈ જીવને બાળવા કરતાં તો તેને દૂરથી પ્રણામ કરી લેવા સારા. મને તો ખબર હતી, તેથી જ હું તમારી જોડે આ ગોમ્પામાં આવ્યો નહીં." થોડી વાર થાક ખાઈને અમે અહીંથી રવાના થયા. 'રીલજેન-છૂ' નદી પાર કરી તેને ડાબે કિનારે આવ્યા. અહીંથી 'ઠુગોલ્હો ગોમ્પા' જાણે પાસે જ દેખાઈ રહ્યો હતો. કૂંજોએ કહ્યું, "તે હજી બે માઈલ દૂર છે." આ સાંભળી મારા સ્ક્રૂ ઢીલા પડવા લાગ્યા. આજે તો અમે ચાલવામાં હદ કરી નાખી હતી. સવારથી લઈને અત્યાર સુધીમાં લગભગ ૨૬ માઈલ તો ચાલી ચૂક્યા હતા. 'ઠુગોલ્હો ગોમ્પા' પહોંચતાં આજના એક જ દિવસની મજલ ૨૮ માઈલ થવાની હતી. તિબેટની ઊંચીનીચી અને રેતાળ કિનારાની ભૂમિમાં એક જ દિવસમાં આટલું બધું ચાલવું તે કાંઈ નાનીસૂની વાત નહોતી.

થાકીને લોથ થઈ ગયા હોવા છતાં ય અમે કોઈ અકળ શક્તિના બળે આગળ વધી રહ્યા હતા. સૂર્યનારાયણ અસ્તાચળે સિધાવવા લાગ્યા. તેવામાં તો પવિત્ર માનસરોવરના નીલ જળ પર અવનવા રંગોના પટા પડવા લાગ્યા. જાણે માનસસર ક્ષણે ક્ષણે રંગીન વસ્ત્ર પરિધાન કરી અને બદલી રહ્યું છે. અસ્ત થઈ રહેલાં સૂર્યકિરણોને લીધે માનસરોવર પર થતા રંગોના આ ફેરફારો એવા તો મનમોહક હતા કે તેને જોતાં જાણે આંખો પલક મારવું ભૂલી ગઈ અને શ્વાસ ગતિ વિસરી ગયા. આહા, કેવું અનુપમ દૃશ્ય! મેં કૈલાસના ચરણપ્રાંતમાં પહોંચતાં પહેલાં એક દિવસે સંધ્યાસમયે 'ચ્યૂ–ગોમ્પા'ની ટેકરી પરથી માનસરોવરમાં રંગ બદલતું જે દૃશ્ય જોયું હતું, તેવું જ દૃશ્ય હું અહીં ફરી જોઈ રહ્યો

હતો. મેં મારા જીવનમાં ઘણાં ય નૈસર્ગિક સૌંદર્ય નિહાળ્યાં હશે, પણ અતિરમ્ય માનસરોવરના સૂર્યાસ્ત સમયના આ સૌંદર્યની તુલનામાં તે બધાં નહીંવત્ જ કહી શકાય. આ મનમુગ્ધકારી નિરુપમ દૃશ્યને હું મારા જીવનમાં ક્યારે ય ભૂલી શકીશ નહીં. આવું અદ્વિતીય મહાસૌંદર્ય જ 'સત્ય' અને 'શિવ' છે. 'सत्यं शिवं सुंदरम्'.

થોડી વારે સૂર્યાસ્ત થતાં જ, માનસરોવરના નીલ જળ પરના બદલાતાં અવનવા રંગો આપોઆપ બંધ થઈ ગયા. તે જોઈ અમે 'ઠોકર મંડી' તરફ ઝડપભેર આગળ વધવા લાગ્યાં. રસ્તામાં ઝાંખા લાલ રંગના પથ્થરો જોવામાં આવ્યા. ફૂંજોએ જમીન પરનો આવો એક પથ્થર ઊંચકી મને તે બતાવતાં કહ્યું, "આવા પથ્થરો પોચા હોવાથી તિબેટી લોકો તેના પર મણિમંત્રો કોતરે છે અને તેને પવિત્ર સ્થાનમાં મૂકી આવે છે." અમે એકાદ માઈલ આગળ વધ્યા એટલે રસ્તામાં લાલરંગી પથ્થરોના ઢગલા અને મણિમંત્રાવાળા પથ્થરોની દીવાલ આવી. અમે તેને જમણી બાજુ રાખી ચાલવા લાગ્યા. આ રસ્તે ઘેટાંનું એક ટોળું 'ઠોકર મંડી' તરફ જઈ રહ્યું હતું. અહીંથી માનસરોવર નીચાણમાં ને દૂર હતું. આજે હું અને ફૂંજો ઘણા થાકી ગયા હતા, તેમ છતાં ય અંધારા પહેલાં 'ઠોકર મંડી' પહોંચી જવાના આશયથી બને તેટલું ઉતાવળે ચાલી રહ્યા હતા. તે સ્થાન હજી ૧½ માઈલ દૂર હતું. અર્ધો માઈલ અમે બેઉ જણાએ માંડ માંડ પૂરો કર્યો, તેટલી વારમાં અંધારું થોડું વધી ગયું. હવે તો અમારા ટાંટિયા આડા–અવળા પડવા લાગ્યા. થાકી ગયેલો અને ભૂખ્યો થયેલો બિચારો ફૂંજો પગ લપસતાં ગોથું ખાઈ ગયો. મેં તેને બે હાથ પકડીને ઊભો કર્યો. તે બબડવા લાગ્યો, "હવે પછી ભવિષ્યમાં ક્યારે ય કોઈપણ 'કાશીલામા' સાથે માનસરોવરની પ્રદક્ષિણા કરવા નહીં આવું. મારી તો આજે રેવડી વેરાઈ ગઈ છે. આખાય શરીરમાં કળતર થાય છે." મેં તેને સાંત્વન આપતાં જણાવ્યું, "ઠોકર મંડી હવે તો નજીક છે. ત્યાં પહોંચી હું તને બે રૂપિયા બક્ષિશ આપીશ. રસોઈ માટે સત્તુ અને ગોળ પણ ખરીદી આપીશ." આ સાંભળી તે ખુશ થયો અને મારી પાછળ પાછળ ચાલવા લાગ્યો. હજી થોડો ઉજાસ હતો એટલે પગદંડી સાફ દેખાતી હતી. તિબેટની આ ભૂમિમાં આ મહિનામાં સૂર્યોદય થવા પહેલાં લગભગ પોણા કલાક સુધી અને સૂર્યાસ્ત થઈ ગયા બાદ લગભગ

એક કલાક સુધી ઉજાસ રહે છે. ઘોર અંધારું થતાં પહેલાં જ અમે જેમ તેમ કરી 'ઠોકર મંડી' પહોંચ્યા અને 'ઢુગોલ્હો ગોમ્પા'માં પ્રવેશતાં પહેલાં દૂર દૂર ઉત્તર દિશામાં દર્શન આપી રહેલા હિમજ્યોતિ કૈલાસને બે હાથ જોડી મસ્તક નમાવી પ્રણામ કર્યા. પછી મઠમાં દાખલ થઈ લાકડાના દાદરા વાટે ઉપરને માળે ચઢ્યા. તે વખતે પાસેની ઓરડી-માંથી બે ડાબા (બ્રહ્મચારીઓ) એ બહાર આવી અમારું સ્વાગત કર્યું. કૂંજો સાથે વાતચીત કરતાં જ્યારે તેઓએ જાણ્યું કે આજે અમે બેઉ યાત્રી ૨૮ માઈલ ચાલીને આવી પહોંચ્યા છીએ, ત્યારે તો તે સાધુઓને ઘણું આશ્ચર્ય થતાં મુખમાંથી જીભ બહાર નીકળી ગઈ. તેવામાં તે ઓરડામાંથી એક ભારતીય ભોટિયો વેપારી બહાર આવ્યો. તે હિંદી ભાષા જાણતો હતો. મેં તેના દ્વારા તિબેટી સાધુઓને સમજાવી અમારા રાતવાસા માટે મઠનો એક ઓરડો ઉઘડાવ્યો. પણ તે ઘણો અવાવરું અને ઉજાસ વિનાનો હતો અને તેમાં એક ખૂણામાં સૂકું ઘાસ ને બળતણ ભર્યું હતું. મેં બીજા કોઈ સારા ઓરડા માટે માગણી કરી, પણ તે સાધુઓએ કાંઈ જવાબ આપ્યો નહીં. ભોટિયા વેપારી પાસેથી જાણવાં મળ્યું કે તે બન્ને સાધુઓ હજી અઠવાડિયા પહેલાં જ અહીં આવ્યા છે. તેથી આ ગોમ્પામાં કયો ઓરડો અતિથિ માટે છે તેની તેમને ખબર નથી. આ પહેલાં ઘણા મહિના સુધી આ ગોમ્પા ખાલી હતો. તે ભોટિયા વેપારીએ મારી પાસે આવી ધીમે રહીને હિંદી ભાષામાં કહ્યું, "ચીની સરકાર પોતાની આબરૂ બચાવવા ખાતર કૈલાસ અને માનસરોવરના ખાલીખમ થઈ ગયેલા ગોમ્પાઓમાં ચીની વિચારધારા-વાળા તિબેટી સાધુઓની ધીમે ધીમે ભરતી કરી રહી છે. આ બેઉ સાધુઓ મને તો ચીની એજન્ટો જેવા લાગે છે." મેં જોયું કે ઝીણી આંખોવાળા અને પીળાપચ ચહેરાવાળા તે બન્ને ચીની સાધુઓ હતા. અમારે તો અહીં રાત પૂરતો જ વાસ કરવો હતો, વહેલી સવારે તો અહીંથી વિદાય થવું હતું, તેથી અમે 'જે મળ્યું તે સોનાનું' એમ સમજી તે ઓરડાની જમીન સાફ કરવા લાગ્યા. કૂંજોએ પોતા માટે ખૂણાની જગા કરી. મને તે કહેવા લાગ્યો કે ધુમાડો બહાર જવા માટે ઓરડાની છતમાં મોટી બારી છે, જેથી તમે તેની નીચે પથારી કરશો તો રાત્રે સખત ઠંડી લાગશે. મને તેની આ વાત ગળે ઉતરી. મેં બીજો ખૂણો સાફસૂફ કરી ત્યાં મૃગચર્મ બિછાવી દીધું. અમે ચાલીને આવ્યાં

હતા તેથી થોડી વાર સુધી તો શરીરમાં ગરમી રહી, પણ પછી ઠંડી લાગવા માંડી. મેં શરીરે ધાબળો લપેટી લીધો. ફૂંજોએ પણ ગરમ શાલ ઓઢી લીધી. થોડી વારે ફૂંજોનું માથું ચડ્યું ને શરીરમાં તાવ ભરાણો. તે જોઈ મેં તેને 'બામ' આપ્યું અને તાવ મટાડવા દવાની બે ગોળીઓ આપી. તે માથે બામ ઘસી અને બન્ને ગોળીઓ ગળી જઈ બિછાના પર લાંબો થઈ ગયો. મેં તેને વચન અનુસાર બે રૂપિયા બક્ષિશ અને એક રૂપિયો રસોઈ માટે આપી દીધા, તેથી તેણે આભાર માન્યો.

પંદરેક મિનિટ વિશ્રામ કર્યા બાદ ફૂંજોની તબિયત સારી થઈ જતાં અમે ઓરડામાંથી બહાર આવ્યા. નાની સીડી દ્વારા ગોમ્પાની અગાશીમાં જઈ ચોમેર નજર નાખી તો આખો પ્રદેશ જાણે કાળા ધાબળા નીચે છૂપાએલો હોય તેવો બની ગયો હતો. વાતાવરણ શાંત હતું. અમને અહીં વધારે ઠંડી લાગવા માંડી, એટલે અમે નીચે ઊતર્યા. ફૂંજો ભૂખ્યો થયો હતો. મંડી (બજાર) માંથી ખાદ્યસામગ્રી ખરીદી લાવવા માટે તે ગોમ્પાની બહાર ગયો, જ્યારે હું ઓરડામાં પાછો આવ્યો. થોડી વારે તે કાંટાળાં ઝાંખરાં અને ગોળની ભેલી વેચાતાં લઈ આવ્યો. તેને એક શેર ગોળના અઢી રૂપિયા લેખે નાણાં આપવાં પડ્યાં. પશુઓનો વાડો બે ફર્લાંગ દૂર હોવાથી તેમ જ મેઘલી અંધારી રાત હોવાથી તે ત્યાં જઈ મારા માટે દૂધ લાવી શક્યો નહીં. ફૂંજોએ ત્રણ પથ્થર ગોઠવી ચૂલો બનાવી તેમાં ઝાંખરાં સળગાવી તેના પર પાણી-ભરેલી કીટલી ચડાવીને થોડી વારમાં ગરમાગરમ 'જા' તૈયાર કરી નાંખી. ત્યાર પછી સત્તુની સાથે ગોળ મેળવીને તેને 'જા' સાથે ખાવા લાગ્યો. તેને જમતો જોઈ મેં ડબો ઉઘાડી ફળાહાર કાઢ્યો અને જમવા લાગ્યો. મારા ડબામાં એક મોટી મીણબત્તી રહી ગઈ હતી, જે અમને અહીં ઘણી જ કામમાં આવી. જમતાં જમતાં ફૂંજો કહેવા લાગ્યો, "ચીની સિપાઈઓના ભયથી ભારતના અને નેપાળના વેપારીઓ છેલ્લાં બે વરસથી આ મંડીમાં વેપાર કરવા આવ્યા નથી. મંડીમાં ફક્ત એક જ દુકાન ઊઘડી છે. તેમાં વસ્તુઓ પણ બહુ થોડી છે. આ મંડીમાં મોટે ભાગે ઊનનો વેપાર થાય છે. ભારતના વેપારીઓ અહીં દુકાનો નાખી પોતાનાં અનાજ, કાપડ, સાકર, વાસણ વગેરેના બદલામાં તિબેટી લોકો પાસેથી ઊન ખરીદતા હતા અને તેને સાફ કરાવી અમૃતસર, કાનપુર વગેરે શહેરોમાં મોકલતા હતા." મેં ફૂંજોને ધીમે

સ્વરે પૂછ્યું, મંડીના લોકો ચીનાઓથી શું ભયભીત છે ?" તે કહેવા લાગ્યો, "ફક્ત આ મંડી તો શું પણ કૈલાસ–માનસરોવરના આ વિશાળ પ્રદેશમાં આવેલાં ગામોમાંથી ઘણા લોકો ભયના માર્યા ભારતમાં નાસી ગયા છે. હાલમાં આ મંડીમાં ચાર ઘર ઊઘડ્યાં છે, જેમાં આશરે વીશ–પચ્ચીશ વ્યક્તિ રહે છે."

રાતનું વાળુ પતાવી હું અને કૂંજો પોતપોતાની પથારીમાં લાંબા થયા. આજે અમે ઘણા જ થાકી ગયા હતા. મારા જીવનમાં હું આ પહેલાં ક્યારે ય એક દિવસમાં આટલું બધું લાંબું ચાલ્યો જ નહોતો, તેથી થાકને લીધે મારી આંખ ક્યારે મળી ગઈ તેનું ભાન રહ્યું નહીં.



## A Blessed Pilgrim

"Only he who has contemplated the Divine in its the most awe-inspiring form, who has dared to look in to the unveiled face of Truth without being overpowered or frightened–only such person will be able to bear the powerful silence and solitude of Kailas and its sacred lake Manasarovar and endure the dangers and hardships which being admitted to the divine presence on the most sacred spot on the earth.

But those who have given up comfort and security and care not for their own life, are rewarded by and undescribable feeling of bliss, of supreme happiness ( Demchog )."

[ By – Li-Gotami ]

"Instead of conquering the holy mountain, the religious-minded man rather wants to be conquered by it."

[ LAMA GOVIND ANAGARIK ]

— * —



## —: 'ગુર્લા-છૂ' તરફ પરાવર્તન :—

તારીખ ૭ જુલાઈ ને શુક્રવાર હતો. ઘડિયાળમાં ચારનો ઍલાર્મ વાગતાં જ હું જાગી ગયો. ઘસઘસાટ ઊંઘી રહેલા ફૂંજોને મેં ઢંઢોળીને ઉઠાડ્યો. તે ઝટ બેઠો થયો અને આંખો ચોળવા લાગ્યો. મેં 'ટૉર્ચ'નો આછો પ્રકાશ કરી તેને પૂછ્યું, "અહીંથી ક્યારે ઉપડવું છે?" તે કહેવા લાગ્યા, "આજે જેમ બને તેમ જલદી 'ગુર્લા-લા' (ઊંચાઈ ૧૬,૨૦૦ ફૂટ) ચડી ત્યાંથી ઉતરાણ ઊતરી 'ગોરી ઉડચાર' નામના સ્થાને જો વહેલા પહોંચી જઈએ તો જ 'ગુર્લા-છૂ' નદી પાર કરીને સાંજ સુધીમાં 'રીંગુંગ' ગામે પહોંચી શકાય. જો 'ગુર્લા-છૂ' ને કિનારે મોડા પહોંચ્યા તો સૂર્યના તીખા તાપને લીધે હિમપર્વતો પીગળવાથી તે નદીમાં પૂર આવી જતાં તેને પાર નહીં કરી શકાય. તેથી તેને કિનારે જ અડધો દિવસ અને આખી રાત કાઢવી પડશે." મેં ફૂંજોને કહ્યું, "તારી વાત તદ્દન સાચી છે, પણ હું તો આ 'ઠુગોલ્હો ગોમ્પા'નાં દર્શન અને પવિત્ર માનસરોવરમાં ધરપત ન થાય ત્યાં સુધી સ્નાન કર્યા બાદ જ અહીંથી પ્રસ્થાન કરવા માગું છું. હવે કાંઈ આપણા રસ્તામાં માનસરોવર આવવાનું નથી. જીવનમાં આવો શુભ અવસર કાંઈ વારે ઘડીએ થોડો આવે છે? તો પછી શા માટે ધસમસ કરવી?" મારી વાત સાંભળી બે હાથ વડે પોતાનું કળતું અંગ દબાવતાં ફૂંજોએ કહ્યું, "જેવી આપની મરજી."

થોડી વારે અમે અમારો સામાન લઈને નીચે ઊતર્યા. અમારો પગરવ સાંભળી બેમાંનો એક તિબેટી સાધુ નીચે આવ્યો. મેં તેને આ ગોમ્પાનાં દર્શન કરવાની મારી ઇચ્છા જણાવી. તે સાથોસાથ એ પણ કહ્યું કે કૈલાસ અને માનસરોવરના લગભગ બધા ગોમ્પાઓનાં હું દર્શન કરી ચૂક્યો છું, આવા મોટા ગોમ્પાનાં દર્શન કર્યા વિના મને ચેન નહીં પડે. મારી વાત સાંભળી તે મંદિરની ચાવી લેવા પોતાના ઓરડામાં ગયો. તે દરમિયાન મેં જોયું કે ગોમ્પામાં ઉપર-નીચે કુલ સોળ ઓરડીઓ હતી. એક દાદર નીચેની દીવાલ પર હોડી ટાંગેલી જોવામાં આવી; તે હોડીની બહારની બાજુમાં સફેદા વડે લખાએલા અંગ્રેજી અક્ષરો આ પ્રમાણે હતા: ‘ Presented by His Highness Maharaja Sri Krishna Kumar Sinha. K. C. S. I Maharaja Saheb of Bhavnagar. ’ આ હોડીનું નામ ‘જ્ઞાન-નૌકા’ અંગ્રેજી અને હિન્દી અક્ષરોમાં લખાયેલું હતું. મેં જોયું કે અત્યારે તે તૂટેલી હાલતમાં લટકી રહી છે. આ હોડીના વિષે તેના માલિક સ્વામી શ્રી પ્રણવાનંદજીએ મને ‘પીઠોરાગઢ’ માં બધી વાત કહી સંભળાવી હતી, જે સંક્ષેપમાં આ પ્રમાણે છે: કૈલાસ-માનસરોવરના યાત્રીઓને પવિત્ર માનસરોવરમાં સહેલ કરાવવા માટે જ આ હોડી ભાવનગર (સૌરાષ્ટ્ર) ના મહારાજા સાહેબ તરફથી સ્વામીજીને ભેટ મળી હતી. સ્વામીજીએ તેને ઈ. સ. ૧૯૪૭ ના ઓગસ્ટની ૧૭ મી તારીખે પવિત્ર માનસરોવરના જળમાં વહેતી મૂકી હતી. ત્યાર પછી તો દર વર્ષે ઘણા યાત્રીઓ તેમાં બેસીને પવિત્ર માનસરોવરની સહેલ-ગાહ કરતા હતા. સ્વામીજીએ એક વાર તેમાં બેસીને માનસરોવરની અંદરનાં ગરમ ઝરણાંની શોધ કરી હતી.

હું હોડી જોઈ પાછો ફર્યો તેવામાં પેલો સાધુ મંદિરની ચાવી લઈ નીચે આવ્યો અને મંદિર ઉઘાડ્યું. અંદરના ભાગમાં અંધારું હોવાથી તે ડાબા (બ્રહ્મચારી) એ દીપક પ્રગટાવ્યા એટલે પૂજાગૃહની અંદરની દરેક વસ્તુ સ્પષ્ટ દેખાવા લાગી. મેં જોયું કે અહીંના પ્રધાન લામાની ગેરહાજરી હોવાથી તેમાં સ્વચ્છતાનો અભાવ હતો અને વાયુમંડળ જોઈએ તેટલું દિવ્ય નહોતું. ‘ ચેંખંગ ’ (નાના પૂજાઘર) માં ‘ કુંગરી-લ્હાબસેન ’ ની અને ‘ દવંગ ’ (મોટા પૂજાઘર) માં ‘ દોર્જ-છ્ંગ ’ ની મૂર્તિઓ હતી. ‘ થૂજી છિંબો ’ દેવતાની સુંદર મૂર્તિ જોવામાં

આવી. 'વજ્રવારાહી' દેવીની એક નાની સુંદર મૂર્તિ હતી. (જુઓ ચિત્ર નં. ૮૮). દીવાલો પર સુંદર 'થંકા' લટકી રહ્યા હતા. ડાબા (બ્રહ્મચારી) એ મને કહ્યું કે માનસરોવરની પ્રદક્ષિણાના માર્ગ પરના બધા ગોમ્પામાં આ ગોમ્પા સૌથી મોટો છે. અહીં તિબેટના મહાન ધર્મગ્રંથ 'કંજૂર'ના ૧૦૮ ભાગ સુરક્ષિત રખાયા છે. અત્યારે આ ગોમ્પા અને 'ગોસુલ-ગોમ્પા' તાકલાકોટ ના 'સિમ્બિલિંગ-ગોમ્પા'ના અધિકાર નીચે છે." મેં ડાબાને અગરબત્તીનું એક પેકેટ આપ્યું અને તેમાંની અગરબત્તી સળગાવી દેવતાઓની મૂર્તિઓ સામે મૂકવા વિનંતી કરી. તેણે તે પ્રમાણે કર્યું. થોડી વારમાં પૂજાઘરનું વાતાવરણ બદલાઈ ગયું. મીઠી સુગંધથી પૂજાઘર મહેકી ઊઠયું. હું આંખો બંધ કરી શાંત થઈ થોડી વાર ઊભો રહ્યો. ત્યાર પછી આંખો ખોલી બધી મૂર્તિઓને પ્રણામ કર્યા. ત્યાં રાખેલા દાનપાત્રમાં એક રૂપિયો ભેટ ચડાવી અમે પૂજાઘરની બહાર આવ્યા. ડાબાએ મંદિર બંધ કરી દીધું. ગોમ્પાની અંદરના લાકડાના મોટા ધ્વજસ્તંભ પાસે ઊભા રહી મેં ડાબાને પ્રશ્ન કર્યો, "અહીં એક 'ટુલ્કુલામા' રહેતા હતા એવું મેં સાંભળ્યું હતું. તે લામા અત્યારે ક્યાં છે?" તેણે પોતાની છાતી પર આંગળી મૂકી મને જણાવ્યું કે, "ટુલ્કુલામા હું જ છું." આ સાંભળી હું હસવું રોકી શક્યો નહીં, કારણ કે કહેનાર વ્યક્તિ ટુલ્કુલામા તો શું પણ સામાન્ય લામા જેવો ય લાગતો નહોતો. મેં તિબેટના વાંચ્યું હતું ધર્મગ્રંથમાં કે તિબેટમાં ડાબા (બ્રહ્મચારી), લામા (વિદ્વાન સંન્યાસી), ટુલ્કુલામા (અવતારી લામા), દલાઈ લામા (જ્ઞાનસાગર) વગેરેમાં ઘણો તફાવત છે. જે લામા પોતાના મૃત્યુ પહેલાં જ એ બતાવે કે પોતાનો હવે પછીનો જન્મ ક્યાં અને ક્યારે થશે અને તેની ભવિષ્યવાણી બિલકુલ સાચી પડે તો નવા જન્મેલા શિશુને લઈ આવી મઠની ગાદી પર બેસારવામાં આવે તેને 'ટુલ્કુ લામા' કે અવતારી લામા કહે છે. ઘણી વાર એવું પણ બને છે કે લામાના મૃત્યુ બાદ અમુક સમયે ગામનો કોઈ શિશુ મૃત લામાની વસ્તુઓને ઓળખી કાઢે તો તેને 'ટુલ્કુલામા' ગણી ખાલી ગાદીએ બેસારવામાં આવે છે. 'ટુલ્કુલામા'ની આવી શરૂઆત તિબેટના પાંચમા દલાઈલામા 'લોબજંગ-ગ્યમ્ત્સો' (સુમતિ સાગર) થી થઈ. (ઈ. સ. ૧૬૧૭ ઈ. સ. ૧૬૮૦). તેમણે પોતાને 'અવલોકિતેશ્વર'નો અવતાર જાહેર કર્યો અને ટાશીલામાને 'અમિતાભ બુદ્ધ'નો અવતાર જાહેર કર્યો. આ પહેલાં એટલે કે ઈ.

સ. ૧૩૧૯ – ઈ. સ. ૧૬૧૭ સુધીના ૨૨૬ વર્ષમાં જે ચાર 'દલાઈલામા' થયા હતા તે બધાની પોતાના સદ્દગુણો અને વિદ્વત્તાને લીધે નિમણૂક કરવામાં આવી હતી. તિબેટ વિષેના ઇતિહાસકારો કહે છે કે ઈ. સ. ૧૫૪૩ થી ઈ. સ. ૧૫૮૮ સુધીમાં થઈ ગયેલા ત્રીજા દલાઈલામા 'વસોદ્-નસ્સ-ગ્યમ્સો'ની જ્યારે મંગોલીઆના સરદાર અલ્તાઇખાં સાથે મુલાકાત થઇ હતી તે વખતે પૂર્વજન્મની સ્મૃતિના ચમત્કારો સાંભળી અલ્તાઈખાંએ તેમને કહ્યું, "આ તલૈ છે." મંગોલ ભાષામાં 'તલૈ' શબ્દનો અર્થ 'સાગર' થાય છે. આ તલૈ શબ્દનો અપભ્રંશ થઈ 'દલૈ' અને છેવટે 'દલાઈ' થયો. બસ, ત્યારથી આ અવતાર પરંપરાના લામાઓ 'દલાઈલામા' કહેવાવા લાગ્યા. એવું કહેવાય છે કે 'ટુલ્કુલામા' ફક્ત તિબેટ, લદ્દાખ અને મોંગોલિયામાં જ અવતાર લે છે.

આ ગોમ્પાનાં દર્શન કરાવ્યા બદલ અમે ડાબા (બ્રહ્મચારી) નો આભાર માન્યો અને ગોમ્પાની બહાર આવ્યા. બહારના ભાગમાં પણ લાકડાનો એક મોટો ધ્વજસ્તંભ જોવામાં આવ્યો. (જુઓ ચિત્ર નં ૮૫). અત્યારે પવન તો શાંત હતો પણ ઠંડી અસહ્ય હતી. મેં તો પવિત્ર માનસરોવરમાં સ્નાન કરવાનો નિશ્ચય કરી લીધો હતો, તેથી હું અને ફૂંજો માનસરોવરને કિનારે જ્યાં સ્વામી પ્રણવાનંદજીએ 'યજ્ઞવેદી' બંધાવી હતી તે તરફ ચાલવા માંડ્યા. વહેલી સવારનું વાતાવરણ આનંદદાયક હતું. હજી સૂર્યોદય થવાને થોડી વાર હતી. ભારતનાં અન્ય સ્થાનોમાં તો પરોઢિયું થતાં જ પક્ષીઓના કલબલાટ કાને પડવા લાગે છે. તિબેટના આ પવિત્ર સ્થાનમાં અત્યારે ગહન નિરવતા છવાઈ હતી. આ ઋતુમાં પવિત્ર માનસરોવરમાં અસંખ્ય રાજહંસો અવશ્ય હોય છે પણ અત્યારે કોણ જાણે કેમ તે જોવામાં નહોતા આવતા. થોડી વારે અમે 'યજ્ઞવેદી' સ્થાને આવી પહોંચ્યા. હવે આકાશમાં કુમકુમ વેરાવું શરૂ થઈ ગયું. માનસરોવરનું જળ લાલચટક દેખાવા લાગ્યું. આજુબાજુનાં નિર્જન સ્થાનોમાં રાતભર સૂતેલા રાજહંસો ઊડી ઊડીને માનસરોવરના જળ પર બેસવા લાગ્યા. આહા, કેવું સુંદર દૃશ્ય! મેં મારાં વસ્ત્રો ઉતાર્યાં અને રાજહંસોની માફક હું ઝટપટ માનસસરના પવિત્ર જળમાં ઊતર્યો. ધાર્યા કરતાં જળ ઓછું ઠંડું જણાયું. કદાચ આજુબાજુમાં ક્યાંક ગરમ પાણીનાં ઝરણાં હોય! હું ડૂબકીઓ મારી મારીને આનંદથી સ્નાન કરવા લાગ્યો.

તિબેટી લોકો આ સ્થાનને ઘણું જ પવિત્ર માને છે. જો કે આ લોકો તો વર્ષભરમાં ક્યારેક જ સ્નાન કરે છે, તેમ છતાં ય જ્યારે તે આ સ્થાનમાં આવે છે ત્યારે ઠંડા જળમાં સ્નાન કરે છે અથવા પોતાનું મસ્તક પવિત્ર જળથી ધૂએ છે. આમ કરવું ઘણું જ પુણ્યદાયક સમજે છે. અરે, પોતાનાં પશુઓ પર પણ અહીંનું પવિત્ર જળ છાંટે છે જેથી તે બધાંનું કલ્યાણ થાય. જો કોઈ અહીંથી નાહ્યા વિના કે મસ્તક ધોયા વિના ચાલ્યો જાય તો તેને હતભાગી માનવામાં આવે છે. માનસરોવરના દક્ષિણ કિનારા પરના આ ગોમ્પાનું નામ 'ઠુગોલ્હો ગોમ્પા' છે, જેનો તિબેટી ભાષામાં આ પ્રમાણે અર્થ થાય છે: 'માથું ધોવા માટેના માનસરોવરના દક્ષિણ કિનારા પાસેનો બૌદ્ધમઠ' (ઠુ=સ્નાન, ગો=મસ્તક, લ્હો=દક્ષિણ, ગોમ્પા=મઠ). 'ઠોકરમંડી' બકરાંના વાળ અને ઘેટાંનું ઊન ઉતારવાનું મોટું મથક હોવાથી 'ડોકપા' લોકો પોતાનાં પશુઓને અહીં લાવી તેમના વાળ ને ઊન કપાવી તે વાળ–ઊન ભોટિયા વેપારીઓને વેચે છે. ત્યાર પછી ડોકપા લોકો પોતાના મૂંડેલાં પશુઓને માનસરોવરને કિનારે લાવી તે બધાં પર પવિત્ર જળ છાંટે છે. અધિક ધાર્મિક ડોકપાઓ તો માનસરોવરના પવિત્ર જળથી પોતાના તેમજ પશુઓના મસ્તક ધૂએ છે.

થોડી વારે પૂર્વ દિશાની કુંકુમવર્ણી ક્ષિતિજમાંથી સૂર્યનારાયણનું શુભાગમન થયું. તેના સહસ્ર સહસ્ર કોમળ સ્વર્ણરશ્મિરૂપી કર અવનિને પંપાળવા લાગ્યા. શીતળ સમીરના મંદ વહનથી માનસરોવરના નીલ વક્ષસ્થળ પર નિર્માણ થતી જળલહેરો ઉદિત ભાસ્કરના ચમકતાં કિરણો પડવાથી જાણે સ્વર્ણિમ દીસવા લાગી. વિહાર કરી રહેલાં હર્ષઘેલાં શ્વેત હંસયુગલો તે જળલહેરોને લાલ ચાંચ વડે આઘાત કરી કરી તેમાંથી અગણિત મૌતિકચ વિખેરવા લાગ્યા. જાણે તે બધા તેના વડે સૂર્યદેવનું વધામણું કરી રહ્યા હોય! હું સૂર્યદેવનાં શુભ નામ મિત્રાય નમઃ, રવયે નમઃ સૂર્યાય નમઃ કહેતો કહેતો પવિત્ર જળની અંજલિ આપવા લાગ્યો. આજે મારા હૈયામાં ઉમંગ માતો નહોતો. ત્યાર પછી મેં મારી ૭૧ પેઢીના પૂર્વજોના કલ્યાણ માટે પવિત્ર જળમાં ૭૧ ડૂબકીઓ મારી. ઉત્તર દિશામાં રમ્ય ગિરિવર કૈલાસ સત્યની મહાજ્યોતિ સદૃશ ઝળહળવા લાગ્યો. દક્ષિણ દિશામાં માંધાતા પર્વત અને આજુબાજુના હિમગિરિ પણ ઝગમગવા લાગ્યા. ચોમેરનું નૈસર્ગિક

સૌંદર્ય એટલું તો આકર્ષક બની ગયું કે હું તેને નિહાળવામાં દેહભાન ભૂલવા લાગ્યો. મારા શ્વાસ મંદથી મંદતર થવા લાગ્યા. હું જાણે દિવ્યલોકમાં આવી પહોંચ્યો હોઉં તેવો મને સ્પષ્ટ અનુભવ થવા લાગ્યો. થોડી ક્ષણ બાદ જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે મારી આંખોમાંથી હર્ષાશ્રુ ચોધાર વહેવા લાગ્યાં. જ્યાં જ્યાં દૃષ્ટિ કરું ત્યાં ત્યાં દિવ્યતા દેખાવા લાગી. 'સ્વામી રામતીર્થ'ની પેલી વાણી યાદ આવી ગઈ :

"जिधर देखता हूँ, जहाँ देखता हूँ।
मैं अपनी ही ताब, और शाँ देखता हूँ॥"

પ્રાતઃકાળનું આવું અદ્ભુત દૃશ્ય મેં મારા જીવનકાળમાં આ પહેલાં ન તો ક્યાંય જોયું હતું કે ન કોઈ પાસેથી સાંભળ્યું હતું. આ અનુપમ દૃશ્ય ખરેખર કલ્પનાતીત હતું. હું નતમસ્તકે ને કરબદ્ધ થઈ ભગવાન કૈલાસપતિને ગદ્ગદ કંઠે પ્રાર્થના કરવા લાગ્યો :

"अचिन्त्यं अव्यक्तं अनंतरुपं शिवं प्रशांतं अमृतं ब्रह्मयोनिम्।
तमादिमध्यान्त विहिनमेकं, विभुं चिदानंदरुपं अद्भुतम्॥"

ત્યાર પછી માનસરોવરના પવિત્ર જળમાં ઊભા રહીને જ મેં ત્રણ પ્રદક્ષિણા કરી દેવતાત્મા 'કૈલાસ' અને પુણ્યપ્રદ 'માનસરોવર' પ્રતિ ભક્તિભાવ પ્રદર્શિત કર્યો અને પછી જળની બહાર આવ્યો. કિનારે બેસી પવિત્ર જળનું કમંડલૂ ભરી લીધું. મેં જમણી બાજુ દૃષ્ટિ કરી તો ફૂંજો માનસરોવરના પવિત્ર જળ વડે પોતાનું મસ્તક ધોઈ રહ્યો હતો. આવી કડકડતી ઠંડીમાં તે આવું સાહસ કરી રહ્યો હતો તેનું કારણ અહીંના દિવ્ય વાતાવરણની તેના મન પર થયેલી અસર જ કહી શકાય. તેની આ ધર્મપ્રવૃત્તિ જોઈ મને ઘણો જ આનંદ થયો. હું હવે જળથી ભરેલું કમંડલૂ લઈ ઊભો થયો અને યજ્ઞવેદીએ આવ્યો. ભીનાં વસ્ત્રો તરત બદલી નાખ્યાં. ત્યાર પછી અગરબત્તીનું આખું પૅકેટ સળગાવી યજ્ઞવેદીની વચ્ચોવચ્ચ મૂકી દીધું અને વેદીની ત્રણ પ્રદક્ષિણા કરી. ફૂંજોએ મારું અનુસરણ કર્યું. પછી અમે બન્નેએ પવિત્ર કૈલાસ અને માનસરોવરને સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કરીને વેદીની ભસ્મ લઈ તેનું કપાળે ત્રિપુંડ કર્યું. મને ભૂખ લાગી હતી. ફૂંજો પણ

ભૂખ્યો થયો હતો. મેં ડબો ખોલી તેમાંનો ઘણો બધો ફળાહાર ફૂંજોને આપ્યો. પુણ્યગિરિ કૈલાસ અને પવિત્ર માનસરોવરને નૈવેદ્ય નિવેદન કરી તે પ્રસાદ અમે જમવા લાગ્યા. આજે અમારે ૧૦ માઈલના સખત ચડાણવાળો ' ગુર્લા-લા ' ચડવાનો હતો અને ત્યાંથી ૪ માઈલનું સખત ઉતરાણ ઊતરીને ' ગુર્લા-છૂ ' નદી પાર કરી આગળ વધવાનું હતું. તેથી મેં સારી રીતે ફળાહાર કરી લીધો. ફૂંજોને પેંડા પસંદ પડ્યા એટલે મેં તેને ફરીથી ચાર પેંડા અને બે મૂઠી તળેલા શિંગદાણા આપ્યા. આ બધું ઝટપટ પતાવી, પાણી પીને ઓડકાર ખાઈ, તે કહેવા લાગ્યો, "આટલા દિવસની યાત્રામાં આજના જેટલું ભરપેટ ક્યારેય ખાધું નહોતું. ' ગ્યાગર ' ( ભારત ) ના પેંડા તો દાઢે ચડી ગયા છે." મેં કહ્યું, "ચાલ મારી સાથે કાશી, ત્યાં તને નોકરી પણ મળશે અને પેંડા-બરફી પણ મળશે." તે મુખ મરોડતો કહેવા લાગ્યો, "પેંડા કરતાં મને મારું જન્મસ્થાન વધારે વહાલું છે." તેનો આવો સણસણતો જવાબ સાંભળી મને સંસ્કૃત ભાષાનું પેલું સુવાક્ય યાદ આવી ગયું : **' जननी जन्मभूमिश्च, स्वर्गादपि गरियसी ।'**

ફળાહાર કરી લીધા બાદ હું અને ફૂંજો નગાધિરાજ હિમલિંગ કૈલાસ અને પુણ્યદ માનસરોવરને સષ્ટાંગ-દંડવત્-પ્રણામ કરી રવાના થયા. અત્યારે હું દેહથી તો આ મહાતીર્થ માનસરોવરથી વિખૂટો પડી રહ્યો હતો પરંતુ મારું મન તેના દક્ષિણ તટવર્તી તે યજ્ઞવેદી પર મૂકીને જઈ રહ્યો હતો, જ્યાંથી મહાસરોવરમાં પડતું કૈલાસનું અદ્ભુત પ્રતિબિંબ નિહાળી શકાય છે. અમે જે પગદંડી પકડી ડાબી બાજુ આગળ વધી રહ્યા હતા તે પથરાળ અને ઘણી જગાએ તૂટેલી હતી. તેથી તેના પર પગ મૂકવામાં અમારે સાવધાની રાખવી પડતી હતી. રસ્તામાં ' ડમા ' નામનાં ઝાંખરાં જોવામાં આવતાં હતાં. આ ઝાંખરાં હોય છે તો લીલાછમ પણ તેના પર અગ્નિ ચાંપતાં જ તે કાગળ જેમ ભડભડ બળતા હોય છે. આ રસ્તે ૩/૪ માઈલ ચાલ્યા ત્યાં ' અનૂરા-છૂ ' નામની નાની નદી આવી. તેનું ટાઢુંબોળ અને એકાદ ફૂટ ઊંડું જળ પાર કર્યું. અહીં રાજહંસોના ઘણાં પીચ્છ પડેલાં જોઈ મને નવાઈ લાગી. ફૂંજો કહેવા લાગ્યો કે અહીં માનસરોવરના રાજહંસો રાતવાસો રહે છે. આ સાંભળી મેં જમણી બાજુ દૃષ્ટિ ફેંકી તો પવિત્ર માનસરોવરના નીલરંગી જળ પર અસંખ્ય રાજહંસ આનંદથી વિહાર

કરી રહ્યા હતા. કૂંજો કહેવા લાગ્યો, "સરોવરને કિનારે કિનારે જે પગદંડી આગળ જઈ રહી છે તે 'મોમોઠુકુ' નામના સ્થાને પહોંચે છે જ્યાં આપણા યાત્રાસંઘે પવિત્ર માનસરોવરમાં પહેલવહેલું સ્નાન કર્યું હતું અને રાતવાસો કર્યો હતો." મેં તે તરફ ઝીણી નજર કરી તો મોમોઠુકુ અને તેની લીલીછમ ભૂમિ પરના કાળા તંબૂઓ જોવામાં આવ્યા. તેની પાસે નાનું એવું ધનુષાકાર 'શુશુપ-ત્સો' (શુશુપ=ધનુષ, ત્સો=સરોવર) સુંદર દેખાઈ રહ્યું હતું.

અમે અહીંથી પંથે પડ્યા. પવિત્ર માનસરોવર અમારી જમણી બાજુ છૂટી ગયું હતું, અમે ડાબી બાજુની પગદંડી પર આગળ વધી રહ્યા હતા. હવે મેં કૂંજોને કહ્યું કે હું તો ઝડપભેર આગળ વધવા માગું છું, તેમાં તને તો કાંઈ નાખુશી નથી ને? તેણે ઝટ જવાબ આપ્યો, "હું પણ ઝડપભેર તમારું અનુસરણ કરીશ." આ સાંભળી મેં મારી મૂક્યું. લગભગ ૧½ માઈલનો કાદવવાળો પંથ માંડ કાપ્યો ત્યાં બીજી જરા મોટી નદી આવી. તિબેટી લોકો આને 'નમ્રેલ્ડી-છૂ' નામે ઓળખે છે. તેના દોઢેક ફૂટ ઠંડાગાર જળને પાર કરી હું તેને ડાબે કિનારે આવ્યો. કહે છે કે અહીંથી એક પગદંડી નદીની ખીણ તરફ જાય છે જ્યાં ફૂલોનો કુદરતી બગીચો છે. ત્યાંથી એક દુર્ગમ રસ્તો પર્વતો પાછળ થઈ 'તાકલાકોટ' પહોંચે છે.

'નમ્રેલ્ડી-છૂ' નદીને ડાબે કિનારેથી હું આગળ વધવા લાગ્યો. કૂંજો પીઠ પર બોજો લઈ મારાથી સોએક ફૂટ પાછળ આવી રહ્યો હતો. લગભગ બે ફર્લાંગનો પંથ પૂરો કર્યો એટલે રસ્તામાં નાની એવી ત્રીજી નદી આવી. આ 'થંડોવા-છૂ' નમ્રેલ્ડી-છૂ માંથી ફાંટો કરી થોડે નીચે જઈ પાછી તેમાં મળી જતી હતી. તેને પાર કરી હું ઝડપથી આગળ વધવા લાગ્યો. રસ્તો હળવા ચડાણનો હતો. પવન શાંત હતો અને વાતાવરણ આનંદદાયક હતું. શ્વાસે શ્વાસે મહામંત્રનો જાપ જપતો હું આગળ વધી રહ્યો હતો. આજે પેટમાં કંઈક પડ્યું હતું એટલે ચાલવામાં ઝડપી ગતિ હતી. પાછું વળીને જોયું તો કૂંજો મારાથી ઘણો પાછળ રહી ગયો હતો. લગભગ સવા માઈલનું અંતર પસાર કરી 'શેલુંગ-હુદુંગ-છૂ' નામની નદીને જમણે કિનારે આવી પહોંચ્યો. કિનારે બેસી બન્ને પગમાંથી જોડા અને મોજાં કાઢી હિમજળ ભરી આ

નદી પાર કરી. નદીને ડાબે કિનારે ઊભા રહી જમણા હાથ તરફના દૂરના પવિત્ર માનસરોવરને અને તેમાં સફેદ ટપકાં જેવાં દેખાઈ રહેલા રાજહંસોને જોવા લાગ્યો. આ દૃશ્ય અદ્‌ભુત હતું. થોડી વારે હું અહીંથી રવાના થયો. હવે અહીંથી ચડાણ શરૂ થયું. એકાદ માઈલ ચાલ્યો હોઈશ તેવામાં મારાથી બે ફર્લાંગ આગળ 'યાક'નાં ત્રણચાર ટોળાં ઝડપભેર 'ગુર્લા-લા' ચડતાં જોવામાં આવ્યાં. દરેક ટોળા પાછળ ત્રણત્રણ તિબેટી પુરુષો ચાલી રહ્યા હતા. મેં ગઈ કાલે રાત્રે 'ઠુગોલ્હો-ગોમ્પા'માં મળેલા ભોટિયા વેપારી પાસેથી એવું સાંભળ્યું હતું કે, 'ચંગથંગ' (ઉત્તર તિબેટ) માંથી કેટલાક તિબેટી લોકો પોતાના ૪૦૦-૫૦૦ યાક લઈને 'ઠોકર મંડી' આવી પહોંચ્યા છે. તેના ઇલાકામાં આ વર્ષે દુષ્કાળ પડ્યો હોવાથી યાકની પીઠ પર ઊનની ગાંસડીઓ લઈને તેને વેચવા તાકલાકોટ જનાર છે." મારે તે લોકો સાથે વાતચીત કરવી હતી, તેથી મેં ચાલવાની ઝડપ વધારી. દોઢેક માઈલનું અંતર વટાવી જ્યારે હું 'ગોગટા' નામના સ્થાને પહોંચ્યો ત્યારે તે તિબેટી લોકોની સાથે થઈ શક્યા. મને જોતાં તે બધા લોકોએ 'કાશીલામા ખમજમ' કહેતાં મને નમસ્કાર કર્યા. તે લોકો આટલી ઝડપી ચાલે આગળ વધી રહ્યા હતા તેનું કારણ રસ્તામાં આવતી 'ગુર્લા-છૂ' નદી હતી. તેને જમણે કિનારે પહોંચતાં જો મોડું થઈ જાય તો બરફ પીગળવાથી તેમાં આવતા પાણીના ઘોડાપૂરને લીધે નદી પાર કરવી અસંભવ થઈ જાય અને આ કિનારે જ રાતવાસો રહેવો પડે. મારી પણ આ બધા લોકો જેવી જ સમસ્યા હતી. મેં એક તિબેટીને ઇશારાથી પૂછ્યું કે યાકની પીઠ પરની ઊનની ગાંસડીઓ વેચી તેના બદલામાં તમે કોઈ વસ્તુ ખરીદશો કે પછી કાગળની ચલણી નોટો લઈને તમારે ઘેર પાછા ફરશો? તે માણસે મને સંકેત વડે સમજાવ્યું કે ઊન વેચી અનાજ, ગોળ વગેરે ખાદ્યસામગ્રી તે ખરીદશે કારણ કે તેના ઇલાકામાં આ વરસે અકાળ પડ્યો છે.

મેં જોયું કે દરેક પશુ હૃષ્ટપુષ્ટ અને કદાવર હતાં અને તેમના શરીર પર લાંબા લાંબા વાળ હતા. કેટલાંક પશુ કાળા રંગનાં હતાં, તો કેટલાંક સફેદ રંગનાં હતાં. થોડાંક પશુ સફેદ અને કાળા રંગનાં ચટાપટાવાળાં હતાં. દરેકના નાક નાથેલા હતા. તે બધાંનાં પૂછડાં ગુચ્છાદાર અને પ્રમાણમાં મોટાં હતાં. તેમની પીઠ પર મોટા મોટા

'ફાંચા' (ખલતા) બાંધ્યા હતા. એક મોટા યાકની પીઠ પર બે તંબૂ બાંધ્યા હતા. જ્યાં રાત પડે ત્યાં રાતવાસો રહેવા માટે આ તંબૂઓનો ઉપયોગ થતો હશે એમ મેં અનુમાન કર્યું. આવા માતેલાં પશુઓને જોઈ મને તાજું દૂધ પીવાની ઇચ્છા થઈ. મને થયું કે આ લોકોએ સવારના પ્હોરમાં પશુઓને દોહ્યાં હશે અને વાસણમાં દૂધ ભરી લીધું હશે. મેં તેમાંના એક મુખ્ય માણસને પાંચ રૂપિયાની નોટ દેખાડતાં અને બે હાથ વડે ગાય દોહતાં હોય તેવો અભિનય કરીને 'ઓમા....ઓમા' શબ્દનો ઉચ્ચાર કર્યો તિબેટી ભાષામાં દૂધને 'ઓમા' કહે છે. 'ઓમા' શબ્દ સાંભળી તે તિબેટી મારી વાત સમજી ગયો એટલે બન્ને હાથ હલાવતો 'મીધુક'....'મીધુક' કહેવા લાગ્યો. તિબેટી ભાષામાં 'મીધુક' એટલે 'નથી.' આ સાંભળી હું જરા નિરાશ થયો. મને મનમાં વિચાર આવ્યો કે આ લોકો જો એકાદ પશુ દોહી પાશેર પણ તાજું દૂધ આપી શકે તો સારું. મેં તે મુખ્ય માણસને ઇશારાથી સમજાવ્યું કે તારી પાસે આટલાં બધાં પશુઓ છે તેમ છતાં ય તું પાશેર પણ દૂધ આપવા રાજી નથી ? શું તારું હૃદય પથ્થર જેવું છે ? મારી આ સાંકેતિક વાત તે બરાબર સમજી ગયો. તેણે પોતાના માણસો સાથે તિબેટી ભાષામાં કંઈક અસ્પષ્ટ વાત કરી. ત્યાર પછી તે બધા મારી સામે જોઈને હસવા લાગ્યા. હું તે હસવાની મતલબ સમજી શક્યો નહીં. તે જોઈ તે મુખ્ય માણસે એક પશુને ઊભું રાખી તેના આઉમાં હાથ ઘાલી મને ઇશારાથી સમજાવ્યું કે આ બધાં પશુઓ આંચળવાળાં દૂધાળાં નારી જાતિનાં નથી, પણ નરજાતિનાં છે. તે મુખ્ય માણસનો ઇશારો એવો સરળ હતો કે તે શું કહેવા માગે છે તે સમજતાં મને વાર લાગી નહીં. હું મારી મૂર્ખાઈ પર હસી પડ્યો. હવે તો તે બધા તિબેટી લોકો ખડખડાટ હસી પડ્યા. મને હવે ભાન થયું કે તિબેટની 'ડમો' (ચમરી ગાય) અને 'યાક' (બળદ) દેખાવે એકસરખાં હોવા છતાં તે બેમાં શું ફેર છે. યાક પર બોજો લાદવામાં આવે છે, પણ 'ડમો' પર નહીં. ડમો દૂધ આપે છે, યાક નથી આપતા.

'ગોગટા'થી આગળ વધી અમે રૂ઼ે માઈલનું ચડાણ ચડી એક સપાટ ભૂમિ પર આવી પહોંચ્યા. અહીં પથ્થરોથી બાંધેલો ગોળાકાર વાડો (વિશ્રામ-સ્થાન) જોવામાં આવ્યો. અહીંથી એક પગદંડી નીચે ઊતરી 'શુશુપ-ત્સો' અને માનસરોવર તરફ જઈ રહી હતી.

તે રસ્તે અમે માનસરોવર ગયા હતા. અહીંથી મેં પાછું વળીને જોયું તો કૂંજો ઘણો પાછળ રહી ગયો હતો. આ તરફ ચાકવાળા તિબેટી લોકો ઝડપભેર સખત ચડાણ ચડી રહ્યા હતા. હું અહીં ન રોકાતાં તે લોકો સાથે 'ગુર્લા–લા'નું ચડાણ ચડવા લાગ્યો. રસ્તામાં જાંબૂડિયા રંગનાં અને ભૂંગળા જેવા આકારનાં અસંખ્ય પુષ્પોથી સુશોભિત ભૂમિ જોવામાં આવી. કહે છે કે આ જગાએ લાલ પાનવાળી એક એવી ચમત્કારી ઔષધિ ઊગે છે જેની જડ 'સનેપાત' રોગ પર અકસીર માનવામાં આવે છે. આ પહાડમાં 'નિર્વિશી' નામની ઔષધિ થાય છે જે સાપ અને વીંછીના ઝેરને ઝટ ઉતારી નાખે છે.

હું હવે એવો તો ઝડપભેર ચડાણ ચડવા લાગ્યો કે એક માઈલ ગયો તેટલી વારમાં તો બધા તિબેટી લોકો અને તેમનાં પશુઓ મારાથી ઘણાં પાછળ રહી ગયાં. અહીંથી આગળનો રસ્તો પથરાળ હતો. મોટા મોટા કાળા પથ્થરો આવવા લાગ્યા. ત્રણેક ફર્લાંગનું ચડાણ પૂરું કર્યું એટલે 'ગુર્લા–લા'ની ટોચ પરનો મોટો 'લપ્ચે' (પથ્થરોનો ઢગલો) આવ્યો. પાછું વળીને જોયું તો યાકનાં ટોળાં ઘણાં દૂર દેખાતાં હતાં. બિચારો કૂંજો તે બધાંથી કોણ જાણે કેટલો પાછળ હશે! હું અહીં પહોંચતાં પહોંચતાં થાકી ગયો હતો, એટલે 'લપ્ચે'થી થોડા ફૂટ દૂર એક મોટા પથ્થર પર બેસી ગયો. (જુઓ ચિત્ર નં–૯૧). અત્યારે સૂર્યની આડાં સફેદ વાદળાં આવી ગયાં હોવાથી ઠંડી વધવા લાગી. પવન ધીમો ધીમો વહેતો હતો. આ સ્થાનની ઊંચાઈ ૧૬,૨૦૦ ફૂટ હોવાથી અહીં ઠંડીનું પ્રમાણ વધારે હતું. મેં ગરમ કફનીના ગજવામાંથી કસ્તુરી કાઢી તેમાંથી રતીભર મોંમા મૂકી. થોડી વારે શરીરમાં ગરમાવો આવવા લાગ્યો. અહીં પંદરેક મિનિટ બેઠો હોઈશ તેવામાં યાકનાં ટોળેટોળાં ચડાણ ચડીને ઉપર આવી પહોંચ્યાં. બધા તિબેટી લોકોનું મેં હાથ ઊંચા કરી સ્વાગત કર્યું. તે લોકોએ 'ખમજમ' 'ખમજમ' કહેતાં મને નમસ્કાર કર્યા. મને એમ કે તે લોકો અહીં થોડો વિશ્રામ કરશે, પણ તે તો ચાલતા થયા. કૂંજો હજી આવ્યો નહોતો, તેથી હું તેની વાટ જોતો બેસી રહ્યો.

અહીંથી ઉત્તર દિશામાં હાથીદાંતના ટુકડા જેવા શ્વેત 'કૈલાસ,' તેની સામેના ભાગમાં થોડે દૂર એક તરફ નીલરંગી માનસરોવર અને

બીજી તરફ નીલરંગી રાક્ષસ તાલનું દૃશ્ય અદ્દભુત હતું. જાણે કૈલાસપતિ પોતાની સામે અમૃતથી ભરેલા આ કટોરા રાખી કહી રહ્યા હોય કે જગતના હે દુઃખી જીવો ! ક્ષણિક એવા સાંસારિક સુખમાં ડૂબી આ મોંઘો માનવજન્મ વેડફી રહેલા હે પામર લોકો! આવો...., ઝટ અહીં આવો. આ દિવ્ય ભૂમિમાં હું તમારી અનંત કાળથી રાહ જોઈ રહ્યો છું. આ અમૃતના કટોરા લઈ તમારા માટે જ બેઠો છું. આવો, આ અમૃતનું પાન કરી જીવતર સફળ બનાવો. જન્મ–મૃત્યુના ચક્રમાંથી હંમેશને માટે વિમુક્ત થઈ જાવ. અમૃતલોકને પ્રાપ્ત કરી અમૃતસ્વરુપ બની જાવ. આવો....જલદી આવો.

પવિત્ર કૈલાસને નિર્નિમેષ નયને નિહાળતાં ધીમે ધીમે હું અંતર્મુખી થવા લાગ્યો. આંખો ખુલ્લી હોવા છતાં ય હું મારી અંદર કંઈક અદ્દભુત અનુભવવા લાગ્યો. આજુબાજુના હિમશૈલ એક વિશાળ શ્વેત કમળની પાંખડીઓ રૂપી હતા અને તેની વચ્ચોવચ્ચ દિવ્ય જ્યોતિ-રૂપે પવિત્ર કૈલાસ ઝળહળી રહ્યો હતો, તેમાંથી અસંખ્ય શાંતિકિરણો ચારે બાજુ દૂર દૂર ફેલાઈ રહ્યાં હતાં. આહા, આ કેવું અપ્રતિમ દૃશ્ય! થોડી વારે હું ભાનમાં આવ્યો. જમણી બાજુ નજર નાખી તો કૂંજો મારી તરફ આવી રહ્યો હતો. મેં ઘડિયાળમાં જોયું તો સાડા અગિયાર વાગ્યા હતા. અહીંથી અમારે ગુર્લા–છૂ' નદીને કિનારે પહોંચવા માટે ૪ માઈલનું ઉતરાણ ઊતરવાનું હતું. આજે મોડું થઈ ગયું હોવાથી નદી પાર થઈ શકશે કે કેમ તે કહેવું અસંભવ હતું. કૂંજો આવીને એક મોટી શિલા પર બેસી ગયો. પાંચેક મિનિટ વિશ્રામ કર્યા બાદ તે ઊભો થઈ મને કહેવા લાગ્યો, "અહીંથી જલદી રવાના થઈ ઝડપભેર 'ગુર્લા–છૂ'ને કિનારે પહોંચી જવું આપણા માટે હિતકર છે, નહિતર નદી પાર નહીં થઈ શકે." તરત જ ઊભા થતાં મેં તેને કહ્યું, "હું તો અહીં તારી વાટ જોતો જ બેઠો હતો. જો તું અહીં જલદી પહોંચ્યો હોત તો આપણે અહીંથી જલદી રવાના થયા હોત." મારી વાત સાંભળી કૂંજો 'લપ્ચે'માં એક પથ્થર ઉમેરતો અને તેને પ્રણામ કરતો ઉતરાણ ઊતરવા લાગ્યો. હવે અહીંથી આગળના રસ્તે પવિત્ર કૈલાસ અને માનસરોવરનાં એકસાથે આવાં અનુપમ દર્શન થવાનાં નહોતાં, તેથી તેમનાથી છૂટા પડવાના વિચારમાત્રે જ મને વ્યથીત કરી નાખ્યો. આંખો આંસુઓથી છલકાવા લાગી. મેં

ભૂમિ પર લાંબા થઈ થઈને કૈલાસપતિને ૧૧ વાર સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કર્યા અને છેવટે ઊભા રહી બે હાથ જોડી ગદ્ગદ્ કંઠે પ્રાર્થના કરી, "હે કૃપાસિંધુ ! આ અબોધ બાળક પર સદૈવ કૃપાદૃષ્ટિ રાખજો. **जय जय करुणाब्धे, श्री महादेव शंभो"** પ્રાર્થના પૂરી થતાં જ ઓચિંતી એક સુગંધી શીતળ લહેરખી મારા દેહ પરથી પસાર થઈ ગઈ. આવી અદ્ભુત સુગંધ મેં મારા જીવનમાં ક્યારે ય અનુભવી નહોતી. તેથી મારાં ગાત્ર પુલકિત થઈ ગયાં અને આંખો આંસુ સારવા લાગી. આ અનુભવ થતાં મને ખાતરી થઈ ગઈ કે મંગળમય મહાદેવે મારી પ્રાર્થના અવશ્ય સાંભળી છે. હું થોડી ક્ષણ આંખો બંધ કરી ઊભા રહ્યા બાદ 'સત્યમ્ શિવમ્ સુંદરમ્' કૈલાસને પ્રણામ કરી ત્યાંથી વિદાય થયો. સમીપના મોટા 'લપ્ચે'માં એક પથ્થર ઉમેર્યો અને તેની પ્રદક્ષિણા કરી 'ગુર્લા–લા'નું ઉતરાણ ઊતરવા લાગ્યો. નીચાણમાં જેટલી દૂર પહોંચે તેટલી નજર નાખી, પણ ફૂંજો જોવામાં આવ્યો નહીં. મને થયું કે આટલી વારમાં તે 'જંગલી ઘોડો' ક્યાં નો ક્યાં પહોંચી ગયો હશે. હવે તો મેં પણ ચાલવાની ઝડપ વધારી દીધી. રસ્તો સારો અને ઢાળવાળો હતો. એકાદ માઈલ પહોંચ્યો હોઈશ તેવામાં આકાશ વાદળાંથી ઘણું ઘેરાઈ ગયું. જોતજોતાંમાં ઠંડી વધી ગઈ. પ્રભુકૃપાથી વરસાદ પડ્યા નહીં. ૩½ માઈલનું ઉતરાણ ઊતરી હું જ્યારે 'ગુર્લા–છૂ' ને જમણે કિનારે પહોંચ્યો ત્યારે મેં ત્યાં ફૂંજોને મારી વાટ જોતો એક પથ્થર પર બેઠેલો જોયો. મને જોતાં તે ઊભો થઈ કહેવા લાગ્યો, "હું અહીં થોડી મિનિટ પહેલાં જ આવી પહોંચ્યો હતો અને તમારી વાટ જોઈ રહ્યો હતો. હવે આપણે અહીં ન રોકાતાં ઝટ નદી પાર કરવી જોઈએ." મે તેને કહ્યું, "હું તો તૈયાર છું." અમે પગમાંથી જોડા કાઢી અને વસ્ત્રો ઊંચાં ચડાવી ગર્જના કરતી તોફાની નદીના ઠંડાબોળ જળમાં ઊતર્યા. નદીમાં ઘોડાપૂર આવ્યું હતું. પ્રવાહમાં વેગ વધતો જતો હતો. પથ્થરો ઢસડાતા જતા હતા. અમે પાણીમાં ત્રણેક ફૂટ ઊંડા ગયા એટલે પ્રવાહ વેગીલો જણાયો. મેં આગળ જવા પગ લંબાવ્યો ત્યાં તો ફૂંજોએ મારું કાંડું પકડી મને ખેંચ્યો. મેં તેની સામે જોયું તો તે ઊંચા અવાજે કહેવા લાગ્યો કે, "આગળ વધવું ખતરનાક છે. ઝટ બહાર નીકળી જઈએ, નહિતર અવશ્ય તણાઈ જઈશું." મારે અનુભવી ફૂંજોની વાત માનવી પડી. અમે જલદી નદીના પાણીમાંથી બહાર નીકળ્યા. દૂર ઊભેલો એક ડોકપા (ભરવાડ) મને કહેવા લાગ્યો :



← તિબેટના તાંત્રિક સંપ્રદાયની દેવી વજ્રવારાહીની મૂર્તિ [ચિ. નં. ૮૮]



ભારત–તિબેટની સીમા પાસે

કૈલાસની પ્રદક્ષિણા પુરી કરીને દરચેન મંડીએ સુખરૂપ પહોંચેલી ત્રિમૂર્તિ (હું, બાવો અને સૌભાગ્યચંદ) (ચિ. નં. ૮૯) →





પહાડોમાં ઊંડા ધ્યાનમાં



તિબેટના ચિત્રકારે કાપડ પર ચિતરેલો
'થંકા'—
કૈલાસ–માનસરોવરનો નકશો
(ચિ. નં. ૯૦)



'ગુર્લા–ઘાટ પરથી દેખાતું માનસરોવરનું દૃશ્ય (ચિ. નં. ૯૧)

"સારું થયું કે તમે બન્ને જણ આ તોફાની નદીમાં આગળ ન વધ્યા. આવું ખોટું સાહસ ખેડવાથી શું ફાયદો? આ કિનારે રાત રહો. કાલે વહેલી સવારે અહીંથી આપણે એકસાથે નીકળીશું અને પૂર ઊતરી ગયેલી નદી પાર કરી નાખશું." અમને આ ડોકપાની વાત ગળે ઊતરી ગઈ એટલે અમે તેને સાથે લઈને પથ્થરની દીવાલવાળા ને છાપરા વિનાના વાડાએ આવ્યા. અહીં તેનાં ઘેટાં-બકરાં બાંધ્યાં હતાં. એક ખૂણામાં અમે અમારો સામાન મૂક્યો.

આ વાડો ઘણો મોટો હતો. તેની દીવાલના પથ્થરો એકબીજા પર બરાબર ગોઠવેલા ન હોવાથી ઘણી જગાએ નાનાં મોટાં બાકોરાં રહી ગયાં હતાં. જો હિમાળુ પવન વીંઝાવા માંડે તો અહીં રાતવાસો કરનારની નીંદ હરામ થઈ જાય. અહીં જમીન પર બકરાં ને ઘેટાંની લીંડીઓરૂપી ગાલીચો બિછાવેલો હતો. તેથી તેની તેમજ તેમાં થયેલા પશુઓના પેશાબની તીવ્ર વાસ આવી રહી હતી. આવી જગામાં રાત હેમખેમ પસાર થશે કે નહીં તે કહેવું મુશ્કેલ હતું. રાતવાસા માટે આ સિવાય અન્ય સારી જગા હોય તો શોધી કાઢવા માટે મેં ફૂંજોને જણાવ્યું. તે બહાર જઈ થોડી વારે પાછો આવ્યો અને મને કહેવા લાગ્યો, "નદીકિનારા પર જે આવો બીજો વાડો છે તેમાં યાકનાં બધાં ટોળાં ઘૂસેલાં છે. તેની સામેના નાના વાડામાં તિબેટી લોકો ઊતર્યા છે. આપણા માટે આ સિવાય બીજે ક્યાંય જગા નથી. જેમ-તેમ કરી અહીં રાત કાઢી વહેલી સવારે અહીંથી રવાના થઈ જઈશું." દીર્ઘ નિશ્વાસ નાખી મેં કહ્યું, "જેવી હરિઇચ્છા." ફૂંજોએ એક ખૂણામાં પડેલી લીંડીઓ હટાવી ભૂમિ સાફસૂફ કરી ત્યાં મૃગચર્મ બિછાવી દીધું એટલે હું તેના પર ધાબળો બિછાવી બેઠો. આકાશ તદ્દન સાફ હતું અને સૂર્યનારાયણ તપી રહ્યા હતા. તેના આતપથી બચવા મેં મારે માથે સફેદ રંગનો ટુવાલ ઓઢી લીધો. કાળો રંગ સૂર્યનો તાપ વધારે પ્રમાણમાં ઝીલતો હોવાથી કાળા રંગનાં બિચારાં અસંખ્ય બકરાં તડકાના ત્રાસથી આંખો મીંચી ગરદન જમીન પર ઢાળી પડ્યાં હતાં. 'ગુર્લા-છૂ' નદી ગર્જના કરતી વહી રહી હતી. તેમાં પથ્થરોના ઘસડાવાના અવાજ કાને પડી રહ્યા હતા. ફૂંજો ભૂખ્યો થયો હોવાથી વરૂ માફક આમતેમ આંટા મારી રહ્યો હતો. થોડી વારે તે આજુ-બાજુમાંથી એક પછી એક ત્રણ મોટા પથ્થર ઊંચકી લઈ આવ્યો અને

દૂરના ખૂણામાં ચૂલો બનાવ્યો. ત્યાર પછી ક્યાંકથી અડાયાં અને ઝાંખરાં લઈ આવ્યો. ચૂલામાં અગ્નિ ચેતાવી તે પર પાણીથી ભરેલું તપેલું ચડાવી દીધું. ત્યાર પછી તે બહાર જઈને કોઈક વસ્તુ લઈ આવ્યો. મારી પાસે આવી કહેવા લાગ્યો, "ઘણા દિવસથી 'શ્યા' ખાધું નહોતું તેથી જીભને તેની ચટપટી લાગી હતી. નદીકિનારાના વાડામાં ઊતરેલા તિબેટી ચાકવાળાઓ પાસેથી આટલું 'શ્યા' માગી લાવ્યો. થોડા 'છૂરા' પણ મળ્યા. આજે સ્વાદિષ્ટ 'થૂકપા' બનાવી હોંશે હોંશે જમીશ." તેની વાત સાંભળી મને ચીતરી ચડી, કારણ કે તિબેટી ભાષામાં 'શ્યા' એટલે 'માંસ' કે માંસની સૂકવણી. મેં ઘાંટો કાઢતાં તેને તતડાવ્યો કે, "આવતી કાલે યાત્રાસંઘની સાથે થયા બાદ તાકલાકોટ પહોંચી આવું ન ખાવાનું ખાજે. એક દિવસમાં તે શું ખાટુંમોળું થઈ જવાનું છે?" કૂંજો માથું નીચું કરી નમ્ર વાણીમાં કહેવા લાગ્યો, "અમે જંગલી માણસો જન્મથી જ આવું ખાઈ મોટા થયા છીએ. આવી વસ્તુ પ્રત્યે અમને તિરસ્કાર નથી. એક વસ્તુ એકને માટે ઝેર હોય, તે બીજા માટે અમૃત હોઈ શકે છે. તેથી કૃપા કરી આપ મને મારો આ ખોરાક ખાતાં ન અટકાવો." મેં કહ્યું, "મને જણાવ્યા વિના અને મારી નજરબહાર તારે જે કાંઈ કરવું હોય તે તું કર. जो करेगा, सो भरेगा." આ સાંભળી તે જ્યાં ચૂલો સળગી રહ્યો હતો ત્યાં ચાલ્યો ગયો.

હું એ જાણતો હતો કે તિબેટી લોકો મુસાફરીએ નીકળતી વખતે સાથે ચામડાના કોથળા અને થેલીઓમાં માંસની સૂકવણી ભરી લે છે. તિબેટ ઠંડો દેશ હોવાથી આવી વસ્તુ બગડતી નથી. આ લોકો માખણ, સત્તુ વગેરે ખાદ્ય વસ્તુઓ પણ આવા ચામડાના થેલાઓમાં ભરી લે છે. આવા થેલામાં ભરેલું માખણ મોટે ભાગે ખરાબ વાસ મારતું હોય છે. નિરામિષી (અન્નાહારી) લોકોને તો તે જોતાં જ સૂગ ચડે છે.

કૂંજો ખાણું બનાવી રહ્યો હતો તેવામાં બે પડછંદ તિબેટી પુરુષો પોતાનાં ચારપાંચ મોટાં ગધેડાં લઈ વાડામાં પેઠા. બીજા કોઈ વાડામાં ઊતરવાની જગા ન મળવાથી તે બધાં અહીં આવ્યાં હતાં. મારા બિછાનાથી પંદરેક ફૂટ દૂર તે લોકોએ દીવાલના પથ્થર સાથે પોતાનાં ગધેડાં બાંધ્યા અને કૂંજોની પાસે જઈ કંઈક વાત કરવા લાગ્યા. કૂંજોનું ખાણું તૈયાર થઈ ગયું હતું એટલે તે ચૂલા પર તે લોકો પોતાનું ખાણું રાંધવાની પૂર્વતૈયારી કરવા લાગ્યા. એક જણ જઈને બળતણ લઇ

આવ્યો તો એક જણ ગધેડાની પીઠ પરનો સામાન છોડી ચામડાના થેલાઓમાંથી જણસ કાઢવા લાગ્યો. ત્યાર પછી હાંડલી ચૂલે ચડાવી. ગાજર જેવી કંઈક ચીજને પથ્થર પર મૂકી બીજા પથ્થર વડે તેને કચ...કચ... કૂટતો છૂંદવા લાગ્યો. મને થયું કે તે કદાચ તિબેટના 'ગોકપા' નામનું લસણ કે 'જીંબુ' નામની ડુંગળી હશે. તેણે છૂંદેલા ટુકડા ચૂલા પરની હાંડીમાં નાખ્યા તેવામાં ક્યાંકથી તિબેટી કૂતરો વાડામાં આવી ચડ્યો. આજુબાજુ સૂંઘતો સૂંઘતો તે પેલા પથ્થર પાસે પહોંચ્યો અને પથ્થર ચાટવા માંડ્યો. તે જોઈ મને સમજતાં વાર ન લાગી કે છૂંદેલો તે પદાર્થ શું હતો. તે બે તિબેટીમાંનો એક માણસ વાડાની દીવાલ ઓળંગીને બહાર ગયો અને થોડી વારે પાછો ફર્યો. મને થયું કે તે માણસ વાડાના દરવાજામાંથી બહાર ન જતાં આવી રીતે વંડી ઠેકીને પહાડ તરફ શા માટે ઊતર્યો હશે? વળી ખાલી હાથે ગયો અને ખાલી હાથે કેમ પાછો આવ્યો હશે? મેં તરત કૂંજોને બોલાવી તેનું કારણ પૂછ્યું તો તે કહેવા લાગ્યો કે, "તે માણસ 'શૌચ' કરવા ગયો હતો. આ મુલકમાં શૌચ કર્યા બાદ પાણી વાપરવાનો રિવાજ નથી." આ વાત સાંભળી મને નવાઈનો પાર રહ્યો નહીં. આ પ્રસંગ પર વિચાર કરતાં અંતે હું એવા પરિણામે પહોંચ્યો કે આ પ્રદેશમાં છ મહિના સુધી હિમપાત અને અસહ્ય ઠંડી પડતી હોવાથી લોકોને આવી આદત પડી ગઈ હશે. તેથી જળની જગાએ પથ્થરનો ઉપયોગ કરતા હશે! પોતાને સુશિક્ષિત માનતા વિદેશના લોકો પણ આવા પ્રસંગે કાગળનો જ ઉપયોગ કરે છે ને. એ બેમાં કોણ સંસ્કારી અને કોણ અસંસ્કારી તેનો ક્યાસ પથ્થર ને કાગળની ગુણવત્તા પરથી કાઢી શકાય ખરો કે? હાય રે, મનુષ્ય!

મેં એવું સાંભળ્યું હતું કે તિબેટી લોકો જમવામાં ઘણી વાર લગાડે છે. આ લોકો સવારે, બપોરે અને સાંજે કે રાતે એમ દિવસમાં ત્રણ વાર તો જમે છે. દિવસભરમાં 'જા'ના કટોરા ગટગટાવી જાય તે જુદું. આ બધું હોવા છતાં આ લોકો પરોણાગત કરવામાં ઘણા આગળ પડતાં છે. ખાઈ પણ જાણે છે, ને ખવરાવી પણ જાણે છે.

લગભગ ૪ વાગે આકાશમાં કાળાં ડિબાંગ વાદળાં ચડી આવ્યાં અને ધૂડુડુડુડુ કરતો મેઘ ઓચિંતો ત્રાટક્યો. બધા તિબેટી લોકો હાંફળાં–ફાંફળાં થતાં પોતપોતાના સામાન પર ધાબળા ઢાંકવા લાગ્યા જેથી તેમાંનું કાંઈ પણ ભીંજાઈ ન જાય. મારી પાસે કોરીકટ વરસાદી

(Rain-Coat) હતી, જેનો મેં હજી સુધી ક્યાં ય ઉપયોગ કર્યો નહોતો. તેને મેં ઝટ કાઢીને ફળાહારી વસ્તુથી ભરેલા ડબા પર ઢાંકી દીધી, કારણ કે આ લાંબી યાત્રામાં તે જ મારા માટે આ દેશમાં અપ્રાપ્ય એવો પ્રાણવાયુ હતો. ત્યાર પછી જે મૃગચર્મ પર હું બેઠો હતો તેને મેં માથે ઓઢી લીધું. હું વારે વારે તેમાંથી મુખ બહાર કાઢી આજુ-બાજુ જોવા લાગ્યો. આમ કરવાનું કારણ એ હતું કે રખે કોઈ મને હરણ સમજી પથ્થર કે લાકડીનો ઘા કરે! માંસાહારી ને શિકારી લોકો વચ્ચે રહેવામાં ય આફત તો ખરી જ ને! ધોધમાર વરસાદની સાથોસાથ ઠંડીનાં મોજાં ઊતરી આવ્યાં. માણસો તો ઠીક, પણ બિચારાં મૂંગાં જાનવરો ય થરથર કાંપવા લાગ્યાં. બકરાં–ઘેટાંની લીંડીવાળી ભૂમિ પર વરસાદ પડવાથી અસહ્ય ગંદી વાસ ફેલાવા લાગી. જાણે નરકાગાર! હું દીર્ઘ પ્રાણાયામનો અભ્યાસ કરવા લાગ્યો. ફૂંજો ક્યાં ઊભો હશે અને શું કરતો હશે, કોને ખબર! તેવામાં ઓછામાં પૂરું એક ગર્દભ-રાજે ઓચિંતો ધધૂડો છોડ્યો. મને થયું હવે અહીંથી ક્યાં જાઉં ને ક્યાં નહીં! સાધકને માટે કદાચ આ પણ એક કસોટી હોય! એમ મન મનાવી જેમ હતો તેમ બેઠો રહ્યો. થોડી વારે વરસાદ બંધ પડતાં આકાશ ખુલ્લું થઈ ગયું અને સૂર્યનારાયણ નીકળી આવ્યા. પાછો આખો પ્રદેશ તેનાં આછાં કિરણો વડે ઝગમગવા લાગ્યો. હવે હું ઊભો થઈ વાડાની બહાર આવ્યો અને આજુબાજુના વાડા જોઈ આવ્યો. ત્યાં બધા મનુષ્યો અને તેમનાં પશુઓ બેહાલ હતાં. અમારો વાડો કંઈક સારો હતો.

સૂર્યનો અસ્ત થતાં ચોમેર અંધારાના ઓળા પથરાવા લાગ્યા. ફૂંજોએ ટૉર્ચના પ્રકાશમાં મારા માટે ભૂમિ સાફસુથરી કરી નાખી તે પર મારું ભીનું મૃગચર્મ ઊલટું બિછાવ્યું. મને આવા વાતાવરણમાં ઊંઘ આવે તેમ નહોતી, તેથી હું ધાબળો ઓઢીને મહામંત્રના જપ કરવા લાગ્યો. પ્રતિકૂળ વાતાવરણમાં ય મનની સ્થિરતા રહે તેનું નામ 'જપ-સિદ્ધિ'. ઘેટાં અને બકરાંના છીંકોટા અને ગધેડાના પગના ઘરવરાટ થતા રહેવા છતાં ય ફૂંજો અને પશુઓના બન્ને માલિકો પડ્યા ભેગા જ ઘસઘસાટ ઊંઘવા લાગ્યા. કેવા અજબ આ જીવ! હું આવી વિષમ પરિસ્થિતિમાં ય રાતભર પરમેશ્વરનું ચિંતન કરતો રહ્યો.





## —: 'પુરંગ ઘાટી'માં હેમખેમ પ્રત્યાગમન :—

તારીખ ૮ જુલાઈ ને શનિવાર હતો. વહેલી સવારે ત્રણ વાગે ઘડિયાળમાં ઍલાર્મની ઘંટડી વાગતાં મેં ઘસઘસાટ ઊંઘી રહેલા ફૂંજોને બૂમ મારીને ઊઠાડ્યો. અવાજ સાંભળી તેની આજુબાજુ સૂતેલા તિબેટી લોકો પણ સફાળા ઊઠી ગયા. ફૂંજો લાલઘૂમ આંખો ચોળતો અને આળસ મરડતો ઊભો થયો એટલે મેં તેને અહીંથી જલદી રવાના થવા માટે જણાવ્યું. તે તેની પીઠ પર સામાન બાંધવા લાગ્યો. અત્યારે આકાશ સ્વચ્છ હતું અને અગણિત તારલિયા ટમટમી રહ્યા હતા. પવન શાંત હતો. નદી 'ગુર્લા–છૂ'નો મંદ ખળખળાટ સંભળાઈ રહ્યો હતો. તેથી ખાતરી થઈ ગઈ કે તેને અત્યારે સહેલાઈથી પાર કરી શકાશે. હું ને ફૂંજો ઝટપટ વાડામાંથી બહાર નીકળ્યા અને ઢાળ ઊતરી નદીકિનારે આવ્યા. તે વખતે યાકવાળા બે તિબેટી લોકો નદીને પાર કરી રહ્યા હતા. તે જ્યાંથી નદીને પાર કરી રહ્યા હતા ત્યાં ૨ થી ૨½ ફૂટ ઊંડું પાણી હતું. અમે નદીને જમણે કાંઠે થોડે દૂર જઈ નદીમાં ઊતર્યા. જળ તો હિમ જેવું ઠંડું હતું. હજી ચોમેર આછું અંધારું પથરાયેલું હતું. ટૉર્ચના પ્રકાશમાં અમે સાવધાનીપૂર્વક આગળ વધવા લાગ્યા. વહેલી સવારની કડકડતી ઠંડીમાં આવી ટાઢીબોળ હિમનદીમાં ઊતરી તેને પાર કરવી તે 'કોણીનો ગોળ' હતું. ભગવાનભરોસે અમે તેને ઝટ પાર કરી નાખી. ઠંડીથી ધ્રૂજતાં ધ્રૂજતાં અમે નદીને પથરાળ

કિનારેથી કેટલાક ફૂટ ઉઘાડા પગે ચાલી જરા ઊંચાણવાળી સૂકી ભૂમિ પર આવ્યા. અહીં એક શિલા પર બેસીને પગમાં જોડા પહેરવા લાગ્યા. મેં એક જોડો તો પહેરી લીધો પણ બીજો જોડો પોટકીમાં મળ્યો નહીં. ફૂંજોએ કહ્યું, "હિમનદી પાર કરી તેને ડાબે કિનારે આવ્યા ત્યારે તો પોટકીમાં બન્ને જોડા અડધા બહાર દેખાતા હતા. ત્યાંથી અહીં સુધીના માર્ગમાં એક જોડો પડી ગયો હોવો જોઈએ." મને તેની વાત સાચી લાગી એટલે હું તે જોડો શોધવા નીકળી પડ્યો. ટૉર્ચનો પ્રકાશ આજુબાજુ ફેંકતો ફેંકતો ધીમે ધીમે કિનારા તરફ જવા લાગ્યો. અત્યારે તે રબરનો જોડો મારે મન ઘણો કિંમતી હતો, કારણ કે તિબેટની ઉબડખાબડ અને પથરાળ ભૂમિમાં ઉઘાડા પગે ચાલવું તે હાથે કરીને આફતનું પડીકું વહોરવા જેવું હતું. કિનારા સુધી આવ્યો પણ તે જોડો ક્યાંય જોવામાં આવ્યો નહીં. તે ક્યાં પડ્યો હશે તે વિષે વિચાર કરી રહ્યો હતો તેવામાં મને તંત્રવિશારદ કાર્તવીર્યાર્જુનનો પેલો મંત્ર યાદ આવી ગયો. ખોવાએલી કે ચોરાયેલી વસ્તુને પાછી મેળવવાનો તે ચમત્કારી મંત્ર હતો. હું તેનો જપ કરતો કરતો તે જોડો ફરી શોધવા લાગ્યો. તેવામાં મારી નજર પગદંડીની જમણી બાજુના એક પથ્થર તરફ ઓચિંતી ખેંચાઈ. મેં ત્યાં જઈ જોયું તો મારો જોડો ઊલટો પડેલો જોવામાં આવ્યો. મેં તેને ઝટ હાથમાં લઈ છાતીસરસો ચાંપ્યો અને પગમાં પહેરી લીધો. તિબેટની ભૂમિમાં તે મારો એક મિત્ર હતો. હવે પછીની યાત્રા માટે પણ તે મારા પગમાં પાછો આવી ગયો હતો. "Friend in need, is friend indeed."

અહીંથી અમે આગળ વધતાં ૩ માઈલની મજલમાં જ્યાં જ્યાં 'લપ્ચે' (પથ્થરોના ઢગલા) આવ્યા ત્યાં ત્યાં જરા ઊભા રહી ઉત્તર દિશામાં પવિત્ર કૈલાસનાં દર્શન કર્યાં. ત્યાર પછી ત્યાંથી ૧½ માઈલ ચાલી 'બલ્ઢક-છૂ' નદીને કિનારે આવી પહોંચ્યા. માનસરોવર તરફ જતી વખતે મેં આ નદીમાં સ્નાન કરી તેને જમણે કિનારે બેસી પરમેશ્વરનું ચિંતન કર્યું હતું, તે પ્રસંગનું સ્મરણ થઈ આવ્યું. મેં ફૂંજોને કહ્યું, "હું તો અહીં સ્નાન કરી થોડી વાર પ્રભુભજન કરવા માગું છું. તું ચાલતો થા." મારો આદેશ માથે ચડાવી ફૂંજો ચાલતો થયો. હું વસ્ત્રો ઉતારી નદીમાં ઊતર્યો. નદીનું જળ હિમ જેવું ઠંડુંગાર હતું.

આકાશમાં સૂર્યનારાયણ તપી રહ્યા હતા. સ્નાન કરી હું ડાબા કિનારા પર આવ્યો અને વસ્ત્રો બદલી લીલીછમ સપાટ ભૂમિ પર બેસી પરમેશ્વરનું ચિંતન કરવા લાગ્યો. ચોમેર નિરવતા છવાઈ હતી. વાતાવરણ સાધનાનુકૂળ હતું. અર્ધોએક કલાક આત્માનુસંધાનમાં ગાળી અહીંથી રવાના થયો. 'બલ્ઢક' થી 'ખુરકુ' અને 'દુંગમર' થઈ 'રીંગુંગ' ૪૬ માઈલ દૂર હતું. હું ઝડપભેર આગળ વધતો ચીની સૈનિકોના મોટર-માર્ગ પાસે આવ્યો. અહીંથી એક પગદંડી નીચાણમાં 'ખુરકુ' નામના એક ઘરના ગામ તરફ જઈ રહી હતી. મારે તે તરફ જવું નહોતું, એટલે હું મોટરનો માર્ગ પકડી આગળ વધવા લાગ્યો. ડાબી બાજુના પહાડોમાંથી અમુક અમુક અંતરે નીકળી આ રસ્તા પર થઈને નીચે તરફ વહેતાં બેત્રણ ઝરણાં મેં પાર કર્યાં. ત્રણેક માઈલનો પંથ કાપ્યા બાદ રસ્તામાં એક જગાએ ઘોડા ને ખચ્ચરોના પગની ખરીઓનાં નિશાન જોવામાં આવ્યાં. જોડાનાં નિશાન પણ હતાં. રસ્તાને કિનારે કિનારે કૂતરાના પગના પંજાની ત્રણ ત્રણ છાપ પણ જોવામાં આવી. આ બધું જોતાં હું તરત જ સમજી ગયો કે અમારો યાત્રાસંઘ થોડા સમય પહેલાં જ આ રસ્તે થઈ આગળ ગયો છે. અમારી સાથેનો 'કેસર' નામનો કૂતરો કૈલાસ–પ્રદક્ષિણા વખતે એક પગમાં કંઈક વાગવાથી ખોડંગાતો હતો, તે વાત હું જાણતો હતો. આ રસ્તા પરની તેના પંજાની ત્રણ ત્રણ છાપ જોઈ મેં એ જાણ્યું કે હજી ય તે બિચારાનો પગ સારો થયો નથી. રસ્તામાં એક જગાએ પગનું ફાટેલું મોજું પડેલું જોવામાં આવ્યું. હું તેને તરત જ ઓળખી ગયો. તે મોજું યાત્રાસંઘના એક યાત્રી મિશ્રાનું હતું. આ બધી નિશાનીઓ જોતાં મેં ચાલવાની ગતિ વધારી દીધી. યાત્રાસંઘ તાકલાકોટ પહોંચે તે પહેલાં મારે તેની સાથે થઈ જવું હતું, જેથી ચીની સૈનિકોને એ વાતની ગંધે ય ન આવે કે હું યાત્રાસંઘથી અલગ પડી પરવાનગી ન હોવા છતાં ય માનસરોવરની પ્રદક્ષિણા કરી આવ્યો છું.

હું 'રીંગુંગ' થઈ આગળ વધતાં 'શિખ્તા' ચડી ત્યાંથી ઉતરાણ ઊતરી 'ખીરોક–છૂ' પાર કરી જ્યારે 'હરા–લા'ની ટોચે પહોંચ્યો ત્યારે મેં ત્યાંથી ઝીણી નજરે દૂર દૂર જોયું તો અમારો યાત્રાસંઘ 'ગરુ' ગામ વટાવી 'ગરુ–છૂ' નદી પાર કરી રહ્યો હતો. આથી મેં 'હરા–લા'ની ટોચે બેસી આરામ ન કરતાં ત્યાંથી ઝડપભેર ઉતરાણ

ઊતરવું શરૂ કરી દીધું. ઉતરાણ ઊતરી ત્યાંથી ચાલતાં ચાલતાં 'ગરુ' અને 'ટોયો' ગામ પાર કરી જ્યારે હું કેટલાક કલાકે 'છેમો-ચોરતેન' ગામ પાસે આવ્યો ત્યારે યાત્રાસંઘ મારાથી થોડા ફર્લાંગ જ દૂર હતો. તે બધા પણ આજે ઝડપભેર આગળ વધી રહ્યા હતા. હું જ્યારે 'કરનાળી નદી'ને ડાબે કિનારે આવેલી 'નેપાળી મંડી' પાસે પહોંચ્યો ત્યારે યાત્રાસંઘ 'શુકુંગ'નું ત્રણ ફર્લાંગનું સખત ચડાણ ચડી રહ્યો હતો. મોટા ભાગના યાત્રીઓ ઘોડેસ્વાર થઈ આગળ વધી રહ્યા હતા. સૌથી છેલ્લે મદ્રાસી સ્વામી ઘોડેસ્વાર હતા. હું પુલ દ્વારા કરનાળી પાર કરી ઝડપભેર સખત ચડાણ ચડવા લાગ્યો. આ ચડાણની અધવચ્ચે જ હું બધા યાત્રીઓની સાથે થઈ ગયો. મને જોઈ બધાને ઘણી જ નવાઈ લાગી. કોઈને કાંઈ પૂછવાની સોં નહોતી, કારણ કે બધા સખત ચડાણના માર્ગે હતા. મારા શ્વાસોશ્વાસ જોરજોરથી ચાલી રહ્યા હતા. આ ચડાણ ચડતાં ચડતાં હું બધાં યાત્રીઓને મોખરે થઈ ગયો અને ચડાણ પૂરું કરી ત્યાંથી એક ફર્લાંગનું ઉતરાણ ઊતરી (જુઓ ચિત્ર નંબર–૯૩) ચીની સિપાઈઓના થાણા પાસે આવી પહોંચ્યો. તે વખતે ત્યાં એક ચીની યુવતી અને એક સિપાઈ અમારો સામાન તપાસવા માટે અમારી વાટ જોતાં ઊભાં હતાં. થોડી વારે બધા યાત્રીઓ આવી પહોંચતાં બધા એકસાથે તે થાણામાં દાખલ થયા. જયંતીભાઈએ બધા યાત્રીઓના 'લમથીક' (પાસપોર્ટ) ભેગા કરી ચીની અફસરને સોંપી દીધા. કોઈ સિપાઈએ યાત્રીઓનો સામાન તપાસ્યો નહીં. થાણેથી પાંચેક મિનિટ બાદ અમે બધા વિદાય થઈ 'તાકલાકોટ મંડી'માં આવ્યા. અમારો આજનો રાતવાસો અહીં નક્કી થયો હતો. જ્યારે અમે યાત્રાએ જતી વખતે આ મંડીમાં પડાવ કર્યો હતો ત્યારે અહીં કેવળ ૧૦ દુકાનો ઊઘડી હતી, પણ અત્યારે ૫૦ દુકાનો ઊઘડેલી જોવામાં આવી. મોહનસિંહ ગરબ્યાલની દુકાને પહોંચ્યા તો તેઓ દુકાનને થડે બેઠેલા જોવામાં આવ્યા. અમને જોતાં તેઓ ગાદી પરથી નીચે ઉતરી ગયા અને અમારું સ્વાગત કર્યું. અમને આવી પહોંચેલા સાંભળી કીચ ખંપાની છોકરી 'સોના' દોડતી આવી. અર્ધા યાત્રી મોહનસિંહની દુકાનમાં ઊતર્યા અને અર્ધા સોનાની દુકાનમાં ઊતર્યા. ઘોડાખચ્ચરો પરથી બધો સરસામાન નીચે ઉતારી દુકાનમાં મૂકવામાં આવ્યો અને પશુઓને દુકાનબહાર હારબંધ બાંધવામાં આવ્યાં. મોહનસિંહનું રસોડું સાફ હતું અને તેમાં નવા ચૂલા બેસાર-

વામાં આવ્યા હતા. તેથી રસોઈને લગતો બધો સરસામાન તેમાં મૂકવામાં આવ્યો. આજે 'યોગીની એકાદશી'નો શુભ દિવસ હોવાથી બધાને ઉપવાસ હતો. મારી પાસે શિંગોડાનો ઘણો લોટ બચ્યો હતો. તેમાંથી મેં પોણા ભાગનો લોટ યાત્રીઓને ફળાહાર બનાવવા આપી દીધો. ખાખીબાવા હાથ-પગ ધોઈને રસોડામાં પ્રવેશ્યા, જ્યારે બીજા યાત્રીઓ પાથરેલા પાથરણા પર વિશ્રામહેતુ આડા પડ્યા. હું તો મારું મૃગચર્મ બિછાવી તેના પર લાંબો થયો કારણ કે મારે ગઈ કાલનો ઉજાગરો હતો. સૂતાંભેળી જ આંખ મળી ગઈ.

એકાદ કલાક બાદ જ્યારે જાગ્યો ત્યારે યાત્રીઓ રસોડામાં ટેસથી ફળાહાર કરી રહ્યા હતા. ખાખીબાવાએ શિંગોડાના ભજિયાં અને શિરોપુરી બનાવ્યાં હતાં. બટેટાંનું ઘમઘમતું શાક હતું. બધા હોંશે હોંશે જમી રહ્યા હતા. મને પણ કકડીને ભૂખ લાગી હતી તેથી ડબો ખોલીને હું ફળાહાર કરવા બેઠો. ફળાહાર પતાવ્યા બાદ બધા વસ્તુઓ ખરીદવા માટે મંડીમાં ઊપડ્યાં. કોઈ યાત્રીએ ગરમ ચૂટકા (જાડા ધાબળા)ના પટા ખરીદ્યા તો કોઈએ ગરમ ગાલીચા, ચમરપૂછ, મૃગચર્મ વગેરે ખરીદ્યાં. એક યાત્રીએ તિબેટની પ્રસિદ્ધ કસ્તુરી, ગરમ મોજાં વગેરે ખરીદ્યાં. આ બધી વસ્તુઓ અમને મોંઘી મળી, કારણ કે મંડીમાં બધા ભોટિયા વેપારીઓને એ વાતની ખબર પડી ગઈ હતી કે યાત્રાસંઘના મોટાભાગના યાત્રીઓ ગુજરાતી વેપારી લોકો છે.

મને અહીંના 'સિમ્બિલિંગ-ગોમ્પા'ના એક લામા પાસેથી જાણવા મળ્યું કે ભારતના યાત્રીઓએ તિબેટમાંથી નીચે મુજબની વસ્તુઓ ખરીદી પોતાને દેશ લઈ જવી જોઈએ :

નકશીદાર ઘંટ, થંકા (ચિત્રપટ), અસ્થિભૂષણ, પુસ્તકપટ્ટીકા, શોમ્પા (જોડા), ફ્રૈરબા (કાષ્ટચષક), શ-મો (ટોપી), પ્રતિમા-પેટિકા, રોલૂ-મા (ઘંટાપાત્ર), દોર્જે (વજ્ર), ફુરબા (શૂળ), કપાલકા (ડમરુ), ફ્રીરોજેકા (કુંડળ), માની (જપચક્ર), ચોક-ચી (ચૌકી), દુંદુભી વગેરે.

આજે ફ્રીચ ખંપા તેમજ બધા જ ખંપા નોકર લોકોની આંખો લાલઘૂમ હતી અને અવાજ બેઠેલા હતા. તે જોઈ મોહનસિંહ ગરબ્યાલે

મને ધીમે રહી કહ્યું, "તિબેટની ભૂમિમાં આ લોકોને આજની રાત જ રોકાવાનું છે, આવતી કાલે તો ભારતની ભૂમિમાં પ્રવેશ કરવાનો છે. વળી તિબેટની વિકટ યાત્રા પણ હેમખેમ પૂરી થઈ ગઈ છે, માટે આજે આ બધા ય ખંપાઓએ ખૂબ ઢીંચ્યો છે. બધા 'છંગ'ના રંગમાં છે. યાત્રીઓને જરા સાવધાન કરી દો જેથી કોઈ આજે આ બધા લોકોને વતાવે નહીં." આ સાંભળી મેં ઝટપટ દરેક યાત્રી પાસે જઈ આ વાત કાને નાખી સૌને સાવધાન કરી દીધા. બધા ખંપાઓમાં 'કૂંજો' દેખાતો નહોતો, તેથી મેં તેના વિષે કીચ ખંપાને પૂછયું તો કીચ ખંપા લથડિયાં ખાતાં ખાતાં ભાંગીતૂટી ભાષામાં કહેવા લાગ્યા કે તેણે તો 'ખુરકુ' ગામે ખૂબ 'છંગ' (દારૂ) ઢીંચ્યો છે એટલે તે આજની રાત ત્યાં પડ્યો રહેવાનો છે. આ સાંભળી મને દુઃખ થયું. પેલું ગાન યાદ આવી ગયું: 'બરબાદ થયા લાખોના, દારૂના વપરાશે.' સાથોસાથ એ પણ વિચાર આવ્યો કે દુર્ગુણી લોકો તો કૈલાસ–માનસરોવરની આવી પવિત્ર યાત્રા ને પ્રદક્ષિણા પૂરી કર્યા બાદ પોતાના આવા દુર્ગુણો સદાને માટે તજી દે છે, જ્યારે આ લોકોએ તો કંઠ સુધી ઢીંચ્યો છે. અત્યારે આ પીધેલા ખંપા લોકોને કાંઈ પણ ઉપદેશ આપવો તે 'ભેંશ પાસે ભાગવતકથા' બરાબર હતું. તેથી 'ભગવાન સૌને સદ્‌બુદ્ધિ આપે' એમ કહી હું મારા બિછાના પર આવ્યો.

બધા યાત્રીઓને અહીંથી આવતી કાલે સવારે રવાના થઈ એ દિવસમાં 'ગરબ્યાંગ' પહોંચવું હતું. તેથી અનાજ, સાકર, કેરોસીન, ઘી, દૂધના ડબા, બટેટાં વગેરે જે કાંઈ સામગ્રી હતી તેમાંથી બે દિવસ માટેની રાખી બાકીની ભોટિયા વેપારીઓને વેચી દીધી; જો કે ભારતમાંથી લાવેલી આ બધી નિષિદ્ધ વસ્તુ તિબેટમાં આ પ્રમાણે વેચી નાખવી તે એક ગુનો છે.

સાંજે ભારત સરકારના વેપાર–પ્રતિનિધિ (I. T. A.) નો નોકર આવી અમને કહેવા લાગ્યો કે બધા યાત્રીઓને સાહેબ બોલાવે છે, ઝટ ચાલો. આજે લગભગ બધા યાત્રીઓ થાકીને ટેં થઈ ગયા હતા, તેથી હું અને મિશ્રા તૈયાર થઈ તે નોકર સાથે સાહેબના કેમ્પે આવ્યા. અમે સાહેબને ઓળખતા હતા. 'ગરબ્યાંગ'માં સાહેબનો પડાવ હતો ત્યારે અમે તેમને બેત્રણ વાર મળી ચૂકયા હતા. શ્રી. એ. કે. બક્ષી સાહેબે અમને બેસવા ખુરશી આપી અને ચા–બિસ્કીટ ધર્યાં. હું ફળાહારી

હોવાથી બંધ ડબામાંથી 'પાઈન-એપલ' કઢાવી મારી સામે મૂકયાં. ત્યાર પછી તેમણે અમને યાત્રાની કઠિનાઈ, માર્ગના લૂંટારાઓ, ચીની સિપાઈઓનો ત્રાસ વગેરે વિષે પૂછયું જેનો અમે જેટલો જરૂરી હતો તેટલો મીઠી ભાષામાં જવાબ આપ્યો. તે ઘણા ખુશ થયા. અમારી ઇચ્છા તિબેટની આ ભૂમિ પર સાહેબ સાથે બધા યાત્રીઓનો ફોટો પડાવવાની હતી. આ વિષે અમે સાહેબને પૂછયું. તેમણે વાત સહર્ષ સ્વીકારી અને બધા યાત્રીઓને આવતી કાલે સવારે આવી મળવા કહ્યું. રાત પડી ગઈ હોવાથી અમે ઊઠ્યા અને સાહેબની વિદાય લઈ મંડીમાં પાછા આવ્યા. મોહનસિંહની દુકાનમાં દાખલ થઈ જોયું તો યાત્રીઓ સૂવાની તૈયારી કરી રહ્યા હતા. મેં બધા યાત્રીઓને બક્ષી સાહેબનું નિમંત્રણ જણાવ્યું. બધાએ એકસ્વરે તેનો સ્વીકાર કર્યો. મિશ્રાજી કીચ ખંપાની દુકાનમાં સૂવા માટે ગયા એટલે મેં દુકાનનું બારણું અર્ધું બંધ કરી દીધું અને આવીને મારા બિછાનામાં આડો પડ્યો.

હું બધા યાત્રીઓથી ચાર દિવસ વિખૂટો પડયો હતો કારણ કે માનસરોવરની પ્રદક્ષિણા કરવા ગયો હતો. તેથી મેં યાત્રીઓને તેમના એ ચાર દિવસના અનુભવો પૂછયા. ગોળવાળા ભગતજી બોલી ઉઠ્યા, "જઈને એ બધું ખાખીબાવાને પૂછો. તેમની પાસેથી બધી 'લીલા' સાંભળવા મળશે." એ સાંભળી રાજદેવ હળવેકથી કહેવા લાગ્યા, "ખાખી-બાવો રાક્ષસતાલને રસ્તે એવો તો અવળો થઈ ગયો કે આખે રસ્તે વાલીડે પાણીનું ટીપું ય મોંમાં ન મૂકયું. બાવો અમને કહેવા લાગ્યો કે 'આ તો રાક્ષસ રાવણનું તળાવ છે. હું તો રામભક્ત છું. તેથી શ્રીરામના શત્રુ એવા રાવણના નામવાળા આ તળાવમાં હું નાહીશ તો નહીં પણ તેના પાણીનું ટીપું ય પીશ નહીં. તેના પાણીને ય અડકીશ નહીં.' બાળાએ રસોઈ પણ બનાવી નહીં. તેથી અમે બે દિવસ સુધી નાસ્તાપાણીથી રોડવ્યું." જયંતીભાઈ બોલ્યા, "માનસરોવરમાંથી ભરેલા પવિત્ર જળના ટીનને ખોલીને જ્યારે તે જળનો લોટો ભરી આપ્યો ત્યારે બાવાજીએ જળ પીધું. અમે બધાએ તો રાક્ષસતાલમાં આનંદથી સ્નાન કર્યું અને તેનું મધુર જળ પીધું. અમે સ્નાન કરવા માટે ખાખીબાવાને સમજાવ્યો પણ 'બાવો એકનો બે ન થયો.' આ રામભક્ત બાવો અવળચંડો હશે તેની તો તે દિવસે જ ખબર પડી." મેં કહ્યું, ખાખી-બાવાને એ સત્ય વાતની ખબર નહીં હોય કે કૈલાસપતિની જટામાંથી જે પવિત્ર જળ નીચે આવી વહે છે તે માનસરોવરમાં નથી જતું પણ

આવીને રાક્ષસતાલમાં મળે છે. કૈલાસમાંથી નીકળતી બધી નદીઓ રાક્ષસતાલમાં મળે છે. વળી માનસરોવરનું પવિત્ર જળ 'ગંગા-છૂ' નદીવાટે રાક્ષસતાલમાં જાય છે. આથી કૈલાસ અને માનસરોવર બન્નેનું પવિત્ર જળ રાક્ષસતાલમાં આવે છે. ભૂસ્તર શાસ્ત્રીઓ તો સ્પષ્ટ કહે છે કે પ્રાચીન સમયમાં એ બેઉ સરોવર મળી એક જ વિશાળ સરોવર હતું. ધરતીકંપને લીધે જ તે બન્ને અલગ અલગ થઈ ગયાં છે. આમ બધી રીતે જોતાં રાક્ષસતાલનું જળ પવિત્ર જ છે. તે સરોવરમાં ભયંકર ગર્જના કરતાં મોજાં ઉછળતાં રહેવાથી 'રવ' (અવાજ) શબ્દ પરથી તેનું નામ 'રાવણહ્રદ' પડ્યું. જેમાં કૈલાસ અને માનસરોવરનું પવિત્ર જળ આવતું હોય તે સરોવરને અપવિત્ર કેમ કહી શકાય?" મારું આવું વિસ્તૃત સ્પષ્ટીકરણ સાંભળી દામજીભાઈ બોલી ઊઠ્યા, "ખાખીબાવાને રાવણ શબ્દની સાથે વિરોધ હોય તો તેમને પૂછો ને, શું તે ક્યારેય રવો, રવૈયા, રાવણાજાંબૂ વગેરે ખાતા નથી?" આ સાંભળી અમે બધા ખડખડાટ હસી પડ્યા. જયંતીભાઈએ ઊભા થઈ લાલટેન ધીમું કરી નાખ્યું એટલે સૌ ધાબળા ઓઢી ઓઢીને સૂવાનો પ્રયત્ન કરવા લાગ્યા. બહારનો ઠંડો પવન અધખૂલા બારણામાંથી ઓરડામાં આવવા લાગ્યો. એ જોઈ મેં ઊઠી બારણું બંધ કરી દીધું. થોડી વારે થાક્યા પાક્યા યાત્રીઓ ઘસઘસાટ ઊંઘવા લાગ્યા. આવતી કાલે અમારે હિમાચ્છાદિત ૧૬,૭૫૦ ફૂટની ઊંચાઈનો 'લીપુ-લા' પાર કરવાનો હતો. તેના વિચારમાં ને વિચારમાં કોણ જાણે ક્યારે મારી આંખ મળી ગઈ.








## —: લીપુ–લા પાર કરી કાલાપાણીમાં :—

તારીખ ૯ જુલાઈ ને રવિવાર હતો. બધા યાત્રી સમયસર ઊઠી ગયા અને સ્નાનાદિથી પરવાર્યા. ખાખીબાવાએ બધાને હોંશે ચા–નાસ્તો કરાવ્યો એટલે બધા તૈયાર થઈને ભારત સરકારના વેપાર–પ્રતિનિધિને પડાવે આવ્યા. શ્રી બક્ષી સાહેબ અમારી વાટ જ જોઈ રહ્યા હતા. 'સિબ્બિલિંગ–ગોમ્પા'ની ટેકરી (તકલાખર)ની તળેટીમાં સફેદ રંગના ૧૨ નાના મોટા તંબૂઓમાં સાહેબ અને તેમના સ્ટાફના લોકો ઊતર્યા હતા. સાહેબના એક મોટા તંબૂની બહાર લાકડાના મોટા સ્તંભ પર ભારતનો ત્રિરંગો રાષ્ટ્રધ્વજ ફરફરી રહ્યો હતો. અહીંથી દૂર દૂર ભારતની સીમા પરના હિમાચ્છાદિત પર્વતો :– ઇશંગ, લુંગપુ, નંપા, ટીંકર, લીપુ, મંગશંગનું અદ્ભુત દશ્ય દેખાઈ રહ્યું હતું. અમે ઊભા ઊભા ચોમેરનું એ નૈસર્ગિક દશ્ય નિહાળી રહ્યા હતા તેવામાં સાહેબના કારકૂન એક સરદારજી પોતાનો 'રોલી–ફ્લેકસ' કૅમેરા લઈ તંબૂમાંથી બહાર આવ્યા અને અમને બધાને રાષ્ટ્રધ્વજની નીચે હારબંધ ઊભા રહી જવા જણાવ્યું. અમે સાહેબને આ માટે અનુરોધ કરતાં તે અમારી સાથે ઊભા રહ્યા એટલે સરદારજીએ અમારા ત્રણેક ફોટા ખેંચ્યા. સાહેબ સાથે ફોટા પડાવવાની બધા યાત્રીઓની આશા ફલીભૂત થઈ, તેથી બધા ખુશ થયા. ત્યાર પછી સાહેબે બધા યાત્રીઓ સાથે ચા–નાસ્તો લીધો. વાતવાતમાં તિબેટની યાત્રાના અનુભવો પણ

પૂછ્યા. યાત્રીઓએ તેમને જે કાંઈ યોગ્ય લાગે તેટલું કહી સંભળાવ્યું, તેથી સાહેબ ઘણા ખુશ થયા. ત્યાર પછી અમે બધા સાહેબની વિદાય લઈ સીધા અમારે પડાવે આવ્યા. ખંપા લોકો તો અમારા બિસ્તરા અને સરસામાન બાંધીને ઘોડાખચ્ચરોની પીઠ પર ચડાવી તૈયાર થઈને અમારા આવવાની વાટ જોઈ રહ્યા હતા. તેવામાં એક તિબેટી લુહાર, જે ગઈ કાલે ગોળવાળા ભગતની કાગડો થઈ ગયેલી છતરી દુરસ્ત કરવા માટે લઈ ગયો હતો, તે તેને સારી કરી પાછી આપવા આવ્યો. ભગતે છતરી લઈ તેને ચારપાંચ વાર ઉઘાડ–બંધ કરી તે બરાબર જણાયા બાદ લુહારને પાવલી પરખાવી. ઓછી મજૂરી મળી હોય તેવો લુહારે ચહેરા પર ભાવ વ્યક્ત કર્યો પણ હિસાબી ભગતજીએ તેની પરવા કરી નહીં. કહેવત છે ને કે 'ગરજ સરી, વૈદ્ય વેરી.' ખાખી-બાવાએ પોતાની પાસે બચી ગયેલા કોકો અને કોફીના ત્રણચાર ટીન મોહનસિંહને વેચી તેના બદલામાં ચમરી ગાયનું એક મોટું ચંવર (પૂછડું) અને કસ્તુરીમૃગનું નાનું ચામડું લીધાં. ગોળવાળા ભગતે કીચ ખંપાની છોકરી 'સોના'ની દુકાનેથી બે ગરમ તિબેટી ગાલીચા ખરીદ્યા. ત્યાર બાદ બધા યાત્રી કૈલાસપતિના શુભ નામના જયઘોષ કરતા પંથે પડ્યા.

તાકલાકોટ મંડીથી રવાના થઈ અમે ઢાળ ઊતરી નદીને ડાબે કિનારે આવ્યા અને લાકડાના પુલ પર થઈને 'મગરૂમ' ગામમાં પહોંચ્યા. આ ગામની વચ્ચેના રસ્તે ગામની બહાર નીકળ્યા. અહીંથી લીલીછમ ઉપજાઉ ભૂમિ શરૂ થઈ. વટાણા અને જવનાં હરિયાળાં ખેતરો લહેરાતાં હતાં. તેના પર થઈને વહેતો ઠંડો વાયુ આહ્લાદક અને સ્ફૂર્તિદાયક હતો. મોટા ભાગના યાત્રીઓ ઘોડેસ્વાર ન થતાં પગપાળા જ આગળ વધી રહ્યા હતા. આ માર્ગમાં આવનાર ઊંચા હિમાચ્છાદિત 'લીપુ–લા' ને સહેલાઈથી પાર કરવા માટે આ લોકો પગપાળા ચાલી પોતાના પગની નસો ઢીલી કરવા માગતા હતા. હું બધા કરતાં મોખરે ચાલી રહ્યો હતો. મારી પાછળ ખખડધજ ખાખી-બાવા હતા. તેમની પાછળ એક પછી એક યાત્રી હારબંધ ચાલી રહ્યા હતા. પગપાળા યાત્રીઓની પાછળ ઘોડેસ્વાર યાત્રીઓ હતા અને સૌની પાછળ સરસામાનનાં ખચ્ચરો અને ખંપા લોકો હતા. એકાદ માઈલ આગળ વધ્યા બાદ 'તાશીગોંગ' ગામ પાસેથી ખાખીબાવા જમણી

બાજુની એક પગદંડીને સાચો રસ્તો માની તે પર આગળ વધવા લાગ્યા. તેની પાછળ પાછળ ત્રણચાર યાત્રી જવા લાગ્યા. મેં તેમને કહ્યું કે, "તે ખોટો રસ્તો છે, સાચો રસ્તો ઉપરના ભાગમાં છે." મારી વાતને તે હઠી લોકોએ ગણકારી નહીં અને આગળ વધવું શરૂ રાખ્યું. તે જોઈ હું ઉપરને રસ્તે ઝડપભેર આગળ વધવા લાગ્યો. ત્રણેક ફર્લાંગ ગયા બાદ મેં પાછું વળીને જોયું તો ખાખીબાવાની આગેવાની નીચે જે યાત્રીઓ તે રસ્તે ગયા હતા તે બધા 'જુંગજીન-છૂ' નદીને કિનારે પહોંચી કયા રસ્તે આગળ જવું તે વિષે ફાંફાં મારી રહ્યા હતા. તે જોઈ મને પેલી કહેવત યાદ આવી, 'આગેવાન આંધળો, તેનું કટક કૂવામાં'. તેમાંના બે માણસે જ્યારે મારી તરફ મીટ માંડી ત્યારે મેં મારા હાથમાંનો રૂમાલ હલાવતાં તેમને સંકેત કર્યો કે આ ઉપરનો રસ્તો જ સાચો છે, માટે આ રસ્તે ચાલ્યા આવો. હવે તે બધા પોતાના પગમાંથી બૂટ અને મોજાં ઉતારી નહેરો અને ઝરણાં પાર કરતાં કરતાં અડધા કલાકે સાચે રસ્તે આવ્યા અને થાક ખાવા બેઠા. તે બધાને જોઈ મને વિચાર આવ્યો કે સાધનામાર્ગમાં પણ જો 'ગુરુ' કાચોપોચો કે અજાણ્યો હોય તો શિષ્ય ટલ્લે ચડી જાય છે, જન્મ-મૃત્યુના ચક્રમાંથી બહાર આવી શકતો નથી.

હું હવે ઝડપભેર આગળ વધવા લાગ્યો. રસ્તે ચડાણ હતું. શ્વાસે શ્વાસે હું મહામંત્રનો જાપ જપી રહ્યો હતો. અત્યારે ચોમેરનું વાતાવરણ આનંદદાયક હતું. ઠંડીમાં સૂર્યનારાયણનો તડકો ઘણો મજાનો લાગતો હતો. જ્યારે હું ટીંકર-લીપુ તરફથી આવતી 'જુંગજીન-છૂ' નદીને કિનારે પહોંચ્યો ત્યારે મેં પીઠ ફેરવીને દૂર દૂર નજર નાખી, પણ કોઈ આવતું જણાયું નહીં. તેથી હું આ નદી પાર કરી તેને ડાબે કિનારે વિશ્રામહેતુ બેઠો. પંદરેક મિનિટ બાદ એક પછી એક બધા યાત્રી અને ખંપા લોકો આવી પહોંચ્યા. ઊંચા હિમપર્વતોના પીગળવાથી તેમજ ઉપરના ભાગમાં થયેલા વરસાદને લીધે અત્યારે નદીમાં પાણી વધતું જતું હતું. મેં બધા લોકોને ઝટ નદી પાર કરવા સૂચવ્યું. ખાખીબાવા અને મિશ્રાના કાંડા ઝાલી મેં તેઓને નદીના ઊંડા પાણીમાંથી ખેંચી લીધા. બીજા યાત્રીઓને ખંપા લોકોએ મદદ કરી. થોડી વારે બધા યાત્રીઓ તેમજ ઘોડાખચ્ચર આ નદી પાર થતાં બધાએ સુખનો શ્વાસ લીધો. 'કેસર' કૂતરાએ જ્યારે તરતાં તરતાં આ હિમનદી પાર કરી ત્યારે બધાએ તેને ખૂબ ખૂબ શાબાશી આપી.

આ નદીકિનારે બધા યાત્રી થોડી વાર વિશ્રામ કરી પછી ઊભા થઈ રવાના થયા. આગળનો રસ્તો ચડાણનો હતો. 'પાલા' નામનું સ્થાન પસાર કરી, બે ફર્લાંગનું અંતર કાપી થોડી વારે અમે 'પાલાકોંગ' સ્થાને આવી પહોંચ્યા. કીચ ખંપાએ બધા યાત્રીઓને આ જગામાં આજનો રાતવાસો કરવાનું સૂચવ્યું, કારણ કે અત્યારે 'લીપુ-લા' પર ઘણું ધુમ્મસ હતું. તે તરફથી આવી રહેલા બેચાર યાત્રીએ એવા પણ સમાચાર આપ્યા કે 'લીપુ-લા' પર વરસાદ પણ છે, જેથી સખત ઠંડી છે. જો કે હું તો આવા વાતાવરણમાં પણ આગળ વધી 'લીપુ-લા' પાર કરવા તૈયાર હતો પણ યાત્રાસંઘના અન્ય યાત્રીઓ આ માટે તૈયાર નહોતા. તે બધાએ કીચ ખંપાનું સૂચન સ્વીકાર્યું અને પશુઓની પીઠ પરથી સરસામાન નીચે ઉતારવા આદેશ કર્યો. ખંપા લોકો સામાન છોડવા લાગ્યા. આ સ્થાનમાં પથ્થરની દીવાલવાળી એક જૂની ધર્મશાળા હતી, જેમાં બારણા વિનાની ચાર નાની ઓરડીઓ હતી. બે ઓરડીઓમાં તો 'બુધી' ગામના બે ભોટિયા કુટુંબે મુકામ કર્યો હતો તેથી કીચ ખંપાએ આ ધર્મશાળા સામે જ એક તંબૂ અને એક રાવટી ઊભી કરવાનો 'પસાંગ'ને આદેશ કર્યો. થોડી વારે યાત્રીઓનાં બિછાનાં એક સારી ઓરડીમાં બિછાવવામાં આવ્યાં અને બીજીમાં રસોડાનો સરસામાન મૂકવામાં આવ્યો. થાકયાપાકયા યાત્રીઓ પોતપોતાના બિછાનામાં આડા પડી ગયા. પોણાએક કલાક બાદ ખાખીબાવા અને જયંતીભાઈ ઊઠી ગયા અને રસોઈની તૈયારી કરવા લાગ્યા. આજે ઝટપટ ખીચડી ને બટેટાંનું રસાદાર શાક બનાવવામાં આવ્યાં. ખીચડીમાં પાણી જરાક વધારે પડી ગયું હતું. 'આયુર્વેદ'માં કહ્યું છે કે :

"अत्युष्णान्नं बलं हन्ति शीतं शुष्कं च दुर्जरम् ।
अतिक्लिन्नं ग्लानिकरं युक्तियुक्तं हि भोजनम् ॥"

એટલે કે વધારે પડતું ગરમ અન્ન જમવાથી બળનો નાશ થાય છે, ઠંડું થઈ ગયેલું કે સુકાઈ ગયેલું માંડમાંડ પચે છે, વધારે પાણી વગેરે પડી જવાથી પચપચતું અન્ન ગ્લાનિ કરે છે; માટે યુક્તિયુક્ત જ જમવું જોઈએ.

રસોઈ તૈયાર થતાં સૂતેલા યાત્રીઓને ઉઠાડવામાં આવ્યા. આ સ્થાન ત્રણ બાજુએ હિમાચ્છાદિત પર્વતોથી ઘેરાયેલું હોવાથી અહીં

ઠંડીનું પ્રમાણ ઘણું વધારે હતું. યાત્રીઓ ધ્રૂજતા ધ્રૂજતા રસોડામાં ગોઠવાઈ ગયા એટલે ખાખીબાવાએ બધાને ગરમાગરમ ખીચડી, શાક ને અથાણું પીરસ્યું. કૈલાસપતિનું સ્મરણ કરી બધા છાનામાના જમવા લાગ્યા. જમતી વખતે આજે કોઈએ કોઈ પ્રસંગની ચર્ચા કરી નહીં. જમી પરવારી બધા થોડી વારે સૂઈ ગયા, કારણ કે આ સ્થાનમાં ત્રણ બાજુએ ઊંચા ઊંચા હિમગિરિ હોવાથી દિવસમાં થોડા જ કલાક સૂર્યનો તાપ રહે છે. સૂર્ય પર્વતો પાછળ જતાં અહીં અંધારું થવા લાગે છે અને કડકડતી ઠંડી શરૂ થઈ જાય છે. આવતી કાલે જેમ બને તેમ વહેલા ઊઠી, અહીંથી જલદી રવાના થઈ અમારે હિમાચ્છાદિત 'લીપુ-લા' ઓળંગવો હતો, તેથી પણ યાત્રીઓએ આજે વહેલાં સૂઈ જવું જરૂરી હતું. ભોટિયા લોકોના બધાં ઘેટાં અમારા તંબૂની પાસે જ બાંધ્યાં હતાં. કેસર કૂતરો તંબૂની બહાર બેસી ચોકી કરી રહ્યો હતો. ઘોડાખચ્ચર નીચે 'પાલા'ની હરિયાળી ભૂમિમાં ચારો ચરવા ચાલ્યાં ગયાં હતાં. મિશ્રા અને મદ્રાસી સ્વામી વાળુ કરીને પોતાની રાવટીમાં ક્યારના ઊંઘી ગયા હતા. હું પણ ગરમ ધાબળો ઓઢીને સૂઈ ગયો.

## —: 'કાલાપાની'માં રાતવાસો :—

તારીખ ૧૦ જુલાઈ ને સોમવાર હતો. આજે બધા યાત્રી દરરોજ કરતાં વહેલાં ઊઠી ગયા. આજે અમારે જેમ બને તેમ જલદી 'લીપુ-લા' પાર કરવો હતો. જો મોડું થાય અને સૂર્યના પ્રખર તાપથી બરફ પીગળવા માંડે તો તેના પર ચડવામાં અને ઊતરવામાં અમને ઘણી મુશ્કેલી વેઠવી પડે. વળી મધ્યાહ્ન બાદ 'લીપુ-લા' પર હિમાળુ વાયરા વીંઝાવા લાગે છે. તે વખતે બરફમાં આગળ વધવું અત્યંત કપરું કામ થઈ પડે છે. ખાખીબાવાએ ઝટપટ ચા તૈયાર કરી આપી એટલે યાત્રીઓએ થોડી ચા પીધી અને બાકીની થર્મોસમાં ભરી લીધી. બરફમાં ચાલતી વખતે ઠંડી ઉડાડવા માટે જે જેની પાસે જે કાંઈ ઔષધ વગેરે હતું તે બધું ગજવામાં ભરી લીધું. ખંપા નોકરલોકોએ યાત્રીઓનો બધો સરસામાન, બિછાનાં વગેરે પશુઓની પીઠ પર બાંધી લીધાં એટલે કૈલાસપતિના નામના જયકાર કરી બધા યાત્રીઓ 'પાલાકોંગ' સ્થાનેથી રવાના થયા. આજે અમારે લગભગ ૧૩

માઈલની મજલ કાપી પડાવે પહોંચવાનું હતું. તેમાં 'લીપુ–લા'નું બરફમાં બે માઈલનું અત્યંત સખત ચડાણ અને બે માઈલનું અત્યંત સખત ઉતરાણ ઊતરવાનું હતું. આજે મારી સાથે ચાલીને 'લીપુ–લા' પાર કરવાની મિશ્રાને ઇચ્છા થઈ. તેમણે આ માટે સારો વિચાર પૂછ્યો. મેં તેમને કહ્યું, "ઝડપભેર સાથે ચાલી શકો તો ચાલો." આ સાંભળી તે ખુશ થઈ મારી પાછળ ચાલવા લાગ્યા. અમે બન્ને 'છૂમિ–ગુલ્દમ' (તિસમ) નદીને જમણે કિનારે આવેલી ટેકરીઓના ઢોળાવ પરની વાંકીચૂંકી પગદંડી પર આગળ વધવા લાગ્યા. આ રસ્તે ખાસ કરીને તિબેટી ડોકપા અને ભારતીય ભોટિયા પોતાના ઘેટાંબકરાં લઈ આવ–જા કરતા રહે છે. જો કે આ રસ્તો મુખ્ય રસ્તા કરતાં ટૂંકો હતો. પણ અણીવાળા પથ્થરો અને કાંકરાથી ભરેલો હતો. આગળ વધતાં જ્યારે આ પગદંડી ઘણી ખતરનાક શરૂ થઈ ત્યારે મિશ્રા ભયભીત થઈને ઊભા રહી ગયા. મેં તેમને હિંમત આપી એટલે તે ધીમે પગલે મને અનુસરવા લાગ્યા. અમે આગળ વધી એક જગા પર હિમનદી પાર કરી તેના ડાબા કિનારા પરના મુખ્ય રસ્તે આવ્યા. આ સારો રસ્તો જોઈ મિશ્રાના શ્વાસ હેઠા બેઠા. અમે બન્ને અહીં બેસી વિશ્રામ કરવા લાગ્યા. અમારી પાછળ આવતા યાત્રીઓમાંથી હજી સુધી કોઈ દેખાતું નહોતું. થોડી વારે હું ઊભો થયો. મિશ્રા મને કહેવા લાગ્યા કે તેને ઘણો થાક લાગ્યો છે તેથી તે તો અહીં વધારે સમય વિશ્રામ કરવા ઇચ્છે છે. મેં તેમને કહ્યું, "બધા યાત્રીઓની સાથોસાથ તમે આવજો, હું તો અહીંથી એકલો આગળ જઈશ." મિશ્રાએ હવામાં હાથ હલાવી પ્રસન્નતા વ્યક્ત કરી એટલે હું રવાના થયો. 'નમશેન' સ્થાને પહોંચી મેં પાછું વળીને જોયું તો કેટલાક યાત્રીઓ ચડાણ ચડતા જોવામાં આવ્યા. મેં આગળ વધવા પગ ઉપાડ્યા. હવે બરફાળ રસ્તો શરૂ થયો. ઠંડી પણ ચામડી ચીરી નાખે તેવી હતી. પ્રભુકૃપાથી પવન શાંત હતો અને સૂર્યનારાયણનો મજાનો કોમળ તડકો પડી રહ્યો હતો. તેથી ચડાણ ચડવામાં ઉત્સાહ અને હિંમત મળી રહ્યા હતા. જ્યારે અમે આ રસ્તે થઈ કૈલાસ–માનસરોવર ગયા હતા ત્યારે અહીં જેટલો બરફ છવાયો હતો તેના કરતાં અત્યારે બરફ ઓછો જણાતો હતો. શ્વાસે શ્વાસે મહામંત્રના જાપ જપતો હું એકાદ કલાકમાં 'લીપુ–લા'ની ટોચે પહોંચી ગયો. તિબેટી લોકો આ હિમગિરિને 'છંગ–લાબોછે–લા' કહે છે.

શિખર પર પહોંચી મેં પાછું વળીને જોયું તો ધુમ્મસને લીધે કાંઈ પણ દેખાયું નહીં. ૧૬,૭૫૦ ફૂટની ઊંચાઈ હોવાથી અહીં ઠંડીનું પ્રમાણ ઘણું જ હતું. વાતાવરણ તદ્દન નિરવ હતું. અહીં જો ઓચિંતા કરા ( બરફના ગોળા ) નો વરસાદ વરસવા માંડે કે હિમાળુ વાયરા વીંઝાવા લાગે તો યાત્રીના હાંજા ગગડી જાય છે. આ વિચાર આવતાં મેં સમીપના 'લપ્ચે 'ને પ્રણામ કર્યા અને ઉત્તર દિશામાં આવેલા પવિત્ર કૈલાસ અને માનસરોવર તરફ મુખ કરી જમીન પર તેમને ' સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ ' કર્યા. ત્યાર પછી ભારતદેશ તરફ મુખ કરી ભારત માતાને સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ કર્યા અને ઊભા થઈ તેની પવિત્ર માટી માથે ચડાવી. આ પછી કૈલાસપતિના શુભ નામના જયઘોષ કરતો હું ભારતની હદમાં પ્રવેશ્યો. ચોમેર ધુમ્મસ છવાએલું હતું, તેથી બરફના રસ્તે અત્યંત સાવધાનીપૂર્વક ધીમે ધીમે ઉતરાણ ઊતરવા લાગ્યો. અર્ધોક માઈલનું ઉતરાણ પૂરું થયું તેવામાં રસ્તામાં શ્રી બક્ષી સાહેબ ( I. T. A. ) નો ટપાલી મળ્યો. તે ભારત સરકારની ટપાલના થેલા ખચ્ચર પર લાદી તાકલાકોટ જઈ રહ્યો હતો. તેની પાછળ બે ભોટિયા વેપારી અને એક સ્ત્રી જઈ રહ્યાં હતાં. એ ચારેય લોકો હાંફતાં હાંફતાં ચડાણ ચડી રહ્યા હતા.

' લીપુ–લા ' નું બે માઈલનું સખત ઉતરાણ ઊતરીને જ્યારે હું ' ચીંકુ ' નામના સ્થાને પહોંચ્યો ત્યારે મને રસ્તામાં ' ગોવરધન ' નામનો એક જોહરી ભોટિયો મળ્યો. તેણે મને પ્રણામ કરી ઊભો રાખ્યો અને ' તાકલાકોટ મંડી 'ના તેમજ ' દરચેન મંડી 'ના હાલહવાલ પૂછ્યા. મેં તેને જરૂરી અને ટૂંકોટચ જવાબ આપ્યો. તે બિચારો રોતી શિકલ કરી પોતાની વીતક કહેવા લાગ્યો કે, " ઘણાં વર્ષથી હું દરચેનમંડીમાં વેપાર કરતો હતો. બે વર્ષ પહેલાં મેં મારો બધો માલ બીજા ભોટિયા વેપારી લોકોના માલ સાથે ' દરચેન 'ના ' લેપ્રંગ ' ( ભુતાન સરકારના અમલદાર ) ના કિલ્લામાં મુકાવ્યો હતો. વિના કારણે ચીની સિપાઈઓએ તે બધો માલ સીલ કરી દીધો છે, પાછો આપતા નથી. ભારત સરકારને પણ અરજીઓ કરી, પણ હજી સુધી તેનો કાંઈ સંતોષકારક જવાબ મળ્યો નથી. ચીનાઓના આવા ત્રાસથી અમે તો હેરાન હેરાન થઈ ગયા છીએ. અત્યારે હું તાકલાકોટ જઈ રહ્યો છું. આપ મને આશીર્વાદ આપો કે મારો બધો માલ મને પાછો

મળી જાય." મેં તે દુઃખી વ્યક્તિને આશ્વાસન દેતાં કહ્યું, "ભગવાનમાં પૂરેપૂરો વિશ્વાસ રાખી પુરુષાર્થ કર, તારું કામ સફળ થઈ જશે" મારો આ ઉપદેશ સાંભળી તેણે માથું નમાવી પ્રણામ કર્યા અને ભારે હૃદયે ચડાણ ચડવા લાગ્યો. હું મારે પંથે પડ્યો. અહીંથી આગળનો રસ્તો હજી ઉતરાણનો જ હતો. ઠંડી પણ વધારે હતી. ઝડપભેર આગળ વધતાં લગભગ ૩⅞ માઈલનું ઉતરાણ પૂરું કર્યું એટલે ચારે બાજુનું મનોહર દૃશ્ય આંખોને શીતળતા અને મનને પ્રસન્નતા આપવા માંડ્યું. લીલાછમ અને જળપ્રપાતવાળા ઉન્નત પહાડો યાત્રાના થાકને હરવા લાગ્યા. જેમ જેમ હું આગળ વધવા લાગ્યો તેમ તેમ માર્ગમાં ઊગેલા નાના મોટા અગણિત છોડ પર સુંદર ને સુવાસિત જંગલી ગુલાબનાં પુષ્પો જોવામાં આવ્યાં. પવિત્ર કૈલાસ અને માનસરોવરનું સ્વર્ગીય સૌંદર્ય બાદ કરતાં પશ્ચિમ તિબેટનો પ્રદેશ પથરાળ, રેતાળ અને સાવ વેરાન ભૂમિનો છે. ક્યાંય આવાં સુગંધથી મઘમઘતાં સુંદર ગુલાબનાં નૈસર્ગિક ઉદ્યાનો નથી. તેથી તિબેટની ભૂમિમાં યાત્રા કરી ત્યાંથી ભારતમાં પાછા ફરતા યાત્રીઓ જ્યારે આવા હરિયાળા પહાડો અને સુવાસિત પુષ્પોનાં ઉદ્યાનો જુએ છે ત્યારે તેના હૈયાં ઉમંગથી ઉભરાવા લાગે છે. મને પણ તેવો જ અનુભવ થવા લાગ્યો. વિચાર આવ્યો કે વિશ્વસ્રષ્ટાએ જો કૈલાસ અને માનસરોવર ફરતાં મધુર ફળવાળાં લીલાછમ વૃક્ષો અને રંગબેરંગી ને સુવાસિત સુંદર પુષ્પોવાળા છોડ ઉગાડ્યા હોત તો ત્યાં ગયેલો યાત્રી શું દુઃખી સંસારમાં પાછો ફરત ?

માર્ગની નૈસર્ગિક શોભાને નિહાળતો નિહાળતો હું જ્યારે 'ચીરકા ગડ' નામની નદીને કાંઠે આવી પહોંચ્યો ત્યારે તેનું નિર્મળ જળ જોતાં મને તેમાં સ્નાન કરવાની ઇચ્છા થઈ. તેને કિનારે થોડી વાર વિશ્રામ કર્યા બાદ હું કૌપીન પહેરીને તેના સાફ જળમાં ઊતર્યો. આ હિમનદી હોવાથી તેનું જળ ઠંડુંગાર હતું. આ નદીને કોઈ લોકો 'કાલી નદી' માને છે. નદીમાં સ્નાન કર્યા બાદ વસ્ત્ર બદલી તેને ડાબે કિનારેની એક શિલા પર બેસી પરમેશ્વરનું ચિંતન કરવા લાગ્યો. થોડી વારે આકાશ વાદળાંથી ઘેરાવા લાગતાં અને છાંટા પડવા શરૂ થતાં હું ઊભો થઈ રવાના થયો. ઝડપભેર આગળ વધતાં 'પંખા ગડ' નદી પરના લાકડાના પુલ પર થઈને થોડી વારે 'કાલાપાની' સ્થાનમાં આવી પહોંચ્યો. જ્યારે હું ભીંજાએલા વસ્ત્રે ભારતીય ચેક પૉસ્ટના

તંબૂમાં દાખલ થયો ત્યારે મને જોઈને કેટલાક સૈનિકો અને અફસરો ઘણા વિસ્મય પામ્યા. કૈલાસ-માનસરોવરની યાત્રા સુખ-શાંતિથી કરીને અમારો યાત્રાસંઘ પાછળ આવી રહ્યો છે તે જાણીને બધા લોકો ખુશ થયા. હું ભીંજાએલી કફની કાઢીને નીચોવવા લાગ્યો. તેવામાં એક પૉસ્ટ ઑફિસર સુબેદાર શયનશિંહ બિસ્ટા અંદરના તંબૂમાંથી બહાર આવ્યા અને બે હાથ જોડી મને પ્રણામ કરવા લાગ્યા. ત્યાર પછી મને બેસવા ખુરશી આપી તિબેટની વર્તમાન સ્થિતિ, યાત્રાની કઠિનાઈ, આબોહવા વગેરે વિષે પૂછવા લાગ્યા. અમે લગભગ પોણો કલાક વાતચીત કરી, તેવામાં એક પછી એક યાત્રીઓ આવવા લાગ્યા. બધા યાત્રીઓને હેમખેમ જોઈ સૈનિકો અને અફસરો ઘણા ખુશ થયા. કીચ ખંપા આવી પહોંચતાં જ બધા ખંપા નોકરલોકોએ પશુઓની પીઠ પરનો સરસામાન નીચે ઉતાર્યો. યાત્રાએ જતી વખતે અમે આ સ્થાનમાં જે જગાએ તંબૂ અને રાવટી ઊભાં કર્યાં હતાં તે જ સ્થાને ખંપાઓ તંબૂ ઊભો કરવા લાગ્યા. દસેક મિનિટમાં તંબૂ ઊભો થઈ જતાં અને તેમાં પાથરણાં પથરાતાં થાકયાપાકયા યાત્રીઓ તેમાં લાંબા થયા. ઘણા દિવસથી ભારતની હદનું લીલુંછમ કુમળું ઘાસ ખાવા ન મળ્યું હોવાથી અહીંની હરિયાળી ભૂમિ જોતાં બધાં ઘોડાખચ્ચર ચારો ચરવા મંડી પડ્યાં. ખંપા લોકો પણ પોતાની છોલદારીમાં આડા પડ્યા. બિચારો કેસર કૂતરો ચરતાં પશુઓની ચોકી કરતો તંબૂ બહાર બેઠો રહ્યો.

એકાદ કલાકના વિશ્રામ બાદ યાત્રીઓ ઉઠ્યા. ખાખીબાવાએ પ્રાયમસ પેટાવી ઝટપટ રસોઈ તૈયાર કરી એટલે બધા જમવા બેઠા. 'લીપુ-લા' નું સખત ચડાણ-ઉતરાણ કરી બધા યાત્રી થાકીને લાબરા જેવા થઈ ગયા હતા. તેથી બધાએ ચૂપચાપ ભોજન પતાવ્યું. તે દરમિયાન મેં પણ ફળાહાર કરી લીધો. સાંજ પડતાં તો વરસાદ પડવો શરૂ થયો. ખંપા લોકો તંબૂ અને રાવટી ફરતી નાળી ખોદવા લાગ્યા જેથી વરસાદનું પાણી તંબૂમાં ન જતાં નાળી વાટે બહાર ચાલ્યું જાય. જોતજોતાંમાં ઠંડીનું પ્રમાણ વધી ગયું. યાત્રીઓ પોતાના શરીર ગરમ વસ્ત્રો અને ધાબળાથી ઢાંકવા લાગ્યા. રાતે વરસાદ બંધ પડતાં ભારતીય સીમારક્ષાના કેટલાક સૈનિકો સત્સંગ માટે આવ્યા. તે બધા સશક્ત અને ઉત્સાહી હતા. સ્વદેશની રક્ષા માટે પોતાનું બલિદાન આપવાની મહાન ભાવનાવાળા હતા. મેં તેમને ગીતાજીનો ઉપદેશ આપી દેશને વફાદાર રહેવાનું તેમજ હરહાલતમાં આનંદી રહેવાનું જણાવ્યું.

ત્યાર પછી તે બધા જુવાનોએ યુદ્ધ દરમિયાન દેખાડેલા પોતપોતાના શૌર્યના રોમાંચક પ્રસંગો કહી સંભળાવ્યા. તે સાંભળી અમને બધાને તેમના પ્રત્યે ઘણું માન ઉપજ્યું. આવા હિમાચ્છાદિત પર્વતોમાં રહી ભારતની સીમા સુરક્ષિત રાખવી તે કાંઈ નાનુંસૂનું કામ નથી. થોડી વારે જુવાનોએ અમારી વિદાય લીધી એટલે અમે તંબૂનું બારણું બંધ કરી પથારીમાં પડ્યા. તંબૂની બહાર હજી ધીમે ધીમે વરસાદ વરસી રહ્યો હતો. ઠંડી વધારે હતી એટલે હું ગરમ ધાબળો ઓઢી ટૂંટિયું વાળીને સૂઈ ગયો.




## —: એવરેસ્ટ વિજેતા કોણ ? :—

સ્કૂલના એક વર્ગમાં એક દિવસ ઓચિંતા હેડમાસ્તર આવી પહોંચ્યા. તે વખતે તે વર્ગના શિક્ષક વિદ્યાર્થીઓને ભૂગોળ સમજાવી રહ્યા હતા. હેડમાસ્તરે એક છોકરાને ઊભો કરી પૂછ્યું— એવરેસ્ટના શિખર પર સૌથી પહેલું કોણ ચડ્યું ?

છોકરો— સર એડમંડ હિલેરી.

આ સાંભળી હેડમાસ્તરે બીજા એક છોકરાને ઊભો કરી કહ્યું— તું બોલ.

તે છોકરો— શેરપા તેનસિંગ નોર્કે.

હેડમાસ્તર— શાબાશ. પહેલો બેસી જા.

એટલામાં એક ત્રીજો ચાલાક છોકરો ઊભો થઈ બોલી ઊઠ્યો— સાહેબ ! એવરેસ્ટના શિખર પર તો હજારો વર્ષ પૂર્વે સૌથી પહેલો 'બરફ' ચડ્યો હતો. હિલેરી અને તેનસિંગ તો કેવળ તે ચડેલા બરફ પર જ ચડ્યાં છે. એમાં તે બેઉએ શું મોટી મોથ મારી !

આ સાંભળી બિચારા હેડમાસ્તર ખિસિયાણા પડી ગયા.





## —: 'ગરબ્યાંગ'માં કીચ ખંપાને ઘેર :—

તારીખ ૧૧ જુલાઈ ને મંગળવાર હતો. બધા યાત્રી આજે મોડા ઊઠ્યા. હવે તો અહીંથી ૧૧ માઈલ ચાલી 'ગરબ્યાંગ' પહોંચવાનું હતું. કેવળ એક દિવસની આ યાત્રા હતી. ત્યાં પહોંચ્યા બાદ ઘોડાખચ્ચર પર બેસવાનું અને તંબૂમાં રહેવાનું પૂરું થવાનું હતું. વળી કીચ ખંપા અને ખંપા નોકરલોકોની સેવા પણ પૂરી થવાની હતી. તેથી કોઈ ને આ 'કાલાપાની' સ્થાનેથી રવાના થવાની ઉતાવળ નહોતી. આજે આકાશ સ્વચ્છ હતું અને સૂર્યનારાયણનો સોનેરી તડકો આ પ્રદેશને ઝગમગાવી રહ્યો હતો. ખંપા લોકો પણ આજે મોડા ઊઠ્યા હતા. ચારો ચરીને ધરાઈ ગયેલાં પશુ લીલાછમ ઘાસ પર બેસીને ટાઢ ઉડાડી રહ્યાં હતાં. ખાખીબાવાની હાક સંભળાતાં યાત્રીઓ ચા-નાસ્તો કરવા રાવટીમાં પેસવા લાગ્યા. મેં મારું બિછાનું બાંધી લીધું અને તે કીચ ખંપાને સોંપતાં કહ્યું, "મારે તો સ્નાન કરવું છે, માટે હું કાલી નદીને કિનારે આવેલા ગરમ પાણીના ઝરણે જાઉં છું. તમે સમય થતાં બધા યાત્રીઓને લઈને ગરબ્યાંગ જવા અહીંથી રવાના થઈ જજો. મારી વાટ જોતા જ નહીં. હું તમને રસ્તામાં કોઈ ઠેકાણે ભેગો થઈ જઈશ." કીચ ખંપાએ હવામાં એક હાથ હલાવતાં મને વિદાય આપી એટલે હું ત્યાંથી નીકળી સીધો લાકડાના પુલ પર થઈને બે ફર્લાંગનું અંતર કાપી કાલી નદીને જમણે કિનારે ત્યાં આવ્યો જ્યાં બેત્રણ ગરમ ઝરણાં હતાં.

કૈલાસયાત્રાએ જતી વખતે મેં આ ઝરણામાં સ્નાન કર્યું હતું. ઝરણામાં દસ મિનિટ સ્નાન કરતાં 'લીપુ–લા'ના સખત ચડાણ–ઉતરાણથી લાગેલો થાક ઊતરી ગયો અને આખું શરીર જાણે હળવું ફૂલ જેવું થઈ ગયું. ત્યાર પછી મેં નદીકિનારે થોડી વાર બેસી પરમેશ્વરનું ચિંતન કર્યું. અહીં ઘણો સમય થઈ ગયો હોવાથી હું કપડાં પહેરી રવાના થયો. મારી ઇચ્છા 'ગુંજી' ગામ જોવાની હોવાથી મેં 'ગુંજી' થઈને 'ગરબ્યાંગ' પહોંચવા નક્કી કર્યું. તે રસ્તો ૪ માઈલ અધિક લાંબો હતો. તેથી મેં ચાલવાની ઝડપ વધારી.

ચારે બાજુએ જ્યાં નજર જાય ત્યાં સોહામણો લીલો રંગ જ દેખાતો હતો. માર્ગનાં લીલાંછમ વૃક્ષો સુંદર લાગતાં હતાં. સૂર્યના કોમળ તડકાને લીધે ઘાસ પર પડેલાં વર્ષાબિન્દુઓ ચમકતાં મોતી જેવાં લાગતાં હતાં. પહાડી ઘેટાં જેવાં સફેદ વાદળાં મંથર ગતિએ ખીણમાં આગળ વધી રહ્યાં હતાં. પહાડો પરથી નીચે ઊતરતા ચાંદીના રસ જેવા જળપ્રપાત દૂરથી ઘણા સુંદર દેખાઈ રહ્યા હતા. આ બધું દૃશ્ય નિહાળતો નિહાળતો હું છેવટે 'ગુંજી' ગામમાં આવી પહોંચ્યો. ગામની આજુબાજુનાં ધાન્યનાં હરિયાળાં ખેતર મીઠી સુવાસ ફેલાવી રહ્યાં હતાં. આ ગામ નાનું હતું પણ ઘરોનું બાંધકામ સારું હતું. ગામની પૉસ્ટ–ઑફિસે આવી હું તેના ચોતરા પર વિશ્રામહેતુ બેઠો. ભારત સીમાની આ અંતિમ પૉસ્ટ ઑફિસ હતી. અહીં ધારચૂલાના વેપારી ભૂપસિંહ ગુંજાલનું ઘર હતું, પણ તે અત્યારે બંધ હતું. થોડી વારે હું અહીંથી રવાના થયો. ગામ વચ્ચે થઈ કુટી નદીને ડાબે કિનારે આવ્યો. નદી પરના લાકડાના પુલ દ્વારા મેં તે નદી પાર કરી. અહીંથી એક રસ્તે 'કુટી' ગામ જવાય છે. ત્યાંથી 'જોલિંગકોંગ' થઈ 'લિમ્પિયા–લા' ઓળંગી કૈલાસ–માનસરોવર જઈ શકાય છે. આ રસ્તે જોલિંગકોંગ અને લિમ્પિયા–લા વચ્ચે એક જગા પર 'છોટા કૈલાસ' અને 'છોટા માનસરોવર' છે, જે કૈલાસ–માનસરોવર જેવાં પવિત્ર છે. મને એક ભોટિયા વેપારીએ કહ્યું હતું કે આ વર્ષે 'જોલિંગકોંગ' તરફની ચીની સૈનિકોની છાવણીમાં ચીની સિપાઈઓની ભરતી થઈ રહી છે. તેથી ભયભીત થઈ આ વર્ષે ત્યાં ઘણા ઓછા ભોટિયા વેપારી વેપાર કરવા ગયા છે.

અહીંથી હું કુટી નદીને જમણે કિનારે આગળ વધવા લાગ્યો.

આ રસ્તો ગરબ્યાંગનો છે તેવું મને ગુંજીના એક માણસે કહ્યું હતું. થોડું અંતર કાપ્યા બાદ 'કાલી-કુટિ સંગમ' આવ્યો. (જુઓ ચિત્ર નં.-૫૭). જાણે બે બહેનો એકબીજીને ભેટી રહી હતી. દૃશ્ય સુંદર હતું. આ રસ્તે આવતાં-જતાં જ આ દૃશ્ય જોવા મળે છે. અહીંથી હું ઝડપભેર આગળ વધી 'કાલી-ટીંકર સંગમ' પાસે આવી પહોંચ્યો. આ દૃશ્ય પણ સુંદર હતું. અહીંથી કાલી નદીને સામે પારની નેપાળી હદમાં 'છાંગરુ' ગામ દેખાઈ રહ્યું હતું. જ્યારે હું કાલી નદીના પુલ પાસે આવ્યો ત્યારે ત્યાં એક પોલીસ ચોકી કરી રહ્યો હતો. ભારતની હદમાંથી ખાદ્યસામગ્રી, કાપડ, તેલ વગેરે છાનુંમાનું નેપાળની હદમાં ન પહોંચી જાય તે માટે મુસાફરો પર આ પોલીસ ચાંપતી નજર રાખી રહ્યો હતો. અહીંથી હું પોણા માઈલનું ચડાણ ચડી જ્યારે ગરબ્યાંગની ચેકપોસ્ટ ઑફિસે પહોંચ્યો ત્યારે મને હેમખેમ પાછો આવેલો જોઈ સુબેદાર ઉમેદસિંહ અને સરદાર સાધુસિંહ ઘણા પ્રસન્ન થયા. તેમણે મને તંબૂમાં લઈ જઈ ગાદી પર બેસારી તિબેટ વિષે ઘણા પ્રશ્ન પૂછ્યા. મેં તે બધાના ટૂંકાટચ જવાબ આપ્યા. લગભગ એક કલાક અમારી વાતચીત ચાલી. તેવામાં દામજીભાઈ, ખાખીબાવા અને જયંતીભાઈ આવી પહોંચ્યા. પાંચેક મિનિટ બાદ બાકીના યાત્રીઓને લઈને કીચ ખંપા અને નોકરલોકો આવ્યા. ઉમેદસિંહે બધા યાત્રીઓનો ગરમાગરમ ચા અને બિસ્કીટ વડે સત્કાર કર્યો. આજે બધા યાત્રી ઘણા આનંદમાં હતા. અહીં પંદરેક મિનિટ વિતાવી બધા યાત્રી ઊભા થયા. ઓચિંતું યાદ આવી જતાં બધાના પાસપોર્ટમાં સહી-સિક્કા કરાવી લીધા. ત્યાર પછી કીચ ખંપાને ઘેર આવવાનું તે અફસરોને નિમંત્રણ આપી અમે તેમની વિદાય લીધી. અહીંથી થોડું ચડાણ ચડી અમે બધા ગરબ્યાંગ ગામમાં આવ્યા અને નાની ગલીમાં દાખલ થઈ થોડી વારે કીચ ખંપાને ઘેર આવી પહોંચ્યા. કૈલાસપતિના શુભ નામના જયકારોથી ગગન ગજવી મૂક્યું. આ સાંભળી આજુબાજુનાં નરનારી અને બાળકોની ભીડ થઈ ગઈ. કીચ ખંપાની વહુ 'નથની'એ ઓરડા વાળીઝૂડીને સાફ કરી નાખ્યા હતા, એટલે ખંપા નોકરલોકોએ બધા યાત્રીઓનાં બિછાનાં તેમાં બિછાવી દેતાં આજની ૧૧ માઈલની મજલ કાપીને થાકી ગયેલા યાત્રીઓ ધબાધબ બિછાનામાં બેસી લાંબા થઈ ગયા.

થોડી વારે કીચ ખંપાની નાની છોકરી 'હીવલી' ઓરડામાં આવીને

જાગી રહેલા યાત્રીઓને કહેવા લાગી કે આજે યાત્રીઓના આગમનની વાટ હતી, તેથી મેં સવારેજ બંબામાં પાણી ભરી રાખ્યું, રસોડું સાફસૂફ કરી લીંપીગુંપીને તૈયાર કરી નાખ્યું અને તેમાં બળતળ પણ ભરી દીધું, જેથી યાત્રીઓને કોઈ જાતની અગવડતા ન સહેવી પડે. આ સાંભળી રાજદેવે દીવલીને બંબો ચેતવી ગરમ પાણી તૈયાર કરવા કહ્યું, એટલે દીવલી તે કામ કરવા ચાલી ગઈ. મેં નીચે ઊતરી આંગણામાં આવી જોયું તો હારબંધ બાંધેલાં ઘોડાખચ્ચર લીલોછમ ચારો ભચડ ભચડ ચાવી રહ્યાં હતાં. કેસર કૂતરો પૂંછડી પટપટાવતો અને હર્ષથી ઉંકારા કરતો બે પગ ઊંચા કરી કરીને ઘરના બધા લોકોને વહાલ કરી રહ્યો હતો. કૈલાસની વિકટતમ યાત્રા કરી હેમખેમ પાછા ફરીને લોકોને હેતેહેતે મળવાનું સૌજન્ય અમારામાંના કોઈ યાત્રીએ તો ન દેખાડયું, પણ આ નાનું પ્રાણી તે દેખાડી રહ્યું હતું. તે જોઈ મારી આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. શાબાશ, વફાદાર 'કેસર'! (જુઓ ચિત્ર નં. ૫૬).

ગરમ પાણી થઈ જતાં 'દીવલી'એ બૂમ મારી એટલે કેટલાક યાત્રી સ્નાન કરવા નીચે ઊતર્યા. ખંપા નોકરલોકો પોતપોતાને ઘેર ગયા. ફીચ ખંપા અને 'આનસિ' ઘરના ચોતરે બેસીને વાતચીત કરી રહ્યા હતા. યાત્રીઓએ વારાફરતી સ્નાન કરી લીધું તે દરમિયાન ખાખીબાવાએ રસોઈ તૈયાર કરી નાખી. ભગવાનને નૈવેદ્ય નિવેદન કરી બધા યાત્રી રસદાર રસોઈ જમવા લાગ્યા. થાકયાપાકયા યાત્રીઓએ આજે જમતી વખતે કાંઈ ટોળટપ્પા કર્યા નહીં.

સંધ્યાસમયે ચેક-પૉસ્ટ ઑફિસર સુબેદાર ઉમેદસિંહ અને બીજા બે ઑફિસર યાત્રીઓને મળવા આવ્યા. અમે તે બધાને ગાલીચા પર બેસારી ચા-નાસ્તા વડે સ્વાગત કર્યું. તિબેટની વર્તમાન પરિસ્થિતિ, ચીની સૈન્ય વગેરે વિષે વાતચીત થઈ. ફીચ ખંપા પાસેથી જ્યારે તેમણે જાણ્યું કે હું તો માનસરોવરની ય પ્રદક્ષિણા કરી આવ્યો છું ત્યારે તે ત્રણે ય ઘણા ખુશ થયા અને મારા પર પ્રશંસાનાં પુષ્પો વેરવા લાગ્યા. મેં નમ્ર વાણીમાં કહ્યું, "પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી જ આવું પુણ્યકાર્ય થઈ શકયું છે." આ સાંભળી બધાએ મસ્તક હલાવી આ વાતમાં સંમતિ પ્રદર્શિત કરી. થોડી વારે બધા ઑફિસરો જવા માટે ઊભા થયા એટલે રાજદેવે ઉમેદસિંહને તેમનો પીંછાંનો કોટ

પાછો સોંપતાં કહ્યું, "હિમપર્વતો પર ચડતી વખતે આ ગરમ કોટ પહેરવાથી શરીરમાં ઘણો જ ગરમાટો રહ્યો હતો. આવો હલકો અને સરસ કોટ પહેરવા આપ્યા બદલ આભાર." ઉમેદસિંહ હસતાં હસતાં કહેવા લાગ્યા, "આભાર મારો નહીં પણ જાપાની પર્વતારોહકોનો માનો, જેમણે મને ગયે વર્ષે આ કોટ ભેટ આપ્યો હતો." આ સાંભળી બધાના મુખ પર હાસ્યનું મોજું ફરી વળ્યું. ત્યાર પછી અમે તે ઑફિસરોને થોડે સુધી વળાવી આવ્યા.

ગરબ્યાંગથી અમારે બને તેટલું વહેલું રવાના થવું હતું. હવે કાંઈ અમારી સાથે તંબૂ અને ઘોડાખચ્ચર આવવાનાં નહોતાં. મજૂરોને લઇને જેવી રીતે અમે ગરબ્યાંગ પહોંચ્યા હતા તેવી જ રીતે અમારે અહીંથી નીચાણવાળા પ્રદેશમાં પાછા ફરવાનું હતું. મજૂરોની શોધ માટે કીચ ખંપાને બજારમાં મોકલ્યા, તો થોડી વારે પાછા આવીને તેમણે ખબર આપ્યા કે, "પાંચ જ નેપાળી મજૂરો મળી શકયા છે. તે લોકો 'ધારચૂલા'થી સામાન ઊંચકીને અર્ધો કલાક પહેલાં અહીં પહોંચ્યા હતા અને ખાલી હાથે પાછા ફરી રહ્યા હતા. મેં તે બધાને યાત્રીઓ વિષે કહ્યું એટલે તે બધા આવતી કાલે અહીંથી યાત્રીઓનો સામાન ઊંચકી ધારચૂલા જવા રાજી થયા છે. તે પાંચેય મજૂરોને મેં મારી ધર્મશાળામાં ઉતારો આપ્યો છે અને વાળુ માટે ખીચડી અને લોટ પણ અપાવી દીધો છે." કીચ ખંપા પાસેથી આ શુભ સમાચાર સાંભળી બધા યાત્રી ઘણા ખુશ થઈ ગયા.

સાયંઆરતી કર્યા બાદ બધા યાત્રી ઓરડામાં એકઠા થઈ 'લીપુ-લા'ના ચડાણ-ઉતરાણ દરમિયાન પોતપોતાને થયેલા અનુભવો કહેવા લાગ્યા. રાજદેવે કહ્યું, "જ્યારે અમે લીપુ-લાની ટોચે પહોંચ્યા ત્યારે વાદળાં, વરસાદ, ઠંડીને લીધે હાથ-પગ અને છાતી હિમ જેવાં ઠંડાં થવાં લાગ્યાં. શરીર થરથર કાંપવા લાગ્યું. જાણે યમદૂતો આભમાંથી લાંબા હાથ કરી કરીને બોલાવતાં હોય તેવું લાગવા માંડયું. કીચ ખંપાને મારી આવી હાલતની જાણ થતાં તે મારા શરીરને ઘસવા લાગ્યા. મને થયું કે શરીર જો વધારે ઠંડું થવા લાગ્યું તો બ્રાન્ડી (દારૂ) ઘસવી પડશે. જો કોઈ બેભાન થવા લાગે તો તેની રક્ષા માટે તેને દારૂ પણ પીવરાવવો પડે! પ્રભુકૃપાથી અને કીચ ખંપાની સહાયથી

હું આ હિમગિરિને પાર કરી શકયો." આ સાંભળી ગોળવાળા ભગત કહેવા લાગ્યા, "લીપુ-લા પાર કરતી વખતે હું એવો તો ગભરાઈ ગયો કે મેં બૂમો પાડી પાડીને મારો 'નઘરી' ઘોડો ઊભો રખાવ્યો અને તેના પર સવાર થઈ ગયો. મને થયું કે છતે ઘોડે આવા બરફ પર ચાલવા જતાં જો શરદી થઈ અને તાવ આવ્યો, તો હેરાન હેરાન થઈ જઈશ. 'ગજા વિનાનું ગધેડું ને અમદાવાદના ભાડા' કરવાથી શું ફાયદો." ભગતની આપવીતી સાંભળી બધા યાત્રી ખડખડાટ હસી પડ્યા. ત્યાર પછી જયંતીભાઈ અને જગુભાઈ પોતાના 'મોતમા' અને 'હુંચી' ઘોડાઓના વખાણ કરવા લાગ્યા. રાજદેવે પોતાના 'સુરમા'ના પણ વખાણ કર્યા. 'કપૂતર' ખચ્ચરની આડોડાઈ અને 'ચુંગડુંગ'ની અકોણાઈની વાત નીકળતાં બધા યાત્રી પેટ પકડીને હસવા લાગ્યા.

ઘોર અંધારી રાત થતાં અને ઠંડીનું પ્રમાણ ઘણું વધતાં બધા યાત્રી પોતપોતાના બિછાનામાં જઈ ઊંઘી ગયા.

* * * * * * *

તારીખ ૧૨ જુલાઈ ને બુધવાર હતો. યાત્રીઓનો સામાન ઘણો હોવાથી ઓછામાં ઓછા ૧૦ મજૂરો હોય તો જ અહીંથી રવાના થઈ શકાય તેમ હતું. પાંચ નેપાળી મજૂરોને અમે રોકી રાખ્યા હતા. હવે જો બીજા પાંચ મજૂરો મળી જાય તો અમે અહીંથી જેમ બને તેમ જલદી નીકળવા ઇચ્છતા હતા. સવારે કીચ ખંપાને મજૂરો શોધવા બજારમાં મોકલ્યા. યાત્રીઓ ચાપાણી પી રહ્યા હતા તે વખતે હું મારું કમંડલૂ લઈ એક માઈલના ઉતરાણમાં આવેલી કાલીગંગાએ સ્નાન કરવા ચાલી નીકળ્યો. કોઈએ મારી સાથે આવવા ઇચ્છા પ્રગટ કરી નહીં કારણ કે હજી બધા થાકયાપાકયા હતા. હું સ્નાન કરી એકાદ કલાકમાં પાછો આવ્યો ત્યારે યાત્રીઓ એક તિબેટી માણસ પાસેથી કસ્તુરીમૃગનાં ચામડાં ખરીદી રહ્યા હતા. ચામડાં સસ્તાં હોવાથી બેત્રણ યાત્રીએ તે ખરીદ્યાં અને તેનાં નાણાં ચૂકવી દીધાં. ખાખીબાવાએ રસોઈ તૈયાર કરી એટલે બધા રસોડામાં જઈને જમી આવ્યા. મેં ફળાહાર કરી લીધો. યાત્રીઓ પાસે સૂંઠનો પાવડર અને મસાલો ઘણો વધ્યો હતો તેથી ખાખીબાવાએ તેનો સૂંઠપાક કરી દીધો. તે જોઈ મને થયું કે યાત્રાએ જતી વખતે

જો આવો પાક યાત્રીઓએ પોતાની સાથે લીધો હોત તો 'લીપુ-લા' અને 'દોલ્મા-લા 'ના ચડાણ-ઉતરાણ વખતે તે ઘણો લાભદાયક નીવડત. ખેર, ગઈ ગુજરી શું યાદ કરવી! દામજીભાઈ મારી પાસે આવી કહેવા લાગ્યા કે તેની ઇચ્છા અહીંથી સારા ગાલીચા ખરીદવાની છે. આ સાંભળી હું તેમને સાથે લઈ પાસેના એક ભોટિયાના મકાનમાં આવ્યો. તે વખતે ત્યાં ગોળવાળા ભગત એક તિબેટી યુવક પાસે શરીરે તેલમાલિશ કરાવી રહ્યા હતા. અમને જોઈ તે શરમાઈ ગયા. કહેવા લાગ્યા, "'લીપુ-લા'ના ચડાણ-ઉતરાણે તો બધાં હાડકાં ફૂણાં કરી નાખ્યાં છે. તેથી અંગે માલિશ કરાવી રહ્યો છું. જો આવી રીતે કીચ ખંપાને ઘેર માલિશ કરાવું તો બધા નાહક મારી ઠેકડી કરે અને 'વાતનું વતેસર કરી નાખે.' તમે મહેરબાની કરીને આ વાત બીજાને કાને પહોંચાડતા નહીં, હોં." અમે ભગતને આવી નાની નાની બાબતમાં નીડર થવા કહ્યું. અમારી વાતચીત ચાલી રહી હતી તેવામાં ઘરનો માલિક ભોટિયા વેપારી આવ્યો અને અમારા આગમનનું કારણ પૂછ્યું. અમે તેને સારા સારા ગાલીચા બતાવવા કહ્યું. તે અંદરના ઓરડામાં જઈ ત્રણચાર મોટા મોટા ગાલીચા લઈ આવ્યો. આ ગાલીચા હતા તો સારા, પણ દામજીભાઈના ઓરડાના પ્રમાણમાં નાના હતા. તેથી તેમણે તે ગાલીચા પસંદ કર્યા નહીં. અમે ત્યાંથી નીકળી બજારમાં ગાલીચાની શોધ કરી પણ દામજીભાઈને જેવા જોઈતા હતા તેવા ગાલીચા મળ્યા નહીં. તેથી અમે રખડીને છેવટે અમારે મુકામે પાછા આવ્યા.

સાંજે કીચ ખંપા એવી ખબર લાવ્યા કે દસ મજૂરો ધારચૂલાથી બોજો ઊંચકીને ગરબ્યાંગ આવ્યા છે. અમારા માટે તે બધાને આજની રાત રોકયા છે. કુલ પંદર મજૂરોમાંથી જેટલાની જરૂર હશે તેટલા લઈશું, બાકીનાને કંઈક આપીને વિદાય કરીશું. આ સાંભળી બધા યાત્રીઓએ હર્ષના આવેગમાં કૈલાસપતિના નામનો જયકાર કર્યો.

રાત્રે ઓરડામાં બેસીને બધા યાત્રી ટોળટપ્પા મારી રહ્યા હતા ત્યારે કસ્તુરીની વાત નીકળતાં એક યાત્રી કહેવા લાગ્યો, "તેણે આજે અહીંના એક માણસ પાસેથી કસ્તુરી ખરીદી છે. શહેરમાં વેચાય છે તે કરતાં તો આ કસ્તુરી ઘણી સસ્તી મળી છે." મને તેની વાત સાંભળી ભારે આશ્ચર્ય થયું. મેં એવું સાંભળ્યું હતું કે ગરબ્યાંગ સામેના નેપાળ

રાજ્યના પહાડોમાં કસ્તુરીમૃગ જોવા મળે છે. શિકારી લોકો તેને મારી તેની કસ્તુરી કાઢી ગરબ્યાંગમાં આવીને તે વેચી જાય છે. મેં એવું પણ સાંભળ્યું હતું કે આ વિષયના અનુભવી લોકો જ તેના સાચા–ખોટાની પરખ કરી શકે છે, અજાણ્યા તો આબાદ ઠગાઈ જાય છે. કસ્તુરી વિષે સ્વામી પ્રણવાનંદજીએ નેપાળ ને તિબેટમાં પરિભ્રમણ કરી ઘણી માહિતી એકઠી કરી છે, જેમાંથી થોડી અહીં વાંચકોના લાભાર્થે આપી રહ્યો છું :

'કસ્તુરી' એક ઉત્તમ સુગંધી પદાર્થ છે. તે કસ્તુરીમૃગના દેહના એક ખાસ ભાગમાં ઉત્પન્ન થાય છે. આ મૃગના જુદી જુદી ભાષામાં જુદાં જુદાં નામ છે. હિમાલયના લોકો તેને કસ્તૂરા, બીના, કસ્તુરી-મીરગ વગેરે નામે ઓળખે છે. ફારસી ભાષામાં તેને 'મુશ્ક' કહે છે. અરબી ભાષામાં તેને 'મિશ્ક' કહે છે. તિબેટી ભાષામાં તેને 'લ્હરચે' કહે છે. અંગ્રેજીમાં તેને 'મસ્ક' ( MUSK ) કહે છે. સંસ્કૃત ભાષામાં તેને 'પુષ્કલક', 'મુષ્ક', 'યોજનગંધી', કસ્તૂરી વગેરે કહે છે. કસ્તુરીનાં વિવિધ ભાષાનાં વિવિધ નામ સંસ્કૃત ભાષાના 'પુષ્કલક' નામનાં અપભ્રંશ છે. ભારતની કેટલીક ભાષાઓમાં તેને મૃગમદ, મૃગનાભિ, મુષ્કજા વગેરે કહે છે. કસ્તુરીમૃગ દસ હજાર ફૂટ કરતાં અધિક ઊંચાઈ-વાળા પર્વતોમાં નિવાસ કરે છે. ભારતના હિમાલય પ્રદેશમાં, નેપાળના પર્વતોમાં, તિબેટ અને સાઈબીરિયાનાં ઊંચાં સ્થાનોમાં કસ્તુરીમૃગ મળી આવે છે. આ મૃગ લગભગ ૨ ફૂટ ઊંચું, ૩ થી ૩½ ફૂટ લાંબું, ૧½ થી ૨ ઇંચ લાંબી પૂછડીવાળું, પીઠનો ભાગ ભૂરા અને પેટનો ભાગ સફેદ રંગનું, ૩ થી ૩½ ઇંચ લાંબા કાનવાળું, સુંદર પાતળા પગ અને તીક્ષ્ણ ખરીવાળું, મોટી મોટી છલાંગ મારી મજલ કાપતું, શિંગડાં વિનાનું અને પાતળા મજાના સ્થિતિસ્થાપક દેહવાળું હિમપ્રદેશનું જાનવર છે. આ પ્રાણી વર્ષભરમાં અમુક દિવસ સિવાય મોટે ભાગે એકલું જ રહે છે. 'કસ્તુરી' નામનો સુગંધી પદાર્થ નર–કસ્તુરીમૃગના જનનેંદ્રિયની પાસેની એક વિશેષ પ્રકારની ગ્રંથીમાં ઉત્પન્ન થાય છે, પણ તેની નાભિ ( ડુંટી ) માં તે ઉત્પન્ન થતો નથી. વળી માદા–કસ્તુરીમૃગને કસ્તુરી ઉત્પન્ન થતી નથી. નર–કસ્તુરીમૃગના અંગમાં જે જગાએ કસ્તુરીની ગ્રંથી હોય છે, ત્યાં તેના પેટ પર સોજા માફક ફૂલી ગયેલું હોય છે. જંતુશાસ્ત્રના નિષ્ણાત પાશ્ચાત્ય લોકો, જેવા કે હોગ્સન, એડમ્સ વગેરેનું

એવું માનવું છે કે કસ્તુરીમૃગની સંભોગની ઋતુ (ડિસેમ્બર-જાન્યુઆરી) આવે છે તે વખતે જ તેના અંગમાં કસ્તુરી રહે છે. જાપાની પર્યટક 'એકાઈ કાવાગુચી'ની આ બાબતમાં એવી માન્યતા છે કે, 'જે થેલીમાં કસ્તુરી થાય છે તે ચંદ્રની કળા પ્રમાણે મહિનાની શરૂઆતમાં વધતી જાય છે અને મહિનાની આખરે નાની થતી જાય છે, જેથી શિકારી લોકો મહિનાના વચલા ભાગના દિવસોમાં આ મૃગનો શિકાર કરે છે.' સ્વામી પ્રણવાનંદજીનું આ વિષયમાં એવું સંશોધન છે કે, 'બારેય માસ કસ્તુરીમૃગના દેહમાંથી કસ્તુરી મળી શકે છે.' કહે છે કે એક વર્ષના નરકસ્તુરીમૃગમાં કસ્તુરી હોતી નથી. બીજે વર્ષે તેમાં દૂધ જેવી પ્રવાહી કસ્તુરી થાય છે. ત્રણ વર્ષથી અધિક વયના આ મૃગમાં સારા ગુણવાળી અને ઝાઝી કસ્તુરી મળી આવે છે. નરકસ્તુરી-મૃગને મારીને તરત જ તેની ગ્રંથિને આ ગ્રંથિની આજુબાજુની ચામડી કાપી તેમાં ગોળ બાંધી લેવામાં આવે છે. બાંધેલી આવી ગ્રંથિને 'નાભા' કહેવામાં આવે છે. કહે છે કે આવા એક નાભામાં ½ થી માંડીને ૨½ તોલા વજનની કસ્તુરી મળી આવે છે. મોટી વયના કસ્તુરીમૃગના નાભામાં દાણાદાર અને અરીઠાના ઠળીઆ જેવા આકારની કસ્તુરી હોય છે. આવી મોટી ગોટલીવાળી કસ્તુરી ઉત્તમ ગણાય છે. દાણાદાર અને ભુક્કાદાર ક્રમશઃ હલકી જાતની છે. કસ્તુરીનો રંગ બદામી અથવા રીંગણાના રંગ જેવો હોય છે. તેને સ્પર્શ કરતાં તે ચીકણો લાગે છે. તેને કાગળ પર લગાડવાથી કાગળ પર તેનો પીળો રંગ ચડી જાય છે. તેની સુગંધ ઘણી તીવ્ર હોવાથી અલ્પ સમયમાં જ તે દૂર દૂર ફેલાઈ જાય છે. વળી તે સુગંધ લાંબા સમય સુધી રહે છે. તાજી કસ્તુરી છ મહિના બાદ વજનમાં અર્ધી થઈ જાય છે. જો તેને ખરીદનાર આ વાત જાણતો હોય, તો તેના વજન પ્રમાણે નાણાં ચૂકવતો નથી. વેચનાર જો હુશિયાર હોય તો કસ્તુરીના નાભાને અમુક દિવસ પાણીમાં ભીંજવી રાખે છે અથવા ભીની માટી નીચે દાબી રાખે છે, જેથી નાભા જાણે તાજા છે તેમ માલૂમ પડે છે. આમ કરવાથી કસ્તુરીનું વજન ઘટતું નથી. કસ્તુરી વેચનાર કેટલાક ઠગ લોકો સાચી કસ્તુરીમાં સૂકા માંસના ચૂરા અને લોહી મેળવી દે છે અથવા નાભાને ખોલ્યા વિના જ તેને લોહીથી ભરી દે છે. ઘણા ઠગ લોકો તો કયાંકથી (વેપારીઓ કે શિકારીઓ પાસેથી) ખાલી નાભા ખરીદી તેમાં માંસનો ઝીણો છૂંદો, લોહી વગેરે ભરી નાભાને ગુંદર જેવા ચીકણા

પદાર્થ વડે ચાલાકીથી બંધ કરી દે છે. ઘણા ધુતારા લોકો અર્ધી–સાચી કસ્તુરીમાં કે પછી તદ્દન નકલી કસ્તુરીમાં લાલ રંગ, તીખાનો પાવડર વગેરે મેળવે છે જેથી ખરીદનારને તે સૂંઘવાથી નાકમાં તમતમાટ થવા લાગે છે અને લાલ રંગને લીધે નાકમાંથી લોહી નીકળ્યું હોય તેવો ભ્રમ થાય છે. ખરીદનાર જો મૂર્ખ હોય તો આવી કસ્તુરીને સાચી માની બેસે છે અને ઠગાઈ જાય છે. મોટા ભાગના લોભીઆ લોકો તો નાભાના ઉપરના ભાગમાં ચોપડેલા કસ્તુરીના અત્તરની મીઠી ખુશબૂથી જ મોહિત પામી વેચનારને મોંમાગ્યાં નાણાં આપી તે ખરીદી લે છે. કહેવત છે ને કે, 'જ્યાં લોભીઆ હોય, ત્યાં ધુતારા ભૂખ્યા ન મરે.' ચતુર વ્યક્તિ તો આ વિષયના પાંચ–સાત અનુભવી લોકોને પૂછ્યા બાદ જ થોડી કસ્તુરી ખરીદે છે. કહે છે કે નેપાળની કસ્તુરી ગુણમાં ઓછી છે જ્યારે તિબેટની કસ્તુરી બધી રીતે ઉત્તમ છે. મોટે ભાગે કસ્તુરીનો ઉપયોગ ઔષધિના રૂપમાં અધિક થાય છે. હિમપર્વતોના આરોહણ સમયે જ્યારે અધિક ઠંડી લાગે, શરીરમાં નબળાઈ લાગે, હળકો તાવ, ઉધરસ, છાતીના રોગ, મૂર્છા વગેરે હોય તો અસલી કસ્તુરી થોડા પ્રમાણમાં ખાઈ જવાથી ઘણી રાહત મળે છે.

વાતચીત પૂરી કર્યા બાદ બધા યાત્રી સૂઈ ગયા.



"સોહમ"

## —: હઠયોગી :—

"એક વાર હિંદુસ્તાનમાં મેં એક સાધુને જોયો હતો, તેણે ફક્ત મૃગચર્મ પહેરેલું હતું અને સૂર્યની સામે એકીટશે જોઈ રહ્યો હતો. સોળ વર્ષ બાદ જ્યારે હું ફરી વાર હિંદુસ્તાનમાં આવ્યો અને તે સ્થાને ગયો તો તે સાધુ જેમ ને તેમ જ ઊભો રહી સૂર્ય સામે તાકી રહ્યો હતો. તે જોઈ મને આશ્ચર્ય થયું. મને થયું કે સૂર્યની ગરમીથી તેની આંખો કેમ ફૂટી નહીં!

( 'બસરા'નો મુસાફર–' સુલેમાન સોદાગર, ' ઈ. સ. ૮૫૧ )

—*—



## —: માલપા થઈને નારાયણ-આશ્રમમાં :—

તારીખ ૧૩ જુલાઈ ને ગુરુવાર હતો. બધા યાત્રી વહેલા ઊઠી ગયા હતા. ખાખીબાવાએ ચા–નાસ્તો તૈયાર કરી દેતાં બધાએ પોતાના કોઠા ઠાર્યા. જેને જેને નાવણ–ધોવણ કરવાં હતાં તે તે કરી આવ્યા. આજે અમારે અહીંથી નીચાણવાળા પ્રદેશ તરફ પાછા ફરવાનું હતું. નેપાળી મજૂરોને પણ આ માટે રોકી રાખ્યા હતા. કીચ ખંપાને તેમના ઘોડાખચ્ચરોનું તેમજ તંબૂ ને રાવટીનું ભાડું ચૂકવી દીધું હતું. ખંપા નોકરલોકોની અને 'આનસિ'ની બધા દિવસની મજૂરી પણ આપી દીધી હતી. કીચ ખંપાને ભોમિયા તરીકેનું જે કાંઈ નાણું આપવાનું નક્કી થયું હતું તે પણ ચૂકવી દીધું હતું. હવે કોઈને કાંઈ આપવાનું–લેવાનું બાકી રહ્યું નહોતું. બધાને બક્ષિશો પણ અપાઈ ગઈ હતી. તેથી યાત્રીઓએ અહીંથી જેમ બને તેમ વહેલા ઉપડવાનું નક્કી કર્યું. યાત્રીઓનો સરસામાન બંધાઈ જતાં પાસેની ધર્મશાળામાં ઊતરેલા નેપાળી મજૂરોને હાક મારી બોલાવવામાં આવ્યા. તે બધા આવ્યા એટલે કીચ ખંપા ઘરમાંથી 'સ્પ્રીંગ–બેલેન્સ (કાંટો) લઈ આવ્યા. નેપાળી મજૂરો તે દ્વારા યાત્રીઓનો સામાન તોળી તોળીને એક એક મજૂરને તે સોંપવા લાગ્યા. જયંતીભાઈ પોતાની ડાયરીમાં તે બધાની નોંધ કરવા લાગ્યા. મોટા ભાગના આ મજૂર નેપાળી

બ્રાહ્મણો હતા અને તેઓના નામ શિવદત્ત, રામદત્ત, નારાયણદત્ત વગેરે હતાં, તેથી એમને ઘણી નવાઈ લાગી. રાજદેવ કહેવા લાગ્યા, "ગુરુ દત્તાત્રેયે આપણા પર કૃપા કરીને આ બધા દત્તનામધારીઓને આપણી સહાય કરવા, હેમખેમ ધારચૂલા પહોંચતા કરવા અહીં મોકલી દીધા લાગે છે." મેં કહ્યું, "તમે બધા ગિરનાર પાસેના પ્રદેશના રહેવાશી હોવાથી આવો ચમત્કાર થવો એ કાંઈ અસંભવ નથી." મારી આ વાત સાંભળી બધા ખુશ થયા.

થોડી વારમાં બધા મજૂરોએ યાત્રીઓનો સામાન મજબૂત દોરડા વડે બાંધી પોતપોતાની પીઠ પર ચડાવી દીધો અને આજ્ઞા મળતાં તે બધા રવાના થયા. બધા મજૂરોને બૂમ મારીને કહેવામાં આવ્યું કે આજનો પડાવ 'માલપા' મુકામે થવાનો છે, માટે બધાએ ત્યાંથી આગળ ન વધવું. બધાએ ચાલતાં ચાલતાં પોતાનો એક હાથ ઊંચો કરી સંકેત કર્યો કે આ આજ્ઞા પ્રમાણે બધા વર્તશે. મજૂરો વિદાય થયા બાદ યાત્રી લોકો કીચ ખંપાને અને બધા ખંપા નોકરલોકોને 'રામ રામ' કહેતાં હાથ લાંબા કરી કરી હસ્તધૂનન કરવા લાગ્યા. વિદાય વેળાએ બધાનાં હૈયાં ભરાઈ આવ્યાં હતાં. કીચ ખંપા અને નોકરલોકોની આંખો ભીની થઈ ગઈ હતી. દામજીભાઈ જઈને ઘાસ ખાઈ રહેલા પોતાના 'ગંગબા' ઘોડા પર હાથ ફેરવી આવ્યા. તેમની આંખે પણ ઝળઝળિયાં આવી ગયાં. સૂરમા, મોતમા, હુંચી, નઘરી વગેરે ઘોડા પોતપોતાના ત્રણેક અઠવાડિયાંના માલિકોને વિદાય થતાં નિહાળી ઘાસ ખાવું બંધ કરી સ્થિર ઊભા રહ્યા. તેવામાં 'કેસર' કૂતરો જ્યારે કરુણ સ્વરે ઉંકારો કરતો પોતાના બે પગે ઊભો થઈ આગલા બે પગ મારી છાતીએ મૂકવા લાગ્યો ત્યારે તો મારી આંખો વરસી પડી. કેવું પ્રેમાળ આ વફાદાર પ્રાણી! મેં તેને વહાલથી બૂચકારી તેની પીઠ થબથબાવી. તેથી તેની આંખો ય ભીની થઈ ગઈ.

અમે પ્રસ્થાન કરી સાંકડી ગલીમાં થઈને ગામના બજારમાં આવ્યા. અમને થોડે સુધી વળાવવા કીચ ખંપા અમારી સાથે ચાલવા લાગ્યા. પોતાનું હૈયું ઠાલવતાં તે કહેવા લાગ્યા, "અત્યાર સુધીની જિંદગીમાં અસંખ્ય યાત્રીઓને પવિત્ર કૈલાસ–માનસરોવરની યાત્રા કરાવી બધાને ખુશ ખુશ કર્યા. હવે તો 'બહુત ગઈ થોડી રહી, ક્યા જાને કલકી.'

તમે બધા અલમોડા પહોંચીને મારી નાની પુત્રી 'દુર્ગા'ને મળજો અને તેને અમારા કુશળમંગળ કહેજો. તે ત્યાં સ્કૂલમાં ભણે છે. ઘણી માયાળુ છોકરી છે." આમ કહેતાં કહેતાં તો હૈયું ભરાઈ જવાથી તે પોતાની આંખો લૂછવા લાગ્યા. અમે તેમને આશ્વાસન આપવા લાગ્યા. બે ફર્લાંગ આવ્યા બાદ તે ઊભા રહ્યા અને અમને સાચવીને જવા કહેવા લાગ્યા. અમે હવામાં હાથ હલાવતાં તેમના પ્રતિ સ્નેહ દર્શાવ્યો. તેમણે પણ હવામાં પોતાનો હાથ હલાવતાં તેનો યોગ્ય પ્રત્યુત્તર વાળ્યો. કેટલીક મિનિટ ત્યાં ઊભા રહી અમને જતાં જોઈ રહ્યા બાદ તે ધીમે પગલે પોતાના વહાલા વતન 'ગરબ્યાંગ' તરફ વળ્યા. બિચારો સ્નેહાળ ને સેવાપરાયણ જીવ! *

અમે હળવું ચડાણ ચડી 'છંગરૂ-છૂ' ઝરણા પાસે આવી પહોંચ્યા. વાતાવરણ ઘણું આનંદદાયક હતું. સૂર્યનારાયણે પોતાનાં કૃપાકિરણ ચોમેરના લીલાછમ પ્રદેશ પર પાથર્યાં હતાં, તેથી આ પ્રદેશ ચેતનવંતો લાગતો હતો. હરિયાળી ભૂમિની અવનવી સુગંધ મગજને તર કરી રહી હતી. અમે 'છેતોથંગા'નું લીલુંછમ મેદાન પાર કરી રહ્યા હતા ત્યારે દેવદારનાં અસંખ્ય વૃક્ષોનું નૈસર્ગિક સૌંદર્ય અદ્ભુત જણાતું હતું. અહીં થોડી વાર ઊભા રહી પાછું વળીને દૂર દૂર દૃષ્ટિ ફેંકી તો પ્રાચીન પહાડ પરનું ગરબ્યાંગ અને તેની સામેના નેપાળના સુંદર પહાડો આકર્ષક લાગતા હતા. તે પહાડોમાં કસ્તુરીમૃગ નિવાસ કરે છે એવું મેં ભોટિયા લોકો પાસેથી સાંભળ્યું હતું. નીચેની ખીણમાં

* કૈલાસ માનસરોવરની યાત્રાએથી હું હેમખેમ 'કાશી' પાછા ફર્યા બાદ મૌનવ્રત લઈ આ યાત્રાનું પુસ્તક લખવામાં વ્યસ્ત હતો, તેવામાં એક દિવસ 'અલ્મોડા'થી એક સજ્જનનો મારા પર પત્ર આવ્યો, જેમાં દુઃખદ સમાચાર હતા કે 'ફ્રીચ ખંપા કૈલાસ-યાત્રાએથી પાછા ફર્યા બાદ પેટની બીમારી વધી પડતાં પથારીવશ થઈ ગયા હતા. તારીખ ૨૭ સપ્ટેમ્બર, મંગળવારે તેમનું દેહાવસાન થયું છે.' આ અશુભ સમાચાર વાંચતાં હું ધ્રૂજી ઊઠ્યો. મારી આંખો આંસુ સારવા લાગી. મેં દિવંગત આત્માના કલ્યાણ માટે આખો દિવસ પ્રભુ-પ્રાર્થના કરી. લગભગ અઢી મહિના પહેલાં જ્યારે અમે 'ગરબ્યાંગ'થી તેમનાથી છૂટા પડ્યા હતા ત્યારે તેમણે ઉચ્ચારેલા છેલ્લા શબ્દો જાણે ફરી સંભળાવા લાગ્યા, 'બહુત ગઈ થોડી રહી, ક્યા જાને કલકી'

ગર્જના કરી ફીણ ઉછાળતી ને સર્પાકાર વહેતી કાલી નદી સુંદર દેખાઈ રહી હતી. આજુબાજુની ભૂમિએ જાણે લીલીકાચ રેશમી ચૂંદડી ઓઢી હતી. દશ્ય અદ્ભુત હતું. આ નૈસર્ગિક સૌંદર્યનું પાન કરી હું પંથે પડ્યો. આ લીલાછમ મેદાનમાં જ્યાં જુઓ ત્યાં રંગબેરંગી પુષ્પો ખીલ્યાં હતાં. અહીં ધરતી માતાનું રૂપ અનુપમ હતું. જમણી બાજુના દૂરના હરિત પહાડો પરથી ચાંદીના રસ જેવાં ઝરણાં ખળખળ નિનાદ કરતાં નીચે વહી રહ્યાં હતાં. માર્ગના આ સૌંદર્યને નિહાળતાં અમે થોડી વારે 'લપ્ચે' ( પથ્થરોનો ઢગલો ) પાસે આવી પહોંચ્યા. અહીં નેપાળી મજૂરો વૃક્ષની શીતળ છાયામાં બેસી અમારી વાટ જોઈ રહ્યા હતા. અહીંથી ૨૩ માઈલનું 'બુધી'નું ઉતરાણ શરૂ થયું. હું બધા યાત્રીઓની સંમતિ લઈ ઝડપભેર ઉતરાણ ઊતરવા લાગ્યો. કૈલાસયાત્રાએ જતી વખતે આ ચડાણે અમારો દમ કાઢી નાખ્યો હતો, પણ અત્યારે ઉતરાણ વખતે હું જાણે દોડતો દોડતો નીચે ઊતરી રહ્યો હતો. આ સખત ઉતરાણ ઊતરી હું 'બુધી' ગામ તરફ ન જતાં સીધે રસ્તે આગળ વધવા લાગ્યો. રસ્તામાં તે જગા આવી, જ્યાંથી કૈલાસયાત્રાએ જતી વખતે કાળો કૂતરો મારી સાથે થઈ ગયો હતો. મેં પાછું વળીને જોયું પણ કોઈ કાળો કૂતરો જોવામાં આવ્યો નહીં. ૧ માઈલનું ઉતરાણ ઊતરી 'પાલા ગડ' પાસે થઈ હું આગળ વધવા લાગ્યો. માર્ગની ભૂમિ અને આજુબાજુના પહાડો લીલાછમ હોવાથી મનોહર લાગતા હતા. વાતાવરણ યાત્રાને અનુકૂળ હતું. તેથી હું શ્વાસે શ્વાસે મહામંત્રનો જપ કરતો કરતો દ્રુત ગતિએ રસ્તો કાપી રહ્યો હતો. આવી રીતે 'કોઠલા' અને 'લામરી' નામક સ્થાનો પાર કરી, રસ્તાના પહાડો પરથી નીચે પડતાં બે મોટાં ઝરણાં વટાવી, ૨૩ માઈલનું સખત ઉતરાણ ઊતરી છેવટે હું 'માલપા' મુકામે આવી પહોંચ્યો. અત્યારે અહીંનું 'વિશ્રામગૃહ' ખાલી હતું. હું તેને ઓટલે બેસી વિશ્રામ કરવા લાગ્યો. આ જગા ખુલ્લી હતી. તેને માથે પતરાંનું છાપરું હતું અને દીવાલની જગાએ લાકડાનાં પાટિયાં જડ્યા હતાં. જમીન થોડી ખાડાખડિયાવાળી હોવાથી અંદર સૂકું ઘાસ વેર્યું હતું.

એકાદ કલાકમાં યાત્રીઓ અને મજૂરો આવી પહોંચ્યા. મજૂરોએ યાત્રીઓનાં બિછાનાં અને સરસામાન વિશ્રામગૃહમાં મૂકી દીધો. યાત્રીઓ પોતપોતાનાં બિછાનાં જ્યાં ફાવ્યું ત્યાં બિછાવી તેના

પર આડા પડ્યા. નેપાળી મજૂરો સમીપના ખૂણામાં વિશ્રામ કરવા લાગ્યા. અર્ધા કલાક બાદ યાત્રીઓ ઊઠી હાથ–મુખ ધોઈ ખાખીબાવાને રસોઈ બનાવવામાં સહાય કરવા લાગ્યા. ખાખીબાવાને રસોઈ બનાવવી તે તો રમત વાત હતી. થોડી વારમાં રસોઈ તૈયાર થઈ જતાં તેનું ભગવાનને નિવેદન કરી યાત્રીઓ જમવા બેઠા. હું એક સ્વચ્છ ખૂણામાં બેસી ફળાહાર કરવા લાગ્યો. આજે બધા ચૂપચાપ જમી લીધા બાદ મુખવાસ લઈ ખાખીબાવાની પ્રશંસા કરવા લાગ્યા. ખાખીબાવા તે બધું સાંભળ્યે જતા હતા. થોડી વારે સૂર્યનારાયણ અસ્તાચળે સિધાવ્યા અને અંધારું ધીમેધીમે વધવા લાગ્યું, એટલે આજે લગભગ ૧૪ માઈલ ચાલીને આવેલા થાક્યાપાક્યા યાત્રીઓ પોતપોતાના બિછાનામાં પોઢવા લાગ્યા. નેપાળી મજૂરો તો ઘઉંના રોટલા બનાવી તેને તેલ–મરચાં સાથે ટટકારી ખૂણામાં ટૂંટિયું વાળી ક્યારના ઊંઘી ગયા હતા. આવતી કાલે મારે કેટલા માઈલ ચાલી ક્યાં રાતવાસો કરવો તે વિષે વિચાર કરતાં કરતાં મારી આંખ મળી ગઈ.

* * * * * * *

તારીખ ૧૪ જુલાઈ ને શુક્રવાર હતો. બધા યાત્રી વહેલા ઊઠી ગયા હતા. બહિર્શુદ્ધિ પતાવ્યા બાદ ચા–નાસ્તો કરી તેમ જ થોડો ગાંઠે બાંધી અને થર્મોસમાં ભરી બધા તૈયાર થઈ ગયા. નેપાળી મજૂરો તો ક્યારના તૈયાર થઈને ઊભા હતા. બિસ્તરા બાંધી અને રસોડાના સરસામાનને પૅક કરી તે બધું મજૂરોને સોંપી દીધું. મજૂરો ગઈકાલે ઊંચકેલા સામાનને ઓળખી તેને પોતાની પીઠ પર બાંધવા લાગ્યા. યાત્રીઓ કૈલાસપતિના શુભ નામોના જયઘોષ કરી પંથે પડ્યા. એટલામાં વિશ્રામગૃહની સાફસૂફી કરનાર એક પહાડી મણસ રાજદેવ પાસે દોડી આવી બે હાથ પસારીને ઊભો રહ્યો અને કહેવા લાગ્યો કે તે 'ઢેડ' જાતિનો છે. મેં તરત જ તેને ટપારતાં કહ્યું કે હવેથી તારે તારી જાતને 'હરિજન' કહેવી. તેણે પોતાની ભૂલ કબૂલ કરી એટલે રાજદેવે તેને એક રૂપિયાની નોટ બક્ષિશ આપી. આથી તે હરખાતો હરખાતો પાછો વળ્યો. રાજદેવ જગુભાઈ તરફ મુખ મલકાવી ધીમેથી કહેવા લાગ્યા, "જગુ ! તને ખબર છે ને, જ્યારે આપણે કૈલાસયાત્રામાં જતી વખતે અક 'માલપા'માં રાતવાસો રહ્યા હતા ત્યારે આ ઢેડો આપણી પાસે જ પથારી પાથરી નિરાંતે સૂતો હતો." આ સાંભળી

જગુભાઈ જાણે પીઢ માણસની જેમ રાજદેવને સમજાવવા લાગ્યા, "ભાઈ! યાત્રામાં તો આવું બધું ચાલ્યા જ કરે. આવું જોવા બેસીએ તો પાર જ આવે નહીં. શું સમજ્યા ?" આ વાત સાંભળી મને હસવું આવી ગયું, પણ મેં મારું મુખ ફેરવી લીધું, જેથી કોઈને કાંઈ શંકા જાય નહીં.

બધા યાત્રી ધીમે પગલે સખત ચડાણ ચડવા લાગ્યા. લગભગ એક માઈલનું સખત ચડાણ ચડી અમે 'લુંગતિયાર' પહોંચ્યા. કહે છે કે ગુફાઓથી ૩૦૦ ફૂટ નીચે તરફ ઊતરતાં ગરમ પાણીનાં એવાં ઝરણાં છે, જેમાં ગંધકની જરાય ગંધ આવતી નથી અને પાણી મીઠું છે. અહીંથી સખત ચડાણ શરૂ થયું. બધા યાત્રીઓએ 'જીપ્તી'થી ય આગળના 'શંખોલા ગડ' સ્થાનમાં આજનો પડાવ કરવાનું નક્કી કર્યું હતું. મારો વિચાર આજે જ 'નારાયણ-આશ્રમ' પહોંચી ત્યાં રાતવાસો કરવાનો હતો. તે સ્થાન અહીંથી લગભગ ૨૧ માઈલ દૂર હતું. ત્યાં સુધીનો રસ્તો તો સખત ઉતરાણ અને ચડાણવાળો હતો. '**मनुष्य यत्न, ईश्वरकृपा**' એ સુવાક્ય અનુસાર હૈયે હિંમત રાખી અહીંથી એકલા ઝડપભેર આગળ વધવા નક્કી કર્યું. બધાને કહીને મેં ચાલવાની ગતિ વધારી. પોણા માઈલનું સખત ચડાણ ચડીને હું 'ઓલાપાસ' નામના સ્થાને આવી પહોંચ્યો. અહીંથી બે હજાર ફૂટ નીચે નજર કરતાં કાલી નદીનું અદ્‌ભુત દૃશ્ય જોવામાં આવ્યું. નાગણ જેવી તેની વાંકીચૂંકી ચાલ અને ભયંકર ઘૂઘવાટ જાણે બેઠાં બેઠાં જોયા અને સાંભળ્યા જ કરીએ. થોડી વાર સુધી હું આ દૃશ્ય નિહાળી આગળ વધ્યો. અહીંથી સખત ઉતરાણ શરૂ થયું. અહીંથી માંડીને 'ખિંદાકોટ' સુધીના પ્રદેશને 'નિરપાણી' કહે છે, કારણ કે આટલા લાંબા રસ્તે ક્યાંય પાણીનું ટીપું મળતું નથી. મેં મારા ગજવામાં થોડી ખાટીમીઠી પિપરમીંટ લઈ લીધી હતી. પોણો માઈલનું ઉતરાણ ઊતરી હું 'નંજન ગડ' પાસે આવી પહોંચ્યો. વર્ષા ઋતુ હોવાથી ચોમેરનો પ્રદેશ લીલોછમ હતો અને આ 'નંજન ગડ' જળપ્રપાતની શોભા પણ અદ્‌ભુત હતી. અહીંથી આગળનો સખત ચડાણનો રસ્તો ઘણો ખતરનાક હતો. પગલે પગલે સાવધાની રાખવી પડતી હતી. રસ્તાના કેટલાંક સખત ચડાણ-ઉતરાણ પાર કરી 'જુમલી ઓધાર,' 'ખિંદાકોટ' થઈને 'જીપ્તી' પહોંચ્યો. અહીં દુકાનદાર ગોપાલસિંહે મને હેમખેમ જોઈ

પ્રસન્નતા વ્યક્ત કરી. મેં તેને કહ્યું કે અમારો યાત્રાસંઘ પાછળ આવી રહ્યો છે. કદાચ બધા યાત્રી અહીં ચા-પાણી પીવા રોકાય, તો તાજા દૂધની વ્યવસ્થા કરી નાખજે. ગોપાલસિંહે મને થોડું દૂધ પીવા આગ્રહ કર્યો પણ મેં બે હાથ જોડી નમ્ર વાણીમાં તેનો અસ્વીકાર કર્યો, કારણ કે મને ભૂખ લાગી નહોતી. વળી મારે આજે લાંબો પંથ કાપવો હતો. અહીંથી હું રવાના થઈ ચૅક-પોસ્ટ ઑફિસે આવ્યો. મને જોઈ કૅપ્ટન બાલાસિંહ ઘણા ખુશ થઈ ગયા અને પાસેના પોતાના ઘરમાં લઈ ગયા. તેમના અને તેમની પત્નીના વિશેષ આગ્રહથી મારે ગાયનું તાજું દૂધ પીવું પડ્યું. વાતવાતમાં તેમણે તાકલાકોટ અને ગરબ્યાંગમાં રહેતા તેમના સસરા મોહનસિંહ અને તેમના પરિવારના કુશળમંગળ પૂછ્યા. તિબેટની વર્તમાન સ્થિતિ વિષે પણ થોડી વાતચીત કરી. અમારો યાત્રાસંઘ પાછળ આવી રહ્યો છે અને બધા યાત્રી હેમખેમ છે તે જાણી તે ઘણા ખુશ થયા. મેં તેમને જણાવ્યું કે "બધા યાત્રી આજનો રાતવાસો ઘણું કરીને 'શીંખોલા ગડ'માં કરવાના છે, પણ જો તેઓ રસ્તાના સખત ચડાણ-ઉતરાણથી થાકી ગયા હશે તો રાતવાસો 'જીપ્તી' માં કરશે. બને તો તમે સાંજે જીપ્તીની ધર્મશાળાએ તપાસ કરાવી બધા યાત્રીઓને મળજો. બધા ઘણા ખુશ થશે." મારી વાત બાલાસિંહે સહર્ષ સ્વીકારી. થોડી વારે હું ઊભો થયો અને તેમની વિદાય લઈ પંથે પડ્યો. લગભગ ૩૧/૨ માઈલનું હળવું ઉતરાણ ઝડપભેર ઊતરી 'શીંખોલા ગડ' આવી પહોંચ્યો. અહીંના દુકાનદારે મારું સ્વાગત કર્યું. મેં તેને જણાવ્યું કે યાત્રાસંઘના યાત્રીઓ આજે સાંજ સુધીમાં અહીં આવનાર છે, માટે તું તારી દુકાન ઉપરનો ઓરડો સાફસૂફ કરી રાખજે. તેણે કહ્યું, "ઓરડો તો હમેશાં વાળી-ઝૂડીને સાફસૂફ રાખવામાં આવે છે. યાત્રીઓ ગમે ત્યારે આવી શકે છે. હું તેઓની બનતી બધી સેવા કરીશ." દુકાનદારના આ શબ્દો સાંભળી હું ખુશ થયો. થોડી વારે હું અહીંથી રવાના થઈ બે ફર્લાંગનો પંથ કાપી 'શીંખોલા ગડ' ઝરણા પાસે આવી પહોંચ્યો. અહીં એકાંત હતું. આજુબાજુનું સૃષ્ટિ-સૌંદર્ય પણ મનમોહક હતું. આથી મેં અહીં થોડો વિશ્રામ કર્યા બાદ સ્વચ્છ ઝરણામાં સ્નાન કર્યું અને તેને કિનારે બેસીને પરમેશ્વરનું ચિંતન કર્યું. ત્યાર પછી ફળાહાર કર્યો. ઝરણાનું જળ મધુર અને શક્તિવર્ધક જણાયું. અહીંથી 'સુમરિયાની ધાર'નું ૩૧/૨ માઈલનું સખત ચડાણ શરૂ થતું હતું. હું શ્રી ગુરુ દત્તાત્રેયનું સ્મરણ કરી રવાના થયો.

વરસાદને લીધે રસ્તાની માટી ચીકણી બની ગઈ હતી, તેથી પગલે પગલે સાવધાની રાખવી પડતી હતી. આગળને રસ્તે વૃક્ષઘટામાં આરામથી બેઠેલા કેટલાક હૃષ્ટપુષ્ટ મોટાં લંગૂર જોવામાં આવ્યાં. બધાં કાળા મુખવાળા અને લાંબા પૂછડાવાળાં હતાં. હું રસ્તામાં ઊભો રહી તે બધાંને ઝીણવટથી જોવા લાગ્યો. તેથી તે બધાં મારા તરફ દાંતિયાં કરી ચિચિયારી પાડતાં એક ડાળેથી બીજી પર છલાંગો મારતાં નાઠાં. એ હકીકત છે કે 'બીજો તેના તરફ ઝીણવટભર્યું જુએ તેને કોઈ જીવ સાંખી શકતો નથી.'

સવા ત્રણ માઈલનું સખત ચડાણ ચડી પરસેવે રેબઝેબ થઈ હાંફતો હાંફતો હું 'સુમરિયાની ધાર' પરના 'લપ્ચે' પાસે આવ્યો અને એક સાફ જગા પર બેસી ગયો. અહીં નિરવ શાંતિ હતી. પવન પડી ગયો હતો. આકાશમાં સૂર્યનારાયણ તપી રહ્યા હતા. અત્યારે હું ૯,૮૪૦ ફૂટની ઊંચાઈ પર હતો. શ્વાસ હેઠા બેઠા બાદ થોડી વારે હું ઊભો થયો અને ઉતરાણ ઊતરવા માંડ્યો. વૃક્ષોની ગીચ ઘટા હોવાથી જાણે સાંજ પડી ગઈ હોય તેવું લાગતું હતું. આ પોણાત્રણ માઈલનો સખત ઉતરાણવાળો રસ્તો વરસાદને લીધે ઘણી જગાએ ચીકણો થઈ ગયેલો અને કેટલીક જગાએ વૃક્ષોના કોહવાઈ ગયેલાં પાનવાળો હતો. હું તેના પર સાવધાનીપૂર્વક ડગલાં ભરતો ઉતરાણ ઊતરવા લાગ્યો. રસ્તામાં એક મોટા વૃક્ષના થડ પાસે મેં રંગીન ને સુંદર નાનું પક્ષી બેઠેલું જોયું. તેની પાસે જવા છતાં ય તે ઊડયું નહીં એટલે મેં ધીમેથી હાથ લંબાવી તેને પકડી લીધું અને બીજા હાથ વડે હું તેને પંપાળવા લાગ્યો. આ પક્ષીના દેહ પર લીલા, લાલ અને વાદળી પટા હતા અને તેની ચાંચ પ્રમાણમાં જાડી ને લાંબી હતી. આ જોતાં જ મને ખાતરી થઈ ગઈ કે આ પક્ષી 'લક્કડખોદ' ( Wood–Pecker ) છે. તેને મારી સાથે લઈ લેવાનું મને મન થયું. જાણે તે મારો આ વિચાર જાણી ગયું હોય તેમ તે પોતાની પાંખો ફફડાવવા લાગ્યું અને ચાંચ વડે મારા હાથને ટોચવા લાગ્યું. તેના આ ધમપછાડા જોઈ મને થયું કે આ નાનુંશુ પક્ષી પણ પોતાની જન્મભૂમિને કેટલી પવિત્ર ગણે છે અને પરતંત્રતાને કેટલું ધિક્કારે છે. તેની આ બેચેનીએ મને બેચેન કરી નાખ્યો, જેથી મેં તેને આકાશમાં ઉડાડી મૂકયું. તે મુક્ત થતાં કિલકિલાટ કરતું કયાંય ઊડી ગયું અને મને સ્વતંત્રતાનો પાઠ શીખવતું ગયું. 'સ્વતંત્રતા એ જ જીવન, પરતંત્રતા એ મૃત્યુ.'

'સુમરિયાની ધાર'ના આ જંગલને લોકો 'રુંગલિંગનું જંગલ' પણ કહે છે. આ પોણા ત્રણ માઈલનું સખત ઉતરાણ ઊતરી હું સુમરેની તળેટીમાં આવ્યો. થોડી વારમાં આકાશ કાળાં વાદળાંથી છવાઈ ગયું અને અંધકાર થઈ ગયો. જાણે હમણાં વાદળાં ફાટયાં કે ફાટશે! મને થયું કે જો દે–માર વરસાદ થવા લાગ્યો તો મારે આજુબાજુના કોઈ મોટા વૃક્ષ પર ચડી રાતભર ઠઠરવું પડશે. આથી મેં ચાલવાની ઝડપ વધારી દીધી. ૧૩/૪ માઈલનું હળવું ચડાણ ચડી જ્યારે હું 'સીરખા' ગામમાં આવી પહોંચ્યો ત્યારે સંધ્યાકાળ થઈ ગયો હતો. જ્યારે હું ગામવચ્ચે થઈ આગળ વધી રહ્યો હતો ત્યારે ગામની પોસ્ટ–ઑફિસ પાસે એક યુવક સામો મળ્યો. તેણે મને ઊભો રાખી પ્રણામ કર્યા અને હેમખેમ પૂછ્યા. આ યુવક મને 'તાકલાકોટ' માં બેચાર વાર મળી ચૂકયો હતો. મેં તેને તરત ઓળખી કાઢ્યો. અમે રસ્તાને કિનારે ઊભા રહી વાતચીત કરવા લાગ્યા. તેવામાં મેઘરાજા ઓચિંતું છાંટણું છાંટવા લાગ્યા. અમે બન્ને દોડીને પોસ્ટ–ઑફિસમાં ઘૂસી ગયા. મારે આજે 'નારાયણ–આશ્રમ' માં પહોંચવું હતું, પણ અંધારું થઈ જવાથી અને ઝરમર ઝરમર વરસાદ શરૂ થવાથી ત્યાં પહોંચવું અસંભવ થઈ ગયું. આજની રાત કયાં વિતાવવી તે વિષે હું વિચાર કરી રહ્યો હતો તેવામાં યુવક બે હાથ જોડી મને વિનંતી કરવા લાગ્યો કે આજે હું તેનું આતિથ્ય સ્વીકારું. મેં તેની વાત સહર્ષ સ્વીકારી. તે ખૂબ રાજી થયો. વરસાદ બંધ પડતાં અમે બન્ને ડાકઘરમાંથી બહાર નીકળ્યા અને થોડી વારે યુવકને ઘેર આવ્યા. તેણે અને તેની ધર્મપત્નીએ ઝટપટ એક ખાલી ઓરડી સાફસૂફ કરી તેમાં ખાટ ઢાળી તે પર નવો ધાબળો બિછાવી દીધો. ત્યાર પછી મને ખાટ પર બેસારી તે ગાયનું તાજું દૂધ લેવા ચાલ્યો ગયો. થોડી વારે તે કયાંકથી લોટો ભરી દૂધ લઈ આવ્યો. તે દરમિયાન તેની ધર્મપત્નીએ થોડાં બટેટાં અને રતાળુ બાફી નાખ્યાં. દૂધમાં સાકર નાખીને ગરમ કરી તે ગરમ દૂધ, બટેટાં અને રતાળુ લઈ તે મારી પાસે આવ્યો અને આ ફળાહાર લેવા મને વિનંતી કરવા લાગ્યો. આજે હું લગભગ ૨૦ માઈલ ચાલીને આવ્યો હતો, તેથી થાકી તો ગયો હતો, સાથેસાથ ભૂખ્યો પણ થયો હતો. તેથી મેં તેની વિનંતી સ્વીકારી. હાથ–પગ ધોઈને હું ફળાહાર કરવા બેઠો. આજે આ ફળાહારમાં હું અનેરા સ્વાદનો અનુભવ કરી રહ્યો હતો. આ પદાર્થ

અયાચિત અને શ્રદ્ધા-ભક્તિપૂર્વક અપાયેલો હોવાથી તેમાં આવો સ્વાદ હોવો એ સ્વાભાવિક હતું. કહે છે કે 'અન્ન માટે જમવું' અને 'જમવા માટે અન્ન' આ બન્નેનું રહસ્ય સમજાય તો તે અન્ન જરૂર સ્વાદિષ્ટ લાગે છે.'

ફળાહાર કર્યા બાદ હું ખાટ પર આડો પડ્યા ભેગો જ નિદ્રાધીન થઈ ગયો.

* * * * * * *

તારીખ ૧૫ જુલાઈ ને શનિવાર હતો. હજી તો પરોઢિયું થયું નહીં તે પહેલાં જ મારી આંખ ઊઘડી ગઈ. ઘડિયાળમાં જોયું તો ૪ વાગ્યા હતા. મારા પગ પાસે સૂતેલા યુવકને મેં હાક મારી ઉઠાડ્યો અને ઘરનું બારણું ઉઘડાવી હું બહાર નીકળ્યો. તે મને ચાપાણી લીધા બાદ જવા વિનવવા લાગ્યો. મેં તેને નમ્ર વાણીમાં સમજાવ્યું, "હું નાહી–ધોઈ અને પ્રભુચિંતન કર્યા પહેલાં મુખમાં પાણીનું ટીપું ય મૂકતો નથી. રસ્તામાં કોઈ ઝરણું કે નદીમાં અથવા 'નારાયણ આશ્રમ' પહોંચી સ્નાનાદિ કરી લઈશ." તે પતિ–પત્નીએ મારી વાત માની એટલે હું તે બન્નેને આશીર્વાદ દઈ ત્યાંથી રવાના થયો. હજી મોંસૂઝણું થયું નહોતું, તેથી આછો અંધકાર પથરાયેલો હતો. હું ગામની વચ્ચે થઈ જઈ રહ્યો હતો ત્યારે મારો લેબાસ જોઈ શેરીનાં કૂતરાં ભસવા લાગ્યાં. તે બધાંએ મને કદાચ 'ચોર' માની લીધો હોય ! મને પેલું ગીત યાદ આવી ગયું :

'આ દુનિયામાં જ્યાં જુઓ ત્યાં ચોરી ચારેકોર,
કોઈ ધનનો ચોર, કોઈ તનનો ચોર, કોઈ ચિતડાનો ચોર.'

કૂતરાંના ભસવા પ્રતિ ઉદાસીન રહેતો હું મારી શાહી ચાલે આગળ વધવા લાગ્યો – '**हाथी चले बाजार, कूत्ते भूंके हजार.**' અર્ધો માઈલનું હળવું ચડાણ ચડી જ્યારે હું 'સિરદંગ' ગામની ભાગોળે પહોંચ્યો ત્યારે મળસ્કું થવાથી પક્ષીઓના કલરવ કર્ણગોચર થવા લાગ્યા. ધાન્યનાં ખેતરોની મીઠી સુગંધથી સુગંધિત બનેલો શીતળ વાયુ વહેવા લાગ્યો. વાતાવરણ આનંદપ્રદ બની ગયું. આ ગામને પાર કરી હું સામેનો લીલોછમ પહાડ ચડવા લાગ્યો. એકાદ માઈલ ચાલ્યા

બાદ લીલાંછમ વૃક્ષોના સમૂહ નીચે સ્વચ્છ જળનું વહેતું ઝરણું જોવામાં આવ્યું. આ સ્થાન રમ્ય હતું એટલે અહીં થોડો વિશ્રામ કરી નિર્મળ જળમાં મેં સ્નાન કર્યું. અને તેના કિનારા પરની સપાટ ભૂમિ પર બેસી હું પરમેશ્વરનું ચિંતન કરવા લાગ્યો. થોડી વારે પ્રાચીના ક્ષિતિજ-માંથી ભુવનભાસ્કરે અવનિ પર ડોકિયું કરતાં બધે આનંદ આનંદ થઈ ગયો. પાર્વતપ્રદેશનું વાતાવરણ અદ્ભુત બની ગયું. સવિતાદેવને નમસ્કાર કરી હું ઊભો થઈ પંથે પડ્યો. પહાડી ઉબડખાબડ રસ્તે થઈ એકાદ કલાકે 'નારાયણ આશ્રમ'માં આવી પહોંચ્યો. મને સ્વસ્થ-સાનંદ જોઈ બધા આશ્રમવાસીઓ ઘણા ખુશ થયા. મેં શ્રી ઈશ્વરીદત્ત પાંડે અને શ્રી નૃસિંહ સ્વામીને જણાવ્યું કે આજે સાંજ સુધીમાં અમારો યાત્રાસંઘ અહીં આવી પહોંચશે, માટે ઓરડા સાફસૂફ કરાવી નાંખજો અને પાથરણાની વ્યવસ્થા કરજો. મારી વાત સાંભળી પાંડેજી બોલી ઊઠ્યા, "તે બધી વ્યવસ્થા તો છે જ, ભોજનની ય વ્યવસ્થા છે. નારાયણની કૃપાથી નારાયણના ધામમાં શું નથી ?" આવી સૌહાર્દપૂર્ણ વાણી સાંભળી મને પાંડેજી પ્રતિ માન ઉપજ્યું. મને થયું કે આવી નિસ્વાર્થી અને સેવાપરાયણ વ્યક્તિની દેખરેખ નીચે ચાલતી આ ધાર્મિક સંસ્થામાં શી ઊણપ હોઈ શકે! પાંડેજી મને આશ્રમના ધૂણી-ઘરમાં લઈ ગયા અને ગાદી પર બેસારી કૈલાસયાત્રા વિષે તેમ જ તિબેટમાં ચીની સિપાઈઓના આતંક વિષે પૂછપરછ કરવા લાગ્યા. જેટલું યોગ્ય જણાયું, તેટલું મેં તેમને કહ્યું; કારણ કે 'દીવાલને પણ કાન હોય છે.' આ વાતચીત ચાલતી હતી તે દરમિયાન આશ્રમના સેવક ગંગારામે બગીચામાં જઈ કુટિર સાફ કરી તેમાં ખાટ ઢળીને તે પર નવું ગાદલું બિછાવી પથારી તૈયાર કરી નાખી. સ્વચ્છ જળનો કૂજો અને ગ્લાસ પણ એક ખૂણામાં મૂકી દીધાં. ત્યાર બાદ તે મને કુટિરમાં લઈ આવ્યો. સવા મણની તળાઈ જોતાં મારી આંખો ઘેરાવા માંડી. તે પર આડા પડતાં પહેલાં મેં ગંગારામને સૂચવ્યું કે, કૈલાસ અને માનસરોવર-બન્નેની વિકટ પ્રદક્ષિણા કરી અહીં સુધી આવી પહોંચતાં હું ઘણો જ થાકી ગયો છું. ભૂખ કરતાં થાક દૂર કરવો તે મારા માટે ઘણો જરૂરી છે. તેથી જ્યાં સુધી હું સ્વયં ન ઊઠું ત્યાં સુધી મારી ઊંઘમાં ખલેલ પાડતો નહીં. કુટિરનું બારણું બહારથી બંધ કરી તાળું મારી દે.' હવે હું સૂઈ જાઉં છું." એમ કહી મેં થાકેલો દેહ કુમળા બિછાના પર ઢાળતાં જ હું નિદ્રાધીન થઈ ગયો.

બપોરે ત્રણ વાગે હું ખાસ્સી લાંબી ઊંઘ ખેંચીને ઊઠ્યો ત્યારે ગંગારામે કુટિરનું બારણું ઉઘાડ્યું. મારા અંગમાં કળતર હતું તેથી મેં ગંગારામ પાસે ફફળતું પાણી મંગાવી તેનાથી સ્નાન કર્યું. શરીર જાણે હળવું ફૂલ બની ગયું. થોડી વારે ગંગારામ લોટો ભરી ગાયનું તાજું ગરમ કરેલું સાકરિયું દૂધ અને ટોકરી ભરી તાજાં સફરજન, ખુમાની, આડૂ વગેરે ફળ લઈ આવ્યો. સાથે ચપ્પુ પણ લાવ્યો હતો. મારી સામે આ બધું મૂકી ફળાહાર કરવા મને વિનંતી કરવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે, "આ દૂધ આશ્રમની ગાયનું છે અને હમણાં દોહીને ઊકાળેલું છે. ફળ પણ આશ્રમના બગીચાનાં જ છે." મને અત્યારે ભૂખ ઊઘડી હતી. આવાં સરસ ફળ જોતાંવેંત મારા મોંમાં પાણી છૂટ્યું. ગંગારામ અન્ય કામ માટે ચાલ્યો ગયો એટલે હું કુટિરનું દ્વાર બંધ કરી ફળાહાર કરવા લાગ્યો. આ ફળ સુમધુર હતાં, કે હું વૃકોદર થયો હતો તે કહેવું કઠિન હતું! 'પોટ્રોબાની પૂજા' થતાં શરીરમાં સ્ફૂર્તિ આવી. ઊભો થઈ કુટિરની બહાર આવ્યો અને ફળ-ફૂલના સુંદર બગીચામાં લટાર મારવા લાગ્યો.

વર્ષા ઋતુ હોવાથી ઉદ્યાન વિવિધરંગી ને અવનવી સુવાસભર્યાં નાનાં મોટાં પુષ્પો વડે સુશોભિત હતો. વૃક્ષો જાતજાતનાં સુમધુર ફળોથી લચી પડ્યાં હતાં. રંગબેરંગી નાનાં મોટાં પતંગિયાં ઊડી ઊડીને સુંદર પુષ્પોના કાનમાં 'કાણી કુકૈયા' કરી રહ્યાં હતાં. ભ્રમરો ગુંજારવ કરતાં કરતાં સુવાસિત પુષ્પો પર બેસી પરાગરસનું પાન કરી રહ્યા હતા. અન્યને માટે પરિશ્રમ કરનાર બિચારી મધુમક્ષિકાઓનો પણ અહીં તોટો નહોતો. કેટલાંક નાનાં મજાનાં પક્ષીઓ પણ વૃક્ષોની ડાળીઓ પર ઝૂલતાં હતાં. ભૂમિ કે પહાડ જ્યાં ક્યાંય દૃષ્ટિ જાય ત્યાં લીલુંછમ દીસતું હતું. આહા, કેવું મનમોહક સૌંદર્ય! મને થયું કે કૈલાસયાત્રા કરી પાછા ફરતી વેળા જો આ સ્થાનમાં બેએક દિવસ રહેવાનું યાત્રીને સૌભાગ્ય ન સાંપડે, તો તેની તે યાત્રા અપૂર્ણ રહી કહેવાશે. અહીંના બે દિવસના વાસ્તવ્યમાં તો યાત્રીને વિકટ યાત્રા-જનિત ક્લાન્તિની ઘણી નિવૃત્તિ થઈ જતાં શારીરિક અને માનસિક સુખ-શાંતિની પ્રાપ્તિની સાથોસાથ આધ્યાત્મિક ઉન્નતિ પણ થશે.

સાંજે પાંચના સુમારે યાત્રાસંઘના યાત્રીઓ અને નેપાળી મજૂરો આવી પહોંચ્યા. કુબેરની 'અલકાપુરી' સમા આ રમ્ય આશ્રમમાં પગ

મૂકતાં જ બધા યાત્રી આશ્ચર્યમાં ગરક થઈ ગયા. થોડી વારે રાજદેવ મારી પાસે આવી કહેવા લાગ્યા કે, " અમને તો સ્વપ્નેય ખ્યાલ નહોતો કે આ આશ્રમ આવો સ્વર્ગીય હશે. ન જોયો હોત તો મનની મનમાં જ રહી જાત ને ! " દામજીભાઈ બોલી ઊઠયા, " ખાખીબાવા તો પગદંડી છોડી દઈ નીચે તરફના ગામડા તરફ ચાલ્યા ગયા હતા. તેમને એમ કે આ સાધુનો આશ્રમ ઘાસફૂસની ઝૂંપડીઓવાળો કે બહુબહુ તો ઈંટ ને માટીની દીવાલ અને પતરાંના છપ્પરવાળો હશે. તે અવળે રસ્તે ભાગ્યજોગે એક કઠિયારો મળ્યો. તેને પૂછતાં જાણવા મળ્યું કે પહાડ પર દેખાય છે તે નારાયણ–આશ્રમ છે. ત્યારે જ બાવાજી ત્યાંથી પાછા ફર્યા. " આ સાંભળી ખાખીબાવા કહેવા લાગ્યા, " યહ આશ્રમ કિસી રાજયોગીકા હોના ચાહિએ, વરના ઈતના અદ્ભુત યા યોં કહે વૈકુંઠ–સા નહીં હો સકતા. યહાંકી ભૂમિ, ફલ એવં ફૂલોંકા ઉદ્યાન ઔર કઈ સુંદર ભવન સચમૂચ અદ્ભુત હૈ. આશ્રમ હો તો ઐસા હો. " ગોળવાળા ભગત મને કહેવા લાગ્યા, " કૈલાસયાત્રાએથી પાછા ફરતાં જો આ આશ્રમ ન જોયો હોત અને ટરડાઈને સીધા 'ધારચૂલા' ચાલ્યા ગયા હોત, તો જિંદગીમાં અબળખો રહી જાત, હોં. " મેં બધા યાત્રીને કહ્યું, " હજી તો આશ્રમને અંદરમાં ફરીને જોશો ત્યારે તમને ખબર પડશે કે યોગસાધના માટેનું આ કેવું રમ્ય સ્થાન છે. "

યાત્રીઓના આગમનના સમાચાર સાંભળી શ્રી પાંડેજી અને શ્રી નૃસિંહ સ્વામી દોડી આવ્યા. તેમણે યાત્રીઓનું સ્વાગત કર્યું અને બધાને આશ્રમના હૉલમાં લાવ્યા. મજૂરોએ યાત્રીઓનાં બિછાનાં ને સરસામાન વ્યવસ્થિત મૂકી દીધા. ઓરડામાં ખાટલા ઢાળ્યા હતા એટલે તેના પર યાત્રીઓ પોતપોતાના બિછાનાં બિછાવી આડા પડચાં થોડી વારે પાંડેજી ઓરડામાં આવી બધાને ઉઠાડીને રસોઈઘરમાં લઈ ગયા, જ્યાં બધાને પાકાં ફળ અને તાજું દૂધ આપવામાં આવ્યાં. ઘણા દિવસે આવાં પાકાં ને સુમધુર ફળો ખાઈ બધાના ચિત્ત પ્રસન્ન થઈ ગયાં. તાજમાજા થઈ બધા યાત્રી આશ્રમ જોવા નીકળ્યા. ધૂણીઘર, રસોડું, કોઠાર, ગ્રંથાલય, મંદિર વગેરે જોયા બાદ બધા યાત્રી કહેવા લાગ્યા કે આ આશ્રમના સંસ્થાપક શ્રી નારાયણ સ્વામી ખરેખર યોગીપુરુષ હશે. અમારાં દુર્ભાગ્ય કે અમે તેમની જીવિત અવસ્થામાં તેમનાં દર્શન ન કરી શકયા. ( જુઓ ચિત્ર નં–૩ અને ૪૪ ).

રાત્રે વાળુવેળા થતાં પાંડેજી બધાને બોલાવવા આવ્યા. બધાએ રસોડામાં જઈ રસદાર ગુજરાતી રસોઈ જમી સંતોષ વ્યક્ત કર્યો. આખીબાવાને બીજાના હાથની રસોઈ ખાવાનું પસંદ ન હોવાથી તેમણે મારી સાથે શિંગોડાના લોટનાં શિરોપૂરી અને ભજિયાનો ફળાહાર કર્યો.

આજે રાતે નારાયણ મંદિરમાં ભજન-કીર્તનનો કાર્યક્રમ રખાયો હોવાથી તેનો સમય થતાં બધા યાત્રી મંદિરમાં આવ્યા. અહીં એક સૂચના-પત્ર લગાડેલું હતું જેમાં સૂચવ્યું હતું કે દર્શનાર્થીએ મંદિરના શાંત વાતાવરણને વાતચીત કરી વિક્ષુબ્ધ ન બનાવવું. બધા યાત્રી ધીમે પગલે અને મૂંગા રહી ભગવાનની સુંદર ને મોટી મૂર્તિ પાસે આવ્યા અને બે હાથ જોડી નતમસ્તક થયા. મૂર્તિ વિવિધરંગી સુવાસિત પુષ્પો વડે શણગારેલી અને સુંદર વસ્ત્રોમાં સજ્જ હતી. તેની બન્ને બાજુએ ધાતુની બે મોટી દીપિકામાં દીપ ઝળહળી રહ્યા હતા. જાણે મન પલ-વારમાં અંતર્મુખ થઈ જાય તેવું વાતાવરણ હતું. થોડી વારે બધા યાત્રી ચૂપચાપ હારબંધ બેસી ગયા. શ્રી નૃસિંહ સ્વામીએ હારમોનિયમ સાથે મધુર કંઠે ગુરુવંદના ગાયા બાદ 'નારાયણ નારાયણ ॐ'ની ધૂન શરૂ કરી. બધા યાત્રી તેને તે પ્રમાણે ઝીલવા લાગ્યા. ધૂનના સ્વર અને તાલ એવા તો સરસ હતા કે બધા યાત્રી એકતાન થવા લાગ્યા. જ્યારે ધૂન પૂરી થઈ ત્યારે બધાને એમ લાગ્યું કે આંખો બંધ કરી અહીં જ આખી રાત ધ્યાનમાં બેસી રહીએ. એક કલાક જાણે એક ક્ષણની જેમ વીતી ગયો. 'કીર્તન' વિષે ભગવાને સ્વયં નારદજીને કહ્યું છે કે જે સ્થાનમાં ભક્તો કીર્તન કરે છે, ત્યાં મારો વાસ છે.

"नाहं वसामि वैकुंठे योगिनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥"

જીવનમાં આવા શુભ દિવસ બહુ ઓછા આવતા હોય છે. સંત તુલસીદાસે કહ્યું છે કે:–

"ते दिन गये अकारथी, संगति भई न संत ।
प्रेम बिना पसु जिवना, भगति बिना भगवंत ॥"

આજે અમને આવો અમૂલ્ય સત્સંગ આપ્યા બદલ અમે શ્રી નૃસિંહ

સ્વામીનો આભાર માન્યો. 'અચ્યુતં કેશવં' ગાયા બાદ આ કાર્યક્રમ સમાપ્ત થતાં અમે ઊઠીને ઓરડામાં આવ્યા. ત્યાં તો સેવક ગંગારામ બધા યાત્રીઓ માટે ગરમ ગરમ દૂધના મોટા ગ્લાસ ભરી લઈ આવ્યો. બધાએ દૂધ ગટગટાવ્યું. થાકેલા દેહની નાડીઓમાં જાણે અમૃત ઊતર્યું. અર્ધોએક કલાક બેસીને ટોળટપ્પા કર્યા બાદ બધા યાત્રી ગરમ ધૂંસા ઓઢી પોતપોતાના બિછાનામાં લાંબા થયા. આ સ્થાન ૯,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હોવાથી અહીં ઠંડી સારા પ્રમાણમાં હતી. ( જુઓ ચિત્ર નં-૪૩ ).




## —: कालामुनि की जोंकें :—

कैलास-यात्रा में लोग ज्यों ज्यों ऊंचाई पर चढ़ते चले जाते हैं, त्यों-त्यों दूसरे यात्रियों के प्रति संकीर्णता ग्रहण करते जाते हैं। हिमालय पार पहुँच कर तो वह अपनी जेब के सुपारी के टुकड़े और इलायची के कण देने में भी कंजूसी करने लगते हैं। इसी विचारधारा के एक ठाकुर साहब थे। अपने पास रक्खे हुए मेवे खाने का उन्होंने एक सरल उपाय निकाला। पूजा-पाठ की पुस्तकों के थेले में मेवे भरकर वह सन्ध्या-पूजा के नाम पर प्रातःकाल ही निकल जाते। जलाशय के निकट एकान्त में हाथ मुंह धोकर मेवे छककर वह चले आते थे। अन्य यात्रियों के मेवे हिमालय के इस पार ही समाप्त हो चुके थे।

कैलास-मानसरोवर से लौटते समय जब सब यात्री कालामुनि के देवदारु-वन से उतर रहे थे, तो दैवात् ठाकुर साहब ही को सबसे अधिक जोंकें चिपट गयीं। जो यात्री सन्ध्या-पूजा के नाम से उनके मेवे खाने की बात जानता था, उनकी यह दशा देखकर बोला-"ठाकुर साहब! ये कालामुनि की जोंकें कालनेमि राक्षस की गुप्तचर हैं। ये गुप्तरूप से मेवे खानेवालों का रक्त पहचानती हैं।"

—श्री श्यामाचरण दत्त पन्त

— * —



## —: ધારચૂલામાં પાછા આવ્યા :—

તારીખ ૧૬ જુલાઈ ને રવિવાર હતો. આજનો આખો દિવસ યાત્રીઓએ 'નારાયણ આશ્રમ'માં અતિ આનંદપૂર્વક વિતાવ્યો. આજે બધા મજુરોને રોકી રાખ્યા હતા તેથી દરેકને અર્ધા પડાવની મજુરી લેખે અઢી રૂપિયા અને એક ટંકનું ભોજનખર્ચ ચૂકવી દીધાં. આ મજુરો નેપાળી બ્રાહ્મણો હોવાથી અન્ય દ્વારા રાંધેલું જમતા જ નહોતા, તેથી તેમણે પોતાનો અલગ ચોકો-ચૂલો બનાવી રાંધીને જમી લીધું હતું. ગઈ કાલની માફક આજે રાતે પણ મંદિરમાં ભજન-કીર્તનનો કાર્યક્રમ રખાયો હોવાથી બધાએ સત્સંગનો સારો લાભ લીધો. રાતે બધા વહેલા વહેલા સૂઈ ગયા, કારણ કે આવતી કાલે અહીંથી વહેલા રવાના થઈ 'તવાઘાટ' પહોંચવું હતું.

* * * * * * *

તારીખ ૧૭ જુલાઈ ને સોમવાર હતો. બધા યાત્રી વહેલા ઊઠી ગયા અને શૌચ-દંતધાવન વગેરેથી પરવાર્યા. આશ્રમના સેવકલોકોએ યાત્રીઓને હોંશે હોંશે ચા-નાસ્તો કરાવ્યો. ત્યાર પછી બધા યાત્રી પોતપોતાના બિસ્તરા બાંધી તૈયાર થઈ ગયા. શ્રી પાંડેજી મને અહીં થોડા દિવસ રોકાઈ જવા આગ્રહ કરવા લાગ્યા. તે જોઈ યાત્રીઓ મને આલમોડા સુધી યાત્રાસંઘની સાથે જ રહેવા કહેવા લાગ્યા. મેં મધ્યમ-માર્ગ કાઢચો. પાંડેજીને કહ્યું કે હું અહીંથી બપોરે નિરાંતે નીકળીશ અને સાંજ સુધીમાં તવાઘાટ પહોંચી જઈશ. મારી આ વાત બન્ને પક્ષે

માન્ય રાખી. યાત્રીઓનો સામાન મજૂરો પીઠ પર ચડાવીને ચાલતા થયા. અહીંથી રવાના થતાં પહેલાં યાત્રીઓએ આશ્રમના ફંડમાં કંઈક દાન આપ્યું. 'કાળાં વાદળાં બરાબર વરસ્યાં નહીં', તેથી પાંડેજીનો ચહેરો પડી ગયો. તેમણે આ ગુજરાતી શેઠીઆઓ પાસેથી મોટી રકમની આશા રાખી હતી.

આ નાજુક પ્રસંગે હું કેવળ દર્શક બનીને ચૂપચાપ ઊભો રહ્યો. થોડી વારે યાત્રીઓ રવાના થયા. આશ્રમના દરવાજા સુધી હું બધાને વળાવી આવ્યો. ત્યાર બાદ સૂર્યના કોમળ તડકામાં બેસી પરમેશ્વરનું ચિંતન કરવા લાગ્યો. એકાદ કલાક બાદ ઊભા થઈ ટેકરી પરની 'શૂન્યતા' (ધ્યાનમંદિર) જોઈ આવ્યો. અત્યારે ચોમેર દૂર દૂર સુધી જ્યાં જુઓ ત્યાં લીલુંછમ દેખાતું હતું. સસ્યશ્યામલા ભૂમિનું રૂપ અનેરું હતું. હું જ્યારે આશ્રમના ઉદ્યાનમાં ટહેલી રહ્યો હતો તે વખતે સેવક ગંગારામે આવીને જણાવ્યું કે ફળાહાર તૈયાર થઈ ગયો છે. આ સાંભળી હું તેની સાથે રસોઈઘરમાં આવ્યો. પાંડેજીએ રાજગરાની ગળી પૂરી અને બટેટાંનું શાક તૈયાર કરાવ્યું હતું. ગાયનું તાજું દૂધ અને ફળ પણ મૂકયાં હતાં. એક નાની કટોરીમાં મધ પણ હતું. તે વિષે હું તેમને પૂછું તે પહેલાં જ પાંડેજી કહેવા લાગ્યા કે, "આ આશ્રમમાં અમે મધુમક્ષિકાઓ ઉછેરીએ છીએ અને તેઓના દ્વારા મધપૂડાઓ તૈયાર કરાવીએ છીએ. આ મધ ગઈ કાલે જ કાઢયું હતું." મેં '**ब्रह्मार्पणं ब्रह्महविः...**' કહેતાં મનોમન પ્રભુનું સ્મરણ કર્યું અને પછી શાંતિથી ફળાહાર આટોપ્યો. ત્યાર પછી હું અને પાંડેજી નારાયણ સ્વામીજીના અધ્યયનખંડમાં આવ્યા અને બેસીને કલાકભર વિવિધ વિષય પર વાતચીત કરી. ઘડિયાળમાં બે વાગવા આવ્યા હતા. તેથી અહીંથી રવાના થવા માટે હું ઊઠ્યો. પાંડેજી અને નૃસિંહ સ્વામી મને ઘણે દૂર સુધી વળાવવા આવ્યા. વિદાયવેળાએ અમારી આંખો જાણે વરસી પડી. તે બેઉએ મને પ્રણામ કર્યા અને મેં તેઓને આશીર્વાદ આપ્યા. ત્યાર પછી ભારે હૈયે તે બન્ને સેવાભાવી જીવ આશ્રમ તરફ વળ્યા, જ્યારે હું 'સોસા' ગામને પંથે પળ્યો.*

*મને થોડા મહિના પહેલાં એક વિશ્વસ્ત વ્યક્તિ દ્વારા સમાચાર મળ્યા હતા કે પાંડેજીનું દેહવસાન થયું છે અને નૃસિંહ સ્વામીજી કોઈ કારણસર આશ્રમ છોડી દઈ 'સોસા' ગામમાં રહે છે.

વર્ષા ઋતુને લીધે રસ્તો ચીકણી માટીવાળો થઈ ગયો હતો, તેમ છતાં ય ચારે બાજુનું પ્રાકૃતિક સૌંદર્ય મનમુગ્ધકારી હતું. હું અત્યારે પશ્ચિમ દિશામાં આગળ વધી રહ્યો હતો. થોડી વારે મેં ઝડપ વધારી. રસ્તાનાં વૃક્ષો પુષ્પોથી સુશોભિત હતાં. ખેતરો ધાન્યથી લહેરાતાં હતાં. આ રસ્તે ત્રણ માઈલ ચાલી હું 'સોસા' ગામમાં આવી પહોંચ્યો. અહીંની પ્રતિષ્ઠિત વ્યક્તિ શ્રી બિશાલસિંહ મને તેને ઘેર થોડા દિવસ અતિથિ થવા વિનવવા લાગી પણ મેં તેનો વિનમ્ર વાણીમાં અસ્વીકાર કર્યો, કારણ કે હું અત્યારે જલદીમાં હતો. મારે આજે સાંજ સુધીમાં ગમે તેમ કરી 'તવાઘાટ' પહોંચી યાત્રાસંઘ સાથે થઈ જવું હતું. 'સોસા' થી રવાના થઈ ૧૩/૪ માઈલનું સખત ઉતરાણ ઊતરી જ્યારે હું 'જુંગતી-ગડ' ના ઝરણા પાસે આવ્યો ત્યારે આકાશમાં સૂર્યનારાયણ તપી રહ્યા હતા અને વાતાવરણ આનંદદાયક હતું. કૈલાસયાત્રાએ જતી વખતે મેં આ જગાએ આકાશમાં ઊડતું વિમાન જોયું હતું, તેનું મને સ્મરણ થઈ આવ્યું. હું અહીં ન રોકાતાં ઝડપભેર ચડાણ ચડવા લાગ્યો. ૧૩/૪ માઈલનું ચડાણ ચડી 'પંગુ' ગામમાં આવી પહોંચ્યો. અહીંના દુકાનદારે સમાચાર આપ્યા કે બે કલાક પહેલાં યાત્રાસંઘ અહીંથી નીકળ્યો હતો. હું થાક્યા નહોતો તેથી 'પંગુ' ગામમાં ન રોકાતાં ઝડપભેર આગળ વધ્યો. અત્યારે હું લગભગ ૭,૦૦૦ ફૂટની ઊંચાઈ પર હતો. પવન શાંત હતો અને સૂર્યનારાયણની હજી કૃપાદૃષ્ટિ હતી. શ્વાસે શ્વાસે મહામંત્રનો જપ જપતો હું ૯,૦૦૦ ફૂટની ઊંચાઈ પરના 'થાનીધાર' સ્થાને આવી પહોંચ્યો. અહીંથી હવે મારે ૩ માઈલનું સખત ઉતરાણ ઊતરવાનું હતું, તેથી થોડા વિશ્રામની જરૂર હતી. ચાની હોટલના માલિક ધાનસિંહે મને જોતાં 'નમો નારાયણ' કહી પ્રણામ કર્યા અને બેસવા માટે ખુરશી આપી. હું તેના પર બેઠો. ધાનસિંહે મને ચાનો વિવેક કર્યો પણ મેં નમ્રભાવે તેનો અસ્વીકાર કર્યો, કારણ કે હું ચા-રસિક નહોતો. પાંચેક મિનિટ વિશ્રામ કર્યા બાદ હું ઊભો થઈ ધાનસિંહની વિદાય લઈ રવાના થયો. સખત ઉતરાણ ઊતરતાં પહેલાં મેં પેલો શ્લોક યાદ કર્યો :

"મૂકં કરોતિ વાચાલં, પંગું લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા ત્વમહં વંદે, પરમાનંદમાધવમ્ ॥"

કૈલાસપતિના શુભ નામનો જયઘોષ કરી હું ઉતરાણ ઊતરવા લાગ્યો.

એકાદ કલાકમાં આ સખત ઉતરાણ હેમખેમ ઊતરી જ્યારે હું 'ધૌલી' નદી પરના લાકડાના પુલ પાસે આવ્યો ત્યારે સૂર્યનારાયણ આથમી રહ્યા હતા. અહીં ભોટિયા લોકોની 'ચૌદાંશ પટ્ટી'નો પ્રદેશ પૂરો થઈ ગયો. અહીંથી આગળ વધતાં રસ્તામાં મેં લાલ રંગનો નાનો સર્પ જોયો. કહે છે કે આવા સર્પ ઘણા ઝેરી હોય છે. હું આ સર્પથી થોડા ફૂટ દૂર રહી સાવધાનીપૂર્વક આગળ વધી ગયો અને અંધારું થતાં પહેલાં 'તવાઘાટ' સ્થાનમાં પહોંચી ગયો.

'તવાઘાટ'ના ડાકબંગલામાં આવી અંદર નજર નાખી તો ખાસ્સા તગડા ત્રણ અમલદારો ખાટલામાં પડ્યા પડ્યા ઘોરી રહ્યા હતા. સંધ્યાવેળા થવા આવી છતાં ય તેમાંનું કોઈ સળવળતું નહોતું. મને આવી પહોંચેલો જોઈ ડાકબંગલાનો રખેવાળ મારી પાસે આવી કહેવા લાગ્યો કે, "અહીં તો સરકારી અમલદારો ઊતર્યા છે, યાત્રીઓને નવા ડાકબંગલામાં જગા આપી છે." તે સાંભળી હું રખેવાળને સાથે લઈ પાસેના નવા ડાકબંગલામાં આવ્યો. મેં જોયું કે બે યાત્રી જાગતા હતા, જ્યારે અન્ય ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા. ડાકબંગલાની પાસેના પતરાંના છાપરામાં નેપાળી મજૂરો રોટલા ટીપી રહ્યા હતા. આ નવા બંગલામાં બધા યાત્રીઓનાં બિછાનાં થઈ ગયાં હતાં. મારા માટે તેમાં જગા કરાવી બધાને સંકડાશ કરવી તે મને પસંદ પડ્યું નહીં. તેથી હું જુના ડાકબંગલે પાછો આવ્યો. તેટલી વારમાં તો બધા અમલદારો ઊઠી ગયા હતા. તેમાંના એક અમલદારે રખેવાળના કહેવાથી મારા માટે તે ઓરડામાં રાતવાસા માટે જગા કરી આપી. આ ઓરડો મોટો હોવાથી ચાર ઉતારુઓ માટે પણ સંકડાશનો સવાલ નહોતો.

રાત પડતાં રખેવાળ લાલટેન ચેતાવી લઈ આવ્યો. મારે આજે ફળાહાર કરવો નહોતો. અમલદારો વાળુ પતાવીને આવ્યા અને મારી સાથે કૈલાસયાત્રા વિષે વાતે વળગ્યા. આ ત્રણે શિક્ષિત, ધાર્મિક અને ખાનદાન પરિવારના લોકો હતા. કાલે સવારે તેઓ અહીંથી રવાના થઈ 'ગરબ્યાંગ' તરફ સરકારી કામે જવાના હતા. મોડી રાત સુધી અમારી વાતચીત ચાલી. ત્યાર બાદ તે ત્રણે ય મને પ્રણામ કરી પોતપોતાના બિછાના પર જઈ સૂઈ ગયા. હું પણ થોડી વારે નિદ્રાધીન થઈ ગયો.

* * * * * * *

તારીખ ૧૮ જુલાઈ ને મંગળવાર હતો. હું આજે જરા મોડો ઊઠચો. ઝટ કમંડલુ અને વસ્ત્ર લઈ સ્નાનાદિ માટે રવાના થયો. હજી ઠંડી ઘણી હતી. 'ધૌલી' નદીને કિનારે આવી શૌચાદિથી નિવૃત્ત થઈ ઠંડીઓળ હિમનદીમાં સ્નાન કરી લીધું, તેવામાં સૂર્યનારાયણનો ઉદય થયો. તેના સોનેરી તડકાથી આખો પ્રદેશ ચેતનવંતો બની ગયો. મેં નદીકિનારે બેસી થોડી વાર પરમેશ્વરનું ચિંતન કર્યું અને પછી ઊભો થઈ સીધો ડાકબંગલે આવ્યો. રખેવાળે મને જણાવ્યું કે યાત્રીઓ અને મજૂરો અડધા કલાક પહેલાં જ અહીંથી રવાના થઈ ગયા છે. આ સાંભળી હું પણ રવાના થયો. ધૌલી નદીના જમણા કિનારા પરની પગદંડી પર થઈ જ્યારે હું ધૌલી અને કાલીના સંગમ-સ્થાને આવ્યો ત્યારે ત્યાં લોખંડનો પુલ બંધાઈ રહ્યો હતો. કેટલાક મજૂરો કામ કરી રહ્યા હતા. અહીંથી ડાબી બાજુ ઊંચે દૂર દૂર નજર નાખતાં લીલાછમ પહાડ પર ગરુડ પક્ષી જેવો રળિયામણો 'નારાયણ આશ્રમ' જોવામાં આવ્યો. અહીંથી 'ધારચૂલા' જવા માટે હું કાલી નદીને જમણે કિનારે કિનારે આગળ વધવા લાગ્યો. વર્ષા ઋતુને લીધે પહાડો લીલાછમ થઈ જવાથી સોહામણા દેખાતા હતા. કૈલાસયાત્રાએ જતી વખતે હું આ રસ્તે થઈ 'તવાઘાટ' ગયો હતો. તે વખતે જેવો ઉબડખાબડ આ રસ્તો હતો, તેવો જ અત્યારે હતો. ઊલટાનું તે ચીકણો બની ગયો હતો. બહુ જ સાવધાનીપૂર્વક હું આ રસ્તે ચારેક માઈલ આગળ વધ્યો હોઈશ તેવામાં પાણીના એક વહેતા ઝરણાને કિનારે બેસી ટીમણ કરી રહેલા અમારા યાત્રાસંઘના યાત્રીઓ જોવામાં આવ્યા. હું તે બધાને 'રામ રામ' કરતો આગળ વધી ગયો. એકાદ માઈલ પર રસ્તામાં એક ભોટિયા વેપારી મળ્યો. તેની પાસેથી જાણવા મળ્યું કે અહીંથી એક પગદંડી 'જુમ્મા' ગામ થઈને 'છિપલાકોટ' નામના સરોવરે જાય છે. ૨૧ માઈલનો આ રસ્તો સખત ચડાણનો છે. પહાડી લોકો તેને 'છિપલા-કેદાર' (૧૪,૦૦૦ ફૂટ ઊંચાઈ) કહે છે. ત્યાં અષાઢી નવરાત્રીમાં મોટો મેળો ભરાય છે, જેમાં આજુબાજુના ૧૫-૨૦ ગામના લોકો એકઠા થાય છે. મેં આ ભોટિયાને પૂછ્યું કે, "અહીંથી થોડે દૂર બીજા કોઈ જોવાલાયક સ્થળ છે ખરાં!" તે કહેવા લાગ્યો, "અહીંનું મોટું તીર્થક્ષેત્ર તો 'કકોલા-કીડ' છે. ત્યાંના સરોવરમાં અષાઢી નવરાત્રી સમયે સુગંધી 'બ્રહ્મકમળ' ખીલે છે. તે જોવા દર વર્ષે ઘણા લોકો જાય છે. જોવા જેવું એક બીજું સ્થળ પણ

છે, પણ તે ઘણું ભયંકર છે. તેને 'ખર–ઉદ્ધાર' (મોત કી ખોહ) કહે છે. આ સામેના પહાડ પરના 'ખેલા' ગામથી તે જગ્યા લગભગ ૧૦ માઈલ દૂર છે. ખેલાથી દરમા–રોડ પર આગળ વધતાં 'સોવલા' ગામથી 'ન્યો' ગામે પહોંચી ત્યાંથી અર્ધો ફર્લાંગ દૂર તે ભયંકર ગુફા આવેલી છે. કહે છે કે જે કોઈ તે ગુફામાં ઊતરે છે, તે પાછા ફરતા નથી. તેમાં અત્યાર સુધીમાં ઘણા માણસો અને પશુ–પક્ષી મરી ગયાં છે." આ ભોટિયાની આવી વાત સાંભળી મને ઘણી નવાઈ લાગી. મને 'બ્રહ્મ-કમળ' તેમ જ મોતની ગુફા જોવાની ઇચ્છા થઈ, પણ માર્ગદર્શક વિના ત્યાં જવું કઠિન હોવાથી મેં મારો આ વિચાર સ્થગિત રાખ્યો. હવે હું પંથે પડ્યો. અત્યારે માથા પર સૂર્યનારાયણ તપી રહ્યા હતા. પવન મંદ ગતિએ વહેતો રહેવાથી જરા રાહત મળતી હતી. ચોમેરના પહાડો અને ટેકરીઓએ લીલા વાઘા પહેર્યા હતા. જ્યારે હું 'તપોવન' નામક સ્થાન પાસે આવ્યો ત્યારે ત્યાંના શિવમંદિરના પૂજારીએ મને જોતાંવેંત પ્રણામ કર્યા અને હેમખેમ પૂછ્યા. હું તેમને ટૂંકો ને ટચ જવાબ દેતો આગળ વધવા લાગ્યો, કારણ કે મારે હજી લગભગ પોણા બે માઈલ ચાલીને 'ધારચૂલા' પહોંચવું હતું.

અહીંથી આગળનો રસ્તો પહેલાં કરતાં ઘણો જ સારો હતો. વાતાવરણ પણ અનુકૂળ હતું. તેથી હું ઝડપભેર ચાલતો લગભગ ૩૫ મિનિટમાં 'ધારચૂલા' ગામની ભાગોળે આવેલી ચૅક–પોસ્ટ ઑફિસે આવી પહોંચ્યો. ઑફિસર શ્રી સુરતસિંહ મને જોઈ ઘણા ખુશ થયા. પોતાનું ઘર પાવન કરવાની તેમણે મને વિનંતી કરી, જેથી હું તેમની સાથે તેમને નિવાસસ્થાને આવ્યો. તેમણે મને રંગીન ગાલીચા પર બેસાર્યો અને મધુર કેરી, એલચી–કેળાં અને ગાયના દૂધ વડે સત્કાર કર્યો. મેં આજે હજી સુધી ફળાહાર કર્યો નહોતો, તેથી 'હરિઇચ્છા' એમ માની ફળાહાર કરવા લાગ્યો. આ કેરીઓ ધારવા કરતાં ઘણી મીઠી હતી. કેળાં પણ સ્વાદિષ્ટ હતાં. સુબેદાર સાહેબ કહેવા લાગ્યા કે આ પહાડી કેરી આ પ્રદેશમાં ઘણી પ્રસિદ્ધ છે. આ વર્ષે તેનો મબલખ પાક થયો છે. અહીંના પહાડ પરના કેળાંના બગીચાઓમાં આ વર્ષે કેળાંનો પાક પણ સારા પ્રમાણમાં થયો છે. ઇતિહાસકારોનું કહેવું છે કે આંબાનું ઝાડ પાંચ હજાર વર્ષ પહેલાં આસામ અને બંગાળનાં જંગલોમાં પહેલવહેલું જોવામાં આવ્યું હતું. ભારતમાં અત્યાર સુધીમાં

સારી કેરીની ૧૪૦ જાત જોવા મળે છે. મેં ભારતના જુદા જુદા ઇલાકાની ઘણીય જાતની કેરીઓ ખાધી હતી, જેવી કે ઉત્તર પ્રદેશનો 'લંગડો', 'ફજલી', 'સફેદા', 'આબેહયાત-આંકા', 'જહાં–પસંદ', 'ગુલાબ જાસુન', વગેરે; બંગાળની 'ગુલાબભોગ', 'માલદા', વગેરે; મદ્રાસની 'નીલમ', કેરળની 'જોર્જ', મૈસૂરની 'બ્લેક એન્ડ રૉઝ', ગુજરાતની 'જમાદાર', 'કેસર', 'વલસાડી આફૂસ', 'મલગોબો', 'દાડમિયો', 'રાજાપુરી', 'તોતાપુરી' વગેરે; પંજાબની 'ગુલબંકાવળી', વગેરે. ધારચૂલાની પહાડી કેરીની આ જાત પણ સ્વાદમાં સારી કહી શકાય. સુબેદાર શ્રી સુરતસિંહ સાથે કૈલાસયાત્રા વિષે અર્ધોએક કલાક વાતચીત કરી મેં તેમની વિદાય લીધી.

ધારચૂલામાં પ્રવેશી ગામની બજાર વચ્ચે થઈ હું સીધો ભૂપસિંહ ગુંજાલની દુકાને આવ્યો. તે તો દુકાને નહોતા, પણ મારે જેનું કામ હતું તે તેમનો મોટો પુત્ર રતનસિંહ થડે બેઠો હતો. મને જોતાં જ તે ઊભો થઈ ગયો અને બે હાથ જોડી 'નારાયણ નારાયણ' કહેતો પ્રણામ કરવા લાગ્યો. ગાદી પર નવું વસ્ત્ર બિછાવી મને તેના પર બેસાર્યો અને તે મારી સામે નીચે જમીન પર બેસી ગયો. મેં તેને કહ્યું, "હું ગુંજી ગામમાં તારે ઘેર ગયો હતો, પણ ઘર બંધ હતું." તે કહેવા લાગ્યો કે, "ઘરના બધા લોકો નીચે (ધારચૂલા) ચાલ્યા આવ્યા છે, માટે ઘર બંધ કરી દીધું છે." અમે થોડી વાર કૈલાસયાત્રા વિષે વાતચીત કર્યા બાદ રતનસિંહ મને આગ્રહ કરવા લાગ્યો કે હું બેચાર દિવસ સુધી તેનો અતિથિ બનું. મેં તેની વાત સ્વીકારી એટલે મને તે દુકાન ઉપરના માળે લઈ ગયો અને ખાટ ઢાળી તે પર નવું ગાદલું બિછાવી દીધું. આ નાની જગામાં યાત્રાસંઘના યાત્રીઓનો સમાવેશ થાય તેમ નહોતું, તેથી હું યાત્રીઓ માટે ડાકબંગલાની જરૂરી પરવાનગી લેવા એન્જિનિયર શર્મા સાહેબની ઑફિસે આવ્યો. સાહેબે મને આવકાર તો આપ્યો પણ મારી વાત સાંભળવા પહેલાં જ કહેવા માંડયા કે, "ડાકબંગલામાં અત્યારે 'સરહદ રક્ષાસેના'ના અમલદારો ઊતર્યા છે, માટે યાત્રીઓની તેમાં વ્યવસ્થા થઈ શકે તેમ નથી." આવો સણસણતો જવાબ સાંભળી હું તો આભો જ થઈ ગયો. બોલ્યા–ચાલ્યા વિના મેં રસ્તો પકડયો. રતનસિંહ પાસે આવી, બનેલી હકીકત કહી. તે કહેવા લાગ્યો, "યાત્રીઓ આવી પહોંચ્યા બાદ હું મારા મામાની દુકાન

ખોલી આપીશ, ચિંતા ન કરો." આ સાંભળી મને નિરાંત થઈ. ત્યાર પછી હું દુકાનની ઉપરના માળે આવ્યો. આજે હું ઝડપી ચાલે 'તવાઘાટ'થી 'ધારચૂલા' આવ્યો હોવાથી ઘણો થાકી ગયો હતો. તેથી બિછાવેલા બિછાના પર શરીરને ઢાળતાંની સાથે જ ઊંઘે મારા પર કબજો જમાવી લીધો.

સાંજે પાંચ વાગે જ્યારે હું ઊઠ્યો ત્યારે રતનસિંહે આવીને મને ખબર આપ્યા કે યાત્રાસંઘ ધારચૂલા આવી પહોંચ્યો છે અને બધા યાત્રી વૈદરાજની દુકાનમાં ઊતર્યા છે. હું હાથ-મુખ ધોઈ યાત્રીઓને મળવા માટે ચાલી નીકળ્યો. મને જોતાંવેંત યાત્રીઓ મારા પર તપી ગયા. કહેવા લાગ્યા કે, "વહેલા આવી પહોંચી ડાકબંગલાની વ્યવસ્થા ય કરી નહીં ?" મેં તેઓને 'અથ'થી 'ઇતિ' સુધી જે કાંઈ બન્યું હતું તે બધુંય કહી સંભળાવ્યું. તેથી બધા શાંત પડ્યા. 'ગરબ્યાંગ'થી લીધેલા નેપાળી મજૂરો પોતપોતાની મજૂરી લઈ ચાલ્યા ગયા હતા. મારો બિસ્તરો યાત્રીઓના પગરખાં સાથે એક ખૂણામાં પડ્યો હતો. મેં તેને રતનસિંહની દુકાને મોકલાવી દીધો. થોડી વારે રાજદેવ મને કહેવા લાગ્યા, "એવા સમાચાર મળ્યા છે કે ધારચૂલાથી અસકોટ સુધીનો રસ્તો ધોધમાર વરસાદને લીધે કેટલીક જગાએ ઉબડખાબડ થઈ ગયો છે. તેને દુરસ્ત થતાં હજી અઠવાડિયું નીકળી જશે. કદાચ જીપગાડી ધીમી ગતિએ જઈ શકે, પણ મોટરબસ ન જઈ શકે. મોટરબસ કેવળ 'અસકોટ'થી 'અલમોડા' સુધી જ આવ-જા કરે છે. તેથી આજે અહીંથી મજૂરો કે ઘોડાખચ્ચર, જે મળે તે નક્કી કરી નાખવું જોઈએ. તો જ આવતી કાલે સવારે અહીંથી નીકળી શકાશે." તેમની આ વાત સાંભળી હું ત્યાંથી ઊભો થઈ થોડી વારે 'મજૂરસંઘ'ના કાર્યાલયે આવ્યો. આ સંસ્થાની એક મુખ્ય વ્યક્તિને મજૂરો વિષે પૂછપરછ કરતાં તે સજ્જન કહેવા લાગ્યા, "થોડા દિવસથી સીમાસુરક્ષાના સૈનિકો સીમા તરફ આવ-જા કરતા હોવાથી મોટા ભાગના મજૂરો તેઓની સેવામાં લાગ્યા છે. તેથી મજૂરોની અછત છે. છતાંય તમે અહીં નામ નોંધાવી જાવ. જો આવતી કાલે મજૂરો નહીં મળે, તો પરમ દિવસે તો હું તમને મજૂરો ચોક્કસ મેળવી આપીશ." તેમના કહેવા પ્રમાણે મેં યાત્રાસંઘના યાત્રીઓનાં નામ ચોપડામાં નોંધાવી દીધાં અને ત્યાંથી નીકળી વૈદરાજની દુકાને આવ્યો. યાત્રીઓ મારી વાટ જોઈ રહ્યા હતા. મેં જે વસ્તુસ્થિતિ હતી, તે કહી સંભળાવી.

હું અને રતનસિંહ રાતે બજારમાં નીકળ્યા તે વખતે રસ્તામાં સુબેદાર સુરતસિંહ મળ્યા. તેમણે મને જણાવ્યું કે, "રાજદેવે બધા યાત્રીઓના પાસપોર્ટ મને પાછા સોંપી દીધા છે." થોડું અટકી, કંઈક યાદ આવી જતાં તે કહેવા લાગ્યા, "નેતા તરીકે આપના પાસપોર્ટનો ૧૩ નંબર હતો, તેથી મને શંકા હતી કે આપ અને આપનો યાત્રાસંઘ યાત્રા પૂરી કરી હેમખેમ આટલો જલદી પાછો આવી શકશે !" આ સાંભળી હું હસવું રોકી શકયો નહીં. મેં કહ્યું, "આપની માફક રાજદેવને પણ આ ૧૩ નો અંક રાહુ-કેતુ કરતાં ય અશુભ લાગ્યો હતો. ધારચૂલાથી નીકળતી વખતે તેમણે પણ આવી જ શંકા કરી હતી. અમને જોઈ ને હવે આપ જ કહો કે ૧૩ અંક શુભ છે કે અશુભ." આ ૧૩ના અંક વિષે હું તેમને કહેવા લાગ્યો કે, "વિદેશોમાં એવી માન્યતા ઘર કરી ગઈ છે કે 'જીસસ ક્રાઈસ્ટ' છેલ્લું વાળુ કર્યાં હતા ત્યારે બધા મળીને ૧૩ વાળુ કરનાર હતા. બીજે દિવસે જીસસને ફાંસી મળી. બસ, ત્યારથી લોકો આ ૧૩ના અંકને અમંગળ માનવા લાગ્યા. મને તો આ આંકડો ઘણો શુભસૂચક જણાયો છે. તેથી તો મેં કૈલાસ અને માનસરોવર-બન્નેની પ્રદક્ષિણા પૂરી કરી છે." મારી વાત સાંભળી સુબેદાર સાહેબ હેરત પામ્યા. હું તેમને ૧૩ અંક વિષે આગળ કહેવા લાગ્યો, "વિશ્વના ઘણા લોકોને આ આંકડો અશુભ સાબિત થયો હશે, પણ ઘણાને તે ઘણો જ કલ્યાણકારી પૂરવાર થયો છે. જેમ કે, અમેરિકાના એક વખતના પ્રમુખ 'વુડ્રો વિલ્સન' આ સંખ્યાને શુભ માનતા હતા. તે ઈ. સ. ૧૯૧૩ માં પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. જર્મનીના પ્રસિદ્ધ સંગીતજ્ઞ 'રિચાર્ડ વૅગ્નર' પણ આ અંકને શુભ માનતા હતા. તેમનો જન્મ ઈ. સ. ૧૮૧૩માં થયો હતો. તેમણે સંગીતની કેટલીક પ્રસિદ્ધ રચનાઓ પણ ૧૩ તારીખે બહાર પાડી હતી. ઉત્તર ધ્રુવના સૌથી પહેલા સફળ યાત્રી ડૉ. નાનસેન પણ ૧૩ના આંકડાને શુભ માનતા હતા. ઈ. સ. ૧૮૯૩ ની ૧૩ મી તારીખે તેમણે આ યાત્રાનો પ્રારંભ કર્યો હતો. તેમના યાત્રાસંઘમાં ૧૩ યાત્રી હતા. જ્યારે તે આ યાત્રામાં સફળ થઈ પાછા આવ્યા ત્યારે ૧૩ ઓગસ્ટ ૧૮૯૬ નો દિવસ હતો. આ સફળતા માટે તેમને 'ભૂગોળસંસ્થા' દ્વારા બહુમાન આપવામાં આવ્યું તે દિવસ ૧૩ ફેબ્રુઆરી હતો. જ્યારે 'અમેરિકા'ને સ્વતંત્રતા મળી ત્યારે તેમાં ૧૩ રાજ્યો જોડાએલા હતાં. આ સ્વતંત્રતાના જાહેરનામા પર સહી કરનાર ૧૩ પ્રતિનિધિ હતા. અમેરિકાના

રાષ્ટ્રધ્વજમાંના પટાઓની સંખ્યા ૧૩ છે. 'તિબેટ દેશ'માં પણ આ અંક શુભ મનાય છે. કૈલાસની 'ખંડો સંગલમ'ને રસ્તે થઈને કરાતી ૧૩મી પ્રદક્ષિણા ઘણી શુભ ગણાય છે. તિબેટના 'પંચાંગ' અનુસાર 'તાલો' (અશ્વ) વર્ષ દરમિયાન કરવામાં આવતી કૈલાસની એક પ્રદક્ષિણા ૧૩ પ્રદક્ષિણા જેટલું પુણ્ય આપે છે. કૈલાસના દક્ષિણ ઢાળાવ પર મૃત વિદ્વાન લામાઓની સમાધિ 'સિરદંગ ચુક્ષુમ' છે, તેની સંખ્યા ૧૩ છે. અમારી કૈલાસયાત્રામાં પણ આ ૧૩ સંખ્યાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. બલવાકોટથી અમે ચાલવું શરૂ કર્યું હતું તે દિવસે ૧૩ જુન હતી. નેતા તરીકે મારા પાસપોર્ટનો નંબર ૧૩ હતો. બધા યાત્રીઓનો સામાન ૧૩ મણ અને તેને ઊંચકનાર મજૂરો ૧૩ હતા. યાત્રા કરી 'ગરબ્યાંગ' પાછા આવી ત્યાંથી પગપાળા 'ધારચૂલા' આવવા નીકળ્યા તે દિવસ ૧૩ જુલાઈ હતો." ૧૩ અંક શુભ છે તે વિષેનું મારું આવું વિસ્તૃત પ્રવચન સાંભળી સુબેદાર સુરતસિંહ આશ્ચર્યરૂપી સાગરમાં ગરક થઈ ગયા. થોડી વાતચીત કર્યા બાદ અમે છૂટા પડ્યા.

અમે બેઉ જણ દુકાને આવ્યા એટલામાં નોકર ગાયનું દૂધ લઈને આવી પહોંચ્યો. રતનસિંહે તે દૂધને ગરમ કરાવવા ઘરમાં મોકલી આપ્યું. અમે મેડા પર ગયા અને મજૂરો વિષે વાતચીત કરવા લાગ્યા તેવામાં નોકર ગરમ દૂધ લઈ આવ્યો. થોડી વાર પછી રતનસિંહ વાળુ કરવા નીચે ગયો એટલે હું તે દૂધ પીને સૂઈ ગયો.

* * * * * * *

તારીખ ૧૯ જુલાઈ ને બુધવાર હતો. હું વહેલો ઊઠી ગરમ પાણી વડે સ્નાન કર્યા બાદ પરમેશ્વરનું ચિંતન કરવા લાગ્યો. જ્યારે બારીમાંથી સૂર્યનાં કિરણ ઓરડામાં પ્રવેશ્યાં ત્યારે મેં ઘડિયાળમાં જોયું તો ૭ વાગી ચૂક્યા હતા. મેં ઊભા થઈ બારી ઉઘાડી અને સૂર્યનારાયણને પ્રણામ કર્યા. થોડી વારે રતનસિંહ મેડા પર આવ્યો અને પૂછવા લાગ્યો, "અમારા આ ગરીબખાનામાં રાતે ઊંઘ તો સારી આવી હતી ને?" મેં સસ્મિત વદને જવાબ આપ્યો, "થાકેલો માણસ ગમે ત્યાં સૂવે, ઊંઘી જાય છે." રતનસિંહ હજી નાહ્યો ન હતો, તેથી હું તેને વહેલા નાહવાની આદત પાડવાનું અને પછી થોડી વાર

પ્રભુનું સ્મરણ કરવાનું કહી યાત્રીઓને મળવા માટે રવાના થયો. વૈદરાજની દુકાને પહોંચ્યો તો યાત્રીઓ કેરીઓ અને કેળાં ખરીદી રહ્યા હતા. આજે રસપુરીના જમણનો કાર્યક્રમ હોય તેવું કંઈક લાગ્યું. ખાખીબાવા રસોઈ બનાવવામાં સિદ્ધહસ્ત હતા, એટલે તે શી વસ્તુનું શું બનાવશે તે કહેવું ઘણી વાર મુશ્કેલ થઈ પડતું. ખાખીબાવાના પાકશાસ્ત્રના જ્ઞાન વિષે અમે વાતચીત કરી રહ્યા હતા તેવામાં વૈદરાજના એક મિત્ર ભોટિયા વેપારી આવી ચડ્યા. અમે વાતચીતનો વિષય બદલી નાખવાના હેતુથી તે આગંતુકને પ્રશ્ન કર્યો, “ આ ગામનું નામ ‘ ધારચૂલા ’ કેમ પડ્યું ? ” તે મુખ મલકાવતા કહેવા લાગ્યા, “જ્યારે ઋષિ–મુનિઓનો એક મોટો સંઘ કૈલાસયાત્રા કરી પાછા ફરતી વખતે આ જગાએ પહોંચ્યો હતો ત્યારે રસ્તામાં કોઇક કારણસર શરૂ થયેલો ઝગડો અહીં આવતાં વધી પડ્યો હતો. તેથી બધા એક ચૂલે રસોઈ પકવી જમવાનું પસંદ ન કરતાં, પોતપોતાના અલગ અલગ ચૂલા બનાવી તે પર રસોઈ તૈયાર કરી જમ્યા હતા. અહીં અલગ અલગ ચૂલા બન્યા હોવાથી આ જગાનું નામ ‘ ધાર–ચૂલા ’ પડી ગયું.” આ સાંભળી બધા યાત્રી ખડખડાટ હસી પડ્યા. અમારા યાત્રાસંઘના બેત્રણ યાત્રીઓ વચ્ચે પણ આ યાત્રામાર્ગમાં આવા ઝગડા થયા હતા. મને એક યાત્રીએ ‘ ગરબ્યાંગ ’માં કહ્યું હતું કે હું ‘ દરચેન ’થી માન-સરોવરની પ્રદક્ષિણા કરવા નીકળ્યાને બીજે દિવસે જ્યારે યાત્રાસંઘ બરખા થઈ રાક્ષસતાલને કિનારે પહોંચ્યો હતો, તે વખતે બે યાત્રીઓને એકબીજા સાથે ગરમ ગરમ બોલાચાલી થઈ હતી. એક યાત્રી રડી પડ્યો હતો. ગરબ્યાંગમાં પહોંચી મદ્રાસી સ્વામીએ પણ પોતાના બશેર વજનના સામાનની મજૂરીનાં નાણાં બાબતમાં કીચ ઝંપા સાથે ઝગડો કર્યો હતો. આ બધા ઝગડાનું મૂળ કારણ તો પ્રદેશની ઊંચાઇને લીધે હવાનું પાતળાપણું, પિત્ત–વિકાર, થાક, ભૂખ, ઠંડી, સૂકો પ્રદેશ, ખાવા–પીવામાં તેમ જ સૂવા–જાગવામાં અનિયમિતતા, ઓછું ધૈર્ય અને વધારે ‘ હું–પણું ’ વિગેરે હોય છે. નોખા ચૂલા કરવાનો પ્રશ્ન આવતાં યાત્રાની મજા મારી જાય છે.

આજે બપોરે અહીંથી એન્જિનીયર સાહેબની સરકારી જીપગાડી અસકોટ જઈ રહી હતી. મદ્રાસી સ્વામી તેમાં ઝટ ચડી ગયા. સાહેબે મને અંદર બેસી જવા કહ્યું, પણ યાત્રાસંઘના બીજા યાત્રીઓને છોડીને

એકલા મોટરમાં બેસી ચાલ્યા જવા માટે મારું મન માન્યું નહીં. તેથી મેં મારો બિસ્તરો અસકોટ પહોંચતો કરવા સાહેબને સોંપી દીધો. ત્યાર પછી જીપ રવાના થઈ ગઈ.

સાંજે 'મજૂરસંઘ'ના કાર્યાલયમાં જઈ તપાસ કરી તો સમાચાર મળ્યા કે આવતી કાલે જરૂર મજૂર મળી જશે. ત્યાંથી આવીને આ સમાચાર મેં બધા યાત્રીઓને કહી સાંભળાવ્યા. સાયંઆરતી થયા બાદ બે યાત્રીએ દુકાનની બહાર પોતાના બિછાનાં કર્યાં, જ્યારે બીજા યાત્રીઓ દુકાનની ઉપરના માળે સૂવા ચાલ્યા ગયા. ગોળવાળા ભગત કહેવા લાગ્યા, "ગઈ રાતે તો માંકડનું સૈન્ય અમારા પર એવું તો તૂટી પડયું હતું કે હરામખોરોએ અમારી નીંદ હરામ કરી નાખી હતી. આખી રાત પડખાં ફેરવવામાં જ કાઢી હતી." મેં ટોણો માર્યો, "તમે યાત્રામાં કેવો સ્વાદિષ્ટ સૂકો મેવો આરોગ્યો છે તેની તપાસ કરવા માટે તે બધા માંકડ આવ્યા હશે." આ સાંભળી ભગતજી ખડખડાટ હસી પડ્યા. બધા યાત્રી પથારીમાં પડ્યા એટલે હું ત્યાંથી રવાના થઈ રતનસિંહની દુકાને આવ્યો. તે બિચારો મારી વાટ જ જોઈ રહ્યો હતો. રાતે ફળ ને દૂધનો ફળાહાર કરી, થોડી વાર રતનસિંહ સાથે વાતચીત કર્યા બાદ હું બિછાનમાં આડો પડ્યો.

## —: कस्मै देवाय हविषा विधेम :—

"जिसकी महिमा देख मौन हिमशोभित है सब शैल शिखर,
जिसकी गौरव गाथा गाते सागर, सरिता, धार, लहर।
जिस विराटकी बाहोंमें आवेष्टित है सारा त्रिभुवन
उसी देवताके चरणोंमें जीवन हव्य करें अर्पण॥"

('ऋगवेद'–૧૦/૧૨૧/૪)

સત્યકામ વિદ્યાલંકાર—





## —: 'બલવાકોટ' થઈને 'અસકોટ' માં આગમન :—

તારીખ ૨૦ જુલાઈ ને ગુરુવાર હતો. કૈલાસપતિની કૃપાથી અમને આજે મજૂરો મળી ગયા. તેથી અમે બધા ઝટપટ ટૂંગાપાણી કરી સરસામાન બાંધીને તૈયાર થઈ ગયા. મજૂરોએ સામાન તોળી પોતપોતાની પીઠ પર ચડાવ્યો, એટલે અમે 'ધારચૂલા' થી રવાના થયા. આજે અમારો રાતવાસો ૧૦ માઈલ દૂર આવેલા 'બલવાકોટ' ડાકબંગલે નક્કી થયો હતો. ત્યાં ઊતરવા માટેનો પરવાનગી–પત્ર પણ મેં એન્જિનીયર સાહેબની ઑફિસમાંથી ગઈ કાલે લઈ લીધો હતો. 'ધારચૂલા' ગામની ભાગોળે શ્રી ભંડારી મળ્યા. તે અહીંના ગુપ્તચર-વિભાગમાં કર્મચારી હતા. તેમની સાથે એક નેપાળી મૂંગો યુવક હતો. શ્રી ભંડારીએ મને કહ્યું કે આ યુવકમાં એવી અજબ શક્તિ છે કે ગમે તે માણસને જોતાંવેંત તેનો ચહેરો કાગળ પર આબેહૂબ ચીતરી શકે છે. મેં આ વાતની ખાતરી કરવા તેને પેન અને કાગળ આપ્યા અને મારો ચહેરો ચીતરવા કહ્યું. બેએક મિનિટમાં તેણે આ કાર્ય કરી બતાવ્યું. હું અને મારી સાથેના યાત્રીઓ તો દંગ થઈ ગયા. મારા ચિત્રવાળો તે કાગળ લઈ મેં મારા ગજવામાં મૂક્યો. આ છોકરાને શાબાશી આપી અમે ત્યાંથી આગળ વધ્યા.

જમણી બાજુ પરના લીલાછમ પહાડો પર દેખાતાં કેળાંના બગીચા સુંદર દૃશ્ય ખડું કરી રહ્યા હતા. કાલી નદીને ડાબે કિનારે

આવેલા લીલાછમ પહાડો પણ દર્શનીય હતા. હવે તો 'બલવાકોટ' સુધીનો રસ્તો ઘણો ઓછા અને નાનાં ચડાણ-ઉતરાણવાળો હતો, એટલે અમારી ચાલવાની ઝડપ ઘણી વધી ગઈ. અમે બે માઈલ વટાવી 'ગલાતી ગડ' ઝરણાને પાર કર્યું. અહીંથી આગળ વધી બીજા બે માઈલના અંતરમાં આવતા 'ફૂલતડી,' ગામ, 'નિગલપાણી' ઝરણું અને 'ગોઠી' ગામ પસાર કરી કાલિકાના ઝરણા પાસે આવી પહોંચ્યા. અહીં પહોંચતાં અમે થાકી ગયા હતા, તેથી ઝરણાને કિનારે થોડો વિશ્રામ કર્યો. ત્યાર પછી ભગવતી કાલિકાનું સ્મરણ કરી આ ઝરણાનું મધુર જળ પીધું. અમારા યાત્રાસંઘના બે યાત્રીઓ અમારાથી આગળ નીકળી ગયા હતા. અમે થોડી વારે ઊભા થઈ રવાના થયા.

અહીંથી સખત ચડાણ શરૂ થયું. હું ઝડપભેર બધાની આગળ નીકળી ગયો. એક માઈલનું આ ચડાણ ચડી હું 'છોલીકી ધાર' નામક જગાએ આવી પહોંચ્યો. અહીંથી કાલી નદીના ડાબા કિનારા પરની નેપાળની ભૂમિનું ગામ અને લીલાછમ પહાડોનું દૃશ્ય ચિત્તાકર્ષક જણાતું હતું. નદીકિનારેથી માંડીને પહાડની ટોચ સુધીમાં શેરડીનું વાવેતર નજરે પડતું હતું. હવે હું ઉતરાણ ઊતરવા લાગ્યો. લગભગ એકાદ માઈલનું ઉતરાણ પૂરું કર્યું. આ રસ્તે કૈલાસયાત્રાએ જતી વખતે આ ચડાણ-ઉતરાણ મને સખત લાગ્યાં હતાં, પણ અત્યારે તો મામૂલી લાગ્યાં. કૈલાસયાત્રાના 'લીપુ-લા', 'ગુર્લા-લા', 'દોલ્મા-લા' વગેરેની સરખામણીમાં આ 'છોલીકી ધાર'નાં ચડાણ-ઉતરાણની શી વિસાત!

આકાશમાં સૂર્ય તપી રહ્યો હતો. શરીર તો પરસેવે રેબઝેબ, ચાલવાની ગતિ પણ ઝડપી. 'છારશમ', 'નંતડી', 'કુચિયા' વગેરે સ્થાનોને ત્રણ માઈલના ગાળામાં અનુક્રમે પસાર કરી હું 'કુચિયા-ઝરણા' પાસે આવી પહોંચ્યો. હવે અહીંથી 'બલવાકોટ' એકાદ માઈલ દૂર હતું. તેથી હું ઝરણાને પાર કરી તેને જમણે કિનારે સપાટ ભૂમિ પર થાક ખાવા બેઠો. મેં આજે વહેલી સવારે ગરમ પાણી વડે સ્નાન કરી જપ-ધ્યાન કર્યાં બાદ દૂધ ને કેળાંનો ફળાહાર લીધો હતો, તેથી મારે રસ્તામાં આવેલા નિર્મળ જળ વહેવરાવતા ઝરણામાં સ્નાન કરવાની જરૂર પડી નહીં. હવે તો 'બલવાકોટ' પહોંચી સારી રીતે વિશ્રામ કર્યો, બાદ સાયંકાળે કાલી નદીમાં સ્નાન

કરવા મેં મનોમન નક્કી કર્યું. થોડી વારે હું ઊભો થઈ ચાલવા માંડ્યો. રસ્તો તો સીધો અને સારો હતો. પંદરેક મિનિટમાં હું 'બલવાકોટ'ના ડાકબંગલે આવી પહોંચ્યો. મેં જોયું કે અમારા યાત્રાસંઘના બે યાત્રીઓ ડાકબંગલાને પગથિયે બેઠા બેઠા મારા આગમનની 'કાગને ડોળે' વાટ જોઈ રહ્યા હતા. મને જોતાંવેંત એક યાત્રી મોટેથી કહેવા લાગ્યો, "આ ડાકબંગલાનો 'દાદો' વિફર્યો છે. પરવાનગીપત્ર વિના એક પણ ઓરડો ઉઘાડી આપવાની તે સાફ ના પાડે છે. અમે બેઉ અહીં ક્યારના આવીને 'માખીઓ મારી રહ્યા છીએ.' તમે ધારચૂલાથી પત્ર-બત્ર લાવ્યા હો તો આ 'દાદા'ને ઝટ આપો ને, જેથી અમે ઓરડામાં લાંબા થઈએ."

મને આવેલો જોઈ ડાકબંગલાનો રખેવાળ ચમરસિંહ આવી પહોંચ્યો અને બે હાથ જોડી પ્રણામ કર્યા. મેં તેને પરવાનગીપત્ર આપ્યો એટલે તેણે ડાકબંગલાના બે સારા ઓરડા ખોલી આપ્યા. ઓરડા સાફસૂફ હતા અને અંદર ખાટલા ઢાળેલા હતા. તે જોઈ અમે ત્રણેય એક એક ખાટલા પર લાંબા થયા. એકાદ કલાક બાદ યાત્રાસંઘના બાકીના બધા યાત્રી એક પછી એક આવી પહોંચ્યા. આજે ૧૦ માઈલની પગપાળા યાત્રા કરી બધા થાકી ગયા હતા. તેથી ઢાળેલા ખાટલા જોઈ બધા યાત્રી રાજી થતાં તેના પર દેહને ઢાળવા માંડ્યા.

લગભગ સવા કલાક વીત્યો તો ય મજૂરો આવ્યા નહીં. રસ્તામાં શું થયું ને શું નહીં, કોને ખબર! ગોળવાળા ભગતે પોતાના સામાન માટે 'કાગારોળ' કરી મૂકી. કોને ખબર તેમાં શું ય હીરામોતી ભર્યાં હશે! તે તો મજૂરોને 'જેમ આવે તેમ' ચોપડવા માંડ્યા. મેં તેમને ધીરજ રાખવા કહ્યું. એ પણ કહ્યું કે, "જો મજૂરો એકાદ કલાકમાં નહીં આવી પહોંચે તો હું તે બધાની શોધ કરવા જઈશ, ચિંતા ન કરો." ત્યારે ભગતજી શાંત પડ્યા. બધા યાત્રીઓને કકડીને ભૂખ લાગી હતી. બધાએ ખાખીબાવા પાસે ભૂખનું દુઃખ વ્યક્ત કર્યું. ખાખીબાવા વીજળીવેગે ઊઠ્યા અને ચમરસિંહ પાસે જઈ રસોઈ બનાવવા માટે ખપપૂરતાં વાસણો કઢાવ્યાં. તે દરમિયાન એક યાત્રી બલવાકોટ જઈ લોટ, દાળ, બટેટાં વગેરે ખરીદી આવ્યો. ખાખીબાવા રસોડામાં જઈ રસોઈની તૈયારી કરવા લાગ્યા. હું ટૂવાલ અને કમંડલુ

લઈ સ્નાન કરવા માટે કાલી નદીએ ઊપડચા. હજી સૂર્યાસ્ત થવાને થોડી વાર હતી. વાતાવરણ મજાનું હતું. નદીને કિનારે પહોંચી સ્વચ્છ જગ્યાએ વસ્ત્રો કાઢી હું આ હિમનદીમાં નહાવા ઊતર્યો. કૈલાસ–માનસરોવરની હિમનદીઓમાં પ્રતિદિન સ્નાન કરી કરીને હું રીઢો થઈ ગયો હતો, આ નદીનું જળ મને વિશેષ ઠંડું ન લાગ્યું. નદી ઘૂઘવાટ કરતી વહી રહી હતી.

સ્નાન કરી જ્યારે હું ડાકબંગલે પાછો આવ્યો ત્યારે મજૂરો પોતાની પીઠ પર યાત્રીઓનો સામાન ઊંચકી ડાકબંગલાના ફાટકમાં દાખલ થઈ રહ્યા હતા. આ બાબતની સૂચના મેં મોટે સાદે યાત્રીઓને કહી સંભળાવી. બધા યાત્રી ઓરડામાંથી ફટાફટ બહાર ધસી આવ્યા. હજી તો બિચારા મજૂરો પીઠ પરનો બોજો ઉતારી શ્વાસ ભરી રહ્યા હતા ત્યાં તો એક–બે યાત્રી આ મજૂરો પર 'વરસી પડચા'. "આ તે કાંઈ રીત છે? આમ ગોકળગાય માફક ચાલવું હોય તો મજૂરી લઈ રસ્તે પડો. પૂરાં નાણાં આપીએ છીએ. મફત મજૂરી થોડી કરાવીએ છીએ? શું સમજ્યા?" મેં લાલપીળા થયેલા યાત્રીને હાથ પકડી શાંત કર્યા અને પછી એક પ્રૌઢ વયના મજૂરને ધીમે રહી તેઓના વિલંબનું કારણ પૂછ્યું. તે કહેવા લાગ્યો કે, "એક મજૂરને રસ્તામાં 'ધાત ફૂટી પડી' (ગુહ્યેન્દ્રિય વાટે લોહી વહેવા લાગ્યું), તેથી તેને ત્યાંથી જ વિદાય કર્યો અને તેનો બોજો બધા મજૂરોએ થોડો થોડો વહેંચી લીધો. આમ પીઠ પર વધારે બોજો હોવાથી પડાવે પહોંચતાં વાર લાગી છે." આ સાંભળીને લાલપીળા થઈ ગયેલા યાત્રીનો 'પારો ઊતરી ગયો.' તે મુખ ફેરવી ચૂપચાપ ઓરડામાં ચાલ્યા ગયા. તે જોઈ મને થયું કે આવા પ્રામાણિક, પરોપકારી અને મહેનતુ મજૂરોને શાબાશી આપવાને બદલે તેઓને આવાં કડવાં વેણ કહી આઘાત પહોંચાડવો તે શું માનવતા કહેવાય! ખેર, મેં આ પ્રસંગને ભીનો સંકેલી નાખ્યો અને મજૂરો માટે બલવાકોટની ધર્મશાળામાં રહેવાની વ્યવસ્થા કરાવી આપી.

સાંજે 'થલ–ડીડીહાટ' સ્થાનના ન્યાયાધીશ શ્રી વર્મા 'બલવાકોટ' આવી ડાકબંગલામાં ઊતર્યા હતા. હું કાલી નદીએ સ્નાન કરીને ડાકબંગલે આવ્યો ત્યારે મારે તેમની સાથે વાતચીત થઈ. તે સજ્જન ઘણા મળતાવડા સ્વભાવના તેમજ ધર્મભાવવાળા જણાયા. આવતી કાલે તે અહીંથી 'ગરબ્યાંગ' તરફ સરકારી કામે જવાના હતા. મેં

તેમને રસ્તાની જાણકારી અને આવશ્યક સૂચના આપી, જેથી તેમણે આભાર વ્યક્ત કર્યો. તેમણે મને આજનું વાળુ તેમની સાથે લેવા ખાસ નિમંત્રણ આપ્યું, પણ હું તો ફળાહારી હોવાથી મેં મારી એ સ્થિતિ સ્પષ્ટ કરી. આ સાંભળી તેમણે પોતાના રસોઇયાને હાક મારી બોલાવ્યો અને મારા માટે ઘીમાં બટેટાંની કાતરી તળવા તેમ જ ગાયનું દૂધ ગરમ કરવા માટે આદેશ કર્યો.

સાયંઆરતી થઈ ગયા બાદ યાત્રીઓ જમવા માટે રસોડે ગયા. શ્રી વર્માનું ભોજન અને મારો ફળાહાર તેમના રસોઇયાએ તૈયાર કરી નાખ્યાં હતાં એટલે અમે રસોઇયાને કહી જમવાનું અમારા ઓરડામાં મંગાવ્યું. શાંતિથી જમ્યા બાદ અમે વાતે વળગ્યા. યોગવિદ્યા અને તંત્રશાસ્ત્ર તેમજ સિદ્ધો અને યોગીઓથી માંડીને પ્રેતવિદ્યા અને ભૂવા સુધીના વિષયો ચર્ચ્યા. થાક્યા પાક્યા યાત્રીઓ વાળુ કરીને સૂઈ ગયા હતા. તે લોકોના ઓરડામાં સોપો પડી ગયો હતો. વાતો કરતાં કરતાં શ્રી વર્મા બગાસાં ખાવા લાગ્યા એટલે હું સમય વરતીને ઊભો થયો અને તેમની વિદાય લઈ મારા ઓરડામાં આવ્યો. ઊંઘી રહેલા કોઈ યાત્રીને જરા ય ખલેલ ન પડે તે રીતે મેં ધીમેથી મારું બિછાનું પાથર્યું અને તેના પર હળવે રહીને લાંબો થયો.

* * * * * * *

તારીખ ૨૧ જુલાઈ ને શુક્રવાર હતો. આજે મજૂરો ડાકબંગલે વહેલા આવી પહોંચ્યા કારણ કે ગઈ કાલે એક યાત્રીએ તેઓને મોડા પડવા બદલ ખૂબ ધમકાવ્યા હતા. યાત્રીઓ ચા–પાણી વડે કોઠા ભરી તૈયાર થઈ જતાં મજૂરો પીઠ પર સામાન લઈ 'અસકોટ' ભણી ચાલતા થયા. આજે 'અસકોટ' પહોંચવા માટે બધાને લગભગ ૧૧ માઈલ ચાલવાનું હતું. તેમાં ય 'ગરજિયા'નું ૩½ માઈલનું સખત ચડાણ ચડવાનું હતું. આજની આ છેલ્લી પગપાળા યાત્રા હતી. ત્યાર બાદ તો મોટરબસ અને ટ્રેનની યાત્રાઓ થવાની હતી. પગને ખાસ્સો આરામ મળવાનો હતો. જો કે આજની યાત્રામાં આવનાર 'ગરજિયા'ના સખત ચડાણથી યાત્રીઓ ડરે એવા નહોતા, કારણ કે તેઓએ કૈલાસયાત્રામાં 'સુમેરિયાની ધાર', 'માલપા', 'લીપુ', 'ગુર્લા', 'દોલ્મા' ઇત્યાદિના ઘણાં સખત ચડાણ–ઉતરાણ પાર કર્યાં હતાં. એ

બધાં ચડાણ-ઉતરાણની સરખામણીમાં 'ગરજિયા'નું ચડાણ તેઓ માટે મામૂલી હતું. ન્યાયાધીશ શ્રી વર્માએ મને ગાયનું તાજું દૂધ પીને પછી અહીંથી નીકળવા આગ્રહ કર્યો, તેથી હું રોકાઈ ગયો. બીજા બધા યાત્રીઓ 'કૈલાસપતિની જય' બોલાવતા અહીંથી વિદાય થયા.

ગાયનું દૂધ લેવા બલવાકોટ ગામમાં ગયેલો નોકર પોણા કલાકે દૂધ લઈ આવી પહોંચ્યો. સાહેબ તેને આ વિલંબ માટે ધમકાવે તે પહેલાં જ તે કહેવા લાગ્યો કે ગોવાળની ગાય પહાડોમાં ચરવા ગઈ હતી, ત્યાંથી તેને લઈ આવતાં અને દોહતાં તેને મોડું થયું. નોકરની આ સફાઈ સાંભળી સાહેબનો પારો ઊતરી ગયો. સરકારી નાના નોકરલોકો પણ ગજબના હોય છે!

મારા માટે દૂધ અને સાહેબ માટે ચા તૈયાર થઈ જતાં રસોઇઓ તે લઈ આવ્યો. હું વહેલી સવારે કાલી નદીમાં જઈને સ્નાન કરી આવ્યો હતો, તેથી દૂધ પીવામાં મારો નિયમ ભંગ થાય તેવું નહોતું. દૂધ જરા ઠંડું પડતાં હું તે પીવા લાગ્યો. શ્રી વર્મા સાહેબ મને કહેવા લાગ્યા કે જ્યારે ફરી વાર આ તરફ આવવાનું થાય ત્યારે હું થોડા દિવસ તેમનો અવશ્ય અતિથિ બનું. મેં તેમનું નિમંત્રણ સહર્ષ સ્વીકાર્યું, પણ હું ક્યારે આવી શકીશ તે વિષે મેં કાંઈ નિશ્ચિત જણાવ્યું નહીં. 'હરિઇચ્છા બળવાન.'

મીઠું દૂધ પીધા બાદ મેં શ્રી વર્મા સાહેબની વિદાય લીધી. ડાકબંગલામાં મારા સવા કલાકના રોકાણ દરમિયાન યાત્રીઓ તો ક્યાં ના ક્યાં પહોંચી ગયા હશે! એમ વિચારતો હું ઝડપભેર આગળ વધવા લાગ્યો. સૂર્યનારાયણનો સોનેરી તડકો મજાનો લાગી રહ્યો હતો. રસ્તાના કેટલાંક હળવા ચડાણ અને ઉતરાણ પાર કરતો વેંદા, બંદ, તોલા થઈ 'ખીંખોલા' આવ્યો. અહીંથી ત્રણેક માઈલનું ઉતરાણ ઊતરી જ્યારે હું 'જૌલજીબી' આવી પહોંચ્યો ત્યારે 'કાલી' અને 'ગોરી' નદીઓનો 'સંગમ' જોઈ મારું ચિત્ત પ્રસન્ન થયું. અહીં 'હંસેશ્વર મહાદેવ'નું નાનું મંદિર દર્શનીય છે. કહે છે કે તેમાં પંદરેક વર્ષ પહેલાં એક યોગી રહેતા હતા, જે ૧૩૦ વર્ષની વયના હતા. આ સ્થાને મને એક પહાડી માણસ મળ્યો. યાત્રીઓ વિષે તેને પૂછપરછ કરતાં

તે કહેવા લાગ્યો કે 'જૌલજીભી'ના પુલ પાસે એક સરકારી ખટારો ઊભો રખાવી બધા યાત્રી તેમાં બેસીને 'અસકોટ' તરફ ઊપડી ગયા છે. પહાડી માણસની આ વાત સાંભળી મને નવાઈ લાગી. મને થયું કે 'ધારચૂલા'માં મને 'અસકોટ' જવા માટે સરકારી જીપગાડીની સગવડ મળી હતી, તેમ છતાં ય હું કેવળ યાત્રીઓને એકલા ન છોડી જવાના વિચારે તેમાં બેઠો નહોતો. આમ મેં તો યાત્રીઓની બાબતમાં 'માનવધર્મ' આચર્યો હતો, પણ યાત્રીઓએ તેવી કદર ન કરી અને મને એકલો છોડી તે લોકો ખટારામાં બેસી ચાલ્યા ગયા. વાહ રે, દુનિયા !

હવે હું અહીંથી મોટરરસ્તે આગળ ન વધતાં 'ગરજિયા પુલ' તરફ જતી પગદંડી પકડી ઝડપભેર ચાલવા લાગ્યો. પોણા બે માઈલનું અંતર કાપી જ્યારે હું 'ગરજિયાના પુલ' પાસે આવ્યો ત્યારે મેં ત્યાં ચાર માણસોને બેઠેલા જોયા. પાસે 'નનાસી' પડી હતી, જેમાં લાલ કપડે વીંટાળેલું કોઈ પુરુષનું મડદું બાંધ્યું હતું. તે લોકો પાસેથી જાણવા મળ્યું કે મૃત માણસ 'દરમા' તરફના જંગલખાતાનો કર્મચારી હતો. તેનું મૃત્યુ શંકા ઉપજાવે તેવી રીતે થયું હોવાથી સરકારી હુકમને લીધે તે લોકો તેને ઊંચકીને 'પિથૌરાગઢ' લઈ જઈ રહ્યા હતા. 'દરમા'થી અહીં પહોંચતાં ચોથો દિવસ થયો હોવાથી મડદું ફૂલી ગયું હતું. પિથૌરાગઢ પહોંચતાં પહોંચતાં તેની શી વલે થશે, શી ખબર ! તે મડદું જોતાં મને પેલી સંતવાણી યાદ આવી ગઈ :

"શરીર બધાં અનિત્ય છે, વૈભવ ક્ષણિક તું માન;
પાછળ હરદમ મૃત્યુ છે, માટે હો ધર્મવાન."

હું 'ક્રિયમાણ કર્મ', 'સંચિત કર્મ', અને 'પ્રારબ્ધ કર્મ' વિષે વિચાર કરતો કરતો પુલ દ્વારા ગોરીગંગા નદીને પાર કરી ગરંજિયાનું ચડાણ ચડવા લાગ્યો. કૈલાસયાત્રાએ જતી વખતે જ્યારે અમે વરસાદને લીધે 'અસકોટ'ની ધર્મશાળામાં સલવાઈ પડ્યા હતા અને વાહન કે મજૂરો મળતા નહોતા, ત્યારે મેં ભાડે ઘોડાખચ્ચર શોધવા માટે અસકોટથી જૌલજીભી જતાં આ રસ્તે આવ જા કરી હતી. તેથી આ રસ્તો પરિચિત હતો. શ્વાસે શ્વાસે મહામંત્રનો જાપ જપતો હું સવાત્રણ માઈલનું ચડાણ ચડી જ્યારે ધર્મશાળામાં આવ્યો ત્યારે તેના ચોગાનમાં ધડાધડ છોલટાં ગોટલાં ફેંકાઈ રહ્યાં હતાં. પગથિયાં ચડી ઉપર આવીને

જોયું તો યાત્રીઓ મોટા ટોપલામાંથી કેરીઓ ચૂસી રહ્યા હતા. તે બધા આજે ખૂબ ભૂખ્યા થયા હોય તેમ તેઓની આ ચેષ્ટા પરથી જણાઈ આવતું હતું. મને પણ કેરી માટે આગ્રહ કરવામાં આવ્યો, તેથી મેં બેત્રણ કેરીઓ ચૂસી. આ પહાડી કેરીઓ ઘણી સસ્તી અને મીઠી હતી. હજી મજૂરો આવ્યા નહોતા તેથી કેરી ખાઈને યાત્રીઓ ખાટલા-ઓમાં આડે પડખે થયા. તે જોઈ હું અલમોડાની બસ ઊપડવા વિષેની માહિતી મેળવવા બસસ્ટેન્ડ તરફ રવાના થયો. બજારમાં આવતાં બસ-ઑફિસના કર્મચારી મને સામા મળ્યા. તેમને તે વિષે પૂછતાં જાણવા મળ્યું કે "વરસાદને લીધે અહીંથી 'કનારીછીના' સુધીનો રસ્તો ખરાબ થઈ ગયો હોવાથી ત્યાં સુધીનો બસવ્યવહાર બંધ છે. 'કનારીછીના'થી પિથૌરાગઢ અને અલમોડાની બસની અવર-જવર ચાલુ છે." આ સમાચાર લઈ હું ધર્મશાળાએ આવ્યો. તે વખતે બધા યાત્રી ખાટલામાં પડ્યા પડ્યા જાગી જ રહ્યા હતા. મેં તે બધાને બસ અંગેની તાજી જાણકારી કહી સંભળાવી. તેથી બધાના ટાંટિયા જાણે ઢીલાઢફ થઈ ગયા. ખાખીબાવા બબડ્યા, "અપને લિયે યહ ગાઁવ અપશકુનિયા હૈ, ક્યોંકિ યહાઁસે કૈલાસયાત્રા મેં જાતે સમય ભી મોટરબસ કી યહી દિક્કત થી." આ સાંભળી મેં ખાખીબાવાને કહ્યું, "હમ સબ કે લિયે યહ ભી એક પરીક્ષા હૈ, જિસકે પરીક્ષક હૈ કૈલાસપતિ." ખાખીબાવા ઝટ બોલી ઊઠ્યા "ઉનકો જો કુછ કરના હો સો કરેં. હમ તો ઉન્હીં કે ચરન પકડે હુએ બૈઠે હૈં.

"उसीमें हम हैं राजी, जिसमें तेरी रज़ा है ।
युँ ही वाहवा है, वा वुँ ही वाहवा है ॥"

ખાખીબાવાને કંઠે ગવાએલી આ શાયરી સાંભળી બધા યાત્રી 'વાહવાહ' કહેવા લાગ્યા.

હજી મજૂરો આવ્યા નહોતા. યાત્રીઓને ગરમાગરમ રસોઈ જમવાની ચટપટી લાગી. ખાખીબાવા ધર્મશાળા નીચે રહેતા એક સજ્જન પાસે જઈ રસોઈ માટેનાં જરૂરી વાસણો લઈ આવ્યા અને જયંતીભાઈ પાસેની દુકાને જઈ લોટ, દાળ, શાક વગેરે ખરીદ કરી આવ્યા. ધર્મશાળામાં સારો ચૂલો ન હોવાથી જેને ત્યાંથી ખાખીબાવા વાસણો લાવ્યા હતા તેનું જ રસોડું સાફસૂફ કરાવી ત્યાં જ રસોઈની

તૈયારી કરવા લાગ્યા. ઝટપટ રસોઈ બની જતાં બધા યાત્રી હોંશે જમવા બેઠા. પાસેની એક દુકાને સારી જાતના પહાડી કેળાં અને કેરીઓ વેચાતી હતી. મેં તે ખરીદી તેનો ફળાહાર કર્યો. સાંજે હું અને જયંતીભાઈ વાહન અંગે માહિતી મેળવવા બજારમાં આવ્યા. એક દુકાન સામે માલ લાદેલો એક ખટારો ઊભો હતો. તેના ડ્રાઈવર સાથે વાતચીત કરતાં તેણે જણાવ્યું કે, "અહીંથી બધા યાત્રી અને તેઓના સામાનને પિથૌરાગઢ પહોંચાડવાનું ભાડું ૩૫) રૂપિયા પડશે. જો રાજી હો તો આવતી કાલે દસેક વાગે તૈયાર રહેજો." અમે તેની વાત મંજૂર રાખી. ધર્મશાળામાં પાછા આવીને આ શુભ સમાચાર યાત્રીઓને જણાવ્યા. ત્યાર પછી એક યાત્રી પોતાના સગાં–સંબંધીઓને તાર કરવા માટે અસકોટની તાર–ઑફિસે ગયા અને રાજદેવ, ભગત વગેરે કૈલાસયાત્રાનો પ્રસાદ લઈ અહીંના 'રાજબર' (રાજાસાહેબ)ને મળવા ગયા. હું અહીંના એન્જિનીયરને બંગલે જઈ જીપગાડી દ્વારા ધારચૂલાથી તેમને ત્યાં મોકલેલું મારું બિછાનું લઈ આવ્યો. થોડી વારે સામાન ઊંચકીને બધા મજૂરો ધર્મશાળામાં દાખલ થયા. એક ઓરડામાં બધો સામાન વ્યવસ્થિત ગોઠવી, તે બધા બીજા ઓરડામાં વિશ્રામ કરવા ચાલ્યા ગયા. બહાર ગયેલા બધા યાત્રી સંધ્યાવેળાએ પાછા આવ્યા. રાજદેવે હાથપગ ધોઈ આરતી કરી અને બધા લોકોને સાકરનો પ્રસાદ વહેંચ્યો.

રાત્રે ગામના છોકરાં એકઠા થઈ ધૂન ગાવા લાગ્યા. એ જોઈ ગોળવાળા ભગતને તાન ચડતાં તેમણે પોતાની થેલીમાંથી ઢોલકી અને કરતાલ કાઢયાં અને 'નારાયણ નારાયણ ૐ'ની ધૂન ગાવી શરૂ કરી. આ સાંભળી આજુબાજુ રહેતાં નરનારી અને બાળકોની ઠઠ જામી. બધાં લોકો તાળીઓ પાડતાં પાડતાં ઝૂમવા માંડયાં. વાતાવરણ પવિત્ર બની ગયું. એકાદ કલાક ધૂન ગાયા બાદ 'અચ્યુતં કેશવં' કરવામાં આવ્યું અને બધાંને પ્રસાદ વહેંચવામાં આવ્યો. દર્શનાર્થીઓ ચાલ્યા જતાં બધા યાત્રી બિછાનામાં પડયા ભેળા ઊંઘી ગયા.





## —: પિથૌરાગઢ થઈને અલમોડામાં હેમખેમ પાછા :—

તારીખ ૨૧ જુલાઈ ને શનિવાર હતો. આજે તો બધા યાત્રી સૂર્યનારાયણના આગમન બાદ મોડા ઊઠ્યા હતા કારણ કે આજે કોઈ જલદીમાં નહોતા. હું અને દામજીભાઈ ગંગાજળિયે સ્નાનાદિ કરવા નીકળ્યા. રસ્તામાં એક પહાડી મળ્યો. મેં તેને ઊભો રાખી તેના ગુરુ પેલા પીળાં વસ્ત્રધારી બહુરૂપીઆ વિષે પૂછ્યું. તે કહેવા લાગ્યો કે તે તો મહિના પહેલાં અહીંથી 'લખનૌ' ચાલ્યો ગયો. અમે ગંગાજળિયે આવ્યા તો પાણી ભરનારની મુદ્દલ ભીડ નહોતી. સ્વચ્છ જળનો ધોધ ખળખળ વહી રહ્યો હતો. અહીં સારી રીતે સ્નાન અને ધ્યાનાદિ સત્કર્મ આટોપી અમે બેઉ ધર્મશાળાએ આવ્યા. ખાખીબાવા અને ગોળવાળા ભગત પણ ગંગાજળિયે સ્નાન કરી આવ્યા. ત્યાર પછી રસોઈ બનાવી બધા જમ્યા. આજે સવારે મજૂરોને મજૂરી ચૂકતે કરી નાખી હતી, તેથી તે બધા ચાલ્યા ગયા હતા. અમે અમારાં બિછાનાં બાંધી લીધાં અને સરસામાન પૅક કરી તેને ગામના બે મજૂરો દ્વારા બજારમાં ઊભેલા ખટારામાં પહોંચાડ્યો. ત્યાર પછી બધા યાત્રી બજારમાં આવી ખટારામાં ચડ્યા. હું અંદરના ભાગમાં ડ્રાઈવરની સીટ પાસે બેઠો. કેટલાંક પુરુષ અને સ્ત્રી મુસાફરો પાસેથી નાણાં લઈ તેઓને ખટારામાં ચડવા દેવામાં આવ્યા. સમય થતાં ખટારો ઊપડ્યો. અમે કૈલાસપતિના શુભ નામોના જયકાર કર્યા. ખાખી-બાવાએ જાણે આ છેલ્લી પરીક્ષામાંથી પાસ થયા હોય તેમ છૂટકારાનો

દમ ભર્યો. ખટારામાં બેઠેલી એક યુવાન સાધુડી યાત્રીઓને કહેવા લાગી કે થોડાં વર્ષ પહેલાં તે પણ કૈલાસયાત્રા કરી આવી હતી.

ખટારો ઘરઘરાટી કરતો ચડાણ ચડવા લાગ્યો. ડ્રાઈવરે વાહનની ગતિ વધારી. એક કલાકમાં તો અમે ઓગલા, બંદરલીમા થઈને કનારી-છીના આવી પહોંચ્યા. યાત્રીઓ અને મુસાફરો બસમાંથી ઊતરી સામેની હોટલમાં ચા પી આવ્યા. તેવામાં અલમોડાની એક ખાલી બસ આવી પહોંચી. તે જોઈ ખટારાના ડ્રાઈવરના માથામાં શું ય ભૂંસું ભરાણું કે તેણે બધા લોકોને ખટારામાંથી ઊતરી જઈ બસમાં બેસવા જણાવ્યું. તે કહેવા લાગ્યો કે તે બીજે ગામ પથ્થર ભરવા જઈ રહ્યો છે, પિથૌરાગઢ નહીં જાય. તેણે યાત્રીઓ પાસેથી અહીં સુધીના પચ્ચીસ રૂપિયા ભાડું લીધું. મને લાગ્યુ કે અમને આવી રીતે અહીં ઉતારી મૂકી, ભાડાનાં નાણાં શેઠને ન આપતાં પોતે જ પચાવી પાડવાની ડ્રાઈવરની આ એક મેલી ચાલ છે. જે હોય તે. 'જેવું વાવશે, તેવું લણશે.' અમે અમારો સામાન બસમાં મૂકાવી દીધો અને ઝટપટ બસમાં બેસી ગયા. બીજા મુસાફરો પણ બસમાં બેસી ગયા. થોડી વારે બસના ડ્રાઈવરે બસ હંકારી. ખાખીબાવાને થયું કે આ બીજી પરીક્ષામાંથી પાસ થયા છીએ. રસ્તાનાં ચડાણ–ઉતરાણ પર દોડતી બસ ટોટાનૌલા, નૈનીપાતાલ, તોજરદેવલ થઈ ૧૬ માઈલની મજલ કાપી 'પિથૌરાગઢ'ના બસસ્ટેન્ડ પર આવી ઊભી રહી. મજૂરો પાસે સામાન ઉતરાવી બધા યાત્રી 'નાગાબાવાની ધર્મશાળા'માં આવ્યા. રસોઇયો ગોપાળસિંહ અમને જોતાંવેંત ઓળખી ગયો. કૈલાસયાત્રાએ જતી વખતે અમે આ ધર્મશાળામાં બે દિવસ રોકાયા હતા. મજૂરોએ ઓરડામાં સામાન ગોઠવ્યો અને ખાટલા ઢાળી દીધા. જયંતીભાઈએ મજૂરોને મજૂરી ચૂકવી દીધી. બધા યાત્રી વિશ્રામહેતુ ખાટલામાં પડ્યા. હું અહીંની દીવાલ પર લટકતા કેટલાક નવા ફોટા જોવા લાગ્યો. એક ફોટો કંઈક વિચિત્ર જણાયો. તેમાં કોઈ લાંબી દાઢીવાળા પુરુષે પીઠ પર મોટી ટોપલી ઊંચકી હતી. તે ટોપલીમાં કોઈ ઘરડી સ્ત્રી બેઠેલી હતી. તે વિષે મેં ગોપાલસિંહને પૂછ્યું તો જાણવા મળ્યું કે તે પુરુષ આ ધર્મશાળાના માલિક 'નાગાબાવા' છે, અને તેમણે ઊંચકેલી ટોપલીમાં તેમના વૃદ્ધ માતુશ્રી છે. જ્યારે માતા ઘરડાં થયાં ત્યારે એક દિવસ તેમને કૈલાસ–માનસરોવરની યાત્રા કરવાની ઇચ્છા થઈ. તેથી

નાગાબાવાએ માતાજીને પોતાની પીઠ પર ઊંચકી આ વિકટ યાત્રા કરાવી હતી. નાગાબાવાની માતૃભક્તિની આ ઘટના સાંભળી મારી આંખો ભીની થઈ. મેં આ વાત જ્યારે બીજા યાત્રીઓને કહી સંભળાવી ત્યારે બધા ઝટ ઊભા થઈ તે ફોટા પાસે દોડી ગયા. 'માતૃ દેવો ભવ।'

રાત્રે સ્વામી પ્રણુવાનંદજી બધા યાત્રીઓને મળવા આવી પહોંચ્યા. લગભગ દોઢેક કલાક યાત્રાવિષયક ઘણી ય વાતો કરી. હું કૈલાસ અને માનસરોવર બન્ને તીર્થોની પ્રદક્ષિણા કરી આવ્યો છું તે જાણી તેઓ ઘણા ખુશ થયા. સવારે પાછા મળવાનું જણાવી તે વિદાય થયા. રાતે 'પેટપૂજા' કરી બધા વહેલા સૂઈ ગયા.

* * * * * * *

તારીખ ૨૩ જુલાઈ ને રવિવાર હતો. આજે બધા આપોઆપ વહેલા ઊઠી ગયા, કારણ કે આજે સવારની બસમાં બધાને 'અલમોડા' જવાનું હતું. હું તો બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી સ્નાન-ધ્યાન કરીને તૈયાર થઈ ગયો હતો. મેં અને જયંતીભાઈએ સવારે જ બસસ્ટેન્ડે જઈ બધા યાત્રીની ટિકિટ રીઝર્વ કરાવી લીધી. બધા ઝટપટ તૈયાર થઈ જતાં મજૂરો દ્વારા સરસામાન બસસ્ટેન્ડે પહોંચતો કરાવ્યો. રાજદેવે ધર્મશાળાનું ભાડું તેમ જ ચા-પાણી વગેરેનો ખર્ચ ચૂકવી આપ્યાં. કૈલાસપતિના નામના જયઘોષ કરતાં બધા યાત્રી બસસ્ટેન્ડે આવ્યા. તેવામાં સ્વામી પ્રણુવાનંદજી આવી પહોંચ્યા. બધા યાત્રીઓએ તેમને 'નમો નારાયણાય' કર્યા. બસ આવી એટલે તેના છપ્પર પર બધો સામાન સારી રીતે મૂકાવી તે પર વરસાદી કપડું મજબૂત બંધાવી દીધું અને પછી બધા અંદર દાખલ થયા. દસેક મિનિટમાં આખી બસ મુસાફરોથી ભરાઈ ગઈ. સમય થતાં કંડકટરે સીટી વગાડી એટલે ડ્રાઈવરે બસ હંકારી. બધા યાત્રી કૈલાસપતિના જયકાર કરવા લાગ્યા. સ્વામીજીએ હવામાં હાથ હલાવી અમને વિદાય આપી. રાત્રે વરસાદ વરસ્યો હોવાથી મોટરમાર્ગ ભીનો જણાતો હતો. હું ડ્રાઈવરની પાસેની સીટ પર બેઠો હતો, તેથી મને સામેનું આખું દૃશ્ય સ્પષ્ટ દેખાતું હતું. અત્યારે બસ ઉતરાણ ઊતરી રહી હતી. સવારનું વાતાવરણ ખુશનુમા હતું. ડ્રાઈવર બસને સાવધાનીપૂર્વક હંકારતો 'અંચોલી', 'ઈગ્યારદેવી' અને 'ગુરુના' થઈ અમને 'ઘાટ' નામના સ્થાનમાં લઈ આવ્યો. અત્યારે

ફાટક ખુલ્લો હતો, તેથી લાલ ઝંડી જોતાં ડ્રાઈવરે બસને મારી મૂકી. ત્યાંથી બસોલી, દન્યા, ધૌલાદેવી, પનવાનૌલા વગેરે સ્થળે થોડું થોડું અટકતી, અંદર બેઠેલા કેટલાક મુસાફરોને ઉતારતી તો ત્યાં ત્યાંથી કેટલાકને લેતી ૬૪ માઈલનું અંતર કાપી 'બાડેછીના' મુકામે બસ આવી પહોંચી. ઘડિયાળમાં લગભગ પોણા બે વાગ્યા હતા. હવે અહીંથી 'અલમોડા' કેવળ ૧૧ માઈલ દૂર હતું. આ સ્થાનમાં બસ દસેક મિનિટ રોકાતાં, મુસાફરો સમીપની હૉટલોમાં જઈ ચા-પાણી પી આવ્યા. સમય થતાં કંડક્ટરે બધા મુસાફરોને ગણી લીધા. કોઈ નીચે રહી ગયું નથી તેની ખાતરી થતાં તેણે સીટી વગાડી, એટલે બસ ઊપડી. રસ્તો ચડાણવાળો હતો. થોડી વારે અંદરના મુસાફરો સૂર્યના તાપને લીધે અને બસના હલનચલનને લીધે માથાં આડાંઅવળાં ઢાળી ઊંઘવા લાગ્યા. રસ્તામાં ચીડ વૃક્ષોની ભરમાર હતી. 'ચિત્તાઈ' આવી પહોંચતાં બસ અટકી. અહીં જકાતનાકું હોવાથી બધા મુસાફરોને જગાડી તેમની પાસેથી અલમોડાની પ્રવેશ-ફી વસુલ કરવામાં આવી. ત્યાર પછી બસ આગળ વધી. ચીડના ઘન જંગલમાં થઈ બસ ઝડપભેર દોડતી હોવાથી તડકાનો ત્રાસ ઓછો થઈ ગયો અને બસની ગતિને લીધે અંદર ઠંડી હવા આવવા લાગી. પાંચ માઈલની મજલ કાપી મોટરબસ બપોરે ૨-૪૦ વાગે 'અલમોડા' શહેરના બસસ્ટેન્ડે આવીને ઊભી રહી. બધા યાત્રીઓએ આનંદના આવેગથી મોટા સાદે કૈલાસપતિના ત્રણ વાર જયકાર કરી વાયુમંડળ ગજવી મૂક્યું. આ શુભ જયકાર સાંભળી આજુબાજુના બધા લોકોને ખબર પડી ગઈ કે કૈલાસયાત્રાએ ગયેલો યાત્રાસંઘ હેમખેમ 'અલમોડા' આવી પહોંચ્યો છે.

યાત્રીઓને બસમાંથી ઊતરતાં જોઈ 'એમ્બેસેડર-હૉટલ'નો કર્મચારી બસ પાસે દોડી આવ્યો અને કહેવા લાગ્યો કે હૉટલમાં બેત્રણ ઓરડા ખાલી છે. આ શુભ સમાચાર સાંભળી રાજદેવે અને જયંતીભાઈએ ત્યાં જવાનું નક્કી કરી નાખ્યું. બસ પરનો બધો સરસામાન બે મજૂરો દ્વારા નીચે ઉતરાવ્યો અને તે બધો ગણી જોઈ બરાબર જણાતાં તેને 'એમ્બેસેડર-હૉટલ'માં લઈ જવા તે મજૂરોને આદેશ કર્યો. ખાખીબાવાએ પોતાનો સામાન અલગ કરી રાખ્યો હતો. તેથી તે પોતાનો સામાન એક મજૂર દ્વારા ઊંચકાવી ડૉક્ટર બિંદુને ઘેર ચાલ્યા ગયા. હું તો બાકીના યાત્રીઓ સાથે હૉટલમાં આવ્યો.

ઉપરના ઓરડા સાફ હતા અને અંદર ચાર પલંગ બિછાવેલા હતા. તે જોઈ થાકચાપાકચા યાત્રીઓ તેના પર લાંબા થયા.

પંદરેક મિનિટ વિશ્રામ કર્યા બાદ બેત્રણ યાત્રી અંદરોઅંદર ગૂસપુસ કરવા લાગ્યા કે, "ખાખીબાવા તો તેમના ભક્તને ઘેર ચાલ્યા ગયા છે, હવે 'પેટપૂજા'નું કેમ કરીશું?" તે બન્નેની આ ધીમી વાત મારે કાને અથડાતાં મને એ વાતની ખાતરી થઈ ગઈ કે ખાખીબાવાને મેં યાત્રાસંઘમાં લીધા તે ઘણું સારું કર્યું, નહિતર રસ્તામાં કાચુંકોરું ખાઈખાઈને આ બધા લોકો આવા હેમખેમ અલમોડા પાછા આવત નહીં. યાત્રીઓ ભૂખ્યા થયા હતા, તેથી મને ઓરડાની દેખરેખ સોંપી બજારમાં નાસ્તા-પાણી કરવા ચાલ્યા ગયા.

એકાદ કલાકે બધા પાછા આવ્યા. સાંજે 'સર્વોદય કુટિર'વાળા શ્રી શાંતિભાઈ ત્રિવેદી યાત્રીઓને મળવા આવ્યા. બધાએ તેમની સાથે મોડે સુધી આનંદથી વાતચીત કરી. રાજદેવે સંધ્યાસમયે આરતી કરી અને બધાને સાકરનો પ્રસાદ વહેંચ્યો. શાંતિભાઈના વિદાય થયા બાદ ઓરડા બંધ કરી અને લાઈટ બૂઝાવી બધા યાત્રી સૂઈ ગયા.




**----: Blessed Soul :—**

Blessed are those who complete the pilgrimage of holy Kailas and Manasarovar.

Twice blessed are those who Complete the circumambulations of these pilgrim-places.

Thrice blessed are those who living in these holy places Practice austerity ( TAPA ) and attain Self-Realisation.





## —: હેમખેમ પોતપોતાને ઘેર :—

તારીખ ૨૪ જુલાઈ ને સોમવાર હતો. યાત્રીઓને એક વિશેષ કારણસર 'અલમોડા' શહેરમાં ત્રણેક દિવસ રોકાવાનું થયું. આ દિવસો દરમિયાન અહીંના આશ્રમો જોવાનું, સંત મહાત્માનો સત્સંગ કરવાનું તેમ જ મંદિરોમાં દેવદર્શન કરવાનું નક્કી કર્યું. આજે યાત્રીઓને સમૂહ–ફોટો પડાવવાની ઇચ્છા થઈ. ખાખીબાવા સિવાય બધા યાત્રી હોટલમાં એક સાથે જ હતા. સમૂહ–ફોટામાં ખાખીબાવા હોવા ઘણા જરૂરી હતા, તેથી અમે બેત્રણ યાત્રી ડૉ. બિંદુને ઘેર જઈ રિસાઈ ગયેલા ખાખીબાવાને રીઝવીને હોટલે લઈ આવ્યા. ત્યાર પછી અમે બધા એક સારા ફોટોગ્રાફરને સાથે લઈ શહેરથી થોડે દૂર એકાંતમાં એક વિશાળ ઝાડ નીચે આવ્યા. અહીં ભૂમિ લીલીછમ અને સપાટ હતી. બધાને આ જગા ઘણી પસંદ પડી. ફોટોગ્રાફરે બધાને હારબંધ વ્યવસ્થિત ગોઠવી દીધા અને પછી એક સામેથી અને એક ખૂણામાંથી–એમ બે ફોટો ખેંચ્યા. જેને જેને જે જે યાત્રી સાથે ફોટો પડાવવા હતા તેણે તેણે તે તેની સાથે ફોટા પડાવ્યા. ત્યાર પછી અમે ત્યાંથી રવાના થઈ 'રામકૃષ્ણ આશ્રમ'માં આવ્યા. અહીં દેવમંદિરનાં દર્શન કરી તેમ જ જે કાંઈ દર્શનીય હતું તે બધું જોઈ અર્ધા કલાકે બહાર આવ્યા. અહીંથી હોટલે જતાં રસ્તામાં મોટી પોસ્ટઑફિસ પાસે વળી જઈ, એક પગદંડી પકડી નીચાણમાં આવેલી 'સર્વોદય કુટિર'માં આવ્યા. શ્રી

શાંતિભાઈ અને તેમનાં ધર્મપત્નીએ બધાનું સ્વાગત કર્યું. થોડી વારે અહીંથી ઊઠી ચડાણુ ચડીને મોટી સડક પકડી ત્યાંથી સીધા નિવાસ-સ્થાને આવ્યા. દસેક મિનિટ વિશ્રામ કર્યો ત્યાં તો 'અલમોડા કન્યા મહાવિદ્યાલય'નાં પ્રાધ્યાપિકા કુ. ગંગોત્રીબેન ગરબ્યાલ પોતાની સાથે આઠેક વિદ્યાર્થિનીઓને લઈને અમને મળવા આવી પહોંચ્યાં. અમે તે બધાંને ખુરશીઓ આપી તે પર બેસવા કહ્યું. બધાં સંકોચ અનુભવતાં થોડી વારે ખુરશીઓ પર બેઠાં. ત્યાર પછી કુ. ગંગોત્રીબેનને અમે ગરબ્યાંગનિવાસી તેમના ભાઈ બહાદૂરસિંહ ગરબ્યાલ અને પરિવારના કુશળ મંગળ જણાવ્યા. તેમની સાથે આવેલી કુમારી દુર્ગાને તેના પિતા કીચ ખંપા અને ઘરના બધાના સારા સમાચાર આપ્યા. આ સાંભળી તે ખુશ ખુશ થઈ ગઈ. રાજદેવે બધી કુમારિકાને ચા–નાસ્તો પીરસ્યાં. વાતચીત દરમિયાન કુ. ગંગોત્રીબેન પાસેથી અમને જાણવા મળ્યું કે કેટલાંક વર્ષ પહેલાં તેમણે પણ કૈલાસ–માનસરોવરની યાત્રા કરી હતી. તેમની યાત્રાના અનુભવો સાંભળી અમને આનંદ થયો. થોડી વારે તે બધાંએ અમારી વિદાય લીધી.

નાસ્તા–પાણી કરી અમે અલમોડાથી ત્રણેક માઈલ દૂર પહાડ પરના કાસારદેવી મંદિરે દર્શન કરવા નીકળ્યા. રસ્તામાં દૂરથી પાતાળદેવીનું મંદિર જોયું. હળવું ચડાણુ ચડી જ્યારે બધા યાત્રી કાસારદેવી મંદિરે પહોંચ્યા ત્યારે દેવીનાં દર્શન કરી બધાના ચિત્ત પ્રસન્ન થયાં. અહીંથી દૂરના અલમોડા શહેરનું દૃશ્ય ઘણું સુંદર જણાતું હતું. અહીં થોડી વાર બેસી વિશ્રામ કર્યા બાદ અમે આ મંદિરની પાછળના ભાગમાં આવ્યા, જ્યાં લાલ રંગે રંગેલો 'લામા ગોવિંદ અનાગારિક'નો સુંદર આશ્રમ હતો. આ લામા મારા પરિચિત હતા, તેથી તેમણે બધા યાત્રીનું સ્વાગત કર્યું. અમે કૈલાસયાત્રા કરી હેમખેમ પાછા આવ્યા છીએ તે જાણી તે પ્રસન્ન થયા. મેં તેમને જણાવ્યું કે તેમણે મને આપેલાં ફૂલ મેં તેમના કહેવા અનુસાર પવિત્ર માનસરોવરમાં પધરાવી દીધાં હતાં. આ શુભ સમાચાર સાંભળી તે અત્યંત પ્રસન્ન થયા. તેમણે કરેલી કૈલાસયાત્રાના કેટલાક રોમાંચક પ્રસંગ તેમણે યાત્રીઓને સંભળાવ્યા. બધાને ઘણું જાણવાનું મળ્યું. ટપાલી તેમની ટપાલ લઇને આવ્યો એટલે અમે ઊઠ્યા અને તેમની વિદાય લીધી. ત્યાંથી નીકળી 'હેમાવતી' વગેરે સ્થાનો જોતાં જોતાં અમે બેએક કલાકે અમારા નિવાસસ્થાને

પાછા આવ્યા. આજે યાત્રાસંઘના એક યાત્રી દામજીભાઈ અહીંથી પોતાને ગામ વિદાય થવાના હતા. તે બસ–ઑફિસમાં જઈ ટિકિટ ખરીદી લાવ્યા. બસનો સમય થતાં હું તેમની સાથે બસ–સ્ટેન્ડે આવ્યો. થોડી વારે બસ આવી પહોંચતાં તે મારા પગ પકડી રડવા લાગ્યા. કહેવા લાગ્યા કે, "તમે મને સ્નેહથી આવકાર આપી યાત્રાસંઘમાં ન લીધો હોત, તો આવી પુણ્યદાયક વિકટ યાત્રા મારી જિંદગીમાં ક્યારે ય થાત નહીં." મેં તેમની પીઠ થબથબાવી ઊભા કર્યા અને કહ્યું, "તમારા પૂર્વજન્મનાં કંઈક પુણ્ય હશે અને કૈલાસપતિની કૃપા હશે, જેથી તમે આ યાત્રા કરી શક્યા છો. હું તો કેવળ નિમિત્ત છું. તમે હેમખેમ ઘેર જાવ. પ્રભુ તમારું કલ્યાણ કરે." તે બિચારા આંસુ સારતા બસમાં બેઠા. તેમને જોઈ મારું હૈયું ભરાઈ આવ્યું. બસ રવાના થતાંની સાથોસાથ મારી આંખો છલકાઈ ગઈ.

દામજીભાઈને વિદાય કરી હું નિવાસસ્થાને આવ્યો. થોડી વારે સ્વામી પ્રણવાનંદજી અમને મળવા આવ્યા. રાજદેવે તેમનું ચા–નાસ્તા વડે સ્વાગત કર્યું. યાત્રીઓએ તેમની સાથે મોડે સુધી કૈલાસવિષયક વાતચીત કરી ન જાણેલું એવું ઘણું જાણ્યું. તેમના વિદાય થયા બાદ સંધ્યાસમયે રાજદેવે ભગવાનની આરતી કરી અને પછી ઉપસ્થિત જનોને પ્રસાદ આપ્યો. રાતે બધા વહેલા વહેલા સૂઈ ગયા.

* * * * * * *

તારીખ ૨૫ જુલાઈ ને મંગળવાર હતો. આજે જે જે યાત્રીઓને જ્યાં જ્યાં મળવા જવું હતું ત્યાં ત્યાં જઈ આવ્યા. યાત્રાસંઘના એક યાત્રી શ્રી ઉમેશચંદ્ર મિશ્રા આજે પોતાને ગામ 'ભુવનેશ્વર' ( ઓરિસ્સા પ્રદેશ ) જવાના હતા. બસનો સમય થતાં હું તેમને લઈ બસ–સ્ટેન્ડે આવ્યો. કૈલાસયાત્રાના કેટલાક પ્રસંગો યાદ કરતાં કરતાં તે ગળગળા થઈ ગયા. આજે અહીંથી ચડનાર ઓછા મુસાફરો હતા, તેથી બસ આવી પહોંચતાં જગા માટે ધક્કામુક્કી થઈ નહીં. મિશ્રાને સારી જગા મળી ગઈ. થોડી વારે બસ ઊપડી એટલે તે બે હાથ જોડી મને પ્રણામ કરતા રડી પડ્યા. તે જોઈ મારાથી પણ રહેવાયું નહીં. જોતજોતાંમાં બસ આંખોથી અળફસળફ થઈ ગઈ.

સૌરાષ્ટ્રના યાત્રીઓએ અલમોડાથી પોતાને ઘેર તાર કરી

'ગુરુપૂર્ણિમા' દિવસે તેમના ગુરુ ક્યાં હશે વગેરે વિષે પૂછાવ્યું હતું. તે બાબતમાં તેમને બે તાર મળ્યા હતા, પણ માહિતી ગૂંચવણભરી હતી. તેથી તે ચારેય યાત્રીઓએ આવતી કાલે સવારે અહીંથી બસ દ્વારા 'નૈનીતાલ' જવાનું નક્કી કર્યું.

સાંજે શ્રી શાંતિભાઈ ત્રિવેદી અને સ્વામી પ્રણવાનંદજી અમને મળવા આવ્યા. થોડી વારે શ્રી હરિરામ જોષી નામક અહીંના પ્રતિષ્ઠિત નાગરિક પણ અમને મળવા આવી પહોંચ્યા. તેઓ સ્વ. મોતીલાલ નહેરુના તેમ જ સ્વ. પંડિત જવાહરલાલ નહેરુના સેક્રેટરી રહી ચૂક્યા હતા. આજે સવારે મેં તેમના વિશેષ આગ્રહથી તેમને ત્યાં ફળાહાર કર્યો હતો. અમે વાતચીત કરી રહ્યા હતા તેવામાં ડૉક્ટર ખિંદુને લઈ ખાખીબાવા અમને મળવા આવ્યા. રાજદેવે આ બધાનો યથોચિત સત્કાર કર્યો. આવતી કાલે સવારે બાકીના યાત્રીઓ 'નૈનીતાલ' જવા રવાના થશે એવું જાહેર કરવામાં આવ્યું. એકાદ કલાક બાદ બધા મહેમાનો સવારે મળવાનું કહી વિદાય થયા.

નિત્ય-નિયમાનુસાર સંધ્યાનો સમય થતાં રાજદેવે ભગવાનની આરતી ઉતારી અમને પ્રસાદ વહેંચ્યો. યાત્રીઓ બે દિવસથી હૉટલનું ભાણું જમતા હતા. આજે રાતે પણ બધાએ તેનાથી પેટ ભર્યાં. આવતી કાલે અહીંથી વહેલા નીકળવું હતું, તેથી સરસામાન બાંધીને તૈયાર કરી નાખ્યો. ત્યાર પછી બધા નિરાંતે સૂઈ ગયા.

* * * * * * *

તારીખ ૨૬ જુલાઈ ને બુધવાર હતો. યાત્રીઓ વહેલા ઊઠી નાહી ધોઈ ને તૈયાર થઈ ગયા. ચા-પાણી પણ ઝટ પતાવ્યાં. રાજદેવ મને કહેવા લાગ્યા કે, "કૈલાસયાત્રા માટે ઘેરથી નીકળ્યાને આજે પંચાવનમો દિવસ છે. હવે તો જલદી જલદી હેમખેમ ઘેર પહોંચી જઈએ તો સારું. લોકો 'કાગને ડોળે' અમારી વાટ જોતાં હશે." આ વાત સાંભળી મને થયું કે આ સંસારીઓ તો ઘરના લોકોને યાદ કરે અને ઘેર જવા લાલાયિત થાય તે તો સ્વાભાવિક છે, પણ હું સંસારત્યાગી કોને યાદ કરું ને ક્યા ઘેર જાઉં! મને પેલો શ્લોક યાદ આવી ગયો :

"आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं।"

મેં બે હાથ જોડી અનાથનાથ કૈલાસપતિને મનોમન પ્રણામ કર્યાં. મને જોઈ રાજદેવ ખિન્ન વદને કહેવા લાગ્યા, "સ્વામીજી ! વિકટતમ આ કૈલાસયાત્રામાં આપણે ઘણા દિવસ સાથે રહ્યા. અતિ પરિચયથી જો કાંઈ અવજ્ઞા થઈ હોય તો તે બદલ બધા વતી હું ક્ષમા માગું છું. હવે થોડા કલાકમાં આપણે દેહથી વિખૂટા પડી જઈશું, કારણ કે આપણાં કાર્યક્ષેત્રો અલગ અલગ છે. આપ છો સંન્યાસી, અમે છીએ સંસારી. બોલ્યું-ચાલ્યું માફ કરજો અને કૃપાદૃષ્ટિ રાખજો," આમ કહેતાં રાજદેવે ભીની આંખે મને પ્રમાણ કર્યાં. આ જોઈ બધા યાત્રીની આંખે પાણી આવી ગયાં. મને 'સંન્યાસી ને સંસારી' વિષેનું પેલું ગીત યાદ આવી ગયું. એક 'સંસારી' સંન્યાસીને કહે છે કે :

"તારો વાસ ગગનમંડળમાં, મારો વાસ ભુવનમાં;
તું વિરક્ત હું નિરત વિશ્વમાં, તું તટસ્થ હું રણમાં.
તારું-મારું નભે ક્યાં સુધી, હે આકાશ-પ્રવાસી !
હું ગૃહસ્થ સૌનો દુઃખભોગી, તું અલિપ્ત સંન્યાસી."

થોડી વારે ખાખીબાવા અને સ્વામી પ્રણવાનંદજી આવી પહોંચ્યા. રાજદેવે યાત્રીઓ વતી તે બન્નેને અને મને જે કાંઈ 'પત્રમ્ પુષ્પમ્' આપવા વિચાર્યું હતું તે આપ્યું. ત્રણે સાધુઓએ તે ચારેય યાત્રીઓને આશીર્વાદ આપ્યા. યાત્રીઓનાં બિછાનાં ને સરસામાન બંધાઈ જતાં મજૂરોને બોલાવવામાં આવ્યા. હોટેલનું બીલ આવતાં તેનાં નાણાં ચૂકવી દેવામાં આવ્યાં. ત્યાર પછી સમય થતાં યાત્રીઓ કૈલાસપતિનો જયકાર કરી રવાના થયા. બસ-સ્ટેન્ડે પહોંચ્યા તેવામાં શ્રી જયંતીભાઈ ત્રિવેદી આવ્યા. જયંતીભાઈ જઈને ચારેય યાત્રીઓની 'નૈનીતાલ'ની ટિકિટ લઈ આવ્યા. નૈનીતાલની બસ આવી પહોંચતાં મજૂરો દ્વારા બધો સામાન બસને છાપરે ચડાવવામાં આવ્યો. ત્યાર પછી યાત્રીઓ ભારે હૈયે અમને બે હાથ જોડી 'બોલ્યું-ચાલ્યું માફ' કહેતાં અને આંખો ભીંજવતાં બસના પગથિયાં ચડી એક પછી એક અંદર જવા લાગ્યા. વિદાયવેળાના આ કરુણ દૃશ્યે કેટલા ય લોકોની આંખે ઝળઝળિયાં લાવી દીધાં. સ્વામી પ્રણવાનંદજી કહેવા લાગ્યા, "સંસાર-યાત્રાનો સંબંધ અલ્પકાલીન હોય છે પણ કૈલાસયાત્રાનો સંબંધ ચિરસ્થાયી છે, કારણ કે તે આધ્યાત્મિક છે." સ્વામીજીની આ ઉપદેશવાણીએ અમારાં હૃદય

હળવાં કર્યાં. એટલામાં કંડકટરે સીટી વગાડી અને ડ્રાઈવરે બસ હંકારી. 'આવજો આવજો' કહેતાં અમે હવામાં હાથ વીંઝવા માંડ્યા. બસમાં બેઠેલા ચારેય યાત્રી અમારા તરફ હાથ હલાવવા લાગ્યા. ઘરઘરાટી કરતી બસ થોડી વારમાં લીલાંછમ વૃક્ષોના ઝૂંડમાં અદ્દશ્ય થઈ ગઈ. બસ-સ્ટેન્ડે ઊભા ઊભા થોડી વાર વાતચીત કરી અમે અમારે પંથે પડ્યા. હું મારો સરસામાન ખભે ઊંચકી 'પાતાલદેવી આશ્રમ' તરફ આગળ વધવા લાગ્યો. મારા કાનમાં પેલું ભજન જાણે ગુંજવા લાગ્યું :

'દો દિનકા જગમેં મેલા, સબ ચલાચલીકા ખેલા.'

એ માઈલના હળવા ચડાણ-ઉતરાણનો પંથ કાપી હું 'પાતાળદેવી-આશ્રમ'માં આવી પહોંચ્યો. આશ્રમના સંચાલક બ્રહ્મચારીજીએ મને તે ઓરડીમાં ઉતારો આપ્યો, જેમાં હું કૈલાસયાત્રાએ નીકળતા પહેલાં થોડા દિવસ રહ્યો હતો. આ સ્થાન ઘણું નિરવ અને સાધનાને અનુકૂળ હતું. પાસે ભગવતી પાતાળદેવીનું મંદિર હતું. કહે છે કે અહીં યોગ-સાધના માટે સ્વામી શ્રી વિવેકાનંદ પણ કેટલાક દિવસ રહ્યા હતા. ( જુઓ ચિત્ર નં. ૧૭ ).

રાત્રે આરતી અને પ્રાર્થનાના કાર્યક્રમમાં હું આશ્રમના નાના બ્રહ્મચારીઓ સાથે જોડાયો. એક કલાક સત્સંગમાં વીત્યો. એ વાતની ખાતરી થઈ કે 'જ્યાં નિષ્પાપ બાળકો છે, ત્યાં ભગવાન છે.' રાતે હું દૂધ પીને સૂઈ ગયો.

રાતના પાછલે પ્રહરે મને એક અદ્દભુત સ્વપ્ન આવ્યું. તેમાં હું પવિત્ર કૈલાસની સમક્ષ બે હાથ જોડી અને ગદ્દગદ્દ થઈ પ્રાર્થના કરી રહ્યો હતો તેવામાં કૈલાસની આકૃતિ 'ધ્યાનસ્થ શિવ' જેવી બની ગઈ. તે જોઈ મારી આંખો વરસી પડી. એટલામાં ભગવાન શિવે પોતાનાં કમળનેત્ર ખોલી મને સસ્મિત વદને કહ્યું, "તું અહીંથી ત્રણ દિવસ બાદ રવાના થઈ સીધો 'કાશી' જા અને સોમવારે મારા મંદિરે ( કાશી-વિશ્વનાથ મંદિરે ) આવી મારા દિવ્યવિગ્રહ ( જ્યોતિર્લિંગ ) પર કૈલાસ-માનસરોવરના જળનો અભિષેક કર. તારું કલ્યાણ થશે." ભગવાનના છેલ્લા શબ્દો પૂરા થતાં જ મારી આંખો ઊઘડી ગઈ. હું સફાળો બેઠો થઈ ઓરડાની બહાર આવ્યો. બ્રાહ્મમુહૂર્તની શુભ વેળા

હોવાથી વાયુમંડળ પવિત્ર હતું. મારા હૈયામાં ઉમંગ માતો નહોતો. મને ખાતરી થઈ ગઈ કે દુનિયામાં મને પણ કોઈક બોલાવનાર છે ખરું.

'અનાથનો નાથ, તે જ અનાથનાથ.'

ગુરુ, શુક્ર ને શનિ—ત્રણ દિવસ જપ-ધ્યાનમાં વ્યતીત કરી 'સંકટ ચોથ'ને શુભ દિવસે (તારીખ ૩૦ જુલાઈ, રવિવારે) સવારે હું અલમોડાથી બસ દ્વારા 'કાઠગોદામ' જવા રવાના થયો. આ સંકટ ચોથને શુભ દિવસે ભગવાન આશુતોષ મને ભવસંકટથી વિમુક્ત કરવા જાણે પોતા તરફ ખેંચી રહ્યા હતા. આખે રસ્તે હું મહામંત્રનો જપ કરતો સાંજે 'કાઠગોદામ' સ્ટેશને આવી પહોંચ્યો. અહીંથી રાતની ગાડીમાં બેસી બીજે દિવસે સવારે 'લખનૌ' આવ્યો અને તરત જ 'કાશી'ની ગાડી મળી જતાં તેમાં બેસી ૩૧ જુલાઈ ને સોમવારે સાંજે 'વારાણસી જંકશન' આવી પહોંચ્યો. ગાડીના ડબામાંથી ઉતરી મજૂરને માથે મારું બિછાનું ચડાવી રહ્યો હતો તેવામાં એક પરિચિત વ્યક્તિ પ્લૅટફૉર્મ પર ઊભેલી જોવામાં આવી. મેં તાળી પાડી તેનું ધ્યાન મારા તરફ ખેંચ્યું એટલે તે વ્યક્તિ મારી પાસે આવી. મેં તેને પૂછ્યું, "કેમ, કોને લેવા આવ્યા છો?" તેણે મારે ખભે સ્નેહાળ હાથ મૂકી સ્મિત વેરતાં પ્રત્યુત્તર આપ્યો, "આપને જ સ્તો." તે સાંભળી હું હેરત પામ્યો. મેં તેને સાશ્ચર્ય કહ્યું, "પણ મેં તો તને મારા આગમન વિષે કાંઈ જણાવ્યું નહોતું." તે કહેવા લાગ્યો, "આજે બપોરે સૂતો હતો ત્યારે સ્વપ્નમાં ગાડી દેખાઈ, જેમાંથી તમે નીચે ઉતરી રહ્યા હતા. જાગ્યો ત્યારે મને થયું કે લાવને સ્ટેશને ચક્કર મારી આવું. તેથી અહીં આવ્યો છું." તે યુવકનો અનુભવ સાંભળી મને પારાવાર આશ્ચર્ય થયું. ટિકિટ-માસ્તરને ટિકિટ આપી અમે સ્ટેશન બહાર આવ્યા અને રિક્ષા ભાડે કરી તે પર 'આનંદમયી આશ્રમ' આવ્યા. અહીં એક ઓરડામાં સામાન મૂકી થોડો વિશ્રામ કર્યા બાદ હું ગંગાના ઘાટ પર આવ્યો. કેટલાક દેશી-વિદેશી સહેલાણીઓ નાની મોટી નૌકાઓમાં બેસી ગંગા નદી પર સહેલગાહ કરી રહ્યા હતા. ઘાટ પર કેટલાક લોકો બેઠા બેઠા તે દૃશ્ય નિહાળી રહ્યા હતા. કેટલાંક ધાર્મિક નરનારી ગંગાસ્નાન કરી રહ્યાં હતાં. મેં કર જોડી 'ગંગામૈયા'ને પ્રાર્થના કરી :



કાશીમાં ભગવાન શ્રી કાશીવિશ્વનાથ [ચિ. નં. ૯૩]

સાનંદમાનંદવને વસંતં
આનંદકંદં હતપાપવૃંદમ્ ।
વારાણસીનાથમનાથનાથં
શ્રી વિશ્વનાથં શરણં પ્રપદ્યે ॥

"नमामि गंगे तव पादपंकजं, सुरासुरैर्वन्दितदिव्यरूपम् ।
भुक्तिं च मुक्तिं च ददासि नित्यं, भावानुसारेण सदा नराणाम् ॥"

પુણ્યસલિલા ભગવતી ગંગાનું સ્મરણ કરતાં કરતાં તેમાં ઊતરી ડૂબકીઓ મારી સારી પેઠે સ્નાન કર્યું અને જળનું કમંડલુ ભર્યું. પછી નિવાસસ્થાને આવી વસ્ત્ર બદલી હું પગપાળો 'વિશ્વનાથ મંદિરે' જવા નીકળ્યો. કાશીની વાંકીચૂંકી ગલીઓમાં થઈ છેવટે 'વિશ્વનાથ મંદિરે' આવી પહોંચ્યો. એક પરિચિત વૃદ્ધ માળી પાસેથી કમળનાં ફૂલ, ગુલાબનાં ફૂલની મોટી માળા, બિલ્વપત્ર વગેરે ખરીદી હું મંદિરમાં પ્રવેશ્યો, ભક્તોની ભીડ વધતી જતી હતી. પ્રભુદર્શન માટે મારું મન તડપી રહ્યું હતું. હું મંદિરના ગર્ભાગારમાં દાખલ થઈ એક ખૂણામાં ચૂપચાપ ઊભો રહ્યો. ભક્તો વારાફરતી દર્શન કરતા જતા હતા. મંદિરના મુખ્ય પૂજારીની મારા પર એકાએક દૃષ્ટિ પડતાં તે મારી પાસે આવ્યો અને 'ચલિયે ન' એમ કહેતો મને જ્યોતિર્લિંગ સન્નિકટ લઈ ગયો. જાણે પ્યારા પ્રભુએ જ તેને મોકલ્યો ન હોય! પૂજારીએ દર્શનાર્થીઓની ભીડને થોડી વાર રોકી રાખી તે દરમિયાન હું ભગવાન કાશીવિશ્વનાથ જ્યોતિર્લિંગ પર કૈલાસ–માનસરોવરના પવિત્રતમ જળ વડે અભિષેક કરવા લાગ્યો. મારા હૈયામાં ઉમંગ હેલે ચઢ્યો હતો અને શરીર રોમાંચિત હતું. તે વખતે કોઈ એક દર્શનાર્થી મહિલા આંખ મીંચી અને બે હાથ જોડી ગદ્ગદ્ કંઠે અચાનક બોલી ઊઠી, 'કૈલાસપતિ કી જય, કૈલાસપતિ કી જય!' આ શુભ નામ સાંભળતાં હું પ્રભુ–પ્રેમના આવેગથી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો. તે વખતની મારી સ્થિતિનું હું શબ્દો દ્વારા શું વર્ણન કરવા અસમર્થ છું. તે વખતે મને ક્ષણભર જ્યોતિર્લિંગના જગાએ મહા તેજસ્વી ઓંકારનાં અદ્ભુત દર્શન થયાં. મેં મારી જાતને કૃતાર્થ માની. દેહભાન થતાં મેં બિલ્વપત્રો, પુષ્પ અને પુષ્પમાળા વડે ભગવાન 'કાશી વિશ્વનાથ'ને શણગાર્યા અને નૈવેદ્ય નિવેદન કરી આરતી ઉતારી. ત્યાર પછી ઊભો રહી બે હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો: ( જુઓ ચિત્ર નં–૯૭ ).

"હે વિશ્વનાથ, હે પશુપતે, હે કૈલાસનાથ, ગુણાતીતરૂપ પ્રભો! હે સંસારના આદિકારણ, હે પ્રકાશસ્વરૂપ, મંગલમય મહાદેવ! હે નીલકંઠ, હે ગણનાથ, ચંદ્રશેખર, મહેશ્વર, ત્રિશૂલિન દેવ! આપ જ

જગતના ઇચ્છારહિત અને આદિકારણ છો. આપ જ નિરાકાર છતાં ય આકારવાળા, પ્રકાશોના ય પ્રકાશ અને પ્રણવ દ્વારા જાણવા યોગ્ય છો. આ સમસ્ત જગત્ આપના વડે જ ઉત્પન્ન થયેલું છે, આપનામાં સ્થિર રહેલું છે અને આપનામાં જ તેનો લય થઈ જાય છે. હે દેવોના દેવ, મહાદેવ! હે વિશ્વમૂર્તિ! હે અમૂર્તમૂર્તિ! હે વિભો! આપને હું મારા બન્ને હાથ અને મસ્તક વડે પ્રણામ કરું છું. હે ચિદાનંદમૂર્તિ! આપને હું હૃદયથી પ્રણામ કરું છું. હે તપ અને યોગ વડે પ્રાપ્ય પ્રિય પ્રભો! આપને હું મનથી પ્રણામ કરું છું. હે વિશ્વનાથ! હે ત્રિપુરારિ! હે મહેશ્વર! હે કરુણાવરુણાલય! આપને હું શરીર, મન, હૃદય, પ્રાણ, બુદ્ધિ વડે પ્રણામ કરું છું, પ્રણામ કરું છું. આપ મારા હૃદયને વિશુદ્ધ બનાવી તેને આપનું 'કૈલાસધામ' બનાવો. ગણોસહિત પધારી તે પવિત્ર ધામમાં આપ ડમરુ બજાવતાં બજાવતાં આનંદથી સદૈવ નૃત્ય કરો. આપનાં પુનિત ને મૃદુ ચરણોનો સ્પર્શ થતાં હું દેહભાન ભૂલી જાઉં. 'હું', 'મારું' વગેરેનું લેશમાત્ર અસ્તિત્વ ન રહેતાં આપ સ્વયં શેષ રહી જાઓ. આપને જ આ દશ્યમાન જગત્માં અને આ બધાને આપમાં અનુભવ કરું. હે મહા–જ્યોતિર્લિંગસ્વરુપ દેવાધિદેવ! આ બાળક પર કૃપા કરો, કૃપા કરો :

"એહ્યેહિ ગૌરીશ! પિનાકપાણે! શશાંકમૌલે! વૃષભાધિરૂઢ।
દેવાધિદેવેશ! મહેશ! શંભો! ગૃહાણ પૂજાં ભગવન્નમસ્તે ॥"

આ પ્રમાણે પ્રાર્થના કરી મેં 'સાષ્ટાંગ–દંડવત્–પ્રણામ' કર્યા. મુખ્ય પૂજારીએ મહાપૂજા વખતે ભગવાનને [illegible] કેસરિયું ચંદન મારા કપાળે લગાડયું અને ભગવાનને ચડેલી રંગબેરંગી સુવાસિત પુષ્પોની મોટી માળા મારી ડોકમાં પહેરાવી. એક શ્રીફળ અને પેંડાનો પ્રસાદ પણ મને આપ્યો. મેં પૂજારી પાસે ભગવાનનું તીર્થોદક (અભિષેક કરેલું જળ) માગ્યું એટલે તેમણે ચાંદીના પંચપાત્ર વડે થાળામાંથી તે લઈ મને આપ્યું. મેં તેનું ત્રણ વાર આચમન કર્યું અને બાકીનું ખાલી કમંડલુમાં ભર્યું. પછી મુખ્ય પૂજારીને દક્ષિણા આપી. ઝાઝી દક્ષિણા મળવાથી તે પ્રસન્ન થઈ ગયા અને પોતાના બે હાથ ઊંચા કરી મને આશીર્વાદ આપવા લાગ્યા. ત્યાં ઉપસ્થિત દર્શનાર્થીઓને મેં સંભળાય તેવી રીતે જણાવ્યું કે, "થોડી મિનિટ પહેલાં મેં જે પવિત્ર જળ વડે ભગવાન્ કાશી–વિશ્વનાથને અભિષેક કર્યો

હતો, તે જળ મહાતીર્થક્ષેત્ર 'કૈલાસ' અને 'માનસરોવર'નું હતું. હું ત્યાંની અત્યંત વિકટ યાત્રા કરીને આજે જ આ કાશી નગરીમાં હેમખેમ આવી પહોંચ્યો છું. કૈલાસનું જળ તો બરફ પર ઘણે ઊંચે ચડી ત્યાંથી ભર્યું હતું. માટે બધાં દર્શનાર્થીઓ પૂજારીજીને વિનંતી કરી આ 'તીર્થોદક'નું અવશ્ય આચમન કરો અને કૃતાર્થ થાવ."

મારી આ વાણી ધ્યાનથી સાંભળી રહેલાં દર્શનાર્થી નરનારીએ હર્ષઘેલાં થઈ 'તીર્થોદક' લેવા માટે ધસારો કર્યો. પૂજારીએ બધાંને હારબંધ થવા અને એક પછી એક આવવા આદેશ કર્યો. બધાં તે પ્રમાણે ગોઠવાઈ ગયાં. તે જોઈ મેં પૂજારીને કહ્યું, "અભિષેક સમયે 'કૈલાસપતિની જય.' બોલનાર પેલી ભક્ત નારીને સૌ પહેલાં 'તીર્થોદક' આપો." તેમણે મારી વાત સહર્ષ માની તે પ્રમાણે કર્યું. તે સ્ત્રી તો ગદ્ગદ થઈ 'તીર્થોદક' પી ગઈ અને 'જય બાબા કૈલાસપતિ, જય બાબા કૈલાસપતિ' એમ રટતી રટતી મંદિરની પ્રદક્ષિણા કરવા લાગી. કૈલાસ-માનસરોવરના 'તીર્થોદક'ના સમાચાર વાયુવેગે મંદિર બહાર પહોંચી જતાં જોતજોતાંમાં દર્શનાર્થીઓની ભારે ભીડ થઈ ગઈ. તે જોઈ હું ત્યાંથી હળવેક રહીને બહાર નીકળી ગયો. મને બહાર આવેલો જોઈ બધા લોકો મારાં ચરણ પકડવા ઊમટી પડ્યા. તે જોઈ મને થયું કે જો હું અહીંથી વેળાસર પલાયન નહીં થઈ જાઉં તો ઘણી લાંબી કૈલાસયાત્રા કરવાથી મારા જે પગ તરડાયા ને ઘસાયા નથી તે પગનું હવે આવી બનવાનું છે. મેં હાક મારી પૂજારીજીને બોલાવ્યા. તે બિચારા ઝટ દોડતા આવ્યા. તેમની મદદથી હું ગલીમાંથી નીકળી ગયો અને દોડવા લાગ્યો. 'વિશ્વનાથ ગલી'ની બહાર નીકળી રસ્તા પર આવ્યો તો ય બે ભક્તોએ મારો પીછો છોડ્યો નહીં. છેવટે તે બેઉએ મારા પગ પર તેઓનું માથું અડાડ્યું જ. તે કહેવા લાગ્યા કે, "જે પગ આપણાં મહાપાવનકારી તીર્થ કૈલાસ-માનસરોવરની યાત્રા કરી આવ્યા, તેને માથું અડાડ્યા વિના છોડીએ તો અમારો ધર્મ લાજે. આવા તીર્થયાત્રી તો ભગવાનનું હૃદય છે." મારા પ્રત્યેની તે લોકોની આવી ઊંચી ભાવના જોઈ હું ભાવવિભોર થઈ ગયો. તે બેઉ સજ્જનને થોડો થોડો પ્રસાદ આપી હું ત્યાંથી ઝટપટ વિદાય ગયો.

કેદારેશ્વરની ગલીમાં એક પરિચિત સજ્જન સામા મળ્યા. ઘણાં વર્ષોથી તે પ્રતિદિન સાયં-આરતી સમયે 'અન્નપૂર્ણા મંદિર' જતા હતા.

હું કાંઈ બોલું તે પહેલાં જ તે કહેવા લાગ્યા, "ચાલો મારી સાથે અન્નપૂર્ણામાતાનાં દર્શને." હું ચૂં-ચાં કર્યા સિવાય તેમની સંગાથે ચાલી નીકળ્યો. થોડી વારે અમે ભગવતી અન્નપૂર્ણાના મંદિરે આવી પહોંચ્યા. મહાદ્વાર પાસે બેઠેલા એક માળી પાસેથી અમે 'જપાકુસુમ' નામક લાલ પુષ્પની બે માળા, બિલ્વપત્ર, વગેરે ખરીદ્યાં. સમીપની મિઠાઈની દુકાનેથી પેંડા પણ ખરીદ્યા. પછી અમે મંદિરમાં પેઠા.

આજે માતા અન્નપૂર્ણાનો શ્રૃંગાર ચિત્તાકર્ષક હતો. દીપિકામાં દીપક ઝળહળી રહ્યા હતા. વાતાવરણ દિવ્ય હતું. મને થયું કે કેવળ 'કાશીવિશ્વનાથ'નાં દર્શન કરી હું મારે નિવાસસ્થાને ચાલ્યો ગયો હોત તો આજનાં દર્શન અપૂર્ણ ગણાત. જે માતાની કૃપાથી હું કૈલાસ-માનસરોવરની યાત્રા દરમિયાન ભૂખ્યો નથી રહ્યો, તેનાં દર્શન તો મારે અવશ્ય કરવાં જોઈએ. આ માતાએ કોઈના માધ્યમ દ્વારા મને અહીં ખેંચી લાવ્યો છે, તે ખરેખર એક ચમત્કાર જ કહી શકાય. હું બે હાથ જોડી ભાવવિભોર થઈ ગાવા લાગ્યો :

"કૈલાસાચલકંદરાલયકરી, ગૌરી ઉમા શંકરી,
કૌમારી નિગમાર્થગોચરકરી, ઓમ્કાર બીજાક્ષરી;
મોક્ષદ્વારકપાટપાટનકરી, કાશીપુરાધિશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલંબનકરી, માતાન્નપૂર્ણેશ્વરી."

પ્રાર્થના કર્યા બાદ 'સાષ્ટાંગ-દંડવત્-પ્રણામ' કરી ઊભો થતાંવેંત પૂજારીએ માતા અન્નાપૂર્ણાના પ્રસાદરૂપી પુષ્પમાળા મને પહેરાવી દીધી અને હેતે પ્રસાદ આપ્યો. આજે મારા હૈયામાં [illegible] આનંદ હતો. પૂજારીને દક્ષિણા આપી અને મંદિરની પ્રદક્ષિણા કરી અમે બહાર આવ્યા. આજના શુભ દિવસે મને માતા અન્નપૂર્ણાનાં દર્શન કરાવવા બદલ મેં પરિચિત સજ્જનનો ઘણો આભાર માન્યો. તે સસ્મિત વદને કહેવા લાગ્યા, "હું આપને માતા અન્નપૂર્ણા-મંદિરે લઈ આવ્યો છું તેમ તમે મને ભવિષ્યમાં ક્યારેક પિતા કૈલાસપતિનાં દર્શને લઈ જજો." મેં મધુર વાણીમાં પ્રત્યુત્તર આપ્યો, "કૈલાસપતિની કૃપા હશે તો તે પણ અસંભવ નથી."

કાશીની ગલી પછી ગલી પાર કરતાં અમે 'હનુમાન ઘાટ' પાસે આવી પહોંચ્યા. ત્યાંથી તે સજ્જન પોતાના ઘર તરફ વળ્યા, જ્યારે હું બેચાર ગલી પાર કરી મારે નિવાસસ્થાને આવી પહોંચ્યો. મહાપુણ્ય-

પ્રદ 'કૈલાસ' અને 'માનસરોવર'ની યાત્રા હેમખેમ પૂરી કરી આજે શુભ દિવસે પરમપિતા 'કાશીવિશ્વનાથ' અને પરમમાતા 'અન્નપૂર્ણા' નાં દર્શન કરવાથી મેં મારી જાતને ધન્ય માની.

" ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ "
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## —: તીર્થયાત્રીના લક્ષણો :—

" अश्रद्धानः पापात्मा नास्तिकोऽच्छिन्नसंशयः ।
हेतुनिष्ठश्च पञ्चैते न तीर्थफलभागिनः ॥ " (વાયુ પુરાણ)

[ અશ્રદ્ધાવાન, પાપી, નાસ્તિક, સંશયાત્મા તથા કુતર્કી–આ પાંચ પ્રકારના લોકોને 'તીર્થ'નું ફળ મળતું નથી. ]

" यस्य हस्तौ च पादौ च मनश्चैव सुसंयतम् ।
निर्विकाराः क्रियाः सर्वाः स तीर्थफलमश्नुते ॥ " (સ્કંદ પુરાણ)

[ જેનાં હાથ–પગ અને મન સારી રીતે વશમાં હોય તથા જેની સર્વ ક્રિયા નિર્વિકારભાવથી સંપન્ન થતી હોય, તે જ 'તીર્થ'નો પૂરો લાભ પ્રાપ્ત કરે છે. ]

" कामं क्रोधं च लोभं च यो जित्वा तीर्थमाविशेत् ।
न तेन किंचिदप्राप्तं तीर्थाभिगमनाद् भवेत ॥ "

[ જે વ્યક્તિ કામ, ક્રોધ અને લોભને જીતી તીર્થોમાં પ્રવેશ કરે છે તેને તીર્થયાત્રા દ્વારા સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે. ]



## —: માનસરોવર પીગળે છે ત્યારે :—

હે માનસરાજ! બ્રહ્મમાનસોદ્‌ભવ! અદ્‌ભુત-મહિમા-શાલિન! તમારો જય થાવ! જુઓ, નૂતન વસ્ત્ર ધારણ કરેલા એવા તમને જોઈને તીર પરના નિવાસીઓના આનંદનો પાર રહ્યો નથી. તમે શીતકાળમાં જ્યારે શ્વેત વસ્ત્ર ધારણ કરી રહ્યા હતા (ઠરી રહ્યા હતા) તે વખતે જેવી રીતે તે લોકો આનંદ અને ઉલ્લાસમાં તન્મય હતા, તેવી જ રીતે અત્યારે તમને જોઈ આનંદ પ્રગટ કરવા માટે તે લોકો પોતાના ઘર, મઠ અને તંબૂઓની ઉપર રંગબેરંગી ધજા-પતાકા ફરકાવી ધૂપ-દીપ સહિત પૂજા-પાઠ અને સ્તોત્રોનાં ગાન કરી રહ્યા છે. 'સો...સો...સો...' પવિત્ર શબ્દનું ઉચ્ચ સ્વરે ઉચ્ચારણ કરતાં દેવતાઓને ઉદ્‌બોધિત કરી રહ્યા છે. હું તમને નમસ્કાર કરું છું. તમારી જ અસીમ કૃપાથી હું આ પાવન તટ પર આખું ય વર્ષ નિવાસ કરી શક્યો. ધન્યોઽસ્મિ."

"ससर्ज मनसा ब्रह्मा मुदा रत्नेन शेखरे ।
त्रिंशद् योजनविस्तारं तदेवाग्र च विस्तरम् ॥"

*

## —: માનસરોવરનું નવવસ્ત્રપરિધાન :—

હે નિરુપમ બિંદુસર! તમારું આ નૂતન વસ્ત્ર નિર્મળ નીલમણી કે સ્વચ્છ પિરોજા સદૃશ કે શરદ ઋતુના આકાશ જેવું, અતિ ગંભીર અને મનમુગ્ધકારી છે. [illegible] પ્રતીત થાય છે; જાણે મુક્તિરૂપી નારી મૂર્તિમંત થઈ આવી પહોંચી છે, અથવા જગન્મોહિની ભગવતી કે નિર્વાણનું મૂર્તસ્વરુપ સમક્ષ આવી ઊભું છે.

"कैलासपर्वते राम! मनसा निर्मितं परम् ।
ब्रह्मणा नरशार्दूल! तेनेदं मानसं सरम् ॥"
('વાલ્મીકિ રામાયણ')

"ततो गच्छेत् राजेन्द्र मानसं तीर्थमुत्तमम् ।
तत्र स्नात्वा नरो राजन् रुद्रलोके महियते ॥"
('મહાભારત'-વનપર્વ)

## જય કૈલાસપતિ ! ૐ જય કૈલાસપતિ !

### —: શિવનામાવલિ–અષ્ટકમ્ :—

હે ચંદ્રચૂડ, મદનાંતક શૂલપાણે
સ્થાણો ગિરીશ ગિરિજેશ મહેશ શંભો,
ભૂતેશ ભીતિભયસૂદન મામનાથં
સંસારદુઃખગહનાજ્જગદીશ રક્ષ....(૧)

હે પાર્વતીહૃદયવલ્લભ ચંદ્રમૌલે
ભૂતાધિપ પ્રમથનાથ ગિરીશજાપ,
હે વામદેવ ભવ રુદ્ર પિનાકપાણે
સંસારદુઃખગહનાજ્જગદીશ રક્ષ....(૨)

હે નીલકંઠ વૃષભધ્વજ પંચવક્ત્ર
લોકેશ શેષવલય પ્રમથેશ શર્વ,
હે ધૂર્જટે પશુપતે ગિરિજાપતે માં
સંસારદુઃખગહનાજ્જગદીશ રક્ષ....(૩)

હે વિશ્વનાથ શિવ શંકર દેવદેવ
ગંગાધર પ્રમથનાયક નંદિકેશ,
બાણેશ્વરાંધકરિપો હર લોકનાથ
સંસારદુઃખગહનાજ્જગદીશ રક્ષ....(૪)

વારાણસ[illegible]પતે મણિકર્ણિકેશ
વીરેશ, દક્ષમખકાલ વિભો ગણેશ,
[illegible]ર્જ્ઞ સર્વહૃદયૈકનિવાસ નાથ
સંસારદુઃખગહનાજ્જગદીશ રક્ષ....(૫)

શ્રીમન્મહેશ્વર કૃપામય હે દયાલો
હે વ્યોમકેશ શિતિકંઠ ગણાધિનાથ,
ભસ્માંગરાગ નૃકપાલકલાપમાલ
સંસારદુઃખગહનાજ્જગદીશ રક્ષ....(૬)

